વર્ષ : ત્રીજું
અંક : દશમો

# નવયુગ

તંત્રી :
સીતારામ જ. શર્મા

જેમની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત [illegible] આણંદજી [illegible] જાન્યુઆરી : ૧૯૩૨
તરફથી [illegible] સપ્રેમ ભેટ.



શ્રીમતી કમળા
દેવી ચટ્ટોપાધ્યાય



સરદાર વલ્લભભાઈ પટેલ

રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ



વર્ષ: ૩ જું.] એપ્રીલ : ૧૯૩૧ [અંક ૧ લો

# સહિયારો સામ્રાજ્યવાદ

: લેખક :

તંત્રી

કરાંચીમાં મળેલી મહાસભાનું આજ સુધી જેટલું કામ થઇ ચુક્યું છે તે જ મહાસભાના સુખીઓની મનોદશાના માપ માટે પુરતું છે. પ્રમુખ સરદાર વલ્લભભાઇનું ભાષણ વંચાઇ ગયું અને દીલ્હીના યુદ્ધ વીરામની શરતોનો સ્વીકાર તેમ જ ગોળમેજીમાં જવાનો અંગીકાર કરનારો જે મુખ્ય ઠરાવ મહાત્માજીએ મસલત સમીતીમાં પોતાને મનગમતી રીતે પસાર કરાવ્યો છે, તે પછી હવે મહાસભા માટે મહત્વનું કામકાજ કશું જ બાકી રહ્યું નથી. આ રીતે થયેલા કામને જોતાં જે એક મહત્વનો મુદ્દો ઉપર તરી આવે છે તે એ છે કે, મહાસભાના વર્તમાન મોવડીઓ બ્રીટીશ સામ્રાજ્યવાદની સામે લડતા નથી તેમને બ્રીટીશ સામ્રાજ્યવાદની સામે, એ સામ્રાજ્યવાદની નીતી રીતી સામે એક ચુંકાર પણ કરવો નથી. પરંતુ તેને સામ્રાજ્યવાદની સાથે સહીયાર કરવું છે.

સરદાર વલ્લભભાઇ મહાસભાના મંચ ઉપરથી પોતાની સાફ સાફ વાણીમાં આ સંબંધમાં સીધે સીધો ખુલાસો કરી દે છે કે:

"...સંપુર્ણ સ્વરાજનો એ અર્થ નથી, કદી નહોતો, કે બ્રીટન અથવા તો બીજી કોઇ પણ સત્તા સાથે કશો સંબંધ ન રાખવાનું પુચ્છું કાયમને માટે પકડી રાખવું. એક બીજાના હીતની ખાતર આપણે બીજા રાજ્યની સાથે સહીયાર જરૂર કરી શકીએ છીએ."

કરાંચી મહાસભાના પ્રમુખ માત્ર આટલું કહીને જ અટકતા નથી પરંતુ મહાસભાના સુત્રધારો સામ્રાજ્યવાદમાં સહીયારી ગોઠવણ કરવામાં પુરેપુરી શ્રદ્ધા સેવે છે. તે તો સરદારનાં નીચેનાં વચનો પુરવાર કરે છે:

"મને ખબર છે કે દેશમાં એક એવો પક્ષ પણ પ્રબળ છે કે જેનું કહેવું છે કે સહીયારાનો વીચાર કરીએ તે પહેલાં એકવાર પુરેપુરા છુટાછેડા થવા જોઇએ. પણ હું તે પક્ષનો નથી."

સરદાર વલ્લભભાઇ એ વાત બરોબર જાણે છે કે, સામ્રાજ્યવાદથી છુટાછેડા કર-

વાની હીમાયત કરનારા પક્ષમાંના એક પંડીત જવાહરલાલ હતા. કલકત્તા મુકામે મળેલી મહાસભામાં તેમણે આવા સહીયારાની અંદર રહેલી ભાવનાઓ તેમ જ જવાબદારીઓનું વર્ણન કર્યું હતું અને તેથી લાહોરની મહાસભાએ જે સંપુર્ણ સ્વતંત્રતાનો ઠરાવ મોટી બહુમતીથી પસાર કર્યો હતો, તે ઠરાવથી ખુદ રાષ્ટ્રીય મહાસભા સામ્રાજ્યવાદ સાથે સહીયારૂં નહીં કરવા માટે બંધાઇ ચુકી હતી. પરંતુ મહાત્માજીએ જેમ સંપુર્ણ સ્વતંત્રતાની વ્યાખ્યાઓ વારંવાર બદલી છે, તે જ રીતે અત્યારે સરદાર વલ્લભભાઇ એ માર્ગના પ્રવાસી બનીને આપણને સંભળાવે છે કે, એવી માન્યતા ધરાવનારો "દેશમાં એક પ્રબળ પક્ષ છે." છતા પોતે તે પક્ષના નથી. અર્થાત્ સરદાર વલ્લભભાઇ સામ્રાજ્યવાદી નીતી રીતીમાં શ્રદ્ધા ધરાવી, તેની સાથે સહીયારૂં કરવામાં જરા જેટલો યે વાંધો જોતા નથી.

પરંતુ સામ્રાજ્યવાદની સાથે સહીયારૂં કરવા તત્પર થનારાઓ એ ભુલી જાય છે કેઃ [૧] પૃથ્વી પરનો સામ્રાજ્યવાદ હમેશાં હીંસામાં માનતો હોય છે, અહીંસાવાદની સામે એને હમેશનું બીયાબારૂં હોય છે; [૨] મુડીવાદના પાયા ભરપટ્ટે મક્કમ બનાવવા એ સામ્રાજ્યવાદની મોટામાં મોટી મહત્વાકાંક્ષા હોય છે અને તેથી તે પૃથ્વીના પટ પર પોતાનો વીસ્તાર વધુ અને વધુ વ્યાપક બનાવવા હમેશાં સાવધાનીથી તત્પર રહે છે. એની એ નીતીને લીધે તેનો પંજો ખાસ કરીને જગતની રંગીન પ્રજાઓ ઉપર જોરથી પડે છે, અને તેમની પાસેથી બને તેટલું આર્થીક શોષણ તે ચાલુ જ રાખે છે;-[૩] સામ્રાજ્યવાદ હમેશાં માનવબંધુભાવનો અને સમાજવાદનો પ્રબળ શત્રુ બનેલો રહે છે. એટલે જો હીંદુસ્થાનની રાષ્ટ્રીય મહાસભાના મોવડીઓને સામ્રાજ્યવાદની સાથે સહીયારૂં રાખવું હશે તો, તેઓ 'અહીંસાના સામુદાયીક પ્રયોગ'માં જે અટલ શ્રદ્ધા વારંવાર જાહેર કરે છે, તે પ્રયોગને તેમણે છોડી દેવો પડશે. કેમકે એક જ મ્યાનમાં જેમ બે તરવારો એકી વખતે સમાઇ શકે નહીં, તેમ ધખધખતા હીંસાવાદની સાથે સાથે શાંત અહીંસાવાદનો સમાવેશ કરી શકાશે નહીં. સામ્રાજ્યવાદની સાથે 'એકવાર પુરેપુરા છુટાછેડા થવા જોઇએ' એમ માનનારો પક્ષ સામ્રાજ્યવાદની સ્વાર્થી અને જગતની કરોડો જેટલી રંગીન પ્રજાઓને ચુસનારી નીતીમાં હીંદને ભાગીદાર બનવું પડે નહીં તેટલા માટે જ એવો આગ્રહ કરે છે, એ વાત સરદારે તે પક્ષને ઉતારી પાડવા પહેલાં સમજવાની જરૂર હતી.

...

સરદાર વલ્લભભાઇ પોતાના ભાષણમાં આગળ ચાલતાં ગોરા વ્યાપારીઓની સમાન દરજ્જા અને સમાન વર્તાવની વાત કરતાં શંકા ઉઠાવે છે કેઃ

"રાક્ષસ અને વહેંતીયા વચ્ચે, કુંજર અને કીડી વચ્ચે સમાન દરજ્જો હોઇ શકે ખરો કે?" પરંતુ ગોરા સામ્રાજ્યવાદની સાથે સહીયારૂં કરવાની વાત કરતી વખતે તેમણે આવો જ અગત્યનો મુદ્દો વીસારે પાડ્યો છે એ આશ્ચર્યની વાત છે. બ્રીટીશ સામ્રાજ્યની વર્તમાન વ્યવસ્થા અને બંધારણ જોતાં હીંદનું તેની સાથેનું સહીયારૂં કુંજર અને કીડી જેવું જ છે.

આ સંબંધમાં મહાત્મા ગાંધીજીનું મસલત સમીતીમાંનું ભાષણ વીશેષ પ્રકાશ પાડે છે. તેમણે યુધ્ધવીરામની શરતોના સ્વીકારના ઠરાવનો ખરડો રજુ કરતાં કહ્યું છે કેઃ

"બ્રીટીશ સરકાર સાથેનો હીંદનો વર્તમાન દરજ્જો માલીક અને નોકર જેવો છે. પરંતુ તેની સાથે સહીયારૂં કરતાં તે સંબંધ બદલાઇને મીત્રતાનો સંબંધ બનશે."

એટલે સામ્રાજ્યવાદમાં શેઠ નોકરના સંબંધથી હીંદને રહેવું પસંદ નથી, પણ સમાન મીત્ર તરીકેનો સંબંધ બાપુજી બેલાશક સ્વીકારશે, એ સ્વીકારમાં સામ્રાજ્યવાદનું સહીયારૂં તેના સ્પષ્ટ અર્થમાં સ્વીકારાયું છે. ગાંધીજી કહે છે કે, હીંદુસ્થાનને એ મરજીયારી ભાગીદારીમાંથી જ્યારે છુટા થવું હોય ત્યારે તે થઇ શકશે, તે જ રીતે બ્રીટીશ સામ્રાજ્યને પણ ઇચ્છા હશે ત્યારે તે હીંદની સાથેની ભાગીદારીમાંથી છુટું થઇ શકશે. આ કલ્પના જ અમને તો વીચીત્ર લાગે છે. હીંદને સંરક્ષણના નામે સામ્રાજ્યવાદ જે જે સાંડસાઓમાં સપડાવી રાખવાની વાતો કરે છે, તેમાં જ તેનો જે હેતુ રહેલો છે તે જોતાં વાઘ પોતાના પંજા નીચે પડેલા બકરા સાથેની મીત્રતા સ્વેચ્છાએ છોડવા તૈયાર થાય તેવી વાત મહાત્માજી કરે છે. સામ્રાજ્યવાદ હીંદને પોતાના હીત માટે જ પોતાના કબજામાં રાખવા માગે છે, ભલે એ કબજાને મીત્રતાના સંબંધનું રૂપાળું નામ અપાય તેની એને પરવા નથી.

બ્રીટીશ પાર્લામેન્ટમાં લોર્ડ સેન્કીએ તેમ જ હીંદમાં લોર્ડ અરવીને મીઠી શબ્દાવલીઓ અને બાહ્ય દેખાવે ઉદાત્ત લાગતા વીચારોની પાછળ રહીને એ જ વાતો ફરી ફરીને સ્પષ્ટ કરી છે. તેઓ જાણે છે કે હીંદીઓ બહુ લાગણીવાળા છે એટલે ચર્ચીલની તીખી ભાષા નહીં વાપરતાં મુત્સદીની મીઠી ભાષાજાળ નીચે ચર્ચીલની જ માગણીઓને અનુમોદન આપવામાં ઓછું જોખમ છે. લોર્ડ સેંકીએ આગ્રહ પુર્વક કહ્યું છે કે:

"નાણાંની બાબત અચુક મહત્વની છે. સંરક્ષણનો સવાલ પણ તેટલો જ મહત્વનો છે તેમાં યે શંકા નથી; કાયદો અને સુવ્યવસ્થા એના મહત્વ માટે પણ બે મત નથી; એટલે તે બધી બાબતોનું બરોબર સંરક્ષણ થવું જોઇએ એવી ઇચ્છાની બાબતમાં હું કોઇનાથી યે ઓછો ઉતરૂં તેમ નથી."

સરદાર વલ્લભભાઇએ આ બધી બોળાધરીઓ (Safeguards) ના રાષ્ટ્રીય દ્રષ્ટીએ અર્થ કરી બતાવ્યા છે, તેમની સાથે અમે સહમત છીએ, પરંતુ 'પરદેશી રાજ્યો સાથેના વ્યવહાર'ની એમણે ચોખવટ કરી નથી. એ જ મુદ્દો સામ્રાજ્યવાદને માટે જીવન મરણનો પ્રશ્ન છે. આયર્લેન્ડની સાથે સામ્રાજ્યવાદે તેટલા પુરતો જ સંબંધ રાખ્યો છે, છતાં આઠ આઠ વર્ષ પછી પણ આજે ડ' વલેરા એ અધુરા સુલેહનામાને તેથી જ સામનો કરે છે, અને જગત સાંભળી શકે તેવા ઉચ્ચ સુરે તે પુકારે છે: "અમારે બ્રીટન સાથે કશો જ સંબંધ નથી જોઇતો (તેથી) એ સુલેહનામાનો અમે ઇન્કાર કરવા માંગીએ છીએ." એ મુદ્દા ઉપર બ્રીટીશ મુત્સદ્દીઓ ગોળમેજીમાં મહાત્માજી અને તેમના સાથીઓ સામે મોરચા માંડશે અને એ જ મુદ્દા ઉપર ગોળમેજીનું કામ અટકી પડશે કે તુટી પડશે એમ અમે જોઇ રહ્યા છીએ. કેમકે બ્રીટીશ મુત્સદ્દીઓ નૌજવાનોની તાકાત જોઇને થોડા વખત પછી જનારી મોટી નોકરીઓ, કે વ્યાપારનાં એકપક્ષી હીત જતાં કરવા ખુશીથી તૈયાર થશે, પરંતુ ભાવી સંગ્રામમાં હીંદ જેવો દેશ તેની સામે પડે કે સાથે ન રહે તે જોવા તેઓ તૈયાર નથી. કેમકે બ્રીટીશ સામ્રાજ્યનો જ નહીં પણ બ્રીટનનો મુખ્ય આધાર એ જ મુદ્દા ઉપર અવલંબેલો છે, તે વાત

બ્રીટીશ લશ્કરીઓ અને બ્રીટીશ મુત્સદ્દીઓ બરાબર સમજે છે. એ મુદ્દાનો સ્વીકાર એટલે બીજી પ્રજાઓ સામે બ્રીટીશ સામ્રાજ્યવાદના હીત માટે થયેલા યુદ્ધમાં ઇચ્છાએ કે વીના ઇચ્છાએ ઉતરવાની સંમતીનો સ્વીકાર છે. એટલે જ પંડીત જવાહરલાલ નહેરૂએ કલકત્તા મહાસભામાં મહાસભાના મોરચીઓને સામ્રાજ્યવાદની સાથે મળીયારૂં નહીં કરવાની ચેતવણી આપી હતી. આજે એ જ ચેતવણીની સરદાર વલ્લભભાઇ મહાસભાના પ્રમુખાસન પર બેસીને અવગણના કરે છે.

***

સંરક્ષણના જે સાંડસામાં સામ્રાજ્યવાદી ગોરાઓ હીંદને સપડાવવા માગે છે, તે બીજું કંઇ જ નહીં પણ હીંદની ૩૫ કોટી જનતાની કુર દેકડી છે. હીંદને સામ્રાજ્યવાદની સામે ખરી રીતે તો સંરક્ષણ માગવાનો હક્ક છે. તેને બદલે સામ્રાજ્યવાદી મુત્સદ્દીઓ હીંદમાં પોતાના હીતના સંરક્ષણ માટે આપણી પાસે ખોળાધરીઓ માગે છે! છતાં એ ખોળાધરીઓમાં હીંદ અને બ્રીટનનાં સામ સામે જતાં હીતને એક જ સરખાં જણાવીને તો ભલા ખ્રીસ્તી ગૃહસ્થ લોર્ડ અરવીને આળા ઘા ઉપર મીઠું જ ભભરાવ્યું છે.

મહાસભાના મોરચીઓ એ અપમાન પરંપરાને 'યુદ્ધ વીરામ'ની પવીત્ર શરતોની સાચવણીના નામે કડવા ઘુંટડાની માફક ગટગટાવી જાય છે. અને ખોળાધરીના કડવા નામને બદલે "આપણા પોતાના જ હીતની ખાતર કેટલુંક એકબીજાની સગવડ સાચવવાપણું તો રહેશે જ." એમ કહીને કેટલીક ખોળાધરીઓનો સ્વીકાર કરવાની પોતાની 'ઉદારતા' સીદ્ધ કરી બતાવે છે અને મનુષ્યસ્વભાવમાં શ્રદ્ધા રાખવા માટે જ સામ્રાજ્યની સાથે સહીયારૂં કરવા મહાસભાના પ્રમુખ તૈયાર થાય છે!

મનુષ્ય સ્વભાવમાં શ્રદ્ધા રાખવાની એવી જ મનોદશા ભુતકાળમાં હીંદીઓએ બતાવી, તેથી તેમને કપાળે પરાધીનતાની કાળી ટીલી ચોંટી છે, છતાં આજેય એ શ્રદ્ધાને નામે અનેક અવળા વીચારો હીંદમાં ચાલુ રહ્યા છે એ આશ્ચર્યની વાત છે. આવા આશ્ચર્યના અસ્તીત્વમાં જ સામ્રાજ્યવાદીઓની તક રહેલી છે.

આવી જ શ્રદ્ધાથી પ્રેરાયલાં કેટલાંક બીજાં નીરાધાર વચનો સરદારશ્રીના ભાષણમાં તરી આવે છે. દાખલા તરીકે:

"દેશમાં જે લાખો લોક ભુખે મરે છે, તે દેશમાં નીપજ નથી તેટલા સારૂ ભુખે મરે છે એવું નથી, પણ એટલા સારૂ ભુખે મરે છે કે નવરાશના વખતમાં કરવાને સારૂ તેમની પાસે કામ ધંધો નથી."

આ વચનોમાં અર્ધસત્ય છે. જગતભરના કુશળ અર્થશાસ્ત્રીઓ કહે છે તે પ્રમાણે કહીએ તો એ વચનો આ પ્રમાણે કહેવાવાં જોઇતાં હતાં:

"દેશમાં જે લાખો લોક ભુખે મરે છે, તે કંઇ દેશમાં થતી નીપજના અભાવે નહીં, પરંતુ તેઓ એટલા સારૂ ભુખે મરે છે કે, ખાનગી માલીકી હક્કને લીધે નફા ઉપરનો અધીકાર માત્ર મુઠીભર માણસોને જ મળે છે અને તેમના હાથમાં કશું રહેતું નથી."

પરંતુ અહીં પણ સરદાર વલ્લભભાઇના વીચારો જગતભરના સમર્થ અર્થશાસ્ત્રીઓથી જુદા પડે છે, કેમકે તેમને રાજા મહારાજાઓ, જાગીરદારો અને શ્રીમંતોમાં શ્રદ્ધા છે. તેમણે એ શ્રદ્ધા બતાવતાં પોતાના ભાષણમાં જણાવ્યું છે કે:

"રાજા મહારાજા, જમીનદારો અને બીજા બધા માલદારોના હકકો જ્યાં સુધી તેમને લીધે ગરીબ શ્રમજીવીઓને ધક્કો પહોંચતો નથી તેટલી મર્યાદા સુધી મને માન્ય છે."

આમાં એક સીધા સત્યનો જ સાફ સાફ ઇનકાર છે. તે એ કે, ગરીબ શ્રમજીવીઓને ધક્કો પહોંચે તેમાં જ ઉપર બતાવેલા ત્રણે ધર્ગોના હક્ક સમાયલા છે. એ હક્કની સાથે તડજોડ તેથી જ હોઇ શકે નહીં. નોળીયાંના દાંત કાઢી લેવા છતાં પણ જો તેની આગળ સાપને રાખો તો યે તે સાપને કરડી ખાવા માટે પોતાનાથી બનતા તમામ પ્રયત્નો કર્યા વીના જેમ રહેતો નથી, તે જ રીતે માલદારો, જાગીરદારો અને રાજાઓ ગરીબ શ્રમજીવીઓને ધક્કો પહોંચાડયા વીના જીવી જ શકતા નથી. એમનું અસ્તીત્વ જ બીજાઓને ધક્કો મારીને પોતાનું સ્થાન સાચવી રાખવામાં રહેલું છે. એટલે તેમની પાસેથી જુદી આશા રાખવી તે સુર્યમાંથી શીળી સુધા મેળવવાની આશા જેવી વાત છે.

...

અમે જાણીએ છીએ કે અમારી વીચારસરણી અમારા ઘણા વાચકોને તેની નવીનતાને લીધે અનુકુળ નહીં આવે. પરંતુ જે સામ્રાજ્યવાદીઓની સાથે ગોળમેજ પર બેસીને પુર્ણ સ્વરાજની માંગણી કરવા મહાત્માજીને મહાસભાએ સરમુખત્યારી સોંપી છે. તે મહાત્માજીની વીચારસરણીથી ગોરા સામ્રાજ્યવાદીઓની વીચારસરણી એટલી જુદી પડે છે કે, લશ્કર, પરદેશી રાજ્યો સાથેના વ્યવહાર, નાણાં અને જકાતી નીતી જેવા બાબતોમાં તેઓ ગાંધીજીની એક પણ માગણી મંજુર કરવા તૈયાર નહીં જ થાય. એટલે અત્યારે મહાસભાના મો'રવીઓ યુદ્ધવીરામની શરતોનું એકપક્ષી પાલન કરવા તત્પર બન્યા છે, તેનું પરીણામ સામ્રાજ્યવાદની સાથે સહીયારું કરવામાં આવે તો ભલે, પરંતુ એ સહીયારામાં હીંદની ગુલામી રહેલી હશે, પુર્ણ સ્વરાજ નહીં.

તા. ૩૦ : માર્ચ '૩૧



# જાગે જગના ક્ષુધાર્ત—

: લેખક :

મા. મ. દ.

ગોરા સામ્રાજ્યવાદના ભીસણ સાંકસામાં ભીંસાતી જગતની રંગીન તેમજ ગોરી પ્રજાઓ જાગશે ત્યારે શું બનશે? એ કલ્પનાનો ભય મુઠીભર જેટલા મુડીવાદી સામ્રાજયવાદીઓનાં કાળજાંને કેમ કંપાવી રહ્યો છે, તેનો મર્મ લેખક બતાવે છે.

ગોરી પ્રજાએ રંગીન પ્રજા ઉપર ચાર સદીઓ સુધી ચક્રવતી પદ ભોગવ્યું એમ કહીએ તો ચાલે. એ ચક્રવતીપદમાં જુની દુનીઆના પશ્ચીમ કીનારે આવેલા નાનકડા બ્રીટીશ ટાપુએ કમાલ કરી બતાવી, તે જ રીતે એ દુનીઆના પુર્વ કીનારા ઉપરની પીત્તવર્ણી પ્રજાના તેવા જ નાનકડા ટાપુએ બીજી કમાલ કરી, ગોરી પ્રજાના સામર્થ્યને સજ્જડ ફટકો લગાવ્યો.

યુરપની ગોરી સામ્રાજ્યવાદી પ્રજાઓનો અનુભવ લઇ જપાનનો નૌકાસારંગ [admiral] પોતાને વતન પાછો ગયો. તેણે પોતાના દેશવાસીઓને કહ્યું: જગતભરમાં નૌકા કાફલામાં બ્રીટન ચડી જાય છે. અને જમીન ઉપરના લસ્કરમાં જર્મનીએ તેવું સ્થાન મેળવ્યું છે એવી હકીકત જપાનના જમીન ઉપરના લસ્કરી સેનાપતીએ સંભળાવી. ત્યારથી જપાને વ્યાપાર અને યુદ્ધની સામગ્રીમાં પશ્ચીમનું અનુકરણ શરૂ કર્યું. તેમ કરીને તેમણે આખા જગતના ઇતીહાસને ઉલટાવી નાખ્યો.

પશ્ચીમની ગોરી પ્રજાઓને એશીઆના નાનકડા ટાપુની પીળી પ્રજાએ પડકાર આપ્યો. એશીઆની રંગીન પ્રજાઓ ઉપરના તેમના આક્રમણની ગતીમાં તેણે અવરોધ ઉભો કર્યો. ગોરાઓની એશીઆમાંની પ્રગતી તેણે અટકાવી.

વીસમી સદીના આરંભમાં [ઇ. સ. ૧૯૦૪ માં] એ નાનકડા ટાપુના યોદ્ધાઓએ આર્થર બંદર આગળ યુરોપના સમર્થ મનાતા રશીયન યોદ્ધાઓનો પરાભવ કરીને જગતને ચકીત કરી નાખ્યું. ત્યારથી જુનો ગોરોયુગ અસ્તાચળને માર્ગે વળ્યો અને નવીન આંતર રાષ્ટ્રીય યુગની ઉષા ઉગી. રંગીન પ્રજાઓની તંદ્રા ત્યારે ઉડી ગઇ. ગોરી પ્રજાઓની આંજી નાખનારી સત્તાના યુગમાં જપાને ફોડેલા સુરંગથી ખખડી ગયેલા ગોરા સત્તાવાદની ઇમારતનું નૈતીક પતન યુરોપીય યાદવીએ કરી નાખ્યું. એ યાદવીએ ગોરી પ્રજાની સંસ્કૃતી અને શ્રેષ્ઠતાની તમામ બડાશોને રંગીન પ્રજાની દ્રષ્ટીમાં પોકળ ઠરાવી. એટલું જ નહીં પણ

જે ખ્રીસ્તી સંપ્રદાયની ભવ્યતાનાં અનેક વરસોથી પાદરીઓ બણગાં ફુંકતા હતા, તે જ ખ્રીસ્તી સંપ્રદાયના ભક્તોએ અંદર અંદર લડીને પોતપોતાના સ્વાર્થી મુડીવાદ અને સામ્રાજ્યવાદને માટે લાખ્ખો માણસોનો સંહાર કરાવ્યો અને કરોડોને અપંગ નીરાધાર, નાવારસ બનાવ્યાં, તેથી ગોરી પ્રજાની ધર્મ શ્રેષ્ઠતાની. સેવાભાવની અને સમષ્ટીવાદની તમામ પોકળતા ઉપરથી પણ પરદો ઉપડી ગયો!

જે ગોરાઓએ પોતાની જાત કરતાં રંગીનોને તમામ રીતે ઉતરતા ગણવાની મનોદશા સર્જાવી હતી, તેમને જ એ ગોરા યુદ્ધમાં–હીંદીઓને, અમેરીકાના તેમજ આફ્રીકાના સીધીઓને, નજીકના પુર્વના આરબોને, જપાનીઓને, ચીનાઓને, સીંહાલીઓને તેમજ મલાયાવાસીઓને–પોતપોતાની મદદે બોલાવી તમામ જાતીઓને માટે આત્મનીર્ણયની વાતો કરી, અને વળી પાછળથી રંગીન પ્રજાઓને જુદા જુદા પ્રદેશોમાં જુદી જુદી રીતે દગો દેવાયો, ત્યારે તો ગોરી સર્વોપરીતાની રહી સહી પ્રતીષ્ઠાનો પણ અંત જ આવી ગયો. અને "ગોરાઓને ખેડવા માટે બધી દુનીઆ" એવા ગોર. સત્તાવાદી સુત્ર પુકારની સામે "એશીઆવાસીઓ માટે એશીઆ" "ચીનાઓ માટે ચીન" "ઇજીપ્તવાસીઓ માટે ઇજીપ્ત" "હીંદીઓ માટે હીંદ" એવાં સુત્રોનો પોકાર શરૂ થયો. આરબ જાતી પણ યુદ્ધના સુલેહનામા પછી જાગૃત થઇ ગઇ અને "પાન–એરેબીઅન" શમણું સાચું પાડવાના પ્રયત્ન કરવા લાગી, તે જ રીતે શીધી જનતાએ પણ પોતપોતાનાં મુળદેશોમાં આત્મનીર્ણયના સુત્રાનુસાર સ્વાધીકાર પ્રાપ્ત કરવાની લડત આરંભી અને અમેરીકા તેમજ આફ્રીકામાં વસનારી એક રક્તની એ પ્રજામાં પહેલી જ વખત જાતીય એકતાની ભાવના જન્મી.

રંગીન જાતીની આ પ્રકારની જાગ્રતીથી ગોરી પ્રજા ભડકી ઉઠી છે, કેમકે તેમની પુરેપુરી ખાત્રી છે કે ગોરી સંસ્કૃતીની તેમજ ગોરા સામર્થ્યની સર્વોપરીતાની જે ભ્રમણા તેમણે ચચ્ચાર સદીઓ સુધી કર્યે રાખી છે, તે તો રંગીન પ્રજાઓ એમના માયાવી વાદની મોહીનીથી મંત્રમુગ્ધ બની રહી હતી ત્યાં સુધી જ કામની હતી. રંગીન જાતી જાગૃત થાય કે તુરત જ એ ભ્રમણાનો પરપોટો ફુટી જાય તેમ છે. વળી એ પરપોટો ફોડવામાં સોવીયેટ રશીઆએ પરોક્ષ રીતે–પોતાના દેશમાંના પ્રયોગથી સુયોગ્ય પ્રચાર કાર્ય કર્યું એથી સ્વાર્થી સામ્રાજ્યવાદી ગોરાઓનો ભય વધી પડયો, કેમ કે તેઓ બરાબર સમજે છે કે સંખ્યાબળમાં તેઓ ઘણા જ ઓછા છે. વળી રૂશો–જપાન વીગ્રહથી તેમ જ યુરોપી યાદવીમાં રંગીન પ્રજાએ બતાવેલી વીરતાથી ગોરી તેમ જ રંગીન પ્રજાઓની પોતપોતાની તાકાત માટે પુરેપુરી ખાત્રી થઇ ગઇ છે, એટલે તેઓ પોતાનો બાહ્ય ઘમંડ ઓછો કરી, સાફરવીંટી કરીનાક્ષ્નની ગોળીની રીતે મુડીવાદના વીકાસનો સ્વાર્થ સાધવા માગે છે. તો પણ એશીઆવાસીઓની જાગૃતીને પુરેપુરી પીછાનવાની તેમની તૈયારી નથી.* છતાં જેઓ જાગૃત પુર્વને કંઇક અંશે ઓળખી શક્યા છે, તેઓ પણ તેને ગોરાઓના ઘમંડી પોલાદી પાંજરામાંથી છટકી નહીં જવા દેવા માટે જ ફાંફાં મારે છે!

---

* જુવો: લંડનની આમની સભા સમક્ષનું મી. બાલ્ડવીનનું તા. ૧૨ મી માર્ચનું ભાષણ.

પરંતુ પુર્વની તેમ જ બીજા દેશોની જાગ્રત બનેલી તમામ રંગીન જનતા હવે એ ગોરાં છટકાંમાં ફસવાની નથી. તેઓ એક વાત બરાબર સમજી ગયા છે તે એ કે: "રાજકારણી સ્વતંત્રતાથી જ ગોરાઓ સત્તા તેમ જ સમૃદ્ધીના સ્વામી થઇ શક્યા છે, અને હવે આપણે પણ એ સ્વતંત્રતા જોઇએ છે. તેમાં જરા યે ઓછું, હવે અમને ચાલે તેમ નથી."

મુત્સદ્દી ગોરાઓ આની સામે અનેક જાતની ભયની ભુતાવળોના તુત ખડાં કરીને રંગીનોને ભય પમાડવા કહે છે: "તમે સ્વતંત્ર બનશો તો આ બધાં ભુત તમને ભરખી જશે." રંગીનો તેનો પ્રત્યુત્તર આમ વાળે છે: "અમારી પુરેપુરી ખાત્રી થઇ ગઇ છે કે, એ બધી ભુતાવળો તમારી મનકલ્પીત છે. અમારા સંપુર્ણ સ્વતંત્રતાના માર્ગમાંથી તમે ખસી જશો કે તુરત એ તમામ ભુતાવળો આપોઆપ અલોપ થઇ જશે. પરંતુ સ્વતંત્ર બનતાં કદાચ અમારામાંથી થોડા ઘણાને એ ભુતાવળો ભરખી જતી હોય તો યે શું? અમારી ભાવી પ્રજાની સ્વતંત્રતા માટે, સારી યે માનવ જાતીના અબાધીત વીકાસ અર્થે અમારે એ ભય વહોરી લેવાની, તેમ જ તેની સામે થવાની તાકાત મેળવવી છે. અને અમારી એ પુરેપુરી ખાત્રી થઇ ચુકી છે કે, એકલી સંપુર્ણ સ્વતંત્રતા જ અમને એ તાકાત આપી શકે તેમ છે.

જયપુર દરબારને ગાદી નશીન કરતી વખતે લોર્ડ ઇરવીને કહ્યું: "સત્તાવાદીઓની સામે હવે તો [બુદ્ધીનાં] તેજનાં પ્રખર કીરણો ફેંકી તેની પુરેપુરી સમીક્ષા કરવામાં આવે છે. જુનામાં જુના વીચારવાળા રૂઢીગ્રસ્તો પણ હવે તો આપખુદીની આગળ વણ બોલે શીર ઝુકાવતા તે જમાનો ધીરે ધીરે અસ્તાચળે પહોંચી રહ્યો છે."[૧] બરાબર તેવી જ દશા ગોરાઓના આપખુદ પ્રભુત્ત્વની યે થઇ રહી છે. બેસીલ મેથ્યુસ કહે છે: "એ પ્રભુત્વને મૃત્યુતોલ ફટકો તો બૃહદ લંડન કરતાં યે ઓછી સંખ્યાવાળી તુર્ક પ્રજાએ ૧૯૨૩માં માર્યો. તે વખતે તર્કો ભયંકર પરાજયમાંથી બચી ગયા એટલું જ નહીં પણ ગ્રીકોને હરાવીને દરીયામાં ધકેલી દીધા, અને મુત્સદ્દીગીરીમાં લોસાં તહ પરીષદ વખતે દુનીઆભરની ગોરી શક્તીઓની પાસેથી પોતાને મનફાવતી શરતો મેળવી એ તહનામાની વાતો હીંદનાં ચૌટામાં, આરબ શેખોની ઘોર નીશામાં બળતી તાપણીઓ આગળ તેમ જ કેરોથી માંડીને દીલ્હીના, પેકીંગના અને ટોકીઓના વીદ્યાર્થીઓની ચર્ચામાં ચર્ચાઇ."[૨] આમ શારીરીક શક્તીમાં, બુદ્ધીબળમાં કે મુત્સદ્દીગીરીમાં રંગીન પ્રજા તક મળતાં ગોરી પ્રજાથી કોઇ પણ રીતે ઉતરતી નથી એની ખાત્રી જેમ જેમ રંગીન પ્રજાને થતી ગઇ છે, તેમ તેમ ગોરી પ્રજાઓએ પોતાના સ્વાર્થ માટે તેમની આંખ આડા બાંધેલા અવળા પાટા ઉખડતા ગયા છે. અને આટ આટલાં વર્ષો સુધી પોતાના સ્વાર્થ માટે તેમણે રંગીનો ઉપર ચલાવેલી લુંટને લીધે આજે જગતભરનો રંગીન માનવ સમુદાય તેમની સામે ડોળા ધુરકાવતો—દાંત કચકચાવતો ખડો થઇ ગયો છે.

---

૧ જયપુરમાં તા. ૧૪ મી માર્ચે કરેલા ભાષણમાંથી.

૨ જુવો: "ધી ક્લેશ ઓફ કલર" પૃષ્ઠ: ૩૦–૩૧

[ ૨ ]

એ વાત ખરી છે કે, હજુ સુધી જગતભરની રાજ્યસત્તાના મોટા ભાગનાં સુત્રો તેમના હાથમાં છે, વીશ્વભરનાં ઉત્પાદનનાં યંત્રો ઉપર તેમનો માલીકી હક્ક પ્રવર્તે છે, છતાં તેમની એ બન્ને સત્તાઓ સામે આજે જગતભરની જાગૃત રંગીન પ્રજાઓએ ચારે તરફથી પડકાર ફેંકયો છે; અને એ પડકારની સામે ટકી રહેવાની ગોરી પ્રજાની તાકાત નથી.

*આ રંગીન પ્રજાઓમાંની તાકાતવાળી અને* પ્રાચીન સંસ્કૃતીવાળી પ્રજા જ્યાં સુધી માત્ર ભુતકાળ તરફ જ દ્રષ્ટી સ્થાપી રાખીને તે પ્રમાણે જીવન ગાળતી હતી, ત્યાં સુધી ગોરી પ્રજા નીભયતાથી તેમની ઉપર આપખુદ સત્તા ગજાવી શકી, અને ગોરા મુડીવાદીઓ તેમ જ ઉદ્યોગપતીઓ તેમને આર્થીક દ્રષ્ટીએ ચુસી ચુસીને ઉજળા પુણી જેવા બનાવી શકયા, પરંતુ જેમ રોગ જ રોગ તેના જ નાશના જંતુઓ સરજાવે છે, તેમ ગોરા આપખુદવાદે જ તેના નાશનાં બીજારોપણ કર્યાં છે અને તેમાથી ઉત્પન્ન થયેલા જાગૃતીના જંતુઓએ રંગીન પ્રજામાં એકતાની તેમ જ સંપુર્ણ સ્વતંત્રતાની મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન કરી છે. તેને લીધે તેઓ વર્તમાનને વીલાકી ભવીષ્યની કલ્પના કરી શકે છે. ગોરા ધમંડવાદનો તેમાં જ પુરેપુરો નાશ નીમાર્યો છે.

રંગીન જાતીઓની જાગૃતીનાં અનેક ઉદાહરણ અહીં આપી શકાય તેમ છે. દાખલા તરીકે:

[૧] હજારો વર્ષ સુધી પ્રાચીન આપખુદ સત્તાના તંત્ર નીચે ભીંસાયા છતાં ચીનની રેઢી ગ્રસ્ત પ્રજા છીર્ણતાના ખોળામાંથી છલંગ મારી સફાળી છુટી ગઇ અને એક જ મહીનામાં વર્તમાન કાલીન પ્રજાતંત્રવાદનો અખતરો શરૂ કરી દીધો.

[૨] ખીલાફતના કેન્દ્રસ્થાન તુર્કસ્થાનની પ્રજાએ આપખુદ સુલતાનશાહીને નષ્ટ કરી ચીનની માફક જોત જોતામાં પ્રજાતંત્રનો પ્રયોગ સીદ્ધ કરી બતાવ્યો;

[૩] ઇરાન, ઇજીપ્ત, અફઘાનીસ્થાન અને *અરબસ્તાનમાં તેમ જ મધ્ય એશીઆમાં થઇ* રહેલા રાજદ્વારી પલટા, ઉથલપાથલો અને પરીવર્તનમાં પણ ક્રાતીની જ પ્રબળ લાગણી સ્પષ્ટ સ્વરૂપે જણાઇ આવી છે;

રંગીન પ્રજાની આ જાગ્તીમાં ગોરી પ્રજાઓના અહંકારી વર્તને ખાસ મહત્વનો ભાગ ભજવ્યો છે. બ્રીટીશ સામ્રાજ્યનાં ગોરા સંસ્થાનોમાં હીંદીઓને અનીચ્છનીય કાળા માણસો ગણવામાં આવે છે, તેમને માટે તેમણે બારણા બંધ કરીને ઉપર કાયદાને નામે પાટીઉં, લટકાવ્યું છે: "બસ અહીંથી આગળ માં વધજો." ("Thus far and no further") ગોરાઓની પાટનગરીઓની વીશીઓમાં રંગીન જાતીના જાણીતા શ્રેષ્ઠ પુરૂષોને ય પ્રવેશવાનો અધીકાર નથી, ત્યારે ચીનની ભુમીમાં ગોરાઓએ બગીચાઓમાં મનાઇ હુકમનાં પાટીયાં લટકાવ્યાં હતાં, તેમાં લખ્યું હતું. "આ સ્થાનમાં કુતરાઓને તેમ જ ચીનાઓને પ્રવેશવાની મનાઇ છે." એટલું જ નહીં પણ રંગીન પ્રજાઓના દેશમાં તેમને ન્યાયની રીતોમાં યે પારીભ્રષ્ઠ હક્ક જોઇએ છે.

રંગીન પ્રજાઓ પુછે છે કે: "જ્યારે યુદ્ધમાં જરૂર પડી ત્યારે તમે (ગોરી પ્રજાએ) અમને તમામ સમરાંગણમાં મરવા માટે

ગોખરે કર્યાં અને મોટી મોટી વાતો કરીને ફુલાવ્યા ફુલાવ્યા છતાં આજે તમે અમારો મનુષ્ય તરીકે પણ સ્વીકાર કરતા નથી ? ફીજીમાં, આફ્રીકામાં, ઓસ્ટ્રેલીઆમાં અને અમેરીકામાં સસ્તી મજુરી માટે અમને તેડાવ્યા, અમારી ઉપર અનેક ત્રાસ વર્તાવ્યા અને હવે 'ગરજ સરી એટલે વૈદ્ય વેરી'ની નીતીએ તમે અમને 'કુલી', 'નીગર' કહીને હુતકારો, અમારો તીરસ્કાર કરો, અને તે પણ તમારી ગોરી સંસ્કૃતીને નામે ? પણ એ સંસ્કૃતી કેવી છે તે અમે ક્યાં નથી જાણતા ! પુરાતન પ્રજાઓનાં પારણાં હીંદે હીંચોળ્યાં છે. હીંદના સમ્રાટોએ ચક્રવર્તી પદ પ્રાપ્ત કર્યાં, હીંદના ઉદ્યોગપતીઓએ જગત સાથે ભવ્ય કલામય વાણીજ્યનો વ્યાપાર કર્યો, હીંદના ધર્મ પરીચારકોએ ચીન, જાપાનની ભુમીમાં પ્રવેશ કરી તેમની ઉપર તત્વજ્ઞાનની દૃષ્ટીએ વીજય મેળવ્યો, તે વખતે પણ "બ્રીટીશો ચામડી ઉપર રંગ ચોપડી, વરૂઓના શીકાર પર જીવનારી ટોળીઓની દશા ભોગવતા હતા."[1] રોમન પ્રજાની જાહોજલાલીએ ભારતની નજરે જુની નહોતી. એ જાહોજલાલીને પ્રસંગે જુલીઅસ સીઝરે બ્રીટીશ પ્રજા માટે પોતાના પુસ્તકમાં[2] આ પ્રમાણે નોંધ કરી હતી:

આ જંગલી માણસોના ટાપુ "ના અંદરના ભાગમાં વસનારા લોકો અનાજ વાવતા નથી પણ દુધ અને માંસ પર જીવે છે, કપડાંને બદલે શરીર પર ચામડાં નાખે છે. વાદળી રંગના છોડવાઓનો રસ તેઓ બધા શરીર ઉપર ચોપડે છે...શરીર ઉપર વાળ લટકતા રાખે છે...દશ બાર પુરૂષો વચ્ચે થોડીક સ્ત્રીઓ રાખે છે અને જ્યારે તેમનાં છોકરાં થાય છે ત્યારે જે માણસે તેની માની સાથે પહેલાં લગ્ન કર્યાં હોય તેને તે બાપ કહે છે...માંદગીમાં તેમજ લડાઇમાં જતાં પહેલાં તેઓ માણસોનો ભોગ ધરાવવાની કે પોતાનું બલીદાન આપવાની બાધા રાખે છે. જીંદગીને સાટે જીંદગીનું અર્પણ આપ્યા વીના તેમનો પ્રભુ શાંત થતો નથી એવી તેમની માન્યતા છે. એટલે આ જાતના નરબલી તેઓ જાહેરમાં આપે છે. મોટી પ્રતીમાઓ બનાવી તેની અંદર મનુષ્યોને ભરી તે બધાંને તેઓ સળગાવી મુકે છે એ દશામાં પેલાં મરી જાય છે......પુરૂષોને પોતાનાં સ્ત્રીઓ અને સંતાનોને મારી નાખવાનો ય અધીકાર છે. આવી રીતે સુખી માણસ મરી જાય ત્યારે તેનાં સગાં એકઠાં મળે છે અને જો તેમને મરનારના સંબંધમાં દગો થવાનો વહેમ પડે તો, તે વાત મનાવવા માટે તેઓ તેની સ્ત્રીઓ ઉપર જુલ્મ ગુજારે છે. અને જો દગો રમાયો દેખાય તો તેઓ અનેક જાતના જુલ્મોથી પેલી સ્ત્રીઓને મારી નાખે છે..."

પરંતુ એ જુની વાતને જવા દઇએ તો પણ ડૉ૦ વાઘન કોર્નીસે "સામ્રાજ્યના સંરક્ષણની ભુગોળ"[1] માં પુર્વની પ્રજા અનેક વીદ્યાઓમાં કેટલી નીપુણ હતી અને તેમની પાસેથી ગોરી પ્રજાઓએ કેટલી બધી પ્રેરણાઓ મેળવી છે તે પુરાબર બતાવી આપ્યું છે. અને જે કાર્યસાધકતા જાપાને સાધી બતાવી તેટલી જ કાર્યદક્ષતા તમામ એશીઆવાસીઓ બતાવી શકે તેમ છે તે પણ તેમણે ગોરી પ્રજાને જણાવ્યું છે.

---

૧ જુવો: "ધી ટ્રેજેડી ઓફ કલર" પૃષ્ઠ ૪૫

૨ De Bello Gallico

૧ "Geography of Imperial Defence"

પરંતુ ગોરી સંસ્કૃતીના મદમાં આજે પણ હજી રંગીન પ્રજાઓ તરફ તેઓ ન્યાયવૃતી બતાવી શકતા નથી; અને તેમને કચડી નાખે છે. દાખલા તરીકે ૧૯૨૦ ના ફેબ્રુઆરીમાં શીક્ષાના સાઠ હજાર હબસીઓએ જ્યારે પોતાના ત્વચાભેદને લીધે થતાં અપમાન અસહ્ય થયાં, ત્યારે તેમણે જાહેર કર્યું કે, અમે પણ તમારા જેવા જ છીએ માટે અમોને સમાન હક્ક મળવા જ જોઇએ, તે વખતે સામ્રાજ્યવાદી ગોરાઓએ લશ્કરની મદદથી તેમને દાબી દીધા. અને જગતને ઉંધા પાટા બંધાવવા માટે, "અમે આ બધું રંગભેદને લીધે કરતાં નથી, પણ અમારે તો આર્થીક કારણોને લઇને તેમ કરવું પડે છે" એવી કાકારોળ ઓસ્ટ્રેલીઆ, ન્યુઝીલેન્ડ, કેનેડા, દક્ષીણ આફ્રીકા વગેરેના ગોરાઓના આગેવાન મુત્સદ્દીઓએ શરૂ કરી દીધી છે! પરંતુ જ્યારે એ જ આર્થીક કારણે એશીઆવાસીઓ સ્વતંત્રતા માગે છે, ગોરા ગવર્નરો, સનદી નોકરો અને લશ્કરી અફસરોના માતબર પગારોના કચડી નાંખનારા બોજાઓ દુર કરવા સ્વતંત્રતા માગે છે, ત્યારે ગોરા મુત્સદ્દીઓ તે દલીલોના સીધા જવાબ આપવાના પણ અખાડા કરે છે!

[ 3 ]

અને જે સંસ્થાનોની આપખુદ સરમુખ્યારીના હજારો ગોરાઓ કાયમ ટકાવી રાખવા માગે છે, તે આફ્રીકાના મુળ વતનીઓ ઉપર ગોરો મુડીવાદી સામ્રાજ્યવાદ કેટકેટલા જુલ્મ ગુજારી રહ્યો છે તે કોણ જાણતું નથી ? એમની જમીન બથાવી પાડવામાં આવે છે, મનુષ્યના પ્રાથમીક હક્કો પણ તેમને આપવામાં આવતા નથી, તેમના જ દેશના કારભારમાં તેમનો અવાજ સાંભળવામાં આવતો નથી, તેમને ગોરાધંધાના ગુલામ બનાવવામાં આવે છે અને બુદ્ધીથી થતા કામમાં તેમને દાખલ પણ કરવામાં આવતા નથી. આ જુલ્મથી તેઓ જાગ્રત બન્યા છે, અમેરીકા અને આફ્રીકાના સીધીઓ વચ્ચે સંગીન સંબંધ સંધાતો જાય છે. લોર્ડ બ્રાઇસ કહે છે કે: "એન્ગ્લો-સેક્સન જાતી જેટલો વીકાસ છ સૈકાઓમાં કરી શકી નહોતી, તેટલો વીકાસ અમેરીકન સીધીઓએ સાઠ વર્ષમાં સાધ્યો છે." અને આફ્રીકા પણ હવે તો તેમને પગલે ચાલી રહ્યું છે. જે વખતે વર્સેલ્સની સંધી પરીષદ મળી તે જ વખતે (ઇ. સ. ૧૯૨૦ માં) પેરીસમાં "પાન આફ્રીકન કોન્ફરન્સ" મળી હતી, તેમાં જાગૃત થતી શ્યામવર્ણી જનતાના હીત અને ભાવી માટે ચર્ચા તેમ જ વીચારો કરી મહત્ત્વના ઠરાવો કરવામાં આવ્યા હતા. એટલું જ નહીં પણ હવે તો તેમની એ હીલચાલે વીશાળ દ્રષ્ટીબીંદુથી કામ લેવા માંડ્યું છે: જે જે પ્રજાઓ ગોરા સામ્રાજ્યવાદીઓના પંજા નીચે કચડાઇ રહી છે અને આત્મનીર્ણયના ધોરણે એ ગુલામીની જંજીરો તોડવા તત્પર બની છે, તેવી દુનીઆની તમામ રંગની પ્રજાઓ સાથે તેઓ મીત્રતાનો સંબંધ સાંધવાના પ્રયત્નો કરે છે.

અલબત્ત તેમનામાં પણ કામ કરવાની રીતના સંબંધમાં મતભેદ છે. તેમના બે ત્રણ પક્ષ છે. તેમાંનો પહેલો અને મોટો વર્ગ લડાયક કાર્યક્રમમાં શ્રદ્ધા ધરાવે છે અને પોતાની મુક્તી માટે જરૂર પડે તો વ્યવસ્થીત બળ વાપરવામાંથી પાછા હઠે તેમ નથી. તેનું નેતૃપદ જાણીતા શીધી લેખક અને વક્તા બર્ગાર્ટ ડ બોઇસ

[Barghardt Du Bois]ના હાથમાં છે. તે એવું ભાવી ભાખે છે કે ગોરાઓ તરફથી રંગીન પ્રજાઓનાં થતાં અસહ્ય અપમાને અને દમનનીતી જો અટકશે નહીં તો, તે માટે એવું ભયનક યુદ્ધ જાગશે કે જેની સાથે સરખાવતાં, યુરોપીય યાદવી ગમે તેટલી જંગલી અને શરમજનક હતી છતાં તે કુછ બીસાતમાં નહીં લેખાય.[1]

બીજો એક ભભુકતા જ્વાલામુખી જેવો તેમનો નેતા મારકસ ગાર્વે નામનો વેસ્ટ ઇન્ડીઝનો વતની છે, તેણે 'નીગ્રો ઇમ્પ્રુવમેન્ટ એસોસીએશન' સ્થાપી છે. "આફ્રીકન કોમ્યુનીટીઝ લીગ" સ્થાપી છે. તેના પ્રચાર માટે 'ધી નીગ્રો વર્લ્ડ" નામનું પત્ર ચલાવે છે. એનો શબ્દ આફ્રીકાના દુરુ દુરના પ્રદેશના ખુણે ખુણામાં વસતા શ્યામવર્ણી ભાઇ બહેનોના કાન સુધી પહોંચી જાય છે. તે સાફ સાફ વાત સંભળાવી દે છે કેઃ

"સ્વતંત્રતા, છુટાપણું અને પ્રજામતવાદ જો ગોરાઓને માટે હીતાવહ છે તો તે કાળાઓ માટે પણ છે. અમારે તે માટે કશું સમાધાન કરવાનું કે કંઇ દીનતા યાચવાની છે જ નહીં. જો પોતાની સ્વદેશભુમીને માટે અંગ્રેજ ઇંગ્લંડ માટે દાવો કરે, ફ્રેન્ચો ફ્રાન્સ માટે દાવો કરે, ઇટાલીઅનો ઇટાલી માટે દાવો કરે તો સીધીઓ આફ્રીકા માટે તેવો જ દાવો કરે છે, અને પોતાનો એ દાવા માટે રક્ત રેડવા પણ તૈયાર છે. અમે તમામ શ્યામરંગી જનતા માટે સ્વાધીકારનો ખરડો [Bill of Rights] ઘડીશું અને તેમાં અમે જ અમારો કારભાર કરીએ તેવું બંધારણ માગીશું."

૨૦,૦૦૦ સીધીઓની સભામાં આ જાતના શબ્દો ઉચ્ચારીને તેણે છેવટે કહ્યું:

"જંગીમાં જંગી ખુનખાર લડાઇ તો હજી હવે આવવાની છે, ત્યારે યુરોપને પોતાનું બળ એશીઆની સામે અજમાવવું પડશે, આફ્રીકાની મુક્તી માટે તલવાર ખેંચવાની સીધીઓ માટે ત્યારે જ યોગ્ય ઘડી આવી પહોંચશે."

આ ગાર્વેનો બીજો પક્ષ છે. અને ત્રીજો પક્ષ ધીરે ધીરે સુધારાના સારમાં માનનારા સુધારકોનો છે.

[૪]

**આ ભેદનાં** તત્વો ઉપર ગોરા અને રંગીનોનાં આ યુદ્ધ જગાડનાર તેમ જ ચાલુ રાખનારા શું તમામ ગોરાઓ છે? એ મહત્વનો પ્રશ્ન અહીં ઉભો થાય છે. તેનો એ જવાબ આપી શકાય તેમ છેઃ (૧) હા; અને (૨) ના.

હા એ અર્થમાં કે ગોરાઓના દેશમાં જેઓ મુડીવાદ અને સામ્રાજ્યવાદનો વીરોધ કરે છે, તેવાઓની મનોદશા પણ રંગીનોના સંબંધમાં અવળા ધોરણે ઘડાયલી છે. તેમને જે શીક્ષણ મળે છે તે મુડીવાદીઓની શાળાઓમાં. તેથી તેઓ પણ રંગીન પ્રજાઓનો દોષ જોવામાં સામ્રાજ્યવાદીઓ તેમ જ મુડીવાદીઓને ટેકો આપે છે. [જેમ મી૦ રામ્સે મેકડોનાલ્ડનો કામદાર પક્ષ ઇરાક, ઇજીપ્ત, હીંદ, ચીન વગેરેમાં રમતો ખેલી રહ્યો છે તેમ.]

ના એ અર્થમાં કે તમામ ગોરાઓ એ નીતીની સાથે સહમત થતા નથી. તેઓ ગોરાવાદની, રંગીનોને દબાવવાની તેમ જ લુંટવાની નીતીનો વીરોધ કરે છે, છતાં

---

૧ મી. ડ્યુબોઇસના આ સંબંધમાં વધુ વીચારો જાણવા માટે તેમણે લખેલાં "The Negro" અને "Dark water" નામનાં પુસ્તકો વાંચો.

તેઓ પોતાના વીરોધને કર્તવ્યમાં મુકી બતાવે, તેટલા સંગીન સંઘબળવાળા નથી.

બાકી તો જે ગોરો સામ્રાજ્યવાદ અને મુડીવાદ પોતાના દેશની બહાર રંગીનોનાં રક્ત ચુસે છે અને તેમની સ્વાધીનતાને દબાવી રાખવામાં કાયદા અને વ્યવસ્થાનાં તત્વો નીહાળે છે, તે જ લોકો સ્વદેશની અંદર પોતાના જ રક્ત માંસનાં ભાંડુઓની પણ એજ દશા કરે છે. લંડન પેરીસ, બર્લીન, ન્યુયોર્ક કે બ્રસેલ્સના ગરીબડા નીર્ધન કામદારોની દશા, તેમનાં મકાનો, તેમની રહેણી કરણીનું ધોરણ અને તેમને મળતું શીક્ષણ એ બધાંનાં પ્રમાણ તપાસીએ તો તુરત જ આ વસ્તુની પાછળ રહેલું સત્ય સમજાઇ જાય તેમ છે.

ગોરો ધમંડવાદ રંગીનોની સાથે સહકાર કરવાની આજ સુધી ના પાડે છે, તેમાં રંગીનોની જીવન ગાળવાની રીતોનું ધોરણ હલકા પ્રકારનું છે, એવી એક દલીલ મુખ્યત્વે કરે છે. પરંતુ એજ ફુટપટ્ટીને જો લંડન, પેરીસ, બર્લીન કે ન્યુયોર્કના નીર્ધન ગોરા મજુરોને માપવા માટે ઉપયોગમાં લઇએ તો, ત્યાંના મુંડીપતી ઉદ્યોગવાદી સામ્રાજ્યભક્તોની જીવન ગાળવાની રીતોના ધોરણે તો તે રીતો ક્યાંય ઓછી ઉતરે.

આથી ગોરી અને રંગીન જાતીઓ વચ્ચે ભવીષ્યમાં યુદ્ધ થશે એમ માની લેવાને બદલે ચુસનાર તેમ જ ચુસાનાર એવા મનુષ્યોના બે વર્ગોના વચ્ચે જ ભાવી સંગ્રામ ખેલાશે [પછી ભલે તે રણભુમીમાં નહીં અને વ્યાસપીઠ ઉપર હોય કે વ્યવસ્થીત રીતે સત્તાનાં સુત્રો હાથમાં લેવાની રીતે હોય], એમ કહેવું વધારે ઠીક છે. કેમકે જો ગોરાઓ ખરેખાત ઉચ્ચ સંસ્કૃતીના સંરક્ષણ માટે જ રંગીનોનો વીરોધ કરે છે એમ માનતા હોય તો, અને તેમની એ માન્યતા પ્રામાણીક છે એવું વીવાદની ખાતર સ્વીકારી લઇને [કેમકે ખરેખરું તો તેથી ઉલટું જ છે] આગળ વધીએ તો, એટલું જ કહી શકાય કે, તે માન્યતામાં એમની ભયંકર ભુલ છે. કેમકે તેઓ પોતાના વ્યવસ્થીત મુડીવાદી સામ્રાજ્યવાદથી જગતનાં કરોડો માણસોને તેટલી જ વ્યવસ્થીત તેમ જ અચુક રીતે નીર્ધન અને પરાધીન બનાવીને સાચી સંસ્કૃતીના તેમ જ માનવ જીવનની ઉચ્ચ રહેણી કરણીના મુળમાં જ ઘા કરે છે. નીર્બળ પ્રજાને લુંટવાની લાલચ એ જ સંસ્કૃતીનો સાચો દુસ્મન છે, સુવ્યવસ્થીત [શ્રમમાનવાદને ધોરણે] સમાજ રચનાના માર્ગમાં તે જ મોટી આડખીલી ઉભી કરી, તંદુરસ્ત સમાજના શરીરમાં ક્ષીણતાનો ચેપી રોગ દાખલ કરે છે. એટલે માનવ માત્રની પ્રગતી તેમ જ વીકાસ માટે મુડીવાદી સામ્રાજ્યવાદ તેમ જ તજ્જન્ય મનોદશાનાં મુળ દુનીઆભરમાંથી ઉખેડવાં એમાં જ વીશુદ્ધ સંસ્કૃતીનું સંરક્ષણ તેમ જ ઉદ્ધાર રહેલો છે.

[ ૫ ]

ગોરી મનોદશાના ધોરણે જોતાં જો એમની કહેવાતી સંસ્કૃતી જ સર્વોચ્ચ અને સંપુર્ણ હોય તો પણ તેનો જગતના માનવસમાજને લાભ નહીં લેવા દેતાં, મુઠીભર માણસોને માટે જ તેનો ઇજારો રાખવો અને એ સંસ્કૃતીના ગળામાં રંગભેદની ગુલામીની જંજીરો ટોકવી એ બીજું કશું જ નહીં પણ જગતની જનતાને સંસ્કૃતીવાન થતી અટકાવવાનો અમાફ અપરાધ જ છે.

ગોરી સંસ્કૃતીનાં કહેવાતાં ફળ તરીકેની ભવ્ય મહેલાતો, વીશાળ રાજમાર્ગો, આલીશાન સ્ટેશનો, વીપુલ કારખાનાં વગેરેને ગણાવી

શકાતાં હોય, તો એ બધાની પાછળ જે ગંદાં ખાંકરાં જેવી ગંધાતી ગટરો અને ગલીઓ પાછળ માનવ-પાંજરાં ખડકાયાં છે, અનેક ગામડાંઓમાં જે દુર્દશામાં માનવ સમાજ સબડે છે અને પેલાં કામદારોના નીશ્વાસોની ભભુકતી જ્વાળા સમાં ભયંકર કારખાનાંઓમાં કોટી કોટી માનવબાળો બીંસાય છે, છુંદાય છે, કપાઇ મરે છે છતાં પેટ પુરતું મહેનતાણું મેળવી શકતા નથી, તે શીઘ્ર ચીત્રને વીસરી જવાની જરૂર નથી. એ બધી દુર્દશાની જનની બીજુ કોઇ નહીં પણ એ જ ગોરી સંસ્કૃતી છે!

આ અસહ્ય માનવસંહાર, માનવજાતીને કદરૂપી બનાવી નાખનારી સમાજ વ્યવસ્થા, પોતાના નફા માટે અનેક મનુષ્યોને લુંટવાની થોડાક માણસોને તક, અધીકાર અને સ્વતંત્રતા આપનાર મુડીવાદીતંત્ર તે બધાને ઉથલાવી તેને સ્થાને સુંદર, સુદ્દઢ, તાઝગી ભરી નવી સમાજવ્યવસ્થા રચવા માટે નાણાં, સબલ વીચારકો, બુદ્ધીમાન કાર્યકરો જોઇએ. તે બધાને પેલી જુની વ્યવસ્થા પોતાના હીત માટે યુધ્ધો લડવામાં રોકી લે છે, એટલે જ્યારે માનવજાતીને તેના ખરેખરા શત્રુ સામે લડવાની જરૂર હોય ત્યારે એ જ માનવોને અંદર અંદર લડાવી મારવાની બાજી રમાય છે! અને તેથી જે નાણાંનો ઉપયોગ માનવજાતીના હીત માટે થાત તે તેમના સંહાર, અધઃપતન અને તેમની પરતંત્રતા ચાલુ રાખવામાં થાય છે. એટલે જે વ્યવસ્થા માનવજાતીના વીકાસને અટકાવી જગતમાં દુર્બલતા, દુર્ગંધ, દરીદ્રતા અને દમનનું જીવન લંબાવનારી છે, તે વ્યવસ્થાનો જ નાશ કરવા માટે તેની સામે લડત ચલાવવી તે જરૂરતું છે. પ્રત્યેક નવા વીચાર રૂઢીગ્રસ્ત તેમ જ સ્થાપીત હીતવાળાઓને અકળાવે છે, તેમ આ વીચારો યે તેમને અકળાવનારા લાગે અને તેથી તેઓ તેની સામે ખળભળાટ મચાવે તેમાં જરા યે નવાઇ નથી. પ્રત્યેક નાનકડા સુધારાની સામે જગતનો માનવસમાજ થતો જ આવ્યો છે તેથી આપણે પાછા હઠવાનું નથી. આપણે તો એક જ વસ્તુ જોવી રહી તે એ કે, આપણો આદર્શ ભલે લોકપ્રીય ન હોય પણ લોક કલ્યાણનો હોવો જોઇએ; તે માનવ જાતીના એક સમુહને બીજા સમુહ ઉપર અધીકાર ગજવવાની કે તેને ચુસવાની છુટ આપવાને બદલે, પ્રત્યેક મનુષ્યને પુરેપુરી સ્વતંત્રતા આપનારો હોવો જોઇએ. તેવો આદર્શ એક વખત સ્વીકાર્યો અને તે પ્રમાણે કાર્ય કરવું શરૂ કર્યું એટલે લોકસમાજનો વીરોધ તો અલ્પજીવી જ બનવાને સરજાયો છે. કેમકે તે વીરોધ આદર્શની પુરેપુરી સમજણ નહીં હોવાની દશાનો હોય છે અને તે એનો સક્રીય અમલ થતાં દુર થઇ જાય છે.





# સાદું અર્થશાસ્ત્ર

: લેખક :

પં. જવાહરલાલ નહેરૂ

હીંદમાં અનેક વરસોથી અનેક રીતે આર્થીક લુંટ ચાલી રહી છે. કેટલીક રીતો સાવ ખુલ્લી છે, કેટલીક ઢાંકેલી અને હંગારી છે. હીંદે પરદેશી કાપડનો બહીષ્કાર છેલ્લાં દશ વર્ષથી શરૂ કર્યો છે. તે માત્ર એ રસ્તે મોટી રકમ ખેંચાઇ જાય છે માટે જ નહીં, પણ હીંદની આર્થીક લુંટનું એ લાક્ષણીક ઉદાહરણ છે માટે જ. એ લુંટને આપણે અટકાવી શકીએ તો, આપણા લોકોને સમજ પણ ન પડે તે રીતે આર્થીક શોષણ કરનારી બીજી ઢાંકેલી રીતોવાળી ચુસણ નીતીની સામે થઇ શકીએ.

* * *

રાષ્ટ્રીય સાધનોનું ચુસણ પરદેશી વીમા કંપનીઓ દ્વારા પણ થાય છે. એ રસ્તે ઓછામાં ઓછા વરસ દીવસે ૫ કરોડ રૂપીઆ ખેંચાઇ જાય છે, છતાં એ પરદેશી કંપનીઓને હીંદીઓ અનેક રીતે મદદ કરે છે. આ માટે આપણા લોકોએ એ લુંટ અટકાવવા હીંદી વીમા કંપનીઓને જ ઉત્તેજન આપવું જરૂરનું છે.

વીમા કંપનીઓ અને સ્ટીમર કંપનીઓ આ દેશમાંથી પરદેશમાં નાણાં ઘસડી જાય છે. પરંતુ પરદેશી કંપનીઓનો આ લુંટણકળામાં પહેલા દરજ્જે આવે છે. કોઇ પણ દેશમાં બેન્કો અગત્યનો ભાગ ભજવે છે. પ્રજામતવાદી પાર્લામેન્ટવાળા દેશોમાં બેંકો પડદા પાછળ રહીને રાજકારણી સુત્રો દોરવે છે. પણ હીંદમાં તો વળી તેમણે મુશ્કેલ સ્થીતી ઉભી કરી છે. હીંદમાં જે પરદેશી બેન્કો છે તે પોતપોતાના દેશના વ્યાપારના કામમાં મોટો ભાગ ભજવે છે. બ્રીટીશ બેંકો, બ્રીટીશ વ્યાપારી મંડળોની સલાહદ હોય છે એટલે તેમના દ્રષ્ટીબીંદુ પ્રમાણે તે ચાલે છે. બ્રીટીશ વ્યાપાર બ્રીટીશ બેંકોને મદદ કરે છે અને બ્રીટીશ બેન્કો બ્રીટીશ વ્યાપારને મદદ કરે છે. હીંદમાં અત્યારે ૧૯ પરદેશી બેંકો છે, તેમણે પોતાની ચુડ બનાવી પરદેશી વ્યાપારને મદદ કરવાનો ઇજારો લીધો છે. એમની સામે હીંદી બેંક કાવી શકે તેવું તેમણે રહેવા દીધું નથી. ઉપરાંત હીંદની અંદરના ભાગમાં પોતાની સંખ્યાબંધ શાખાઓ કાઢીને હીંદી બેંકો

સામે હરીફાઇ ખડી કરી છે. એ બેંકો હીંદી હીતની વીરૂદ્ધમાં હોય છે, અને પોતાના દેશની વીમા કંપનીઓને તેમ જ સ્ટીમરોને સીધી મદદ કરવાની હીંદીઓને ફર્જ પાડે છે. આમ છતાં આપણાં લોકો તેમને આર્થીક મદદ કરે છે. પરદેશી બેંકોમાં હીંદીઓના ૭૦ થી ૮૦ કરોડ રૂપીઆ દેશી બેંકો કરતાં ઓછા વ્યાજે જમા પડેલા છે. છેલ્લા ૩૦ વરસોમાં આ જમામાં ૭૦૦ ટકાનો વધારો થયો છે. એ બેંકે એ હીંદી મુડીથી હીંદીઓના હાથનો વેપાર પરદેશીઓના હાથમાં મુકવામાં અસરકારક ભાગ ભજવ્યો છે. કોઇ પણ સ્વતંત્ર દેશ આ દશા ચલાવી લઇ શકે નહીં, આ બેન્કો હીંદીઓની જમામાથી દર વર્ષે ૮૦ લાખ રૂપીઆનો નફો મેળવે છે. ઉપરાંત આ દેશનો પરદેશો સાથે ૫ થી ૬ અબજનો વ્યાપાર થાય છે તે તમામ ઉપર એમનો કર પડે છે. એમના આવા ઇજારાથી આયાત કે નીકાશ કરનાર કોઈ પણ હીંદી છુટો રહી શકતો નથી. એટલે આ દેશમાં આવતી અને અહીંથી જતી તમામ વસ્તુઓ ઉપર તેમનું કમીશન ચડે છે. ટુંકામાં હીંદમાં કાચો માલ ઉત્પન્ન કરનાર અને પરદેશી માલ ખરીદનાર બન્ને પાસેથી એમને કર મળે છે. હુંડીયામણના આ કામકાજમાં ઓછામાં ઓછો એક કરોડનો નફો તેઓ ખાઇ જાય છે. ઉપરાંત બીજાં પરચુરણું કામોમાંથી વરસે દહાડે કમીમાં કમી પાંચેક કરોડનો બીજો નફો પટકાવે છે તે જુદો! આવી સંસ્થાઓ સામે હીંદી બેંકો ટકી શકે નહીં તેમાં આપણી આવડતનો વાંક નથી. સાધનનો વાંક છે.

* * *

આપણે રાજકારણી સ્વતંત્રતા માટે ભારે મંથન કરી રહ્યા છીએ, પરંતુ આર્થીક સ્વતંત્રતા સીવાયની રાજકારણી સ્વતંત્રતા માત્ર ભ્રમણા જ છે, એટલે આપણે જો એકલા રાજકાણ તરફ ધ્યાન રાખીશું તો પરદેશીઓ દ્વારા થતી આર્થીક લુંટ ચાલુ જ રહેશે. બ્રીટીશ વ્યાપારી હીંદમાં સમાનતાના ધોરણે હક્ક માગવાની વાત કરે છે તે એક બાજી છે, તેથી હીંદને કંઇ નહીં અથવા ઘણો જ ઓછો લાભ થાય તેમ છે, એટલે પ્રત્યેક હીંદીની ફર્જ છે કે હીંદની પ્રગતીમાં વીરોધ નાખનારી કોઇ પણ પરદેશી સંસ્થાને મદદ ન જ કરે.*

---

* લાંબા લેખ ઉપરથી તારવેલું તારણ.



# મહત્તર

## [ નાટક ]

: લેખક :

સમાજસુધારક

### પાત્રો

| | | | | | |
|---|---|---|---|---|---|
| હંસરાજ | વાડીલાલ | છગન | ડાક્તર | વોર્ડ ડાક્તર | મેટ્રન |
| નવલ | શકુંતલા | મદન | હાઉસ સર્જન | વોર્ડ બોયઝ | નર્સો |

મહેતાજી

## પ્રવેશ પહેલો

**સ્થળ :** ઇસ્પીતાળ

**સમય :** બપોરના ત્રણ

[જાહેર ઇસ્પીતાળના મકાનનું બગીચાવાળું આંગણું. મોટા બે માળાના મકાનના પોર્ચમાં એમ્બ્યુલન્સ ગાડી ઉભી હોય છે. 'સ્ટ્રેચર'વાળાઓ દર્દીને ઉતારવાની તૈયારી કરે છે. મકાનનાં પગથીયાં આગળ ડાકતર, મેટ્રન અને ઇસ્પીતાળનો સીપાહી ઉભાં છે.

સ્ટ્રેચરમાં એક પ્રૌઢ ઉમ્મરનો પુરૂષ દર્દી સુતો છે. તેને લઇને લીફ્ટ બીજે માળે જાય છે. ત્યાં 'અ' વર્ગના ઓરડા તરફ 'સ્ટ્રેચર'ને લઇ જવામાં આવે છે. દર્દીના ઓરડામાં વોર્ડબોય અને મહત્તર મંગીને પલંગ બીછાવી તૈયાર કરી રહ્યા હોય છે.

નાટકના આરંભમાં જ દર્દી 'સ્ટ્રેચર' ઉપર ઓરડામાં જતો દેખાય છે]

### હંસરાજ

[જે ચાલીસેક વર્ષનો લાગે છે. શરીર માંસલ, પેટ મોટી ફાંદવાળું, ટુંકી ગરદન ઉપર શરીરના પ્રમાણમાં નાનકડું માથું, એના શરીરના ઘાટને વીશેષ બેડોળ બનાવે છે. દેખાવ ઉપરથી જ તે શ્રીમંત લાગે છે. 'સ્ટ્રેચર'વાળાઓ તેને પલંગ પર ઉતાવળે સુવાડે છે, તે વખતે હંસરાજ ચીસ પાડી ઉઠે છે]:

ઓ–ઓ–ઓ–! મરી ગયોરે મારા બાપ! અલ્યા ભાઇઓ! જરા સાચવો તો ખરા......

### નવલ

[હંસરાજની પત્ની, છેક જ સુકલકડી પચીસ વર્ષની છતાં લગભગ પાંત્રીસ વર્ષની ઉમ્મરવાળી જણાતી, મથુરાંનું છાયલ અને પહોળી–લાંબી બ્હાંનો સાદો કબજો, કપાળમાં પૈસા જેવડો ચાંલ્લો, ડોકમાં ઝીણી* મોતીની માળા, હાથમાં

સોનાની જાડી ઘુઘરીવાળી બંગડી, કોણી ઉપર સોનાના લોકેટવાળી, પત્નીની બુમ સાંભળી ભડકી હોય તેમ, આગળ આવીને]: અલ્યાઓ! જોતા નથી? શેઠને કેટલું બધું દુઃખ થાય છે તે?

[હંસરાજનો મહેતાજી અને રામો બાજુ પર ઉભા ઉભા જોઇ રહ્યા હોય છે. ઇસ્પીતાળના નોકરો જાણે કશું સાંભળ્યું જ ન હોય તેમ 'સ્ટ્રેચર' લઇને ચાલવા માંડે છે]

હંસરાજ

હાય! હાય! મરી જવાશે. મને લાગતું નથી કે હવે હું બચી શકું. તમે મને નકામાં લાવ્યાં.

[દયામણી દષ્ટીએ નવલ તરફ જુવે છે]

નવલ

ગોકુળનાથ તમને આરામ કરી નાખશે, એમ શું કરો છો, તમે એવું ન બોલશો...

[એ આંખમાંથી આંસુ લોહે છે, અવનત મસ્તકે તે પલંગનો દાંડો પકડી ઉભી રહે છે.]

મહેતાજી

શેઠ! આપને ભગવાન મટાડી દેશે. આ ઇસ્પીતાળમાં આવેલા કોઇ સારા થયા વીના પાછા જતા નથી.

હંસરાજ

ખરૂં છે, સારા નહીં થતા હોય તે સીધા સ્મશાને જ જતા હશે...

નવલ

[વચ્ચે જ ડુસકાં ખાતી]

તમે એવું અશુભ ન ભાખો. ભગવાન તમારો બેલી છે.

[તે ડુસ્કો મુકી દે છે. હાઉસ સર્જન, મેટ્રન, વોર્ડ દાકતર અને નર્સ ત્યાં આવે છે. હંસરાજને તપાસી વોર્ડ દાકતરને હાઉસ સર્જન સુચના આપતો દેખાય છે]

હાઉસ સર્જન

બે કલાક પછી મોટા દાકતર આવશે, તે તમારી તબીયત બરાબર તપાસશે, દરમીયાન તમને હમણાં જોઇતી દવા આપશે.

નવલ

[સચીંત ભવે દાકતર પાસે જઇ] દાકતર, એમને આરામ થશે?

હા. સર્જન

તેની તમે જરા પણ ચીંતા કરશો નહીં.

[દાકતર જાય છે. નવલ ખુરશી પલંગ પાસે લઇ જઇને બેસે છે. મહેતાજી બાજુ પર ઉભો રહે છે. રામો બહાર જઇ ઇસ્પીતાળના વોર્ડ બોય સાથે વાતે વળગે છે.]

## પ્રવેશ બીજો

સ્થળ: તેજ

સમય: અડધા કલાક પછી

[હંસરાજ શાંત સુઇ રહ્યો હોય છે. તે પલંગ આગળ લટકતી વીજળીની ઘંટડીનું બટન દબાવે છે]

નવલ

શું જોઇએ છે? કોનું કામ છે?

હંસરાજ

[ઇશારતથી લઘુશંકાની હાજત થયાનું જણાવી]

તું બહાર જા.

નવલ

જાઉં છું.

[ઘંટડી સાંભળી વચ્ચેની લોબીમાં બેઠેલી નર્સ વોર્ડ બોયને બુમ મારે

છે. તેનો તીજો અવાજ સંભળાય છેઃ "વૉ-ર્ડ-બૉ-ય! વૉ-ર્ડ-બૉ-ય! ડૅબો રૂમ નંબર પંચાવન."
[એક વૉર્ડ બૉય હંસરાજવાળી રૂમ માં દોડતો આવે છે]

વૉર્ડ બૉય

શું છે?

મહેતાજી

શેઠને [આંગળીની ઇશારતથી બતાવી] કરવી છે.

[વૉર્ડ બૉય બાજુમાંથી સ્ક્રીન ખસેડી હંસરાજના પલંગની બાજુમાં બન્ને તરફ ગોઠવે છે]

વૉર્ડ બૉય

[ત્યાં ઉભો ઉભો બુમ મારે છે]
મહેત્તર! મહેત્તર!

હંસરાજ

[એ શબ્દોચ્ચાર શ્રવણે પડતાં જ ચમકીને]
કોને બુમ મારે છે તું?

વૉર્ડ બૉય

મહેત્તરને.

હંસરાજ

[વીશેષ ચમકતો]
શું? મહેત્તર? ભંગી? એ અહીં આવશે? ઠેઠ મારા ખંડમાં?

[દરમીયાન સ્વચ્છ કપડાંમાં એક અંત્યજ યુવક દાખલ થાય છે]

મહેત્તર

કેમ?

વૉર્ડ બૉય

શેઠને બાટલી જોઇએ છે

[હંસરાજ તરફ જોઇને]
શેઠ અહીં તો મહેત્તર અને મહેત્તરાણીઓ બધે ફરીહરી શકે છે...

હંસરાજ

[એકાએક ચીસ પાડીને]
હેં-એં-એં! શું બોલ્યો? ભંગી લોક છેક મારા પલંગ સુધી આવશે? હું મર જાદી વૈષ્ણવ છું એ લોકો શું સમજે છે? શું પૈસા લઇને ધર્મ બોળવ બેઠા છે...

[અંત્યજ યુવાન બહાર ચાલ્યો જાય છે]

નવલ

તમે આમ આકળા શું કામ થાઓ છો? જરા શાંત તો થાઓ...

હંસરાજ

[રાડો પાડતો]
શાંત થાઉં? શું શાંત થાઉં, મારૂં કપાળ! તનેય શું થયું છે? અહીં મને તું લઇ આવી જ શું કામ? હું તને ન હોતો કહે તો કે ઇસ્પીતાળમાં તો બધો બોળાવેડો જ હોય છે! બસ્સ, મને હમણાંને હમણાં ઘેર લઇ ચાલ......

[બુમાબુમ થતી સાંભળી મેટ્રન બે એક નર્સીસ, એક બે વૉર્ડ બૉયઝ, એકાદ આયા પંચાવન નંબરની ઓરડી આગળ એકઠાં થાય છે.
તે પછી અંત્યજ યુવક 'યુરીન બોટલ' લઇને આવે છે]

મેટ્રન

કયા હય?

[દર્દીને છેક પાસે જઇને]
કયા હય? તુમકો કયા હોતા હય?

હંસરાજ...

[ચીડાયલો ક્રોધથી]
કયા હય કયા? ઇધર તો અમારા ધર્મ બુડનેકુ બેઠા હય. કયા તુમ લોક માંદા લોકકું ઇધર લાકે વટલાવવાના ધંધા કરતા હય?

**મેટ્રન**

[આશ્ચર્ય. કંઇ સમજી શક્તી ન હોય તેમ]

તુમ ક્યા કહેતે હય?

**મહેતાજી**

[મેટ્રનની પાસે આવી સમજાવતાં]

એ તો એસા બાત હે નર્સ સાબ! કે પેલા ઢેડ છેક શેઠકે પલંગ કે પાસ આતા હે, ઉસમે શેઠ સાબકુ અચ્છા નહીં લગતા હય.

**હંસરાજ**

[મહેતાજી ઉપર તપતો]

અચ્છા નહીં લગતા હય શાંના? એમ જ કહી નાખને કે એથી અમારો ધર્મ જાય. અમારાથી તે કંઇ ઢેડ ભંગીને આમ અડાતું હશે?

**મહેતાજી**

દેખો મેમ સાબ! કે શેઠ સાબકો કુદરતી હાજત કરનેકા હે, લેકીન છેક ખાટલાકે પાસ આ ભંગી જાયગા તો હમેરા ધર્મ જાયગા

**એક નર્સ**

[રોગામાંથી આવીને મેટ્રનને ધીમેથી હીંદુઓ અંત્યજને અડવામાં આભડછેટ માને છે તે સમજાવે છે. પછી દર્દી પાસે જઇ]

અગા શેઠ, ઇથે અસા કામામધી અંત્યજ લોક જ કામ કરતે. અસા કામ દુસરા કુણી કરનાર નાહીં.

**હંસરાજ**

મગ મલા અંગોળી કરાયલા પડેલ ત્યાચા કાય?

**નર્સ**

અસા તુમાલા અંઘોળી કરૂન દેનાર નાહી.

**હંસરાજ**

[એકદમ તપી જઇને]

તો શું તમારૂં અહીં રાજ ચાલે છે કે અમારો ધર્મ તોડાવશો? [મેટ્રન તરફ જોઇ] મેં એ લોકકું પહેલેસે ના જ બોલ્યાતા, કે હમકો દવાખાનામેં મત લે જાઓ [નવલ તરફ ડોળા કાઢતં.] પણ આણે માન્યું જ નહીં તે?

**નવલ**

[બધાંની આગળ આમ ધમાલ થવાથી જે શરમાતી હતી]

તમે આમ શું કરવા કરો છો? દેહ રખ્ખા ધર્મ. ગોકુલેશ ભગવાન આપણને માફ કરશે. તમે હમણાં સારા થવા તરફ ધ્યાન આપો. પછી ગોકુળ, મથુરા, વૃંદાવન, શ્રીનાથજી, જગન્નાથજી વગેરે સ્થળે જાત્રાઓ કરીને પ્રાયશ્ચીત કરીશું. માંદા માણસથી બધું પળાય છે કંઇ?

**મહેતાજી**

[શેઠાણીનું કહેવું હંસરાજ ધીમેથી સાંભળતો હતો તે જોઇ, હીંમત લાવી]

હા જી. જુઓને એમ તો મહારાજશ્રીઓ પણ ક્યાં માંદગીમાં દવા લેતા નથી. શેઠ સાહેબ આ તો કળીયુગ છે. કળીયુગમાં માણસ ઇચ્છે તેટલો ધર્મ પાળી શકતો નથી. કહે છે કે:

દેવ ગયા ડુંગરે ને પીર ગયા મક્કે,
અંગ્રેજના રાજમાં, ઢેડ મારે ધક્કે.

**હંસરાજ**

[કંઇક શાંત થઇ]

મહેતાજી! તમે બધાં આ શું કરવા બેઠાં છો? આ તો ધર્મની વાત છે. ખરેખર કળીયુગ જ આવ્યો, હળાહળ કળીયુગ જ આવ્યો. પણ–આ તો ધર્મ જવાની વાત છે હાં મહેતાજી!

મહેતાજી

શેઠ સાહેબ કશી ફીકર કરશો નહીં. બાઇ સાહેબ કહે છે તેમ બધાં તીરથોની જાત્રા કરશો એટલે તમામ પાપ બળીને ભસ્મ થઇ જશે.

[હંસરાજને આમ વાતો કરતો જોઇ બધું ટોળું ધીમે ધીમે વીખરાય છે. જતાં જતાં એક નર્સ બીજીને કહે છે: "આ લોક પૈસા કમાવાના કામમાં . દીવસમાં કેટલા વખત ધર્મને દગો દે છે!"]

શેઠજી, પેલો બાટલી લાવે?

હંસરાજ

[કંટાળેલો–ધીરેથી]

લાવવા દો ત્યારે, શું કરીશું? અહીં તમે બધા લાગ્યા જ છો ત્યારે પછી...?

[મહેત્તર 'બોટલ' આપવા આગળ વધે છે–થોડી વાર પછી તે બોટલ સાથે નળ તરફ જતો જણાય છે]

## પ્રવેશ ત્રીજો

**સ્થળ:** બાથરૂમ અને સંડાસ આગળનો નાનો ચોક.

**સમય:** તે પછીનો

[બે મહેત્તર, એક મહેત્તરાણી અને બે વોર્ડબોય ત્યાં ઉભા ચર્ચા કરતા હોય છે. ત્યાં પેલા મહેત્તર 'યુરીન બોટલ' સાથે આવે છે]

વા'લી

[ત્રીસેક વર્ષની, સાદાં સફેદ વસ્ત્રો પહેરેલી ઇસ્પીતાલનાં સ્ત્રી દર્દીઓમાં કામ કરનારી મહેત્તરાણી, દેખાવમાં સામાન્ય રીતે ઘાટદાર અને બોલવે જરા ટીખળી છે]

અલ્યા છગન! એ મોટી ફાંદવાળાને શું થયું હતું?

છગન

[હસતાં હસતાં]

આપણે અડી જઇએ તેમાં એનો ધર્મ અભડાઇ જતો હતો.

મકન

[પાંત્રીસ વર્ષનો અંત્યજ ધોતીયું અને પહેરણ તથા માથે ખાદીની ટોપી પહેરેલો. કપડાં બધાં સ્વચ્છ ધોયેલાં છે. સહેજ ઉંચો, પુરેપુરો પોષકતત્ત્વ ન મળવાથી લાકડી જેવો સુકલકડી, ઓછાબોલો, હીંદુ સમાજના ત્રાસથી કંટાળેલો છે]

એ લોકો તો અહીં આવે ત્યારે જ પાંસરા થાય છે. આજે પહેલો દહાડો છે એટલે બધાં તોફાન સુઝે છે. બે દા'ડા પછે પાંસરો થઇ જશે! ત્યારે ધરમ ને કરમ બધું ભુલી જશે અને છગન–મકન વીના એને ચાલશે જ નહીં, જોજે ને!

વોર્ડ બોય

[ખાખી ખમીસ ને તેવા જ રંગનું અડધું પાટલુન પહેરેલો, સારી રીતે વાળ હોળી તેની ઉપર સહેજ ત્રાંસી કાળા મખમલની ટોપીવાળો–વીસેક વર્ષનો પ્રમાણમાં તંદુરસ્ત દેખાય છે]

સાલેલા હે લોકોલા તો બરાબર સીધા જ કરાયલા પાહીજે.

વા'લી

[હસતાં હસતાં]

એવા માણસોનું તો કામ જ કરવાની ના પાડવી જોઇએ. ભલે પછી તે માટે એનાં ઘરનાં માણસો લાવે.

છગન

ખરૂં છે. વા'લીનું કહેવું બરાબર ખરૂં છે. પેલા મીલોવાળા હડતાળ પાડે છે તેમ આપણે પણ હડતાળ પાડતાં શીખવું,

જોઈએ. આ તો આપણું ખુલ્લું અપમાન છે.

મગન

અરે ભાઈ એટલું કરવાની યે જરૂર નથી. એ દહાડા પછી એવાઓને ટેવ પડી જાય છે, એટલે એમની બધી આભડછેટ એની મેળે નાશી જાય છે!

વૉર્ડ બૉય

નાહી, નાહી, મલા તો વાંસી મ્હણતે તો બરાબર દીસતે.

['કૉલબેલ' વાગે છે અને દુરથી નર્સનો અવાજ સંભળાય છે "વોર્ડ-બોય..." તે સાંભળી વૉર્ડ બોય ત્યાંથી ચાલ્યો જાય છે.]

## પ્રવેશ ચોથો

**સ્થળ:** હંસરાજવાળો ઓરડો

**સમય:** અડધા કલાક પછી

હંસરાજ

[દુધની કીટલી સાથે રમોઈઓ દાખલ થાય છે. હંસરાજના પલંગ પાસેની ટ્રીપૉય ઉપરના ગ્લાસમાં દુધ રેડવાની તૈયારી કરે છે. તે જોઈ હંસરાજ ચમકી ઉઠતો બૂમ મારે છે]:

અલ્યા, એ ભાઈ ઉભો રહે, ઉભો રહે, જરી જો તો ખરો...!

મહારાજ

[આશ્ચર્ય ચકીત થતો]

શું છે? આપને માટે દુધ આપવાનો ડાકતર સાહેબનો હુકમ છે તે પ્રમાણે દુધ રેડું છું.

હંસરાજ

અરે ભલાભાઈ, તું બ્રાહ્મણ થઈને પણ આમ શું કરે છે! કે ઇસ્પીતાળની નોકરીમાં રહીને તું પણ આભડછેટમાં માનતો નથી. અરેરે! શું જમાનો આવ્યો છે? હળાહળ કળીયુગ તે આનું જ નામ.

મહારાજ

[કશું જ સમજી શકતો નથી. કદાચ દર્દીનું મગજ ઠેકાણે નહીં હોય એમ માની ફરી દુધ રેડવાની તૈયારી કરતો]

ખરૂં છે, કળીયુગ તો આવ્યો જ છે ને?

[દુધ રેડે છે—ત્યાં જ હંસરાજ બરાડ મારે છે]

હંસરાજ

આ બધું અભડાવી માર્યું. પેલો ભંગી અહીં આવીને મને અડી ગયો છે અને મારાં ગાદલાં, કપડાં અને આ ઓરડો બધું અભડાયલું છે. ત્યાં તું આવ્યો, આ દુધ રેડ્યું! ભલા માણસ તું બ્રાહ્મણનો દીકરો થઈને બધાંને વટલાવી મારીશ કે શું? જા, જા. નાહી નાખ અને આ દુધ ઢોળી દે.

નવલ

[મંદ પગલે હંસરાજ પાસે આવી]

તમે વારંવાર આમ કર્યા કરશો તો તબીયત વધુ બગડશે?

હંસરાજ

[સક્રોધ]

ત્યારે તું મને અહીં લઈ આવી શું કરવા, ઝખ મારવા?

મહારાજ

[નવલની પાસે જઈ ધીરેથી]

શું છે બહેન! આમને કંઈ મગજનો રોગ થયો છે?

નવલ

[નીશ્વાસ મુકતી]

ના, ભાઇ ના. અમે કદી ઇસ્પીતાળમાં આવ્યાં નથી. અહીં થોડા વખત પહેલાં ઇસ્પીતાળનો મહેત્તર આવી ગયો, અને અમે તો ઘરમાં કદી ઢેડ-ભંગીને પેસવા દેતાં નથી કે રસ્તામાં અડતાં યે નથી. ભુલથી કે અકસ્માત અડી જવાય તો સ્નાન કરી નાખીએ ને કપડાં બોળી દઇએ.

મહારાજ

બહાર તો એમ બધા હીંદુઓ કરે છે. પણ અહીં તો એવું કશું જ ચાલતું નથી. દર્દીઓ જમતા હોય ને કામ પડે તો યે મહેત્તર આવીને તેમને અડી શકે છે. [હંસરાજ તરફ ફરીને] શેઠ અહીં એવી આભડછેટ પાળી શકાય નહીં, એ તો બધું બહાર ચાલે.

[અને તુરત તે ચાલવા માંડે છે. ને પછી તુરત જ મોટો દાક્તર, હાઉસ સર્જન, વોર્ડ દાક્તર, મેટ્રન અને એક નર્સ દાખલ થાય છે. પણીના ટબ અને સાબુ-ટુવાલ સાથે બે વોર્ડબોયઝ પાછળથી આવે છે.]

હંસરાજ

[આવનારાઓને જોયા વીના જ]

જો અહીં રહીને વટલાઇ મરવાનું હોય તો મારે સારા થવું નથી. મને ઘેર જ લઇ ચાલો બસ્સ......

મોટો દાક્તર

[આગળ આવી]

શું છે ભાઇ?

હંસરાજ

કેટલાકને જવાબ દેવા? બાપુ! અહીં એક વખત ઢેડ આવીને બધું અભડાવી ગયો અને પેલો બામણ આવીને પીવા માટે દુધ રેડી ગયો. બધું અભડાવી માથું કેટલો બોળાવેડો? અહીં કેમ રહેવાય?

દાક્તર

એમાં શું થયું ભાઇ! મહેત્તર પણ માણસ જ છે ને?

હંસરાજ

માણસ છે એટલે શું થયું? પણ જાતે તો ઢેડ-ભંગી છે ને? એને તે અડી શકાતું હશે?

દાક્તર

એ તો ઇસ્પીતાળનું અગત્યનું અંગ છે. આટલા બધા દર્દીઓનું મેલું અને પીશાબ એ લોકો વીના કોણ ઉઠાવે? અને તેમના વીના બધું સાફસુફ કોણ રાખે? એમનો તો તમારે આભાર માનવો જોઇએ.

હંસરાજ

માન્યો આભાર! અહીં તો બધા એક એકથી ચડીયાતા જ આવતા લાગે છે. શું તમે બધા વટલાઇ ગયા છો, નાસ્તીક થઇ ગયા છો, ધર્મને આભડછેટને માનતા નથી...?

હાઉસ સર્જન

[આગળ આવી, હંસરાજને શાંત રહેવાની સુચના આપતાં]

મીસ્ટર હવે શાંત થઇ જાઓ. આ મોટા દાક્તર સાહેબ તમને તપાસવા આવ્યા છે. એમને બીજા ઘણા દર્દીઓને જોવાનાં છે.

[હંસરાજ શાંત પડી નીશ્વાસ મુકે છે. દાક્તર તેને તપાસવાનો આરંભ કરે છે. નવલ સચીંત ભાવે તે જોતી ઉભી રહે છે]

# પ્રવેશ પાંચમો.

**સ્થળ:** તે જ

**સમય :** વીસ દીવસ પછી

**નવલ**

[હંસરાજના ઓરડાના બારણા વચ્ચે ઉભી હોય છે, તેટલામાં ત્યાંથી વા'લી મહેત્તરાણી પસાર થાય છે. તેને જોઇ]

કેમ છે, વા'લી?

**વા'લી**

[હસતી હસતી ઉભી રહી]

સારૂં છે બાઇ. કેમ છે હવે શેઠને?

**નવલ**

સારૂં છે.

**વા'લી**

હવે શેઠ મહેત્તરને જોઇને ચીડાતા નથી ને?

**નવલ**

ના, રે ના! એ તો નવું નવું હતું એટલે. હવે તો ઉલટા છગન ને મકનની સાથે એ સારી રીતે વાતો કરે છે.

**વા'લી**

અમે તો અહીં એવું બહુયે જોઇએ છીએ, શેઠને ઠીક થઇ જાય એટલે સારૂં.

[વા'લી બીજી તરફ ચાલી જાય છે. નર્સ શકુંતલા બીજી તરફથી ત્યાં આવે છે. ઇસ્પીતાળના સહવાસમાં નવલની સાથે એની મીત્રતા થઇ છે]

**શકુંતલા**

કેમ નવલ બ્હેન! વા'લીની સાથે શું વાતો-કરતાં હતાં? તમે હવે અભડાઇ જતાં નથી કે ઇસ્પીતાળમાં આવીને આભડછેટને ભુલ્યાં? [હસે છે]

**નવલ**

[હસતાં હસતાં]

બન્ને માનો ને?

**શકુંતલા**

આ તો રોગીઓનો રોગ મટાડવા માટે પ્રયત્ન કરનારી સંસ્થા છે. અહીં દયા, માનવતા, પ્રેમ અને બંધુભાવનાનું જ સ્થાન છે. જાતી કે કોમના રંગભેદ કે ઉંચા નીચાના ભેદને અહીં સ્થાન ન જ હોઇ શકે. તમે હવે જોઇ શક્યાં હશો કે મહેત્તર અને મહેત્તરાણીઓની સેવા અપુર્વ છે. દાક્તર દેસાઇ તો એમને રોજ મહત્તર અને મહત્તરાણી કહે છે. એનો અર્થ સમજ્યાં?

**નવલ**

ના.

**શકુંતલા**

માનવીઓ માટે એમની સેવા એટલી મહત્ત્વની તેમ જ અદ્દભુત છે કે તેઓ મનુષ્યોમાં મહત્તર સ્થાન ભોગવે છે. કદાચ તમને તો એ પસંદ નહીં પડતું હોય.

**નવલ**

શકુંતલાબાઇ! ઇસ્પીતાળના વીસ દીવસના સહવાસ પછી અને એ ભાઇબ્હેનો જે કામ કરે છે તે જોવા પછી તો હું તમારી વ્યાખ્યાને મળતી થાઉં છું, એટલું જ નહીં પણ હું એ પણ કબુલ કરૂં છું કે, તેઓ માનવ સમાજનું મહત્ત્વનું અંગ છે.

[હંસરાજનો અવાજ સંભળાતાં તે અંદર જાય છે—નર્સ શકુંતલા બીજી તરફ દર્દીના ઓરડામાં દાખલ થાય છે.]

# બાળમરણ: તેનાં કારણ અને ઉપાય

: : લેખક : :

**શ્રી. માણેકલાલ વકીલ**

એમ. એ., એલ્.એલ્. બી., એફ્. એસ. એસ., એફ્. આર. ઇ એસ.

મૃત્યુના આંકડા આલેખવા કોને ગમે? પણ હીંદના મૃત્યુ પ્રમાણના એ નીરસ આંકડાઓ ઉપર નજર કરશો તો જણાશે કે દર વર્ષે હીંદમાં ૧૫ લાખ બાળકો પહેલા વર્ષેજ પરલોક પધારે છે. આ અતી મ્હોટા સમુહમાંથી લગભગ પાંચ લાખ બાળકો તો પુરા સાત દીવસ પણ નથી જીવતાં. આપણા દેશમાં પ્રવર્તતી ગરીબાઇ, અશક્તી, મહાન રોગચાળા, અને એવાં અનેક રોગના બાલકો અત્યારે તો ભોગ થઇ પડે છે. જ્યારે બાળમૃત્યુનું પ્રમાણ હીંદમાં ૨૫ ટકા છે ત્યારે ઇંગ્લાંડ અને વેલ્સમાં માત્ર દશ ટકા છે. પાંચ લાખ જેટલા બાળકો પહેલા અઠવાડીયામાંજ મરણ પામે એ વસ્તુજ અતી કમકમાટી ઉપજાવનારી છે. કલ્પના કરો કે માનવશક્તીનો કેટલો નાશ થઇ રહયો છે! નવ માસ સુધી પોતાના શરીરમાં સતત સાચવવામાં વપરાતી કેટલી ય માનવશક્તી આંજે અવળે માર્ગે વેડફાઇ રહી છે! એટલુંજ નહીં આ પરીસ્થીતીએ માતાની તંદુરસ્તી ઉપર પણ સીધી અસર કરી છે. પ્રસુતીની મ્હોટી સંખ્યાએ, તેમજ પ્રસુતીના કામમાં અજ્ઞાનતા અને બીનઆવડતને લઇને હજારો માતાઓ અકાળે મરણ પામે છે.

## આપણી ફરજ

દરેક સુધરેલી સંસ્કૃતીની ફરજ છે કે માતા તેમજ બાળકના જીવનને તંદુરસ્ત બનાવવા યત્ન કરવો. આ દ્રષ્ટીએ કંઇ પણ બેદરકારી બતાવવી તે અનૈતીકજ ગણાવું જોઇએ. માતાના શરીરની તંદુરસ્તીને અવગણીને જે સંતતી ઉત્પન્ન કરવામાં આવે તો તે અનીચ્છનીય ગણાવું જોઇએ. આર્થીક સ્થીતીને અનુલક્ષીનેજ સંતતી ઉત્પન્ન કરવી જોઇએ. આમ ન કરવું તે પાપજ ગણાવું જોઇએ. આમાં આર્થીક હાની છે. માનવજાતી અને દેશ બન્નેને તેથી સહન કરવું પડે છે. અને તેથી જ સંતતી ઉત્પાદનમાં માતપીતાની આર્થીક સ્થીતી કે શારીરીક તંદુરસ્તીને પ્રાધાન્ય આપવું જોઇએ.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે બે પ્રસુતી વચ્ચેનો કાળ કેટલો હોવો જોઇએ? હવે આ સંબંધમાં ડોક્ટરસમુહનો એવો અભીપ્રાય છે કે આ બે પ્રસુતીઓ વચ્ચે સામાન્ય પાંચ વર્ષ તો હોવાંજ જોઇયે. નહીં તો ઓછામાં ઓછા ત્રણ વર્ષનો ગાળો તો હોવોજ જોઇએ.

અત્યારે આપણી સમક્ષ એકજ માર્ગ છે. આ માર્ગ એ છે કે આપણે જન્મ પ્રમાણને વ્યવસ્થીત કરવું. આ દ્રષ્ટીએ મ્યુનીસીપાલીટી તેમજ જાહેર મંડળોદ્વારા જન્મ પ્રમાણને વ્યવસ્થીત કરવાનું શીખવી શકાય. બાળકોના મૃત્યુ પ્રમાણને ઘટાડવા માટે આ પ્રકારની ચળવળ અતી અગત્યની છે. એટલુંજ નહીં પણ માતાઓની તંદુરસ્તીની દ્રષ્ટીએ, તેમજ પીતાઓની આર્થીક દ્રષ્ટીએ પણ આ જાતના જ્ઞાનના પ્રચારની જરૂર અતીશય છે. માંદગી અને મરણના સંતાપ ટાળવા માટે માનવજાતી પાસે આ સહુથી સરસ માર્ગ છે.

## જન્મ પ્રમાણ કેમ વ્યવસ્થીત કરી શકાય?

જન્મ પ્રમાણને વ્યવસ્થીત કરવાના બે ઉપાયો આજે માનવજાતી સન્મુખ છેઃ (૧) બ્રહ્મચર્ય (૨) સંતતીનીયમનના સાધનોનો ઉપયોગ. હવે સમગ્ર જાતીની દ્રષ્ટીએ, કે વ્યક્તીની દ્રષ્ટીએ બ્રહ્મચર્યનો માર્ગ અનીચ્છનીય છે એમ ડૉક્ટરસમુદાયનો અભીપ્રાય છે. એકનો અમુક વર્ષો માટે પણ બ્રહ્મચર્ય પાળવું એ બહુ જ ઓછા જણને માટે શક્ય છે. કોઇ પણ રીતે આજન્મ બ્રહ્મચર્ય તો અશક્ય છે એટલુ જ નહીં પણ બે કે ત્રણ વર્ષ સુધી સતત રીતે બ્રહ્મચર્યનું પાલન કરવું પણ જરાયે શક્ય નથી.

## ઇંગ્લાંડમાં છુટ

૧૯૩૦ થી ઇંગ્લાંડના આરોગ્ય ખાતાએ વેલ્ફેર સેન્ટરોમાં 'સંતતી નીયમન'ના જ્ઞાનનો પ્રચાર કરવાની છુટ આપી છે. તેમજ સંતતી નીયમનનું શીક્ષણ આપનારાં દવાખાનાં સ્થાપવા માટે પરવાનગી આપવામાં આવી છે. માતાના આરોગ્યની દ્રષ્ટીએ આ જ્ઞાન આપવાની ભલામણ કરવામાં આવી છે. લઇસેસ્ટર શોરેડીચ અને બેકનહામની મ્યુનીસીપાલીટીએ તો સંતતીનીયમનનુ શીક્ષણ આપવાની શુભ શરૂઆત કરી દીધી છે. અને અન્ય મ્યુનીસીપાલીટીઓ પણ તેમને પગલે ચાલવાને માટે ચર્ચા ચલાવી રહી છે.

## મ્હૈસુરમાં પ્રગતી

૧૯૩૦ ના જુન મહીનામાં મ્હૈસુરની સરકારે ચાર સ્ટેટ હૉસ્પીટલને સંતતીનીયમનનાં શીક્ષણ આપવા માટે 'ક્લીનીક' સ્થાપવાની પરવાનગી આપી છે. આ સ્ટેટે સ્થાપેલી ક્લીનીકમાં પરીણીત દંપતીઓ સંતતીનીયમનનું જ્ઞાન મેળવી શકે છે એટલુંજ નહીં પણ સંતતીનીયમનનાં સાધનો મુળ કીંમતે મેળવી શકે છે. આમ આર્થીક તેમજ તંદુરસ્તીનાં કારણોસર કુટુંબને મર્યાદા હોવી જોઇએ એ સીધ્ધાંત મ્હૈસુર સંસ્થાને કબુલ રાખ્યો છે.

૨૫ વર્ષ પહેલાં માલ્થુસીઅન લીગે 'કુટુંબની મર્યાદા બાંધવાના આરોગ્યમય ઉપાયો' એ નામનું એક ન્હાનું પુસ્તક પ્રસીધ્ધ કર્યું હતું. આ પુસ્તક પરણેલાં કે તરતમાં પરણનારાંને આપવામાં આવે છે. આ સલાહ અહીં મુંબાઇમાં પણ 'યુજેનીક સોસાઇટી' (૫૫ ગીરગામ રોડ) માં આપવામાં આવે છે, તેમજ કેટલાક ડૉક્ટર પણ પોતાના ખાનગી ક્લીનીકમાં આપે છે.

કેટલાય ડૉક્ટરોએ, વનસ્પતી વીશારદોએ તેમજ સમાજવીશારદોએ આના ઉપર કેટલુંય સાહીત્ય લખ્યું છે. તેમજ આ પ્રશ્નને છણવા માટે રચાયેલી કમીટીઓએ પોતાનો રીપોર્ટ બહાર પાડયો છે. પણ કોઇ પણ વ્યક્તીની આર્થીક સ્થીતી સુધરે ત્યાં સુધી લગ્નને મુલતવી રાખવાની જરા ય જરૂર નથી. અને આ વીજ્ઞાનનું એક સારૂં પરીણામ તો એ છે કે દરેક વ્યક્તી પોતાની પુખ્ત વયે પરણી શકે છે.

## ગરીબોને જ્ઞાન આપવાની જરૂર

જ્યારે વ્યક્તીને ગુપ્ત રોગ લાગુ પડયો હોય છે અને તે ડૉક્ટરની સલાહ લે છે ત્યારે ડૉક્ટર તેને બ્રહ્મચર્ય, કે સંતતીનીયમનના સાધનોનો ઉપયોગ કરવાનું કે 'સ્ટરલાઇઝેશન' કરવાનું સુચવે છે. તેમજ જ્યારે સ્ત્રીના શરીરમાં એકદમ અશક્તી આવી ગઇ હોય ત્યારે પણ

ડોક્ટર એવી જ સલાહ આપે છે, હવે જ્યારે ગરીબ સ્ત્રીની આર્થીક શક્તી ખરાબ હોય ત્યારે આપણે આવી સલાહ આપવી જોઇએ. સંખ્યાબંધ પ્રસુતીઓ તેની શક્તીને તોડી નાંખે ત્યાં સુધી આપણે રાહ જોઇ શકીએ નહી. તેમજ છોકરાંઓ પણ સારા પોષણના અભાવે કાંતો મરી જાય છે કે જરાએ વીકાસ પામી શકતા નથી.

જ્યાં સુધી મ્યુનીસીપાલીટી આ કામ ન ઉપાડી લે કે, 'વેલ્ફેર સેન્ટર' જેઓ આ કામ કરતાં હોય તેને મદદ ન આપે ત્યાં સુધી આવું જ્ઞાન આપવાની જાહેર સંસ્થાઓજ આવી જવાબદારી લઇ શકે. ઉપર જે લખાઇ ગયું છે તે ઉપરથી સ્પષ્ટ થશે કે સંતતી નીયમનનું જ્ઞાન આપવાને માટે આપણે આર્થીક અને શારીરીક કારણો વચ્ચે બહુ ભેદ ન પાડી શકીએ. **બાળક જન્મે અને મરી જાય, તેના કરતાં આવી માતાઓને પ્રસુતીજ ન આવે તેમજ આવાં બાળકો જન્મેજ નહીં એમ કરવું વધુ નૈતીક છે.** એ ખરૂં છે કે કેટલાક ધર્મોએ પ્રજાઉત્પાદનને પવીત્ર ફરજ તરીકે વર્ણવી છે, અને બાળકને જન્મ્યા પહેલાં કે પછી જો મારી નાંખવામાં આવે તો તે પાપ મનાયું છે. અહીં આપણે એવાં બાળકોને જન્માવવા ઇચ્છીએ છીયે કે જેમને માટે કેળવણી અને તંદુરસ્તી માટે પુરતી જોગવાઇ છે. અહીં આપણે એવાં બાળકોને જન્માવવા ઇચ્છીયે છીએ કે **જેઓની ખરેખરી જરૂર છે** અને આ ધાર્મીક ફરજ કે સામાજીક ફરજ અદા કરવાનો આ માર્ગ ખરેખર વધારે નૈતીક છે.

સંપત્તીવાન સમુદાયને તો સારી રીતે શીક્ષણ મળે છે, અને બહુજ થોડા કાળમાં તેઓ સંતતીને નીયમન કરનારૂં શીક્ષણ શીખી લેશે. પણ અત્યારે તો ગરીબ વર્ગને આ પ્રકારના વીજ્ઞાનની અતી અગત્ય છે. જાતીયનીતી કે સામાજીકનીતીના અસત્ય ઓથાં નીચે સંપત્તીવાન સમુદાય આ શીક્ષણના પ્રચારને અટકાવી રહ્યો છે.

## સાધન સંબંધી માહીતી

સંતતીનીયમનનાં સાધનો તેમજ ઉપયોગ બહુ જ સરળ છે. માત્ર રબ્બરની કેપ પેસરી, કે એક પેસરી સ્ત્રીએ વાપરવાની છે. આ પેસરીના જુદા જુદા પ્રકાર આવે છે અને જો જરૂર પડે તો અનુભવી દાકતર કે નર્સની સલાહ લઇને તે જરૂર પોતાને માફક આવતી પેસરી પસંદ કરી શકે. આ પેસરીની કીંમત માત્ર એકજ રૂપીઓ હોય છે અને કેટલા ય મહીના ચાલે છે. આ પેસરી વાપરવા માટે જરૂરની સુચનાઓ તેની ઉપરજ હોય છે, અને દરેક કેમીસ્ટને ત્યાં મળે પેસરીના ઉપયોગ પછી સવારના પહોરમાં એકળવધણા પાણીનો ડુશ લેવો જરૂરનો છે.

આ સાધનોનો ઉપયોગ કરવો કે નહીં તે સ્ત્રીઓની મરજીની વસ્તુ છે. સ્ત્રીને જ્યારે બાળકની જરૂર હોય ત્યારેજ બાળક ઉત્પન્ન થઇ શકે. આ પધ્ધતી એટલી સહેલી અને સરળ છે કે સામાન્ય અભણ સ્ત્રી પણ તેનો ઉપયોગ કરી શકે.

બીજા કેટલાક લેખકોએ બીજી પધ્ધતીનો ઉલ્લેખ કર્યો છે પણ ઉપર જણાવેલું સાધન સરળ અને સહેજ છે, તેમજ શારીરીક સ્થીતીને અનુલક્ષીને તેમાં ફેરફાર કરી શકાય છે. હજુ સુધી તો સંપુર્ણ ખાત્રી ભર્યું" સાધન અલબત નથી જ છતાં પણ જે અત્યારે આપણે જાણીયે છીએ તે સાધનોમાં ઉપર જણાવેલું સાધન સારામાં સારૂં અને વધુ ખાત્રીભર્યું" છે.



# નૂતન રશીઆની શિક્ષણપ્રથા

: પ્રયોજક :

અભ્યાસક

નૂતન રશીઆની શીક્ષણપ્રથામાં ડૉ. સાટસ્કીની શીક્ષણપ્રથાએ અપુર્વ પરીવર્તન કરી નાખ્યું છે. એમના કાલુગાના કેળવણીમંદીરમાં થઇ રહેલા પ્રયોગે આવતી કાલના રશીઅન નાગરીકોને બાલવયથી જ નાગરીકતાની જવાબદારીનું જ્ઞાન આપવા માંડયું છે. એથી એ સંસ્થા માત્ર બાળકોને અક્ષરજ્ઞાન આપનારી નહીં, પણ પ્રજાસમુહના વીકાસમાં મદદગાર પ્રયોગ કરનારી પ્રયોગશાળા બની રહી છે.

કાલુગાના કેળવણી મંદીરમાં તદ્દન નવી જ ઢબે કેળવણી આપવાનો અખતરો થઇ રહ્યો છે. રશીયાના પાટનગર મોસ્કો શહેરની દક્ષીણે આવેલા આ રમ્ય પ્રદેશ પર નવી ઢબે કેળવણી આપવાની શરૂઆત કરવાનું માન આજે સોવીયેટ શાસનને મળ્યું છે. છેક ૧૯૦૪ માં આ સ્થાનમાં કેળવણી મંદીર બાંધવાની યોજના રચાઇ હતી. તેમાં બાળક આપમેળે શીખે તેવી ઢબે કેળવણી આપવાની યોજના ડૉ. સાટસ્કીએ રચી હતી. તે વખતે તો રશીયા પર જુલ્મી ઝારનું શાસન ચાલતું હતું. તે વખતે તો ત્યાં કેળવણી માટે પૈસા ખર્ચવાને બદલે લશ્કરી આયુધોને માટે ધન ખર્ચવું એ વધુ યોગ્ય છે એમ સત્તાધીશો માનતા; છતાં ડૉ. સાટસ્કીની યોજનાને સત્તાવાળાઓએ ટેકો આપ્યો. અને પાટનગરની દક્ષીણે કેળવણી મંદીર બાંધવા માટે જમીન અપાઇ.

તે સમયનું રૂશીયા એટલે એક શબ્દમાં કહીયે તો 'નીરક્ષર'! પાટી પર ક પણ ન ચીતરી શકે તેવા ૧૦૦ માંથી ૯૮ જણ મળે. ક્રેમલીનના સત્તાધીશોને ત્યારે લોકસમુહની કેળવણી માટે જરાય પરવા નહોતી. જે કંઇ થોડું ઘણું

અક્ષરજ્ઞાન મળતું તે પાદરીઓની નીશાળો દ્વારા! આવા નીરાશાજનક વાતાવરણમાં ડૉ. સાટસ્કીએ તેની નવી યોજના સાથે કાલુગાના ક્ષેત્રમાં કામ કરવાનો નીર્ણય કર્યો. તેણે એક ન્હાના ઝુંપડામાં શાળા શરૂ કરી. પણ ઝારના સમયમાં તેને જરાય તક ન મળી. કારણ કે એક બાજુ નાણાંનો અભાવ, અને કામ કરવામાં સત્તાધીશોનો ત્રાસ. આમ બન્ને બાજુના ત્રાસથી ડૉ. સાટસ્કીની યોજના જરા યે આગળ વધી શકી નહીં. ઝારનું શાસન જ લોકસમુહને નીરક્ષર રાખવા ઇચ્છતું હતું. આવા સંજોગોમાં ડૉ. સાટસ્કીની યોજના નીષ્ફળ જ નીવડવા સર્જાયેલી જ હતી.

પરંતુ ઝારના જુલ્મી શાસનના પતન પછી રૂશીયાનો રંગ બદલાયો. પછી તો કામદાર અને ખેડુત સમુહના શાસનતંત્રે દરેકે દરેક વ્યક્તીને અક્ષરજ્ઞાન આપવાનો નીર્ધાર કર્યો. આખા યે સોવીયેટ શાસનમાં વેગથી સોવીયેટ શાળાઓ સ્થપાઇ. દરેક ગામડે ગામડે શાળાઓ ઉઘાડવામાં આવી. એકલા અક્ષરજ્ઞાન સાથે સાથે સોવીયેટોએ કેળવણીનો દ્રષ્ટીકોણ બદલવા યત્ન કર્યો. કેળવણીને સમાજવાદના વીચારો પ્રસરાવવા માટે એક પ્રખર સાધન તરીકે માનવામાં આવ્યું. અને નવી ઢબે તેમજ એ નવા દ્રષ્ટીબીંદુથી કેળવણી આપવાના નીર્ણયને તરત જ વ્યવહારમાં મુકવામાં આવ્યો છતાં એ વૈજ્ઞાનીક દ્રષ્ટીકોણથી કેળવણી આપવા માટે સોવીયેટ શાસનને પહેલાં બહુ મુશ્કેલી પડી. પહેલાં તો યોગ્ય શીક્ષકો જ ન હતા. તેમજ યોગ્ય વાતાવરણ ન હતું. અને નવી સંસ્કૃતીને અપનાવી શકે તેવા કોઇ કેળવણીકાર ન હતા. આ સંજોગોમાં ડૉ. સાટસ્કીનું શાળામંદીર આશાના કીરણ સમાન થઇ પડયું. ત્યાં બોલ્શેવીકોના વીચારો પ્રમાણે કેળવણી અપાતી હતી, બોલ્શેવીક આદર્શ પ્રમાણે બાળકોને કુદરતમાં છુટાં મુકવામાં આવતાં હતાં. એટલે આખાયે કાલુગા પ્રાન્તમાં કેળવણી મંદીરોની સ્થાપના કરવા માટે ડૉ૦ સાટસ્કી અને તેની સંગીત વીશારદ પત્નીની પસંદગી થઇ. કેળવણીખાતાનો કાબુ આ દંપતીને સોંપવામાં આવ્યો. તેમણે જીવનભર સેવેલા આદર્શોને સીદ્ધ કરવા માટે બોલ્શેવીકોએ તેમને અનુકુળતા આપી.

પછી તો ડૉ૦ સાટસ્કીનાં શાળામંદીરો ગામડે ગામડે સ્થપાયાં. કાલુગા તાલુકામાં જ્ઞાનની લહાણી કરવા માટે નવા પ્રકારની કેળવણી આપતી શાળાઓ સારી પેઠે સ્થપાઇ. આ શાળાઓની સ્થાપના પછી કેળવણીનો વેગ બહુ જ ઝડપથી વધતે ગયો. અને તે વેગના વીકાસ સાથે ડૉ. સાટસ્કીનું શાળામંદીર બહુ જ પ્રખ્યાત થવા લાગ્યું.

જે મકાનમાં તે શીક્ષણ અપાય છે તે મકાન જરાયે ભવ્ય નથી. કરીગરીનો ત્યાં જરાય ઓપ નથી. આધુનીક ઢબના ત્યાં ઓરડા નથી. આજના યુગને બંધબેસતાં ત્યાં બારી બારણાં નથી. કોઇ પ્રવાસી ત્યાં પધારે તો તેને એમ જ લાગે કે આ ઝુંપડાં જેવા દીસતા મકાનમાં તે શી રીતે શીક્ષણ અપાતું હશે? કારણ કે એ કેળવણીમંદીરના બાહ્ય દેખાવમાં પેલા પ્રવાસીની આંખને આંજી નાખે તેવું કંઇ યે નથી. છતાં તેની જડ દેખાતી દીવાલોની પછવાડે વીપ્લવી શીક્ષણ આપવાની સુંદર વ્યવસ્થા કરવામાં આવી છે.

પણ તે પ્રવાસી જરા આગળ વધે અને એ મકાનના કંપાઉંડના દરવાજો ઉઘાડે તો કલ્લોલ કરતો બાળક સમુદાય તેની નજરે પડે. કલાકે કલાકે ત્યાં ઘંટ વાગતો નથી; દર કલાકે માસ્તરોની અદલા બદલી થતી નથી; બાળકોની પાસે પુસ્તકો નથી; સુંદર બાંકડા કે ભવ્ય વ્યાસપીઠ પણ ત્યાં નથી. એ શાળામાં શીક્ષક અને બાળકો સાથે જ રહે છે. અને પરસ્પરના સહકારથી નવી સંસ્કૃતીની સ્થાપના કરે છે.

આ શાળા માત્ર બાળકોને જ શીક્ષણ આપે છે તેમ પણ નથી, કાલુગાની શાળા નો પ્રચારકાર્યનું મ્હોટું કારખાનું જ છે. શરૂઆતથી જ જવાબદારીનું તત્વ ત્યાં સમજાવવામાં આવે છે. બાળક શાળામાં પ્રવેશ કરે ત્યારે તેની પાટી ઉપર 'કરવતનો ક' લખી આપવાને બદલે તેને સુચવવામાં આવે છે કે: તારા ઘરનું ચીત્ર દોર. બાળક આમ તેમ લીટીઓ દોરી ચાર દીવાલો ઉભી કરે. વળી શીક્ષક તેને સહાય આપે. આમ ઘરમાં બારી બારણાનો ઉપયોગ વીગેરે તેને સમજાવવામાં આવે છે.

ધીમે ધીમે આ ક્રમે બાળકના માતપીતાના જીવનના સંસર્ગમાં શીક્ષક આવે છે. તે બાળકના સંજોગો સમજે છે. બાળકની આસપાસ પ્રવર્તતી પરીસ્થીતીનો તે ખ્યાલ મેળવે છે. આ દ્રષ્ટીએ શીક્ષક બાળકને સહાય આપતાં આખા ગામની આર્થીક તેમ જ સામાજીક સ્થીતી વીષે સારી રીતે માહીતગાર રહે છે

તેમજ સોવીયેટ શાસનના કાર્યક્રમની કે બીજાં જાહેર કાર્યોની પણ તેને સારી માહીતી હોય છે. ત્યાં શીક્ષક એ માત્ર કેળવણીકાર નથી પણ સમાજવાદના સીદ્ધાંતોનો પ્રખર પ્રચારક છે. સમાજવાદની સ્થાપના માટે તેનું હૈયું ઉછળતું રહ્યું હોય છે. સમગ્ર વીશ્વમાં સમાજવાદ પ્રસારવાના તેના કોડ હોય છે. આ ઉપરાંત તે જાણે છે કે રશીયામાં અત્યારે સમાજવાદની નવી સંસ્કૃતીની સ્થાપનામાં તે સુંદર ફાળો આપી રહ્યો છે. તે માને છે કે વીશ્વવીપ્લવ માટે રશીયાનું સમાજવાદી શાસન જ અગત્યનું છે. આવી ભાવના, ઉલ્લાસ અને સીદ્ધાંત ભક્તીથી પ્રેરાયેલા શીક્ષકો ડૉ. સાટસ્કીના નેતૃત્વ નીચે કાલુગામાં નવી સંસ્કૃતી પ્રવર્તાવી રહ્યા છે.

બાળકોને તે સંસ્થામાં શરૂઆતથી જ તેની જવાબદારી શીખવવામાં આવે છે. જ્યારે ગામમાં સોવીયેટની સભા હોય ત્યારે તેની જાહેરાત કરવાનું કામ બાળકોને જ અપાય છે. આ બાળકો સ્વચ્છ અને મરોડદાર અક્ષરોએ જાહેરાતો લખે છે. અને જાતે જ પોતાનાં માતપીતાને પહોંચાડી આવે છે. આમ કરવાથી સોવીયેટની સભાઓમાં ભાગ્યે જ કોઈ ગેરહાજર રહે છે. કારણ કે કદાચ કોઈ માતપીતા વીસરી જવાની વૃત્તી બતાવે તો તેમની સ્મૃતીને યાદ આપવા માટે તેમનાં બાળકો હમેશાં તત્પર જ હોય છે.

વળી ગ્રામ્ય સોવીયેટ આગળના પ્રશ્નો તદ્દન સરળ હોવાથી સામાન્ય બાળકો પણ તે સહેલાઈથી સમજી શકે છે. દાખલા તરીકે: બાગ બનાવવાનો કે રસ્તો સાફ કરવાનો કે નવો રસ્તો બાંધવાનો કાર્યક્રમ ત્યાં ચર્ચાય. એટલે સામાન્ય બાળક પણ શહેર સોવીયેટની જવાબદારી સારી રીતે સમજી શકે છે. આ પદ્ધતીએ બાળકોમાં નવી ભાવનાને જન્મ આપ્યો છે. તેઓ જાણે છે કે શહેરનો વહીવટ તેમના જ હાથમાં છે. તેઓ શીખે છે કે શહેરની સ્વચ્છતા અને આર્થીક પ્રગતી માટે તેઓ,

જવાબદાર છે. સોવીયેટ શાસનના ભાવી નાગરીકો આ પ્રમાણે સામ્યવાદનો પહેલો પદાર્થપાઠ શીખી રહ્યા છે.

એક ગામમાં પોસ્ટ ઓફીસ નથી. લગભગ પાંચ માઇલ દુરથી એપીગ્રો ટપાલ લઇ ચાલીને આવે છે. એટલે શાળામાં એક દીવસ પોસ્ટ ઓફીસ પર સામાન્ય વીવેચન કરતાં શીક્ષક શીખવે છે કે: અહીં પણ પોસ્ટ ઓફીસ હોય તો?

બે ત્રણ દીવસ પછી શાળાના એક ખુણામાં બાળકો એક પાટીયા ઉપર એ અક્ષરોમાં રંગ પુરતા જણાય છે કે: "સોવીયેટ શાસનની પોસ્ટ ઓફીસ" એ ગામમાં પોસ્ટઓફીસ ઉઘડે છે: પછી તેનો તમામ વહીવટ બાળકોને સોંપાય છે તેઓ તો જવાબદાર બને છે: ટપાલની ટીકીટોનો હીસાબ પણ તેઓ જ રાખે છે પછી પ્રચારનાં દીવાલપત્રો આવે છે અને તે ગામમાં બાળકો જ વહેંચી આવે છે

..આ રીતે લોકોપયોગી ખાતાંઓનો વહીવટ તેમને શીખવવામાં આવે છે.

જે ગામમાં પાણી બગડયું છે એવી અફવા આવે તો શીક્ષક અને બાળકો તે કુવા પાસે જાય, ત્યાંથી પાણી ભરી લાવે, આ પાણી કેમ ન પીવું તે બાબત ચર્ચા ચાલે, બાળકો આપમેળે જ એ આખાય પ્રશ્નની ચર્ચા કરે, શા માટે પાણી ખરાબ થયું છે, તેનાં કારણો વીચારવા યત્ન કરે અને જરૂરને પ્રસંગે કવચીત શીક્ષકની તેમાં સહાય પણ લેવામાં આવે.

પછી મ્યુનીસીપાલીટીનો વીજ્ઞાનવીશારદ પાણી ઉપર પ્રયોગ કરી તેમને બનાવે કે પાણી ખરેખર રીતે બગડયું છે. આમ પ્રયોગદ્વારા મેળવેલા જ્ઞાન વડે તેઓ આખા શહેરમાં ખરાબ પાણીનો ઉપયોગ ન થાય તેટલા માટે તેઓ ચીવટ રાખે છે. આટલેથી તે અટકતા નથી. તેઓ પછી એક નીબંધ લખે છે. આ નીબંધમાં પાણી બગડવાથી થતા ગેરફાયદા, તેમજ સ્વચ્છ પાણીની જરૂરીઆત વીષે સુયોગ્ય કારણો રજુ કરવામાં આવે છે. આ કારણો વર્ણવ્યા પછી તેઓ તે નીબંધને સ્થાનીક સોવીયેટ ઉપર મોકલે છે. તરત જ તે કુવાને કાં તો બંધ કરવામાં આવે કે ફરીથી તેને ગાળવામાં આવે. આમ સ્થાનીક પ્રશ્નોમાં બાળકોનો અવાજ સારી રીતે રજુ થાય છે.

બાળકો દ્વારા માતાઓને પણ શીક્ષણ આપવામાં આવે છે, ને પણ આવી જ પદ્ધતી પ્રમાણે. આ દ્રષ્ટીએ શાળામાં દીવાલપત્રો ચીતરવામાં આવે છે. તેમાં બાળકોની સંભાળ કેમ રાખવી, એ વીગતો સમજાવવામાં આવે છે. "બાળકોને ધમકાવવાનાં માઠાં પરીણામ." "બાળકોને સ્વચ્છ કેવી રીતે રાખવાં?" વગેરે વીષયો સંબંધી પ્રાથમીક જ્ઞાન આપનાં સચીત્ર દીવાલપત્રો પણ ત્યાં જ તૈયાર થાય છે. અને પછી બાળકો જ તે વહેંચી આવે છે. આમ બાળકો દ્વારા માતાઓને પણ શીક્ષણ અપાય છે.

એક ગામમાં આગ ઓલવવાનું યંત્ર નથી. ત્યારે કેમ થાય? ડો. સાટસ્કીન શાળામંદીરમાં એ પ્રશ્નની ચર્ચા શરૂ થાય. બાળકોની એક સભા ભરાય. ત્યાં આગ લાગવાનાં કારણો, આગને અટકાવવાથી થતા લાભ, વગેરે પર સારી ચર્ચા ચાલે એ ચર્ચા પછી તરત જ આગ પર એક નીબંધ લખવામાં આવે. ચર્ચામાંથી ઉદ્-

ભવેલાં બધાં જ કારણો તેની અંદર સમાવવામાં આવે. આવો નીબંધ પછી સ્થાનીક સોવીયેટ ઉપર મોકલવામાં આવે. તરત જ સોવીયેટની સભા ભરાય. તેની જાહેરાતો તેઓ જ વહેંચે અને બહુ જ થોડા વખતમાં મોસ્કોથી આગ ઓલવવાનું એક યંત્ર આવી પહોંચે. બાળકો તે યંત્રનું સરઘસ કહાડી આખા ગામમાં ફરે. અને કદાચ બીજે જ દીવસે શહેરમાં આગ લાગે તો આ ઉત્સાહીત બાલકોના પ્રખર પ્રયત્નોને પરીણામે તે આગ જરૂર ઓલવાઇ જાય.

કેટલાંક ગામડાઓમાં પાક ઉગાડવાની નવી પદ્ધતી શરૂ કરવામાં આવે છે. પણ વર્ષોથી જુની પ્રથાને વળગી રહેલા ખેડુતો એકદમ નવી પદ્ધતી ગ્રહણ કરે એમ લાગતું નથી. આથી દરેક શાળા સાથે નાનો બગીચો તૈયાર કરવામાં આવે છે. તેમાં મોસ્કોથી આવેલાં સુંદર બીજ વાવવામાં આવે છે. એ બીજથી થયેલો પાક ગામલોકોને બતાવવામાં આવે છે. આમ ધીમે ધીમે ઉંચા પ્રકારની વાવણી અને નવીન સાધનોનો ઉપયોગ ખેડુતોને શીખવવામાં આવે છે.

આ રીતે આજે કાલુગાની બાળકોની શાળા મ્હોટેરાંઓ માટે શીક્ષણની સંસ્થ થઇ પડી છે.

દરેક શાળામાં એક કલા વીભાગ પણ હોય છે. આ કલા વીભાગમાં સઘળાં ચીત્રો બાળકોએ જ દોર્યાં હોય છે. એ ચીત્રોમાં બાળકોએ જ રંગ પુર્યા હોય છે. એટલું જ નહીં પણ તેમની એ કલા વીકાસ પામે તે દૃષ્ટીએ મોસ્કોની શાળના વીદ્યાર્થીઓની કલાકૃતીઓ પણ સાથે સાથે ત્યાં મુકવામાં આવે છે. આમ પરસ્પર આપ લે અને સહકારની ભાવના વડે પ્રગતી પામતા તેમના જીવનને સ્પર્શતા વીષયો શીખવવામાં આવે છે.

ડૉ. સાટસ્કીની અથાગ મહેનત અને સતત શ્રમના પરીણામે સોવીયેટ સરકારે તેમને મોસ્કો શહેરની ટ્રામ વાપરવાની છુટ આપી છે. આ જાતની નવાજેશની વાત સાંભળી અનેકને અજાયબી થશે. પણ જે દેશમાં દરેક સામ્યવાદી વ્યક્તીની સૌથી વધુ આવક ૧૧૨ ડોલર હોય ત્યાં આ જાતની નવાજેશ ઘણી જ અગત્યની છે. ટુંકામાં: ડૉ. સાટસ્કીનું શાળા મંદીર રશીઆના નવીન જીવનના ઘડતરમાં અમુલ્ય ફાળો આપી રહ્યું છે.



# વીરા

: અનુવાદક :

ડૉ. મંજુલાલ જમનારામ દવે એમ. એ.

પ્રખ્યાત ઓસ્કાર વાઇલ્ડે ૧૮૮૧ માં આ નાટક રચેલું; અને ૧૯૦૮ માં તે પ્હેલીવાર પ્રસીદ્ધ થયું. પુરાં નવ વર્ષ વીત્યે તેમાં ભાખેલી રશીયન વિપ્લવની ભવિષ્યવાણી સાચી પડી અને ઝારશાહીનો અંત આવ્યો.

દશ્ય પ્રદેશ: રશિયા

સમય: ૧૭૯૫

## અંક બીજો

ઝારના મહેલમાંનો રાજસભાનો ખંડ

પ્રીન્સ પોલ, પ્રીન્સ પેટ્રોવીત્ચ, કૌન્ટ રવાલોફ, બેરન રાફ, કૌન્ટ પેટુઓફ વગેરે પ્રવેશે છે.

પ્રીન્સ પેટ્રો: હવાઇ તરંગો ભર્યા ભેજાવાળા નાનકડા રાજકુમારને માફી મળી ગઇ, નહીં? અને આજ તે આપણી સંગે વીરાજશે ત્યારે તો...

પ્રીન્સ પોલ: હાસ્તો; તેમાં ય જો તેને કુઠ્ઠું પડયા જેવું ન લાગે તો. ખરૂં પુછો તો મને તો આ રાજસભાની બેઠકો બહુ જ કંટાળા ભરેલી લાગે છે... સાવ થકવી નાંખે તેવી.

પ્રીન્સ પેટ્રો: બરાબર છે—કારણ પ્રતીક્ષણ તમે ને તમે જ બોલ્યે જાવ છો.

પ્રીન્સ પોલ: ના, મને લાગે છે કે ઘણી વેળ તો મ્હારે સાંભળવાનું હોય છે...

કૌન્ટ રવા: છતાંય. કેદખાના કરતાં તો અહીં આવીને બેસવામાં શું જાય છે તેનું?......પેલું તો તેનાથી ક્યાંય જગતમાં હરાતું ફરાતું ન હતું...

પ્રીન્સ પોલ: મ્હારા વ્હાલા કૌન્ટ, એના જેવા ભાવનામય લોકને તો જગત સદૈવ દુર દુરથી બહુ જ સુન્દર લાગે છે; અને કેદખાનું ય એને મન ખરાબ જગા નથી દીસતી. તરંગોમાં ઘુમવું, ને સમય થયે ખાવુંપીવું એ તો તેને તુરંગમાંય ક્યાં નથી મળતું?

(યુવાન રાજકુમાર પધારે છે. સૌ રાજદરબારીઓ ઉભા થાય છે).

કાં, રાજકુમાર, તબીયત નરમ છે શું?

રાજકુમાર (ધીમેથી): હવાફેરની મ્હારે જરૂર છે.

પ્રીન્સ પોલ: (હસીને) : એ તો ખરેખરો વીપ્લવવાદી વીચાર! આપના પીતા મહારાજાધીરાજ ભાગ્યે જ રશીયામાંના પારાની શીશીમાં કંઇ સુધારો કરવા ઇચ્છશે...

રાજકુમાર (કટુતાથી) : મ્હારા પીતાશ્રીએ તો આજ છ છ માસ થયાં મને આ રાજમહેલના જેલખાનામાં ગોંધી રાખ્યા છે. આજ સવારના તેણે મને એકાએક જગાડયો ને નીહીલીસ્ટોની કતલ થતી દાખવી. મને એ વસ્તુ એવી તો અકારી લાગી કે ન પુછો વાત. અને છતાં ય લોહીતરસ્યા એ ઝારશાહી ખાટકીપણામાં ય મને તો એ લોકને ઉમદાપણાથી મૃત્યુને વરતા જોઇ અદ્ભુત આનંદ થઇ રહેતો.

પ્રીન્સ પોલ: રાજકુમાર, મ્હારા જેટલી વયના થશો ત્યારે તમને જરૂર જણાશે કે ખરાબ રીતે જીવવું ને સારી રીતે મરવું તેના જેવું સહેલું બીજું કંઇ નથી...

રાજકુમાર: સારી રીતે મરવામાં જે સહેલાપણું છે તેની તમને ભાગ્યે જ ખબર હોઇ શકે—ગમે તેટલો તમારો ખરાબ જીંદગીનો અનુભવ હોય છતાં ય...

પ્રીન્સ પોલ: અનુભવ, હં, અનુભવનું બીજું નામ ભુલોની પરંપરા. અને હું તે તો ભાગ્યે જ કરૂં છું.

રાજકુમાર (કટુતાથી) : ના. ભુલો નહીં, તમારા જીવનમાં તો ગુન્હાઓની પરંપરા પથરાઇ છે.

પ્રીન્સ પેટ્રો (રાજકુમારને) : ગઇ રાતે તમે દરબારી નૃત્યમાં મોડા આવ્યા તેથી રાજાધીરાજ—આપના પીતાશ્રી આપના પર જરા ચ્હીડાયા હતા, રાજકુમાર.

કૌન્ટ રૂવા (હસીને) : તેમને લાગ્યું કે નીહીલીસ્ટો રાજમહેલમાં ઘુસી આવ્યા ને તમને ઉપાડી લઇ ગયા...

બેરન રાફ: તો તો જરૂર તમે સુન્દરતમ નૃત્ય ખોયું હોત...

પ્રીન્સ પોલ: અને ઉમદા ખાણું પણ. ગ્રીન્ઝારે શું સાલાડ અચ્છું બનાવેલું! વ્હા! ગમે તેમ પણ, બેરનજી, ઉત્તમ સાલાડ કરવું ને હીસાબ રાખવા તેમાં હું તો પહેલાને જ વધારે કઠણું કામ ગણી રહું......

બેરન રાફ: રસોઇઓ ને રાજપ્રપંચી! વ્હા, અચ્છી તુલના! મ્હારે જો પુત્ર હોય તો તેને કાં તો રસોઇઓ કરૂં કે કાં તો પ્રપંચવીર.

પ્રીન્સ પોલ : મને લાગે છે તમારા પીતાએ એવો વીચાર નહીં બાંધ્યો હોય...પણ એટલું તો સમજો કે રસોઇની ક્રીયાને ઉતારી પાડવામાં તમે જરૂર ભુલ કરો છો. મને તો નવીન 'સોસ' શોધવામાં મ્હરા અમરપદની આશા રહે છે. અલબત્ત, મને વખત નથી, બાકી મને લાગે છે કે એ શોધને માટે પુરતી સૌ જ તૈયારી મેં કરી છે......

રાજકુમાર : ત્યારે તો જરૂર, પ્રીન્સ પોલ, તમારો ધંધો તમે ચુકયા લાગો છો; આ "ગ્રાંડ ક્રોસ ઓફ ઓનર"ને બદલે "કૉર્ડો બ્લ્યુ" તમને વધારે છાજત. પણ તમે જાણો છો તમારાથી એ સફેદ રસોઇઆનો પોશાક [એપ્રન] ભાગ્યે જ ઝાઝો કાળ પહેરાઇ શકાયો હોત; તમે તેને ક્યારનો ય કલુષીત કર્યો હોત—તમારા હાથ પુરતા સ્વચ્છ ક્યાં છે, વારૂ?

પ્રીન્સપોલ (નમીને): તમે શું ધારો છો જે? આપના પીતાશ્રીનો સર્વ કારભાર કોણ કરે છે—હું કે કોઇ બીજું?

રાજકુમાર (કટુતાથી): તમે મ્હારા પીતાશ્રીનો કારભાર બગાડી રહ્યા છો. તમે તો તેના જીવનના દુષ્ટ ને નારકી સત્વ છો, તમારા આવ્યા પ્હેલાં તો એમનામાં કાંઇક પ્રજાપ્રેમ ઝલકતો. તમેજ તેમનો સ્વભાવ આવો કટુ ને ક્રૂર બનાવી દીધો છે, તેમના કાનમાં નીરંતર તમેજ ઝેર રેડી રહ્યા છો, અને સારીય રશીયાની આલમ થકી તેમને માથે ધીક્કારની વર્ષા વર્ષાવી રહ્યા છો—કારણ તમેજ તેમને આટઆટલા જુલમગાર ઝાર બનાવ્યા છે!

(દરબારીઓ સાથે દ્દષ્ટીએ પરસ્પર નીહાળે છે)

પ્રીન્સ પોલ (શાન્તીથી): બરાબર હવે મને જણાય છે કે રાજકુમારને હવાફેરની ઘણીજ જરૂર છે: હા, મ્હારે પણ મોટો દીકરો છે. (બીડી સળગાવે છે) પોતાને ખુશ કરવા પીતા ન મરે તે કેટલું વસમું લાગે તેને, તેની મને ખબર છે.

(રાજકુમાર સ્ટેજથી દુર એક બારીએ અઢીંગી ઉભે છે—ને બ્હાર દ્દષ્ટી ફેંકી રહે છે)

પ્રીન્સ પેટ્રો (બેરનરાફને): બડો બેવકુફ છોકરો! બોલવામાં આમ જરાકે સાવચેત નહીં રહે તો કાં તો તે દેશપાર થશે અથવા તો કાંઇ તેથીય વીપરીત......

બેરન રાફ: હા, સાચા દીલના ને નીખાલસ થવું એ પણ આ જગતમાં ભુલ ભરેલું—ગુન્હેગારી ભરેલું છે, નહીં?

પ્રીન્સ પેટ્રો: અને એ એક જ ભુલ ને ગુન્હો તમે જીંદગીભર નથી કર્યાં......

બેરન રાફ: મસ્તક તો એકને એક જ હોય છે, પ્રીન્સ.

પ્રીન્સ પોલ: મ્હારા વ્હાલા બેરન, તમારૂં મસ્તક તમને મુબારક હો. કોઇ જ તે લેવા નથી માગતું. (છીંકણીની ડબ્બી કાઢે છે ને પ્રીન્સ પેટ્રોને આપે છે) કેમ કેવી છે? ખાસ પારીસથી મ્હારે માટે આવે છે. પણ ત્યાં યે હવે પ્રજાસત્તાક રાજ્ય થયા પછી સૌ જ સડો પેઠો છે. બુર્ઝોની સાથે કોતલેત ગયાં, ઓર્લીઆનીસ્ટો સાથે ઓમ્લેત ગયાં, અને સુંદર ફ્રાન્સની ભુમી તેની નીતી ભ્રષ્ટતાથી તથા તેથીય કનીષ્ટ પ્રકારની રસોઇ ક્રીયાથી અધોગતીને પામી રહી છે...

(માર્કવીસ ધ્વાવરાદ આવે છે.)

અહો! માર્કવીસ. માદામ માર્કવીસ તો સારાં છે ને?

માર્કવીસ: મ્હારા કરતાં તમને તેની વીશેષ ખબર છે—કારણ તમે તેમના વધુ પરીચયમાં આવો છો.

પ્રીન્સ પોલ (નમીને): ખરેખર, મને તો તેનામાં વધારે મીઠું જણાય છે. કેટલી આકર્ષક છે તે, કેટલી ભભક ભારી, અને વક્રોક્તીયુક્ત. અમે બન્ને સાથે હઇએ છીએ ત્યારે જરૂર તે તમારી વાતજ છેડી રહે છે...

પ્રીન્સ પેટ્રો (ઘડીયાળમાં જોઇ): રાજાધીરાજમે આજ જરા મોડું થયું, નહીં!

પ્રીન્સ પોલ: કાં શું થયું છે તને, પેટ્રોવીચ? કંઇ રસોઇઆ સાથે ટંટો તો નથી કરી બેઠોને? પુરી કમબખ્તી જ થઇ સમજજે હોં. સૌ જ ત્હારા મીત્રોને ગુમાવી બેસશે.

પ્રીન્સ પેટ્રો: એટલો તો બેનશીબ હું નહીં થઇ શકું. કદાચ તે પછી પણ પૈસા

તો મ્હેરા મ્હારી કને રહેશે જ ને! આમ છતાં તમે ભુલો છો, પ્રીન્સ-પોલ, હું ને મ્હારો 'શેફ'(૧) સંપુર્ણ મૈત્રી ભોગવીએ છીએ.

પ્રીન્સ પોલ: ત્યારે કદાચ ત્હારા લ્હેણદારો વા વીરા સાબુરોફ તને કંઇ ને કંઇ રંજાડતાં હોવાં જોઇએ; બન્ને ય ઉત્તમ પત્રના લખનારાંઓ છે, પણ ચીંતા ન કરતો હોં. મ્હારા ય મકાન પર તેમની કારોબારી સભાનાં ચોપાનીઆંઓ લટકી રહ્યાં છે. મને તેની કશી જ ચીંતા નથી હું તેમને વાંચતો પણ નથી. અને ખરૂં તો એ છે કે તેઓ એટલાં અશુદ્ધ રીતનાં લખાયલાં છે કે ઉકલે જ ભાગ્યે.

પ્રીન્સ પેટ્રોવીચ્ચ: ફરીથી જુદા પડ્યા હો, પ્રીન્સ: નીહીલીસ્ટો કોણ જાણે કેમ મને તો વણછેડ્યો જ રહેવા દે છે.

પ્રીન્સ પોલ (સ્વગત): બરાબર છે! હું ભુલ્યો. સામાન્ય માણસો પ્રત્યે તો જગત બેદરકારીથી જ પોતાનાં વૈર દાખવી રહે છે.

પ્રીન્સ પેત્રો: પ્રીન્સ, મને કંઇ જીંદગીમાં મઝા નથી લાગતી. આ જુવોને, જ્યારથી ઓપેરાની રત આથમી છે ત્યારથી મને કંઇ ચેન જ નથી પડતું.

પ્રીન્સ પોલ: અરે એ તો આ સદીની બીમારી છે! રોજ રોજ નવતર તને કંઇ સંવેદનોની જરૂર રહે છે. જો, મને જોવા દો. હા–એ વખત તો તમે પરણ્યા છો–ભલે, તેમાં શું? ફરીથી એક વેળા કોકની સાથે પ્રેમમાં પડવાનો અખત્તરો કરો તો કેમ?

બેરન રાફ: પ્રીન્સ, મને ક્યારના કંઇક કંઇક વીચારો આવ્યે જાય છે.

પ્રીન્સ પોલ (વચમાં): તમે તો બડી અજબ થબી ઉપજાવો છો, બેરન.

બેરન રાફ: મને તમારો સ્વભાવ સ્હમજાતે જ નથી.

પ્રીન્સ પોલ (ધીરૂં હસીને): મ્હારો સ્વભાવ મ્હારી પોતાની જરૂરીઆતોને પહોંચી વળવા કરતાં તમારી સમજને માટે જ ઘડાયો હોત તો જરૂર આ દુનીયામાં મ્હારી ફજેતીના ફાળકા ક્યારનાય થઇ ગયા હોત.

કૌન્ટ આર: જગતમાં એવું કંઇ જ નથી પ્રીન્સ, જે પર તમે ન હસી શકો વા હસાવી શકો.

પ્રીન્સ પોલ: કારણ જાણો છો તેનું જીંદગી એટલી બધી અગત્યની છે કે તેને ગંભીરપણે ક્યાં સુધી જીવી શકાય?

રાજકુમાર (બારીએથી પાછા આવી): મને નથી લાગતું કે પ્રીન્સ પોલનો સ્વભાવ એવો ભેદભર્યો હોય. પોતાના દીલોજાન મીત્રનું ય કદાચ તે ખુન કરી રહે–એકાદેક તેની કબ્ર પર ઉત્તમ એક સ્તુતીપદ લખવા માટે અથવા તો કોક નવતર સંવેદન જગતભર જગવવા માટે.

પ્રીન્સ પોલ: ભલા ભગવાન! દીલોજાન મ્હારા દોસ્તને હું તજી રહું–પણ કદી દુસ્મનને તો નહીં જ. કોઇકને મીત્રો હોય તો જાણવું કે તેનો સ્વભાવ મળતાવડો ને ભલો છે: પરંતુ કોઇને શત્રુ ન હોય તો જાણવું કે તેના પોતાનામાં જ કંઇક નીચાપણું છે...

---

(૬) મુખ્ય રસોઇઓ.

રાજકુમાર: (કટુતાથી) ત્યારે જો શત્રુઓની સંખ્યા થકી જ માણસની મહત્તા વર્તાતી હોય, તો તો પ્રીન્સ, તમે તો બીજા ક્રોઇસસ જ ગણાઇ રહો.

પ્રીન્સ પોલ: હા. હું તે જાણું છું. સારા ય રશીયામાં આપના પીતા પછી કોઇને લોક વીશેષ ધીક્કારતા હોય તો તે હું છું–હું છું. પણ મને તો તે રૂચે છે. મને તે વડે જ પ્રતીત થઇ રહે છે કે રશીયામાં હું એક મહાન શક્તી છું; કોટયાવધી મનુષ્યો સામે હું એકલો ઉભી શકું છું. મ્હને કંઇ લોકગણના નેતા થવાનો અભીલાષ જ નથી. અને લોકગણના નેતા એટલે શું, જાણો છો? એક દીવસ ગુલાબની શય્યા ને બીજે દીવસે કાંટાનો મુગટ! હું તો મ્હારે શાન્તીથી મ્હારી પથારીમાં મરણ પામી રહું એ જ એક મને મુનાસીબ છે!

રાજકુમાર: અને મૃત્યુ પછી?

પ્રીન્સ પોલ: મૃત્યુ પછી-ઓહો સ્વર્ગ તો જુલ્મી રાજતંત્ર છે. ત્યાં તો મને ભાવતું, તું ને વૈદે કહ્યા જેવું જ મળી રહ્યું ગણાશે.

રાજકુમાર: લોક તેમ લોકના અધીકાર વીષે કદી ય તમને વીચાર સુદ્ધાંતે નથી આવત.?

પ્રીન્સ પોલ: લોક તથા તેમના હક્કો મને કેવળ ત્રાસતપ્ત કરી રહે છે. હું એ બન્નેથી સાવ કંટાળી ગયો છું. આ જમાનામાં તો જેમ માણસ વધુ નીરક્ષર, અક્કલશુન્ય, જંગલી ને ફુરુંણી તેમ તેને હક્કોની વીશેષ પરવા એવું થઇ ગયું છે. ખચીત માનજો કે સાચી લોકશાહીમાં પ્રત્યેક મનુષ્ય "એરીસ્ટોક્રેટ" હોવો જોઇએ છે. પણ આ અમને ધીક્કારતા રશીઅનો તો સાવ ઉંધાનો છે, અને તેમને તો ગોળીબારથી વીંધી નાખવા જ જોઇએ છે.

રાજકુમાર: એ ઓ જો નીરક્ષર, જંગલી, ફુરુંણી ઇત્યાદી હોય તો તેઓ તે કેવી રીતે થઇ શક્યા? કોણે તેમને તેમ કર્યા? અને કોણ અદ્યાપી તેવી જ સ્થીતીમાં તેમને રાખી રહેવા ઇચ્છે છે?

(ઝારનો અંગરક્ષક પ્રવેશે છે)

અંગરક્ષક: રાજાધીરાજ સમશેર બહાદુર! (પ્રીન્સ પોલ રાજકુમાર તરફ સ્મીતભરી વક્ર નજરે જુવે છે)

(ઝાર પ્રવેશે છે)

રાજકુમાર (તેને ધસીને મળવા જતો): પીતાજી!

ઝાર (સભય ને સચીંત): અતી નજદીક ન આવતો, કુમાર! અતી મ્હારી નજદીક ન આવતો. મુગટવારસને માટે તેના પીતાના ચીત્તમાં કંઇક કારમી વીચારણા સદૈવ વસી જ રહેલી હોય છે...અને પેલો કોણ છે, મ્હારી સામે ઉભેલ છે તે? મને તેની ભાળ નથી પડતી. શું કરે છે તે? વીપ્લવવાદી છે શું? તમે તેને બરાબર તપાસ્યો છે? આવતી કાલ સુધી તેને પોતાના ગુન્હાની કબુલાત કરી રહેવા દો...નહીંતર તેને લ્હડાવજો ફાંસીને લાકડે......

પ્રીન્સ પોલ: પ્રભુજી, આ તો આપ કોક ભાવી–ઇતીહાસ સંકલ્પી રહ્યા લાગો છો....એ ઉભેલ મનુષ્ય તો આપના નવા બલીંન સાચીવ કૌન્ટ પેટ્રૌફ છે. એની આ નીમણૂકને લઇને આપના ચરણસ્પર્શને માટે તે આવેલ છે.

ઝાર : મ્હારા ચરણસ્પર્શ? ત્યારે તો જરૂર તેમાં કોઇક દગો હોવા જોઇએ છે. તેનો ઇરાદો મને ઝેર દેવાનો કાં ન હોય? લો, લો, આ રહ્યો મ્હારો પુત્ર, તેના ચરણસ્પર્શ કરો...તે મને જ પ્હોંચશે. મ્હારા જ થયા છે એમ ગણી લેવાશે...

(પ્રીન્સ પોલ કૌન્ટને ઇશારત કરે છે ને તે સભાગૃહ છોડી ચાલી જાય છે. ઝાર પોતાની ખુરશીમાં પડતું નાંખે છે—સૌ જ મંત્રીઓ શાંત રહે છે)

પ્રીન્સ પોલ (નજદીક આવી) : પ્રભુજી! મહારાજાધીરાજ

ઝાર : અરે, શા માટે મને આમ ચોંકાવો છો જે? ના. મ્હારી ખુશી નથી... (સૌ મંત્રીઓને ભયસુચક દ્રષ્ટીથી જોઇ રહે છે) તમારા ખડગ કાં ખખડાવો છો આમ? (કૌન્ટ રૂવાલોફને) ખડગ આઘો કરી દો, મ્હારી હાજરીમાં કોઇએ ખડગ ન ધરવા તે ભુલી ગયા શું? (રાજકુમાર સામું જોઇ) અને તેમાંય ખાસ કરીને આ રાજકુમારે? (પ્રીન્સ પોલને) તમે ગુસ્સે તો નથી થયા ને? તમે મને છોડીને તો નહીં જાવ ને? કહો, કહો, મને નહીં છોડો...નહીં છોડો. તમારે શું જોઇએ છે? જે જોઇએ તે આપવા તત્પર છું...કહો શું માગો છો?...

પ્રીન્સ પોલ (પુષ્કળ નીચા નમી) : પ્રભુજી! આપનો મ્હારા પ્રત્યેનો વીશ્વાસ સદાકાળ રહો, એ જ એક મ્હારી નમ્ર માગણી છે. (સ્વગત) મને લાગે છે કદાચ બીજો કોઇક વધારાનો ચંદ્રક મને અપે છે શું?...

ઝાર : ઠીક, મંત્રીઓ...શું કહો છો?

માર્કવીસ : રાજાજી! મ્હારા ઇલાકાની પ્રજા તરફથી આપની જીંદગી પરનો છેલ્લો હુમલો નીષ્ફળ ગયો તે માટે એક રાજનીષ્ઠ માનપત્ર સ્વીકારવા આપને અરજ કરૂં છું...

પ્રીન્સ પોલ : અરે, કહોને છેલ્લા ત્રણ એવા પ્રયત્નો...ખબર નથી તમને કે તમે જે કહો છો તે હુમલાને તો આજ ત્રણ અઠવાડીઆં થઇ ગયાં ને તે દરમ્યાન એવા બીજા બે નીષ્ફળ પ્રયત્નો ય થઇ ચુક્યા?...

ઝાર: ખરેખર, તમારા ઇલાકાના લોક બહુ જ ભોળા, સાદા ને રાજભક્તીવાળા છે. મ્હારા પ્રત્યે તેમનો પ્રેમ અથાગ છે; ભલે ત્યારે, મોકલાવો તેમને ત્યાં એક નવો પદવી,.. કશી જ તેની કીંમત નથી બેસવાની. (રાજકુમાર તરફ વળીને) કેમ, આજ કેટલાક રાજદ્રોહીઓને શીક્ષા થઇ, ખબર છે?

રાજકુમાર : ત્રણને, પીતાજી!

ઝાર : ત્રણ હજાર કાં નહીં મને તો થાય છે એ સૌને એક જ ગરદન કાં નથી, જેથી એક સપાટે જ તેઓ સર્વ હણાઇ રહે? કશું બબડયા હતા કે તેઓ? કોને તેમણે વીનવેલ? શી કબુલાત તેમણે આપેલ?

રાજકુમાર : કશી જ નહીં પીતાજી!

ઝાર : ત્યારે તો તેમને છુંદી છુંદીને હણવા હતા. શા માટે તેમ ન કર્યું વારૂ? મ્હારે શું હમેશ અંધારમાં જ યુદ્ધ કરવું રહ્યું? કોઇ જ દીવસ હું નહીં જાણી શકું કે આ રાજદ્રોહીઓ સા પાકે છે ક્યાંથી?

રાજકુમાર : રાજદ્રોહીઓને પાકવાનું બીજું શું મૂળ હોય સીવાય કે તેમના ઉપરી અધીકારીઓના જુલમ ને અત્યાચાર?

ઝાર : શું કહ્યું...હું શું કહ્યું તેં ? અત્યાચાર ? જુલમ ? હું જુલમી ઝાર છું ? હું નથી. હું પ્રજાગણને ચ્હાનારો છું. હું તેમનો પીતા છું...પ્રત્યેક ઢંઢેરામાં મ્હને એ જ રીતે પુકારવામાં આવે છે. સંભાળીને બોલજે, બેટા, વીચારીને...હજી ત્હારી જીભ ઠેકાણે આવી નથી લાગતી, કેમ ? (પ્રીન્સ-પોલની નજદીક જઇ તેને ખભે હાથ મુકે છે) કહે પ્રીન્સ પોલ, આજ સ્હવારના ત્યાં ઘણા લોક ભેગા થયા હતા કે, જ્યાં વીપ્લવવાદીઓને ફાંસીને લાકડે લટકાવ્યા ત્યારે ?

પ્રીન્સ પોલ: ત્રણચાર વર્ષ પર ફાંસીની સજા રશીયામાં આશ્ચર્ય ઉપજાવતી, પણ હવે તેમ નથી રહ્યું, રાજાધીરાજ! ઉપરાંત ઉંચામાં ઉંચી જાતના રસાનંદોથી ય લોક લાભે કાજે કંટાળી જાય અને છતાંય ઘરઘર લોકનાં ટોળાં તો હતાં જ; કેમ ખરૂં ને, રાજકુમાર ? (રાજકુમાર બેદરકાર રહે છે)

ઝાર : ખરૂં છે સૌ રાજનીષ્ઠ નાગરીકો ત્યાં હોવા જ જોઇએ. ભવીષ્યને ઘડવા ઇચ્છનાર સૌ કોઇએ એ તરફ દ્રષ્ટી ફેરવવી ઘટે છે. એ ટોળામાંથી કોઇ ગીરફતાર થયું ખરૂં કે ?

પ્રીન્સ પોલ : હા, પ્રભુજી! એક બાઇ જે આપના નામ પર શાપ ઢોળતી હતી તેને ગીરફતાર કરી. (રાજકુમાર સચીંત ચોંકે છે) બે ગુન્હેગારોની તે માતા હતી.

ઝાર (રાજકુમાર તરફ જોઇ) : તેનાં બાળકોથી તેને વીછુટી પાડી તે માટે તેણે જરૂર મ્હારો આભાર માનવો ઘટતો હતો, ને મ્હારા પર આશીર્વાદના કળશ ઢોળવા હતા...મોકલી આપો તેને જેલમાં...

રાજકુમાર: રશીયાની જેલો તો સૌ ભરાઇ ગઇ છે, પીતાજી! હવે કોઇ નવા ગુન્હેગારને માટે ત્યાં જગા નથી રહી.

ઝાર: ત્યારે તેઓ એટલાં જલદી મરતાં નથી શું ? દશ દશ બાર બારને એક ઓરડીમાં પુરો ત્યારે. અને મને લાગે છે ખાણોમાં પણ ઝાઝી વખત તમે તેમને નથી રાખતા; નહીં તો જરૂર થોડા કાળમાં તેઓ મર્યા વીના ન રહે. હાં...હાં...હું સમજ્યો, માયાળુ તમે જરા વીશેષ છો ને સૌ; તેથી. હું ય અત્યંત દયાળુ છું. મોકલાવો તેને સૈબીરીઆ. રસ્તામાં જ તે મરણશરણ થઇ જશે. (અંગરક્ષક આવે છે) કોણ છે ? કોણ છે એ ?

અંગરક્ષક: રાજા ધીરાજને માટે એક પત્ર છે

ઝાર (પ્રીન્સ પોલને) : હું તે નહીં બોલું કદાચ કાંઇક તેમાં હોય.

પ્રીન્સ પોલ: ખરેખર, પ્રભુજી, એવું કંઇક ન હોય તો લેખવું કે પત્ર ઘણો જ નાખુશી ઉપજાવનારો છે. (પત્ર પોતે લે છે, ને વાંચે છે)

પ્રીન્સ પેટ્રોવીચ (કૌન્ટ રૂવાલોફને) : માંહ્ય કાંઇ દીલગીરી ભર્યા સમાચાર હોવા જોઇએ છે. એવું એ સ્મીત મને પરીચીત છે.

પ્રીન્સ પોલ: એ તો આર્કેન્જલના પોલીસ અમલદારનો પત્ર છે: તે લખે છે કે આજ સ્હવારના એક બાઇએ ઇલાકાના ગવર્નરને ગોળાથી વીંધી નાખ્યો. એ બાઇને પકડવામાં આવી છે.

ઝાર: એ ઇલાકાના લોક પર મને પ્હેલેથી જ વીશ્વાસ નહતો. વીપ્લવવાદીઓનો તે તો અખાડો છે...

પ્રીન્સ પોલ: બબ્બે માસમાં ત્રણ ત્રણ ગવર્નરો હણાયા ! (પોતે ચમકે છે)

રાજધીરાજ મને રજા આપે તો હું માર્કવીસજીનું નામ નવા ગવર્નર તરીકે સુચવું.

માર્કવીસ (ઉતાવળે): રાજાધીરાજ, હું તદ્દન એ જગા માટે નાલાયક છું.

પ્રીન્સ પોલ: માર્કવીસજી, તમે અત્યંત વીવેકી છો. મને તો આખ્ખા રશીયામાં આપના જેવો એ જગાને માટે લાયક આદમી શોધ્યો ય જડે તેમ નથી...

(ઝારના કાનમાં કંઇક કહે છે)

ઝાર: બરાબર છે, પ્રીન્સ પોલ: હમેશ તમારૂં કહેવું સાચું જ હોય છે. ત્યારે માર્કવીસ જલદી ત્યાં જઇ શકે તેવો હુકુમ તેમને દઇ રહો.

પ્રીન્સ પોલ: આજ રાતે જ તેઓ ત્યાં જશે, મહારાજ! ખરેખર, તમારી મને બહુ જ ખોટ પડશે હોં, માર્કવીસજી. મદીરા તેમ માનીની સંબંધીના તમારા રસાસ્વાદ મને હરનીશ રૂચતા...

માર્કવીસ (ઝારને): રાજા ધીરાજ! આજ રાતે જ મ્હારે જવું શું?

(પ્રીન્સ પોલ ઝારના કાનમાં કંઇક કહે છે)

ઝાર: હા, માર્કવીસ આજ રાતે જ. તત્કાળ ત્યાં જવું જ જરૂરનું છે.

પ્રીન્સ પોલ: તમારા ગયાથી માદામ લા માર્કવીસ એકાન્ત નહીં સેવી રહે એ માટે હું જરૂર કાળજી રાખીશ... માટે નચીંત રહેજો, હો.

કૌન્ટ રૂ (પ્રીન્સ પેટ્રોવીચને): મને તો મ્હારે માટે બહુ ભય લાગે છે...

ઝાર: એક સ્ત્રીથી ત્યારે આર્કેન્જલનો ગવર્નર હણુયો, કેમ? અને હું ય અહીં આ રાજમહેલમાં ક્યાં સહીસલામત છું? અરે, અહીં શું? ક્યાં યે હું સલામત નથી—જ્યાં સુધી પેલી વીપ્લવ-ડાકણી વીરા-સાબુરોફ મોસ્કોનું માં હયાતી ભોગવે છે ત્યાં સુધી. પ્રીન્સ પોલ, હજી તે સ્ત્રી અહીં છે શું?

પ્રીન્સ પોલ: ગઇ રાતે તે ગ્રાન્ડ ડયુકે આપેલ નાચ-પાર્ટીમાં હાજર હતી એમ કોકે મને કહ્યું. અલબત, હું તે લગીરે માની શકતો નથી. હું તો બટકે એમ ધારૂં છું કે આજ તે નોવગોરોડ ગયેલી હોવી જોઇએ. ઉપરાંત પોલીસ બધી જ ટ્રેનો તપાસી રહ્યા છે. વળી એવા સમાચાર મળ્યા કે કશાક કારણે તે નોવગોરોડ ન જઇ શકી. કદાચ કોક રાજદ્રોહીએ તેને ચેતાવી હોય. પણ હું તેને જરૂર પકડીશ. મૃગયા. વીહારની જેમ સુન્દરીવીહાર પણ એટલો જ રસપ્રદ ને ઉત્તેજક છે.

ઝાર: ત્યારે જરૂર તેના પર શીકારી કુતરાઓ દોડાવી મુકો, અને તે હાથમાં આવે કે તરત મને સોંપી દો. અંગે અંગ તેનાં હું ઉતરડાવી નાંખીશ... કડકડતી તેલની કઢામાં તેને જલાવી રહીશ.

પ્રીન્સ પોલ: કદાચ એમાં રાજકુમાર અલેક સીસે આપણને મદદ કરી શકે.

રાજકુમાર: એક સ્ત્રીનો વીનાશ કરવ માં તમારે કોઇની ય મદદની જરૂર નથી રહેતી, પ્રીન્સ પોલ.

ઝાર: વીરા, વીપ્લવવાદીની વીરા, મોસ્કોમાં વીરા! હાય! આના કરતાં તો એકાએક મરણુ શરણુ થઇ જવું સારૂં નથી? આ ભયનું રાજ્ય શું? ક્ષણેક જંપીને આરામ ન લેવાય, ક્ષણેક પગવાળીને ન બેસાય, ન સુવાય ન શાન્તીમાં ચીન્તી શકાય. અને કદાચ ઉંઘ આવે તો સ્વપ્નો ય કેવાં? અઘોર,

અંધેર, અંધેર જ સૌ આ વાતાવરણ મ્હારી આસપાસ વીંટળાઇ વળ્યું છે! પ્રત્યેક સ્મીતમાં મને રાજદ્રોહના પુત્કાર સંભળાય છે, પ્રત્યેક પીણામાં મને ઝેરનાં ભાન થઇ રહે છે, પ્રત્યેક હાથમાં મને શસ્ત્રો તલવાર ઉગામાયલી નજરે તરે છે! આખીય રાત ચતાપાટ જાગ્રત દશામાં પડયો રહું છું–રખેને કોઇ ખુની આવી મ્હારો ટોટો પકડી લે...અરે, અરે, તમે સૌજ છુપા જાસુસો છો. અને તું હા, તું, ઓ રાજકુમાર, ત્હારા જેવો દુષ્ટ તો કોઇ જ નથી. તું તો બીજા ક્રાઇસ્ટને વધસ્તંભે ચડાવનારો વીશ્વાસઘાતી જ્યુડાસ જ! અરે, એક કાળે હું કેવો નીર્ભય હતો! ઇંગ્લાંડ સામેનો તે યુદ્ધકાળ હતો–અને એકલે હાથે મેં એ જંગલી દ્વીપવાસીઓ કનેથી તેમની યુદ્ધ સામગ્રીઓ સૌ ઝડપી લીધેલી લોક કહેતા કે હું તે કાળે બહાદુર હતો. મ્હારા પીતાએ મને શૌર્યચંદ્રક આપેલો પણ આજ, આજ, હવાં, તેને ચીત્ત હું કેવો લાગી રહું, વારૂ? આ બાયલાપણું ડરપોકપણું, કયાંથી આવ્યું મ્હારામાં? ખરેખર, નાનપણમાં મને કોઇએ વ્હાલ તો દાખવ્યો જ ન્હોતો. સર્વત્ર ભયનું જ સામ્રાજ્ય હતું–તો હવે કેવી રીતે હું રાજ્ય કરી શકું? પણ જરૂર હું વૈર લઇશ...ભલે સૌજ એ વીપ્લવવાદીઓ સૈબીરીઆમાં સડયાં કરો...યુગો સુધી ત્યાં સબડયાં કરો...જરૂર હું વૈર લઇશ...વૈર લઇશ....

રાજકુમાર: પીતાજી દયા રાખો લોકગણ પ્રત્યે પ્રેમ દાખવો...તેઓ જે માગે છે તે દઇ રહો.

પ્રીન્સ પોલ: અને તેમ કરતાં પ્રથમ તો તમારૂં જ શીર કાપી આપો તેમને... કારણ તે તેમને સવીશેષ ગમે છે....

ઝાર: લોક! લોકગણ! અરે, લોકો તો હાંકી મુકેલા સાંઢ જેવા છે–મેંજ, હા, મેંજ તેમને વ્યાઘ્રની જેમ મ્હારી ઉપર તરાપ મારતાં શીખવ્યું છે–મેંજ, મ્હારી પોતાની દયાનતદારી વડે જ. પરંતુ, કંઇ હરકત નહીં, મરણાંત સુધી મેં તેમની સામે લડવાનો નીશ્ચય કર્યો છે. મ્હારે અર્થાપર્થા નીયમો ને કાનુનો ન જોઇએ. મ્હારે તો સારા ય એ વીપ્લવવાદીઓની ઓલાદ નાબુદ કરવી છે–અને તે પણ એક જ પ્રહારે. એક પણ તેમાંના પુરૂષ વા સ્ત્રી સારા ય રશીયામાં ન રહેવા જોઇએ. એક સ્ત્રી મને આ પ્રમાણે ચોંકતો રાખે ત્યારે તો પછી થઇ જ રહ્યું ને? ઝાર તો હું નામનો જ શું? એક અઠવાડીઆની અંદર વીરા સાબુરોફ મ્હારે તાબે થવી જ જોઇએ છે–પછી ભલેને તેને પકડવા ખાતર સારૂં ય આ મોસ્કો નગર બળીને ભસ્મ થઇ જાય. મહોલ્લે મહોલ્લે ને ચકલે ચકલે તેને ફટકાવરાવીશ, અંધારી જેલમાં તેને ગોંધી રખાવીશ, ખુલ્લા મેદાનમાં તેની ચામડી ઉતરડાવી રહીશ.

રાજકુમાર: ઓ પ્રભુ!

ઝાર: છેલ્લાં બે વર્ષથી તેના હાથ મ્હારી ડોકને ચડસી રહ્યા છે. છેલ્લાં બે વર્ષથી સારી ય મ્હારી જીંદગી તેણે નરક યાતના સમી બનાવી મુકી છે. પણ હવાં હું વૈર લઇશ. કદી દુશ્મનને છાજે તેવી રીતે તેનાં લોહીનું આચમન કરી રહીશ. બસ, ત્યારે,

આપ્યા ય રાજ્યમાં "માર્શલ-લૉ" જાહેર કરાવી દો, પ્રીન્સ પોલ તે વીના હવે સીદ્ધી નથી—તે જ મ્હારૂં સાચું વૈર છે. લોકગણ પ્રત્યેનું તે જ મ્હારૂં દુશ્મનાવટથી ભર્યુંપુર્યું ઝેર છે. કેમ્ ખરૂં ને?

પ્રીન્સ પોલ: હા, મહારાજ. ઉપરાંત બહુ જ જુજ ખર્ચે તે અમલમાં મુકી શકાય તેમ છે. છ એક મહીનામાં તો વધેલી સૌ વસ્તી પણ ઠેકાણે અવી જશે. ઉપરાંત ન્યાય ખાતાનાં ઝાઝેરાં ખર્ચો ય અટકશે. વસ્તુતઃ એ ન્યાયની અદાલતોની હવે જરૂર જ નહીં રહે.

ઝાર: બરાબર છે—બરાબર છે. એક તો રશીયામાં લોક સંખ્યા વધી ગઇ છે—જોઇએ તે કરતાં, વધારે વધી ગઇ છે, બીજું તેમના પર પૈસા પણ જાસ્તી ખરચાય છે, અને ન્યાયખાતું તેમાં મુખ્ય છે. બસ, મ્હારે હવે તે ન જોઇએ...ન જોઇએ. હું તેમને બંધ કરાવું છું.

રાજકુમાર: પીતાજી, જરાક ધીરજ ધરો—વીચારો...

ઝાર: એ જાહેરાત ક્યારે તૈયાર કરશો, પ્રીન્સ?

પ્રીન્સ પોલ: તે તો છ મહીનાથી તૈયાર થઇ ગઇ છે. મેં ધાર્યું જ હતું કે રાજાધીરાજને તેની જરૂર પડશે જ.

ઝાર: ઠીક કર્યું! ઠીક કર્યું! ચાલો ત્યારે, તત્કાળ જ તેનો આરંભ કરી દઇએ. વ્હા, વ્હા, પ્રીન્સ, યુરપના દરેક નૃપતીને ત્હારા જેવો પ્રધાન હોય તો—

રાજપુત્ર: તો તો અત્યારે છે તેના કરતાં બહુ જ ઓછી સંખ્યા તે નૃપતીઓની હોત...

ઝાર (ધીમે સ્વરે પ્રીન્સ પોલના કાનમાં કાંઇક કહે છે): એ શું બોલે છે, વારૂ? તને એના પર વીશ્વાસ છે. આટલા દીવસની કેદે તેને સુધાર્યો નથી? દેશપાર કરૂં તેને? હેં—હેં? મહારાજા પોલે તેમ જ કર્યું હતું ને? મહારાણી કેથેરાઇને પણ? તો પછી હું કેમ ન કરૂં?

પ્રીન્સ પોલ: રાજાધીરાજ, કશા જ ભયનું કારણ નથી, રાજકુમાર જેવો કોઇ ચપળ ને બુધ્ધીકુશળ યુવાન શોધ્યો ય જડે તેમ નથી. કહે છે કે પોતે લોકગણને ચ્હાય છે, ને રહે છે તો રાજમહેલમાં: જાહેરમાં સમાજવાદ—સામ્યવાદનો બોધ દે છે, જ્યારે રાજ્યના ખજાનામાંથી પોતે એટલા પૈસા પડાવે છે કે તે દ્વારા એક મોટો ઇલાકો પોષી શકાય. એક દીવસ એમને સમજ પડશે કે પ્રજાસત્તાવાદની સાચી ઉત્તમતા તો મહારાજપદને રાજાની મુકુટમાં જ વસી છે, અને તે જ દીવસે તે લોક-શાહીની "રાતી ટોપી"માંથી વડા પ્રધાનને સારૂ જોઇતાં જયચીહનો કરાવી રહેશે.

ઝાર: બરાબર છે. સાચે જ સાચું તે લોકને ચાહતો હોય તો તે મ્હારો પુત્ર જ ન હોય.

પ્રીન્સ પોલ: એક પખવાડીયું જ જો તે લોક સમુહ ભેગો રહે તો તરત તેની ખાત્રી થાય કે લોકશાહી એ તેનો મીથ્યા ભ્રમ છે....ત્યારે આજના કામની શરૂઆત કરશું?—

**આ પ્રેરણાત્મક નાટકનો વધુ રસીક ભાગ આવતા અંકમાં જરૂર વાંચજો.**

# યુરપનો હિંસાવાદ

: પ્રયોજક :

પરશુરામ સુભટ

હીંસા એ પ્રત્યેક જીવંત પ્રાણીનો સહજ સ્વભાવ છે. પછી તે પ્રાણી જંગલી પશુ હો, પંખી હો કે મનુષ્ય હો. પ્રાણી માત્ર સહેલાઇથી ગુસ્સે થઇ જાય છે, અને હુમલો કરતાં કે જાતી બચાવ માટે લડે છે. કેટલાંક શીકારી પશુ પંખીઓ બીજાંઓની હીંસા કરી તેને ખાઇને જ જીવનારાં હોય છે. બીજાં કેટલાંક હરીફાઇ માટે લડે છે તો કેટલાંક વળી પોતાની જ જાતનાં બીજાં પ્રાણીને જોતાં જ ક્રોધે ભરાઇ લડવા તૈયાર થઇ જાય છે.

એક કુતરો બીજા કુતરાને જોતાં જ, તેને ઉશ્કેરણીનું કશું જ કારણ પેલાએ આપ્યું ન હોય છતાં તેની ઉપર હુમલો કરે છે. જેમ પશુ જગતમાં તેવું જ માનવ જગતમાં છે. આદી યુગથી જ તેઓ અંદર અંદર લડયા છે અને વઢાઇ મુઆ છે.

મનુષ્ય કરતાં ઉતરતા પ્રકારનાં પ્રાણીઓ કુદરતે તેમને આપેલાં હથીયાર—જેવાં કે દાંત, પંજા, પુછડી, પગ વગેરે—થી લડે છે, ત્યારે માણસોએ પોતાની ચતુરાઇથી લડવા માટેનાં હથીયાર શોધી કાઢયાં અને બુદ્ધીનો વીકાસ તેમજ વીજ્ઞાનની પ્રગતી થતાં તેણે સંહારનાં ભયાનક શસ્ત્રો અને સાધનો શોધી કાઢયાં છે.

ખ્રીસ્તીઓના 'જુના કરાર' નામામાં હીંસાનો જે પહેલો પ્રસંગ નોંધવામાં આવ્યો છે તે એક ભાઇએ બીજા ભાઇનું ખુન કર્યું તેનો છે. વાત આમ છેઃ કેઇન અને એબેલ નામના બે ભાઇઓ હતા. બન્ને ભાઇઓએ ભગવાનને બલીદાન ધરાવ્યાં, તેમાં એબેલનું બલીદાન પ્રભુએ સ્વીકાર્યું અને કેઇનનું ન સ્વીકાર્યું એથી ક્રોધે ભરાયેલા કેઇને એબેલનો સંહાર કર્યો. કેઇને એબેલને કેવી રીતે મારી નાખ્યો તે 'જુના કરાર'માં લખ્યું નથી; પણ કાં તો એ ખુન તેણે પત્થરથી કર્યું હોય કે પછી તેમના યુગમાં પ્રાથમીક સ્થીતીનાં ખેતીનાં જે હથીયાર શોધાયાં હોય તેનાથી પણ તે ખુન કર્યું હોય.* પરંતુ મનુષ્યવધનો આ પ્રથમ પ્રસંગ× જેમાં ભાઇ ભાઇનું ગળું વાઢે છે તે પ્રસંગ તે પછી થતી તમામ હત્યાઓમાં લાક્ષણીક રીતે ચાલુ જ રહ્યો છે. આ પહેલ વહેલી હત્યામાં ભ્રાતૃવધ થયો, તે જ રીતે તે પછી ચાલુ રહેલી તમામ હત્યાઓમાં પણ ભ્રાતૃવધ થયો છે. કેમકે ગમે તે રંગનાં કે જાતીનાં મનુષ્યો હોવા છતાં તેઓ મુળ તો એક જ માનવવંશમાંથી ઉતરી આવેલાં છે, એ વાતનો કોઇ ઇનકાર કરી શકે તેમ નથી. એટલે ભલેને રંગભેદને લીધે અથવા તો બીજા કારણે ધોળી, કાળી, ઘઉંવર્ણી, પીળી અને રાતી માનવ જાતી અંદર અંદર પરસ્પરને ધીક્કારતી હોય કે એક બીજાને હેરાન કરતી

---

* કૃષ્ણના ભાઇ બલદેવ હળથી લડતા હતા એ પૌરાણીક કથા સુવીખ્યાત છે.

× ખ્રીસ્તીઓની નજરે. કેમકે તેમની કલ્પના કરતાં જગત વધારે જુનું છે.

ત્યારે તેને ફાંસી ચઢાવવામાં આવે કે ગોળી દેવાય છે, ત્યારે એક નેપોલીઅન જ્યારે હારે ત્યારે તેને પકડીને કેદી તરીકે બાકીનું આયુષ્ય ગાળવા એકાદ સૈન્ટ હેલીનામાં ધકેલી દેવામાં આવે છે.

નૈતીક દ્રષ્ટીએ તો કોઇ પણ જાતની હીંસાનો કે બીજા માણસની મીલ્કત બળજબરીથી પડાવી લેવાના કાર્યનો બચાવ થઇ શકે તેમ છે જ નહીં. એજ શાસ્ત્રોની આજ્ઞાઓ હોવા છતાં, હવે કોઇ ડાકણોને જીવતી સળગાવી મુકતું નથી; એટલું જ નહીં પણ હવે તો એ પણ પુરવાર થયું છે કે કોઇ પણ સ્ત્રી ડાકીણી હોતી જ નથી. જે દેશ બીજા દેશની પ્રજા પાસેથી તેના દેશની જમીનનો કબ્જો પડાવી લે તે દેશ, કોઇની થોડી ઘણી માલ મતા લુંટી લેનારા ચોર કે લુંટારા કરતાં ભારે ગુનેગાર છે. પ્રત્યેક દેશની ભુમી તેની ઉપર જન્મેલા તેમજ તેમાંથી જીવનગુજારો મેળવનાર મનુષ્યોની માલીકીની છે. ભુમીનાં મુળ સંતાનો જ તે ભુમીનાં ખરા વારસ છે, તેમનો એ હક્ક અખંડ તેમજ વંશ પરંપરાનો છે. એક યુગ એવો એ હતો કે જ્યારે માનવ સંતાનો મોટા પ્રમાણમાં ન હોતાં, જમીન ઉપર માણસોની વસ્તી આછી આછી હતી. એક જ ઠેકાણે સ્થાયી નહીં રહેનારી જાતીઓ ટોળાબંધ પોતાનું થોડુંક રાચ રચીલું અને ઢોર ઢાંખરને લઇને આમ તેમ ફર્યા કરતી, કેટલી યે જમીન ઉજ્જડ પડી હતી એટલે તેવાં ફરતાં ટોળાંઓને ખેતરો તેમજ ગોચર માટેની જમીનની તંગી પડતી નહીં. જમીન ઉપરના માલીકી હક્કના કોઇ દાવાદાર ન હોવાથી જેઓ ત્યાં જન્મે તેમની કે જેઓ શાંતીથી આવી તેને ખેડી ખાય તેની માલીકીની જમીન ગણાતી. પરંતુ તે માલીકી હક્ક કાં તો પશુબળથી કે પછી ખટપટોથી પડાવી લેવામાં આવ્યા છે. આમાં નબળા અને ભલા લોકો પાસેથી સશક્ત તેમજ યુક્તીબાજ માણસોએ તેમની જમીન પડાવી લીધી છે. આવી રીતે બીજાની જમીન પચાવી પાડનારો એક ત્રીજો વર્ગ છે. તે ગંદી ખટપટોથી પારકી જમીન બથાવી પાડે છે અને પાછળથી એવો દાવો કરે છે કે આ જમીન તો અમે જીતી લીધી છે.

નીતીના તમામ પ્રાથમીક સીદ્ધાંતોનો તેમજ માનવ નીતીના પ્રાથમીક હક્કોનો બળજબરાઇથી ભંગ કરીને ઉભાં થયેલાં રાજ્યો અને મહારાજ્યોએ દાંભીક તેમજ માયકાંગલા દેવો અને મનુષ્યોની દૈવીભાવના ખડી કરી, અને ન્યાયદાનના ધંધાને બગભક્ત જેવો પવીત્ર મનાવવાની ખટપટ સાથે કાયદાની પવીત્રતાની, તેમજ પોતાની સત્તા નીચે મુકાયલી જનતાના કલ્યાણ માટે પોતાને ભારે ચીંતાભરી લાગણી હોવાની વાતો જોડી કાઢી. જે રીત બીજું કંઇ નહીં પણ ઘા ઉપર મીઠું ભભરાવવા જેવી જ છે. જે સંસ્થાનો પાયો જ આવા હડહડતા અન્યાય ઉપર ઉભો થયો હોય, તેની પાસેથી દૈવી ન્યાયની આશા જ કેવી રીતે રાખી શકાય? અંધાધુંધીના પાયા ઉપર કાયદાની સ્થાપના કરી જ શી રીતે શકાય? પ્રત્યેક પ્રજા અને પ્રત્યેક રાષ્ટ્ર માત્ર પોતાના હીત માટે પોતે ઘડેલા કાયદાને માન આપવા બંધાયલા છે. જે બીજી પ્રજાએ તેમની ઉપર રાજ્ય ચલાવવાનો હક્ક બળ જબરીથી બથાવી પાડયો હોય, તેણે લાદેલા કાયદાને માન આપવા કોઇ પણ પ્રજા કે કોઇ પણ રાષ્ટ્ર બંધાયલા નથી. એ સ્વેચ્છાએ સ્વીકારેલું આજ્ઞાંકીતપણું નથી, પરંતુ ફરજીયાત દબાઇ જવાની દશા છે. એવા કાયદાને નીતીનો કશોએ આધાર છે એમ

કહેવું તે નર્યો દંભ છે. કોઇ પણ એક દેશ બીજા દેશ ઉપર બળ અને હીંસાના પીઠબળ વીના રાજ્યસત્તા ચલાવી જ શકે નહીં. એ હીંસા હમેશાં સ્પષ્ટ સ્વરૂપમાં દેખાતી હોવી જોઇએ એવું પણ કંઇ નથી; જ્યારે તેની જરૂર ન હોય તે વખતે એ હીંસાવાદની ઉપર રૂપાળા બુરખા ઓરાઢી રાખવામાં આવે છે, પરંતુ તાબામાં રાખેલી જનતા જરા પણ અશાંતી બતાવે કે તુરત જ પેલા બુરખા હેઠા પડી જાય છે. પ્રાચીન અને અર્વાચીન યુરપના ધારાવીધાનો રોમન સામ્રાજ્યના ધારાવીધાનોને લગભગ સંપુર્ણ રીતે મળતા છે. આજે પણ જે રોમન તેમજ મુલકી કાયદાના શાસ્ત્રોમાં પારાંગત બનેલા હોય તેને જ ધારાશાસ્ત્રી કહેવામાં આવે છે. પ્રાચીન રોમમાં ચોક્કસ વર્ગના કેદીઓને—પછી ભલે તે કેદીઓ યુદ્ધમાં પકડાયલા હોય કે ગંભીર ગુન્હા માટે સજા પામેલા હોય—લડાઇની નૌકાઓમાં હલેસાં મારવાના કામમાં રોકીને મારી નાખવામાં આવતા હતા. રોમના નૌકા કાફલામાં હલેસાં મારવા માટે રોકવામાં આવતા એ માનવ ગુલામોની બોડકા ઉપર નંબર લખવામાં આવતા હતા. અત્યારે પણ કેદીઓની છાતીએ નંબર લટકાવી, તે નંબરથી કેદીઓને ઓળખવાની જે રીત ચાલે છે, તેનું મુળ રોમન રીતમાં રહેલું છે. પેલા હલેસાં મારનારાઓ કામ કરતા હોય ત્યારે તેમનાથી બોલી શકાતું નહીં કે ગાઇ શકાતું નહીં, અંદર અંદર વાતચીત કરવાની પણ તેમને માટે મનાઇ હતી. હલેસાંનાં બાકોરાંને એવી રીતે ઢાંકી દેવામાં આવતાં કે, હલેસાં મારતી વખતે તેઓ એક બીજાનાં મ્હોંઢાં પણ જોઇ શકે નહીં. તેમની ઉપર દેખરેખ રાખનાર, બધાઓને જોઇ શકે તેવા મધ્યાસને બેસતો, અને પોતાની સામેના લાકડા ઉપર તેના હાથમાંનો હથોડો ઠોકે તે રીતે પેલા માનવ ગુલામોને હલેસાં મારવાં પડતાં. જો કોઇ પોતાના કામમાં જરા પણ ઢીલાપણું બતાવે તેને તુરત જ ચાબુકથી ફટકાવવાની ક્રુર સજા કરવામાં આવતી. જ્યારે વહાણ લડાઇના કામમાં રોકાયલું હોય ત્યારે પેલા કેદીઓના પગમાં ભારે સાંકળો ઠોકવામાં આવતી, અને એ જંજીરો તેમની બેઠકો સાથે જકડી લેવાતી. જો નૌકા સહીસલામતીથી પાછી આવે તો તેમની જંજીરો ઢીલી કરવામાં આવતી, પરંતુ જો લડાઇમાં તે નૌકા ડુબી જાય, તો તેમાંના માનવ ગુલામોને તેની સાથે જ ડુબી મરવું પડતું, કેમકે તેમને માટે નાશીને બચવા માટેની એક પણ બારી ન હતી. શાહી રોમનો એ કાનુન હતો. જેઓ ઉંડા મહાસાગરમાં કેદ થયેલા ઉંદરડાઓની માફક નૌકા સાથે ડુબી મરવાના ભયમાંથી બચી જાય તેવા કેદીઓનું જીવન પણ એક વર્ષથી વધુ લંબાતું નહીં, કેમકે હલેસાં મારવાનું કામ એટલું ફેર હતું કે તે કામમાં રોકેલા માણસોને ધીરી મૃત્યુવેદનાથી એ કામ જ મારી નાખતું.

વર્તમાન યુરપ હીંસાની દેવીની એટલી બધી ભક્તી કરે છે, કે જેથી એ દેવી પોતાના ભાવી ભક્તોને યુદ્ધમાં મોકલાવે છે અને જેમ સાપણ પોતાનાં બચ્ચાંને ખાઇ જાય છે તેમ એ દેવીનું ખડગ પોતાનાં જ સંતાનોનો ભક્ષ કરી જાય છે. જો યુદ્ધનું વીજ્ઞાન ખીલ્યું ન હોત તો યુદ્ધનો ઇતીહાસ રોમન, ગોથ અને હુણ જાતીના જેવો જ રહ્યો હોત. તે યુગમાં દશ હજાર કે દશ લાખ માણસો યુદ્ધમાં ઉતરે એટલે યુદ્ધનો એક કે બીજી રીતે નીકાલ આવી જતો. પરંતુ વીજ્ઞાને હવે તો નવો જ માર્ગ ઉઘા-

ડયો છે. તેણે મનુષ્યો માટે નવીન ચમત્કારી દુનીયા સરજી છે તેજ રીતે મનુષ્યોને સંહારવાનાં યે સહસ્ત્રમુખી સાધનો પુરાં પાડયાં છે. અને જે યુરપ પોતાને વર્તમાન સંસ્કૃતીને શીખરે પહોંચવાનો દાવો કરી રહ્યું છે, તે જ યુરપમાં વીજ્ઞાનની મદદથી ભયંકર માનવ સંહાર કરવાનો ઘાતકી અખતરો થઇ ચુક્યો છે. પરસ્પરના વીશ્વાસ ઉપર શાંતી સ્થાપી શકાય એ વાતને જ યુરપ જાણતું નથી. એ ખંડના પટ ઉપર પથરાયલો પ્રત્યેક દેશ હીંસાવાદનો પરમ ઉપાસક છે. તેમાંના ઘણાઓ તેમને ભાગે આવેલા પ્રદેશો ઉપરની હકુમતથી સંતોષ પામ્યા નથી. તેઓમાંના ઘણાઓ બીજા દેશોના પ્રદેશો હસ્તગત કરવામાં ફાવ્યા છે, અને તે કાર્યમાંથી હીંસાને જુદી પાડી શકાય તેમ છે જ નહીં. પેલું નાનકડું બેલ્જીઅમ જે ગઇ મહાન યાદવીમાં ખુબ ભીંસાઇ ગયું હતું, તેના તાબામાં પણ સંસ્થાનો છે અને બેલ્જીઅમ તાબાના કોંગો સંસ્થાનનો ઇતીહાસ તે હીંસાનો જ ઇતીહાસ છે. યુરપના રાષ્ટ્રો પરસ્પર તરફ અવીશ્વાસ અને શંકા રાખે છે તેમાં જરા યે નવાઇ પામવા જેવું નથી. જે દેશો પરદેશોમાં વારંવાર લડાઇઓ કરી રહ્યા હોય તેઓ સ્વદેશમાં ભાગ્યે જ લડયા વીના રહી શકે. તેમનો સ્વભાવ પેલાં શીકારી પશુ પંખીઓ જેવો છે, કે જેઓ, એ પશુ પંખી પોતાનાથી નબળાં જંતુઓ ઉપર હુમલા કરે છે તેમ અંદર અંદર હુમલા કરી રહ્યા છે. આ જ કારણને લીધે યુરપના ઇતીહાસમાં કદી પણ લાંબો વખત અખંડ શાંતી સચવાઇ રહી જ નથી.

હીંસાના આ જાતના વલણને લીધે જ યુરપના વધુ સત્તાવાન દેશો વીજ્ઞાનનાં અફાટ સાધનોનો ઉપયોગ સંહારક સાધનો સર્જવામાં કરી રહ્યા છે. અને તે ધુનમાં તેઓ એ અગત્યનો મુદ્દો જ વીસરી ગયા છે કે ખરાબ કૃત્ય પોતાની જ ઉપર પ્રત્યાઘાતી અસર કરે છે, તેજ રીતે હીંસા પોતાના જ નાશમાં પરીણમે છે. હીંસાની રીતોનો ઇજારો કોઇનો હોઇ શકે નહીં, કેમકે બાયબલનું સુત્ર છે કે: "જેઓ તલવાર ખેંચે છે તેમનો નાશ તલ્વારથી જ થાય છે." ૧૯૧૪ માં જ્યારે યુરપ યુદ્ધમાં ઉતર્યું અને તેમાં પૃથ્વીના પાંચે ખંડોને સંડોવ્યા, ત્યારે યુદ્ધની તૈયારી એટલા વીશાળ પાયા ઉપર થઇ હતી, તેમજ તેમાં વપરાયલાં અસ્ત્રશસ્ત્રો એવાં નાશકારક હતાં કે જેથી છેવટે સારા યે યુરપનો નાશ થઇ જવાનો ભય ઉભો થયો હતો. જ્યારે એક માણસ પોતાના પાડોશીના મકાનમાં આગ સળગાવે ત્યારે તેની સર્વનાશી ભક્ષુકતી જીવ્હા સમી જ્વાલાઓના સપાટામાંથી તેનું મકાન કેમ જ બચી શકે? હાલનો પ્રજાસંઘ તે યુદ્ધનાં કંપાવી નાખનારાં ચાર વર્ષોમાં જે ખેદાન મેદાન થઇ ગયું, તેના ભયનું જ બાળક છે. ડુબતાં યુરોપીય રાષ્ટ્રો રૂપી સ્ટીમર ઉપરથી બચાવ માટેની મદદ મોકલવામાં આવેલો એ તાત્કાલીક સંદેશો [S. O. S.] છે. એ પણ જાણવા જેવું છે કે પ્રજાસંઘની સંસ્થાપના મધ્ય યુરપનાં પરાજ્યી રાષ્ટ્રો તરફથી નહીં, પણ વીજ્યી રાષ્ટ્રો તરફથી થઇ છે. વીજ્યી રાજ્યો છતાં હતાં પણ તે માટે તેમને ભારેમાં ભારે ભોગ આપવો પડયો હતો, અને સર્વનાશમાંથી માત્ર સહજમાં જ તેઓ છટકી શકયાં હતાં. પરંતુ એ પ્રજાસંઘ શું કાયમી અને સાચું પરીવર્તન બતાવે છે ખરો? શું એ પ્રજા સંઘ હીંસાની મુત્તીને તોડી ફોડી ભુકો કરી, તે ભુકાને ઉંડા દરીયામાં ડુબાડી દઇ શકે તેમ છે? જો કોઇ પણ એમ કહેવા તૈયાર

ોય કે યુરપ ૧૯૧૪–૧૮ માં મળેલા પાઠ દી પણ નહીં ભુલે તો તેમ કહેનાર ખોટો ડવાનો. હવે તો યુદ્ધમાંથી જન્મેલો ભય અદ્રશ્ય થતો જાય છે અને પેલો જુનો વીશ્વાસ પુનઃ સ્થપાતો જાય છે. વળી પાછી યુદ્ધની તલવારો પોત પોતાનાં મ્યાનમાં ખડખડી રહી છે. માલ્ટામાં બનેલો એક જ બનાવ પવન કઇ દીશાએ વાય છે તે બતાવી આપવા માટે પુરતો છે. હાલ તુરત હીંસાની દેવી વાદળ પાછળ છુપાયલી છે, છતાં તેના ભક્તો શક્તી પુજામાં જ સર્વસ્વ સમાયલું છે અને હીંસાની દેવીનું જ જગતભરમાં સામ્રાજ્ય પ્રવર્તે છે એવી પોતાની દ્રઢ માન્યતામાં અશ્રદ્ધા બતાવતા હોય તેવું કશું પણ જણાતું નથી.

જો યુરપનાં રાષ્ટ્રો હીંસાના પ્રદર્શન તેમજ ઉપયોગથી ખરેખરાં ત્રાસી ગયાં હોય, ને તેમના હૈયામાં એવી પુરેપુરી ખાત્રી વસી ચુકી હોય કે હીંસા એવું હથીયાર છે કે જે તે વાપરનારનો જ નાશ કરે છે, એટલા માટે તેમની પોતાની સલામતીની ખાતર જ તે છોડી દેવી જોઇએ, તો એકલો પ્રજાસંઘ જ યુરપની તેમજ સમસ્ત વીશ્વની શાંતીની ખાત્રી આપી શકે તેમ છે. જો યુદ્ધમાં ઉતર્યા વીના શાંતીમય લવાદીથી કામ લેવાની નીતી ધારણ કરવામાં આવે તો યુદ્ધની જરૂરીયાત અને યુદ્ધને વાજબી ઠરાવવાની તમામ માથાકુટ એકદમ અલોપ થઇ જાય. એવો એક પણ આંતરરાષ્ટ્રીય વાંધો નથી કે જે વાંધાની પતાવટ પ્રજા સંઘની લવાદ કોર્ટ જેવી સંસ્થા વાંધાવાળા દેશોના યુદ્ધમાં ઉતર્યા વીના કરી શકે તેમ ન હોય. પરંતુ તેટલું કરવા માટે વાંધાવાળા બે કે વીશેષ પક્ષો વાજબી દલીલોને માન આપે અને પ્રજાસંઘના ચુકાદાનું વફાદારીથી પુરેપુરું પાલન કરે તેમ હોવું જોઇએ.

જ્યારે પણ યુદ્ધ સળગે છે ત્યારે તેનું કારણ કાં તો છેક જ નજીવું હોય છે અથવા તો વીના કારણે એક બીજા ઉપર હુમલો કરેલો હોય છે; છતાં લડાઇના ભયંકર ત્રાસ અને તેથી આવતાં અનેક સંકટોને અળગાં રાખવા માટે રાષ્ટ્રની પ્રતીષ્ઠાને બીજી રીતે ઘણી જ ખુશીથી સાચવી લઇને જનતાને સંતોષ આપી શકાય. પરંતુ જ્યાં સુધી રાષ્ટ્રોના હૃદયમાંથી હીંસાનો સીદ્ધાંત અળગો થાય નહીં અને તેમની પ્રદેશો વધારવાની લાલસા શમે નહીં, ત્યાં સુધી પ્રજાસંઘથી કશું થઇ શકે તેમ નથી. વીજય મેળવવાની મહત્ત્વાકાંક્ષા અને બીજા દેશોને પોતાના મહારાજ્યમાં જોડી દેવાની લાલચનો સમૂળો અસ્ત થવો જોઇએ. લશ્કરો ઘટાડવાં હોય તો તે ઘટાડો સાચો તેમજ સંગીન થવો જોઇએ. અત્યારે નૌકા તેમજ તરીનાં લશ્કરના ઘટાડા માટે જે ચાલુ ખેંચાખેંચી થઇ રહી છે તે બીજું કશું જ નહીં પણ યુરપના રાષ્ટ્રોના દીલમાં પરસ્પર માટે ઉંડા વસી ગયેલા અવીશ્વાસનું જ પરિણામ છે. કોઇ પણ દેશને પોતાના પડોશીની અભંગ નિખાલસતામાં શ્રદ્ધા જ નથી. સેંકડો વર્ષોથી જે આવી મનસિક વલણ ઘડાઇને કઠણ બની ગઇ હોય તેમાં ફેરફાર કરવો તે સહજ કામ નથી–ઘણું જ મુશ્કેલ કામ છે.

મોટાં લશ્કરો તેમજ કાફલાઓ રાખવ એ જ શાંતિને માટે ભય સમાન અને યુદ્ધની સતત ઉશ્કેરણી સમાન છે. મોટી સંખ્યાના સશસ્ત્ર સૈનીકોના ટોળાને રોકનારાં રાષ્ટ્રોમાં બીજાને દબડાવવાની ટેવ દાખલ થાય છે; તેને લીધે પોતાનાં કાંડાં બાવડાં બહુ જ સંગીન છે એવી ભાવના ખડી થાય છે અને એ બળને વાપરવાની વૃત્તી તેમાંથી જન્મે છે. જે રાજા કે મહારાજા વારંવાર પોતાના

લશ્કરની સમીક્ષા કર્યા કરતો હોય અને તેની સંગીન કાર્યકુશળતા સાચવવા માટે ભારે આગ્રહી હોય, તે એ સેનાને યુદ્ધમાં ઉતરેલી જોવા માગે છે, એટલે જરાક જેટલું બહાનું મળતાં તે તુરતજ યુદ્ધનું રણશીંગ ફુંકવા તત્પર બની જાય છે, બનાવટી લડાઇઓના દેખાવો અને સંતોષ આપી શકતા નથી; ખુદ લશ્કર જ, બીજા લશ્કર ઉપર પોતાની સર્વોપરીતા સીદ્ધ કરવા યુદ્ધની શોધમાં રહે છે. તે રાષ્ટ્રના હીતને નુકશાન કરનાર ધખારો છે, સંસ્થાનનાં સાધનોનો મોટામાં મોટો ભાગ ઓહીયાં કરી જનારો એ ભયંકર રાક્ષસ છે. જો યુરપ દીર્ઘકાળ ટકે તેવી શાંતિને ખરેખર ઇચ્છતો હોય તો હીંસા અને યુદ્ધની ઉપર તેણે અસરકારક અંકુશો મુકવા જોઇશે. ઇતીહાસ તે માટે બધા વાંચી શકે તેવા અક્ષરે બોધપાઠની કથા કહી રહ્યા છે. જે દેશો બીજાના પ્રદેશોને પોતાના તાબામાં ઉમેરવાની રીત સ્વીકારી છે તે ભાગ્યે જ વધુ વખત ટકી શકયા છે. નાશ એ એવો દૈત્ય છે કે જેની પછી દુનીઆનાં પ્રત્યેક મહારાજ્યનો પોતાનો નાશ નોંતરી લાવ્યો છે. આપણી નજર સમક્ષ અનેક મહારાજ્યોની પડતી અને વીનાશ આપણે જોયાં છે. પ્રજાની ઇચ્છા અને સત્તા સમસ્ત વીશ્વમાં સ્થાપિત થતાં જણાયાં છે. એ જ મોટાં મોટાં લશ્કરો તેમજ કાફલાઓના ધરાડા માટે તેમજ દુનિયાને લડાઇની વાતોથી નહીં બનાવવા માટેનું સંગીનમાં સંગીન કારણ છે. વિજ્ઞાનને વિનાશ અને સંહારની શોધો કરવાની મનાઇ ફરમાવવી જોઇએ અને અત્યારે તેવાં જે સાધનો વપરાશમાં છે તેના પર અંકુશ મુકી તેના અસ્તિત્વનો નાશ કરવો જોઇએ. ટારપેડો, સબમરીન, સુરંગ અને હવામાંથી ફેંકાતા બોંબ જેવાં આસુરી સાધનોનો કદી પણ ઉપયોગ ન થાય તેમ કરવા સાથે તેવાં સાધન જ્યાં જ્યાં હોય, ત્યાં ત્યાં તેને તોડી ફોડીને એનો ભુકો કરી નાખવો જોઇએ. અત્યારે પણ એક તરફ પ્રજાસંઘ કામ કરી રહેલો હોવા છતાં જે જાતિઓ અને તાયફાવાળાઓ પાસે બોમ્બ તેમજ વિમાનો નથી તેમની સામે આકાશમાંથી બોમ્બ ફેંકનારાં વિમાનોનો ઉપયોગ થઇ રહ્યો છે, તો પણ એ કાર્ય તરફ વિરોધનો એક શબ્દ પણ કોઇની તરફથી સાંભળવામાં આવતો નથી. તો પછી એવા દેશો પ્રજાસંઘના સભ્ય હોય તેથી શું લાભ? જો પોતાને અસર થતી હોય તો યુદ્ધની રીતીઓના દુરૂપયોગની સામે તેઓ સહુથી પહેલા પોકારો પાડવા લાગે છે, પરંતુ જ્યારે તેઓ એ જ રીતો, તેમના જેવાં હથિયારોથી જેઓ વળતો બદલો લઇ શકે તેવા ન હોય તેમની સામે અજમાવે છે, ત્યારે તે માટે એમને જરા પણ કચવાટની લાગણી થતી નથી! એ જ પુરવાર કરે છે કે યુરપ હિંસાનું જ ભક્ત રહેવા ઇચ્છે છે. અને પ્રજાસંઘ તેણે ભપકાબંધ જાહેર કરેલા ધ્યેયને ખાસ કરીને રંગીન પ્રજાઓના સંબંધમાં વળગી રહેવા માગતો નથી. આથી જગતમાંથી હિંસાવાદ અળગો થઇ શકે તેમ નથી, એટલુંજ નહિં પણ તેવા સક્રિય અને સ્વાર્થી હિંસાવાદ સામે અહિંસાવાદ હાલ તુરત તો ફાવી શકે તેમ દેખાતો નથી. *

---

* 'મોડર્ન રિવ્યુ' ના માર્ચના અંકમાં પ્રસીદ્ધ થયેલા શ્રી નાગેન્દ્રનાથ ગુપ્તાના 'હિંસાની વેદી' નામના લેખ ઉપરથી. આ મુળ લેખમાં માત્ર પગનોંધો અને છેલ્લાજ વાકય જેટલું ઉમેરણ પ્રયોજકનું છે.



# જગતના અર્થશાસ્ત્રમાં સોનાનું સ્થાન

: લેખક :
ધીમાન એસ. મહેતા

હીંદુસ્થાનમાં સોનાનું ચલણ નથી, છતાં હીંદી પ્રજા જગતના સોનાનાં ઉત્પન્નમાંથી મોટી ખપત કરે છે. તેટલા મુદ્દા ઉપરથી તથા સોનાનું ધોરણ સ્થાપી કેવી રીતે બની શકે તે ઉદ્દેશથી સોનાના ચલણ સંબંધી વીવેચન આવશ્યક છે. હીંદમાં ચલણ સીવાય સોનાનો ઉપયોગ મોટા જથ્થામાં થાય છે એટલે સોનું તથા ચલણ બન્નેમાં કેવી રીતે વધઘટ થાય છે, હીંદમાં ચલણ બનાવવું કેમ આવશ્યક છે? વગેરે બાબત ઉપર ચર્ચા જરૂરની છે. તેથી જ સોના ઉપર અવલોકન આંતર દેશીય દૃષ્ટીએ અને હીંદના દૃષ્ટીબીંદુથી આંતર દેશીય વ્યાપારની ચર્ચા એમ બે વીભાગમાં આ ચર્ચા ઉપયોગી થાય છે. હીંદમાં સોનાનું ચલણ નથી પણ નાણાંની ધીરધાર તથા પતી જ માટે મુર્ત્તરૂપ ધાતુ છે. છતાં તેની લે વેચ બીજી વસ્તુઓની માફક થતી હોવાથી હીંદી વેપારમાં સોનું અગત્યનો ફાળો આપે છે. પુરાતન તથા મુગલ શહેનશાહતના વખતમાં પણ સોનાનું ચલણ હીંદમાં અસ્તીત્વ ધરાવતું હતું અને નાના સીક્કાઓ બીજી ધાતુના વપરાતા હતા. આધુનીક કાળમાં ચેકની પદ્ધતી દાખલ થવાથી સોનાનો બહુધા ઉપયોગ ઘટયો છે કે બંધ થયો છે. સર્વત્ર દુનીયામાં ચેકની આપ લે કરવાથી સોનાની નાણામાં ઉપયોગીતા રહી નથી અને છેવટે આંતર દેશીય કે પરદેશી રૂણની સમાધાની માટે હીસાબનાં ખાતાં તપાસતી વેળા ખતવણીમાં નાણાંની આપ લે થાય ત્યારે જ તેનો ઉપયોગ થાય છે. આથી બધા દેશોમાં સોનાનું ધોરણ સ્થાપીત થયું છે. જો કે સોનાના સીક્કા ફરતા નથી છતાં તેથી દેશની આંટ અને આબરૂ સલામત ધોરણથી ટકી શકે છે.

હુંડીરૂપી વ્યાપાર પદ્ધતીથી દરેક દેશની સોના સંબંધી મુશ્કેલી દુર થાય છે. આથી સોનાના ધોરણમાં સોનું જેટલા વાલ ચલણના સીક્કામાં હોય તે પ્રમાણે કીંમત આંકી ધોરણ બાંધવામાં આવે છે, અને દુનીયામાં તેથી સોનાની ખરીદી અને વેચાણ છુટથી થાય છે, ચલણી નોટોની ફેર બદલી કરી શકાય છે અને ચલણી સીક્કારૂપે વ્યવહારમાં મુકી શકાય છે. સોનાનું ધોરણ દાખલ કરવાથી આંતરદેશીય વ્યાપારનું સમતોલપણું મેળવી શકાય છે અને જો તે સમતોલપણું દેશની વીરૂદ્ધ હોય તો સોનાની ખરીદી ફરી પાસું સરખું બનાવી શકાય છે.

સોનાનું ધોરણ ટકાવી રાખવા માટે અસકયામત જેટલું સોનું સંચયમાં રાખવું પડે છે, કેમકે દરેક દેશમાં જેટલું નાણું સીક્કા રૂપે ફરતું હોય તે ઉપરાંત જેટલી ચલણી નોટો બેંકે કાઢી હોય તેટલા પુરતો સોનાનો જથ્થો પુરાંતમાં રાખવો પડે છે. આ પ્રમાણે સોનું સંગ્રહવાની શકતી દરેક દેશની હોવી અસંભવીત છે, તેથી ચલણના

૪૦ ટકા સંગ્રહ રાખવો એવી છુટછાટ યુરોપમાં મુકી છે.

સોનાના ઉત્પન્ન અને સંગ્રહ ઉપર કોઇ પણ વ્યક્તી કે દેશનો કાબુ હોવો તે અસંભવીત છે, છતાં સોનું દૈનીક ઉપયોગમાં આવતું હોઇને તેના સીક્કાની કીંમત ઉપર દરેક વસ્તુના ભાવનો આધાર રહે છે. એટલે દેવું અને લેવું એ બે વસ્તુઓ સોનાના ચલણ અને હુંડીના ફેરફાર ઉપર અગત્યનો ભાગ ભજવે છે.

દેશની આર્થીક સ્થીતી ટકાવી રાખવા માટે ચલણના સ્થાયીપણાની પ્રાધાન્યતા અગત્યની રહે છે, જેથી લાંબા સમય સુધી વ્યાપારમાં સમતોલપણું જળવાઇ રહે અને વ્યાપારી નીતી સમજવામાં, વ્યવહારમાં કે પ્રચારમાં તે ઉપયોગી ભાગ ભજવે. વેચાણની વસ્તુઓના ભાવ ટકાવી રાખવા માટે નાણાંનું જથ્થારૂપમાં સમતોલપણું જોઇએ. તે માટે ચલણ અને ચલણથી ખરીદાતી હુંડીના રૂપમાં, વાણીજ્યની વસ્તુઓનો વ્યવહાર તેમજ તેની આપ લે ટકાવવાં જોઇએ. આથી ચલણ ઉપર હુંડીમાં વેપારના વધારા કે ઘટાડાથી કેવા ફેરફાર થાય છે તે તપાસવા પડે છે અને તે બન્નેની સમાનતા જાળવવામાં બહુ મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે.

ચલણ માટે સોનાનો જથ્થો કેટલો સંગ્રહમાં છે, તેમજ તે વધારવો કે ઘટાડવો તે ઉપર ધ્યાન રાખવું પડે છે અને બીજી બાજુ આયાત નીકાસના વેપારમાં વધઘટ, ઉદ્યોગમાં પ્રગતી કે પાયમાલી, પરદેશના વ્યાપારથી સોનાના સંગ્રહમાં વધારો કે ઘટાડો અને સોનાના ભાવ ઉપર અસર વગેરે અનેક પરીણામો તપાસવાં પડે છે, એટલે સોનાનો પ્રશ્ન દેશની દ્રષ્ટીએ તેમજ આંતરદેશીય દ્રષ્ટીએ પણ ચર્ચી શકાય. હીંદ અને ચીન જગતમાં માત્ર બે જ દેશ એવા છે કે જ્યાં ચાંદીનું ચલણ છે. એટલે તે દેશોમાં સોનાના ધોરણ પ્રમાણે ચલણ ફેરવી આર્થીક પરીવર્તન શી રીતે કરી શકવું શક્ય છે તે અવલોકન સ્થાને હોઇને થોડું વીવેચન આવશ્યક છે. પ્રજાસંઘની દ્રષ્ટીએ આર્થીક સ્થીતીમાં ચાલુ ધોરણે ફેરફાર જરૂરનો નથી તેથી તેને સ્થાયી રૂપ આપીને તે જગતની આર્થીક સ્થીતી સુધારવા મથે છે અને તે પ્રમાણે પ્રયાસો થાય છે.

સોનાના સંગ્રહ સાથે ઉત્પન્ન અને આયાત તથા વ્યાપારવૃદ્ધી સંકળાયેલાં છે, કેમકે ઉત્પન્ન કે આયાતમાં વધારો થાય નહી અને ચલણમાં ઘટાડો રહે, તો સોનાના ભાવ ઉપર તેથી સારી કે માઠી અસર થાય છે. સોનાનું ધોરણ ચાલુ રાખવાના કૃત્રીમ ઉપાયો ચલણી નોટોના વધારાથી લેવામાં આવે છે. બ્રીટનમાં અસલામત સામેનો જથ્થો જોઇએ તેવો સમતોલપણું સાચવી શકતો નથી. તે આર્થીક પરીવર્તનના સપાટામાં આવે છે. તેથી સોનાનો સંગ્રહ ઘટી જાય છે અને આયાત નીકાસ સરખાં કરવા માટે અનેક ઉપાયો હસ્તગત કર્યા પછી પણ તે માત્ર ૨૯ થી ૩૦ ટકા સુધી જ પહોંચી શકે છે. જર્મની વગેરે દેશોમાં સોનાનો સંગ્રહ પાછો ભરી દેવા નવી નોટો અમુક પ્રમાણમાં કાઢે છે એટલે મોસમ ખલાસ થયા પછી સંગ્રહ સમતોલપણું મેળવે છે, અમેરીકામાં નાણાંની ભીડ વધે છે ત્યારે નોટો ફીડરલ રીઝર્વ બેંક કાઢે છે તેથી નાણાંભીડ જણાતી નથી. કેમકે ચાર ડોલરને બદલે દસ ડોલરની નવી નોટ કાઢી તે બેંક સોનાના સંગ્રહને અનામત રાખે છે અને જ્યારે નાણું વધી જાય છે ત્યારે તે નોટો પાછી ખેંચી લે છે અને સોનાના ૧૦૦ ટકાનાં પ્રમાણપત્ર આપે છે. તેથી પરીણામ એ આવ્યું કે

૧૯૨૧ થી ૨૮ સુધીમાં ત્યાં સોનાની આયાત વધતી ગઇ અને હજી પણ એ નીતીથી વધે છે. એ નોટ કાઢવાનો ઉદ્દેશ એટલો જ કે ચલણમાં સોનું વધારે વપરાય નહી તેમજ સોનાનો જથ્થો ઘટે નહી. આ બધી જવાબદારી મધ્યસ્થબેંકની છે. એનો કાબુ ચલણ અને હુંડી ઉપર હોય છે તેથી જ્યારે જ્યારે દેશની વીરૂધ્ધમાં વ્યાપારનું પાસું માલુમ પડે ત્યારે ત્યારે સોનાની આયાત ઘટે, તેને દુર કરવા માટે તે નોટો વધારે પ્રમાણમાં કાઢે, અને તેથી સોનાનો જથ્થો અનીચ્છીનપણે અનામત સાચવી શકાય, તેમજ હુંડીની અપ લે કરીને વેપારનું પાસું સ્વચ્છ બનાવી શકાય તેથી સોનું ચડગત કરવાની કે તેવા બીજી જાતનાં ખર્ચ રૂપી મુસ્કેલી અંતરાયભુત બને નહી. આ પ્રમાણે વેપારની સમાનતા જાળવવા માટે આંતરરાષ્ટ્રીય બેંકની સ્થાપના થઇ છે.

હીંદુસ્થાનમાં સોનાના ચલણનો ઉપયોગ ઠેઠ વેદના સમયથી અસ્તીત્વ ધરાવે છે. અને ૧૮૫૦ માં કેલીફોર્નીઆમાં, ઓસ્ટ્રેલીઆમાં અને આફ્રીકામાં સોનાની ખાણો માલમ પડી તે પછીથી તેનો ઉપયોગ બહોળા પ્રમાણમાં જોઇ શકાય છે. કેમકે ૧૮૮૦–૯૦ માં માત્ર દશ કરોડ ડોલરનું સોનું ઉત્પન્ન થતું તેને બદલે ૧૯૦૦ માં ૨૫ કરોડ ૪૦ લાખ ડોલરનું અને ૧૯૧૫ માં ૪૬ કરોડ ૯૦ લાખ ડોલરનું સોનું ઉત્પન્ન થવા લાગ્યું છે. બીજી બાજુ જનતાની સંખ્યામાં વૃદ્ધી થઇ તેથી સોનાની ખપતનું પ્રમાણ સરેરાસ ૧૮૮૯ માં ૨.૫ ડોલર જેટલું હતું તે વધીને ૧૯૧૪ માં ૪.૫૯ ડોલર જેટલું બન્યું છે. સોનાનો આટલો મોટો જથ્થો વ્યાપારમાં વધવાથી, સંગ્રહમાં, ચલણમાં તેમજ બેંકોની આંટ તથા શાખ વધારવામાં સોનાનો મોટો જથ્થો વપરાય છે તેથી સોનાના ભાવ બીજી વસ્તુના ભાવની સાથે સમતોલપણું મેળવી શકે છે.

ઓસ્ટ્રેલીઆ તેમજ અમેરીકામાં ઉત્પન્ન ખર્ચ વધવાથી, ઉત્તમ સોનાની પેદાશ ઘટવાથી તેના જથ્થાનું પ્રમાણ પણ ઘટયું છે. તેથી ૧૯૨૦ માં ૩૩ કરોડ ૪૦ લાખ ડોલરની જ પેદાશ જણાય છે. મહાન વીગ્રહ પછી ૧૯૨૦ સુધીમાં યુરોપમાં આર્થીક પાયમાલીને કારણે સોનાના ધોરણનો નીયમ જાળવી શકાયો નહી અને દરેક દેશે મરજીમાં આવે તેમ નોટો કાઢવા માંડી, તેથી હુંડીના ભાવમાં મહાન પરીવર્તન થયું, અનેક દેશોની આંટમાં ફેરફાર થયો અને સોનાનો ભાવ તથા ધોરણમાં પણ ઢંગધડો જોઇ શકાયો નહી. પરંતુ ૧૯૨૦ પછી બધા દેશોએ નોટ ઉપરના કાબુથી તેમજ બેંકની આંટ ઘટાડીને પાછું સોનાનું ધોરણ દાખલ કર્યું હતું.

મહાન વીગ્રહ પછી દુનીયાના સોનાના ઉત્પન્નમાં ધીમો પણ સંગીન ઘટાડો કેમ ચાલુ રહ્યો છે તે નીચેના કોઠા ઉપરથી જણાશે:

## કેટલી કીંમતનું સોનું ઉત્પન્ન થયું ?

| વર્ષ | | | |
|---|---|---|---|
| ૧૯૧૦ | ૪૫૫૦ | લાખ | ડોલર |
| ૧૯૧૧ | ૪૬૧૦ | ,, | ,, |
| ૧૯૧૨ | ૪૬૫૦ | ,, | ,, |
| ૧૯૧૩ | ૪૫૯૦ | ,, | ,, |
| ૧૯૧૪ | ૪૩૮૦ | ,, | ,, |
| ૧૯૧૫ | ૪૬૯૦ | ,, | ,, |
| ૧૯૧૬ | ૪૫૩૦ | ,, | ,, |
| ૧૯૧૭ | ૪૧૯૦ | ,, | ,, |
| ૧૯૧૮ | ૩૮૩૦ | ,, | ,, |

૪૦ ટકા સંગ્રહ રાખવો એવી છુટછાટ યુરોપમાં સુધી છે.

સોનાના ઉત્પન્ન અને સંગ્રહ ઉપર કોઇ પણ વ્યક્તી કે દેશનો કાબુ હોવો તે અસંભવીત છે, છતાં સોનું દૈનીક ઉપયોગમાં આવતું હોઇને તેના સીક્કાની કીંમત ઉપર દરેક વસ્તુના ભાવનો આધાર રહે છે. એટલે દેવું અને લેવું એ બે વસ્તુઓ સોનાના ચલણ અને હુંડીના ફેરફાર ઉપર અગત્યનો ભાગ ભજવે છે.

દેશની આર્થીક સ્થીતી ટકાવી રાખવા માટે ચલણના સ્થાયીપણાની પ્રાધાન્યતા અગત્યની રહે છે, જેથી લાંબા સમય સુધી વ્યાપારમાં સમતોલપણું જળવાઇ રહે અને વ્યાપારી નીતી સમજવામાં, વ્યવહારમાં કે પ્રચારમાં તે ઉપયોગી ભાગ ભજવે. વેચાણની વસ્તુઓના ભાવ ટકાવી રાખવા માટે નાણાંનું જથ્થારૂપમાં સમતોલપણું જોઇએ. તે માટે ચલણ અને ચલણથી ખરીદાતી હુંડીના રૂપમાં, વાણીજ્યની વસ્તુઓનો વ્યવહાર તેમજ તેની આપ લે ટકાવવાં જોઇએ. આથી ચલણ ઉપર હુંડીમાં વેપારના વધારા કે ઘટાડાથી કેવા ફેરફાર થાય છે તે તપાસવા પડે છે અને તે બન્નેની સમાનતા જાળવવામાં બહુ મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે.

ચલણ માટે સોનાનો જથ્થો કેટલો સંગ્રહમાં છે, તેમજ તે વધારવો કે ઘટાડવો તે ઉપર ધ્યાન રાખવું પડે છે અને બીજી બાજુ આયાત નીકાસના વેપારમાં વધારો, ઉદ્યોગમાં પ્રગતી કે પાયમાલી, પરદેશના વ્યાપારથી સોનાના સંગ્રહમાં વધારો કે ઘટાડો અને સોનાના ભાવ ઉપર અસર વગેરે અનેક પરીણામો તપાસવાં પડે છે, એટલે સોનાનો પ્રશ્ન દેશની દ્રષ્ટીએ તેમજ આંતરદેશીય દ્રષ્ટીએ પણ ચર્ચાય છે. હીંદ અને ચીન જગતમાં માત્ર બે જ દેશ એવા છે કે જ્યાં ચાંદીનું ચલણ છે. એટલે તે દેશોમાં સોનાના ધોરણ પ્રમાણે ચલણ ફેરવી આર્થીક પરીવર્તન શી રીતે કરી શકવું શક્ય છે તે અવલોકન સ્થાને હોઇને થોડું વીવેચન આવશ્યક છે. પ્રજાસંઘની દ્રષ્ટીએ આર્થીક સ્થીતીમાં ચાલુ ધોરણે ફેરફાર જરૂરનો નથી તેથી તેને સ્થાયી રૂપ આપીને તે જગતની આર્થીક સ્થીતી સુધારવા મથે છે અને તે પ્રમાણે પ્રયાસો થાય છે.

સોનાના સંગ્રહ સાથે ઉત્પન્ન અને આયાત તથા વ્યાપારવૃદ્ધી સંકળાયેલાં છે, કેમકે ઉત્પન્ન કે આયાતમાં વધારો થાય નહી અને ચલણમાં ઘટાડો રહે, તો સોનાના ભાવ ઉપર તેથી સારી કે માઠી અસર થાય છે. સોનાનું ધોરણ ચાલુ રાખવાના કૃત્રીમ ઉપાયો ચલણી નોટના વધારાથી લેવામાં આવે છે. બ્રીટનમાં અસક્યામત સામેનો જથ્થો જોઇએ તેવો સમતોલપણું સાચવી શકતો નથી. તે આર્થીક પરીવર્તનના સપાટામાં આવે છે. તેથી સોનાનો સંગ્રહ ઘટી જાય છે અને આયાત નીકાસ સરખાં કરવા માટે અનેક ઉપાયો હસ્તગત કર્યા પછી પણ તે માત્ર ૨૯ થી ૩૦ ટકા સુધી જ પહોંચી શકે છે. જર્મની વગેરે દેશોમાં સોનાનો સંગ્રહ પાછો ભરી દેવા નવી નોટો અમુક પ્રમાણમાં કાઢે છે એટલે મોસમ ખલાસ થયા પછી સંગ્રહ સમતોલપણું મેળવે છે, અમેરીકામાં નાણાંની ભીડ વધે છે ત્યારે નોટો ફીડરલ રીઝર્વ બેંક કાઢે છે તેથી નાણાંભીડ જણાતી નથી. કેમકે ચાર ડોલરને બદલે દસ ડોલરની નવી નોટ કાઢી તે બેંક સોનાના સંગ્રહને અનામત રાખે છે અને જ્યારે નાણું વધી જાય છે ત્યારે તે નોટો પાછી ખેંચી લે છે અને સોનાના ૧૦૦ ટકાનાં પ્રમાણપત્ર આપે છે. તેથી પરીણામ એ આવ્યું કે

૧૯૨૧ થી ૨૮ સુધીમાં ત્યાં સોનાની આયાત વધતી ગઈ અને હજી પણ એ નીતીથી વધે છે. એ નોટ કાઢવાનો ઉદ્દેશ એટલો જ કે ચલણમાં સોનું વધારે વપરાય નહી તેમજ સોનાનો જથ્થો ઘટે નહી. આ બધી જવાબદારી મધ્યસ્થબેંકની છે. એનો કાબુ ચલણ અને હુંડી ઉપર હોય છે તેથી જ્યારે જ્યારે દેશની વીરૂદ્ધમાં વ્યાપારનું પાસું માલુમ પડે ત્યારે ત્યારે સોનાની આયાત ઘટે, તેને દુર કરવા માટે તે નોટો વધારે પ્રમાણમાં કાઢે, અને તેથી સોનાનો જથ્થો અવીચ્છીન્નપણે અનામત સાચવી શકાય, તેમજ હુંડીની અપ લે કરીને વેપારનું પાસું સરખું બનાવી શકાય તેથી સોનું ચડગત કરવાની કે તેવા બીજી જાતનાં ખર્ચ રૂપી મુશ્કેલી અંતરાયભુત બને નહી. આ પ્રમાણે વેપારની સમાનતા જાળવવા માટે આંતરરાષ્ટ્રીય બેંકની સ્થાપના થઈ છે.

હીંદુસ્થાનમાં સોનાના ચલણનો ઉપયોગ ઠેઠ વેદના સમયથી અસ્તીત્વ ધરાવે છે. અને ૧૮૫૦ માં કેલીફોર્નીઆમાં, ઓસ્ટ્રેલીઆમાં અને આફ્રીકામાં સોનાની ખાણો માલમ પડી ત્યારથી તેનો ઉપયોગ બહોળા પ્રમાણમાં લેવા શકાય છે. કેમકે ૧૮૮૦–૯૦ માં માત્ર દશ કરોડ ડોલરનું સોનું ઉત્પન્ન થતું તેને બદલે ૧૯૦૦ માં ૨૫ કરોડ ૪૦ લાખ ડોલરનું અને ૧૯૧૫ માં ૪૬ કરોડ ૯૦ લાખ ડોલરનું સોનું ઉત્પન્ન થવા લાગ્યું છે. બીજી બાજુ જનતાની સંખ્યામાં વૃદ્ધી થઈ તેથી સોનાની ખપતનું પ્રમાણ સરેરાસ ૧૮૮૯ માં ૨.૫ ડોલર જેટલું હતું તે વધીને ૧૯૧૪ માં ૪.૫૯ ડોલર જેટલું બન્યું છે. સોનાનો આટલો મોટો જથ્થો વ્યાપારમાં વધવાથી, સંગ્રહમાં, ચલણમાં તેમજ બેંકોની આંટ તથા શાખ વધારવામાં સોનાનો મોટો જથ્થો વપરાય છે તેથી સોનાના ભાવ બીજી વસ્તુના ભાવની સાથે સમતોલપણું મેળવી શકે છે.

ઓસ્ટ્રેલીઆ તેમજ અમેરીકામાં ઉત્પન્ન ખર્ચ વધવાથી, ઉત્તમ સોનાની પેદાશ ઘટવાથી તેના જથ્થાનું પ્રમાણ પણ ઘટયું છે. તેથી ૧૯૨૦ માં ૩૩ કરોડ ૪૦ લાખ ડોલરની જ પેદાશ જણાય છે. મહાન વીગ્રહ પછી ૧૯૨૦ સુધીમાં યુરોપમાં આર્થીક પાયમાલીને કારણે સોનાના ધોરણનો નીયમ જાળવી શકાયો નહી અને દરેક દેશે મરજીમાં આવે તેમ નોટો કાઢવા માંડી, તેથી હુંડીના ભાવમાં મહાન પરીવર્તન થયું, અનેક દેશોની આંટમાં ફેરફાર થયો અને સોનાના ભાવ તથા ધોરણમાં પણ ઢંગધડો લેઈ શકાયો નહી. પરંતુ ૧૯૨૦ પછી બધા દેશોએ નોટ ઉપરના કાબુથી તેમજ બેંકની આંટ ઘટાડીને પાછું સોનાનું ધોરણ દાખલ કર્યું હતું.

મહાન વીગ્રહ પછી દુનીયાના સોનાના ઉત્પન્નમાં ધીમો પણ સંગીન ઘટાડો કેમ ચાલુ રહ્યો છે તે નીચેના કોઠા ઉપરથી જણાશેઃ

## કેટલી કીંમતનું સોનું ઉત્પન્ન થયું?

| વર્ષ | | | |
|---|---|---|---|
| ૧૯૧૦ | ૪૫૫૦ | લાખ | ડોલર |
| ૧૯૧૧ | ૪૬૧૦ | ,, | ,, |
| ૧૯૧૨ | ૪૬૫૦ | ,, | ,, |
| ૧૯૧૩ | ૪૫૯૦ | ,, | ,, |
| ૧૯૧૪ | ૪૩૮૦ | ,, | ,, |
| ૧૯૧૫ | ૪૬૯૦ | ,, | ,, |
| ૧૯૧૬ | ૪૫૩૦ | ,, | ,, |
| ૧૯૧૭ | ૪૧૯૦ | ,, | ,, |
| ૧૯૧૮ | ૩૮૩૦ | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૯ | ૩૬૫૦ | ,, | ,, |
| ૧૯૨૦ | ૩૩૪૦ | ,, | ,, |
| ૧૯૨૧ | ૩૨૬૦ | ,, | ,, |
| ૧૯૨૨ | ૩૧૮૦ | ,, | ,, |
| ૧૯૨૩ | ૩૬૭૦ | ,, | ,, |
| ૧૯૨૪ | ૩૯૪૦ | ,, | ,, |
| ૧૯૨૫ | ૩૯૪૦ | ,, | ,, |
| ૧૯૨૬ | ૪૦૦૦ | ,, | ,, |
| ૧૯૨૭ | ૪૦૨૦ | ,, | ,, |
| ૧૯૨૮ | ૪૦૭૦ | ,, | ,, |

આમ છતાં સોનાની ખપત અને બેંકો પાસેનો પુરાંત સંગ્રહ વધે છે, તેથી ૧૯૪૦ માં સોનાનો દુકાળ પડશે એ પ્રમાણે અર્થશાસ્ત્રીઓ પોકાર કરે છે અને તે માટે પ્રજાસંઘે એવી સુચના કરી છે કે:

(૧) સોનાનો સંગ્રહ જુદી જુદી બેંકોમાંથી કાઢી લઇ મધ્યસ્થ બેંકમાં રાખવો અને ચલણમાં નોટનો ઉપયોગ વધારવો;

(૨) સોનાનો સંગ્રહ (ચલણની સમતુલા જાળવવાનો) ૪૦ ટકાથી ઘટાડી ૩૩ ટકા કરવો;

(૩) જે દેશ પાસે વધુ જથ્થો હોય તે દેશોએ સોનું છુટું કરવું;

(૪) સોનાની જરૂર ન હોય ત્યાં નાની નોટો પણ ચલણમાં દાખલ કરવી અને

(૫) સોનાના સંગ્રહના નીશ્ચીત ધોરણનું દરેક દેશે આગ્રહપૂર્વક પાલન કરવું.

જો આ સુચનાઓનો અમલ થાય તો હીંદ જેવા દેશને તેથી ફાયદો થવાનો સંભવ છે. કેમકે સોનાના ધોરણને હુંડીના ભાવની સાથે વધુ સંબંધ છે અને સોનાનું ધોરણ સ્થિર થાય તેમજ તેનો સંગ્રહ સ્થાયી બને તો, હુંડીના ભાવ દેશના વ્યાપાર ઉદ્યોગની અનુકુળતા પ્રમાણે ફેરવી શકાય, દેશના ઉત્પન્નના તેમજ આયાત નીકાશ વ્યાપારના પ્રમાણમાં ચલણમાં ફેરફાર થાય અને તેથી હુંડીના ભાવ વધે કે ઘટે તો પણ કુદરતી ઉપાયો ને ધ્યાનમાં લીધા સીવાય હાલના હીંદી ખજાનચી સર જ્યોર્જ શુસ્તર કે તે પહેલાંના સર બેસીલબ્લેકેટ ૧૮ પેનીનો દર ઠોકી બેસાડે તેથી તદ્દન કૃત્રીમતાથી વ્યાપાર પાયમાલીને પંથે વળ્યો તેમ ન થાય. હુંડીના દર ઉંચા હોય તેથી આયાત વધે પણ તેથી નીકાસને સજ્જડ ફટકો પડે છે, તેથી સોનાનું ધોરણ મજબુત કરવા તેમજ ચલણમાં અને વ્યાપારમાં સમતોલપણું જાળવવા માટે દરેક દેશે હુંડીની વધઘટ નીચી સપાટીએ કરવી જોઇએ. હીંદુસ્થાનનો ૧૯૨૭ ની સાલ પછીનો આયાત નીકાશનો વ્યાપર તપાસીએ તો નીકાશનું પાસું ધીમે ધીમે નીચું જાય છે અને આયાત વધતી જાય છે. હીંદુસ્થાન દેશ કાચી વસ્તુ ઉત્પન્ન કરનારો તેમજ કાચી વસ્તુ નીકાસ કરનારો છે, તેને હુંડીયામણમાં બે પેનીના વધારાથી જ સીધી રીતે ૧૨॥ ટકાનો ફટકો પડે છે, તે ઉપરાંત નાણાં ભીડ, વ્યાજના ઉંચા દર અને વચલા માણસો ના નફા આપવા પડે ત્યારે ખેડુતોને ફાળે કેટલી ઓછી આવક રહે તે સ્હેજે સમજી શકાય તેવું છે. એટલે જ્યાં સુધી ૧૬ પેનીની હુંડી થાય નહી; જ્યાં સુધી સરકારી હુંડીઓ [ટ્રેઝરી બીલ્સ] વેચીને કૃત્રીમ દર ટકાવવાના પ્રયાસો બંધ થાય નહી, ત્યાં સુધી નાણા ભીડ ચાલુ રહેવાની અને ધીમે ધીમે હીંદમાંથી સોનાનો નીકાસ વધુ થવાનો ભય રહે છે.



# પ્રૉફેસરનું પરિવર્તન

: નવલિકા :

: પ્રયોજક :

પી. જે. બી.

પાટનગર પર અંધકારના આવરણો ખસે થોડીજ ક્ષણ વીતી હતી. અરૂણના ઉદય સાથે શહેરનો ખળભળાટ પાછો શરૂ થયો હતો. પ્રકાશના પગરવ સાથે શહેર પાછું ઉઠતું હતું. ટ્રામનો ટંકારવ, ટેક્ષીઓનો નાદ અને માનવસમુહની વડે થતા અવાજો નીશબ્દતાના સાગરમાંથી જાણે પાછા ઉપર ન આવતા હોય તેમ દીસતું હતું.

પ્રકાશના ફેલાવા સાથે પાટનગરના એક પરામાં આવેલા સુંદર ભવનમાંથી પ્રોફેસર સાહેબ આળસ મરડતા ઉઠયાં. તેમણે બુમ મારી કે: 'રામા' પણ અવાજનો પ્રત્યુતર કોઇએ આપ્યો નહીં. માત્ર તેનો પડઘો આખા બંગલામાં છવાઇ રહયો.

અધ્યાત્મવાદના સુંદર પુસ્તકો લખનાર પ્રોફેસર સાહેબને જરા નવાઇ લાગી. ફરીથી જોરથી બુમ મારી. એથી પણ જોરથી બુમ મારી 'રામા', 'રામા'. એવી બુમોથી આખો બંગલો ગાજી રહયો. પ્રોફેસર સાહેબ તો એકદમ ગુસ્સામા આવી જઇને રામા પર ગાલીપ્રદાન વર્ષાવતા વર્ષાવતા ઉભા થયા: ઉપર જઇ આવ્યા; નીચે જઇ આવ્યા, આગળ ગયા, પાછળ ગયા, પણ નોકરનું ન હતું કે નામ કે નીશાન. તે બહાર ગયો હશે એમ કલ્પના કરી પ્રોફેસર સાહેબ આરામ ખુરશી ઉપર બેસે પણ એક કલાક થયો, બે કલાક થયાં, ત્રણ કલાક થયાં પણ પ્રોફેસર સાહેબનો નોકર જરાયે દેખાયો નહીં.

'સાલો, ન્હાસી ગયો' એમ કહી તેઓ કોટ પહેરીને બંગલામાંથી બહાર આવ્યા.

## ૨ સ્ટેશન તરફ

અધ્યાત્મવાદના ચીંતનમાં મશગુલ રહેનાં પ્રોફેસરને દુનીયાની જરા યે પરવા પડી ન હતી. જગતમાં શું ચાલી રહયું છે તે જાણવાની તેમને જરાયે જીજ્ઞાસા ન હતી. તે અને તેમનું પુસ્તકાલય. નવેમ્બર માસ હોવાથી વીદ્યાલયો લગભગ બંધ હતાં. એટલે અવારનવાર શહેરમા જવાનો પ્રસંગ પડતો તે પણ છેલ્લા માસથી ન હતો. પ્રોફેસર તો તેમના ચીંતનમાં મશગુલ હતાં.

હવામા લાકડી વીંઝતા પ્રોફસર પરાંની શેરીઓમાં ફરવા લાગ્યા. રસ્તામા તેમને જરાયે નવીનના જણાઇ નહીં. સઘળું સ્વાભાવીક લાગ્યું. પણે લોકલ ગાડીઓ ચાલતી હતી. પણે ટેક્ષીઓ ફરતી હતી. પણે શાળામાં છોકરાં શીખવા જતાં હતાં. બધું એમને સ્વાભાવીકજ લાગતું હતું વીશ્રામગૃહો અને આરામગૃહો હમેશાની માફક આજે પણ ઉઘાડાં હતાં.

સ્વાભાવીક્તાના વાતાવરણમાં સુર પુરાવતાં ન હોય તેમ પ્રોફેસર સાહેબ પાછા

આત્મા અને પરમેશ્વરના અજ્ઞેય સંબંધ સંબંધી વીચાર વમળમાં લપસી પડયાં.

પણ બાર વાગતાં ક્ષુધાએ પ્રોફેસરને સંતાપ આપવો શરૂ કર્યો. પાસેના વીશ્રાંતી ગૃહમાં જઇને જરા ખાધું પાછા પ્રોફેસર ચીંતનમાં પડી ગયા. બુધ્ધી મન, અને આત્માના અરસપરસ સંબંધની અકળા મણને ઉકેલવા માટે પ્રોફેસરે તેમની તીક્ષ્ણ બુધ્ધીનો ઉપયોગ કરવા માંડયો.

હમેશની ટેવ પ્રમાણે પાછા પ્રોફેસરે શેરીઓનું પર્યટણ આરંભ્યું. હમેશની મુજબ તેઓ આજે પણ સ્ટેશન પર આવયા હંમેશની માફક આજ પણ ત્રીજા વર્ગની 'વેઇટીંગરૂમ'ના દર્શન કરવા ન પડે તે દરષ્ટીએ સીધા બીજા કલાસના વેઇટીંગ રૂમ તરફ વળ્યાં.

હમેશની માફક તેમણે આજે પણ ત્યાં આ જગ્યાનું આપમેળે ઉઘડતું બારણું ઉઘાડયું. હમેશની માફક આજ પણ તેમણે આશા રાખી હતી કે ત્યાં સ્વચ્છ કપડાં પહેરેલા શીષ્ઠ સમુદાયના શહેરીઓ બેઠા હશે.

બારણું ઉઘાડયું, પણ તેમાનું દરશ્ય જોઇને પ્રોફેસર તરતજ ચોંકીને પાછા પડી ગયા. કારણ કે આ ઓરડામાં આજનો દેખાવ કંઇક નવીનજ હતો.

## ૩ વેઇટીંગરૂમમાં

સેકન્ડ કલાસની વેઇટીંગ રૂમમાં કેટલીક વ્યકતીઓ વીચારણા કરી રહી હતી. તેમનો પોશાક જરાયે સારો ન હતો. અને સઉથી વધુ અજાયબીની વસ્તુ તો એ હતી કે પ્રોફસરનો નોકર ત્યાં પ્રમુખ જેવો થઇને બેઠો હતો.

પોતાના નોકરને જોતાજ પ્રોફેસર હંમેશ મુજબ આકળા થઇ ગયાં. 'તું કયાં મરી ગયો હતો?' પ્રોફસરે તરાડ નાંખી.

નોકર એકદમ આગળ આવ્યો–'પ્રોફસર સાહેબ હવે હું ત્હમારો નોકર નથી. હવે હું શહેર પંચાયતનો પ્રમુખ છું જ્યારે ત્હમો ત્હમારા બંગલામાં અધ્યાત્મવાદના અક્ષરો ઉકેલવામાં પડયા હતા ત્યારે શહેરમાં વર્ગોની તઇયારી પછી કામદારોએ માલેતુજાર સરકારતંત્રને ઉથલાવી પાડવા માટે પ્રબળ મોરચા માંડયા હતો. આ રાજ્યવીપ્લવમાં ખેડુતો અને લશ્કરની મદદ વડે અમોએ સરકારતંત્રને ઉથલાવી પાડયું અને આજે આમવર્ગનો વીજયી વાવટો શહેરના રાજગઢ પર ફરકે છે.

## ૪ પ્રોફેસર સામે પ્રહાર

પછી લોકસમુહને ઉદ્દેશીને તેમણે કહયું કે બંધુઓ આ તેજ પ્રોફસર છે કે જેઓ હમેશા આપણા બાલકોને એમ શીખવતાં ભાઇ પ્રભુ કરે તે ખરૂં! તેઓ અધ્યાત્મવાદનો આશરો લઇને કામદાર સમુહના બાલકોને શીખવતા કે ત્હમારી ગરીબી તો તો ત્હમારા પુર્વ જન્મના પાપને આધારે છે આ પ્રોફસર આપણને એમના પુસ્તકોદવારા શીખવતા કે કુદરતના કાયદાઓ એટલા સુંદર અને અનુપમ છે કે જે વ્યકતી યત્ન કરે, તે વ્યકતી જરૂર પઇસાદાર બની શકે.

કામદાર બંધુઓ–આનંદો કારણ કે આપણે એ બધું આજે જમીનદોસ્ત કયુ", છે આપણે તેમણે શીખવેલા તત્વજ્ઞાનના ટુકડા કરી નાંખ્યા છે. આપણને ભણાવેલા અવળા પાઠને આપણે અળગા કર્યા છે.

પ્રોફેસર તો જાણે સ્વપ્ન ન નીહાળતા હોય તેમ સ્તબ્ધ બનીને ઉભા રહયા. નીરક્ષર ગણાતા નોકરે તેમના મગજ પર સખત ફટકો ન લગાવ્યો હોય તેવી ઢબથી તે દીગમુઢ બનીને ઉભા રહયા.

જગત તેમને ભમતું લાગ્યું નીરક્ષર નોકર માત્ર તેમની આંખો આગળ રહયો.

## ૫ . ઇસ્પીતાલમાં

પ્રોફેસર જ્યારે જાગ્યા ત્યારે કાંઇ જુદુંજ વાત.વરણ હતું. સ્ટેશનની વેઇટીંગ રૂમ દીસતી ન હતી. ત્યાં બેઠેલા શહેર પંચાયતના સભ્યો દીસતા ન હતાં. તેમજ તેમનો નીરક્ષર નોકર પણ દેખાતો નહીં.

અહીં તો વાતાવરણ જુદું જ હતું. પણ સ્વચ્છ કપડાં પહેરેલી નર્સ ફરતી હતી. પણે ડોકટરો ફરતાં હતાં. પાસેના ખાટલા પર એક બીજો દર્દી આરામ લેતો હતો. આ દર્દીને દવા આપવામાં નર્સ રોકાઇ ગઇ હતી.

પ્રોફેસરે આંખ ઉઘાડી અને કંઇક શબ્દ બોલવા યત્ન કર્યો. નર્સનું ધ્યાન જતાં નર્સ ત્યાં આવી. પ્રોફેસરને ચેતનાત્મક દવા પાઇ. પ્રોફેસરે પડખું ફેરવ્યું.

દીવસો જતાં પ્રોફેસર સાજા થઇ ગયા. અને પછી પ્રોફેસરે પોતાના ઘર પર જવાની તઇયારી કરી. વડા ડાકતર પાસે રજા માગી અને રજા પણ મળી.

## ૬ પંચાયતની આજ્ઞા

**પણ** એકાએક શહેર પંચાયતના પ્રમુખનો પત્ર ત્યાં આવ્યો પત્ર વાંચીને પ્રોફેસર ફરી વીચારેમાં પડી ગયા. પ્રોફેસરને મળેલા પત્રમાં લખવામાં આવ્યું હતું કે-

**શહેરી પ્રોફેસર** ત્હમો શહેરના નીવાસી હોવાથી, તેમજ ત્હમો શીક્ષીત હોવાથી તમારી સમાજ પ્રત્યેની જવાબદારી અતી મ્હોટી છે. આ જવાબદારી હજુ સુધી ત્હમોએ જરા યે અદા નથી કરી. ત્હમારા પુર્વ જીવનમાં ત્હમોએ સંપત્તીવાનોની સંસ્કૃતીને ટકાવવામાં સહાય આપી છે. છેક ક્રાંતી સુધી ત્હમોએ ઇશ્વરના ગીત ગાયા છે, અને અધ્યાત્મવાદના પાયા ઉકેલ્યાં છે.

તેથી શહેરની પંચાયત એવા અભીપ્રાયની છે કે ત્હમોને પાછા કેળવણી મંડળમાં સ્થાપના કરી શકાય તેમ છે જ નહી. હમારી નવી સંસ્કૃતી અને નવા આદર્શોને અનુરૂપ શીક્ષણ આપવાની ત્હમારી શકતી નથી. તેથી શહેર પંચાયતની સમીતી ત્હમોને કેળવણીની દીશામાં કોઇ પણ પ્રકારની જવાબદારી આપવા ઇચ્છા નથી ધરાવતી.

**તેમજ ત્હમારૂં મકાન** જે પહેલાં પણ સરકારતંત્રનું હતું તે મકાન ઇસ્પીતાલના ઉપયોગને માટે વાપરવાની શહેર પંચાયતની ઇચ્છા છે. તેથી ત્હમોને આજ્ઞા કરવામાં આવે છે કે ત્હમારે કોઇ પણ પ્રકારનો વીરોધ કર્યા સીવાય આ મકાન ત્હમારે શહેર પંચાયતની ઇસ્પીતાલ કમીટીને સોંપી દેવાનું છે.

**તેમજ ત્હમારૂં પુસ્તકાલય** પણ મુખ્યત્વ પ્રજાકીય ઉપયોગનું હોવાથી તે પુરાતત્વ મંદીરને સોંપાય એમ શહેર પંચાયન સમીતીની ઇચ્છા છે. માટે શહેર પંચાયતની પુરાતત્વ કમીટીને ત્હમારે આ પુસ્તકાલયના સઘળાં પુસ્તકો સોંપી દેવા. આ કામ બદલ શહેર પંચાયત ત્હમોને આ પુરાતત્વ મંદીરના પુસ્તકાલયના ઉપયોગ કરવાને માટે પરવાનગી આપે છે.

**તેમજ ત્હમારા બંગલામાં** જે કંઇ **ફેરનીચર** હોય તે ફરનીચર પણ સરકારી હોવાથી શહેર પંચાયતની એવી ઇચ્છા છે કે આ ફરનીચર પણ ઇસ્પીતાલના ઉપયોગ માટે લેવું. આથી ત્હમારે ફરનીચર

શહેર પંચાયતની ઇસ્પીતાલ કમીટીને સોંપી દેવાનું છે.

તેમજ ત્હમારા માટે શહેર પંચાયતની એવી સુચના છે કે ત્હમોને હાલ કામ આપવાનું શકય નહીં હોવાથી ત્હમોને 'એક બેકાર' તરીકે ગણવામાં આવશે. અને ત્હમારા ભોજન અને રહેઠાણ માટે 'બેકારગૃહ'ની મદદ ત્હમારે લેવી જોઇએ અહીં ત્હમને દરેક પ્રકારની સગવડ મળે તેટલા માટે પુરતું ધ્યાન આપવામાં આવશે.

તેમજ શહેર પંચાયતની સમીતી ત્હમોને સુચવે છે કે બેકાર તરીકે મદદ મેળવવા ત્હમો ના પાડશો તો પછી ત્હમારો **કામ મેળવવાનો હકક** આપ મેળે ચાલી જશે.

પ્રમુખ,

**શહેર પંચાયત.**

**શ**હેર પંચાયતના પ્રમુખનો પત્ર વાંચી પ્રોફેસર તો ઉંડા વીચારમાં એકદમ ઉતરી ગયા. તેમની સ્વાભાવીક માનસીક શાંતી તુટી ગઇ. સદાવ્રતખાનાની કલ્પનાથી તેઓ કકળી ઉઠયાં. તેમણે તેમના આખા જીવનભરમાં સદાવ્રતખાનું જોયું પણ ન હતું કદી કલ્પના પણ ઉદ્‌ભવી ન હતી.

પણ તેમણે સદાવ્રતનું નામ માત્ર સાંભળ્યું હતું. તેમણે આવા કોઇક ફંડમાં પૈસા ભર્યા હતાં. તેઓ માત્ર એટલું જ સમજતા કે કામ વગરનાને સરકારતંત્ર કંઇક સહાય આપે છે.

નવી સરકારના પરીવર્તનનો આ પહેલો અનુભવ હતો. નવી સરકારે તેમનું મકાન જપ્ત કર્યું હતું. નવી સરકારે તેમનું પુસ્તકાલય લઇ લીધું. નવી સરકારે આ શ્રીમંતોની સંસ્કૃતીના ગુણગાનાર પાસેથી તેમની આવકનું સાધન લઇ લીધું, તેમના સામાજીક સ્થાનનો નાશ કર્યો. પૃથ્વી પર વસતા માનવસમુદાયમાં તેમને સરખું સ્થાન મળ્યું.

સમાજપરીવર્તને સત્તાપરીવર્તન આણ્યું હતું. અને હવે સત્તાના સુત્રો આ પરીવર્તનના આદર્શને પહોંચવા માટે વપરાતાં હતાં.

શહેર પંચાયતના પ્રમુખનો પત્ર પ્રોફેસરને પરીવર્તન પામવાનું એક આમંત્રણ હતું.

## ૭ સદાવ્રતમાં

**નુ**શીબવાદ અને અધ્યાત્મવાદમાં માનતાં આ પ્રોફેસરે પહેલાં તો સદાવ્રતખાનાનો આશ્રય લેવા ના પાડી. એક દીવસ શેરીઓના સ્વાભાવીક પર્યટણમાં પુરો થયો પણ આ બાજુ ક્ષુધાનું જોર વધવા લાગ્યું બીજે દીવસ તો તેમને કકડતી ભુખ લાગી. આખરે પેટની આગે પ્રોફેસરને તે તરફ વળવાની ફરજ પાડી.

એ દીવસની કકડતી ભુખને લીધે લચકાતા લચકાતા પ્રોફેસર આખરે સદાવ્રતની સમીપ પહોંચ્યાં. તેમને ત્યારેજ ભાન થયું કે 'અન્ન એ શી વસ્તુ છે.' અન્ન ઉત્પાદનને પ્રભુની લીલા સમજનાર આ વ્યકતીને ત્યારે જ ખબર પડી કે સામાજીક રચના પ્રમાણે અન્ન દરેકને માટે સહજ નથી. સુંદર મકાનોમાં વસનાર આ પ્રોફેસરને ત્યારેજ ખબર પડી કે 'સદાવ્રત' એ શબ્દ જ જગતના અનેક ભુખ્યાંઓ માટે કેટલો આનંદજનક છે! કકડો રોટલો અને મુઠીભર ચોખાનું મહત્વ તેમને તે ક્ષણે સમજાયું.

પણ પૃથ્વી પર આવડી વીશાળ સંખ્યા ભુખમરો કેમ ભોગવે છે તેના મુળ કારણોની ચર્ચા કરવાને બદલે પ્રોફેસરને

લાગ્યું કે જો સદાવ્રતખાનાની સંખ્યા વધારવામાં આવે તો પૃથ્વીના ભુખમરાનો ભયંકર પ્રશ્ન ઉકેલાઇ જાય. ટોલસ્ટોયની માફક તેમને પણ કલ્પના થઇ કે જો જગતમાં ગરીબોને દરરોજ થોડા પૈસા આપવામાં આવે તો ગરીબાઇ નાશ પામે.

પણ પ્રોફેસરની કલ્પના તરતજ તુટી પડી કારણકે સરકારે સ્થાપેલા સદાવ્રતની બહાર જ લખેલું હતું કે :

### શહેરીઓને !

આપણા શહેરના આશ્રય તળે વસનાર દરેક વ્યક્તી પાસેથી આશા રાખવામાં આવે છે કે તે ઉત્પાદનના કાર્યમાં (Productive work) પોતાનો ફાળો આપશે. આ ક્ષણે દરેક શહેરીએ પોતાને સ્થાને ઉભા રહેવાનું છે એ ન વીસરીયે.

છતાં જે શહેરીઓને કામ આપવા માટે શહેર પંચાયત નીષ્ફળ નીવડયું હોય, તેઓને પણ કામ કરતાં શહેરી જેટલીજ સગવડ, સુખ અને હકક હોવા જોઇએ. કારણકે કામ કરવાની ઇચ્છા છતાં કામ ન મળી શકે તેવી વ્યકતીઓન સંરક્ષવાની જવાબદારી સમાજની છે.

ભુતકાળમાં બેકારોને ભુખે મારવામાં આવતાં, આજે તેમને માટે કામ શોધવાની જવાબદારી સમાજ સ્વીકારી લે છે.

દરેક બેકારને કામ માટે સગવડ થતાં તરતજ કામ આપવામાં આવશે ત્યાં સુધી તેમને માટે અહીં સર્વ પ્રકારની સગવડ થશે.

પ્રમુખ,

શહેર પંચાયત.

આ નવા પ્રકારની નોટીસ વાંચીને પ્રોફેસર પાછા અજાયબીમાં ઉંડા ઉતરી ગયા. તેઓ શીખ્યાં હતાં કે બેકારી એ દરેક વ્યક્તીના આળસનું પરીણામ છે. પણ નવી સંસ્કૃતી તેમને શીખવાડતી હતી કે બેકારી એ મુડીવાદી સમાજરચનાનું એક સીધું પરીણામ છે અને સમાજવાદી સંસ્કૃતી સ્થપાતાં તે આપમેળે અદ્રશ્ય થાય છે.

સદાવ્રતમાં પ્રોફેસરને નીવૃત્તીની જરૂર જોઇને તેમને એક ઓરડો બહાર કાઢી આપવામાં આવ્યો. બધાની માફક તેમની પણ કાળજી લેવાતી પ્રોફેસર આખરે સદાવ્રતમાં રહેવા લાગ્યા.

દીવસો અહીં વીતવા લાગ્યા. કામ વગરના જીવનથી પ્રોફેસરમાં અકળામણ ઉપજવા લાગી.

આખરે પ્રોફસરે કંઇક નીર્ણય કર્યો. અને શહેર પંચાયતના પ્રમુખની ઓફીસ તરફ પગલા વાળ્યાં.

## ૮ 'કામ આપો'

શહેર પંચાયતના પ્રમુખની ઓફીસ માનવોથી ઉભરાઇ જતી હતી. કામદારોની આવજાવ અતીશય હતી. કારણ કે શહેરની પુનર્રચના ચાલતી હતી. ક્ષણે ક્ષણે નવી આજ્ઞાઓ બહાર પડતી હતી. જુની સમાજરચનાને સ્થાને નવી સંસ્કૃતીની સ્થાપના કરવા માટે પુરવેગથી કામ થઇ રહ્યું હતું. નવા આદર્શોને મુર્તીમન્ત કરવાને માટે, અને નવું જીવન સ્થાપવા માટે મહાન યત્નો થતાં હતાં. આજે ઉદ્યોગો પર સમુહ માલીકી સ્થાપવામાં આવી હતી. શેઠ સમુદાયનો નાશ કરવામાં આવ્યો હતો, એટલું જ નહીં પણ તેમની પાસથી દરેક પ્રકારના હકક લઇ લેવામાં આવ્યા હતા.

સમાજવાદી શાસન એક હાથે શ્રમજીવીઓના શત્રુઓને સંહારતું અને બીજી બાજુ સમાજવાદના સીધ્ધાંતો ઉપર નવું

આલીશાન મકાન ઉભું થતું હતું. આ સમાજપરીવર્તનમાં રાજ્યવીપ્લવ તે એક પ્રધાન ભાગ હતો. પ્રોફેસર આ ઉછળતા તરંગોની નીચે જોઇ શકતા નહતાં. મહાસાગરના તોફાન જેમ ક્ષણજીવી હોય છે તેમજ તેઓ માનતાં કે આ તોફાનો પણ ક્ષણજીવી છે. આથી એ નવીનતા ખાતર, અને કામ વગરના જીવની અકળામણને નીવારવા ખાતરજ પ્રોફેસર આજે આ બાજુ વળ્યા હતા.

તે સીધા શહેર પંચાયતના પ્રમુખ પાસે ગયા અને તદન ચોખ્ખા શબ્દોમાં જણાવી દીધું કે 'મ્હને કામ આપો !'

પ્રોફેસરની આ અચાનક માંગણી સાંભળી પ્રમુખ મહાશય ક્ષણવાર વીચારમાં પડી ગયાં. પોતાના પુર્વ પરીચયને પ્રતાપે તેઓ જાણતાં હતાં કે પ્રોફેસર એ વીચારક છે. પણ પ્રોફેસર તો જુની મુડીવાદી સંસ્કૃતીના પુજક હોવાથી તેમને કેળવણીનું કામ આપી શકાય તેમ હતુંજ નહી. પણ પ્રોફેસરની આ માંગણી જોતા તેમણે આખરે કામ સોંપનાર કમીટીના સરનશીન પર એક પત્ર લખી આપ્યો.

પ્રોફેસર આ પત્ર લઇને સીધા તે સરનશીન પાસ પહોંચ્યા. પ્રોફેસરનું સશક્ત શરીર જોઇને આ સરનશીને કહ્યું કે હાલમાં હમો તમને બઉધીક (Intellutual) કામ તો આપી શકીય એજ છીએજ નહીં. છતાં જો ત્હમોને શારીરીક કામ કરવાની આકાંક્ષા હોય તો હમો ત્હમોને નવા સ્ટેશન પર હેલકરીનું સ્થાન આપવા તત્પર છીએ.

પ્રોફેસર તો મક્કમ નીર્ણય કરીનેજ આવ્યા હતા એટલે તેમણે હા પાડી.

'પગાર કેટલો મળશે ?' પ્રોફેસરે પુછ્યું.

'દરેક કામદારને જેટલો મળે છે તેટલો.'

'ત્હમોને કેટલો પગાર મળે છે?' કંઇક કુતુહલતાથી પ્રોફેસરે પુછ્યું.

'ત્હમો જેટલું મેળવશો તેટલોજ પગાર મ્હને અને અહીંયા દરેકને મળે છે?'

સરખા પગારના નવાં સુત્ર સાંભળી પ્રોફેસર સાહેબે કંઇક ચમકીને પુછ્યું કે 'આમ કેમ ?'

સવાલનો વીગતવાર જવાબ આપવાને બદલે પેલા સરનશીને 'સમાજવાદ'નું એક પુસ્તક પ્રોફેસર તરફ ફેંક્યું.

પ્રોફેસરે પુસ્તક ઉપાડીને સ્ટેશન તરફ વીદાય લીધી.

## ૯ સ્ટેશન પર

સમાજવાદી સરકાર નવું સ્ટેશન બાંધી રહી હતી. પહેલાં લશ્કરી દ્રષ્ટીબીંદુએ સ્ટેશનો બાંધવામાં આવતાં. આજે લોકસમુદાયના હીતની દ્ષ્ટીએ નવાં સ્ટેશનો બાંધવાની શરૂઆત થઇ હતી.

આવા એક નવા સ્ટેશન પર હેલકરીનો પાસ લખ પોષાક બદલી પ્રોફેસર ઉભા રહયાં. સ્ટેશન પર તેમને પણ બીજાની માફક કામ સોંપવામાં આવ્યું. પ્રોફેસર પણ શારીરીક શકતી સારી હોવાથી કામ ઝપાટાબંધ કરવા લાગ્યા.

કામદાર વર્ગના જીવને તેમના ઉપર નવી અસર ઉપજાવવા માંડી. શારીરીક કામે તેમના દ્રષ્ટીકોણમાં દીશાપલટો કર્યો, કામદાર વર્ગના સહવાસે તેમનામા નવા જીવનની સ્થાપના કરી.

કંઇક કુતુહલતાથી પ્રોફેસરને તેમના બન્ધુ કામદારોના પુર્વ જીવનને જાણવાની જીજ્ઞાસા ઉપજી. તેથી તેમણે સ્વાભાવીકજ રીતે તેમના સાથીદારને પુછ્યું કે 'સમાજ વીપ્લવ પહેલાં ત્હમારી શી સ્થીતી હતી?'

પેલાએ કહયું કે 'ભાઇ હું તો સેન્ટ્રલ પર એક હેલકરી હતો. ભાગ્યે એક રૂપીઓ મ્હને મળતો. તે વખતે ગંદી ચાલીમાં મ્હારે રહેવું પડતું. આજે સમાજ પરીવર્તન પછી મ્હારી સ્થીતી એકદમ બદલાઇ ગઇ છે. હવે આપણા ખાતું એક મંડળ છે. અહીં આપણને સ્ટેશન માસ્તર જેટલોજ પગાર મળે છે. કારણકે આપણે અને તે બન્ને સરખાં ઉપયોગી છીએ. ત્હમો તો કંઇક ભણેલા લાગો છો એટલે ત્હમોને મ્હારા કરતાં વધુ ખબર. મ્હને તો એટલીજ ખબર છે કે સમાજવાદની સ્થાપના પછી આપણા જીવનને વીકાસવાની તક મળી છે.'

પેલા કામદારે તો પછી કલાક સુધી સમાજવાદના સીધ્ધાંતો ઉપર પ્રવચન કર્યું, પણ પ્રોફેસરને તેમાં કંઇ રસપડયો નહી. પ્રોફેસર તો સાંભળીજ રહયા. સ્ટેશન પર તેઓ હેલકરીના ધંધાનો સારો અનુભવ લઇ રહયા હતા એટલે પેલા કામદારે સ્વાભાવીક રીતે સામોજ પ્રશ્ન કર્યો કે "ભાઇ સમાજ પરીવર્તન પહેલાં ત્હમો શું હતા?

'હું?' પ્રોફેસર સાહેબને આ સવાલ પુછાતાં તેમને એકાએક પોતાનું પાછલું જીવન યાદ આવ્યું.

પ્રોફેસર તરતજ હમી પડયા. પોતાના પાછલા જીવન પરનો પડદો ન ખસેડવાના નીર્ણયને વળગી રહીને તેમણે જવાબ આપ્યો :

'ભાઇ હું પણ ત્હારા જેવોજ કામદાર હતો. માત્ર મ્હારી દીશા જુદી હતી. કામ જુદું હતું.'

## ૧૦ નવા યંત્રના શોધક

પ્રોફેસર આમ દીવસ વીતાવવા લાગ્યાં. એક ક્ષણે તેમને વીચાર ઉત્પન્ન થયો કે આ મહેનત ઓછી કેમ કરવી? ઉતારૂઓના પ્રચંડ સામાનને સ્ટેશનની બહાર મુકવામાં લગભગ સો જેટલી વ્યકતીઓ આજે રોકાઇ ગઇ હતી. પ્રોફેસરને વીચાર થયો કે એવું કંઇ યંત્ર શોધાય કે જેથી આ સામાન ખસેડવામાં સરળતા પડે તો કેવું સારૂં?

ફીઝીકસનું એક પુસ્તક લઇને તેઓએ રાત્રે વાંચવા માંડયું.

મહીનાઓ સુધીની સતત મહેનત પછી પ્રોફેસર નવા મશીનને શોધવામાં સફળ થયાં.

મશીનની શોધ સાથે શહેર પંચાયતે તેના પર અખતરા કરવાનું શરૂ કર્યું. વૈજ્ઞાનીકોએ આ મશીનની કુશળતાના વખાણ કર્યાં. નવા સ્ટેશન પર આ નવાં મશીનને મુકવાનો નીર્ણય કરવામાં આવ્યો.

પ્રોફેસર હવે ખરેખરા કામદાર જેવા બની ગયા હતા. નવાં મશીનની શોધે તેઓ જોઇ શકતા હતા કે આ કામ એકદમ સરળ અને સહજ થઇ પડશે. માત્ર પાંચજ કામદારોથી ચાલતાં આ મશીન વડે તેઓ જોઇ શકતા હતા કે હવે લગભગ ૮૦ જેટલા કામદારોને નીવૃતી મળશે.

નવાં મશીનની શોધે શહેર પંચાયત સમીતી માટે નવો પ્રશ્ન ઉભો કર્યો. જો અત્યારનીજ સ્થીતી ચાલુ રાખવામાં આવે તો ૯૦ જેટલા કામદારો માટે કંઇજ કામ ન હતું.

કેટલાય દીવસો સુધી વીચારણા કરી શહેર પંચાયત સમીતીએ પણ નીર્ણય કરી નાંખ્યો. અને નવા મશીનને સામુદાયીક પ્રમાણ ઉપર ગોઠવવાની આજ્ઞાઓ

અપાઇ. સ્ટેશન પર નવા મશીનને બાંધતા યંત્રો ગોઠવાવા લાગ્યા. યંત્ર ઉપજાવનાર ફેકટરીને નવું કામ મળ્યું. નવું મશીન ખુલ્લું મુકવાનો દીવસ નકકી કરવામાં આવ્યો.

## ૧૧ પરીવર્તન

આજે સ્ટેશન પર ધ્વજાઓ બાંધવામાં આવી હતી. આજે વાવટાઓ ફરકતાં કરવામાં આવ્યા હતા. આજે પુલો વડે આખા સ્ટેશનને શણગારવામાં આવ્યું હતું. કારણ કે આજે નવા યંત્રનો ઉપયોગ ખુલ્લો મુકાનાર હતો.

સમય થતા બધાજ બરાબર આવી ગયા. હેલકરી સમુદાય પણ આવીને ઉભો હતો અને તેમના મંડળના અગ્રણીઓએ લાંબી મસલત કરી હતી. અને કંઇ સારા સમાચાર પ્રસરી જવાથી ખુબ આનંદમાં તેઓ આવી ગયાં હતાં.

નવું યંત્ર પછી ખુલ્લું મુકાયું. ખુલ્લું મુકતાં શહેર પંચાયતના પ્રમુખે કહયું કે 'કામદાર બંધુઓ, આનંદો કે આજે એક કામદાર આ યંત્રનો ઉપયોગ આપણને શીખવાડે છે. આનંદો કે આજે આપણી કામ કરવાની પધ્ધતી સરળ બનતી જાય છે, આનંદો કે આજે આ નવા યંત્રની મદદથી તમને સર સામાન ખસેડવામાં ખુબ સહાય મળશે. કામદારો આનંદો કે આ શોધ સમાજવાદી શાસનમાં થઇ છે. જો આજથી પચાસ વર્ષ પહેલાં થઇ હોત તો આજે હેલકારીઓ હોત નહી. સંપત્તીવાનો આ શોધનો ઉપયોગ કરી ઓછા હેલકરી રાખત. આજે આપણે નવી સંસ્કૃતી સ્થાપીએ છીએ આ આખીયે શોધ હવે આપણે આપણા જીવનને સારૂં કરવા માટે ખર્ચવાની છે આથી અમો જાહેર કરીએ છીએ કે કામદારોના કામ કરવાના કલાકો ઘટાડીને આ શોધનો ઉપયોગ કરવાની હેલકારી કામદારોની સુચના સ્વીકારતાં અમોને ખુબ આનંદ ઉપજે છે અને આજથી દરેક હેલકરીને માત્ર બેજ કલાક કામ કરવું પડશે. કામદારો, આનંદો કારણ કે આ યંત્રના શોધક આજે સંપુર્ણ પલટો પામવા શકતીમાન બન્યા છે. અહીં અનેકને ખબર નહીં હોય કે તમારી સાથે હેલકરીનું કામ કરતાં આ કામદાર બંધુ (પ્રોફેસર તરફ અંગુલીનીર્દેશ કરીને) સમાજ પરીવર્તન પહેલાં એક પ્રોફેસર હતા તેઓ પેલા આલીશાન મકાનમાં સંપત્તીવાનોની સંતતીને શીખવાડતા. આવા એક પ્રોફેસર આપણા નવા આદર્શો ઝીલી શકે એ જાતની તેમની શકતી જોઇને આપણે તેમને વંદન કરીએ છીએ.'

'હેં પ્રોફેસર હતા ?' એક કામદારે બીજાને પુછ્યું.

'કેટલું પરીવર્તન !' બીજાએ આનંદ સાથે ઉમેર્યું.

# વિજ્ઞાનનો વિકાસ



પૃથ્વીના
પ્રલયની
કલ્પના



ટેલીસ્કોપે—

ઇડીયમ
ધાતુની
નવી શોધ



—તારવેલાં સત્યો

અમેરીકામાં વીજ્ઞાનનો વીકાસ કરવાને માટે તો સંસ્થાઓ સ્થપાઈ છે. આવી એક સંસ્થા એટલે 'અમેરીકન એસોશીએશન ફોર એડવાન્સમેન્ટ ઓફ સાયન્સ'. ૧૯૩૦ ના વર્ષની આખરી બેઠકમાં આ સંસ્થાના પ્રમુખ ડો. રોબર્ટ. એ. મીલીકને 'પરમાણુના ધીમા નાશ' ઉપર વ્યાખ્યાન આપ્યું હતુ. તેમણે કહ્યું હતું કે, પરમાણુંઓ ધીમે ધીમે નાશ પામે છે એ ખરી વાત છે. તેમ જ જો આમ ચાલ્યાં જ કરે તો સંભવ છે કે એક વખત એવો આવી પહોંચશે કે જ્યારે પૃથ્વીની શક્તી તદ્દન તુટી જશે અને જગતમાં પ્રલય પ્રગટશે. પણ તેથી ગભરાવાનું જરા પણ પ્રયોજન નથી. કારણ કે પ્રોફેસર મીલીકાન આગળ વધતાં આલેખે છે કે 'જો કે પરમાણુ' (ntoms) ધીમે ધીમે તુટતા જાય છે એ ચોક્કસ છે. પણ સાથે સાથે નવા પરમાણુઓ જન્મતા જાય છે. હાયડ્રોજન ગેસના મીશ્રણ વડે ઉત્પન્ન થતી શક્તી (energy)ને સતત રીતે ચાલુ રાખવા હાયડ્રોજનના પરમાણુંઓ પણ બની રહ્યાં છે."

જ્યારે સર આરથર એડીંગટન નામના બ્રીટીશ વૈજ્ઞાનીકે લંડનમાં મળેલી મેથેમેટીકલ સોસાયટી સન્મુખ ભાષણ આપતાં જણાવ્યું કે વીનાશનાં ધીમાં બળો આજે આગળ આવતાં જાય છે. આ બળો એક કાળે આખી ઉત્ક્રાંતીને ગળી જવાને શક્તીમાન થશે. અત્યારનો આપણો અનુભવ આપણને શીખવે છે કે સૃષ્ટીમાં પ્રગતી થતી આવી છે છતાં એકંદરે આપણે વધુ ખોયું છે. અને સંભવ છે કે આ વીનાશનાં ધીમાં પણ મક્કમપણે આગળ વધતાં આ બળો આ પૃથ્વી ઉપર પ્રલય પ્રગટાવશે.

સમગ્ર જીવન ત્યારે નાશ પામશે. કલ્પના કરો કે ત્યારે પૃથ્વીનું સ્વરૂપ કેવું હશે? આ પ્રખર વૈજ્ઞાનીક કહે છે કે ત્યારે પૃથ્વી એક તેજોમય વસ્તુ બની

જશે કારણ કે દરેક તત્વ ધીમે ધીમે પ્રકાશમાં પરીવર્તન પામે છે. આમ આપણી પૃથ્વી એક પ્રકાશનો મ્હોટો દડો બની જશે. તેમાંથી ૧૫૦૦૦૦૦૦૦૦ વર્ષો સાથે તેના પ્રકાશના કીરણોના વર્તુલ મ્હોટા થશે. અને આમ કરતાં કરતાં પૃથ્વીના કીરણો આગળ ને આગળ વધે જ જશે.

પૃથ્વીના અંત વીશે આમ અમેરીકન અને આંગ્લ વૈજ્ઞાનીકોમાં દીસતા ભેદ વીષે ચર્ચામાં ઉતરવું અસ્થાને છે. કારણ કે બન્ને વૈજ્ઞાનીકો આજે એક વીધાન પર તો સંમત છે કે જગત હજુ લગભગ લાખ વર્ષ સુધી તો એમને એમ રહેશે.

## ટેલીસ્કોપે તારવેલાં સત્યો

અત્યારે ન્હમારો ટેલીસ્કોપ આકાશની વીશાળતામાં ચોગરદમ પોતાની આંખ નાંખી રહ્યો છે. દરરોજ તે નવી વાતો ખગોળ વીશારદોને સંભળાવે છે. દરરોજ તે નવી શોધો સૃષ્ટી સન્મુખ ધરે છે. ટેલીસ્કોપ પોતાનું પ્રભુત્વ બહુ જ વેગથી જમાવે છે.

હમણાં જ એડવીન પી. હબલ નામના ખગોળ વીશારદે વર્ષોની સતત મહેનત પછી શોધી કહાડયું છે કે આકાશની વીશાળતામાં ૩૦,૦૦૦,૦૦૦ જેટલા તારક વૃંદ રમે છે. આ તારક સમુહ આકાશગંગા જેવાં દીસે છે. તારાઓના આ ઝુમખાઓ આકાશમાં પ્રકાશ પાથરી રહ્યાં છે. તારક સમુહના આ મ્હોટાં ઝુમખાંઓનો આગળ અભ્યાસ અત્યારે ચાલી રહ્યો છે.

અત્યાર સુધીની શોધખોળોએ સીદ્ધ કર્યું છે કે આ તારક સમુહ એક સરખા રીતે આકાશ પટમાં પથરાયા છે અને તેમનો પ્રકાશ પૃથ્વી અને તારક સમુહ વચ્ચે રહેલા અંતર પર અવલંબે છે.

આ અંતર જેમ લાંબુ હોય છે તેમ પ્રકાશ બહુ ઝાંખો દેખાય છે.

આ ઝાંખા દીસતા તારક સમુહના લેવાયેલા ફોટોગ્રાફે એ વસ્તુ સીદ્ધ કરી છે કે ઝાંખા દીસતા તારક સમુહ પણ એક સરખી રીતે જ પથરાયેલા છે.

## કૃત્રીમ હવા

આપણે બધા જ જાણીયે છીયે હવા એ અમુક વાયુઓનું મીશ્રણ છે. જો આપણે આ મીશ્રણને પ્રયોગશાળામાં સર્જી શકીયે તો પછી સબમરીન સંબંધી એક મહાન પ્રશ્ન ઉકેલાઇ શકે. કારણ કે સબમરીનને હવા માટે છેક ઉપર રહેવું પડે છે.

આ દષ્ટીએ કાનસાસના પ્રોફેસર ડો. વીલાર્ડ હરશેએની કૃત્રીમ હવાની શોધે આ દષ્ટીએ અનુપમ સહાય કરી છે. તેમણે ઓકસીજન અને હીલીયમ ગેસમાંથી કૃત્રીમ હવાને ઉપજાવી છે અને આ કૃત્રીમ હવાને લીધે હવે સબમરીનના માણસો સમુદ્રની સપાટી નીચે કેટલાય ઉંડા પાણીમાં ઉતરી શકશે.

આ વૈજ્ઞાનીક શોધનો ઉપયોગ હાલ તો 'ઇજીપ્ત' નામની ડુબી ગયેલી સ્ટીમરમાંથી સોનું કહાડવાના કામ માટે કરવામાં આવશે. ફ્રાંસના ફીનીશ નજીક પડેલા આ સોનાને સપાટીની ઉપર લાવવાને માટે કમાન્ડર સ્લેન ડાનેનહોવરે ઉત્સુક બન્યા છે. તેઓ 'ડીરેન્ડર' નામની સબમરીન દ્વારા નીચે ઉતરશે. અને કૃત્રીમ હવાનો ઉપયોગ કરી સ્ટીમરના તળીયા સુધી પહોંચી સોનાને બહાર લાવનાર છે.

કૃત્રીમ હવાના શોધકને કદાચ કલ્પના પણ નહીં હોય કે તેમની શોધથી એક બીજા સાહસીકને સોનું સાંપડશે ! હાલના યુગમાં વૈજ્ઞાનીક શોધખોળનો લાભ અાવાજ માગોએ થયો છે.

## 'ટેંક'ની પ્રગતી

ટેંક એટલે સંહારનું એક ભયંકર શસ્ત્ર. તે લંબગોળ આકારનું હોય છે. તેનું-કદ કંઇક અંશે ન્હાનું છતાં તેની ઝડપ બહુ જ સારી હોય છે.

આ ટેંક કલાકના ૪૫ માઇલ ચાલી શકે છે. આ ટેંક તદ્દન લોખંડનું બનાવેલું હોય છે. તેના શરીરને ગોળી વીંધી શકતી નથી. અને બોંબથી તે તુટતું નથી.

જ્યારે યુરોપીઅનો શાંતીની વાતો કર્યા કરે છે ત્યારે અમેરીકામાં સંહારના આવાં નવાં શસ્ત્રો શોધાયા કરે છે.

આ ટેંકનો શોધક જે વાલ્ટર ક્રીસ્ટી છે અને જ્યારે અમેરીકન લશ્કર સમક્ષ આ ટેંકનો અખતરો કરવામાં આવ્યો ત્યારે આ લશ્કરી સજ્જનો એટલા તો ઉત્સાહમા આવી ગયા કે એકદમ અમેરીન લશ્કરમાં આ નવાં ટેંક દાખલ કરવાની સંમતી આપી.

એટલુ જ નહીં પણ જાપાનીસ સરકારે આવા સો ટેંકો બનાવવાનો હક્ક વેચાતો લીધો છે. આમ અમેરીકન અને જાપાનીસ લશ્કરમાં ટેંકની સંખ્યા હવે વધશે.

## ઇડીયમ

રેડીયમનું નામ તો અનેકોએ સાંભળ્યું હશે. 'કેન્સર' પર આ અતી કીંમતી ધાતુ દ્વારા થતી સારવારે દાક્તરી વીજ્ઞાનમાં પરીવર્તન આણ્યું છે. આ સ્વપ્રકાશીત ધાતુના જેવી જ એક બીજી ધાતુ છે. આ ધાતુનું નામ તે ઇડીયમ.

થોડાક મહીના પહેલાં કલીવલેન્ડની કેમીકલ ફર્મે જગતને જાહેર કર્યું કે એક પાઉન્ડ જેટલું ઇડીયમ બનાવવા તેઓ શક્તીમાન થયા છે.

આ ધાતુ સફેદ અને સ્વપ્રકાશીત છે. અત્યાર સુધી તો આ ધાતુ એટલી અલ્પ છે કે તેની કીંમત પણ બહુ જ આકરી છે. અને લગભગ ૫૦૦ રૂપીએ આપણને એક તોલા જેટલી આ ધાતુ મળે.

હજુ સુધી તો કોઇ વૈજ્ઞાનીકો ઇડીયમનો ઉપયોગ શોધી શક્યા નથી. આ પ્રખર અને પ્રકાશીત ધાતુનો શો ઉપયોગ કરવો તે આજે એક મહાન પ્રશ્ન થઇ પડયો છે. કારણ કે તેની મ્હોટી કીંમતનાં પ્રમાણમાં તેના વડે અખતરા કરવાનું કામ અતીશય મુશ્કેલ છે.

છતાં બહુ જ ઉંચી ગરમીવાળા થરમામીટરો બનાવવામાં આ ધાતુનો ઉપયોગ થશે એમ માનવામાં આવે છે. કારણ કે આ ધાતુ ઘણી જ મ્હોટી ગરમીમાં ટકી શકે છે.

## નવી જાતના ફાયર એંજીન

જંગલનો દાવાનલ હોલવવા માટે યોજાયેલાં અનેક યત્નોમાં હાલ એક નવું યંત્ર યોજાયું છે. ગેસોલીન ટેંક કાર તો અહીં અનેકોએ જોઇ હશે. આવી પેટ્રોલ કારમાં તેઓએ એવી રીતે સુધારા કર્યા છે કે એની સાથે ૭ જગ્યાએથી તેઓ પાણી છાંટી શકે. આ પાણી ખાસું સો ફીટ જેટલું ઉંચે ઉરાડી શકાય છે.

આમ ચોગરદમ પાણીનો છંટકાવ થતે હોવાથી આગ પર સારો કાબુ મેળવી શકાય છે અને સામાન્ય પેટ્રોલકારને આગ હોલવવાના યંત્રમાં ફેરવી નાંખી શકાય તેવી સરળતા હોવાથી જંગલમાં ઉત્પન્ન થતી આગ ઉપર જલ્દીથી કાબુ મળે છે. આ શોધનો ઉપયોગ એબરડીનની વોશમા જંગલના લાકડાનો વહેપાર કરતી કંપનીઓ કરે છે. અને આ રીતે અગને ઉત્પન્ન થતી અટકાવે છે.

## કોફીનું કેફીન

કોફીમાં એક કેફીન તત્વ છે. આ તત્વ અનેકને નથી ગમતું. આને માટે જર્મન શોધકોએ એક કીટલી ફીલ્ટર બનાવી છે. આ કીટલી એવી રીતે બનાવવામાં આવી છે કે જેથી કોફી ગાળવામાં આવે ત્યારે આ કેફીન તત્વ ફીલ્ટર થાય જ નહીં. આમ જે વ્યક્તીઓને કેફીન તત્ત્વની જરૂર ન હોય તેઓ આવી કીટલી વસાવી કોફી પીતા છતાં પણ કેફીન તત્વની અસર ઉત્પન્ન થતી અટકાવી શકે છે.

# વર્તમાન વિશ્વનો મહાપ્રશ્ન

:લેખક:

સીતારામ શર્મા

ગોરી અને રંગીન પ્રજાઓ વચ્ચેનું ઘર્ષણ એ વર્તમાન વીશ્વનો વીરાટ પ્રશ્ન છે. ગોરી પ્રજાના બુદ્ધીમાનો આ ઘર્ષણમાં ગોરાઓ માટે આવતા ભયને ઓળખી, તેના ઉપાયોના અખતરા યોજવા મથે છે. પરંતુ તેમાં ય એક રીતે નહીં તો બીજી રીતે ગોરાઓનું પ્રભુત્વ કાયમ રાખવાની બાજી છે. એ ગૌરવાદમાંથી છુટવા માટે રંગીન જાતીઓએ જાગૃત થઇ યોગ્ય રાહ શોધી તેને કર્તવ્યમાં મુકવાની જરૂર છે.

ગુજરાતની પાટનગરીને નામે પંકાતું અહમદાબાદ ઇ. સ. ૧૪૧૨ માં વસ્યું. નવી દુનીઆને નામે પંકાતા અમેરીકાની યુરપવાસીઓને તે પછી બરાબર ૮૦ વર્ષે [૧૪૯૨ માં] ખબર પડી. અહમદાબાદની ઉપર ૮૦ ચોમાસાં વર્ષી ગયાં તે પછી કોલંબસની સાહસીક ટોળીએ અમેરીકાની ભુમી ઉપર પગલાં પાડ્યાં.

અમદાવાદ વસ્યા પછી તેની ઉપર ૫૧૮ ઉનાળા તપી ગયા છે, અમેરીકા યુરપવાસીઓને જડ્યા પછી તેની ઉપરથી ૪૩૮ ઉનાળા ઉગીને આથમી ગયા છે. નવી દુનીઆ કરતાં ગુજરાતનું અમદાવાદ ૮૦ વર્ષે વધારે ઘરડું છે.

અમદાવાદ અને અમેરીકા પ્રગતીની શરતમાં દોડે છે એમ માનીએ તો ૮૦ વર્ષ પહેલાં જેણે કુચ શરુ કરેલી તે અમદાવાદ કેટલી પ્રગતી કરી શક્યું અને અમેરીકા કેટલું આગળ વધી શક્યું? શું એ બેની સરખામણી શક્ય છે?

નીત્ય વીકાસ સાધતા વીજ્ઞાનનાં પશ્ચીમ શોધ્યાં સાધનોને અમદાવાદમાંથી કલ્પનાની સગવડ ખાતર ઘડીભર દુર લઇ લઇએ અને પછી જોઇએ કે ૧૪૧૨ માં વસેલા અમદાવાદે ૧૯૩૦ સુધીનાં ૫૧૮ વર્ષોમાં કેટલી પ્રગતી કરી? એની પોળો, એના રસ્તા, એનાં મકાનો, એનો કીલ્લો, દરવાજા, મસ્જીદો અને મકબ્બરા એની વાવો અને તળાવો બધામાં સવાપાંચ સદીમાં શું નવીનતા ઉમેરાઇ?

એ એક જ દ્રષ્ટીથી અમદાવાદને અમેરીકા સાથે સરખાવી ન શકાય. ગુજરાતના કેન્દ્રસ્થળ એ અમદાવાદની જનતાના માનસમાં, દ્રષ્ટીબીંદુમાં, રહેણી કરણીમાં ઇ. સ. ૧૮૫૯ સુધીમાં કેટલું પરીવર્તન થયું હતું અને ૧૮૫૯ [જે વર્ષમાં અમદાવાદમાં મહારાણી વીક્ટોરીઆનું રાજ્ય સ્થપાયાનું દલપતરામે ગાયું છે*] પછીનાં ૭૧ વર્ષમાં કેટલું પરીવર્તન થયું તે દ્રષ્ટીએ પણ

---

* શુભ સંવતે ઓગણી પંદરામાં,
વળી બેસતે વર્ષ સારા સમામાં;
જહાં ગુર્જરી રાજધાની બીરાજે,
રૂડું રાણીજીનું થયું રાજ આજે.

અમદાવાદનો વીકાસ અને તેની પ્રગતી તપસવાં ઘટે.

શાહીબાગના બાદશાહી મહેલ ઉપરના થાગડ થીગડ સુધારા જેવા સુધારા કેટલા થયા છે અને મીલો, રેલ્વે, મોટર, કોલેજો વગેરે હુન્નર ઉદ્યોગ, વેપાર ધંધા તેમ જ કેળવણીના ક્ષેત્રમાં સોએ સો ટકા ક્રાંતી કેટલી થઇ છે, તે જોવાની સાથે સાથે જુદા હુન્નર ઉદ્યોગ જુની ટંકશાળો, જુનો વૈભવ વીલાસ, જુનો રાજકારભાર વગેરેનો કેટલો અને કેવો નાશ થયો છે, તે બધાની સમીક્ષા કરી જોઇએ અને માત્ર ૪૩૮ વર્ષમાં અમેરીકાએ સાધેલા વીકાસની સાથે સાથે તેને સરખાવી જોઇએ, તેમાં વીજ્ઞાને કરેલી મદદને જુદી તારવી જોઇએ, તો પુર્વ અને પશ્ચીમની વચ્ચેનો તફાવત આપણને બરાબર સમજાઇ જાય. તેના સાથે સાથે ગોરી તેમજ રંગીન પ્રજા વચ્ચેના ઘર્ષણનું મુળ પણ આપણને બરાબર જડી જાય.

જો નીમંળ અને તટસ્થ દ્રષ્ટીએ આપણે એ સરખામણી કરીએ તો આપણને બરાબર સમજાઇ જાય કે, અમદાવાદની લાક્ષણીક ઉણપ્ તા હજી સવાપાંચ સદી પછી પણ જેવી ને તેવી કાયમ છે, તેનામાં જે કંઇ નુતનતા છે તે પશ્ચીમના સંસર્ગનું પરીણામ છે. તેમ છતાં એ નુતનતાએ અમદાવાદનો સ્વાંગ પલટો કર્યો છે, માનસ પલટો કર્યો નથી.

અમદાવાદની ઉક્તી હીંદને પણ લાક્ષણીક રીતે લાગુ પડી શકે છે. તેથી જ અમેરીકાએ ૧૬૭૫ માં સ્વાતંત્ર્યનો પહેલો પડકાર કર્યો અને જે સમયે અફાટ વસતીવાળા હીંદમાં મુઠીભર અંગ્રેજ વ્યાપારીઓએ બ્રીટીશ સામ્રાજ્યનો પાયો રોપ્યો, તે જ સમયે અમેરીકાએ બ્રીટીશ ધુસરી પોતાની કાંધેથી ફગાવી દીધી, એવા સામસામી દીશામાં જતા બે ઐતીહાસીક પ્રસંગો ઇતીહાસને પાને નોંધાયા.

ક્યાં ૧૯૩૦ નું અમદાવાદ અને ક્યાં ૧૯૩૦ નું અમેરીકા! સત્તા, સ્વતંત્રતા, સંપત્તી એકકે બાબતમાં તેમની સરખામણી જ થઇ શકે તેમ નથી.

અને અમેરીકાનો તેમજ યુરપનો એ વીકાસતો એટલો યે જુનો નથી. સોળમી સદી પછીનો જ એ વીકાસ છે. ગોરી પ્રજાઓએ વીજ્ઞાનની મદદથી જગતની તમામ રંગીન પ્રજાઓને ઘેરી લઇ તેમને તાબેદાર બનાવી, એ શરમકથાનું બધું રહસ્ય અમદાવાદ અને અમેરીકા વચ્ચેની સરખામણીમાં સમાઇ જાય છે.

[૨]

ગોરી પ્રજા યુરોપનો સાગર કીનારો ઓળંગી રંગીન પ્રજાઓના પ્રદેશમાં પ્રવેશી તે નફા માટે. આજે ગોરી પ્રજા રંગીન પ્રજાઓના પ્રદેશમાં પોતાનો પંજો પ્રસારી રહી છે. તે પણ નફા માટે. કેટલાક ગોરા લેખકો કહે છે કે, ગોરી પ્રજા માત્ર આર્થીક કારણને અંગે જ સાહસ ખેડવા નીકળી હતી, પરંતુ તે ખરૂં નથી. ગોરી પ્રજાને યુરોપના દરીઆની બીજી તરફના દેશોમાં 'સુવર્ણ લંકાઓ' દેખાતી હતી. એ સુવર્ણ લંકામાંથી જેટલું સોનું લઇ જઇ શકાય તેટલું લઇ આવવાની લાલસાએ જ એમની નાવડીઓને સાગર તરંગો ઉપર તરતી કરી હતી.

જાણીતા લેખક જેક લંડને પોતાની વાર્તાના* પાત્રોને મુખે કહેવડાવ્યું છે કે: "ગોરા માણસનું કર્તવ્ય તો દુનીઆભરનાં

---

* જુવો: South Sea Tales. By: Jack London.

ખેતરો ખેડવાં તે છે." તેમ કરતાં તે પોતાની સ્વાર્થી મુર્ખાઇથી કરોડો રંગીન પ્રજાને નીર્ધન, નીરાધાર, અસહાય, નીરક્ષર, નીર્માલ્ય અને દુઃખી બનાવી દઇ, જગતભરના રંગીન ક્ષુધાર્તોમાં અસંતોષની આગ સળગાવે છે તેની એને કશી જ પરવા નથી. રંગીન પ્રજા તેને મન 'નીગર' [ Nigger ] છે. તેના દીલની વાત સાંભળવાની કે તેને સમજવાની એને કશી પરવા પડી નથી. જેક લંડનના પાત્રની માફક તે કહે છેઃ "મારે આખી દુનીઆ ખેડવી છે, તે કામમાંથી મને જરા યે ફુરસદ મળતી નથી કે જેથી હું પેલા નીગરની લાગણીઓ સમજવા બેસું. માત્ર એક જ વાત સાચી છે કે ગોરો માણસ 'નીગર' [ રંગીન ચામડીવાળી પ્રજા ] ને સમજી શકે કે નહી, પણ તેને તો પોતાના માર્ગમાંથી એને દુર હડસેલી કાઢવો છે. એ અનીવાર્ય છે. એ તો રંગીનોને નશીબે પડેલા વીધીના લેખ જેવી હકીકત છે."

ગોરાઓ જેને અનીવાર્ય માને છે તેને માટે કાળાઓ શું ધારતા હશે? એનો જેક લંડનને વીચાર પડી જાય છે. તેનો જવાબ આપતાં બેસીલ મેથ્યુસ "ત્વચાના રંગો વચ્ચે ઘર્ષણ" ૧ નામનું નાનકડું પુસ્તક લખે છે, તેમાં ગોરી પ્રજાને શીખામણ આપવામાં આવી છે કે, તમારી સંખ્યા રંગીનોના પ્રમાણમાં અલ્પ છે. તમે તમારા શીક્ષણથી અને છેલ્લી યાદવી વખતે 'આત્મનીર્ણય'ની કરેલી વાતોની ભુલથી રંગીનોને જાગ્રત કર્યા છે, તેમનામાં સ્વતંત્રતાની અને સ્વમાનની ભાવના જાગી છે, માટે હવે તેમને કચડવાની, તેમના માલીક બની બેસવાની વાત છોડી દો અને તેમની સાથે સહકારથી કામ લેવા માંડો. એ પ્રયોગમાં મી. મેથ્યુસ સમસ્ત વીશ્વમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવાનાં સ્વપ્નાં જુવે છે. જે સ્વપ્નાં ઉપર વેલીન્ટાઇન શીરોલ જેવાઓએ આશીર્વાદની અંજલીઓ અર્પી છે અને જે પુસ્તકને ખ્રીસ્તી પ્રજા હોંશે હોંશે વાંચે છે.[2] એટલે ત્વચાભેદની લડતને દુર કરવા માટે ધર્મભેદની લડત ઉભી કરવાનો અળખામણો અખતરો અજમાવી, ગોરી સર્વોપરીતાને અભંગ રાખવાના પંથનો આ નવો પ્રચાર છે. સામાન્ય નજરે વાંચી જતાં "ત્વચાના રંગો વચ્ચે ઘર્ષણ" ઘણાઓને ગમે તેમ છે, લેખકે પોતાના નુતન પંથના પ્રચારઅર્થે ઘણે સ્થળે ગોરી પ્રજાના ઘમંડને શબ્દોનાં ચાબકા ચમચમાવ્યા છે. પરંતુ વીંછીનાં ડંખની માફક એનાં છેલ્લા પ્રકરણમાં દુનીયાને ખ્રીસ્તી બનાવીને ઝઘડા શમાવવાની દીશાનું સુચન કરીને લેખકે ગંભીર ગોથું ખાધું છે.

કદાચ શ્રધ્ધાળુ ખ્રીસ્તીઓ ભલે એમ માનતા હોય કે ધર્મના એકચક્રી સામ્રાજ્ય નીચે વીશ્વશાન્તીનો પ્રશ્ન સહેલાઇથી ઉકલી જશે, પરંતુ અનુભવ તેથી અવળી જ વાણી ઉચ્ચારે છે. ઇસસ ક્રાઇસ્ટ જે જાતીમાં [જ્યુ] જન્મ્યા હતા તેજ જાતીને ખ્રીસ્તીઓએ અત્યાર સુધી કેટલા બધાં કષ્ટ આપ્યાં છે તે જગજાહેર વાત છે.[3] તેમ જ ખ્રીસ્તી ધર્મે ત્વચાભેદના પ્રશ્નને ઘટાડયો

૧ "The clash of Colour"

૨ ૧૯૨૪ના માર્ચમાં તે પહેલું પ્રસીધ્ધ થયું. ત્યારથી ૧૯૩૦ ના ઓગસ્ટ સુધીમાં તેની ૨૨ આવૃત્તીઓ પ્રસીધ્ધ થઇ ચુકી છે.

૩ જુવો "Jews without Money" By Michael Gold.

નથી પણ વધ્યું છે. એ તો ખ્રીસ્તી રશીયાઓ તેમજ બીજી ખ્રીસ્તી રંગીન પ્રજાઓ સાથેના ગોરાઓના વર્તાવથી જણાઇ ગયું છે. જગતને તો એવો અનુભવ છે કે, ખ્રીસ્તી ધર્મને નામે પાદરીઓએ અનેક રંગીન પ્રજાઓનાં ભયંકર અપમાન કરે તેવાં પુસ્તકો લખી, ગોરી પ્રજાને 'ક્રુસ'ની પાછળ પાછળ સામ્રાજ્યવાદ અને મુડીવાદને લઇ જવાની તક તેમજ લાલચ પુરાં પાડયાં છે. શીક્ષણ અને દાક્તરી સેવા એ બે ખ્રીસ્તી ધર્માવલંબીઓનાં સદ્‌વર્તન ગણાવી શકાય તેમ હોવા છતાં, અને અલબત તેથી મળતા લાભ ઘણી જાતીઓએ થોડા કે ઘણા અંશે મેળવ્યા હોવા છતાં, તે બધાની પાછળ જે ભયંકર હેતુ રહેલો છે, તેમ જ જેથી રંગીન પ્રજાઓને સંપત્તી, સ્વતંત્રતા, શાંતી, સ્વાસ્થ્ય અને બીજી અનેક માનવજીવનને માટે અમુલ્ય મનાતી વસ્તુઓ ગુમાવવી પડી છે તે જોતાં બેસીલ મેથ્યુસનો એ આશાવાદ તો મુળમાંથી જ ભુલ ભર્યો છે કે, ખ્રીસ્તી સંપ્રદાયના સાર્વત્રીક પ્રચારથી, અથવા તો સકળ વીશ્વનો મુખ્ય ધર્મ ખ્રીસ્તી થઇ જવાથી જ જગતની વચ્ચેથી ત્વચાભેદની અળખામણી અથડામણો ઓછી થશે. તે દ્રષ્ટીએ જોતાં તો સોવીયટ રશીયાનો નીરીશ્વરવાદી પ્રયોગ સફળ થવાનાં વીશેષ કારણો કલ્પી શકાય તેમ છે.

[૩]

રૂડીયાર્ડ કીપલીંગ જેવા સાંકડી દેશભક્તીવાળા સામ્રાજ્યપુજકે, ત્વચાભેદની અથડામણોને આકરું સ્વરૂપ આપવાના પોતાના પ્રયોગને પરીપુર્ણ બનાવવા બ્રીટીશ પ્રજાના મનમાં ઠસાવ્યું છે કેઃ

પુર્વ તે તો પુર્વ ને પશ્ચીમ તે પશ્ચીમ છે;
બંને કદી સાથે મળે તે માનવું મુશ્કેલ છે.

તેવી જ રીતે જેક લંડને પોતાના એક અનુદાર વીચારના પાત્ર કેપ્ટન વુડવર્ડને મુખે કહાવ્યું છે કેઃ

"જ્યાં સુધી કાળો આદમી કાળો છે અને ધોળો તે ધોળો છે ત્યાં સુધી તેઓ કદી પણ એક બીજાને સમજી શકવાના નથી."

એ સુત્ર સીધ્ધાંત તરીકે અચુક નથી, પરંતુ સામાન્ય અર્થમાં સાચું છે. કેમકે ગોરો માણસ પોતાને રંગીન પ્રજાના જાનમાલનો અનીવાર્ય માલીક માને, અને તેને રંગીનોના ભાવીના લેખ તરીકે મનાવવા મથે, ત્યાં સુધી સ્વાશ્રયી તેમજ સ્વમાનવાળા સ્વતંત્રતા પ્રીય રંગીનો તેમને સમજી ન જ શકે.

પંદરમી સદીની દુનીઆ સમક્ષ આજના જેવી રીતે આ પ્રશ્ન ખડો થયો નહોતો ત્યારે યુરપને સાગર કીનારેથી સાહસીક ગોરાઓએ પોતાનાં સફરી ઝહાજ હંકાર્યાં હતાં, પરંતુ ત્યારે તો ગ્રીસ અને રોમનાં ય પારણાં ઝુલવનાર ભારતના સંજોગ જુદા હતા, ઇજીપ્ત, આફ્રીકા, ચીનની સ્થીતી જુદી હતી. સમૃદ્ધી અને સંસ્કૃતીના અખુટ ખજાના પોતાને આંગણે નાંગરેલાં માનનારી એ પ્રાચીન રંગીન પ્રજાઓએ, પોતાને આંગણે આવેલા એ મુઠીભર વ્યાપારીઓને આશરો આપ્યો, ત્યારે રંગીન જાતીઓને ચારસેં વર્ષમાં કેવો ચમત્કાર બનશે તેની કલ્પના નહોતી. ત્યારે ગોરી પ્રજા મદાંધ બનીને રંગીનોને એવો પડકાર આપી શકે તેમ નહોતું કેઃ "The white Man's mission is to farm the world" પરંતુ વીસમી સદીની દુનીઆ સમક્ષ નવો જ પ્રશ્ન ખડો થયો છે. તે એ કેઃ "રંગીનોએ ગોરાઓના ગુલામ બનીને તેમને હાથે કાયમના લુંટાઇ મરવું અથવા તો મનુષ્ય

તરીકે મર્દ બનીને પોતાની સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરી, પોતાના પ્રાચીન ગૌરવને નવીન દુનીઆને યોગ્ય બનાવી, દીપાવવું." ટુંકામાં "રંગીનોએ ગોરાઓના ગુલામ તરીકે જીવવું કે સ્વતંત્ર મનુષ્ય બનવું" એ જ વર્તમાન જગતના માનવ માનસોને મંથન કરનારો મહા પ્રશ્ન છે.

છેક પંદરમી સદીના પાછલા દસકા સુધી જગતભરમાં રંગીન પ્રજા સ્વતંત્ર, માતબર, ધીકતો વ્યાપાર કરનારી હતી. એશીઆ ઉપર ત્યારે મધ્યાન્હ તપતો હતો. યુરપના ધનલોભી વ્યાપારીઓને ત્યારે રંગીન જાતીઓને નફો આપી ને તેમનો માલ ખરીદવો પડતો હતો. યુરોપના ગોરાઓ ત્યારે સાચી રીતે કહીયે તો રંગીન જાતીઓના પ્રબલ્યના ઘેરાની અંદર ઘેરાયલા હતા. એ ઘેરો ખરેખરો તો કોલમ્બસ હીંદ આવતાં અમેરીકા તરફ ઘસડાઇ ગયે, તે પછી આઠ વર્ષે (ઇ. સ. ૧૪૯૮) વાસ્કો ડી ગામ', કેપ ઓફ ગુડ હોપને પંથે થઇને કલીકટને કીનારે આવી હીંદમાં ઉતર્યો ત્યારે જ ખરેખરો તુટયો. ત્યારથી જ "પરદેશી ભુખ્યાં ટોપીવાળાનાં ટોળાં" આટલાંટીક, પેસીફીક અને હીંદી મહાસાગરનાં પાણી ખુંદતાં દરેક દીશાએ ઉતરી પડવા લાગ્યાં. એ બધાની આગેવાની તો સ્પેન, પોર્ચ્યુગાલ, ફ્રાન્સ અને હોલેંડવાસીએ.એ લીધી, છતાં છેવટને પરીણામે યુરપના નકશામાં વાયવ્ય દીશામાં આવેલા બ્રીટનના નાનકડા ટાપુવાસીઓએ જ, તેનો પુરેપુરો લાભ લીધો. થોડાક સાહસીક પુરુષોએ સાહસ ખેડયાં. યુરપના ગોરાઓ સમક્ષ નવું જ સ્વર્ગ ખડું થયું. અમેરીકા, આફ્રીકા, ઓસ્ટ્રેલીઆ, ન્યુઝીલેન્ડનાં જંગલો, નદીઓ, સરોવરો, ખનીજ દ્રવ્યોથી ભરપુર ખાણો એ તમામ એમના દ્રવ્યલોભી હૈયામાં તનમનાટ મચાવવા પુરતાં હતાં. તુરત જ ગોરાઓનાં ધાડેધાડાં 'જગતનાં ખેતરો ખેડવાં' પોતાનાં થોડા ઘણાં નાણાં સાથે નીકળી પડયાં. તેમની પાસે સહુ કરતાં વીશેષ અમુલ્ય એવી બે વસ્તુઓ હતીઃ (૧) ઉત્સાહ અને (૨) વ્યવસ્થાશક્તી. ગોરી પ્રજાની ચડતી કળાની ખરેખરી ચાવી એમાં જ રહેલી છે.

માત્ર ચીન, જપાન અને દક્ષીણ આફ્રીકાના થોડાક પ્રદેશો સીવાય ગોરી પ્રજા બધે ફરી વળી. સાહસ, ધીટતા, મુત્સદીગીરી, વાક્છળ, યુક્તી, ખટપટ, પોતાના લાભમાં નીતી અનીતી નહીં જોવાની ટેવ અને એક જ પ્રજામાં ભાગલા પડાવીને પોતાનું કામ કાઢી લેવાની કળાથી તેઓ ફાવ્યા. હીંદમાં બ્રીટીશ સામ્રાજ્ય કેવી રીતે સ્થાપી શકાયું તેની આજે પણ અનેક અંગ્રેજ લેખકો પુરેપુરી કલ્પના કરી શકતા નથી. પ્રપંચ, યુક્તીપ્રયુક્તી, સબળા આગળ ડરવું, નીબળાને ધમકાવવા એ જ રીતે કલાઇવે હીંદમાં બ્રીટીશ સામ્રાજ્યનું ખાતમહુર્ત કર્યું હતું.[1] ઇસ્ટ ઇન્ડીયા કંપની

---

(અ) ૧ "Where we could not find a danger we were determined to find a quarrel"

[Philip Francis]

(બ) "India was never conquered by the English sword not by millitary valour, but by a subtle and cunning diplomacy. . the English policy was simple and consitent to create schisms in the camps of the Nabobs and Rajahs, using one side against the other, for the further once of their own interest"

[Lala Lajpatrai]

હીંદને પોતાની તીજોરીજ માનતી અને તે તીજોરીમાંથી પૈસા એવી રીતે તેમજ એવડી સંખ્યામાં ચુસી જતી કે ચેથામ જેવા અંગ્રેજને પણ તેમને માટે "The lofty Asiatic plunderers of Leaden hall Street" [લિડનહૉલ શેરીના ઉધ્ધત આ એશીઆઇ લુટારાઓ] એવું સંબોધન કરવું પડેલું.

જેવો ઇતીહાસ હીંદનો છે તેવો જ ઇતીહાસ ગોરાઓના પંજામાં સપડાયલા બીજા દેશોનો પણ છે. તેમનો પંજો દરેક ખંડમાં એક જ સરખી રીતે પડયો હતો. રંગીન પ્રજાની સ્વતંત્રતાની આસપાસ ગોરા પંજાની ચુડ નાગપાશ જેવી પડી હતી. તે ચુડ વીજ્ઞાનની મદદથી સજ્જડ બની. અઢારમી સદીના અંતમાં યંત્રનો જન્મ થયો, તે પછી યંત્રવાદ અને મુડીવાદ ગમ્ભર બનતાં ગયાં, તેની સાથે સાથે વીકાસ પામતા જતા ગોરા સામ્રાજ્યવાદે જગતની તમામ રંગીન પ્રજાઓની સામે ઘેરો ઘાલી દીધો. પંદરમી સદીનાં આખરી વર્ષો સુધી ગોરી પ્રજા રંગીન પ્રજાના ઘેરાથી ઘેરાયલી હતી, તે પછીની ત્રણ સદી પછી ગોરી પ્રજાએ રંગીન પ્રજાને ઘેરી લીધી. પરંતુ બન્ને ઘેરાઓની રીતો તેમજ તેની અસરોમાં ફેર હતો. રંગીન પ્રજાનો ઘેરો મુડીવાદ કે સામ્રાજ્યવાદની સુવ્યવસ્થીત વીકાસ નીતીની સંપુર્ણ રીતે યોજાયલી યુક્તીઓને આધારે રચાયલો નહોતો, પરંતુ અઢારમી સદીનો ગોરી પ્રજાનો રંગીનો ઉપરનો ઘેરો તેવો હતો. તેથી એ ઘેરાની અસર નીચે રંગીન જાતીઓનો શારીરીક, માનસીક તેમજ રાજકારણી અને આર્થીક: ચારે પ્રકારનો વીકાસ અટકી ગયો. ગોરાઓએ કેળવણીની સંસ્થાઓ હાથ કરીને રંગીન જાતીઓને સ્વમાન અને સ્વસંસ્કૃતી ભુલાવવાનો પ્રયત્ન કરી, સાંસ્કારીક દ્રષ્ટીએ ગોરાઓ જ સર્વોપરી છે એમ મનાવવાનો સફળ પ્રયોગ સાધ્યો, તેમનાં હથીયારો પડાવી લઇ શારીરીક શક્તી ખીલવવાની રંગીન પ્રજાની તમામ તકના માર્ગ બંધ કરી, તેમજ શીક્ષણ સંસ્થાઓમાં ઉલટી હકીકતો ભર્યા ઇતીહાસો શીખવી, ગોરી પ્રજા જ સમર્થ અને શક્તીમાન છે એવી ભાવનાનો પ્રચાર કરવામાં તેઓ ફાવ્યા. પોતાના દેશને જ અનુકુળ હોય તેવી રીતે વ્યાપાર ઉદ્યોગની આર્થીક સગવડતાઓનાં સદ્ધર સાધન ઉભાં કરનારી રીતો તેમણે ઉભી કરી અને રાજતંત્રમાં રંગીન જાતીઓનો અવાજ તેમના જ સ્વદેશમાં ન સંભળાય તેવી ગોઠવણ કરી, તેમની પ્રગતીના નાનાં-મોટા તમામ માર્ગોને ગુંગળાવી નાખનારી રીતે રૂંધી નાખ્યા! રેલ્વે, તાર, ટપાલ, સ્ટીમર, વાયરલેસ, વીજળી, મોટર, વગેરે સાધનોથી તેમણે ગોરી અને રંગીન જાતીઓના દેશો વચ્ચેના વીશાળ અંતરને છેક જ ટુંકાવી નાખ્યું. અને જગતક્ષેત્રને ખેડવાના પોતાના એ વ્યવસ્થીત કાર્યમાં પેલાં તમામ સાધનોનો છુટથી ઉપયોગ કરી, ગોરાઓએ રંગીન પ્રજાના એકકે એક પ્રદેશના ખુણે ખુણા સુધી પોતાનો અધીકાર જમાવ્યો. આ સંબંધમાં લખતાં બેસીલ મેથ્યુસ જણાવે છે કે: "આફ્રીકા, એશીઆ અને બીજા ટાપુવાસીઓના હાથોએ પ્રત્યેક ભુમીમાં સોનું, અને રબર, રૂ અને ખનીજ દ્રવ્યો, ખોરાક અને પોશાક ઉત્પન્ન કરી કરીને તે દ્વારા એકત્રીત કરાયલો ધનભંડાર પશ્ચીમના ખોળામાં ઠાલવવા માંડયો."*

છેલ્લા ચારસેં વર્ષનો જગતનો ઇતીહાસ આ જ વાતો ભાખી રહ્યો છે.

---

* જુવો 'The clash of Colour' પૃષ્ઠ: ૧૬

[૪]

ગોરી પ્રજાએ એ ચાર સદીઓમાં કરી બનાવેલ. ચમત્કાર સમા પરાક્રમથી (!) શું સીદ્ધી મેળવી અને રંગીન જાતીઓએ શું ગુમાવ્યું તે આંકડાઓના આધારે જોવાથી વાચકને વીશેષ સરળતા થઇ પડે તેમ છે. ત્યારે જુવો :

અત્યારે મનુષ્યો જેટલી જેટલી પૃથ્વીને જાણી શક્યા છે, તેની સપાટી ઉપર મનુષ્યોને વસવા લાયક ભુમી ૫૩૦,૦૦૦,૦૦૦ ચોરસ માઇલ જેટલી છે. તેમાંથી ગોરી પ્રજાઓની સત્તા નીચે ૪૭૦,૦૦૦,૦૦૦ ચોરસ માઇલ છે. એટલે દુનીયાના વસાહતને યોગ્ય પ્રદેશના નવ દશાંશ ભાગ ઉપર ગોરી પ્રજાનો કાબુ છે. બાકી વધી ૬૦,૦૦,૦૦૦ ચોરસ માઇલ જમીન. તેમાં ૪૦,૦૦,૦૦૦ ચોરસ માઇલ ભુમી ઉપર પીળી પ્રજા [ચીન-જપાન] નું આધીપત્ય છે

જે ૪૭૦,૦૦૦,૦૦૦ ચોરસ માઇલ જમીન ગોરી પ્રજાના આધીપત્ય નીચે છે, તેમાં વળી સહુથી વીશેષ ભાગ અંગ્રેજી ભાષા બોલનારી પ્રજાને ફાળે જાય છે, અને તેમાં વીશેષ ફાળો બ્રીટીશોને હીસ્સે આવે છે. બ્રીટીશ સામ્રાજ્યની જ વાત કરીએ તો તેના પ્રત્યેક સાત માણસમાં ૭ માણસ રંગીન ત્વચાના અને માત્ર એક માણસ જ ગોરો આવે છે. અર્થાત ૭ રંગીન માણસોને એક ગોરો માણસ દબાવી રાખે છે! બ્રીટીશ સામ્રાજ્યની કુલ વસતી ૪૬૦,૦૦૦,૦૦૦ માણસોની છે તેમાં ગોરાઓ માત્ર સાડા ૭ કરોડ જેટલા જ છે. અને સામ્રાજ્યની ૪૬ કરોડની વસતીમાં ૩૪ કરોડ જેટલી જનતા એશીઆવાસી છે, તેમાં હીંદની જ વસતી ૩૨ કરોડ જેટલી છે:[1] એટલે કે બ્રીટીશ સામ્રાજ્યની કુલ વસતીમાં એકસોમાં સીત્તેર હીંદીઓ છે. એટલે જગતના રાજકારણી આકાશમાં અત્યારે બ્રીટીશ સામ્રાજ્ય મહાન ગ્રહને સ્થાને છે. પરંતુ જો તેમાંથી માત્ર એકલો હીંદ જ છુટો પડે તો તેની ૪૬ કરોડની માનવપ્રજા એકદમ ૧૪ કરોડ ઉપર આવીને ઉભી રહે, જો તેના તાબામાંથી એશીઆની જ રંગીન જાતીઓ જુદી પડે તો તેમાંથી બીજા બે કરોડ જેટલા મનુષ્યો ઘટી જાય, અને એકલા બ્રીટીશ સામ્રાજ્યની જ નહીં પણ ગોરી પ્રજાના આધીપત્યની મહત્તા તુટી પડે! આ જ નજરે બ્રીટીશ મુત્સદ્દીઓ અમેરીકનો આગળ સફેદ સંસ્કૃતીના બચાવનાં બણુગાં ફુંકે છે, દક્ષીણ આફ્રીકાવાળો સેનાપતી સ્મટ્સ એ જ ભયથી ગોરી સંસ્કારીતાને સાચવવાની દલીલોની ઉતાવળ પાછળ રંગીન જાતીઓની સ્વતંત્રતાના તેમ જ સ્વયંનીર્ણયના પ્રશ્નને ગુંચવી નાખવા માગે છે; આ જ કારણથી પ્રજાસંઘની સંસ્થા ઉભી થઇ છે અને ફ્રેન્ચોની 'સંયુક્ત યુરોપ'ની યોજના વીચારાઇ છે. ગોરી જાતીનું રંગીન પ્રજા ઉપરનું પ્રભુત્વ ચાલ્યું જાય નહીં તેટલા માટે તો તમામ સામ્રાજ્યવાદી અને મુડીવાદી ગોરી પ્રજાઓ, મનુષ્ય માત્રની સમાનતાના હીમાયતી સોશ્યલીસ્ટો સામે સંગ્રામ ખેડવાની લડાયક મનોદશા સર્જી રહી છે, તેટલા માટે જ 'ક્લેશ ઓફ કલર'ના લેખક બેસીલ મેથ્યુસ જેવા ખ્રીસ્તી સંપ્રદાયને વીશ્વધર્મ બનાવવાની અને ગોરાઓની વીશ્વની સરદારી એ રીતે અબાધીત રાખવાની નવીન યોજના, ગોરા સામ્રાજ્યવાદીઓ સમક્ષ મોહક રીતે રજુ કરે છે!

પરંતુ એ પ્રશ્નનો વીચાર કરવા પહેલાં આપણે માટે (૧) ગોરાઓના આ પ્રભુત્વવાદ-

૧ હવે તો હીંદની વસતી વધીને ૩૫ કરોડની થઇ છે.

જગતની શી સ્થીતી કરી; (૨) એ પ્રભુત્વ કાયમ રહી શકશે ખરૂં; અને (૩) જો તે કાયમ રહે તો રંગીન જાતીની શું દશા થાય એ ત્રણ મહત્વના પ્રશ્નો વીચારવાના રહે છે.

ગોરી જાતીએ વીજ્ઞાનની શોધ કરી, સ્વતંત્રતાની ભાવના જાગ્રુત કરે તેવું સાહીત્ય સરજ્યું, પરંતુ એ વીજ્ઞાનનો સમસ્ત માનવ જાતીની પ્રગતી કરવાના કામમાં ઉપયોગ કરવાને બદલે, પોતપોતાનો સ્વાર્થ સાધવા માટે તેને ગુલામ બનાવી મનુષ્ય જાતીના સંહારનાં સાધનો સર્જવામાં તેનો દુરૂપયોગ કર્યો, પોતાના જ મડીવાદ અને સામ્રાજ્યવાદને સંગઠીત કરવામાં ભલભલા બુદ્ધીમાનોના બુદ્ધીને દાસી બનાવી ખ્રીસ્તી મતના પ્રચારની ઢાલ નીચે સામ્રાજ્યવાદને વીસ્તારી બનાવવાના પ્રયોગ કરવાના પ્રપંચ ખેલ્યા, તેમજ રંગીન પ્રજામાં પોતાની ભાષાના શીક્ષણથી તેમનું સ્વત્વ મીસરાવવાની બુદ્ધી રાખી, તેમ છતાં, તેથી રાષ્ટ્રવાદનો જુવાળ ચડયો, એ તો અનીષ્ટમાંથી ઇષ્ટ થવા જેવું બનવાનો અકસ્માત જ છે, તે માટે અનેક સામ્રાજ્યવાદીઓએ પોકારો ઉઠાવ્યા છે, તેમજ કર્ઝન જેવાઓએ પ્રાણવાન પુસ્તકો વીદ્યાપીઠોમાં પાઠયપુસ્તક તરીકે પ્રવેશી ન જાય તેની કાળજી રાખી છે!

ગોરાઓએ પોતાના જીવનના ધોરણને વધુ ખર્ચાળ અને વધુ સગવડવાળું બનાવ્યું છે. તે માટે તેઓ મગરૂર છે. પરંતુ પોતાની મોજશોખની લાલસાને પોષવા માટે તેમણે એશીઆ અને આફ્રીકામાંથી જે ધન શોષણ શરૂ કર્યું, તેથી રંગીન પ્રજાઓમાં ભયંકર નીર્ધનતા અને ભુખમરો દાખલ થયાં તે વાત વીસરીને, રંગીન પ્રજાનું જીવન સાદું તેમજ ભુખડું બની ગયું તે જાણે રંગીનોનો અપરાધ હોય તેમ મનાવી, રંગીન જાતીઓના મુળ દેશોમાં રંગીન પ્રજાની સામે વાક્યુદ્ધ શરૂ કરી, તેમની દશા અંત્યજો કરતાં યે હલકી કરી નાખી છે. ખુદ બ્રીટીશ સંસ્થાનોમાં હીંદીઓની થઇ રહેલી દુર્દશા એનો પ્રબળ પુરાવો છે.

હીંદુસ્થાન અત્યારે દુનીઆના ઉદ્યોગવાદી દેશોમાં આઠમા નંબરે આવે છે, છતાં ગોરાઓ માત્ર પોતાના જ દેશોને જગતના હુન્નર ઉદ્યોગનાં કેન્દ્ર બનાવવા મથી, રંગીન પ્રજાઓના દેશને કાચો માલ બનાવનારા તેમજ ગોરાઓના કડીઆરા તેમજ જલધરીઆ તરીકે રાખવા મથે છે. અને સમસ્ત વીશ્વમાં ગોરાઓ કરતાં રંગીન જાતીની સંખ્યા વીશેષ છે, તે જોતાં ગોરાઓ પોતાના સ્વાર્થની ખાતર માનવજાતીના મોટામાં મોટા સમુહનો વીકાસ અટકાવી, દુનીઆને ઉલટી દીશામાં લઇ જવાનું મહા પાપ કરી રહ્યા છે. એટલે જો ગોરી પ્રજાનું રંગીન જાતી ઉપરનું આધીપત્ય વધુ વખત ટકી રહે તો જગતની માનવજાતીના મોટામાં મોટા સમુહની અધોગતી થાય. તે અટકાવવા માટે ગોરી પ્રજાના ઘમંડી મુડીવાદનો અને સામ્રાજ્યવાદનો જ નહીં પણ અભીમાનવાદ અને સત્તાવાદનો યે અંત લાવવાની જરૂર છે.

[ ૫ ]

તે માટે જેમ બેસીલ મેથ્યુસ કહે છે તેમ સમસ્ત વીશ્વમાં ખ્રીસ્તમતનો પ્રચાર કરવાની જરૂર નથી, તેમ ગોરાઓએ રંગીન જાતીઓને દબાવવા અને તેમની ઉપર પોતાનું આધીપત્ય જમાવવા જે ભયાનક કુકૃત્યો કર્યાં છે[1] તેનો વર્ણને

૧. જેવાં કે કાંગોની પ્રજા ઉપર બેલ્જીઅમોનો જુલ્મ, અમેરીકા અને ઓસ્ટ્રેલીઆના મુળવતનીઓની કત્લ, આફ્રીકાવાસીઓ ઉપ-

બદલો લેવા માટે તત્પર થવાની પણ રંગીન જાતીઓ માટે જરૂર નથી. પરંતુ ગોરી પ્રજા જે ચાલાકીઓ અને યુકતીઓથી પોતાનો પંજો પ્રસારી શકી તે બરાબર સમજી, એવી યુક્તીઓમાં ફરીથી નહીં ફસાઇ જવાય તેવી સાવધાની સાથે, જે વીજ્ઞાનની મદદથી તેમણે વીપુલ સત્તા જમાવી છે અને જે વીજ્ઞાનનો માનવજાતીના દુશ્મન તરીકે ઉપયોગ કરી તેનો દુરૂપયોગ કર્યો છે, તે વીજ્ઞાનનો અભ્યાસ કરી તેનો ઉપયોગ માનવ જાતીના કલ્યાણ માટે કરવા માટે તત્પર બનવાની જરૂર છે. જપાનના સામ્રાજ્યવાદને બાદ કરી તેણે કરેલી પ્રગતીનું અનુકરણ પ્રત્યેક રંગીન જાતીએ કરવાની જરૂર છે. કેમકે રંગીન જાતીઓને ઓહીઆં કરી જવાની ગોરી પ્રજાની સ્વાહાનીતીને એકદમ અટકાવવામાં જપાને જ મહત્વનો ભાગ ભજવ્યો છે. પરંતુ જપાને ગોરાઓનું અનુકરણ મુડીવાદ અને સામ્રાજ્યવાદને સંગીન બનાવવામાં કર્યું અને તે ગોરાઓની જ નાનકડી આવૃત્તી બની બેઠું, તેને બદલે વીશ્વની રંગીન પ્રજાઓએ સમાજવાદને ધોરણે સમાનતા અને સામુદાયીક સહકારની રીતનું અનુકરણ કરવા તત્પર બનવાની જરૂર છે.

ત્યારે હવે આપણે ગોરી પ્રજાએ વીજ્ઞાનની મદદથી કેવો વીકાસ સાધ્યો તે બરાબર જોઇએ:

ઇસ્ટ ઇંડીઆ કંપનીના વખતમાં લંડનથી કલકત્તા તેમજ મદ્રાસ કાગળ પહોંચતાં લગભગ ત્રણ મહીના તો ઓછામાં ઓછા થતા હતા, આફ્રીકાના ભીતરી ભાગમાં રખડવાનું સાહસ ઉઠાવનાર લીવીંગ સ્ટોનને ટાંગાનૈકા સરોવરને કાંઠે પહેલ વહેલી ટપાલ પહોંચાડવામાં આવી ત્યારે તે પત્રો ઉપર બબ્બે વર્ષની ધુળ ચડી ગઇ હતી. આજે લંડનની ટપાલ હીંદમાં સ્ટીમર દ્વારા પખવાડીએ અને વીમાન મારફત અઠવાડીએ આવી શકે છે, તારથી લંડનની પાર્લામેન્ટમાં થયેલાં ભાષણોના આવેલા સંદેશા હીંદુસ્થાનનાં વર્તમાન પત્રોમાં તે જ દીવસે છપાઇને વાચકોના હાથમાં જાય છે, વાયરલેસના તારની ઝડપ તો એક સેકંડના પચાસમા ભાગ જેટલી હદે જઇને ઉભી છે, અને રેડીઓના યંત્રથી ગોળમેજીમાં થતાં ભાષણ દીલ્હી કલકત્તા અને મુંબાઇમાં સાંભળી શકાય છે; ટાંગાનૈકા સરોવરને કીનારે લંડનથી ગયેલો વાયરલેસ તારનો સંદેશો એક સેકંડના ૪૦ મા ભાગમાં તો પહોંચી જાય છે, લંડનથી નીકળેલા લીવીંગ સ્ટોન અનેક હાડમારીઓ અને ભયંકર ભય વેઠીને કેટલાંય વરસે ટાંગાનૈકા સરોવર આગળ જઇ શકયો હતો, પણ આજે લંડનથી નીકળેલો મુસાફર ઉંઘતો ઉંઘતો યુરોપ ઓળંગી ભુમધ્ય સમુદ્રના કીનારેથી અનેક જાતના વૈભવ વીલાસથી ભરેલી સ્ટીમરમાં મજા કરતો કરતો દારેસલામ ઉતરી ત્યાંથી વળી રેલ્વેમાં બેસી ટાંગાનૈકા સરોવરને કીનારે માત્ર એક જ મહીનામાં પહોંચી જઇ શકે છે.

દુનીયાના જુદા જુદા પ્રદેશો વચ્ચેનાં અંતર આમ મુસાફરી તેમજ સંદેશા વ્યવહારનાં ઝડપી સાધનો શોધીને ઓછાં કરી નાખ્યાં છે. છતાં હજી એટલી ઝડપથી તેમને સંતોષ થયો નથી; એટલે વીમાન તેમજ મોટરની વીશેષમાં વીશેષ ઝડપના અખતરા કીંમતી પ્રાણને ભોગે તેઓ કરી રહ્યા છે. ગગનમંડળ તે વીમાનીઓ માટે કીનારા વીહોણો મહાસાગર થઇ પડયો છે, તેણે

---

રના અત્યાચાર અને હીંદ, ઇજીપ્ત તેમજ ચીનમાં ચલાવાયલી કુટીલ નીતી.

માનવ જાતીના માર્ગમાં અડચણોરૂપ પર્વત માળાઓને પાંગળી બનાવી મુકી છે. એક સભાખંડમાં ભાષણ કરનારા માણસનો અવાજ સામે છેડે છેલ્લી પાટલી ઉપર બેઠેલા માણસને કાને પહોંચી શકે, તેથી પણ ઓછા સમયમાં ન્યુયોર્કની વાત લંડનમાં સાંભળી વળી પછી તે વાતને દક્ષીણ આફ્રીકાને સંભળાવી શકાય છે. દુનીઆના પ્રત્યેક મહત્વના સ્થાનને સ્ટીમર અને રેલ્વેના માર્ગની જાળીથી ગુંથી લેવામાં આવ્યા છે અને બાકીના વીભાગમાં મોટરબસોની વ્યવસ્થા થવા માંડી છે. આમ જગત ગતીની જુની ઝડપમાંથી નીકળી ગયું, તેની ઝડપની મર્યાદાઓ નીકળી ગઇ, એથી મનુષ્યોના માનસમાં નવી જ ક્રાંતી થઇ ગઇ છે. રગશીઆ ગાડાના યુગની રૂઢીઓ અને વીચારો વીમાનોના યુગમાં ન જ ચાલી શકે એવી કલ્પનાઓની અસરના રંગથી પ્રત્યેક માથું રંગાવા માંડયું છે.

રંગીન જાતીઓ ન્હે કે એ અસરમાંથી મુક્ત રહી શકી નથી, પરંતુ ગોરી પ્રજાઓ વચ્ચે ચાલી રહેલી આ બધી દોડાદોડીની શરત હજુ તે જોઇ રહેલ છે. એ શરતમાં પોતાની જાતને ઊભાવવા માટે હજુ તેણે પોતાનાં સાધનો યોજ્યાં નથી. અને એ શરતમાં દોડયા વીના ગોરી પ્રજા પાસેથી પોતાના સ્વાધીકાર પ્રાપ્ત થઇ શકે તેમ નથી, પરંતુ તે શરતમાં જોડાવા માટે ગોરી પ્રજાનાં જ વૈજ્ઞાનીક સાધનોને જાપાનની માફક અપનાવી લીધા સીવાય રંગીન જાતીઓનો છુટકો થવાનો નથી. તેમ કરતાં રંગીન જાતીઓ જેટલી પાછળ રહેશે, પોતાના જીવનના પ્રાચીન માર્ગો છોડી નવા ગ્રહણ કરવામાં જેટલી આનાકાની કરશે તેટલી તે પેલી ઝડપમાં પાછી પડી જવાની છે. રંગીન પ્રજાઓએ એ વાત ભુલવાની નથી કે, જ્યારે પણ તેમને પેલી શરતમાં ઉતરવું હશે ત્યારે એ જ સાધનોનો ઉપયોગ કર્યા વીના એમનો આરો આવે તેમ નથી, તો પછી તેમાં વીલંબ કરવામાં જાતને જ નુકશાન કર્યા વીના બીજો શું અર્થ સરવાનો છે?

વર્તમાન વીશ્વની સાંકડી મર્યાદાઓ તુટી ગઇ છે. આજનું જગત પુર્વ પશ્ચીમ ગોળાર્ધના ઉત્તર દક્ષીણ ધ્રુવ સુધી વીસ્તારી બન્યું છે. મુંબઇ જેવા શહેરમાં ડોકીઉં કરનાર જગતની તમામ પ્રજાઓના પ્રતીનીધીઓને જોઇ શકે છે, પરંતુ અમદાવાદ જેવા શહેરમાં યે પ્રસીદ્ધ થતા વર્તમાનપત્રનું કોઇ પણ પાનું ઉઘાડીને જોનારને સુદ્ધાં તેમાં સમસ્ત વીશ્વનાં સમાચારોની નોંધ લેવાયલી જણાયા સીવાય રહેતી નથી. એટલે જેમ જુની દુનીયાની રીતો અને તે સમયને યોગ્ય અનુકુળ વીચારવાળાઓનું આ નવીન જગતમાં સ્થાન નથી, તેમ માત્ર અમુક જ રંગવાળી પ્રજા પોતાને જ સર્વ શક્તીમાન સમજી, જગતની ભીન્ન ભીન્ન રંગવાળી પ્રજા ઉપર પોતાનો જ સત્તાવાદ ગજાવી, તેની પાસેથી પોતાના હીત અર્થે દ્રવ્ય અને સસ્તી મજુરીનું શોષણ જારી રાખીને જીવી શકે તેમ પણ નથી. તે માટે ખાસ કરીને રંગીન પ્રજા—જે અત્યારે ગોરા પ્રજાના પંજામાં સપડાઇ છે—એ અધઃપતનમાંથી ઉગરી જવા માટે વીજ્ઞાનનો પુરેપુરો લાભ લેવાની ખાસ અગત્ય છે. તેનાથી દુર જવાનો—માત્ર હાથમજુરીથી ઉદ્ધાર થઇ જશે એવો સંતોષ માનવાનો—માર્ગ આત્મહત્યારો છે, તે માર્ગ લેનાર ગોરી જાતીની ઝડપી શરતમાં પાછળ પડી જશે એટલું જ નહીં પણ તેમાં તેનો કદી યે જયવારો થશે નહીં.



# સમાજવાદમાં સ્ત્રીઓનું સ્થાન

: પ્રયોજક :

**રમણીક વી. મહેતા**

બી. એસ સી., એલ. એલ. બી.

**સમાજમાં** હમેશાં પરીવર્તન થાય છે. કોઇ પણ સમાજ વીકાસની અમુક કક્ષાએ પહોંચ્યા પછી તે નવીન સમાજનાં સર્જક બળો સર્જે છે. તેજ પ્રમાણે અર્વાચીન મુડીવાદી સમાજે આજે જનસમાજના વીકાસને અવરોધતાં, સમાજની શાંતી સમૃદ્ધી અને પ્રગતીની આડે આવતા, સમાજવાદનાં સર્જક બળો સર્જ્યાં છે. સમાજવાદ ઉપર રચાયલા એ નવા સમાજમાં સ્ત્રીઓનું સ્થાન અને તેમનો દરજ્જો કેવો હશે તે ઉપર **લીલીએન્થલ** નામના એક સમાજવાદીએ "વીમેન ઓફ ધી ફ્યુચર" નામની એક નાની પુસ્તીકા લખી છે. એ પુસ્તીકાના આધારે પ્રયોજક પ્રસ્તુત લેખમાં નીચેના વીચારો નવયુગના વાચક સમક્ષ રજુ કરે છે.

## લેખાંક : બીજો

**પ**હેલા લેખમાં આપણે સમાજવાદી સમાજમાં સ્ત્રીજાતી, સામાજીક જરૂરીયાતો માટે જોઇતી માનવ મજુરીના સંબંધમાં કયું સ્થાન ભોગવશે તે જોઇ ગયા. અહીં આપણે તેઓના માનસ વીકસાવવા માટે સમાજવાદી સંસ્થાનો કેવાં અને કયાં સુધીનાં પગલાં ભરશે તેની સમીક્ષા કરીએ. તે પહેલાં ગતાંકના અનુસંધાનમાં પૃથ્વીના પટ ઉપર પ્રસીદ્ધી પામેલા સોવીયેટ રશીઆમાં આજે સ્ત્રીઓ શ્રમજીવી તરીકે કેવું સ્થાન ભોગવે છે તે ઉપર સહેજ દ્રષ્ટીપાત કરી લઇએ તો અસ્થાને નહીં ગણાય. (સોવીયેટ રશીયાનો સ્ત્રી સમાજ જુદાં જુદાં ક્ષેત્રોમાં આજે કયું સ્થાન ભોગવે છે તેની સંક્ષીપ્ત સમીક્ષા યોગ્ય સ્થાને કરવાનો લેખકનો હેતુ છે. પૃથ્વીના પટ ઉપર સોવીયેટ રશીયા જ આજે એકલો દેશ છે કે જયાં ઉદ્યોગવાદના પાયા ઉપર સમાજવાદનું ચણતર ચણાઇ રહ્યું છે. અને તેથી સમાજવાદ તરફ કુચકદમ કરતા એ પ્રદેશની પ્રમદાઓ સમાજમાં કયો દરજ્જો ભોગવે છે તેનો સંક્ષીપ્તમાં-આ લેખો સાથે ઉલ્લેખ

કરવો અયોગ્ય નહીં ગણાય.) વર્ષોના સતત પ્રયત્નોએ, રશીયાના કામદાર અને ખેડુત મંડળે એ ઝારશાહીને જમીનદોસ્ત કરી અને શ્રમજીવીઓની સરમુખત્યારી સ્થાપી. આ શ્રમજીવીઓની સરમુખત્યારી હેઠળ રશીયાની રમણીઓ અબળા મટીને સબળા બની છે. સતકો થયાં દબાયલો અને શોષીત થયેલો સ્ત્રીસમાજ આજે પુરૂષોની વાસનાની પુતળી અને ગૃહરખુ ગૃહીણી મટીને જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લે છે. પુરૂષોની હાજરીમાં હવે તેમના ચ્હેરા ઉપર શરમના શેરડા પડતા નથી કે નૈતીક હીંમતના અભાવે ક્ષોભ થતો નથી. મરદો સાથે હાથ મીલાવી તેઓ કોઇ પણ ક્ષેત્રમાં ઝંપલાવતાં પાછી પડતી નથી. લશ્કરી ખાતા જેવા લડાયક ક્ષેત્રમાં પણ તેઓ આજે રશીયાને શત્રુઓના આક્રમણમાંથી બચાવવા માટે મોખરે ઉભા રહેવાની હીંમત કરે છે, તેમ જ અબળાઓ ધારીને મરદો તેમને જે મદદ કરવા તૈયાર થાય તેને તેઓ તુચ્છકારી કાઢે છે.

કારખાનાંમાં કામ કરતી કામદાર સ્ત્રીઓ હવે ઉપરી અમલદારનો હુકમ "જી હજુર" કહીને માથે ચડાવવા તૈયાર નથી. તેને નીયત કરેલા કામ સીવાય તે બીજું કામ કદી પણ કરશે નહીં અને નીયત કરેલા કામના કલાકો ઉપરાંત ને કામ કરવા પણ તૈયાર થશે નહીં. હાલમાં રશીયામાં સ્ત્રી કામદારો માટે કામના વધારેમાં વધારે ૭ કલાકો ઠરેલા છે. માતા થયેલી મહીલાઓનાં બાળકોની સુખ સગવડ સારૂ દરેક જાતની સુવ્યવસ્થા રખાય છે. ગર્ભવતી સ્ત્રીઓને સાત માસ થયે ચડતા પગારે રજા આપવામાં આવે છે અને સુવાવડ પછી પણ દોઢ માસ સુધી ચડતા પગારે રજા મળે છે. તેથી તેમને ગર્ભાવસ્થાને લઇને કામ કરવા અશક્ત બનતાં આથીક પરતંત્રતાની પીડા સહન કરવી પડતી નથી.

સોવીયેટ રશીયામાં સ્ત્રીઓ સમાજમાં ખરેખરો સમાન હક્ક ધરાવે છે અને તેના પ્રત્યેક રચનાત્મક ક્ષેત્રમાં ખુબ આગળ પડતો ભાગ લે છે. આજે પણ જ્યારે બીજા દેશો રાજકીય કારોબારમાં સ્ત્રીઓના અગ્રભાગ લેવાના હક્કને સ્વીકારતા નથી, ત્યારે રશીયામાં તો કેટલીયે સ્ત્રીઓ રાજ્યમાં ઉંચા દરજ્જા ભોગવે છે. જોખમદારી વાળી જગ્યાઓ ઉપર પણ સ્ત્રીઓ કામ કરતી માલમ પડે છે. એ. કોલોમ ટૅઇ નામની એક રશીયન રમણી રશીયાના નોર્વેના એલચી તરીકેનું કામ કરે છે. રશીયાના નવીન સમાજે પ્રોફેસરો, ઇજનેરો અને એવી બીજી કળાની અદભુત ભેટ સ્ત્રીઓને આપી છે. વીજળીના એક કારખાનામાં વડા ઇજનેર તરીકે રશીયાની સ્ત્રી કામ કરે છે અને તેના કાર્યે રશીયન નીષ્ણાતોનું તો શું પણ પરદેશી નીષ્ણાતોનું યે ધ્યાન ખેંચ્યું છે. રૂઢી અને રીતરીવાજો દ્વારા ગુલામી ભોગવતી સ્ત્રીઓની મુક્તીનો આ ઇતીહાસ છે અને હજુ એવી જ સ્થીતીમાં સબડતી સ્ત્રીઓનો એ ઇતીહાસ ધ્રુવતારક છે.

સમાજવાદી સમાજમાં દરેક શ્રમજીવીને (પછી સ્ત્રી હો કે પુરૂષ) ગમે તે પ્રકારનું કામ કરવાનું હોય, છતાં તેમને જે કામ કરવાનું હોય છે તે વીષે સારૂં જ્ઞાન આપવામાં આવશે. આજના મુડીવાદી સમાજની ઔદ્યોગીક સ્થીતી જ એવી છે કે જેથી એક કામદારને એક દીવસ અમુક કામ ઉપર અને બીજે દીવસે બીજા કામ ઉપર ચડવું પડે છે! આ કારણોને લઇને તેમનાથી એક જ કામમાં નીપુણતા કેળવી શકાતી નથી. આ પ્રથા સ્ત્રી કામદારોને

પણ લાગુ પડે છે. ભાવી સમાજવાદી સમાજમાં દરેક સ્ત્રી કે પુરૂષને સારૂં કામ કરવાનું શીખવવામાં આવશે, એટલું જ નહીં પણ તેમને વીજ્ઞાન, કલા, સાહીત્ય, અને મનુષ્ય જીવન સાથે સંબંધ રાખતા કોઇ પણ શાસ્ત્રના વધુ નહીં તો પ્રાથમીક સીદ્ધાંતો તો સારી રીતે શીખવાડવામાં આવશે જ. ઉપરાંત તેમને સંસ્કૃતીના સામાન્ય પાઠ પઢાવવામાં આવશે, જે આજે માત્ર સમાજના ઘણા જ નાના ભાગને મળી શકે છે અને જો કેટલાકને તે મળી શકે તેમ હોય તો પણ તેમની આર્થીક પરતંત્રતા તેમની એ તક પડાવી લે છે. સારી યે જનતાને સામાન્ય કેળવણી અપાવી જો-એ તે સંસ્કૃત તેમજ વ્યવસ્થીત સમાજની એ એક અતી અગત્યની ફરજ છે એવું કાંઇ સમાજવાદીઓ જ પ્રથમ કહે છે એમ નથી.

આ સીદ્ધાંત તો આજનો મુડીવાદી સમાજ પણ સ્વીકારે છે અને એ સીદ્ધાંતને પાર પાડવા માટે અનેક ઉપાયો પણ યોજે છે. સીદ્ધાંતની આ દ્રષ્ટીએ તો તવંગરની કે ગરીબની, મીલ કે કારખાનાના માલીકની કે કામદારની નાની બાળકી સુદ્ધાં પ્રાથમીક કેળવણીથી તે ઉંચા ધોરણનું શીક્ષણ મેળવી શકે તેમ કહેવાતું હોય છતાં પણ જનતાનો જંગી સમુદાય આજે અભણ છે! કદાચ કોઇક સાનુકુળતાને લઇને કોઇ કામદારનું કે ખેડુતનું બાળક નીશાળમાં પગ મુકે, પણ ભાગ્યે જ તેણે પ્રાથમીક કેળવણીનો અર્ધો ભાગે પુરો કર્યો હોય તેટલામાં તો જીવનની જરૂરીયાતો તેને ખેતરમાં કે કારખાનામાં મજુરી કરવા જવાની ફરજ પાડે છે. આનું કારણ એ છે કે તેના માબાપની આવક કુટુંબનો નીર્વાહ કરવા માટે પુરતી હોતી નથી અને તેથી તેમને તેમના કુમળા બાળકને પણ તેમના જ પંથે પળાવવાની ફરજ પડે છે. તવંગર વર્ગનાં સંતાનોમાંનાં કેટલાંક તો ઘણી વખત આળસુ, એદી અને મહત્વાકાંક્ષા વીનાનાં હોય છે. છતાં તેઓને બળજબરાથી પણ કોલેજોમાં ધકેલવામાં આવે છે! કારણ કે તેમનું કુટુંબ શ્રીમંત છે અને કોલેજની કેળવણી ગમે તે ખર્ચના ભોગે પણ તેમને આપી શકે તેમ છે. જ્યારે ધનહીન વર્ગનાં સંતાનો ગમે તેટલાં બુદ્ધીશાળી હોય, માનસ સુધારવાની તેમને ગમે તેટલી અભીલાષા હોય, છતાં તેમને નીશાળે મુક્યાં હોય તો પ્રાથમાક કેળવણી પણ પુરી ન થઇ હોય તેટલામાં તો તેમને ઉઠાડી લેવાં પડે છે અને જીંદગીની વૈતરૂં કરવાની ધુંસરી અકાળે તેમના ખભે નાખવામાં આવે છે. આવા સંજોગોમાં તેમનાં માનસ ક્યાંથી વીકસે, તેમની પાસેથી સારી બુદ્ધીની ક્યાંથી આશા રાખી શકાય?

વર્તમાન સમાજમાં કેળવણીનાં સાધનો છે પણ કેળવણી લેવાની તકનો તેમાં અભાવ છે. પુરતાં કપડાંના અભાવે થરથરતાં, પુરતા ખોરાકના અભાવે અર્ધ ભુખ્યાં નીશાળે જતાં બાળકોને આપવામાં આવતી કેળવણી એ કેવળ ફારસ સમાન છે. ઉંચા અને ઉમદા માનસની વૃદ્ધી આવા સંજોગોમાં ભાગ્યે જ થાય છે. ત્યારે સમાજવાદ હેઠળ બન્ને જાતીઓના માનસ વીકાસ માટે સરખી અને સમાન તકો પ્રાપ્ત થશે, કારણ કે જાતી વચ્ચેનો ભેદ સમાજવાદના સીદ્ધાન્તોથી વીરૂદ્ધ હોવાથી દરેક વ્યક્તીની આર્થીક પરતંત્રતા દુર થતાં તેને તેનું માનસ વીકસાવવાની સંપુર્ણ તક સાંપડશે.

આગામી યુગનાં કેળવણીગૃહોમાં બાળકોને આજના કરતાં વધુ વખત ફરજ્યાત રહેવું પડશે. સાધારણ રીતે ૧૪ વર્ષની વયે કોઇ પણ બાળક કે બાળીકાને નીશા-

જેથી ઉકાડી મુકી જીવન વ્યવસાયની ધુંસરી આજે સોંપવામાં આવે છે, પણ સમાજવાદ હેઠળ કેળવણીનો સમય ઓછામાં ઓછ ૧૮ થી ૨૦ વર્ષ પર્યંત રહેશે. ભુત અને વર્તમાનકાળનો વીકાસક્રમ જોતાં આ ધારણાને સત્ય માનવાને કારણ મળે છે. જેમ જેમ સમાજ વધુ અને વધુ વીકાસ પામતો જાય છે, તેમ તેમ કેળવણી પાછળ જીવનનાં વધુ વર્ષો વ્યતીત કરવાં પડે છે. જે સમાજ, તેના યુવાન વર્ગની શારીરીક, માનસીક અને નૈતીક કેળવણીની જવાબદારી સ્વીકારે છે, જે સમાજ યુવાન જનતાને સારૂં કામ કરવાનું શીખવવા સાથે સામાન્ય જ્ઞાન અને સંસ્કાર આપવાને બંધાય છે, તે સમાજ કેળવણી માટે વધુ સમય રોકતાં પાછો પડશે નહીં. જેમ કીશોરાવસ્થામાં બાળક અને બાળકીઓ સાથે જ રમતાં અને ખેલતાં હોય છે તેવી જ રીતે તેમનો શારીરીક તેમજ માનસીક દ્રષ્ટીએ બરાબર વીકાસ થયા પછી તેઓ સમાજનું કામ કરવા પાછાં સાથે ઝંપલાવશે.

આજે સમાજવાદનું સ્થાપન કરતા સોવીયેટ રૂશીયા તરફ દ્રષ્ટી કરીએ તો જણાય છે કે ત્યાં દરેક વર્ષે કેળવણીના ક્ષેત્રમાં સ્ત્રીઓ ઘણીજ આગળ વધતી જાય છે. જે ક્ષેત્રોમાં તેને અત્યાર સુધી સ્થાન ન હતું ત્યાં હવે વસ્તુસ્થીતી બદલાતાં તે આગળ જણાયા વીના રહેતી નથી. પણ આ કેળવણી તે આજે નીશાળોમાં અને કોલેજોમાં અપાતી કેળવણી જેવી નથી. રૂશીયન નીશાળો અને કોલેજોમાંથી તો અભ્યાસ પુરો કરતા વીદ્યાર્થીઓ અને વીદ્યાર્થીનીઓ તરત જ જે વીષયનું જ્ઞાન લીધું હોય તે વીષયના ક્ષેત્રમાં કામ કરવાની લાયકાત ધરાવનારાઓ હોય છે. રૂશીયાના હુન્નર ઉદ્યોગોના નવીન બંધારણથી કામદાર વર્ગમાં બહોળા સમુદાયને શીક્ષણ આપવા માટે જે અગત્યના ઠરાવો થાય છે તે ઠરાવો સોવીયેટ રૂશીયાના સ્ત્રીસમાજ માટે એક નવું ચીત્ર દોરે છે. સ્ત્રીઓ નવીન ઉદ્યોગોમાં સારો ભાગ લેતી થઇ છે.. ધાતુના ઉદ્યોગોમાં અને બીજા કામકાજમાં સ્ત્રી કામદારોનો વધતો જતો સમુહ આજે અગત્યનું સ્થાન ધરાવે છે. "સેન્ટ્રલ ઇન્સ્ટીટયુટ ઓફ લેબર" સંસ્થા તરફથી સ્ત્રીઓને મીલનાં યંત્રોને અને ધાતુ ઉદ્યોગોને લગતું શીક્ષણ આપવામાં આવે છે. ત્યાંની સ્ત્રીઓ ફક્ત સાંચાકામ કરી જાણે છે. એટલું જ નહીં પણ મોટા ખાતાના મેનેજર તરીકેની લાયકાત પણ ધરાવે છે. કારણ કે સ્ત્રીઓ તેમના ખાતામાં અમુક વરસો સુધી અનુભવ લઇ તેમાં નીપુણ બને તે તેનો ઉદ્દેશ છે. એ ઉપરાંત ચાલુ જમાનાને લગતી બાબતોની ચર્ચા કરવા માટે સ્ત્રીઓનાં પોતાનાં સંખ્યાબંધ ચોપાનીયાં રૂશીયામાં નીકળે છે. આ ચોપાનીયામાં રૂશીયન રાજકારણની ચર્ચા સાથે આંતરરાષ્ટ્રીય રાજકારણની ચર્ચા પણ થાય છે. આંતરરાષ્ટ્રીય દુનીયામાં બનતા સામાજીક અને રાજકીય બનાવોનું પરીણામ શું આવશે, એ બનાવો પાછળ કેવી બાજી ખેલાતી હશે વીગેરે પ્રશ્નોની એ ચોપાનીયામાં સ્ત્રીઓ ચર્ચા કરે છે.

ઝારશાહીને જમીનદોસ્ત કરી, રૂશીયન સમાજવાદીઓએ શ્રમજીવીઓની સરમુખત્યારી સ્થાપી કે તરત જ સારી યે રશીયન જનતાને અક્ષરજ્ઞાન આપવા માટે રાજ્ય તરફથી પગલાં લેવામાં આવ્યાં. કેળવણીના ગુણો જનતાને સમજાવી તેને કેળવણી લેતી કરી, તેથી આજે તમામ રૂશીયન પ્રજા લખતી વાંચતી થઇ ગઇ છે. વૃધ્ધો પણ નીશાળે જતાં શરમાતા

નથી. અભણ રહેવામાં રૂશીયન પ્રજાની કોઇ પણ વ્યક્તીને શરમ લાગે છે. રૂશીયામાં અપાતી કેળવણી જોઇને કવીવર રવીન્દ્રનાથ ટાગોરને જે જે ઉદ્‌ગારો કાઢવ પડયા છે એજ રૂશીયન પ્રગતીની શાક્ષી પુરે છે. કવીવર ટાગોર કહે છેઃ "મેં રૂશીયામાં એક ચમત્કાર જોયો. મારૂં સ્વપ્ન આજે સાચું હતું."

રૂશીયાનાં નાનાં નાનાં બાલ બાલીકાઓએ આપેલા તેમના કઠીન પ્રશ્નોના ઉત્તરે સાંભળી કવી ટાગોર દીગ્મુઢ બન્યા હતા, અને હીંદમાં પણ એવી જ કેળવણી જનતાને અપાય એવી તેમણે હાર્દીક અભીલાષા દર્શાવી હતી. ગ્રામ્ય પ્રજામાં પણ કેળવણીનો પ્રચાર ઘણી ઝડપથી થાય છે. ૧૯૩૩ સુધીમાં સમસ્ત સોવીયેટની પ્રજામાં ફરજીઆત પ્રાથમીક કેળવણી દાખલ કરવામાં આવે એવી યોજના ૧૯૨૮ માં કરવામાં આવી છે. એ યોજના અનુસાર શહેરની તેમજ ગ્રામ્ય પ્રદેશના કેટલાક ભાગોની પ્રજામાં આ પ્રાથમીક કેળવણી ફરજીઆત દાખલ કરી દીધી પણ છે.

પણ સમાજવાદી સમાજમાં સ્ત્રીઓ માટે કેળવણી લેવાની પુરતી તકો અને સાધનો સાંપડશે, ત્યાંથી જ રાજ્યની ફરજ પુરી થઇ છે એમ નથી. ભાવીસમાજનો સઘળો વહીવટ અને કારોબાર પણ પુરૂષોની માફક સ્ત્રીઓને સોંપવામાં આવશે. સમાજવાદી સંસ્થાનમાં જાતીભેદને સ્થાન નથી. રાજકારણી ક્ષેત્રમાં સરખા હકકો સ્ત્રીઓને પણ મળવા જોઇએ એવી જાતની માગણી આજે પણ સમાજવાદીપક્ષો તરફથી વર્તમાન પત્રો અને વ્યાખ્યાન પીઠો મારફતે થાય છે. તેથી નવી સમાજ રચનાનો એક પાયો તો આ સરખા હકની સ્થાપના ઉપર નંખાશે. સમાજવાદી સમાજમાં દરેક સ્ત્રીને-મત આપવાનો અને ચુંટણીમાં ઉભા રહેવાનો હક્ક મળશે અને જો તે લાયક હશે તો કોઇ પણ હોદ્દો તે મેળવી શકશે. ટુંકમાં નાગરીક તરીકેના દરેક હક્ક તેઓ ભોગવશે અને નાગરીક તરીકેની ફરજો બજાવશે.

પણ શ્રમજીવી તરીકે અને નાગરીક તરીકે સમાજવાદ હેઠળ સ્ત્રી જાતી કયું સ્થાન ભોગવશે? એ પ્રશ્ન કરતાં ભાવી સમાજમાં સ્ત્રી જાતી, ગૃહીણી તરીકે, અને માતા તરીકે કયું સ્થાન ભોગવશે તે પ્રશ્ન જેટલો વધારે અટપટો છે તેટલો જ તે વધુ રસદાયી છે.

સામાજીક અને નાગરીક તરીકેની સ્ત્રીજાતીની જવાબદારી અને તેની ગૃહીણી અને માતા તરીકેની જવાબદારી વચ્ચે કેવી રીતે મેળ બેસશે તેની સમીક્ષા હવે આપણે કરીએ:

કેટલાકો સમાજવાદ ઉપર દોષારોપણ કરતાં કહે છે કે, સમાજવાદ, ગૃહ અને કુટુંબનો નાશ કરશે; ગૃહજીવન અને કૌટુંબીક જીવનનાં સુખ અને સગવડો ઉપર પુળો મુકશે; પીતા અને પુત્ર કે પતી અને પત્ની વચ્ચેના પ્રેમનો અંત આણશે. આ કથન અર્ધસત્ય છે અને તેથી વાચકે સંપુર્ણ સત્ય સાંભળ્યા સીવાય, આવા અર્ધસત્ય ઉપર સમાજવાદ વીષે કોઇ પણ જાતનો મત બાંધવો જોઇએ નહીં. ખરૂં છે કે સમાજવાદ આજે ગૃહ અને કુટુંબ જે સ્થીતીમાં ચાલે છે તેમાં મુલગત પરીવર્તન કરશે, પણ સાથે સાથે તે ગૃહજીવન અને કૌટુંબીક જીવનનાં મધુરાં તત્વો કાયમ રાખશે અથવા મુડીવાદી સમાજે મારી નાખેલાં એ તત્વોને ફરી સજીવન કરશે; પતી અને પત્ની અગર માતા અને બાળક વચ્ચેના પ્રણયની ગાંઠ મજબુત કરશે. સ્ત્રી હો કે પુરૂષ હો, પણ સર્વેને, આર્થીક

પરતંત્રતામાંથી મુક્તી આપવાના મનોરથ સેવતો સમાજવાદ આ આદર્શોને પરીપુર્ણ કરવામાં સહાય કરશે. સ્ત્રીઓને આર્થીક પરતંત્રતામાં રાખનાર કૌટુંબીક રચનાનો સમાજવાદ જડમુળથી ધ્વંસ કરશે ખરો, પણ તે પછી તે કુટુંબોમાં આર્થીક દ્રષ્ટીએ સ્વતંત્ર સ્ત્રી વીહાર કરશે.

કૌટુંબીક રચનાનો આ જાતનો ધ્વંસ, એક સૈકાથી આજના મુડીવાદે શરૂ કર્યો છે અને હજુ પણ તે અવીરત કર્યે જ જાય છે. જ્યારથી ગૃહઉદ્યોગો, ગૃહ છોડીને યંત્રાલયોમાં જઈ વસ્યા, જ્યારથી કાંતવાનું અને વણવાનું કામ રેંટીયા અને શાળોને બદલે યંત્રો ઉપર ચાલવા માંડયું ત્યારથી જ મુડીવાદે ગૃહ અને કૌટુંબીક જીવનમાં ભાગલા પાડવાનું શરૂ કર્યું હતું. વગર વેતને ગૃહકાર્ય સાથે કાંતવાનું અને વણવાનું કામ કરતી સ્ત્રીને જ્યારથી ગૃહ ત્યજીને યંત્રાલયોમાં કામદાર તરીકે જવું પડયું ત્યારથી જ, સદીઓથી એક ઢબે ચાલતા આવેલા એ કૌટુંબીક જીવનમાં પરીવર્તનની શરૂઆત થઈ. પણ એ પરીવર્તન હજુ અપુર્ણ છે. જો કે ઘણા ખરા ઉદ્યોગો હવે ગૃહઉદ્યોગો મટી ગયા છે, છતાં પણ હજુ ગૃહઉદ્યોગોના થોડાક અવશેષો બાકી રહ્યા છે. પણ એ અવશેષો મુડીવાદના વીકાસ સાથે નાબુત થતા જાય છે. આમ મુડીવાદે સમાજના મોટા ભાગના શ્રમજીવી સમુદાયના કૌટુંબીક જીવનનો અંત જ આણ્યો છે. કેટલાકો એવી દલીલ કરે છે કે આથી તો સ્ત્રીઓને આર્થીક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની તક સાંપડી છે. આ મંતવ્ય કેટલેક દરજ્જે ખરૂં છે. પણ એ મંતવ્ય ધરાવનારાઓએ તે સાથે એટલું ભુલી જવું જોઈતું નથી કે કુટુંબની આર્થીક અવદશા જ શ્રમજીવી વર્ગની સ્ત્રીઓને નીર્વાહ પુરતું મેળવવા માટે આ રસ્તો લેવાની ફરજ પાડે છે. એ ઉપરાંત, સવારથી સાંજ સુધી ગૃહની બહાર મજુરી કરતી શ્રમજીવી સ્ત્રીઓના માથા ઉપરથી, એથી ગૃહકામનો બોજો ઓછો થતો નથી. ઉલટો એમના બોજામાં તો એથી વધારો થાય છે. પણ સમાજવાદ હેઠળ પરીવર્તન પામેલાં ગૃહ અને કુટુંબો તમને એથી જુદી જ સ્થીતીમાં જણાશે.

ગૃહ એ શાંતી અને આરામનું સ્થાન છે. અને તેથી બહારથી કામ કરી આવેલા સ્ત્રી કે પુરૂષને ફરી પાછું જો ઘરની ચાર દીવાલોની અંદર કંઈ કામ કરવું પડે તો સ્વભાવીક રીતે જ તેને તે કંટાળા ભરેલું લાગે. પણ વશે કે કવશે આજના મુડીવાદી સમાજમાં તો તે પ્રમાણે કર્યા સીવાય છુટકો જ હોતો નથી. જો અમુક કલાક કામ કર્યા પછી, માનસના વીકાસ અર્થે અગર મનપસંદ કોઈ પણ વ્યવસાય હાથ ધરવામાં આવે તો જ ખરી શાંતી અને સાચો વીશ્રામ વ્યક્તી ભોગવી શકે છે અને ત્યારે જ ગૃહ એ સાચું વીશ્રામસ્થાન ગણાય. અર્વાચીન મુડીવાદે ગૃહઉદ્યોગો તો નાબુત કર્યા અને હવે ફક્ત રાંધવાનું, ધોવાનું વીગેરે કામો જ વ્યક્તીગત રીતે ગૃહમાં કરવાનાં બાકી રહ્યાં છે. જો સમાજવાદ હેઠળ હરકોઈ સ્ત્રી અગર પુરૂષને સમાજની જરૂરીયાતો પુરી પાડવા માટે એક અથવા બીજી જાતની માનવ મજુરીનો ફાળો આપવો પડશે, તો પછી સ્ત્રીઓના માથા ઉપરથી આ ગૃહકામનો બોજો તદ્દન કાઢી નાખવાની અગર ઘટાડવાની ફરજ પણ સમાજવાદી સમાજના માથે આવી પડે છે. સુવા વીનાનું ગૃહ અથવા ગૃહકામ સીવાય બીજું કામ કરતી માતા કે પત્નીનો ખ્યાલ જ સમાજના મધ્યમ વર્ગના ઘણા માણસોને ભડ-

કાવે છે. પણ ભુતકાળમાં જેમ લગભગ દરેક ગૃહમાં રેંટીયો કે શાળ અથવા બીજા કોઇ ગૃહઉદ્યોગનાં સાધનો ઉપર કામ કરતી માતા કે પત્ની પાસેથી અર્વાચીન મુડીવાદી ઉદ્યોગવાદે એ સાધનો છોડાવવાની અને સંખ્યાબંધ કુટુંબોને ગૃહ બહાર કામ કરવાની ફરજ પાડી, એથી કાંઇ માતા અગર પત્ની ઉપરથી પ્રેમ કાંઇ ઓછો થયો નથી કે થતો નથી. તેવી જ રીતે ચુલો અથવા ગૃહકામનાં એવાં બીજાં કામો સીવાયના ઘરથી પણ માતા કે પત્ની ઉપરથી પ્રેમ અને અનુરાગની ભાવનાઓ કંઇ ઓછી થવાની નથી. આજે પણ ઘણા ધનાઢયોના ઘરની સ્ત્રીઓ આવી જાતના ગૃહકામથી તદ્દન મુક્ત છે અને છતાં પણ એવા ગૃહમાં પ્રેમ કે અનુરાગને સ્થાન નથી અગર તો એવી જાતનાં ગૃહોમાં કૌટુંબીક આનંદ અને સુખ મળતું નથી એવું ભાગ્યે જ કોઇ કહી શકશે. વીજ્ઞાને આજે આપણને અદ્દ્ભુત યાંત્રીક યોજના ઘડતાં શીખવાડયું છે અને જેમ બીજા ઉદ્યોગોમાં વ્યવસ્થીત રીતે કામના પ્રકાર ગોઠવી, યંત્રબળની મદદથી અને માનવ મજુરીના ઘણા ઓછા ખર્ચે સમાજ ઉપયોગી જરૂરીયાતો ઉત્પન્ન કરાય છે, તેવી જ રીતે જીવનની આ જરૂરીયાત પણ બીજી જરૂરીયાતોની માફક મળે એવી ગોઠવણ થઇ શકે તેમ છે અને તેથી ગૃહ ચુલા અને ઘંટી વીનાનાં બનાવી શકાય છે. પણ મુડીવાદી સમાજમાં યંત્ર અને વીજ્ઞાનનો ઉપયોગ સમાજના સુખ, અને સગવડ માટે નહીં પણ વ્યક્તીગત નફો કરવા માટે થાય છે. વર્તમાન સમાજમાં જનસમુદાયનો ૯૮ ટકા જેટલો ભાગ તેમના સુખ અને સગવડ માટે આ અર્વાચીન યંત્રો અને યોજનાઓ તેમનાં ગૃહોમાં દાખલ કરી શકે એવી સ્થીતીમાં નથી. પણ દરેક સભ્યના સામુદાયીક ભલા માટે વ્યવસ્થીત બનેલો સમાજ, આ અર્વાચીન યોજનાઓ અને યંત્રોનો ઉપયોગ, દરેક જાતીની માનવમજુરી સાથે દાખલ કરશે અને યંત્રથી તેમજ સમુહશક્તીથી થઇ શકે એવું કોઇ પણ કાર્ય અને વ્યવસાય જુની પદ્ધતી પ્રમાણે—વ્યક્તીગત રીતે કરવામાં આવશે નહીં.

# ગ્રામ્યજનો અને સ્વરાજ

: મુળ લેખક :

એચ. એન. બ્રેઇલ્સફર્ડ

સ્વાધીનતાના રંગે રંગાયલા નવ ભારતનાં શહેરો અને ગામડાં ઓનું બારીક નીરીક્ષણ કરી ગયા પછી મી. એચ. એસ. બ્રેલ્સફર્ડ યુરોપીય અખબારોમાં હીંદી પ્રશ્નોની અભ્યાસ ભરી સમાલોચના કરતા લેખો લખવા માંડયા છે, 'ન્યુ રીપબ્લીક'માં તે પ્રકારનો એક લેખ પ્રગટ થયા છે. તેમાં મી. બ્રેલ્સફર્ડ લખે છે કે, ગોળમેજીના ટેબલ પર ભારતના ભાવીની રૂપરેખા ઘડાઇ છે. અત્યારે ભારતીયોની સ્વશાસનની માગણી શુધ્ધ ખાદીમાં સજ્જ થએલા રાષ્ટ્રસેવકોને બંદીવાન કરી જેલ તરફ લઇ જતા પોલીસોના જુથ નજીક રાષ્ટ્રગીતાના પોકારોમાં સમજાય છે. પ્રાંતીક ધારાસભાઓની લોબીઓમાં નોકરી માટે આતુરતાપુર્વક રાહ જોનારાઓ પ્રધાનોની ખુરશીઓમાં ગોઠવાયા છે. અનેક પ્રકારની મુશ્કેલીઓ અને કંગાલીયત નીચે કચડાયેલો અસ્પૃસ્ય વર્ગસમુહ સમાજને છેવાડે ઉભો છે. હીંદી જનવર્ગના વીવીધ વીભાગોનાં આ દ્રશ્ય: હીંદની રાજકીય પરીસ્થીતી પર દ્રષ્ટી ફેંકતાં હીંદીઓને રાજ્યવ્યવસ્થાનાં કાર્યોમાં નહી જેવું સ્થાન છે એમ જણાય છે.

## મોન્ટફર્ડ સુધારાનાં ચોકઠ

દશકા પહેલાંના મોંટફર્ડ સુધારાઓથી હીંદને પ્રાંતીક ધારાસભાઓમાં ચર્ચા કરવાનાજ હકકો પ્રાપ્ત થયા છે, તેથી કોઇ પણ પ્રકારની સત્તા મળી નથી. અને આ રીતે હીંદની આત્મશાસન તરફ કઇ રીતે પ્રગતી થશે તે હું સમજી શકતો નથી. હીંદની આર્થીક વ્યવસ્થા તો બ્રીટનના હાથમાં સલામત છે. ખેતીવાડી, અને કેળવણી, અને બીજાં પરાયત્ત ખાતાંના પ્રધાનોને ચુંટણી માટે ધારાસભાના સભ્યાનો મત તેમને કદાચ નુકશાન કરી શકે, પરંતુ તેમને પોતાની ઉમેદવારીની મંજુરી માટે તો ગવર્નરની મહેરબાનીની આશા રાખવી પડે છે. આમ હોવાથી પ્રાંતીક ધારાસભાઓમાં નીમાતા પ્રધાનો સરકારી તંત્રના પ્રતીનીધીઓ બની બેસીને સરકારની ઇચ્છા પ્રમાણે તેમને હસ્તક સોંપાયેલ ખાતાંઓનો વહીવટ કરે છે! આમ ચુંટાઇ આવેલા સભાસદોમાંથી પણ સરકાર પક્ષના ખાંધીયાઓ ઉતપન્ન કરવાની બાજી ગોઠવાયેલ છે.

## કોમીવાદનાં અનીષ્ટો

ધારાસભાઓની ચુંટણી માટે કોમી વીભાગો પ્રમાણે મતદારોની વહેંચણી થવાના સબબે આર્થીક અને રાજકીય હેતુઓ સર ધારાસભાઓમાં પક્ષો બંધાઇ ન શકયા. પરીણામે કોમી ભેદોએ તીવ્ર સ્વરૂપ પકડયું. આથી આગળ યોજાયેલા રાજપ્રકરણી સુધારા નીષ્ફળ નીવડવા પામ્યા. કોમી ભાવ વધતાં દરેક કોમના સભ્ય કે પ્રધાન પોતાની કોમના ઇસમને ઉંચી જગા મળે અને સારા પગારની નોકરીમાં તે ગોઠવાય તેમ કરવા ધ્યાન આપવા માંડયો. મોટા પગારની જવાબદાર નોકરીની જગાઓ કોમકોમો વચ્ચે વહેંચી આપવાનું પગલું વ્યાજબી નથી. શીક્ષણ અને લાયકાતના પ્રમાણમાં જ જવાબદાર

જગાઓ પર નીમણુંકો થવી જોઇએ. મુસ્લીમોની મોટી સંખ્યા અશીક્ષીત અને પછાત હોઇ તેઓ તે કારણ આગળ કરી દરેક સરકારી કોલેજમાં મુસ્લીમ વીદ્યાર્થીઓ માટે અમુક જગાઓ અનામત રાખવાની માગણી કરે છે. બીજી બાજુ અન્ય કોમોની શીક્ષીત સંખ્યા બેકારી અનુભવે છે, તે વખતે મુસ્લીમોની ઉપરોક્ત પ્રકારની માગણી સહેજે ઇર્ષા ઉપજાવે તેવી છે. ઓછા શીક્ષીત સમુદાયને નોકરીઓમાં પહેલી પસંદગી આપવાનું સરકાર ધોરણ સ્વીકારે તો ગામડાઓની પ્રજાઓ કે જે બહુ શીક્ષીત નથી તેને માટે પણ નોકરીઓમાં પ્રથમ પસંદગીનું ધોરણ સરકારે સ્વીકારવું જોઇયે. પંજાબના ફળદરૂપ પ્રદેશમાં મેં સારી રીતે ખેતીવાડી થતી જોઇ છે. કેટલાંક સ્થળોએ જંગલ જેવા પ્રદેશને એન્જીનીયરોએ ઉદ્યાનના રૂપમાં ફેરવી નાખ્યો છે, અને કેટલાંક ગામડાંઓમાં નહેરોની આજુબાજુનાં ખેતરોમાં બળદોની મદદ વડે ખેડુતો સારો પાક પકવે છે. આ પ્રદેશ ઉપર સરકારની મીઠી નજર છે. કારણ કે ત્યાંથી લશકર માટે માણસો અને ઘોડાઓ સારા પ્રમાણમાં મળી આવે છે.

## ગ્રામ્ય જીવન પર દ્રષ્ટી

લગભગ બધાં ગામડાંઓમાંથી સરકારને જમીન મહેસુલ અને બીજા કરોની આવક હોય છે. એક ગામથી બીજે જવાના રસ્તા સામાન્ય રીતે ગ્રામ્યજનોની સગવડો સચવાય તેવા હોય છે. ગામની અંદરના રસ્તાઓ ધુળથી ઢંકાયલા, ખાડાટેકરાવાળા, અને વરસાદમાં કાદવ કીચડથી ભરપુર હોય છે. ગામમાં નાનકડી નીશાળ હોય છે, જેમાં સ.રી સ્થીતીનાં આબાપોનાં છોકરાંજ ભણવા જઇ શકે છે. કારણ કે ગરીબ કુટુંબનાં છોકરાંને પેટ વહીતરૂં કરવું પડતું હોવાથી તેમને માટે ભણવાની તક મળતી નથી. જેને પોલીસખાતાના સાધારણ નોકર કરતાંય ઓછો પગાર મળતો હોય તેવો શીક્ષક ગ્રામ્ય પ્રજાનાં સંતાનોને શીક્ષણ આપનાર હોય છે. વૈદકીય સગવડ માટે દરેક ગામોમાં દવાખાનું નથી હોતું, પરંતુ ચાર–પાંચ–કે દસ ગામોના ઝુમખા વચ્ચે દવાખાનાની સગવડ હોય છે, આકસ્મીક રીતે માંદા થઇ પડનારને તો તે પ્રકારના દવાખાનાંનો લાભ મળવોજ મુશ્કેલ હોય છે. મરણકે ગામથી એત્રણ કોસ દુર દવાખાનું હોય છે. હીંદી પ્રજાનો ત્રીજો ભાગ જે ગામડાંમાં રહે છે એના શીક્ષણ, આરોગ્ય, અને સંરક્ષણ માટે આ પ્રકારની વ્યવસ્થા હોય છે.

## પોલીસ વર્તનના નમુના

હીંદી પોલીસ માટે કંઇ પણ લખવું એ સહેલું નથી. હીંદના પ્રથમ વીદેશી વીજેતાઓ જે પ્રકારની છાપ હીંદના મુળ વતનીઓ પર પાડી ગયા છે તે ભુંસી નાખવાં માટે અંગ્રેજ પોલીસ અમલદારોએ ઘણા ઓછા પ્રયત્નો કર્યા છે. હીંદના પોલીસો, અને એ ખાતાના અમલદારો, તેમજ અન્ય અંગ્રેજો તરફના નીચ વર્તનની હીંદીઓ જે વાતો સંભળાવે છે, તે પ્રકારની સંખ્યાબંધ વાતો મેં કાનોકાન ગામડાંઓમાં સાંભળી અને તે વાતોની સચ્ચાઇના પુરાવા મારી દ્રષ્ટી સમક્ષ એટલા સ્પષ્ટ હતા કે તે બધી વાતો ગમે તેને પણ સાચી માનવીજ પડે. ગામડાંઓમાં કર ઉઘરાવવામાં મદદ કરવા રોકાયેલ પોલીસો અને પોલીસ અમલદારોના અત્યાચારો અને અનેક ગેરવર્તનોની લાંબી ફરીયાદો મેં દુઃખ સાથે

સાંભળી હતી, અને એ વાતો સાબીત કરતાં ચોક્કસ પ્રમાણોથી મેં ખુબ ગ્લાની અનુભવી છે. પોલીસોના લાઠી પ્રહારોથી થએલ શારીરીક ઇજાઓનાં દૃશ્યો પણ મેં જોયાં છે. બ્રીટીશ અમલદારો તરફથી થતા અન્યાયોની ઉપરી સત્તાને ફરીયાદ કરવાથી કંઇ વળવાનું નથી એમ એહુતો માનતા હોય, તેઓ તે બાબતની ફરીયાદ કરતાજ નથી. કદાચ કોઇ નીશ્ચીત મનનો માણસ મોટી રકમનું ખર્ચ કરવા તૈયારી બતાવે તો ઉપલી કોર્ટમાં જઇ ન્યાય મેળવી શકે, પરંતુ તેમાંય ગુન્હો કરનાર અમલદારને કમી કરવાનું કે શીક્ષા કરવાનું વલણ તો સરકાર ભાગ્યેજ અખત્યાર કરે! હીંદમાંના બ્રીટીશ અધીકારીઓ કર્તવ્યપરાયણ હોય છે, એ મેં સાંભળેલું પરંતુ મેં જ્યારે એહુતો સાથેના તેમના વર્તનના નમુના જોયા ત્યારે મારે તે વીચાર ફેરવવો પડયો કે જેને લાંબા વખતથી આપખુદીભર્યું વર્તન ચલાવવાની ટેવ પડી છે. તેવી આ સરકાર તે ટેવ એકાએક મુકી દે તેવું જણાતું નથી, તેમજ પોતાના અમલદારોના હાથે થએલ અત્યાચારોનો તીરસ્કાર કરવાની કે તે માટે સજા કરવાની સરકારની હીંમત નથી. કારણ કે સરકાર એના અમલદારો પાસેથી વફાદારી ચાહે છે, અને તેના બદલામાં તે અમલદારોને વફાદાર રહેવા ઇચ્છે છે. એહુતોને કનડગત કરવા બાબતમાં જવાબદાર ન્યાયાધીશ પોલીસ અમલદારને ગુન્હેગાર ગણે તો પણ સરકાર તે અમલદારને કમી કરવાનું પગલું નહી ભરે. હીંદની સામાન્ય જનતા અને બ્રીટીશ અધીકારીઓ વચ્ચે ઘણા અંતરાયો છે. હીંદીઓ અને બ્રીટીશો સામાજીક કાર્યક્રમોમાં અને ધાર્મીક બાબતોમાં એક સાથે નથી હોઇ શકતા. હીંદી જનવર્ગ અને બ્રીટીશ અધીકારીઓ વચ્ચેના અંતરાયોમાં સામાજીક અને ધાર્મીક જુદાપણું મુખ્ય ભાગ ભજવે છે. એકતો બ્રીટીશ અધીકારીઓ એમના સામાજીક જીવન અને વ્યવહારોમાં બીન અધીકારી હીંદી વર્ગના સમાગમમાં આવતા નથી, અને ઓફીસમાં જોરે ભાગે તેમના હાથ નીચે કામ કરતો વર્ગ પણ હીંદીવાનોનોજ હોય છે, એટલે આમ રાજકીય, સામાજીક અને ધાર્મીક બાબતોમાં હીંદની સામાન્ય પ્રજાસમુહ અને બ્રીટીશ અધીકારીઓ વચ્ચે અંતરાયજ રહે છે.

## જવાબદાર રાજતંત્ર આપો

આ વર્ષે હીંદી જનતાનો જુસ્સો અને ભાવના જેણે જોઇ હોય તેવો દરેક માણસ કહેશે કે, હીંદને સવેળા જવાબદાર શાસન આપવામાં ઢીલ કરવામાં આવશે તો તેથી હીન્દ અને ઇંગ્લાંડ બન્નેને આર્થીક અને નૈતીક નુકશાન ભોગવવું પડશે. પરંતુ તેમાં મુસ્કેલી એ છે કે જવાબદાર રાજ્યશાસનનો ઉપભોગ કરે તેવો વર્ગ ધાર્મીક મતભેદોના ઝઘડામાં ગુંથાઇ ગયો છે, વળી એકદમ જવાબદાર શાસનનો ભાર ઉઠાવવાની તેમની તૈયારી પણ નથી. તેમજ અત્યારે ચાલતા એકહથ્થુ શાસનથી ગામડાંની જનતાને કોઇ પણ પ્રકારનું સુખ થનાર પણ નથી, છતાં આ સ્થળે એ જણાવવું જરૂરી છે કે શાસનતંત્રમાં પ્રજાને સ્થાન આપવામાં વીલંબ કરવામાં આવશે તો તેનું પરીણામ ઘણું ભયંકર આવવા સંભવ છે.

## કોમી મતાધીકારનો પ્રશ્ન

હીંદની નવી રાજ્યવ્યવસ્થાની ધારાસભાઓમાં બેસનારા સભ્યોની ચુંટણી કરવામાં કોમી મતાધીકારના તત્વનો સ્વીકાર કરવો એ હીંદની સાર્વજનીક

પ્રગતીને અટકાવી દેવા જેવું છે. કોમી તત્વોને અગત્ય આપવાની આવસ્યકતાજ નથી. કોમી મતદારોને ચુંટણીનો અધીકાર મળતાં તેઓ રાષ્ટ્રના આર્થીક અને સામાજીક પ્રશ્નો પ્રત્યે બેદરકાર બની માત્ર કોમ કે ધર્મના વીભાગોને મહત્વ આપશે. તેથી ધારાસભાઓમાં ચુંટાઇને જનારા સભ્યોમાં પણ આર્થીક અને સામાજીક હીતો માટે મથતા પક્ષોની સ્થાપના નહી થઇ શકે, તેમજ આર્થીક અને સામાજીક હીતો માટે મથતા લાયક સભ્યો ધારાસભામાં નહી જઇ શકે. હીંદુ મુસ્લીમ કોમોના મતાધીકારોના પ્રમાણનું સમાધાન કરવા કરતાં કોમી મતાધીકારની પ્રથાનોજ નાશ કરવાથી રાષ્ટ્રના સાર્વત્રીક હીતને વધુ લાભ થશે. આ એકજ ફેરફાર હીંદના પ્રજાશાસનની ઉજ્જવળ શરૂઆત કરવામાં મદદગાર થઇ પડશે. કોમોની ખેંચતાણમાં ખેંચાઇ જતું બળ રાજકીય પ્રવૃત્તીને આગળ ધપાવવામાં ઉપયોગી થઇ પડશે, જે શકતી અને સંગઠન આજે કોમી વીખવાદો અને ધાર્મીક ઝનુન પાછળ ખર્ચાઇ જાય છે, તે કોમી મતાધીકારનું તત્વ નાબુદ થતાં રાષ્ટ્રના સર્વત્રીક હીત પાછળ ખર્ચાશે. સીલોનમાં જેમ આપણે (અંગ્રેજોએ) કર્યું છે તેમ આપણે હીંદ માટે કરવું જોઇએ. આપણે હીંદનું રાજશાસન બહુમતીના પ્રતીનીધીત્વવાળું બનાવાય તેવાં પગલાં ભરવાં ઘટે છે.

## ગામડાંના મતાધીકાર

હીંદની પ્રજાનો મોટો ભાગ ગામડાંઓમાં વસે છે, ત્યાંની પ્રજા મોટે ભાગે અશીક્ષીત છે. દેશના રાજ્યબંધારણમાં ગામડાઓની પ્રજાઓને એમના પ્રતીનીધીઓને સારી સંખ્યામાં મોકલવાનો હકક હોવો જોઇએ. ગામડાંની પ્રજા ઉપર જેઓની લાગવગ અને કંઇક સત્તા હોય છે તેવા મુડીદારો કે જમીનદારો એ પ્રજાના પ્રતીનીધીઓ તરીકે અત્યારે આગળ પડે છે, એ ચોકખી વસ્તુ છે કે સામાન્ય જનસમુહ અને મુડીદારો અને જમીનદારોનાં હીતો જુદાં જુદાં છે, એટલુંજ નહીં પરંતુ એકબીજાથી તદન વીરોધી છે. એટલે ગ્રામ્ય ખેડુતોના હીતો માટે જમીનદારો લડત ચલાવી શકે એ આકાશ કુસુમવત વાત છે. અત્યારે ગ્રામ્ય પ્રજા રાજશાસનમાં મતાધીકાર અને પ્રતીનીધીત્વનો હકક નહી જેવોજ ભોગવે છે. જ્યાં સુધી રાજતંત્રની આખીયે વ્યવસ્થા ફેરવવામાં ન આવે, ત્યાં સુધી પોલીસોનાં અયોગ્ય વર્તન અને રાજશાસનમાં પ્રવર્તી રહેલ અંધાધુંધી આપણે ઓછી કરી શકીશું નહીં.

## રશીયાનું પુનરાવર્તન

રાષ્ટ્રના રાજકીય સંગ્રામમાં આ વર્ષે ખેડુતોએ જે સાથ આપ્યો છે એ અપુર્વ છે, અમાપ આત્મભોગ અને કષ્ટો સહીને મહાસભાના ફરમાનને માન આપી તેઓએ રાજકારણમાં સક્રીય ભાગ લીધો છે. ખેડુતોના લાભ માટે, ખેડુતોના રોજના જીવન વ્યવહારમાં આવતી વીડંબણાઓને દુર કરનારાં અને *એમના જીવનોમાં સુખશાન્તી વધારનારાં* પગલાં વહેલામાં વહેલી તકે લેવાનું નવા રાજ્ય બંધારણમાં વીસરાવું ન જોઇએ. ગ્રામ્ય પ્રજાને સતાવનાર કરજો, અતી ભુખમરો, ગરીબાઇ, કરવેરા, અને સામાજીક કુરીતીઓ વગેરે અનીષ્ટોનો સર્વ રીતે નાશ કરી ખેડુત જનતાનું ઉજ્જવળ ભાવી થાય એવા યત્નો થવા ઘટે છે. ખેડુત જનતાની અવદશા માટે જો બંધારણસરના સંતોષકારક પગલાં નહી લેવામાં આવે તો હીંદની ગ્રામ્ય જનતાને રશીયાના ઇતીહાસનું પુનરાવર્તન કરવાનો પ્રસંગ આવશે.

# યુરોપનું ઉકળતું રાજકારણ

: લેખક :

ઇતીહાસની આરસી

યુરોપના રાજકારણની ઉકળતી ભઠ્ઠીમાં નવા યુદ્ધનું રસાયણ ઉકળી રહ્યું છે. એ રાજકારણની એરણ ઉપર નવા યુદ્ધના ઘાટ ઘડવામાં ફ્રાન્સ કેટલો ફાળો આપી રહ્યું છે, સોવીયેટ રશીઆ સામે તે ગંભીર ખટપટો કેમ કરે છે તે પ્રસ્તુત લેખમાં યુરોપીય રાજકારણના અભ્યાસી લેખક બતાવે છે.

## છુપી રાજરમત

યુરોપનાં મુડીવાદી મહારાજ્યોએ જગતનાં એકજ સમાજવાદી રશીયાની જડ કાઢવાની પ્રતીજ્ઞા લીધી હોય એમ લાગે છે. તેના ઇમારતી લાકડાનાં અને રસાયણીક દવાઓના વેપાર સામે જકાતની દીવાલો ઉભી કરવામાં આવે છે. તેની સામે આર્થીક અને વ્યવહારીક અવરોધો ઉભા કરવા માટે પાંચ પાંચ મહારાજ્યો પ્રપંચજાળો રચે છે. આ પ્રપંચપરંપરામાં ફ્રાન્સનો ફાળો કંઇ નાનો સુનો નથી. ૧૯૨૭ માં રાયકોવસ્કી વાળો બનાવ બન્યો તે પછી ફ્રાન્સને રશીઆ સાથે દર વર્ષે નવી નવી તકરારો થયાં કરે છે અને ફ્રાન્સનાં સામ્રાજ્યવાદી પત્રોએ તો ગયે વર્ષે જે જોરદાર પ્રચારકાર્ય આદર્યું હતું તેની પછવાડે કંઇ રાજદ્વારી હેતુ સમાએલો નથી એમ સમજાવવા પ્રયત્ન કરવો એ મુર્ખાઇભરેલું છે. હજુ ગયેજ વર્ષે, ચર્ચેલ ધર્મના બચાવની લડત, સોવીએટના હલકા ભાવના આવતા થોકબંધ માલ સામેની લડત, કાળા સમુદ્રથી માંડીને બાલ્ટીક સુધી રશીઆની સામે અવરોધ ઉભો કરવાની લડત; આ બધાંનો એક સામટો વીચાર કરવામાં આવે તો દીવા જેવું સ્પષ્ટ દેખાઇ આવે કે, આ બહારની સાહીત્યલીલા પછવાડે ઉંડા રાજપ્રકરણી દાવપેચો ખેલાઇ રહયા છે. આ બધી શબ્દની લડતો જ્યારે ચાલતી હતી તે બધા વખત દરમ્યાન ફ્રાન્સ અને રશીઆનો સંબંધ તુટવાની અણીપર આવી રહ્યો હતો.

## ફ્રાંસ અને રશીઆનો સંબંધ

પણ રાજદ્વારી સંબંધ તદન તોડી નાખવાનો આશય આની પછવાડે વાસ્તવીક રીતે હતો કે કેમ એ જાણવા જેવું છે. બે રાજ્યો વચ્ચેનો સંબંધ ત્યારેજ તુટે કે જ્યારે તેમની વચ્ચે દુસ્મનાવટ બરાબર ઘર કરી બેઠી હોય, અને રાજકીય સંબંધ તુટતાંજ આર્થીક સંબંધ પણ બંધ પડવોજ જોઇએ, તેજ સાથે જે સત્તા આ પગલું ભરે તેણે એ પણ વીચાર કરી રાખવો જોઇએ કે હવે પછી કયું પગલું લેવાનું છે? પોતાના દુસ્મનને નમાવવાનો રસ્તો એણે શોધી કાઢવોજ જોઇએ. ૧૯૨૭ માં ઇંગ્લંડની કોન્ઝરવેટીવ સરકારે કર્યું હતું, તેમ બીજી સત્તાઓને પણ એવી નીતી અખત્યાર કરવાને માટે તે લલચાવી શકે તોજ તેનો કંઇ અર્થ છે.

પણ ૧૯૨૭ માં બ્રીટનના કોન્ઝરવેટીવ પક્ષની જે સ્થીતી હતી તે આજે ફ્રાન્સની નથી. ફ્રાન્સને ખર્ચે પોતાની લડાયક શકતી વધારનાર તેનાં મીત્રરાજ્યો બધાં સોવીએટ રશીઆનાં પાડોશી છે; અને પોલાંડના બહુમતવાદી પક્ષના નેતા રોમન મોવસ્કીએ તો ઘણા વખતથી એમ જાહેર કરીજ દીધું છે કે આંતરરાષ્ટ્રીય વેપારી આડતીયાઓ પોલાન્ડને સોવીએટ રશીઆ સાથે લડાઇમાં ઉતારવાને કાવાદાવાઓ ચલાવી રહયા છે.

## વેરનાં કારણો

આ સ્થીતી છે ત્યારે ફ્રાન્સ રશીઆ તરફ આવી નીતી ધરાવે છે તેનાં શાં કારણો છે તે જાણવું અગત્યનું છે. મુખ્ય કારણો ત્રણ છેઃ પહેલું તો ફ્રાન્સ યુરોપની અંદર સહુથી વધારે બળવાન મુડીવાદી રાજ્ય છે. ફ્રાન્સની નીતીનો મુખ્ય આધાર યુરોપના માલેતુજાર જમીનદારો અને છુટક મજુરીથી ખેડ કરાવનારા ખેડુત-અમીરો પર છે. આ લોકોને સોવીએટ રશીઆ તરફ બહુજ તીરસ્કાર છે. એ લોકો એને પોતાનું દુશ્મનજ માને છે. આમ માનવાનું કારણ એ છે કે ફ્રાન્સની અંદર બાવીસ લાખ જમીનદાર ખેડુતો પાસે ઝારના વખતનાં બોન્ડ છે અને સોવીએટ રશીઆ તેનો કંઇ પણ બદલો આપવાની ના સંભળાવી બેઠું છે એ બીજું કારણ છે. ત્રીજું કારણ એ છે કે ફ્રાન્સે યુરોપનાં બીજાં રાજ્યો સાથે જે નીતી અખત્યાર કરેલી છે તેથી રશીયા વીરૂધ્ધ છે. ફ્રાન્સે વર્સેલ્સમાં જીત મેળવી છે પણ પરાજય પામેલું જર્મની યુધ્ધવીરામ પછી આજ સુધીમાં આર્થીક રીતે પગભર થઇ ગયું છે અને લડાઇમાં કરજના બોજા નીચે જર્મની ગમે તેટલું હેરાન થતું હોય, છતાં એ વાત તો સ્પષ્ટ છે કે, જે દેશના ઉદ્યોગો સૌથી સરસ દશામાં હોય, તે દેશને પોતાની લશ્કરી સત્તા જમાવવાની આડે લાંબો વખત સુધી કોઇ આવી શકેજ નહી. અને મુડીવાદનાં મંડાણની સામે સામ્રાજ્યવાદ તો સંકળાએલો છેજ. તે ઉપરાંત વર્સેલ્સની લુંટના ભાગલાઓથી ઘણાંય લુટારૂ રાજ્યોને અસંતોષ રહી ગયા છે, એટલે તે ફરીથી વહેંચવા માટે અને એ બધાં સામ્રાજ્યવાદી રાજ્યોની વગની મર્યાદાઓ નક્કી કરવાને માટે બીજો જગતવ્યાપી વીગ્રહ તાજેતરમાં ફાટી નીકળવાની પુરતી દહેશત રહે છે. એ લડાઇ પહેલી શરૂ થશે અમેરીકા અને બ્રીટન વચ્ચે. આ બેમાંથી એક પણ મહાસતાના મદદગાર થવાની ગૌણ પદવી મેળવી લડાઇનાં પરીણામમાં ભોગ બનવાનું ફ્રાંસને પસંદ નથી.

## ફ્રાંસની ચાલબાજી

આ કારણથીજ ફ્રાંસ એવો દાવો રાખે છે કે તેને એક મોટું નૌકાસૈન્ય રાખવા દેવું જોઇએ. જો તેની આ માંગણી બીજી સતાઓ કબુલ રાખે તો ભાવી યુધ્ધમાં ફ્રાંસની અગત્ય બહુજ વધી જાય. અને ભાવી યુધ્ધના આ ભયને લીધે ફ્રાંસને પોતાનાં મીત્રરાજ્યો સાથે બહુજ નીકટનો સંબંધ રાખવોજ જોઇએ. આ કારણસર જર્મની ફ્રાન્સનું આશ્રીત બની રહે એમ તેણે કરવું જોઇએ. યુરોપનાં રાજ્યોને એકત્રીત કરવાની મોં. બ્રાયાંની યોજનાની પછવાડે આ આશય હતો જર્મની કે જે આધુનીક યુરોપની સહુથી વધારે બળવાન

ઔદ્યોગીક સત્તા છે તે કાયમને માટે ફ્રાંસનું ગુલામ બની રહે, તે માટે જર્મની કોઇ પણ રાજ્યો સાથે સંબંધ જોડી ન શકે અને પોલાંડ પણ સરહદ સાથેનો પોતાનો હક્ક જતો કરે એવી બાજીઓ ફ્રાંસ ખેલી રહ્યું છે. જો એ સરહદ ફ્રાંસને મળે તો જર્મની પુર્વ પ્રુશીઆથી છુટું પડી જાય અને તેનું લશ્કરીબળ ભાંગી પડે. અને એલ્બ તથા રહાઇનની વચ્ચે જર્મની પોતાના લશ્કરનાં મથકો જમાવી શકે નહી.

વર્સેલ્સના કરારોથી જે સ્થીતી ઉભી થઇ છે તે કાયમ નભી રહે અને જર્મની ફ્રાન્સનું ગુલામ બની રહે તે માટે રશીઆમાં એવી રાજસતા હોવી જોઇએ કે જેની સાથે ફ્રાન્સ સંબંધ બંધી શકે. આમ ન બને તો જર્મની સ્વતંત્ર નીતી અખત્યાર કરવાની ધારણામાં કાયમને માટે નીષ્ફળ જાય અને પોતાને અમુક જમીન સોંપી દેવા માટે પોલાંડ પર કદી પણ દબાણ ન લાવી શકે. એ તો સ્પષ્ટ છે કે સોવીએટ સરકાર, જર્મની જેવા એક સધ્ધર ઉદ્યોગીક દેશની અવગણના કરી શકે નહી, અને તેનું જ્યાં સુધી ચાલે ત્યાં સુધી તેની સાથે દુશ્મનાવટ પણ નજ વહોરે. પણ ફ્રાંસની નજર સામે તો કાયમને માટે જર્મની અને રશીઆની સંધીનો ભુત ભમતો રહે છે. યુરોપનાં અન્ય રાજ્યોનાં નીત્યનાં રાજકારણમાં માથું મારવાની ફ્રાન્સની વૃતીની પછવાડે આ જર્મની અને રશીઆની વચ્ચે સંધી થવાનો સંભવજ ન રહે એવી સ્થીતી ઉભી કરવાનો હેતુ રહેલો છે.

જો સોવીએટ સરકારને ઉથલાવી પાડવામાં આવે તો પણ સરહદના એ સવાલની બાબતમાં ફ્રાન્સની મુરાદ બર આવે. અથવા પોલાંડના લોકો યુક્રેન છતી લીએ અને પોતાની સત્તા જમાવી દીએ તો પછી સરહદના સવાલની બાબતમાં તેમની પાસેથી ધાર્યું કામ ફ્રાન્સ લઇ શકે.

## ખુલ્લી દુશ્મનાવટ

ફ્રાન્સની ડખલગીરીની રાજ્યનીતીનાં આ પ્રેરક કારણો છે. યુરોપની રાજખટપટમાં રસ લેનાર દરેક માણસ આ વાતથી વાકેફગાર છે. રશીઅન સરકાર સામે બળવો ઉઠાવનાર પક્ષો સાથે વાટઘાટ ચલાવવાની વાત ફ્રાન્સ છુપી રાખી શકે, પણ આ ખુલ્લાં રાજકીય સત્યો પર તે ઢાંકપીછોડો કરી શકેજ નહીં.

જાપાન અને રશીઆની ૧૯૦૫ ની લડાઇ પછી જે લોકો દુનીઆના ઇતીહાસનો બરાબર અભ્યાસ કરતા રહયા છે તેમને ખાત્રીજ હતી કે હવે પછીનાં જગતયુધ્ધની જે તૈયારીઓ ચાલી રહી છે તેમાં બ્રીટન ફ્રાન્સને પડખે ઉભું રહેશે. સોવીએટ રશીઆ એમ કહયા કરે છે કે અન્ય રાજ્યોની સાથેના એના સંબંધની વચ્ચે બીજાં રાજ્યો નડતર કરે છે, તે વાતને આ વાસ્તવીક સત્યોનું વલણ તપાસતાં ટેકો મળે છે.

મોસ્કોમાં હમણાં કેટલાક બળવાખોરોની જે તપાસ ચાલી હતી તેણે આખી દુનીઆને રશીઆપરના એ ભયથી વાકેફગાર કરી છે. ૧૯૧૭ માં મજુર બળવા પછીથી આજ સુધી એ ભય કાયમ રહયો છે. જ્યારે સોવીએટ રશીઆએ પોતાની સમાજવાદી યોજના રજુ કરી અને જ્યારે મુડીવાદી રાજ્યોને ખાતરી થઇ ગઇ કે રશીઆમાં એ યોજના પાર પાડવાની શક્તી છે ત્યારે એ ભયે ગંભીર

સ્વરૂપ લીધું. આવાં ભગીરથ કામમાં જે મુસ્કેલીઓ ઉભી થાય તેનો લાભ લઇ રશીઆ પર, તે પગભર થાય તે પહેલાં, ઘા કરવાની સામ્રાજ્યવાદી સત્તાઓની નેમ કોઇથી છુપી રહે તેમ નહોતું.

## પાપમય સહચાર

૧૯૨૭ સુધી રશીઆને અવરોધ કરનાર બ્રીટનની કોન્ઝરવેટીવ સરકાર હતી. એજ અરસામાં એશીઆમાં મહાન વીપ્લવવાદી લડતો ફાટી નીકળી, એટલે ઇંગ્લાંડને રશીઆનો ભય વધારે લાગ્યો; તે ભયને નીવારવા ઇંગ્લાંડે તૈયારી કરી. બ્રીટનની રશીઆ પ્રત્યેની એ અવરોધનીતીમાં ભાગ લેવાની સ્થીતીમાં ફ્રાન્સ તે વખતે નહોતું, કારણ કે ત્યાંની નાણાં સંબંધી સ્થીતી બહુજ ખરાબ હતી, વળી તેજ વખતે ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે નૌકા બળનું ધોરણ નકકી કરવાની વાટાઘાટ ચાલતી હતી. જ્યારથી બ્રીટને અમેરીકા અને ફ્રાન્સ બંનેના જેટલું નૌકાસૈન્ય રાખવાનો આગ્રહ છોડી યુરોપીય સત્તા તરીકે ફ્રાન્સના હક્કનો સ્વીકાર કર્યો ત્યારથી ફ્રાન્સને રશીઆ સામેના બ્રીટીશ સહકારની ખાત્રી થઇ ગઇ. એટલે એક સ્વતંત્ર અને માનવઉન્નતીના પ્રયોગ કરતા દેશની સામે થવાનું સ્વાર્થી જોડાણ એમની વચ્ચે શકય બન્યું.

પણ બ્રીટનમાં મજુર સરકાર સત્તામાં આવતાં કેટલીક મુસ્કેલીઓ ઉભી થઇ, ફ્રાન્સને ખબર હતી કે ઇંગ્લાંડની અંદરના લશ્કરવાદીઓ સરકારના ફેરફારથી પોતાની નીતીમાં ફેરફાર નહી થવા દે, અને ફ્રાન્સના સામ્રાજ્યવાદીઓ જાણતા હતા કે મજુર સરકાર કાંઇ અમરપટો લખાવીને નથી આવી, તેથી તેના વીરોધીઓનું સંગઠન કરી તેને સત્તા ઉપરથી હાંકી કાઢી શકાય; તેમજ એ પણ દેખીતું હતું કે રશીઆ તરફની તેની અચોકકસ નીતીને કોઇ જરૂરીઆતને વખતે મુડીવાદીઓ સામે શીર ઝુકાવવું જ પડશે.

સોવીએટ રશીઆ સામે અવરોધો ઉભા કરવા કોન્ઝરવેટીવ પક્ષ તો સદા તૈયારજ છે એ બાબતમાં જરાએ શંકાજ નથી.

## ફરી યુધ્ધને રસ્તે

સોવીએટ રશીઆની સામે અવરોધ ઉભો કરવો એ પુર્વ યુરોપને માટેજ જોખમકારક છે એમ નથી. જો એટલુંજ હોય તો પણ તેમાં બન્ને બાજુનાં મળી લાખો માણસોની ખુવારી થશે; અને છતાં એ લડાઇ એટલેથી અટકશે નહી, તે તો જગતયુધ્ધના નાટકનો પ્રથમ પ્રવેશ હશે. પોલાંડની સરહદના એક ટુકડાની બાબતમાં પણ યુરોપનાં રાજ્યો સહમત નથી થઇ શકતા, તેઓ ઇટાલીના પોતાના સંસ્થાનો સંબધીના દાવા વીશે પણ સહમત નથી થઇ શકતા, ત્યારે પુર્વ યુરોપના જમીનના ભાગ પાડવાના સવાલ પર એ લોકો કદી પણ એકત્ર થશે એમ કોણજ માની શકે? કારણ કે એ જમીન ઉપર તો દુનીયાનાં તેલના ઇજારાનો પ્રશ્ન છે. એટલે સોવીએટ રશીઆ સામેના અવરોધનું પરીણામ જગતયુધ્ધમાં આવશે.

આ કારણથી એ પ્રશ્ન, જે જે લોકો, રશીઅન જનતાના સમાજવાદી ઘડતર માટેના પ્રયત્નમાં લડાઇ પછીના ઇતીહાસનુ એકજ ઉજળું પ્રકરણ નીહાળે છે, તેઓને માટેજ નહી, પણ જે કોઇ પણ શ્રમજીવીઓની શાન્તીને માટે ઉમેદ રાખે છે તે બધાંને માટે અત્યંત અગત્યનો પ્રશ્ન છે.

# નિર્ધનોને ગુંગળાવતી મુડીવાદી ચુડ

: લેખક:
નીર્ધન

મુડીવાદની ભયંકર નાગચુડ નીર્ધનોનાં ગળાંની આસપાસ વીંટળાઇને મજુરોનો, ખેડુતોનો અને ગામડાંનો કેવી રીતે નાશ કરે છે, એ ભયંકર લીલા ઉપર પ્રકાશ પાડતી નક્કર દલીલો લેખક રજુ કરે છે.

પ્રભુમાં પરમ શ્રદ્ધા રાખનારાઓ હમેશાં એમ કહે છે કે, 'માનવ માત્ર પ્રભુનાં સંતાન છે.' છતાં કોઇ પણ મંદીર આગળ જઇને બે પાંચ મીનીટ ઉભા રહેવાથી એ સુત્રની અંદર રહેલી ભ્રમણા દુર થઇ જાય તેમ છે.

બાબુલનાથ કે મહાલક્ષ્મીના મંદીર આગળ જનાર જોઇ શકશે કે અનેક તંદુરસ્ત તેમજ અવયવોની ખોડ ખાંપણવાળા, ભીખારી ઉપનામથી ઓળખાતા મનુષ્યો ત્યાં ભીખ માટે બેઠા હોય છે.

થોડા જ વખતમાં ધમ ધમ કરતી મોટર અથવા ખખ્ ખખ્ અવાજ કરતી બે ઘોડાની ગાડી આવીને ઉભી રહે છે. અંદરથી એ વાહનનો શ્રીમંત સ્વામી ઉતરે છે અને મંદીરનાં પગથીયાં ચડતાં પેલા ભીખારીઓને પૈ પૈસાનું 'દાન' દેતો દેતો ગર્ભ દ્વારમાં પ્રવેશે છે. તેને જોતાં જ પુજારીઓ ઢીલા ઢીલા થઇ શેઠને 'દર્શન'ની સગવડ કરી આપે છે. તેના બદલામાં પેલા શ્રીમંત ચાંદીનો એકાદ સીક્કો ફેંકીને ચાલતો થાય છે.

એ ઘટના જોનાર કયો શ્રદ્ધાળુ એ વાત સ્વીકારી શકશે કે "મનુષ્ય માત્ર પ્રભુના બાળક છે?"

પ્રભુના નામના તત્વજ્ઞાન સાથે સમાનતાની વાતો કરનારાઓ કહે છે:

"સબી ભુમી ગોપાલકી
વા મેં અટક કહાં?"

પરંતુ ખુદ પ્રભુના જ મંદીરમાં અંત્યજ-બાલ પ્રવેશવા આવે તો તેને ધક્કા મારી કાઢી મુકવા પેલા મંદીરના શ્રીમંત માલીકનો પગાર ખાનારા લાઠીધારી ચોકીયાત ખડા હોય છે! અને ત્યારે એ સુત્રમાં શ્રધ્ધા બેસશે કે:

"સબી ભુમી ગોપાલકી
વામેં અટક કહાં!"

એક બાજુએ શીવાલય હોય અને તેની પાડોશમાં જ વૈષ્ણવોની હવેલી હોય, તેથી થોડે છેટે રામ મંદીર હોય, એનાથી થોડે દુર જૈનોનું દેવાશ્રય હોય અને તેની સાનીધ્યમાં મસજીદ હોય. ત્યાં જઇને અનુભવ કરો. શીવાલયમાં કૃષ્ણલીલાના ગુણ ગાઓ, હવેલીમાં શંકર પાર્વતીની ભક્તી કરવા માંડો, રામજી મંદીરમાં અરીહંતના નામનું ઉચ્ચારણ કરો કે દેવાશ્રયમાં જઇ મોથી નારકીમાં પડેલા કૃષ્ણચંદ્રનાં સર્વશક્તીમાન તરીકે વર્ણન કરો, અથવા

મસ્જીદ આગળથી વાજાં વગાડતાં પ્રભુનો વરઘોડો લઇ જાઓ. જુઓ પછી ત્યાં કેવો અનુભવ થાય છે? "મનુષ્ય માત્ર એક જ પ્રભુનાં બાળક છે" એમ કહેનારાઓ ખરા છે કે જુદા જુદા સ્થાનમાં જુદા જુદા પ્રભુ માની પોતપોતાના પ્રભુનો બચાવ કરનારાઓ ખરા છે? એનો જરૂર તમને વીચાર થયા વીના નહીં જ રહે!

પરંતુ એ દરેક સ્થળે ખણખણતા નાણાંના સીક્કાનું પ્રભુત્વ એક સરખું સ્વીકારાય છે, એ તો સહજે સમજી શકાય તેવી સ્પષ્ટ સાદી અને સત્ય હકીકત છે.

[૨]

આવા પ્રભુત્વવાળા પૈસાના પુંજપત્તીઓની સત્તા રશીઆ સીવાય દુનીઆના પ્રત્યેક પ્રદેશમાં પ્રવર્તી રહેલી પેખી શકય છે. ગમે તો આપખુદ સત્તાથી ચાલતી રાજ્યસંસ્થાવાળા દેશને જુઓ, ગમે તો પ્રજાતંત્રવાળા દેશને નીહાળો કે બહુમતવાદથી ચાલતા રાજ્યતંત્રવાળા પ્રદેશને તપાસો, પ્રત્યેક સ્થળે સત્તાના સર્વાંગ સુત્રો મુડીવાદીઓના હાથમાં સંકલીત થયેલાં દેખાશે. જમીનદારો, ઉદ્યોગપતીઓ અને પુંજીવાળા એ મુઠીભર મનુષ્યો. શહેરોના લાખ્ખો કામદારો અને ગામડાંઓના કરોડો ખેડુતોને ગુલામીની જંજીરોથી જકડી લઇ તેમની પાસે મજુરી કરાવે છે અને તેમની શારીરીક શક્તીનાં સત્વ પુરેપુરાં ચુસી લીધા પછી જ્યારે તેમની પાસેથી દોઢ પ્રભુ સમા દમડા દેવને મારેથી કંઇ પણ લાભ મેળવી શકાય તેમ ન હોય ત્યારે રસ નીચોવી લીધેલા શેરડીના કુચાની માફક આધાર વીનાના જગતમાં ધકેલી દઇ બેકારો અને દરીદ્રોના દળમાં ઉમેરો કરવા મોકલાવી દે છે!

પુંજીપતીઓ અને ઉદ્યોગવાદીઓને કરોડો શ્રમજીવીઓ ઉપર ભયાનક સત્તા ગજાવવાનું સાધન તેમની પુંજીમાંથી પ્રાપ્ત થાય છે. ઉપર જણાવ્યું તેમ બેકાર બનાવી મુકાયલા નીર્ધન મનુષ્યોને નીરાધાર દશામાં શા સારૂ ભુખે મરી જવું પડે છે?

આનું કારણ એ જ છે કે તેમની પાસે બે હાથ સીવાય કશું જ સાધન હોતું નથી, અને જ્યારે પુંજીપતીઓને તે હાથોની જરૂર હોય ત્યારે શ્રમજીવી સમાજની વ્યક્તી તે હાથ એને વેચી શકે છે.

ત્યારે એવું કેમ બને છે કે શ્રીમંત શરાફ કે ધનવાન ઉદ્યોગપતી કંઇ પણ શ્રમ ઉઠાવ્યા વીના, નીશ્ચીંત રીતે સંપુર્ણ રીતે વીલાસી જીવન ગાળતો છતાં, દરેક દીવસે, અરે! દરેક કલાકે અને દરેક મીનીટે નફાનો સંચય કરતો જ જાય છે? તેનું કારણ એ છે કે, તેની પાસે ય બે હાથ તો છે જ, પરંતુ તે ઉપરાંત કારખાનાં, ખેતરો, યંત્રો, રેલ રસ્તા, ખાણો, વહાણો, સ્ટીમરો અને જાત જાતની યંત્ર સામગ્રી જેવાં ઉત્પાદનનાં સાધનો—જેના વીના વર્તમાન સમયે કોઇ પણ કાર્ય અશકય બની રહે છે તે—છે. આથી રશીઆ સીવાયના સમસ્ત વીશ્વમાં માત્ર પુંજીપતીઓ અને જમીનના માલીકો જ દોલતનો સંચય કરે છે. અને જમીનદાર વર્ગ પણ હવે તો મુડીવાદી જ બની રહેલા છે એ ભુલવું જોઇતું નથી. આવી પરીસ્થીતીમાં આવી જાતનાં સાધનોવાળો માનવ સમુહ જેની પાસે કશી જ મુડી ન હોય તેવા અપાર જનસમુદાય ઉપર પ્રભુત્વ ગજાવે તેમાં નવાઇ પણ શું છે?

ગામડેથી શહેરમાંથી મજુરી વેચવા આવેલા બે હાથના જ સાધનવાળા નીર્ધન મનુષ્યનું જ ઉદાહરણ જુઓ: તેને પોતાની મજુરી વેચવા કોની પાસે જવું પડે છે? કારખાનાના કે કામના માલીકની જ પાસે.

અને પછી તે માલીક પેલા નીર્ધન મનુષ્યના જીવનનો જ ધણી રણી થઇ બેસે છે.

જો એ પુંજીપતી પ્રભુના વફાદાર સેવકો, જેવા કેઃ વહીવટીઆ (directors) અને નામાવટીઆ (book-Keepers) ગણતરી કરીને એમ કહે કે, નવા-તાજા માણસ પાસે કામ કરાવીને તેમાંથી વીશેષ નફો ચુસી શકાય તેમ છે, તો પેલો પુંજીપતી પેલા નીર્ધન મજુરને કામે રાખે છે, જો તેમ ન હોય તો તેને ચાલ્યા જવાની આજ્ઞા ફરમાવે છે.

પોતાના કારખાનામાં પેલો પુંજીપતી સહુનો મહારાજાધીરાજ છે. પ્રત્યેક મનુષ્ય તેની આજ્ઞાને શીરસાવંદ્ય ગણે છે અને તેના પડતા બોલને ઝીલી સહુને તેનો સંપુર્ણ રીતે અમલ કરવો પડે છે. તેની મરજી પ્રમાણે કારખાનાને મોટું અથવા નાનું બનાવી દેવામાં આવે છે. મુકાદમો અને મેનેજરો મારફતના તેના હુકમથી કામદારોને રાખવામાં કે કાઢી મુકવામાં આવે છે. કામદારોને કેટલા કલાક કામ કરવું પડશે અને મજુરીના બદલામાં તેણે કેટલા પૈસા સ્વીકારવા પડશે તેનો આખરી નીકાલ પણ તે જ કરે છે

આમ થાય છે તેનું કારણ એ છે કે, પેલું કારખાનું તેનું છે, પેલું કામ તેનું છે; એ બધું એની **ખાનગી માલીકીનું છે. ઉત્પાદનના સાધનો ઉપરના તેના ખાનગી માલીકીના આ અધીકારમાં જ મુડીવાદીઓના હાથમાં રહેલી ભયાનક સત્તાનાં મુળ રહેલાં છે.**

## [ ૩ ]

જેવું કારખાનાનું તેવું જ જમીનનું પણ સમજવું. ઉદાહરણ તરીકે જગતમાં સહુ કરતાં વીશેષ સ્વતંત્ર અને પ્રજામતવાદી એવા અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોની જ વાત વીચારીએ. ત્યાં જમીન ઉપર સ્વામીત્વ ધરાવનાર શ્રીમંતની માલીકીની જમીન ઉપર હજારો કામદારો મજુરી કરે છે. ત્યાં બધું જ કામ કારખાનાની ઢબે વ્યવસ્થીત કરી રાખેલું હોય છે. ત્યાં વીજળીથી ચાલતાં સેંકડો હળ, બીજ રોપવાનાં યંત્રો, અનાજ લણવાનાં યંત્રો, ઘાસ કાપવાનાં યંત્રો હોય છે. તે યંત્રો ઉપર પગારના ભાડે રાખેલા માનવ ગુલામો ઉષાથી સંધ્યા સુધી શ્રમ ઉઠાવે છે. કારખાનાંની માફક એ ગુલામો પણ પોતાને સારૂ નહીં પણ પોતાના માલીકને માટે મજુરી કરે છે. એટલે જ પેલા કામદારોના બમ્મે હાથ સીવાયનાં જમીન, બીજ અને યંત્રો તેના **મુડીવાદી માલીકની ખાનગી મતા** બને છે. એ માલીક પોતાના ધંધાની ઉપર એવી ઢબે દેખરેખ રાખીને દોરવે છે કે જેથી પેલા ગરીબ ખેડુતોના પસીના અને રક્તમાંથી તેને માટે પીત્તવર્ણે પ્રકાશતી ધાતુના સીક્કાના એની તીજોરીમાં ઢગલા ખડકાય છે. તેની સામે કોઇ કોઇ વખત શ્રમજીવીઓ ગણગણાટ કરે છે, છતાં છેવટે તો તેની આજ્ઞાનું તેઓ પાલન કરે છે અને પોતાના શેઠને માટે દ્રવ્ય સંપાદન કરે છે. કેમકે શેઠની દરેક વસ્તુ ઉપર માલીકી છે ત્યારે તેમની પાસે હથ સીવાય બીજું કંઇ નથી.

પરંતુ હીંદુસ્થાનમાં અને ખાસ કરીને ગુજરાતમાં આવી રીતે કામ થતું નથી. કેમકે અહીંના જમીનદારો અમેરીકન પુંજીપતીઓની માફક વ્યવસ્થીત લુંટ ચલાવવાની કળામાં હજી પાવરધા થયા નથી. એટલે તેઓ પોતાની જમીન ખેડુતને ખેડવા

આપે છે. ગરીબ ખેડુતો પાસે પોતાની એવી જમીન હોતી નથી, હોય તો ઓછામાં ઓછી હોય છે, અને આર્થીક અવદશાનાં વસમાં વર્ષોમાં તેમને જીવવા માટે જે થોડા ઘણા પૈસા જોઇએ તે પેલા શરાફને ત્યાંથી લાવે છે. અને તેનાં ચક્રવદી વ્યાજનો રાક્ષસ ગરીબડા ખેડુતોની જમીનને ધીરે ધીરે ઓહીયાં કરી જાય છે!

ખેડુતો બાપદાદાની જમીન ખેડવાની પ્રતીષ્ઠાની ખાતર, તેમ જ ખેતી ઉપર જ એમનો આધાર હોઇ, ખેડવા પુરતી જમીનનો અભાવ હોવાથી પેલા શરાફ-જાગીરદારની પાસેથી જમીન ખેડવા માટે લે છે.

જમીનવાળો તો તેને મત્ર અમુક અમુક ખેતર અમુક ભાગથી કે અમુક રકમ ઉધડી લેવાની શરતે ખેડવા આપે છે. ત્યારે ખેડુતને બળદની જોડી, ખેતીનાં સાધન (હથીયાર), બી-ખેવડ વગેરે પોતાનાં વસાવવાં પડે છે.

આમાં પણ આંસુની કમાણી જાંસુમાં સમાણી જેવું થાય છે. કેટલાકોને બળદ લેવાના પૈસા ન હોય, તો કોઇની પાસે બીજ તેમજ નવો પાક થાય ત્યાં સુધી ખાવા અનાજ ન હોય, એટલે વળી તેઓ પેલા શરાફ-જમીનદાર પાસે જાય છે. તેમને જોઇતા રૂપીઆ ખાતે મોડી ભારે વ્યાજ અને બીજા કેટલાક ફરજીઆત વેરાની વસુલાત પછી તે પૈસા આપે છે, તેમાં ખેડુતના નશીબે તો લેવાના સોના સાઠ ને આપવાના સાઠના સો થાય છે. તેમજ અનાજ પણ ચાર છ મહીના પછી તે સવાગણું, દોઢગણું અથવા અઢીગણું લેવાની શરતે આપે છે.

આ અનાજ ઘણી વખત તો સળી ગયેલું પણ હોય છતાં ભુખમાંથી બચવા માટે ખેડુતને તે કરગરીને સ્વીકારવું પડે છે! ત્યારે આપતી વખતે તાજું આપવું પડે છે! આમાં પણ જો ભાવની વધઘટ હોય તો પેલો ધીરો રોકડા પૈસા કઢાવી પ્રમાણમાં વીશેષ માલ લઇ જાય છે!

આમ જમીનવાળાઓ ખેડુતને ભયંકર ગુલામીનાં બંધનમાં જકડે છે. આમ કેમ થાય છે? એ પ્રશ્નનો જવાબ અહીં પણ એટલો જ છે કે જમીન પેલા માણસની **પોતાની** છે. ખેડુત કામદારની પાસે મજુરીનાં સાધન છે; પણ જેની ઉપર મજુરી કરવાની તે મુખ્ય સાધન **જમીન ઉપર તો પેલા જમીનદારનો જ ખાનગી હક્ક છે.**

[૪]

**આમ** વર્તમાન સમાજવ્યવસ્થા તે મુડીવાદીતંત્ર નીચે ભીંસાતી જનતાનો સમાજ છે. એમાં દેખીતા બે વર્ગો જણાય છે: (૧) જેઓ વધારેમાં વધારે શ્રમ ઉઠાવે છે છતાં ઓછામાં ઓછું ખાવાનું મેળવી શકે છે તે અને (૨) જેઓ ઓછામાં ઓછું કામ કરે છે કે લગાર પણ કામ કરતા નથી છતાં અપચો થાય તેટલું ખાવાનું મેળવી શકે છે તે.

ગીતાની યજ્ઞની આજ્ઞાથી આ વ્યવસ્થા છેક જ અવળી છે. ગીતાની વ્યાખ્યા પ્રમાણે પેલા બીજો વર્ગ ચોરી કરનાર-ચોરનો જ ગણાય. આમ છતાં આચાર્યો પણ આ જાતની ગેરવ્યવસ્થાની સામે વીરોધનો એક શબ્દ સુદ્ધાં ઉચ્ચારતા નથી, ઉલટા તેઓ તો એ વર્ગની જ પ્રશંસા કરે છે, તેમની જ મહત્તાનાં ગીત ગાય છે અને શ્રીમંતને જ શ્રેષ્ઠ પુરૂષ મનાવવા મથે છે! કેમકે છેવટે તો એ વર્ગનો આધાર એમની પેઢીઓ અને તેમની શાખાઓ સમાં મંદીરોમાંથી થતી ઉપજ ઉપર જ રહેલો છે, અને તે ઉત્પન્નનો ઝરો મુડીવાદમાં છુપાયલો છે.

અહીં એક બીજો પ્રશ્ન ઉભો થાય છે.

આ એકાખાઉ ટોળકીના હાથમાં મજુરીનાં સાધનો ઉપરનો માલીકી હક્ક અનીવાર્ય બને તે રીતે ટકાવી રાખવાની શક્તી ક્યાંથી આવી? એ આળસુ લોકોએ ખાનગી માલીકી હક્કની વ્યવસ્થા આજની ઘડી સુધી ટકાવી કેવી રીતે રાખી? એનાં મુળગત કારણો શું છે?

એનાં કારણ નીર્ધન શ્રમજીવીવર્ગના શત્રુઓની સંપુર્ણ વ્યવસ્થાશક્તીમાં રહેલાં છે. આજે એક પણ દેશમાં એવો એક પણ મુડીવાદી વસતો નથી કે જે એકલો રહીને વ્યક્તીગત કામ કરી શકતો હોય. પણ હીંદમાં જ્યારે વીજ્ઞાનની ખીલવણી થઇ ન હતી, તે વખતે પણ પ્રત્યેક શ્રીમંત હુંડીપત્રી અને વ્યાપાર વાણીજ્યની બાબતમાં જુદા જુદા દેશ અને ગામના શ્રીમંત સાથે વ્યવસ્થીત સંકલનાથી કામ કરી રહ્યો હતો. અત્યારે તો પ્રત્યેક મુડીવાદી માણસ એક અથવા તો બીજી આર્થીક સંસ્થાનો સભ્ય હશે જ. અને એ આર્થીક સંસ્થાના સંઘો જ પોતાના હાથમાં તમામ સત્તાનાં સુત્રો લઇને ઉભા છે. તેમની સેવામાં સેંકડો નહીં, હજારો જ નહીં પણ લાખ્ખો આડતીયા ખડા છે, તે બધા કોઇ જાતની બીકથી એ સેવા બજાવતા નથી પણ દીલથીજ તે સેવા આપે છે. પ્રત્યેક મુડીવાદી દેશનું આર્થીક જીવન ખાસ આર્થીક સંસ્થાઓ [જેવી કે: સીન્ડીકેટો, ટ્રસ્ટો અને બેન્કોના સંઘો] ને જ ચરણે સમર્પાયલું હોય છે.

હીંદ જેવા દેશમાં નીભેળ હીંદી મુડીવાદ વીકાસની પરાકાષ્ટાએ જો કે હજી પહોંચ્યો નથી, પરંતુ પરદેશી મુડીવાદના શંભુમેળામાં તેણે પોતાના અસ્તીત્વને ઓતપ્રોત બનાવી મુક્યું છે; એટલે હીંદના આર્થીક જીવનનાં અનેક અંગો ઉપર તેનો સદ્દર પંજો પડેલો છે જ. આવી સંસ્થાઓ અંદર અંદર એકત્રીત બને છે અને તમામ વસ્તુઓ ઉપર સત્તા ચલાવે છે. બેન્કો અને વ્યાપારની વચ્ચેના સંબંધ જે જાણતા હોય, વીમા કંપનીઓ અને બેન્કો વચ્ચેના સંબંધની જેમને ખબર હોય, દેશ પરદેશોના આર્થીક વ્યવહારમાં બેન્કોનાં સ્થાન અને તેની સત્તાની જેમને જાણ હોય અને બેન્કોનો સરકાર સાથેનો સંબંધ કેવો અને કેટલો છે એ વસ્તુસ્થીતીનો જેમને કંઇક અનુભવ હોય, તે જ કહી શકે કે અજગરની ચુડમાં ભીંસાતા મનુષ્યની માફક આ સંસ્થાઓ આપણા જીવનની આસપાસ ભયંકર ચુડ ભરાવી રહેલી છે.

## [૫]

ઔદ્યોગીક અને નાણાં વીષયક બાબતોમાં વજ્ર જેવી સંગીન સંસ્થા તે મુડીવાદી—સામ્રાજ્યવાદી રાજ્યસંસ્થા છે. આ સંગઠીત સંસ્થા પોતાના હાથમાં સરકાર તેમ જ સત્તાનાં સુત્રોની લગામ મજબુતીથી પકડી રાખે છે. ત્યાં પ્રત્યેક વસ્તુનું વજન અને માપ કાઢવામાં આવેલું હોય છે. તેની પ્રત્યેક યોજના એવી વીચાર પુર્વક ગોઠવાયલી હોય છે કે મુડીના કારમા પ્રભુત્વની સામે બળવો કરનાર વર્ગના નજીવામાં નજીવા પ્રયાસને જોતજોતામાં કચડી જ નાખે. રાજ્યસંસ્થાના તાબામાં તમામ જાતનાં બળ [જેવાં કે: જાસુસ, પોલીસ, ન્યાયાધીશ, જલ્લાદ અને કેળવાયલા લડવૈયા જે બધાં એક તંત્રની ઢાળકીમાં પ્રાણવીહીન યંત્રો સમા બની ગયા હોય છે,]

તેમ જ કામદારોને અને નીર્ધન જનતાને પોતાના જ અહીતના માર્ગોમાં શ્રદ્ધા રાખનાર બનાવી મુકે હેવી માનસીક અસરો ઉપજાવનારાં સાધનો હોય છે. એ માટે મુડીવાદી સામ્રાજ્યવાદની સંસ્થા કેળવણીનાં મંદીરોનો તેમ જ ધર્મમંદીરોનો આશરો લે છે. અને તેમની મદદે મુડીવાદીઓની માલીકીનાં પ્રચારક પત્રો ઉભાં કરવામાં આવ્યાં હોય છે.

જ્યારે જ્યારે ધામીક સંસ્થા પોતાના અનુયાયીઓને સ્વતંત્ર મનુષ્ય તરીકે જીવવાનો તાત્ત્વીક બોધ આપવાનો પ્રયાસ કરે, ત્યારે તેની એ પ્રવૃત્તીઓમાં સત્તાવાદનો પંજો પ્રવેશ કરે છે. આર્યસમાજ તેમ જ અકાલી શીખોનો ઇતીહાસ આ હકીકતને પુરવાર કરનારા જોઇએ તેટલા પુરાવા આપે છે.

યુરોપમાં ડુક્કરના માંસનો વ્યાપાર કરનારાઓ ડુક્કરોને એવો કૃત્રીમ ખોરાક ખવડાવે છે કે જેથી તેનામાં ખુબ જ ચરબી ઉત્પન્ન થાય છે. પરંતુ તે ડુક્કરના હીત માટે નહીં, પણ તેના માલીકના નફા માટે જ હોય છે.

મુડીવાદી મૂડીલીકો પોતાના કામદારો સાથે બરોબર એ જ રીતે વર્તે છે. એ વાત ખરી છે કે તેઓ પેલા ડુક્કરના માલીકની માફક કામદારોની ચરબી વધે તેટલો ખોરાક તેને ન મળે તેની બરાબર કાળજી રાખે છે, કેમકે કામદારોમાં ચરબી વધે તો તેમાં દેખાતી ઉપર તેના માલીકને નફો થાય તે સુધારેમાં ધુમ કરી શકે નહીં એવો તેમાં ભ ઓછું ખ પરંતુ દરરોજ તે એને એવો જેઓ માનસીક ખોરાક આપતા રહે છે પણ કામ. તેમાં ઉત્પન્ન થયેલી ચરબી એનો ખાવાનું વીચાર કરવા જેટલી શક્તીની જગા દેતી નથી!

મુડીવાદીઓ હમેશાં આ ભાગે છે કે તેમના કામદારો ઘેટાંના જેવા, ચુંચાં કર્યા વીના માલીકના નફાના કતલખાનામાં જઇ માથું નમાવવા પુરતા અધીન બની રહે. એથી જ શાળા અને મંદીરની મદદ મારફત તેઓ ઉગતી જનતાના માથામાં એવા વીચાર ભરવા મથે છે કે રાજા મહારાજાઓ તો ઇશ્વરના અવતારોના સીધા વારસ છે, એટલે એમની તમામ આપખુદીઓનો શીરસાવંધ સ્વીકાર કરવો તે પ્રભુભક્ત મનુષ્યોની પવીત્ર ફર્જ છે; જેઓ શ્રીમંત છે તેમણે ગયા જન્મમાં ઘણાં જ દાનપુણ્ય કરેલાં તેને લીધે ભગવાને તેમને એ વીશીષ્ઠ સ્થાનમાં જન્માવ્યા છે, મજુરો અને ગરીબો તેઓ પોતાના ગત જન્મનાં પાપને ભોગે વર્તમાન જીવનમાં નીર્ધન બન્યા છે, તેમણે હવે પછીના જન્મમાં સુખી અને શ્રીમંત તેમ જ સત્તાવાળા બનવું હોય તો, વર્તમાન જીવનમાં તેમને સોંપાયલું કામ જરા પણ ચુંચા કર્યા વીના, માલીકને નફો મળે તેવી વ્યવસ્થાને સંપુર્ણપણે વફાદાર રહીને કરવું. તેને જે મળે તેમાં સંતોષ માનવો કેમકે વીધીએ એના નશીબમાં છઠ્ઠીની રાત્રે એ જ લેખ લખેલા છે, તેમાં કોઇ જરા પણ ફારફેર કરી શકે તેમ નથી. વીધી સામે જે તે પુરૂષ પ્રયત્ન કરશે તો તેના તે તમામ પ્રયાસો વ્યર્થ જશે, એટલું જ નહીં પણ માલીક તરફ માથું ઉંચકવાના ભયંકર ગુન્હા માટે ભગવાન તેમને મરણ પછી નર્કમાં નાખશે!

આવા કામ માટે પેલી રાજ્યસંસ્થા શાળાઓ તેમ જ મંદીરોને આર્થીક મદદ કરે છે. પરંતુ શાળાઓ જરા જેટલી સ્વતંત્રતા બતાવે તો તેમની મદદ બંધ કરવામાં આવે છે. પોતાને મળતી મદદના બદલામાં શાળામાં ક્યાં પાઠ્ય પુસ્તકો ચલાવવાં અને વીદ્યાર્થીઓના માથામાં કઇ જાતના વીચારો ભરવા તેના નીયમનની અને પરીક્ષણની

સત્તા રાજ્યસંસ્થા વીદ્યાપીઠની 'સીનેટ' મારફત પોતાના હાથમાં રાખે છે.

આ જાતની **અપાર શકતીવાળી વ્યવસ્થા** મુડીવાદીઓને પોતાની ખાનગી માલીકીના હક્ક જાળવી રાખવાના કામમાં પુરેપુરી મદદ કરે છે.

શ્રીમંતો અને ઉદ્યોગપતીઓ તો સંખ્યામાં મુઠીભર જ હોય છે, પરંતુ તેમની આસપાસ વફાદાર ભક્તમંડળ જેવા ભારે પગારના સેવકોનું મોટું ટોળું હોય છે. તેઓ ડીરેકટર, મેનેજર અને એવાં બીજાં એકસો ને એક રૂપાળાં નામ નીચે પોતાને ઓળખાવવામાં ગૌરવ ગણે છે. તેમની આસપાસ વળી બહુ જ મોટી સંખ્યાના બીજમતદારો વીંટળાઇ વળેલા હોય છે. તેમને પ્રમાણમાં ઓછો પગાર મળતો હોવા છતાં, તેમનો તમામ આધાર એ પગાર ઉપર જ હોય છે. તેમને એવી દશામાં જીવવા માટે જ કેળવવામાં આવેલા હોય છે, અને પેલી કેળવણીની સંસ્થામાંથી પરીક્ષાની દારકાંછાપ ખાઇને નીકળ્યા પછી, તેઓ આડા અવળા ન જતાં આવી નોકરીઓની શોધની જ તજવીજમાં પડે છે! અને એવી એકાદ જગા તેમને જડી જાય તેમાં તેઓ પોતાને પુરા ભાગ્યવાન માને છે! એ માણસોની આસપાસ વળી તેમનાથી યે વીશેષ સંખ્યાનું માનવ ટોળું ફરી વળેલું હોય છે. તેઓ મુડીવાદીના અડતીઆ, નાનકડી જગાના હોદ્દેદાર વગેરે નામના નીશાનથી ઓળખાય છે. આમ પેલા કંજુસ વાણીઆ મફતનું નાળીયેર લેવા નાળાયેરીના ઝાડે ચડી નાળીયેર પકડીને લટકતો હતો, એ બાલકથાની માફક એક બીજા પરસ્પરના આધારે પેલા મુડીવાદી રૂપી નાળીયરને વળગી રહ્યા હોય છે, એ બાલકથામાંનો છેલ્લા ઘોડાવાળાનો ઘોડો નીચેથી નીકળી જતાં બધા પડી મરવાની દશામાં મુકાયા હતા તેમ, મુડીવાદી નાળીયરને વળગેલો આ માનવ સમુહ ઉત્પાદનનાં સાધનની માલીકી રૂપી ઘોડો પોતાના પગ નીચેથી સરકી ગયેલો હોવાથી, બેકારી અને ભુખમરા રૂપી ખાડામાં પડી મરવાના ભયથી સદાયે ભયભીત જ રહેતા હોય છે.

આવી રીતે મુડીવાદીઓની સાંકળની છુટી છુટી છતાં મુડીવાદના હીત અર્થે એકત્રીત થયેલી કડીઓ જેવા બધા માણસો મુડીવાદીનાં પંજામાં સપડાઇને, વીશાળ વીસ્તારની જાળીમાં જકડાઇ ગયા હોય છે. એ કડીની અગત્યની ચાંપ પેલા મુડીવાદીના હાથમાં હોય છે. અને જો પેલી કડીમાંનો કોઇ ચુંચાં કરે તો તુરત જ પોતાની ચાપ દાબી તે બધાને વેર વીખેર કરી નાખે છે. એટલે એની ગુલામી જંજીરમાંથી પેલો શ્રમજીવી મુકત થવા માગે તો પણ થઇ શકે તેમ હોતું નથી.

આ તો મુડીવાદી સંસ્થાની વાત થઇ. પણ મુડીવાદી સામ્રાજ્યવાદી રાજ્યસંસ્થાયે બીજું કશું જ નહીં પરંતુ વીશાળ પાયા ઉપરનો આર્થીક સંઘ જ છે. તેમાં યે શ્રમજીવીઓ મહેનત કરી કરીને છુંદાઇ મરે અને માલીકો બેઠા બેઠા આનંદથી તેમના શ્રમના ફળનો ઉપભોગ કરે. કામદારો તેમની આજ્ઞાઓનો અમલ કરે, અને તેમના બની બેઠેલા માલીકો માત્ર તેમની ઉપર હકુમત ગજાવતા હુકમો છોડે જ જાય. કામદારો એની રચનામાં છેતરાય છે એનો માલીક પોતાની છેતરવાની કલા નીત્ય નવે નવે સ્વરૂપે અજમાવતો જ જાય છે. મુડીવાદની સત્તા નીચેની વ્યવસ્થામાં આ જ **દશા** પ્રવર્તી રહે છે.

# આ તમે હત્યા

: લેખક :

આમવર્ગીય

"જગદીશ આજનું છાપું જોયું કે?"

મારા પાડોશી અને મીત્ર વીજયરાયે સવારના વર્તમાનપત્રની ગડી જેમ તેમ હાથમાં વાળતાં વાળતાં મારા દીવાનખાનામાં આવતાં જ બુમ મારીને કહ્યું.

હું તે વખતે જયુલીઅન હક્સીનું "વીજ્ઞાન ધર્મ અને માનવ સ્વભાવ" નામનું તાજું પુસ્તક વાંચી રહ્યો હતો અને મૃણાલીની મારી બાજુમાં બેસીને એ ગંભીર વીષયને ધ્યાનપુર્વક સાંભળી રહ્યાં હતાં.

"જગદીશ તેં સવારનું છાપું વાંચ્યું?"

વીજયરાયે છેક મારા ખભા પાસે આવીને તેને હચમચાવી નાખીને પુછ્યું.

વીજય લાગણીવાળો જુવાનીઓ હતો. નજીવી જેવી બાબતમાં તે ઉશ્કેરાઇ જતો કે નીરાશ થઇ જતો. એટલે મેં એની વાત ઉપર બરાબર ધ્યાન આપ્યું નહીં, પરંતુ તે તો પોતાની વાત સંભળાવ્યા વીના છોડે તેવો ન હોતો.

"વાંચ્યું."

મેં પુસ્તકમાં દ્રષ્ટી રાખીને જ કહ્યું.

"આ જોયું?"

મારી આંખ સામે તેના હાથમાંના છાપાને ધરી મોટા અક્ષરે છાપેલા મથાળા તરફ તેણે આંગળી લંબાવીને ફરી પુછ્યું.

"શું છે તે? કંઇ સનસનાટી મચાવે તેવું ગરમાગરમ હશે, શું કોઇએ બોમ્બ ફોડયો કે કોઇ ઠેકાણે બળવો થયો?"

"તમે તો લાગણીશુન્ય જ રહ્યા. આજના છાપામાં તો આ મહત્વનો બનાવ છે, પણ તમારી રીત પ્રમાણે તમે ઉપર ઉપર નજર નાખીને છાપું મુકી દીધું લાગે છે!"

"ખરું છે." મેં તુરત જ મારો ગુન્હો સ્વીકારી લીધો. "મને વર્તમાનપત્ર કરતાં આ પુસ્તકના વીષયમાં વીશેષ રસ પડે છે; અને વળી મૃણુને પણ તે સાંભળવું હતું."

"મૃણાલીની બ્હેન, તમે યે જગદીશની સાથે વેદીયાં ન બની જાઓ. જીવનમાં એકલી ગંભીરતા કામની નથી."

"એ તો એમનો સહવાસ થયો એટલે એમના ગુણનો પટ તો ચડયા વીના કેમ રહે?" મૃણુએ સ્મીત કરીને વીજયને જવાબ આપ્યો.

"નહી, નહી, પણ આ તો પ્રસંગ ભલ-ભલાને રોમાંચ કરી નાખે તેવો છે."

કહેતો વીજય બાજુમાં પડેલી ખુરશી ખેંચીને બેઠો.

[ ૨ ]

"આ માણસ પોતાની વાત સંભળાવ્યા વીના છોડવાનો નથી જ" એવી મારી ખાત્રી થઇ એટલે મેં પણ હાથમાંનું પુસ્તક બાજુમાંની ટ્રીપોઇ ઉપર મુકીને તેની સામે જોયું. ખરેખર વીજય ઉશ્કેરાઇ ગયેલો લાગતો હતો. મેં કહ્યું. "એવું તે શું છે આજે?"

"જુઓ જુઓ આ..., ના, ના, લાવો હું જ તમને એ વાંચી સંભળાવું."

કહીને તે વાંચવા લાગ્યો :

## સ્વાતંત્ર્ય યજ્ઞનું બલીદાન

### હતાશ બનેલા યુવકે કરેલું પ્રાણાર્પણ

મૈમનસીંગ : તા૦ ૧૫

આજે અહીં હૃદય વીદારક બનાવ બન્યો. નલીનીકુમાર ઘોષ નામના સીનીઅર બી. એ. ના વીદ્યાર્થીએ રેલ્વે ટ્રેઇન નીચે કચડાઇને આત્મહત્યા કરી.

નલીની કુમાર એક આદર્શ યુવક હતો. વીદ્યાપીઠની પરીક્ષામાં તે પ્રથમ પંક્તીએ આવશે એવું તેના તમામ અધ્યાપકો ધારતા હતા. સ્વદેશી પ્રચાર અને મુક્તી-સંગ્રામમાં તે તન, મનથી કાર્ય કરતો હતો. આવતી કાલની તે આશા હતો, આજનો તે ઉત્સાહ હતો, નવજવાનોનો તે પ્રાણ હતો.

એના ખીસામાંથી એક પત્ર નીકળ્યો છે. તેમાં તેણે લખ્યું છે કે: "માતૃભુમીની મુક્તી વેગળી અને વેગળી જતી દેખાય છે. મારે માટે એ ઘટના અસહ્ય છે. મારા જીવનમાં માડીની ગુલામીની શૃંખલાઓ નહીં તુટે એ વીચાર જ મને મુંઝવી નાખે છે. એ મુંઝવણ અસહ્ય લાગવાથી હું મૈયાના નામ પર પ્રાણાર્પણ કરું છું."

નલીની ઘોષના આવા અકાળ મૃત્યુથી અત્રેની યુવક ચળવળને ભારે ખોટ પડશે."

ગંભીર ભાવે એ ફકરો પુરો વાંચી રહ્યા પછી વીજયે છાપાને જમીન પર નાખીને મારી તરફ જોયું.

એ વખતે એના ગળામાં ગુંગળામણ હતી, આંખમાં એક પ્રકારનું તેજ ચમકારો મારતું હતું, હૈયું લાગણીના આવેશથી ધબકી રહ્યું હતું.

"જોયું? આનું નામ તે નૌજવાન." અને પછી ઉંડો નીશ્વાસ મુકીને તે બોલ્યો: "ગુલામી કેવા ભોગ લે છે? નલીની જેવી ખીલતી કળીઓ એની રૂંધાતી હોળીમાં ભડભડી જાય, દેશનાં આશાપુષ્પો જેને લીધે આમ અકાળે ખરી પડે એ ગુલામી..." તેણે દાંત કચકચાવ્યા, "ના, તેનાથી એમ સ્વાભાવીક જ થઇ ગયું "એનો જ નાશ થવો જોઇએ. શું જગદીશ તને નલીની ઘોષ જેવાનાં ભવ્ય બલીદાનમાં દીવ્યશક્તી રહેલી નથી દેખાતી?"

"કોઇ પણ દેશનો નૌજવાન આ દશામાં પ્રાણાર્પણ કરે તો યે મારું હૈયું ત્રોફાઇ જાય, તો આ તો મારો જ દેશબંધુ; મારી જ માતૃભુમીને ખાતર જીવન વીસર્જન કરવાની ભાવનાથી જે હાથે કરીને પોતાનો જીવનદીપ બુઝાવી નાખે તેને માટે મને કેમ ન લાગે? એવો કોણ પત્થર હૃદયી હશે કે જેને આ દશામાં થતાં માનવ મૃત્યુ માટે દુઃખ ન થાય?"

"જે ભુમીમાં આવા નૌજવાનો પડ્યા હોય તેની મુક્તીને, તેની સ્વતંત્રતાને આ દુનીઆની તો શું પણ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળમાંની પણ કઇ સબળ શક્તી રોકી રાખી શકે તેમ છે?"

એનો જવાબ મેં આપ્યો નહીં.

વીજયના મતથી જ્યારે જુદા પડવાનું હોય ત્યારે બને ત્યાં સુધી હું મૌન સેવતો. કેમકે તે એનાથી જુદો વીચાર ધરાવનારને શાંતીથી સહન કરી શકતો નહોતો. એટલે મારો અભીપ્રાય બતાવી વીના કારણની કલાક બે કલાકની ગરમાગરમ ચર્ચા નોતરવાનું સાહસ ઉઠાવતાં હું ડરતો.

પરંતુ આજે તો વીજય ખરેખર ઉશ્કેરાઇ ગયો હતો. તે આજે મારું મૌન પણ સહન કરી શક્યો નહીં.

[ ૩ ]

"હું કહું છું તે શું બરાબર નથી ?"

"તારે મતે જરૂર એમ હશે જ."

"અને તારે ?..."

"મેં તને હમણાં જ કહ્યું તો-ખરું."

"તે તો પ્રસંગ પરત્વે, પરંતુ આવાં બલીદાનથી ગુલામ દેશની સ્વતંત્રતા નજીક આવે એમ શું તું નથી માનતો ?"

"વીજય, દરેક વીષયમાં માણુસ પોતપોતાના અભીપ્રાય ધરાવવા છુટા હોવા જોઇએ."

"પણ આવી બાબતમાં તો બે મત હોઇ જ શકે નહી."

"તને તેમ લાગે છે..."

"અને તને ?"

"મને એવું લાગતું નથી."

"ત્યારે શું લાગે છે ?"

"એ જાણીને તને લાભ નહી થાય !"

"કેમ નહી, આ દેશમાં વસનારો કોઇ પણ મનુષ્યનામધારી પ્રાણી આવી બાબતમાં જુદો મત ધરાવી જ ન શકે."

"બની ગયેલી ઘટના માટે કદાચ તેમ માની શકાય, પરંતુ તેના પરીણામ માટે સહુ એકમત ન પણ થઇ શકે."

"એમ કેમ ?"

"મૃત્યુ એ તો જાતે જ કરુણ પ્રસંગ છે. તેમાંય આત્મહત્યા તો તેથીય વીશેષ કરુણ છે. પરંતુ તેથી થનારાં પરીણામ એ જુદો જ વીષય છે એ લાગણીનો નહી પણ બુધ્ધીનો વીષય છે."

"પણ મારે તારો મત જાણવો છે."

"તો તે જણાવવામાં મને કશો વાંધો નથી પણ એક શરતે ?"

"કયી ?"

"જેવો પ્રસંગ ગંભીર છે, તેવી ચર્ચા પણ ગંભીર રીતે થવી જોઇએ."

"કબુલ. બસ્સ."

"તો મને મારો મત જણાવવામાં કંઇ જ વાંધો નથી." અને પછી મેં વીજયને કહ્યું:

"નલીનીની ઘોષણાનો હેતુ વીશુદ્ધ છે એને માટે તો બે મત હોઇ જ શકે નહીં, પણ જો મારો મત નલીનીની જેવી લાગણીવાળો કોઇ નૌજવાન પુછે તો હું તેને આત્મહત્યા કરતાં તો જરૂર રોકું."

"પણ મણુસ ગભરાઇ જાય, ગુંગળાઇ જાય અને એકકે ઉપાય સુઝે નહીં ત્યારે શું કરે ?"

"લાગણીનો ચડેલો ઉભરો શમે ત્યાં સુધી થોભે અને વીચાર કરે તો, તેને પણ શું કરવું તે આપોઆપ સમજાય."

"એ વાત ખરી છે વીજય ભાઇ." અત્યાર સુધી અમારી વાતો મૌન ભાવે સાંભળી રહેલી મૃણુએ કહ્યું. "લાગણીનો એકાએક આવેશ તે દુધના ઉભરા જેવો છે. એ ઉભરો ચડેલો હોય ત્યાં સુધી કોઇ પણ મનુષ્ય શાંત ચીત્તે સાફ સાફ વીચાર કરી શકે નહીં."

"મને એ વાત સમજાતી નથી. મને તો લાગે છે કે માણુસ એવે વખતે જીવવા કરતાં મરીને જ વધારે સારું કામ કરી જાય છે."

"વીજય, તારો સ્વભાવ લાગણીપ્રધાન છે એટલે તને એમ લાગે છે. પરંતુ આપણે એકલા તરંગવાદી ન બનીએ ને પરીણામનો વીચાર કરીએ, તો જ સમજી શકીએ કે જે કાર્યને માટે આત્મહત્યા કરીએ તે

કાર્યને આપણે જીવતા રહીને વીશેષ લાભ કરી શકીએ છીએ. આત્મહત્યા કરનાર તો બીજો કશો વીચાર કરતો નથી, છતાં આપણે એમ માની લઇએ કે, તેના બલીદાનનો ધક્કો બીજા સેંકડો કે હજારો નૌજવાનોને લાગવાથી તેમનામાં રાષ્ટ્રભક્તીની ભાવના જાગે છે, અથવા જાગ્રત રાષ્ટ્રભક્તી વીશેષ વેગવતી તેમ જ સક્રીય બને છે. પરંતુ એ માન્યતામાં તેમ જ પેલી આત્મહત્યાથી થનારી અસરમાં લાગણીનું તત્વ વીશેષ છે. એ તત્વને જોગ ઉછાળો મારતાં ઓછો વીલંબ થાય ? તેમ એને શમી જતાં પણ વધુ વખત લાગતો નથી. એટલે થોડા દીવસ નલીની ઘોષના પ્રાણાર્પણની કથા પ્રતીમુખે રહેશે, પણ ધીરે ધીરે તેમનું ધ્યાન એવા જ કોઇક બીજા રોમાંચકારી પ્રસંગ તરફ દોરાશે અને છેવટે નલીની ઘોષનું નામ રાષ્ટ્રીય યુદ્ધના ઇતીહાસ લેખકોના જ સ્મરણમાં રહેશે. તેના કરતાં એ ગુંગળામણની ઘડી પુરતો સંયમ રાખી નલીની ઘોષ જીવતો રહ્યો હોત તો એના જેવો યુવાન રાષ્ટ્રસેવામાં કેટલા બધો ઉપયોગી થઇ પડત, કેટલા બધા નૌજવાનોને તે પ્રેરણા આપનારો નીવડત અને મૃત્યુને ય હાથમાં રાખીને ફરનારો એ મૃત્યુંજયી માતૃભુમીની પરાધીનતાની બેડીઓ તોડવાના ગંભીરમાં ગંભીર અને જોખમભર્યાં કાર્યમાં ય શત્રુથી જરા પણ ગભરાવા વીના કેટલાં બધાં સાહસ ખેડી શક્યો હોત ? નલીની મરી પરવાર્યો તે કરતાં તો જીવંત મરણીયો રહ્યો હોત તો કેટલું સારૂં તે હવે તને સમજાય છે ?"

અને મને લાગ્યું કે વીજય ઉપર મારા કથનની કંઇક અસર થતી હતી,

## [ ૪ ]

"આત્મહત્યા એ સાવ સાદી કે સહજમાં વર્તનમાં મુકી શકાય તેવી વીધી નથી."

વીચાર કરવા જરા થોભીને મેં કહ્યું.

"એ બાબતમાં તારાં વીચારો શું છે ?" વીજયે ધીરે સ્વરે પુછ્યું.

"લાગે છે કે વીજયભાઇને આજે તમારી ગંભીર વાત સાંભળવી ગમે છે."

મૃણુએ બેવડા અર્થમાં કહ્યું.

"મૃણુ બ્હેન, તમે મને અન્યાય કરો છો. હું કંઇ છેક જ અધીરીયો નથી."

"તેવો આક્ષેપ હું તમારી ઉપર મુકતી નથી."

મેં કહ્યું. "આત્મહત્યા એ લાગણીનો અતીરેક છે. માણસના હૃદય પર કોઇક કારણસર એકાએક ધક્કો લાગે ત્યારે તેમાં લાગણીનાં પુર ચઢવા માંડે છે. તે વખતે તે બુધ્ધી શુધ્ધી ભુલી જાય છે. એના રોમેરોમમાં પેલાં પુર ઉછાળા મારવા લાગે છે, એનું રક્ત ગરમ બની જાય છે, એની આંખો આગળ નીરાશાનાં શ્યામ પડ જામવા લાગે છે. તે વખતે આત્મહત્યા એ જ માત્ર તેને એકલો અસરકારક ઉપાય લાગે છે."

"એવે વખતે એવા માણસે ત્યારે શું કરવું ?"

"એને જેનામાં વીશ્વાસ હોય તેવા માણસની પાસે જઇ પોતાની મુંઝવણ દુર કરવાનો ઉપાય શોધવો."

"એ જ ખરો રસ્તો છે." મૃણુએ પોતાનો મત વ્યક્ત કર્યો.

વીજય માત્ર અમારા બન્નેની વાત જ સાંભળી રહ્યો. મને લાગ્યું કે કદાચ એના

સ્વભાવને મારી એ ભલામણુ બરોબર રૂચી નહીં હોય.

"આત્મહત્યા એ વીષય ઉપર વીચાર કરવા બેસીએ તો આપણે જોઈ શકીએ કે તેના જુદા જુદા પ્રકારે છે." મેં મારી દલીલ આગળ ચલાવી. "કોઇક માણસ કુટુંબ કલહથી કંટાળીને આત્મહત્યા કરે છે; કોઇક માણસ ગજા ઉપરાંત દેવામાં ડુબી ગયો હોય, કે આવેશની એકાદ નબળી ઘડીએ તેનાથી એવું ખરાબ કામ થઇ ગયું હોય કે જેથી તેની પ્રતીષ્ઠા જાય એવો ભય હોય ત્યારે તે આત્મ હત્યા કરે છે, તો કોઇ નલીની ઘોષની માફક આદર્શ સીદ્ધીમાં નીષ્ફળ નીવડવાથી મળેલી નીરાશાનો વેગ વધી પડવાથી પ્રાણાપર્ણ કરે છે. એ પ્રત્યેક પ્રકારમાં મનુષ્યને પોતાનું જીવન અકારૂં થઇ પડે છે, તેને જીવન લંબાવવા કરતાં ટુંકાવવાનું જ પ્રીય થઇ પડે છે. પરંતુ વીચાર કરીએ તો સમજાય કે ગમે તે કારણને અંગે માણસ આત્મહત્યા કરવા પ્રેરાય તેથી એનામાં હીંમતની પુરેપુરી ખામી પુરવાર થાય છે..."

"શું તમે એમ માનો છો?" વીજય એકાએક વચ્ચે બોલી ઉઠયો.

"હા, પણ તેનાં કારણ છે. તું એ જાણીશ ત્યારે તારી ખાત્રી થશે કે હું કહું છું તે ખોટું નથી."

"શું તમે નલીની ઘોષ જેવા મર્દ જવાનના આપભોગને પણ એજ કક્ષામાં મુકો?"

"જરૂર. નલીનીને કોઇ પણ રીતે અપમાન કરવાની ભાવના વીના હું એને પણ એજ કક્ષામાં મુકું. કેમકે નલીની જો નબળાઇની એક જ વીપલ ઉપર આત્મસંયમ રાખી શકયો હોત, તો તેને આત્મહત્યા કરવાનો વીચાર સુઝયો ન હોત. અને જો તે જીવતો રહ્યો હોત છતાં માતૃભુમીની મુક્તી નજીક આવતી તેને ન દેખાત, તો તેણે તે માટે પોતાનાથી બને તેટલું બધું સામર્થ્ય એ જ માર્ગે પાછળ ખર્ચ્યું હોત, એમ કરીને આ દેશની પરાધીનતાની થોડી ઘણી બેડીઓ તોડવામાં વધારે સફળ થઇ શકયો હોત. નલીની જેવા નૌજવાનોએ જાણવું જોઇએ કે જો માતૃભુમીની મુક્તી માટે તેમને પ્રબળ તાલાવેલી લાગી હોય તો, તેમનું શરીર, તેમનો પ્રાણ, તેમની માલમીલ્કત, તેમની બુદ્ધી, તેમની શારીરીક શક્તી બધું એમનું નહીં પણ માતૃભુમીનું છે. તેમણે એ બધાં સાધનોને માતૃભુમીના જ કામમાં ખર્ચીને ખુટાડવાં જોઇએ, પણ તેને પોતાની અંગત મતા માનીને તેનો નાશ કરી નાખવો ન જોઇએ."

"મારાથી તમારૂં આ તત્વજ્ઞાન સમજાતું નથી." વીજય કંટાળતો હોય તેમ બોલ્યો.

"કેમકે તું એ સમજવા માગતો નથી. અગાઉથી જ તે નહીં સમજવાનો તું નીર્ણય કરી બેઠો લાગે છે."

"ના."

"તો પછી થોડી વધુ ધીરજ ધર. એમ માન કે માતૃભુમીની પરાધીનતાથી તેને નુકશાન થાય છે, તો નલીનીએ આત્મહત્યા કરી તેથી માતૃભુમીને નુકશાન કરનાર ઉપર તેની શું અસર થઇ? માતૃભુમીને થતું નુકશાન અટકાવવા કાં તો પેલાને તેમ કરતાં અટકાવવો જોઇએ અને જો તેનું વેર લેવું હોય તો તેને વળતું નુકશાન કરવું જોઇએ. પણ નલીનીએ તો આત્મહત્યા કરીને પેલા રાષ્ટ્રશત્રુને રાહત આપી, તેને ન તો તે નુકશાન કરી શકયો, ન તો તેને નુકશાન કરતાં અટકાવી શકયો, પણ તેના માર્ગમાંથી ખસી જઇને ઉલટો તેણે તો દેશશત્રુના માર્ગને વીશેષ સરળ

કરી આપ્યો. કેમ એ વાત તો તારાથી સમજાય છે ને ?"

"હા, એ મને માન્યે છે."

"એટલે મારૂં કહેવું એ છે કે મનુષ્યની ખરેખરી કસોટી આવી મુંઝવણની ભીષમ વેળાએ થાય છે, એ વખતે તે હીંમતવાન બને તેમાં જ એની મર્દાઇ છે; પરંતુ જો તે એવે અવસરે ઢીલો થઇ લાગણીના પ્રવાહમાં તણાવા લાગે તો તે જેને માટે પ્રાણ ત્યાગે છે તે પ્રશ્નની ગુંચ ઉકેલવામાં જરાપણ મદદગાર થઇ શકતો નથી, પરંતુ પોતે જીવ્યો હોત તો તે કામમાં મદદગાર થઇ પડત તે તક ખેંચી લઇ ઉલટો મુખ્ય કાર્યને નુકશાન કરે છે. એટલા પુરતી તેનામાં હીંમતની ખામી છે."

"પણ એમ માનો કે એકાદ મ ણસને કુટુંબની પ્રતીકુળ દશામાં કંટાળો આવે તો શું કરે ? તેને માટે શું ઉપાય બાકી રહે ?"

"પ્રાણ ત્યાગ કરવા સીવાયના તમામ."

"એટલે ?"

"એટલે કે તેવે વખતે તે માણસે પોતાના પ્રાણને બચાવી લઇ બીજા સારા વખત સુધીની રાહ જોવી જોઇએ. દરમીયાન તેને એ સ્થાન કે સ્થીતીમાં રહેવાનો કંટાળો આવે તો તેણે પ્રાણનો ત્યાગ કરવા તત્પર થવાને બદલે તે સ્થાન તેમ જ સ્થીતીનો એકદમ ત્યાગ કરવો,"

"ધારો કે માતૃભુમીની મુક્તીને માટે પ્રાણ જોખમમાં મુકાય કે જાય તેવું કામ ઉપાડવું પડે, તો શું તેમાં ય તમે આત્મહત્યા માનો અને તે કામ ઉપાડવાની ના પાડો ?"

વીજય જાણે અમને બન્ને ને સંબોધતો હોય તેમ બન્નેની સામે જોઇને બોલ્યો.

"એ તો તદ્દન જુદી જ બાબત છે. તેને અને આત્મહત્યાને સંબંધ નથી." મેં કહ્યું,

"તમે આત્મ હત્યાના સંબંધમા જગીને મળતા થયા ખરા ?"

મારી મૃણએ માતા જેવા કોમળ ભાવે વીજયને પુછ્યું.

"મને જગદીશની વાત ખરી છે એવું હવે લાગે છે."

"હવે તો મારી ઉપર ગંભીરતાનો દોષ નહીં મુકે ને ?"

વીજયે માથું હલાવીને નકાર વાળ્યો અને ધીમે પગલે પોતાના ઘર તરફ ચાલ્યો ગયો.





# આમવર્ગ અને સ્વરાજ

: લેખક :

રઘુનંદન દેસાઇ

ગોળમેજી પરીષદનું જે કામ અત્યાર સુધી થયું છે તેમાં રાજા મહારાજાઓ, શ્રીમંતો, બ્રીટીશ મુડી, બ્રીટીશ વ્યાપારઉદ્યોગ અને નોકરશાહીના હીતનો જ વીચાર થયો છે.

તે પરીષદમાં જે સ્વરાજની રૂપરેખા દોરાઇ છે, તેમાં હીંદના કરોડો ખેડુતોનું કે મજુરોનું અને આમવર્ગના સામાન્ય હીતનું જરા જેટલું પણ સ્થાન નથી.

ભાઇ શીવારાવ અને ભાઇ એન. એમ. જોશી જેવા મવાળ વીચારના કહેવાતા મજુર નેતાઓને પણ નીરાશ બનીને છેવટે એ વાતનો સ્વીકાર કરવો પડયો છે કે, 'ગોળમેજીએ ઘડેલા નવા બંધારણમાં કામદારોનું હીત જળવાય તેવું કશું પણ નથી.

ભાઇ શીવારાવે ભાઇ જોશીની સલાહ અને સંમતીથી ગોળમેજીની આખરી સભામાં સાફ સાફ કહી નાખ્યું હતું કે: "જે બંધારણ હીંદની રાજકારણી સત્તાનાં સુત્રો બ્રીટીશ નોકરશાહીના હાથમાંથી લઇને, હીંદી રાજાઓ, હીંદી મુડીપતીઓ, હીંદી જાગીરદારો અને હીંદના ધંધાદારી વર્ગ [Professional classes] ના સંયુક્ત સંઘના હાથમાં મુકવાનો પ્રયાસ કરે છે, તેવા બંધારણથી અમને જરા જેટલો યે સંતોષ થવાનો નથી. હીંદને સ્વરાજ મળે તેથી અમને શાંતી વળવાની નથી; અમે જે માગીએ છીએ તે એ છે કે કામદાર વર્ગને તેમ જ આમવર્ગને તેમના સ્વાધીકારની ખાત્રી આપો."

નવા જર્મન બંધારણમાં શ્રમજીવી વર્ગને સ્વાધીકારની એવી ખાત્રી આપનારી કલમ મુકવામાં આવી છે. તે જાતની ખાત્રી આપવા હીંદના શ્રમજીવીઓને કે આમવર્ગને ગોળમેજીમાં જેમનું ભરચક ભરણું હતું તેવો વર્ગ કદી પણ તૈયાર થાય તેમ હતું જ નહીં. એ વર્ગ તો માત્ર પોતાના વર્ગીય સ્વાર્થ માટે જ માથાફોડ કરે છે અને સાથે સાથે શ્રમજીવીઓને તેમ જ આમવર્ગને સત્તાનો અંશ પણ ન લાધે તેની અત્યંત કાળજી રાખે છે.

આ સર્વસામાન્ય જનતાને મતાધીકાર મળતા અટકાવવામાં આવા જ શ્રીમંત સમુહે હીંદમાં અનેકવાર પ્રયત્ન કર્યા છે. મુંબાઇના શ્રમજીવીઓને સ્થાનીક સ્વરાજના વહીવટમાં મતાધીકાર મળતા આ જ વર્ગે અગાઉ અટકાવ્યા હતા.

એવા વર્ગે લંડનની ગોળમેજીમાં ઉમ્મર લાયક તમામ સ્ત્રીપુરૂષોને મતાધીકાર મળતા અટકાવવાની લડત કરી અને કામદારોના કહેવાતા નેતાઓની તેમ જ દલીત વર્ગના પ્રતીનીધીઓની એ માગણી ઉડાવી દીધી. અને છેવટે માત્ર વસતીના ૧૦ થી ૨૫ ટકા સુધીના હીંદીઓને મતાધીકાર મળે તેવી ભલામણ ઉપર પેટા કમીટીની મહોર છાપ મુકાઇ! આથી જ્યારે શ્રીમંતોના અને ધંધાદારી વર્ગોના તમામ માણસોને મતાધીકાર મળવા ઉપરાંત મુંડીપતીઓને, ઉદ્યોગપતીઓને, જાગીરપતીઓને તેમ જ બીજા ખાસ વર્ગોને બેવડા મતાધીકારની તજવીજ થઇ છે, ત્યારે સામાન્ય મનુષ્યોમાંના એકસોમાંથી ૯૦ થી ૭૫ માણસો સુધીનાને નવા બંધારણમાં કશો જ અધીકાર મળવાનો નથી!

આવું નામ જો સ્વરાજ હોય તો તે સેંકડે ૯૦ ટકા માણસોની ગુલામી ઉપર ઉભું થયલું સ્વરાજ હશે.

આ તો માત્ર એ બંધારણનું બાહ્યસ્વરૂપ છે. પરંતુ તેની આંતરીક યોજનાઓની વીગતોના ઉંડાણમાં ઉતરીએ તો સમજી શકાય છે કે નવા બંધારણની ધારાસભાઓમાં ખેડુત, કામદાર અને સામાન્ય પ્રજાસમુહના માર્ગમાં બીજાં અનેક પ્રકારનાં રૂંધનો મુકવામાં આવશે.

હીંદની સાત કરોડથી યે વીશેષ જનતા તરફથી નુતન હીંદના બહુમુખી બંધારણમાં [Federal Constitution] એક પણ માણસને મતાધીકાર મળવાનો નથી, જો કે એ બંધારણમાં ત્રીજા ભાગ જેટલી જગાઓ —લગભગ ૧૨૫ થી ૧૫૦—રાજા મહારાજાઓ પટકાવે એવી તેમને ખાત્રી અપાઇ છે, પરંતુ બીકાનેરના મોંધાતાના શ્રીમુખે રાજાઓએ હીંદી જનતાને જે પડકાર અપાવ્યો છે તે જોતાં, તે સ્થાન દેશી રાજ્યોની જનતાને ફાળે જવાનાં નથી, પણ રાજાઓ જ પટકાવી પાડવાના છે. એટલું જ નહીં પણ તેમના તંત્ર નીચે સાત કરોડ જેટલા હીંદીઓના મનુષ્ય તરીકે પ્રાથમીક હકકોનો સ્વીકાર પણ એ રાજાઓ કરવા તૈયાર નથી!

આવી પરીસ્થીતીમાં શ્રમજીવીઓની દશા તો અત્યારના કરતાં યે વસમી થશે. કેમકે શ્રમજીવીઓના પ્રશ્નનો સમાવેશ બહુમુખી બંધારણમાં કરવાની લોર્ડ સેન્કી પાસેની બાઇઓ શીવારાવ અને જોશીની તમામ માગણીઓ વ્યર્થ ગઇ છે, તેમનો સંબંધ પ્રાંતીક તંત્રોમાં જ જોડવામાં આવ્યો છે, એટલે ખુદ બ્રીટીશ હીંદમાં પણ મુંડીપતીઓના પ્રતીનીધીઓ હીંદી કામદારોની દશા ગુલામ જેવી જ રાખવા માટે મથવાના એ નીઃશંક. જો એમને બહુમુખી તંત્રમાં મુકવામાં આવ્યા હોત તો, કામદારોને માટે થયેલા ઠરાવ દેશી હીંદને પણ લાગુ પડી શકત, પરંતુ પ્રાંતીક તંત્રમાં તેમનો સમાવેશ થાય એટલે ત્યાં થયેલા ધારા કે સુધારાની અસર દેશી હીંદમાં તો થવાની જ નહીં, એટલું જ નહીં પણ જીનીવાની આંતરરાષ્ટ્રીય કામદાર પરીષદ જેવાનું નૈતીક દબાણ સુદ્ધાં બહુમુખી તંત્રના બંધારણવાળા હીંદમાં થતું અટકશે, એવો ભય પણ હવે તો ખડો થયો છે.

અને વળી અત્યારે જ્યાં સરકારે નીમેલા સભાસદો ધારાસભાઓમાં બેસે છે, ત્યાં પેલા દેશી રાજાઓના નીમેલા ૧૨૫-૧૫૦ માણસોનું ભરણું ભરાશે. તો પછી વજીરીએ સખ્ત એવા કારોબારીઓના પોલાદી ચોકઠાની સામે આમવર્ગ માથાં પટકી મરે તો પણ તેમને ઉડાવી શકશે નહીં. કેમકે જ્યારે એ કારોબારીઓની સામે અવીશ્વાસની દરખાસ્ત આવશે, ત્યારે બહુમુખી તંત્રની

બન્ને સંસ્થાઓની સંયુક્ત બેઠકમાં બે તૃતીયાંશ જેટલી બહુમતી પ્રજા પક્ષને મળી શકશે જ નહીં, કેમકે રાજાઓના નીમેલા માણસો તો સરકારી તંત્રને જ પક્ષે પોતાનું તમામ વજન મુકશે. [અહીં એ વીસરવું ન જોઇએ કે તેમ કરવામાં જ રાજાઓ પોતાનું હીત જોશે. કેમકે હીંદીઓ તરફ તો એમની રગેરગમાં અ-વીશ્વાસ ભર્યો છે, તેથી તો તેઓ તાજના સંબંધ ઉપર આટલું બધું આગ્રહભર્યું વજન મુકી રહ્યા છે, અને કારોબારીઓની મીઠી નજરથી જ તેમના આપખુદ તંત્રને અમરપટો મળે તેમ છે]. એટલે હીંદી જનતાનો વીશ્વાસ ગુમાવી બેઠેલા કારોબા-રીઓ રાજાઓના માણસોની મદદથી પોતાના હાથમાં સત્તાનાં સુત્રો ટકાવી રાખશે જ. એ દશામાં તેમની આપખુદી અપરંપાર વધી પડશે અને તેનો તમામ જુસ્સો આમવર્ગના જ માણસો ઉપર ખાલી થશે.

ગોળમેજીમાં કોમી ભેદોની જે મારા-મારીઓ થઇ તેના મુળમાં સમાયલાં તત્ત્વો જોઇએ તો તેથી મુસલમાન, શીખ કે હીંદુ જાતીના કામદારોને, ખેડુતોને અને નીર્ધન આમવર્ગીયોને તલપુર પણ લાભ થવાનો નથી. એ બધી મારામારીઓ તો સરકારી હોદ્દાઓ અને સારા પગારની નોકરીઓ માટે વળખાં વીણનારા કોમીવાદીઓની છે. અને એ વર્ગ બીજો એકકે નહીં પણ નોકરીશોધુ ભણેલા ધંધાદારીઓનો છે. બાકી પ્રત્યેક ન્યાત કે જાતના સામાન્ય માણસને માટે તો ખોરાક–પોશાક, કેળવણી અને સુખાકારીભર્યા વાતાવરણવાળાં રહે-ઠાણ એ જ જીવનના મહાપ્રશ્નો છે. એ પ્રશ્ન જેટલો ગરીબ હીંદુને નડે છે તેટલો જ ગરીબ મુસલમાનને પણ નડે જ છે.

નવા હીંદની આગળ નવા મુશ્કેલ પ્રશ્નો ખડા છે. તેનું નીવારણ કરી, હીંદમાં જો નવીન રાજ્યતંત્ર ખડું કરવું હોય તો તે જુના જમાનાના વહેમી વાતાવરણના પાયા ઉપર ઉભું કરી નહીં જ શકાય. પણ કોમીવાદીઓની ઓદ્ધાઓની ભીખની મારામારી જોતાં તો ચોક્ખું જણાય છે કે, જો નવા તંત્રમાં કોમી ભેદની ભાવના મુખ્યત્વે રહી તો તેથી દેશને માથે ખર્ચનો બોજો વધવાનો. અને તેમ થતાં કામદારો, ખેડુતો તેમ જ આમવર્ગને માટે ગરીબાઇ વધતાં તેમના જીવનગાળાનું ધોરણ હજી યે વીશેષ નીચું જ જવાનું. જે સ્થીતી સહન કરવા હીંદનો કામદારવર્ગ કે આમ-વર્ગ તૈયાર નહીં જ થાય. પછી ભલેને એ નવા તંત્રની ઉપર 'બ્રીટીશ તંત્ર'ને બદલે 'રાષ્ટ્રીય તંત્ર'નું નામ બતાવતું પાટીયું લટકાવવામાં આવ્યું હોય.

# વિનાશને પંથે વળેલો બ્રહ્મદેશ

: લેખક :
રવીશંકર વી. મહેતા
બી. એ.

બ્રહ્મદેશનો પ્રશ્ન ગોળમેજી પછી ખુબ ઉછાળે ચડયો છે. ગોરા મુત્સદ્દીઓ એને હીંદથી છુટો પડાવવા યુક્તીઓ અજમાવે છે. રાષ્ટ્રમતવાદી બ્રહ્મીઓ હીંદ સાથે રહેવા તૈયાર છે પરંતુ એમના એ પોકારને 'કાયદો અને વ્યવસ્થા' ના નામે વ્યવસ્થીત રીતે બંધ પાડી દેવામાં આવ્યો છે.

બ્રહ્મદેશની એ રહસ્યકથા ઉપર પ્રસ્તુત લેખ પ્રબળ પ્રકાશ ફેંકે છે.

મુડીવાદના મહારાક્ષસના રસ્તાઓ બહુ જ ગહન છે. સદા જાગૃત રહેનાર તે ભયાનક પ્રાણી પોતાના શીકારની શોધમાં સર્વ સ્થળો પર પોતાની નજર ફેરવ્યા કરે છે, અને જ્યારે કોઇ શીકાર નજરે પડે છે ત્યારે પોતાનો અક્કર પંજો તેના પર છુપી રીતે પ્રસારી તેને હજમ કરી જાય છે. અગ્નીની માફક જેમ વધુ ખાય તેમ તેની ભુખ વધુ ઉઘડે છે.. તેની ચાલબાજી એટલી તો વીનાશક છે કે માણસને એમ જ લાગી આવે છે કે તે આખા જગતને કબ્રસ્તાનના રૂપમાં ફેરવી નાખશે. શીકારની શોધમાં જગતના ખુણે ખુણા તે ફરી વળેલ છે. અને ખરેખર તે જીવંત પ્રાણી જ છે: રેલ્વે અને સ્ટીમરો તેના હાથ છે. આડતોની જાળ એની નસો છે. કેબલો (તાર) અને વાયરલેસો તેનાં જ્ઞાનતંતુઓ છે. ધરણી ધ્રુજાવતાં કારખાનાંઓ તેનું હૃદય છે અને બેંકો તેનું લોહી છે; વીનાશકારી અર્થવ્યવસ્થા એ એનું મગજ છે. આ બધાં અંગોવાળો આ રાક્ષસ પોતાનું સદા ભુખ્યું પેટ ભરવાને માટે આઠે ય પહોર જાગતો રહે છે. 'શાહુકારોનાં સ્વર્ગ'ની ભાવનાવાળો તે શેતાન પૃથ્વીનાં રસ કસ ચુસી લે છે.

પૃથ્વીના પ્રત્યેક ભાગમાં તેણે પોતાની જાળ પ્રસારી છે. કેનેડાના અણખેડયા ભાગો પર એણે સ્વામીત્વ સ્થાપ્યું છે; જેમાં સુર્યનાં કીરણો પણ ભાગ્યે જ પ્રવેશ પામી શકતાં એવાં આફ્રીકાનાં નીબીડ જંગલો એણે વીંધ્યાં છે; ઓસ્ટ્રેલીઆની અણજાણ ભુમીનાં માપ એણે કાઢી લીધાં છે; સદ્દવાંસ સાધી હીન્દની હસતી ભુમીને એણે બદસુરત બનાવી દીધી છે; હમણાં હમણાં એણે રશીઓની સાથે પણ સંચાર સાધવા માંડયો છે; અને આજે છેવટે તેની લાલચુ નજર બ્રહ્મદેશનાં શરમાળ સૌંદર્ય ઉપર ઠરી છે.

## કુદરતની લાડકી પુત્રી

બ્રહ્મદેશ કુદરતના સૌંદર્ય ભંડારનો સીધો વારસ છે. એનાં આછાં સરોવરો અને નીર્મળ નદીઓ પર સુર્યનાં કીરણો સદાય હસ્યા કરે છે. કુદરતે પોતાની સર્વ બક્ષીસો

એના પર મોકળે હાથે વેરી છે. ઋતુઓ એની ભૌગોલીક વીશેષતાઓને તદ્દન અનુકુળ છે. વીશાળ સરોવરો; વહાણો ફરી શકે એવી મહાન નદીઓ, ઇમારતી લાકડાં ઉત્પન્ન કરતાં ગંજાવર જંગલો; હરીઆળી વનસ્પતી અને માઇલોનાં માઇલ પર વીસ્તાર પામેલાં કમોદનાં ખેતરો : આ બધી બ્રહ્મદેશની સૌન્દર્ય સામગ્રી છે. ખોરાક, પાણી અને હવા અખુટ અને આરોગ્યમય છે અને આબોહવા રમતીઆળ રમણીની માફક ઘડીએ ઘડીએ રીસાઇ જાય એવી છતાં ત્યાંનાં વતનીઓને અત્યંત અનુકુળ છે.

## બ્રહ્મીઓની ચારીત્ર ભાવના

આ બધી કુદરતની નવાજેશોનો મનમાન્યો ઉપભોગ કરનાર સામાન્ય બ્રહ્મી મોજીલો અને બેપરવાહ આદમી છે. આવતી કાલની પરવા કર્યા વીના તે જીન્દગી જીવ્યે જાય છે અને કોઇ દીવસ એને ઉણપ રહી નથી તેથી સંચય કરવાની વૃત્તીથી તે સદાય અજાણ્યો છે. નીત્યનું જીવન જીવવાની જ એને આદત છે અને જીન્દગીમાં આવતી અનીવાર્ય આફ્તો તે હસતે ચહેરે સ્વીકારી લે છે.

જમાનાઓ થયાં બ્રહ્મદેશ જાતીય સ્વાતંત્ર્યની ભુમી છે. ત્યાં સ્ત્રીઓનો દરજ્જો કંઇક અંશે ઉંચો ગણાય છે. પરીણામે ત્યાંની સ્ત્રીઓએ પુરૂષોનું દાસત્વ શું છે તે કદી અનુભવ્યું નથી. જાતમહેનત અને સ્નેહના જગત જુના સીદ્ધાંત અનુસાર તે જીવ્યે જાય છે. આ બધી સંયોગ સ્થીતીને લીધે રાજપ્રકરણ તરફ તદ્દન બેદરકારી એ બ્રહ્મી લોકોની પ્રજાકીય ખાસીયત થઇ ગઇ છે. આવી ખાસીઅત વેપારી સામ્રાજ્યવાદના આ જમાનામાં કોઇ પણ પ્રજાને માટે વીનાશક છે. આ ખાસીયતને કારણે જ ઝાઝી મુશ્કેલી વીના ત્યાં બ્રીટીશ સત્તાની સ્થાપના થઇ ગઇ. અને આ જ કારણસર આજે મુડીવાદીઓની શોષણ નીતીનો તે શીકાર બન્યું છે.

## શોષણની પદ્ધતી

છેલ્લાં મહાયુદ્ધ દરમ્યાન અને ખાસ કરીને તેના અંતમાં બ્રહ્મદેશની ચોખાની મીલોએ ગંજાવર નફો કર્યો. ચોખાનાં ઉંચા ભાવ અને મીલના નફામાં ભાગ મેળવવાની લાલસાથી પશ્ચીમના મુડીદારોની દાઢ સળકી! જગતના ઉત્પાદનના આંકડાઓ સાથે નીત્ય રમત રમતા આ મુડીદારોને ખબર તો હતી જ કે આખા જગતમાં વપરાતા ચોખાનો ૬૩ ટકા ભાગ એકલો બ્રહ્મદેશ જ પુરો પાડે છે અને ત્યાંથી દર વર્ષે ૩,૩૦૦,૦૦૦ ટન ચોખા પરદેશ ચડે છે. તેઓને એ પણ ખબર હતી કે ચોખાની બધી મીલો થોડા મીનાઓ બાદ કરતાં ચેટ્ટીઓ અને હીન્દીઓના હાથમાં છે. એ સફેદ મુડીવાદીઓને એ પણ ખબર જ હતી કે આ એશીઆઇ વેપારીએ કલદારની નવી કરામતોથી અણજાણ છે. એ સફેદ ચુસણીઆઓને માખીઓ વીનાનું આ મધનું પોડું છોડવાને કંઇ કારણ જ નહોતું; એમણે નીશ્ચય કરી લીધો અને પરીણામે ૧૯૨૦-૨૧ ના એક વર્ષના ટુંકા અરસામાં ૬૦૦ થી ૭૦૦ નવી મીલો ત્યાં સ્થપાઇ ગઇ. નવી અને વધારે યાંત્રીક સુધારાવાળી મીલોની આ જબ્બર ભરતી એ જુની મીલોનો મૃત્યુ ઘંટ હતો, ખરે જ તે એક પછી એક બંધ થવા લાગી.

પણ આ પૈસાપુજક નવા મહેમાનોને ખાલી મીલના ધંધામાંથી થતા નફાથી સંતોષ વળે એમ નહોતું. એમને તો બ્રહ્મના ધણી થવું હતું. એટલે આર્થીક સત્તાનાં સર્વ સાધનોનો સંચય શરૂ થયો અને તે માટેની ચાલબાજી ચાલુ થઇ.

## બુલીંજર ચોકઠું

જગતની આંખમાં ધુળ નાખવાની એક નવી યુક્તી થોડા વખતથી પાશ્ચીમાત્ય મુડીદારોએ શોધી કાઢી છે. તેઓ કહે છે કે પ્રજાને સોંઘે ભાવે માલ મળી શકે તે માટે એક જ ધંધાનું કામ કરનાર સંસ્થાઓએ સાથે જોડાઇ, હરીફાઇ, માલનો બગાડ વગેરે દુર કરવાં જોઇએ. વાસ્તવીક રીતે અમુક અમુક વસ્તુઓની બજારો ઉપર પોતાની સંપુર્ણ માલકી જાળવી રાખવાનો આ નવો પ્રયોગ છે. નાના વેપારીઓના નાશનો આ ઉત્તમ રસ્તો છે. અને માલખાનાર જનતાને મરજી પ્રમાણે લુંટવાનો એ આબાદ ઉપાય છે. આ અખતરો સફેદ મુડીદારોએ—જેમાંનો મોટો ભાગ બ્રીટીશ છે—અજમાવ્યો. અને આ રીતે થોડાં વર્ષો પર 'બુલીંજર્સ પુલ'ના નામે જગબત્રીશીએ જડેલું ગોરા મીલમાલેકોનું ચોકઠું અસ્તીત્વમાં આવ્યું ! આ થતાંની સાથે જ છડેચોક એમ કહેવામાં આવતું કે જે જુની મીલ નવી મીલોની જેટલી કરકસરથી કામ નહી કરી શકે તે બંધ પડી જવી જ જોઇએ. જુની મીલોના માલેકોને આધુનીક ઉદ્યોગવાદનાં આ સંઘ સ્વરૂપની ખબર નહોતી એથી પરીણામે એ લોકોને ખુબ જ સહન કરવું પડ્યું.

## સરકારનાં આંખમીચામણાં

પણ જ્યારે આ નવી મીલો ઉભી થઇ ત્યારે કોઇને ભાગ્યે જ ખ્યાલ હતો કે આ ચોકઠાંની અસર નીચે બ્રહ્મદેશનો ચોખાનો આખો યે વેપાર છુંદાઇ જશે; અને જો કંઇ નફો થવાનો હશે તો તે આ મીલવાળાઓને જ થશે, ત્યારે ખુદ ખેડુત પોતે ભીખારી બની જશે. પણ પરીણામ તો એ જ આવ્યું.

થોડા જ વખતમાં દેશના ખેડુતોને આ ચોકઠાંની સંહારક શક્તીનો પરચો મળી ગયો. જ્યારે મી. જોનસન વાળો કેસ કોર્ટો સમક્ષ આવ્યો ત્યારે મી. જોનસને આ ટોળીની બધી ચાલબાજી પર પ્રકાશ પાડ્યો. પરીણામે આ હકીકત બ્રહ્મદેશની સરકારના ધ્યાન પર નાખવામાં આવી. પણ તેણે તો એટલો જ જવાબ આપ્યો કે સરકાર તે બાબતમાં કંઇ પગલાં લેવા તૈયાર નથી. સરકારની આ વલણનો હેતુ સમજવો મુશ્કેલ નથી.

## નવું ચોકઠું

આવી વધુ પડતી જાહેરાત પછી 'બુલીંજરનો પુલ' વીખેરી નાખવામાં આવ્યો. પણ તેની જગાએ એથીએ વધારે ખરાબ ચોકઠું અસ્તીત્વમાં આવ્યું. થોડા જ વખતમાં સ્થાનીક વર્તમાનપત્રોને ખબર પડી ગઇ કે દેશની મુખ્ય મુખ્ય પેઢીઓ કમોદ ખરીદવાના ઇરાદાથી એ ટોળીઓમાં વહેંચાઇ ગઇ હતી. ખરીદ કરવાને માટે તેઓએ પોતાના આડતીઆઓ નીમી દીધા અને એ રીતે વચમાં નફો ખાનાર નાના વેપારીઓનું સત્યાનાશ - નીકળી ગયું. જુના 'મીલરો' તો ખલાસ થઇ ગયા જ હતા; આ નાના વેપારીઓ તે પછી મુડીદારોની મહત્વાકાંક્ષાના ભોગ બન્યા. હવે એ જ બાબતોનો વીચાર કરવાનું એ ગોરા વેપારીઓ માટે બાકી હતું: ભાત પેદા કરનાર ખેડુત અને દુનીઆની ચોખાની બજાર. તેમાં ભોળા ખેડુતને હાથ કરવાનું કામ આ નાણાં અને સત્તાના જાદુગરો માટે અઘરું નહોતું.

## ખેડુતની પાયમાલી

ખેડુતને ઉત્પાદક યંત્ર માત્ર બનાવી દેવા એ જ તેમની નેમ હતી. તે સીવાય

મરજી પડે તે ભાવે માલ ખરીદી શકાય એમ હતું જ નહી. પણ આ નેમ થોડા જ વખતમાં ટોળીઓની અને ટોળી બહારની સત્તાનો ઉપયોગ કરી સાધી શકાઇ. બ્રહ્મી લોકોની શીરાષ્ટ્ર ખાસીઅત કઇ જાતની છે તે આપણે આગળ જોઇ ગયા છીએ. આ ટોળીએ એ ખાસીઅતનો લાભ લીધો. ખરીદદાર તરીકે તેઓ એકલા જ હતા તેથી ખેડુતોને પૈસાની તાણ પડે ત્યાં સુધી ખરીદી કરવાનું બંધ રાખવું એમને માટે સહેલું હતું. અને તે પછી તો પૈસાની જરૂર પડયે આ લોકો કહે તે ભાવે તેને પોતાનો માલ વહેંચી નાખવો પડતો!

તે આ પ્રમાણે બનતું: બ્રહ્મદેશમાં ધીરધાર કરનારા મોટે ભાગે ચેટી લોકો છે. તેઓ જુન માસમાં ખેડુતોને પૈસા ધીરે અને ભાતના વેપારીઓને ધીરવા માટે ડીસેમ્બર માસમાં પાછા લઇ લે કારણ કે ત્યારે ભાત તૈયાર થવા આવ્યા હોય. હવે માર્ચ માસમાં સરકારને નાણાં ખાતાનો વાર્ષીક અહેવાલ તૈયાર કરવાનો હોય એટલે ડીસેમ્બર–જાન્યુઆરીમાં સરકારી મહેસુલ ઉઘરાવવામાં આવે. એક તરફથી નાણાં ખેંચાઇ જાય; બીજી તરફથી કર ભરવાના આવે. સાથે સાથે લણણીનો વખત હોય એટલે મુલ મજુરીના પૈસા આપવાના હોય. વળી બધા ભાત પણ એક સાથે તયાર થાય એટલે સહુ વેચવાની ગરજમાં હોય. આ મોકાનો લાભ લઇ એ વીલાયતી કંપનીના આડતીયાઓ મરજી પડે તે ભાવે ખેડુત પાસેથી માલ ઝુંટવી શકે.

## બઝાર હાથ કરી

આ રીતે ખેડુતને પેટ પુરતું પણ મળવાનું બંધ કર્યા પછી, દુનીઆની બઝાર હાથ કરવાના પાસા આ જરના જાદુગરોએ ફેંકવા માંડયા. અને જ્યારે એ રમત શરૂ થઇ ત્યારે જ એ ચોકઠાનું ભયંકર સ્વરૂપ લોકોની જાણમાં આવ્યું.

પહેલાં તો તૈયાર માલ નીચા ભાવથી ખરીદી વાયદાના ઉંચા ભાવે વેચી ૧૦ થી ૧૫ ટકાનો જંગી નફો એ લોકો ખાઇ જવા લાગ્યા, વેચવાલના આ દાવની સલામતી ખાતર લંડનમાં 'લંડન રાઇસ બ્રોકર્સ એસોસીએશન', નામની સંસ્થાએ તે લોકોમાં સહકાર સાધ્યો! વાસ્તવીક રીતે તો બ્રહ્મદેશની ચોખાની વેપારી પેઢીઓના ઘણા માલીકો એ સંસ્થાના સભ્યો જ છે.

સ્ટીમર ભાડાંની બાબતમાં પણ પોતાના જ ભાવો પ્રમાણે કામ થાય એવી યુક્તી તે લોકોએ શોધી કાઢી. બ્રહ્મદેશ સાથે ધંધો કરતી ઘણી સ્ટીમર કંપનીઓના આડતીયા તરીકે પેલી ચોખા કંપનીઓના સભ્યો જ ગોઠવાઇ ગયા અને પરીણામે વીલાયતી પેઢીઓને જોઇએ તે પ્રમાણે જગ્યા અને ભાડાંની સગવડો મળવા માંડી; તેથી નાના વેપારીઓ તેમ જ માલ ચડાવનારાઓને અસહ્ય હાડમારી અને નુકશાન વેઠવાં પડતાં, તે ઉપરાંત હીન્દી માલ ચડાવનારાઓ અને વીલાયતી વેપારીઓ વચ્ચેની આ જીવલેણ હરીફાઇને પરીણામે હીન્દી સ્ટીમર કંપનીઓની સ્થીતી બહુ જ દયાજનક થઇ પડી. મોટા મીલમાલીકો પોતાના મનધાર્યા ભાવો જ આપે અને હીન્દી માલ ચડાવનારાઓને નફો મળતો ન હોવાથી તેમને ઓછામાં ઓછા ભાવ બતાવનાર ગમે તે અલફાઉ વહાણમાં પોતાનો માલ ચડાવવો પડે! આ રીતે એક કાંકરે બે પંખીઓ પડયાં! સ્ટીમર કંપનીઓ ગુલામ બની અને હીન્દી માલ ચડાવનારા ક્ષેત્રમાંથી ખસી ગયા.

## બેંકોની કરામત

આ વીશાલ સાહસની નાણાંની વ્યવસ્થા મોટે ભાગે એક્ષચેંજ બેંકો કરે છે, પણ આ એક્ષચેંજ બેંકો ઇમ્પીરીઅલ બેંક પાસેથી નાણાં ઉપાડે છે; અને ઇમ્પીરીઅલ બેંકને નાણાં દેશની મહેસુલમાંથી મળે છે. જમીન મહેસુલ સરકારી તીજોરીમાં ભરાય છે. તેમાંથી પૈસા લઇ એક્ષચેંજ બેન્કો આ મોટા મીલમાલેકોને જરૂરીઆતને વખતે નાણાં ધીરે છે. આ બધી આંટીઘુંટીઓનું સંયુક્ત પરીણામ એ આવ્યું કે બ્રહ્મદેશનાં બાળકોની લુંટ તેના જ પૈસે ચાલી રહી!

## હીંદી વેપારીઓ હાથ ઘસે છે

હીન્દુસ્તાનના બીજાં બંદરો પર ચોખાનો વેપાર કરતા દેશી વેપારીઓને પણ દર ગુણીએ ૪ થી ૮ આના ખોટ જવા માંડી, કારણ કે એ વીલાયતી 'મીલરો'એ પોતાને ખર્ચે અને જોખમે પોતાના જ આડતીયાઓને માલ મોકલવા માંડયો એથી એ આડતીયાઓ બીજા વેપારીઓ કરતાં ઓછે ભાવે માલ વેચી શકે, આમ કરીને હીન્દમાં ચોખાની બજાર મંદી છે એમ બતાવી હલકે ભાવે તેઓ ભાત ખરીદી શકે અને બીજી બાજુ હીન્દી વેપારીઓ ધીમે ધીમે આ ધંધામાંથી હાથ ઉઠાવી લે.

## છુટે હાથે લુંટ

આમ બેંકોના ઉજળાં નામ નીચે અને વેપારી સંઘોનાં કાયદેસર કામ નીચે એક દેશનાં આર્થીક સાધનોની અપ્રતીહત લુંટ ચાલી રહી છે. કાયદા અને વ્યવસ્થાનાં આ જમાનામાં આની સામે કોઇ થઇ શકે એ બનવા જોગ જ નથી. આ શોષણક્રીયા કેટલા વીશાળ પાયા પર ચાલી રહી છે તે નીચેના ૧૯૨૧ ના આંકડાઓ પરથી માલુમ પડશે. તેમાં જણાવવામાં આવ્યું છે કે: બ્રહ્મદેશમાં ૪,૦૬૪,૦૦૦ માલેકી ધરાવતા ખેડુતો છે; ૧,૮૧૪,૧૬૪ ભાગામી કામ કરનારા ખેડુતો છે અને ૨,૦૮૫,૮૦૬ ખેતી કરનારા મજુરો છે. આ ઉપરાંત ભાત અને ચોખાનો ધંધો કરનારા નાના વેપારીઓ તો જુદા. આથી સ્પષ્ટ જણાઇ આવશે કે ભાતનો ધંધો તે બ્રહ્મદેશનો મુખ્ય ધંધો છે; બીજા ધંધાઓ આ ધંધાને આશ્રયે જ ચાલે છે. તેથી ચોખાના ધંધાની પાયમાલીની અંદર બ્રહ્મદેશની પાયમાલી સમાએલી છે એમ કહેવું જરાએ ખોટું નથી.

## પાયમાલીની પુર્ણાહુતી

આ લુંટની અસર બ્રહ્મદેશના વતનીઓ પર થવા લાગી છે, પણ તેને એમ સમજાવવામાં આવે છે કે તેના કારણભુત હીન્દીઓ છે; એટલે જો બ્રહ્મદેશ હીન્દથી છુટું પડે તો તેની બધી મુસ્કેલીઓ દુર થઇ જાય. વળી જો તે હીન્દથી છુટું પડે તો તેને વહેલી તકે સાંસ્થાનીક સ્વરાજ્ય પણ મળી જાય! બ્રહ્મદેશના અભણ લોકો અને કેટલાક દેશદ્રોહી સ્વાર્થસાધુઓ આ વાત માનવા મનાવવા લાગ્યા છે. હમણાં હમણાં બ્રહ્મદેશના છુટાપણાનો પ્રશ્ન ખુબ ચર્ચાવા લાગ્યો છે. પણ હીન્દીઓ અને ખાસ કરીને બ્રહ્મી લોકો એ છુટાપણાનું રહસ્ય વેળાસર સમજી જાય તો સારું નહીં તો પચાસ વર્ષની અંદર બ્રહ્મદેશમાં એક પણ બ્રહ્મી ખેડુત **જમીનની માલેકી ધરાવતો નહીં હોય** એ ઐતીહાસીક સત્ય છે.

# સામ્રાજ્યવાદ અને બ્રહ્મદેશ

: લેખક :

ગુજરાતી

બ્રહ્મદેશનો પ્રશ્ન તે મુળ બ્રહ્મીઓનો છે. પરંતુ લાંબા કાળના હીંદ સાથેના સહવાસથી તેમ જ હીંદીઓ વ્યાપાર તેમ જ મજુરી માટે લાખ્ખોની સંખ્યામાં બ્રહ્મદેશમાં વસે છે તેથી એ પ્રશ્નની સાથે હીંદનો સંબંધ રહેલો છે.

તે જ રીતે બ્રહ્મદેશમાં સંખ્યાબંધ ગુજરાતીઓ વ્યાપારધંધા માટે અનેક વર્ષોથી વસવા ગયેલા હોવાથી અને બ્રહ્મીભુમીમાં કરોડો રૂપીઆ વ્યપાર ઉદ્યોગમાં તેમણે રોકેલા હોવાથી તે સવાલ સાથે ગુજરાતને પણ નીકટનો સંબંધ છે

મુખ્ય સવાલ એ છે કે હીંદુસ્થાનની સાથે બ્રહ્મદેશે રહેવું કે હવે તેણે છુટા પડવું? હીંદની સાથે રહે તો બ્રહ્મદેશનો રાજકારણી વીકાસ હીંદની સાથે સાથે થાય. હીંદ પુર્ણસ્વરાજ પ્રાપ્ત કરે તો બ્રહ્મીઓને પણ પુર્ણસ્વરાજ મળે, હીંદને સાંસ્થાનીક સ્વરાજ રૂચે તો બ્રહ્મદેશને પણ તે સ્વરાજ મળે, હીંદ સંપુર્ણ રીતે સ્વતંત્ર બની જાય તો બ્રહ્મીભુમી પણ સામ્રાજ્યના સંબંધથી સ્વતંત્ર બની જાય. હીંદની સાથે રહેવામાં બ્રહ્મદેશનો વીકાસ તે હીંદનો જ વીકાસ ગણાય, તેની પ્રગતીના પ્રત્યેક કાર્યમાં હીંદનું તેને પીઠબળ મળે, આથીંક દષ્ટીએ તેને કેટલીક જવાબદારીઓ ઉઠાવવી પડે તેમ કેટલાક લાભ પણ મળે.

અને હીંદથી જો બ્રહ્મદેશ જુદો પડે તો તેને માટે માત્ર તાજના તાબાના સંસ્થાન થવાનું રહે. તેથી તેની પાછળનું હીંદનું પીઠબળ ચાલ્યું જાય; અને ગોરા મુડીવાદીઓનો તેમ જ બ્રીટીશ સામ્રાજ્યવાદનો પંજો તેની ઉપર બરાબર પડી શકે.

" તેથી હીંદને આ સંબંધમાં ખાસ આગ્રહ કરવાનું નથી. જો બ્રહ્મીઓને હીંદથી છુટા જ થવું હોય તો ભલે તેઓ છુટા થાય, સ્વરાજ ભોગવતું હીંદ પોતાનાં સંતાનોનું, તેમના વ્યાપારનું અને તેમની મુડીનું સંરક્ષણ આંતરરાષ્ટ્રીય સંબંધ અને બંધારણને ધોરણે કરી શકશે. પરંતુ બ્રહ્મદેશ ને હીંદને છુટા થવું ન જ હોય તો પણ હીંદુસ્થાનને કશો વાંધો નથી. વરસોનો સંબંધ એથી વધુ મજબુત બનશે. આર્યાવર્ત એક અને અખંડ છે તેમ એક અને અખંડ રહી શકશે.

[૨]

પરંતુ બ્રહ્મદેશને હીંદથી છુટા થવાનો પ્રશ્ન ઉભો થયો શી રીતે? આટલાં વર્ષ સુધી એ પ્રશ્ન ઉભો ન થયો અને અત્યારે જ તે કેમ ઉભો થયો?

એનો ટુંકે ઉત્તર આપવો હોય તો તે આટલો જ આપી શકાય: રંગોન મુડીવાદીઓના નફા માટે અને બ્રીટીશ સામ્રાજ્યવાદના લશ્કરીબળને સંગીન બનાવવા માટે એ ચળવળ બ્રીટીશ મુડીવાદીઓ અને સામ્રાજ્યવાદીઓએ જ ઉભી કરી છે. તે માટે તેમણે કેટલાક બ્રહ્મીઓને હીંદીઓ વીરૂદ્ધ ઉશ્કેર્યા છે અને બ્રહ્મીપ્રજાની મહા-

સભા જેવી 'જનરલ કાઉન્સીલ ઑફ બર્માઝ એસોસીએશન' [બ્રહ્મી સંસ્થાઓના મહાસંઘ]ના મુખમાં ડૂચો મારી હીંદથી કદીએ છુટા નહીં પડવાનો તેનો અવાજ કાયદા અને વ્યવસ્થાના નામે વ્યવસ્થાપુર્વક અટકાવી દેવામાં આવ્યો છે.

બ્રહ્મદેશના સુવીખ્યાત નેતા સાધુ ઓત્તામા આ સંબંધમાં કહે છે કે:

"છેક ઇશુના વર્ષ ૧૮૮૫ થી બ્રહ્મદેશનો વર્તમાન સંબંધ હીંદ સાથે સંકળાયો છે. તે જ વર્ષમાં મળેલી રાષ્ટ્રીય મહાસભાની પહેલી જ બેઠકમાં બ્રીટીશ સરકારે બ્રહ્મદેશ સામે કરેલી લડાઇ સામે વીરોધ બતાવવામાં આવ્યો હતો. પરંતુ ત્યારથી બ્રહ્મદેશ હીંદની સાથે જોડાયો છે અને હવે તો જ્યારે હીંદ ઉત્ક્રાંતીને પંથે પળે છે ત્યારે હીંદની સાથે જ રહેવામાં બ્રહ્મદેશનું અને બ્રહ્મી પ્રજાનું હીત રહેલું છે. બ્રહ્મદેશે ભાષા, રૂઢી, ધર્મ અને પોશાક એ બધાનું જ્ઞાન હીંદ પાસેથી મેળવ્યું છે. હીંદ એ બ્રહ્મદેશનો રાષ્ટ્રીય ગુરૂ છે. અને બ્રહ્મદેશ ઉપરનો વીજય તે ઉત્ક્રાંતીનું નૈસર્ગીક પરીણામ છે. પરંતુ બ્રહ્મદેશ અને હીંદનો પરંપરાગત સંબંધ તો તેથી યે પ્રાચીન છે. પાંડુપુત્ર અર્જુન પ્રમીલા નામની બ્રહ્મી યુવતી સાથે સ્વયંવરની વીધીથી પરણ્યો હતો. ૧૩૦૦ વર્ષ પહેલાં કાંજીવરમના મહારાજાએ બ્રહ્મદેશ પર ચડાઇ કરી ત્યારે બ્રહ્મદેશમાં બૌદ્ધ ધર્મનો પ્રસાર કર્યો હતો.

પરંતુ એ બધી જુની વાતોને જવા દઇએ તો પણ અત્યારે તો બ્રહ્મીઓનું હીત હીંદની સાથે રહેવામાં જ રહેલું છે. હીંદ અને બ્રહ્મદેશ બન્નેને એ સંબંધથી લાભ થાય તેમ છે. જો બ્રહ્મદેશ હીંદથી છુટો થયો તો બ્રહ્મીઓ કચડાઇ જ મરવાના છે. એટલું જ નહીં પણ બ્રહ્મીઓના રાષ્ટ્રીય જીવનનો પણ તેથી નાશ થઇ જવાનો છે.

સીંગાપોરમાં બ્રીટીશ નૌકા કાફલાનો અખાડો અને મીંગલડમ તેમજ રંગુનમાંના લશ્કરી અખાડાનું અસ્તીત્વ જ એ સુચવે છે કે, જો બ્રહ્મદેશ હીંદથી છુટું પડ્યું તો તેના કુદરતી વીકાસમાં શાહીવાદના એ અખાડા જ અંતરાય નાખશે. પુર્વમાં બ્રીટીશહીતને સંગઠીત કરવા માટે બ્રીટીશ મુત્સદ્દીગીરીની આ બાજી છે. અત્યારે જો બ્રહ્મદેશને હીંદથી છુટો પાડવામાં આવે તો તે કેવળ બ્રીટીશ મુડીવાદીઓને એકલે હાથે લુંટ ચલાવવાનો ઇજારો મળી જાય તે માટે જ. એ લોકો બરાબર જાણે છે કે કેટલાય સમય સુધી બ્રહ્મીઓ તેમને એ લુંટણ કળાની હરીફાઇમાં હંફાવી શકે તેમ નથી, અને હીંદીઓ તો બ્રીટીશોની આર્થીક પરાધીનતામાંથી છુટી જવાને માર્ગે પડેલા હોઇ તેમનો એમને ભારે ભય લાગે છે. બ્રહ્મદેશને હીંદથી છુટો પાડવાની વાતો માત્ર આ જ કારણને લીધે કરવામઆવે છે.

બ્રહ્મદેશમાં આર્થીક લુંટ ચલાવી રહેલી મંડળીઓમાં મોટે ભાગે તો સ્કોચ કંપનીઓ જ છે. તેઓ બધો લાડવો હોઇઆં કરવા માગે છે એટલે હીંદીઓને એક હજાર ને એક રીતે તેઓ નીંદી રહ્યા છે. જો કે તેમની તમામ લડાયક દલીલોને અનેક વખત ખોટી પાડવામાં આવી છે.

સર એસીલ બ્લેકેટે બ્રહ્મદેશની વ્યપારી મંડળીની મુલાકાત લીધી તે વખતે સાફ સાફ વાણીમાં તેણે સંભળાવી દીધું હતું કે, બ્રહ્મદેશનું હીત હીંદની સાથે રહેવામાં જ છે.

આ સ્કોચ વ્યાપારીઓ પોતાના સ્વાર્થ માટે છેક ૧૯૦૪ થી આવી ચળવળ

ચલાવી રહ્યા છે. ત્યારે તો બ્રહ્મીઓનો પ્રજામત બતાવવા માટે બ્રહ્મદેશમાં કોઇ પણ સંસ્થાઓ નહોતી. સર હાર્વે એડમ્સને 'રંગુન ગેઝેટ'માં આ સંબંધમાં પુષ્કળ લેખો લખ્યા હતા, અને ધારાસભામાં પણ વારંવાર આને માટે પ્રયાસો થયા હતા. તે સમયના મહેસુલી ખાતાના સભ્ય મી૦ આર્નોલ્ડે એક બ્રહ્મી સાક્ષીના મુખમાં એવા શબ્દો મુકીને તેની સાક્ષી અપાવી હતી કે, બ્રહ્મીઓ હીંદીઓને ધીક્કારે છે અને હીંદથી છુટા પડવા આતુર છે. પરંતુ એ જ બ્રહ્મીભાઇએ તે પછી થોડા જ મહીના બાદ ના. આગાખાનને રંગુનમાં માનપત્ર આપતાં કહ્યું કે: "હીંદીઓ અને બ્રહ્મીઓ સદીઓથી સંપુર્ણ સુલેહ શાંતીથી સાથે વસે છે અને તેમની વચ્ચે આ પ્રાન્તના દુરના ખુણામાં સુદ્ધાં જરા યે સરખો વીખવાદ નથી." જો કે આમ કહેવા માટે પેલા ભાઇને પાછળથી સર હાર્વેએ ઉધડા લીધા હતા.

વળી ૧૯૧૭માં મોન્ટેગુ સુધારા કમીટી સમક્ષ બ્રહ્મદેશને જુદો પાડવાની નીષ્ફળ ખટપટ જુબાની અપાવતી વખતે થયેલી. ત્યારે બ્રહ્મીઓને સુધારામાંથી બાકાત રાખવામાં આવ્યા હતા. તે સામે ચળવળની એવી આંધી ચડી હતી કે જેથી સર રેજીનાલ્ડ ક્રેડોકને તેમ જ ઇગ્લંડની સરકારને બ્રહ્મીઓ આગળ નમતું મુકી, તેમને હીંદના જેવા સુધારા બ્રહ્મદેશને ફરજીયાત આપવા પડયા હતા. ત્યાર પછી હીંદમાં જે રાજ્યદ્વારી ચળવળ શરૂ થઇ તેથી નોકરશાહી અને ગોરા વ્યાપારીઓ ભયભીત બની ગયા. તેમને ભય લાગ્યો કે હીંદને વધુ ને વધુ રાજકારણી હક મળ્યા જશે અને તેથી બ્રહ્મદેશમાંની તેમની લુંટણનીતીનો ઇજારો છેવટનો હાથમાંથી જશે નહીં તો પણ ઢીલો તો પડશે જ. એટલે તેમણે બ્રહ્મદેશને હીંદથી છુટો પાડવાની દોડાદોડ કરી મુકી!

બ્રીટીશ વ્યાપાર બ્રીટનની રાજદ્વારી વલણ ઉપર કેટલી અસર કરી શકે છે તે તો નાનું બાળક પણ હવે તો જાણે છે, વળી મજુર મહામંત્રી મેકડોનાલ્ડ સ્કોચમેન છે અને બ્રહ્મદેશનો વર્તમાન ગવર્નર સર ચાર્લ્સ ઇન્સ સ્વભાવતઃ સ્કોચ છે. એટલે તેણે એ ચળવળને ઉપાડી લઇ હીંદીઓની વીરૂદ્ધમાં ખટપટ શરૂ કરી, તેણે તે માટે કેટલાક જવાન બ્રહ્મીઓને ઉશ્કેર્યા અને તેમણે દેશના નહીં પણ પોતાના જ સ્વાર્થ-માટે એનાં શીખવેલાં વચનો પોપટની માફક ઉચ્ચારવા માંડયાં. આ રીતે જેઓ ગોળમેજી પરીષદની યે પહેલાં આ લડતમાં ફસી પડયા હતા, તેમની આંખ હવે તો ઉઘડી છે અને તેઓ સમજી શકયા છે કે તેઓ બ્રીટીશ ચાલબાજીમાં ફસીને પોતાના જ પગ પર કુહાડા મારી રહ્યા છે!

સર ચાર્લ્સ ઇન્સે ૧૯૨૮ના જુલાઇની ૨૬મીએ ગવર્નર તરીકે રંગુનમાં પહેલવહેલો પગ મુકયો ત્યાર પછી વીદ્યાપીઠના પદવીદાન સમાધાન વખતે જ જવાન બ્રહ્મીઓને હીંદીઓ વીરૂદ્ધ ઉશ્કેરણી કરનારાં વચનોથી ઉશ્કેર્યા અને તેમની સંસ્કૃતીના સંરક્ષણને નામે તેમને પડકાર કર્યો કે, એને બચાવી લેવાનું કામ જવાન બ્રહ્મીઓનું તેમ જ બ્રહ્મી મહીલાઓનું છે.

સાયમન કમીશન રંગુન ગયું તે પહેલાં તેને માટે સર ચાર્લ્સે એક યાદી તૈયાર કરી રાખી હતી, અને સાયમને પોતાના વૃત્તાંતમાં અક્ષરશઃ એનો જ ઉતારો કર્યો છે!

ગોળમેજી મળી તે પહેલાં બ્રહ્મદેશને હીંદથી છુટું પાડવાના કાર્યને નક્કી થઇ ગયેલી ઘટના તરીકે જ તેણે ગણી લીધી હતી અને તે કામ માટે સેક્રેટરીયેટમાં ખાસ ખાતું ઉઘાડયું હતું! પછી ગોળ-

મેજીમાં મોકલવાના માણસોની પસંદગીની વાત આવી ત્યારે સરકારની મર્જીની યાચ્ચે તેવા માણસોને એણે મોકલાવ્યા, છતાં પણ તેને પુરતો વીશ્વાસ નહીં બેસવાથી, માંદગીની રજા લઇને આગળથી જ તે લંડન ગયો. જો કે એ બધી ગુપ્ત વાત ઉપરનો પડદો ગોળમેજીમાં શ્રી. ચીંતામણી વગેરેએ ખેંચી લીધો ત્યારે તો પછી પેલા બ્રહ્મી પ્રતીનીધીઓની આંખ પણ ઉઘડી, એટલે તેમણે બ્રહ્મદેશને સાંસ્થાનીક સ્વરાજ મળે તો જ હીંદથી છુટા પડવું છે એવી દલીલ તેમણે કરી. અને બ્રહ્મદેશથી પણ તેમની ઉપર એવી જ માગણીઓ કરનારા અનેક સંદેશાઓ ગયા. છતાં મેકડોનાલ્ડે યુક્તી પ્રયુક્તીથી બ્રહ્મદેશને હીંદથી છુટું પાડવાનું નક્કી કર્યું અને હવે તો તેને નક્કી થઇ ગયેલી બાબત લેખવામાં આવે છે!

આમ છતાં સર ચાર્લ્સ ઇન્સની ગોઠવણની સામે આ બધી જે આંધી ચડી, તેથી એ ગભરાયો અને લંડનથી આવી બ્રહ્મદેશને કીનારે પગ મુકતાં જ તેણે બીજે દીવસે જ 'જનરલ કાઉન્સીલ ઓફ બર્મીસ એસોસીએશન'ની ૧૫૦ મંડળીઓ, જેમણે લંડનમાં વીરોધના સંદેશા મોકલાવવાની ધીટતા કરેલી તેમની જડતીઓ લેવાની આજ્ઞા ફરમાવી. તે પછી થોડાં જ અઠવાડીયાંમાં તેણે વાઇસરોય મારફત 'બર્મા ઓર્ડીનન્સ' કઢાવી ૧૩૯ મંડળોને ગેરકાયદેસર ઠરાવ્યાં. તે પછી તો હવે ત્યાં આપખુદીયો જ રાજ ચલાવવામાં આવે છે."

## [ ૩ ]

થોડા જ દીવસો પહેલાં હીંદી ધારાસભામાં બ્રહ્મદેશને હીંદથી છુટા પાડવાની ખટપટ સામ્રાજ્યવાદી ગવર્નરે કેમ શરૂ કરી અને તેની સામે પોકાર કરનારા બ્રહ્મદેશના વીશાળ જનસમુદાયની સંસ્થાઓને મ્હોંઢે કેમ ડુચો દેવામાં આવ્યો તે સાધુ વીષેની એસ્તામાની ફરી દને પુરેપુરો સાથ આપનારી હકીકતો બ્રહ્મી પ્રતીનીધીએ ખુલ્લી કરી છે.

આ ઉપરથી બ્રહ્મદેશના પ્રકરણ ઉપરનો નોકરશાહીએ ગોઠવેલો પરદો ઉંચકાઇ ગયો છે. અને તેથી બ્રીટીશ સામ્રાજ્યવાદ તે પ્રદેશને કયે કારણે ગળી જવા તૈયાર થયો છે, તે બાબત વધુ સ્પષ્ટ રીતે ફરીથી એક વધુ વખત ખુલ્લી થઇ છે.

હીંદીઓની નીતી આ સંબંધમાં તટસ્થતા સાચવી રાખનારી છેઃ જો બ્રહ્મદેશ વાસીઓને એમ લાગે કે હીંદથી છુટા થઇ જવામાં તેમનું હીત રહેલાય છે તો તેઓ તેમ કહે, જો તેમને એમ લાગે કે હીંદની સાથે જોડાયલા રહેવામાં તેમને હીત છે તો તેઓ તેમ જણાવે. તે બાબતમાં બ્રહ્મીઓ જ આત્મનીર્ણયને ધોરણે અભીપ્રાય આપી શકે તેમ છે.

અને તે માટે હીંદી ધારાસભામાંના જવાન બ્રહ્મી સભ્યે લોકમતની ગણતરી કરવાના બંધારણ પુર્વકના મ.ગ.ની વાસ્તવીક માગણી કરી છે.

બ્રહ્મદેશની ઉપર જ્યારે બ્રીટીશ હીંદના અંગ્રેજી તંત્રે ચડાઇ કરી અને હીંદને નાણે તેની ઉપર બ્રીટીશ હકુમત સ્થાપી ત્યારથી જ હીંદની રાષ્ટ્રીય મહાસભા તેની એ રીતની સામે હતી, પરંતુ હીંદમાંનું આપખુદ બ્રીટીશ તંત્ર પ્રજાકીય લાગણી કે માગણીની ગણના કર્યા વીના જ પોતાનું ધાર્યું કરવા ટેવાયલું, તે એ માગણી ઉપર ધ્યાન કેમ આપે?

પરંતુ સ્કોટલેન્ડના મુડીવાદીઓના તેમ જ બ્રીટીશ સામ્રાજ્યવાદના હીત માટે હવે ખટપટી સાધનો દ્વારા બ્રહ્મદેશને તાજનું સંસ્થાન બનાવવાની યુક્તી આરંભાઇ છે, ત્યારે પણ બ્રીટીશ હીંદની જનતા બ્રહ્મદેશને સાંસ્થાનીક સ્વરાજ મળે અને પ્રજાસંઘમાં સમાન દરજ્જાથી તેને સભ્ય બનાવવામાં આવે તે માટે ખાસ આગ્રહ કરે છે. જો કે અંગ્રેજ વ્યાપારીઓની માફક હીંદી વ્યાપારીઓએ પણ ત્યાં નાણું રોક્યું છે અને બ્રહ્મદેશના વ્યાપારની ખીલવણીમાં મહત્વનો ફાળો આપ્યો છે. પણ જ્યાં કેવળ સ્વાર્થને જ પ્રાધાન્ય આપવામાં આવે ત્યાં એવી નીસ્વાર્થી વાતોને સાંભળવા સ્વાર્થીભરનો સામ્રાજ્યવાદ કદી યે તત્પર બનતો નથી.

અને હવે તો વીલાયતમાં ભજવાયેલા ગોળમેજી નાટકના પહેલા અંકનો પરદો પડયો, તે વખતે બ્રહ્મદેશને હીંદથી છુટો પાડી નાખવાના એકાંકી નાટક ઉપર તો છેલ્લો પરદો પાડવાની વાતો થઇ ગઇ છે. સામ્રાજ્યવાદ તેને આખરી ફેંસલા તરીકે ઓળખાવે છે, તેથી હીંદી ધારાસભામાંના સરકારી સભાસદોએ પ્રજાકીય સભ્યોના સીધા પ્રશ્નો સામે પોતાના હોઠ સીવાયલા જ રાખી મુકયા છે!

પણ સમુહતંત્રની યોજનાના અખતરામાં બ્રહ્મદેશવાસીઓનો મોટો ભાગ હીંદની સાથે સંકળાયલા રહેવામાં પોતાનું હીત જોઇ રહ્યો છે, તો ગોળમેજીના બીજા બે અંકો વખતે હીંદી સભ્યોએ આપણા બ્રહ્મી મીત્રો અને પાડોશી સાથીઓની એ માગણીને *અનુમોદન આપવાની જરૂર છે.*

આજ સુધી બ્રહ્મદેશ હીંદ સાથે છે, તેથી જ ત્યાંની મોટામાં મોટી પ્રજાકીય સંસ્થાએ સાયમન સાતડીનો અને ગોળમેજીનો બહીષ્કાર કર્યો હતો, હવે જો હીંદની રાષ્ટ્રીય મહાસભા ગોળમેજી જેવા કામમાં સહકાર કરવા તત્પર બની છે, તો હીંદની માફક બ્રહ્મદેશના પણ બાકીના પક્ષના સભ્યો ગોળમેજીમાં આવી શકે તેવી ગોઠવણ થવી જ જોઇએ. એ માગણી જેટલી વ્યવહારૂ છે તેટલી જ ન્યાયી છે.



# સરદાર ભગતસિંહ

[સંકલિત]

સરદાર ભગતસીંહનું નામ આજે સમસ્ત ભારતની ૩૫ કરોડ જીહ્વાઓ ઉપર રમી રહ્યું છે. પ્રતી હૃદયમાંથી ઉઠતા પ્રતી-શ્વાસના ધબકારમાં આજે ભગતસીંહ અને તેના બે શુરા સાથીઓનાં નામ ધબકી રહ્યાં છે.

ઈ. સ. ૧૯૦૭ માં લાલા લજપતરાયની સાથે દેશનીકાલ કરવામાં આવેલા સરદાર અજીતસીંહનો ભત્રીજો તે જ સરદાર ભગતસીંહ. એ ભગતસીંહનો જન્મ થયો ત્યારે એના પીતા સરદાર કીસનસીંહ કારાવાસ સેવી રહ્યા હતા.

પંજાબની ભુમીમાં ઉછરતો ભગતસીંહ લાહોરની દયાનંદ એન્ગ્લો વેદીક હાઈસ્કુલમાં અભ્યાસ કરીને, ૧૯૨૧ના અસહકારી યુગમાં લાલાજીએ સ્થાપેલી લાહોરની રાષ્ટ્રીય કોલેજમાં જોડાયો હતો. એ કોલેજમાંથી તેણે પોતાની 'ડીગ્રી' મેળવી હતી.



શહીદ ભગતસીંહ

*　　*　　*

લ્યલપુરના એક મોટા જમીનદારે ભગતસીંહની સાથે પેતાની પુત્રીનાં લગ્ન કરવાની ઇચ્છા પ્રદર્શીત કરી હતી, પરંતુ પરાધીન માતૃભુમીની સતત સેવાની ઝંખના કરતો એ નૌજવાન લગ્નના બંધનમાં જકડાવા તૈયાર નહોતો. એનાં લગ્ન તો સ્વદેશ સેવા સાથે થઇ ગયાં હતાં. તે સંસારી લગ્નમાં પડવા ઇચ્છતો નહોતો. લાહોરના વિદ્યાર્થી સંઘમાં તેણે કાર્ય શરૂ કરી દીધું હતું. અલાહાબાદમાં પોલીસ સાથેની ઝપાઝપીમાં ગયા ફેબ્રુઆરીની તા. ૨૭ મીએ માર્યા ગયેલા ચંદ્રશેખર આઝાદ સાથે મળીને ભગતસીંહે એ સંઘના બંધારણનો ખરડો ઘડયો હતો.

૧૯૨૬ માં ભગતસીંહે નૌજવાન ભારત સભાની સ્થાપના કરી હતી. તે પછી લગભગ બે વરસ સુધી તેણે દેશભરમાં સફર કરી.

*　　*

સાયમન કમીશનનો સમસ્ત દેશે બહીષ્કાર કર્યો હતો. લાહોરમાં તે જ રીતે તેનો બહીષ્કાર થયો. એ અળખામણા કમીશનના લાહોરના આગમન પ્રસંગે સ્ટેશન આગળ લાલાજી ઉપર લાઠી પ્રહાર થયા. અને લાલાજીનું તા. ૧૭ : ૧૧ : ૨૮ ના રોજ અવસાન થયું.

તે પછી બરાબર એક મહીને સૌન્ડર્સ અને ચનાનસીંહને ગોળીથી મારી નાંખવામાં આવ્યા. સરદાર ભગતસીંહનો તે ગુન્હામાં હાથ હતો એવી સત્તાવાળાઓને શંકા હતી. ભગતસીંહના પીતા કહે છે:

"તે દીવસે ભગતસીંહ કલકત્તામાં હતો." પણ ભગતસીંહનો પત્તો ત્યારે મળ્યો નહીં.

પછી તા. ૧૮:૪:૧૯૨૯ના દીવસે એકાએક ભગતસીંહ દીલ્હીની ધારાસભાના મકાનમાં ગયો અને ત્યાં બોમ્બ ફેંકવા ઉપરાંત પીસ્તોલમાંથી ગોળીઓ છોડી.

બટુકેશ્વર દત્તની સાથે તે પકડાવા માટે જાતે તૈયાર થયો. હીંદમાં પહેલી વખત તેણે "ઇન્કીલાબ ઝીંદાબાદ"ની ગગનભેદી ગર્જના ત્યારે ગજાવી.

ધારાસભામાં બોમ્બ ફેંકવાના ગુન્હા માટે ભગતસીંહને બટુકેશ્વર દત્ત સાથે જીવનભર દેશવટાની સઝા થઇ. તે વખતે અદાલત સમક્ષ કરેલા એકરારનામામાં ભગતસીંહે કહ્યું: "બહેરા કાનોને સાંભળતા કરવા" માટે મેં બોમ્બ ફેંક્યો હતો.

* * *

લાહોરમાં તા. ૧૫:૪:૨૯ ના દીવસે બોમ્બનું કારખાનું પોલીસે શોધી કાઢયું, તે વખતે ભગતસીંહના સથી સુખદેવની ધરપકડ થઇ. એ વખતે એક કહેવાતા કાવતરાની ભાળ પોલીસને લાગી, તે કાવતરા સાથે ભગતસીંહનો સંબંધ જોડાયો હતો.

કાવતરાની તપાસ શરૂ થઇ, તેમાં ભગતસીંહની સાથે રાજગુરૂ અને સુખદેવ મી. સૉન્ડર્સના તેમજ ચનાનસીંહના ખુનના કામમાં જોડાયલા હતા એમ કહેવાયું. ખાસ મેજીસ્ટ્રેટ સમક્ષ ચાલતો એ કેસ જોઇએ તેટલી ત્વરાથી ચાલતો નહોતો, એટલે ખાસ ટ્રીબ્યુનલ સમક્ષ એ મુકદમો ઝડપથી ચલાવી શકાય તે માટે ના. ગવર્નર જનરલે ઓર્ડીનન્સ કાઢ્યો. તે પછી ચોક્કસ કારણોસર આરોપીઓએ અદાલતના કામમાં ભાગ લેવાનો ઇનકાર કર્યો. પછીથી એમની ગેરહાઝરીમાં જ અદાલતે ફેંસલો આપ્યો. ત્રણે જણને તકસીરવાર ઠરાવી તા. ૭:૧૦:૩૦ ના દીવસે ફાંસીની સજા કરી.

ફાંસીની તારીખ પણ નક્કી થઇ અને આરોપીઓને મૃત્યુ નીમંત્રણ અપાયાં.

હાઇકોર્ટમાં અપીલ થઇ શકે તેમ નહોતું, છતાં ટ્રીબ્યુનલનાં બંધારણની સામે વીરોધ બતાવનારી અપીલ હાઇકોર્ટને





સુખદેવ શહીદના સાથીઓ રાજગુરૂ

કરવામાં આવી. તે અપીલ રદ ગઇ. પ્રીવી-કાઉન્સીલની તે માટે દાદ માગવામાં આવી. તે પણ નીષ્ફળ.

ફરી હાઇકોર્ટને હેબીઅસ કોરપસની અરજીઓ કરવામાં આવી. તેમાં એવી દલીલ કરવામાં આવી કે મૃત્યુનાં વોરંટ ગયા ઓક્ટોબરમાં કાઢવામાં આવ્યાં હતાં. તે તો ઓર્ડીનન્સથી ઉભી થયેલી ખાસ અદાલત તરફનાં હતાં. પણ તે અદાલતનું જ હવે અસ્તીત્વ નથી માટે તેના હુકમનો અમલ થઇ શકે નહીં. પરંતુ તે અરજીનો અસ્વીકાર થયો.

તે પછી વાઇસરોય પાસે દયા ભીક્ષાની અરજી થઇ, પણ સરદાર ભગતસીંહ અને તેના સાથીઓએ તેની ઉપર સહી કરવાની ના પાડી.

* * *

દયા યાચનાની અરજી ઉપર સહી કરવાનો નકાર વાળતાં સરદાર ભગતસીંહ અને તેના સાથીઓએ પંજાબના ગવર્નર ઉપર પત્ર લખીને, પોતા ગોળીથી ઠાર કરવાની માગણી કરતાં લખ્યુ: "અમે માત્ર એક જ બાબત ઉપર આપનું ધ્યાન ખેંચીએ છીએ કે, તમારી અદાલતના ચુકાદા પ્રમાણે અમે લડાઇ ચલાવતા હતા એમ કહેવાયું છે એટલે અમે યુદ્ધના કેદીઓ છીએ. તેથી અમે માગીએ છીએ કે અમારી સાથે યુદ્ધના કેદીઓ જેવું વર્તન ચલાવવું, અને અમને ફાંસીએ લટકાવવાને બદલે ગોળીથી વીંધી નાખવા. તમારી અદાલતે જે કહ્યું છે તે તમે ગંભીર ભાવે સ્વીકારો છો કે નહીં તે તમારે ક્રીય રીતે પુરવાર કરવું રહ્યું છે. અમે આપની પાસે આગ્રહ પુર્વક માગીએ છીએ અને આશા રાખીએ છીએ કે, તમે કૃપા કરીને લશ્કરી ખાતાની એક ટુકડી કે ગોળી છોડનારી ટુકડી અમારા નાશને માટે મોકલવાની આજ્ઞા કરશો."

* * *

પછી તો ગાંધી–અરવીન સમાધાની તા. ૪ : ૩ : ૩૧ ના રોજ થઇ અને ગાંધીજીએ અસહકારી યુદ્ધ મુલતવી રાખ્યું. તે વખતે તેમણે ક્રાંતીકારીઓને આગ્રહભરી ભલામણ કરી કે તમે સમાધાનીના તરનામાને ટેકો આપો અને બનશે તો હું ફાંસીની સજા પામેલાઓને પણ છોડાવી લાવવા પ્રયત્ન કરીશ. પરંતુ ગાંધીજીના પ્રયત્નોને ય નીષ્ફળતા મળી. ભગતસીંહ અને તેના સાથીઓ માટેની દયાની અરજીનો અસ્વીકાર થયો અને તા. ૨૩ :૩: ૩૧ ની રાત્રીના આરંભ કાળે સરદાર ભગતસીંહ, શીવરામ રાજગુરૂ અને સુખદેવને સેન્ટ્રલ જેલમાં ફાંસી દેવાઇ.

'ઇન્કીલાબ ઝીન્દાબાદ'ના પોકાર સાથે તે ત્રીપુટી એ રીતે મૃત્યુના ખોળે બેસી ગઇ. તેમનાં શબ એમનાં સ્વજનોને ન મળ્યાં. પોલીસ ખાતાએ એમની દહનક્રીયા કરી એમના છેલ્લાં અસ્થીઓને સતલજના જળમાં પધરાવ્યાં.

# ખેડૂત અને સામ્રાજ્યવાદ

: લેખક :

ખેડુતનો સાથી

બ્રીટીશ મુત્સદ્દીઓ, બ્રીટીશ પત્રકારો, બ્રીટીશ વક્તાઓ, બ્રીટીશ લેખકો અને બ્રીટીશ લડવૈયાઓ, ટાણે અને કટાણે હજારો વખત બોલ્યા કરે છે કે, હીંદી આમવર્ગના અમે સાચા હીતૈષી છીએ, હીંદી અંત્યજોનો અમે જ ઉદ્ધાર કર્યો છે, હીંદી ખેડુતો માટે બ્રીટીશ તંત્રે જ દુનીયા ઉપર સ્વર્ગ ઉતાર્યું છે. હીંદીઓ તો તેમના શત્રુઓ જ છે.[1]

પરંતુ તેમનાં એ સ્વાર્થી વચનોમાં કેટલો દંભ અને કેટલું અસત્ય રહેલું છે તે સામાન્ય માણસો સહજે સમજી શકે તેમ નથી. આવાં દંભી અને સત્યથી વેગળાં વચનોમાં શ્રદ્ધા મુકનારો એક વર્ગ હજી યે હીંદુસ્થાનમાં છે.

ખરી રીતે તો બ્રીટીશતંત્રની પછી જ હીંદની સામાન્ય ગરીબાઇ વધી છે, હીંદી ખેડુતો ઉપર કચડી નાખનારા સીધા તેમ જ આડકતરા કરના બોજા વધ્યા છે. આ સંબંધમાં જોઇએ તેટલા પુરાવા ખુદ અંગ્રેજ લેખકો તરફથી જ મળી શકે છે.[2] પરંતુ

---

૧ સર વીલીઅમ બાર્ડવુડે છેક હમણાં જ 'લંડન ઉેવોનીઅન એસોશીએશન' ના ભોજનના મેળાવડામાં આવાં જ વચનો ઉચ્ચારીને કહ્યું છે કે: હીંદુ ખેડુતો ઉપર જેવો પ્રેમ અંગ્રેજ પ્રજા હમેશાં રાખતી આવી છે તેવો પ્રેમ "હીંદનો ભણેલો વર્ગ તેમની ઉપર રાખતો નથી, માટે નવા બંધારણમાં એ અભણ હીંદી ખેડુતોના હીત સંરક્ષણ માટે સલામતીઓ રાખવાની જરૂર છે." [રૂટરનો તા. ૨૧ : ૩ : ૩૧ નો તારનો સંદેશો.]

૨. જુવો :

"આપણી વધારે સંપુર્ણ ગણાતી સરકારમાં જે ખામીઓ છે તેવી મરાઠા કારભારમાં નહોતી."

[માઉંટ સ્ટુઅર્ટ એલફીન્સ્ટનનો જમીન મહેસુલનો ખરીતો]

"કરના હાલના ધોરણવાળી પદ્ધતીમાં દેશી કે યુરોપીયન ખેડુત પૈસાપાત્ર થઇ શકે તેમ હું માનતો નથી."

[બીશપ હેબર]

"ખેડુતોમાંની અરધી વસતીને વરસ દરમીયાન પેટ ભરીને ખોરાક મળતો નથી."

[સર ચાર્લ્સ ઇલીયટ]

"આપણા રાજ્યતંત્રમાં તેમનાં [દક્ષીણ મહારાષ્ટ્ર] વ્યાપારી કે ખેતીવાડીનાં હીત સુધરે તેવું મને લાગતું નથી."

[જોહોન માલ્કમ]

"આપણા જેવી જમીન મહેસુલની નીતી યુરોપ કે એશીઆની કોઇ પણ સરકારોના સમયમાં નહોતી. આપણે મહેસુલ વધારી જનતાની દશા મજુર જેવી બનાવી દીધી છે."

[લિ. કર્નલ બ્રીગ્સ]

એ જુના પુરાવાઓને જવા દઇએ તો પણ બ્રીટીશ મુત્સદ્દીઓ વીશ્વની પ્રજાઓને ઠગવા જે પ્રયાસો કરે છે તે કેટલા નીરાધાર છે એ બતાવવા માટે પુષ્કળ પ્રમાણો અને પ્રત્યક્ષ ઉદાહરણો મળી શકે તેમ છે.

ખરી વાત એ છે કે, સામ્રાજ્યવાદીઓની બધી આડંબરી વાતોની પાછળ ખાસ કરીને ખેડુત જનતાને જ ચુસવાની તેમની પ્રખર નીતી છુપાયલી છે. પછાત પ્રજાઓને સંસ્કૃતીવાળી બનાવવાની કામગીરી દુનીયાભરના સામ્રાજ્યવાદીઓને જ માથે આવી પડી હોય તેવી વાતો તેઓ ખુબ ઉત્સાહથી કરે છે, તે કેવળ પોતાનાં ભયાનક પાપોને ઢાંકવા પુરતી જ, એ પાપ ઉપર પ્રકાશ પાડવા માટે તેઓ ખેડુતોને તેમ જ પછાત જનતાને જે લાભ કરવાની વાતો કરે છે, તેની શાસ્ત્રીય રીતે મીમાંસા કરવાની જરૂર છે. એ મીમાંસામાં જો દંભનો છાંટો યે નહીં હોય તો જેઓ એ રંકજનોના ભલાની વાતો કરે છે, તેઓ જ તેમને પાછળ પાડી રાખવામાં કેવા કારણભુત છે તે બરાબર સમજાઇ શકાશે.

આપણે આ મીમાંસા કરતી વખતે પેલા ખુબ મશહુર બનેલા સર જહોન સાયમનની સરદારી નીચે તૈયાર કરવામાં આવેલા વૃત્તાંતને લક્ષમાં રાખવું પડશે. હીંદી સામ્રાજ્ય જેવી સદ્ધર અને મોટામાં મોટી પેઢીના એક બુદ્ધીમાન ભાગીદાર તરફથી જેવી આશા રાખી શકાય તેવી રીતે જ તેણે એ પુસ્તકમાં, હીંદની પછાત પ્રજાને આગળ વધારવાનું માથે આવી પડેલું પવીત્ર કાર્ય બ્રીટીશોએ કેવી વફાદારીથી બજાવ્યું તે બતાવે છે. કેમકે તેમ કરવામાં હીંદી પેઢી તરફથી તેના બ્રીટીશ 'શેરહોલ્ડર્સ' (ભાગીદારો) ને મળતો ૧૬૦,૦૦૦,૦૦૦ પાઉન્ડનો વાર્ષીક નફો વાજબી ઠરાવી શકાય તેમ હતું!

સર વીલીઅમ બર્ડવુડ અને તેના જેવી મનોદશાવાળા બીજા સામ્રાજ્યવાદીઓ જે ખેડુતોના હીતની વાતો કરે છે, તે ખેડુતોનો જ હીંદ દેશ છે, એટલે બ્રીટીશ જનતાને હીંદમાંથી મળતો નફો ગરીબડા ખેડુતોના નીર્ધન ગુંજામાંથી જ જાય છે. એ નફો એકઠો કરનારી મંડળીના ભાગીદારોમાં બ્રીટનના જીર્ણ મતવાળા સામ્રાજ્યવાદીઓ, ઉદાર મતવાદીઓ અને કામદારો એ ત્રણે પક્ષનો સરખો સમાવેશ થાય છે, અને તેઓ બધા વીધવીધ રસ્તે પોતાનો ફાળો પ્રાપ્ત કરે છે.

જો હીંદી ખેડુતોનું હીત હમેશાં બ્રીટીશ પ્રજાને હૈયે હોવાની વાતો અંગ્રેજો કરે છે, તેમની અગતી [ backwardness ] થવાનાં ત્રણ કારણો મુખ્યત્વે બતાવવામાં આવે છે: [1] [૧] ખેતીવાડીની વંશપરંપરાગતની રીતો; [૨] બહારની દુનીઆ સાથે સંદેશા વ્યવહારની તેમ જ વ્યાપારી સંબંધોની ખામી; અને [૩] બ્રીટીશ છત્ર પહેલાં ખેડુતોને મળતી ઓછામાં ઓછી સલામતી

---

"નીપુણ પુરષો કહે છે કે બ્રીટીશ તંત્રમાં પછાત વર્ગના માણસોની દશા છેક જ બગડી ગઇ છે."

[જે. એસ. કોટન]

"સારૂં ચોમાસું ન હોય તો વર્ષમાં મહીનાઓ સુધી અનેક માણસોને પોતાને તેમ જ કુટુંબને માટે પુરતો ખોરાક મળતો નથી."

[એ. ઓ. હ્યુમ]

---

[1] જુઓ: સાયમન વૃત્તાંત, પુસ્તક પહેલું.

ભરી શાંતીની ખાત્રી. અને પછી એવું કહેવામાં આવે છે કે, ખેડુતોની પ્રગતીના માર્ગને અવરોધનારાં એ ત્રણે કારણોનો સામનો બ્રીટીશ સામ્રાજ્યવાદે કર્યો છે, તેની પરગજુ ભલમનશાહીનો વર્ષાદ હીંદી ખેડુત-જનતા ઉપર વર્ષીને તેમનું કલ્યાણ કરી રહ્યો છે!

આમ છતાં ખુદ સાયમન કમીશનના જ એકરારનામા ઉપરથી તારવણી કાઢીએ તો આપોઆપ સમજાઇ જાય છે કે, છેલ્લાં ૧૬૦ વર્ષનો એ વર્ષાદ ક્ષાર ભુમી ઉપર જ પડયો હોય તેમ એ બધા પ્રયત્નો વાંઝીઆ નીવડયા છે. કેમકે તે વૃત્તાંતની ઉપર સહીએ મુકનારાઓએ જ સ્વીકાર્યું છે કે:

"ખેડુતોનો ઘણો જ મોટો સમુદાય શરાફોનાં દેવામાં ડુબેલો છે." એમને એ વાત પણ સ્વીકારવી પડી છે કે, બહારના જગત સાથેના સંદેશા વ્યવહારના અને વ્યાપારી સંબંધો વધારવાના છેલ્લી અર્ધી સદીના પ્રયાસે હીંદી ખેડુતના જીવન વીકાસ ઉપર ગંભીર અસર કરવા છતાં "સામાન્ય હીંદી ગામડાંઓની તપાસ કરતાં તેનું કશું જ પરીણામ જણાતું નથી." અને દેશની આર્થીક દશા સુધરવાનાં મનોહર ચીત્રો દોરવાનો જાણી જોઇને એ પ્રયાસ કરનારાઓને પણ કબુલવું પડયું છે કે: "સામાન્ય ખેડુત પોતાના નાનકડા ખેતરના ટુકડા ઉપર, પોતાનાં નજીવાં સાધનો સાથે, પોતાની મર્યાદીત જરૂરીયાતને પહોંચી વળવા સદાય તરફડીયાં મારે છે."

આમ છતાં ભુતકાળમાં સામ્રાજ્યવાદ 'માટી અને વાંસડાઓનાં ઝુંપડાંમાં જમાનાઓથી રહેતી હીંદની અફાટ ગ્રામ્ય જનતાને' ઓછો લાભ કરી શકયો હોય, તો પણ ભવીષ્યમાં તે હીંદના કરોડો ખેડુતોનું વીશેષ કલ્યાણ કરી નાખશે, એવી મધલાળ સામ્રાજ્યવાદીઓ બતાવ્યા કરે છે. તેનું કારણ હજી અનેક વર્ષો સુધી એ સામ્રાજ્યવાદીઓને પોતાની નફાકારક હીંદી પેઢી પાસેથી બહોળો નફો મેળવવાની દાનત છે. એટલે તેઓ હીંદવાસીઓની પ્રગતી ઘણી જ ધીરી થાય છે તેનાં કારણ તરીકે હીંદીઓ પરીવર્તનશીલ નથી એવું જગતની મહાપ્રજાઓને જણાવવા મથે છે. પરંતુ સામ્રાજ્યવાદની ચુસણનીતી નીચે નીર્ધન બનતા હીંદીઓનું પછાતપણું તેમને જ આભારી છે એ વાત તેઓ જાણી જોઇને યુક્તીપુર્વક છુપાવે છે.

બ્રીટીશ સંબંધથી હીંદી ખેડુતોને થતા કહેવાતા લાભોની વીગતોમાં જરા ઉંડા ઉતરીને હવે જોઇએ:

પહેલાં તો કહેવાતી બ્રીટીશ 'છત' પછી બ્રીટીશ સામ્રાજ્યવાદે હીંદી ખેડુતોને જે 'શાંતી અને સલામતી' બક્ષ્યાં છે એ દલીલને તપાસીએ.

ખુદ સાયમન વૃતાંતના લેખકો જ એ વાત તો સ્વીકારે છે કે, બ્રીટીશ સત્તા હીંદમાં પગભર થતાં સહુથી પહેલાં જમીન મહેસુલની વ્યવસ્થીત નોંધણી, તપાસણી વગેરેનું કામ કર્યું. આ સંબંધમાં રોમેશચંદ્ર દત્તે "વીકટોરીઅન યુગમાં હીંદ" નામના પોતાના પુસ્તકમાં જણાવ્યું છે કે:

"પંજાબની જમીન મહેસુલ ૧૮૪૭-૪૮ માં ૮૨૦,૦૦૦ પાઉન્ડ હતી. પરંતુ બ્રીટીશોએ પંજાબને પોતાના તાબાના હીંદ સાથે જોડી દીધો તે પછીનાં ત્રણ જ વર્ષમાં તે પ્રાંતની જમીન મહેસુલ વધીને ૧૦,૦૦૦,૦૦ પાઉન્ડ થઇ ગઇ.*

---

* ઇ. સ. ૧૮૮૧ માં કુલ જમીન મહેસુલ રૂ. ૧૯ કરોડ ૯૩ લાખ ૫ હજાર હતી તે વધીને ૧૯૧૩-૧૪ માં રૂ. ૩૨ કરોડ

આમ બ્રીટીશ તંત્રે હીંદને જે શાંતી અને સલામતી આપ્યાં, તેના બદલામાં એકલી જમીન મહેસુલમાં જ આમ વધારો ન થયો પણ ખેડુતોને ઉપયોગની બીજી વસ્તુઓ ઉપર પણ કરનાં ભારણ વધારવામાં આવ્યાં! એના ખાવાના મીઠા ઉપર, પહેરવાના હીંદી મીલના વસ્ત્ર ઉપર, ઘરમાં બાળવાના ઘાસતેલ ઉપર પણ આડકતરા કર પડયા. એ વાતનો સ્વીકાર સાયમન વૃતાંત લખનારાઓને પણ કરવો પડયો છે કે, સરકારની તીજોરીમાં જતાં નાણાંમાં ગરીબ ખેડુતો પાસેથી આ રીતે લેવાતો કર ઓછો ફાળો પુરાવતો નથી. અને ૧૬૦ વર્ષથી બ્રીટીશ જનતા હીંદી ખેડુતોનું કલ્યાણ જ વાંચ્છી રહેલી હોવા છતાં, હીંદી જનતા આજે પણ 'ભયંકર ગરીબાઇમાં ડુબી છે અને તેના જીવનગાળાનું ધોરણ ઘણું નીચું છે" એ વાતનો સ્વીકાર સાયમન જેવા સામ્રાજ્યવાદીને ય કરવો પડયો છે. એટલે ટુંકામાં કહીએ તો, બ્રીટીશ સામ્રાજ્યે હીંદને આપેલાં કહેવાતાં શાંતી અને સલામતી ભયંકર રીતે કચડી નાખનારા કરના બોજા નીચે હીંદી ખેડુતોને દળી નાખવામાં જ કારણભુત બન્યાં છે.

હવે બીજાં કારણને તપાસીએઃ બહારની દુનીઆ સાથે સંદેશા તેમજ વ્યાપાર વ્યવહારના સાધનના અભાવે હીંદી ખેડુતો પછાત રહ્યા હતા, એવું એક કારણ બ્રીટીશ સામ્રાજ્યવાદીઓ રજુ કરીને, તે બન્ને સાધનો તેમણે હીંદી ખેડુતોને આપ્યાં છે એવો જવાબ વાળે છે. તો એ સાધનોથી હીંદી ખેડુતોને કયા ખાસ લાભ થયા તે જોવાની જરૂર છે.

બ્રીટીશ સામ્રાજ્યવાદની પરમાર્થવૃત્તીએ આ દીશામાં કેવું કાર્ય કર્યું છે તેની ખરેખરી હકીકતો જગજાહેર છે. યાંત્રીક બળની મદદથી લાવેલા માલથી હીંદી ગામડાંઓના આર્થીક જીવનનો કેવો નાશ કરી નાખ્યો અને ઢાકા જેવાં આખાં શહેરો વસતી વીનાનાં કેમ થઇ ગયાં તે બતાવનારાં અનેક પુસ્તકો આજે બ્રીટીશ વાંચનાલયોમાં ખડકાયલાં પડયાં છે. હીંદી ગામડાંઓમાં વસતા ખેડુતો ખેતીવાડી અને હાથ ઉદ્યોગ એ બે ધંધામાંથી પોતાનું જીવન ગાળવાનાં સાધનો મેળવતા હતા, તેમાંથી હાથ ઉદ્યોગોનો નાશ કરી બ્રીટીશ-સામ્રાજ્યવાદે ખેડુતોની અર્ધી કમાણી ઉપર કાપ મુકયો, અને ખેડુતોને માત્ર ખેતી ઉપર આધાર રાખતા બનાવી દીધા. એટલું જ નહીં પણ વારંવાર પડતા દુષ્કાળો તેમજ ભયંકર રોગચાળાઓની સામે તેમને નીરાધાર જેવી દશામાં મુકી દીધા! એકલા ૧૮૫૬ના દુષ્કાળમાં બ્રીટીશ હીંદમાં જ દશ લાખ કરતાં વીશેષ હીંદીઓ અન્ન વીના ભુખે મરી ગયા હતા, ઢોરોની મૃત્યુ સંખ્યાનો તો હીસાબ જ કાઢી શકાયો નથી. પ્લેગથી માત્ર ૧૯૦૧ અને ૧૯૦૪નાં

---

૮ લાખ ૮૦ હજાર થઇ. આંકડા શાસ્ત્રીઓએ ગણતરી કરીને બતાવ્યું છે કે પચાસ વર્ષમાં બ્રીટીશ તંત્ર નીચે જમીન મહેસુલમાં ૬૦ ટકાનો વધારો થયો હતો!

જેમ્સ મીલે પોતાના બ્રીટીશ હીંદના ઇતીહાસમાં લખ્યું છે અને તે વખતના બ્રીટીશ હીંદના ગવર્નર જનરલના ભાઇ હેનરી વેલેસ્લીનો તેને ટેકો છે કે, અયોધ્યાના નવાબ પાસેથી અંગ્રેજોએ અયોધ્યા પ્રાંત પડાવી લીધો ત્યારે ત્યાંની જમીન મહેસુલ ૧૩,૫૨૩,૪૭૪ પાઉન્ડની હતી, પણ તે પછીના ત્રણ જ વર્ષમાં બ્રીટીશોએ તે મહેસુલ વધારી ૧૬,૮૨૩,૦૬૩ પાઉન્ડ જેટલી કરી મુકી હતી.

હોય, તો તે પોતાના દેશવાસીઓ આગળ સત્ય હકીકત રજુ કરી શકે ને?

ખેડુતોની દશા આમ એકે રીતે સુધરી નથી, તેમ બ્રીટીશ મુત્સદીઓ ઓપતડાઇ-નાં જે બણગાં ફુંકે છે તેમાં જરા પણ તથ્ય નથી, એ બતાવવા માટે ૧૯૨૬ માં નીમાયલા કરંસી કમીશન સમક્ષ પડેલી જુબાનીઓ પણ જોવા જેવી છે. ખેડુતો ધીરે ધીરે પોતાની જમીન ગીરો મુકતા જઇને જમીન માલીક મટી શ્રીમંતના મજુર કેમ બનતા જાય છે તે હકીકત એ કમીશન સમક્ષ પડેલી જુબાનીઓમાં સ્પષ્ટ બતાવવામાં આવી છે. અને ગ્રામ્ય જનતાની વૃત્તિ અર્ધા ખેડુત તેમ જ અર્ધા મજુર બનવા તરફ તે કારણને અંગે ઢળતી જાય છે.[1] આંકડાઓ બતાવે છે કે ૧૮૮૨ માં ખેતીવાડીના કામમાં રોકાયલાઓમાંના ૭૫ લાખ માણસો જમીન વીનાના ખેતર ઉપર કામ કરનારા દા'ડીઆ મજુરો હતા, ૧૯૨૧ માં એમની સંખ્યા વધીને ૩ કરોડ ૮૦ લાખ જેટલી થઇ હતી એમ વસ્તીપત્રક કહે છે. પરંતુ વસ્તીપત્રકોમાં આવા અશીક્ષીત ગ્રામ્ય જનોના સંબંધમાં પુરેપુરી નોંધ થતી નથી, તે ધોરણ જોતાં એ સંખ્યા હજી પણ વીશેષ હોય એમ માનવાને કારણ મળે છે. ખેડુત જનતાની પડતીનું પ્રમાણ છેલ્લા દશકામાં વળી તેથી યે અતી ઘણું વધી ગયું હશે. કેમ કે બી. એન. એમ. જોષીએ ૧૯૦૭ માં મળેલી અખીલ ભારત ટ્રેડ યુનીયન કોન્ગ્રેસ સમક્ષ કહ્યું હતું કે: ખેતીવાડીના કામમાં મજુરી કરનારાઓની સંખ્યા ઓછામાં ઓછી અઢી કરોડ જેટલી છે અને ખેતીવાડી-ની સાથે બીજી મજુરી કરનારાઓની સંખ્યા પાંચ કરોડ જેટલી છે.

એટલે બ્રીટીશ સામ્રાજ્યવાદથી હીંદી ખેડુતોને થયેલા જે લાભનું સર વીલીઅમ બર્ડવુડ અને તેમના જેવા બીજાઓ વર્ણન કરે છે, તે લાભ ટુંકામાં ગણાવવા હોય તો આ રીતે ગણાવી શકાય: સરકાર તરફથી કચડી નાખે તેટલો જમીન મહેસુલ-નો બોજો, જ્યાં જમીનદારી પ્રથા છે ત્યાં જાગીરદારી લુંટણનીતીનો જુલમ; નીત્ય વધતા જતા કાયમી દેવામાં ડુબી જનારી દશા; ગીરો, ફરજીયાત વેચાણ અને યંત્રોની બનાવટના માલની હરીફાઇને લીધે ખેડુતોમાં વધતી ગરીબાઇને લીધે તેમના હાથમાંથી સરી જતી જમીન; શ્રીમંત ખેડુતોને હીત કરનારી નહેરોના લાભ માટે ખેડુતો પાસેથી સરકાર દ્વારા વસુલ થતો વેરો; આ બધાથી તેમને માથે પડતી સ્વતંત્ર ખેડુત મટી ગુલામ જેવાં કારખાના-ના મજુર બનવાની ફરજ: એ બધા જમીન વીનાના ખેડુતોને કામ આપે તેટલા ઉદ્યોગ-ના અભાવે ગરીબાઇમાં સડી મરવા જેવી સ્થીતીમાં થોડાંક વીઘાં જમીનમાં ખેતી કરી જેમ તેમ ગુજારો કરવાની ફરજીયાત સ્થીતી.

આ સ્થીતીમાંથી છુટવા માટે કોઇ પણ જાતની સલામતીઓથી નીરાળું એવું સંપુર્ણ સ્વરાજ હીંદને મળવાની ખાસ જરૂર છે, એ વાત તેથી જ હવે હીંદી ખેડુતોને સમજાવવાની બ્રીટીશ મુત્સદ્દીઓ-એ કશી માથાકુટ કરવાની જરૂર નથી.

પોતાનું હીત કયે માર્ગે છે તે વાત હીંદી ખેડુત બરોબર સમજે છે, માત્ર તેમને યોગ્ય રીતે લડતમાં દોરવનારા સુયોગ્ય નેતાઓની જ અત્યારની દશામ હીંદમાં મોટામાં મોટી ખામી છે.

---

૧ જુવો: કરંસી કમીટીનો વૃતાંત પુસ્તક ૮ મું, ભાગ બીજો, પૃષ્ઠ ૫૪ મું તેમ જ પુસ્તક ૪, પૃષ્ટ ૨૦૨.



વર્ષ : ૩ જું.]  મે : ૧૯૩૧  [અંક ૨ જો

# શાંત જવાલામુખી

: લેખક :

**તંત્રી**

દેશનું રાજકીય વાતાવરણ અત્યારે બહારથી શાંત જણાતા છતાં અંદરથી ભભુકતા લાવાથી છલોછલ ભરેલા જ્વાલામુખી જેવું છે. દેશનો નૌજવાન વર્ગ આ જાતની અકાળે લાદવામાં આવેલી યુદ્ધવીરામની એકપક્ષી શરતો સામે સમસમી રહ્યો છે. ।
જે શરતોમાં સરકારની પ્રતીષ્ઠાનો અને મતે
તેની જ સગવડનો સર્વતોમુખી સ્વીકારીને
કરવાની જ માત્ર ચીંતા બતાવવામાં આ અમે
હોય, જેમાં સ્ત્રીશક્તીની ઇજ્જતની, ! શકીએ,
અદ્ભુત ભોગોની જરા પણ ગણના માને ?"
વામાં આવી ન હોય, તેવા તા પરદેશમાં
તહનામાથી સંપુર્ણ સ્વતંત્રતાનું ક્ત દોસ્તોની
યુદ્ધ ઝુઝવા નીકળનારઓને ર છે.
થાય ? પરંતુ દાઝયા ઉપર ડહા ર સાફ શબ્દોમાં
કરાચીની મહસભાએ કેવળ ની દ્રષ્ટીએ જોનાં
મુખત્યારીનું વર્તમાન જ । મને સમજાતું
નીંદવા જેવું શરણું સ્વીકાર ણે સવીનય ભંગ
ત્માજી તરફની એકલી અ તું કારણ એ હતું
તણાઇ, બુદ્ધીનું જાહેર જાહેં નામું સ્વીકારવા

દશા ઉભી કરી, 'મહાત્માજી મહાપુરૂષ છે, એ જે કરશે તે સારૂં જ .
..... કરશે. મારે મ્રી એક "નહિજી
ા અપવાદ કરતા એકે હક કે સીદ્ધાંત
થાપીત થયેલો હું જોઇ શકતો નથી.
ત યુદ્ધવીરામથી યુદ્ધ પહેલાંની સ્થીતી પણ આવતી નથી. લડત દરમ્યાન પડાવેલી કેટલીક વસ્તુઓનો અમુક ભાગ મહેરબની તરીકે સરકારે પાછો આપ્યો છે, પણ જે **હકોને માટે લડત લડવામાં** આવી તેમાથી તો એક પણ હક આપ્યો નથી."

લાહોરના સ્વતંત્રતાનો ઠરાવ યુદ્ધવીરામના તહનામાથી ઢીલો પડી ગયો છે એ, આ દેશના અનેક નૌજવાનોની માફક રેજીનલ્ડ રેનલ્ડઝ પણ સ્વીકારે છે. પરંતુ ગાધીજી તો કહે છે. મારા વર્તનમાં "મીત્રોને અસંગતી દેખાય છે કેમકે હું સંજોગોમા પરીવર્તનને અનુકુળ થાઉં છું."

આમ એક તરફથી ગાધીજી અને તેમના સાથીઓ યુદ્ધવીરામની શરતો માટે જુદા જુદા મત ઉચ્ચારવા છતા પણ બાપુજીએ એ શરતો કરી છે એટલે કંઇ નના તો

તેમના માનાર્થે પણ તેનું પુરેપુરૂં પાલન કરવું જ જોઇએ, એ જ મુદ્દા ઉપર મહાસભાના મહારથીઓએ પ્રાંતે પ્રાંતમાં પ્રચાર કાર્ય શરૂ કરી દીધું છે. તેથી સામાન્ય રીતે આમવર્ગ કરતાં મધ્યમ વર્ગમાં એવી એક મનોદશા ઉભી થઇ છે કે, તહનામાની ચર્ચા કરવી અને બુદ્ધીમાં ન ઉતરી શકે તેવી દલીલોનો વીરોધ કરવો તેને ગાંધીજીને માટે અપમાન તુલ્ય માનવામાં આવે છે, એટલે નૌજવાનોને હૈયું હાલવવાનો યે માર્ગ રહ્યો નથી. તેમ છતાં મહાત્માજીને તેમ જ સરદારને પોતાના જ અનુયાયી મંડળને સમજાવવા લેખન અને વાણીના સાધનથી જે જહેમત ઉઠાવવી પડે છે તે જ પુરવાર કરે છે કે, ખેડા, સુરત અને ભરૂચ જીલ્લાના સત્યાગ્રહી ખેડુતોને ય યુદ્ધવીરામના અકાળે થયેલા સમાધાનથી જરા જેટલો યે સંતોષ થયો નથી.

•••

તેમ છતાં કરાંચી કોન્ગ્રેસે ગોળમેજીમાં મહાસભાવાદીઓ તરફથી ભાગ લેવાની તમામ સત્તા, સરમુખત્યાર ગાંધીજીના ચરણે ધરી દીધી છે. બાપુજીના જ શબ્દો પ્રમાણેઃ "નરમપણાના કે જડલપણાના કે અસંગતીના આરોપોને કશા લેખામાં ન લેવા જોઇએ પ્રજા સેવકે જેની કાળજી રાખવી જોઇએ તેતો તેના પોતાના અંતરાત્માની મંજુરી. પોતાના અંતરાત્માના અમુક આશ્વાસનને છોડી જે પ્રજાનું રંજન કરવા અને તેની મંજુરી મેળવવા હંમેશાં મથે છે તેની દશા સુકાન વીનાના વહાણ જેવી છે." એનો અર્થ એટલાજ થયો કે, ગોળમેજીમાં ગયા પછી બાપુજીના અંતરાત્માને જો એમ જ લાગી જાય કે, હીંદને સ્વરાજ મળે તો લેન્કેશાયરના બીચારા મજુરો ભુખે મરી જશે એટલા માટે સ્વરાજની જરૂર નથી, તો બાપુજી તે રીતે પોતાનો મત પ્રકટ કરે અને તેમાં પ્રજામતની મંજુરીની જરૂર પણ ન જુવે. તેમ છતાં જો હીંદીઓ તેમના એ કાર્ય સામે વીરોધ ઉઠાવે તો તેઓ એમ જ જણાવે કે એ જાતનું સમાધાન કરવામાં અને તેનો સ્વીકાર કરવાની સલાહ આપવામાં મેં મારા અભીપ્રાય પ્રમાણે જે વાજબી જ નહીં પણ ફરજરૂપ હતું તે કર્યું છે, એટલું જાણવું તમારે માટે પુરતું છે; તો મહાસભાવાદીઓથી તેમની સામે એક અક્ષર પણ ઉચ્ચારી શકાય તેમ હવે રહ્યું નથી.

જે મહાસભા સંપુર્ણ સ્વતંત્રતા માટે લડત કરતી હોય, તે મહાસભા એક જ મનુષ્યને સરમુખત્યારીનાં તમામ સુત્રો સોંપવાની મનોદશા બતાવે, તે જ સ્વતંત્રતાના મુળમાં જ સુરંગ મુકવા જેવું છે. આ સંબંધમાં બાપુજીએ મહાસભાનો બચાવ કરતાં નાણાંખર્ચની અને સ્થાનપર કામ કરનારાઓની તેથી ખોટ પડવાની જે દલીલો 'નવજીવન' માં કરી છે, તે દલીલોનો જો નીર્મળ નજરે વીચાર કરવામાં આવે તો તેમના પરમભકતને ય તેથી સંતોષ થાય તેમ નથી. ખરેખર મહાત્માજી તરફની અંગત ભક્તી કરાંચીમાં પરાકાષ્ટાએ પહોંચી હતી, ભલે આજે તેથી ઘણા ખુશ થાય અને મલકાય, પરંતુ સરમુખત્યારને ચરણે સત્તાનાં તમામ સુત્રો નીરંકુશ રીતે મુકી દેવામાં દેશે ભુલ કરી હતી, તેવું એક વખત હીંદીઓને જ સ્વીકારવું પડે એવો પ્રસંગ આવ્યા વીના નહીં જ રહે. પરંતુ તેવે વખતે ઢોળાયલા દુધ પાછળ રડતા બેસવું એ તો બળદની આગળ ગાડું જોડવા જેવું જ થશે.

•••

ગયા વર્ષની લડતમાં ભારેમાં ભારે ભોગ ખેડુતોએ અને નૌજવાનોએ [સ્ત્રી–પુરૂષ] આપ્યો હતો, તેમ છતાં એ લડત પછી સમાધાન કરવા માટેનાં સત્તાનાં તમામ સુત્રો ધોળા તેમ જ ભુંખરા વાળવાળા મુઠીભર વૃધ્ધોના હાથમાં જ રહ્યાં છે, અને એ વૃધ્ધોએ લાહોરના ઠરાવ પછી પોતાનું વલણ ધીરે ધીરે મવાળપણા તરફ જ વીશેષ વાળવા માંડ્યું છે. તેમની સામે નૌજવાનો સંગઠીત બનીને મોરચા માંડી શકે અને તેમના આપખુદ સરમુખત્યારીવાદને પડકાર દઇ શકે તેવી બારી એમને માટે લગભગ એકે રહી નથી.

અને જાણે તેમના માર્ગને વીશેષ રૂંધવા માટે જ કેમ નહોય તેમ, ગયા વરસની આખી લડત દરમીયાન સંગીન અહીંસા જળવાયલી છતાં, અને બ્રીટીશ તેમ જ અમેરીકન પત્રકારોએ સુધ્ધાં તે માટે પ્રશંસાનાં પુરતાં વચનો અત્યાર પહેલાં ઉચ્ચારેલાં હોવા છતાં, મહાત્માજી હજી દરરોજ અહીંસાવાદનાં નવાં નવાં પારાયણ રચ્યે જ જાય છે. એનો અર્થ તો એટલો જ થયો કે મહાત્માજીને નૌજવાનોના આવા અદ્‌ભુત સંયમમાં શ્રધ્ધા નથી અને તેમના આટલા અનુપમ આપભોગની યે કદર નથી. મહાત્માજીના પોતાના જ અંગત અનુયાયીઓમાંના કેટલાયને અહીંસામાં જરાપણ અંધશ્રધ્ધા નથી, એક વખતના એમના નીકટના સાથીઓ મૌલાના શવકતઅલી અને મૌલાના મહમદઅલી છડે ચોક કહેતાં કે અમને અહીંસામાં વીશ્વાસ નથી છતાં, લડતની એક રીત તરીકે અમે તેનું પાલન કરીએ છીએ. આવું પાલન ગયા વરસની લડત દરમીયાન, સામા પક્ષે હીંસાનાં લાઠીમાર જેવાં હથીયારો સતત વાપર્યા છતાં, સ્ત્રીઓનાં ભયંકર અપમાનો થવા છતાં પણ ભયંકર ઉશ્કેરણીના પ્રસંગોમાં યે અપુર્વ સંયમ સાચવીને કરેલું હોવા છતાં, મહાત્માજીને માત્ર હીંદીઓને જ પક્ષે હીંસાવાદ ઉભરાઇ જતો ભાસે એ ખરેખર અફસોસકારક છે.

મહાત્માજી 'હીંસાવાદ' વીષેના પોતાના લેખમાં [જુવો: નવજીવન: તા. ૧૯:૪:૩૧] કહે છે કેઃ "હું હીંમત ભેર કહું છું કે જો રાજદ્વારી ખુનો, અને વીચારની હીંસા તથા એથી ઓછી વાણીની અને એથી યે ઓછી વર્તનની હીંસા એ પ્રયોગની આડે ન આવ્યાં હોત તો હીંદુસ્તાન *અત્યાર સુધીમાં સ્વતંત્ર થઇ ગયું હોત.*" અમે પહેલાં કહ્યું છે અને ફરીથી કહીએ છીએ કે મહાત્માજી અહીંસાની ચર્ચા ઉપર વધારે પડતો ભાર મુકીને, સીદ્ધાંત તરીકે નહીં પણ અસહકારની લડતની એક નીતી તરીકે પોતાની સાથે જોડાયલા તેમના અનેક સાથીઓની સ્થીતીને માત્ર પોતાની લહેરને ખાતર મુશ્કેલ કરી મુકે છે. 'રાજદ્વારી ખુનો' કરવામાં અમે પોતે તેમજ હીંદનો ઘણો જ મોટામાં મોટો વર્ગ માનતો નથી, વળી જેઓ મહાત્માજીના કડક ટીકાકાર છે તેવા સમાજવાદી કે સામ્યવાદી વીચાર ધરાવનારાઓ તો સામાજીક, આર્થીક, રાજકીય અને ધાર્મીક તંત્રમાં રહેલી અન્યાયી રીતીઓને દુર કરવા માટે તે સારા યે તંત્રને પલટાવી નાખવા માગે છે. તેમને વ્યકતીગત વીરોધ કોઇની સાથે હોતો નથી, એટલું જ નહીં પણ એકાદ બે વ્યકતીઓનાં કે તેથી વીશેષ વ્યકતીઓનાં છુટાં છવાયાં ખુનથી તો એ તંત્રને વીશેષ જીવતદાન મળે છે તેમ તેઓ માને છે. એટલે જો કે મુઠીભર બળવાખોર આ દેશમાં હોય [અને ૩૫ કરોડના મોટા દેશમાં એવું ન હોય તે કેમ કહી

શકાય ?] તો તેમના કૃત્ય માટે મહાત્માજી એ વારંવાર સારા યે દેશને અને દેશના યુવક સમુદાયને આમ ઉતારી પાડવો તે–ભલે મહાત્માજી સંત પુરૂષ અને ઘણા મોટા માણસ છે તો પણ–એમને માટે ઠીક નથી. બાકી મન, વાણી અને કર્મના અહીંસા-વાદ માટે મહાત્માજી આટલી આકરી કસોટી મુકે છે, તે પ્રમાણે જો તેઓ પોતાના અગ્રગણ્ય સાથીઓની જ કસોટી કરે તો અમારી ખાત્રી છે કે, તેમને કદાચ એકલા જ પડી જવાનો વખત આવે. હીંદુસ્થાનની સ્વતંત્રતાની લડત અત્યારે અહીંસક રીતે જ લઢાવી જોઇએ એમ અમે અને સર્વ કોઇ માને છે, હાલના સંજોગોમાં એ જ ઉચીત માર્ગ છે, પરંતુ મહાત્માજી જો એકલા અહીંસાવાદના જ પાલનથી હીંદને સ્વતંત્રતા મળે તેમ માનતા હોય તો, હીંદે ઓછામાં ઓછાં છેલ્લાં સી-તેર વર્ષ સુધી એવા અહીંસાવાદનું જ ચુસ્ત રીતે પાલન કર્યું છતાં હીંદને ગળેથી પરાધીનતાની તોક ઉતરી નથી! એ જાણવું જરૂરી છે.

મહાત્માજીના જ ઉપદેશની મીમાંસા કરવા બેસીએ તો "અહીંસા એ નીર્બળનું નહીં પણ બળવાનનું શસ્ત્ર છે." એ ધોરણે હીંદની ૩૫ કોટી જનતાને પહેલાં બળ-વાન બનાવવાનું જ કાર્ય એમણે ઉપાડી લેવું જોઇએ. છતાં 'ક્ષમા એ વીર પુરૂષનું ભુષણ છે' તેવું પ્રાચીન વચન ઉતારીને એનો આધાર તેઓ ટાંકે છે, ત્યારે તે વાક્ય જ પુરવાર કરે છે કે, ક્ષમા વીરનો ફરજીઆત ધર્મ નહીં પણ ભુષણ છે. મનુષ્યમાં જો 'પશુ' અને 'મનુષ્ય' એ બન્ને તત્ત્વો રહેલાં જ છે તો 'પશુ'ને ઉશ્કેરવાથી પશુ જ જાગૃત થાય અને મનુ-ષ્યત્વ ભર્યા વર્તનથી મનુષ્ય જાગૃત થાય છે,' એ પરમ સુંદર તત્ત્વનો ઉપદેશ તેમણે ખાસકરીને જેમની સાથે તેઓ યુદ્ધમાં ઉતર્યાં છે–અથવા કહોકે જેમની સાથે તેમને યુદ્ધમાં ઉતરવાની ફર્જ પડી છે–તેમના મન પર સવીશેષ આગ્રહ પુર્વક ઠસાવવાની જરૂર છે. મહાત્માજીએ એ જાણવું જોઇએ કે જગ-તમાં અને પ્રકૃતીમાં અહીંસા એ અપવાદ છે, અને એ અપવાદની આશા હંમેશાં સંત મહંતોમાં જ રાખી શકાય છે. ત્યારે તેમને તો સામાન્યમાં સામાન્ય માનવીઓ સાથે કામ લેવાનું છે, અને જેની સામે તેમણે યુદ્ધ આદર્યું છે એ પાશ્ચાત્ય સંસ્કૃતીમાં તો હીંસા જ છલોછલ ભરેલી છે. તેમ છતાં છેલ્લા વરસમાં હીંદીઓએ અજબ રીતે હીંસા ઉપર કાબુ મેળવી બતાવ્યો છે જ, અને હજી પણ દેશમાં ચારે તરફ પ્રતીપક્ષીઓ તરફથી ઉશ્કેરણીનાં કારણો મળતાં હોવાની ફરીયાદો જ્યારે મહાસભાના પ્રમુખ જેવા સત્તાધારી પુરૂષ ઠામ ઠામ કરી રહ્યા છે, તેવે સમયે સુદ્ધાં, જનતા સંપુર્ણ શાંતી અને અહીંસાનું સુંદર પાલન કરી રહી છે. આમ છતાં થોડાંક એન્ગ્લો ઇન્ડીયન પત્રોના મીથ્યા કોલાહલથી મહાત્માજી જેવા પુરૂષ હીંદી જનતાને ઉતારી પાડવા એકદમ તૈયાર થાય તે જનતાની નીરાશામાં વધારો કરી તેમને હતાશ બનાવવા જેવું થાય તેમ છે.

...

હીંદુ–મુસ્લીમ એકતાનો પ્રશ્ન સાવ સાદો અને સરળ નથી તેમ છતાં જો એન્ગ્લો ઇન્ડીયન પત્રો અને પડદા પાછળથી દોરી ખેંચનારો એક સબળ વર્ગ ઉશ્કેરણી તેમ જ ખટપટ કરતાં અટકી જાય તો એ સમાધાન થવું સહેલું છે. મહાત્માજીના જુના સાથી મૌ. શવકતઅલી અત્યારે એ વર્ગના માનીતા થઇ પડ્યા છે, કે જે વર્ગ તેમને ખીલાફતની લડતમાં ભયંકર માણસ

માનીને ધીક્કારતો હતો, અને એવા માણસોને તેમ જ એવી સંસ્થાઓને નીંદી રહ્યા છે, કે જે એમની મુક્તી માટે, ખીલાફતની લડત માટે નાણાંની, પ્રજામતની તેમ જ પ્રજાબળની તેમને પુરતી મદદ કરી છેવટ સુધી સાથ આપ્યો હતો. સહુ કોઇ સમજે છે કે કોમી મતાધીકાર સ્વતંત્રતાનો શત્રુ છે, તેથી કોઇ પણ કોમને અથવા દેશને લાભ થવાનો નથી. સુભાગ્યે હીંદના મુસલમાનોનો ઘણો નાનો ભાગ અત્યારે કોમી-મતાધીકાર માગે છે, પણ ખુદ મુસલમાનોનો ઘણો જ મોટો ભાગ અને ભુતકાળમાં જેમણે ઇસ્લામ તેમ જ ઇસ્લામીઓની ભારેમાં ભારે સેવા કરી છે તેવા ઇસ્લામી નેતાઓ અને હીંદની જમીયત-ઉલ-ઉલેમા ચોક્કસ શરતોએ સંયુક્ત મતાધીકારની માગણી કરી રહ્યા છે, એટલું જ નહીં પણ કોમી મતાધીકાર ઇસ્લામીઓને હાની કર્તા હોવાથી, હીંદુઓ મૌ. શવકતઅલી અને તેમના થોડાક સાથીઓ આગળ નમતું મુકવા તૈયાર થાય તો પણ, તેઓ અલગ મતાધીકાર સ્વીકારવા કબુલ થવાના નથી.

આ સંબંધમાં એવે સ્થળેથી મુસલમાનોને ઉશ્કેરવાની પેરવીઓ થાય છે, કે જેઓ હીંદુ કે મુસલમાનોના દોસ્ત નથી અથવા હીંદને સ્વતંત્રતા મળે તેમાં રાજી નથી. તેવાઓની ઉશ્કેરણીથી દોરવાઇ જઇ સમજુ મુસલમાનો પોતાનું અને રાષ્ટ્રનું અહીત કરવા તૈયાર ન થાય અને હીંદુઓમાં જેઓ હજી કોમીવાદી રહ્યા હોય તેઓ રાષ્ટ્રના આખરી હીતની કલ્પના કરીને, ઇસ્લામીઓનો ભય તેમ જ તેમની તરફનો અવીશ્વાસ છોડવા તૈયાર થાય એવું વાતાવરણ ખડું કરવાની જરૂર છે. લખનૌમાં મળેલા રાષ્ટ્રમતવાદી ઇસ્લામીઓની પરીષદે આ દીશામાં સંગીન કામ શરૂ કર્યું છે, છતાં હજી હીંદુ મુસલમાનોની વચ્ચે એકતા થતી અટકાવવાના કેટલાક પક્ષોના છુપા ચાળા ચાલુ છે. એ જોતાં એતો સ્પષ્ટ પુરવાર થાય છે કે, હીંદુ મુસલમાનો એક થાય તો હીંદને સામુદાયીક તંત્રને ધોરણે સ્વરાજ આપવાની એક તરફથી જેઓ વાતો કરે છે, તેઓમાંના જ બીજા હીંદુ મુસલમાનોના સમાધાનને અટકાવવા રાત્રી-દીવસ યુક્તીઓ રચ્યા કરે છે. દુર્ભાગ્યે હજી હીંદી જનતા એ ગુપ્ત રમતોને બરાબર પારખી શકી નથી.

...

કેટલાંક એન્ગ્લો ઇન્ડીઅન પત્રો બન્ને કોમ વચ્ચે ઉશ્કેરણીની આગ ચાલુ રાખવા ચીત્રવીચીત્ર દલીલો કરે છે! ખુબી તો એ છે કે એવી દલીલો તેઓ પોતાના દેશમાં થાય તે જોવા કદી પણ તૈયાર થાય તેમ નથી. છતાં આ દેશમાં જો કોમી આગ ચાલુ રહે તો ત્રીજા પક્ષનો લાભ વધુ વખત સચવાતો રહે એ ભાવનાથી પ્રેરાઇને તેઓ જુદા મતાધીકારની માગણીવાળાઓનો પક્ષ લેતાં કહે છેઃ ભાઇ, જુદો મતાધીકાર એ પ્રજામતવાદના ધોરણનો દુશ્મન છે એ ખરું, છતાં હવે જો લઘુમતી પક્ષનો મોટો ભાગ [આ વાત શંકાસ્પદ છે] એ માગણીની જીદને જ વળગી રહ્યો છે તો પછી બહુમતીવાળાઓએ તેમને માટે નમતું મુકવું જોઇએ.

અમે કહીએ છીએ કે જો તેથી રાષ્ટ્રનું અહીત થતું ન હોય, તો હીંદુઓએ તેમની એ માગણી સ્વીકારવી જોઇએ જ. પરંતુ સાથે સાથે આવી સુરીયાણી દલીલો ડહોળનારાં એન્ગ્લો ઇન્ડીયન પત્રોને અમે એ પ્રશ્ન પુછીએ છીએ કે, શ્રી વીઠ્ઠલભાઇ પટેલે કહ્યું હતું તેમ: આ દેશની જનતાનો મત માગવામાં આવે તો તેનો વધુ મત હીંદે બ્રીટીશ

સામ્રાજ્યમાંથી છુટા થઇ જવું જોઇએ જ એ નીર્ણય તરફ ઢળશે; જો તેમ થાય તો એ પત્રો બ્રીટીશ સામ્રાજ્યવાદીઓને તેમ જ બ્રીટીશ જનતાને તે નીર્ણય સ્વીકારી હીંદને તેનું ફોડી લેવાની તક આપવાની હીમાયત કરવા તૈયાર થશે ખરાં? અમારી તો પુરેપુરી ખાત્રી છે કે, કદી જ નહીં.

...

તે વખતે તો તેઓ રેથરમીઅરના મીત્રો બનીને બ્રીટનના હીત માટે હીંદને કાયમને માટે સામ્રાજ્યના કબજામાં રાખી મુકવાની જ વાતો કરશે. જે સામ્રાજ્ય સ્પેનના બંડખોરોનો થોડા જ સમયમાં સ્વીકાર કરી લઇને, આપખુદ રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મુકવાનો પ્રજાનો હક્ક સ્વીકારે છે, તે સામ્રાજ્યના સુત્રધારો હીંદીઓ સંપુર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કરે, પોતાના હુન્નર ઉદ્યોગને સદ્ધર બનાવવાનો નીશ્ચય કરે તેટલા ગુન્હા માટે મહાસભાને ગેરકાયદેસર ગણી તેની માલમીલ્કત જપ્ત કરવા, જનતા ઉપર લાઠી ચલાવવા. ૬૦ હજાર સ્ત્રી પુરૂષોને તુરંગોમાં ધકેલવા અને ઓર્ડીનન્સથી રાજ્ય ચલાવવાનો અખતરો અજમાવવાની અવળચંડી જ નહીં, પણ સુગબજાની વીરોધી રીતો અખત્યાર કરતાં જરા પણ પાછી પાની કરે નહીં. તે સામ્રાજ્યના શાગીર્દ એન્ગ્લો ઇન્ડીયન પત્રો આ દેશમાં ભાગલા પડાવીને પ્રજાબળ નબળું પાડી નાખવાના સામ્રાજ્યના સંરક્ષણના પ્રયાસ કરે, તેવાં પત્રોને હીંદને માટે શું પડ્યું હોય? પરંતુ દુર્ભાગ્યે હજુ આ દેશમાં એવાં અસંખ્ય સ્ત્રી પુરૂષો છે; કે જેઓ માત્ર એવાં દેશનાં દુસ્મન પત્રોની કરંડીકાઓમાંથી પ્રેરણા પીને જીવે છે, ત્યાં સુધી એવાં પત્રોને આ જ દેશને નાણે તીજોરીઓ તર કરી, તાગડધીન્ના કરી, દેશનું અહીત કરવા રાક્ષસી તાંડવનૃત્ય કરવાની પુરેપુરી તક મળે તેમાં શું નવાઇ?

...

કરાંચીની મહાસભાએ પસાર કરેલા ઠરાવોમાં 'સ્વરાજના મુળ હકો'ને લગતો જે ઠરાવ કર્યો છે, તેને ઘણો જ મહત્વનો મનાવવામાં આવે છે. એ ઠરાવ આમવર્ગના હીત માટે શ્રમજીવીઓ અને ખેડુતોના લાભ માટે કરવામાં આવ્યાનું કહેવાય છે. જેમ ભગતસીંહ અને તેના બે સાથીઓ માટે *નૌજવાનોના બળને શાંત કરવા,* અને એ ત્રણ દેશભક્તોને અપાયલી ફાંસીથી ચારે દીશાએ ફાટી નીકળેલા ક્રોધાગ્નીના જ્વાલામુખીને ઠંડો પાડવા માટે ઠરાવ કરવામાં આવ્યો હતો, તે જ રીતે દેશમાં ચારે દીશાએથી શ્રમજીવીઓમાં તેમ જ ખેડુતોમાં જણાતાં જાગૃતીનાં ચીન્હોને પારખી લઇ 'તમને અમે ભુલ્યા નથી' એમ બતાવવા માટે જ એ ઠરાવ પણ કરવામાં આવ્યો હોય તેમ લાગે છે. તે ઠરાવ આ પ્રમાણે છે:

"આ મહાસભાનો એવો અભીપ્રાય છે કે મહાસભાની કલ્પના પ્રમાણેના સ્વરાજનો આમવર્ગને માટે શો અર્થ થશે એનો તેમને ખ્યાલ આવી શકે એટલા માટે તેઓ સહેલાઇથી સમજી શકે એવી રીતે મહાસભાની સ્થીતીનું બયાન કરવું જરૂરનું છે. આમવર્ગની લુંટનો અંત આણવા માટે રાજકીય સ્વાતંત્ર્યમાં ભુખે મરતાં કરોડોના સાચા આર્થીક સ્વાતંત્ર્યનો સમાવેશ થવો જ જોઇએ. તેથી મહાસભા જાહેર કરે છે કે તેના તરફથી જે કોઇ બંધારણ કબુલ કરવામાં આવે તેમાં આટલી બાબતોનો સમાવેશ થવો જોઇએ અથવા સ્વરાજ સરકારને તેનો અમલ કરવાની શક્તી મળવી જોઇએ:

૧. પ્રજાના મુળ હકો, જેમાં નીચેના તો હોવા જ જોઇએ: (ક) સભા અને સંગઠનની સ્વતંત્રતા, (ખ) વાણીની અને છાપાંની સ્વતંત્રતા, (ગ) અંતરાત્માને અનુસરવાની, અને પ્રજાકીય સુલેહશાંતી અને સદાચારના આડે ન આવે એવી રીતે ધાર્મીક માન્યતાની અને આચરણની સ્વતંત્રતા, (ઘ) નાની કોમોની સંસ્કૃતી, ભાષા અને લીપીઓની રક્ષા, (ઙ) સ્ત્રી પુરૂષના ભેદભાવ વીના તમામ શહેરીઓને સમાન હકો અને ફરજો, (ચ) કોઇ પણ શહેરીને તેના ધર્મ, ન્યાતજાત કે માન્યતા અથવા લીંગભેદને કારણે જાહેર નોકરીમાં, સત્તા કે માનના હોદ્દામાં, અને કોઇ પણ વેપાર કે ધંધો કરવામાં કશી અડચણનો અભાવ, (છ) જાહેર રસ્તા, કુવા, નીશાળો અને જાહેર વેપારની બીજી તમામ જગાઓની બાબતમાં સૌ શહેરીઓના સમાન હકો, (જ) હથીયાર રાખવાની અને વાપરવાની બાબતમાં જે નીયમો અને પ્રતીબંધો કરવામાં આવેલા હોય તે અનુસાર હથીયાર રાખવાનો અને ધારણ કરવાનો હક, (ઝ) કાયદાની કલમો સીવાય બીજી રીતે કોઇ પણ માણસની સ્વતંત્રતા છીનવી લેવામાં નહી આવે, તેમ જ તેના ઘર કે માલમીલકતમાં પ્રવેશ નહી કરવામાં આવે કે તે જપ્ત કે ખાલસા નહી કરવામાં આવે.

૨. ધર્મની બાબતમાં સરકારની નીષ્પક્ષતા.

૩. પુખ્ત વયનાં તમામ માણસોનો મતાધીકાર.

૪. મફત પ્રાથમીક કેળવણી.

૫. કારખાનાંના મજુરોને માટે જીવાઇપુરતો દરમાયો, મજુરીના કલાકની મર્યાદા, કામ માટે આરોગ્યદાયી પરીસ્થીતી, ઘડપણ, માંદગી અને બેકારીનાં આર્થીક પરીણામો સામે રક્ષણ.

૬. દાસત્વમાંથી અથવા લગભગ દાસત્વ જેવી સ્થીતીમાંથી મજુરોની મુક્તી.

૭. મજુર સ્ત્રીઓનું રક્ષણ અને સુવાવડના સમય દરમ્યાન રજાનો પુરતો બંદોબસ્ત.

૮. નીશાળે જવા યોગ્ય ઉંમરનાં બાળકોને કારખાનાંમાં રોકવાની બંધી.

૯. લવાદો મારફતે ઝઘડા પતાવવા માટેના યોગ્ય તંત્ર દ્વારા પોતાના હીતની રક્ષા માટે મહાજનો બાંધવાનો મજુરોનો હક.

૧૦. ખેડુતોએ આપવાના ખેતીના ગણોતમાં અને મહેસુલમાં ઠીકઠીક ઘટાડો, અને આર્થીક દ્રષ્ટીએ નુકસાનકારક એવી જમીનોની બાબતમાં જરૂરી જણાય એટલી મુદત માટે ગણોતમાંથી મુક્તી; અને જ્યાં એવા ઘટાડાને કારણે જરૂરી જણાય ત્યાં નાના જમીનદારોને જરૂરી રાહત આપવી.

૧૧. ઓછામાં ઓછી અમુક ઠરાવેલી રકમ ઉપરાંતની ખેતીની આવકો પર આવકના પ્રમાણમાં આવકવેરો.

૧૨. પ્રમાણસર વારસાવેરો.

૧૩. લશ્કરી ખરચના આજના પ્રમાણમાં ઓછામાં ઓછો અર્ધા ભાગનો ઘટાડો.

૧૪. મુલકી ખાતામાં ખરચ અને પગારોમાં મોટો ઘટાડો. ખાસ નીમેલા શાસ્ત્રજ્ઞો તથા એવા લોકો સીવાયના કોઇ પણ સરકારી નોકરને અમુક ચોક્કસ રકમ, જે સામાન્ય રીતે રૂા. ૫૦૦ થી વધારે ન હોય તે કરતાં વધારે પગાર ન અપાય.

૧૫. પરદેશી કાપડ અને પરદેશી સુતરને દેશમાંથી કાઢીને દેશી કાપડનું રક્ષણ.

૧૬. કેફી પીણાં અને પદાર્થોની સદંતર બંધી.

૧૭. હીંદમાં પેદા થતા મીઠા પર વેરાનો અભાવ.

૧૮. હીંદી ઉદ્યોગોને મદદ મળે અને આમવર્ગને રાહત મળે એ જાતનો સરકારનો હુંડીયામણના દર પર અંકુશ.

૧૯. ચાવીરૂપ ઉદ્યોગો અને ખનીજ દ્રવ્યોની માલીકી પર સરકારનો કાબુ.

૨૦. સીધી કે આડકતરી રીતના ભારે દરના વ્યાજ પર અંકુશ.

ઉપરની વસ્તુઓની નીતી અને સીદ્ધાંતોને વીરોધી ન થાય એવી રીતે તેમાં ફેરફાર કે સુધારાવધારા કરવાની મહાસભીતીને છુટ રહેશે ''

ઠરાવના આરંભમાં જ કહેવામાં આવ્યું છે કે: ''આમવર્ગની લુંટનો અંત આણવા માટે રાજકીય સ્વાતંત્ર્યમાં ભુખે મરતાં કરોડોના સાચા આર્થીક સ્વાતંત્ર્યનો સમાવેશ થવો જ જોઇએ.'' અને તેટલા માટે ઠરાવની ૫–૬–૭–૮ અને ૯ તેમ જ ૧૦–૧૧ અને ૧૨ એ કલમો શ્રમજીવીઓ માટે તેમ જ ખેડુતોને માટે ખાસ મુકવામાં આવી છે. પણ ઠરાવ રજુ કરતાં તે કલમોની સમજ પાડતાં ગાંધીજીએ શ્રમજીવીઓ માટે કહ્યું હતું કે:

''મજુરોના દરમાયાની વાત લો. એને એની હાજત પ્રમાણે દરમાયો મળશે એ વાત છે. આજે તો સસ્તામાં સસ્તી મજુરી દરેક કારખાનાવાળો શોધે છે. પણ આપણે જાહેર કરીએ છીએ કે સ્વરાજમાં મજુરો પાસે માણસાઇથી કામ લેવું પડશે, સવારથી રાત સુધી કોઇની પાસે કામ ન લઇએ. એમને માટે મહેલ ન હોય, પણ સાફ હવાવાળી ઝુંપડી હોય એટલું તો મારે જોવું જ જોઇએ. મજુર બીમાર હોય તો તેને માટે દવા, ઇસ્પીતાલની વ્યવસ્થા વગેરે હોવી જ જોઇએ. જો સ્વરાજ આ હકુમતમાં થવાનું હોય તો આજથી જ શા સારૂ શરૂ ન કરી દઇએ?'' પરંતુ કામદારોનું એટલાથી કલ્યાણ થઇ જઇ શકે તેમ નથી. આજનો મહાપ્રશ્ન તો મુડીવાદીઓના ખીસામાં જતા નફાની વ્યવસ્થામાં મુળગત ફેરફાર કરી, મુડી મજુરીનો માલીકી હક દરેક ઉદ્યોગ ઉપર સ્થપાય તે છે. તે હક ન મળે ત્યાં સુધી મજુરોનું દરીદ્રય ટીટવાનું નથી અને તેમની ઉપર થતા અન્યાય અટકવાના નથી. કેમકે સદર મુડીવાદીઓ સંગીન સંગઠન સાધીને તેમ જ યંત્રોની મદદથી માણસો ઓછાં કરીને જબ્બર નફો હાથ કરવાની વેતરણમાં પડયા છે, એથી દીવસે દીવસે બેકારી અને ભુખમરો વધવાનાં જ છે, તે પહેલાં તેથી જ નફા ઉપરના મુડીવાદીઓના એકલા માલીકી હક્ક ઉપર અંકુશ મુકવાની પુરેપુરી જરૂર છે અને તે માટે પોતાને થતા અન્યાય અટકાવવા હડતાળ એ મજુરો માટે વાજબી અને ન્યાયી હથીયાર છે, તે હથીયારને પણ ઠરાવની ૯ મી કલમ પ્રમાણે પડાવી લેવામાં આવે છે. 'લવાદ મારફત ઝઘડા પતાવવા, માટે જો મજુર મહાજનો બાંધવાનાં હોય તો તેથી માલીકોના જ હાથ મજબુત બનશે અને મજુરોને દાદ નહીં આપનારા મુડીવાદીઓને પાંશરા કરવા માટે કામદારોના હાથમાં કશું સાધન નહીં રહે. એટલે આ કહેવાતા 'સ્વરાજના મુળ હકો'

માં જ મજુરોના ખરેખરા હક્ક વીસારી દેવામાં આવ્યા છે.

...

તેજ રીતે ખેડુતોને લગતી કલમ સમજાવતાં મહાત્માજીએ કહ્યું છે કેઃ "મહેસુલ વીષે—જમીનદારોનું બરોબર સ્પષ્ટ નથી કર્યું". નાના જમીનદારોને આપવાનું જેમ ઓછું કરીએ તેમ મોટા જમીનદારોને વીષે ન થઇ શકે. જેને દર વર્ષે લાખોની આવક હોય તેને શી રીતે બચાવી લેવાય? જમીનદારો ભીખારી બને એમ આપણે નથી માગતા પણ આજે તેઓ જે માગે છે તેટલું ન માગવું દઇએ.

આપણું કોઇ વર્ગને મીટાવવાનું કામ નથી, આપણે તો જુલમ, અત્યાચાર, નીર્દયતા મીટાવવાનું કામ છે. ખેડુતો ઉપર થતાં દુઃખ મટાડવાનું કામ છે. એટલે મહેસુલ ભર્યા પછી જમીનદારો પાસે જે બચે છે તેમાંથી તો તેમણે રાજ્યને કંઇક આપવું જ જોઇએ. જમીનદારો આ વસ્તુનું તત્ત્વ સમજી લેશે એવી આશા રાખું છું.

આજે કેટલાક જમીનદારોનો અને ધનીકોનો આપણને સાથ છે. આજે જમનાલાલજી તો આપણી સાથે છે જ, પણ ચૌધરી રઘુવીરનારાયણ કે રાજા કાલાકાંકર જેવા પણ છે, અને એવા એવા જેલમાં પણ જઇ આવ્યા છે. આ લોકોને સમજાવીને બધું કામ લેશું, એમનાં ગળાં કાપીને કાંઇ કરવા જશું તો આવા જલસા પણ બંધ થશે."

અહીં પણ મહાત્માજી 'જમીનદારો ભીખારી બને એમ' નથી માગતા, અને 'કોઇ વર્ગને મીટાવવાનું કામ નથી' એમ કહે છે. કેમ કે 'આજે કેટલાક જમીનદારોનો અને ધનીકોનો આપણને [ ગાંધીજીને ] સાથ છે.' એથી ખેડુતનું ગમે તે થાય તેનું કશું નહીં. ગાંધીજીને જમીનદારો ઉપર વીશ્વાસ છે. પરંતુ એમની જ દલીલ પ્રમાણે જો કોઇ બ્રીટીશ મુત્સદ્દી કહે કેઃ "જો તમે જમીનદારોને ભીખારી બનાવવા ઇચ્છતા નથી તો પછી તમારા જેવા મહાત્મા, વીલાયતી મુડીવાદીઓને શું કામ ભીખારી બનાવવા તૈયાર થયા છો? એમની પાસેથી મંગાવેલા માલમાંથી તમારા દેશના સેંકડો મુડીવાદી વ્યાપારીઓએ અઢળક નાણું એકઠું કર્યાં કર્યું નથી? અમારો રોધરમીઅર કહે છે તેમ જો "હીંદ સાથેનો ઇગ્લંડનો સંબંધ તુટે તો થોડા જ વર્ષમાં ઇગ્લંડનાં આલીશાન મહાલયોની જગાએ ઉજ્જડ ઝુંપડીઓ ખડી થાય અને તેમાં માત્ર ગરીબો જ વસતા હશે," શું એનો અર્થ એ ન થયો કે, તમે સાધુ પુરૂષ થઇને અમારા મુડીવાદીવર્ગને મીટાવવાનું કામ અત્યારે કરી રહ્યા છો?" તો મહાત્માજી તેનો શું જવાબ આપશે?

શું પેલા જાગીરદારો અને ઉદ્યોગપતીઓ હીંદી એટલા માટે તેમના નફાની અને તેમની લાખોની આવકના સંરક્ષણની મહાસભાએ 'સ્વરાજના મુળ હકો'માં હામી આપવી અને પેલા ગોરા માટે તેનો વીરોધ કરવો? હીંદના નીર્ધન શ્રમજીવીઓ અને ખેડુતોને તો મુડીવાદી કે જાગીરદાર ગોરો હો કે કાળો તેની વચ્ચે કશો જ ભેદ નથી. બન્ને એક જ મનોદશા સેવે છે, એક જ માર્ગના પ્રવાસી છે અને ગરીબોનાં ગળાં રહેંસવાનો એક જ ધંધો બન્ને કરે છે. અરે ખુદ મુડીવાદીઓમાં અને જાગીરદારોમાં પણ એ ગોરા કાળાનો ભેદ મનાતો નથી. દુનીયાના મુડીવાદીઓ અને જાગીરદારો એક છે. ગરીબ કામદારો અને ખેડુતોને લુંટીને તેઓ વીલાસ વૈભવ માણે છે અને

દેશની જનતાની સ્વતંત્રતાનો હમેશાં વીરોધ કરવાનું મહાન કૃત્ય કરે છે. તો પછી તેમની વચ્ચે મહાસભાએ શું કામ ભેદ રાખવો જોઇએ? બન્ને વર્ગની માલીકી હકનાં મુળ તપાસીએ તો તે અન્યાયી અને સ્વાર્થી જ જણાશે, તો પછી ગોરા કાળાના ભેદ ન્યાયની બાબતમાં શા સારૂ કરવા જોઇએ? ગાંધીજી કહે છે તેમ "આજે કેટલાક જમીનદારોનો અને ધનીકોનો આપણને સાથ છે" તેટલા માટે જ જો તેમની આપખુદ લુંટો ચાલુ રાખવાનો પરવાનો આપવાનો હોય, તો અનેક જમીનદારો અને ધનીકો આપણો વીરોધ કરે છે તેનું શું? છતાં એ પ્રશ્નને જવા દઇએ અને ગોરા જમીનદારો તેમ જ ગોરા ધનીકો થોડીક આર્થીક મદદ મહાસભાને કરે તો? એ પ્રશ્ન વીચારીએ, તો પછી શું એવા નીર્ણય ઉપર આવી ન શકાય કે, જેટલું દેશી જમીનદારો અને ધનીકોના હીતનું સંરક્ષણ આપણે કરીએ છીએ, તેટલું જ સંરક્ષણ આપણે બ્રીટનના શ્રીમંતોનું અને સામ્રાજ્યવાદીઓનું કરવુ જોઇએ.

આમ દરેક દૃષ્ટીબીંદુથી જોતાં 'સ્વરાજના મુળ હકો' વાળો ઠરાવ અધુરો, અસંતોષકારક અને મુંડીપતીઓના હીતનું જ સંરક્ષણ કરનારો વીશેષ છે એમ કહેવામાં કશું જ ખોટું નથી. એટલે જો એ ઠરાવથી મહાસભાએ મજુરોને તેમ જ ખેડુતોને શાંત કરવા ધાર્યા હશે તો તેમાં મહાસભા સફળ નહીં જ થાય. ભલે થોડોક વખત મહાત્માજી તરફની અંગતભક્તીને લીધે આમવર્ગના અને યુવક સમુહના હૈયામાં ભભુકતા જ્વાલામુખીને ઠંડો રાખી શકાય, પરંતુ તેથી એ જ્વાલામુખીને છેવટનો શાંત પાડી શકાવાનો નથી જ એવી અમારી નમ્ર માન્યતા છે.

---

# નવયુગ

નવયુગના પ્રકાશનને બે વર્ષ થઇ ગયાં. ગયા મહીનાથી તેણે ત્રીજા વર્ષમાં પ્રવેશ પણ કરી દીધો છે. નવયુગના સંચાલકો એ પૈસા કમાવા માટે આ માસીક શરૂ કર્યું નથી. તેમ સાહીત્યની વાંઝીયા ચર્ચા માટે અથવા વાચક વર્ગને ગલીપચી થાય તેવા સાહીત્યના પ્રચાર માટે પણ નવયુગ નથી. એનું ધ્યેય જુના પરાધીન માનસમાં પલટો કરાવવો તે છે. તે માટે રાજકારણી આર્થીક, સામાજીક તેમ જ ધાર્મીક પ્રશ્નોની ચર્ચા કરનારા અભ્યાસપુર્ણ અને સંગીન લેખો 'નવયુગ' પોતાના વાચકો સમક્ષ રજુ કરે છે. તેમ કરતાં નવયુગને અપાર આર્થીક નુકશાની વેઠવી પડી છે, [દર વર્ષે 'નવયુગ' ની પાછળ તેના સંચાલક લગભગ ચારેક હજાર જેટલી સંગીન ખોટ ખમે છે] છતાં

ગુજરાતનાં કોઇપણ માસીકો કરતાં તે વીશેષ વાચન પ્રતીમાસે પોતાના વાચકો સમક્ષ રજુ કરે છે.

અને હજી તેમાં નવાં નવાં આકર્ષણો ઉમેરવા 'નવયુગ'ના સંચાલકો તત્પર બન્યા છે. 'નવયુગ' જે જાતનું વાચન આપે છે, તેવા વાચનના રસીયા સચીત્રતાથી મોહ પામવાના નથી એવી અમારી માન્યતા હોવાથી, પાછલા થોડાક અંકોમાં ચીત્રો આપવાં બંધ કર્યાં હતાં, તેમ જ સ્ત્રીશક્તીએ રાષ્ટ્રીય યુદ્ધમાં પોતાનું ખમીર બતાવી પુરેપુરું વ્યક્તીત્વ બતાવી આપ્યું, જેથી સ્ત્રીઓ માટે માસીકમાં જુદો 'નારી વીભાગ' રાખવો બીન જરૂરી છે એમ માનીને અમે પાછલા થોડાક મહીનાઓથી તે જુદો વીભાગ બંધ કર્યો હતો, તેમ છતાં કેટલાક વાચકોના આગ્રહથી જુલાઇ મહીનાથી અમે ચીત્ર વીભાગ શરૂ કરવાનો નીર્ણય કર્યો છે, ઉપરાંત 'નારી વીભાગ' ખાસ બહેનોના તંત્ર નીચે જ ચાલે તે યોગ્ય હોઇ, જુલાઇથી એ વીભાગ કુમારી બચુબહેન લોટવાળાના તંત્રીપણા નીચે મુકવામાં આવ્યો છે; આથી સ્ત્રી વાચકોના મનોભાવ સમજીને એ બહેન સ્ત્રી વાચકોને પુરેપુરો સંતોષ આપવા બનતો પ્રયાસ કરશે.

આમ 'નવયુગ' ત્રીજા વર્ષમાં નવીનતા એ ઉમેરવા ઉપરાંત લેખોની સંગીનતા તરફ હજી યે સવીશેષ લક્ષ આપશે, અને અત્યારે જે ૧૨૮ પાનાનું વાચન આપે છે તેમાં બીજા ઉમેરો કરી વીશેષ વાચન આપશે. આશા છે કે અમારા વાચકોને આ આવકારદાયક સુધારા રૂચશે જ, અને તેઓ 'નવયુગ'ના પ્રચાર કાર્યમાં અમને મદદ કરી આભારી કરશે.

# હિંદુ કાયદા સામે "કાંવત્રું"

## એક પ્રગતીકારક લગ્ન

"હીંદુસ્તાન અને પ્રજામીત્ર"ના તંત્રીશ્રી શ્રી૦ છેલશંકર વ્યાસનાં બ્હેન શ્રીમતી પ્રભાવતી અને તેજ પત્રના ઉપતંત્રી શ્રી. અમૃતલાલ જોશી એમ. એ. નાં લગ્ન તા૦ ૨૪ મી માર્ચે સ્પેશ્યલ મેરેજ એકટ મુજબ મુંબઇના રજીસ્ટારની કોર્ટમાં રજીસ્ટર કરવામાં આવ્યાં હતાં. લગ્ન વખતે કોઇપણ પ્રકારની ધાર્મીક વીધીને વચ્ચે માથું મારવા દેવામાં આવ્યું ન હતું તે લગ્નનું ખાસ લક્ષણ હતું. સ્ત્રીઓને ગુલામીનાં બંધનોમાં જકડી રાખનાર અને મધ્યયુગી માનસની સર્જક શકતીના મૃતઃપ્રાય જેવા છતાં યે સજીવ પુરાવારૂપ અન્યાયી હીંદુ કાયદાને દફનાવવા માટેનું તેમ જ સડેલી સામાજીક રૂઢીઓ સામે સીધો બળવો જગાડવા માટેનું તે એક "કાવત્રું" કહેવાય.

## વીશીષ્ટ લક્ષણો

આ લગ્નના ઉપર જણાવેલ એક ખાસ લક્ષણ સીવાય બીજાં લક્ષણો પણ હીંદુ સમાજનું, ઇચ્છાએ કે અનીચ્છાએ, ધ્યાન ખેંચનાર હતા. શ્રીમતી પ્રભાવતી કે શ્રી. અમૃતલાલ જોશી–બંનેમાંથી એક પણ જણ નાતજાતનાં સંકુચીત બંધનોમાં માનતાં નથી, પરંતુ તેમના આ ખુલ્લા બળવાથી સામાજીક પ્રગતીનો નકાર કરનારા સ્થીતીચુસ્તોને તો સખ્ત આંચકો લાગે તેવાં ત્રણ લક્ષણો તે લગ્નમાં હતાં. હીંદના ઉજળીઆતોની જમાતમાં પોતાને શરેષ્ઠ ગણનાર, અને સ્ત્રીઓના સહજ હકકો આડે ધર્મીક વહેમોથી દીવાલો ઉભી કરનાર નાગર અને બ્રાહ્મણ જ્ઞાતીમાં વીધવા વીવાહ તે તેનું પ્રથમ લક્ષણ. શ્રીમતી પ્રભાવતી પ્રશ્નોરા નાગર જ્ઞાતીનાં છે, જ્યારે શ્રી. અમૃતલાલ જોશી સોરઠી સારસ્વત છે. તેમનાં લગ્ન એટલે આંતરજાતીય લગ્ન, આ બીજું લક્ષણ, છેલ્લું લક્ષણ તે ઉજવાયલાં લગ્નનો વીધી. લગ્ન રજીસ્ટારની કોર્ટમાં સ્પેશ્યલ મેરેજ એકટ પ્રમાણે રજીસ્ટર કરવામાં આવ્યું હતું, અને ધાર્મીક વીધીને તીલાંજલી આપવામાં આવી હતી.

ઉપરનાં ત્રણે લક્ષણો હીંદુ સમાજના કેટલાક સળગતા પ્રશ્નોની સમાલોચના અને છણાવટની આવશ્યકતા ઉભી કરે છે. હીંદુ કાયદામાં પરીણીત સ્ત્રીને સ્થાન શું છે અને ધાર્મીક વીધી પ્રમાણે લગ્ન થવા કરતાં સ્પેશ્યલ મેરેજ એકટ નીચે લગ્ન થવાથી સ્ત્રીના આર્થીક અને સામાજીક દરજ્જામાં શું ફેર પડે છે તે પહેલું જોઇશું.

## એકપક્ષી હીંદુ કાયદો

હીંદુ, જૈન, અને શીખોને વારસાહકક, સ્ત્રીધન વગેરે કૌટુંબીક હકકોને લગતા વીષયોમાં સામાન્ય રીતે 'હીંદુ કાયદો' લાગુ પડે છે. હીંદુઓની મધ્યયુગની સામાજીક વ્યવસ્થાની સદૈવ યાદી આપનાર, અને પુરાતનવાદીઓના પ્રાણરૂપ હીંદુ કાયદાના એક તરફી અન્યાયી દોરથી પ્રગતીમાન માનસના યુવક યુવતીઓ તો સજાગ઼ી ઉઠ

જ. મનુસ્મૃતી, નારદસ્મૃતી યાજ્ઞવલ્કય સ્મૃતી કે દેવલસ્મૃતીના કાનુનો મધ્યયુગમાં કદાચ સમાજવ્યવસ્થાને જાળવવા જરૂર પુરતાં જણાયાં હોય, પરંતુ આધુનીક બુધ્ધીવાદનાં આંદોલનો તે અન્યાયને સહન કરી શકે જ નહીં. પુરાતનવાદના પુજારીઓ માટે સ્ત્રીઓને સામાજીક સ્વાતંત્ર્યની ઝાંખી પણ ન કરવા દેવાની ચેતરણ 'હીંદુ કાયદા'એ કરી રાખી છે. કૌટુંબીક હકકોનો કાયદો સ્ત્રીઓને કેટલો અન્યાયકરતા છે તેની સમજણ બાબતમાં કેળવાયલી જનતામાં બે મત છે જ નહીં; છતાં યે તે સામાજીક બેડીઓથી જકડાયલાં 'હીંદુ કાયદા'નાં બંધનોમાંથી છુટવા કે પોતાનાંને છોડવવાનાં આવશ્યક પગલાં ભરતાં અચકાય છે તેનાં કારણોમાં રૂઢીરક્ષકોની સતાવણીનો ભય કે કૌટુંબીક અંતરાયોને તરી જવાની હીંમતની ખામી જ મુખ્ય ગણી શકાય.

રાષ્ટ્રીય આઝાદીનાં આંદોલનોએ કચડાયલા સ્ત્રીસમાજને જાગૃત કર્યો છે. સ્ત્રી વધુ વખત પુરૂષની "માલેકીની ચીજ" :Stet પુરૂષોની સ્વાર્થલોલુપ મનોદશા સામે બંડ કરવાને સ્ત્રીઓનું માનસ સળવળી ઉઠ્યું છે; પરંતુ શોષીતોને ચુસાતા બચવામાં સ્ત્રીજગતના પ્રયત્નોના પડદાની પાછળ કૌટુમ્બીક હકકોનાં ફાંસલામાં સ્ત્રીઓ સજ્જડ સપડાઇ રહેલી છે. આઝાદીની તમન્નાવાળી બાળા, યુવતી કે પ્રૌઢાએ 'હીંદુ કાયદા'ની છવલેણ જાળમાંથી છુટવાની જરૂરત છે.

## કાયદેસરની ગુલામી

સ્ત્રીઓને આથીંક અવદશામાં રાખવાનો 'હીંદુ કાયદા'નો ઉદ્દેશ પહેલી દ્રષ્ટીએ જ તરી આવે છે. "સ્ત્રીધન" પર સ્ત્રીનેજ ભોગવટાનો પુરો હકક નથી. 'સૌદાયીક સ્ત્રીધન' (લગન વખતે સગાંઓ તરફથી કન્યાને મળેલ ધન) સીવાયની દરેક પાઇ પર સ્ત્રીનો જરા યે અધીકાર નથી. ગમે તે વખતે પતીદેવ તે નાણાં પર ત્રાપ મારી શકે છે. 'સૌદાયીક સ્ત્રીધન'ની બાબતમાં પણ મુસ્કેલીના વખતમાં સ્ત્રીની રજા વીના 'સ્ત્રીધન'ને વેડફી નાખવાનો પુરૂષને અધીકાર છે. વીધવાને સ્ત્રીધન પર સંપુર્ણ અધીકાર હોય છે, પરંતુ પતીએ મુકેલી મીલ્કત પર તો અંકુશીત અધીકાર જ હોય છે. વીધવાને તેના મૃત્યુ પામેલા ધણીની, અને માતાને તેના દીકરાની મીલ્કત પર સંકુચીત અધીકાર છે. દુર દુરનાં સગાંઓને જો વારસો મળે તો તેનો તેઓ સંપુર્ણ ઉપભોગ કરી શકે, ત્યારે વીધવા અને માતાની દુર્દશા છે. 'હીંદુ કાયદા'ની આ અન્યાયી પ્રથા સામે કોણ વીચારશીલ બળવો કરવા તત્પર ન બને?

આ ઉપરાંત 'હીંદુ કાયદા' પ્રમાણે લગન એ 'સંસ્કાર' હોવાથી તેનું બંધન ભવોભવનું છે...કાયદાની દ્રષ્ટીએ ફકત છવનભરનું છે. એટલે ગમે તેવા સંયોગોમાં સ્ત્રીને છુટાછેડા મળી શકે જ નહી. જ્યારે પુરૂષો અનેક સ્ત્રીઓ કરી શકે, ત્યારે પતી ગરમીના રોગથી પીડાતો હોય, ઘરમાં રખાતોનાં રમખાણ મચાવતો હોય, કે સ્ત્રીઓ પર શોકયોની સાલો બેસાડતો હોય તો પણ સ્ત્રીને તો પતીદેવના ગુલામજ રહેવાનું રહ્યું. ઉપલા સંજોગોમાં છુટાછેડા ફકત સંપુર્ણ ન્યાયી છે તેટલુંજ નહીં, પરંતુ આવશ્યક પણ છે. સ્થીતીચુસ્તો તો છુટાછેડાનું નામ સાંભળીને ભડકી ઉઠે છે, કારણ કે પુરૂષોની જમાતનો મોટો

ભાગ સ્ત્રીઓને સદૈવ ગુલામીની જંજી-રોમાં જકડાયેલી જ જોવા ઇચ્છે છે. તેઓને પોતાના 'ભોગવીલાસનું' ફક્ત જીવંત સાધન જ રાખવા માગે છે.

આ ઉપરાંત 'હીંદુ કાયદો' 'અનુલોમ' અને **'પ્રતીલોમ'** એમ લગ્નના બે વીભાગ પાડે છે. તે વીભાગોનો અર્થ સમજવાને માટે હીંદુ સમાજ કેટલા વર્ગમાં વહેંચાયલો (કાયદાની દ્રષ્ટીએ) છે તે જાણવું જરૂરનું છે. તે વર્ગો અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્ર છે. દરેક સ્ત્રી કે પુરૂષ પોતાની જ્ઞાતીમાંથી કે વર્ગના અંદર અંદરના પેટા વીભાગમાંથી લગ્ન–કાયદેસરનું લગ્ન કરી શકે છે; પરંતુ ઉજળીઆતોના હકકોના સર્વ રક્ષણનો ભાર વહોરતા ધર્મશાસ્ત્રોએ, પુરૂષોની લગ્નરક્ષાનો વીસ્તાર કર્યો અને 'અનુલોમ' લગ્નને કાયદેસરનાં ગણ્યાં. 'અનુલોમ' લગ્ન એટલે ઉપરના ચારે વર્ગમાંના કોઇ પુરૂષનું પોતાથી ઉતરતા વર્ગની કન્યા સાથેનું લગ્ન. આ રીતે બ્રાહ્મણ પુરૂષ બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્ર સ્ત્રી સાથે પરણે તો પણ તે લગ્ન કાયદેસરનું ગણાય અને તે લગ્નનાં બાળકો કાયદેસરના વારસ બની શકે છે. જયારે કોઇ સ્ત્રી નીચલા વર્ગના પુરૂષ સાથે હીંદુ ધર્મની વીધી મુજબ લગ્ન કરે તો તે લગ્ન ગેરકાયદે ગણાયે છે. આ જાતના લગ્નને 'પ્રતીલોમ' લગ્ન તરીકે ઓળખાવવામાં આવે છે. આ લગ્નનાં બાળકો હરામના હમેલના પરીણામ-રૂપ ગણાઇ તેના પીતાની મીલ્કત પર તેમને જરા પણ હકક રહેતો નથી. ૧૯૨૩ માં જસ્ટીસ શાહના ચુકાદાથી 'અનુલોમ, લગ્ન મુંબઇની હાઇકોર્ટે' પણ કાયદેસરના લગ્ન તરીકે માન્ય કર્યું છે. જયારે 'પ્રતીલોમ' લગ્ન તો હજુ યે ગેરકાયદેસર જ ગણાય છે, અને તે લગ્નનાં ફરજંદો પણ હરામના ગણાય' એ કેટલો ભયંકર કાનુન!

'અનુલોમ' અને 'પ્રતીલોમ' લગ્નની ઉપર કરેલી સમીક્ષા પરથી લગ્ન માટે જીવનસાથી ગોતવાની સ્ત્રીઓની કક્ષા કહેવાતાં 'ધર્મશાસ્ત્રો'એ કેટલી ટુંકી કરી નાખી છે?

આ ઉપરાંત લગ્નમાં છેતરપીંડી ન થઇ હોય તો એક વખત 'હીંદુ ધર્મવીધી' પ્રમાણે લગ્ન થઇ ગયાં તો પછી તે ગાંઠ કદી પણ ન છુટે તેવી બને છે: (પુરૂષોને માટે નહીં, કારણ કે તેઓ તો અનેક સ્ત્રીઓ કરી શકે છે, અને સહેલા-ઇથી સ્ત્રીનો ત્યાગ પણ કરી શકે છે–અને ભરણપોષણનો કેસ કોર્ટમાં જતાં ભરણ-પોષણ આપવાનું કબુલ કરી છુટી જાય છે. જયારે સ્ત્રીની હીંદુ લગ્નની ગુલામીની જંજીરો જ ન તુટે તેવી છે). હીંદુ સમાજમાં બાળલગ્નની ઘોર પ્રથા કેટલી પ્રચલીત છે તેથી ભાગ્યે જ કોઇ અજાણ્યું હશે. તાજેતરમાં થયેલા 'શારદા કાયદા'નો છડે-ચોક ભંગ કરીને પણ બાળલગ્નો થાય છે. તે કાયદા પ્રમાણે ગુન્હેગાર પક્ષોના મોવડીઓને થોડી સજા કે દંડ થાય, પરંતુ તેથી નાદાન બાળીકાને વગર ઇચ્છાએ પરણાવી દીધી હોય તે બીનાને તો જરાયે આંચ આવતી નથી. કારણ કે લગ્ન તો 'સંસ્કાર' છે ને! 'બાળલગ્ન'ની સામે ઝુંબેશ ઉઠાવનાર સ્ત્રી-સમાજને પણ આવી કાયદાની આંટીઘું-ટીની ખબર હોતી નથી. પરીણામે તેઓના પ્રયત્નો આડકતરી રીતે અફળ જ જાય છે. 'શારદા કાયદો' બાળલગ્નને અટ-

( વધુ માટે જુઓ પાનું ૨૫૧. )

# ઝારશાહીનો અંત કેમ આવ્યો?

: લેખક :

ઇતીહાસનો અભ્યાસી

ઝારશાહી રશીઆમાંથી જડમુળમાથી ઉખડી ગઇ, તે પહેલાં રશીઆમાં તેણે ચલાવેલી દમનનીતીથી બળવાખોરીનો નાશ ન થયો, પરંતુ તેના નાશ માટે કટીબદ્ધ થયેલી ઝારશાહીનાં જ નામ નીશાન ઉખડી ગયાં, તેમાં ખુદ ઝાર જ પોતાનો શત્રૂ કેમ બન્યો તે બીના જાણવી અગત્યની છે

રશીયાના ક્રાંતીવાદીઓના મંથનનો ઇતીહાસ ઘણો જ વીસ્તૃત છે. ઝારશાહીના અન્યાય અને અત્યાચારો જેમ જેમ વધતા ગયા તેમ તેમ તેનો સામનો કરવા માટે રશીઆમાં અનેક સંઘો સ્થપાતા ગયા. પ્રત્યેક સંઘ પોત પોતાને યોગ્ય લાગે તે માર્ગે ચળવળ ચલાવતો હતો. આ રીતે ચળવળ કરનારાં અનેક મંડળોએ અનેક જાતના ઉપાયો અજમાવ્યા, પ્રાર્થના પત્રો અને પ્રતીવેધોની ઝડીમાર ચાલી, છતાં નીર્દય ઝારશાહી ઉપર તેની જરા યે અસર થઇ નહીં, તેની કઠોર નીતીમાં પ્રજાની એટએટલી ચીસો સાંભળવા છતાં કશો યે ફેરફાર થયો નહીં.

એની દમનનીતીનો રથ પોતાનાં નીર્દય ચક્રો નીચે જનતાને કચડતો, છુંદતો, ચાલતો જ રહ્યો, પ્રજાની વીનતીઓ જેમ જેમ વધવા લાગી તેમ તેમ એના શાસનની કઠોરતાએ વીશેષ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું.

આમ રશીઆવાસીઓની તમામ ચળવળો નીષ્ફળ ગઇ. શાસન સુધારાની અને રાજ-કારભારમાં પ્રજાને ભાગ લેતી કરવાની તમામ માગણીઓ વ્યર્થ ગઇ.

નાના કે મોટા તમામ અપરાધ (?) માટે ઝારશાહી નૌજવાન રશીઅનો સ્ત્રી પુરૂષોને કાળાપાણી [સૈબીરીઆ] મોકલતાં અટકી નહીં એટલે છેવટે અનીવાર્ય તે બન્યું.

જનતાની ધીરજ ખુટી, કાનુનસર ચળ-વળ ચલાવવાનું કશુંજ ફળ નહીં મળ-વાથી નીરાશ બનેલી જનતાએ બોમ્બ, પીસ્તોલ, મારફાડ, છાની હત્યાઓ વગેરેનો માર્ગ અજમાવી જોવાનો આરંભ કર્યો.

ધીરે ધીરે રશીયાના ક્રાંતીવાદીઓનું નામ આલમ મશહુર બની ગયું, અને તેમની સામે સહુ આશ્ચર્ય, ભય અને વીસ્મયની નજરે જોવા લાગ્યા.

આરંભમાં તો ક્રાંતીવાદીઓએ નાના નાના પોલીસ અધીકારીઓ અને દમનનીતીનું ચક્ર રાજકચેરીઓમાં રહે રહે ચલાવે રાખ-નારા સરકારી અમલદારોનો ભોગ લેવા માંડયો, અને પછી તો તેમણે ખુદ ઝારને જ પોતાનું નીશાન બનાવ્યો. એક વખત ઝારની ખાસ ગાડીનો સુરંગથી નાશ કર-વામાં આવ્યો અને બીજી વખત તેના મહે-લને 'ડાઇનામાઇટ'થી ઉડાવી દેવામાં આવ્યો. પરંતુ તે બન્ને પ્રસંગે ઝાર વગર ઇજાએ બચી ગયો. છતાં જીવ પર આવી ગયેલા

ક્રાંતીવાદીઓ તેથી હતાશ થયા નહીં. તેમણે ભગવાન ઇશુના વર્ષ ૧૮૮૧ ના માર્ચ મહીનાની ૧૩ મી તારીખે ઝારને ભર્યા રસ્તાની વચ્ચે મારી નાખ્યો.

એ બનાવ પછી દશમે દીવસે ક્રાંતીવાદીઓની કાર્યવાહક સમીતીએ નવીન ઝારને નામે એક ઢંઢેરો પ્રસીદ્ધ કર્યો. એ ઢંઢેરામાં જનતાને માટે કેટલાક અધીકારની માગણી કરવામાં આવી હતી અને એવું પણ જણાવવામાં આવ્યું હતું કે, અમે માગેલા આ સામાન્ય અધીકાર જો જનતાને આપવામાં આવે તો અમે મારફાડના માર્ગ છોડી બંધારણસર લડત ચલાવવા તૈયાર છીએ.

રશીઅન ક્રાંતીવાદીઓનો એ ઢંઢેરો પશ્ચીમવાસીઓમાં અતી મહત્વનો મનાય છે. અને રશીઆ તેમ જ ઝારશાહીના પ્રત્યેક ઇતીહાસ લેખકે તે ઢંઢેરાનો ઉલ્લેખ કર્યો જ છે.

...

આ ઢંઢેરો રશીઆના છેલ્લા ઝારને સંબોધીને લખવામાં આવ્યો હતો. અમે તે નીચે આપીએ છીએ:

બાદશાહ સલામત,

આપને અત્યારે જે માનસીક વેદના થઇ રહી હશે તે કાર્યવાહક સમીતી સારી રીતે સમજે છે. તેમ છતાં માત્ર શીષ્ટાચારની ખાતર આ ઢંઢેરો પ્રસીદ્ધ કરવાનું મુલતવી રાખવાનું અમને ઉચીત લાગતું નથી. કેમકે મનુષ્યની નૈસર્ગીક લાગણીઓ કરતાં પણ પોતાના દેશ તરફનું મનુષ્યનું કર્તવ્ય એ મહત્ત્વની વસ્તુ છે. એ કર્તવ્યના પાલન માટે પ્રત્યેક નાગરીકને પોતાનું, પોતાની ભાવનાઓનું અને બીજાઓની ભાવનાઓનું સુદ્ધાં બલીદાન આપવાનો હક છે. એ દોર કર્તવ્યથી વીવશ થઇને તેથી જ અમે જરા પણ વીલંબ કર્યા વીના આપની સમક્ષ અમારું કથન રજુ કરવા ઇચ્છીએ છીએ, કેમકે વર્તમાન ઘટનાઓ જોયા પછી અમને એવો ભય રહે છે કે ભવીષ્યમાં ભયંકર હીલચાલ થાય અને રક્તની નદીઓ તેથી વહેવા માંડે. એટલા માટે જ આ ઢંઢેરો પ્રસીદ્ધ કરવામાં વીલંબ કરવાનું અમે ઉચીત માન્યું નથી.

કેથેરાઇન નહેર પર જે લોહી વહેવડાવનારો બનાવ [ઝારનું ખુન] બન્યો છે તે કેવળ સંયોગવશાત કે આકસ્મીક નથી અથવા તો તેથી કોઇને નવાઇ પણ લાગી નથી. છેલ્લા દશકાનો ઇતીહાસ જોતાં એ બનાવ બનવો અનીવાર્ય હતો અને એ જ તેનું વાસ્તવીક મહત્ત્વ છે. તે મહત્વને બરાબર સમજવું તે આકસ્મીક સંજોગોથી રાજ્યાસન પર વીરાજવાનું જેને પ્રાપ્ત થયું છે એ વ્યક્તીનું પરમ કર્તવ્ય છે.

આવા કામને અમુક વ્યક્તીઓની ટોળકીના અપરાધ તરીકે તો જેઓ સાર્વજનીક જીવનનું રહસ્ય બીલકુલ સમજી શકતા ન હોય તેઓ જ ગણાવી શકે. છેલ્લાં દશ વર્ષોમાં સખ્તમાં સખ્ત ઉપાયો ક્રાંતીવાદીઓના દમન માટે અજમાવવામાં આવ્યા છે. તે માટે માજી ઝારની સરકારે સ્વાધીનતા, સમસ્ત જનતાનું હીત, વ્યાપાર, વ્યવસાયને જ નહીં પણ ખુદ આત્મગૌરવ સુદ્ધાંને તીલાંજલી આપી દીધી હતી. ટુંકામાં કહીએ તો ક્રાંતીકારી ચળવળોને જડ મુળથી ઉખેડી નાખવા માટે સરકારે પોતાની તમામ શક્તીઓ ખર્ચી ને તમામ ઉપાયો અજમાવ્યા, પરંતુ તેથી તો ક્રાંતીવાદ નાશ પામવાને કે દબાવાને બદલે ઉલટો વધતો ગયો. રશીઆની સર્વોત્તમ શક્તીમાન અને કર્તવ્ય પાલનમાં તેમ જ બલીદાન આપવામાં સર્વોત્તમ એવી વ્યક્તીઓ આગળ આવીને ક્રાંતીવાદીઓના દળમાં જોડાઇ ગઇ. છેલ્લાં ત્રણ

વર્ષથી આ રીતે ક્રાંતીવાદીઓનું દળ સરકારની સાથે કટોકટીના યુદ્ધમાં પ્રાણની યે પરવા વીના ઉતર્યું છે.

બાદશાહ સલામત, આપ એ વાત તો જરૂર સ્વીકારશો કે મર્હુમ ઝારની સરકારમાં કામ કરવાના શક્તીનો અભાવ નહોતો. તેમના સમયમાં નીર્દોષી તેમ જ દોષીતોને એક જ સરખી રીતે ફાંસીને માંચડે લટકાવવામાં આવ્યા હતા, તેમ જ કેદખાનાં અને કાળાપાણી પણ કેદીઓથી ઉભરાઇ જતાં હતાં. જેમને નેતા તરીકે ઓળખવામાં આવતા હતા તેવા સંખ્યાબંધ માણસોને પકડીને મૃત્યુની સજા કરવામાં આવી હતી. તેમણે તો સાચા શહીદોની માફક હસતાં હસતાં ફાંસીના દોરડાને ચુંબતાં શાંતીથી પોતાના પ્રાણ ન્યોછાવર કર્યા, છતાં તેથી લડત અટકી નથી પરંતુ ઉલટી તે તો વધતી જ ગઇ છે અને તેથી જ ક્રાંતીકારીઓની શક્તી પણ વધી છે.

બાદશાહ સલામત, નક્કી સમજશો કે ક્રાંતીકારી આંદોલનોનો આધાર વ્યક્તીઓ ઉપર અવલંબેલો હોતો નથી. એ તો સમાજરૂપી શરીરની એક સ્વાભાવીક ક્રીયા છે, અને એ ક્રીયા કરનારાઓના મુખ્ય પ્રતીનીધીઓને ક્રીયાના અટકાવ માટે જે મૃત્યુ સ્થંભ પર ચઢાવવામાં આવે છે, તે સ્થંભો જેમ ક્રાંતીકારી ક્રીયાને રોકવામાં સફળ થતા નથી, તેજ રીતે તે વર્તમાન શાસન પ્રણાલીકાનું સંરક્ષણ કરવામાં પણ સર્વથા અસમર્થ નીવડે છે.

ઇચ્છા હોય ત્યાં સુધી સરકાર ભલે લોકોને પકડ્યાં કરે અને ફાંસીના સ્થંભે ચડાવ્યાં કરે. તેમ કરવાથી સંભવ છે કે તે કોઇ એકાદ ક્રાંતીકારી દળને દાબવામાં સફળ પણ થઇ શકે. અમે તો ત્યાં સુધી પણ સ્વીકાર કરવાને તૈયાર છીએ કે સરકાર કદાચ ક્રાંતીકારી દળના મુળ સંગઠનનો નાશ પણ કરી શકવામાં સફળતા મેળવે, તેમ છતાં પણ તેથી કરીને પરીસ્થીતીમાં તે પલટો કરાવી શકવાની નથી. જે બનાવો બને છે તેના પરીણામ તરીકે, સમસ્ત જનતામાં વ્યાપેલા ઘોર અસંતોષને લીધે અને રશીઆવાસીઓના દીલનું જે આકર્ષણ વર્તમાન સામાજીક આદર્શો તરફ થઇ રહેલું છે તેથી એ ક્રાંતીકારીઓના વીનાશમાંથી પણ નવીન ક્રાંતીકારીઓનો અવશ્ય જન્મ થશે જ.

સમસ્ત દેશને કડક ઉપાયો વડે દબાવવો અથવા તો દેશમાં વ્યાપેલા અસંતોષ ઉપર ઢાંકો દેવો તે તો સર્વ કરતાં યે વધારે અશક્ય છે. ઉલટું તેથી તો એ ફળ આવે કે સરકાર જે કઠોર ઉપાયો અજમાવે તેથી જનતામાં કડવાશ વધે, વીશેષ કામ કરવાની ધગશ વધે અને જનતાની શક્તી પણ અપરંપાર વધી પડે. દમનનીતીથી તો કુદરતી રીતે જ જનતાનું સંગઠન મજબુત બની જાય છે અને તેઓ પોતાના અનુગામીઓના અનુભવનો લાભ મેળવે છે. અમ જેમ જેમ સમય જતો જાય છે તેમ તેમ ક્રાંતીકારી દળની સંખ્યા તેમ જ કાર્યશક્તી વ્યાપક સ્વરૂપ લેતાં જાય છે. અમારા પક્ષને માટે અત્યારે આમ જ બનતું રહ્યું છે.

સરકારે ૧૮૭૪ માં 'ડાલસીઝી' અને 'ક્રીકોવડ્ઝી'ની ચળવળ કરનારાઓને દબાવીને શું ફળ કાઢ્યું ? તેમના કરતાં પણ જેઓ વીશેષ દૃઢ હતા તેવા નેતાઓ એ મંડળોની અંદરથી જ ઉત્પન્ન થયા અને તેમને બદલે તેઓ કામ કરવા લાગ્યા. તેજ રીતે સરકારે ૧૮૭૮–૭૯ માં જે દમનનીતી શરૂ કરી તેથી ઉગ્ર ક્રાંતીકારી દળનો જન્મ થયો. સરકારે કોવાલસ્કી, ડુબ્રોવીન, ઓસીનીસ્કી, લીસગુબ વગેરેની હત્યા કરી, ક્રાંતીવાદીઓના કેટલાંએ મંડળોનો નાશ

કરી નાખ્યો, પરંતુ તેથી શું થયું ? વીકાસવાદ અને નૈસર્ગીક કાનુન પ્રમાણે જ્યાં કાચાં પોચાં સંગઠનવાળાં મંડળ હતાં ત્યાં પક્કા સંગઠનવાળાં મંડળો જન્મ્યાં અને છેવટે તેમાંથી જ આ કાર્યવાહક સમીતી ઉત્પન્ન થઇ. જે સમીતીની સામે સરકાર હજુ પણ નીષ્ફળ પ્રયત્ન કરી રહેલી છે.

દુઃખભર્યાં છેલ્લાં દશ વર્ષના ઇતીહાસ ઉપર તટસ્થ ભાવે દષ્ટી નાખીએ તો સરકાર જો પોતાની હાલની નીતી બદલે નહીં તો ક્રાંતીકારી ચળવળનું ભાવી કેવું બનશે તે સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. તે ભવીષ્ય આવું હશે : ક્રાંતીકારી ચળવળની વૃદ્ધી થશે, તેનો વીસ્તાર વધશે, જનતાનું ધ્યાન તેની તરફ અધીકાધીક આકર્ષાશે અને ક્રાંતીકારીઓનું સંગઠન સર્વાંશે વીશેષ સંપુર્ણ તેમજ શક્તીવાળું બનતું જશે. દરમીયાન જનતાના અસંતોષમાં વૃદ્ધી કરવા માટે નવાં નવાં કારણ ઉત્પન્ન થતાં રહેશે, તેમ તેમ જનતાનો સરકાર તરફનો વીશ્વાસ હમેશાં ઘટતો ને ઘટતો જ રહેશે. ત્યારે વીપ્લવના વીચાર, તેની સંભાવના અને તેની અનીવાર્યતાનાં મુળ ઉંડાં ને ઉંડાં ઉતરતાં જશે.

અંતમાં એક ભીષણ ધડાકો, ખુનખાર વીપ્લવ અને દેશવ્યાપી ઉથલપાથલને પરીણામે પ્રાચીન પ્રણાલીકાનો રૂશીઆમાંથી હમેશને માટે વીનાશ થઇ જશે.

બાદશાહ સલામત, આ દુઃખપ્રદ અને ભયંકર કથા છે. નીસ્સંદેહ એ દુઃખથી ભરપુર અને ભયાનક છે. રખે એમ સમજતા કે આ બધી પોકળ વાતો જ છે. બીજા કોઇના કરતાં પણ વીશેષ અનુભવથી અમે એ જોઇ રહ્યા છીએ કે એ નાશ અને એ ખાનાખરાબીમાં જ્ઞાન, સામર્થ્ય તેમજ કાર્યશક્તીનો વીશેષમાં વીશેષ સંહાર થશે, ખરેખર એ ઘણું જ આફતકારક થઇ પડશે. એ જ્ઞાન, સામર્થ્ય અને કાર્યશક્તીનો ઉપયોગ અન્ય પ્રકારની પરીસ્થીતીમાં ફળદાયી કામો પાછળ કરવામાં આવ્યો હોય તો તેથી જનતાના જ્ઞાનમાં વૃદ્ધી કરાવી શકાય એટલું જ નહીં પણ સામાન્ય રીતે જનતાનું ઘણું ભલું કરી શકાય.

કદાચ કોઇ એવો પ્રશ્ન કરશે કે આ ખાનાખરાબીની જરૂર શું છે ?

બાદશાહ સલામત, એનું એ જ કારણ છે કે રશીઆમાં ખરેખરા અર્થમાં ન્યાયશીલ એવી સરકારનો અભાવ છે. જે મુળ સીદ્ધાંતો ઉપર સરકાર આધાર રાખે છે, તે પ્રમાણે જોઇએ તો સરકારની એ ફર્ઝ છે કે તે જનતાની આકાંક્ષાઓના પ્રતીબીંબ સ્વરૂપ બને અને જનતાની ઇચ્છાઓ પુર્ણ કરવાનું ધ્યેય તે સ્વીકારે. પરંતુ આપ ખોટું ન લગાડો તો કહેવા દો કે, આપણા દેશની સરકાર તે બીજું કશું જ નહીં પણ છાની ખટપટો ખેલી રહેલા દરબારીઓનું એક ટોળું જ માત્ર છે. તેને લુટારાઓનું ટોળું કહેવામાં આવે તો પણ તેમાં કશી યે અતીશયોક્તી નથી.

ઝારના અંગત વીચાર ગમે તેવા હો, પરંતુ સરકારી અધીકારીઓનાં કામ જોતાં તેમાં જનતાની આકાંક્ષાઓ પુર્ણ થતી દેખાતી નથી કે તેમના કામમાંથી જનતાના હીતનો આભાસ માત્ર પણ જોવા મળતો નથી.

રશીઆની સરકારે ઘણા વખતથી જનતાની વ્યક્તીગત સ્વતંત્રતા ખુંચવી લીધી છે અને તેમને પોતાના સરદારોની તેમ જ જમીનદારોની ગુલામ બનાવી મુકી છે. હવે તો તે સટ્ટાબાજો અને ગરીબોને લુંટનારાઓની ટોળી થઇ પડી છે. જેટલા સુધારા કરવામાં આવે છે તેને પરીણામે જનતાની દશા પહેલા કરતાં વીશેષ બગડતી

જાય છે. રશીઅન સરકારે આમવર્ગને એવો નીર્ધન તેમ જ દુર્દશાગ્રસ્ત બનાવી મુક્યો છે કે તેઓ કોઇ પણ સાર્વજનીક હીત માટે સ્વતંત્ર રીતે કશું કામ કરી શકતો નથી, તેમ ખુદ પોતાનાં મકાનોમાં થતા કલંકપુર્ણ અન્યાયોમાંથી પોતાનું સંરક્ષણ પણ કરી શકતો નથી.

ત્યારે જનતાનું કેવળ રક્ત ચુસનારા સરકારી અધીકારીઓ—જેમને પોતાનાં પાપકર્મો માટે કશીએ શીક્ષા થતી નથી તેઓ સરકાર અને કાયદાની મારફત સુરક્ષીત રહીને વીલાસ વૈભવ ભોગવે છે!

જ્યારે સાર્વજનીક હીતને માટે પરીશ્રમ કરનારા ઇમાનદાર આદમીઓને શું શું યાતનાઓ ભોગવવી પડતી નથી?

બાદશાહ સલામત, આપ સારી રીતે જાણો છો કે, જેમની ઉપર અત્યાચાર ગુજારવામાં આવે છે અને જેમને દેશનીકાલ કરવામાં આવે છે તે બધા કંઇ બળવાખોર હોતા નથી.

આ તે કેવી જાતની સરકાર છે કે જે આ રીતે દેશમાં 'શાંતી' સાચવી રાખે છે? સીધી સાદી ભાષામાં કહીએ તો શું એ લુંટારાઓની ટોળકી નથી?

આથી જ રશીઆની જનતા ઉપર સરકારનો કોઇ પણ જાતનો નૈતીક પ્રભાવ પડી શકતો નથી. એ જ કારણે રશીઆમાં આટલા બધા બળવાખોરો જણાય છે. એને જ લીધે ઝારના ખુન જેવા બનાવોને જોઇને પણ જનતા માત્ર સહાનુભુતી બતાવીને શાંત થઇ જાય છે. બાદશાહ સલામત, આપ ખુશામદીઆઓની વાતોથી ભુલાવામાં ના પડતા. માજી ઝારની હત્યા લોકોને ખુબ જ પસંદ પડી છે.

આ સ્થીતીમાંથી નીકળવાના માત્ર બે જ માર્ગ છે: કાં તો રાજ્યક્રાંતી થાય, જે લોકોને ફાંસીએ ચઢાવવાથી દબાવી કે રોકી શકાવાની નથી; અથવા તો વીના વીલંબે દેશની ઉંચામાં ઉંચી સત્તા જનતાને સોંપવામાં આવે જેથી કરીને જનતા પોતાના દેશના કારભારમાં ભાગ લઇ શકે.

દેશહીતની નજરે જોતાં, અથવા દેશની જ્ઞાનશક્તી તેમજ કાર્યશક્તીના નીરર્થક નાશને તેમજ રાજક્રાંતીની સાથે હમેશાં બનનારી ભયંકર ઘટનાઓને રોકવા માટે કાર્યવાહક સમીતી આપ નામદારની સમક્ષ આ વક્તવ્ય રજુ કરે છે અને આપને સલાહ આપે છે કે આપ બીજા માર્ગનું અવલંબન કરો. આપ એટલી ખાત્રી રાખજો કે જે દીવસથી સાચેસાચ દેશની ઉંચામાં ઉંચી સત્તા (ઝારશાહી) ની આપખુદીનો અંત આવી જશે અને તે ખરેખરી રીતે એવું બતાવી આપશે કે તેણે હવે માત્ર જનતાની ઇચ્છા અને મહેચ્છા પ્રમાણે જ કામ કરવાનો સંકલ્પ કર્યો છે, તે દીવસથી જ આપ સરકારની બદનામીના કારણરૂપ આપની છુપી પોલીસના હાથમાંથી છુટા થઇ જશો, આપ આપના અંગરક્ષકોને છાવણીઓમાં પાછા મોકલાવી દઇ શકશો અને જેનાથી જનતાનું નૈતીક પતન થઇ રહ્યું છે તે ફાંસીના સ્થંભોની આપ બેલાશક હોળી કરી શકશો.

અને ત્યારે આ કાર્યવાહક સમીતી પણ એક પળનો યે વીલંબ કર્યા વીના પોતાનું તમામ કામ બંધ કરી દેશે અને તેણે જે શક્તી તેમજ સાધનનો સંગ્રહ કર્યો છે તેને સભ્યતા તેમજ સંસ્કૃતીના પ્રચાર અર્થે અને જનતાના કલ્યાણને માટે બીજાં ઉપયોગી તેવાં કાર્યો કરવા માટે ખર્ચશે. ત્યારે રશીઆમાં શાંતીમય વીચાર સંગ્રામનો આરંભ થશે અને લોહીભીની ચળવળ, જે અમને આપના નોકરો કરતાં યે વીશેષ નાપસંદ હોવા છતાં, માત્ર આવશ્યકતાથી

# સ્નેહલગ્ન

## : : નવલીકા : :

: લેખક :

**સીતારામ જે. શર્મા**

"વીચીત્ર વીશ્વ"નો સહતંત્રી ઉલ્હાસ તંત્રીના ખંડમાંથી પોતાના ટેબલ પર આવીને બેઠો અને તુરત જ ઓફીસના સીપાહીએ આવીને તેના હાથમાં તારનું પીળું પરબીડીઉં મુકયું.

ગામડાના માણસને માટે તાર એ ભય અને આશ્ચર્યનું કારણુ થઇ પડે છે, પરંતુ દૈનીક પત્રના સહતંત્રીને માટે તાર એ તો નીત્યની અનીવાર્ય વસ્તુ હોય છે. એટલે ઉલ્હાસે નીત્યની બે તમાથી તારનું પરબીડીઉં ફાડયું. પરંતુ અંદરના ગુલાબી કાગળ ઉપરનો ટુંકો સંદેશો વાંચતાં જ તેના હાથ ધ્રુજવા લાગ્યા, હૈયું ફડફડવા લાગ્યું.

તુરત જ તે ઉઠયો અને બાજુના બારણામાંથી તંત્રીના ઓરડામાં જઇ તારનો સંદેશો તંત્રીના હાથમાં મુકયો.

તારમાં લખ્યું હતું:

"કેદી નંબર ૨૫૫૨ ની તબીયત સારી નથી. તમને મળવા માગે છે."

નાશીકના જેલર તરફથી એ તાર આવ્યો હતો. 'કેદી નંબર ૨૫૫૨' તે ઉલ્હાસની પત્ની પ્રતીભા. જેલર ખાસ કરીને એક દૈનીક પત્રના તંત્રી મંડળના સભ્યને તેની માંદી પત્ની માટે તાર મોકલાવે, ત્યારે જરા પણ સનસનાટી ન ફેલાય તેવા ડરથી બને ત્યાં સુધી બરફ જેવા ઠંડા શબ્દોનો જ પ્રયોગ અજમાવે.

પરંતુ ઉલ્હાસ સમજી ગયો કે પ્રતીભાની માંદગી ગંભીર હોય તો જ જેલર તાર મોકલવા તૈયાર થાય.

એના મુખ્ય તંત્રીએ તાર વાંચીને ગંભીર ભાવે ઉલ્હાસ તરફ જોયું:

"તમારે જવું પડશે ?"

"હા, મામલો ગંભીર લાગે છે." કાંડા ઉપરના ઘડીઆળમાં જોઇને તેણે કહ્યું: "સાડા અગીઆરમાં પાંચ ઓછી છે. બાર વાગે બોરીબંદરથી ગાડી ઉપડે છે."

"ઠીક ત્યારે તમે જાઓ, તમારા ટેબલ પર ટપાલ હોય તો મને મોકલાવી દયો. જરૂર પડે તો કાલે આવવાની ચીંતામાં પડતા નહીં. અમે ચલાવી લઇશું."

ઉલ્હાસે પોતાના ખંડમાં જઇને ઉતાવળે ઉતાવળે બધા કાગળો એકઠા કર્યા, ઘંટડી વગાડી ને ડગલો ટોપી પહેરી, હાજર થયલા સીપાહીને તંત્રીને પહોંચાડવાના તમામ કાગળો સોંપી, એકદમ બોરીબંદર જવા ટેક્ષી પકડી.

તે જ સાંઝના સાડા ચારે 'વીચીત્ર વીશ્વ' ના તંત્રીને ઉલ્હાસે નાશીકથી ટેલીફોન કર્યો.

"પ્રતીભાની તબીયત બહુ જ બગડી ગઇ છે.—જેલ ખાતું ગભરાય છે—પ્રતીભાને છોડવા તૈયાર છે. મેં હમણાં જ મુંબઇની....હોસ્પીટલના હાઉસ સર્જનને ટેલીફોનથી જણાવ્યું છે—પ્રતીભાને એમ્બ્યુલન્સની

ગાડીમાં લઇને પાંચ વાગે મુંબાઇ તરફ રવાના થાઉં છું—કાલે ઓફીસમાં વખતે મોડો આવીશ."

તંત્રીએ કહ્યું: "કંઇ નહીં—રસ્તામાં સાચવીને આવજે—હું સવારે ઓફીસમાં આવતી વખતે તમને ઇસ્પીતાળમાં મળીશ."

[૨]

**રાષ્ટ્રધ્વજ ને** વંદન કરવાની ક્રીયા વખતે આઝદ મયદાનમાં લાઠીમાર શરૂ થયો ત્યારે પ્રતીભા કેસરીઆ સાડીની બીજી સ્વયંસેવીકાઓ સાથે પકડાઇ.

ન્યાયની સાથે રમત રમતો હોય તેમ મેજીસ્ટ્રેટે પોલીસ ખાતાના સાર્જન્ટ અને સીપાહીની જુબાની ઉપરથી સ્વયંસેવીકાઓની આખી ટુકડીને ચાર ચાર મહીનાની સજા ઠોકી દીધી.

આર્થરરોડની જેલમાં બે દિવસ રાખી પ્રતીભા વાળી ટુકડીને નાશીક મોકલવામાં આવી, ત્યારે તો 'વંદેમાતરમ્' 'ઇન્કીલાબ ઝીન્દાબાદ,' ના જયનાદ સાથે 'ઝંડા ઉંચા રહે હમારા' અને 'હલો હલો જવાનો જેલ-ડાંનાં ગીતો લલકારતી એ ટોળી સ્વજનના લગ્નનો લ્હાવો લેવા જાનડીઓ બનીને જતી હોય તેટલા ઉલ્લાસથી ગઇ હતી.

પ્રતીભા એકવડીઆ બાંધાની હતી. જેલનાં કષ્ટમય જીવનનો તેને કદીયે અનુભવ નહોતો. મુંબાઇના વસવાટે એને કોમળ બનાવી હતી, તેની સાથે સાથે મંદાગ્ની તેમજ કબજીયાત તેનાં કાયમનાં સાથી બની બેઠાં હતાં.

તેમ છતાં પ્રતીભા દૃઢતાથી નાશીકની જેલમાં રહેતી અને ત્યાંનાં કષ્ટ સહેતી હતી.

મહાત્માજીનો સત્યરસ સંગ્રામ શરૂ થયો ત્યારે અનેક યુગોની સ્વપ્ન રહીત નીદ્રામાંથી વીભીષણની માફક ભારતની સ્ત્રી શક્તી ઝણઝણાટી સાથે જાગ્રત થઇ ગઇ, અને અત્યાર સુધી જેણે ઘરને જ પોતાનું જગત માન્યું હતું, ન્યાતની વાતો સીવાય જેને બીજી કશી વાતો આવડતી નહોતી કે જાણવાની પરવા નહોતી, રૂઢીના કીલ્લામાં પુરાઇ જે સદા બાજુના બાપાની તમામ આજ્ઞાઓ ઉઠાવવામાં, બે વખત તેને ગરમા ગરમ રસોઇ કરીને જમાડવામાં, તેનાં બાળકોને ઉછેરવામાં, ઘુંઘટભર જીવન જીવવામાં સદા સંતોષ માનતી હતી, તેવી સ્ત્રીઓ પણ પીકેટીંગ, સરઘસ, ધ્વજવંદન વગેરે કાર્યોમાં રસપુર્વક ભાગ લેતી બની હતી.

એ કામમાં તે આજ સુધી ન અનુભવેલો આનંદ અનુભવતી, પોતે રાષ્ટ્રને અર્થે સ્વતંત્રતા જીતવામાં પુરૂષોના જેવો અને તેમના જેટલો જ ફાળો પુરાવી રહેલી હોવાથી નવજીવનની સ્વતંત્રતાની મીઠાશ ચાખતી, રૂઢીને રાષ્ટ્રકાર્ય આગળ તીલાંજલી આપવામાં ગૌરવ મેળવતી, કદાચ સ્ત્રી જગતના ઇતીહાસમાં પહેલી જ વાર પુરૂષોથી સત્કારાતી અને જીવંત વ્યકતી તરીકે સ્વીકારાતી પવનની માફક ઇચ્છા આવે ત્યાં ફરી હરી શકતી હતી.

પરંતુ પ્રતીભા સામાન્ય સ્ત્રી સમુહ કરતાં જુદી તરી આવતી હતી. જે થોડીક સુભાગી સ્ત્રીઓ શીક્ષણ અને સુધારાના વીકાસથી રાષ્ટ્રીય જંગ પહેલાં પણ મર્યાદીત સ્વતંત્રતા ભોગવી શકતી હતી તેમાં પ્રતીભાનો યે સમાવેશ થતો હતો. ઉલ્હાસ પ્રતીભાની એટલી સ્વતંત્રતાને પોષતો અને તેનું વ્યકતીત્વ ખીલવવામાં સુધારક પુરૂષોચીત કાર્ય કર્યાનો સંતોષ માનતો. તેથી પ્રતીભા સામાન્ય સ્ત્રી સમુહમાં પ્રતીભાશીલ લાગતી.

છેલ્લા મહીનામાં તુરંગની કઠણાઇએ એની મૃદુતા ઉપર વીજય મેળવ્યો, એની જઠરે માણસ કરતાં પશુને યોગ્ય (જેલનો)

ખોરાક પચાવવાની નાં પાડી અને પ્રતીભાએ જ્યારે તેને તેમ કરવાની ફરજ પાડી ત્યારે તેણે એની સામે અસહકાર આદર્યો. આંતરડાંની પીડા તેથી શરૂ થઈ, છતાં સ્વમાની પ્રતીભાએ તેની સામે ફરીયાદ ન કરી.

પરંતુ કુદરતી યંત્ર ઉપર વીજય મેળવવાના એના પ્રયાસ નીષ્ફળ ગયા, એને મરડો થયો. અને ન છુટકે તેને તુરંગની ઇસ્પીતાળમાં જવું પડ્યું.

તુરંગની ઇસ્પીતાળને એ નાનકડી દુનીઆની બહારનો કોઇ પણ માણસ ઇસ્પીતાળ તરીકે સ્વીકારવા તૈયાર થાય તેમ નહોતું. છતાં કાયદાની પરીભાષાએ તેને ઇસ્પીતાળનું નામ આપ્યું હતું, અને જેલની અંદરની દુનીઆમાં પરાધીન જીવન ગાળનારાંઓને એ નામનો ફરજીયાત સ્વીકાર કરવો પડતો હતો.

ત્યાં પ્રતીભાનું કષ્ટ ઘટવાને બદલે વધતું ચાલ્યું. પરંતુ પત્ર લખવાની કાયદેસરની મુદત પાકે નહીં ત્યાં સુધી તેનાથી ઉલ્હાસને પત્ર લખી શકાય નહીં. જેલ એટલે કાયદા પાલનની શાળા. કાયદાની જ પ્રતીમા એટલે જેલ એવું માનીનેજ આગળ ડગલું દેનારા અમલદારો પ્રતીભાને એક પત્ર લખવાની યે છુટ આપે તેમ નહોતા, અને સ્વાતંત્ર્ય સંગ્રામની શુરી સૈનીકાનું સ્વમાન દુશ્મન પાસે એટલી છુટની મહેરબાનીની યાચના કરવા દે તેમ પણ નહોતું.

છતાં કુદરત આગળ તુરંગની સત્તા હારી, પ્રતીભાનો રોગ વધી ગયો, તેને દરરોજ બબ્બે વખત ઝાડા આવવા લાગ્યા અને પડખું બદલવા જેટલીએ તેની શક્તિ હરાઇ ગઇ ત્યારે તુરંગના અધીકારીએ ઉલ્હાસને પત્ર લખ્યો.

પરંતુ ત્યારે પ્રતીભાની સજાના ચાર દીવસ બાકી હતા. એટલે ઉલ્હાસે જ્યારે પોતાની પત્નીને બહાર લઇ જવાની માંગણી કરી, ત્યારે તુરંગના સત્તાવાળાઓ વીચારમાં પડ્યા.

તેમણે ગોળમેજી પરીષદ ભરી જેલન નીયમોનાં પુસ્તકો ઉથલાવવા માંડ્યાં. પ્રતીભા જેવા કેદીને તેની આવી દશામાં પણ ચાર દીવસ પહેલાં તુરંગમાથી મુક્ત કરી શકાય કે કેમ તે ઉપર કલાકેક વાટાઘાટ ચાલી. છેવટે એક અપવાદ જડી ગયો અને પ્રતીભાને લઇ જવા દેવાની છુટ મળી !

## [ 3 ]

**પ્રતીભાની** માંદગી ગંભીર હતી.

નાશીકથી આવ્યા પછી તેને ચાર મહીના હૉસ્પીટાલમાં રહેવું પડ્યું. પરંતુ એ માંદગી પ્રતીભાને આલ્હાદક લાગી. કેમકે એ માંદગી જ એમના કુટુંબમાં નવું જ પરીવર્તન કરાવવામાં કારણભુત બની.

પ્રતીભાના વોર્ડમાં નાથી નામની એક દલીત બાલા કામ કરતી હતી.

નાથી પોતાના કામકાજમાં બહુ જ ચાલાક હતી. તેથી તે હૉસ્પીટાલમાં માનીતી હતી.

નાથી જેટલી ચાલાક હતી તેટલી જ સુઘડ હતી. વ્યવસ્થાપુર્વક તે દર્દીનું કામ કરતી. એના એ કામમાં માતાના જેવી મીઠાશ બતાવીને તે દર્દીઓનાં દીલ હરી લેતી.

એથી પ્રતીભાની તે બહુ જ પ્રીય થઇ પડી હતી. અંત્યજ બાલીકા હોવા છતાં તે ગૌરવર્ણી હતી. મુંબઇમાં ઉછરેલી હોવાથી કંઇક સંસ્કારી હતી. એની એ સંસ્કારિતા હૉસ્પીટાલના સહવાસે વીકાસ પામી હતી.

મનુષ્યને લાગુ પડતાં અનેક પ્રકારનાં દર્દોના નમુના તેને ત્યાં જોવા મળતા. ધનવાન, મધ્યમ અને નીર્ધન વર્ગના એ દર્દીઓના વીવીધ જાતના સ્વભાવનો એને ત્યાં અનુભવ થતો. નર્સીઝ અને ડાક્તરોનાં કામ નજરાશમાં તે જોતી.

અંત્યજ બાલીકા નાથી એ વાતાવરણમાં પોતાનામાં રહેલી સંસ્કારીતાને દીનપ્રતીદીન ખીલવતી જતી.

નાથીનો બાપ મુંબાઇની મ્યુનીસીપાલીટીમાં નોકરી કરતો એટલે વાલપખાડી ઉપરની લાલ ઇંટની ચાલીમાં રહેતો હતો. ત્યાંની શાળામાં નાથીએ ચાર ચોપડીનો અભ્યાસ કર્યો હતો. એટલે તેને વાચનનો શોખ હતો. ઇસ્પીતાલની નોકરીમાં એને પુસ્તકો વાંચવા જેટલો અવકાશ પણ મળી રહેતો.

પ્રતીભાની સાથે નાથીનો સંબંધ વધારવામાં એનો વાચનનો શોખ ખાસ કારણભુત બન્યો.

હોસ્પીતાલમાં પ્રતીભાને જોવા એનો દીયર વરૂણ દરરોજ આવતો. પ્રતીભાને વાંચવા માટે તે પુસ્તકો લાવતો અને વંચાઇ રહેલાં પુસ્તકો પાછાં લઇ જતો.

નાથીએ પ્રતીભા પાસે પુસ્તકો જોયાં અને એક દીવસ શરમાતાં શરમાતાં તેણે એક પુસ્તકની માગણી કરી.

એક અંત્યજ બાલા પુસ્તકો વાંચવાનો આટલો શોખ ધરાવે તે પ્રતીભાને ખુબ જ ગમ્યું, તેણે એને ખુશીથી એને મન ગમતી ચોપડી વાંચવા આપી અને જ્યારે જોઇએ ત્યારે તેને બીજી ચોપડીઓ લઇ જવા નોતરૂં પણ આપ્યું,

આથી હીંદુસમાજની વ્યવસ્થા પ્રમાણે નાગર કોમની પ્રતીભા અને જેનો સ્પર્શ કરતાં પણ હીંદુઓ અભડાઇ જાય તેવી દલીત કોમની નાથી વચ્ચે સખીભાવ ઉત્પન્ન થયો.

[૪]

એક દીવસ વરૂણ પ્રતીભા પાસે બેઠો હતો, તેજ વખતે નાથી ધીરે પગલે આવી અને પુરૂં કરેલું પુસ્તક પ્રતીભાને આપી બીજું પુસ્તક તેની પાસેથી લઇને ગઇ. એના ગયા પછી પ્રતીભાને દીયરે પુછ્યું :

"એ કોણ?"

ભાભીએ સ્મીત વેરતાં કહ્યું: "તમે કલ્પના કરી શકો છો?"

"કોઇ દદીંનું સગું હશે."

"ના."

"ત્યારે?"

"એ અંત્યજ બાલા છે. અહીં નોકરી કરે છે. એને વાંચવાનો ખુબ શોખ છે."

"અંત્યજ છોકરીને વાંચવાનો શોખ?"

"કેમ? એ કંઇ માણસ નથી? વરૂણ ભાઇ, આપણી સમાજવ્યવસ્થા એવી છે કે અંત્યજ બાળા વાંચતી થાય તેમાં પણ આપણને નવાઇ લાગે છે. આપણે આપણા દેશના માણસોથી પણ એટલા દુર રહીએ છીએ કે તેમને પુરેપુરા ઓળખી પણ શકતા નથી. વરૂણભાઇ, આપણી પરાધીનતાનું આ જ મુળ કારણ છે. આપણી આ ટેવથી જ અંગ્રેજો વીના લશ્કરે અને વીના દ્રવ્યે અહીં સામ્રાજ્ય સ્થાપી શકયા છે."

મુંબઇ યુનીવર્સીટીનો ગ્રેજ્યુએટ, આવતી કાલનો ધારાશાસ્ત્રી વરૂણ, ભાભીની વાત સાંભળીને લજવાયો.

"ભાભી, તમારી વાત ખરી છે." તે વીશેષ બોલી શકયો નહીં. હીંદુ સમાજની દલીતો સાથેની અન્યાયી વર્તણુંક માટે તે એકલો જ ગુન્હેગાર હોય તેવું તેને લાગ્યું. તે નીચું જોઇ રહ્યો. વીચારમાં પડી ગયો.

થોડીક પળો સુધી બન્નેમાંથી કોઇ ન બોલ્યું. પ્રતીભા દીયરની સામે જોઇ રહી, એના મોંઢા ઉપરના બદલાતા ભાવો વાંચવાનો પ્રયત્ન કરવા લાગી.

"ભાભી, એને બીચારીને તમે મદદ કરજો. એને જોઇએ તેટલાં પુસ્તકો વાંચવા આપજો."

તે દીવસથી વરૂણને નાથી તરફ માન ઉત્પન્ન થયું. દરરોજ તે આવે ત્યારે ભાભીને નાથીની ખબર પુછવા લાગ્યો. એને નાથીના જીવનમાં રસ પડવા લાગ્યો.

અઠવાડીઆ સુધી ખાસ કંઇ નવીન ન બન્યું, પણ એક દીવસ વરૂણ આવ્યો ત્યારે નાથી પ્રતીભાના પલંગ પાસે ઉભી ઉભી રડતી હતી, પ્રતીભાની બન્ને આંખોમાંથી નીતરતાં આંસુ એના ફીક્કાસથી સફેદ થઇ ગયેલા ગાલો ઉપર વહી વહીને ગાદલાને ભીંજવી રહ્યાં હતાં.

વરૂણને જોતાં જ નાથીએ આંખો લોહી નાખી અને પારકા જુવાને પોતાને એ સ્થીતીમાં જોઇ તેથી કન્યાસુલભ લજ્જાળુતા અનુભવતી તે ત્યાંથી ચાલી ગઇ.

વરૂણ એ રીતે જતી નાથી સામે જોઇ રહ્યો.

તેણે પહેલી જ વખત આજે નાથીને આંખ ભરીભરીને જોઇ. એની શાલીનતા, સુઘડતા, સંસ્કારીતાને તે પહેલી વખત જોઇ શકયો.

"ઓહો! હીંદુ સમાજે તીરસ્કારી કાઢેલા વર્ગમાં આવાં રત્નો પડયાં છે?"

તેણે મનમાંને મનમાં કહ્યું.

નાથીનું સપ્રમાણ ઘાટીલું ગૌરવરણું શરીર, એનાં સાદાં છતાં સ્વચ્છ વસ્ત્રો, અલંકાર વીહોણું સર્વાંગસુંદર શરીર, એની છટાભરી ચાલ એ બધાએ વરૂણના દીલને આકર્પણ કર્યું.

પ્રતીભા સ્વસ્થ થઇ દીયરની એ દશા જોઇ રહી હતી,

નાથી નજર બહાર નીકળી ગઇ તે છતાં તે વરૂણની માનસીક દૃષ્ટી આગળથી ખસી નહીં.

પણ પ્રતીભાના બેઠા થવાના ખડખડાટથી તે જાગૃત બન્યો.

"ભાભી, શું હતું?" તેણે પુછ્યું.

"ભાઇ, હીંદુ સમાજ અંત્યજોને અપનાવતો નથી, પણ એ સમાજની દુષ્ટ રૂઢીઓ અંત્યજોને પણ અભડાવતાં અટકી નથી."

"કેમ એ બીચારીને એના વર તરફનું દુઃખ છે?"

"ના. નાથી હજી કુંવારી છે. પણ એને લગ્નનું દુઃખ છે."

"એટલે?"

"એને ય પરણવું તો પડશે જ ને? હવે થોડા દીવસમાં એનો બાપ એનું સગપણ કરશે. બીચારી નાથી તેથી મુંઝાય છે. કોણ જાણે કેવો યે પુરૂષ એને માથે ભાગશે? એની એને ચીંતા છે. બીચારી આજીવન કુંવારી રહેવા ઇચ્છે છે, પણ હીંદુ સમાજમાં સ્ત્રી જાતીને કદી કુંવારી રાખી શકાય નહીં—પાપ લાગે! એટલે એનો બાપ એને પરણાવી દેશે. એનું એને દુઃખ થાય છે. એ વાત કરતાં તે રડતી હતી અને મને પણ તેથી રડવું આવ્યું. બીચારી—?"

[ ૫ ]

**વરૂણ** ઇસ્પીતાળમાંથી નીકળ્યો પણ નાથી તેના દીલમાંથી ન ખસી.

"એની બીચારીની ચીંતા ખરી છે, આવી છોકરી કોઇક અણઘડ, વ્યસની માણસને પલ્લે પડશે, એની તમામ મહેચ્છાઓ તે છુંદી નાખશે, એની તમામ સંસ્કારીતાને કચડી નાખશે. બીચારી! એને કદાચ વાંચવા પણ નહીં દે."

વીચાર માળા ફેરવતો વરૂણ ચાલતો હતો.

"એને મદદ કરવી જોઇએ." એનું નૌજવાન, લાગણીવશ હૈયું પીગળ્યું.

"પણ મદદ કરવી કેવી રીતે?" વ્યવહારૂ વાત આવતાં તેનું મગજ થંભી ગયું.

વરૂણુ એલ્‌.એલ્‌.બી. ના વર્ગમાં જતો હતો. પાસ થઇને તે બેરીસ્ટર થવા જવાનો વીચાર રાખતો હતો. ઉલ્હાસ પાસે એને વીલાયત મોકલવા જેટલા પૈસા નહોતા. પત્રકાર બાપડો એટલા પૈસા ક્યાંથી બચાવી શકે? ગુજરાતના પત્રકારો માટે એ દશા આવવાની વાર છે! પણ વરૂણને તે માટે પૈસા આપવાનું વચન એક બીજા માણસે આપ્યું હતું.

તે માણસ એક દેશી રાજ્યનો દીવાન હતો. તેને એક છોકરી હતી. તેનામાં રૂપ અને બુદ્ધીની ખામી સીવાય બીજું બધું હતું. તેથી એને પોતાના પૈસાના બદલામાં તે વરૂણને વળગાડવા માગતો હતો.

વરૂણને એવી છોકરી સાથે પરણવું પસંદ નહોતું. તે એને પહેલી વખત જોઇ ત્યારથી જ ધીક્કારતો હતો, પણ તેને બેરીસ્ટર થવું હતું, નામના મેળવવી હતી, દીવાનના જમાઇ બની એ 'જમાઇપદ' ના જોરે આથીંક લાભ મેળવવો હતો.

એના મગજમાં વીજળીના ચમકારાની માફક એક વીચાર ઉગીને તુરત આથમી ગયો:

"એમાં કોણ ચડે? નાથી કે પ્રબોધા?"

પ્રબોધા તે જ દીવાન પુત્રી.

પરંતુ એ વીચાર થવાનું એને ભાન આવતાં જ એનું હૈયું કંપી ઉઠ્યું.

"હું નાગર, એ અંત્યજ. નીર્ધન ગરીબડી! મારે તો બેરીસ્ટર થવું છે, નામના મેળવવી છે, ન્યાયાધીશ કે દીવાન થવું છે. છટ્‌, છટ્‌, નાથી છે ને એનું નશીબ છે. એનું ફાવે તે થાય!"

[ ૬ ]

છતાં નાથી વરૂણના હૈયામાંથી ખસી નહીં.

દરરોજ તે ભાભીને એની ખબર પુછતો. એને ન સમજાય તે રીતે તેના ખબર જાણવાની ઇચ્છા થતી. નાથીની વાત સાંભળી તેને ન સમજી શકાય તે રીતે કંઇક સંતોષ થતો.

એક દીવસ ઇસ્પીતાલના મકાનની અગાશી ઉપર તે આંટા મારતો હતો. અકસ્માત ત્યાં નાથી કંઇ કામે આવી ચડી.

વરૂણે તેને જોઇ. આસપાસ કોઇ નહોતું. કેવડી મોટી અગાશી? ઉપર આકાશ, પગ નીચે અગાશી. માત્ર બે જ જીવંત મનુષ્યો ત્યાં હતાં: નાથી ને વરૂણ.

વરૂણના દીલમાં ઝણઝણાટી થઇ આવી. એનું હૈયું આતુરતાથી ઉછાળા મારી રહ્યું. નાથી સાથે વાત કરવા તે તૈયાર થયો. તે પહેલાં એણે કદી તેની સાથે વાત કરી નહોતી.

"નાથી?"

નાથી એ અવાજ સાંભળીને ચમકી. વરૂણ ત્યાં હશે એવી તેને ખબર નહોતી.

વરૂણ ખુબસુરત નૌજવાન, ભાભીની સાથે વાત કરતો હોય ત્યારે નાથી તેને જોતી. ઘણી વખત તે અંત્યજ કુળમાં જન્મવા માટે નશીબને એકાંતમાં દોષ દેતી. 'આવા જવાન અમારે નશીબે તો નહીં જ ને?' એકલી એકલી તે નીશ્વાસ નાખતી.

પરંતુ વીશાળ અગાશી ઉપર એકલા વરૂણે તેને બોલાવી એટલે તે ગભરાઇ, ચીત્તની ચંચળતા વધતાં તેના હૈયાએ કંપ અનુભવ્યો. ત્યાંથી ચાલી જવાનો એને વીચાર થયો. પણ પગે ઉપડવાની ના પાડી, દરરોજ તે પુરૂષોની સાથે વીના સંકોચે વાત કરતી, પણ અત્યારે તેની હીંમત ઓસરી ગઇ.

તે હતી ત્યાંની ત્યાં સ્થીર થઇ ગઇ.

"નાથી!"

એણે સાંભળ્યું નહીં હોય એમ માનીને વરૂણે ફરીથી તેને બોલાવી.

પણ નાથી તે સાંભળતી ન હોય તેમ જડવત ઉભી રહી.

વરૂણ તેની પાસે આવ્યો.

"નાથી," તેની છેક નજીક આવીને વરૂણે કહ્યું.

"કેમ……" શરમ ભારે લથી પડતી નાથીની જીભ જ કડાઇ ગઇ.

"હમણાં તું શું વાંચે છે?"

"કોનો વાંક."

"તને એ વાર્તા ગમી?"

"સારી છે."

'તને એમાં કયું પાત્ર વીશેષ ગમ્યું?"

"મણીનું."

નાથી શરમાતી શરમાતી બોલતી હતી.

વરૂણે નાથીના મુખેથી ઉચ્ચારાયલું વચન સાંભળ્યું કે એનાથી સ્વગત બોલાઇ જવાયું: "એ પણ બીચારી સમાજના સીતમનો ભોગ બની, અને તું પણ…"

પણ પછી નાથીની ત્યાં વીશેષ ઉભા રહેવાની હીંમત ન ચાલી.

તે દાદર તરફ જવા લાગી.

"નાથી ઉભી રહે, મારે તારી સાથે વાત કરવી છે."

જાદુ મંત્રથી વશ થયેલી હોય તેમ વરૂણનાં વચન સાંભળતાં તે થંભી ગઇ.

"મારે માટે નીચે કંઇ કામ હશે…"

વરૂણની સામે નહીં જોતાં, નીચી દ્રષ્ટી ઢાળી રાખી, અંગુઠાથી ભોંય ખોતરતી તે થંભી ગઇ. એનું મોંઢું આરક્ત બની ગયું હતું, ન સમજી શકાય તેવા ભયથી એનું હૈયું તરફડતું હતું. તેને ખબર નહોતી પણ ત્યારે એના સૌંદર્યમાં નવી જ છટા તરવરી રહી હતી.

વરૂણે એ સૌન્દર્ય જોયું. તે મુગ્ધ બની ગયો. એ ગ્રેજ્યુએટ નાગર જવાન પોતાનું જાતીય અભીમાન વીસરી ગયો. યંત્રની માફક તે આગળ વધ્યો, તેને આગળ આવતો જોઇ નાથી ખસી ગઇ, તેટલામાં તો વરૂણનો હાથ એના હાથ પર અથડાયો. તેના કાંડાની આસપાસ વરૂણનો પંજો વીંટાયો,

"મારે નીચે જવું……"

એ સ્થીતી ગમતી હોય છતાં સહી શકાતી ન હોય તેમ તે દાદર તરફ ચાલવાનો દેખીતો પ્રયાસ કરવા લાગી, તેણે વરૂણના પંજામાં હાથથી છોડાવવાનો સહજ પ્રયાસ કર્યો. એનાથી બોલી શકાતું નહોતું.

વરૂણ યંત્રવત તેની તરફ ખેંચાયો. એનામાં જંગલી ઝનુન ભરાઇ આવ્યું. તેણે બે હાથ પહોળા કર્યા, કોઇના પણ પ્રયાસ વીના તેનો ભુજપાશ નાથીની આસપાસ વીંટાઇ વળ્યો. ધ્રુજતી, કંપતી નાથીના મુખમાંથી નકારનો શબ્દ નીકળે તે પહેલાં તો વરૂણના આરક્ત એોષ્ઠ નાથીના ધ્રુજતા હોઠ ઉપર દબાયા, ચંપાયા. નાથીના શબ્દો એના મુખમાં જ રહી ગયા. ભાન ભુલેલાં જેવાં બન્ને પરસ્પરનું અધરામૃત પીવા લાગ્યાં.

અહો હો! કેટલા યુગો પછી બ્રાહ્મણ અને અંત્યજનો આવો સમાગમ થયો? પણ હતભાગી હીંદુ સમાજનો એક પણ પ્રતીનીધી એ મીલન જોવા ત્યાં હાજર નહોતો. માત્ર આથમતા સુર્યની સાથે સાથે ગગનમાં દેખાતા થોડાક તારલાઓ એ પ્રણયી મીલન જોતા પૃથ્વી ઉપરથી દુર દુર રહે રહે હસી રહ્યા હતા, —અપુર્ણ

**આ** ખંડખોર ટુંકી વાર્તાનો બાકીનો રસીક ભાગ 'નવયુગ'ના આવતા અંકમાં જરૂર વાંચજો.

# ભાવી સમાજવ્યવસ્થા

: લેખક :

**નીર્ધન**

સુડીવાદી નાગપાશમાંથી છુટવા મથતો માનવ સમુદાય ભવીષ્યમાં કેવી જાતની સમાજ વ્યવસ્થા કરશે તેનું ચિત્ર લેખક પ્રસ્તુત લેખમાં દોરી બતાવે છે.

પ્રત્યેક મુડીવાદી દેશમાં નાના નાના મુડીવાળાઓ લગભગ અદ્રસ્ય થઇ ગયા છે; મોટા મુડીવાદી રાક્ષસોએ નાનકડા વામનજીઓને હજમ કરી ગયા છે.

શરૂઆતમાં પ્રત્યેક મુડીવાદી પોતાને માટે ગ્રાહકની શોધમાં રહેતો હતો, પરંતુ હવે તો એવા નાનકડા મુડીવાદીઓ ભાગ્યેજ બચવા પામ્યા છે, બાકીનાઓ વ્યવસ્થીત સંઘબળમાં જોડાઇ ગયા છે. એમનો એ સંઘ એટલો સંગઠીત અને માતબર છે કે, આપખુદ રાજાઓના માફક તેઓ પોત પોતાના દેશમાં સત્તા ગજાવી શકે છે.

અગાઉ જેમ એક માણસ પોતાના નાનકડા કારખાના ઉપર પોતાના પ્રભુત્વનો પંજો રાખી શકતો હતો, તેમ આજે મુઠીભર શરાફો (બેંકર્સ) આખા દેશ ઉપર સત્તા ચલાવી શકે છે.

એટલે હાલનાં મુડીવાદી સંસ્થાનો (સ્ટેટસ) જેને માતૃભુમી અને પીતૃભુમીના સુંદર નામે સંબોધવામાં આવે છે તે બીજું કંઇજ નહીં પણ ઉદ્યોગપતીઓના સંઘની માલીકીનાં મહાન કારખાનાંજ છે.

અને જુના જમાનામાં જેમ પ્રત્યેક વ્યાપારી પોતપોતાના સ્વાર્થ સારૂ ગ્રાહક મેળવવાની હરીફાઇ કરતા હતા, તે જ રીતે વર્તમાન યુગનાં એ મુડીવાદી કારખાનાંને પોતાને માટે ગ્રાહકો મેળવવા અને તેમને ટકાવી રાખવા માટે હવે હરીફાઇ ચાલુ રાખવી પડે છે. મુડીવાદી સંસ્થાન પેલાં કારખાનાંઓ કરતાં હજારોગણું મોટું હોય છે, એટલે નફાની વૃદ્ધી માટેના તેમના એ ધર્ષણ માનવજીવન અને માનવરક્તના સાધનથી ચલાવવામાં આવે છે. સામાન્ય માનવીની ભાષામાં એને યુદ્ધનું નામ અપાય છે.

આ લીલા (Struggle) જે સમસ્ત વીશ્વમાં વ્યાપી રહેલી છે, તેમાં સહુથી પહેલાં નાનાં અને નીર્બળ રાષ્ટ્રોનો કચ્ચરઘાણ નીકળી જાય છે. જેમ ઉદ્યોગમાં નાની મુડીવાળાઓનો મોટી મુડીવાળાઓને હાથે નાશ થાય છે, તેમ આ સંગ્રામમાં સહુથી પહેલો વીનાશ નાનકડા સંસ્થાનોનો થઇ જાય છે. નીર્માલ્ય અને અસંસ્કૃત જાતીઓની જમીન મોટાં સંસ્થાનો લુંટી લે છે. તે પછી બાકી રહેલી જમીન જે પોતાને 'સભ્ય' મનાવતાં મોટાં રાજ્યોએ લુંટી લીધી નથી હોતી, તેના ભાગલા પાડીને પોત પોતાની માલીકી નીચે ખેંચી લેવાની લુંટાલુંટની લડત સળગે છે. અને તે પછી તે પહેલાં લુંટી લેવામાં આવેલી

જમીનના નવેસરથી ભાગલા પાડવાના યુદ્ધની હોળીઓ સળગે છે. આ જાતની લડાઇ સહુ કરતાં વીશેષ ભયાનક અને માનવ-જાતીનો ભયંકર સંહાર કરનારી નીવડે છે. કેમકે એ લડાઇ નબળા અને સબળા વચ્ચેની નહીં, પણ માનવ જાતીને વીશેષ સરળતાપુર્વક સંહારવાનાં છેલ્લામાં છેલ્લાં સાધનોથી સુસજ્જ એવાં જગતનાં મહાનમાં મહાન અને સબળમાં સબળ રાષ્ટ્રો વચ્ચેની એ લડાઇ છે. એ વહેંતીઆં અને રાક્ષસ વચ્ચેનું અસમાન યુદ્ધ નથી, પણ સમાન બળીઆ રાક્ષસો વચ્ચેનો મહા સંગ્રામ છે. એ સંગ્રામમાં સ્વાભાવીક રીતે જ માનવરક્તાની નદીઓ રેલાયા વીના ન જ રહે.

જર્મની સાથેની છેલ્લી લડાઇ આ જ પ્રકારની હતી. દુનીઆભરમાંની નીર્બલ જાતીઓની જમીન ઉપર એક વખત ચલાવવામાં આવેલી લુંટ પછી ની, તે લુંટના નવેસરથી ભાગલા પાડવાની, પોતાને 'સભ્ય' મનાવનારા જગતના વીરાટ દેશોની એ સફાઇબંધ લુંટની લડાઇ હતી. એ સંગ્રામના વમળમાં જગતના ચાર મહા વીરાટકાય દેશો ગુંચવાઇ ગયા હતા. તેમાં છેવટનો નીશ્ચય એ કરવાનો હતો કે લુટારૂ સંઘમાંનો કયો સંઘ જગતને પોતાની રક્તાભીની વજ્ર એડી નીચે કાયમને સારૂ કચડી રાખવાની સમવડ મેળવી શકે તેમ છે?

એ સંહારક સંગ્રામે વીશ્વભરના આમ વર્ગના–શ્રમજીવીઓ તેમ જ કૃપીકારોના–જીવનની ગદી ઉખેડી નાખી. તેમની ઉપર તેથી સંકટનું ભયાનક વાદળ તુટી પડયું, કરોડો સશક્ત અને સુદ્દઢ માણસોને અનીચ્છાએ પણ રણક્ષેત્રમાં ઘસડી જવામાં આવ્યા; બાકી વધેલા બીજા કરોડો નીર્ધન મનુષ્યોના નસીબે ભુખમરો અને રોગચાળો આવ્યાં. એ દશાની સામે જેમણે વીરોધનો એક શબ્દ સુદ્ધાં ઉચ્ચારવાની હીંમત કરી, તેમને સખ્તમાં સખ્ત સજાઓ થઇ. કેદીઓથી તુરંગો ઉભરાઇ જવા લાગી. શ્રમજીવીઓની સામે પીસ્તોલો અને યાંત્રીક તોપો સાથે અર્ધલશ્કરી સીપાહીઓની ફોજ તૈયાર રાખવામાં આવી. જગતભરના 'સ્વતંત્ર' મનાતા દેશોમાંથી કામદારોના નૈસર્ગીક હક્કો ઉપર છીણી મુકવામાં આવી; કામદારોનો અન્યાયની સામે થવા માટે હડતાળ પાડવાનો જે કાયદેસર હક્ક તે છીનવી લેવાયો, એટલું જ નહીં પણ હડતાળ પાડવી તે દેશદ્રોહ મનાવા લાગ્યો! કામદારોનાં તેમ જ સમાજવાદીઓનાં વર્તમાનપત્રોને મુખે ડુચા દેવાયા, ક્રાંતી માટે લડત ચલાવનારા સારામાં સારા માણસોને છુપા રહેવાની તેમ જ ગુપ્ત રીતે પોતાની લડત ચાલુ રાખવાની ફરજ પડી, પોલીસ અને જાસુસોનાં લશ્કરની નજર ચુકાવવા માટે તેમને અથાક પરીશ્રમો ઉઠાવવા પડયા. પરંતુ એ ઘોર દમનનીતીનું પરીણામ સારૂં જ આવ્યું. જગતભરના ક્ષુધાર્તો તેથી જાગ્રત થઇ ગયા; અને પોતાને કચડનારાઓની સામે તેમણે વીપ્લવ પોકાર્યો.

પરંતુ એ ભયંકર માનવસંહારનું કતલખાનું ખડું કરનારાં શ્રીમંત સામ્રાજ્યોને માટે પોતે ખોદેલા ખાડામાં પડવાનું ત્યારથી શરૂ થયું. એમના અમર મનાતા કીલ્લાઓનાં મુળમાં સુરંગો ફુટી અને તેથી તે જ વીનાશને પંથે પ્રયાણ કરવા લાગ્યાં. નફાવાદની ધુનમાં તેમણે જે પોતાની પાછળ રક્તભર્યો કંપ સરજાવ્યો હતો, તેમાં તેમને જ કળી જવાનો વખત આવ્યો. તેમને માટે એમાંથી નીકળવાનો એકકે રસ્તો બાકી ન રહ્યો.

ધન, માલ અને રક્તનો આવડો ગંજાવર અંબાર ખેટ ખાતે ઉધાર્યા પછી તેમ નાથી ખાલી હાથે પાછું વળાય તેમ રહ્યું નહોતું—તે તો અશક્ય જ હતું. લડાઇને ચાળે ચડી એમણે જે માર્ગ પકડયો હતો તેજ માર્ગ એમને એવી સાંકડી મૃત્યુનાળમાં દોરી ગયો કે જ્યાં બહાર નીકળવાની એકકે બારી જ નહોતી. એટલે બાર બાર વર્ષો વહી જવા છતાં યુદ્ધનો અંત હજી આવ્યો નથી કે નથી આવ્યું તેનું કંઇ પણ નીશ્ચીત પરીણામ! યુદ્ધની હોળી તો હજીય કામ ચલાઉ ભસ્મ ઢાંકી બાવાની ધખધખતી ધુણીના માફક સદાય સળગ્યાં જ કરે છે! એને જ લીધે વીનાશને માર્ગે વીચરેલા સંપત્તીવાદી સમાજના કાંગરા ધીરે ધીરે ખરવા લાગ્યા છે, તેના પાયામાં લુણો લાગવાથી એ આખી યે પ્રચંડ ઇમારત પડું પડું થઇ રહી છે. મોડે કે વહેલે એ ઇમારતને પડીને તેને સ્થાને ઉભી થનારી નવીન સમાજ રચનાની ઇમારતને માટે માર્ગ કર્યે જ તેનો હવે તો છુટકો છે.

એ નવીન સમાજ રચના એવી થશે કે જેમાં નફા માટે વીશ્વયુદ્ધ સળગાવવાં કોઇ-મને માટે અશક્ય વસ્તુ બની ગઇ હશે.

[૨]

શ્રીમંતવાદના સીધા લાભ માટેના સંગ્રામ જેટલા વીશેષ લંબાય, તેટલો રણે ચડેલા દેશોના નીર્ધન મનુષ્યોનો વીશેષ મરો થાય છે. આમ જનતાના નવનીત સમા માનવ સમુદાયનો તેથી કાં તો નાશ નીર્માય છે અથવા તો વીનાશના એ કૃત્યમાં નીર્માણ થયેલાં ખાઉં ખાઉં કરતાં સમરાંગણનાં નાશકારક તત્ત્વો તેમને જીવતા ભરખી લે છે. જેઓ જીવતા રહીને પાછા વળે છે તેઓમાં ગયા હતા તેવા તંદુરસ્ત અને તમામ અવયવો સાથે ઘણા જ ઓછા હોય છે. અનેકના હાથ, પગ, આંખ અને બીજા અવયવોનો યુદ્ધભુમીમાં ભોગ લેવાયો હોય છે, કોઇની બુદ્ધી તોપોના ધડાકા અને ઝેરી ગેસના વર્ષાદની અસરને લીધે બહેર મારી ગઇ હોય છે, તો કોઇ કાયમના અશક્ત અને જર્જરીત બની ગયા હોય છે.

પણ રાક્ષસી યુદ્ધનું પેટ માત્ર એકલા માનવ સંહારથી જ ભરાતું નથી. તેના પખાલ પેટમાં અનેક વસ્તુઓ હોમાઇ જાય છે. ઘરનાં પીતળનાં કડાં અને સાંકળો સુદ્ધાં યુદ્ધની જરૂરીયાતને માટે કરવામાં આવેલા કહેવાતા કાનુનોના નામ નીચે શ્રીમંતશાહીના સાગરીતો પડાવી જાય છે. ભુખ્યાં તીડની માફક માનવજીવનને માટે જરૂરની એવી તમામ વસ્તુઓ યુદ્ધના રાક્ષસના પેટમાં હોમાઇ જાય છે.

બધાં કારખાનાં અને તમામ કારીગરો એક જ કામમાં રોકાઇ જાય છે. તે કામ માનવસંહારની સામગ્રીઓ બનાવવાનું અને એ સંહારનાં સાધન બનેલાઓને પોષવાનું હોય છે. *માનવજીવનનાં રચનાત્મક* કાર્ય માટે જરૂરની વસ્તુઓ બનતી તેથી અટકી પડે છે, એટલે જ્યાં સુધી સંગ્રામની હોળી સળગતી રહે ત્યાં સુધી જનતાને જરૂરી ચીજોની સંકડામણ ભોગવવી પડે છે, અથવા તો તેના વીના લઇ ચલાવવું પડે છે.

યુરોપીય યાદવી વખતે આમ જ બન્યું હતું. જે કારખાનાં જીવન લંબાવવામાં જરૂરની વસ્તુઓ બનાવતાં હતાં તે કારખાનાં માનવ જીવન સંહારવા માટેના ગોળા, ઝેરી ગેસ અને બંદુકો, તોપો, વીમાનો વગેરે બનાવવામાં રોકાઇ ગયાં હતાં. યુદ્ધમાં ઉત-

રેલા દેશોમાં તો આમ બનતું હતું જ પરંતુ તટસ્થ દેશોનાં કારખાનાં પણ મુડીવાદીઓના ખાનગી ખીસામાં જનારા નફામાં જબ્બર ભરતી આવે તે માટે એ જ ધંધો કરતાં હતાં. મુંબાઇ, અમદાવાદ અને નાગપુરની મીલોમાં પણ આવી યુદ્ધ સામગ્રીઓ બનતી હતી. તેથી તટસ્થ પ્રજાઓના નીર્ધનોને ભયંકર મોંઘવારીના ભોગ બનવું પડ્યું હતું.

જ્યાં કામ કરવા માણસો ન હોય, જ્યાં જીવનોપયોગી સામગ્રી બનાવવા કારખાનાં ખુલ્લાં ન હોય, ત્યાં પછી બીજું શું બને? ભુખમરો, ઠંડી, અને નીર્ધનતાથી પીડાતાં, કચડાતાં, જગતનાં કરોડો નીર્ધન મનુષ્યો અંદર અંદર વરૂઓની માફક દાંત કચકચાવવા લાગ્યાં અને પ્રત્યેક રાષ્ટ્ર પતનને પંથે પરવરવા લાગ્યો.

જર્મનીમાં પહેલાં જે ગામડાં રસોઇ પણ વીજળીની ગરમીથી કરતાં તેમની દશા યુદ્ધમાં એવી થઇ ગઇ હતી કે તેમને બાળવા માટે કોલસા સુદ્ધાં મળતા નહીં, અને લાકડાંની ચીપો વગેરે મેળવી તેમને કામ ચલાવી લેવું પડતું હતું. જનતામાં નીર્ધનતા એટલી વધી પડી હતી કે માનવ જીવનનો તમામ વ્યવહાર લગભગ અટકી પડ્યો હતો. બર્લીન અને વીએના જેવાં સુધડ શહેરોમાં રાત્રે તો રસ્તામાં એકલા ફરવા પણ ન જઇ શકાય તેવી દશા થઇ ગઇ હતી, કેમકે ભુખમરાને લીધે ચોરીઓ વધી પડી હતી. છતાં મુડીવાદી માલીકોનાં વર્તમાનપત્રોમાં કેવળ પોલીસની કાર્યકુશળતામાં ખામીઓ હોવાનું ભુમરાણ મચાવવામાં આવતું હતું. પરંતુ ગુન્હા વધવાનું મુળ કારણ જે ગરીબાઇ, નીરાશા, યુદ્ધનો થાક એની તરફ તો તેઓ સફાઇભરી રીતે આંખ મીંચામણાં જ કરતા હતા!

રણભુમીમાં અવયવો ગુમાવીને સ્વદેશમાં આવતા આંધળા, લુલા, લંગડાઓની કોઇ સંભાળ પણ લેતું નહીં, તેમને ઘેર ભુખે મરવું પડતું હતું. ધનાઢ્યો યુદ્ધમાંથી ભયંકર નફો ખાઇખાઇને ખુબ તાજામાજા થઇ રહ્યા હતા, તેઓ સ્વદેશને એક તરફથી લુંટતા છતાં બીજી તરફથી સ્વદેશભક્ત ગણાવા માટે યુદ્ધનાં સંકટ નીવારણ સંસ્થાઓ કાઢતા, પરંતુ જે સંખ્યામાં ભુખમરો વધતો જતો હતો તેને એ સંકટ નીવારણ સંસ્થાઓ પુરી પડી શકતી નહોતી. ભુખ્યા અને ઘરબાર વીનાના થઇ પડેલા માણસો કીડીઆરાની માફક ઉભરાતા હોવા છતાં, બીજી બાજુ દરરોજ નવા નવા ભોગ માગતું ભયંકર યુદ્ધ તો ચાલુ જ હતું. અને તે કેવળ જગતના શ્રીમંત ઉદ્યોગપતીઓને નફાની સગવડ મળે તે માટે જ!

યુદ્ધમાં ઉતરેલાં રાજ્યોની સ્થીતી જેમ વધુ માઠી તેમ તેમની અંદર અંદરનાં કલહ, કંકાસ અને ગેરસમજુતીઓ વધુ થવાનો સંભવ. કેમકે પોતાને માટે અર્થલાભ ખાટવાની લાલચવાળા મુઠીભર માણસો એ સંસ્થાનોના સુત્રધારો હોય છે. તેઓ પોતાની ખાનગી લાલચોને માટે જ હાથમાં હાથ મીલાવીને યુધ્ધો ચલાવવાની બાજીઓ ખેલે છે, પરંતુ રણભુમીમાં તમામ પાસા જ્યારે ઉલટા પડતા દેખાય, ત્યારે તેઓ પરસ્પરમાં ઝઘડા શરૂ કરે છે.

આવી અવ્યવસ્થીત દશામાં મુંડીપતીઓનાં કાવતરાંમાં કચડાઇ મરતો શ્રમજીવી વર્ગ જાગૃત થઇ જાય છે. તેઓ એવી રીતે છુંદાઇ મરવાને બદલે વચ્ચેથી જ યુદ્ધ અટકાવી દઇને મુડીવાદની ખુંસરીમાંથી છુટી જવા તૈયાર થાય છે. આ રસ્તે મુડીવાદનો નાશ નોતરતો ગડગ... આવી પહોંચે છે; અને આમવર્ગ વી...નો પંથ સ્વીકારે છે.

રશીઆમાં આમ જ બન્યું હતું, તેથી જગતભરનો મુડીવાદ નાશ પામે તે પહેલાં રશીયામાં મુડીવાદના નાશની નોબત્તો વાગી ગઇ. કેમકે રશીયાનો મુડીવાદ બીજા દેશોના પ્રખર મુડીવાદના પ્રમાણમાં ઉગતો હતો. તે યુદ્ધનો કચ્ચરઘાણ વાળી નાખનારો ભયંકર બોજો ઉપાડી શક્યો નહીં. ઇગ્લંડ, જર્મની અને અમેરીકાના મુડીવાદની સંગીન, સુવ્યવસ્થીત અને રાક્ષસી કદની રચના સાથે રશીયાનો મુડીવાદ રાક્ષસની સામે વહેંતીયા જેવો હતો, એટલે રશીયન મુડીવાદીઓ પેલા વીશાળ તંત્રને પગલે પગલે ચાલી શક્યા નહીં, તેમ બીજી તરફથી ભુખે મરતા શ્રમજીવીઓના અને આમવર્ગનાં ટોળાંના મહાસાગરના ઉછળતા મોજાંઓ જેવા ધસારાને અટકાવી પણ શક્યા નહીં. પરીણામે ત્યાં 'ઓકટોબર વીપ્લવ'ને નામે ઓળખાતો બળવો થયો. તેમણે પુંજીપતીઓના હાથમાંથી સત્તાનાં સુત્રો પડાવી લીધાં અને શ્રમજીવીઓએ કારભારની લગામો પોતાના હાથમાં લીધી—કોમ્યુનીસ્ટ બોલ્શેવીકો આ રીતે સત્તામાં આવ્યા. એટલે મુડીવાદે જ મુડીવાદનો નાશ કર્યો અને તેનું કારણ નફા ઉપરની ખાનગી માલીકી માટે શરૂ થયેલા વીગ્રહ જ બન્યો.

આ પછી યુરોપના કેટલાય દેશોમાં સત્તાનાં સુત્રો સામ્રાજ્યવાદી સરમુખત્યારોના હાથમાંથી, જનતાના સંઘોના હાથમાં ગયાં છે. મુડીવાદી સામ્રાજ્યવાદના નાશનું ચક્ર આમ ફરતું ચાલુ જ રહ્યું છે.

## [૩]

માનવજાતીના મોટા સમુહના નૈસર્ગીક હક્કોને લુંટનારાં યુદ્ધોના અનીષ્ટનું મુળ, જનતાની નીર્ધનતા, પરતંત્રતા અને બીજાં અનેક પ્રકારનાં કષ્ટોનું અસલી કારણ, મુડીવાદના રક્તચુસણીઆ સંચાને ચાલુ રાખવાની તમામ શક્તી, એ બધું મુડીવાદીઓની એક ટોળકી [જેને સંસ્થાનો દ્વારા સુવ્યવસ્થીત રાખવામાં આવી છે તે]ના હાથમાં જગતની તમામ મીલ્કત ઉપર ખાનગી માલીકી હક્ક ધરાવવાની કુલ સત્તા છે તે જ છે. તે સત્તા દ્વારા એ ટોળીએ જગતભરની પ્રજાઓને ગુલામ બનાવી દીધી છે.

વર્તમાન સમાજ વ્યવસ્થામાં જે જંગલીપણું વસેલું છે, જે જંગલીપણાને જગતભરનાં અબજો મનુષ્યોના ભુખમરા અને પતનની પણ દયા આવી શકતી નથી, તે જંગલીપણું ઉત્પાદનનાં સાધન ઉપરના મુડીવાદીઓના માલીકી હક્કમાંથી જન્મ્યું છે. એટલે જો જગતનાં ક્ષુધાર્તોને ક્ષુધા મુક્ત કરવાં હોય, તો પેલા મુડીવાદીઓના ઉત્પાદન ઉપરના ખાનગી માલીકી હક્કને સમાજની માલીકી નીચે લઇ જવો જોઇએ. તે કાર્ય પુંજીપતી સત્તાવાદીઓથી કદી પણ થઇ શકે નહીં. તે તો જે ક્ષુધાર્તોના મહાસમુહને તેમણે આજ સુધી કચડી રાખ્યો છે તેનાથી જ કરી શકાય.

આ ઉત્પાદન શક્તી ઉપરના શ્રીમંતોના ખાનગી માલીકી હક્કને પડાવી લેવો, તેને અનેક માણસો ભુલથી ઉલટા જ અર્થમાં સમજે છે. અલબત્ત પુંજીપતીઓએ જનતાને જ ઠગીને પોતાનાં નાણાં એકઠાં કરેલાં હોવાથી, જનતાના હીતને અર્થે મુઠીભર મુડીવાદીઓનાં નાણાં જનતા પડાવી લે તેમાં ખોટું કશું જ નથી. એ તો વ્યવહારની વાત છે. યુદ્ધમાં પણ હમેશાં એમ જ બને છે. પુંજીપતીઓ જે પ્રજા સામે યુદ્ધમાં ઉતરે છે, તેના જે નાણાં પોતાની સત્તા પહોંચે તે તે સ્થાનમાં હોય, ત્યાં ત્યાંથી જપ્ત

કરી લે છે. તે જ રીતે પુંજીપતીઓ અને નીધર્નો વચ્ચેના સનાતન યુદ્ધમાં જ્યારે માનવ સમુદાયના મોટા ભાગની જીત થાય, ત્યારે તે માનવ સમાજના હીત માટે એ નાણુંનો કબજો લે તેમાં ખોટું કશું નથી. અહીં એ યાદ રાખવાનું છે કે આ કબજો કોઇના ખાનગી નફા માટે લેવામાં આવવાનો નથી, જ્યારે અત્યારે પુંજીપતીઓ પોતાના ખાનગી નફા માટે જગતની સંપત્તી ઉપર માલીકી હક્ક ધરાવે છે. અને યુદ્ધ વખતે તેઓ પોતાના જ સ્વાર્થ માટે બીજાઓની મીલ્કતો પચાવી પાડે છે.

હવે જનતામાં આ સંબંધમાં કેવા ભ્રામક વીચારો પ્રવર્તે છે તે જોઇએ:

ઘણા માણસો માની બેઠા છે કે શ્રીમંતોની પાસેથી પડવી લીધેલી પુંજી દેશના પ્રત્યેક માણસોની વચ્ચે બરાબર સરખે હીસ્સે વહેંચી આપવામાં આવશે, એટલે બધી સમાજ વ્યવસ્થા ઠીકઠાક થઇ રહેશે. એવી કલ્પના કરનારાઓ માને છે કે તેમ કરવાથી સહુ સરખા સંપત્તીવાળા થઇ જશે, તેથી બધા સમાન બની જશે, ગરીબ-તવંગરના ભેદાભેદ એથી ટળી જશે અને તેની સાથે સાથે જ દમન તેમ જ લુંટ આપોઆપ અટકી પડશે! તેમની એ માન્યતામાં તેઓ એવો સંતોષ પણ માને છે કે, તમામ શ્રીમંતોની પાસેથી સંપત્તી પડાવી લઇને જનતાના તમામ વર્ગમાં તેની સમપ્રમાણ વહેંચણી કરી નાખવામાં આવે, એટલે પ્રત્યેક મનુષ્ય પોતપોતાની કાળજી રાખતો થઇ જશે, પોતાના વપરાશ માટે તેને અનુકુળ લાગે તેવી તમામ વસ્તુઓનો તે માલીક બની શકશે અને તેથી કરીને એક મનુષ્યનું બીજા મનુષ્ય ઉપરનું પ્રભુત્વ પરવારી જશે.

પરંતુ તેવી માન્યતા ભુલ ભરેલી છે. સમાજની નવીન વ્યવસ્થા કરવા ઇચ્છનારાઓ એવું માનતા નથી. તેઓ તો એમ માને છે કે પુંજીપતીઓની પુંજી આમ સરખે હીસ્સે વહેંચી આપવામાં આવે તેથી જનતાનું કશું જ કલ્યાણ થવાનું નથી, કે તેમનું દારીદ્રય કાયમને માટે જવાનું નથી. તેનું પરીણામ તો અંધાધુંધી અને જુની વ્યવસ્થાના પુનરાવર્તનમાં જ આવવાનું.

વળી પુંજીપતીઓની મતાની સમપ્રમાણ વહેંચણીની કલ્પના પણ અવ્યવહારૂ છે. એવી કેટલી યે વસ્તુઓ છે કે જેની તમે કદી વહેંચણી જ કરી શકો નહીં. દાખલા તરીકે: રેલ્વે. જો એક માણસના ભાગમાં પાટા આવે, બીજાના ભાગમાં સલેપાટ જાય, ત્રીજાના હીસ્સામાં બધા સ્ક્રુ જ આવે, ચોથો વળી પોતાના ભાગમાં આવેલાં રેલગાડીનાં પાટીયાં ચીરીને બળતણ કરવા માંડે, પાંચમો વળી સ્ટેશનમાંના મોટા આરસાનો નાનો ટુકડો કરી હજામત માટે તેનો ઉપયોગ કરવા લાગે, આમ બનતું જ ચાલે. તો-? એ તો સાવ સાદી વાત છે કે આ જાતની વીભાગણી વાજબી ગણી શકાય જ નહીં તેમ તેથી કોઇનું જરા પણ ભલું થઇ યે શકે નહીં. તેમ કરવા જતાં તો અગત્યની ચીજોનો નાશ થઇ જાય અને લુંટાલુંટનું જ સામ્રાજ્ય પ્રવર્તી રહે. એ જાતની વહેંચણી તો ઉપર જેમ રેલ્વેને માટે કહ્યું તેમ બુદ્ધીમાં ન ઉતરે તેવી મુર્ખાઇ જ થઇ પડે. દાખલા તરીકે એક યંત્ર હોય તેની વીભાગણી કેવી રીતે થઇ શકે? એક માણસ તેનો એક ભાગ લે ને બીજો બીજો કોઇ વીભાગ લે, તો તેથી યંત્ર તે યંત્ર જ મટી જાય એટલું જ નહીં પણ તે કોઇને પણ કશાય ઉપયોગમાં આવી શકે નહીં; તેમ થવાથી યંત્રના

તમામ ભાગ નાખી જ દેવા પડે. પરંતુ એજ યંત્રને એ યંત્ર તરીકે રાખવામાં આવે તો તે નવીન વસ્તુઓ ઉત્પન્ન કરવાનું સાધન થઇ પડે.

આવું જ તારનાં કે ટેલીફોનનાં યંત્રો વગેરે માટે પણ કહી શકાય, રસાયણને લગતાં યંત્રો પણ એક સાથે આખાં રહે તો જ તે ઉપયોગી અને કામનાં થઇ શકે, પરંતુ તેનાં ભાગલા પાડવાથી તે છેક જ નીરૂપયોગી થઇ પડે, અને તેટલે અંશે ઉત્પાદન ઉપર અંકુશ પડે.

એટલે એ વાત તો ખુલ્લી છે કે કાં તો આવી કલ્પના કોઇક બુદ્ધીનો ઉપયોગ નહીં કરનાર કરે, અથવા તો શ્રમજીવીઓનો કોઇક સીધો દુશ્મન હોય તે જ આ જાતની ભાગીદારીની વાત કરે.

[૪]

**આ** જાતની ભાગીદારી ઉપર જણાવ્યાં તેટલાં જ કારણથી અયોગ્ય ઠરે છે એટલું જ નહીં પણ તેનાં બીજાં પણ ખાસ કારણો છે.

ધારો કે કોઇક ચમત્કાર થાય અને શ્રીમંતોની પાસેથી લઇ લેવામાં આવેલી તમામ સંપત્તીના સરખા ભાગ પાડી દઇ શકાય; તેમ છતાં પરીણામે તો કશો જ લાભ થઇ શકે નહીં.

એવા ભાગનો અર્થ શું ? એટલો જ કે સંપત્તી ઉપરના થોડાક મોટા માલીકોને બદલે મોટી સંખ્યામાં નાના નાના માલીકો બની જાય. એનો અર્થ ખાનગી માલીકીનો વીનાશ નહીં, પરંતુ ઘણા જ મોટા સમુહમાં ખાનગી માલીકીના હક્કને વેરી નાખવા જેવું થાય. અને એવી વ્યવસ્થાનો અનુભવ આપણને કયાં નથી ? યંત્રયુગની પહેલાં તેવી વ્યવસ્થા તો જગતભરમાં ચાલુ જ હતી. એ સ્થીતીમાંથી જ નાનકડા મુડીવાળા માલીકો અને મોટી મુડીવાળાઓની વચ્ચે હરીફાઇ શરૂ થઇ ને મુડીવાદ અને મોટા મુડીવાદીઓનાં તેમાંથી સર્જન થયાં છે.

એવી વીભાગણીથી થોડી થોડી સંપત્તીના અસંખ્ય માલીકો ઉત્પન્ન થાય. તેનું પરીણામ આવું આવે ? એ જાતની વહેંચણી થાય તેને બીજે જ દીવસે એ નાનકડા સંપત્તીપતીઓમાંના કેટલાક (અને એમાં ઘણા જ મોટા ભાગનો સમાવેશ જરૂર કરી શકાય) એક અથવા બીજા બજારમાં જઇને પોતાના હીસ્સામાં આવેલી સંપત્તીને વેચી નાંખે, અને તેમનો ભાગ બીજા કોઇ ખરીદી લે, એટલે જેમની પાસે તે મીલકત જાય તેવાઓની વચ્ચે પાછી હરીફાઇ શરૂ થાય. તેમ થતાં એક વર્ગ વધુ શ્રીમંત અને બીજો ઓછો શ્રીમંત બને, કે તુરત જ વીશેષ સંપત્તીવાળાઓ ઓછી પુંજીવાળાઓને દબાવવા લાગે. એમ થતાં નાની પુંજીવાળા થોડા જ વખતમાં હાલહવાલ થઇ જાય અને તેમની દશા સામાન્ય નીર્ધન માણસ જેવી બની જાય, ત્યારે તેમનો પેલો પુંજીપતી હરીફ ઢગલાબંધ દ્રવ્ય એકઠું કરી શકે, પોતાને માટે નફો ઉત્પન્ન કરવા મજુરો રોકી શકે અને વળી ધીરે ધીરે તે પ્રથમ પંક્તીનો મુડીવાદી થઇ જઇ શકે

આમ થોડાં જ વર્ષોમાં તો આપણે જે પ્રથાનો નાશ કરી ગયા હોઇએ તે પ્રથા પાછી સજીવન થઇ જાય અને વળી પાછા મુડીવાદીઓની લુંટના જુના જ સવાલો તેના તે જ સ્વરૂપે આપણી સમક્ષ આવીને ખડા થાય !

પુંજીપતીઓની પુંજીને નાના નાના સમાન ભાગલામાં વહેંચી લેવાની કલ્પના તેથી શ્રમજીવીઓ કે ખેતીની મજુરી કરનારાઓનો આદર્શ હોઇ ન શકે. તે તો નાના નના જે દુકાનદારો મોટી પેઢીઓના માલીકો થવાની આશા રાખી બેઠા હોય છે, તેઓનું કેવળ સમણું જ છે. એ દુકાનદારોની સ્વપ્નસૃષ્ટીમાં એજ કલ્પના રમ્યા કરતી હોય છે કે, પોતે મોટા શેઠીઓ થઇને, પોતાની ધનલોભી લોલુપતાને તૃપ્ત કરનારી 'ભજકલદાર'ની થેલીઓ તીજોરીમાં કેવી રીતે ખડકી શકે? એના ખીસામાં પાવલી, આઠ આના કે રૂપીઓ પણ પડતો હોય તો તેને બીજાઓની શું દશા થશે તેની જરા પણ પરવા હોતી નથી. તેવાઓને મુડીવાદના પુનર્જન્મનો જરા યે ભય હોતો નથી, કેમકે તે તો તે દરમીયાન જાતે જ મુડીવાદી થઇ જવાની રમતો રમવાની યોજના ઘડી રહેલા હોય છે. એટલે મુડીવાદ ફરીથી જીવતો થાય તો તેમાં એને પોતાનું કશું જ અહીત દેખાતું નથી.

પરંતુ શ્રમજીવીઓના રાહ તો એવા દુકાનદારો કરતાં ન્યારા જ છે અને ન્યારા જ રહેશે. તેઓ તો એવા સમાજનું પુનર્વીધાન કરવામાં રસ લઇ રહ્યા હોય છે કે, જે સમાજમાં મુડીવાદને માટે ફરીથી માથું ઉંચું કરવા આવવાનું અશક્ય જ થઇ પડે. તેમને તો મુડીવાદને હમેશને માટે દફનાવી દેવો હોય છે. પણ શ્રીમંતોની પુંજીની સમાન વહેંચણી, એટલે તો મુડીવાદને આગલે બારણેથી હાંકી કાઢીને પાછલે બારણેથી પ્રવેશવાની તક આપવા જેવું છે. આ બધી ગુંચવણમાંથી મુક્ત થવાનો તેમને માટે માત્ર એક જ માર્ગ છે અને તે કામદારોની સહકારી પ્રથા જ છે.

એ પ્રથામાં તમામ સંપત્તી સારા યે સમાજની ગણાય છે, અમુક માણસોનો કે અમુક વર્ગનો તેની ઉપર અધીકાર રહેતો નથી અને તે સમાજ કામદારોનો એક જ મહાન સંઘ બની રહે છે. કેમકે તે સમાજમાં કોઇ શેઠ નથી હોતો, કોઇ નોકર નથી રહેતો. બધા સરખા દોસ્તો હોય છે. તે સમાજમાં વર્ગના વીભાગો નહીં હોય, ત્યારે મુડીવાદીઓ કોઇને નોકરો રાખતા નહીં હોય અને શ્રમજીવીઓ કોઇને મજુરી વેચવા નહીં જાય. ત્યારે તો અગાઉથી નક્કી કરેલી યોજના પ્રમાણે બધા સાથે મળીને કામ કર્યાં કરતા હશે.

એક કેન્દ્રસ્થ સંસ્થામાં સમાજની જરૂરીયાતોના આંકડા તારવવામાં આવશે, તે સંસ્થામાં વરસ દરમીયાન શું શું કામ કરવાનું છે તે નક્કી કરવામાં આવશે. જેમ કે, અનાજ, કપડાં, બુટ, યંત્રો વગેરે. તે ઉપરાંત પેલી સંસ્થામાં એ યોજના પણ નક્કી થશે કે ખેતરોમાં કેટલાં માણસો કામ કરવા જાય, રસોડાંમાં કેટલાં કામ કરે? વગેરે.

એ સમાજમાં સમાજની માલીકીનાં મોટાં મોટાં કાર્યાલયો રહેશે. જેમ કે આખા સમાજ માટે વસ્ત્રો શીવવાનું દરજીખાતાનું કારખાનું, આખા સમાજ માટે બુટ સીવવાનું મોચીખાતું, સારા યે સમાજ માટે રાચ રચીલું તૈયાર કરવાનું સુતાર–લુહાર કામનું કારખાનું વગેરે.

આ બધાં ઉત્પન્ન માટેનું કામ પણ સુવ્યવસ્થીત ગણતરી પુર્વક કરવામાં આવશે. કેટલાં યંત્રો જોઇશે, કેટલાં કયાં કયાં સાધન અને કેટલી સામગ્રી જોઇશે તેની એક તરફથી જેમ ગણતરી થશે, તેમ સમાજ કાચો માલ કેટલો ઉત્પન્ન કરી શકશે, સમાજમાં કામ કરનારાઓની શક્તી કેટલી છે, તેની પણ ગણતરી થશે, અને પછી તે

બધાનો અનુકરણીય રીતે ઉપયોગ કેમ કેમ કરવો તેની રૂપરેખા તૈયાર થશે.

આંકડા તૈયાર કરનારી એ કેન્દ્રસ્થ સંસ્થા સમાજની મનુષ્ય સંખ્યા અને તેમની જરૂરીયાતોની વસ્તુઓની પણ ગણતરી રાખશે. દાખલા તરીકે હજાર માણસની વસતીવાળા એક ગામની એવી સંસ્થા ગણતરી કરે કે પોતાના ગામ માટે તેને નીચેની ચીજો જોઇશેઃ

| | |
|---|---|
| ટોપી | ૨૦૦૦ |
| ખમીસ | ૪૦૦૦ |
| પહેરણ | ૪૦૦૦ |
| ડગલા | ૨૦૦૦ |
| પાટલુન અથવા ધોતીયાં | ૪૦૦૦ |
| બુટ | ૨૦૦૦ |
| ચંપલ | ૨૦૦૦ |
| ટુવાલ | ૩૦૦૦ |
| રૂમાલ | ૨૪,૦૦૦ |
| ચાદર | ૩૦૦૦ |
| ઓશીકાના ગલેફ | ૬૦૦૦ |
| ચારસા | ૨૦૦૦ |

૧. સમાજની માલીકીનાં જુદાં જુદાં કારખાનાંમાં એ બધી સામગ્રી તૈયાર કરીને, સમાજની વ્યવસ્થાની મોટી મોટી વખારોમાં તે બધો સામાન સાચવી રાખે, ત્યાંથી તેની ચોક્કસ ઠરાવેલે સમયે કામદાર ભાઇઓમાં વહેંચણી કરવામાં આવે. આવાં સામુદાયીક કારખાનાં જેમ પ્રમાણમાં મોટાં હશે તેજ રીતે તેમાં વપરાનારી યંત્ર સામગ્રી છેલ્લામાં છેલ્લી ઢબની અને સર્વોત્તમ હશે. એ ઉત્પાદન કાર્યની વ્યવસ્થા ભારે કરકસરથી ચલાવવામાં આવશે, અને અત્યારે ઉત્પાદન પાછળ ચઢતાં તમામ નફામાં ખર્ચ એમાં ચડશે નહીં. અત્યારે તો એક કારખાનામાં અમુક જાતની વ્યવસ્થા ચાલે તો બીજામાં વળી તેથી જુદી જ જાતની વ્યવસ્થા ચાલતી હોય છે, નવીન સમાજ રચનામાં તેવું નહીં બને, તેમજ વર્તમાન સમયે પ્રત્યેક કારખાનું તેજ માલ બનાવનારા બીજા કારખાનાવાળાથી પોતાનું કામ ગુપ્ત રાખે છે તેમ નહીં બનતાં નવીન સમાજ વ્યવસ્થામાં તો બધું બરાબર તોલ અને હીસાબ પુર્વક કામ થશે.

તે વખતે જ્યાં રૂને માટે અનુકુળ જમીન હશે ત્યાંજ રૂ ઉગાડવામાં આવશે, સારામાં સારો કોલસો જે ખાણોમાંથી નીકળતો હશે તેજ ખાણોમાંથી કોલસો કાઢવામાં આવશે, કોલસાની અને લોખંડની ખાણોની બાજુમાં જ પોલાદ અને લોખંડનાં કારખાનાં સ્થાપવામાં આવશે, જે જમીન ખેતીવાડીને લાયકની હશે તેની ઉપર મોટાં મોટાં શહેરો વગર વીચારે નહીં બંધાય, પણ ત્યાં તો ખેતી જ કરવામાં આવશે. ટુંકામાં કહીએ તો બધી વ્યવસ્થા એ ધોરણસર થશે કે પ્રત્યેક જાતના ઉત્પન્નનાં કારખાનાં તેને માટેના યોગ્ય સ્થાનમાં જ ખડાં કરવામાં આવે. વળી હાલ મુડીવાદીઓના નફા, દલાલોની દલાલી, નાણાંનાં વ્યાજ વગેરેનો બોજો જે ઉત્પાદન ઉપર નાખવામાં આવે છે તે બોજો પણ એ વખતે નહીં પડે, એટલે તૈયાર માલ સારો છતાં સસ્તો પરવડશે.

નવીન સમાજ વ્યવસ્થામાં એક માણસ બીજા માણસને ભોગે લાભ મેળવવા નહીં માગે. કેમકે તેમાં કોઇ તવંગર કે કોઇ ગરીબ નહીં રહે, કોઇ શેઠ ને કોઇ વાણોતર નહીં બને, સમજમાં એવા વર્ગ નહીં હોય કે જ્યાં એક વર્ગના થોડાક માણસો,

બીજા વર્ગના અનર્ગળ માણસો ઉપર સત્તા ગજવતા હોય. તે વખતે કોઇ લુંટનાર નહીં હોય તેમ કોઇ લુંટાનાર નહીં હોય, એટલે કુદરતી રીતે જ એક વર્ગ બીજા વર્ગ તરફ હમેશાં દાંત કચકચાવતો, ગુસ્સાથી ભડભડતો રહે તે દશા નહીં હોય.

આ નવીન વ્યવસ્થામાં સંસ્થાન (State) જેવી વ્યવસ્થા નહીં રહે, કેમકે ત્યારે સત્તા ગજાવનારા એક વર્ગને શાસીત વર્ગ ઉપર જાપતો રાખવાપણું રહેશે નહીં, કે પોતાના હરીફોને સત્તાની લોખંડી એડી નીચે છુંદાતો રાખવાપણું યે રહેશે નહીં. બીજાઓ ઉપર રાજ ચલાવવા સરકારની ત્યારે જરૂર નહીં રહે, કે એક માણસની પાસે બીજા ઉપર ચલાવવાની સત્તા નહીં હોય. ત્યારે તો માત્ર વસ્તુઓની વ્યવસ્થા કરવાની રહેશે, યંત્રો ઉપર દેખરેખ રાખવાપણું રહેશે. તે વખતે માત્ર એક જ સત્તા દેખાશે અને તે કુદરત ઉપર માનવ સમુદાયની સત્તા હશે.

નવીન સમાજ વ્યવસ્થામાં માનવજાતી પરસ્પરના શત્રુની છાવણીમાં વહેંચાઇ ગઇ નહીં હોય, પરંતુ કુદરતી તત્વોને હાથ કરવા માટે એક સાથે મળીને લડત કરતી હશે. રાષ્ટ્ર રાષ્ટ્રને જુદા પાડનારી રાજકારણી આડખીલીઓની વાડો તે વખતે અસ્તીત્વમાં નહીં હોય. જુદી જુદી માતૃભુમીઓની ભાવનાનો ત્યારે વીનાશ થયો હશે, ત્યારે તો રાષ્ટ્રવાદના રંગે રંગાઇને માનવોના જુદા જુદા સમુહ એક બીજાથી જુદા પડવાને બદલે, રાષ્ટ્રવાદને ભુલી એક જ ઘટકની માફક સારોયે માનવ સમુદાય એક બન્યો હશે. આજે જેમ જુદા જુદા ક્ષેત્રોમાં કામ કરનારા શ્રમજીવીઓનો સંઘ સ્થપાય છે, તેમ ત્યારે તમામ માનવ સમુદાય એક જ મહાન સંઘટીત શ્રમજીવીનો સંઘ બની જશે.



**માનવતાના નૈતીક સીદ્ધાન્તઃ** બુદ્ધીમાન મનુષ્યોએ નીતીના એવા સીદ્ધાંતો સ્વીકારવા જોઇએ કે જે નીતીમાં ઉચ્ચતર સામાજીક લાગણીઓ સમાયલી હોય અને રીતભાત તેમજ ખોરાક વીષયમાં પરસ્પરથી જુદા પડવાના વ્યક્તીગત હક્કનો તેમાં સ્વીકાર હોય અને ઉદારતા પુર્વક તેને એક બીજા નીભાવી લેતા હોય. જીવનમાં સામાજીક સંવાદીતા હોવા ઉપરાંત તેની સાથે સાથે જ સામાજીક જરૂરીયાતોને માટે તેમાં વીશાળ ધોરણવાળી સ્વતંત્રતાનો યે સમાવેશ થયેલો હોવો જોઇએ.

**ધાર્મીક સત્યઃ** ધર્મને નામે જે સત્યની વાતો કરવામાં આવે છે તેની અને સાચા સત્યની વચ્ચે હજારો ગાઉનું અંતર છે. ધાર્મીક સત્ય બીજું કશું જ નહીં પણ માત્ર કલ્પનાઓ, દંતકથાઓ, વદતોવ્યાઘાત અને અતીશયોક્તીથી સામાન્ય જનોનું મન રંજન કરનાર લોકકથાઓ અને કવીતાઓ જ માત્ર છે. ત્યારે ખરેખરું સત્ય તો તેથી જુદી જ વસ્તુ છે. તેનો અતુટ સંબંધ જીવનનાં પરાક્રમોની સાથે જ સંકળાયલો હોય છે.

# વીરા

: અનુવાદક :

ડૉ. મંજુલાલ જમનારામ દવે એમ. એ.

**પ્ર**ખ્યાત ઓસ્કાર વાઈલ્ડે ૧૮૮૧ માં આ નાટક રચેલું; અને ૧૯૦૮ માં તે પ્હેલીવાર પ્રસીદ્ધ થયું. પુરાં નવ વર્ષ વીત્યે તેમાં ભાખેલી રશીયન વિપ્લવની ભવિષ્યવાણી સાચી પડી અને ઝારશાહીનો અંત આવ્યો.

દશ્ય પ્રદેશ : રશિયા

સમય : ૧૭૯૫

## અંક બીજો [ચાલુ]

ઝારના મહેલમાંનો રાજસભાનો ખંડ

ઝાર : અલબત્ત જલદી જ. વાંચો એ જાહેરનામું. બધાઓ પોતપોતાને સ્થાને બેસી જાવ, લ્યોએ, એલેક્સીસ, એલેક્સીસ, આવ મ્હારી નજદીક ને સાંભળ. ત્હારે માટે આ એક સુન્દર તક છે. એક દીવસ તું પણ આ જ રીતે વર્તનાર છે તેની એ આગાહી છે.

રાજકુમાર : અત્યાર આગમચ મેં તેના વીષે ઘણું ઘણું વીવેચન સાંભળ્યું છે.

(મેજની બાજુમાં બેસે છે)

(કૌંટ રૂવાલોફ રાજકુમારના કાનમાં કંઈક કહે છે.)

કૌંટ ર : રાજાધીરાજ, રાજકુમારને હું કંઈક સારી સલાહ દઈ રહ્યો હતો...

પ્રીન્સ પોલ : કૌંન્ટ રૂવાલોફ જેવા પોતાજ ભાગ્યે જ કોઈએ દીઠા હશે, રાજાજી! જેની એમને પોતાને ઘણી અગત્ય છે તે જ હમેશ તે બીજાને દઈ રહે છે! (ઝારના આગળ કાગળો ધરે છે) આપશ્રીને જરૂર આ રૂચશે જઃ— "લોકગણ પ્રત્યેનો પ્રેમ" "લોકગણના પીતા," "માર્શલ લૉ," અને આ છેલ્લી લીટીમાં નીત્યની જેમ વીધીને અર્પાયેલાં વચનો,—નહીં? હવે માત્ર આપશ્રીની સહી જ થવાની બાકી છે.

રાજકુમાર : પીતાજી!

પ્રીન્સ પોલ (ઉતાવળે): આ ઢંઢેરા પર આપ સહી કરો તો હું ખાત્રી લઉં છું કે ૭ માસમાં એક પણ વીપ્લવવાદી રશીઆમાં હયાતી ભોગવતો નહીં દેખી શકાય...

ઝાર : શું ? શું ? ફરી બોલો–ફરી બોલો! એકકે એક વીપ્લવવાદી નષ્ટ થયો હશે, ખરું ?–હેં, એકકે એક : પુરૂષ, સ્ત્રી, પેલી વીરા પણ?–જે મ્હારી સામે યુદ્ધ માંડી બેઠી છે, તે ય? પ્રીન્સ પોલ, આજથી તમને હું સારા ય રશીયન સામ્રાજ્યના વડા સેનાધીપતી નીમું છું; બસ, આપો મને એ ઢંઢેરો. તત્કાળ જ મ્હારી સહી તેમાં થયેલી તમે લેશો...

પ્રીન્સ પોલ (ઢંઢેરા પત્ર દાખવી): અહીં, પ્રભુજી! અહીં સહી કરોજી...

રાજકુમાર (ઉભો થઇ પત્ર પર પોતાના હાથ પાથરે છે): થોભો! હું તમને વીનવું છું, થોભો! લોકગણ કનેથી ધર્માચાર્યોએ સ્વર્ગ ખુંચવી લીધાં છે, અને તમે પૃથ્વી પણ લઇ લેવા તત્પર થયા છો....

પ્રીન્સ પોલ : એવું તેવું બોલવાનો હવે સમય નથી, રાજકુમાર : (સ્વગત) આ છોકરો બધું જ ધુળધાણી કરી મુકશે. (પ્રકાશ) આ રહી કલમ, પ્રભુજી!

રાજકુમારઃ પ્રજાના પ્રાણ આમ રુંગળાવવા, રાજ્ય સર્વસ્વનું ખુન કરવું, અને સામ્રાજ્ય તમામ ભસ્મીભુત કરવું, સ્હેલું છે શું! આપણે કોણ છીએ–કીયા અધીકારથી ભર્યાપુર્યા છીએ–જે આ પ્રમાણેનો આજ્ઞામંત્ર કાઢી શકીએ? સમસ્ત પ્રજાને આ પ્રમાણે ભયમાં, ત્રાસમાં, વીનાશને મુખ ઉભી રહીએ? તેમના કરતાં આપણામાં એવા અવગુણો છે કે આપણે તેમને આપણી સન્મુખ ન્યાયાસને બોલાવી શકીએ ને તેમના ગુણાગુણ તોલી શકીએ?

પ્રીન્સ પોલઃ કેવો–કેવો કટ્ટર આ સામ્યવાદી છે? માલ મીલકતની જેમ રાજકુમાર પાપની પણ સરખી વહેંચણી જગતભરમાં કરવા ઇચ્છે છે!

રાજકુમારઃ સામ્યવાદી તો ખરોજ ને? કારણ એકનો એક સુર્ય તમને ને તેમને ગરમી તથા પ્રકાશ બક્ષે છે, એકની એક હવા તમને તેમ તેમને જીવન તેમ આયુષ્ય બક્ષે છે, એકનાં એક રક્ત તેમ માંસ થકી તમે તેમ તેઓ ઘડાયા છો–પોષાયા છો તો પછી લોકગણ તથા તમે સામ્રાજ્ય શાસકોમાં ભેદ જેવું છે જ શું? સીવાય કે એ બીચારા આટ આટલી કુદરતી સમાનતા છતાં અકુદરતી તમારી સમાજ વ્યવસ્થાને લીધે ભુખમરો વેઠે છે, જ્યારે તમે મીષ્ટાન્ન ઉડાવો છો, સ્હવારથી સાંજ સુધી એ લોક મજુરી કરે છે, જ્યારે તમો આળસુ પાડા જેવા સડ્યા કરો છો, નથી એમને રહેવા ઘરબાર, નથી એમને સર્વ સાધારણ જીવનની અગત્યો ય...

ઝારઃ કોણ આ બોલે છે? કોણ આ પ્રમાણે બોલવાની હીંમત ધરે છે?

રાજકુમાર: હું હું બોલું છું એ...લોક સમસ્તની તરફથી. અરે તમે તો એ સાધારણ લોકના સર્વ સાધારણ હકકો પર પણ તરાપ મારવા તત્પર થઇ રહ્યા છો!

ઝારઃ લોકને તે હકક કેવા? તેમને હકકો છે જ નહીં!

રાજકુમારઃ ત્યારે તેમને દુઃખો તો છે જ ને? જુલમો તો તેમના પર નીત્યના વર્ષે જ રહ્યા છે ને? પીતાજી, કેટ કેટલા દુર દુરના દેશોમાં એ લોકએ જ

આપના કાજ લઢાઇયો વ્હોરી હતી, ને તેમાં લઢી આપને જય અપાવી પોતે રણાગણમાં સદાને માટે નીદ્રાવશ થયા હતા. પુર્વ તેમ પશ્ચીમમાં આપની ખાતર જ—પોતાના 'ઝાર પીતા'ની ખાતર જ—આ લોક પ્રાણ પાથરવા સદાને માટે તત્પર છે એ પણ ભુલી જવાશે?

ઝારઃ (જરાક પીગળી): લઢાઇઓ લઢયા ને મર્યા તે તો ગયા જ ને? મ્હારે હવે તેમનું શું કામ છે?

રાજકુમારઃ કંઇ જ નહીં! એ મરેલાઓ તો સહીસલામત છે; હવે તમે પણ તેમનો વાળ સુદ્ધાંતે વાંકો કરી શકો તેમ નથી. તેઓ તો તેમની લાંબી છેલ્લી નીદ્રા ભોગવી રહ્યા છે. કોક તુર્કસ્તાનમાં, કોક નોર્વેમાં, કોક ડેન્માર્કમાં: કોક જેલમાં, કોક પર્વતમાળપર, કોક જમીનસરસી ખીણોમાં! પણ એ તેમના જ વંશજો જે હયાત છે આ તેમના જ પુત્રો ને આપણા બંધુઓ જે હજી જીવે છે, તેમને સારૂ તો કંઇ કરવું જોઇએ ને? તેમનું તો તમારે કામ છેજ ને? અને જ્યારે તેઓ "રોટલી, રોટલી" પુકારી રહ્યા છે, ત્યારે શું આપણે તેમને પથ્થર માત્ર જ ખોરાક તરીકે દઇ રહીશું? તેઓ બીચારા સ્વાતંત્ર્યને પ્રાર્થી રહ્યા, જ્યારે તમે તેમના પર કોયડાના વીંછેર મારા ચલાવ્યા! તમે જ—હા, તમે જ, ઓ પીતાજી! આ વીપ્લવનાં મુળ પાથર્યાં છે—તમે જ તેના ઉત્પાદક ને પ્રવર્તક છો—...

પ્રીન્સ પોલઃ અને એના પાક આપણે લણી લેતા નથી શું?

રાજકુમારઃ ઓ, મ્હારા બંધુઓ! શા માટે તમે એ યુદ્ધક્ષેત્રમાં ન મરી ગયા, ન વીંધાઇ રહ્યા? શા માટે પુનઃ આ પાવક સમી વહતી અંગાર ભુમીમાં તમે આવી વસ્યા? વનનાં હીંસક—અહીંસક પ્રાણીઓને ય તેમનાં નીવાસસ્થાનો હોય છે, પણ જગજ્જેતા રશીયાના આ પ્રજાજનોને, શાંત માથું ટેકવવા નાની શી ય જગા આ નરક શી ભુમીમાં શોધી નથી જડતી!

પ્રીન્સ પોલ: કાં નથી જડતી વારૂ? ફાંસીનું લાંકડું તેમનાં માથાં સંઘરે છે ને?

રાજકુમારઃ ફાંસીનું લાકડું! હાય! તેમના આત્માઓ તો ક્યારના ય તમે હણી દીધા છે, હવે તેમના શરીરો હણો એટલે બસ...

ઝારઃ ઉધ્ધત છોકરા! ખબર નથી તને કે રશીયાનાં રાજાધીરાજ કોણ છે?

રાજકુમારઃ ના. હું તો માનું છું કે ઇશ્વરી કૃપા વડે લોકો જ અત્યારે રાજ્ય કરી રહ્યા છે, તમારે તો તેમની એક ભરવાડની જેમ રખેવાળી કરવી ઘટે છે. કોક ભાડુતીઆ સૈનીકની જેમ તમે તો તમારી જવાબદારી છોડી ન્હાસી ગયા, અને આ અમલદારો રૂપી હીંસક વરૂઓ તેમના પર છોડી મુક્યાં...

ઝાર: એને અહીંથી લઇ જાવ! મ્હારી આગળથી તેને ખસેડી દો!

રાજકુમારઃ ઇશ્વરે તેમને બોલવા જીભ દીધી છે—તમે ઇચ્છો છો કે ક્યારે તેને વાઢી લઇએ જેથી તેઓ તેમનાં દુઃખ મુંગે મ્હોંએ સહ્યે જાય, તેમની કારમી વ્યથાઓ વણ બોલ્યે ખમ્યાં કરે...પરંતુ તમે ભુલો છો

કે છભ જતાં ઇશ્વરદત્ત હાથ પણ તેમની કને છે, જે વડે તેઓ શું શું કરી બેસશે...સર્વત્ર હીંસા તથા સંહર પ્રવર્તાવી રહેશે! નીરવધી કષ્ટ વેઠતી આ દુઃખી મહારાજ્યની પ્રજામાંથી જરૂર એક હીંસક બાળક જન્મી રહેશે, જે જરૂર તમારા સર્વના પ્રાણ હરશે......

ઝારઃ શું? શું?

રાજકુમારઃ એ બાળકનું નામ વીપ્લવ છે, ક્રાન્તી છે, જ્વાલા છે, શકિત છે, સંહાર છે...

ઝારઃ (ઉછળીને) દાનવ! ખુની! મ્હારી સમક્ષ ઉભી મ્હારા સામું આ બધું બોલતાં તને લાજ નથી આવતી?

રાજકુમારઃ લાજ શાને? હું જાતે જ એક વીપ્લવવાદી છું ને (પ્રધાનમંડળ અન્યોન્યના સામે ચકીત દ્રષ્ટિએ જોઇ રહે છે)

ઝારઃ વીપ્લવવાદી! વીપ્લવવાદી! દુધ પાઇને જ ત્યારે મેં આ સર્પને ઉછેર્યો,? ભાઇ ભાઇ કરીને જ ત્યારે મેં આ કુળમાં રાજદ્રોહી ઉત્પન્ન કર્યો? પ્રીન્સ પોલ, ઓ રશીયન મહારાજ્યના મુખ્ય સેનાધીપતી, પકડો આ રાજકુમારને કેદ કરો એને!

પ્રધાનોઃ પરહેજ કરો રાજપુત્રને!

ઝારઃ વીપ્લવવાદી! મ્હારો જ પુત્ર વીપ્લવવાદી! ભલે ત્યારે તેમની જેમ તુંય સનાતન જેલમાં સડયા કર હવેઃ તેમની જેમ તુંય કન્ટાઇ કન્ટાઇને મરણ શરણ થઇ રહે, હવે...

પ્રીન્સ પેટ્રોલીઆઃ મરણ શરણ!

ઝારઃ સદાય રશીયાનાં સંતાનો પર શાપના વર્ષાદ વર્ષો રહો! આવા કુપુત્રની ઉત્પત્તી કરનાં લગ્નો જ રશીયામાં હવાં નહીવત્ થઇ રહો! પકડો એને પરહેજ કરો, કેમ સાંભળો છો ને!

પ્રીન્સ પેલઃ રાજકુમાર મહારાજા ધીરાજના હુકમને વશ થઇ તમારી તલવાર હું પાછી માગું છું....

[રાજકુમાર તે દઇ રહે છે–પ્રીન્સ પોલ તેને મેજ પર મુકે છે]

મુર્ખ નાદાન છોકરા! આ રીતે વીપ્લવવાદી ન બનાય! જીભને વશ રાખતાં ક્યારે શીખીશ? રાજમહેલમાં આવી મીથ્યાભીમાની શુરવીરતા ન ચાલે!

ઝારઃ (રાજકુમાર સામે એક દ્રષ્ટી રાખી ખુરશીમાં ધબ્બ લઇ પડે છે): ઓ ભગવાન!

રાજકુમારઃ લોકગણને ખાતર મ્હારૂં મરણ થતું હોય તો ભલે તેમ થાવઃ હું તેને માટે તૈયાર છું. એક વીપ્લવવાદી જીવ્યો હોય શું વા મર્યો હોય શું?

પ્રીન્સ પોલ (સ્વગત): અરે એક જ એવા વીપ્લવવાદીને મ્હારે ઘણું ઘણું કહેવાનું છે...

રાજકુમારઃ જે મહાન બીરાદરી સંસ્થાનો હું સભ્ય છું તેમાં તો મ્હારા સમા હજારો ને લાખો નૌજુવાનો છે–અરે, મ્હારા કરતાં વધારે પાવરધા ને શકતીસંપન્ન! (ઝાર ચોંકે છે–મુંઝે છે) સ્વાતંત્ર્યનો સીતારો ક્યારનોય અવનીતળમાં ઉગી ગયો છે–અને દુરથી લોકશાહીનાં ઘોડાપુર ગર્જતાં હું સુણી શકું છું—જેમાં તમારાં ન્હાનાં મોટાં જુલ્મી રાજ્યો, શાહીવાદના ખડકલા સમાં ડુબી જશે, તણાઇ જશે, નષ્ટ થઇ જશે,.....

પ્રીન્સ પોલઃ (પ્રીન્સ પેટ્રોલીયને): ત્યારે તો અત્યારથી આપણે ચેતીએ, ને તરતાં શાખી લઇએ....

રાજકુમારઃ પીતાજી! રાજાધીરાજ! રશીયન મ્હારાજ્યોના પ્રભુ! હું મ્હારી ખાતર આ સૌ નથી કહેતો, મ્હારી જીંદગી બચાવવાની ખાતરઃ પરંતુ મ્હારા બંધુઓની, લોકગણોની જીંદગીને માટે હું આ દલીલ કરી રહ્યો છું.

પ્રીન્સ પોલઃ (તીખાશથી): રાજકુમાર, તમારા બંધુઓ લોકગણોને પોતાના જીંદગીથી સંતોષ નથી, તેમને તો પોતાના પાડોશીઓની જીંદગી જોઇએ છે.

ઝારઃ (ઉભા થઇ): હાય! આ ભયના રાજ્યમાં રહેવાથી હું સાવ કંટાળી ગયો છું... બસ, હવે મ્હારાથી લગીરે ત્રાસ નહીં વેઠી શકાય. આ જ ક્ષણથી સારીય મ્હારી પ્રજા સામે યુધ્ધ જાહેર કરૂં છું—જે યુધ્ધ તેમને વીનાશને મુખ હોમી રહેશે. જેમ મ્હારી સામે તેમણે કર્યું છે, તે જ રીતે હુંય તેમના વીરૂધ્ધ વર્તીશ—તેમનો કચ્ચરઘાણ કરી નાંખીશ—તેમને પીલી નાંખીશ–પીસી નાખીશ–વાતાવરણમાં તેમનાં અસ્થીને માંસ વેરી રહીશ. પ્રત્યેક ઘરમાં આજથી એક એક છુપો દુત વસશે, એક એક પ્રજાદ્રોહી દેખાશે; પ્રત્યેક ગામમાં એક એક જલ્લાદ વસશે, પ્રત્યેક ચૌટે ને ચોરે વધસ્તંભો દેખાશે. પ્લેગ, કહોડ, જ્વર, એ સર્વ વ્યાધીઓ મ્હારા કૃતાન્ત ક્રોધ આગળ સાવ તુચ્છ ને નીર્માલ્ય જણાશે. પ્રત્યેક સરહદ કબ્રસ્તાન બનશે, પ્રત્યેક પ્રાન્ત જેલખાનું થશે, પ્રત્યેક દેવાલય ખડગના ખણખણાટે ગાજી રહેશે. સમસ્ત રશીયામાં મ્હારે શાન્તી જોઇએ છે—પછી ભલે તે શાન્તી મૃત્યુની હો–મૃતજનોની હો. કોણે કહ્યું હું બાયલો છું?–કોણ બોલ્યું હું ભયભીત છું? જુઓ, જુઓ, આ પ્રમાણે સારા ય એ લોકગણને મ્હારા પગ નીચે છુંદી નાખીશ. (રાજકુમારના મેજ પર પડેલ ખડગ લે છે, ને તેના પર પગ ટેકવે છે)

રાજકુમારઃ પીતાજી, ચેતજો હોં—જે ખડગ પર પગ ટેકવો છો તે તમને ઘાયલ ન કરે. લાંબો કાળ થયાં લોકગણ સૌ સહન કરી રહ્યા છે–સર્વ પ્રકારનાં કષ્ટ વેઠી રહ્યા છે, પણ તેમનો ય એક દીવસ આવે છે–જે કાળે વૈરના પુકારો અવની ને આકાશ ભેદતા સુણાઇ રહેશે, જે કાળે સર્વત્ર રક્તભીના હાથ ને રક્તભીની નદીઓ વહેતી પ્રત્યક્ષ થશે....

પ્રીન્સ પોલઃ હા, હા, મને ખબર છે; મને ખબર છેઃ લોકગણ હંમેશ લક્ષ્ય ચુકે છે—કંઇ ને કંઇ તેમાં ક્ષતી ને ત્રુટી તો રહેવા પામે છે જ.

રાજકુમારઃ એવા ય પ્રસંગો આવે છે જેમાં એ લોકગણ પરમાત્માના પોતાના અમોઘસાધનો જેવા વર્તે છે....

ઝારઃ—અને જ્યાં રાજાઓ એ જ પરમાત્માના પ્રેર્યા પ્રજાહન્તા સમા પ્રવર્તે છે, હાય! હાય! મ્હારો જ પુત્ર મ્હારી વીરૂધ્ધ પોકારી રહ્યો છે! મ્હારાં જ રૂધીર માંસનો બનેલો મ્હારી સામે આવી રક્તશોષણી વાણ ઉચ્ચારી રહ્યો છે! લઇ જાવ એને–મ્હારી સામેથી એને ઉઠાવી લ્યો!–બોલાવો, મ્હારા રક્ષકોને બોલાવી રહો, અને આ ચાંડાળ પુત્રને ઉંડેરા એક અંધારઘેર્યા ભોંયરામાં કેદ કરી રહો... (રાજરક્ષકો આવે છે, ને રાજપુત્રને પકડે જ કરે છે) ના, ના, છોડી દો તેને...મુકી દોઃ રક્ષકોનો મને વીશ્વાસ.

નથી. સર્વ તેઓ વીપ્લવવાદીઓ છે! તેઓ તેને ન્હાસવા દેશે. અને પછી તે મ્હારા પ્રાણ હરશે... હું જ, હું જ એને ભોંયરાની વાટે લઇ જઇશ. હું, ને તું—પ્રીન્સ પોલ. મને ખાત્રી છે કે તને ય મ્હારી જેમ દયા નથી. તું ય મ્હારી જેમ લોકગણનો પ્રેમી નથી. પણ, હાય...હાય! મ્હારો જ પુત્ર મ્હારી સામે! કેવું વીચીત્ર! કેટલું દુઃસહ! સારૂં ય વાતાવરણ મને રૂંધે છે—મુંઝવે છે...જાણે હમણાં હું મુર્છીત થઇ જઇશ એમ લાગે છે—જાણે કોક મ્હારી ડોક મરડી નાંખતું લાગે છે. અરે, ખોલી દો—ખોલી દો સૌ દ્વાર. અને તું તું જતો રહે, મ્હારી દ્રષ્ટીથી દુર થઇ રહે. તારી હાજરી મને અસહ્ય લાગે છે. અરે પણ થોભો—થોભો! (જાતે જ દ્વાર ઉઘાડે છે, ને બ્હાર અટારીમાં ઉભે છે)

પ્રીન્સ પોલ: (ઘડીયાળ જોઇ): ખરેખર ખાણું ખરાબ થઇ ગયું આજ! અને ઉપરાંત આ રાજનીતી તેમ આ વડા રાજપુત્રો કેટલા ને કેવા ત્રાસક હોય છે વારૂ!

અવાજ (બ્હાર મહોલ્લામાં):
રક્ષ દેવ તું લોકગણો!
(ઝાર વીંધાય છે, અને ખંડમાં ખેલાન થઇ પડે છે)

રાજકુમાર (રક્ષકો કનેથી છુટી આગળ ધસી આવે છે): પીતાજી!

ઝાર: ખુની! ખુની! તેં જ આ કર્યું? ખુની।
(ઝાર મરણ પામે છે)

પડદો પડે છે

# અંક ત્રીજો

પહેલા અંકની જેમ કાનરીયું. વીપ્લવવાદીઓ એક પછી એક પ્રવેશે છે. ઝાર આગળ ઉઘાડી તલવાર લઇ પીળા વસ્ત્રોમાં એક મનુષ્ય ઉભેલ છે.

પ્રેસીડન્ટ: સમય શો થયો વારૂ?
પહેલો વીપ્લવવાદી: સમય પ્રહારનો—
પ્રેસીડન્ટ: દીવસ?
બીજો વીપ્લવવાદી: ફના થવાનો.
પ્રેસીડન્ટ: માસ?
ત્રીજો વીપ્લવવાદી: સ્વાતંત્ર્યસીધ્ધીનો.
પ્રેસીડન્ટ: કર્તવ્ય?
ચોથો વીપ્લવવાદી: આજ્ઞાને તાબે થવું.
પ્રેસીડન્ટ: ધર્મ?
પાંચમો વીપ્લવવાદી: પ્રેસીડન્ટ, મને ખબર નથી ધર્મ બર્મ તમારે છે કે નહીં તેની.
વીપ્લવવાદીઓ: જાસુસ! છુપો દુત! બુકાની છોડી દો! જાસુસ!
પ્રેસીડન્ટ: દ્વાર સૌ બંધ કરો. નીહીલીસ્ટ વીનાના બીજાઓ અહીં હાજર છે.
વીપ્લવવાદીઓ: મારો એને! હણો! કાપી નાખો! (બુકાની બાંધેલ વીપ્લવવાદી બુકાની છોડી નાખે છે.) અરે, આ તો પ્રીન્સ પોલ! મરનાર ઝારનો મુખ્ય પ્રધાન!
વીરા: સેતાન! તું અહીં આ સીંહની ગુફામાં કયાંથી આવી ચડયો?
વીપ્લવવાદી: મારો એને! કાપી નાંખો! વીંધી નાંખો એને!
પ્રીન્સ પોલ: મને લાગે છે આપ સૌ વધુ પડતું સ્વાગત મને દઇ રહેલ લાગો છો?

વીરાઃ સ્વાગત! ભાલા ને તરવાર વીના બીજું કયું સ્વાગત ત્હારે માટે હોઇ શકે છે, વારૂ?

પ્રીન્સ પોલઃ મને ખબર નહતી કે તમે સૌ નીહીલીસ્ટો આવા પ્રકારના હશો. ઉંચામાં ઉંચી ને નીચામાં નીચી એવી સમાજમાં મેં પ્રવેશ ન કીધો હોત તો ભાગ્યે જ હું રશીઆનો મુખ્ય પ્રધાન બની શકયો હોત.

વીરાઃ પણ વાઘ પોતાનો સ્વભાવ બદલે શું?–સર્પ પોતાનું ઝેર ત્યાગે શું?...પણ, કહે, કહે, તો તું લોકપ્રેમી થયો છે શું?

પ્રીન્સ પોલઃ પ્રભુ મ્હારા! ના, ના,! શેં જુઠ્ઠું બોલું? ઉપરાંત વસ્તુતઃ તો હું લોક સમસ્તને ધીક્કારૂં છું......

પ્રેસીડન્ટઃ તો પછી વીપ્લવવાદીઓ કને શા માટે વલખાં મારતો આવેલ છે તું?

પ્રીન્સ પોલઃ હું તો તેમની કને મહાન ક્રાન્તી કરાવવા ઇચ્છું છું.

પ્રેસીડન્ટઃ પણ શા માટે?

પ્રીન્સ પોલઃ મ્હારે કશું જ ન્હાવા નીચોવવાનું નથી માટે સ્તો. પેલા ભેજાગેપ નાનકડા ઝારે મને નાળીએર આપ્યું ને દેશનીકાલ કર્યો......

વીરાઃ સૈબીરીઆ મોકલ્યો?

પ્રીન્સ પોલઃ ના પારીસ. તેણે સૌ જ મ્હારી માલ મીલકત જપ્ત કરી દીધીઃ મ્હારા માણુસો, નોકરો, રસોઇયાઓ સૌ જ તેણે ઝુંટવી લીધાં–સીવાય કે મારી પદ્વીઓ. અને હવે તે પદ્વીઓ ય શા કામની? વીના સત્તાની પદ્વાઓની કીમંત કોણ કરે? મ્હારે આ સૌનું વેર લેવું છે. વેર...વેર......વેરને હું ઝંખી રહ્યો છું......

પ્રેસીડન્ટઃ તો તો તું અમારામાંનો એક થઇ શકે છે. અમે પણ એ વેરની ખાતર જ હમેશ મળીએ છીએ....

પ્રીન્સ પોલઃ અલબત, તમારે પૈસાની જરૂર છે, નહીં? વીપ્લવને માટે પૈસા તો જોઇએ જ જોઇએ. [ટેબલ પર પૈસાની થેલીઓ ગબડાવે છે] દેર દેર તમે જાસુસો રાખેલ છે જે તમને જોઇતી માહીતી પાકતી રહે—પણ મ્હારા જેવા સારા ય રશીઆની બદીઓ જાણતો તમને કોઇ સાચો જાસુસ નહીં મળ્યો હોય હજી–કારણ, એ બદીઓનો–કર્તા હું પોતે જ છું...

વીરાઃ પ્રેસીડન્ટ, મને આ માણસનો જરા ય ભરોંસો નથી પડતો. એના જેટલો રશીઆને બીજા કોઇએ ત્રાસ નથી દીધો–એને આમ સહીસલામત જવા દેવો ઠીક નથી....

પ્રીન્સ પોલઃ વીરા બહેન, હું જરૂર તમને બહુ જ ઉપયોગી થઇ પડીશ. માનો, મને માનો એમ ન હત તો હું આ જોખમ ખેડવા અહીં આવ્યો જ ન હત.

પ્રેસીડન્ટઃ તે ખરૂં છે, વીરા; આપણામાં આમ તે ભળ્યો જ ન હત.

પ્રીન્સ પોલ (સ્વગત): ના; એ જોખમ ખેડવા તો મેં મ્હારા કોઇ અંગત મીત્રને મોકલ્યો હોત.

પ્રેસીડન્ટઃ ઉપરાંત, વીરા, આ એક જ મનુષ્ય આપણને સાચી ખબર સુણાવી રહેશે...હા, આજ રાતે કરવા ધારેલ આપણા કૃય સંબંધી.

વીરાઃ ભલે તમે ઇચ્છો તેમ:..

પ્રેસીડન્ટઃ બંધુઓ, તમારી ઇચ્છા છે કે પ્રીન્સ પોલ આપણામાં સામેલ થઇ રહે, ને વીપ્લવવાદીઓને છાજતા શપથ લઇ રહે?

વીપ્લવવાદીઓ: હા. હા.

પ્રેસીડન્ટ (હાથમાં તલવાર તથા એક પત્ર લઇ): પ્રીન્સ પોલ, કાં તો આ પત્ર પર સહી કરો, કે આ તલવાર નીચે ડોકું નમાવી લો......

પ્રીન્સ પોલ (સૈતાની હાસ્ય હસતો): હજારના ડોકાં એ તલવાર નીચે નમાવું ત્યારે હું ખરો...

(પત્ર લે છે)

પ્રેસીડન્ટ: યાદ રાખજો, પ્રીન્સ પોલ, કે જરાકેક અમારી સાથે છળકપટ રમ્યો કે ગમે ત્યાં લોઢાની કોઠીમાં ભરાયો હઇશ તો ત્યાંથી ય તને ઘસડી લાવી ત્હારૂં વૈર લીધા વીના તને સહીસલામત નહીં રહેવા દઇએ. વીપ્લવવાદીઓ જેમ તેમના મીત્રોને ભુલતા નથી, તેમ તેમના દુસ્મનોને માફ પણ નથી કરતા......

પ્રીન્સ પોલ: ખરેખર? મને ન્હોતી ખબર કે આવડા શા તમે સૌ સુસંસ્કૃત હશો......

વીરા (ખંડમાં આંટા મારતી): એ કાં નથી અહીં હજી? મુગટ તો તે નહીં જ ધારણ કરી રહે. મને તેની પુરી ખાત્રી છે...

પ્રેસીડન્ટ: સહી કર. (પ્રીન્સ પોલ પત્ર પર સહી કરે છે) તેં જણાવ્યું અમારે કાંઇ ધર્મ જેવું છે જ નહીં કેમ? પણ તેમાં તું ખોટો છે. લે, વાંચ આ.

વીરા: પ્રેસીડન્ટ, આ ઠીક નથી થતું—ઠીક નથી થતું આ તો બહુ જ ભયાનક થાય છે. આવા માણસને લઇને આપણે શો લાભ ખાટવાના છીએ જે?

પ્રેસીડન્ટ: આપણે તેને આપણા સ્વાર્થને માટે જ ઉપયોગમાં યોજીશું....

વીરા: અને પછી?

પ્રેસીડન્ટ (ખંભા ઉંચા કરી): પછી? પછી તેને ગળે ફુચો દઇ રહીશું...

પ્રીન્સ પોલ (વાંચતો): "માનવતાના હક્ક ને અધીકાર!" જુના જમાનામાં મનુષ્યો પોતાના હક્ક પોતાની મેળે જ જીવતાં મેળવી રહેતા, જ્યારે હવાં તો પ્રત્યેક બાળક જન્મતાં સાથ જ પોતાના હક્ક શાં છે તે સમજીને જ અવતરે છે.

"કુદ્રત દેવાલય નથી, પરંતુ તે તો કાર્યાલય છે: એમાં કામ કરવાનો અધીકાર અમારો છે..." તો હું ય મ્હારા હક્ક એ સાર્વજનીક અધીકારમાં સમર્પી રહું છું...

વીરા (ખંડમાં આંટા મારતી): અરે, ..નહીં જ આવે તે શું? નહીં જ આવે?

પ્રીન્સ પોલ: "સામાજીક ને સામ્યવાદી એકતાની વીઘાતક કુટુમ્બ સંસ્થાનો ધ્વંસ હો!" બરાબર, પ્રેસીડન્ટ, તમારા આ પાંચમા કાનુનને હું સંપુર્ણ સમ્મત છું (બહાર ત્રણ ટકોરા પડે છે.)

વીરા: આવ્યો, એ એલેકસીસ આવ્યો અન્તે!

(માઇકલ પ્રવેશે છે)

પ્રેસીડન્ટ: નૃપહન્તા માઇકલ! બંધુઓ, ઝારને ઠાર કરનાર આ માઇકલને આપણ સૌ સ્વાગત દઇ રહીએ...

વીરા (સ્વગત): અરે આવશે હજી ય તે...

પ્રેસીડન્ટ: માઇકલ, રશીઆને તેં બચાવ્યું...

માઇકલ: જુલ્મી ઝાર હણાતાં ક્ષણેક રશીઆ સ્વતંત્રતાના આનંદ ભોગવવા લાગ્યું, ત્યાં તો સ્વતંત્ર્યનો તેનો સુર્ય અસ્ત થઇ ગયો,......

પ્રેસીડન્ટઃ જુલ્મી રાજાની જડ તેની ઉખેડી નથી હજી...

માઇકલ (હાથમાં છરી ઉચકી) : એક જ વધુ ઘાની જરૂર છે હવે—અને પછી એ જુલ્મનો અંત......

વીરા (સ્વગત): એક જ વધુ ઘા! એનો શો અર્થ, વારૂ? અરે, અરે, શા માટે તે હજી આવ્યો નથી અહીં? એલેકસીસ! એલેકસીસ!...

પ્રેસીડન્ટઃ પણ તું કેવી રીતે ભાગી છુટયો, માઇકલ? મેં તો સાંભળ્યું હતું કે તને તેઓ પકડી ગયા...

માઇકલઃ શાહી સીપાહીના પોશાકમાં હું સજજ હતો, એટલે મને કોઇ વતી ન શક્યું. ઉપરાંત નગરદ્વાર બંધ થયાં તે પહેલાં હું ભાગી છુટયો.

પ્રેસીડન્ટઃ કેવી સુન્દર તક તને મળી ગઇ કે ઝાર જાતે જ બ્હાર છજામાં આવી સ્હડયા?

માઇકલઃ તક? તક જેવું કશું છે જ નહીં. ઇશ્વરે જ તેને એ બાજુએ મોકલ્યા...

પ્રેસીડન્ટઃ અને આ છેલ્લા ત્રણ દીવસથી તું ક્યાં હતો, વારૂ?

માઇકલ: ધર્મગુરૂ નીકોલાસના ઘરમાં છુપાઇ રહ્યો હતો હું...

પ્રેસીડન્ટઃ નીકોલાસ પ્રમાણીક નીવડયો ખરો...

વીરા (સ્વગત): ઓ પ્રભુ! તે નહીં જ આવે શું? એલેક્સીસ! શું તું દ્રોહી નીવડયો...?

માઇકલ (પ્રીન્સ પોલને જોઇ) : અરે, આ કયાંથી અહીં? શયતાનીયતનું ખોળીયું? વીરા, બ્હા, વીરાનું જ એ કૃત્ય હોવું જોઇએ...તેણે જ આ સર્પને મઝેથી અહીં શીશામાં ઉતાર્યો હશે...

પ્રેસીડન્ટઃ પ્રીન્સ પોલે હમણાં જ શપથ લીધા...

વીરાઃ યુવાન ઝાર એલેકસીસે તેને દેશપાર કર્યો છે.

માઇકલઃ તો ઠીક, આપણે તેને કોઇપણ ઘાતકી કાર્યમાં યોજી લઇશું...તેમાં તો તે પ્હેલેથી જ કુશળ છે ને?

પ્રીન્સ પોલ (માઇકલની કને જઇ): કામરેડ આબાદ એ ગોળી બહાર હતો ત્હારો...

માઇકલઃ હા તેનું કારણ છે...બહુ જ લાંબા કાળનો—છેક ન્હાનપણનો મને તેનો મહાવરો છે...

પ્રેસીડન્ટઃ પ્રીન્સ પોલ, તમને આ નવીન અનુભવ જણાતો હશે...કારણ અમે અહીં પરસ્પર સત્ય જ બોલીએ છીએ...અને તમને કેમ લાગે છે તે?

પ્રીન્સ પોલઃ મને? મ્હારે માટે તો બે જ નિર્માણ હતાં: કાં તો મુખ્ય પ્રધાન-પદ—અથવા વીપ્લવવાદીત્વ: પ્હેલું જતાં આ બીજું મ્હારે માટે રહ્યું, અને મને તે મુબારક છે...

વીરાઃ ઓ પ્રભુ હજી ય તે નહીં આવે શું? બાર ટકોરા હમણાં વાગશે... નહીં જ આવે? તે નહીં જ આવે હજી?

માઇકલઃ (પ્રેસીડન્ટને એકલાને): પ્રેસીડન્ટ, જાણો છો, આપણે હવાં શું કરવું જોઇએ છે? એક જ વસ્તુ પ્રજાસત્તાક રાજ્યને સ્થાપવા માટે હવે જરૂરની છે...અને તે એ કે આવતી કાલનું સ્હવાર પ્રકટે તે પ્હેલાં નાનકડા ઝારને હણવો...નહીં તો એક બે નજીવા સુધારા તે પ્રજાને આપી બેસશે, ને લોકગણ તેના તરફ આકર્ષાશે......

પ્રીન્સ પોલઃ બરાબર છે. ત્હારૂં કહેવું સાવ બરાબર છે. ભલા રાજાઓ લોકશાહીના કટ્ટા શત્રુઓ છે, અને મને દેશપાર

# આર્થિક અંધાધુંધી

: લેખક :

અર્થશાસ્ત્રી

**આજની આર્થીક અંધાધુંધી અને તેના નીવારણના માર્ગની મીમાંસા**

શાન્તીના આ સમયમાં ૧૯૩૦ ની આખી દુનીઆને ઘેરી રહેલી આર્થીક અંધાધુંધીનો કરી જડે એમ નથી. માલના ભાવોમાં અત્યારના અસાધારણ ઘટાડામાંથી દુનીઆનો કોઇ ભાગ બચ્યો નથી. ખેતીપ્રધાન દેશોમાં ઘરાકીના અભાવે માલના ડુંગર ખડકાયા છે; અને તેથી તેમની ખરીદશક્તી તદ્દન ઘટી ગઇ છે અને ખેડુતો કરજના ભાર નીચે કચરાઇ રહ્યા છે. ઉદ્યોગપ્રધાન દેશોમાં બેકારોનો રાફડો ફાટ્યો છે અને તેની સંખ્યામાં રોજ ઉઠીને વધારો થતો જાય છે. દુનીઆના ત્રણ મુખ ઔદ્યોગીક દેશોમાંજ સાથે મળીને બેકારોની સંખ્યા એક કરોડ ચાલીસ લાખથી વધારે છે. ગમે તે ધોરણે તપાસીએ તો પણ જગતમાં ઔદ્યોગીક ઉત્પાદનનું પ્રમાણે બેહદ ઘટી ગયું છે તે સ્પષ્ટ દેખાઇ આવે છે. દુનીઆના મુખ્ય મુખ્ય દેશોમાં પરદેશો સાથેનો વપાર ૨૦ થી ૨૫ ટકા એક વરસની અંદર ઘટી જાય એ આટલા મોટા પ્રમાણમાં જગતમાં કદી નહી બનેલો એવો બનાવ છે. અને જુદા જુદા દેશોનાં અંદાજપત્ર પર તેની જે અસર થઇ છે તે ચોંકાવનારી છે.

જેમ દુનીઆના બીજા દેશો તેમ બ્રીટન પણ આ આર્થીક તુફાનમાંથી બચી નથી શક્યું. અને તે ઉપરાંત તેને પોતાની ખાસ કેટલીક મુશ્કેલીઓ પણ છે. બ્રીટનના નાણાંખાતાના તબીબ મી. સ્નોડનને આ બીમારીનો ખ્યાલ છે અને તે દુર કરવાને માટે કેટલીક રામબાણ દવાઓ યોજવાની યોજનાઓ તે ઘડી રહયો છે. પણ જો તે વહેલી તકે સમજી જાય તો સારૂં કે આ આંતરરાષ્ટ્રીય દરદ ઇંગ્લંડને આકરી દવા આપીને પણ તે મટાડી શકશે નહી. અથવા કૃત્રીમ રીતે ઉભા કરેલા જકાતી કીલ્લામાં ભરાઇ બેસી, જ્યારે દુનીઆ આખીનાં બજારો નીચે ગગડતાં જાય છે ત્યારે પોતાના માલના ઉંચા ભાવો ટકાવી રાખવામાં તે કદી સફળ થઇ શકશે નહી. તેથી આવા કોઇ અકુદરતી માર્ગનો આશરો લેવા કરતાં, આપણી આસપાસની સ્થીતીનો ખ્યાલ કરી, આર્થીક અવનીતીના ખાડામાં દુનીઆ આખી શાથી હડસેલાઇ રહી છે તેનો વીચાર કરી, તેમાંથી બહાર નીકળવાની કોઇ આશા છે કે કેમ એવો સવાલ આપણી જાતને પુછવો પડે છે.

આના અગત્યના સવાલોમાંનો મુખ્ય સવાલ એ છે કે, માલના ભાવ આટલા બધા કેમ ઉતરતા જાય છે? આનાં કારણો ત્રણ હોઇ શકેઃ કાં તો દુનીઆની જરૂરીઆતના કરતાં માલ વધારે ઉત્પન્ન થતો હોય; અથવા, ઉત્પાદનના ક્ષેત્રમાં અવ્યવસ્થા અને અરાજકતા ઘર કરી બેઠી હોય; અથવા તો, જગતની નાણાંની વહેવારપધ્ધતી ભાંગી પડી હોય. આ ત્રણમાંથી કયું અથવા કયાં કારણોને લઇને આ વસમી દશા દુનીઆ વેંઢારી રહી છે તે જાણવું ઘણુંજ જરૂરનું છે.

જો પ્રમાણ વીનાનું ઉત્પાદન, સ્વચ્છંદી જકાત ધોરણો અને કૃત્રીમ રીતે ભાવો ઉંચા રાખવાની એવી બીજી યોજનાઓ કારણરૂપ હોય તો તેમાંથી છુટા થતાં બહુ વાર લાગશે. કારણકે બહુજ પ્રગતીશાળી દેશોમાં પણ મ ણસોને એક ધંધો છોડાવી બીજા ધંધામાં વાળતાં બહુ વાર લાગે છે; અને જે દેશ કે જીલ્લામાં માત્ર એક કે બે ધંધાઓ સારા ચાલતા હોય ત્યાં તે ધંધો અટકાવી નવો ધંધો ઉભો કરવામાં તેના વતનીઓને અપાર હાડમારી વેઠવી પડે. જો એવી સ્થીતીમાં જેટલા પ્રમાણમાં નાણાંનીજ ઉથલપાથલ કરવાથી ફેરફાર થઇ શકે તેમ હોય તેટલા પ્રમાણમાં આ સ્થીતી વધારે સહેલાઇથી સુધારી શકાય.

આ સ્થીતીને માટે અત્યારની નાણાં પધ્ધતીજ જવાબદાર છે એમ માનવું ભુલભરેલું છે; પણ સોનું અને નાણાં પધ્ધતી એ સ્થીતી માટે જરા પણ જવાબદાર નથી એમ કહેવું પણ નીરર્થક છે. એ વાત ખરી છે કે પ્રાથમીક અને ઔદ્યોગીક એમ બન્ને ક્ષેત્રોમાં લડાઇની પહેલાના વખત કરતાં પણ ઉત્પાદન અત્યારે વધારે થાય છે, પણ તેથી લડાઇ પહેલાં જે ભાવો હતા તેવા થઇ જવા જોઇએ એવી સીધી દલીલ કરવી અસ્થાને છે. ગયા સૈકા દરમ્યાન એવી પણ ઘટનાઓ બે વખત બની ગઇ હતી કે ખેતીનું તેમજ ઔદ્યોગીક ઉત્પાદન કુચકદમ આગળ વધતું હતું અને તે સાથે ભાવો પણ ચડયે જતા હતા અને આમ લાંબા વખત સુધી બન્યું હતું. કીમતના પ્રમાણ પર ભાવોનો ઘણો આધાર છે અને છેલ્લાં મહાયુધ્ધ પછી બેંકીંગ અને હુંડીઆમણની પ્રથાઓમાં જે ફેરફાર કરવામાં આવ્યો છે તે એમજ બતાવી આપે છે કે ભાવો નક્કી કરવાનું ધોરણ અત્યારે સમુળગું બદલાઇ ગયું છે. જ્યાં આર્થીક અને નાણાંવીષયક નીતીનું એક ધોરણ નથી એવી આ દુનીઆમાં સોનાની કીંમત પર અંકુશ મુકી શકાય નહી એમ દલીલ કરવાથી કંઇ એ નક્કી નથી થતું કે માલના ભાવ તો "કુદરતી" રીતે બંધાય છે. ૧૯૩૧ માં ભાવોનું જે ધોરણ છે તેમાં ફેરફાર ન થઇ શકે એવું કંઇજ નથી.

આ રીતે વીચાર કરી જોતાં આપણી સામે બીજો અગત્યનો સવાલ ઉભો થાય છે. લડાઇ પહેલાંનો વેપારનો ઇતીહાસ આપણે તપાસી જોઇએ તો આપણને મા લુમ પડશે કે અમુક અમુક વખતને અંતરે વેપારની દુનીઆમાં આવી ઓટ આ વ્યાજ કરે છે અને તેમાંથી મુસ્કેલીઓ ભોગવ્યા છતાં પણ નીકળી શકાય છે. એમ જણાય છે કે આવી ઓટમાં અમુક જાતની નીયમીતતા રહેલી છે. ત્યારે સવાલ એ થાય છે કે અત્યારની આર્થીક ઓટ એવી જાતની ઐતીહાસીક ઓટનું પુનરાવર્તન છે કે કેમ?

અથવા તો જગતનાં આર્થીક જીવન અને વ્યાપારી પધ્ધતીઓમાં વીપ્લવકારી ફેરફાર કરવોજ પડે એવી ઇતીહાસ સન્ધી આપણી સામે આવી લાગી છે?

જ્યાં સુધી દરેક પ્રજા એમ માન્યા કરશે કે જીવનનું ઉંચું ધોરણ જાળવવામાં ગોભો છે અને તે જાળવવા પોતપોતાનાથી બનતા દરેક પ્રયત્નો કર્યા કરવા, જ્યાં સુધી રશીયાની મહત્વાકાંક્ષા જીવતી છે અને તેનાં પાડોશીઓ હીંદ અને ચીનની આર્થીક દશા તદ્દન અચોક્કસ છે; ત્યાંસુધી દુનીઆના વેપારનું ભાવી કેવું થશે એ કહેવું તદ્દન અશકય છે. પણ જેમ આર્થીક ભરતીના વખતમાં માણસો એમ માન્યા કરે છે કે તે કાયમ ટકી રહેશે તેમ મુસ્કેલીના વખતમાં આવી સ્થીતીમાંથી છુટાશે નહી એમ પણ લોકો માને એ સ્વાભાવીક છે. અને વાસ્તવીક રીતે અત્યારની આ સ્થીતી પહેલાંની તેવી સંકડામણથી તદ્દન અળગી નથી. વળી લડાઇની પહેલાં જે આર્થીક ભરતીઓટ થતી તે ઘડીઆળનાં લોલકની માફક કંઇ ફેરફારો કર્યા વીના આવજા કર્યા કરતી એમ માનવું પણ નીરર્થક છે.

ઓગણીસમી સદીમાં આવી જાતની નાણાંભીડ જ્યારે આવતી ત્યારે તેને પહોંચી વળવા મહાન ફેરફારો જરૂર કરવા પડતા. વસ્તીનાં મથકોમાં, વેપાર પ્રથામાં, ખેતી અને ઉદ્યોગ એ સર્વમાં ખુબ ફેરફાર થતા. અત્યારે પણ આ નાણાંભીડને પરીણામે જગતના આર્થીક, ઔદ્યોગીક અને ખેતીના પ્રદેશમાં પણાજ ફેરફારો થશે એમાં જરા પણ શક નથી. અત્યાર સુધીમાંજ આ લોલક તદ્દન નીચે પહોંચી હવે ઉપર ચડવાનું થયું હોય એવાં ચીન્હો દેખાવા લાગ્યાં છે.

જ્યારે આમ છે ત્યારે આ આર્થીક સંકડામણ કઇ રીતે દુર થશે અને કયારે થશે તેનો વીચાર ખાસ કરવો જોઇએ. આ પ્રશ્નો એવા છે કે જેના ઉત્તરની આપણે માત્ર કલ્પના કરી શકીએ. પણ ભવીષ્યમાં ભાવનું ધોરણ કેવી રીતે નકકી થશે તે વીશે આપણે કંઇક ખાત્રીપુર્વક વીચાર કરી શકીએ. માલના ભાવમાં એકદમ ૨૦, ૩૦ કે ૪૦ ટકા સુધારો થશે કે સુધારો બહુજ ધીમે ધીમે થશે, એ પહેલાંથી વીચારીએ. હવે ધીમે ધીમે સુધારો થશે એમ ધારીએ તો તેની અસર એ થશે કે ખેડુતો, મજુરો અને છુટું કામ કરનારા નોકરીઆતો એ સહુના વેતનમાં ઘટાડો કરવોજ પડશે અને પ્રજાઓ પરના કરવેરાઓ અને પ્રજા કીય દેવાંઓ અને વ્યાજો તો જેમનાં તેમ ઉભાંજ રહેશે; અને હલકા પડેલા ભાવોના પ્રમાણમાં એ સ્થાયી રકમોની કીંમત ઘણીજ વધી જશે. હવે એ જાતનાં કરજોમાંથી મુકત થવાનો રસ્તો તો એકજ રહયો અને તે એજ કે કાં તો દેવું આપવાની સાફ ના પાડવી અથવા તો આડકતરી રીતે તે ઘટાડી નાખવાં. જે દેશોએ હુંડીઆમણના ભાવો ઘટાડી નાખીને પોતાનાં કરજો એ રીતે હળવાં કર્યાં છે તેઓની સ્થીતી બીજા દેશો કરતાં ઠીક રહી છે. બ્રીટનની અત્યારની મુશ્કેલી એજ છે. બ્રીટીશ પ્રજા દુનીયામાં સૌથી વધારે કરજદાર છે. પણ જો ભાવો પાછા સુધરશે નહી તો બધી કરજદાર પ્રજાઓ મુસ્કેલીમાં આવી પડશે. દક્ષીણ અમેરીકા જેવા દેશોમાં વેપારી કરજો જો કે આસ્ટ્રેલીઆ કરતાં ઓછાં છે, છતાં તે ઘણાં ભારે છે.

પણ હીન્દની સ્થીતી તો સહુથી ખરાબ છે અને તે ઉપરાંત હીન્દી સરકારનું બજેટ ભાવોના પ્રમાણમાં સુધારા ધીમે ધીમે કરે છે. તેથી જો થોડા વખતમાં વેપાર સુધરશે નહી તો તેના સામાજીક અને આર્થીક વીકાસને માટે અનીવાર્ય એવાં કોઇ. સાધનો મળવાં લગભગ અસંભવીત ગઇ પડશે.

જગતનો સૌથી માલેતુજાર દેશ યુનાઇટેડ સ્ટેટસ કે જેણે રાજ્યના પૈસે ત્યાંના ઉદ્યોગોને મદદ કરી છે તેની પણ ઘણી જાહેર સંસ્થાઓએ અત્યારે કરજ વહોર્યું છે.

ટુંકામાં, જો સમાન્ય જરૂરીઆતની સર્વ ચીજોમાં જથાબંધ અને છુટકના ભાવો એક સરખા નહી થઇ જાય તો દુનીઆને મહાન મુસ્કેલીઓમાંથી પસાર થવું પડશે અને તદન નવી પ્રકારની એવી સામાજીક આર્થીક અને નાણાંપ્રકરણી પુનર્ઘટના કરતાં પહેલાં દસેક વર્ષો સુધી સામાજીક અવ્યવસ્થા, બળવાઓ વગેરેમાંથી દુનીઆ આખીને પસાર થવું પડશે.

પણ નજીકના ભવીષ્યમાં ભાવો કંઇક ઠેકાણે પડશે એમ આશા રાખવાને કારણો છે. આમ માનવાને એક સબળ કારણ એ છે કે જે દેશોમાં મજુરીના ભાવોનું કોઇ ચોકકસ ધોરણ નથી ત્યાં પણ અત્યારે ગગડી ગએલા બજાર ભાવોની સાથે મેળવી શકાય એટલી હદે ઉત્પાદનનું ખર્ચ ઓછું કરવાની કોઇ શકયતા નથી. એટલે કે મજુરીના ભાવો અત્યારે એટલા હલકાં છે કે તેને ઓછા કરવાનું હવે ભાગ્યેજ બની શકે, અને અત્યારે ઘણો ખરો માલ ખોટમાં તૈયાર થાય છે તેથી નફાથીજ કામ કરનારા માણસો ધંધામાંથી હાથ ઉઠાવી લેશે, અને એ રીતે ભાવો પાછા ઠેકાણે આવી જશે. એટલે કે ઓછાં થતાં મુલ અને વધતા જતા ભાવો અર્ધે રસ્તે મળશે અને એ રીતે સમાનતા પાછી સ્થપાઇ જશે.

એટલે જો અત્યારની નાણાંપ્રથામાં યોગ્ય ફેરફાર કરવામાં આવે અને એક બીજા દેશની સરકારો પરસ્પર સંબંધોમાં ડહાપણ બતાવે [જો હુંડીયામણ, એંકો જકાત વગેરેમાં દેશના સ્વાર્થને મુકી જગતના સ્વાર્થની નીતી અખત્યાર કરવામાં આવે] તો અત્યારની સ્થીતી એવી કક્ષાએ આવી પહોંચી છે કે ભાવી છેક નીરાશાજનક નથી.

# બહિષ્કાર અને જનતાની જાગૃતિ

: લેખક :
માણેકલાલ એચ. વકીલ
એમ. એ., એલ્. એલ્. બી.

બ્રીટીશ માલના બહિષ્કારથી જનતામાં જાગૃતી આવવા ઉપરાંત એ માર્ગે પરદેશ તરફ વહી જતું અનર્ગળ નાણું અટકી પડયું હતું. તેના આંકડા અને હકીકતો લેખક અહીં રજુ કરે છે.

વીદેશી માલના બહીષ્કારની ઇ.સ. ૧૯૩૦ ની ચળવળે એ તો સફળતાપુર્વક સાબીત કરી આપ્યું છે કે તે ચળવળથી પ્રજાનું માનસ સામાજીક બહીષ્કાર કે અસહકારને માટે તૈયાર થાય છે, અને નાકરની લડત કે રાજકીય સ્વાતંત્ર્યની આડે આવતા અને જનતાના સામાન્ય હક્કો પર તરાપ મારવાના કાયદાકાનુનોના સવીનયભંગમાં તે અસહકાર પરીણમે છે. મહાસભાએ વીદેશી કાપડના બહીષ્કારની માંગ તો વર્ષોથી પુકારી હતી; પરંતુ સલુણા સત્યાગ્રહનાં આંદોલનોએ અને પીકેટીંગ સામેના ફતવાએ તે ઝુંબેશને વીરાટ રૂપ આપ્યું. પરીણામે બધાં વીદેશી કાપડનો નક્કર બહીષ્કાર થયો. બહીષ્કારની ખાસ અસર તો બ્રીટીશ કાપડ પર સખ્ત થઇ હતી. ૧૯૩૦ ના છેલ્લા ૭ મહીનાઓમાં આયાત કાપડની લંબાઇની ગણત્રીને હીસાબે હીંદમાં કાપડની આયાતમાં ૭૦ ટકાનો ઘટાડો જણાયો હતો.

૧ લી જુલાઇ ૧૯૩૦ થી ૩૦ મી નવેંબર ૧૯૩૦ સુધીમાં હીંદના જુદા જુદાં બંદરોમાં કેટલું વીદેશી કાપડ આયાત થયું હતું તે નીચેના આંકડાઓ પરથી ખબર પડે છે.

૧૯૩૦ ના જુલાઇથી નવેમ્બર સુધીમાં બ્રીટીશ હીંદમાં વીદેશી કાપડની આયાત.

(લાખ વારમાં)

| બંદર | ઇ. સ. ૧૯૩૦ | ઇ. સ. ૧૯૨૯ | ઇ. સ. ૧૯૨૮ |
|---|---|---|---|
| કલકત્તા | ૧૧૦૦ | ૩૩૭૦ | ૩૩૬૦ |
| મુંબઇ | ૪૭૦ | ૨૨૪૦ | ૨૨૧૦ |
| કરાંચી | ૪૫૦ | ૧૦૫૦ | ૧૭૦૦ |
| મદ્રાસ | ૨૭૦ | ૪૬૦ | ૪૧૦ |
| રંગુન | ૪૧૦ | ૫૫૦ | ૪૨૦ |
| કુલ | ૨૭૩૦ | ૭૬૮૦ | ૮૧૦૦ |

વીદેશી કાપડના આયાત કે પર પડેલા સખ્ત કાપનાં મુખ્ય ત્રણ કારણો છે.

૧ આખી આલમમાં પ્રસરેલી વેપાર મંદી. ૨ વીદેશી કાપડની આયાત પર વધારેલી જકાત અને ૩ મહાસભાએ જાહેર કરેલો વીદેશી કાપડનો બહીષ્કાર.

ઉપરનાં ત્રણ કારણોથી ઉભી થયેલી પરીસ્થીતીનો વીચાર કરતાં પ્હેલાં ૩૦ મી

જુન અને ૩૦ મી નવેંબર સુધીની આયાતના આંકડાઓની તપાસ જરૂરી છે. તેથી બ્રીટન અને જાપાન પર બહીષ્કારથી થયેલ અસરનો અંદાજ નીકળી શકશે.

**બ્રીટીશ હીંદમાં વીદેશી કાપડની આયાત.**

(લાખ વારમાં)

| | ૬ માસ. જુનની આખર સુધી. | ૫ માસ. નવેમ્બરની આખર સુધી. | ૧૨ માસ. ડીસેમબરની આખર સુધીના. | |
|---|---|---|---|---|
| | ૧૯૩૦ | ૧૯૩૦ | ૧૯૨૬ | ૧૯૨૮ |
| બ્રીટન | ૬૧૨૦ | ૧૭૧૦ | ૧૬૬૩૦ | ૧૪૭૨૦ |
| જાપાન | ૩૦૦૦ | ૯૧૦ | ૫૩૭૦ | ૩૦૦૦ |
| બધા દેશોનું કુલ | ૭૭૪૦ | ૨૮૧૦ | ૧૯૫૮૦ | ૧૯૪૦૦ |

૧૯૩૦ ના પહેલા પહેલા ૭ મહીનામાં બ્રીટન અને જપાનનાં માલની આયાત ૧૯૨૯ ના આખા વર્ષની આયાત કરતાં લગભગ અડધી હતી. એટલે કે જાન્યુઆરીથી ફેબ્રુઆરી સુધીમાં માલના ભાવમાં ૧૨ ટકાનો ઘટાડો થવા છતાં વેપાર મંદી કે વધારાની જકાતની આયાત માલના પ્રમાણ પર બહુ અસર થઇ ન હતી. એપ્રીલથી નવેંબર સુધીમાં માલના ભાવમાં ૧૯ ટકાનો ઘટાડો જણાયો હતો. ૧૯૩૦ માં આયાત કરેલ માલની કીંમતમાં ૩૦ ટકા ઘટાડો થયો હતો જ્યારે કપડની લંબાઇની ગણત્રીના દરે તેમાં ૩૫ ટકાનો ઘટાડો જણાયો હતો. ૧૯૩૦ ના જુનમાં વાઇસરોયે પીકેટીંગ સામેનો ફતવો કાઢ્યા પછીજ એ પ્રવૃતીનાં પુર ચડયાં હતાં તેમ કહી શકાય. તે પછીના ૭ મહીનામાં કુલ વીદેશી કાપડની આયાતમાં ૫૦ ટકા અને બ્રીટીશ કાપડની આયાતમાં ૭૦ ટકા ઘટાડો થયો હતો. તૈયાર માલના ભાવ ગગડવાથી અને કાપડની જકાતનો દર વધારવાથી કાપડના જથ્થાની આયાતમાં ૨૦ ટકાનો ઘટાડો અને મહાસભાની બહીષ્કાર પ્રવૃત્તીથી ૪૦ ઘટાડો થયાની ગણત્રી થઇ છે.

વીદેશી કાપડ સામેના મહાસભાના પ્રતીબંધથી દેશી મીલો પર કેવી અસર થઇ છે તે ૧૯૩૦ ના ઉત્પાદનના આંકડાઓ ૧૯૨૭ ના ઉત્પાદનના આંકડાઓ સાથે સરખાવવાથી સહેલાઇથી થઇ શકે તેમ છે. (કારણ કે ૧૯૨૮ અને ૧૯૨૯ માં મહીનાઓ સુધીની હડતાલો પડવાથી ઉત્પાદન ઓછું થયું હતું.)

૩૦ મી સપ્ટેંબર સુધીના છેલ્લા ૭ માસમાં હીંદી મીલોનું ઉત્પાદન,

(લાખવારમાં)

| ૩૦ સપ્ટેંબરે પુરા થતા ૭ માસમાં. | આખા હીંદનું ઉત્પાદન | મુંબઇ શહેરનું |
|---|---|---|
| ૧૯૩૦ | ૧૨૩૩૦ | ૪૬૬૦ |
| ૧૯૨૭ | ૧૨૦૩૦ | ૩૯૯૦ |

ઉપરના આંકડાઓ પરથી ખબર પડે છે કે જ્યારે મુંબઇનું ઉત્પાદન ૨૨ ટકા ઘટયું હતું ત્યારે આખા હીંદનું ઉત્પાદન ૨૭.૫ ટકા વધ્યું હતું. દેશાવરની મીલો રાત્રી અને દીવસ (બેવડી રીતે).

ચાલતી હતી ત્યારે મુંબઇની ૨૫ ટકા ત્રાકો પર વગર વપરાયે કટ ચડનો હતો અને દસ મીલોને તો તાળાં લાગવાથી ૮૦૦૦ શાળ અને ૩,૫૦૦,૦૦ ત્રાક આખું વર્ષ વપરાશ સીવાય રહી હતી. દેશાવરની મીલો સંપત્તીનો સમુહ એકઠો કર્યે જાય છે ત્યારે મુંબઇની કેટલીક મીલો તે વધારાનો ખર્ચ ઘટાડી કે બગાડ ને ઓછો કરી શકી નથી. ૧૯૩૧ માં નવી નખાએલ ૫ ટકા જકાત દેશી કાપડના ઉદ્યોગને વધુ રાહત આપનાર થઇ પડશે. અમુક પ્રકારના વીદેશી કાપડ પરના દર શેરે ૩ા આનાની ૧૯૩૦ ના એપ્રીલમાં નખાયલી જકાતથી માલની કીમતમાં ૨૨ ટકાનો ફાયદો કે રૂની કીંમત બાદ કરતાં ઉત્પાદનનું ખર્ચ ગણતાં ૪૫ ટકાનો ફાયદો થયો હતો.

બ્રીટીશ કાપડ પર ૨૦ ટકા અને બીજા વીદેશી કાપડ પરના ૨૫ ટકાની જકાત જે હમણાં નાખવામાં આવી છે તેથી મુંબઇના કાપડના ઉદ્યોગને રાહત મળશે; પરંતુ ઉપર કહેલ ૩ા આનાની અને વીદેશી તેમજ બ્રીટીશ કાપડ વચ્ચેના તફાવતની ૫ ટકાની જકાત ફક્ત ૩ વર્ષને માટેજ ઠરાવવામાં આવેલ છે, અને એ વખત દરમ્યાનજ મુંબઇની મીલોએ હીંદી બજારમાં પોતાનું ગુમાવેલું સ્થાન પાછું પ્રાપ્ત કરવાનું રહ્યું છે. મીલોએ કામદારોના પગારના ઘટાડાથી કરકસર કરવા કરતાં ટેરીફ બોર્ડ, અને શેરહોલ્ડરોનાં મંડળે કરેલી ભલામણો પ્રમાણે કરકસર કરી ઉત્પાદનનું ખર્ચ ઘટાડવું યોગ્ય છે.

વીદેશી કાપડના બહીષ્કારથી બ્રીટનના કાપડના ઉદ્યોગ પર સખત ફટકો પડયો છે એ બીના સત્ય છે પરંતુ તે અર્ધ સત્ય છે. છેલ્લાં ત્રણ વર્ષથી બ્રીટીશ કાપડની હીંદમાં આયાત ઓછી થતી જતી હતી, બ્રીટને ૧૯૨૭ માં ૧૬૫૨૦ ૧૯૨૮ માં ૧૫૪૩૦, અને ૧૯૨૯ માં ૧૩૭૪૦ લાખ વાર કાપડ હીંદમાં નીકાસ કર્યું હતું. બ્રીટને બીજા દેશોનાં જે બજારો ગુમાવ્યાં છે તે ફરીને તેનાથી સર થઇ શકે તેમ નથી. કારણ કે દરેક દેશ પોતાને જોઇતું કાપડ તૈયાર કરવાની નીતી અખત્યાર કરતો જાય છે, અને અમેરીકા તેમજ જાપાન બ્રીટન સાથે હરીફાઇ કરવા તૈયાર છે. ૧૯૦૫ થી ૧૯૧૩ સુધીમાં બ્રીટને ૬૦૦૦૦ થી ૭૦૦૦૦ લાખ વાર કાપડ વીદેશોમાં વળાવ્યું હતું ત્યારે ૧૯૧૮ પછીથી ૩૫૦૦૦ થી ૪૦૦૦૦ લાખ વાર કાપડ જ વીદેશે ચડે છે. આ આંકડાઓજ કહી આપે છે કે બ્રીટન બહીષ્કારની ચળવળ વીરૂધ્ધ ખોટી બુમો મારે છે. તેમ કરવાને બદલે દુનીયાની આર્થીક પરીસ્થીતી ધ્યાનમાં લઇને બ્રીટને ઉત્પાદનના ખર્ચમાં ઘટાડો કરવાની અને હીંદ સાથે સારાસારી રાખવાની અને હીંદી ઉદ્યોગના વીકાસ માટે આર્થીક અને રાજકીય સ્વતંત્રતા આપવાની આવશ્યકતા છે. બહીષ્કારને લઇને કાપડ ઉપરાંત બીજા માલના આયાતના આંકડાઓ પણ નીચે ઉતર્યા છે. બીજા દેશોમાંથી ૧૯૩૦ ના છેલ્લા નવ માસમાં આયાત થયેલા માલની કીમતમાં ૨૦ ટકાનો ઘટાડો થયો હતો. ત્યારે બ્રીટનના માલમાં ૩૮ ટકાનો ખાડો પડયો હતો. તેનો મોટો હીસ્સો તો બ્રીટીશ સીગારેટના ૫૦ ટકાના ઘટાડાને આભારી છે.

૧૯૨૯ માં કલકત્તામાં મળેલી મહાસભાએ વીદેશી કાપડ અને બ્રીટીશ માલ સામેના બહીષ્કારનો શંખ ફરીને

પુકર્યો હતો. આધુનીક બહીષ્કારની ચળવળથી સ્વદેશીવાદનો બહુજ ફેલાવો થયો છે, અને તેથી દેશી કાપડના માગણી ખુબ વધી પડી છે. ખાદીમાં અત્યંત શ્રધ્ધાવાળા શ્રી. ગાંધીજી અને અખીલ ભારત ચર્ખા સંઘના સંચાલકો સીવાયના બધા માને છે કે ખાદીનાં વેચાણમાં વધારો થવાને બદલે હીંદની કાપડની મીલોના માલેકોને વધુ નફો મળ્યો છે. ખાદીનું ઉત્પાદન બમણું થયુ એમ કહેવાય છે. પહેલાં ૧ કરોડ વાર ખાદી ઉત્પન્ન થતી હતી હવે ૨ કરોડ થાય છે, પરંતુ તે બે કરોડ વાર ખાદી વીદેશી માલની ૧૦૦ કરોડ વારની ઘટને પુરી નજ પડી શકે એ સહેલાઇથી સમજાય તેમ છે. મહાસભાના સરમુખત્યાર અને મહાસભાના સામાન્ય સભ્યો વચ્ચે ફક્ત સવીનયભંગ અને બ્રીટનનો આથીક બહીષ્કારજ સાંકળ રૂપ છે. ગાંધીજી સીધ્ધાંત તરીકે અહીંસક સવીનય ભંગમાં માને છે જ્યારે ઘણાખરા મહાસભાવાદીઓ તેને પરીસ્થીતીને અનુલક્ષી તે આવશ્યક છે એમ માને છે. ખાદીના પક્ષપાતને અંગે ગાંધીજી વીદેશી કાપડનો બહીષ્કાર પુકારે છે ત્યારે જનતા દેશી મીલમાં બનેલા એવા પણ દેશી કાપડને અપનાવવા બહીષ્કાર આદરે છે. આ બીનાથી ગાંધીજી માહીતગાર છે છતાં ખાદીમાં તેની શ્રધ્ધા અજબ જેવી રહી દેખાય છે. બહીષ્કારની ચળવળની મહાન અસર તો જનતાની જાગૃતીમાં જણાય છે. વીદેશી સરમુખત્યારી સામે સામાન્ય પ્રજાનો વીરોધ ભભુકી ઉઠયો છે, અને બ્રીટીશરો આ જાગૃતીની અવગણના કરી શકે એમ રહયુંજ નથી.

આગામી વતુર્લ પરીષદની મંત્રણાઓથી હીંદને ગમે તેવા બંધારણીય સુધારાઓ મળે પરંતુ હીંદની સામાન્ય જનતા તો જાણે છે કે સંપુર્ણ સ્વાતંત્ર્ય મેળવવાને માટે ભવીષ્યમાં બીજું યુધ્ધ ઉભુંજ છે.

સવીનયભંગની લડત અને બહીષ્કારની ઝુંબેશથી જે થોડું ઘણું મળવાનું હતું તે મળ્યું, પરંતુ તેથી જાગ્રત થયેલી જનશકતીના ઉત્સાહમાં ઓટ આવશે, છતાં વીદેશી સરમુખત્યારીની એડી નીચે છુંદાતી જનતાની મનેદશા તો તેવી પરીસ્થીતી સામે બળવો કરવાની હોવાથી જ્યારે ફરીને સવીનયભંગની લડત ઉપડશે ત્યારે તેનું સ્વરૂપ વધુ ઉગ્ર હશે અને તે લડત વખતે જો અસહકારી જનતા પર દમનનીતીનાં શસ્ત્રો રાજસત્તા ઉગામશે અને હીંસત્મક બળનો પ્રતાપ દાખવવા પ્રયત્ન કરશે તો અહીંસાત્મક લડતને બદલે તે હીંસાત્મક રૂપ પકડશે. દમનનીતીનાં શસ્ત્રોનો પરચો દેખાડવાની તે વખતની સરકારને ઇચ્છા નહીં થાય તો તે આગામી યુધ્ધ પણ અહીંસકજ હશે.



# મધ્ય એશીઆમાં સામ્યવાદે કરેલો અદ્‌ભૂત પલટો

: લેખક :
આંતર રાષ્ટ્રીય ઇતિહાસનો અભ્યાસુ

**મ**ધ્ય એશીઆ જેવા પછાત દેશમાં રશીઆના સોવીયટ તંત્રે થોડા જ વર્ષમાં અજબ પરીવર્તન કરી નાખ્યું છે. તેનું વીગતવાર વર્ણન વાંચવા માટે ઘણાં પુસ્તકો મળે છે. 'રેડસ્ટાર ઇન સમરકંદ' માંથી પણ વાચકને પુષ્કળ હકીકતો જાણવાની મળે છે. એ બધી હકીકતોનો ટુંકામાં ટુંકો પરીચય પ્રસ્તુત લેખના લેખક કરાવે છે.

**સોવીયટ** તંત્રની વ્યવસ્થા આજે સંસારભરની દ્રષ્ટી એકલા રશીઆ તરફજ નહીં, પરંતુ તેનાં અંતર્ગત રાષ્ટ્રોમાં સોવીએટ તંત્ર તરફથી થઇ રહેલા પ્રયોગ તરફ પણ ખેંચાઇ રહેલી છે. એ દ્રષ્ટી ત્રણ પ્રકારની છે, મીત્રતાભરી, તટસ્થ અને શત્રુતા વાળી તે દ્રષ્ટીવાળા પોત પોતાની રીતે એ પ્રયોગ જુવે છે, સમજે છે અને તેનું વર્ણન કરે છે.

સોવીયટ રશીઆએ સામ્યવાદી સીદ્ધાંતોનો પ્રચાર તેમજ વ્યવહાર મધ્ય એશીઆમાં પણ કરવા માંડયો છે. ત્યાં તેનો પ્રભાવ ઘણો જ સરસ પડયો છે. આ સંબંધમાં શ્રી અબ્દુલ કાદીરખાં નામના ગ્રહસ્થે 'સેન્ટ્રલ એશીઆ સોસાયટી' સમક્ષ સ્વાનુભવ ઉપરથી આપેલા વ્યાખ્યાનમાં એ પ્રભાવનું સુંદર તેમજ સમતાભર્યું વર્ણન કર્યું હતું. તે ઉપરથી સાર ભાગ અહીં આપવાનો પ્રયત્ન કર્યો છે.

***

**જ્યારથી** રશીઆમાં ઝારશાહીનો અંત આવ્યો અને બોલ્શેવીકતંત્રની સ્થાપના થઇ, ત્યારથી મધ્ય એશીઆના પ્રશ્નોને વીશેષ મહત્ત્વ આપવામાં આવ્યું છે. તુર્કસ્તાનની જુની ભુમીમા અને જે અસાધારણ પ્રયોગ થઇ રહ્યા છે તે દુનીઆભરના રાજકારણી ઇતીહાસમાં અદ્વીતીય છે. તેજ રીતે રશીઆના સામ્યવાદીઓ પોતાનાં અંતર્ગત રાષ્ટ્રોની અંદર એવાજ અદ્વીતીય પ્રયોગ અજમાવી રહ્યા છે.

પુર્વના આ અતી પ્રાચીન દેશોમાં જે નવીન પરીવર્તન થઇ રહ્યાં છે, તે મેં મુસાફરી દરમીયાન નજરો નજર નીહાળ્યાં છે અને તે વીષે અનુભવ પણ મેળવ્યો છે.

મેં ૧૯૨૦ માં તુર્કસ્તાનની મુસાફરીનો આરંભ કર્યો હતો. ખૈબરઘાટ વટાવીને હું કેટલાક દીવસો કાબુલમાં રહ્યો, ત્યાંથી અફઘાનીસ્તાનના પહાડોની બરફાચ્છાદીત શીખરાવલીઓ ઓળંગતો અને હીંદુકુશ પર્વતના ઉંચા નીચા ભયાનક માર્ગો અને ઘાટ વટાવતો તખ્ત બઝારની પાસે હું રશીઅન હદમાં દાખલ થયો.

કાબુલથી રશીઆની એ સરહદ ઉપર પહોંચતાં મારે અઢાર દીવસ ઘોડાની પીઠ પર ગાળવા પડયા હતા. પરંતુ જ્યારથી રશીઆ અને કાબુલની વચ્ચે વીમાની

વ્યવહાર શરૂ થયો છે ત્યારથી એક જગાથી બીજી જગાએ પહોંચવા માટે એક દીવસ પણ વધારે થઇ પડે છે. મુસાફરી માટેની આ વ્યવસ્થા શરૂ થયા પછી ટર્મેજથી કાબુલ દરેક પખવાડીએ એક વખત વીમાન આવ જાવ કરતાં હતાં, હવે તો એનો સંબંધ ઇરાનમાં જંકર સાથે તેમજ મધ્ય એશીઆના બીજા વાયુ માર્ગો સાથે જોડી દેવામાં આવ્યો છે એટલે મોસ્કો અને પશ્ચીમના બીજા દેશો તથા કાબુલ વચ્ચેની મુસાફરી માત્ર બે ત્રણ દીવસમાંજ પુરી કરી શકાય છે.

ઓગણીસમી સદીના પાછલા દશકામાં રશીઆએ મધ્ય એશીઆના મોટા ભાગને પોતાના સામ્રાજ્ય સાથે જોડી દીધો હતો અને તાસકંદને રશીઆઇ તુર્કસ્થાનની રાજધાનીનું શહેર બનાવી દીધું હતું. રાજધાનીના આ નવા શહેરને નવીજ ઢબે પુરાણા શહેરની બાજુમાં બાંધવામાં આવ્યું હતું. તેમાં વર્તમાન ઢબની સરસ સડકો, બગીચાઓ વગેરે તૈયાર કરવામાં આવ્યાં હતાં. તેની સાથે સાથે ઝારની સરકારે સરહદ ઉપર પોતાના લશ્કરની જબરદસ્ત છાવણી સ્થાપવામાં તેમજ ત્યાં સુધી રેલ તથા આવાગમનનાં બીજાં આધુનીક સાધનો તૈયાર કરવામાં અનગળ નાણું ખર્ચ્યું હતું.

તે વખતે રશીઅન સામ્રાજ્ય તે દેશના અંતરંગ મામલામાં હાથ નાખતું હતું અને દેશનું સંરક્ષણ કરવાની તેમજ ત્યાં શાંતી સ્થાપવાની મુખ્યત્વે જવાબદારી તેની હતી, છતાં પણ લોકોની સામાજીક રહેણી કરણીમાં તેણે મુદલે માથું માર્યું નહોતું. એટલે રશીઆના સામ્રાજ્યનો પંજો ત્યાં પડયો તે પહેલાં જે રીતે ત્યાં ઇસ્લામી કાનુન પ્રચલીત હતા, તે જ કાનુન રશીઆના કબજામાં એ પ્રદેશ ગયા પછી પણ ચાલુજ રહ્યા હતા. એટલુંજ નહીં પણ રશીઆનો સરસુબો [ ગવર્નર જનરલ ] મધ્ય એશીઆના મુસલમાન અમીરો તેમજ ખાનો [ સરદારો અને રાજાઓ ] ના આંતરીક વહીવટમાં કદી પણ હાથ નાખતો નહીં.

પોતાના સ્વાર્થ અને સત્તાના સંરક્ષણ માટે સામ્રાજ્યવાદ હેતુપુર્વક જ તાબાના દેશના પ્રાચીન રીત રીવાજમાં માથું મારતો નથી, તેમજ તે પ્રદેશના નાનકડા રજવાડાઓના કામમાં વચ્ચે પડતો નથી. કેમકે તેમ કરવાથી તેને ચુસણનીતીના કામમાં અનેક જાતનાં વીઘ્નો નડે છે. સામ્રાજ્યવાદ કંઇ પરમાર્થી નજરે પોતાના તાબાની રંગીન પ્રજાઓના દેશમાં માનવ સુધારણા અર્થે કે સંસ્કૃતીના વીકાસ માટે જતો નથી, તે જાણે છે કે સંસ્કૃતી અને શીક્ષણના પ્રચાર તેમજ વીકાસમાં તો તેનો મૃત્યુ ઘંટ રહેલો છે, એટલે જ્યાં જાગીરદારો કે શ્રીમંતો ન હોય ત્યાં તે પોતાના હીત માટે તેનાં નવસર્જન કરે છે. કેમકે તેમની મારફત તે તાબેદાર પ્રજા ઉપર સખ્તાઇનો પુરેપુરો પંજો રાખી શકે છે. પેલા થોડાક સ્વાર્થીઓ એ કામમાં સામ્રાજ્યવાદના સાગરીતો બને છે!

...

બુખારાનું તીર્થ ત્યાંના અમીરોની રાજધાની હતું, ઉપરાંત તે વ્યાપારનું પણ કેન્દ્રસ્થળ હતું. તે શહેરની પવીત્રતાના ચીન્હ રૂપ સેંકડો મસ્જીદો ત્યાં ઠામ ઠામ શોભી રહી હતી.

વ્યાપારની માફક બુખારા કેળવણીનું પણ કેન્દ્ર હતું. ત્યાંના વીદ્વાનોના કીર્તી પગથી આકર્ષાઇને મધ્ય એશીઆની ચારે દીશાએથી જ્ઞાનાર્થીજનોનાં ટોળાં ત્યાં આકર્ષાઇ આવતાં.

બુખારાનો વ્યાપારી સંબંધ હીંદુસ્થાનની સાથે પણ સારી રીતે સંકળાયલો હતો. ત્યાંના શ્રીમંત વ્યાપારીઓ બુખારાની શેતરંજીઓ, રેશમ અને પીઠાં હીંદુસ્થાનમાં વેચવા માટે લાવતા હતા અને બદલામાં અહીંથી મેન્ચેસ્ટરનું કાપડ અફઘાનીસ્થાનને રસ્તે પોતાના દેશમાં લઇ જતાં હતા.

પરંતુ જ્યારથી ત્યાં બોલ્શેવીક શાસનનો આરંભ થયો છે, ત્યારથી ત્યાંનો વીલાયતી વ્યાપારનો તો સદંતર નાશ જે થઇ ગયો છે. કરાંચીના બંદરમાં લેન્કેશાયરના કાપડનો વ્યાપાર ઘટી ગયો તેનું એક કારણ આ પણ છે.

ઝારના આપખુદ તંત્રની સામે સબળ બળવો કરી, તે તંત્રને ઉથલાવી પાડી, જ્યારથી રશીઆમાં બોલ્શેવીક શાસનની સ્થાપના થઇ, ત્યારથી મોસ્કો એ સામ્યવાદીઓનું તીર્થ સ્થાન થઇ પડયું છે, ત્યારથી સોવીયટ સરકારની દેખરેખ નીચે સારા યે રશીઆઇ તુર્કસ્થાનમાં લેનીનના તેમજ કાર્લમાર્કસના સીદ્ધાંતોનો પ્રચાર થવા માંડયો છે.

લાલ પલટનોએ મધ્ય એશીઆમાં ચારે તરફ પોતાનો અધીકાર જમાવીને ઝારશાહીમાં જેમને પંપાળવામાં આવતા હતા અને ત્યારે જેઓ સામ્યવાદના પ્રચારમાં બાધક હતા તેવા મધ્ય એશીઆના તમામ મુલ્લાંઓને, મોટા મોટા શ્રીમંત વ્યાપારીઓને તેમજ જમીનદારોને વીણી વીણીને સાફ કરી નાખ્યા છે. તેમની જમીન અને બીજી મીલ્કતો જપ્ત કરી લેવામાં આવી; તેમ જ સામ્યવાદના માર્ગમાં નડતર રૂપ પ્રાચીન કાળનાં તમામ ચીન્હોનો નાશ કરી નાખવામાં આવ્યો. સોવીયટ શાસનની ઇચ્છા ઝારશાહીની માફક જનતાને વહેમ, અજ્ઞાન, દરીદ્રતા અને કુસંપના કીચડમાં રોળાતી રાખી પોતાને માટે સ્વાર્થી લુંટ ચાલુ રાખવાની નહોતી, તેને તો મધ્ય એશીઆની પુરાણી જનતામાં નવજીવનનો સંચાર કરવો હતો, અને તે માટે પુર્વની તમામ પ્રજાઓમાં મધ્ય એશીઆને આદર્શ તરીકે રજુ કરવું હતું.

સોવીયટ શાસને તે માટે માર્કસના સીદ્ધાંતો પ્રમાણે જનતાને નશામાં રાખી તેમને શાસકો તેમ જ શ્રીમંતો લુંટના તેમાંથી બચાવવા માટે બીજો હુમલો ધર્મની ઉપર શરૂ કર્યો. તેના પરીણામે બુખારા વીચાર સ્વાતંત્ર્યના શીક્ષણનું મુખ્ય ધામ બની ગયું. જે મૌલવીઓ અને મુલ્લાંઓ સામ્યવાદના કટ્ટા દુશ્મન બન્યા તેમને તે કારણે કત્લ કરી નાખવામાં આવ્યા અને મજીદોમાં તેમજ મૌલવીઓની મદ્રેસાઓમાં છોકરા છોકરીઓ માટે સંયુકત કલાસો ઉઘાડવામાં આવી, જે સ્ત્રીઓ સદીઓથી રૂઢીવાદના ચક્રમાં ફસી પર્દાનશીન રહેતી હતી, તેમણે પરદા ફગાવી દીધા અને સોવીયટ તંત્રની સ્વતંત્ર નાગરીકો બની ગઇ.

પરંતુ ધર્મચુસ્ત મુસલમાનોને દબાવવાનું કામ બોલ્શેવીકો જેટલું સહેલું માનતા હતા તેટલું સહેલું નહોતું. તેમણે બોલ્શેવીકોની આ જાતના સુધારાની રીતોની સામે ધર્મયુદ્ધ પોકાર્યું અને 'બાસમચીનો બળવો' થયો. આ બળવો સમાવવા માટે રશીયના યુદ્ધ મંત્રી ફ્રોમીનોફને ફરગાના પ્રદેશના બળવાખોરો સામે થવા આવવું પડયું હતું. પણ તે બળવો આખરે નણુકમાં શમ્યો. તે પહેલાં ૧૯૨૨ માં બાકુ પરીષદ પછી અનવરપાશા આ બળવાખોરો સાથે મળી ગયા અને 'બાસમચી બળવા' ના નેતા બન્યા હતા, પરંતુ તે વખતે એમનું મૃત્યુ થયું.

છતાં સોવીયટ શાસન તેથી ઇસ્લામીઓની સ્વતંત્રતા ઉપર પ્રહાર કરવા માગતું નહોતું.

એટલે સામ્રાજ્યવાદીઓ બળવો કરનાર દેશ ઉપર જેમ વેર લે છે, તેમ નહીં કરતાં બોલ્શેવીકોએ મધ્ય એશીઆવાસીઓને એવી રીતની સ્વતંત્રતા આપી કે જે એશીઆની બીજી કોઇ પણ પ્રજા ભોગવતી થઇ નથી.

તેમણે મધ્ય એશીઆના ત્રણ વીભાગ પાડયાઃ ઉઝબેકીસ્તાન, તુર્કમાનીસ્તાન અને તાજીકીસ્તાન તે દરેક વીભાગને સોવીયટ પ્રજાકીય તંત્ર સોંપવામાં આવ્યું. એ પ્રત્યેક વીભાગને મોસ્કોની મધ્યસ્થ વ્યવસ્થાપક સભામાં [સેન્ટ્રલ એક્ઝીક્યુટીવ કમીટી] એકેક પ્રતીનીધી મોકલવાનો અધીકાર આપવામાં આવ્યો. આ રીતે એશીઆમાં સામ્યવાદી નીતીના પ્રચારનો પ્રારંભ થયો.

...

આ જાતની પ્રજાકીય શાસન પ્રણાલીનો મધ્ય એશીઆની પ્રજાને પહેલાં કદી અનુભવ નહોતો, તેમજ તેને માટે એમને કદી પણ કોઇ પણ જાતનું શીક્ષણ આપવામાં આવ્યું નહોતું. આથી આરંભમાં તેમને પુરેપુરી સફળતા મળી નહીં, હજી પણ એ પ્રયોગ સંપુર્ણ સીદ્ધીએ પહોંચ્યો છે એમ તો કહી ન જ શકાય. કેટલાક વીભાગમાં સોવીયટ તંત્રને નામે મળેલા અધીકારનો લોકોએ જુના વીચારોનો પ્રચાર કરવામાં ઉપયોગ કર્યો, કેટલાકોએ બુરખા ફગાવી નાખનારી સ્ત્રીઓનાં ખુન કર્યાં, તો કોઇએ જુની દુશ્મનાવટનાં વેર વાળવામાં મળેલા અધીકારનો દુરૂપયોગ કર્યો. જે લોકોમાં ધાર્મીક ભાવના તીવ્ર ન હોય, અને જેમની પાસે રાજ્યની ભુમી સીવાય બીજી જમીન ન હોય તેવા માણસોમાં આ સીદ્ધાંતનો પ્રચાર સહેલાઇથી થઇ શકે, બાકી તો મતાધીકાર અને ચુંટણીના હક્કનોયે બરાબર ઉપયોગ કરી શકાય નહીં. અભણ તેમજ અજ્ઞાન માણસો પોતાને મળેલા મતાધીકારનો બરોબર ઉપયોગ કરી શકે નહીં તે દશામાં મધ્ય એશીઆમાં લેનીનના સીદ્ધાંતોનું સંપુર્ણ રીતે પાલન થઇ શકે નહીં તે સ્વાભાવીક છે. સોવીયટ રશીઆના સુત્રધારો આ વાત બરાબર સમજતા હોવાથી તેમણે ત્યાં કંઇક ઢીલી દોરીથી કામ લેવા માંડયું છે.

સોવીયટ તંત્રે જ્યાં જ્યાં સામ્યવાદી સીદ્ધાંતોના પ્રચાર માટે એશીઆના યુવકોને કેળવણી આપવાનો પ્રબંધ કર્યો છે, ત્યાં ત્યાં તેણે અદ્દભુત નીપુણતા બતાવી છે; એટલુંજ નહીં પણ પોતાના એ પ્રયત્નને સફળ કરવામાં તેમણે કોઇ પણ જાતની ખામી રાખી નથી. તે દેશમાં કેળવણીનો પ્રચાર ઝારના જમાનામાં જાણી જોઇને ઓછામાં ઓછો થવા દેવામાં આવતો હતો, અને જે કંઇ પણ શીક્ષણ અપાતું તે માત્ર મૌલવીઓના મદરેસાઓમાં જ. ત્યાં આજે તાસકંદ, બુખારા અને સમરકંદની યુનીવર્સીટીઓમાં હજારો વીદ્યાર્થીઓ છેલ્લામાં છેલ્લી ઢબનું શીક્ષણ મેળવી રહ્યા છે. તેઓ ઐચ્છીક વીષય તરીકે મોટે ભાગે સામ્યવાદ જ લે છે. ત્યાં પ્રત્યેક સ્થળે માતૃભાષામાં જ શીક્ષણ આપવામાં આવે છે, પરંતુ તેની સાથે સાથે બીજી ભાષા તરીકે રશીયન ભાષા શીખવવામાં આવે છે.

વળી જે ગામડાંઓમાં નીરક્ષરવાદનો સજ્જડ અંધકાર જામ્યો છે, તેમાં મોટી વયનાં સ્ત્રી પુરૂષોને માટે યે શીક્ષણની વ્યવસ્થા તો કરવામાં આવી જ છે, પરંતુ ત્યાંથી અજ્ઞાનના તીમીરને હઠાવી જનતાના હૃદયમાં જ્ઞાનની જ્યોતી પ્રકટવા માટે રેડીઓ અને સીનેમાને ખાસ સાધન બનાવવામાં આવ્યાં છે. એ બન્ને સાધનોદ્વારા સામાન્ય જનવર્ગમાં સામ્યવાદના જ્ઞાનનો ફેલાવો કરવામાં આવે છે. આ

રીતે છેક પામીરના પહાડોમાં વસનારા લોકોને ય અક્ષરજ્ઞાનની માથાકુટમાં ઉતર્યા વીના ઉંચી જાતનું જ્ઞાન આપવામાં સોવીયટ તંત્રે સફળતા સીદ્ધ કરી છે.

વીજ્ઞાનનાં સાધનોએ આ રીતે મધ્ય એશીઆની જનતાને જેટલો લાભ કર્યો છે, તેટલો લાભ દુનીઆના બીજા કોઇ પણ ભાગને ભાગ્યે જ થયો હશે. જુના જમાનામાં જાદુનો જેટલો પ્રભાવ અજ્ઞાન માનવ સમુહ ઉપર પડતો હતો, તેટલો જ પ્રભાવ મધ્યએશીઆના દુર દુરના વીભાગોમાં રેડીઓ અને સીનેમાનો પડયો છે પહાડોમાં વસતી ઉજ્બેક, તુર્કમાન અને કુર્ઝી નામથી ઓળખાતી જાતીઓના લાખ્ખો મનુષ્યોના હૃદયમાં કાન અને આંખો મારફત સામ્યવાદી તંત્રે અદ્ભુત જ્ઞાન દાખલ કરી દીધું છે. રેડીઓના સાધનથી તેમણે સમાજ સુધારાનાં કાર્ય પણ કર્યાં છે. ગામેગામ જાહેર કલબોનાં મકાનો છે, ત્યાં બધા રેડીઓ સાંભળવા બેસે છે, તે વખતે એક સ્ત્રી જેનો વર એને બુરખો કાઢવા દેતો ન હોય તે રેડીઓ મારફત પોતાની ફરીયાદ જાહેર કરે છે એટલે પેલો માણસ ખુબ શરમાઇ જાય છે. આમ રેડીઓએ વર્તમાનપત્રો કરતાં પણ જનતાની વીશેષ સેવા કરવા માંડી છે. એટલે રેડીઓના મુખ્ય મથકે આવી અનેક જાતની ફરીયાદો નીત્ય ચાલી જ આવે છે. હીંદુસ્થાનમાં જો આ બન્ને સાધનોનો જનતાની ઉન્નતી અર્થે સદુપયોગ કરવામાં આવે તો થોડે પૈસે ઘણું કામ કરી શકાય તેમ છે. પરંતુ હાલ તુરત તો તેવી આશા રાખવી તે અશક્ય આદર્શ સેવવા બરોબર છે. એ કામ તો હીંદીઓના હીત માટે હીંદીઓ દ્વારા ચાલતી સ્વરાજ સરકાર જ સાધી શકે.

•••

**આમ** છતાં એ વાતનો તો સ્વીકાર કર્યા વીના નહીં જ ચાલે કે, સોવીયટ તંત્રના આટ આટલા પ્રયાસો પણ હજી મધ્ય એશીઆમાં પુરેપુરા સફળ થયા નથી. તેનું કારણ સોવીયટ તંત્રનો દોષ નથી, પણ જુની ઝારશાહીનો દોષ છે. જુના ધાર્મીક તેમજ રૂઢીના જડ વીચારો હજી જનતાના મગજમાં સજ્જડ ઘર કરી રહેલા છે, એટલે કેટલાક ધર્માંધ લોકો સોવીયટ શાસનથી ભયભીત થઇને શહેરો છોડી, મધ્ય એશીઆના અંદરના ભાગમાં ફેલાઇ ગયા છે અને હજુ પણ લોકોને સોવીયટોની સામે બળવો જગાડવા ઉશ્કેરી રહ્યા છે. ખાસ કરીને સોવીયટ તંત્રે સ્ત્રી જાતીને પરદાની ગુલામીમાંથી મુક્ત કરી તે એમને રૂચ્યું નથી. કેમકે તેથી પુરૂષોની સ્ત્રીઓ ઉપરની આપખુદ જુલ્મજહાંગીરીનો અંત આવે છે. પુરૂષોથી એક સ્ત્રી હોય તેની હયાતીમાં કે તેને છુટાછેડા આપ્યા વીના બીજી સ્ત્રી પરણી શકાતી નથી, તેમજ અત્યાર સુધી જે સ્ત્રીઓ બીચારી ઘર કુકડી જેવી ઘરમાં ભરાઇ રહેતી, તે હવે મોટી સંખ્યામાં બહાર પડી દેશની વ્યવસ્થામાં ભાગ લેવા ઉપરાંત, પુરૂષોની સાથે રમતગમતમાં અને નાચ વગેરેમાં છુટથી ભળતી થઇ છે તે એમનાથી સહન થઇ શકતું નથી. એથી પરદાની પ્રથાનો વીરોધ કરવા માટે હજારો સ્ત્રી પુરૂષોના નીર્દય રીતે ભોગ લેવાયા છે, અને તે માટે હજારો દંડાયા પણ છે. આવાં પ્રગતીનાં કામની સામે થનારાઓને બળવાના દુસ્મનો ગણી સોવીયટ તંત્ર સખ્ત હાથે શીક્ષા કરે છે, પરંતુ તેમ કરવામાં તેમનો હેતુ પોતાનો સ્વાર્થ સાધવાનો હોતો નથી, તેમનો હેતુ તો મધ્ય એશીઆની જનતાના જ કલ્યાણનો હોય છે, એટલે નવજવાન સ્ત્રી પુરૂષો

સોવીયટ તંત્રના પ્રત્યેક કાર્યને આનંદપુર્વક, સ્વેચ્છાથી અપનાવી લે છે.

સોવીયટ તંત્રે પોતાની શક્તીથી તેમજ ઉપર બતાવ્યાં તેવાં પ્રચારકાર્ય દ્વારા મધ્ય એશીઆમાં પોતાનો પ્રભાવ પાડયા પછી, પોતાનું ધ્યાન તે દેશમાં ઉદ્યોગધંધાની તેમજ ખેતીવાડીની ખીલવણી કરવા પાછળ રોકયું છે. જમીનદારોની જમીનો જપ્ત કરીને તેણે પ્રજા પ્રજા વચ્ચે ઝારશાહીએ મજબુત રીતે ખડા કરેલા તેમજ પોષેલા ભેદોને દુર કરી, જપ્ત થયેલી જમીન ખેતી માટે સામાન્ય ખેડુતોને આપીને, સોવીયેટ તંત્રની વ્યવસ્થા પ્રમાણે તેનો ઉપયોગ કરવા માંડયો છે. આ માટે મધ્ય એશીઆમાં ખેતીના વીજ્ઞાનશાસ્ત્રના પ્રવીણ પંડીતોનો કાફલો તેણે રોકયો છે અને મોસ્કોથી તેમના કામ માટે જોઇએ તેટલા દ્રવ્યની મદદ મોકલવામાં આવે છે. એથી પેલા પ્રવીણ પુરુષો ખાસ કરીને કપાસની ખેતીના વીકાસ માટે સતત પ્રયોગ કરી રહ્યા છે અને તેમાં તેમણે ભારે સફળતા મેળવી છે. ત્યાંની ભુમીમાં નદીઓ મારફત ખનીજ પદાર્થો મોટા પ્રમાણમાં મળે છે. ફરગાનાની જમીનમાં વળી કપાસની ખેતી સારામાં સારી થય છે. સોવીયટ તંત્ર તે તમામ કુદરતી સાધનોનો લાભ લે છે. કપાસની જેટલી વીશેષ ખેતી થાય તેટલો સોવીયટ તંત્રને લાભ છે એ વાત સોવીયટ તંત્રના અધીકારીઓ બરાબર સમજે છે, એટલે કપાસની ખેતી ઉપર તેણે ખાસ લક્ષ્ય આપવા માંડયું છે. તે માટે જ્યાં કપાસનું ઉત્પન્ન થાય છે તે વીભાગને અલગ પ્રાંત બનાવી ત્યાંની જનતાને પોતાના પ્રાંતનું પ્રજાતંત્ર બનાવીઆપ્યું છે.

...

ગામડાંઓમાં જેમ ખેતીનો વીકાસ સાધવા મ... છે; તેમ શહેરોના કારખાનાંની ખીલવણી કરી, પુર્વના પ્રદેશોમાં કામદારોના શાસનની સ્થાપના માટે તેમણે એ કારખાનાંઓની વ્યવસ્થા કામદાર સંઘોના હાથમાં સોંપી દીધી છે. અને મધ્ય એશીઆની આર્થીકનીતીનો સંબંધ મોસ્કોની સાથે સંકળાયલો રહે તે માટે, મોસ્કોની 'મધ્યસ્થ આર્થીક સમીતી' [Central Economic Committee] સાથે કામદાર તંત્રનો સંબંધ સાંધ્યો છે. 'મધ્યસ્થ આર્થીક સમીતી' સમસ્ત સોવીયટ તંત્રની ખેતીવાડીની તેમજ ત્યાંના ઉદ્યોગ ધંધાની નીતી ઘડે છે અને તેને અમલમાં મુકે છે. તેથી મધ્ય એશીઆના ખેડુતોના ઉત્પન્ન અને તેના વીક્રયની બાબતમાં છેવટે મોસ્કોની 'મધ્યસ્થ આર્થીક સમીતી' ની દેખરેખ રહે છે. એ સમીતીએ ખેડુત જનતા માટે અનેક પ્રકારની સગવડો ઉભી કરી છે.

આમ મધ્ય એશીઆમાં સામ્યવાદનો પ્રચાર કરવામાં પુર્વના બીજા દેશો સમક્ષ એક આદર્શ ઉદાહરણ ખડું કરવાની સોવીયટ તંત્રની ઉમેદ છે. તે ઉમેદને પાર પાડવા માટે એ તંત્રે ત્યાંના યુવક સમુહને યુદ્ધકળામાં તેમજ યુદ્ધમાં વપરાતાં છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણેનાં સાધનો વાપરવાની કળામાં પણ પારંગત કરવા માંડયો છે. આથી ત્યાંની સેનાની પ્રત્યેક ટુકડી તમામ જાતની રણસામગ્રી સંપન્ન બનેલી છે. અને જ્યાં પહેલાં આવાગમનનાં સાધનમાં માત્ર ઉંટો જ વપરાતાં, ત્યાં અત્યારે વીમાનોની જાળી પથરાઇ ગઇ છે.

સોવીયટ તંત્ર આમ જનતાના કલ્યાણ માટે વર્ગવીગ્રહમાં અખુટ શ્રદ્ધા રાખે છે, એટલે મધ્ય એશીઆમાં પણ એ જાતનો વીગ્રહ શરૂ કરી દેવાયો છે જ.

સોવીયટ શાસનના સંરક્ષણની અત્યારે તો ખાસ જરૂર છે. કેમકે જગતભરનાં મુડીવાદી સામ્રાજ્યો એ શાસનનો નાશ કરવા જબ્બર લડાયક તૈયારીઓ અને ભયંકર ખટપટો કરી રહેલાં છે. એટલે એ તંત્રના રક્ષણ માટે જ—નહીં કે બીજી પ્રજાઓના દેશ ઉપર હુમલો કરી તેમના પ્રદેશોમાં આર્થીક લુંટ કરવાની સ્વાર્થી નીતી માટે—દરેક સ્ત્રી પુરૂષને લડાયક રીતીઓમાં પ્રવીણ બનાવવામાં આવે છે. મધ્ય-એશીઆના નવજવાનો આ વાત બરાબર સમજે છે, એટલે જરૂરને પ્રસંગે સોવીયટ તંત્રની આ લડાયક શક્તીનો ઉપયોગ 'સંસાર ભરની ક્રાંતી'ના વીજય માટે યુદ્ધ કરનારા દેશોની મદદમાં કરવામાં આવશે.

સોવીયટ તંત્ર સામ્યવાદના પ્રચાર માટે શીક્ષણની સંસ્થાઓનો પુરેપુરો ઉપયોગ કરે છે, તેમાં લેનીનના સીદ્ધાંતો જ માનવ જાતીનો ઉદ્ધાર કરશે એમ સમજાવવામાં આવે છે. તેઓ એજ સીદ્ધાંતોને યુગધર્મ બનાવવા મથે છે, તે સીવાય ઇશ્વરના અસ્તીત્વનો કે બીજા કોઇ પણ ધર્મનો અને નસીબવાદનો તેઓ ઇનકાર કરે છે.

સોવીયટ તંત્રમાં યુવક સમાજ ઉપર ભારે આશા રાખવામાં આવે છે, તેઓ માને છે કે જગતના ભવીષ્યનો નીર્ણય યુવકો જ કરી શકશે, એટલે યુવકોને સોવીયટ તંત્રમાં જેટલા અધીકાર પ્રાપ્ત થયા છે તેટલા અધીકાર જગભરના કોઇ પણ બીજા દેશમાં કે કોઇ પણ તંત્રમાં યુવકોને મળ્યા નથી. અને નવીન યુગધર્મને માટે ઝુઝવું પડે તો ઝુઝવું અને પ્રાણ ન્યોછાવર કરવા એ તેથી જ તેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ છે.

આ મધ્ય એશીઆની સરહદ અફઘાનીસ્થાન સાથે જોડાયલી છે, તેથી જ એ વીચારના સંપર્કમાંથી હીંદને દુર રાખવા માટે જ, હીંદની વાયવ્ય સરહદના પ્રાંતો આગળ બ્રીટીશ સામ્રાજ્યવાદીઓ ભયંકર લશ્કરી તૈયારીઓ અનેક વરસોથી કરી રહેલા છે.



**જીવનનો ઉલ્લાસ:** મનુષ્યત્વનું ઉંચામાં ઉંચું રહસ્ય જીવનનો ઉલ્લાસ માણવો તે છે પ્રગતીની, કેળવણીની, અવનવી શોધ ખોળોની, ઉચ્ચતર સમાજ વ્યવસ્થાની કીંમત, તે માનવજીવનને ઉલ્લાસ માણવા માટે કેટલી શક્યતાઓ અર્પી શકે છે તે ઉપરથી જ અંકાય છે. જીવનમાં સંપત્તી અને સંપુર્ણ વૈભવ માણવાની તકો માત્ર મુડીભર બેઠાખાઉઓને કે રાજકુલોને માટે જ નહીં ણ તમામ માનવ જાતીને માટે હોવાં જોઇએ. તમામ પ્રકારના વહેમો, દમનો અને લુંટબાજીઓ એ મુદ્દા ઉપર જ નીંદાવાને પાત્ર ઠરે છે કે તેઓ માનવજાતીને ઠગીને તેમને સુખી થવા દેતા નથી.

**ભગવાનનો ડર:** ભગવાનથી ડરવા માટે માણસે પહેલ વહેલી તો ભગવાનની કલ્પના કરવી પડે છે. આ બાબતમાં નીરીશ્વરવાદીઓને સગવડ છે. એમને માટે ઇશ્વરનું અસ્તીત્વ જ કાલ્પનીક હોઇ, ઇશ્વરની કોઇ પણ જાતની કલ્પના તેમને અસ્વીકાર્ય છે. એટલે એ ભયની ભુતાવળોની સાથે સાથે જે વહેમનાં વાદળો મગજને ઘેરી વળે છે તેમાંથી નીરીશ્વરવાદીઓ સદૈવ મુક્ત જ રહે છે. એટલે જીવનને કાલ્પનીક ભયથી ડરાવ્યા વીના ખરેખરી જે વસ્તુસ્થીતી સામે આવીને ખડી થાય તેની સામે તેઓ મર્દની માફક ઝુઝે છે.



# વિજ્ઞાનનો વિકાસ

: પ્રયોજક :

વિજ્ઞાનનો રસીયો

## પ્રાણીઓનો પ્રકાશ

કેટલાંક પ્રાણીઓ અને કેટલાંક ફળોમાં પ્રકાશ આપવાની કુદરતી શક્તી રહેલી હોય છે. કેટલાક સમયથી વનસ્પતીવીશારદો પ્રાણીઓની પ્રકાશ આપવાની શક્તી સંબંધમાં શોધખોળ ચલાવી રહ્યાં હતા. અત્યાર સુધી આપણે જાણીયે છીયે કે પ્રકાશ આપવાની શક્તી કેટલીક તેજોમય વસ્તુઓમાં રહેલી છે. આવી વસ્તુઓમાં કેટલીક ધાતુઓ છે, પણ જ્યારે એમ કહેવામાં આવે કે ફળોમાં પણ તેજ આપવાની શક્તી છે, ત્યારે અનેકને અચંબો જ લાગે. પણ રશીયન વીજ્ઞાનવીશારદ કોમરેડ ગુરવીશે સાબીત કરી આપ્યું છે કે આવાં કીરણો ખરેખર હસ્તી ધરાવે છે. અને આવા કીરણોને 'મ–કીરણો' એવું નામ વૈજ્ઞાનીકોએ આપ્યું છે.

અલ્ટ્રા–વાયોલેટ કીરણો જેવાં આ પ્રકાશ કીરણો ઉપર હવે તો ખુબ શોધખોળ થઇ છે. હેની લંબાઇ જરા ન્હાની હશે. પણ આ પ્રકાશ કીરણોનું અસ્તીત્વ સીદ્ધ કરવા માટે એટલી તો કુશળ અને અટપટી પદ્ધતી અખત્યાર કરવી પડે છે કે હજુ પણ આવી લાંબી અને અચોક્કસ પદ્ધતીના પરીણામે વૈજ્ઞાનીકો આ કીરણોનું અસ્તીત્વ સ્વીકારવા આનાકાની કરે છે. તેઓ માને છે કે જે પરીણામ આ પ્રયોગોને અંતે આવ્યાં છે તે પરીણામ બરાબર ન પણ હોય. પણ હવે આ વર્ષમાં થયેલી શોધખોળ અને પ્રયોગોએ મ–કીરણોનું અસ્તીત્વ ક્યારનુંય સીદ્ધ કરી આપ્યું છે.

અત્યાર સુધીમાં થયેલા અખતરાઓ બતાવી આપે છે કે પ્રકાશ આપતા પ્રાણી અને ફળોમાં સામાન્ય રીતે બેકટીરીયા, પીસ્ટ,–કંદ, ઇંડા, અને કેટલાંક પ્રાણીઓના ગભ ગણી શકાય. આ સર્વ ફળોમાં ખાસ કરીને કંદમાં પ્રકાશ આપવાની પારાવાર શક્તી છે. જો કે આ કીરણો એટલાં તો નાજુક અને ન્હાનાં હોય છે કે સામાન્ય દ્દષ્ટીથી જોવું લગભગ અશક્ય છે. મોસ્કોની પ્રયોગશાળામાં નવી જાતના સાધનો વડે આ સાબીત કરવામાં પ્રોફેસર ગારવીશ સફળ નીવડયા છે.

પેન સીલ્વીયાના વીશ્વવીદ્યાલયના વીજ્ઞાન ખાતાના વડા પ્રોફેસર સૈક્રીજ કહે છે કે રૂશીયન વીજ્ઞાનવીશારદ કોમરેડ ગરવીશે શોધેલાં કીરણો માટે જરા યે શંકા લાવવાની જરૂર નથી. આ પ્રોફેસર કહે છે કે કેટલીક જળચર વનસ્પતીમાં રેડીયમ તત્વ રહેલું છે. તે તો હવે સાબીત થઇ ચુકયું છે તો પછી શા માટે ન્હાના પ્રમાણમાં આ તેજોમય વસ્તુઓ આ વનસ્પતીઓમાં નહીં હોય!

આ સંબંધમાં ડુંગળીના કંદ પર કેટલાક અખતરા કરવામાં આવ્યા છે. જો એક ડુંગળીનો કંદ બીજી ડુંગળી સાથે રાખવામાં આવે તો આ કંદો બહુ જ જલ્દીથી વધે છે. પણ જો આ કંદો જુદા જુદા સ્થળે રાખવામાં આવે તો આ છોડવાઓ જલ્દીથી નથી ઉગતા.

આ અખતરાઓ પરથી પહેલાં એમ કલ્પના કરવામાં આવી હતી કે આવાં કીરણો કદાચ અસીત્વમાં હોય. પણ પ્રોફેસર ગુરવીશની સતત મહેનત અને અખતરા પરથી એમ સાબીત થઇ ગયું છે કે હવે આ ફુલો અને પ્રાણીઓમાં પણ પ્રકાશ આપવાની શકતી છે.

## અવાજ આંખને બગાડે છે

એક વસ્તુનો તો આપણને બધાને અનુભવ છે કે ચસ્માધારી વ્યક્તીઓ ગામડા કરતાં શહેરમાં વધુ સંખ્યામાં વસ્તી જણાય છે. અહીં શહેરમાં દશ પગલાં મુકો, કે કોઇ ચસ્માવાળી વ્યક્તી ત્હમારી નજરે જરૂર પડવાની ત્યારે શહેરમાં વસનાર વર્ગને આ ચસ્મા વાપરવાની કેમ ફરજ પડે છે તે વીશે ત્હમોએ કદી કલ્પના કરી છે?

...અહીં તો આવી બાબતો વીચારવાને માટે આપણને ફુરસદ નથી. મુડીવાદી સંસ્કૃતીને માનવીના શરીરની શી પરવા પડી હોય પણ રૂશીયા જ્યાં કામદાર સમુદના હાથમાં રાજ્યાધીકાર છે, તે પ્રદેશમાં આ આંખના દરદોને નાબુદ કરવાને માટે ખાસ કમીટીઓ નીમાયેલી છે.

આ વીષયમાં તપાસ કરતાં પ્રોફેસર લાઝારેવ, અને ડોકટર એલ. કુપર જણાવે છે કે અવાજથી આંખ ઉપર અસર થાય છે. આમ જે વ્યક્તીઓ યંત્રાલયોના અવાજો વચ્ચે કામ કરે છે તે વ્યક્તીઓ આંખની વેદનાથી ખુબ પીડાય છે.

તેઓ જણાવે છે કે જ્યારે આપણા શહેરોના રસ્તાઓ આગગાડી, ટ્રામ, અને મોટરના અવાજોથી ગાજતા હોય, ત્યારે શહેરીઓની આંખો બગડે એ શું અસ્વાભાવીક છે?

## બીલાડી અને ઉંદર

બીલાડીના બચ્ચા ઉંદર પકડતાં કે મારતા શીખે છે તેનું કારણ એ હોય છે કે તેઓ આ જ્ઞાન તેમના વડીલો પાસેથી મેળવે છે. ચીનના પ્રખર માનસવીશારદ ડો. ઝીંગયાંગકુ જણાવે છે કે બીલાડી અને ઉંદરમાં ખાસ વેર જેવું કંઇ નથી. પણ જેમ આપણને ટેવ પડી ગઇ હોય, તેમ બીલાડીઓ પણ પડેલી ટેવના પ્રતાપે જ ઉંદર મારવા ઉત્સુક રહે છે.

જો બીલાડીનાં ન્હાનાં બચ્ચાં અને ઉંદરને સાથે ઉછેર્યાં હોય તો તેઓ પરસ્પર ગાઢ મીત્રો ન હોય તેમજ રહે છે.

તેમજ બીલાડીને એકલા શાકાહાર પર ઉછેરી હોય તો આ બીલાડીઓમાં માંસ પ્રત્યે જરા ય ભાવ નથી થતો. આ બીલાડીઓ ઉંદરને પકડવા માટે કે ખાવા માટે જરા ય યત્ન નથી કરતી.

ઉપલા અખતરાઓ બતાવી આપે છે કે બીલાડી અને ઉંદર વચ્ચે ખાસ વંશ પરંપરાથી ચાલતા વૈરભાવ જેવું કંઇ જ નથી.

## બાળકોનો "ત્રાસ"

૩૨ માતાપીતાઓને પુછવામાં આવ્યું હતું તમારા બાલકો શી રીતે તમોને કોઇ વખત ત્રાસ આપે છે? આ માતપીતાઓએ આના જવાબમાં કેટલા ય પ્રકાર વર્ણવ્યા હતા. કેટલાય માતપીતાએએ તો નોટબુક ભરીને જવાબ મોકલ્યા હતા.

આ જવાબોની સમીક્ષા કરતાં એમ માલમ પડ્યું હતું કે લગભગ ૨૧૨૪ રીતે બાલકો ત્રાસ આપતાં હતાં.

## રેડીયોવાળાં ઉશીકાં

અમેરીકામાં હવે લાઉડ સ્પીકરો કાને લગાડવા કરતાં એક નવી શોધ પ્રમાણે ઉશીકામાં મુકવામાં આવે છે. આ શોધ પ્રમાણે ઓશીકામાં લાઉડ સ્પીકર મુકવાથી સુતા સુતા પણ હવે સંગીત સાંભળી શકાય છે. આ શોધનો ઉપયોગ હવે સ્ટીમર પર તેમજ પુલમાન કાર પર પણ થઇ રહ્યો છે. આવો ઉપયોગ કરનારાઓ અત્યારે વીશાળ પ્રમાણમાં છે.

## પૃથ્વીનું વજન કેટલું?

પૃથ્વી ૬૦૦ નીખર્વ ટન છે. આનો અર્થ એ નથી કે પૃથ્વીનું વજન ઘટી ગયું છે. ડૉ. પાઉલ. આર. હેયલ જમીનની અંદર ખોદેલી પ્રયોગશાળામાં પ્રયોગ કરતાં હવે પૃથ્વીનું વજન માપવાને શક્તીમાન થયા છે. અત્યાર સુધી પૃથ્વીના વજન વીશે થયેલી શોધખોળો માં ડૉ. પાઉલે શોધેલું વજન વધુ સરસ અને વધુ ખરું છે તેમાં જરા યે શંકા નથી.

## જગતની સૌથી ઝડપી ટ્રેન

રેલ્વે કંપનીઓ હવે પોતાની આગગાડીઓમાંની ઝડપ વધારવા માટે હરીફાઇ કરે છે. હાલમાં કેનેડીયન નેશનલ રેલ્વે તેમજ ગ્રેટ વેસ્ટર્ન રેલ્વે વચ્ચે હરીફાઇ ચાલે છે. ગ્રેટ વેસ્ટર્ન રેલ્વેની એક ગાડી સ્વીંડનથી લંડન સીધી ઉપડે છે. આ ૭૭ માઇલના અંતરને ૭૦ મીનીટમાં કાપે છે. આ પ્રમાણે આ ગાડી ૬૬.૩ માઇલના વેગથી ચાલે છે પણ કેનેડીયન રેલ્વેની એક ગાડી એરસ્કોટ અને કોટયુ વચ્ચેનું ૭૬ માઇલનું અંતર ૬૬ મીનીટમાં કાપે છે. આ પ્રમાણે આ ગાડી લગભગ ૬૯ માઇલની ઝડપે જાય છે.

## ન્હાનાં ઘર કેમ ખસે છે?

ફારમીંગડેલ એન. વાય ફર્મની યોજના પ્રમાણે ન્હાનાં ઘરો આખાંને આખાં ખસેડી શકાય છે. એટલું જ નહીં પણ આ કંપનીએ તો યોજના કરી છે કે ન્હાના ૬ ઓરડાવાળાં ઘરો ખસેડી શકાય એટલું જ નહીં પણ બધું ફરનીચર પણ કેવી રીતે ફેરવવું તે કામ પણ હવે સરળ બની ગયું છે.

આ યોજના પ્રમાણે એક મોટરગાડા પર આખું ઘર અકબંધ ગોઠવાઇ શકે એટલું જ નહીં પણ જ્યાં મુકવું હોય ત્યાં મુકાઇ શકે.

આ યોજના પ્રમાણે હવે ઘરો તૈયાર મળશે. જેને જેવા ઘરો જોઇએ તેવો વરદી આપે. પછી અમુક સમયમાં આ ઘરો તૈયાર થઇ જાય એટલે તમો જ્યાં કહો ત્યાં ઘર મુકી આપશે.

## એક્ષ રે

આ કીરણો તો હવે સામાન્ય થઇ પડયાં છે. હીંદમાં હવે આ કીરણો સારી રીતે પ્રખ્યાત થઇ ગયાં છે. આ કીરણો દ્વારા સારવાર હવે સામાન્ય થઇ પડી છે. પણ હજુ યે આ કીરણો વીશે સામાન્ય માહીતી બહુ ઓછી વ્યક્તીઓને હોય છે.

આ કીરણો બહુ જ ઉંચા પ્રમાણના વીજળીક મોજાંના સંઘર્ષણમાંથી થાય છે. એટલું જ નહીં પણ આ કીરણો એટલાં તો શક્તીવંત હોય છે કે તેઓ ગમે તેવી સ્થુળ વસ્તુને ભેદીને આરપાર નીકળી શકે છે. માત્ર તેઓ કેટલીક નક્કર વસ્તુઓની આરપાર જઇ શકતાં નથી. આવી એક વસ્તુ હાડકાં છે. તેથી જ્યારે એક્ષ-રે વડે શરીરના કોઇ ભાગનો ફોટો પાડવામાં આવે છે ત્યારે હાડકાંનો પડછાયો ફોટા પર પડે છે. આ પ્રમાણે જોવાથી હવે દાકતરી વીજ્ઞાનમાં ખુબ મદદકર્તા થઇ પડયું છે.

ખાસ કરીને શસ્ત્ર ક્રીયામાં અને અસ્થીના રોગો પર તો એક્ષ-રેની શોધ એક આશીર્વાદ સમાન થઇ પડી છે અને હીંદમાં પણ દવાખાનાઓમાં આ શોધનો સારો ઉપયોગ થઇ રહ્યો છે.

## બુટની દોરી.

કેટલાય લોકો ફરીયાદ કરે છે કે બુટની દોરી બાંધવી એ મહા કંટાળા ભરેલું કામ છે. અનેક લોકો આ જાતનું કંટાળાભરેલું કામ ન કરવું પડે તે દ્રષ્ટીએ અન્ય જાતના બુટ પહેરે છે. આથી હવે અમેરીકામાં એવા પ્રકારના બુટની દોરીની શોધ થઇ છે કે જે આપમેળે બંધ થઇ જાય, અને આપમેળે ઉઘડી જાય.

આ દોરી રબ્બરના પદાર્થની બનાવેલી હોય છે. અને તે ટુંકી અને લાંબી આપમેળે થઇ શકે છે.

દેખાવમાં આ દોરીઓ સામાન્ય દોરીઓની જેવી જ દેખાય છે. અને પગ સ્હેલાઇથી બુટમાં રહી શકે છે.

## તારાઓના ચમકારા

કેટલાક કવીઓને તારાઓના ચમકારાઓએ કાવ્યોની પ્રેરણા આપી છે. કેટલાય જણે તારાઓ ઉપર સુંદર કવીતાઓ લખી છે.

પણ કેલીફોરનીયાની પ્રયોગશાળાના ખગોળવેત્તા ડૉ. જેમ. એ. એન્ડરસન જાહેર કરે છે કે આ તારકવૃંદ જરા યે ચમકતો નથી. તેના તેજનો પ્રવાહ સતત અને એકસરખો છે.

તેઓ કહે છે કે હવાનાં મોજાં આ પ્રકાશ કીરણોના માર્ગમાં આડે આવે છે. આ મોજાં આડે આવતાં હોવાથી જ તારાઓ ચમકતા દેખાય છે.



# ચાંદી

: લેખક :

ધીમાન એસ. મહેતા

હીંદની આર્થીક દુર્દશામાં હુંડીયામણે ભઝવેલા ભયંકર ભાગથી ગરીબોની એકલી સુડી ચાંદીના ભાવો કેમ ગગડી ગયા તે જાણવું આમજનતા માટે પણ હવે તો જરૂરી થઇ પડયું છે, પ્રસ્તુત લેખ તેની ટુંકી છતાં સારી સમજ આપે છે.

હીંદુસ્થાનમાં છેક ૧૮૫૩ ની સાલમાં જ્યારે લોર્ડ ડલહોસીએ સોનાની મહોરોને બદલે ચાંદીના સીક્કાનો આરંભ કર્યો ત્યારથી નીષ્ફળ ચલણ રૂપી શાપથી હીંદી વેપારને હાની પહોંચે છે, એટલે તે સમય પછી અનેક પંચો અને સમીતીઓ તપાસ માટે નીમાયાં છતાં સાક્ષીઓ અને જુબાનીમાં મુખ્ય મુદ્દો ચર્ચ્યા સીવાયનાં ઉપલકીયા અવલોકનોથી હીંદમાં આજ સુધી સંગીન ચલણ બની શક્યું નથી.

૧૮૫૩ માં ચાંદીના સીક્કાનો આરંભ થયો ત્યારે ચાંદીનો સપ્લઇ હીંદી જનતાને પુરતો થશે નહી એવો વીરોધ હતો પરંતુ હીંદીસરકારે એ તરફ મુદલ લક્ષ આપ્યું નહી. ૧૮૬૪ માં લેટીન યુનીયને યુરોપમાં ચાંદીનો ઉપયોગ ગૌણ સીક્કામાં શરૂ કર્યો ત્યારે ચાંદીની સોનામાં કીંમત ૧૫ાા ટકા ઠરાવી. દુનીયામાં આ સમય પછી ચાંદીની પેદાશ વધી અને અમેરીકાની ખાણોમાંથી દર વરસે ચાંદી વધુ ઉત્પન્ન થવા માં અને લેટીન યુનીયનમાં ભંગાણ પડયું. એક પછી એક દેશે ચાંદીના સીક્કાનો બહીષ્કાર કરી સોનાનું ધોરણ રાખ્યું એટલે ચાંદીના ભાવ ગગડવા લાગ્યા. યુરોપના દેશોએ ચાંદી બાતલ કરી એટલે એ ગંજાવર જથ્થો હીંદમાં આયાત થવા લાગ્યો, પરીણામે ચાંદી વાપરનારા અને સોનું વાપરનારા દેશોની હુંડીમાં ફેરફાર થવા માંડયો અને હીંદના વેપાર ઉપર તેની માઠી અસર થઇ. ૧૮૭૩ માં ફ્રાંસે ચાંદીનું ચલણ બંધ કર્યું તેથી મહાન પરીવર્તન થયું. એ સમય સુધી દુનીઆમાં ચાંદીના મધ્યસ્થ મંડળ તરીકે ફ્રાંસ કામ કરતું હતું. દાખલા તરીકે જો હીંદને વેપારની સમાધાની અગર ખાતાં સરખાં કરવાં હોય તો ફ્રાંસ ફડચો કરી આપતું પણ ચાંદીનું ચલણ ફ્રાંસે બંધ કર્યું તે પછી યુરોપમાં આંતરદેશીય વ્યવહારની સરલતા માટે અમુક સલામતીઓ ઠરાવી અને ચાંદી તથા સોનાની પ્રમાણમાં કીંમત ઠરાવી, વેપારને ફટકો પડે નહીં તેવી તાત્કાલીક સમજુતી કરી.

હીંદુસ્થાનને પણ પેલા લેટીન યુનીયનના પગલાંથી ભારે નુકસાન થયું અને તેની સાથે જે જે દેશોમાં ચાંદીનું ચલણ સ્વીકારાતું હતું તે પણ વરણીમાં હોમાયા! હીંદી સરકાર આ બનાવથી ગભરાઇ અને અમેરીકા કે જે દર વરસે ૬૦ થી ૭૦ લાખ પૌંડની ચાંદી હીંદમાં મોકલતું હતું. તેને પણ ભયનો આંચકો લાગ્યો; તેથી તેણે બ્રીટીશ સરકાર મારફત આંતરદેશીય ચાંદીની કીંમત ઠરાવવા સુચના કરી. પણ બ્રીટીશ સરકારને તો હીંદની મુદ્દલ પરવાહ નહોતી. તેથી હીંદી ખજાનચીઓ સર જોન સ્ટ્રેચી અને સર એવેલીન બેરીંગથી માંડી સર માઇકલીટ વુડ વીલસન સુધી દરેકે ચાંદીના દર સોનાના પ્રમાણમાં ઠરાવવા મહેનત કરી જોઇ પણ બ્રીટીશ સરકારે મુદ્દલ દાદ આપી નહી! પરદેશો સાથેનું રૂણ નક્કી કરવામાં ચાંદીના ભાવ ઠરાવવા પડે છે તે મુશ્કેલી હીંદી ખજાનચીને નડતી હતી, તે ઉપરાંત અંદાજપત્ર પણ સરખું કરવામાં ભારે ઝંઝટ અને મુસીબતો નડતી હતી. હુંડીના નીચા ભાવ સામે સને ૧૯૦૦ પહેલાં સરકારને અંદાજપત્રમાં સગવડ કરવી પડતી હતી તે ઉપરાંત દુકાળ માટે કે અફીણની આયાત સારૂ અગર સરહદ ઉપરના રમખાણોમાં નાણાંનો અપ્રાસંગીક વ્યય કરવો પડતો હતો.

હીંદી વ્યાપારી જનતાએ અનેક વેળા હીંદીસરકારને વીનંતીપત્રો મોકલ્યાં હતાં કે હીંદુસ્થાનનો વીશાળ અને ગંજાવર પ્રમાણમાં આયાત નીકાસ વ્યાપાર રોકડને ચાંદીનું ચલણ ચાલી શકે નહી. ચલણરૂપે ચાંદી રાજ્યી કે ગેરવાજબી માનવામાં આવતી નહોતી, પરંતુ પરદેશોમાં તો એ સીક્કાને સીક્કામાં લેવા પણ યુરોપવાસીઓ રાજી નહોતા, તેથી વ્યાપારનાં પાસાં સરખાં કરવામાં હુંડીમાં દરરોજ મોટો તફાવત રહેતો હતો. યુરોપમાં સુવર્ણયુગ શરૂ થયો હતો અને દરેક દેશે સોનાનું ચલણ માન્ય રાખ્યું હતું. સને ૧૮૫૦ પહેલાં દુનીયાના તમામ દેશોમાં ચાંદીનું ચલણ હતું. ખુદ ઇંગ્લાંડમાં વોટરલુના વીગ્રહ પહેલાં ચાંદીના સીક્કા હતા, કારણ કે સોનું બહુ મોઘું વેચાતું એટલે ચલણમાં વપરાતું નહીં. પરંતુ ૧૮૫૭ પછી જ્યારે ઓસ્ટ્રેલીઆ અને કેલીફોર્નીઆમાં સોનાની ખાણો માલુમ પડી તે પછીથી ઇંગ્લાંડમાં સંગીન પ્રમાણમાં સોનાના સીક્કા પડવા લાગ્યા. ટ્રાંસવાલમાં સોનાની ખાણો શોધાઇ પછીથી તો દરેક દેશને સોનાનું ચલણ ચાલુ કરવાની આકાંક્ષા ઉત્પન્ન થઇ. આ પ્રમાણેનું પાગલપણું સોના માટે શા માટે યુરોપવાસીઓમાં આવ્યું તે સમજાતું નથી.

હીંદના ત્રણ મુખ્ય ઇલાકાની ચળવળથી લોર્ડ સેંડહર્સ્ટના નેતૃત્વ નીચે કમીશન નીમાયું જેનો નીર્ણય સોનાનું ચલણ હીંદમાં ફરી ચાલુ કરવા માટેનો આવ્યો, પણ ૧૮૯૩ સુધી તે માટે હીંદી સરકારે મુદ્દલ પગલાં લીધાં નહીં. ૧૮૭૩ પછી ચાંદીના ભાવ એકાએક ગગડયા અને અર્થશાસ્ત્રીઓએ અનેક જાતની સુચનાઓ રજુ કરી. અમેરીકા તેમજ ફ્રાંસને પણ નુકસાન થવાથી ૧૮૯૨ માં આંતરદેશીય પરીષદ બ્રસેલ્સ ખાતે મળી અને તેના પરીણામે ચાંદીના વ્યાપારનો મૃત્યુઘંટ સંભળાવ્યો કે ચાંદીનો ઉપયોગ સીક્કા સીવાય બીજા કોઇ પણ ઉદ્યોગ કે વ્યવહારમાં થઇ શકશે નહીં. ૧૮૭૮ થી ૧૮૯૨ સુધીમાં ચાંદીના ભાવ નરમ જતા ગયા અને તે સાથે સોનાની કીંમત વધી તેમજ ચાંદીની સોનામાં કીંમત ઘટી.

૧૮૮૨ ની સાલથી હીંદી સરકાર સોનાના ભાવમાં ચાંદીની કીંમત ઠરાવવા આંતરદેશીય સમજુતી દ્વારા મથતી હતી, એટલે હીંદી સરકારને ટંકશાળોમાં પુરેપુરી છુટથી રૂપીયા છાપવાનું કામ બંધ કરવું પડયું અને ૧૮ પેનીના દરે સોનું લેવાનું ઠરાવ્યું, પરંતુ તે પછી પ્રખ્યાતી પામેલું હરશલ કમીશન આવ્યું તેણે ૧૬ પેનીનો દર ઠરાવ્યો. હીંદી વજીરે ટંકશાળો બંધ કરવાની પરવાનગી આપવાથી, હીંદી વેપારીઓના વીરોધ છતાં સરકારે તુરંજ ટંકશાળો ખાનગી સીક્કા પાડવા માટે બંધ કરી. પુરાંતમાં રૂપીયાનો મોટો જથ્થો બાકી હતો એટલે ટંકશાળ બંધ થવાથી ચાંદીની કીંમત ૩૮ પેની થશે એમ ધારવામાં આવતું હતું પરંતુ તેમ ન થતાં ચાંદીનો ભાવ ૩૮ પેની હતો ત્યાંથી ઘટીને ૩૦ પેની થયો અને સોનાના ભાવ હુંડીમાં ઘટીને ૧૫૨⁄₃ પેની થયા. હુંડીની ફેરફારી એટલી બધી વધી કે માત્ર થોડા મહીનામાં હુંડી ઘટીને ૧૨૨⁄₃ પેનીને તળીયે પહોંચી તેથી હીંદીસરકારે ચલણને સંકોચવા માટે નાણાં વીલાયતની તીજોરીમાં જમા કરવાને બદલે ઉચાપત કરવાની નીતી અખત્યાર કરવા માંડી!

આ વખતે ફ્રાંસ અને અમેરીકાએ એવી સુચના કરી કે ફ્રાંસમાં ચાંદીનું ચલણ ચાલુ થાય, ટંકશાળો ખુલે અને ચાંદીના ભાવ સોનાના ધોરણે ૧૫।। ટકા રહે. પરંતુ હીંદીસરકારના તે વખતના વાયસરોય લોર્ડ કર્ઝનની ધુન ઓર હતી. સ્વતંત્ર આપખુદીથી હુંડી ટકશે એવું મંતવ્ય રજુ કરી એ આપખુદ માણસે આવો સોનેરી અવસર નાકબુલ કર્યો.

ટંકશાળો બંધ પડવાથી રૂપીયાના સીક્કા ઘટયા, ખેંચ પડવા લાગી અને માત્ર એક અબજ વીસ કરોડ સીક્કા દર વરસે નીયમીત નીકળવા લાગ્યા. પછી વળી ૧૮૯૮ માં ફાઉલર કમીટી હુંડીના દર નક્કી કરવા નીમાઇ જેણે એવી ભલામણ કરી કે સોનાનું ચલણ હીંદુસ્થાનમાં ચાલુ કરવું, ટંકશાળો પાછી કોઇ પણ જાતના પ્રત્યવાય સીવાય ખુલ્લી મુકવી અને પ્રજાને જોઇએ તેટલા સોના કે ચાંદીના સીક્કા પડાવવાની સ્વતંત્રતા આપવી. તેથી ૧૮૯૯ ના સપ્ટેંબરમાં ગીની અને અર્ધા ગીનીનું ચલણ ચાલુ થયું તેમાં સરકારે રૂપીયાને બદલે સોનું આપવું જ જોઇએ એ જાતની જુમ્મેદારી લીધી નહી પણ સીક્કા છાપવાથી ૫૦ ટકાનો નફો રહેતો હતો તે જમા કરી બચતફંડખાતે નાણું એકઠું કરવું એ પ્રમાણે ઠરાવ્યું. ૧૮૯૯ થી સોનાનું ચલણ દાખલ થયું તેમ રૂપીયા અને અર્ધા રૂપીયા પણ છપાવા લાગ્યા. તે ઉપરાંત ઉપર જણાવેલો નફો એકઠો કરવા સોનાનું રીઝર્વફંડ શરૂ કર્યું કે જેથી સોનાના ચલણનાં ભાવ ટકી રહે.

સોનાના ધોરણની ખાસ આવશ્યકતા છે અને તે માટે હીંદી સરકાર બનતી ત્વરાએ પગમાં લેશે એવી ઇચ્છા ફાઉલર કમીટીએ રાખી હતી. વીલાયતમાં પાઉંડના સીક્કામાં સોનો લેવા સામે એ કમીટી સમક્ષ વીરોધ પણ થયો હતો, કેમકે તેથી હુંડીમાં મોટી ઉથલપાથલ થવાનો ભય હતો, પરીણામે હીંદી વજીરે હીંદી સરકારને જણાવ્યું કે, સરકારની સોના માટેની જોખમદારીઓ બને તેટલી ઓછી રાખવી. આ જાતની ભલામણ હોવા છતાં હીંદી સરકારના તુમારો ઉપર જ તેનો અમલ થાય છે કેમકે જ્યારે જ્યારે સરકારના પ્રજાકીયખાતાને નાણાંની જરૂર પડે છે ત્યારે હીંદમાં ચાંદીનું ચલણ છતાં હીંદુસ્થાનમાંથી એ નાણું

અને તે ઉપર ગણાવેલાં કમીશનોની ભલામણોનું પરીણામ છે! ૧૯૧૩ માં ચેમ્બરલેન કમીશને હીંદમાં સોનાની બીનજરૂરીયાત જોઇ, ચલણ સ્વીકારવા નાકબુલ થયું. લંડનમાં સરકારી જામીનગીરી રાખી ચાંદીનો સીક્કો 'ટોકન કોઇન' ઠરાવ્યો. બેબીંગટન કમીટીએ એક રૂપીઆના બે શીલીંગ ઠરાવી ગીનીનો ભાવ ૧૦ રૂપીઆ કર્યા તેથી પરદેશના વેપારને હાની પહોંચી અને હીલ્ટન યંગ કમીશન નીમાયું. આ કમીશને પણ ચાંદીના સીક્કા ચાલુ રાખ્યા અને સોનાનું ચલણ ચાલુ નહી કરવું એવી ભલામણ કરી અને ચલણ ઉપર કાબુ રાખવા તથા સોનાનું ધોરણ ટકાવવા સરકારને મરજીમાં આવે ત્યારે સોનું ચાંદી વેચવાની સત્તા આપી અને હુંડીનો ભાવ ૧૮ પેની ઠરાવ્યો.

ચાંદીનું સોનામાં પરીવર્તન ન કરવા માટે ચાંદીનો પૌં. ૬૦,૦૦૦,૦૦૦ નો જથ્થો વેચવો અને તે નાણું સોનાના રીઝર્વમાં લઇ જવું એ પ્રમાણે હીંદીસરકારને તેણે ભલામણ કરી. આથી ચાંદીના ભાવ ગગડવા લાગ્યા છે.

સરકારે આજ સુધીમાં ૨૫ કરોડ તોલા ચાંદી વેચી છે અને હજી ૭૫ કરોડ તોલા વેચવી બાકી છે. હીંદીસરકારને સોનાનું ધોરણ સ્થાયી રૂપમાં લાવવા માટે ચાંદીનો આટલો ગંજાવર જથ્થો વેચવો પડે છે પરંતુ તેથી હીંદીજનતાની પાયમાલી જ થશે. જો રફતે રફતે બજારનું ધોરણ તપાસીને ચાંદી વેચે તો ખાનાખરાબીની અસર કંઇક ઓછી થાય કારણ કે ચાંદીનો આવડો ગંજાવર જથ્થો સરકાર વેચે ત્યારે ચાંદીના ભાવ ચોકસ ઘટે જ અને તેમ બને તો હીંદની ગરીબ પ્રજાનો ખજાનો જે ચાંદી છે તેના ભાવ ગગડી જતાં તેમની કેટલી બધી કફોડી સ્થીતી થાય તે સ્હેજે સમજી શકાય તેવું છે. સરકાર ગમે તેટલી આયાત જકાત વધારે છતાં ચાંદીના ભાવ ઘટશે અને તેથી ધીમે ધીમે હીંદુસ્થાનમાં ચાંદીની ખપત તથા આયાત પણ ઓછી થશે. સરકારને સ્થાયી સોનાનું ધોરણ બનાવવું છે તે માટે ચાંદીનો વીપુલ જથ્થો વેચવો છે. અત્યારે દુનીયાના દરેક દેશ સોનાનું ધોરણ સ્વીકારે છે. સીયામની સરકાર પણ ચાંદીની ૧૬,૫૦૦ પાટ વેચવાની છે. એટલે ચાંદીના ભાવ ધીમે ધીમે બહુ નીચી સપાટીએ પહોંચશે. આથી ગરીબ હીંદીઓની જરૂર દુર્દશા જ થશે. પરંતુ પરદેશી મુડીવાદી સામ્રાજ્યવાદીઓને હીંદની ગરીબ જનતાની ચીંતા નથી, તેમને તો પોતાનું જ હીત જોવું છે. જ્યાં સુધી હીંદ પુરેપુરી આર્થીક સ્વતંત્રતા ન મેળવે ત્યાં સુધી હીંદની આ ગુલામી અને આર્થીક નજરે તેનો થતો જતો આ નાશ કદી પણ અટકવાનાં નથી, તેથી જ રાજકારણી અને આર્થીક સંપુર્ણ સ્વતંત્રતાની હીંદને માટે અત્યારે પુરેપુરી જરૂર છે.

# ગાણું રડતાં ચોધારે !

: લેખક :

**ચીનુભાઈ ઠાકટર**

(૧)

અમીત ભાસતી જાણું અંગુલી,
આંખ લાલ ભારે,
નારી એક, ફાટયાં વસ્ત્રોમાં,
રમતી સુતર તારે,
કંગાલ, ભુખી ને ધુળ ઉપર,
સ્વર રૂદન–મુગ્ધ ઉચ્ચારે,
ગાતી સુતરને તારે
મીઠા કંઠે છતાં ભારે!

(૨)

કુકડો કુક કુક કરતો,
તારા છાપરીએ ઊકાયે,
કામ કામ ને કામ મરૂં ત્યાં સુધી;
ગુલામી એ! રે!
નારીની વ્હારે ધસનારો
એકે નહીં દેખાયે,
ધન્ય એ દેશ દયાળુ રે!
દયા તુજ ખુબ નીહાળું રે!

(૩)

આંખો ભારે બને પછીથી
ઝાંખ અરેરે! ઢળે!
મગજ ભમે મારૂં તો યે ના
કામ કદી આ ટળે!
તાર ત્રાક ને ચરખો મારે,
એમ જ નીદ્રા ઢળે
કાંતુ ઉંઘ- મહીંય ખરે!
કામ આ ટળશે કેરે ભવે?

(૪)

વ્હાલી બ્હેની, માતા
વનીતાવાળા એ માનવ!
ફાડે ના રેશમ તું નીર્દય
ચીરે અમારા ભવ!
કંગાળ ભુખી ધુળ ઉપર રે!
ભડ ભડ બળતો દવ!
કાંતુ- રાત દીવસ માનવ
છતાં ના મળે પેટભર જવ!

(૫)

શા માટે કરતી હું કથની
મોત તણી શાને?
અસ્થી–ભુત ના પુરતું છે
એ મને ડરાવાને.
અમે બે જુદાં નહીં રે! એક;
સહીપણુ મારે લાંધણને!
રોટીના ટુકડા શે મોંઘા?
રૂધીર ને માંસ ઘણાં સોંઘા!

(૬)

કામ કામ ને કામ અરે રે!
ગાત્ર ગળે મારાં,
વેતનમાં? તૃણ–રોયા,
રોટી ટુકડો ને ચીંથરાં,
ભાંગ્યું છાપરૂં,
તુટી ભોંય ને ફુટેલાં ઠીકરાં,
ધન્ય ઘડી જો પડે દીવાલે
પુરેપુરા પડછાયા!

(૭)

કામ કામ ને કામ હો મારે
થામ સ્હવારની સ્હાંઝ,
જેલ નીવાસી ગુનેગાર સમ
કામ કામ ને કામ,
તાર, ત્રાક ને ચરખે મારૂં
હૃદય રડે બેફામ!
માથું બ્હેર મારી રે! જાય
કર ના થાટ થકી ઉંચકાય!

(૮)

શીયાળે ઝાંખા અજવાળે,
ઉનાળે લુ વાય,
અળ્યું ભુંડું આ કામ ન! નીઠે,
મારે કામ સદાય,
ઝાડ પરે ત્યાં ચકલાં બેઠાં,
સુખમાં ગાણું ગાય,
એને મન ફાવે ત્યાં જાય
મારે કામની લ્હાય સદાય!

(૯)

ઉપર આભ ને નીચે લીલું
પણું કુણું ક્ચરાય,
મીઠી પુષ્પોની પરીમલમાં
મારો દેહ વીંટાય,
જરૂરીયાતની જાળ પડી શીર,
—પહેલાનાં ઉભરાય
હરખ; ઘડી એક ફરૂં ત્યાં, હાય!
ત્યારે મારે લાંઘણુ થાય!

(૧૦)

કલાક એકનો ટુંકો ગાળો
ફરવા માટે ખટકે,
પ્રેમઆશાને આરે ના તન
દુઃખડાંમાં ભટકે,
હૈયું રોયે હલકું થાય અરે!
પણ આંસુ ના ટપકે!
કારણુ તાર ત્રાક અટકે
આંસુ શી રીતે ટપકે?!

(૧૧)

તાર ત્રાક ને ચરખો મારે
પળનો નહીં આરામ,
વરાળ–યંત્ર સમ દીન ભર મારે કામ,
કામ ને કામ
નહીં યંત્રને હૈયું ફાટવા,
મગજ ચીંતવા આમ,
છતાં લોહના યંત્ર સરીખાં
મારે કામ ને કામ!

(૧૨)

શ્રમીત ભાસતી જીર્ણ અંગુલી,
આંખ લાલ ભારે,
નારી એક, ફાટયાં વસ્ત્રોમાં,
રમતી સુતર તારે,
કંગાલ ભુખી ને ધુળ ઉપર,
સ્વર રૂદન–મુગ્ધ ઉચ્ચારે,
પ્હોંચે શ્રીમંતને દ્વારે?
ગાણું રડતાં ચોધારે! *

---

* આંગ્લકવી થોમસ હુડના એક કાવ્ય ઉપરથી.

બનાવે છે: રૂસોની અને એના લખાણોની સામે, ભલે ગમે તેટલું કહેવામાં આવે, પણ આખી દુનીઆને જગવવા પુરતાં તત્વો તેમાંથી મળી આવે છે એ તો નક્કી જ છે.

તેનો પ્રથમ વીરોધ સામાજીક પ્રણાલીકાઓ અને સમાજ સ્થાપીત વર્ગો સામે હતો. અઢારમી સદીના ટાપટીપીઆ બાહ્ય પાઉડર અને રંગને ભેદી તેની નીચે છુપાએલ ભયંકરતાને તેમ જ જુલમશાને તે જોઇ શકતો, ત્યારનાં વીલાસગૃહોનાં અને દીવાનખાનાનાં રાચરચીલાં અને તેના માલીકોને પોષતા મજુરોની ગુલામી તેમ જ દુઃખો અવલોકતાં એ બાહ્ય ભપકો તેને અટકાવી શકતો નહોતો. સમાજીક વ્યવહારનાં જુદાં જુદાં ક્ષેત્રોની અસમાનતા, અઢારમી સદી જેટલી બીજે કોઇ સમયે નહીં હોય.

આ અસમાનતાને રૂસો સડા તરીકે જોતો અને બીજાઓને પણ તેને સડા તરીકે મનાવવાની તેનામાં શક્તી હતી.

સર્વ કોઇ કબુલ કરતું કે મનુષ્યો આખરે સુધારાની એક એક એવી કક્ષાએ આવ્યાં હતાં કે જે સુધારાનો લાભ થોડાં જ લઇ શકતાં, છતાંએ તેના ગુણ ગાવાની અને તેમાં મગરૂરી લેવાની બધાંને ફરજ પડતી. પીતૃઓના ઋણ અદા કરવાની ફરજ ન પડતી હોવાથી, એ જમાનામાં અવતરવા માટે લોકો, પોતાને નસીબદાર માનતા. અઢારમી સદીનાં એ સુયોજીત દીવાનખાનાઓમાથી જુના જમાનાનું અવ્યવસ્થીત જંગલીપણું ઘણું દૂર ભાસતું: પણ માનવજીવન જ પ્રકૃતિએ આપ્યું હતાં તેને માટે ન હતી- (૧) સત્તાનો દુરુપયોગ અને પ્રેમ હતું અકારણ યુદ્ધ. તેની સામે તેણે દૂર બધું ઝુંબેશ ઉઠાવી હતી. જીવન તરફ જનસમાજની પ્રત્યેના સ્વાભાવીક પ્રેમ કરતું હતું. વીવેક સામગ્રીથી તે જોતો હતો. વીનય અને ભવ્ય શબ્દોના આડંબર નીચે આપણામાં કપટ, છાલકાંપણું, યોગ્યતા વીનાની મહત્તા, જ્ઞાન તેમ જ ડહાપણ વીનાની બુધ્ધી, અને સુખ તેમ જ આનંદ વીનાના ઉપભોગો તરવરે છે."[1] આ તો ફક્ત તે વખતના ઉચ્ચ વર્ગના માનસનું પ્રથક્કરણ થયું. આ શીવાય પ્રજાનો મોટો ભાગ ગરીબાઇ અને ગુલામી ભોગવતો હતો. તેથી કહેવાતા સુધારાની એ અમાનુ વસ્તુસ્થીતીનાં કારણો શોધવાનું બીડું રૂસોએ ઝડપ્યું. માલીકીના અંગત હક્કની સ્થાપનામાં તેને તે સ્થીતીના મુળ દેખાયાં. "જમીનના એક ટુકડાને જુદો પાડી 'આ જમીન મારી છે' એમ કહેનાર વ્યક્તીને સાચી માનવામાં આવી ત્યારથી આ સુધારાનાં બીજ રોપાયાં. આ વખતે તે જમીનના ટુકડા આસપાસની વાડ તોડી પાડી 'આવા મનુષ્યોથી ચેતતાં રહેજો; ધરતી પર કોઇનો વ્યક્તીગત હક્ક ન હોવા છતાં, તેનાં ફળ બધાં માટે છે' એ સુત્ર સમજાવનાર દુનીઆ ઉપર કેટલો ઉપકાર કરી જતે. કેટલી ય ખુનામરકી, કેટલા ય ગુનાહો, કેટલાં ય યુધ્ધો, કેટલાં ય દુઃખો, કેટલી ય અધમતાઓ તે અટકાવી શકતે."[2] પણ પ્રથમના એ સ્વાર્થી એકલપેટાપણામાંથી આજના સમાજનું ઘડતર થયું છે. તેમાંથી લાભ મેળવનાર વ્યક્તીઓના બળ ઉપર, અને એ બળને પોષતાં તેમ જ એનાથી રુસાતા બેગુનાહ ગરીબવર્ગ ઉપર આજના સમાજનો ખરો આધાર છે. સુખના અભાવનું આ મુખ્ય કારણ.

આ ગુંચવણભર્યા કોયડાનો એક જ ઉકેલ હોઇ શકે. સમાજીક વર્ગીકરણ અને મહ-

---

૧ Discours, પાનું ૧૯૬. (Vaughan's Edition.)

૨ Discours પાનું ૨૨૯.

ત્તાની આંકણી. અંગત મીલ્કતના પોચા પાયા ઉપરથી નહીં પણ સફળ કાર્યશક્તીની નક્કરતા ઉપરથી થવાં જોઇએ. "સમાજના બંધારણમાં ગમે તે વખતે મહત્વના ફેરફારો થાય. તમારા પછીના જમાનાને અસર કરનાર આ ફેરફારોની–આ ક્રાંતીની–આગાહી કરવાની, તેને અટકાવવાની અથવા તેનાથી બચવાની તમારામાં શક્તી ન હોવા છતાં, તેના સંભવની અવગણના કરી, આજના સમાજના ધોરણોમાં અંધશ્રદ્ધા રાખી, તે અનુસાર તમે વર્તન રાખો છો. મોટાંની મહત્તા જાય, પૈસાદાર ગરીબ બને–રાજાઓને રાજ્યપાટ છોડવાં પડે, વીધાતાના ક્રુર ફટકાઓ શું તમોએ ઓછા જોયા છે કે તેને ન ગણકારતાં તમે ઇચ્છાનુસાર વર્તન રાખી શકો? કટોકટીનો સમય પાસે આવતો જાય છે: ક્રાન્તીની ભેખડને નાકે આપણે આવી ચુકયા છીએ. તમારી સલામતીની જોખમદારી લેવા કોણ તૈયાર છે? મનુષ્યે જેનું સર્જન કર્યું છે તેનો નાશ પણ તે કરી શકે. ફક્ત કુદરતનાં જ અંગો ભુસી શકાતાં નથી. અને રાજાઓને, પદ્વીધરોને કે પૈસાદારોને કૈં કુદરતે બનાવ્યા નથી. જેઓને મહત્તા ભોગવતા તમે કેળવ્યાં છે, તે તેઓની દીન દશામાં શું કરશે? લોકોના ફરોનો આ ઉપભોગી, જે ફક્ત સોના ઉપર જ જીવી શકે છે. તે તેની ગરીબાવસ્થામાં શું કરશે? આ મદભર્યો મુર્ખ કે જે પોતાના હાથનો ઉપયોગ કરી જાણતો નથી, અને જે વાસ્તવીક રીતે પોતાનું નથી, તેમાં મગરૂરી લે છે, તે જ્યારે બધું તેની પાસેથી લઇ લેવામાં આવશે ત્યારે શું કરશે? વીધાતાના એ વૈચીત્ર્યમાં, પોતાની મહત્તાના ખોટા ખ્યાલ ત્યજી દઇને માત્ર સાદાં મનુષ્યત્વમાં રહેનાર સુખી થશે. હાર પામ્યા પછી માંડા મનુષ્યની માફક પોતાના તુટેલા તાજના ટુકડાઓ નીચે દટાઇ મરનાર પેલા સામ્રાટના વખાણ જનતા ભલે કરે: હું તો તેને ધૃણાની જ નજરે જોઉં છું. તેનું વ્યક્તીત્વ ફક્ત તાજમાં જ સમાએલું છે; અને તે જતાં તે બીચારાનું અસ્તીત્વ રહેતું જ નથી. પણ જે તાજ ગુમાવ્યા છતાં પણ જીવી શકે છે, તે સામ્રાટ કરતાં પણ વધુ શક્તીશાળી છે; બાયલો, ધુતારો, ગાંડો, કોઇ પણ ધારી શકે એવી સમ્રાટની સંજ્ઞા છોડી સાચાં મનુષ્યત્વની દુર્ધટ પદ્વી, તે પ્રાપ્ત કરે છે. વીધાતાને તે એ રીતે જીતે છે–સામી છાતીએ તેને પડકાર કરી શકે છે. સ્વબળ ઉપર આધાર રાખતો થવાથી જ્યારે પોતાના વ્યક્તીત્વ શીવાય દુનીઆને બતાવવા તેની પાસે બીજું કશું ન હોય, ત્યારે તે એક નનામું પુતળું મટીને સમાજની એક સ્વતંત્ર વ્યક્તી તરીકે ઉભો રહી શકે છે."

કોઇ પણ વ્યક્તી, ભલે તે ગમે તે હોય તો પણ, શહેરી તરીકે સમાજમાં રોકવા માટે, તે સ્વમહેનત શીવાય બીજી કોઇ મુડી ધરાવતી નથી; એની ઇચ્છા અનીચ્છાએ, એની બીજી બધી મીલ્કત સમાજની જ છે. એક માણસ ક્યાં તો પોતાની સંપત્તીનું સુખ ભોગવી શકતો નથી અથવા તો સમાજને પણ તેના ઉપભોગમાં ભાગ આપે છે. પ્રથમની રીત જો એ અખત્યાર કરે તો એ પોતાને અને બીજાઓને પણ છેતરે છે; બીજી રીતથી તે તેઓને કંઇ જ આપતો નથી. અને તે સમાજને પોતાની સંપત્તી દ્વારા સદાય કૈં નહીં ને કૈં આપતો રહે છે, છતાંએ તેનું સમાજ તરફનું દેવું હંમેશાં ભરપાઇ થયા વીનાનું રહે છે 'પણ મારા બાપા આ સંપત્તી પ્રાપ્ત કરતી વખતે, સમાજ સેવા પણ સાથે સાથે કરતા હતા' વારૂ, પણ તેમણે તો તેમનું જ દેવું વળ્યું, તમારૂં નહીં. તમે સારા સંજોગોમાં જ મા

છો, એટલે ખરાબ સંજોગોમાં જન્મ્યા હોત તેના કરતાં તમારી ઉપર વધારે દેવું બાકી રહે છે. દરેક માણસની સ્થીતી સમાજને આભારી હોવાથી; દરેકે સમાજ પ્રત્યેનું પોતપોતાનું દેવું સ્વમહેનતથી જ વાળવું ઘટે. 'એક માણસની મહેનત, બીજાનું દેવું વાળે એ વાજબી ન જ કહેવાય; અને તેથી કોઇ પણ પીતા, પોતાના પુત્રને સમાજને ઉપયોગી ન રહેવાનો હક્ક ન આપી શકે. 'પણ' કોઇ કહેશે, 'મારા પીતા જ્યારે મને પોતાની મીલ્કત સોંપી જાય છે ત્યારે તેમની મહેનતનાં ફળો જ મને મળે છે.' જે માણસ, આળસુ પડી રહી, બીજાએ આપેલી મીલ્કત ઉપર એશઆરામ ભોગવે છે તે મારી નજરે ચોર સમાન છે; તેવી જ રીતે સરકાર તરફથી બાંધી આવક મળતી હોય એવી કોઇ વ્યક્તી, જે કોઇ પણ પ્રકારનું ઉપયોગી કામ ન કરતી હોય તો તે વ્યક્તી, રસ્તે જનારને લુંટનાર લુંટારા જેટલી જ ભયંકર ગુનેહગાર છે. સમાજની સીમાથી અલગ રહેનાર વ્યક્તી, તેની ઉપર કોઇ પણ પ્રકારનું સામાજીક રૂણ ન હોય, તો તે ભલે ચાહે તેમ રહે; પણ સમાજની પરીસીમામાં રહેનાર વ્યક્તી આવું વર્તન રાખે, તો ક્યાં તો તે બીજાને આશરે રહે છે, અથવા તો તેના નીર્વાહ અર્થે સમાજે કરેલી મહેનત પુરતો તે સમાજનો દેવાદાર બને છે. આ સામાજીક બંધનો વીનાનો કોઇ હોઇ શકે જ નહીં. સમાજ ઉપર આધાર રાખનાર વ્યક્તી, સમાજના લાભાર્થે કોઇ પણ પ્રકારનું કાર્ય કરવા બંધાયલી છે. નબળો વા સબળો, ગરીબ વા તવંગર, દરેક આળસુ માણસ એક પ્રકારનો ચોર છે."[1]

ઉપર ટાંકેલ અને બીજા એવા જ ફકરાઓ, તે લખાયા પછીની આખી સદીમાં અજબ અસર ઉપજાવી શક્યા છે. આપણે તેનું છેલ્લું પુનરાવર્તન રશીઆના સોવીએટ પ્રજાસત્તાકનું બંધારણ, કે જે ફક્ત મહેનત કરનારાઓના જ શહેરી તરીકેના હક્ક સ્વીકારે છે તેમાં જોઇએ છીએ. રૂસો બધાં જ કાર્યોને, [સમાજને તેની જરૂર હોય અને તેને માટે માગણી હોય તે છતાં], સારાં ગણતો નહોતો. કારણ કે તેમની ગણના તે પ્રણાલીકાવાદી અથવા સમાજના હીતની આડે આવનાર કાર્યો તરીકે કરતો હતો. દાખલા તરીકે વેશ્યાગ્રહો અથવા પીઠાં. કોઇ પણ કાર્યની અગત્યતાની કીંમત આંકવા માટે, તે કાર્ય જીંદગીની સાદી જરૂરીઆતોનું પોષક છે કે નહીં તેની ચોકસી એ કરતો. રૂસો અને તેના અનુયાયીઓ સાદા કુદરતી જીવનની હીમાયત કરતા અરાઢમી સદીમાં ગ્રામ્યજીવનની શ્રેષ્ઠતા પ્રણાલીકા તરીકે સ્વીકારાતી. પણ સંસ્કૃત જનતાનો મોટો ભાગ તો, ફક્ત શણગાર અર્થે ઓરડામાં ભરવાડની માટીની મુર્તીનું સ્થાપન કરી સંતોષ માનતો "કુદરત તરફના પુનર્ગમન"ની હીમાયત કરતાં રૂસો એવાં કૃત્રીમ જીવનના મુળોને ઉચ્છેદ ઇચ્છતો. અરાઢમી સદીમાં પ્રતિષ્ઠાનાં લક્ષણ તરીકે ગણાતી કૃત્રીમ જરૂરીઆતો અને વાંઝીઆ કાર્ય પ્રવૃતીઓને બદલે જીંદગીની આવશ્કતાઓ પુરી પાડનાર મહેનત તેમ જ જીવનની સાદાઇ માટે તે હરદંમેશ મથતો પરંતુ સંસ્કૃતીનું અભીમાન ધરાવનાર જનતા એવા સમાજના પુનઃસર્જનમાં પોતાનો ફાળો આપવા અશક્તીમાન હતી.

સમાજને ઉચ્ચતમ કક્ષાએ લાવવા માટે રૂસો કેળવણીની જે પ્રથા દાખલ કરવા

---

૧ Emile પાનું. ૧૫૭,

માંગતો હતો તેનું વીવેચન અહીં કરવાની જરૂર નથી. પણ જુના સડેલા જમાનાની પ્રણાલીકાઓને તોડી નાખી નવસમાજનું પુનર્વીધાન કરવાનું મુખ્ય સાધન કેળવણી જ હોઇ શકે એ ચોક્ખું છે. માનવજીવનનું નવું અને સારૂં સ્વરૂપ ઘડવાની રીતીઓનું દીગ્દર્શન કરાવવાની ઇચ્છાથી તેણે Emile લખ્યું છે પણ પ્રણાલીકા પ્રત્યેના રૂસોના વર્તનમાં સુધારણાના કાર્યક્રમના ઘડતર કરતાં યે કૈંક વધુ છે, સમાજ અને જીવન તરફ તે નવા દષ્ટીબીંદુથી જોતો. એના એ દષ્ટીબીંદુમાં જુસ્સાનો જુવાળ છે, તેમ જ અરાઢમી સદીના તત્વજ્ઞાનીઓના લુખ્ખા બુદ્ધીવાદનો તેમાં જોસભર્યો પ્રતીકાર પણ છે. રસાત્મક સાહીત્ય [Romanticism] ના મુખ્ય પ્રયોજક અને બુદ્ધીવાદના પ્રથમ વીરોધક તરીકે રૂસોને માનવામાં આવે છે. ઇશ્વરના અસ્તીત્વમાં પણ ન્યાયબદ્ધ સમર્થન હોય તો જ માનનાર, અરાઢમી સદીના ઇશ્વરવાદીઓ [Deists] ના જડ બુદ્ધીવાદને તેણે તોડી પાડયો છે. અને તેના લખાણો ન્યાય સંકળીત કરતાં લાગણી પ્રધાન વધુ હોય એવાં જણાય છે. પણ અદ્દભુત રસાત્મક સાહીત્ય [Romanticim] ની દષ્ટીએ જોતાં, એના સામાજીક સીદ્ધાંતોમાં એ બર્ક કરતાં તદ્દન નીરાળો જ પડે છે. રોમેન્સ [Romance] એક બહુ–અર્થવાળો શબ્દ છે; એમાં "કુદરત પ્રત્યેનો પ્રેમ" અથવા "ચીરકાળના પરીચયને અંગે ઉત્પન્ન થએલી આછા સમભાવની લાગણી" બન્ને સમાવી શકાય. બર્ક ખંડીએરોના સૌંદર્યથી દોરવાય છે; રૂસો નૈસર્ગીક સૌંદર્યથી દોરવાય છે. બર્ક પ્રાચીનતાનો પક્ષપાતી છે. કોઇ પણ વસ્તુ, ભલે તે દેખીતી ખરાબ હોય તો પણ તે જુની હોવાને લીધે સારી જ હોવી જોઇએ એમ બર્ક માને છે જો રોમેન્ટીક એટલે પ્રણાલીકાવાદી એવો જ અર્થ થતો હોય, તો પણ બર્કની ગણના રોમેન્ટીક તરીકે ન કરી શકાય કારણ કે પ્રણાલીક નૈતીક લાગણીઓમાં અને નૈતીક ધગશમાં પ્રગતીના અભાવને તે વખોડતો હતો. આપણામાં આપણા પુર્વજો કરતાં નીતીની ધગશ ઓછી છે એવું નહીં પણ તેના પ્રકાર એટલા જ દુર્બળ અને એટલા જ અસલી છે. જ્યારે રૂસો એના લાગણી પ્રાધાન્યમાં રોમેન્ટીક છે. કુદરતના અને માનવજીવનના આપણા જ્ઞાનમાં, આપણા ભાષા વીજ્ઞાનમાં, ભલે આપણે ગમે તેટલા પ્રગતીમાન હોઇએ પણ સારાપણા અને મહત્તાની આપણી ભાવનાઓમાં તો આપણે આગળ વધતા નથી જ; અને આપણા નૈતીક બંધારણો તો પરાપુર્વની સજનજુની ટેવોને આધારે જ રચાએલાં છે. બુદ્ધીની પ્રગતી પણ નૈતીક આદર્શોને વધુ ઉચ્ચ બનાવવા સમર્થ નીવડી નહોતી; અને તેથી રૂસોએ નવસમાજના ચણતરનો પાયો સત્યના પૃથક્કરણું કરતાં શ્રદ્ધાના પોષણથી ચણવો વધુ ઉચીત ગણ્યો. પોતાના કરતાં વધુ બુદ્ધીશાળી મનુષ્યો સાથે, રૂસો બુદ્ધી ઉપર હૃદયનું સામ્રાજ્ય સીદ્ધ કરવા વાદમાં ઉતર્યો હતો. રૂસોના સીદ્ધાંતોમાં અનેક ત્રુટીઓ હતી; લાગણીઓ કરતાં બુદ્ધી ઓછી કીંમતી છે એમ કહેવું એ નરી મુર્ખતા જ ગણાય. એ આંખ અને હાથની ઉપયોગીતાની તુલના કરવા બરોબર છે. અન્યોન્યાશ્રયી હોવાથી દરેકનું સ્થાન નીયત કરેલું છે. પોતપોતાના સ્થાનમાં બન્ને જરૂરી છે; અને તેથી લાગણીઓને બદલે બુદ્ધી કામ આપી શકતી નથી એમ કહી ખોટી તકરારમાં ઉતરી શકાય નહીં, તેમ જ માનસીક શક્તીઓની ખોટી સીમા પણ બાંધી શકાય નહીં.

અને તે છતાં રૂસો જે આરોપ મુકે છે તે સહેલાઇથી પુરવાર કરી શકાય એમ છે. કહેવાતી બુદ્ધીશાળી પ્રવૃત્તીઓને આદરનારાઓ અમુક સંજોગોમાં સામાજીક ત્રુટીઓને પોષે છે. તે લોકો બહુધા અમીર અને માલભરવર્ગના આશ્રીતો હોય છે. એ આશ્રયદાતાઓના હથીઆર બનતાં તેઓને વાર લાગતી નથી. અને એમનાં જ્ઞાન અને શક્તીઓનો ઉપયોગ પોતાના બંધુઓને અધમતામાં લાવનાર પ્રવૃત્તીઓને પોષવામાં થાય છે. ગરીબોની અધમતા ઉપર રચાએલાં અરાઢમી સદીનાં વીલાસગ્રહોમાં ઢેર ઢેર વીજ્ઞાનશાસ્ત્રીઓ, કવીઓ અને સાક્ષરો નજરે પડતા હતા. તેમાંના ઘણાખરાનો જન્મ ગરીબ ગ્રહોમાં થયો હોવા છતાં, ગરીબોને માટે માનવતા રહીત સ્થીતી ઉત્પન્ન કરતાં માલભરોના બચાવ માટે તેઓ પોતાની શક્તીઓનો ઉપયોગ કરતા હતા. તેઓ એમ માનતા તો હશે, અને તેઓના આશ્રદાતાઓને એમ મનાવવામાં સફળ નીવડયા હતા, કે એ ક્ષુદ્ર શ્રમજીવીઓનું તેમના વીલાસગ્રહો ઉપર આક્રમણ થતાં તેઓના કાવ્યો, તેઓની ચીત્રકળા અને તેઓનું સંગીત જરૂર નાશ પામશે. પણ એ થોડી સારી વસ્તુઓનો નાશ થતાં પણ જુની ત્રુટીઓને સાંધ્યા પછી, લાભનું પલ્લું કયી તરફ નમતે તે દેખીતું હતું.

બુદ્ધીવાદીઓ પણ સુધારકો બની શકે છે. અને તેઓની વીચારણાઓ અમુક અંશે ક્રૅંચ બળવા માટે જવાબદાર હતી. તેમના મામીક કટાક્ષો હ્રદય સોંસરવા પેસી અદ્‌ભુત અસર કરતા વોલ્ટર જેવા માણસોએ પણ દયા અને બહાદુરીનાં કામ કર્યાં હતાં; પણ એ જુના સડાઓને ઉખેડી ફેંકી દેવામાં જે આવેશની જરૂર હતી તે તેઓમાં નહોતી. વીદ્યાપીઠના ઠંડાગરાં જીવનથી વીરોધ દાખવવાની હીંમત ઓછી થતી જાય છે. ભાવનાભરી એ જીંદગી અને માનસીક સહવાસનું વાતાવરણ, બીજાંના શારીરીક દુઃખો તરફ દુર્લક્ષ કરવાની ટેવ પાડે છે. પણ રૂસોના કહેવા પ્રમાણે તો આ બુદ્ધીવાદ સામાન્ય જનતા પ્રત્યેના પ્રેમમાંથી જન્મતાં ક્રાંતીનાં પ્રચંડ વાવાઝોડાંમાં વીખેરી નાખવાની માત્ર ધુળ અને રાખ છે.

રૂસો માટે આટલેથી જ અટકવું શક્ય નહોતું. સંહારક લાગણીના આવેશમાં બુદ્ધીવાદીઓને પદભ્રષ્ટ કરી શકાય પણ તેથી જનતાની ગુલામીના બંધનો એટલાં જ મજબુત રહે. આરામગૃહોના વીલાસ સાધનોને વખોડવાથી જનતાના મોટા ભાગની ગરીબાઇ અને દુઃખો દુર કરી શકાય નહીં. આ દુઃખદાયક સ્થીતીનાં મુળ કારણો તો અસમાનતાના ધોરણ ઉપર રચાએલા સમાજના બંધારણમાં હતાં એ સ્પષ્ટ હતું. છતાંએ ત્રુટી કયાં હતી અને એને કયી રીતીએ સુધારી શકાય એ પ્રશ્નનું નીરાકરણ કરવું સહેલું નહોતું.

જનતા ગુલામી ભોગવતી હતી; અને જેઓ સત્તા ભોગવતાં જણાતાં હતાં તેઓ પોતે તે સત્તા મેળવવાના પ્રયત્નોની શૃંખલાથી હરહંમેશ જકડાએલાં રહેતાં. સમ્રાટપદના સર્વાધીકારત્વને અંગે નહીં પણ જે બળ ઉપર કાયદા અને વ્યવસ્થા માટે તેને આધાર રાખવો પડતો હતો તેને દોરવવામાં તેનો હાથ નહોતો એટલા ખાતર સમાજ એકહથ્થુસત્તા નીચે હતો. એમ માનવામાં આવતું હતું કે સમાજનો વ્યવહાર આપલેના સામાન્ય ધોરણ ઉપર ચાલતો હતોઃ એક ચીજ લેવાને માટે બીજી ચીજ આપવી પડતી. રૂસોના કહેવા પ્રમાણે સમાજમાં સામાન્યવર્ગ પણ માનવતાભર્યું જીવન ગુજારવાને શક્તીમાન હોવો જોઇએ એ

નીઃસંદેહ હતું. રાજ્યકારભારમાં સ્વાતંત્ર્ય શોધતાં તેઓ કુદરતી છુટાપણું ગુમાવી બેઠાં હતાં. સ્વબળ અને સ્વેચ્છાનો તેઓને ભોગ આપવો પડયો હતો. આનો એક માત્ર ઉપાય જે સત્તાના બળ નીચે જનતા રહેતી હતી તેની ઉપરનો અંકુશ તેને પાછો સોંપવાનો હતો. રૂસો એવી દલીલ કરતો કે લોકોએ પોતાની સર્વસત્તા થોડાક ચુંટી કાઢેલા રાજ્યાધીકારીઓને સોંપી દીધી છે એમ માનવું એ નરી મુર્ખતા છે. જનતા જ સર્વસત્તાધીશ છે અને તેથી રાજ્યકારભારનો કોઇ પણ પ્રકાર, પ્રજા શીવાયની બીજી કોઇ પણ સત્તા નીચે હોઇ શકે જ નહીં. જનતાની સામાન્ય ઇચ્છા એ જ સમાજનો આત્મા; અને સંસ્થાઓમાં બંધીત થએલી એ સામાન્ય ઇચ્છાના હાથમાં જ બધો વહીવટ હોવો જોઇએ. એ જ સર્વોપરી સત્તાધીશ હોઇ શકે.

"પણ સર્વાધીકારીત્વ આપતાંની સાથે જ સ્વકીયતાનો નાશ થાય છે. એટલા ખાતર જ સર્વાધીકારમાં પ્રતીનીધીત્વ હોઇ શકે જ નહીં. એતું સત્વ લોકેચ્છામાં રહ્યું છે અને ઇચ્છામાં પ્રતીનીધીત્વ ન જ હોય; કયાં તો એ એના મુળસ્વરૂપમાં જ રહે છે અથવા એતું તદ્દન રૂપાંતર થઇ જાય છે; એને માટે કોઇ મધ્યસ્થ સ્થીતી શકય નથી. અને તેથી પ્રજાએ નીમેલા જનો એ તેના પ્રતીનીધીઓ નથી અને હોઇ શકે પણ નહીં. તેઓ તો ફકત પ્રજાએ વહીવટ કરવા રોકેલા નોકરો છે અને તેથી તેઓથી કોઇ પણ સ્વતંત્ર કામ ન જ થઇ શકે. જે કાયદાને પ્રજાએ અંગત અનુમતી ન આપી હોય એ કાયદો બંધારણ પુર્વકનો ન કહી શકાય—તે કાયદો જ ન ગણાય. ઇંગ્લંડની પ્રજા પોતાને સ્વતંત્ર માને છે; પણ એ માન્યતા ભુલ ભરેલી છે; એ પાલમિંટના સભ્યોની ચુંટણી વખતે જ સ્વતંત્ર છે. એ સભ્યોની ચુંટણી થઇ ગયા બાદ, તેની ઉપર ગુલામીનાં બોજા ફરી વળે છે, અને તેનું વ્યક્તીત્વ નષ્ટ થાય છે. ટુંક વખતના સ્વાતંત્ર્યનો તે જે દુરૂપયોગ કરે છે તે જોતાં, એટલી સ્વતંત્રતા માટે પણ એ લાયક નથી એમ લાગે છે."

"પ્રતીનીધીત્વની ભાવના અર્વાચીન છેઃ એ પ્રથા માનવતાનું અધઃપતન કરતી અને મનુષ્યના નામને કલંક લગાડતી રીસાયતી [Feudal Government] ની અન્યાયી અને અજુગતી પ્રથામાંથી આપને મળી છે. અસલના પ્રજાસત્તાકો અને સામ્રાજ્યોમાં પ્રતીનીધીઓ નહોતા; એ શબ્દ પણ કોઇ જાણતું નહોતું."[૧]

પ્રતીનીધીત્વ તરફનો અણગમો, ઘણીવાર રૂસોની મોટી ભુલોમાંની એક તરીકે લેખાય છે. પણ ઓગણીસમી સદીના કડવા અનુભવો પછી રૂસોના આ કથનમાં કૈંક સત્ય જણાય છે. પ્રતીનીધીઓનો રાજ્ય કારોબાર અળખામણો થઇ પડયો છે. આમાં પ્રતીનીધીત્વની રીત ખોટી હોય અથવા બંધ બેસતી ન હોય; વખતે પ્રતીનીધીત્વનો આખો સીદ્ધાંત પણ બેટો હોય. પણ તેથી બકે઼ કરેલા સંપુર્ણાધીકારનો બચાવ. એક રાજકીય સીદ્ધાંત તરીકે લેખી નહીં શકાય.

પ્રતીનીધી એટલે લોકોની એક સંસ્થા કે સમુહ તરફથી ચુંટાએલ અથવા તેને કબુલ રાખેલ એક વ્યક્તી. ચુંટણી પછી, ચુંટનારાઓના હીત માટે શું કરવું તેનો તે સ્વબુદ્ધીઅનુસાર નીર્ણય કરવાને સ્વતંત્ર છે. આ રીતે બીજાને માટે શું સારૂં છે તેનો નીર્ણય કરવામાં તેનો મત આવશ્યક છે. તેના

---

૧ Social Contract. પાનું ૮૩. Every man Edition.

ચુંટનારાઓ શું માને છે તે નહીં, પણ તેઓનું હીતાહીત તે શામાં સમાએલું માને છે તે જણાવવા માટે તેને ધારાસભામાં મોકલવામાં આવે છે. અલબત્ત, એ જે કહે તે લોકોને રૂચીકર ન હોય તો વખત જતાં તેઓ તેને બદલી શકે છે; પણ પ્રતીનીધીત્વની પ્રથાનું કુદરતી પરીણામ એ આવે છે કે ચુંટનારાઓ તેઓના હીતની સંપુર્ણ જવાબદારી અને વીચારશક્તી તેમના પ્રતીનીધીને સોંપી દે છે. જે કાર્ય પોતે ઉપાડવું જોઈએ તે પ્રતીનીધીને શીરે નંખાય છે. અને તેથી પ્રજાસત્તાકના ઉચ્ચ આદર્શો તુટી પડે છે. રૂસો કહે છે કે પ્રતીનીધીઓથી ચાલતાં રાજ્યાધીકારની અસર તપાસીએ તો પ્રજાની સત્તા નાબુદ થતી જોઈએ છીએ. આનું માઠું પરીણામ ફક્ત પ્રજાની ગેરસમજ થાય છે અથવા તેને સહન કરવું પડે છે એટલું જ આવતું નથી, પણ પોતાની જોખમદારી પણ પોતે વહોરી લેતાં શીખતી નથી. રૂસોને મન પ્રજાસત્તાક એ હક્કની સલામતી કરતાં કર્તવ્યપરાયણતા વધુ હતી. સંસ્કૃત સમાજનો કોઈ પણ માણસ પોતાને માટે વીચાર કરવાની ફરજ બીજાને સોંપે એ તેને પસંદ નહોતું. અને મુખ્યત્વે આ કારણને અંગે જન રૂચીકર વહીવટની અને રાજ્યકારભારના નાના વીભાગો પાડવાની જરૂર છે.

રૂસો સમાજના એક બીજા દુષણ તરીકે યુદ્ધને ગણતો. એની આગળના બીજા બધા વીચારકો યુદ્ધને કુદરતની એક આવશ્યક વસ્તુસ્થીતી તરીકે સ્વીકારતાં પણ રૂસો તેને સહજમાં દુર કરી શકાય એવી કુટેવ માનતો. કુદરતી રીતે મનુષ્ય એના બાંધવો જોડે વીગ્રહમાં ઉતર્યાં કરે છે એટલે 'દરેકના બીજા બધાં સાથેના વીરોધ'ને હોબ્સ [Hobbes] સામાજીક જીવનનો મુખ્ય પાયો માનતો. એ જુની પ્રતીસ્પર્ધાની વીગતોમાં ઉતરવું અહીં જરૂરી નથી. પણ રૂસો માનવ જાતીના સર્જનજુનાં સૌજન્યમાં ખાત્રીપુર્વક માનતો. યુદ્ધ તરફ દોરતી પાશવ લાગણીઓને વખોડી કાઢતાં રૂસોને મનુષ્યની સ્વભાવજન્ય શાંતી પ્રીયતામાં વીશ્વાસ હોય એમ જણાય છે; પણ યુદ્ધની તેની ભાવના અને પુરાણા સમાજની તેની કલ્પના વીષે વીવેચન કરવાની જરૂર નથી. કારણ કે તે યુદ્ધની, જોહુકમી અને સામાજીક જીવનની એવી જ બીજી અનાવશ્યક અધમતાઓ જોડે ગણના કરે છે. યુદ્ધને પ્રેરતી પ્રવૃતીઓ અથવા તેના પરીણામોનું પૃથક્કરણ કરવાનો પ્રયાસ તે કરતો નથી એ શોચનીય છે, કારણ કે આવું પૃથક્કરણ જો આજે પણ કરવામાં આવે તો તે સમાજને અતી ઉપયોગી નીવડે આ ખામી છતાં પણ તેનાં લખાણો પુરતાં કટાક્ષ ભર્યાં છે.

"નીતી અને કાયદાના પુસ્તકો હું ઉઘાડું છું; વીદ્વાનો અને ધારાશાસ્ત્રીઓના આવેશભર્યાં ભાષણોમાં કુદરતનાં દુઃખો સાંભળી મને કંપારી છુટે છે, અને સામાજીક બંધારણની વ્યવસ્થાથી સુલભ ન્યાય અને શાંતીને હું સહર્ષ વધાવી લઉં છું. રાજકીય સંસ્થાઓના ડહાપણને હું વખાણું છું. અને શહેરી હોવાને લીધે મારા માનવજીવનમાં સંપુર્ણ સંતોષ પામું છું, મારી ફરજ અને મારાં સાચાં સુખોની આ રીતે કેળવણી લઈ, મારું પુસ્તક બંધ કરી, હું મારો વર્ગ છોડી આજુબાજુ દ્રષ્ટી કરું છું. હું કમનસીબ મનુષ્યોને લોખંડખડાના ભાર નીચે ચગદાતાં જોઉં છું, આખી માનવ જાતીને મુઠીભર આપખુદીઓના પગ નીચે ચંપાતી જોઉં છું, ભુખ અને દુઃખથી પીડાતો એક દુકાળીઓ જનસમુદ જોઉં છું કે જેના અન્ન અને રોટીનું પાન મુડીવાદીઓ

સ્વાભાવીક શાંતીથી કરી રહ્યા છે—દરેક ઠેકાણે કાયદાના અજય બળથી સજ્જ થયેલા સજાને, દુમ'જાને પીડતો જોઉં છું. જરા પણ વીરોધ વગર આ સ્થીતી સાંખી લેવાય છે. દરેક ઠેકાણે બળીદાન દેવાતાં બકરાં જેવી નીર્બળતા અને નીરવ શાંતી જોઉં છું. બે ચાર અશ્રુ સારી આ બધું આપણે સહન કરવું જ રહ્યું. આ ભયભરેલા દેખાવ આડો પડદો તો સતત્ રહેવો જ જોઇએ. પણ હું મારી આંખો તેથી પણ ઉંચી કરી દુર દુર જોઉં છું. આગ અને ભડકા, ત્યજાએલાં ખેતરો અને શહેરો હું જોઉં છું. જંગલી મનુષ્યો! આ કમનસીબોને ખેંચી તમે ક્યાં લઇ જાઓ છો? હું એક ભયગ્રસ્ત ચીચીયારી સાંભળું છું. આહા, કેવી દશા! કેવું આક્રંદ! હું પાસે જાઉં છું અને ખુનામરકીની રંગભુમી જોઉં છું. ચીરી કાઢેલાં દશ હજાર માનવજીવો, ઢગલે લાદેલાં શબો, ઘોડાના પગોથી રગદોળાતાં મૃતઃપ્રાય જખમીઓ, બધે જ ભય, બધે જ દુઃખ, શાંતી સ્થાપવાનો ડોળ કરતી તમારી સંસ્થાઓનું આ પરીણામ? ૧ અને—

"યુરોપ એ એશીઆ અને આફ્રીકા જેવો સમાનના વીનાની પ્રજાઓનો બનેલો એક નામમાત્રનો દેશ નથી; પણ એક જ પ્રકારનું વર્તન એક સરખા રીત રીવાજો અને વધુમાં એક સરખા કાયદાઓ [કે જેના ઉલ્લંઘનથી ગંભીર ગેરવ્યવસ્થા ઉભી થયા વગર રહે નહી] અને એવાં જ બીજા સમાન તત્વોવાળી પ્રજાઓનો બનેલો એક જ સમાજ છે. જ્યારે બીજી બાજુ તપાસતાં, વીજ્ઞાનશાસ્ત્રીઓનું, કલાકારેનું, સાક્ષરોનું આ ભવ્ય મંદીર, રોજની તકરારો, લુંટફાટો, છળ કપટો, બળવા, બખેડાઓ અને યુધ્ધોથી જીર્ણ થતું જાય છે. આપણા મોટા મોટા ભાષણો અને આપણા ઘાતકી કૃત્યો, આપણો શાંતીપ્રીય ધર્મ અને આપણા હળાહળ વીરોધો, પુસ્તકોમાં ડહાપણભરી, પણ અસ્તીત્વમાં ક્રુર આપણી રાજ્યનીતીઓ, આપણા શુભચીંતક ઉદાર નેતાઓ અને અધમતામાં સડતી આપણી જનતા, આપણા સુવ્યવસ્થીત રાજ્યકારભારો અને આપણા લોહીનીતરતાં યુધ્ધો—આ બધી અસંબદ્ધતાઓને એકસુર ન જ બનાવી શકાય. યુરોપની પ્રજાએ.માં બંધુત્વ હોવાની વાતો થાય છે. વ્યંગમાં કરેલો એ કોઇનો માર્મીક કટાક્ષ જ હશે." ૨

આ સ્થીતીની સુધારણાના ઉપાય તરીકે તેની પાસે એક સમીતી સ્થાપવાની એબી ડ સેઇન્ટ પીરે [Abbe' de st. P ere] ની યોજના હતી. આનાથી "સર્વ કાળની સુલેહ શાંતી" સ્થાપવાની આશા હતી જો કે લીબનીઝ [Leibniz] તો કહેતો હતો કે આવી સુલેહશાંતી તો ફક્ત કબરોમાં જ મળી શકે. આવી સમીતીની સંસ્થાપના આજે ઘણી જાણીતી થએલી હોવાથી તે લોકપ્રીય બની છે. અને સમીતીની (પ્રજાસંઘની) સ્થાપના પણ આજે થઇ ગઇ હોવાથી સેઇન્ટ પીરેની યોજનાનો ઉલ્લેખ કરવો એ જુના ઇતીહાસના પાનાં ઉથલાવવા જેવું લાગે છે. પણ રૂસોની ટીકાઓ આજે પણ ઉપયોગી નીવડે તેવી છે. આવી સમીતી એ છેવટે તો અસ્તીત્વ ધરાવતાં રાજ્યોના પાયા ઉપર જ ચણાએલું ચણતર છે. પણ રૂસો રાજ્યોની પ્રથાનો એટલો વીરોધી હતો કે જગતભરની સુલેહ સ્થાપવા માટે આ પાયો

---

૧ L'etat de Guerre પાનું ૩૦૨. Vanghan's Edition.

૨ Jugement પાનું ૩૧૮–Vanghan's Edition.

મજબુત હોઇ શકે એમ તે માનતા જ નહીં. હયાત રાજ્યો ઉપર પોતાનો 'સોશીયલ કોન્ટ્રેક્ટ' [Social Contract] માં આટલું વીનાશાત્મક વીવેચન કર્યા બાદ, તેમની એક સમીતીનું તે અસંબદ્ધ નીદેંશન કરે એ સંભવતું નથી. તેથી રૂસો સેઇન્ટ-પીરેનો અનુયાયી કે લોર્ડ રોબર્ટ સેસીલ [Lord Robert Cecil] સાથે સંમત ન જ ગણાય. યુદ્ધના હથીઆર જેવાં આ નાનાં રાજ્યોને એકઠાં કરી તેઓને સુલેહના સ્થંભો બનાવવા એ સલાહ સંપ સ્થાપવા માટે સર્વ આયુધો સજવાની કોઇ હીંસાવાદીની આજ્ઞા જેટલું જ વીચીત્ર લાગે છે! તે વખતનું કે આજનું બંધારણયુક્ત કોઇ પણ રાજ્ય શાંતીનો આધાર ન જ બની શકે.

સાચું જોતાં તો રૂસોએ સોશીઅલ કોન્ટ્રેક્ટ [Social contract] માં સ્થાનીક અથવા વીભાજીત રાજ્યાધીકાર વીષેની સુચનાઓ, સંયુક્તતંત્ર [Federation] ઉપર પરીશીષ્ટ ઉમેરીને પુરી કરી. આ પરીશીષ્ટ નષ્ટ થયું છે પણ અંદરના વીચારો હજુ પણ લભ્ય છે.[1] એમાં દલીલ આ પ્રમાણે કરી છેઃ ધારો કે રાજ્યાધીકારના નવા ધોરણ પ્રમાણે, નાના નાના વીભાગોને સીધાં સત્તાધીશ બનાવવામાં આવ્યાં; તો એ વીભાગો વચ્ચેનો સંબંધ જુદી જુદી કક્ષાઓના ચડઉતર ધોરણ પ્રમાણે જ ગોઠવવો જોઇએ. કુદરતી રીતે દરેક વીભાગનું બંધારણ ભીન્ન ભીન્ન જ થવાનું. આવો દરેક વીભાગ આંતરીક વીષયોમાં સંપુર્ણતઃ સ્વતંત્ર હોવા છતાં એક મધ્યસ્થ સત્તા નીચે રહેશે; અને બધા સુધરેલા દેશો એમ જુદા જુદા રાજ્યાધીકારો અને રાજ્ય વહીવટોના વીભાગોથી સંકળાએલા રહેશે. એ મધ્યસ્થ સત્તા, આ જુદા જુદા વીભાગોની બનેલી મહાસમીતી હશે. એટલે આ મહાસમીતી ચોક્કસ સામાન્ય ઉદ્દેશો માટે, ખુદ જનતાએ સર્જેલી, એક સંસ્થાનોની બનેલી મહાસંસ્થા થશે.

રૂસો મોટા સંસ્થાન કરતાં નાનાં સંસ્થાનો પસંદ કરતો; કારણ કે નાનાં સંસ્થાનો મુખ્યત્વે જનતાબળ ઉપર આધાર રાખે છે. આદર્શ સંસ્થાનનું આવશ્યક લક્ષણ, એની લઘુતા નહીં પણ રાજ્યાધીકાર ઉપરની લોકસત્તા હોવું જોઇએ. આ બંધારણ ઉપર રચાએલાં સંસ્થાનો વીશ્વશાંતીની યોજનાનાં મુળ બની શકે; આવી રીતે ઘડાએલી યોજના એ સંસ્થાનોનું જોડાણ કે સંસ્થાઓનું બનેલું એક વીશ્વરાજ્ય નહીં પણ સંસ્થાનોનો મહાસમુહ બને. આ મહાસમુહનું બંધારણ આપખુદ સત્તા આપતાં છતાં ય એક મધ્યસ્થ સત્તાધીકારી બળની સ્થાપના કરશે. વીશ્વરાજ્યને માટે હમણાં કોઇ ઝંખતું નથી. સંસ્થાનીક પ્રયાનો ગમે તેવો અનુયાયી પણ વીશ્વવ્યાપી નોકરશાહીની યોજનાથી અચંબો પામશે; એમ પણ માનવામાં આવે છે કે હાલનાં સંસ્થાનીક રાજ્યો જોઇએ તેના કરતાં ઘણાં મોટાં છે. હવે મહાસમીતી અને મહાસમુહ વચ્ચે નીર્ણય કરવો રહ્યો.

મહાસમીતી એ મીત્ર કરાર (alliance) ના જ સ્વરૂપની હોઇ શાંતી અને સલામતીની ખાત્રી રૂપ તે ન હોઇ શકે તેના જુદા જુદા સભ્યોને, સ્વસ્થાનકમાં બંધ બેસતી સીમામાંન બાંધેલી એવી સ્વતંત્ર આપખુદ સત્તા હોય છેઃ અને પ્રતીનીધીત્વના ધોરણ અનુસાર રચાયેલાં છતાં એ રાજસત્તાના ઉપરીપણા નીચેનાં આજના રાજ્યો મીત્રકરારથી અધીક કંઇ પણ કરવાને શક્તીમાન નથી. આજે અસ્તીત્વ ધરાવતાં આવાં રાજ્યોની

---

૧ Vaughan. i. પાનું ૯૫.

લાક્ષણીક અપખુદ સત્તા, ઉપર દર્શાવેલા બંધારણયુક્ત મહાસમુહ શીવાય બીજા કશાથી દુર ન કરી શકાય. જ્યારે રાજ્ય વહીવટ ઉપર પ્રજાનો સીધો અંકુશ ધરાવનારા લોક સત્તાક રાજ્યોની કુદરતી વલણ તો આવા સમુહની સ્થાપનાની તરફેણમાં જ રહેવાની. રૂસોના આદર્શ સંસ્થાનની સલામતી માટે, આદર્શ મહાસમુહ આવશ્યક છે; આનું કારણ સંસ્થાનની લઘુતા નહીં પણ યુદ્ધનો સંભવ હોય ત્યારે સીધા લોકપ્રીય રાજ્યધીકારની અશક્યતા છે. મહાસમીતી અથવા મીત્રકરારની યોજનાનો મુખ્ય સીદ્ધાંત અમુક કારણો શીવાય સંસ્થાનોનું એકમેકથી છુટાપણું છે; મહાસમુહની યોજનાનો મુખ્ય સીદ્ધાંત અમુક કારણો શીવાય દરેક સંસ્થાનોની એકતા છે. દુનીઆને આવી એકતાની જ જરૂર છે.

આ આદર્શ ભાવના છે; પણ એ આદર્શની સીદ્ધી માટે આશા રાખી શકાય ખરી? સેઇન્ટ પીરેની યોજના માટે રૂસો કહે છે કે, "યોજના સારી હોવા છતાં તેની સીદ્ધી માટે બતાવેલા ઉપાયો યોજકનું અજ્ઞાતપણું બતાવે છે. અનુભવ રહીત હોવાથી તે એમ માનતો કે એક સભા બોલાવી, સંધીના કરાર ઉપર સહી કરાવવાથી યોજનાનો હેતુ પરીપુર્ણ થશે."૧ પણ રૂસો સ્પષ્ટ સમજતો કે આવી મહાસમીતીને અસરકારક ન બનાવવાનાં, રાજાઓને અને તેઓના પ્રધાનોને માટે અનેક કારણો હતાં. તેથી અંતમાં તે નીરાશાવાદી બનતો જાય છે: "મહાસમુહો વીપ્લવો શીવાય સ્થપાતા નથી: અને વીપ્લવો તેમનાં આવશ્યક અંગો છે એમ જાણીને તેની સ્થાપનાને આવકારદાયક લેખવી કે તેનાથી ભય પામવો તે કોણ કહી શકશે? સદીઓ સુધી તે અટકાવી શકે તેનાથી વધુ હાની તે વખતે એક જ આંચકે કરશે."૧

રૂસોએ વહેતા મુકેલા વીચારોમાંના આ વીચારો આધુનીક છે; કોઇ નવસર્જીત સામાજીક સંસ્થા અથવા નવીન રાજ્યનીતીમાં, તેના વીચારોની વ્યવહારીક અસરને આવકાર આપવા અથવા તેને સહન કરવા આપણામાંના કોઇક જ જીવશે. પણ આ આખા વીષય ઉપર ગંભીર વીચાર કરવો જરૂરી છે. રૂસોની કોઇ સુચના વખતે ખોટી પણ હોય. છતાં મનુષ્યજાતી વીષે કહેનાર કોઇ પણ જેટલો સાચો હોઇ શકે તેટલો તે સાચો છે. મનુષ્ય સ્વભાવ બહુ વીચીત્ર છે; વળી રાજકીય સીદ્ધાંતોના ઘડતરમાં અને તેના અમલમાં સૌથી મોટી નડતર એ છે કે કલાકાર પાસે ઘડવાની ધાતુ અને ઘડવાના હથીઆર બન્ને તરીકે ફક્ત મનુષ્ય જ છે. પણ રૂસોના જેવી પ્રેરણાત્મક આગાહી મનુષ્યને વીચારસરાણે ચઢાવે છે એ તેની મુખ્ય ઉપયોગીતા છે. તે ધાતુ અને હથીઆર બન્નેમાં ફેરફાર કરે છે; ઉત્સાહના અગ્નીમાં ધાતુને તપાવી તેને નરમ બનાવે છે અને તેથી હથીઆર તેના ઉપર વધુ અસર કરી શકે છે. રૂસોએ પોતાની ફરજ અદા કરી છે અને કેટલાંય સામાજીક દુષણોને તેના વીરોધની જ્વાલાઓએ ભસ્મીભુત કર્યાં છે.

આજના સમાજનાં દુષણો કૈં ઓછાં ખરાબ નથી. અઢારમી સદીની ફક્કડતા (elegancies) ની જગ્યા વીસમીસદીની સામાન્યતા (Vulgarities) એ લીધી છે. હજી પણ આપણે પ્રણાલીકાના અંકુશ તળે છીએ. રૂસોના જમાનાની માફક આજે પણ મનુષ્ય "પોતાના પાડોશીના મંતવ્યો" ઉપર જીવે

૧ Jugement પા. ૩૯૨.

૧ Jugement પાનું. ૩૯૬.

છે. જે સાંદી નૈસર્ગીક રહેણીકરણીને રૂસો “કુદરતી જીવન” કહેતો તેનાથી આપણે હજી યે ઘણાં જ દુર છીએ; કારણ કે જીવન જીવવાનાં સાધનો સાર્વદેશીય થવા છતાં જીવન તો એટલું જ સમત્વથી ભરપુર અને માનવતામાં અપુર્ણ છે.

થોડો વખત થયાં સાદા જીવનના હીમાયતીઓ ઘણા નીકળી પડયા છેઃ શહેરના પરાંથી વધારે દુર ન ગએલા “કુદરત તરફ પુનર્ગમન” કર્યાની બડાશ હાંકે છે. એક એવા ઇતીહાસકાર પણ છે કે જે પોતે જમીન ખેડે છે અને પોતાની પત્ની પાસે વાળ કપાવે છે. આ તેની જમીન અને તેના વાળ બન્નેને નુકશાનકર્તા છે. પ્રણાલીકાભંગ તો અમુક વર્ગમાં એક નવીન અને ફળરહીત પ્રણાલીકા થઇ પડી છે. પણ વાળ લાંબા રાખનાર પુરૂષો કે વાળ કપાવી ટુંકા કરાવનાર સ્ત્રીઓ, અથવા તો સીદ્ધાંતને ખાતર પરપુરૂષ કે પરસ્ત્રી સાથે રહેનાર વ્યક્તીઓથી કૈં સુધારો વહેલો આવનાર નથી. પ્રણાલીકાની ગુલામી, થોડાંઓ કે ઘણાંઓ માટે, આમ સહેલાઇથી તોડી શકાય એવી નથી. કપડાં, ખોરાક કે રીતભાતમાં, તેઓની સામે બંડ ઉઠાવવા જેટલીએ તાકાત નથી.

દરમ્યાન મોટા શહેરોમાં આપણે ધનનો સંચય થતો જોઇએ છીએ. પૈસાના અભાવવાળાઓને વૈભવના ખોટાં પ્રદર્શનનાં વખાણ કરતાં સાંભળીએ છીએ. પોતાનાથી ઉંચા મનાતા વર્ગની વાનર નકલ દરેક વર્ગ કરે છે. જ્યારે ચારીત્ર્ય કે જીવનના જીવંત આદર્શો સમાજ સન્મુખ હોતા નથી ત્યારે બાહ્ય આડંબરની નકલ કરવામાં આવે છે. મનુષ્યોની ન સુધારી શકાય એવી આદર્શ પુજનની ટેવ, સારૂં દેખાતું હોય તેને ઉત્તમ માનવાને પ્રેરે છે. ધન પ્રાપ્તીમાં કૈં પણ દુષણ સમજ્યા વગર, તેના પ્રત્યક્ષ ગુણો અને લોકમાન્ય ઉપયોગીતાથી દોરવાઇ, લોકો તેને માટે પ્રયત્ન કરે છે. જગતના રૂદનનું આ જ કારણ; એ જ કારણસર સમાજના અલ્પ આનંદોના સાંકડા ક્ષેત્રો, પેટપુર અન્ન જ મેળવવાના તન તોડતા પ્રયત્નોમાંથી મહામહેનતે મેળવાતો ઘણો થોડો આનંદ અને ઉલ્લાસ એનો એક માત્ર ઉપાય મુળમાંથી જ નવસર્જન છે. આશાનું એક માત્ર કીરણ સમાજને દોરવતા આદર્શો અને કક્ષાઓનું રૂપાંતર છે; પણ આજે વ્યાજબી મનાતા બદલા માટે કામ કરવાનો જ્યારે લોકો ઇન્કાર કરશે ત્યારે જ આ સ્થીતી શક્ય બનશે.

આફ્રીકાના વતનીઓ આપણા ધોરણ પ્રમાણેની લક્ષ્મી વીના જીવન ગુજારે છે, અને તે છતાં તેનો અભાવ તેઓને કદી સાલતો નથી; તેઓનાં સમાગમમાં આવતાં યુરોપીઅનો આ સંતોષકારી પરીસ્થીતીને ધીક્કારે છે. અને તેઓની ગણના આળસુ અથવા નીચ કોટીના પ્રાણીઓ તરીકે કરે છે. અને તેથી નોકરશાહીની સત્તા નીચેના સામ્રાજ્યમાં તેના આરામનો હક્ક છીનવી લેવાય છે, અથવા મજુરી કરવા માટે તેને તેની માતૃભુમીની બહાર લઇ જવામાં આવે છે. એ આફ્રીકાવાસીનું ધ્યેય આપણા જેટલું જ નીચ હોઇ શકવાનો સંભવ હોવાથી તે આપણા કરતાં ઉચ્ચ નથી. પણ આપણા પોતાના જ ધ્યેય ઉપરનો આપણો વીશ્વાસ તે ઓછો કરે છે. આપણે તો આપણી કાર્યશક્તીનું બીજું ધ્યેય શોધવું રહ્યું. અમુક રકમને ધ્યેય તરીકે સ્વીકારી, અને એ મેળવ્યા પછી, વધારે મેળવવાની ઇચ્છા આપણે ન રાખીએ તો વખતે આ કોયડાનો સંતોષકારક ઉકેલ આવે. પણ એનો ઉકેલ એમ સહેલાઇથી લવાય તેમ નથી. માણસને

માટે કોઇ પણ એક રકમ પુરતી નથી કારણ કે પ્રાપ્તી સાથે માણુસની આકાંક્ષા વધતી જ જાય છે. પણ એવું કોઇ કાર્ય શોધી શકાય કે જે કરવામાં આપણને આનંદ અને સંતોષ થતો હોય, અને એ કાર્ય કરવામાં આપણે આપણું જીવન વ્યતીત કરી શકીએ. આ તો જનતાપ્રીય-માગણી અનુસાર સદી નેમભરી પ્રવૃતીઓ અને ઉપભોગ તરફ પુનર્ગમન થયું. પણ સામાન્ય જીવનનું રૂપાંતર કરવાનો આ પણ એક રસ્તો છે. "કુદરત તરફના પુનર્ગમન"નો વીગતવાર અર્થનો નીર્ણય તો દરેકે વ્યક્તીગત કરવો જ ઘટે.

આધુનીક દુષણોમાં એકલી પ્રણાલીકા જ અગત્ય ધરાવતી નથી. સમાજનું આખું ઘડતર અને તેના નૈતીક આદર્શો દોષ ભરેલા છે. ઉદ્યોગ અને રાજ્યાધીકારના વીભાગોની વીશાળતામાંથી અનેક સડાઓ જન્મ લે છે. આ વીશાળતાનાં બે માઠાં પરીણામ આવે છે. સામાન્ય જનતાના હાથમાં અંકુશ રહેતો નથી. ઔદ્યોગીક અને રાજકીય કાર્યાધીકારીઓના નૈતીક વર્તનમાં બગાડ થાય છે. રૂસોએ આપખુદી અને અનીતીની જે બદીઓ સામે જંગ માંડયો હતો તે જ પ્રકારની આ બદીઓ છે. ઔદ્યોગીક અને રાજકીય વીભાગો વીશાળ છે, એમ કહેવામાં પુરાવાની જરૂર નથી. ઉદ્યોગો તરફ જોતાં હજારો ભાગીદારો, શેર હોલ્ડરોવાળા કેટલી યે કંપનીઓ હશે કે જેના ભાગીદારો કયી જાતની મજુરી તેમને વ્યાજ આપે છે તે પણ જાણતા નહીં હોય! આવી કંપનીઓ હજારો કામદારો રોકે છે, કે જેઓ તેઓની ઉપર અંકુશ ધરાવનારા ડાયરેકટરોના સમાગમમાં કદી આવતા નથી. અને ડાયરેકટરો, ઉદારતા કે ડહાપણના અભાવ વીનાના હોવા છતાં, મજુરો કે ભાગીદારો કોઇના અંગત સમાગમમાં કદી આવતા નથી. એકની ઉપર શેઠાઇ કરીને અને બીજાના નોકર તરીકે પોતાને માની લઇને તેઓ સંતોષ પામે છે. પણ રૂસો જેને આપખુદી કહેતો હતો તેનાં બધાં લક્ષણો એમાં સ્પષ્ટ જણાય છે. રાજકીય બાબતો ઉપર દ્રષ્ટીપાત કરતાં ૧૧૫૦૦૦૦૦ ચોરસ માઇલના વીસ્તાર વાળા, જુદા જુદા ધર્મ પાળતાં જુદી ભાષાઓ બોલતાં, જુદી જુદી જાતીઓ અને અનેક રંગોના, ૪૧૦,૦૦૦,૦૦૦ પ્રજાજનો પર રાજ્ય કરતું બ્રીટીશ સામ્રાજ્ય, સર્વાંશે નહીં તો પણ બહુ અંશે, ફકત લંડનમાં રહેલા રાજ્યતંત્ર નીચે આવેલું છે, વીષ્ટીના કરારોમાં આ સામ્રાજ્યમાં ૮૦૦,૦૦૦ ચોરસ માઇલની ઉમેરણી થઇ છે. આ મોટા રાજ્યના અધીકાર ઉપરનો સીધો અંકુશ, ગ્રેટબ્રીટનમાં રહેતા આશરે ૧૨,૦૦૦,૦૦૦ મતદારોના હાથમાં છે.[1] આપણે આને સ્વતંત્ર રાજ્ય કહીએ છીએ, અને એટીકા [ Attica ] માં આવેલાં ફકત ૧૦૦,૦૦૦ પ્રજાજનોની વસ્તીવાળા એથેન્સની પણ સ્વતંત્ર રાજ્ય તરીકે ગણના કરીએ છીએ, બ્રીટીશ સામ્રાજ્યના ૪૧૦,૦૦૦,૦૦૦ શહેરીઓ કે પ્રજાજનો એકમેકને શી રીતે ઓળખી શકે કે તેઓના રાજ્યતંત્રને અસર કરતી બાબતોની વીચારણામાં સમાગમ શી રીતે સાધી શકે? આ સામ્રાજ્યના કરોડો કે જેઓનું કર્તવ્ય ફકત હકારવાચક તાબેદારીમાં સમાઇ જાય છે તેઓને માટે આપણે શું કહીશું? ઉત્તર અમેરીકાનાં સંયુકત સંસ્થાનો [યુનાઇટેડ સ્ટેટસ ઓફ નોર્થ અમેરીકા]ના ૩,૫૭૪,૦૦૦ ચોરસ માઇલના

---

૧ આ આંકડાઓ ઇસ્વીસન ૧૯૨૦ લગભગના છે.

સંસ્કાર, રાજ્યાધીકાર, ઉદ્યોગ અને મુડી માટે વીભાજીત ક્ષેત્રો તરફ પાછા વળવાની સુચનાઓ હવે થવા માંડી છે; અને આજના મધ્યસ્થ રાજ્યાધીકાર અને ઉદ્યોગોને બદલે આવા ક્ષેત્રવીભાગોના સંગઠીત મહાસમુહની સ્થાપના થવી જોઇએ એમ પણ સુચવાય છે.

અને છેવટે, સફળતા માટેની શરતમાં, અથવા પેટપોષણની મુશ્કેલીઓમાં, પોતાના બંધુઓને ચગદી નાખતા માનવોથી પુજાતો દાનવ "હરીફાઇ" પણ; નવસમાજમાં સ્થાનભ્રષ્ટ થશે. પોતાના કરતાં સારો માલ વેચીને, પોતાનો ધંધો તોડી પાડવાનો પ્રયત્ન કરનાર કોઇ બીજો વેપારી ન નીકળે, ત્યાં સુધી સારો માલ વેચવાની જરૂર નથી, એમ માનવનો હક્ક કોઇ વેપારીને રહેશે નહીં. કોઇ પણ માણસ પોતે કરેલાં કાર્યની કીંમત, બીજાના કાર્યથી તેની અધીકતા માપીને આંકશે નહીં. બાળકોમાં વધુ હોંશીઆર કોણ છે તેનો નીર્ણય કરવાને માટે પરીક્ષાની જરૂર રહેશે નહીં; કારણ કે દરેકને પુછવામાં આવતા સવાલોના જવાબ આપવામાં બીજાં બધાંએ તેને મદદ કરવી પડશે.

આના સમર્થન માટેની દલીલો આમ મુકી શકાય: આજે પણ અસ્તીત્વ ધરાવનાર કેટલાક સંઘોને રૂસો સ્પષ્ટતાથી જોઇ શકતો હતો; અને વધારે સારૂં શું હોઇ શકે, તે માટેની, તેની વીશાળ દ્રષ્ટીની સહાયતાથી કરેલી વીચારણાઓ, આજે પણ ઉપયોગી થઇ પડે એવી છે. પણ આપણે માટે તો વધારે ઉપયોગી કાર્ય, સંઘોને સ્પષ્ટતાથી જોઇ, આપણા સંજોગોની સરખામણી કરી, જેની વ્યવહારીક આશા રાખી શકાય એવા વધુ સારા બંધારણનું ઘડતર કરવાનું છે. એ નવા બંધારણને મેળવવાના માર્ગો વીષે કોઇએ હજી સુધી કંઇ કર્યું નથી; પણ આપણી આકાંક્ષાઓ કયી તરફ ઢળે છે તેનો ચોક્કસ નીર્ણય કરીએ તો તે પણ ઓછો લાભદાયી નથી.

આ નવસમાજ પણ પ્રગતીની શક્યતા વીનાનો નહીં જ હોય. તેમ જ અમુક પ્રકારની રાજકીય અને ઔદ્યોગીક સંસ્થાઓના સ્થાપન માત્રમાં જ તે સમાઇ નહીં જાય. તેનો આધાર, જુદા જુદા કોયડાઓનો ઉકેલ આપણા આદર્શોના ઉપયોગથી કરવામાં રહેશે. વર્તમાન સમાજ અને તેની વચ્ચેનો ભેદભાવ, મુખ્યત્વે, મનુષ્યોના બદલાએલાં વર્તનમાં રહેશે કારણ કે કરવા લાયકના બધા સુધારાઓ આખરે તો તેના ઉપર જ આધાર રાખે છે.[1]

---

૧ C. delisle Burns ના Principles of Revolution ઉપરથી.

---

વહેમી માણસ: વહેમથી ઘેરાયલો માણસ પોતાના માનવ બંધુઓની ગુલામી માટે શુભ ખટપટનો ભોગ બને છે—આ રીતે તે જાતે જ ગુલામ બને છે. જે મનુષ્ય વહેમની જંજીરોથી જકડાયલો હોય, તેનું માનસ સ્વતંત્ર હોતું નથી એટલે પરાધીન દશામાં તે તટસ્થ રીતે પોતાનું કાર્ય કરી શકતું નથી. જીવનને સંસ્કારી દ્રષ્ટીએ તે જોઇ શકતો નથી કેમકે તે વહેમી હોવાથી તેની એ દ્રષ્ટી જ બંધ થઇ ગઇ હોય છે. બુદ્ધીમાનની હીંમતથી તે પોતાના માનસનો સદુપયોગ કરી, સત્ય વસ્તુના સંશોધન માટે જે પરીક્ષક શક્તી અને સાચા ગુણની કદર કરવાની તટસ્થ ઉદારતા જોઇએ, તે જ તેવા માણસમાં કદી હોઇ શકતાં નથી, એટલે જ બીજાને ગુલામ બનાવવા જતું પહેલાં તે જાતે જ પહેલાં ગુલામ બની બેસે છે.

# મજૂરોનું મહાપર્વ: મે દિન

: : મુળ લેખક : :
વીલફ્રેડ-વેલોક; એમ. પી.

અનુવાદક :
ભાનુપ્રસાદ સી. શાસ્ત્રી.

સાધારણ રીતે જે સાર્વજનીક ચળવળનો ઉદ્દેશ જનતાનો ઉદ્ધાર કરવાનો છે, તે પોતાના કાર્યને દરેકની આગળ ખડું કરવા માટે વર્ષનો એક દીવસ પસંદ કરે છે. અને દરેક વર્ષે એ દીવસ એકત્ર થઇ ખુબ ઉત્સાહ સાથે એક ઉત્સવ તરીકે ઉજવે છે.

પશ્ચીમમાં 'મે દીન' (પહેલી મે) નાં ઉત્સવની પ્રથા આ કારણને લઇનેજ પડી છે. પહેલી મે ને દીવસે પાશ્ચાત્ય દેશોનાં કામદારો હજારો ઠેકાણે એકઠાં થઇને પોતાના ઉદ્દેશોને દ્રઢતાપુર્વક પ્રકટ કરે છે અને દુનીયાની આગળ પોતાની એકતાની જાહેરાત કરે છે.

મે દીનનો ઉત્સવ બહુ જુનો છે. એ રોમન-કાળથી ચ લ્યો આવે છે. બ્રીટન, ફ્રાન્સ, જર્મની વગેરે દેશોમાં આ ઉત્સવ કેટલીય સદીઓ થયાં પળાતો આવ્યો છે. વચમાં જરૂર એનો પ્રચાર ઓછો થઇ ગયો હતો, પણ હવે ફરીથી એ વધારે પ્રચારમાં આવવા માંડ્યો છે.

પહેલાના વખતમાં આ ઉત્સવ દરમીયાન ખુબ નાચ-ગાન થતું હતું. ઘણાં આદમી ખેતરોમાંથી જાતજાતનાં ફુલો લાવતાં હતાં અને ખુબ બની-ઠનીને અહીંથી તહીં ફરતાં હતાં. પછી બધાં એકઠાં થઇ ગામની સૌથી સુંદર બાલીકાને ચુંટીને "મહારાણી" બનાવતાં હતાં અને એને "મે મહીનાની મહારાણી"ના નામથી બોલાવતાં હતાં. અને વધારામાં એને એ દીવસની પ્રમુખ ગણતાં હતાં. ઘોડા, ગાંડીઓ ખુબ ફુલ અને રંગ-બેરંગી કપડાંથી શણગારવામાં આવતી હતી. જે જગાએ બેસીને લોકો ગામનો વહીવટ કરતા હોય, રમતા હોય, નાચતા હોય ત્યાં આગળ એક મોટો મજબુત વાંસ દાટવામાં આવતો હતો. એ વાંસને છેડે બાંધેલી રંગ-બેરંગી પચાસેક ધજાઓ જમીન પર લટકતી રહેતી હતી. એમાંથી એક એક ધજાને પકડીને બધાં મે-પોલ-સોન્ગ (મધુ-દંડ-ગીત) ગોળ ગોળ ઘુમતાં ગાતાં હતાં. કોઇ આમ જાય તો કોઇ તેમ જાય. કપડાંની ધજામાં ઉપર ગાંઠ પડી જતાં એ લોક એને છુટી કરતાં હતાં. આખો દીવસ એ રીતે આનન્દ અને ઉલ્લાસમાં વીતતો હતો. જો કે ઉત્સવનું રંગ રૂપ હવે તો ઘણું બદલાઇ ગયું છે તો પણ ગામડામાં જુની વાતોની થોડી ઝાખી હજુ પણ દેખા દે છે. મે-વાંસની આજુબાજુ ચક્કર મારતા છોકરા હજુ પણ કોઇ કોઇ ઠેકાણે માલમ પડે છે. ઘોડા પણ કોઇ કોઇક ઠેકાણે રંગ બેરંગી કપડાંથી શણગારાયલા નજરે ચઢે છે અને 'મેની મહારાણી'ની ચુંટણી પણ થાય છે. એવા અવસરો પર શહેરનાં રહેવાવાળા હાથમાં ફુલોની ડાળી લઇને પોતાને ગામ જતા માલમ પડે છે.

યુરોપના મજુરોએ પોતાને માટે મે દીનને મહાપર્વના દીવસ તરીકે નક્કી કર્યો છે તેમાં પણ કંઇ કુદરતી-પ્રેરણા સમાયલી છે. પાશ્ચાત્ય દેશોમાં વસંત, ઉનાળો, શરદ અને શીયાળો એવી ચાર ઋતુ હોય છે.

ઉનાળો ત્યાંના સર્વ લોકો વધારે પસંદ કરે છે. કારણ કે એમને એ કઠોર ઠંડીથી મુક્તી આપે છે. પણ સર્વથી અધીક ઉત્સાહપ્રદ ઋતુ તો વસંતની જ ગણે છે. સર્વમાં વસંત જાણે નવજીવનનો સંચાર કરે છે. યુરોપમાં ઝાડો બહુ જ લાંબાં થાય છે. વરસાદ, કરા અને ઠંડી હવાથી બધું ઠરી જાય છે. ઝાડો પર પાંદડાં નથી રહેતાં અને બગીચાના ફુલ મરી જાય છે. આ નીરસ દ્રશ્યથી કંટાળી ગયેલાં યુરોપવાસીઓ જ્યારે મરેલા જેવાં ઝાડોમાંથી ઋતુરાજના આવવાની સુચના આપતી તાજી નીકળતી નવી કુંપળો જુવે છે ત્યારે તેઓ મોટી ઉત્સુકતાથી વસંતની વાટ જુએ છે.

ઋતુરાજ વસંત વીશાળ પાયા ઉપરની જાગૃતીની સુચક છે. તે વખતે પ્રકૃતીમાં નવીન જીવનનો સંચાર થાય છે, ચારે બાજુ સૌન્દર્યનો છંટકાવ થાય છે, અને દરેકને અસંખ્ય મનોહર સુંદરતાના સ્વપ્નાં આવવા માંડે છે. બસ મજુર લોક પણ પોતાના આંદોલનને માટે આવા જ સુંદર ભવીષ્યની કલ્પના કરી રહ્યા છે. અને એને લીધે જ મજુરોએ વસન્તના પ્રારંભમાં જ પોતાનો મહોત્સવ રચ્યો છે. શ્રમજીવીઓનાં મન અને આત્માને ઔદ્યોગીક ગુલામીથી મુક્ત કરવામાં આવે, અને સ્વતંત્ર વાયુ–મંડળમાં ફરી પોતાના જીવનને આનન્દમય બનાવી શકે એ મજુરદળનો ઉદ્દેશ છે. મે મહીનામાં યુરોપમાં ઝાડ, ફળ, ફુલ, અને ખેતરો પર વસંતનું સામ્રાજ્ય જામે છે અને જો આ ખેતરોની ઉપજની વહેંચણી ન્યાયપુર્વક કરવામાં આવે તો એ સઘળી માનવ–સમાજની તંદુરસ્તી અને આનન્દને માટે જોઈએ તેટલી છે, અને ગુલામીમાં બંધાયલાં મનુષ્યોને છુટાં કરી શકે એમ છે.

વસંતના આવવાથી સર્વ મનુષ્યોનાં હૃદય પ્રફુલ્લીત થઇ જાય છે. જ્યારે ઉત્સાહહીન અને અત્યાચાર–પીડીત આદમી ભયંકર ઠંડીથી નીર્જીવ બની ગયલી ડાળીઓમાં પણ કુંપળો નીકળતી જુવે છે ત્યારે એના દીલમાં પણ આશાનો સંચાર થાય છે. આથી મજુરોએ પહેલી મેએ પોતાનો ઉત્સવ રાખ્યો છે એ બધી રીતે યોગ્ય છે. જાણે મજુર–દલ સંસારની સમક્ષ એ ઘોષણા કરે છે કે, 'ભય, લોભ, અને સ્વાર્થથી ભરેલો શીયાળો હવે ચાલ્યો ગયો છે અને આશા અને ભ્રાતૃભાવથી પરીપુર્ણ નવીન સમાજ–સંગઠનરૂપી વસંત હવે આવી લાગ્યો છે, જેની સૌરભ પુષ્પરાજ ગુલાબની માફક ચારે કોર ફેલાઇ જશે." પાશ્ચાત્ય દેશોના મજુર–દલવાળાઓની એ ખાત્રી છે કે ચીજોની ઉત્પત્તી અને એના નીર્માણનો સવાલ થોડે ઘણે અંશે સર થઇ ગયો છે, અને જો સહયોગ અને ન્યાયથી કામ લેવામાં આવે તો સંસારમાં પેદા થતી વસ્તુ દરેકની શારીરીક જરૂરીયાતો માટે પુરતી છે. એ ખરેખર ઘોર અન્યાય અને ભયંકર અપરાધ છે કે જ્યાં નવાં નવાં યંત્રોની મદદથી મોટી સંખ્યામાં ચીજો બનાવવામાં આવે છે, એવા દેશોમાં પણ ચારે બાજુ સમૃદ્ધીમાં સમાન હોવા છતાં લાખો ગરીબ મજુરોને કામ અથવા જીવન–નીર્વાહ માટે આવશ્યક વસ્તુઓ મળતી નથી.

આ સ્થીતી દુર કરવા આવશ્યકતા છે દૃઢ ઇચ્છાશક્તી અને સંગઠનની. યંત્રો વીના આપણું કામ નહી ચાલે. યંત્રોને આપણા હાથથી દુર નહી કરી શકાય એ બાબત ઉપર મોટો ભાગ સહમત છે. એનું કારણ એ છે કે સ્વભાવતઃ મનુષ્યને અમુક કામો કરતાં અમુક કામો વધારે પસંદ પડે છે અને જો એ શોકીન હોય તો ગાન–વીદ્યા, સાહીત્ય, નાટક, હાથની કારીગરી વગેરેમાં એઓ ત્યાં સમય આપીને જીવનમાં એ કંઇ રસીકતા અને સૌન્દર્ય લાવવા

માટે ઇન્તેન્જાર હોય છે. એ કારણે એ મહેનત–મજુરીના નીરસ કામને બનતી રીતે ઓછું કરવા માગે છે. યંત્રોથી એને એમાં મોટી મદદ મળે છે. અને એથી યંત્રોનું અસ્તીત્વ અત્યારે અનીવાર્ય જેવું થઇ ગયું છે.

હવે સવાલ એ છે કે સમસ્ત માનવ–સમાજને લાભ થઇ શકે તે માટે યંત્રોનો ઉપયોગ કેવી રીતે કરવો જોઇએ? અત્યારે તો પુંજીપતી જે રીતે એને કામમાં લે છે, એથી તો ગરીબોના પ્રાણ અને શરીર પર ધનવાનોનું આધીપત્ય આવી જાય છે. અને ગરીબો સદાને માટે ગુલામીની જંજીરોમાં જકડાઇ જાય છે. જ્યાં જ્યાં પુંજીપતી નવી નવી તરકીબોથી ગરીબો પર પોતાનું આધીપત્ય જમાવી રહ્યા છે ત્યાં પુંજીવાદનો આ અન્યાય દુર કરવા માટે મજુર ચળવળ ખડી થઇ ગઇ છે. ચીજોનું ઉત્પાદન અને વ્હેંચણી એવી રીતે કરવમાં આવવાં જોઇએ કે જેથી મજુરોને અન્યાય ન થાય, એ સામ્યવાદનો ઉદ્દેશ છે.

જો આપણે દુનીયાના જુદા જુદા દેશોની તરફ ધ્યાનપુર્વક જોઇશું તો દરેક દેશના જીવન–નીર્વાહના ધોરણમાં કેટલો ફેરફાર છે એ વાતનો પત્તો લાગશે. એનું કારણ એ હોય છે કે જુદી જુદી આર્થીક પદ્ધતી એ દેશમાં ચાલુ હોય છે. દાખલા તરીકે હીન્દુસ્થાન અને ચીન લઇએ: આ દેશોમાં મજુરોના જીવન–નીર્વાહનું ધોરણ બહુ જ નીચા દરજ્જાનું છે, મધ્ય–યુરોપ અને પુર્વ–યુરોપના ખેડુત અને મજુરો ઉપલા બે દેશ કરતાં વધારે સારી રીતે રહે છે. અને બ્રીટન–નીવાસીઓના જીવન–નીર્વાહનું ધોરણ એનાથી પણ ઉંચું છે. પણ અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોના કેટલાક ભાગમાં તો દુનીયાના અન્ય ભાગોના કરતાં સર્વથી ઉંચા જાતના• જીવન–નીર્વાહનું ધોરણ છે. એ દેશમાં જો કે જીવન–નીર્વાહનું ધોરણ ઉંચી જાતનું છે છતાં પણ બહુ માણસને ત્યાં બેકાર બેસી રહેવું પડે છે. શ્રમજીવીને એ વાતની ખાત્રી નથી હોતી કે તેને કામ મળી જ જશે અને એથી એને પોતાના ભવીષ્યના વીષયમાં બરાબર ચીંતાગ્રસ્ત રહેવું પડે છે.

જ્યાં યંત્રની સર્વથી વધારે મદદ લેવામાં આવે છે એ અમેરીકામાં પણ આ વખતે ૪૦ લાખ જેટલા મજુરો બેકાર છે. આથી ખુલ્લું જણાય છે કે આ પદ્ધતીમાં કહો ન કહો તો પણ કંઇક બગાડ છે જ.

ઇંગ્લંડમાં પણ એ જ હાલત છે. ૧૯૨૯ ની હડતાળના અંતમાં ખાણોમાં કામ કરતાં મજુરોના વીષયમાં જે ફેંસલો થયો હતો તેને આર્થીક બેવકુફી જ ગણી શકાય. એમાં પગાર ઘટાડવામાં આવ્યા હતા અને કામના કલાક વધારવામાં આવ્યા હતા. પરીણામ એ આવ્યું કે જેટલા કોયલા કાઢવા માટે ૧૧,૦૦,૦૦૦ આદમી ૭ કલાક કામ કરતાં હતા, એટલા જ કોયલા કાઢવા માટે ૯,૫૦,૦૦૦ આદમી ૮ કલાક કામ કરીને કાઢવા લાગ્યાં. પરીણામે, ૧,૫૦,૦૦૦ મજુર બેકાર બની બેઠાં અને સરકારને અનેક ઉપાયોથી એમના તથા એમનાં કુટુંબના પાલન–પોષણ માટે મદદ આપવાનું માથે પડયું. પણ સરકાર આર્થીક અડચણોને લઇને જોઇએ તેવી મદદ કરી શકતી નથી. અને એથી સાધારણ રીતે ધર્માદા ફંડોમાંથી સહાયતા કરવાની જરૂર પડે છે. આનાથી વધારે બેવકુફી કયી હોઇ શકે?

સર્વ સમજુ માણસ આ વાત પર એકમત થશે કે આ પ્રકારનાં મુર્ખતા-પુર્ણ કામોને રોકવાની જરૂર છે. પણ સભાઓ કરવાથી, એકલો વીરોધ જાહેર કરતા ઠરાવો પસાર કરવાથી કામ નથી

ચાલી શકતું. જેઓ ખરેખર આ કુવ્યવસ્થાને દુર કરવાને ચાહતા હોય તેમણે પોતાના સમાજ તથા ઉદ્યોગ–ધંધાને ઉંચામાં ઉંચી રીતે સંગઠીત કરવા જોઇએ. સામ્યવાદનો એજ ઉદ્દેશ છે. લોકોની આંખો ખુલી જાય અને એ પોતાના સામાજીક તથા આર્થીક અત્યાચારોને જુએ, પોતે પુંજીવાદના હાથમાં રમી રહ્યા છે એ નીહાળે; અને દરેક એકઠાં થઇ વધારે માનુષી અને ન્યાયયુક્ત સામાજીક તેમ જ આર્થીક પદ્ધતી નીર્માણ કરે. આ માટે જ 'મે–ડે' નો મહોત્સવ ઉજવવામાં આવવો જોઇએ.

નીઃસંદેહ ચાલુ પદ્ધતીથી વધારે સારી પદ્ધતી યોજી શકાય એમ છે. થોડા માણસે પોતાના સ્વાર્થ, લોભ અને તૃષ્ણા માટે હજારો અને લાખો મજુરોના પરીશ્રમથી લક્ષાધીપતી અને કરોડપતી બની જાય છે અને એ હજારો અને લાખો મજુરો ભુખે મરે છે અને જે ચીજો પોતાને હાથે બનાવી હોય તે ખરીદી પણ શકતા નથી. શું ઉદ્યોગ અને ધંધા આનાથી વધારે સારી રીતે ન ચલાવી શકાય?

અત્યારના સમયે સમાજમાં બે વીભાગ દેખાય છે. એક તો ધન ચુસનારાવાળા પુંજીપતી અને એમને માટે કામ કરતાં કરતાં ભુખે મરનાર એમનો શીકાર થઇ પડેલો મજુર–વર્ગ. શું આ અન્યાયપુર્ણ પદ્ધતીને જેમાં સર્વ લોક ભ્રાતૃભાવ અને સહકારથી કામ કરી શકે એવા સમાજના સંગઠનની વાત અશક્ય છે?

સમય શું કહી રહ્યો છે? શું આખી દુનીઆ આ વાતને માટે નથી પોકારી રહી કે આ પુંજીવાદની ગુલામીમાંથી હમારો ઉદ્ધાર કરો! સહકાર સમીતીયો આ ગુલામીને દુર કરવાના પ્રયત્ન કરી રહી છે. અને ઇંગ્લેંડની મ્યુનીસીપાલીટીઓમાં સમાજના એકાદ ઉદ્યોગથી જે નવાં નવાં કામ હાથમાં ધરવામાં આવે છે એ પણ આ સામ્યવાદની તરફેણમાં જઇ રહ્યું છે તેનું સુચક છે. જીવનમાં પહેલાં સડકો અમુક માણસોની માલીકીની ગણાતી હતી! અને જે લોકો એના પર ચાલતા હતા તેમને માથા દીઠ થોડા પૈસા આપવા પડતા હતા. શું કોઇ સારો માણસ હવે આ પદ્ધતીને પાછી લાવવાનું પસંદ કરશે? પહેલાં સંદેશા અને કાગળો લઇ જવાનું કામ પણ થોડાક લોકની માલીકીનું ગણાતું હતું હવે એ કામ ટપાલખાતા મારફત સરસ યોગ્યતાથી અને સસ્તી રીતે થાય છે. શું કોઇ હવે આ ટપાલખાતું બંધ કરીને જુની પદ્ધતીના પ્રચારનું સમર્થન કરશે? જ્યારે આપણે આવી બાબતોમાં પણ ખાનગી રીતે નફો મેળવનારને બહાર કાઢ્યા છે તો બીજી બાબતોમાં પણ અપણે એમ કેમ ન કરી શકીએ?

દુનીયાના દરેક દેશમાં પુંજીપતીઓ પોતાનું સંગઠન કરી રહ્યા છે. થોડા દીવસમાં એ સમય આવી લાગે તો નવાઇ નહી કે જ્યારે દસ વીસ ગણ્યા–ગાંઠ્યા પુંજીપતી દુનીયાનાં સર્વ મનુષ્યોના આર્થીકભાગ્યના કર્તા–કારવતા અને ધારણ કરનારા બની બેસે. જો મજુરો અત્યારથી પોતાનું સંગઠન નહીં કરે તો થોડા દીવસમાં એ લોક પોતાની ઇચ્છા મુજબ મજુરોને બેકાર કરી દે અથવા ભુખે મારે તો નવાઇ નહી.

મજુરોને માટે આ મોટા સંકટનો સમય છે. હવે એક વાતનો નીશ્ચય કરવાનો છે કે તેમણે કયાં તો પુંજીપતીયોની વધતી જતી શક્તી આગળ માથું નમાવી દેવું જોઇએ અને પોતાની ચોટલી એના હાથમાં સોંપી દેવી જોઇએ અથવા તો એ વાતની દૃઢ પ્રતીજ્ઞા કરવી જોઇએ કે "હમે અમારા ભાગ્યની વહેંચણી જાતે જ કરીશું અને રાષ્ટ્રીય સંપત્તી દરેક જણ. માટે ઉપયોગી થાય એવો પ્રયત્ન કરશું."

આ જાતના વીચારોના પ્રચારાર્થે આ મહીનાના પ્રારંભમાં પાશ્ચત્ય દેશોમાં મે દીન'નો મહોત્સવ ઉજવવામાં આવે છે. દરેક જગાએ લોકોનાં જુથનાં જુથ નીકળી પડે છે. ઝંડા ફરકાવે છે, છોકરાંઓ ગાય છે, સ્ત્રી અને પુરૂષો ભાષણો આપે છે, અને એ વાતનો નીશ્ચય જાહેર કરે છે કે "અમે અમજીવી મજુર–લોક એકત્ર છીએ અને એ દીવસ જલદી આવી રહ્યો છે કે જ્યારે ગુલામીમાંથી અમારી મુક્તી થશે."

# મુત્સદ્દીગીરીના દાવપેચ

**સો**વીયટ રશીઆ સામે સર ઓસ્ટીન ચેમ્બરલેને ચલાવેલા કાવા-દાવાના જુના ઇતીહાસ ઉપર લેખક નવું અજવાળું પાડે છે. જે પરદેશખાતાની કચેરીઓના દાવપેચ જાણવામાં મદદગાર થશે.

: મુળ લેખક :

## લુઇ ફીશર

૧૯૨૬ ની એ સાલ હતી. રૂશીયા અને ઇગ્લાંડ વચ્ચે રાજકીય સંબંધ તુટવાની અણીપર હતા ચીનમાં શરૂ થયેલા વીપ્લવે ડાઉનીંગ સ્ટ્રીટની આંખોમાં ઝેર આણ્યું હતું બ્રીટીશ મુત્સદીઓ આ વીપ્લવ માટે સોવીયેટના પ્રચારને જવાબદાર ગણતા, અને તેથી તેઓએ મોસ્કો સાથે રાજકીય સંબંધ તોડવાનો નીર્ણય કર્યો.

પણ તે વખતે લોર્ડ બાલ્ફરનું વ્યકતીત્વ અને પ્રભુત્વ વીશાળ હતાં. ડાઉનીંગ સ્ટ્રીટમાં બેસતાં મુસદી વર્ગ પર તેમનો દમામ સારો પડતો. બ્રીટીશ રાજરમતમાં પીઢ બનેલા આ પુરૂષે આ રાજકીય સંબંધ તોડવા ના પાડી. પોતાની લાગવગ અને વીચાર બળ તેમણે આ સંબંધ રાખવામાં વાપર્યાં. પરીણામે ૧૯૨૬ ની સાલ આખીયે સારા સંબંધમાં પસાર થઇ ગઇ.

લોર્ડ બાલ્ફર ઉપરાંત એક બીજું પણ અતી મહત્વનું કારણ તો એ હતું કે રાજકીય સંબંધ તોડી નાંખવાથી બ્રીટન ને ખાસ લાભ ન હતો. રાજકીય સંબંધ તોડી નાંખવાની વાતો કરનારાઓ આવા રાજકીય સંબંધ તોડવાથી એક પણ હીતકર પરીણામ બતાવી શકતા નહોતાં.

પણ રશીયા સાથે રાજકીય સંબંધ જરાય નહીં હોવા જોઇએ એ પ્રકારની અંતીમ નીતી અખત્યાર કરનાર તો સર ઓલીવર લોકર લોમ્પસન હતો.

બ્રીટીશ રોયલ ડચ કંપનીના સર્વ-સતાધીશ સર હેનરી ડીટરીંગ સાથે આ મહાશયને નીકટનો સંબંધ હતો. આ કમાન્ડર બહુજ ચકોર તેમજ લડાયક હતો. તેણે તો સોવીયેટ રૂશીયા સામે કેમ આક્રમણ કરવું તે વીશે પુરતી તૈયારી અને યોજનાઓ રચી હતી. સર લોકર લોમ્પસન અને જર્મન સેનાપતી જનરલ હોમ્માન એ યોજનાના પ્રણેતા હતા આ બન્ને જણા રશીયા સાથે રાજકીય સંબંધ નજ હોવો જોઇએ એ જાતનું મંતવ્ય ધરાવતા. રાજકીય દ્રષ્ટીએ તેઓ મુડીવાદી તત્વજ્ઞાનમાં માનતા હોવાથી સોવીયેટ શાસનથી તેમના અંતરમાં આગ ઉઠતી, તેઓ ખુબ રોષ બળતા. મોસ્કોની પ્રગતીથી તેઓ ખુબ શેકાઇ જતા. આવી અંતીમ શત્રુ

વટનું કારણ તેમનું મુડીવાદી માનસ હતું. આ માલેતુજારોના તત્વજ્ઞાનના પ્રતીનીધીઓએ સીધી રીતે અને પરોક્ષ રીતે સોવીયેટ શાસનને ઉથલાવી પાડવામાં કેટલોય ભાગ લીધો હતો.

૧૯૨૭ ની શરૂઆત થતાંજ સર લોકર લેમ્પસન-હોફમાન અને ડીટેરડી ગનાં કાવતરાં પાછા શરૂ થયાં. લંડન તેનું મુખ્ય ધામ હતું. ડાઉનીંગ સ્ટ્રીટમા મી. બાલ્ડવીન અને ચેમ્બરલેનના શાસન હતાં. આ વ્યકતીઓમાં સોવીયેટ સામે મુળથી જ દ્વેષભાવ તો હતો જ. એટલે પછી તો કાવતરાંની મર્યાદા વધતી જ આવી. લગભગ કોન્ઝરવેટીવ પક્ષના દરેક સભ્યની ખાત્રી થઇ જ ગઇ હતી કે રાજકીય સંબંધ તો તુટવાનો જ. માત્ર તેની યોગ્ય ક્ષણ માટે રાહ જોવાતી હતી.

એક બાજુ ચીનમાં રાષ્ટ્રીય વીપ્લવી દળો આગળ વધતાં હતાં. તેમજ બ્રીટીશ વેપારને પારાવાર હાની થઇ હતી. એટલામાં ૧૯૨૭ ની જાન્યુઆરીએ હેંકો અને કુઇકીયાગમાં ઇંગ્લીશના ખાસ હકોવાળું સંસ્થાન ચીનાઓએ લઇ લીધું. આટલું જ નહી પણ ચીનાઓ વેગથી આગળ વધતા હતા. ઉત્તર તરફ આગળ વધતાં આ વીપ્લવી દળોને રોકવાની જરૂર હતી. બ્રીટીશ રાજપુરૂષાને ;તે ક્ષણે લાગ્યું કે હવે કંઇક પગલું ભરવું જ જોઇએ, નહીંતર લાગ્યું કે ચીનમાં તેમની સત્તા ઓસરીજ જશે.

પણ પ્રથ્વીના છઠા ભાગ પર શાસન કરનાર સોવીએટ સાથેનો રાજકીય સબંધ બાંધવો કે તોડી નાંખવો એ કાંઇ બાલકની રમત નહતી. સર ઓસ્ટીન ચેમ્બરલેનને આ માટે તો કેટલાય ઉજાગરા કરવા પડયા હતા. આવું ગંભીર પગલું લેતાં પહેલાં સર ઓસ્ટીને બ્રીટીશ પગલું વ્યાજબી ઠરી શકે તે માટે તૈયારીઓ કરવા માંડી.

આવી તૈયારીઓનું પ્રથમ પગલું તે બ્રીટીશ પરદેશખાતાંની ઓફીસ તરફથી એક સત્તાવાર યાદી હતી. ૧૯૨૦ ની ફેબ્રુઆરીની ૨૩ મી તારીખે સોવીયેટ એલચીને એક લંબાણ યાદી આપવામાં આવી. આમાં લખ્યું હતું કે 'સીવીયેટે વચન આપ્યાં છતાં સોવીયેટ નેતાઓએ બ્રીટીશ સામ્રાજ્ય પર હુમલો કરવાનું તેમજ વગોવવાનું ચાલુ રાખ્યું છે.'

આ આક્ષેપના સમર્થનમાં સર ઓસ્ટીને સોવીયેટ શાસનના યુધ્ધખાતાંના પ્રધાન વોરોશીલોવ તેમજ કોમરેડ બુખારીનના ભાષણોના લંબાણ ઉતારા આપ્યા હતા તેમજ મોસ્કોના એક આગેવાન પત્રમાંથી સર ઓસ્ટીન ચેમ્બરલેનનું રમુજી કારટુન પણ ટાંકવામા આવ્યું હતું.

આ યાદીને અંતે લખવામાં આવ્યું હતું કે 'જો આવી પ્રવૃતી ચાલુ રાખવામાં આવશે તો વેપારી સંધી તેમજ રાજકીય સંબંધ તોડી નાંખવામાંઆવશે.' આવી ગંભીર ચેતવણી સાથે અપાયેલી ચાંદીનો સચોટ જવાબ ધાર્યા કરતાં બહુ જલદી મળ્યો.

હાલના પરદેશ ખાતાના મંત્રી મી. મોકસીમ લીટવીનોવ તે વખતે મદદનીશ મંત્રી હતા. તેમણે જવાબ આપ્યો કે 'બ્રીટીશ નીતીની સમાલોચના કરવી, કે તેની પરદેશ નીતીની સમીક્ષા કરવી એ બ્રીટીશો સામે પ્રચાર કાર્ય તરીકે ગણવું અશક્ય છે. સામ્યવાદી પક્ષના સભ્યો વીશ્વવીપ્લવના સંભવ ઉપર જે કાંઇ કહે તે બ્રીટીશ વીરૂધ્ધ પ્રચાર કાર્ય તરીકે ગણી શકાય નહીં. આ શબ્દોની

શરૂઆત સાથે અપાયેલો જવાબ પછી બ્રીટીશ પરદેશ મંત્રીએ ઉભા કરેલ વાંધાઓ અને આક્ષેપોના કકડ કરી નાંખતો હતો. આવો કડક અને સચોટ જવાબની અસર ડાઉનીંગ સ્ટ્રીટ પર જરાયે થઇ. નહીં. આ આખી યાદીનો મુદ્દો એ હતો કે સોવીયેટ સરકાર વીપ્લવી ચળવળમાં લાભ લઇ રહી છે એમ જગતને જાહેર કરવું. સર ઓસ્ટીને આજ આશયથી પોતાની યાદી મોકલી હતી. અને તેથી મેક્સીમ લીટવીનોવના જવાબથી સર ઓસ્ટીનને ઉલટું સારૂં થઇ પડયું.

જવાબને અંતે લખવામાં આવ્યું હતું કે 'રાજકીય સંબંધને તોડી નાંખવાની ધમકીથી સોવીયેટમાં કોઇ પણ ડરી જનાર નથી; પણ જો બ્રીટીશ સરકારને લગતું હોય કે રાજકીય સંબંધ તોડી નાંખવાથી બ્રીટનને લાભ થશે તો તે પોતાની પુર્ણ જવાબદારી સાથે તેમ કરી શકે છે.'

જવાબનો એક માત્ર આક્ષેપ એ હતો કે જો તમે રાજકીય સંબંધ રાખવા ઇચ્છતા હોય તો રાખો, બાકી હમોને કંઇ એટલી બધી પરવા પણ નથી. એક રીતે કહીયે તો પોતાની ધમકીને અમલમાં મુકવાનું સર ઓસ્ટીનને, આવાહન હતું. મોસ્કોના રાજપુરૂષો માનતા કે રાજકીય સબંધ તોડી નાંખવા જેટલી હીંમત સર ઓસ્ટીનમાં ન હતી!

જવાબ મળ્યા પછી સર ઓસ્ટીનને લાગ્યું કે હવે કામ લેવાની પળ આવી પહોંચી છે. આથી તેણે જીનીવા સુધી પ્રવાસ આરંભ્યો. તેની મુરાદ એ હતી કે રશીયાની ચારે બાજુએ વીરોધી વર્તુલ ઉભું કરવું. પણ તેની એ યોજના સફળ ન નીવડી. જર્મનોએ રશીયા સાથે રાજકીય સંબંધ તોડવાની ચોખ્ખી ના પાડી. ફ્રાન્સે જરા આનાકાની કરી. આમ ઇંગ્લાંડ છેક અટુલું અને એકલું પડી ગયું. માત્ર 'અમેરીકાએ રાજકીય સંબંધ તોડી નાંખવા પર પરોક્ષ રીતે સંમતી આપી હતી.

૬ ઠી એપ્રીલનો સુર્ય ઉગ્યો કે ચીનના પાટનગર પેકીંગમાં આવેલા સોવીયેટ એલચી ખાતા ઉપર દરોડો પાડવામાં આવ્યો. કહે છે કે બ્રીટીશરોની પ્રેરણાથી આ દરેડો પાડવામાં આવ્યો હતો. એમ માનવાને માટે અત્યારે આપણી પસે પુરતાં કારણો છે કે પોતાનાં પગલાને વ્યાજબી ઠરાવવાને માટે આ પગલાં લેવાયાં હતાં. પેકીંગના પાડેલા દરોડાના પરીણામે કેટલાક અતી ઉપયોગી કાગળો મળ્યા હતા. સર ઓસ્ટીને જાહેર કર્યું 'કે સોવીયેટ સરકારની વીપ્લવી નીતીના વધુ પુરાવા તેમને મળ્યા છે' આ દીવસોમા લંડન સોવીયેટ એલચી ખાતા ઉપર પણ દરોડો પાડશે એવી અફવાઓ જોરશોરથી ઉડી રહી હતી. કેટલાક આગેવાન વેપારીઓએ મોસ્કોના એલચીને ખાનગી ચેતવણી પણ આપી હતી.

પણ આથી યે વધુ અગત્યનું કારણ તો તેમને જીનીવામાં મળી ગયું. જીનીવામાં આંતરરાષ્ટ્રીય આર્થીક પરોષદમાં હાંજરી આપવા માટે કોમરેડ સોકોલનીકોવની સરદારી નીચે પ્રતીનીધીમંડળ આવ્યું હતું. આ પ્રતીનીધીમંડળે અમેરીકન પ્રતીનીધીમંડળની વારંવાર મુલાકાત લેવા માંડી હતી. એ મુલાકાતોના પરીણામે હવામાં એવી અફવાઓ ઉડી હતી કે અમેરીકાનો તરફથી આર્થીક મદદ સોવીયેટ રૂશીયાને મળનાર છે. મોસ્કોના ચકોર રાજપુરૂષોની એ યોજના હતી કે અમેરીકન સહકાર સાધીને બ્રીટનનો રાજકીય સંબંધ

તુટતો અટકાવવો. પણ આ યોજના પાર ઉતરે ત્યાર પહેલાં સર ઓસ્ટીને રાજકીય સંબંધ તોડવાનું નાટક ભજવી નાંખવાનો નીર્ણય કર્યો.

રૂશીયાની સરકારી વેપારી પેઢી આરકોસ લીમીટેડના લંડનમાંના મકાન પર ૧૨ મી મેએ સવારના ૪-૨૦ મી નીટે પોલીસ બળનું એક મ્હોટું ધાડું આવી પહોંચ્યું. સાદા કપડામાં તેમજ યુનીફોર્મમા સજ્જ થયેલી આ વ્યક્તીઓએ દરેક રૂમ તેમજ દરેક જગ્યાની ખુબ ઝીણવટથી ઝડતી લીધી. આ ઝડની માટે દીવાલો તોડી પાડવામાં આવી, કેટલાક ઓરડાઓ તોડી પાડવામાં આવ્યા, ખાનગી દસ્તાવેજોની શોધ કરતાં તીજોરીઓના ટુકડા કરી નાંખવામાં આવ્યા. મશીન વડે દીવાલો તોડી પાડવામાં આવી. આરકોસ કંપની ઉપર આ ઝડની લગભગ ચાર દીવસ ચાલી. આ ચાર દીવસમાં અતી ઝીણવટથી લીધેલી ઝડતીમા તેમને કંઇજ ન મળ્યું. જે અતી ઉપયોગી લશ્કરી દસ્તાવેજના બહાના નીચે આ ઝડની કરવાનું વોરંટ આપવામાં આવ્યું હતું તે દસ્તાવેજ તો ત્યાં હતોજ નહીં. આ દસ્તાવેજો વીષે હજુ સુધી માહીતી મળી નથી.

આરકોસ કંપની એટલે સોવીયેટની વેપારી પેઢી. આ પેઢી તે સોવીયેટ સાથેના વેપારનું મુખ્ય મથક. આ મથકપર આટલી ઝીણવટથી તપાસ કરવાનો એકજ આશય અને ઉદ્દેશ હતો કે ગમે તે રીતે સોવીયેટ સાથેનો સંબંધ તોડી નાંખવો.

૧૯૨૧ ની સંધી પ્રમાણે આ વેપારી મથકના વડાને ખાસ હક આપવામાં આવ્યા હતા. તેની ચીજોને કે તેના શરીરને કોઇથી અડકાય નહીં તેવી એક કલમ હતી, છતાં આ વડાની દરેક વસ્તુઓ, તેમજ તેની ખાનગી ટપાલ, અને તેની ખાનગી ડાયરી વગેરે તપાસવામાં આવ્યાં હતાં પણ બ્રીટીશ સરકારને આવા કાયદા કે કાનૂનની ઓછી પડી હતી. બરાબર ચાર દીવસ સુધી આ ધમસાણ મચી રહ્યું દરેક દરેક દસ્તાવેજ વાંચવામાં આવ્યો. એટલુંજ નહી પણ કેટલાંય અગત્યનાં કાગળીઆંઓ તેઓ લઇ ગયા.

એક વસ્તુ યાદ રાખવી જોઇએ કે આ કાગળીઆંઓની નથી નામાવલી કરવામાં આવી કે નથી તે વખતે પંચનામું કરાયું! સોવીયેટ અમલદારોની ગેરહાજરીમાં આ કાગળીયાંઓ લઇ જવામાં આવ્યાં હતાં.

ચાર દીવસની ઝીણી તપાસ પછી પણ જ્યારે તેમના હાથમાં કંઇજ ન આવ્યું ત્યારે પોતાનો પાંગળો બચાવ કરવા માટે સરકારે એક ખુલાસા પત્ર અથવા ઇંગ્લીશમાં તેને વ્હાઇટ પેપર કહે છે તે બહાર પાડયું. આ પત્રમાં આરકોસ ટ્રેડ ડેલીગેશનમાં મળી આવેલા દસ્તાવેજોની નામાવલી હતી, તેની ઉપર ટીકા કરતાં માનચેસ્ટર ગાર્ડીયને લખ્યું હતું. 'આ આખાયે ખુલાસામાં એવું કંઇ પણ નથી કે જે બ્રીટીશ સામ્યવાદીઓ કાયદા પ્રમાણે ન કરી શકે,' (તા. ૨૫ : ૫ : ૨૭.)

૨૪ મી મેએ બાલ્ડવીને જાહેર કર્યું કે 'આજથી મોસ્કો સાથેનો આપણો રાજકીય સંબંધ તુટે છે.' આ શબ્દો બોલાયા પછી એ દીવસ આમની સભામાં એ પ્રશ્ન પર ચર્ચા થઇ ત્યારે લીબરલ નેતા લોઇડ જ્યોર્જે જાહેર કર્યું કે 'જો સોવીયેટ સામે એવો આક્ષેપ મુકાતો હોય કે તેઓ તો લશ્કર અને કાફલા માટે ખાનગી ખબરો મેળવતા હતા તો શું આપણે એમ નથી

કરતા? માજી વડા પ્રધાને પછી ગજ'ના કરતાં કહ્યુ' કે જો આપણા એલચીઓ તેમ નહી કરે તો તેઓ પોતાની ફરજ ચુકયા ગણાય.

સર આર્થ'ર પોન્સનબીએ પણ કહ્યુ' કે 'આજે દરેક પરદેશ ખાતાની ઓફી સમાં ચોરી, લાંચ, ખોટા દસ્તાવેજ ઉભા કરવા એ તો સામાન્ય ક્રમ થઇપડયો છે.

પણ એક વખત નીર્ણ'ય થયો એટલે પછી, લોઇડ જયોર્જ' ટીકા કરે કે ન કરે પણ કામ તો લેવાવાનુ'જ. મોસ્કો સાથે રાજકીય સ'બ'ધ તોડી નાં ખ્યા પછી તરતજ એલચી રેકોવસ્કીએ લ'ડનથી વીદાય લીધી. મોસ્કો ગયેલો બ્રીટીશ એલચી પાછો ફર્યો. પણ આ પગલાંએ રૂશીયન વેપારનાં વહેણુ અમેરીકા તરફ વળ્યાં. બ્રીટીશ મુડીવાદી- ઓમાં કંઇક અ'શે કચવાટ શરૂ કર્યો. અને આ કચવાટના પરીણામે કે પછી કોઇ બીજા કારણે સ્વદેશ મ'ત્રી સર જોનસર-હીકસે જાહેર કર્યુ' હતુ' કે જો કે રૂશીયા સાથે સત્તાવાર રાજકીય સ'બ'ધ તોડી નાંખવામા આવ્યો છે છતાં બીનસ- તાવાર સ'બ'ધ તો રહે છે.

આમ રાજકીય સ'બ'ધ તોડી નાંખવા થી બ્રીટનનો જરાયે અર્થ' સર્યો નથી. ચીનનો વીપ્લવે બીજી દીશાએ વળ્યો. સામ્યવાદી સત્તાનો ભય ઓસરી ગયો હતો. રૂશીયન સરકારનો રાજકીય સ'બ'ધ તુટી જતાં સામ્યવાદી પક્ષ પર જે કંઇ અ'કુશ હતો તે અ'કુશ પણ દુર થયો આમ કેટલાંક અવળાંજ પરીણામો આવ્યાં અને આખરે ચારેક વર્ષ' પછી આજે રૂશીયા સાથે સામ્રા'જ્યવાદી બ્રીટને રાજકીય સ'બ'ધ પાછો સ્થાપ્યો છે. અને અત્યારે જીનીવામાં [કીર્તી' પામી ચુકેલા કોમરેડ સોકોલીનીકોને લ'ડનનુ' એલચી પદ મળ્યુ' છે.





# વિશ્વશાંતિને રૂંધતો બ્રિટિશ સામ્રાજ્યવાદ

: લેખક :
રેજીનાલ્ડ રેનોલ્ડસ

**સ**મસ્ત વીશ્વની અશાંતીમાં બ્રીટનનો હીંદ ઉપરનો કાબુ જ મુખ્યત્વે જવાબદાર છે. બ્રીટીશ સામ્રાજ્યવાદ હીંદ ઉપર પંજો માંડી રાખીને વીશ્વયુદ્ધનો દાવાનળ ચાલુ રાખે કે હીંદને સ્વતંત્રતા આપીને વીશ્વશાંતીનાં મંદીરના ખાતમુહુર્તમાં કારણભુત બને.

મી. રેજીનાલ્ડ રેનોલ્ડસ સામ્રાજ્યવાદને એ સીધો પડકાર ફેંકે છે.

**બ્રી**ટનના નેજાની નીચે મળતી શાંતી [Pax Britannica] ના સંબંધમાં એટલી બધી વાતો આપણાં કર્ણપટો ઉપર વારંવાર નાખવામાં આવે છે, બ્રીટીશ સરકારથી હીંદનું કલ્યાણ થઇ જવાનાં એટલાં બધાં વર્ણનો આપણને નીરંતર સંભળાવવામાં આવે છે કે, હીંદ ઉપરના બ્રીટનના કાબુએ દંતકથાનું રૂપ પકડ્યું છે અને એ દંતકથા ઉપર ઉંડી પુજ્યતાની મહોરછાપ પડી ચુકી છે. એક જાતની ખુમારી અને બીજી જાતીની ગુલામીની ભાવનામાં બાલમાનસોને પલોટી નાખવા માટે ખાસ રચાવવામાં આવેલાં શાળામાં ચલાવવાના ઇતીહાસનાં પાઠ્ય પુસ્તકોની છાપ પ્રત્યેક અંગ્રેજ તેમ જ હીંદી બાળકના મગજમાં છપાયલી હોય છે જ.

## ચુસણીઓ સામ્રાજ્યવાદ

**મ**ને હમેશાં એક નવાઇ એ લાગ્યા કરે છે કે ધીરે ધીરે ફુંકી ફુંકીને ચુસનાર સામ્રાજ્યવાદ [Pacific Imperialism] ને માટે કોઇએ સત્તા અને શાંત દેખાવ આપનાર ગરૂડ–કબુતરના જેવું બે મોઢાનાં પંખીનું ચીત્ર કેમ શોધી કાઢ્યું નહીં. એવું ચીત્ર એકી સપાટે સામ્રાજ્યનાં દ્વીવીધ કાર્યો અને સામ્રાજ્યવાદની બેધારી રીતોની આબાદ સમજણ આપી શકત.

પરંતુ એવી શોધ કરવાનું કામ મારૂં નહીં, એ તો કોઇ ખરેખરા બ્રીસ્તી પ્રચારકની બુદ્ધીમત્તાનું છે, એટલે તે કામ એવા કોઇ બ્રીસ્તી ઉપર છોડું છું મારે તો ટીકાકારની કાળી ફરજ બજાવવાની છે. બ્રીટીશ સામ્રા-

જ્ય એ તો નાનકડું સ્વર્ગ છે એવો જે દાવો કરવામાં આવે છે, તેની મીમાંસા કરવાનું કામ દુઃખદાયક હોવા છતાં તેથી જ મારે તે બજાવવું પડે છે.

## અંગ્રેજો હીંદમાં આવ્યા ન હોત તો?

ઇતીહાસમાં અમરાક્ષરે નોંધાયલું છે કે ઇસ્ટ ઇંડીઆ કંપનીની સ્થાપના થઇ તે વખતે મોગલસત્તા વીનાશને આરે આવીને ઉભી હતી. એ એવો સમય હતો કે જે સમયમાં રાષ્ટ્રોનું નવીન સ્વરૂપે ઘડતર થાય છે. એવા અણીના અવસરો જગતે ઘણા જોયા—જાણ્યા છે. જે અંધાધુંધીએ રોમન મહારાજ્યનો વીનાશ કર્યો તેમાંથી, એક નવીન અને ચેતનવંતી સંસ્કૃતીનો ઉદ્ભવ થયો તે પછી સ્પેન તુટી પડયું તેથી યે માનવજાતીને તો લાભ જ થયો. પરંતુ હીંદમાં તો રાજકીય ઉત્ક્રાંતીના કુદરતી વીકાસક્રમને, તેના ઇતીહાસના ભારે કટોકટીના પ્રસંગે જ છીન્નવીચ્છીન્ન કરી નાખવામાં આવ્યો, અને મોગલ બાદશાહોની થોડા સમયની આપખુદીને સ્થાને એવી રીતી યોજવામાં આવી કે જે પ્રત્યેક શક્ય સાધનો વડે ચારે દીશામાં ત્વરીત ગતીએ ફાલતી ફુલતી તેમ જ ઉંડી ઉતરતી ગઇ. હીંદની એ પરાધીનતા માત્ર એકલી રાજકારણી જ નહોતી પરંતુ વ્યાપારના ક્ષેત્રમાં પણ ઘુસી હતી, એ ગુલામીની જંજીરો માત્ર હીંદીઓના બાહ્યશરીરો ઉપર જ ઠોકાઇ નહોતી, તે જંજીરો તો એમનાં દીલ અને માનસ ઉપર પણ ઠોકવામાં આવી હતી.

જો અંગ્રેજો હીંદમાં આવ્યા ન હોત, હીંદને પોતાનો પંથ પોતાની જાતે જ કાપવાનો હોત તો શું થયું હોત એ કહેવું અશક્ય છે. માનવજાતીનો ઇતીહાસ એટલી બધી અજાયબીઓથી ભરપુર છે કે, હીંદનો વીકાસ પશ્ચીમ કરતાં ધીમો થયો હોત કે ત્વરીત બન્યો હોત તે કોઇનાથી કહી શકાય નહીં. એમ કહેવાની કોઇ ભાગ્યે જ હીંમત કરી શકત કે ફારાઓનું મહાન રાજ્ય એક દીવસે હરક્યુલસના પીલર્સની યે પેલી પારના એક અજ્ઞાત ટાપુના તાબામાં જશે. આપણા જ જમાનામાં એકાએક જ જપાન દુનીઆમાં ચોથે નંબરે આવીને પશ્ચીમનાં રાજ્યોના સમાન અને હરીફ તરીકે ખડું થઇ ગયું. એટલે હીંદની સન્મુખ રહેલા માર્ગો એ તો હમેશાં જ ચોક્ખી કલ્પનાની જ બાબત રહેવાની છે. આપણે તો જે બનાવો બની ગયા છે તેને માટે હીંદે તેમ જ દુનીઆએ જે મુલ્ય આપ્યાં છે તે જાણીએ છીએ અને જો રાજકારણી દુનીઆમાં કારણ અને અસરો હજી ય કંઇ કીંમતનાં ગણાતાં હોય તો આપણે તેનો અડસટ્ટો કાઢી શકીએ ખરા.

## સામ્રાજ્યવાદ અને જગતની અશાંતી

હીંદમાંનો બ્રીટીશોનો આરંભનો ઇતીહાસ, અંગ્રેજો અને ફ્રેન્ચોના સંબંધની અંદર સંકળાયલો છે. અથવા કદાચ એમ કહેવું તે વધુ સાચું છે કે, તે સમયે હીંદ માટેની બ્રીટીશોની અને ફ્રેન્ચોની આકાંક્ષાઓ સાથે અંગ્રેજોની અને ફ્રેન્ચોની વચ્ચેનો સંબંધ સંકળાયલો હતો. એ વાત તો નક્કી જ છે કે પરદેશોમાં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચેની હરીફાઇ સંગીન પાયા ઉપર સ્થપાયલી નહોતી જ. ઓસ્ટ્રીઆ અને પ્રશીયાની આગેવાની આરે ૧૭૪૧–૪૮માં ઓસ્ટ્રીઅન સક્સેશનવાર વખતે ઇંગ્લંડ અને ફ્રાન્સ એક બીજાની સામે પડયાં હતાં. સાત વર્ષ પછી એ બન્ને દેશો સામ્

સામે ખડા થઇ ગયા, પરંતુ તે સીલસીલે આનો કબજો લેવાની તકરારને માટે જ; છતાં હરીફાઇનો મુખ્ય મુદ્દો બીજા જ દેશોના સંબંધમાં હતો. આ ઉપરથી તેમ જ ૧૭૫૭ થી ૬૧ સુધી સર્વ સત્તાધીશ મનાતા ઘરડા પીટની જગજાહેર નીતી ઉપરથી એ પુરવાર થાય છે કે ફ્રાન્સ અને ઇગ્લંડની વચ્ચેનું ખડાજંગ ખાસ કરીને હીંદ અને કેનેડાને અંગે જ ઉભું થયું હતું. પીટ જ્યારે દુનીઆના દુરના ભાગમાં પોતાની યોજનાને પાર પાડતો હતો તે વખતે ફ્રેન્ચ લશ્કરને યુરોપમાં રોકી રાખવા માટે તેણે પ્રશીઆના ફ્રેડરીકને લાંચ આપીને સાધી રાખ્યો હતો. લગભગ વીસ વર્ષ કરતાંયે વધુ વખત [૧૭૪૧-૬૩] ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે જળમાં અને સ્થળ ઉપર કલહ ચાલ્યો. એ કલહ જગતનું પહેલું યુદ્ધ ગણાય. કેનેડામાં રાતા હીંદીઓને કતલખાનામાં ઘસડવામાં આવ્યા હતા, મધ્ય યુરોપને રક્તરંજીત યુદ્ધક્ષેત્ર બનાવવામાં આવ્યું હતું, ત્યારે હીંદમાં નવાબો વચ્ચે કુસંપનો લાભ લેવાનો શરૂ થયો હતો, અને મલાસાગરમાં કાનેજના સાગરમાં બ્રીટનના આદી સામ્રાજ્યવાદીઓએ સામ્રાજ્યનું ખાતમુહુર્ત શરૂ કર્યું હતું.

તે વખતથી હીંદમાં બ્રીટનની સર્વોપરીતા સ્થપાઇ, છતાં હીંદ તેથી રણભુમી બનતું બચી ગયું હતું. એમાં તો જરાએ શંકા નથી કે પુર્વમાં બ્રીટીશોની સત્તા સ્થપાઇ તેથી જ નેપોલીઅનના દીલમાં પુર્વમાં મહાન સામ્રાજ્ય સ્થાપવાની લાલસા જાગી અને તેણે ઇજીપ્ત ઉપરની દુર્ભાગી ચડાઇની આજ્ઞા આપી. નેપોલીઅને ફ્રેન્ચ ડીરેક્ટરો સમક્ષ પોતાની મહત્વાકાંક્ષા સીદ્ધ કરવા જે યોજના રજુ કરી હતી તે એ હતી કે, ઇજીપ્ત ઉપર હુમલો કરવો તે પહેલું પગલું હતું, તે પછી તે ટીપુ સુલતાનને ફ્રેન્ચોને મદદ કરવા માટે આપેલા વચન ઉપર આધાર રાખીને દક્ષીણહીંદમાં જંગ જમાવવા માગતો હતો.

## ઇજીપ્તની આંટી ઘુંટી

નાઇલના યુદ્ધ પછી ચોથે વરસે એમેન્સના તહનામાથી દુનીયાને થોડોક યુધ્ધવીરામ મળ્યો, તે પછી બીજે વરસે વળી લડાઇનો દાવાનળ ભભુકી ઉઠ્યો ત્યારે તેનું કારણ ઘણુંજ અર્થસુચક હતું. બોનાપાર્ટ ઇજીપ્ત ઉપર ચડાઇ લઇ જતી વખતે માર્ગમાં સેન્ટ જ્હોનના નાઇટો પાસેથી માલ્ટાનો ટાપુ પડાવી લીધો હતો, અને તેમની પાસેથી એ બેટ અંગ્રેજોએ પડાવી લીધો હતો. હીંદ તરફના માર્ગમાં માલ્ટા એ કેટલું બધું અગત્યનું સ્થાન છે તે વાત બ્રીટીશો બરાબર જાણતા હતા, અને નેપોલીયનને હીંદ જતાં અટકાવવો હોય તો માલ્ટાનો કબજો લેવો જોઇએ એ બરાબર સમજતા હતા, એટલે તેમણે એ કામમાં વીલંબ કર્યો નહીં. એ ટાપુ ઉપર કબજો રાખવાને લીધે ઇગ્લંડને રશીઆની સાથે ઝગડાનું કારણ ઉભું થયું હતું [જુવો : જે. આર. ગ્રીનકૃત 'ઇંગ્લીશ પ્રજાનો ટુંકો ઇતીહાસ' પૃષ્ઠ : ૮૧૮-૧૯] એમેન્સના તહનામામાં એ પણ એક શરત હતી કે માલ્ટાનો કબજો તેના મુળ માલીકને સોંપવો, પણ પાછળથી એ શરત બ્રીટીશોએ પાળી નહીં, તે જ ફરીથી ૧૮૦૩ માં બ્રીટન અને ફ્રાન્સ વચ્ચેના ઝઘડાનું મુળ થઇ પડ્યું. સામ્રાજ્યવાદના અતી ઘેરા રંગે રંગાયેલા મી. ગ્રેથેરો "બ્રીટીશ સામ્રાજ્યનો વીકાસ" [પૃષ્ઠ ૮૦] માં લખે છે કે: "માલ્ટાનો કબજો યુરોપના રાજકારણમાં હીંદનો પ્રશ્ન દાખલ થવાના પાદચીન્હ રૂપ

છે, કેમકે માલ્ટા ઇજીપ્તના માર્ગમાં તેમ જ રાતા સમુદ્રને રસ્તે હીંદ જવાના માર્ગમાં અગત્યનો કીલ્લો છે." આપણે જોયું છે કે, આ મંતવ્ય અક્ષરસઃ સાચું નથી; છતાં એ તો ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે કે, સામ્રાજ્યના કાંધીઆઓને સુદ્ધાં એટલું તો સ્વીકારવું જ પડયું છે કે, સામ્રાજ્યવાદની દુરોગામી નીતીની અસરો જગતની શાંતીનો ભંગ કરવામાં કારણભુત બની છે જ. "અંગ્રેજોના તાજના એ દેદીપ્યમાન જવાહીર" (હીંદ) તરફ દ્રષ્ટી નાખનાર નેપોલીઅન છેલ્લામાં છેલ્લો જ ફ્રેન્ચ હતો એટલે તે પછી [ખાસ એની અગત્ય લક્ષમાં લેવા જેવી છે] જ એ ખટરાગનો અંત આવ્યો, તે સીવાય અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે દુશ્મનાવટ રહી હતી પરંતુ તે તો વચ્ચે વચ્ચે થતાં છમકલાં જેવી જ.

## "રશીઆનો બાઉ"

તે વખત પછી આગળ ચાલતાં, જે હવે 'રશીયન બાઉના નામે આલમ મશહુર થયેલ છે તે બાઉથી જ બ્રીટીશ મુત્સદ્દીઓનાં મન ઘેરાઇ ગયાં હતાં. જો કે રશીઆએ હીંદ ઉપર સ્વારી કરવાનો ખરેખરો વીચાર કર્યો હતો કે નહીં, તે તો કદાચ કદી યે સાબીત કરવામાં નહીં આવે, છતાં એ તો ઐતીહાસીક હકીકત છે કે ઇગ્લંડ, ફ્રાન્સ અને રશીઆ વચ્ચે દોસ્તી થઇ ત્યાં સુધી અને પછી પણ આપણી (બ્રીટનની) પરરાષ્ટ્રીય નીતી રશીઅનો પુર્વના પ્રદેશો ઉપર ચઢાઇ કરશે એ ભયને અનુસરીને જ ઘડવામાં આવતી હતી.

જે ઇગ્લંડે એક વખત ખ્રીસ્તી ધર્મયુધ્ધો (Crusades) માં આગેવાની ભર્યો ભાગ ભજવ્યો હતો, તે જ ઇગ્લંડ વ્યાપાર અને ધર્મનાં જે સાપેક્ષમુલ્ય આંકીને તુર્કસ્થાનના સામ્રાજ્યના સંરક્ષણ અર્થે પોતાની તમામ શકતીઓ ખર્ચવા તૈયાર થાય, તે ખરેખર ઇગ્લંડને માટે નામોશીભર્યું છે. રાતાસમુદ્રના માર્ગ ઉપર ધુરંધીયાં કરતા રશીઆનો કાબુ રહે તે કરતાં ઇગ્લંડ કહે તેમ કરવા તૈયાર થનારા ઢીલા પોચા તુર્કસ્થાનનો કાબુ રહે તે બ્રીટનને માટે ઠીક હતું; એટલે તે પછીનાં એક સો વર્ષના ગાળામાં નજીકના પુર્વને લગતી ખટપટો અને લડાઇઓમાં બ્રીટીશ સરકાર દટાઇ ગઇ હતી.

મહમદઅલી અને સુલતાન વચ્ચેના કામમાં આપણે (અંગ્રેજોએ) માથાં માર્યાં તેનું આ જ કારણ હતું. ગ્રીનના ઇતીહાસના ઉપસંહારમાં લખ્યું છે તેમ "પામર્સ્ટનનું એક જ ધ્યેય એ હતું કે હીંદુસ્થાનના તાબામાં રહે તે માટે તેને તે સોંપાવવી." તે વખતે મહમદઅલીને એશીઆમાંથી હાંકી કહાડવાના ઇગ્લંડના કાર્યથી તેની અને ફ્રાન્સની વચ્ચે યુદ્ધની ચકમક ઝરતાં ઝરતાં જ માત્ર રહી ગઇ હતી. સુએઝ અને યુફ્રેતીસના માર્ગ તટસ્થ રાખવાની ફ્રાન્સની બુદ્ધીગમ્ય યોજનાનો અસ્વીકાર કરીને હીંદના માર્ગનું આપણે આપણી મનગમતી રીતે રક્ષણ કર્યું. ૧૮૪૧ ના લંડનના કરાર પ્રમાણે બ્રીટીશ સામ્રાજ્યે સીરીયાના ખ્રીસ્તીઓ [જેમનો પક્ષ ફ્રેન્ચો લઇ રહ્યા હતા] ને તુર્કસ્થાનના સુલતાનની વતીથી બાંહેધરી આપીને તે માર્ગ ઉપરનો કાબુ તુર્ક સામ્રાજ્યને અપાવ્યો હતો.

## વાયવ્ય સરહદની રાજનીતી

દરમીયાન હીંદની વાયવ્ય સરહદ ઉપર સામ્રાજ્યની મુત્સદ્દીભરી 'જરૂરીયાતો' માટે માનવરક્ત અને નાણાં વેડફી નાખવામાં

આવતાં હતાં. પહેલો અવીગ્રહ ધતરો તે સામ્રાજ્યવાદી સાહસોના ઇતીહાસમાં જેનો જોટો ન જડે તેવો વીના કારણનો હુમલો હતો. જસ્ટીન મેક કાર્થીએ દોસ્ત મહમદને "માતૃભુમી તરફ નીખાલસ ભક્તીભાવ રાખનાર તેમ જ એકંદરે શાણા અને ડાહ્યા રાજવી" તરીકે ઓળખાવ્યો છે. તેનો ગુનો માત્ર એટલો જ હતો કે હીંદના સત્તાવાળાઓએ તેને દાદ નહીં આપવાથી તેણે રશીઆ સાથે દોસ્તી બાંધી! માત્ર એટલા જ કારણ માટે આપણે [અંગ્રેજોએ] તેની સામે લડાઇ જાહેર કરી. જે લડાઇ ચાર વર્ષ ચાલી, છતાં બન્નેમાંથી એકપણ પક્ષને ન તો કંઇ લાભ થયો કે ન તો તેમને કંઇ પ્રતીષ્ઠા મળી. અને જ્યારે તેનો અંત આવ્યો ત્યારે બન્ને પક્ષની સ્થીતી હતી તેમની તેમ (Status Quo) જ રહી.

## વચનભંગી મુત્સદ્દીગીરી

ક્રીમીઅન યુદ્ધમાં જે ભીષણ માનવ સંહાર થયો તેને લીધે તે બ્રીટનના સામ્રાજ્યવાદી ઇતીહાસમાં બીજા પાદચીન્હ તરીકે પંકાઇ ગયું છે. અહીં પણ આપણે આપણી હીંદને લગતી રાજનીતીને અંગે, તુર્ક સામ્રાજ્યની ખટપટોને સારૂ જ રણે ચડયા હતા. અગીઆર વર્ષ પછી વળી યુરોપ બીજા યુદ્ધ તરફ ધસડાઇ રહ્યું હતું, તે વખતે ડીઝરાયલીના આંડબરી શાહીવાદે એ જ પ્રશ્નના સંબંધમાં બ્રીટનને રશીઆની સાથે મુત્સદ્દીગીરીના અખાડામાં ઉતાર્યું હતું. ૧૮૭૬ માં તુર્ક સરકારે ચલાવેલો હત્યાકાંડ, તુર્ક સામ્રાજ્યના સારા યે ઇતીહાસમાં અદ્વીતીય હતો, તે હત્યાકાંડને ગ્લેડસ્ટને રાજકારણની ઝંઝાવાતભરી ચળવળનો વીષય બનાવ્યો હતો. જસ્ટીન મેકાર્થીના શબ્દોમાં કહીએ તોઃ "એવી લાગણી થઇ રહી હતી કે, જો પળે તુર્કો કુસ્તંતુનીઆ (કોન્સ્ટેન્ટીનોપલ)માંથી બહાર નીકળે તે જ વખતે રશીઅનોએ ત્યાં દાખલ થવું. પ્રત્યાધાત અને ભયનાં વાદળોથી ગગનમંડળને ઘેરૂં બનાવવા માટે આથી બીજી કોઇ રીતે લોકોની લાગણીને વીશેષ ઉશ્કેરી શકાત નહીં." [જુવોઃ "આપણા યુગનો સંક્ષીપ્ત ઇતીહાસ." પુષ્ઠ ૪૧૪] લોર્ડ બેકન્સફીલ્ડ 'કોઇ પણ ભોગે' ટર્કીને રશીઆ સામેની આડખીલી તરીકે સાચવી રાખવા માગતો હતો ત્યારે ગ્લેડસ્ટન ૮૫૪ માટેની તમામ જવાબદારીઓ ફગાવી દઇ આવી પડે તે ઉપાડી લેવાની તરફેણમાં હતો. અલબત્ત એ જોખમ સામાન્ય રીતે આખી દુનીઆને અને ખાસ કરીને બલ્ગેરીઆમાંની સુલ્તાનની પ્રજાને સાલતું હતું.

આમ છતાં ડીઝરાયલી જેને "માનભરી સંધી" કહેતો હતો તે જ માર્ગ સ્વીકારવામાં આવ્યો હતો એ "માનભરી સંધી" બર્લીનની કોન્ગ્રેસનું કામ હતું, જ્યાં બ્રીટીશ વડા વઝીરે બીજા પ્રતીધીનીઓની સાથે પવીત્ર ભાવે જાહેર કર્યું હતું કે, ચર્ચ વાળી બાબતમાં તે કોઇ પણ જાતના ગુપ્ત કરારથી બંધાયલો નથી. પરંતુ ખરી હકીકત એ છે કે, એ વખતે તે એવા બે કરારોથી બંધાઇ ચુકેલો જ હતો. તેમાં એક કરાર એ હતો કે, તુર્કસ્થાને ગ્રેટબ્રીટનને સાઇપ્રસનો કબજો લેવા દેવો અને બદલામાં ગ્રેટબ્રીટને તુર્કસ્થાન તાબાના એશીઆઇ પ્રદેશ ઉપર કોઇ પણ બહારનો હુમલો આવે તો તેમાં તેને મદદ કરવી. આ જાતની 'માનભરી' રીતે એક વધુ વખત હીંદનો માર્ગ સલામત બનાવવામાં આવ્યો હતો.

## સામ્રાજ્ય માટે હીંદી નાણાંનો ધુમાડો

૧૮૬૯ માં સુએઝની નહેર ઉઘડી ત્યારથી તો હીંદના માર્ગનું સંરક્ષણ કર-

ત્વાની અગત્ય વીશેષ વધી. ઇજીપ્તના રાજ-કારણમાં બ્રીટીશ મુત્સદ્દીઓ વારંવાર ડાહ્યાં માર્યાં પછી સુએઝવાળો પ્રસંગ બન્યો, તે પણ એ જ પુરવાર કરે છે કે હીંદી સામ્રાજ્યને અંગે માનવામાં આવેલી લશ્કરી જરૂરીઆતોને લીધે જ તે બન્યું હતું. એ જ કારણે ડીઝરાયલીએ સુએઝની નહેરના ખેદીવના તમામ શેર્સ ખરીદી લીધા અને ફ્રાન્સે ઇજીપ્ત ઉપરનો દ્વીમુખી કાબુ ત્યજી દીધો તે પછી ઇંગ્લંડે તે જ કારણને અંગે નજીકના પુર્વ ઉપર હુમલાઓ ચાલુ રાખ્યા. એલેકઝાન્ડ્રીઆ ઉપર ચલાવવામાં આવેલા ગોળાઓના મારા સંબંધમાં "બ્રીટીશ સામ્રાજ્યના વીકાસ" નો ઇતીહાસ લેખક લખે છે કે: "ફ્રાન્સ વચ્ચે પડવા નારાજ હતું...પરંતુ ઇંગ્લંડ સુએઝની નહેરને અરબસ્તાનીઓના મનપસંદ ઉપયોગ માટે છોડી શકે તેમ નહોતું." તેને લીધે જ ઇજીપ્તમાં તેમ જ સુદાનમાં ખુનખાર જંગો કરવા પડયાં.

બર્લીનની કોન્ગ્રેસ મળ્યાને બીજે જ વરસે અફઘાનીસ્થાન ઉપર બીજો હુમલો કરવામાં આવ્યો. તે પણ પહેલા હુમલાની માફક છેક જ અન્યાયી હતો. જસ્ટીન મેકકાર્થ કહે છે: "અફઘાનીસ્થાનમાં નીરાળી અને સર્વોપરી લાગવગ સ્થાપીને રશીઅન કાવાદાવાની સામે ચેકી મુકવા માટે સરકારે કાબુલના અમીર શેરઅલી પાસે એક પ્રતીનીધી મંડળ (Mission) મોકલવાનો નીશ્ચય કર્યો...તે (પ્રતીનીધી મંડળ) એવડું મોટું હતું કે એલચી મંડળને બદલે તે લશ્કર જેવું લાગતું હતું." તે મંડળને સરહદ આગળ અટકાવવામાં આવ્યું. આ બનાવને બ્રીટીશ સત્તાવાળાઓએ યુદ્ધ જાહેર કરવા માટેના કારણ તરીકે જણાવ્યું. એમાંથી જે યુદ્ધ સળગ્યું તે પણ પહેલા યુદ્ધના જેવું જ ગેરલાભવાળું તેમ જ પ્રતીષ્ઠાનો ભંગ કરનારું નીવડયું, તેમ છતાં તેની પાછળ દોઢ કરોડ પાઉંડ (સાડી બાવીસ કરોડ રૂપીઆ)નો ધુમાડો થયો જે હીંદના કર-ભરનારાઓને શીરે પડયો.

## 'સશસ્ત્ર પ્રતીનીધી મંડળ'

ઇંગ્લંડ અને રશીઆ વચ્ચેના સંબંધનો છેક જ નજીકના કાળનો ઇતીહાસ તો સર્વ સાધારણને ય વીદીત છે. એ ઇતીહાસ હીંદની સાથે ઘણો નીકટનો સંબંધ ધરાવે છે. ૧૮૮૫ માં સરહદ ઉપરનો જે બનાવ પેન્ડજેહ ખાતે બન્યો તેથી બન્ને દેશો વચ્ચે લગભગ યુદ્ધની હોળી સળગતાં સળગતાં જ અટકી. ૧૯૦૫ માં ટીબેટ અને રશીઆ વચ્ચે શરૂ થયેલા સંદેશા વ્યવહાર તે પણ લોર્ડ કર્ઝને લ્હાસાખાતે 'હથીયાર બંધ પ્રતીનીધી મંડળ' મોકલાવ્યું તેનું જ પરીણામ હતું. [જુવો: ગુચનો "આપણા યુગનો ઇતીહાસ" પૃષ્ઠ ૧૭૩]. અમલદાર શાહીની ભાષા વાપરીએ તો તે ભાષાના ઇતીહાસમાં 'હથીયારબંધ પ્રતીનીધી મંડળ' એ ખરેખરો વીજય છે. પણ ૧૯૧૪ માં જો જર્મનીએ બેલ્જીઅમમાં એવું 'હથીયાર બંધ પ્રતીનીધી મંડળ' મોકલાવ્યું હોત તો તેથી કેવી અસર થઇ હોત, તેની કલ્પના મને નવાઇ પમાડે છે.

## જર્મન ભયનો બાઉ!

બ્રીટન, ફ્રાન્સ અને રશીઆ વચ્ચે મૈત્રી થઇ તે પછી અંગ્રેજોના મનમાંથી રશીઅનભયનો ભુત નીકળી ગયો પણ તેનું સ્થાન જર્મનભયના ભુતે લીધું. પરંતુ આ બાબતમાં પણ એ તો

નીઃશંક છે કે, એ ભયમાં જર્મનીની પુર્વના પ્રદેશમાંની ચળવળો તરફની બ્રીટીશ પ્રજાની અદેખાઇ જ કારણ ભુત હતી. છેક ૧૮૯૫ માં વોન મોલ્ટકે તેમ જ બીજા પ્રશીઅન અફસરોએ તુર્ક લસ્કરનું પુનવીંધાન કરવાનું કામ ઉપાડી લીધું હતું અને ઓગણીસમીસદીના અંત સુધીમાં તો તુર્કસ્થાનના સુલતાન ઉપર જર્મનીની ભારે લાગવગ જામી ગઇ હતી. ઇ. સ. ૧૮૯૮ માં વીલહેમ બીજાએ [કૈસરે] સીરીયાની મુલાકાત લીધી અને સમસ્ત વીશ્વના મુસલમાનોના રક્ષક તરીકે તેણે પોતાને ઓળખાવ્યો આથી બ્રીટનને પોતાના પુર્વના સામ્રાજ્યના સંબંધમાં ભય લાગ્યો, અને એ ભય તેણે જર્મનીની બગદાદ સુધીની રેલ્વે બાંધવાની યોજનામાં મદદ કરવાની ના પાડી ને જર્મની તરફના અવીશ્વાસથી તેણે બતાવી પણ આપ્યો. તેમ છતાં જર્મનીએ તો પોતાની યોજના તુર્કસ્થાનના સહકારથી ચાલુ જ રાખી. પરંતુ ત્યાં વળી ઇગ્લંડના જેટલી જ રશીઆની મહત્વાને પણ જર્મનીનો ભય લાગ્યો, એટલે નજીકના પુર્વના જુના હરીફ [ઇગ્લંડ અને રશીઆ] ત્રીજાને વચ્ચે ડાપું મારતો અટકાવવા માટે એક થઇ ગયા. આમ ૧૯૧૪ ની વીશ્વયાદવી સળગાવવામાં હીંદી સામ્રાજ્યને સાચવવાની બ્રીટનની મહત્ત્વાકાંક્ષાએ અગત્યનો ભાગ ભજવ્યો.

## ચીનનાં નામોશીભર્યાં યુદ્ધો

**આ** બધા સમય દરમીયાન યુરોપના દરબારોને હીંદની સરહદના તેમ જ હીંદના માર્ગના પ્રશ્નો મુંઝવી રહ્યા હતા, ત્યારે નજીકના પુર્વમાં સામ્રાજ્યવાદી અદેખાઇની ઝેરી આગ તો સળગી જ રહી હતી. ચીન સાથેનાં ત્રણ નામોશીભર્યાં યુધ્ધોની નોંધ ઇતીહાસને પાને ચડી ચુકી છે. 'જંગલી ચીનાઓ'એ ૧૮૩૭ માં પોતાના દેશમાં બહારથી આવતું અફીણ અટકાવવાનો ઠરાવ કર્યો, અને [પ્રોથેરોના શબ્દો પ્રમાણે] "હીંદમાંના અંગ્રેજ વ્યાપારીઓ" ને ચીનમાં છુપી રીતે અફીણ ઘુસાડી મેળવેલા ભારે નફાનો નશો ચડ્યો. દરમીયાન ચીનમાં થયેલા એ સુધારાથી પોતાને મહેસુલમાં જતી ખોટ માટે હીંદી સરકારે તીવ્ર વીરોધ શરૂ કર્યો. તેવામાં ચીનમાં જે અફીણ 'હીંદમાંના અંગ્રેજ વ્યાપારીઓ' ચોરી છુપીથી ઘુસાડતા હતા તેનો જથ્થો પકડીને ચીનાઇ સરકારે તેનો નાશ કરી નાખ્યો, એટલે 'હીંદમાંના અંગ્રેજ વ્યાપારીઓ' ની ખાતર, આપણે [અંગ્રેજોએ] ચીન સામે યુદ્ધ જાહેર કર્યું. છેવટે ચીનની પાસેથી યુદ્ધના ખર્ચના રૂ. ૬૭,૫૦૦,૦૦૦ અને દાણચોરીના જે અફીણનો તેણે નાશ કર્યો હતો, તેના રૂ. ૧૮,૭૫૦,૦૦૦ ફરજીયાત પડાવ્યા. ઉપરાંત ચીનનાં પાંચ બંદરો બ્રીટીશોને માટે 'ખુલ્લાં' રાખવાની તેને ફરજ પાડી. આ પાંચ બંદર 'ખુલ્લાં' રાખવાં તેનો અર્થ એટલો જ કે, અફીણ અને બીજા માલ સામેનો ચીનાઇ પ્રતીબંધ ઉઠાવી લેવો. આ પહેલું ચીનાઇ યુદ્ધ હીંદમાંના બ્રીટનના આર્થીક સામ્રાજ્યવાદનું સીધું પરીણામ હતું.

અફીણના સંરક્ષણ માટે ચીન સાથેનું બીજું યુદ્ધ પણ કંઇ ઓછું નામોશીભર્યું નહોતું. તેની સામે તો તે વખતે બ્રીટીશ પાર્લામેન્ટમાં રેડીકલ અને ટોરી એ બન્ને પક્ષવાળાઓએ તે યુદ્ધની સખ્ત ઝાટકણી કાઢી નાખી હતી. ચીન સાથેના બીજા અને ત્રીજા યુદ્ધના ખાસ કારણો હીંદના સામ્રાજ્યવાદી સાહસને આભારી નહોતાં, પરંતુ 'સ્થાન પરના માણસો'ની

દાદાગીરીને જ આભારી હતાં. પરંતુ પહેલા વીગ્રહ વખતે થયેલી 'સંધી' ને લીધે જ એ બન્ને યુધ્ધો અનીવાર્ય બન્યાં હતાં તેથી તે તમામ યુધ્ધોની જવાબદારી હીંદી સામ્રાજ્યને કારણે જ થયેલી માનવી જોઇએ. હીંદ અને ચીનના સંબંધની આ વાત ૧૯૨૭માં ગોરાંરાજ્યોએ તેની ભુમીમાં લશ્કર અને લડાયક કાફલા મોકલાવ્યા તેના ઉલ્લેખ વીના અધુરી જ ગણાય. તે વખતે હીંદુસ્થાનની ધારાસભાના તમામ પક્ષના હીંદી સભ્યોએ વીરોધ કરવા છતાં, તેમના વીરોધની અવગણના કરીને હીંદી લશ્કરનો એ મામલામાં ઉપયોગ કરવામાં આવ્યો હતો. હીંદી લડવૈયા અને હીંદી નાણાંનો ઇગ્લંડના કલહ કંકાસમાં ઉપયોગ કરવા માટેનો આરોપ તે તો અનેક આરોપોમાંનો માત્ર એક જ છે. બ્રીટીશરાજ્યની સામે હીંદ તરફથી મુકવામાં આવતાં બીજાં તહોમતોમાં, મહાન યુદ્ધમાં થયેલા ખર્ચ નીમી-તે હીંદ પાસેથી 'બક્ષીસ' ને નામે ઇગ્લંડે લીધેલા રૂ. ૧,૫૦૦,૦૦૦,૦૦૦, ઉપરાંત ૧૯૧૪ થી ૧૯૧૮ સુધીમાં હીંદનાં અંદાજ પત્રોમાં યુદ્ધને લીધે લશ્કરી ખર્ચમાં થયેલા વધારાના ખર્ચના રૂ. ૧,૫૦૦,૦૦૦,૦૦૦ ઉપરાંત ફ્લેન્ડર્સ, ગેલીપોલી, ઇરાક અને પુર્વ આફ્રીકામાં અનેક હીંદી લડવૈયાઓનાં રક્ત ઇગ્લંડના કલહને લીધે રેડાયાં તે ગણાવી શકાય તેમ છે.

## કેવળ સામ્રાજ્યને જ અર્થે

છેલ્લાં ૨૦૦ વર્ષમાં બ્રીટન ક્યાં ક્યાં યુધ્ધોમાં ઉતર્યું એ બધું જો આ લેખમાં બતાવવાનું હોત તો તે પ્રત્યેક યુદ્ધ કેવળ પોતાના સામ્રાજ્યના નીકાસ અને સંરક્ષણને જ અર્થે લડાયું હતું એવું ઘણી જ સહેલાઇથી સીદ્ધ કરી શકાય છે, બીજા અર્થમાં કહેવું હોય તો એમ કહી શકાય કે જે જે ખુનખાર જંગોમાં બ્રીટને ભાગ લીધો છે તે માત્ર બ્રીટીશ સર્વોપરીતા [Pax Brittennica] ટકાવી રાખવા માટે જ છે. અમેરીકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ તે 'શાંતી' સાચવી રાખવાનો બ્રીટનનો નીષ્ફળ પ્રયાસ હતો, બોઅર વીગ્રહ તે સફળ પ્રયાસ [જો દુનીઆ કંઇ ફરક જોઇ શકે તો] હતો. પરંતુ પ્રસ્તુત લેખ તો હીંદમાં બ્રીટીશ સર્વોપરીતા ટકાવી રાખવા માટે કેટકેટલાં 'મુલ્ય' અપાયાં છે તેટલું જ બતાવવા પુરતો છે. આ 'મુલ્ય' માં હું હીંદ ઉપર પડેલા માત્ર આર્થીક બોજાને જ ગણુનો નથી, પરંતુ હીંસા ઉપર રચાયલી 'શાંતી'માં માનવ રક્તનો સારી યે આલમમાં અપાયલો ભોગ પણ ગણું છું. એટલે આપણા એ ઉદ્દેશને લઇને એબીસીનીયા સાથેના યુદ્ધ [જેમાં હીંદને માટે કશો જ ઝઘડો ન હોવા છતાં પણ હીંદને માણસ અને દ્રવ્ય આપવાની ફરજ પાડવામાં આવી હતી] જેવાં યુદ્ધને ય ભાગ્યે જ પ્રસ્તુત ગણાવી શકાય. ત્યારે બ્રહ્મદેશમાં ઇગ્લંડે જે અનેક વખત કજીઓ શોધનારાં આક્રમણ કરીને હીંદને નાણે એ પ્રદેશ હાથ કર્યો છે, તે બધા હુમલા સામ્રાજ્યવાદના સંરક્ષણને નામે કરવામાં આવ્યા હતા, એટલે જો કે તેમાં ફ્રેન્ચનાં હીત તરફની અદેખાઇએ કેટલોક ભાગ ભજવ્યો છે તો પણ તેને હીંદમાં બ્રીટનની સર્વોપરીતા સીદ્ધ કરવાનાં સીધાં પરીણામ તરીકે જ લેખવાં જોઇએ. યુધ્ધોની આ લાંબી હારમાળામાં જે અનેક યુધ્ધો કરીને હીંદને હસ્તગત કરવામાં આવ્યું છે તે તમામ યુદ્ધ, તેમ જ તેની સરહદ ઉપરના હુમલા અને ત્યાં મેકલવામાં આવેલાં પ્રતીનીધી મંડળો [જે બધાંની સંખ્યા ગઇ સદીમાં જ લગભગ એક સો,

એટલી થવા જાય છે ] વગેરેનો ઉમેરો કરવો જોઇએ. આમ કરવાથી આપણી આ કથા —અત્યારને માટે—પુરી થાય છે.

## ભાવી યુદ્ધના ભણકાર

શાહીવાદના છેલ્લા બસો વર્ષના ઇતીહાસના વાચનથી જે આ બધા સંગીન પુરાવા મળી રહે છે તે ઉપરથી ન્યાયશાસ્ત્રીની રીતે કયો નીર્ણય તારવી કાઢવો ? હીંદમાંના બ્રીટીશ સામ્રાજ્યવાદને લીધે થયેલાં યુધ્ધોનાં કેટલાંય ઉદાહરણ અહીં આપણે આપ્યાં છે, અને તે ઉપરથી આપણે જોયું છે કે તેના ચાલુ અસ્તીત્વમાં નવાં યુદ્ધની શકયતાઓના બીજ રહેલાં છે—કેટલાકો એ શકયતાને બદલે એમાં નવાં યુદ્ધનું નીશ્ચીતપણું રહેલું છે એમ પણ માને છે. પરંતુ હાલતુરત આપણે એ બધી શકયતાઓને આંખ આગળથી અળગી કરીએ અને એવું માનીએ કે બ્રીટન કોઇની સાથે કજીયાનું બહાનું શોધી આક્રમણ નહીં કરતાં (થોડાં વર્ષથી સાધારણ રીતે તેની વલણ દેખાય છે તેમ) હાલ છે તે દશા કાયમ રહીને શાંતી જળવાય તે ધોરણે સમતાનો માર્ગ અંગીકાર કરશે તેમ છતાં આપણે વાજબી રીતે શું એવી આશા રાખી શકીએ ખરા કે, આખી દુનીયાના ઉત્પાદન તેમજ બજારોનો સહુથી મોટામાં મોટો હીસ્સો ગ્રેટબ્રીટન બથાવીને બેઠું હોય તેવે પ્રસંગે બીજાં રાજ્યો છે 'છે તેની તે સ્થીતી' (Status Quo) અચોક્કસ સમય સુધીને માટે સ્વીકારી લેશે ?

## દુનીઆના દેશો શાંત રહી શકશે નહીં

સુવીખ્યાત ફ્રેન્ચ અર્થશાસ્ત્રી મોસ્યાં આન્દ્રે સેગફ્રીદે "યુદ્ધનાં કારણો" ઉપરના પોતાના તાજેતરના પુસ્તકમાં, વર્તમાન યુધ્ધોના પ્રાથમીક કારણ તરીકે સામ્રાજ્યોની હરીફાઇને ગણાવી છે. અને તે હરીફાઇનાં ત્રણ મુખ્ય કારણોમાં આ ગણાવ્યાં છેઃ

(૧) ગીરમીટીયા પ્રથા;

(૨) કીંમતી ખનીજ સંગ્રહ ઉપરનો કબજો; અને

(૩) બજારો ઉપરનો અંકુશ.

હીંદુસ્થાનના સંબંધમાં જોઇએ તો એ ત્રણમાંનું પહેલું કારણ અપ્રસ્તુત છે, પરંતુ પાછલાં બે કારણોની અવગણના થઇ શકે તેમ નથી. અને ત્રીજા કારણના સંબંધમાં જોઇએ તો સામ્રાજ્યના માલને પહેલી પસંદગી (Imperial Preference) આપવાનો પ્રશ્ન હીંદને માથે નજીકના ભવીષ્યમાં રોકાવાનો ભય હીંદ ઉપર ઝઝુમી રહેલો છે. જે હીંદે સરકારે અત્યાર પહેલાં બ્રીટીશ પોલાદને પસંદગી આપી ચુકી છે, તે હીંદના દેશી ઉદ્યોગને ઉત્તેજન આપવાની કીંમત તરીકે બ્રીટીશ કાપડના વ્યાપારને પરાણે પસંદગી આપવામાં યે ફાવી ગઇ છે. અને આ જાતની આર્થીક લુંટને બાકીની દુનીઆ લાંબો વખત સુધી તટસ્થતાથી જોતી બેસી રહે તેવું ભાગ્યેજ માની શકાય તેમ છે. સામ્રાજ્યના માલને પહેલી પસંદગી આપવાનું સંપુર્ણ આકારમાં ઠરે કે નહીં, તો પણ, જે બીજા દેશો હીંદ સાથેના વ્યાપારને ઇંગ્લંડના જેટલું જ મહત્ત્વ આપે છે, તેઓ પોતાના એ હક્કનો તે દ્રષ્ટીએ વીચાર કરીજ રહેલા છે.

હીંદમાં અંગ્રેજો સારી રીતે વહીવટ ચલાવી શકે કે નહીં તે અહીં મુદ્દાનો સવાલ નથી. જો કે તે પ્રશ્નના સંબંધમાં બધાજ તેમની

તરફેણનાં પ્રમાણપત્ર આપે છે, અને ઘણા-ખરા અંગ્રેજો માને છે કે, બીજાં સામ્રાજ્યવાદી રાજ્યો સાથે સરખાવતાં વીજેતા તરીકેનો તેમનો કારભાર વધારે ઠીક છે. એવી માન્યતામાં તેઓ ખરા પણ હોય છતાં, તેમનો મત સદંતર અપ્રસ્તુત છે. કેમકે બીજાં રાજ્યો તેમના કારભાર માટે એમના જ જેવો મત ધરાવે એમ તો તેઓ વાજબી રીતે આશા રાખી ન જ શકે. જેઓ પોતાની જાતે જ સત્તાનાં સુત્રો લઇને બેસી ગયા છે, તેવાઓના કારભારનું પરીણામ લાભદાયક હોય તો પણ [આ ઘટનામાં તો] તેઓ તો માત્ર બળના આધારે જ ઝઝુમી શકે. પરંતુ સમાન બળવાળા કે તેથી વીશેષ બળવાળાઓ તે જ ધોરણે તેને સામનો કરી શકે છે. બીજી રીતે કહીએ તો સ્વરાજનાં સીદ્ધાંતોનો નૈતીક નજરે ઇનકાર કરી શકાય તેમ નથી જ, પરંતુ અનુભવની નજરે પણ સ્વરાજ અનીવાર્ય છે. કેમકે "જ્યાં સુધી દેશનો કારભાર પોતે કરવાનો દેશનો અધીકાર સ્વીકારવામાં આવ્યો ન હોય, ત્યાં સુધી તે દેશની ઉપર રાજ્ય ચલાવવાનો ખાસ હક્ક તે હમેશાં એના દાવાદાર હરીફો વચ્ચેનો ઝઘડાનો વીષય છે."

એ જ રીતે હીંદની બાબતમાં, એના કહેવાતા 'ટ્રસ્ટી'ઓ જાતે જ બની બેઠેલા હોવાથી તેઓ નીતીની નજરે દુનીઆ આગળ પોતાનો દાવો રજુ કરી શકે તેમ નથી, અને પારકી ચીજ પડાવી પોતે વાપરવા માંડતા હોય તેમની સદીઓ સુધીની ભોગવટાની જે રીત અન્યાયી છે તે કદી પણ ન્યાયી ઠરી ન જ શકે. જ્યાં સુધી હીંદ બ્રીટનના હાથમાં રહેશે ત્યાં સુધી સામ્રાજ્યોની શરતમાં જેઓ પાછળથી ઉતર્યા છે તેઓ તેને મારેલો લાભ છોડશે નહીં, જ્યારે હીંદના માર્ગમાંનાં અપણાં સ્થાપીત હીતો આપણને બીજાઓના હક્ક તેમ જ હીતોની વચ્ચે અનીવાર્ય રીતે વારંવાર અથડામણીમાં મુકશે.

## શાંતીના મંદીરનો પાયો

જ્યારે મોટા ભાગ તાબા નીચે લઇને બેસી ગયા હોય ત્યારે શાંતીની વાતો કરવી એ સહેલું કામ થઇ પડે છે હકીકત એ છે કે જે સ્થીતી છે તે જ ચાલુ રાખવું તે હમેશાં વીજેતાઓના લાભનું જ થઇ પડે છે. આ દ્રષ્ટીએ જોઇએ તો વીએનાના મુત્સદ્દીઓ બહુ જ શાંતીવાળા હતા, કેમકે તેમણે આપખુદ રાજાઓને કાયમ રાખવા માટે યુરોપના આપખુદોની સાથે તેમણે સહકાર સાધ્યો હતો. પરંતુ એ શાંતી તો પગ નીચે કચડાતા માણસને તેની ઉપર ઉભો રહેલો માણસ તરફડીયા મારવાનું માંડી વાળવાનો ઉપદેશ આપે તેના જેવી શાંતી કહી શકાય!

શાંતીના સીદ્ધાંતો પ્રજામતવાદના સીદ્ધાંતો સાથે નીતી તેમ જ વ્યવહારની નજરે સંકળાયલા છે. પુર્વ અને પશ્ચીમ વચ્ચેના ઘર્ષણમાં એ વાત જેટલી સ્પષ્ટ જણાય છે તેથી વીશેષ સ્પષ્ટ બીજે કોઇ પણ ઠેકાણે દેખાતી નથી. એ નીતીનો સ્વીકાર હીંદ માટે જેટલો અગત્યનો છે તેટલો બીજે ક્યાંય નથી. સ્વતંત્ર હીંદ આપોઆપ શાંતીનો યુગ ફેલાવી શકશે એવું ભવીષ્ય ભાખી દેવા જેટલો હું ઉતાવળીઓ નથી. સ્વરાજના નીખાલસ દીલના હીમાયતીઓ પણ એમ તો માને છે કે, અરીણી કે દારૂડીઓ એ રસ્તો છોડી દઇને સીધે માર્ગે વળે, ત્યારે જેમ થોડોક વખત તેની સ્થીતી ઉંધી ચતી થઇ જતી લાગે છે તેમ સ્વરાજ મળ્યા પછી વહેલી

કે મોડી પણ વચગાળામાં આંતરીક અંધા-ધુંધી થોડો વખત જણાશે.

કદાચ કોઇ સહજ ભાવે એવી ટીકા કરશે કે ગુલામીની શાંતી કરતાં આ જાતની અંધાધુંધીને પસંદ કરવી એ તો વીશ્વમાન્ય વસ્તુ છે. આ પ્રમાણે યુરોપનાં જે સંસ્થાનો, એશીઆ અથવા આફ્રીકામાં પોતાની આપખુદીના લાભ વર્ણવતાં થાકતા જ નથી, તેઓ જગતના ઇતીહાસમાં અદ્વીતીય એવી અંધાધુંધી ભરેલી દશામાં રહે છે. અંગ્રેજ હીંદના વીરોધને ઇગ્લંડ અથવા આયર્લેન્ડની સાથે સરખાવવાનો ઇદ્દી આગ્રહ કરે છે, છતાં ખરી રીતે તો હીંદને સારા ય યુરોપની સાથે સરખાવવાની જરૂર છે. ત્યારે જ સમજી શકાશે કે ૧૯૧૪ માં આપણે સમસ્ત જગતને જે દીવાનાશાળાનો અનુભવ કરાવ્યો હતો, તેની સાથે સરખાવતાં હીંદ શાંતી અને એકતાની સ્વર્ગભુમી સમો છે. દુની-આના દરેક ખંડમાં આપણે ભારે સંપની આકાંક્ષા રાખીએ છીએ, પરંતુ, અમો પશ્ચીમવાસીઓ ભાગ્યે જ મુસોલીની કે પીલસુડ્સ્કીના જેવી સર્વવ્યાપી યુરોપની આપખુદ સરમુખત્યારીને માર્ગે એ સંપ ઝંખી શકીએ છીએ. તેમ છતાં અમે હીંદની આગળ જે 'ઉકેલ' ધર્યો તે લગ-ભગ આ જ પ્રકારનો છે.

દેશમાં અંધાધુંધી વ્યાપી જવાના સંભ-વની પણ વીચારણા કરી લેવી ઘટે છે. દેશનો મુખ્યત્વે કરીને શાંતીનો માર્ગ મહા-સભાની ચળવળને લીધે દ્રઢીભુત થયો છે અને પરીણામે સુવ્યવસ્થાની ખાત્રી રહે છે. પરંતુ આ પ્રશ્નનાં ઉપર વર્ણવેલાં બન્ને સ્વરૂપો ક્ષણજીવી, સ્થાનીક અને કાલ્પનીક છે. પરંતુ સુદ્રઢ પાયા ઉપર વીશ્વશાંતીની સ્થાપના કરવી હોય તો સહુથી પહેલાં હીંદને સ્વરાજ આપવાની જરૂર છે. આ ઉપાયનાં તાત્કાલીક પરીણામ કદાચ ન પણ જણાય છતાં જગતમાં કાયમને માટે શાંતી સ્થાપવાને માટે તો એ એક્લો અને એક જ ઉપાય વાજબી ગણી શકાશે. વીશ્વશાંતીના મંદીરનો પાયો એ જ રીતે નાખી શકાય તેમ છે.



# સમાજવાદમાં સ્ત્રીઓનું સ્થાન

: પ્રયોજક :
રમણીક વી. મહેતા
બી. એસ સી., એલ. એલ. બી.

**સમાજમાં** હમેશાં પરીવર્તન થાય છે. કોઇ પણ સમાજ વીકાસની અમુક કક્ષાએ પહોંચ્યા પછી તે નવીન સમાજનાં સર્જક બળો સર્જે છે. તે જ પ્રમાણે અર્વાચીન મુડીવાદી સમાજે આજે જનસમાજના વીકાસને અવરોધતાં, સમાજની શાંતી સમૃદ્ધી અને પ્રગતીની આડે આવતાં, સમાજવાદનાં સર્જક બળો સર્જ્યાં છે. સમાજવાદ ઉપર રચાયલા એ નવા સમાજમાં સ્ત્રીઓનું સ્થાન અને તેમનો દરજ્જો કેવો હશે તે ઉપર **લીલીએન્થલ** નામના એક સમાજવાદીએ "વીમેન ઓફ ધી ફ્યુચર" નામની એક નાની પુસ્તીકા લખી છે. એ પુસ્તીકાના આધારે પ્રયોજક પ્રસ્તુત લેખમાં નીચેના વીચારો નવયુગના વાચક સમક્ષ રજુ કરે છે.

## લેખાંક : ત્રીજો

**ગ**યા અંકમાં આપણે ગૃહ અને કૌટુંબીક જીવનની સમીક્ષા શરૂ કરી છે; મુડીવાદી સમાજરચનાએ આજની કૌટુંબીક રચનામાં જે ભાગલા પાડયા છે અને સમાજવાદ કૌટુંબીક જીવનમાં કેમ અને કેવી રીતે પુનર્રચના કરશે તેની આછી રૂપરેખા પણ દોરી છે. આપણે જોયું છે કે કાળના વહેવા સાથે ગૃહ અને કૌટુંબીક રચનામાં પરીવર્તન થયાં છે અને થાય છે. સૈકાએ સુધી ઘરની ચાર દીવાલોની અંદર ચાલેલા રેંટીઆ, શાળો અને એવાં બીજાં ગૃહઉદ્યોગનાં સાધનો આજે ઉદ્યોગવાદના વીકાસ સાથે ઘરની દીવાલો ઓળંગી વીજ્ઞાનની મદદથી વધુ વીકસીત થઇને જંગી કારખાનાં અને યંત્રાલયોમાં જઇ વસ્યાં છે. પણ તેથી કરીને કરોડો કામદાર સ્ત્રીઓના માથા ઉપરથી કામનો બોજો ઓછો થવાને બદલે વધ્યો છે. મુડીવાદી સમાજરચનામાં આ સ્થીતી અનીવાર્ય છે.

### ગૃહકામમાં ઘટાડો

પણ ગૃહને જો સાચી શાંતી અને આરામનું સ્થાન બનાવવું હોય અને સમાજવાદનો ઉદ્દેશ પણ તેવો જ છે તો પછી સ્ત્રીઓના માથા ઉપરથી આ ગૃહકામનો બોજો તદ્દન કાઢી નાખવાની અગર ઘણો ઓછો કરવાની સમાજવાદી સમાજને ફરજ આવી પડે છે. અને જેમ બીજા ઉદ્યોગોમાં વીજ્ઞાનની અદ્દભુત શોધ અને યાંત્રીક યુકતીઓ અજમાવાય છે અને વ્યવસ્થીત રીતે કામના પ્રકાર ગોઠવી, માનવ મજુરીના ઘણા ઓછા ખર્ચે સમાજ ઉપયોગી જરૂરીયાતો ઉત્પન્ન કરી શકાય છે તેવી જ રીતે જીવનની આ જરૂરીયાતો પણ બીજી જરૂરીયાતોની માફક મળે એવી ગોઠવણ સમા-

જવાદ હેઠળ કરી શકાય છે અને તેમ કરીને આજનાં ગૃહોને ચુલા અને ઘંટી, ખાણીયા વીનાનાં બનાવી શકાય. સમાજવાદ હેઠળ આ કામ કયા પ્રકારથી કરવામાં આવશે તેની હવે સમાલોચના કરીએ.

## માનવ મજુરીની બચત

લીલીએન્થલ જણાવે છે કે "ઘેર ઘેર જુદા ચુલા રાખવાને બદલે જો ઓછો વખત લે અને થોડી મજુરીએ સરસ કામ આપે તેવાં વીજાને આજે જનસમાજને આપેલાં સાધનો દ્વારા અમુક સંખ્યા જેટલાં કુટુંબોની રસોઇ માટે ત્રણ ચાર સ્ત્રીઓને રોકવામાં આવે તો વર્તમાનકાળમાં પ્રાચીન અને અવ્યવસ્થીત પદ્ધતીએ ચાલતાં ગૃહોમાં જે અમાપ માનવશક્તી વેડફાઇ રહી છે તેમાંથી મોટા ભાગની શક્તીનો બચાવ થાય." જો એક મધ્યસ્થ રસોઇગૃહમાં વીશ કુટુંબોની જમવાની સગવડ, ત્રણ કે ચાર નીષ્ણાત સ્ત્રીઓ, વીશ વ્યક્તીગત ચુલા પાછળ થતા ખર્ચ કરતાં ઘણા ઓછા ખર્ચમાં અને વધારે સારી પદ્ધતીએ કરે તો બાકીની સોળ સ્ત્રીઓની શક્તી સમાજ ઉપયોગી કામમાં સારી રીતે લઇ શકાય. આપણા અત્યારના મુડીવાદી સમાજમાં, નવી શોધખોળો અને કામ કરવાની સુધરેલી રીતોના પરીણામે માનવમજુરીનો જે બચાવ થાય છે તેનો ઉપયોગ સમાજના ભલાને બદલે વ્યક્તીગત ભલા માટે થાય છે. નફા માટે ચાલતા હરેક ઉદ્યોગોમાં માનવ મજુરીની બચત એટલે ઉદ્યોગપતીઓ માટે વધુ નફો અને એ ઉદ્યોગો ઉપર કામ કરતાં શ્રમજીવીવર્ગ માટે આપસઆપસમાં નોકરી મેળવવાની હરીફાઇ, વધુ બેકારી અને વધુ સખ્ત કામ. પણ સમસ્ત જનસમાજના ભલા અને કલ્યાણ માટે રચાયલા સમાજવાદી સમાજમાં, માનવ મજુરીની બચત એટલે માનવ સમુદાય માટે ઓછી મજુરી અને વ્યક્તીગત વીકાસ માટે વધુ વખત. વ્યક્તીગત ગૃહકામમાંથી મુક્ત થયેલી શક્તી, સારા સમાજ માટે ઉપયોગી થઇ પડતાં, દીવસના નીયત કરેલા કામનાં કલાકો ઓછા કરવામાં ઘણી સહાયભુત બનશે.

## સામાજીક દરજ્જો વધશે

સમાજની આરોગ્યતા તેના દાક્તરો ઉપર જેટલી અવલંબે છે તેટલી જ તે રસોઇ તૈયાર કરનારાઓ ઉપર પણ આધાર રાખે છે. અને તેથી કરીને સમાજવાદી સમાજમાં રસોઇ કરનારાંઓને પણ તે બાબતનું શાસ્ત્રીય શીક્ષણ આપવામાં આવશે. આગામી યુગનાં એ કામદારો સામાજીક દરજ્જામાં અને શાસ્ત્રીય જ્ઞાનમાં, આજના રસોઇ કરનારાંઓ (સ્ત્રીઓ કે પુરુષો) કરતાં વધુ ઉચ્ચસ્થાન ભોગવશે કેમકે સમાનતાના સીદ્ધાંત ઉપર રચાયલા સમાજવાદી સંસ્થાનમાં કોઇ પણ કામ નીચું કે હલકું ગણવામાં આવશે જ નહીં. દરેક જાતનું કામ સમાજને એક સરખું ઉપયોગી છે, ભલે પછી અર્વાચીન સમાજમાં તે ઉંચું કે નીચું ગણાતું હોય. એક જ દાખલો લઇએ. આજે ભંગીનું કામ હલકામાં હલકું ગણવામાં આવે છે અને તેથી કરીને એ કામ કરનારને સમાજમાં હલકામાં હલકા દરજ્જાનો માનવી ગણીએ છીએ. હવે જો માનવસમાજનું આ મહત્વનું પણ આજે હલકું ગણાતું અંગ તેમનું એ કામ કરવાનું બંધ જ કરે અરે! કાયમ માટે શું પણ થોડા દીવસ માટે જ જો બંધ કરે તો સમાજની શી સ્થીતી થાય વારુ? ઠેકઠેકાણે મરકી, કોલેરા, પ્લેગ વીગેરે જીવલેણ

રોગચાળો ફાટી નીકળે; દુર્ગંધ મારતા રસ્તાઓ અને ગૃહોમાં ચાલવું અને વસવું પણ વસમું થઇ પડે; સાક્ષાત નર્ક અહીં જ અવની ઉપર ઉતરે અને એ સીવાયની બીજી સ્થીતીની તો કલ્પના પણ કરી શકાય તેમ નથી. તેવી જ રીતે સમાજ ઉપયોગી બીજાં કામો પણ તેટલાં જ ઉપયોગી છે. એકના અભાવે જ સમાજનો સામાન્ય વહેવાર થોડા વખતમાં બંધ પડી જાય. આથી કરીને સમાજવાદમાં કોઇ પણ કામને હલકું ગણવામાં આવે નહીં એ સ્વાભાવીક છે.

## ભવીષ્યના ગૃહો

રસોઇની માફક બીજાં ગૃહકામો પણ સહકારનાં ધોરણે ચલાવવામાં આવશે. દરેક કામ અર્વાચીન યંત્રોની મદદ વડે કરવામાં આવશે અને નવાં યંત્રો જેમ શોધાશે તેમ તેનો પણ ઉપયોગ કરવામાં આવશે. આમ વ્યક્તીગત ગૃહમાંથી લગભગ દરેક જાતનો ગૃહઉદ્યોગ નીકળી જાય અને ગૃહકામ વ્યક્તીગત રીતે કરવાને બદલે સહકારના ધોરણ ઉપર કરવામાં આવે તો ભવીષ્યનાં ગૃહો, ખચીત, શબ્દાર્થ પ્રમાણે સાચી શાંતી અને અનહદ આનંદનાં જ વીશ્રામસ્થાનો બને. આ ગૃહો, તંદુરસ્તી બક્ષનારાં આનંદ આપનારાં, શારીરીક તેમ જ માનસીક શાંતી દેનારાં, આરામ અને આરોગ્યતા આપનારાં બનશે એ નીર્વીવાદ છે.

## લગ્નસંબંધ

હવે નવયુગની દરેક નારી જો વગર વેતને કામ કરતી ગૃહરખુ ગૃહીણી મટીને સારો બદલો લેતી સમાજની શ્રમજીવીણી અને તો પછી સમસ્ત સ્ત્રીજગત આપ મેળે જ આર્થીક સ્વતંત્રતા સંપાદન કરે જ. પણ આવી રીતની આર્થીક સ્વતંત્રતાથી આજના વરવધુના લગ્ન સંબંધમાં પણ સાથે પરીવર્તન થશે. અને તેથી હવે આપણે "લગ્ન" વીષે અત્રે કેટલુંક વીવેચન કરીએ તો અસ્થાને નથી.

## લગ્ન ક્યારે સુખકર બને ?

સમસ્ત સમાજના ઉત્કર્ષ માટે અને વ્યક્તીઓના પણ હીતને માટે લગ્નબંધનથી બંધાયેલાં વરવધુનાં જોડાં વચ્ચે સાચો પ્રેમ અને સુખી લગ્નસંબંધ એ વસ્તુઓ સૌથી વધારે ઇષ્ટ છે. પણ મુશ્કેલ પણ તેટલી જ છે. ઇષ્ટ છે, કારણ કે સુખી સંસાર માટે એ વસ્તુઓ અનીવાર્ય જરૂરની છે, સુખ અને આનંદની એ પ્રાથમીક શરતો છે. પણ એ સ્થીતી પ્રાપ્ત કરવી મુશ્કેલ છે કારણ કે સમાજમાં પ્રવર્તતા રીત રીવાજો અને વર્તમાન સામાજીક રચના તેની આડે અવરોધો ઉભા કરે છે. વર્તમાન સમાજમાં લગ્ન પાછળનો હેતુ આર્થીક દ્રષ્ટીએ લક્ષાયો છે. એક પુરૂષને એક સ્ત્રીની જરૂર છે કારણ કે તેના ઘરની સ્ત્રી રખેવાળ બને અને એક સ્ત્રીને એક પુરૂષની જરૂર છે કારણ કે તેના ભરણ-પોષણ માટે તે જરૂરનો છે. પણ લગ્ન પાછળની આ ભાવના અને હેતુએ લગ્નને વધુ સુખી અને સારૂં બનાવ્યું હોય એમ જણાતું નથી. અને તેથી જ આપણે આજે લગ્નની પ્રથામાં અને તેની પાછળ રહેલા હેતુમાં પરીવર્તન કરવાના પ્રયાસો નીહાળીએ છીએ; "સ્ત્રીઓને આર્થીક સ્વતંત્રતા મળે ત્યારે જ લગ્ન સુખકર બનશે" એવી સમાજ સુધારકો તરફથી જોરશોરથી બુમો પડતી સાંભળીએ છીએ.

## મુડીવાદ છે ત્યાં સુધી

પણ આજના મુડીવાદી સમાજમાં સ્ત્રીઓ માટે આર્થીક સ્વતંત્રતા ભારે ભોગ સાટે સંપાદન કરાય છે. પ્રખર ઉદ્યોગવાદના આ યુગમાં ગૃહઉદ્યોગોને સ્થાન નથી. અને તેથી આર્થીક સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે સ્ત્રીઓને ગૃહ ત્યજીને બહાર એક અથવા બીજા કામે જવાની જરૂર પડે આથી કરીને તેમનાં ઉપર ગૃહકામ સાથે બહાર કામ કરવાનો બોજો પણ પડે એટલું જ નહીં પણ કલાકોના કલાકો સુધી કુટુંબથી વેગળા રહેવાથી અને બાળબચ્ચાં માટે પુરતી કાળજી નહીં રાખી શકવાથી તેમ જ સ્ત્રી જાતીને યોગ્ય હોય કે નહોય તેવું ભારે કામ કરવાથી તેઓની સ્થીતી દરેક રીતે વધુ દયાજનક બને છે. અર્વાચીન મુડીવાદી સમાજમાં સ્ત્રીકામદારોની આવી સ્થીતી આપણે ખુલ્લી આંખે જોઇએ છીએ. આવી વસ્તુસ્થીતી હોય તેવા સંજોગોમાં આર્થીકસ્વતંત્રતા સંપાદન કરવાનું સ્ત્રીજનતાને ભાગ્યે જ ગમે. જો કે આજની સમાજરચનાએ ઉભા કરેલા સંજોગોને વશ થઇને આજે કરોડો કૃષીકારો અને કામદારોની સ્ત્રીઓને આટલો ભોગ આપવો પડતો છતાં એ કરૂણ સ્થીતીના ભોગ થઇ પડવાની ફરજ પડેલી જ છે. મુડીવાદી સમાજમાં પરાધીનતા અને વૈતરૂં સમાજના મોટા સમુદાયની સ્ત્રીજનતાના નસીબમાં લખાયલું જ છે; મુડીવાદી સમાજ-રચનામાં જ્યાં સુધી મુલગત પરીવર્તન નહીં થશે ત્યાં સુધી તો એ પરાધીનતા અને વૈતરા જેવી દશામાંથી મુક્ત થવાનો તેમને માટે માર્ગ મોકળો નથી; તેમના નશીબમાં એક અથવા બીજી રીતની ગુલામી નીર્માયલી જ છે... કેટલાકનાં જીવન નોકરી કરતાં, પણ લગભગ ગુલામી જેવી દશા ભોગવતા પુરૂષો ઉપર અવલંબે છે અથવા તો તેઓ જાતે જ પગારદાર ગુલામો છે. બન્ને સ્થીતીમાં, સવારથી સાંજ સુધી અવીરત સખત મજુરી કરતાં છતાં પણ તેઓને અને તેમનાં બાળકોને જીવનની પ્રાથમીક જરૂરીઆતો પણ પુરી સાંપડતી નથી.

## જોબનનાં જોમ

પણ સમાજવાદ હેઠળ, નવયુગની એ નારીને પગારદાર ગુલામી અને પોષણની ચીંતાએ સ્વીકારવાં પડતાં લગ્નબંધન, એ બન્ને સ્થીતીમાંથી એક પણ સ્થીતી, આજની માફક, પસંદ કરવાની ફરજ પડશે નહી. પગારદાર ગુલામીને સમાજવાદમાં સ્થાન નથી. કાયમી આર્થીક સ્વતંત્રતા અને જીવનની પ્રાથમીક જરૂરીયાતોની ગેરંટી લઇને તેઓ દીવસના નીયત કરેલા કામના કલાકો સુધી કામ કરીને સમાજની જરૂરીયાતોના ઉત્પાદનમાં યોગ્ય ફાળો આપશે. લગ્ન તો તેમને મનપસંદ કરેલા પુરૂષ સાથેની શારીરીક અને માનસીક એકતા સાધવાનું સાધન ગણાશે. આવતી કાલની એ માનસીક અને શારીરીક તંદુરસ્તીવાળી કોમળાંગી કુમારીકાઓ તેમની કેલવણી પુરી કરીને તેમના પસંદ કરેલા ધંધારોજગારમાં કામે ચઢશે; જીવનનૌકાની સફેલગાહ શરૂ કરશે. ગમે તે ધંધો અને કામ તેમણે હાથ ધર્યાં હશે પણ સારાયે સમાજની સેવા કરવાના બદલામાં તેમને જીવનની પ્રાથમીક જરૂરીયાતો અને યોગ્ય ઉપભોગોની ખાત્રી મળશે. આજની માફક અતી શ્રમીત અને મુખમરાને આરે ઉભેલી કામદાર સ્ત્રીઓને બદલે સમાજવાદમાં આપણે જોમ અને ઉત્સાહનાં પુર પ્રસારતી પ્રમદાઓ જોઇશું; કદ્રુપ અને ફીકા પડી ગયેલા ચ્હેરાની જગ્યાએ આંખને આકર્ષક લાગે તેવા અને

ચુંટી ખણે તો લોહી નીકળે તેવા ચ્હેરાઓ નજરે નીહાળીશું; આજનાં ઉંડાણુમાં પેસી ગયેલાં ચક્ષુઓ, માંયકાંગલાં શરીરો, બેડોળ બદનો અને બેસી ગયેલા ગાલોને બદલે આવતીકાલના યૌવનમાં ચકમકતી ચક્ષુઓ, ગુલાબી ગાલો અને સુદ્રઢ બાંધાવાળાં બદનો ભાળીશું. તંદુરસ્તી, બળ અને નેમ એ યૌવનની ખાસ ખાસીયતો છે. આધુનીક સંસ્કૃતીની બદીઓથી અલીપ્ત રહેતી જંગલી જાતીઓની જુવાન સ્ત્રીઓ અને એ બદીઓથી દુર રખાયલી આજની સંપત્તીવાનવર્ગની બાળાઓ યૌવનની ખાસીયતોનાં જીવતાં જાગતાં દ્રષ્ટાંતો છે.

## લગ્ન પાછળનો હેતુ

આવતીકાલની આવી કુમારીકાઓ—આજે તો સોમાંથી પણ આવી એક ભાગ્યે જડે—શારીરીક અને માનસીક દ્રષ્ટીએ, તે પછી પરણવાને અને માતા થવાને તદ્દન લાયક બનશે. પણ એ લગ્ન સંબંધ પાછળ પસંદગી અને પ્રેમની અનુમતી રહેશે. ગમે તેમ લાકડે માંકડું વળગાડવાની આજની રીતને સમાજવાદમાં સ્થાન રહેશે નહીં. તેમજ ગૃહ સાચવવા કે રાંધી ખવડાવવા માટે જ પુરૂષને સ્ત્રીની જરૂર છે અને પોતાનું પોષણ થાય તે માટે સ્ત્રીને પુરૂષની જરૂર છે એવા હેતુથી જ કાંઇ લગ્નની આવસ્યકતા રહેશે નહીં સમાજવાદ હેઠળ લગ્નસંસ્થાનો હેતુ બન્ને જાતીઓ વચ્ચે સુસંયોગ સાધવાનો અને એકમેકના માનસીક વીકાસને મદદગાર થઇ પડે એવા સંજોગો ઉપસ્થીત કરવાનો છે. અને તેથી જ પ્રેમ અને પસંદગી એ લગ્નની પ્રાથમીક શરતો રહેશે. જ્યાં સાચા પ્રેમને સ્થાન નથી પણ ફક્ત પ્રેમવીહોણા જાતીસંભોગની તૃપ્તી હોય એવા સમાજમાં લગ્ન એ બે હૃદયોમાં આનંદ અને અનુરાગ પ્રગટાવવાને બદલે હુતાશની જ પ્રગટાવે.

## વીધીથી પર એવાં લગ્નો

આવતી કાલનાં એ લગ્નો માટે કેવા કાયદાઓ ઘડાશે અને કઇ રીતે એ લગ્ન સમારંભો ઉજવાશે તે ચોક્કસ રીતે આજે કહી શકાય નહીં. તેમ જ એ સવાલો પણ કાંઇ ખાસ મહત્વના નથી. આધુનીક જમાનામાં સામાન્ય મનોદશા, જેમ બને તેમ સામાજીક કાયદા કાનુનો સરળ કરવા તરફ અને સામાજીક પ્રસંગોમાં જેમ બને તેમ વીધીઓ ઓછી કરવા તરફ વળે છે. અને ભવીષ્યમાં તો આવી જાતનું વલણ વળી વધુ આગળ વધશે. મોટે ભાગે તો સમાજવાદમાં આજે થતી લગ્ન પાછળની વીધીઓ હાસ્યાસ્પદ અને નીરર્થક તરીકે ગણાઇને નાબુદ કરવામાં આવશે. લગ્ન બંધનથી સ્વેચ્છાએ બંધાતા બન્ને પક્ષકારો તેમની રાજીખુશીનું અને એકમેક તરફના અને તેમનાં સંતાનો તરફની જવાબદારીઓની કબુલાત આપતું એક નીવેદન કરે એટલું જ ફક્ત કાયદાની દ્રષ્ટીએ જરૂરનું રહેશે. કારણ કે વરવધુ વચ્ચેની વફાદારી અને તેમનાં લગ્ન સંબંધનાં સુખ કંઇ કાયદાથી કે વીધીઓ કરવાથી સાંપડતાં નથી. બાહ્યાડંબર પુરેપુરો ભજવવાથી કાંઇ લગ્નનો હેતુ સફળ થતો નથી. સામાજીક યુગોના પરીવર્તન સાથે, લગ્નની રીતોમાં પરીવર્તન થવાનું જ પણ સ્ત્રી અને પુરૂષ બન્નેને એક બીજાની જરૂર રહે છે અને તેથી લગ્નનાં ગમે તેવાં રૂપો બદલાય પણ સ્ત્રી પુરૂષનો કુદરતી જાતીય સંબંધ અસ્ત થવાનો નથી. સંસ્કૃતીના વીકાસ સાથે એ સંબંધ વધુ આદર્શવાદ તરફ ઢળતો જાય છે અને હવે પછી પણ જશે.

# વિચાર મંથન

: લેખક :

વી ચા ર ક

જે સ્વતંત્રતા કામદાર અને ખેડુતો ઉપર રાજ્ય ચલાવવાની સત્તા, તેમને કચડી નાખીને જ કમાણી કરનારા અને એ કમાણી ઉપર જીવનારા મુઠીભર માણસોના હાથમાં મુકે, તે સ્વતંત્રતાથી દેશના એકસોમાં નેવુ માણસોનું દુઃખ જરા પણ જતું નથી. માત્ર સત્તાનાં મોટાં મોટાં સ્થાન ઉપરના માણસો બદલાય અને તેથી દેશના શ્રીમંતોને, જાગીરદારોને અને ઉદ્યોગપતીઓને તે સ્થાન મેળવવાની તક મળે તેટલું જ.

•••

બ્રીટન સ્વતંત્ર છે. પોતાના જીવનમાંજ સમાજવાદને વ્યવહારમાં મુકવાની વાતો કરનારા કામદાર પક્ષના હાથમાં પાર્લામેન્ટની સત્તાનાં સુત્રો છે. પરંતુ તેથી ત્યાંની નીર્ધન જનતાને શું લાભ થયો છે? ઓછામાં ઓછા ૨૭ થી ૨૮ લાખ માણસો બેકાર છે, બીજી તરફથી શ્રીમંત ઉદ્યોગપતીઓ નવાં યંત્રોની મદદથી કામદારોને ઘટાડતા જઈ બેકારી વધારે છે. એક જ દાખલો બસ થશે, બંદરો ઉપર જ્યાં પહેલાં ૧૮૦ માણસો કામ કરતા ત્યાં આજે યંત્રની મદદથી ૧૪ માણસો મારફત તેટલું કામ કરાવી શકાય છે.

બીજી તરફથી ખુદ ઇંગ્લંડમાં લક્ષાધીપતીઓની સંખ્યા વધતી જાય છે. આંકડાશાસ્ત્રીઓ કહે છે કે દરેક દશ વર્ષે બ્રીટનનાં લક્ષાધીપતીઓની દોલતમાં પ્રત્યેક મીલકત [Estate] પાછળ ૨૦ લાખ પાઉંડનો વધારો થયો છે.

•••

ધનકુબેરોની કમાણી કેમ વધે છે તે જોવું હોય તો થોડીક કંપનીઓએ પોતાના ભાગીદારોને આપેલાં વ્યાજ ઉપર ઉડતી નજર નાખવાની જરૂર છે.

નેશનલ ડીસ્કાઉંટ કંપની: ગયા વરસે ૬,૯૧,૫૩૮ પાઉંડનો નફો. ભરાયલી મુડી ૧૦,૦૦,૦૦૦ પાઉંડની રીઝર્વ ફંડ પણ ચાલુ વરસે તેટલું થયું. ભાગીદારોને ૬ મહીનાનું વ્યાજ આયપત વેરાથી મોકળા ૧૫ ટકા લેખે અને શેર દીઠ આયપત વેરાથી મુક્ત અઢી શીલીંગ આપ્યા!

લોઇડઝ બેન્ક: ગયા વરસે નફો ૨૧,૦૦,૦૦૦ પાઉંડનો થયો. ૧૫ ટકાનું વ્યાજ ભાગીદારોને આપ્યું.

જ્હોન બાર્કરે ૨૦ ટકાનું વ્યાજ આપ્યું, સેવીસ લીમીટેડે ૨૦ ટકાનું, ઇમ્પીરીઅલ ટાબેકો લીમીટેડે (જેનો વાર્ષીક નફો માત્ર ૧૦,૦૦,૦૦૦ પાઉંડથી કંઇક વીશેષ છે તેણે) ૨૩½ ટકાનું ઉપરાંત બોનસ, ફેગેઝ લીમીટેડે ૨૫ ટકાનું (આયપત વેરાથી મુક્ત), ગીનેસ લીમીટેડે ૩૦, પર્લ એસ્યુરન્સ કંપનીએ ૫૦ ટકાનું વ્યાજ આપ્યું. ત્યારે અશાંતી ગોલ્ડફીલ્ડ કોરપોરેશને ગયે વરસે ૧૦૦ ટકા જેટલું વ્યાજ વહેંચ્યું.

અને મુઠીભર માણસોને કેવા કેવા પગારો મળે છે તે પણ સાથે સાથે જોઇ લઇએ:

ખાણોની પુનર્રચના માટે એક પંચ નીમવામાં આવ્યું છે. એ પંચના પ્રમુખને કામદાર સરકારે વર્ષે દીવસે માત્ર ૭૦૦૦ પાઉન્ડ આપવાની પાર્લામેન્ટ પાસે માર્ચના છેલ્લા અઠવાડીઆમાં જ માગણી કરી. એ ભાઇ જે ખાણો માટે ટેબલ આગળ ખુરશી પર બેસીને કામ કરશે તેમને અને ખુદ ખાણોની અંદર કામ કરનારાઓને મળતા પગાર સાથે સરખામણી કરીએ તો તારતમ્ય આ પ્રમાણે નીકળે છે.

| ખાણિયાની મજૂરી | પ્રમુખ |
|---|---|
| પા. ૮૧ એક વરસે | પા. ૭૦૦૦ એક વરસે |
| શી. ૩૫ ,, અઠવાડીએ | પા. ૧૩૪ ,, અઠવાડીએ |
| શી. ૭ ,, દીવસે | પા. ૧૯ ,, દીવસે |
| પેં. ૮ ,, કલાકે | પા. ૨॥ ,, કલાકે |

**ટુંકામાં**: ખાણનો કામદાર ૬૦ વરસ સુધી સતત કામ કરીને જે કમાણી કરે, તેટલી કમાણી પેલા પ્રમુખ એક વરસમાં કરશે!

...

શ્રીમંતોના રાજ્યમાં ધર્મની વાતો ઘણી થાય છે. કહે છે કે જીસસ ક્રાઇસ્ટ ગરીબો માટે ખુબ પ્રેમ રાખતા હતા. એમના ઉપદેશનો પ્રચાર કરનારા ઇંગ્લંડના ધર્માચાર્યોનેય પગાર મળે છે. પણ દેશમાં મંદી આવવાથી તેમના પગારમાં દશ ટકાનો ઘટાડો થવાનો છે. એ ઘટાડા પછી ખ્રીસ્ત પ્રભુના ઉપદેશનો પ્રચાર કરનારા એ સંતોને હવે નીચે પ્રમાણે પગાર મળશેઃ

| | | |
|---|---|---|
| કેન્ટરબરીના ધર્માધ્યક્ષ | એક અઠવાડીએ | પા. ૨૬૦ |
| લંડનના ધર્માચાર્ય | ,, | પા. ૧૫૬ |
| ડરહામના ધર્મગુરૂ | ,, | પા. ૧૨૧ |
| ગ્લુસેસ્ટરના ધર્મગુરૂ | ,, | પા. ૭૪ |

પણ કેટલાક ધર્માચાર્યોને બીચારા જીવોને ઓછો પગાર પડે છે. તે આંકડો અઠવાડીઆના માત્ર ૩૫ પાઉંડ જેટલો જ થાય છે!

ઇંગ્લંડમાં બધા મળીને આવા ૪૭ ધર્માચાર્યો છે, તેમને બધા મળીને વરસે દહાડે ૧૯૨,૪૦૭ પાઉન્ડ પગાર તરીકે મળે છે. હવે આ પગાર અઠવાડીએ ૩ પાઉન્ડ કમાનારા કામદારની સરેરાશ કમાણી સાથે સરખાવીએ તો તે પગાર ૧૨૩૩ કામદારોની કમાણી જેટલો થાય! પણ બ્રીટનમાં બધા કામદારોને અઠવાડીએ ૩ પાઉન્ડનો પગાર મળતો નથી એ ભુલવું જોઇતું નથી. જીસસ ક્રાઇસ્ટનો આત્મા જો ક્યાંય હોય તો તે આ સરખામણી કરીને શું કહે?

...

હમણાં વીલાયતી માલોમાં કામદારો [વણકરો] અઠવાડીએ ૪૮ કલાક કામ કરે છે, તેમના એ કામમાં અઠવાડીએ પાંચ કલાકનો વધારો કરી પગારમાં ૧૨॥ ટકાનો ઘટાડો કરવાની તેમ જ ઉપરાંત નીશાળો સંખ્યામાં વધારો કરવાની મીલમાલેકોએ માગણી કરી છે. અત્યારે વણકરોને અઠવાડીએ ૩૯ શીલીંગનો પગાર અપાય છે એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે.

...

સ્વતંત્ર બ્રીટનના બીજા પણ કેટલાક આંકડા જાણવા જેવા છે :

પ્રજાના ૧૭ ટકા જેટલા માણસોના ખીસામાં કુલ રાષ્ટ્રીય આવકના ૫૦ ટકા જેટલો હીસ્સો જાય છે.

પ્રજાના ૨ ટકા જેટલા માણસો રાષ્ટ્રીય પુંજીના ૩/૪ કરતાં વીશેષ હીસ્સાના માલીક છે,

છેલ્લી લડાઇ વખતે બ્રીટનના ૨૮૦ માણસોની પુંજીમાં ૭૦૦,૦૦૦ પાઉંડનો વધારો થયો હતો.

બ્રીટનની પ્રજાના માત્ર બે જ ટકા જેટલા માણસો લાખ્ખોથી માંડીને ૫૦૦૦ પાઉંડ જેટલી મીલકત ધરાવે છે.

૧૯૨૬—૨૭ માં બ્રીટનના ૧૩૫ માણસોને એકંદર ૨૭,૦૦૦,૦૦૦ પાઉન્ડથી પણ વીશેષ નફો મળ્યો. જે સરેરાશ ૨૦૦,૦૦૦ પાઉન્ડ જેટલા થાય છે.

ઇંગ્લંડ અને વેલ્સની અડધોઅડધ મીલ્કતની માલીકી ૪૫૦૦ માણુસના જ કબજામાં છે.

બ્રીટનનો એક જ ડયુક ૧,૦૦૦,૦૦૦ એકર કરતાં યે વધારે જમીનનો માલીક છે. પાર્લામેન્ટની ઉમરાવોની સભાના ૧૧ જમીનદાર સભાસદોની પાસે બધી મળીને ૪,૦૦૦,૦૦૦ એકર જમીન છે.

...

લડાઇ પહેલાં બ્રીટનના દરેક કુટુંબ દીઠ ભુતકાળની તેમ જ ભવીષ્યની લડાઇ માટેનું સરેરાશ વાર્ષીક ખર્ચ ૨૦ પાઉન્ડ થતું હતું. છેલ્લી લડાઇ પછી એ આંકડો વધીને ૫૭ પાઉન્ડ જેટલો પહોંચ્યો છે. પરંતુ સામાન્ય જનતાની આવકમાં તેવડો વધારો થયો નથી. આમ છતાં લડાઇની મનોદશા ચાલુ છે કેમકે તેથી બ્રીટનના મુઠીભર ધનકુબેરોને લાભ થવાનો છે.

...

મુંડીપતીઓના હાથમાં સત્તા હોય ત્યારે કેવું પરીણામ આવે તે ઇંગ્લંડની અંડરગ્રાઉન્ડ રેલ્વેઝ ગ્રુપના પ્રમુખ લોર્ડ એશફીલ્ડે જ પોતાના ભાગીદારોની સભા સમક્ષ રજુ કરેલા આંકડાઓ ઉપરથી જણાય છે.

૧૯૨૧ થી ૧૯૩૦ સુધીમાં યાંત્રીક સાધનોની મદદથી જીવતાં માણસ કામદારોમાં ૩૯ ટકાનો વધારો થયો જ્યારે કામમાં ૬૮ ટકા જેટલો વધારો થયો. કામદારોનો પગાર સરેરાશ અઠવાડીઆના ૪ પા. ૧૦ શી ૩ પે. હતો તે ઘટીને પા. ૪–૩ શી. ૮ પે. જેટલો થયો. ૧૯૨૧ માં કંપનીની મુડી ૪૯,૦૦૦,૦૦૦ પાઉંડની હતી, તે ૧૯૩૦ માં વધીને ૭૭,૦૦૦,૦૦૦ પાઉંડ જેટલી થઇ. એટલે મુડીમાં ૫૭ ટકાનો વધારો થયો. ૧૯૨૧ માં ૪ ટકાનું સરેરાશ વળતર મળતું હતું, તે ૧૯૩૦ માં ૪॥ ટકા જેટલું મળે છે.

એનો અર્થ એટલો જ કે મુડીવાળાઓની મુડીમાં ૫૭ ટકાનો વધારો થયો, વ્યાજમાં અડધા ટકાનો વધારો થયો, કામમાં ૬૮ ટકાનો વધારો થયો, ત્યારે માત્ર નીર્ધન કામદારોના પગારમાં આઠેક ટકા જેટલો ઘટાડો થયો!

...

અંગ્રેજો આર્જેન્ટાઇનમાં અમેરીકનોની સામે હરીફાઇમાં ઉતરેલા છે. એ હરીફાઇમાંથી કદાચે યુદ્ધની હોળી પણ સળગે તો ગરીબ કામદારોનો મરો થાય છતાં આર્જેન્ટાઇનમાં ડખલગીરી કરવાનું કારણ જોઇએ તો પચાસ વર્ષ પહેલાં ગ્રેટ-બ્રીટનના થોડાક હજાર પાઉંડ આર્જેન્ટાઇનમાં રોકાયલા હતા, અત્યારે ત્યાં બ્રીટીશ પુંજીપતીઓના પા. ૩૦૦,૦૦૦,૦૦૦ રોકાયલા છે, તેમાંથી તેમને વરસે દહાડે પા.

૨૫,૦૦૦,૦૦૦ જેટલા વ્યાજના મળે છે. ને વળતર આઠ ટકા જેટલું થવા જાય છે. આર્જેન્ટાઇનમાં કુલ ૩૦,૦૦૦ માઇલ જેટલી. રેલ્વે છે તેમાં ૧૬૦૦૦ થી વીશેષ માઇલ રેલ્વે ઉપર બ્રીટીશ પુંજીપતીઓનો કાબુ છે. એમના હીતનું સંરક્ષણ કરવા માટે જો તેઓ આર્જેન્ટાઇનમાં યુદ્ધ જગાડે, તો પણ હીંદ.જો સંસ્થાનીક સ્વરાજ ભોગવતો હોય અને પુંજીપતીઓ, જમીનદારો તેમ જ રાજાઓની જ તેની ઉપર સત્તા ચાલતી હોય તો ગરીબડા હીંદીઓને બ્રીટનની વ્હાર કરવા ત્યાં પણ લડવા જવું પડે!

...

જગતભરના મુડીવાદીઓના દેશોમાં કંઇ નહીં તો ૧૯,૦૦૦,૦૦૦ માણસો બેકાર છે. ઓછામાં ઓછા દશ કરોડ લોકો ખાનગી કે જાહેર ધર્માદા સંસ્થાઓ ઉપર નભે છે, ત્યારે બીજા કરોડો માણસો ભુખે મરવા જેવી રોજી મેળવીને હવે છે હીંદુસ્થાનના બેકારોના ખરેખરા આંકડા પણ અત્યારે તો મળી શકતા નથી, છતાં શ્રી જમનાદાસ મહેતા એ આંકડો ઓછામાં ઓછો ચાર કરોડ જેટલો ધારે છે.

...

અમેરીકા સ્વતંત્ર દેશ ગણાય છે. પરંતુ ત્યાં પણ ૭૦ લાખ ગરીબ માણસો બેકાર છે. એ તો ઠીક પણ એ સ્વતંત્રતા કાળા ગોરા વચ્ચે ગોઝારો રંગભેદ હજી ભુલાવી શકતી નથી. જુવોઃ ૧૯૩૦માં અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોમાં ૨૧ માણસોને જીવતા સળગાવી મુકવામાં આવ્યા. આગલા વરસે જ્યારે ૧૧ માણસોને સળગાવી મુકવામાં આવ્યા હતા, ત્યારે ૧૯૩૦ માં ૧૦ નો વધારો થયો! આ સળગાવી મુકવામાં આવેલા ૨૧ માણસોમાંથી ૨૦ માણસો કાળા સીધી હતા. આમ છતાં અમેરીકા સામ્યવાદની સામે બરાડા પાડે છે.

રોલેન્ડ હેઇસ નામનો એક સુવીખ્યાતસીધી ગવૈયો અમેરીકાથી ગાવા માટે લંડન આવ્યો છે, તેને માટે લંડનના ગોરા હોટલમાં ઉતરવાની જગા જ મળી નહીં. દશ વર્ષ પહેલાં એ ભાઇ લંડન આવ્યા ત્યારે બકીંગહામ રાજમહેલમાં એનું ગાણું સાંભળી રાજા રાણી ખુશ થયાં હતાં અને રોલેન્ડને હીરાની પીન ભેટ આપી હતી, જે સીધીભાઇને બ્રીટીશ સામ્રાજ્યના રાજમહેલમાં માન મળે તેને સ્વતંત્ર બ્રીટનનાં હોટલમાં પૈસા આપતાં પણ રહેવાનું સ્થાન ન મળે એ લક્ષમાં લેવા જેવું છે. આખરે રોલેન્ડને ખાનગી મકાન ભાડે લઇને રહેવું પડ્યું છે!

આ રોલેન્ડ ધર્મે ખ્રીસ્તી છે એ ભુલવું જોઇતું નથી

...

જે સ્વતંત્ર અમેરીકામાં આજે ૭૦ લાખ માણસો બેકાર છે, ત્યાં મુડીભર માણસો ક્રોડાધીપતી અને લક્ષાધીપતી છે. તેમની મોટરોમાં અને એમની માલીકનાં કારખાનામાં દર વર્ષે લાખ્ખો ગરીબોનાં અને પગે ચાલનારાઓનાં બલીદાન લેવાય છે. આથી દુનીયામાં સહુ કરતાં લુલા, લંગડા, બીજાઓ ઉપર આધાર રાખનારા માણસોની સંખ્યા અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોમાં જણાય છે. ત્યાંની સરકારના આંકડાખાતાના આધારે જ જોઇએ તો ગયે વરસે ત્યાં ૯૭,૦૦૦ માણસોને પ્રાણઘાતક અકસ્માતો થયા. અને ૧૦,૦૦૦,૦૦૦ માણસોને થયેલા અકસ્માત પ્રાણઘાતક ન થયા. માર્યા ગયેલાઓમાં ૧૯૦૦૦ તો બાળકો હતાં! મનુષ્યોનાં લેવાયલાં આ ભયંકર બલીદાનોમાં ત્રણ ભાગ મોટરોને

કાળે નોંધાયા છે અને ચોથો ભાગ કારખાનાને ફાળે ગયો છે.

...

બોલ્શેવીક રશીઆની પાંચ વર્ષની યોજના જેમ જેમ સફળ થતી જાય છે, તેમ તેમ મુડીવાદી સામ્રાજ્યવાદીઓનો તેની સામેનો વીરોધ બળવત્તર થતો જાય છે. હાલમાં રશીયાના ઇમારતી લાકડાની સામે બ્રીટન અને અમેરીકામાં ખુબ જ પ્રચાર શરૂ થયો છે. બ્રીટનની સરકારે તો તેની ચળવળ માટે ૨૦૦ પાનાંની એક ચોપડી પ્રસીદ્ધ કરી છે. કહે છે કે બોલ્શેવીકો કેદીઓ પાસે 'વેઠ' કરાવે છે માટે રશીયન લાકડું ખરીદવું નહીં.

રેમોન્ડ લેસ્લી બ્યુલ નામનો અમેરીકન કહે છે કે, એમ તો આખા જગતમાં અત્યારે કંઇ નહીં તો ૩,૦૦૦,૦૦૦ ગુલામો હજી પણ છે. એટલું જ નહીં પણ એબીસીનીઆ, અલ્જીરીઆ, ચીન, ઇજીપ્ત ઇરીટ્રીઆ, સહરા અને સુદાનમાં ગુલામોનો વ્યાપાર તડાકાર ચાલે છે. ઉપરાંત હીંદમાં દેશીરાજ્યોમાં તેમ જ બ્રીટીશહીંદનાં ગામડામાં વેઠ હજી નાશ પામી નથી. વળી અર્ધગુલામી જેવા ધંધાઓની તો વાત જ નથી કરવાની, કેમકે રશીઆ સીવાયના દુનીઆના તમામ દેશોમાં ઉદ્યોગપતીઓના પગારદાર ગુલામોની દશા એ ઉજળા નામથી જરા યે સુધરી ગઇ નથી.

પરંતુ હીંદમાં ચાના અને ગળીના બગીચાઓ જે મોટે ભાગે ગોરાઓની માલીકીના છે, તેમાં ચાલતી ગુલામી પ્રથાઓ, ફીજી અને આફ્રીકાના ગીરમીટીઆ અને ભીખીઓની ગુલામીદશા એ બધું બ્રીટીશ મુત્સદ્દીઓની આંખ આગળ આવતું નથી. અમેરીકા પણ લીબેરીઆ અને પેરૂનું રબર, દક્ષીણ આફ્રીકની ખાણોનાં હીરા, બેલ્જીઅન ત્રાંબાના કોંગોનું ત્રાંબુ અને મધ્ય અમેરીકાનાં ફળો ઉપર ગુલામી વેઠને કારણે અંકુશ મુકવા તૈયાર નથી.

...

બ્રીટીશ મુત્સદ્દીઓ બોલ્શેવીક રશીઆની ઉપર એવો આરોપ મુકે છે કે એ વેઠ કેદીઓ પાસે લેવાય છે. પણ હીંદનાં કેદખાનાની અંદર લેવાતી વેઠની વાતો ઉપર હવે તો લોકોએ તેટલું અજવાળું પડયું છે, અને સરકારી જેલખાતું દર વર્ષે લાખ્ખોનો નફો એ ક્રમોમાંથી જ કરે છે. કાળાપાણીની આંદામાનની વેઠની કથાઓ હજું હીંદીઓના કાનમાં તાજા ભણકાર જેવી છે. મુડીવાદી સામ્રાજ્યવાદીઓ કહી શકતા નથી. પણ એમને 'વેઠ'ની સામે વાંધો નથી. સામ્યવાદની સફળતા સામે વાંધો છે. પરંતુ જે વાત સામ્રાજ્યવાદીઓ છુપાવે છે તે નીધર્ન જનતા બરાબર સમજી શકે છે, એ સમયની બલીહારી છે.

## હીંદુ કાયદા સામે "કાવત્રુ"
(૧૪૨ મા પાનાનુ ચાલુ)

કાવવાનો પ્રયત્ન કરે છે, તેને ગેરકાયદે ગણી તેવાં લગ્ન ને રદ ગણતો નથી તે જ તેની મોટી ખામી છે.

આ રીતે હીંદુ સ્ત્રીઓનો જીવનસખા ગોતવાનો હકક હીંદુ કાયદા અને સામાજીક રૂઢીઓના કાવત્રાંથી ખુંચવી લેવામાં આવેલો છે.

ઉપર પ્રમાણે હીંદુ સ્ત્રીસમાજ પર અકળ અન્યાયો અને સીતમો નીઅદીઠ ઝડી વરસી રહી છે, છતાંયે રૂઢીરક્ષકોએ ગળથુથીમાં પાયેલ "સંસ્કાર"ના ઝેરથી સ્ત્રીસમાજ તે અન્યાયો સામે અંધાપો વેઠી રહયો છે. આ ઝેરના ઉતારના ઉપાયો તો અન્યાયો લક્ષમાં આવે ત્યારે જ લેવાયને?

## હીંદુ કાયદા સામે "કાવત્રુ"

પુરૂષ વર્ગની સરમુખત્યારીની આપખુદ એડી નીચે કચરાતા સ્ત્રીવર્ગે તો તે હત્યારા હીંદુ કાયદાને દફનાવવા માટેનું પ્રચંડ કાવતરૂં કરવું ફકત યોગ્ય જ નહી પરંતુ અતીશય આવશ્યક છે. પુરૂષોના ભોગવીલાસની 'સજીવ ચીજ' બનવા કરતાં સમાન હકક મેળવવા માટે તેઓ સદાયે સ્વપ્નાં સેવે છે; પરંતુ પુરૂષોના ધીમા, મીઠા અને ઘણી વેળા જુઠા શબ્દે તે બધું ભુલી જાય છે. ધર્મશાસ્ત્રો (!) સ્ત્રીને સહધર્મચારીણી કહે છે, પરંતુ તેનો વ્યવહારીક અર્થ તો ગુલામડી જ થાય છે. ધર્મશાસ્ત્રોના આવા ભમાવનારા શબ્દોથી, અને પતીદેવનાં મીઠાં પરંતુ કાયદેસરની જવાબદારી (Legal obligation) વીનાનાં વચનોથી સ્ત્રીસમાજે ફકત સાવધાન રહેવાનું કહેવાની મારી મતલબ નથી; પરંતુ તેવા સમાનહકકનાં વચનોની પોકળતા ખુલ્લી પાડવાની મારી ઇચ્છા છે. પુરાતનવાદીઓ અને ધર્મશાસ્ત્રોએ સ્ત્રીસ્વાતંત્ર્યની આડે ઉભી કરેલી ઇમારતો પરણેલી સ્ત્રીઓ માટે દુર થવી મુસ્કેલ છે. પરંતુ બાળાઓ કે વીધવાઓ માટે તો તે તેટલું દુસ્કર નથી. હીંદુ કાયદાની સખ્તાઇમાંથી પોતાની પુત્રીઓને છોડાવવાની દરેક માતાની ફરજ છે. એ અન્યાયોની ઝડી સામે સક્રીય બંડનાં બ્યુગલો ફુંકવાની દરેક પુખ્ત ઉમરની બાળાની ફરજ છે. સામાજીક પ્રગતીનો નકાર કરતા એ કરૂર કાનુનોને દફનાવવાનો કાયદેસરનો એક જ રસ્તો છે. તે રસ્તો ધામીંક વીધીથી લગ્ન કરાવતાં પહેલાં રજીસ્ટરની કોર્ટમાં લગ્ન રજીસ્ટાર કરાવવું તે છે. બ્રીટીશ હકુમતમાં રહેનાર ૨૧ વર્ષ કે તેથી ઉપરનાં સ્ત્રી પુરૂષોમાંથી એકજણ બ્રીટીશ હકુમતમાં પંદર દીવસના વસવાટને અંતે રજીસ્ટારની કોર્ટમાં લગ્નની નોટીસ આપે છે. તે નોટીસની ફી ફકત ૦–૮–૦ હોય છે. ત્યાર બાદ પંદર દીવસે વર કે કન્યા જેની ઉમર ૧૪ થી ૨૧ વર્ષની વચ્ચેની હોય તો તેનાં વાલીઓની સંમતીથી અને ૨૧ વર્ષ થઇ ગયાં હોય તો કોઇ પણ જણની સંમતી સીવાય રજીસ્ટારની કોર્ટમાં ત્રણ પુખ્ત ઉમ્મરના સાક્ષીઓની હાજરીમાં લગ્ન રજીસ્ટર કરાવી શકે છે. તેનું ખર્ચ ફકત ૫–૦–૦ રૂ. જ આવે છે. જો રજીસ્ટારને ઓફીસ સીવાય બીજી જગ્યાએ લગ્ન માટે રજીસ્ટર કરવા બોલાવવામાં આવે તો તેના રૂા. ૧૦ વધુ આપવા પડે છે. આ પ્રમાણે તે લગ્ન વીધીથી દેમાર પ્રવૃતીના વખતમાં વખતનો અનહદ બચાવ થાય છે, અને આર્થીક સંકડામણના આ યુગમાં ખર્ચ થતું નથી.

તે ઉપરાંત પ્રગતીમાન માનસના સુધ્ધી-વાદીઓ ધર્મ વીધીને તીલાંજલી આપી ધાર્મીક રૂઢીઓ અને વહેમોને મળતો ટેકો સદંતર બંધ કરે છે.

ધાર્મીક વીધીને ન છોડી શકનારાઓ પણ તે કાયદાનો ઉપયોગ કરી શકે છે. પરંતુ તેઓએ પહેલાં લગ્ન રજીસ્ટર કરાવવાં જોઇએ, નહીંતર તો સ્ત્રીઓ સદાયવની ગુલામીની જંજીરોમાં જકડાઇ જાય છે.

આ રીતનું લગ્ન હીંદુ કાયદાને કે સામાજીક રૂઢીઓના અન્યાયોને દફનાવવાનું કાવતરૂં મુળથી જ બાળ લગ્નનો ઉચ્છેદ કરે છે. કારણ કે ૧૪ વર્ષથી નાની ઉમરની બાળાના લગ્ન જ થઇ શકતાં નથી. વળી આ જાતનાં લગ્નથી સ્ત્રીઓને પોતાની મીલ્કત પર સંપુર્ણ હક્ક રહે છે. અને તે ઉપરાંત તેના ધણીની મીલ્કતની તે વારસદાર બને છે. સ્પેશ્યલ મેરેજ એક્ટ પ્રમાણે ગમે તે જાત કે ધર્મમાં માનનારાં સ્ત્રીપુરૂષો કાયદેસર રીતે લગ્ન કરી શકે છે. લગ્નથી તેઓના ધાર્મીક મત પર કાપ પણ મુકાતો નથી અને તેમનાં ફરજંદો 'હરામનાં' ગણાતાં નથી. આ કાયદાથી સ્ત્રીઓને પોતાનો 'સાથી' મેળવવાના ક્ષેત્રમાં અત્યંત વીકાસ થયો છે. પુખ્ત ઉમરની બાળાને 'મનના માન્યા' સાથે પરણતાં કોઇ અટકાવી શકતું નથી. વળી આ કાયદા નીચે લગ્ન થયા પછી પુરૂષ એક સ્ત્રી જીવતી હોય તો તે ઉપરાંત બીજી સ્ત્રી પણ કરી શકતો નથી. છુટાછેડા થયા પછી બંને ફરી લગ્ન કરી શકે છે. છુટાછેડાનાં પ્રશ્નને રૂઢીરક્ષકોએ પોતાના સ્વાર્થને માટે એટલો ભયંકર ચીતર્યો છે કે સ્ત્રીઓ તેથી સહજમાં ધ્રુજી ઉઠે છે; પરંતુ પુરૂષ નામર્દ હોય, ગરમીના જીવલેણ ભયંકર દર્દોથી પીડાતો હોય કે રખાતોની જમાતમાં રખડતો હોય તે કરતાં સ્ત્રી તેનાથી છુટી થાય તે શું ખોટું? આવા ધણીથી છુટી થવાની ઇચ્છા કઇ સ્ત્રી ન કરે? સ્પેશ્યલ મેરેજ એક્ટ પ્રમાણે સ્ત્રીને છુટાછેડાનો હક્ક મળે છે. જો સ્ત્રી કે પુરૂષ દુરાચારી હોય તો જ છુટાછેડાનો પ્રશ્ન ઉપસ્થીત થાય છે. એટલે છુટા છેડાનો કાયદો જરા યે ભયંકર નથી, ઉલટો સ્ત્રીઓને મદદરૂપ છે.

છતાંયે આ કાયદો પણ પુરૂષો અને સ્ત્રીઓના હકો સંપુર્ણપણે સરખા છે એમ તો આડકત્રી રીતે પણ કહેતો નથી. તે કાયદાના અમલથી લગભગ સરખા હક્ક બન્નેને હોય છે, પરંતુ છુટાછેડાની બાબતમાં પુરૂષને સ્ત્રીનો દુરાચાર સાબીત કરવો પડે છે. જ્યારે સ્ત્રીને છુટાછેડા મેળવવા હોય તો પુરૂષનો સીતમ અને દુરાચાર સાબીત કરવો પડે છે. આધુનીક પ્રગતીના જમાનામાં પણ સુધરેલા દેશોમાં સ્ત્રી-પુરૂષોના હકમાં આટલો ફેરફાર રહ્યો છે. લગ્નની ખરી આદર્શ પ્રથા તો અત્યારે રશીઆની લગ્નસંસ્થાની પ્રથા છે. ત્યાં બંને પક્ષના સખ્ત મન દુઃખાવાથી સાથે રહેવાનું અશક્ય બને તો બંને સહેલાઇથી છુટાં થઇ શકે છે.

ઉપર પ્રમાણેનાં લગ્ન પુખ્ત ઉમરની બાળા કે વીધવા કરી શકે છે. ૧૪ વર્ષથી ૨૧ વર્ષ સુધીની બાલાને તેના વાલીની સંમતીની જરૂરત છે. માતાઓ પોતાની પુત્રીઓના હીતની ખાતર આ પ્રશ્નમાં ગંભીરપણે વીચાર કરે તો તેઓ તો દીકરીઓને સ્પેશ્યલ મેરેજ એક્ટ પ્રમાણે જ પરણાવે. પરણેલી સ્ત્રીઓને છુટાછેડાનો હક્ક મળે, તેઓનો વારસાને લગતો અન્યાય દુર થાય અને 'અનુલોમ' અને 'પ્રતીલોમ'ના ભેદો નાશ થાય એવી સખ્ત ચળવળ પોતાના જ હીતની ખાતર સ્ત્રીસમાજે અગ્રગણ્ય રહીને ઉપાડવી ઘટે છે.

સેક્રેટરી, હીંદુ સીવીલ મેરેજ એસોસીએશન, ૫૫, ગીરગામ રોડ મુંબઇ. એ સરનામે પત્રવ્યવહાર કરવાથી સીવીલ મેરેજ માટે વધુ ખબર મળી શકે છે.



વર્ષ : ૩ જું.] જુન. ૧૯૩૧ [અંક ૩ જો

# રાજકારણ

: લેખક :

તંત્રી

આપણા દેશના રાજકારણમાં અત્યારે દરરોજ નવાં નવાં પરીવર્તનો થતાં દેખાય છે. એ નીત્ય પલટાતા રાજકારણમાં હીંદવાસીઓએ પંજાબની પાટનગરીમાં કરેલો સંપુર્ણ સ્વતંત્રતાનો નીર્ણય અદ્રશ્ય થતો જાય છે, એટલું જ નહીં પણ કરાંચી કોંગ્રેસનો મહાત્માજીનો પુર્ણ સ્વરાજનો નીશ્ચય પણ રફતે રફતે ઓગળી જતો જણાય છે.

...

આખા ગયા મહીનામાં ખાસ કરીને અરવીન–ગાંધી કરારનામાના જ પડઘથી વાતાવરણ ગાજી રહ્યું છે. ચારે તરફથી મહાસભાના કાર્યકરો પોકાર પાડી રહ્યા છે કે, નોકરશાહીનાં નાનાં મોટાં તમામ માણસો તહનામાની શરતોને છડેચોક તોડી રહ્યા છે, એટલું જ નહીં પણ જે નીમક ઉપર મહાત્માજીએ પોતાના મહાયુદ્ધનો મદાર બાંધ્યો હતો, તે નીમકની મળેલી છુટના સંબંધમાં પણ નોકરશાહીની હઠ અને દુરાગ્રહથી મહાત્માજીને નમતું મુકવું પડ્યું છે, અને સરકાર તરફથી પ્રસીદ્ધ થયેલી નવી યાદીમાં મીઠાની છુટના સંબંધમાં વળી વીશેષ સંકુચીત વ્યાખ્યાઓ કરવામાં આવી છે, અને મહાત્માજીએ તેની ઉપર પોતાની સંમત્તીની મહોરછાપ મારી છે.

આખો મે મહીનો અરવીન–ગાંધી કરારનામાનું પ્રજાવર્ગ પાલન કરે તે માટે મહાત્માજીએ દોડાદોડ કરી છે. એ કરારનામાના થતા નોકરશાહી તરફના ભંગની કેટલીક ફરીયાદો કરવા અને સરકારી ખુલાસા સાંભળવા ગાંધીજી રીમલાની શીતળ ટેકરીઓ ઉપર લોર્ડ વીલીંગ્ડન અને તેના કારોબારી મંડળની મુલાકાતે ગયા હતા. ત્યાંથી પાછા વળતી વખતે મહાત્માજીએ સાધુવરની સરળતાથી જનતાને જણાવી દીધું છે કે, તહનામાનું પાલન કરવા માટે મધ્યસ્થ સરકાર પોતાનાથી બનતું તમામ કરી રહી છે, એટલે જ્યાં તેનું પાલન થતું ન-હોય, ત્યાં સ્થાનીક નોકરશાહીનો

જ હોય સમજવાનો છે. છતાં સરકાર પક્ષ તહનામાનું પાલન કરે કે ન કરે, તે જનતાએ જોવાનું નથી; જનતાએ તો પ્રતીપક્ષનો સદે જ પણ વીચાર લાવ્યા વીના પોતાને પક્ષે તહનામાનો જરા જેટલો યે ભંગ ન થાય તે જ જોવાનું છે.

...

આવી જ સલાહ ગાંધીજીએ શીમલેથી પાછા વળતાં સંયુક્ત પ્રાંતના ભુખે મરી રહેલા અને કરભારણના ન ઉપાડી શકાય તેવા ભારે બોજા નીચે કચડાઇ રહેલા કીસાનોને પણ આપી છે. આ કીસાનો જમીનદારોના ભયંકર બોજા નીચે કચડાય છે, ચુંદાય છે અને ભુખે મરી જાય છે, છતાં તેમની દાદ લેવાતી નથી, પરંતુ ખેડુતો જે માલ ઉત્પન્ન કરે છે તેના ભાવ એકદમ બેસી જવાથી ચાલુ વરસે મહેસુલ ભરવાની તેમની સ્થીતી નથી, તેથી ભુખે મરતા માણસોમાં જે સ્વાભાવીક છે તેવો કારમો અસંતોષ તેમનામાં પ્રકટી નીકળ્યો છે. ભુખમરાની તેમની આ જવાલાઓ શાંત કરવાને બદલે હમેશાં સામ્યવાદના બાઉથી જનતાને ગભરાવવાની રમત રમતી નોકરશાહીએ તેમાં બળવાની ગંધ લેવા માંડી અને હમેશાં એવી બાબતમાં નાની વાતને મોટું સ્વરૂપ આપવા તૈયાર એવાં એન્ગ્લો–ઇન્ડીઅન પત્રોએ કોલાહલ મચાવી મુક્યો. છતાં ખેડુતોની આર્થીક અવદશા અને કરના ભારણના અસહ્ય બોજા સામેનો તેમનો પોકાર ખોટો નથી એ વાતની સંયુક્ત પ્રાંતની સરકારને પુરેપુરી ખાત્રી હોવાથી, તેણે થોડીક રકમની છુટછાટ મુકી, તે છુટછાટમાં વધારો કરાવવા તેમ જ સંયુક્ત પ્રાંતની સરકાર તરફથી ખેડુતોના સંબંધમાં હકીકત જાણવા ગાંધીજી નૈનીતાલ ગયા હતા, પરંતુ સંયુક્ત પ્રાંતની સરકારે તે સંબંધમાં મહાત્માજીની સલાહની પુરેપુરી અવગણના કરી, છતાં સંત પુરૂષ ગાંધીજીએ ભુખે મરતા કીસાનોને બની શકે તેટલું મહેસુલ ગમે તેમ કરીને પણ સરકારી તીજોરીમાં મોકલવાની સલાહ આપી પોતાનો સાધુ ધર્મ બજાવ્યો !

આ સંબંધમાં કોઇ પણ જાતનો ખેડુતોને આગ્રહ કરવા પહેલાં મહાત્માજીએ સરકારને ખેડુતોને સર્વસામાન્ય દરીદ્રતા, તેમની ઉપરના ન ઉંચકી શકાય તેવા કરનું ભારણ, શ્રીમંત અને ખેડુત વર્ગ વચ્ચેની કર પધ્ધતીમાં રખાયલો ભેદ અને મહેસુલની મુળમાંથી જ ઉંધી રીત વીષે સ્પષ્ટ ભાષામાં વાત કરી, આખી મહેસુલનીતીમાં ધરમુળથી જ સુધારા કરવાનો આગ્રહ કરવો જોઇતો હતો. સમસ્ત દુનીઆમાં જે આર્થીક અવ્યવસ્થા થઇ રહી છે, અને મુડીવાદ તેમ જ ઉદ્યોગવાદની ઉલટી નીતીથી તેમ જ હીંદી સરકારના કૃત્રીમ હુંડીયામણ ટકાવી રાખવાના દુરાગ્રહથી ખેડુતના કાચા માલના ભાવ જે રીતે ગગડતા જાય છે, તેથી સમસ્ત હીંદના ખેડુતોને આર્થીક અવદશાના કારમા ચક્કરમાં સપડાવું પડ્યું છે. એથી તો પંજાબની સરકારને પણ ખેડુતોને ન છુટકે છુટ આપવી પડી છે. તેમ છતાં સરકારી રસ્તા હમેશાં સામાન્ય માણસ ન સમજી શકે તેવા અટપટા અને ન્યારા હોય છે. સીમલાના દેવો એમ જ માની બેઠા લાગે છે કે જગત આખું પ્રગતી સાધે, છતાં હીંદુસ્થાનના ખેડુત સમુદાયે તો કાયમને માટે આદીયુગની મનોદશામાં જીવવું જ જોઇએ, એટલું જ નહીં પણ તેમને ગમે

તેવી આર્થીક વેદનાઓ વેઠવી પડે, છતાં યે તે વેદનાની પીડા મુંગે મ્હોંઢે વેઠી લેવી, તેની સામે એક સુંકાર સુધ્ધાં તેમણે કાઢવો નહીં, નહીં તો તેમને રશીયાના કોમ્યુનીસ્ટોના હીંદમાંના એજંટો ઉશ્કેરી રહ્યા છે એવું માનવામાં આવશે! અને દુર્ભાગ્યે હજુ યે આ દેશમાં એવા મવાળ, ભોળા, અજ્ઞાન અને ખુશામદીઆ માણસોનો શંભુમેળો છે કે જે સીમલાના શીખર ઉપરથી સંભળાતા શ્વેતસુરને સોએ સો ટકા સાચો માનીને આ દેશમાં રશીઆના દલાલો ઉશ્કેરણી કરી રહ્યા છે એવું માનીને ચાલે છે! પરંતુ તેમની એ માન્યતાથી સામાન્ય હીંદ ભોળવાય કે અંજાઇ જાય તેમ નથી. આજે એકકે એક વીચારશીલ હીંદીને એ વાતની જાણ છે કે, રાજકારણી પરાધીનતાને લીધે, આજે હીંદ આર્થીક દુર્દશા ભોગવી રહ્યા છે, અને હીંદનો મુખ્ય આધાર આજે જેમ ખેતી છે, તેમ હીંદની મુખ્ય વસ્તી આજે ખેડુતોની છે, એટલે સાર્વત્રીક મંદીમાં ખેતીની પાયમાલી અને ખેડુતનો નાશ જ છે. એ નાશમાંથી હીંદી ખેડુતને ઉગારી લેવો હોય તો, રાજ્યકારભારના ખર્ચમાં ઓછામાં ઓછા પચાસ ટકા જેટલો ઘટાડો વીના વીલંબે કરી, ખેડુતોને જમીનમહેસુલમાં તેટલી છુટ આપવી જ જોઇએ. પરંતુ સ્વતંત્ર હીંદ જ એ ખર્ચમાં ઘટાડો કરી શકશે, ત્યાંસુધી પરદેશી નોકરશાહી પોતાના માનખર પગારોને જરા પણ આંચ ન આવે તે રીતે રશીયન બાઉની બુમો ભલે પાડયા કરે, એ બુમો હવે હીંદ માટે ઘણી જ જુની થઇ ગયેલી હોવાથી તેમાં કોઇને રસ રહ્યો નથી. પરંતુ મહાત્મા જેવા પુરૂષ નૈનીતાલથી પાછા વળતી વખતે, નોકરશાહીને મનાવવામાં પોતાને મળેલી નીષ્ફળતા છતાં, ભુખે મરતા કીસાનોને જે સંદેશો આપે તેમાં પણ નોકરશાહીના મંતવ્યને અને તેણે ઉભા કરેલા બાઉને ટેકો આપવા તત્પર બને, ત્યારે કોઇ પણ માણસ ખુશીથી કહી શકે કે, મહાત્માજી નોકરશાહીના અને એન્ગ્લો ઇન્ડીઅન પત્રોના હાથમાં રમે છે!

...

લોર્ડ વીલીંગ્ડન વાઇસરોય તરીકે નવા આવ્યા છે, પરંતુ યુધ્ધકાળમાં મુંબઇના ગવર્નર તરીકેનો સામાન્ય જનતાને અને ખાસ કરીને આ ઇલાકાની જનતાને તેમનો પુરેપુરો અનુભવ છે. મી૦ મોન્ટેગ્યુના એ પરમ મીત્ર હતા. તે વખતે તેમને મી૦ મોન્ટેગ્યુને કહેલું [અને તે મોન્ટેગ્યુએ પોતાની નોંધપોથીમાં ટપકાવ્યું પણ છે] કે. આ દેશના લોકો તો હુકમને જ માનનારા છે. એમની એ મનોદશાને લીધે જ મુંબાઇવાસીઓએ તેમને માનપત્ર નહીં આપવાની કટ્ટર લડત મી૦ ઝીણાની આગેવાની નીચે ચલાવી હતી. તે પછી લોર્ડ વીલીંગ્ડન મદ્રાસના ગવર્નર બન્યા. ત્યાં તેમણે બ્રાહ્મણ અને બ્રાહ્મણેત્તરના પ્રશ્નને ઉગ્ર રૂપ આપ્યું હતું અને હોમરૂલની હીલચાલમાં અગ્ર ભાગ લેનાર બ્રાહ્મણોને જાણે દંડ દેવા માગતા ન હોય તેમ, બ્રાહ્મણેત્તરોને કામકાજમાં છુટથી ભાગ આપીને, કોમી વર્ગવીગ્રહની હોળી પ્રકટવી હતી, જે હજી એક અથવા તો બીજે સ્વરૂપે ચાલુ જ છે.

એ લોર્ડ વીલીંગ્ડનને હીંદની સ્વતંત્રતાની લડતની કટોકટીની વેળાએ વાઇસરોય અને ગવર્નર જનરલ તરીકે પસંદ કરીને મોકલવામાં આવ્યા છે. એથી બ્રીટનમાંની કામદાર સરકાર પોતાના એ

પ્રતીપક્ષી વર્ગોની સાથે કેટલી ઓતપ્રોત થયેલી છે તે પુરવાર થાય છે. અને બ્રીટનના મુત્સદ્દીઓ હીંદીઓને હિજી —શામ, દામ, ભેદ અને દંડની કુટનીતી અજમાવીને—કચડાયલા પરાધીન રાખવા માગે છે તે સ્પષ્ટ થાય છે. સીમલા ઉપર વ્હાઇટહોલનું અને ખાસ કરીને ટોરી-પક્ષનું ચલણ છે તે તો ગાંધીજીને એક વખત મોટરમાં બેસવા દેવાથી પાર્લામેન્ટમાં તેમ જ વીલાયતમાં થયેલા કોલાહલથી, અને સીમલાના સત્તાધારીઓએ વીના વીસંગે એ ક્ષુલ્લ ફુરસદી લઇ ગાંધીજીને સીમલાના રાજમાર્ગોમાં પગપાળા ચાલવાની પાડેલી ફરજ ઉપરથી જ સાબીત થાય છે. એટલે લેડી વીલીંગ્ડન કસ્તુરબા ગાંધી સાથે બે મીઠી વાતો કરે, અથવા ગાંધીજી જેને માટે બધી લડત ચલાવી રહ્યા છે, તે એમની પ્રીય ખાદીના થોડાક તાકા પોતાના મહેલમાં સંઘરવાની મહેરબાની બતાવે, અથવા લૉર્ડ વીલીંગ્ડન મહાત્માજી સાથે મોંઢાના વીવેકમાં બાહ્ય મીઠાશ બતાવે, તેથી હીંદીઓએ જરા પણ મોહ પામવાની જરૂર નથી. ગાંધીજી સીમલા સુધી જવાની હાંઠ વેઠ ઉઠાવીને શું લઇ આવ્યા તે ઉપરથી એ કસોટીનું માપ નીકળી શકે, અને એ કસોટી તો બારડોલી અને બોરસદમાંથી સુર્યના પ્રકાશ જેવી મળી જ રહેલી છે.

ગાંધીજી ગુજરાતના ગરીબ થઇ ગયેલા ખેડુતો પાસે અરવીન-ગાંધી કરારના પાલન માટે તનતોડ પ્રયાસ કરી રહ્યા છે, ત્યારે સામે પક્ષે નોકરશાહી તરફથી તેમ જ એન્ગ્લો ઇન્ડીઅન પત્રો તરફથી ગરીબ, પ્રામાણીક અને સીધા, સાદા તેમ જ ભોળા ખેડુત જનતાની સામે ગંદું પ્રચારકાર્ય ચાલુ છે, એ તમામ અપમાન-પરંપરાઓને ગળી જઇ ગાંધીજી કલેક્ટરો અને કમીશ્નરો જેવા નાના અમલદારો આગળ પણ ભારે વીનય અને નમ્રતાથી ખેડુતોની વાતો રજુ કરે છે! ગાંધીજીના રહસ્યમંત્રી મહાદેવભાઇ મહાત્માજીના આ કાર્યને સત્યાગ્રહીના એક લક્ષણ તરીકે વર્ણવે છે, પરંતુ એવી માયકાંગલી રીતોથી નોકરશાહીની મારકણી મનોદશા ઉપર જરા જેટલી યે અસર થતી નથી. અલબત્ત, મહાત્માજીના માર્ગ નીરાળા છે, એમના પંથ અગમ્ય છે, એટલે એમનાથી દુનીઆના પ્રાકૃત માનવીઓની મનોદશા, સમજવી મુશ્કેલ હશે, છતાં કુદરતનો કાયદો મહાત્માજીના માયકાંગલા માર્ગને સંમતી આપતો નથી, એ કાનુન તો સાફ છેઃ જેવાની સાથે તેવાનો. વર્તમાન વીશ્વમાં મર્દો માટે, ઉદ્દામો માટે સ્થાન છે. વીનીતો, મવાળો, માયકાંગલાઓ માટે સ્થાન નથી. કુદરતમાં બળીઆના બે ભાગની નીતી પ્રવર્તે છે, સામાન્ય રીતે પશ્ચીમના રાજકારણમાં અને ખાસ કરીને બ્રીટીશ મુત્સદ્દીગીરીમાં માયકાંગલાઓને માટે જરા પણ માન કે સ્થાન નથી. કમાલ પાશાએ તુર્કસ્થાનને ગ્રીકોને હાથે ખુંદાઇ મરતું બચાવ્યું તેમાં પશ્ચીમના રાજકારણનું રહસ્ય રહેલું છે. એ રહસ્ય મહાત્માજી જે મનોદશા સરજાવવા મથે છે, તેથી સામી દીશાએ જાય છે. મહાત્માજીનો માર્ગ જીસસ ખ્રીસ્તનો છે, જે માર્ગનું—જે બોધનું અનુકરણ કરવા કરતાં ખુદ ખ્રીસ્તી સમાજે તેનો ભંગ કરીને જ બહુ લાભ અને સત્તા તેમ જ સ્વતંત્રતા મેળવ્યા છે. મહાત્માજીનો માર્ગ તે કાઉન્ટ ટોલ્સ્ટોયનો માર્ગ છે, જે માર્ગનું, જેના ઉપદેશનું અનુસરણ કરવા કરતાં તેને

ભુલી જવામાં જ જગત પોતાની વીશેષ સલામતી સમજે છે. એટલે અમે મુક્કા સામે બે હાથ નમાવી સાષ્ટાંગ કરવાની મહાત્માજીની અવળી નીતીને અનુસરવાની રીતમાં જનતાનો નાશ જ જોઇ રહ્યા છીએ. અને આજે નહીં તો આવતી કાલે ગાંધી-ઘેલાં મનુષ્યોનાં પડળ ઉપરથી એ વાદના નશાનું ઘેન ઉતરવું જશે, તો તેમની આંખો ઉઘડયા વીના નથી જ રહેવાની એવી અમારી ખાત્રી છે.

...

મહાત્માજીના અમલદારોને સમજાવીને, વીનવીને તેમનાં મન મીઠાં કરવાના પ્રયત્નો એક બાજુ ચાલતા હોવા છતાં, બ્રીટીશ વ્યાપારીઓ અને બ્રીટીશ મુત્સદ્દીઓ ઉપર તેની રજમાત્રે અસર કેમ થતી નથી, તેનાં જોઇએ તેટલાં દ્રષ્ટાંત લંડન-મેન્ચેસ્ટર અને બ્રીટનના બીજા ભાગોમાં થઇ રહેલા પ્રચારકાર્યમાંથી મળી રહે છે. ગોળમેજીમાં વાઇસરોયના નોતરેલા માણસોનું ભરણું ભરીને, તેમ જ દેશી રાજાઓને પૈસે એક અથવા બીજી રીતે ખરીદાયલા ધારાશાસ્ત્રીઓની મદદથી ગયે વરસે લંડનના સેન્ટ જેમ્સ પેલેસમાં હીંદને માટે જે પોલાદી પાંજરૂં તૈયાર કરવામાં આવ્યું છે, તે જ પાંજરૂં છે તેવું ને તેવું કાયમ રાખવાની શરત ગાંધી મંજુર રાખે તો જ તેની સાથે વીલાયતમાં વાતચીત કરવી એવી સ્વાથી અને વીચીત્ર વાતોને વીલાયતી મુત્સદ્દીઓએ જોર આપ્યું, તેની સાથે સાથે વીલાયતી વ્યાપારીઓની હીંદમાંની લુંટણનીતીને અમરપદ આપવા માટે પણ અનેક પ્રકારની ગંદી, અપમાનકારક તેમ જ ઉશ્કેરણીભરી ધમકીઓ બ્રીટીશ સામ્રાજયની પાટનગરીમાંથી, હીંદમાં વ્યાપાર કરવા આવેલા અંગ્રેજોની ટોળકીના પ્રમુખ વીલસે આપવા માંડી. એ વ્યાપારીએ વ્યાપારીને છાજતા તમામ વીવેક-વીનયને છાપરે મુકીને, સાફ સંફ કહી દીધું કે, જો તમે અમારો માલ નહીં ખરીદો તો અમે લઘુમતી કોમવાળાઓ સાથે ભળી જઇને તમારી (હીંદીઓ) સામે શારીરીક બળ અજમાવતાં પણ પાછા નહીં પડીએ. આ ધમકીમાં વીલસે એવા મુર્ખાઇભર્યા શબ્દો ઉચ્ચારી દીધા છે કે, જેથી ભુતકાળમાં હીંદમાં થયેલાં કોમી રમખાણોમાં વીલસ જેવાઓની સીધી કે આડકતરી ઉશ્કેરણી જ કારણભુત હતી, એવું પુરવાર થયું છે. આવા પ્રલાપો આયર્લેન્ડના સ્વાતંત્ર્યસંગ્રામ વખતે અલસ્ટરવાળાઓએ ખુબ જ કાઢયા હતા, પરંતુ તેનું ફળ સીનફેનની શાંત ચળવળને લડાયક સ્વરૂપ આપવા સીવાય બીજા કશામાં આવ્યું નહોતું. પરંતુ વીલસ જેવા વલવલાટીઆએ તે તો વીશ્વાસ છે કે, હીંદી પ્રજાની સરદારી મહાત્માજી જેવા અહીંસાના પુરસ્કર્તા સાધુના હાથમાં હોવાથી, તેની ધમકીનો જવાબ સાષ્ટાંગ દંડવત પ્રણામમાં મળશે, અથવા તો રખેને વીલસ જેવાઓ પોતાના પ્રલાપોને વ્યવહારમાં મુકે, તેથી હીંસાનો ભય ઉભો થશે એમ માનીને ગાંધીજી પોતાના જ પક્ષે યુધ્ધનીતીને વીશેષ ઢીલી અને ખખળડખળ બનાવી દેશે. આથી જ વીલસ જેવા ધમકી આપનારાઓ વીલાયતી વાતાવરણમાં હીંદીઓની વીરૂધ્ધમાં સ્વચ્છંદે ઉશ્કેરણી ચલાવી શકે છે, એટલું જ નહીં પણ મેન્ચેસ્ટર રોયલ એક્ષચેન્જના સભ્યોએ બકબકાટ ચાલુ રાખવા ઉપરાંત, લેન્કે-

શાયરના માલને હીંદમાં ખડકવા માટે હીંદુ–મુસલમાન અને બ્રીટીશ હીંદ તેમ જ દેશી હીંદની વચ્ચે રમખાણોની હોળી સળગે તેવા માર્ગે અનુસરણ કરવાનું પ્રચારકામ "મેન્ચેસ્ટર ગાર્ડીઅન" જેવાં પત્રોમાં પણ થઇ રહ્યું છે.

રોધરમીઅર, બેવર બ્રુકર, ચર્ચીલ, લ્હોર, ઓડવાયર અને વીન્ટરટનની જમાતમાં દરરોજ વધારો થતો જ રહે છે, અને મહાસભાવાદીઓને કાળામાં કાળા તેમની ભયાનકમાં ભયાનક રીતે બ્રીટીશ પ્રજા સમક્ષ ચીતરી, હીંદીઓ સામે તેમનાં મન કલુષીત કરવામાં આવે છે. આવા વાતાવરણમાં ગાંધીજી મહાસભાના એકલા પ્રતીનીધી તરીકે ગોળમેજીમાં ભાગ લેવા જાય તેથી હીંદને કંઇ પણ લાભ થાય તેનું માની લેવું મુસ્કેલ છે.



પરંતુ મહાત્માજીના માર્ગ નીગળાગુઢ છે. તેમનું જીવન સંવાદી નહીં–વીસંવાદી છે. અલબત્ત, રાજદ્વારી મુત્સદીઓ અને કારસ્થાનીઓનાં જીવન સંવાદી ન હોઇ શકે, તેઓ એક વખત બોલેલા શબ્દોને તેમ જ કરેલા વીચારને કદી પણ વળગી ન રહે, એવી વ્યાખ્યા તેમના વર્તનથી બંધાઇ ગઇ છે. પરંતુ ગાંધીજી તો સંત છે, સત્યાગ્રહી છે. તે તો જેમ રેંટીઆ અને તકલીના વીચારને વળગી રહે છે, તેમ જ એક વખત પોતે કરેલા નીર્ણયને વળગી રહેવા માટે જાણીતા છે—નીદાન તેમના ભકતમંડળીની એ દૃઢ માન્યતા છે, પરંતુ તેમનું જીવન વીસંવાદોથી જ ભરપુર છે. ગોળમેજી પરીષદની આગામી બેઠક વખતે ગાંધીજી વીલાયત જશે કે કેમ, તે પ્રશ્ન તેથી જ આખા મે મહીના દરમીયાન ખાસ કરીને હીંદની અને સામાન્ય રીતે જગતની જનતાને માટે ધ્યાન ખેંચનારો મહત્વનો વીષય થઇ પડયો હતો. પરદેશી છાપાંએ તે સંબંધમાં ગાંધીજીના વીચાર જાણવા ખાસ તાર કરીને એમની સાથે પડપુછ કરવી શરૂ કરી હતી.

મે મહીનાના ત્રીજા અઠવાડીઆમાં એ સંબંધમાં એક વીલાયતી છાપાને તેમણે આપેલા જવાબ વીશે શ્રી. મહાદેવ દેસાઇએ 'નવજીવન' [તા૦ ૨૪: ૫: ૩૧] માં આ પ્રમાણે ઉલ્લેખ કર્યો હતો:

"એટલે જ ગાંધીજીએ એક વીલાયતનાં છાપાને જવાબ આપ્યો કે વીલાયત તો હું ત્યારે આવું કે જ્યારે સંધીની બધી શરતોનો અમલ થાય—લોક પક્ષ તરફથી અને સરકાર પક્ષ તરફથી—અને હીંદુ-મુસલમાન અને બીજી કોમોનું ઐક્ય સ્થાપીત થાય તો."

છતાં તા૦ ૨૭ મી મેના દીવસે એમણે પોતાનો મુળ મત ફેરવીને વળી જગતની જનતાને નવો સુર સંભળાવ્યો કે: "કોમી સમાધાન ન થાય તો પણ હું કે વખત પહેલાં ખબર મળતાં હું લંડન જઇશ. ત્યાં જઇને ગોળમેજીમાં હું ભાગ નહીં લઉં, પણ તેની સમક્ષ મહાસભાનો મતગ્યો જ માત્ર રજુ કરીશ. પરંતુ તે માટે અરવીન-ગાંધી તહનામાનું બરાબર પાલન થવું જોઇએ." અને એવું પાલન થવું ન હોવાની ફરીયાદ મહાદેવ દેસાઇએ તા. ૨૪ મી મેના 'નવજીવન'માં કરી હતી, તેમને તે વીષયમાં વીશેષ ચર્ચા માટે ગાંધીજીને એક વખત ફરીથી કદાચ સીમલે જવાનું થશે, એમ જણાવીને તેમણે છેવટે કહ્યું હતું કે: "પણ પછી આ પાર કે પેલે પાર એમાંથી એક

વાત સીધ્ધ થઇ જશે." એ સીધ્ધીની વાતમાં ગાંધીજીના વીસંવાદી વર્તનને આમ એકાએક પરીવર્તન કરી નાંખ્યું છે.

છતાં વીલાયતી કોન્ઝરવેટીવાનું વલણ જોતાં તો ગાંધીજીએ ગોળમેજીના આમંત્રણનો છેક જ અસ્વીકાર કરવો જોઇએ, અથવા તો પહેલાં તેમણે એ જાણવું જોઇએ કે કોન્ઝરવેટીવો શાંત સમાધાન માટે પુરેપુરા તૈયાર છે કે નહીં, એવું શ્રી. વીઠ્ઠલભાઇ પટેલ, સ્થાનપરના પોતાના અનુભવ ઉપરથી કહે છે. વીઠ્ઠલભાઇની તો ખાત્રી છે કે બ્રીટન હજી હીંદની માગણી સંતોષવા તૈયાર છે જ નહીં, કેમકે હીંદને શું આપવું તે બબતમાં ભલે કદાચ બ્રીટનના ત્રણ રાજદ્વારી પક્ષે વચ્ચે થોડોઘણો શાબ્દીક મતભેદ હોય, પરંતુ હીંદને શું નહીં આપવું તે બાબતમાં તો ત્રણે પક્ષ વચ્ચે સંગીન એકતા છે. પરંતુ દુનીઆની તેમજ હીંદની ભોળી જનતાની આંખમાં ધુળ નાખવા માટે, ત્યાં વચ્ચે વચ્ચે પાર્લામેન્ટની આમની સભામાં વીરોધાભાસનાં નાટકો જાણીજોઇને ભજવવામાં આવે છે. હીંદને 'સાંસ્થાનીક સ્વરાજ' જેવા મવાળ સુધારા આપવાની સુધ્ધાં ત્યાંનો એક પક્ષ વાત કરતો નથી, એટલું જ નહી પણ ભુલેચુકે પણ એ શબ્દ કોઇ પણ પક્ષનો મુત્સદ્દી કદીયે વપરતો નથી. તા. ૨૯ મી મેની વીલાયતી સરકારની યાદી [જેમાં ગોળમેજીની 'ફીડરલ કમીટી' સપ્ટેમ્બરની તા૦ ૫ મીએ ભરવાની જાહેરાત છે] માં ખાસ કાળજીપુર્વક "with the object of granting India an advance in Constitutional government" [હીંદને બંધારણ પુર્વકની સરકારમાં પ્રગતી બક્ષવાના ઉદ્દેશથી] એ શબ્દો વપરાયા છે. આ ઉપરથી સહજે જોઇ શકાય છે કે, અરવીન ગાંધી તહનામાની યુક્તીથી હીંદની સ્વતંત્રતાની લડતનું પીઠબળ તોડી નાખવામાં લોર્ડ અરવીન ખરેખરી રીતે સફળ થયો છે, એટલે બ્રીટનમાં કટોકટીને સમયે સામ્રાજ્યને બચાવી લેનાર તરીકે તેનું જેટલું સ્વાગત તેટલું ઓછું જ છે. એ સ્વાગત જ થાય અરવીને ગાંધીજીને તહનામામાં કેટલા મહાત કર્યા છે તેની ખાત્રી કરાવી આપે છે.

...

રો ધરમીઅર પોતાના દેશવાસીઓને સલાહ આપે છે કે, હીંદુસ્થાન જેવી દુઝણી ગાયને લુંટવા મળી તેથી પોર્ટુગાલનો દહાડો ફરી ગયો હતો, એની ભુમીમાં તેટલો વખત લક્ષ્મીની રેલમછેલ મચી ગઇ હતી, અને પશ્ચીમમાં એની પ્રતીષ્ઠા વધી પડી હતી. પરંતુ તેના હાથમાંથી હીંદ ગયું એટલે તે નીર્ધન બની ગયું, તેની પ્રતીષ્ઠા પણ ઘટી ગઇ અને તે ત્રીજી પંક્તીએ ઉતરી પડયું; તેમાંથી બોધ લેજો, અને જાણજો કે હીંદ છે તો બ્રીટીશ સામ્રાજ્યની પ્રતીષ્ઠા છે, હીંદ છે તો બ્રીટનવાસીઓના ખીસાંમાં અને તીજોરીઓમાં નાણાંની રેલમછેલ મચી રહી છે અને હીંદ છે તો જગતનાં મહારાજ્યોમાં બ્રીટન પ્રથમ પંક્તીની વરણીમાં બેસી શકે છે; પણ જો હીંદને હાથમાંથી જવા દીધું તો બ્રીટીશ પ્રજા રાંકડી, નીર્ધન અને નીર્માલ્ય બની જશે, જગતનાં મહારાજ્યોમાં તેનો કોઇ ભાવ પણ નહીં પુછે.

આનો જવાબ હીંદીઓ આ રીતે વાળે છેઃ "હીંદના તેત્રીસ કોટી માણસો ઉપર રાજ ચલાવવા અહીં કેટલા અંગ્રેજો છે? હીંદુસ્થાનમાં આજે જે રાજકારભાર

ચલાવે છે તે કોણ છે? વીદેશમાંથી તે માટે કેટલા આવે છે અને કેટલા હીંદીઓ સરકારની ગુલામી કરે છે? આ વીચારશો તો જણાશે કે હીંદીઓ જ અંગ્રેજોને મદદ કરે છે, એમને બધી જાતની મદદ આપી તેમની ગુલામી સ્વીકારે છે તેથી જ તેમનું રાજ્ય આ દેશમાં સ્થપાયું છે અને ટક્યું છે. જો હીંદીઓની તેમને મદદ ન હોય તો મુઠીભર અંગ્રેજો તે શું કરી શકવાના હતા? જો હીંદીઓ એકમત થઇ પ્રતીજ્ઞા કરે કે અમે આ દેશમાં અંગ્રેજોને સહકાર નહીં આપીએ, તેમની ગુલામી નહીં કરીએ ... ગોરાઓ કંઇ હીંદમાં ... શકવાના નથી... પ્રતીનીધી તરીકે ગોળમે... જાય તેથી હીંદને કંઇ પણ લાભ ... તેવું માની લેવું મુશ્કેલ છે.

•••

પરંતુ મહાત્માજીના માર્ગ નીગળાગુઢ છે. તેમનું જીવન સંવાદી નહીં–વીસંવાદી છે. અલબત્ત, રાજદ્વારી મુત્સદ્દીઓ અને કારસ્થાનીઓનાં જીવન સંવાદી ન હોઇ શકે, તેઓ એક વખત બોલેલા શબ્દોને તેમ જ કરેલા વીચારને કદી પણ વળગી ન રહે, એવી વ્યાખ્યા તેમના વર્તનથી બંધાઇ ગઇ છે. પરંતુ ગાંધીજી તો સંત છે, સત્યાગ્રહી છે. તે તો જેમ રેંટીઆ અને તકલીના વીચારને વળગી રહે છે, તેમ જ એક વખત પોતે કરેલા નીર્ણયને વળગી રહેવા માટે જાણીતા છે–નીદાન તેમના ભક્ત મંડળની એ દૃઢ માન્યતા છે, પરંતુ તેમનું જીવન વીસંવાદોથી જ ભરપુર છે. ગોળમેજી પરીષદની આગામી બેઠક વખતે ગાંધીજી વીલાયત જશે કે કેમ, તે પ્રશ્ન તેથી જ આખા મે મહીના દરમીયાન ખાસ કરીને હીંદની

નતા ભોગવવાં પડે છે, તેથી જ હવે તેણે એ અવદશામાંથી છુટવાનો નીરધાર કર્યો છે. એકનો માર્ગ અન્યાયી છે બીજાનો ન્યાયી છે, એકને વ્યાપાર, મહત્તા, વીલાસ વૈભવ અને લુંટણીઆ મુડીવાદી–સામ્રાજ્યવાદની ચીંતા પડી છે, બીજાને નીર્ધનતા, નીર્માલ્યતા, નીરક્ષરતા અને પરાધીનતામાંથી જન્મેલી મૃત્યુસમી સ્થીતીમાંથી છુટી સ્વતંત્ર મનુષ્ય તરીકે જીવવાની કાળજી છે. કુદરતનો કાયદો છે કે ભુખમરા અને મૃત્યુની ભેટ કરવાનો પ્રસંગ આવીને ઉભો રહે ત્યારે માણસ મરણીઓ બને છે, હીંદની ૩૫ કોટી જનતાની આજે આ દશા છે અને તેથી જ હવે અનેક રોધરમીઅરોના બરાડા કે સેંકડો વીલસોની ધમકી પ્રગતીને પંથે કુચ કરતી અટકાવી શકે તેમ નથી.

•••

રોધરમીઅર અને તેના જેવા સદર શ્રીમંત સામ્રાજ્યવાદીઓની દાદ ... સાંકે છે તેનું કારણ, બ્રીટનની હીંદ ... પાસેથી દર વરસે તેની મુડી ઉપરનાં ઓછામાં ઓછા દરે ગણીએ તો પણ ૩ા થી ૪ ... લ કોડ પાઉંડ આજના ભાવે છે, લગભગ ... નહાપાઉંડ જેટલા હીંદનાં ... શ્રીમંત તરીકે દર ... લશ્કરી તેમ જ ... પાઉન્ડ ... 

ગોળમેજીમાં હું ... તેની સમક્ષ મહાસભાનાં મતની ... રજુ કરીશ. પરંતુ તે માટે એ ... ગાંધી તહનામાનું બરાબર પાલન થવું જોઇએ." અને એવું પાલન થતું ન હોવાની ફરીયાદ મહાદેવ દેશાઇએ તા. ૨૪ મી મેના 'નવજીવન'માં કરી હતી, તેમને તે વીષયમાં વીશેષ ચર્ચા માટે ગાંધીજીને એક વખત ફરીથી કદાચ સીમલે જવાનું થશે, એમ જણાવીને તેમણે છેવટે કહ્યું હતું કે: "પણ પછી આ પાર કે પેલે પાર એમાંથી એક

વધારવાની રાજનીતીનો ધમધોકાર અમલ થઇ રહ્યો છે. અત્યાર પહેલાં હીંદમાં લોન, દેવાં અને બ્રીટનમાં નોંધાયલી વ્યાપારી કંપનીઓની થાપણ ૭૦ કરોડ પાઉન્ડ જેટલી છે. એ સીત્તેર કરોડના સંરક્ષણ માટેની સધ્ધર જામીનગીરી પેટે સ્વાર્થી બ્રીટીશ કારસ્થાનીઓ, હીંદની કાયમી પરાધીનતાનો પટો લખાવી લેવા આકાશ પાતાળ એક કરી રહ્યા છે. પરંતુ લાલા લજપરાયે અનેક વરસો પહેલાં [પોતે અમેરીકામાં દેશવટો ભોગવતા હતા ત્યારે] કહ્યું હતું તેમ, હીંદને ધીરાયલાં નાણાં હીંદમાંથી જે આર્થીક લુંટ ચલાવવામાં આવી છે તે જ છે, રોધરમીઅરના પોતાના શબ્દો એ લુંટને ટેકો આપે છે, ઇસ્ટ ઇન્ડીઆ કંપનીથી માંડીને આજ સુધી એ આર્થીક ચુસણનીતી એક અથવા તો બીજી રીતે અનાહત ચાલુ જ રહેલી છે; એટલે બ્રીટન જે લહેણું હીંદને ખાતે કાઢે છે, તે વ્યાજખોરીઆ શરાફના ખેડુત પરના નામા જેવું હોય, તટસ્થ દુનીઆના તપાસનારાઓ પાસે એનો હીસાબ નક્કી કરવાની અને હવે પછી બનતી ઝડપે હીંદમાંથી નીકળ પરદેશ તરફ વહેતી અટકે તે માટે હીંદીઓએ રાજકીય આર્થીક સ્વતંત્રતા મેળવવાનો નીરધાર કર્યો છે.

અને જાણે હીંદના એ નીરધારને પ્રાણઘાતક ફટકો મારવાની હોડ બ્રીટનના અર્થશાસ્ત્રીઓએ તેમ જ મુત્સદ્દીઓએ હીંદના ખજાનચીઓ મારફત માંડી હોય, તેમ ૧૮ પેનીના હુંડીઆમણને હઠીલાઇ પુર્વક વળગી રહી, તેમણે હીંદને માથે દેવાનું ભારણ વધારવાનો જ આખરી નીશ્ચય કરી નાખ્યો છે. તે નીશ્ચયમાંથી પાછા હઠવા માટે હીંદીઓએ અનેક વખત ગોરા ખજાનચીઓને સમજાવ્યા, વીનવ્યા, પણ તેમણે પોતાનો જ કક્કો ખરો છે એમ મનાવવાનો દુરાગ્રહ પકડી રાખ્યો છે, પરીણામે હીંદમાં તૈયાર થતા કાચા માલના ભાવ ગગડતા જાય છે, એક તરફ દુનીઆભરમાં મંદીનું મોજું ફરી વળ્યું છે, તેમાં વળી હીંદી ખેડુતને ૧૮ આનાનો માલ આપે ત્યારે ૧૬ આના જ મળે તેવી ગોઠવણ કૃત્રીમ હુંડીયામણે કરી છે, પરીણામ એ આવ્યું છે કે હીંદમાંથી નીકાસ થતા કાચા માલની અને બ્રીટનથી આયાત થતા તૈયાર માલની વચ્ચે પહેલાં જે ગાળો રહેતો તે ગાળાની રકમ સામાન્ય રીતે છેલ્લા દશકામાં ઘટતી રહી છે અને ખાસ કરીને ગયા વરસે એટલી ઘટી છે, કે જેમાંથી બ્રીટનની પાટનગરી મારફત હીંદને નામે ખર્ચાતાં નાણાંની સગવડ થઇ શકે તેમ નથી; એટલે હજી નવા મહેસુલી વર્ષના આરંભને પુરો દોઢ મહીનો થયો નહોતો ત્યાં તો હીંદી ખજાનચીએ લંડનમાં ૭ ટકાના મોંઘા વ્યાજના દરે એક કરોડ પાઉન્ડની લોન હીંદને નામે કાઢી. જે વખતે અમેરીકાની બેંકોમાંથી ૧॥ ટકાના વ્યાજે અને લંડનની બેંકોમાંથી ૨॥ ટકાના દરે જોઇએ તેટલું નાણું મળી શકે છે, તે વખતે હીંદને માટે કઢાતી લોનનું વ્યાજ ૬ ટકા રાખવામાં આવે એ જ બતાવે છે કે, હીંદ માટે અર્થશાસ્ત્રની અવળી રીતે કામ લેવાય છે. આમ છતાં પણ માત્ર ૩૨ ટકા જેટલી જ લોનમાં લોકોએ નાણાં ભર્યાં અને થોડા જ વખતમાં તેના ભાવ ગગડવા માંડયાં, એ ઘટના ખરેખર અર્થસુચક છે. આમ હીંદી લોનને વીલાયતમાં મળેલી નીષ્ફળતાનો લાભ લઇ ત્યાંનાં મુડીવાદી પત્રો મહાસભાવાદીઓને શીરે દેવાના ઇનકારની વાતો કરવા માટે દોષનો ટોપલો ઢોળે છે, અને હીંદની આંટ ગગડવા માટે પોકારો કરે છે. પરંતુ હીંદીઓ તેથી

જોવે દેખાય તેમ નથી. જે દેશના વતનીઓ રાજકીય તેમ જ આર્થીક દષ્ટીએ પરાધાન છે, જે દેશના ખેડુતોને પોતાનો માલ સારામાં સારા અનુકુળ બજારમાં વેચવાની સગવડ તેમ જ તક સુધ્ધાં મળતાં નથી, તે દેશને વળી પોતાની આંટ કેવી? વીલાયતી પત્રો કહે છે તેમ અમે આમાં હીંદની નહીં પણ હીંદનો કારભાર ચલાવનારાઓની ઉડાઉ નીતીની આંટ ઘટતી જોઇએ છીએ. સ્વરાજને પંથે પળેલા હીંદના હાથમાં સ્વરાજના છેલ્લા ફીત સાથે દેવાળીઉં હીંદ મુકવાની બાજી ને બ્રીટીશ બાજીગરો ખેલતા ન હોય તો, તેમણે આ એક જ પ્રસંગથી ચેતી જઇને હીંદમાં તેમ જ બ્રીટનમાં હીંદને નામે થતા ખર્ચમાં ખુબ જ કરકસર [શરૂઆતમાં ઓછામાં ઓછી પચાસ ટકા] કરવાની જરૂર છે. સ્વતંત્ર જપાનમાં સનદી તેમજ લશ્કરી અમલદારોને ઓછામાં ઓછા પગાર મળે છે છતાં સાર્વત્રીક મંદીના હાલના સમયને ધ્યાનમાં લઇને તેમણે તેમાં દશ ટકાનો ઘટાડો કરી નાખ્યો છે, પરંતુ હીંદમાં આ સીધો રસ્તો લેવાની વાત બહેરા કાનો ઉપર જ પડે છે, તે ઉપરથી સ્પષ્ટ પુરવાર થાય છે કે, હીંદને પરદેશી મુડીના દેવાના ભાર નીચે દબાયલો રાખી, તે મુડીના સંરક્ષણના બહાને, તેની સ્વતંત્રતામાં વીઘ્ન નાખવાની ગુપ્ત છતાં નરી આંખે દેખી શકાય તેવી બાજી ખેલાઇ રહી છે.

•••

**હીંદીઓની** ખરીદ કરવાની શક્તી ઘટી ગઇ છે, તેમ છતાં તેમની એ શક્તી ખીલવવા માટે સત્તાવાળાઓ તરફથી કંઇ પણ રચનાત્મક પગલાં ભરવામાં આવતાં નથી. ખેડુતો કરના ભારણથી કચડાયલા રહે છે, તેથી દહાડે દહાડે તેઓ વીશેષ ને વીશેષ દેવાદાર થતા જાય છે, પશ્ચીમના દેશોમાં ખેડુતોને મદદ કરવા માટે બેન્કો, બીજી સગવડ અને અનુકુળ બજારમાં માલ વેચવાની જે અનુકુળતાઓ રાજ્ય તરફથી આપવામાં આવે છે તે હીંદમાં નથી. તેમાં વળી એક નવો જ ભય હીંદ માટે ઉભો થયો છે. અત્યારે હીંદનું મોટામાં મોટી પેદાશનું સાધન ખેતી છે. એ ખેતીમાં તૈયાર થતા કાચા માલમાં ઘઉં, રૂ અને ચોખા મુખ્ય વસ્તુઓ છે. પરંતુ રશીઆએ પાંચ વર્ષની યોજનાથી ૧૯૩૦ માં ૩ કરોડ ટન ઘઉં તૈયાર કરી જગતના ઘઉંના બજારને તોડી નાખ્યું છે. હીંદ ખેતી પ્રધાન દેશ હોવા છતાં ઓસ્ટ્રેલીઆનો ઘઉં હીંદનાં બજારોમાં હરીફાઇ કરી, હીંદી ખેડુતોનાં ખીસાં ઉપર કાપ મુકતો હતો, તેમાં રશીઆની હરીફાઇ ઘઉંમાં વધી, અમેરીકા રૂ ની ખેતીમાં હરીફાઇ કરે છે અને હવે થોડા વખતમાં મધ્ય એશીઆમાં સોવીયટ તંત્ર રૂ નો સફળ પાક ગંજાવર જથ્થામાં પકવશે, એટલે રૂ ના વ્યાપારમાં પણ સજ્જડ હરીફાઇ થશે; અને ચોખાના પાકમાં જપાને કોરીઆમાં કરેલી ખેતાથી સજ્જડ હરીફાઇ શરૂ કરી છે. આમ હીંદી ખેડુતોની ઉપરથી ત્રણે દીશાથી આક્રમણ શરૂ થયાં છે. આ આક્રમણને મારી હઠાવવા માટે મહેસુલ ઘટવાની અને હીંદી ખેડુતોએ ખેતીવાડીની જુની રીતો છોડી નવી રીતો ધારણ કરવાની જરૂર છે. રેંટીઓ અને ખાદી જેમ ખેડુતોનું તારણ કરવાનાં નથી, તેમ જુનાં હળ અને ખેતીની જુની રીતો પણ હવે ત્રણે દીશાથી શરૂ થયેલી ભયંકર હરીફાઇમાંથી ખેડુતોને બચાવી શકે તેમ નથી. આ વાત હીંદી નેતાઓએ તેમ જ સરકારે બરા-

બર સમજી લેવાની જરૂર છે. હીંદમાં મહાત્મા ગાંધીજી રેંટીઆ અને ખાદી પ્રચાર ઉપર જ્યારે ખુબ ભાર મુકે છે અને ચરખા સંઘ મારફત દર વર્ષે લાખ્ખો રૂપીઆ તેમ જ દેશની સારામાં સારી માનવશક્તી વેડફી મારવાનો પ્રયોગ હઠીલાઇ પુર્વક જારી રાખે છે, ત્યારે બહેરા માણસોના કાન ઉઘાડનાર અને આંધળાઓની આંખો ખોલી નાખનાર, વીજ્ઞાનની મદદના સફળ પ્રયોગો બહારનાં જગતમાં થઇ રહ્યા છે, તેમ જ હીંદને દરેક ક્ષેત્રમાંથી મારી હઠાવવાના હોડ ચાલી રહ્યા છે એને પારખી લઇ જો આપણે પાણી પહેલાં પાળ બાંધવા તૈયાર નહી થઇએ તો, જેમ બીજાં ક્ષેત્રોમાં થયું તેમ ખેતીના ક્ષેત્રમાં પણ હીંદને હાર ખાવી પડશે, અને એ હાર એવી સજ્જડ હશે કે તેમાંથી હીંદ ફરીથી બેઠું પણ થઇ શકશે કે કેમ તે પણ શંકાસ્પદ થઇ પડશે.



સોવીયટ રશીઆમાં સામુદાયીક ખેતીનો પ્રયોગ ખુબ જ વીકાસ સાધતો જાય છે. ૧૯૨૮ માં એ પ્રયોગમાં ૪૦૦,૦૦૦ કુટુંબ ૫,૦૦૦,૦૦૦ એકર જમીન સાથે ભળ્યાં હતાં, ૧૯૨૯ માં ૧૫,૦૦૦,૦૦૦ એકર જમીન સાથે ૧,૫૦૦,૦૦૦ કુટુંબ થયાં, ૧૯૩૦ ની આખર સુધી ૭,૫૦૦,૦૦૦ કુટુંબ ભળ્યાં ને તેથી કુલ જમીન ૧૦૬,૦૦૦,૦૦૦ એકર થઇ. ૧૯૩૧ ના ફેબ્રુઆરીની ૨૦ મીએ એ પ્રયોગમાં ભળેલાં કુટુંબની સંખ્યા ૮,૨૫૦,૧૦૦ જેટલી, એટલે રશીયાની તમામ ખેડુત જનતાના ત્રીજા ભાગની હતી, તેમણે સામુદાયીક રીતે ૧૬૨,૦૦૦,૦૦૦ એકર જમીન પર ખેતી કરી. તેની સાથે સાથે સંસ્થાન (State) તરફથી થતી ખેતી અત્યાર ૬૨,૫૦૦,૦૦૦ એકર પર થાય છે. આથી પહેલાં ખેડયા વીનાની પડી રહેતી જમીનનો ખેતીમાં ઉપયોગ થઇ રહ્યો છે અને તે જમીન ખુબ રસાળ થઇ છે. આ ઉપરથી જાણીતા અમેરીકનો એવો અંદાજ કાઢે છે કે એક વખતે જગત ભરના અનાજનો વ્યાપાર સોવીયેટો ઝુંટવી લેશે.

# ભીષણ કોમીવાદ

: લેખક :

'જનબંધુ'

કોમીવાદ એ અસાધ્ય ચેપી રોગ છે. એક વખત એ રોગને પ્રજા શરીરમાં દાખલ થવા દીધો, એટલે એના જંતુઓ વંશપરંપરાગત ઉતર્યા વીના ન જ રહે.

કોમીવાદ આવો ભીષણ ચેપી રોગ છે, એટલું જ નહીં પણ તે અસાધ્ય ચેપી રોગ છે. એ રોગને તેથી જ ઉગતો ડામવાની જરૂર છે.

એ રોગ દર્દીને તેમ જ તેની સારવાર કરનાર બન્નેને માટે ભયંકર છે. જેમના સંરક્ષણ માટે એ રોગને ઉભો કરવામાં આવે છે તેમનો યે પરીણામે તે નાશ કરે છે, અને જેમની સામે એ રોગના દૈત્યને ઉભો કરવામાં આવે છે, તેમની પ્રગતીની વચ્ચે તે મોટું વીઘ્ન ઉભું કરે છે.

કોઇ પણ રાષ્ટ્રને માટે તો એ ભયંકર અનીષ્ટ છે. કોમીવાદ એ રાષ્ટ્રીયતાનો દુશ્મન છે એટલું જ નહીં પણ માનવતાનો તે ભીષણ શત્રુ છે. જ્યાં આંતરરાષ્ટ્રીય દષ્ટી ખીલવવાની જરૂર છે, ત્યાં કોમીવાદ એટલી સંકુચીત લાગણીના વાડા ખડા કરે છે કે જેથી તે માનવતાના વીકાસને રૂંધનારો રાક્ષસ થઇ પડે છે.

આ કોમીવાદ કોઇ પણ જાતી કે કોમના ધર્મનું કે તેની સંસ્કૃતીનું સંરક્ષણ કરતો નથી અથવા તો તેના વીકાસના માર્ગ મોકળા કરતો નથી. કોમીવાદ એક પ્રકારની બુત પરસ્તી [મુર્તીપુજા] છે, તે ધર્મનો તેમ જ સંસ્કૃતીનો આદ્યશત્રુ છે.

યુરોપમાં કોઇ પણ માણસને ઉતારી પાડવા માટે તેને તર્ક, ચીના કે જ્યુની સાથે સરખાવવાની જુની પ્રણાલી છે. આ પ્રજા શરીરની રગેરગમાં ઉતરી ગયેલા હડહડતા કોમીવાદના ભયાનક ઝહેરનું ભીષણ પરીણામ છે.

અમેરીકાની શેરીઓમાં જ્યુના એકલદોકલ બાળકને જોતાં જ ખ્રીસ્તી છોકરાં 'ઇસસનો ખુની' કહીને તેને મારવા મચી પડે એ કોમીવાદની પરાકાષ્ઠા.

બ્રીટનની ભુમીમાં અમેરીકાનો પ્રતીષ્ઠીત સીધી ગાયક આવે તેને રહેવાને હોટલ પણ ન મળે તે કોમીવાદની પરાકાષ્ઠા.

ગોળમેજી પરીષદમાં નોતરેલા હીંદના કહેવાતા પ્રતીનીધીઓને વીમાની પ્રયોગ જોવા બોલાવી તેમના નાસ્તા પાણીની યે પુરી સગવડ ન થાય અને રામ્સે મેકડોનાલ્ડ પણ તેમની આગળથી અપમાનકારક છટાથી ચાલ્યો જાય, અને બીજા સંસ્થાનોના ગોરા પ્રતીનીધીઓની સરભરામાં બ્રીટનના મુત્સદ્દીઓ ઢીલા ઢીલા થઇ જાય, તેનું નામ કોમીવાદની પરાકાષ્ઠા.

અંગ્રેજો જગતમાં પોતાને જ સર્વશ્રેષ્ઠ, બહુજ્ઞાની અને બહાદુર માને, ફ્રેન્ચો પોતાની જાત માટે તેવું માનીને વર્તે, જર્મનો તેમ જ અમેરીકનો એ રીતે જીવે તેનું નામ કોમીવાદની પરાકાષ્ઠા.

દક્ષીણ આફ્રીકામાં અને પુર્વ આફ્રીકામાં ગોરાઓના લત્તાઓમાં હીંદીઓ જઇ ન શકે,

તેમની સાથે રૂમમાં કે ટ્રેઇનમાં બેસી ન શકે તેવું નામ કોમીવાદની પરાકાષ્ઠા.

આમ કટ્ટર કોમીવાદની જનની પશ્ચીમની જ ભુમી છે. એ કોમીવાદનું સ્વરૂપ જુદું ભલે હોય, તેને રાષ્ટ્રવાદ (Nationalism) નું જુદું નામ ભલે અપાતું હોય, પણ તે એક પ્રકારનો કોમીવાદ જ છે. "એ કોમીવાદ યુરોપમાં અનેક યુધ્ધોનું અને મહાન વેદનાઓનું કારણ થઇ પડ્યો છે, એ દુર્ભાગી હકીકત છે."[૧] અને રાજરમતને કારણે અત્યારે હીંદને એ જ મહાભીષણ કોમીવાદની રમતોનો અખાડો બનાવવામાં આવે, ત્યારે કોમીવાદીઓ તો ઠીક પરંતુ બીજા ઘણા મુત્સદીઓ પણ તે બાજી બરાબર ન સમજે એ કમનશીબી છે.

હીંદુસ્થાનમાં પહેલ વહેલાં કોમીવાદનાં બીજારોપણ અંગ્રેજે એ જ કર્યાં છે. 'અંગ્રેજો આ દેશમાં કંઇ હીંદનું હીત કરવા આવ્યા નહોતા. પરંતુ હીંદની સધનતાથી આકર્ષાઇ વ્યાપાર કરવા આવ્યા હતા.'[૨] પરંતુ ખટપટ, કાવાદાવા અને હીંદવાસીઓનાં કુસંપ તેમ જ અવ્યવસ્થાનો લાભ લઇ, જ્યારે અંગ્રેજો હીંદમાં રાજ્યસત્તા જમાવવામાં ફાવ્યા, ત્યારે તેમણે સમસ્ત હીંદમાં કોમીવાદનાં બીજ વાવ્યાં. તેમણે પોતાની કલબો સ્થાપી અને હીંદીઓને માટે તેનાં બારણાં બંધ કર્યાં. મુંબાઇની જુનામાં જુની ભાયખલા કલબ અને યાટ કલબમાં ગમે તેવા ગોરાઓ સભાસદ બની શકે પરંતુ ઉંચામાં ઉંચા હીંદીને માટે તેનાં દ્વાર કદી પણ ઉઘડી શકે નહીં![૩] અત્યારે પણ હીંદીઓ તરફ મોટામાં મોટા બ્રીટીશ અમલદારો પણ ભાગ્યે જ વીશ્વાસ રાખે છે.[૪]

હીંદમાં મુસલમાનોનું રાજ્ય હતું ત્યારે આ જાતનો કોમીવાદ કે હીંદુસ્થાનવાસીઓ સામે આટલો અવીશ્વાસ રાખવામાં આવતો નહોતો. બાબરે મરતી વખતે હુમાયુને જે સલાહ આપી હતી તેમાં મુખ્ય એ હતી કે, મુસલમાન, હીંદુ કે બીજી કોઇ પણ કોમ વચ્ચે ભેદ રાખવો નહીં. મુગલ રાજાઓના વખતમાં સુબા, સરસુબા અને સેનાપતી તરીકે વધુમાં વધુ સફળ થયેલાઓમાં મોટે ભાગે હીંદુઓ જ હતા. મુગલાઇમાં ખજાનચી પદ પણ હીંદુઓને મળતું.[૫] પણ તેને બદલે આજે તો હીંદીઓને ઉંચા હોદ્દાઓ માટે નાલાયક માનવામાં આવે છે, તેમને લશ્કરી હોદ્દા, ગવર્નર કે વાઇસરોય પદ અને બીજી કેટલીએ ખાસ જગાઓનો સ્પર્શ પણ કરવા દેવામાં આવતો નથી. હીંદીઓના હથીયારો પણ એ જ કોમીવાદના અવીશ્વાસે લઇ લેવાયાં છે. ત્યારે અંગ્રેજો માટે અંગ્રેજ દાકતરો, તેમનાં બાળકો માટે મોંઘા ભાવની કેળવણીની ખાસ સગવડો, ન્યાયની બાબતમાં યે કેટલીય સ્વતંત્ર સરળતા, જેલોમાં સુદ્ધાં ગોરા–કાળા વચ્ચેનો ભેદ! આ બધું ભયંકર કોમીવાદ નહીં તો બીજું શું સૂચવે છે?

---

૧ જુઓ: કમાન્ડર કેનવર્થીનું "હીંદ: એક ચેતવણી" [India: A warning]

૨. ઉપલા જ પુસ્તકનું પાનું: ૯૦

૩. જુવો: મી૦ મોન્ટેગ્યુની "એન ઇન્ડીયન ડાયરી" પાનું: ૩, ૧૪૮, ૧૫૫

૪. જુવો: મોન્ટેગ્યુ ડાયરીનું પાનું: ૩૪૫-૪૬, અને કમાન્ડર કેનવર્થીના પુસ્તકનું પાનું: ૧૭.

૫ 'ઇન્ડીઆ: એ વોર્નીંગ,' પાનું ૧૯.

[ ૨ ]

ભાગલા પાડીને રાજ્ય ચલાવવાની બ્રીટીશ મુત્સદ્દીઓની રાજ્યનીતીને લીધે, હીંદમાં હીંદુ મુસલમાનોની વચ્ચેના ખીખવાદનાં જેમ બીજારોપણ થયાં, તેમ બ્રાહ્મણ બ્રાહ્મણેત્તર વીખવાદનાં મુળ એ જ રીતે રોપાયાં.

મી. મોન્ટેગ્યુ જ્યારે હીંદમાં આવ્યા અને રાજકીય સુધારાના સંબંધમાં તપાસ કરતાં નોકરશાહીએ તેમને પર્દાબીબીની માફક હીંદમાં ફેરવ્યા, ત્યારે આ કોમીવાદના ભુતને નવું જોમ અપાયું હતું.

તે વખતે મી. મોન્ટેગ્યુની સમક્ષ જે કેટલાંક માનપત્રો અને માગણી પત્રો રજુ થયાં હતાં, તેની પાછળ રહેલા ખટપટોનો કેટલોક ઇતીહાસ તો મી. મોન્ટેગ્યુની ડાયરી પણ ઉઘાડો પાડે છે. કોમીવાદના રાક્ષસને સજીવન કરવા કેટલી યે સંસ્થાઓ નવી સ્થપાઇ હતી. અને મી. મોન્ટેગ્યુ સમક્ષ માગણી રજુ કરીને તેમાંની કેટલીએ અદ્રશ્ય પણ થઇ ગઇ છે!

આ રીતે સુધારાના મુળમાં જ કોમીવાદનું 'ખાતર પુરાયું' અને તેથી મોન્ટ-ફર્ડ સુધારાને લીધે સ્વાભાવીક રીતે જ તેને ઉત્તેજન અપાયું છે; એટલે ગોળમેજી પરીષદ પહેલાં સાયમન સાતડીની સફર સમયે પણ કોમીવાદના ભુતને નવું ઝનુન ચડેલું હીંદનો પ્રત્યેક બુદ્ધીમાન રાજદ્વારી જોઇ શકયો હતો, અને લાગતા વળગતાઓની એ કારસ્થાની રમતોથી દેશને થતું નુકશાન તે અનુભવતો છતાં, વર્તમાન પરાધીન દશામાં તેની ઉપર અંકુશ મુકવાની તાકાત તેનામાં ન હોવાથી નીરાશ થતો હતો. કોમી-મતાધીકારને હીંદી રાજકારણમાં કાયમી સ્વરૂપ આપવાના તે વખતે જ ખાસ પ્રયાસ થયા હતા. [૧]

અને ગોળમેજી પરીષદની પહેલી બેઠક વખતે મોકલવામાં આવેલા ૧૬ મુસ્લીમ પ્રતીનીધીઓને વીલાયતમાં એક મોટી અંગ્રેજ મળ્યો હતો, તેણે એમને એવી સલાહ આપી હતી કે: "જ્યાં સુધી તમારૂં અલગ મતદાર મંડળ સ્વીકારવામાં આવે નહીં ત્યાં સુધી હીંદને માટેના સંસ્થાનીક સ્વરાજનો સ્વીકાર તમે કરશો નહીં". એવું ગોળમેજીમાં ગયેલા મી. એ. કે. ફઝલુલ હકકે ગઇ તા. ૨૩ મીએ નોઆખલી [બંગાળ] માં તેમને અપાયલા મ્યુનીસીપલ માનપત્રના જવાબ વખતે ખુલ્લી રીતે જણાવ્યું હતું.*

પરંતુ આ કોમીવાદ જેમ કોઇ ધર્મનું કે કોઇ સંસ્કૃતીનું સંરક્ષણ કરી શકે તેમ નથી, એ જ રીતે કોઇ પણ કોમ અથવા તો સમાજનું પણ તે સંરક્ષણ કરી શકે તેમ નથી. અલબત્ત તેથી થોડાક આગળ પડતા કોમીવાદીઓને અંગત લાભ થશે. તેમને મોટા હોદ્દા મળશે, તેમને મોટા મોટા અમલદારો માનપ.ન આપશે, તેઓ પોતાના થોડાક સગાઓને નાની મોટી નોકરીઓ અપાવી શકશે; પરંતુ તેથી કોઇ પણ કોમીવાદી પોતાની કોમ કે સમાજની આર્થીક અવદશા દુર કરી શકે તેમ નથી. એ અવદશા દુર થાય તેમાં જ દરેક કોમનું અને સમસ્ત દેશનું હીત રહેલું છે. પરંતુ કોમીવાદ તો એ અવદશાના પાયા મજબુત કરશે, કેમકે કોમીવાદનો રાક્ષસ જ્યારે છુટો અને સ્વચ્છંદે મહાલવા સ્વતંત્ર હોય, ત્યારે તો પરાધીન દેશની પરાધીનતાનો પટો આપોઆપ લંબાય છે, તેથી આપખુદીના ઇજારદારોને વણમાગ્યા અમરપટા લાધી જાય છે.

---

૧ જુવો : મોન્ટેગ્યુની 'ડાયરી' પાનું: ૬૩

* જુવો : 'લીબર્ટી' [ડાક એડીશન] તા. ૩૧ : ૫ : ૩૧ નો અંક પાનું. ૭.

હીંદ જેવા દેશના વતનીઓ ધર્મપાલનની અગવડને લીધે અથવા સંસ્કૃતીનો વીકાસ કુંઠીત થઇ જવાથી દુઃખી નથી થતા. તેમનું ખરૂં દુઃખ રાજકારણી અને આર્થીક પરાધીનતા છે. એ પરાધીનતા નીવારવા માટે સહુથી પહેલાં કોમીવાદને દફનાવવાની જરૂર છે. તેથી જ્યાં જ્યાં કોમીવાદનો વીરોધ કરી શકાતો હોય ત્યાં ત્યાં તેમ કરવું અને તેમ કરીને હીંદ સમસ્તને માટે સાચી સ્વતંત્રતા નજીક લાવવી તે પ્રત્યેક સાચા હીંદીની ફર્જ છે.

કારખાનાંઓમાં કે મીલોમાં જ્યાં હીંદુ, મુસલમાન, ખ્રીસ્તી, શીખ તમામ જાતીના કામદારો કામ કરે છે, અને જ્યાં સહુનું આર્થીક હીત સાથે સંકળાયેલું છે, ત્યાં કોમીવાદનો બાઉ કદી પણ ડોકીઉં કરતો નથી. ત્યાં તો તમામ કામદારો સગા ભાઇની માફક પોતાના આર્થીક લાભ માટે, પોતાના એક જ દુશ્મન મુડીવાદની સામે ઝુઝે છે.

તે જ રીતે આવતી કાલે જેઓ દેશના કારભારનાં સુત્રો સાચવનારા છે, તેવા નૌજવાનોમાંયે કોમીવાદનો ભુત આટલા ઝનુનથી તાંડવનૃત્ય કરી શકતો નથી.

પરંતુ જ્યાં સત્તાવાળાઓ પાસેથી નોકરીના અને હોદ્દાના ટુકડા મળવાના છે, ત્યાં જ માત્ર કોમીવાદની ખરેખરી ઉશ્કેરણી થયેલી છે. એ ઉશ્કેરણીમાં આ દેશમાંનાં અનેક એન્ગ્લો ઇન્ડીયન પત્રો નીરંતર પેટ્રૉલ છાંટતા જ રહે છે. એવાં કેટલાંક પત્રોએ અમુક પક્ષની મીત્રતાનો ડોળ કરીને ખાસ કોમીવાદનો રાક્ષસ જીવંત રહે તે માટે ખાસ જગાઓ ફાજલ રાખી હતી, અને દરેક અઠવાડીએ તેમાંથી લડાઇન અગ્નીને તાજો રાખવાના મસાલા પુરા પાડવામાં આવતા હતા!

સામાન્ય મનુષ્યોનો તો કશો જ વાંક કાઢી શકાય તેમ નથી. એ તો બીચારા નેતાઓ દોરે તેમ દોરાય છે, પરંતુ જેઓ રાજકારણી અભ્યાસનો દાવો કરે છે, હીંદની સ્વતંત્રતાની તરફ મમતા બતાવે છે, અને વહેલામાં વહેલી તકે હીંદ સ્વતંત્ર બને તે માટે કાર્ય કરવાની તત્પરતા બતાવે છે, છતાં એ બધા આડંબર પાછળ હડહડતા કોમીવાદી રહી જેઓ કોમીવાદને ઉત્તેજન આપે છે, તેવા હીંદીઓ આ દેશમાંથી નીકળે એ જ ખરેખર દુર્ભાગ્યની નીશાની છે.

[ ૩ ]

**આમ** હોવાથી કોઇ પણ સુજ્ઞ હીંદી કોમીવાદનો કટ્ટર વીરોધી હોય તેમાં નવાઇ જ નથી.

એટલે એન્ગ્લો ઇન્ડીયન પત્રો હીંદ હીતૈષી હોવાનો ડોળ કરી લે ડૉ. મુંજેના કે મીયાં શવકતઅલીના કોમીવાદની કડક ટીકા કરે તો તેથી દરેક બુદ્ધીમાન હીંદીને તો આનંદ થાય. જો કે અત્યારે તો એ પત્રોએ માત્ર એક જ પક્ષી વલણ લીધી છે, તો પણ 'ડેઇલી મેઇલ'ના તંત્રીએ પોતાની 'સ્ક્રુટેટર'ની કટારોમાં ડૉ. મુંજેના કોમીવાદની સખ્ત ટીકા કરી છે* તેમાં સત્યાસત્ય તારવવાની મી. વીલ્સનની ઓછામાં ઓછી કાળજી, સર્વ જ્ઞાનનો ઇજારો પોતે જ લીધેલો હોવાની એમની અતુટ માન્યતા અને સોયના ચોરને શુળીની સજા ફરમાવવા જેવી એમની ઉતાવળી મનોદશા સ્પષ્ટ તરવરી આવે છે. તો પણ, કોમીવાદના રાક્ષસને [ભલે પછી તે હીંદુ હોય, મુસલમાન હોય, શીખ

---

* જુઓ : 'ડેઇલી મેઇલ' મુંબાઇની આવૃત્તી તા. ૨૬ : ૫ : ૩૧ નો અંક.

હોય કે અંગ્રેજ હોય] ઉગતો ડામવાની જરૂરમાં માનનારાઓમાંના દરેકનેતે ગમ્યા વીના નહીં જ રહે.

પરંતુ મી. એફ. ડબલ્યુ. વીલ્સન જો ખરેખરા કોમીવાદના દુશ્મન જ હોય, તો તેમણે પોતાના દેશ તેમ જ જાતીભાઈઓના આ દેશમાંના તેમજ વીલાયતમાંના અને સામ્રાજ્યમાંના બીપણુ કોમીવાદની સામે સહુથી પહેલાં લડવા તૈયાર થવું જ જોઈએ.

રોધરમીઅર અને ચર્ચીલ જેવાઓને જવા દઈએ તો પણ અત્યારે જે બ્રીટીશ વ્યાપારીઓ 'સમાનહક'ને નામે હીંદને વ્યાપાર દ્વારા ચુસવાની વાતો કરે છે, અને તે માટે જેઓ લડવા સુદ્ધાંની વાતો કરવાથી યે ડરતા નથી, તેઓ ભયંકરમાં ભયંકર કોમીવાદીઓ છે એ વાત મી. વીલ્સન અને તેના બીજા મીત્રો યુક્તી પુરઃસર ન ભુલે તેમાં જ તેમની શોભા છે.

સામ્રાજ્યવાદ એ પણ એક જાતનો કોમીવાદ છે, કેમકે તેને સામ્રાજ્યનું બીજાઓને ભોગે ભલું કરવું હોય છે, સામ્રાજ્યના વ્યાપારને ખીલવવા તેને સામ્રાજ્યના માલને પુર્ણ પસંદગી આપવાની હોય છે, અને સામ્રાજ્યના હીત માટે તેને બહુમતીને ચુસવાની અને પરાધીન દશામાં દબાવી રાખવાની હોય છે.

સામ્રાજ્યવાદી મુડીવાદ તો તેથી યે બુરો કોમીવાદ છે. હીંદમાં ચાલતા અંગ્રેજી વ્યાપારની અને તેના આપખુદ ઇજારાની જુની વાતોનાં મુળ ઉખેડીએ. તો તેની બીપણુતા આપોઆપ પુરવાર કરે તેટલા પુરાવા પુસ્તકોમાં છપાયેલા પડયા છે. પણ હીંદના કાંઠામાં અને ભર્યા સાગરમાં સ્ટીમરો ફેરવવાનો અંગ્રેજોનો ઇજારો, બીમ્મે બમર્ ટ્રેડીંગ કંપનીને મળેલા લાકડાનો ઇજારો, વીમા કંપનીઓ, બેંકો, વીજળીના ઉદ્યોગના પરવાના, એ બધાની, તેમ જ બ્રીટીશ વ્યાપારના સ્થાપીત હીતોને અબાધીત રીતે સાચવી રાખવા માટેની અંગ્રેજ મુડીવાદીઓની ચળવળોની પાછળ કોમીવાદની બીપણુ મનોદશા જ રહેલી છે. એવી જ મનોદશા હીંદમાં જ હીંદીઓને મોટી લશ્કરી તેમ જ સનદી નોકરીઓમાંથી દુર રાખવામાં, હીંદીમય લશ્કર અને હીંદીમય નોકરીઓ નહીં કરવામાં રહેલી છે.

આ દેશમાં અંગ્રેજો નાનામાં નાની લઘુમતીમાં છે, તેમ છતાં મોટામાં મોટી બહુમતીને ભોગે, તે લઘુમતી વધુમાં વધુ ધનનો, સત્તાનો અને તદ્‌જન્ય બીજા લાભ ઉઠાવે છે.

એ કોમીવાદની સામે કલમ ચલાવવા એન્ગ્લો-ઇન્ડીયન પત્રકારો કદી યે તૈયાર નહીં થાય એ દરેક હીંદી સારી રીતે સમજે છે, તેથી જ એ બીપણુ કોમીવાદમાંથી આ દેશને કાયમને માટે મુક્ત અને સુખી કરવા માટે, હીંદુ, મુસલમાન, શીખ, ખ્રીસ્તી, પારસી, યહુદી, તમામ હીંદીઓએ સંગઠીત થવાની જરૂર છે. કેમકે હીંદને અત્યારે લાગુ પડેલો રોગ તે આર્થીક છે ધાર્મીક નથી. અને આર્થીક તેમ જ રાજકારણી પરાધીનતા કંઇ કોમીવાદને ધોરણે અસર કરતી નથી. ઉપર બતાવ્યું તેમ આ દેશને નાનામાં નાની અંગ્રેજ લઘુમતીનો બીપણુમાં બીપણુ કોમીવાદ જકડી, ચુસી રહ્યો છે, તેમાંથી મુક્ત થવા માટે કોમીવાદનું અનુસરણ તે ઉપાય નથી પણ કોમીવાદનો ત્યાગ એ જ ખરેખરો અને એકલો જ અસરકારક ઉપાય છે.

# કોલેજના કંપાઉંડમાંથી—

: લેખક :

P. J. B.

કોલેજના કંપાઉંડમાં કોલેજીઅનો અનેકવાર એકત્ર મળે છે. તેઓ અનેકવાર સામાન્ય ચર્ચામાંથી અસામાન્ય ચર્ચામાં ઉતરી પડે છે. આવી અસામાન્ય ચર્ચાઓ અનેકવાર સ્મૃતી પર જળવાઇ રહે છે. આજે કોલેજ જીવન પર પાછી દ્રષ્ટી કરતાં એ સંભારણા તાજા થાય છે. તેમને શબ્દદેહ આપવાનો આ યત્ન, આશા છે કે અસ્થાને નહીં ગણાય.—લેખક

## : લેખાંક બીજો :

### ચોર વૃત્તી

કુમાર: આજનું 'ટાઇમ્સ' વાંચ્યું કે?

ઇન્દ્ર: ના, કેમ વારુ! કંઇ ખાસ હતું કે?

કુમાર: ખાસ તો કંઇ નહીં પણ આપણા શહેરના પોલીસ કમીશનરે જાહેરાત બહાર પાડીને જણાવ્યું છે કે ધોન્ડુ પાન્ડુ નામનો નામીચો ખીસા કાતરુ આજે આઠમી વાર જેલમાંથી બહાર આવ્યો છે. આથી આ ભલા સાહેબ શહેરીજનોને તેનાથી સાવચેત રહેવાનું સુચવે છે.

ઇન્દ્ર: આ જાહેરાતનો સીધો અર્થ એ થયો કે આ ધોન્ડુ પાન્ડુને ક્યાંય નોકરી મળશે નહીં,

કુમાર: એટલું જ નહીં પણ તેની પછવાડે પોલીસની ચાંપતી નજર હોવાથી તેને ઠરીઠામ બેસવાની તક પણ નહીં મળે.

ઇન્દ્ર: આ આજની સંસ્કૃતી છે!

(વીનય બાજુ વચ્ચે જોડાય છે.)

વીનય. કેમ બીરાદરો, આજે કયા વીષય ઉપર ઉતરી પડ્યા છો?

ઇન્દ્ર: આ તો 'ટાઇમ્સ'માં આવેલી પોલીસ કમીશનરની જાહેરાત ઉપરથી આજે ચર્ચા ઉભી થઇ છે. ખીસા કાતરવાની કળામાં પાવરધા બનેલા ધોન્ડુ પાન્ડુ નામના પુરૂષથી સાવચેત રહેવાની પોલીસ કમીશનરે સલાહ આપી છે, તેની ગુન્હાભરી મનોવૃત્તી માટે આ મહાશયને એટલી તો ખાત્રી છે કે તેઓને આવી જાહેર સલાહ આપવાની ફરજ પડી છે.

વીનય: બેંકોના ગોટાળા કરનાર શરાફો જ્યારે જેલમાંથી બહાર આવે છે ત્યારે આવી સલાહ આપવાની ફુરસદ પોલીસ કમીશનરને કેમ નથી મળતી?

કુમાર: બેંકોના ગોટાળા કરનારા તો મોટા માણસો હોય છે. તેઓના માનસમાં આ અધઃપાતનું તત્વ ઉંડુ ઉતરેલું નથી હોતું. તેઓ કંઇ ખીસા કાતરવાના કળા નથી અજમાવતા. સંભવ છે કે જેલમાંથી મુક્ત થયેલા આ ધોન્ડુ એ જ માર્ગે આજી

પીસા મેળવવા માટે યત્ન કરશે. સંભવ છે કે પેન્ડુ કોઇના ખીસા કાતરીને પોતાનું પોષણ કરવા પ્રયત્ન કરશે. સંભવ છે કે જે માર્ગ તેણે અત્યાર સુધીના જીવનપંથમાં લીધો છે, તે જ માર્ગે જઇ પોતાના શરીરને જેલની કારમી દીવાલો પાછળ પાછો ધકેલી દેશે!

ઇન્દુ: કુમાર, એ બધું તો ઠીક પણ કોઇનું ખીસું કાતરવું એમાં શું ગુનો છે?

કુમાર: ગુનો! એમાં ગુન્હા જેવું નથી? (જરા નવાઇ પામીને) પારકી વસ્તુ પચાવી પાડવાની વૃત્તી એ શું નીતી છે? પૈસા આમ લઇ લેવા, તે શું નીતિપના છે? (એકદમ આવેશમાં આવી જઇને) ચોર, ડાકુ, લુંટારૂ એ જ જો તમારો આદર્શ હોય તો તમારે માટે શું ધારવું તે જ મને સમજ પડતી નથી!

વીનય: કુમાર, એ તમારૂ ભોળપણ રહેવા દો. તમારે વીશે તમારે જે ધારવું હોય તે ધારો. પણ અમો તો માની એ છીએ કે ખીસા કાતરવામાં પણ કળા, કૌશલ્ય, અને હીંમત જોઇએ છીએ. ચાર આંખ રાખીને તેને ચાલવું પડે છે. પછી જે વ્યક્તીમાં પોતાની વસ્તુઓની કાળજી રાખવા જેટલી પણ શક્તી ન હોય તે વ્યક્તીઓના ખીસા કાતરવામાં ક્યાં અન્યાય રહેલો છે!

ઇન્દુ: અને રસ્તામાં જેમ સાવચેતીથી તમો ચાલો, તો તમોને કદી અકસ્માત થવાનો સંભવ નથી, તેમ જો તમો સાવચેતી રાખો તો તમારૂ ખીસુ કાતરવામાં આવે એવો સંભવ બહુ જ ઓછો છે.

વીનય: (અધીરાઇથી) કુમાર, ખરી વસ્તુ તો એ છે કે તને હાલના સમયોની ખબર નથી. પેલા પૈસાદારને પુછી આવ, અને તે તને તેના કાળાં ધોળાંની હકીકત કહેશે. પેલા શેઠને જઇને સવાલ કર કે 'તમો જ્યારે આવ્યા ત્યારે તો દોરી લોટો લઇને આવ્યા હતા અને આજે આવડી મોટી મહેલાત શી રીતે બાંધી? અરે એટલે બધે ક્યાં જઇએ. આજનું ટાઇમ્સ વાંચ. પેલા ઑસ્ટ્રેલીયાના ખજાનચી થીયેડોર* ઉપર ખાણોની બાબતમાં મુકાયેલા આક્ષેપોની નામાવલી જરા વાંચી જા.

કુમાર કંઇક જવાબ આપવા જતો હતો ત્યાં તો ઇન્દુએ પોતાનો હુમલો પાછો શરૂ કર્યો.

ઇન્દુ: કુમાર, ખરેખર હજુ તો તું વેદીયો જ રહ્યો. આજ ૨૪ ટકા જેટલું બ્યાજ લઇને શાહુકારો પ્રચ્છન્ન રીતે ખેડુતોનું રક્ત ચુસી રહ્યાં છે. આજે કંગાલમાં કંગાલ મજુરી આપીને માલેતુજારો પ્રચ્છન્ન રીતે કામદારોનું રક્ત ચુસી રહ્યા છે. એટલું જ નહીં પણ પોતાના નફો ગણવાને માટે રોકેલા કારકુનોની પણ શી દશા છે! આજે સમગ્ર સૃષ્ટીમાં ધાન્ય કોણ ઉત્પન્ન કરે છે,—ખેડુતો, અને વાપરે છે કોણ જમીનદારો! છતાં અત્યાર સુધી ખેડુતોની આ દીસતી લુંટ સામે એક પણ પગલાં લેવાયાનો દાખલો છે?

વીનય: (જરા મજાકમાં) કેમ ભુલી ગયો! ફ્રાન્સ અને રૂશીયાના વીપ્લવે આ વર્ષો જુના જુલમ સામે કડક પગલાં લીધા હતાં.

ઇન્દુ: પણ ફ્રાન્સમાં પણ આજે કામદારોનું રક્તશોષણ એટલા જ વેગથી ચાલી રહ્યું છે!

---

*થીયોડોર અત્યારે ઑસ્ટ્રેલીયાની સરકારના ખજાનચી છે. ઑસ્ટ્રેલીયન ખાણોના સંબંધમાં તેમણે પુષ્કળ પૈસા ઉચાપત કર્યા છે એમ તેમની ઉપર આક્ષેપ છે. આ આક્ષેપને લીધે તેમને રાજીનામું આપવાની ફરજ પડી હતી.

કુમારઃ પણ ભીરાદરો, આટલા ઉકળી જવાની ખાસ જરૂર જરા યે ન હતી. મુળ વસ્તુ એ છે કે ઘોન્ડુ પાન્ડુ સંબંધી આવી જાહેરાત બહાર પાડવામાં પોલીસ કમીશનરે સારૂં કર્યું છે એમ હજુ હું માનું છું. હું કબુલ કરી દઉં છું કે આપણા સમાજમાં સંપત્તીવાનો છચોક લુંટ ચલાવી રહ્યા છે, હું કબુલ કરી દઉં છું કે પેલા ઉમરાવો એકુ-તોની આર્થીક અવદશાના મુળ કારણો છે છતાં ચોરવૃત્તી એ નીતી બનતી નથી. છતાં ત્હમો એમ તો ન જ કહી શકો કે ચોરી કરવી એ સદ્‌ગુણની પ્રતીમા છે!

વીનયઃ પણ એમ કહે છે જ કોણ! અમો તો એટલું જ કહેવા માગી યે છી યે કે ઘોન્ડુ પાન્ડુ માટે પોલીસ કમીશનરે આવી જાહેરાત બહાર પાડી છે, પણ ખરા ચોરો તો આજે મોટરોમાં અને મહેલોમાં મજાહ કરે છે હું તો એટલું જ કહુ છું કે આ યુગનો પ્રધાનસુર એ જ કે કંઇ પણ ન્હાન પ્રમાણ ઉપર કરવું એ ગુન્હો ગણાય છે. જ્યારે ચોરી કે લુંટ મ્હોટા પ્રમાણ ઉપર કરવામાં આવે છે ત્યારે તે એકદમ નીતીમય બની જાય છે!

લેકચરનો સમય થતાં આ મીત્રમંડળ પાછું વીખરાઇ જાય છે.

[૨]

## ડોકટર

કોલેજના ન્હાના ઉપવનમાં આ ન્હાનકડું મીત્રમંડળ પાછું મળ્યું છે. ખુરસીઓ ઉપર ટોળે મળી આજ કંઇક બીજા વીષય ઉપર ચર્ચા કરે છે;

વીનયઃ કુમાર તો હવે ડોકટર બની જવાનો,

ઇન્દ્રઃ હા આ માર્ચમાં પાસ થઇ જશે તો પછી પદ્દી મળી જશે.

સુરેશઃ કુમાર પછી શું કરનાર છે? મેં સાંભળ્યું છે કે તે અમદાવાદ જઇ દુકાન ત્વાડનાર છે!

ઇન્દ્રઃ મ્હને ખબર નથી, પણ હું ધારૂં છું કે દુકાન તો નહીં સ્થાપે. કારણ કે તેમાં લગભગ બે એક હજારનું 'ઇન્વેસ્ટમેન્ટ' કરવું જોઇએ.

વીનયઃ તેમ જ કુમારમાં એ જાતની શક્તી પણ નથી.

સુરેશઃ લ્યો, આ કુમાર આવી પહોંચ્યો!

(કુમાર પ્રયોગશાળામાંથી આવે છે.)

ઇન્દ્રઃ ઠીક કુમાર હમે ત્હમારી જ વાત કરતા હતા.

કુમારઃ મ્હારા શીવાય બીજું ત્હમને સુઝે છે પણ શું?

વીનયઃ એમ નહીં, પણ આવતે વર્ષે ત્હમો પસાર જઇ જશો પછી આપશ્રી કઇ પ્રવૃત્તીમાં (લગાર ચાળા પાડીને) નીમગ્ન થઇ જશો તે વીષે કલ્પના કરતા હતા.

સુરેશઃ (મજાકમાં) જાણે પહેલી પ્રવૃત્તી પરણવાની!—અરે ભુલી ગયો, કુમારની ભાષામાં કહી યે તો જીવનની સહચારીણી શોધી કાઢવાની.

કુમારઃ એ બધી પ્રવૃત્તીઓ કરતાં અત્યારે પહેલી પ્રવૃત્તી તો વાંચવાની છે!

વીનયઃ તેની કોણ ના પાડે છે!

ઇન્દ્રઃ પણ ત્હમો ડોકટર થયા પછી શું કરશો તે તો ત્હમોએ જણાવ્યું જ નહીં?

કુમારઃ એમાં જણાવવાનું શું છે? પેલું 'મેકસીમ' (Maxim) વાંચ—ડોકટર—તું તો માનવજાતનો સેવક—છે!

સુરેશઃ વાહ! વાહ! પણ પરમપુજ્ય પીતાશ્રીએ કુમારભાઇને કંઇ જગ-ના સેવક થવા સારૂં કોલેજમાં નથી મોકલ્યા!

કુમારઃ એમ ત્હમો કેમ કહી શકો?

વીનયઃ ત્યારે માટે તો કદાચ તેમ હોય, પણ જ્યાં સુધી મ્હને લાગેવળગે છે ત્યાં સુધી તો હું કહી દઉં છું કે મ્હેં આજીવીકાના સાધન તરીકે આ લાઇન લીધી છે.

સુરેશઃ મ્હારું પણ તેમ જ Ditto ...Ditto.

કુમારઃ પણુ ભીરાદરો, આપણા વાંચન, અને કેળવણીના પ્રતાપે આપણામાં માનવના સંતાપનો સંહાર કરવાની શક્તી આવી છે. એ તો ત્હમારે કબુલ કરવું જ પડશે કે દાક્તરી વીજ્ઞાન એ દુઃખીતો માટે કેટલો આર્શીર્વાદ છે. જ્યારે ઇસ્પીતાલોમાં આપણે અનેક દુઃખી ભાઇઓ અને બ્હેનોને નીહાળીએ છીએ, ત્યારે શું અનુકંપા નથી ઉદ્‌ભવતી? ત્યારે શું દર્દીના દુઃખનો નાશ કરવા માટે આખી રાત્રી અપણે નથી જાગતા? એટલું જ નહીં પણ ઇસ્પીતાલમાં જ્યારે આટલી સંભાળ અને આટલી કાળજી આપણે લઇએ છીએ ત્યારે શું આપણે ડૉક્ટર થયા પછી આપણી કેળવણી, આપણું શીક્ષણુ એ સર્વને વીસરી જઇશું?

ઇન્દ્રઃ ખચીત જ નહી! પણ કુમાર ત્હને નથી લાગતું કે બ્રુલના સમાજમાં આપણે ધારીયે તો પણ કંઇ કરી શકીયે તેમ નથી. જો! સામે પરેલ દેખાય છે! આ પરેલમાં લગભગ દોઢ લાખ કામદારો હવા ઉજાસ વગરના ઓરડામાં રહે છે તેઓ અસ્વચ્છ પાણી પીએ છે તેઓ અસ્વચ્છ ખોરાક ખાય છે. મશીન ઉપર તેઓ લગભગ ૧૨ કલાક કામ કર છે. આ પરીસ્થીતીમાં તેમની કેટલાની સારવાર ત્હમો કરી શક્વાના હતા!

સુરેશઃ ઇન્દ્ર કહે છે એ વસ્તુ ખરી છે! સમાજસેવા, કે દરીદ્રનારાયણોની સેવા એ ખાલી દંભ છે. જ્યાં સુધી દર્દોને સર્જતી પરીસ્થીતીઓ કાયમ રાખવામાં આવે અને બીજી બાજુ આવી ન્હાનકડી ઇસ્પીતાલો સ્થાપવામાં આવે એ સંપત્તીવાળાનો ખાલી દંભ છે. એક બાજુ ક્ષયરોગના જંતુને ઉત્પન્ન કરનારા આવાસો પડયા છે, અને બીજી બાજુ ક્ષયરોગનું નીવારણ કરવા એક 'એન્ટી–ટયુબર ક્યુલોસીસ ડીસપેન્સરી' કહાડવામાં આવી છે. આ એક દંભ નહીં તો બીજુ શું છે?

કુમારઃ એ ખરું, પણ આપણે બધા પાસ થઇ શું કરીશું તે વીષે અત્યારે વીચાર કરવાનો છે.

વીનયઃ એમાં વીચાર શાનો! નોકરી મળી જાય તો 'સીમ નાહયાં.' ન મળી જાય તો પછી વર્ષ બે વર્ષ રાહ જોવાની પછી પણ ન મળે તો પછી એક ખાનગી દવાખાનું ખોલીને બેસી જવાનું! ત્યાં પણ જો ન ચાલે તો...

સુરેશઃ (વચ્ચે પડીને) માની લેવાનું કે દાક્તરી લાઇન સાથે આપણે સારો સંબંધ જ નથી!

*એટલામાં ઘંટ વાગતાં મીત્રમંડળી પાછું વીખરાઇ જાય છે.*

## [ ૩ ]

સુરેશઃ લ્યો. ખુશખબર આપું! કુમાર ભાઇ પાસ થઇ ગયા!

ઇન્દ્રઃ (આનંદમાં આવી જઇ) સારું થયું! સારું થયું!

વીનયઃ ચાલો પાર્ટી તો લઇએ!
(બધા કુમારના ઘર તરફ જાય છે.)
કુમારને જોતાં—
વીનયઃ Congratulations! (અભીનંદન)

સુરેશ: Congratulations! (અભીનંદન)

ઇન્દ્ર: Congratulations! (અભીનંદન)

વીનય: ચાલો બહુ જ ઠીક થયું!

કુમાર: ત્હમોએ અભીનંદન આપ્યાં તેનો તો હું આભાર માનું છું પણ બોલો હવે ત્હમારો શું વીચાર છે!

વીનય: વીચાર તો શું પણ હવે મીજલસ ગોઠવીયે.

કુમાર: એ તો જાણે ઠીક. પણ હવે આપણે બધા વીખુટા પડીશું, એ કલ્પનાથી મ્હને બહુ દુઃખ થાય છે.

સુરેશ: (જરા લાગણીમય) હવે પાચ વર્ષની મીત્રતા વીસરાઇ જશે.

કુમાર: એમ તે બને!

સુરેશ: ભાઇ, એમ ને તેમ. આપણે આપણા સ્કુલ જીવનના કેટલા દોસ્તોને યાદ કરીયે છીયે?

કુમાર: પણ આપણું મીત્રમંડળ તો સદાને માટે રહેશે!

ઇન્દ્ર: (જરા લાગણી પુર્વક) એમ કેમ કહેવાય! પાંચ વર્ષથી સાથે ફરતા દોસ્તો પાસ થયા પછી એક પત્ર પણ લખતા નથી, એવો કેટલાયનો અનુભવ છે!

વીનય: પાસ થયા પછી વીસરી જવાની વૃત્તી તો બહુ જ સાચી જ છે. (જરા મજાકમાં) જુવોને ભાઇ દત્ત, પાસ થયા પછી કેવા ધાંધા ઓછી છે! પછી પત્નીના મીઠા સહવાસમાં મીત્રમંડળોને યાદ કરવાની ક્યાંથી ફુરસદ મળે!

સુરેશ: અને નવી લાઇનમાં નવા દોસ્તો મળે! અને નવો સંબંધ બંધાય એટલે પછી આ દોસ્તો વીસારે જ પડે છે.

ઇન્દ્ર: ખરૂં છે! ત્યારે આપણા મીત્રમંડળની મૈત્રી...

વીનય: (મજાકમાં) સીમેન્ટ જેવી મજબુત બનાવવાની યોજના સાંભળો!

ઇન્દ્ર: મ્હારૂં કહેવું એમ છે કે આપણે કંઇક કરવું જોઇએ કે જેથી આ મૈત્રી જળવાઇ રહે.

કુમાર: મ્હને પણ ત્હમારી વાત ખરી લાગે છે. પાસ થયા પછી નવા જીવનમાં પગલાં મુકતાં જુના દોસ્તો ભાગ્યે જ યાદ આવે. પણ હું કબુલ કરૂં છું કે આપણે કંઇક કરવું જોઇએ કે જેથી મીત્રતાના બંધનો...

વીનય (મજાકમાં) ઉત્તરોત્તર વધુ મજબુત બને.

સુરેશ: આ વીનયને તો મજાક જ સુઝે છે!

વીનય: ત્યારે ત્હમારા હૃદયમાં શું શોકની નદીઓ વહે છે! ભાઇ કુમારના પાસ થવાથી મ્હારૂં હૃદય તો હર્ષથી 'મોર જેમ વરસાદ વરસતાં નાચી ઉઠે' તેમ નાચી રહ્યું છે! પણ એ બધું તો ઠીક પણ હવે મીજલસની વાત કરોને.

સુરેશ: હાં હાં એ વાત બરાબર છે.

કુમાર: પણ પેલી યોજના તો રહી જ ગઇ!

ઇન્દ્ર: 'ટેબલ' પર એ રીતે આગળ વીચાર કરીશું



# વીરા

: અનુવાદક :

ડૉ. મંજુલાલ જમનારામ દવે એમ. એ.

પ્રખ્યાત ઓસ્કાર વાઇલ્ડે ૧૮૮૧ માં આ નાટક રચેલું; અને ૧૯૦૮ માં તે પ્હેલીવાર પ્રસીદ્ધ થયું. પુરાં નવ વર્ષ વીત્યે તેમાં ભાખેલી રશીયન વિપ્લવની ભવિષ્યવાણી સાચી પડી અને ઝારશાહીનો અંત આવ્યો.

દૃશ્ય પ્રદેશ: રશિયા

સમય: ૧૭૯૫

## અંક ત્રીજો [ચાલુ]

પહેલા અંકની જેમ કાતરીયું. વીપ્લવવાદીઓ એક પછી એક પ્રવેશે છે. ઝાર આગળ ઉઘાડી તલવાર લઇ પીળા વસ્ત્રોમાં એક મનુષ્ય ઉભેલ છે.

માઇકેલ: પણ, વીરા, તું કાં ભુલે છે કે સૌ કોઇ જુલ્મી રાજાઓને હણવા એ આપણો ધર્મ–ઉદ્યોગ છે!

વીરા: પણ એલેકસીસ કાંઇ જુલ્મગાર રાજા ન હોય. હું તેને પુરેપુરો પીછાનું છું ને લોકગણને ચ્હાય છે.

પ્રેસીડન્ટ: અમે પણ તેને ઓળખીએ છીએ...તે દ્રોહી છે–લોકદ્રોહી છે.

વીરા: દ્રોહી? એલેકસીસ દ્રોહી? કેવી રીતે? જો એમ જ હોત તો ત્રણ દીવસ પુર્વે તો આપણાં રોટાં શુળીએ ચ્હડયાં હોત...એકદા તો તમને તેણે જીવન આપ્યાં છે...તમે તેને થોડોક તો સમય આપશો ને?–એક અઠવાડીયું, પખવાડીયું, માસ, કંઇક તો...... ઓ ભગવાન?

વીપ્લવવાદીઓ (તલવાર મ્યાનમાંથી કાઢતા): ના, ના, આજ રાતે જ! આજ રાતે જ! આજ રાતે જ!

વીરા: ચુપ ઓ ઝેરી સર્પો, ચુપ રહો!

માઇકેલ: ત્યારે સૌ કોઇનો વીનાશ કરવા અમે ઉદ્યુક્ત નથી શું? અમારે અમારા શપથ ન પાળવા શું?

વીરા: તમારા શપથ! તમારા શપથ! હું જાણું છું તમે શું માગો છો તે–લોભીઆઓ તમારા પાડોશીનાં ધન તમારે તો જોઇએ છે–લુંટ ને ખુન તમારે હૈયે રમી રહ્યાં છે. અને કોઇને તમારામાંથી કોણ છે એવો જે માથે આવેલો મુગટ પાછો વાળી દે. લોક–હા, લોકગણની બડી બડી વાતો કરનારા તમે–હું જાણું છું રશીયાન

લોક હજી પ્રજાસત્તાક રાજ્ય માટે લાયક નથી થયા..............

પ્રેસીડન્ટઃ પ્રત્યેક પ્રજા આજ પ્રજાસત્તાક લોકશાહી સ્થાપવા પુરતી યોગ્ય છે.

માઇકેલઃ અને અલેક્સીસ તો જુલ્મી ઝાર છે.

વીરાઃ જુલ્મી ઝાર! કેવી રીતે? તેણે પોતાના જુલમગાર સલાહકારોને દેશપાર નથી કર્યા? આ રહ્યો તેના પીતાનો દુષ્ટ પ્રધાન, જેણે સારી ય રશીયાની પ્રજાને રંજાડેલી......... અરે, અરે, તેના પર દયા લાવો... એક અડવાડીયું તો જરૂર તેને દઇ રહ્યો...

પ્રેસીડન્ટઃ જુઓ, જુઓ, વીરા–! રાજાનો પક્ષ લઇ રહી છે!

વીરાઃ(દર્પથી): રાજાનો નહી, પણ એક આપણા બંધુનો પક્ષ હું લઇ રહી છું

માઇકેલઃ ના, ના, તું તો એક લોકદ્રોહીનો પક્ષ લઇ રહી છે. પણ ચોકસ માનજે કે પરશુરામનો વંશ જ હજી માનવ-કુલમાં હયાત છે ત્યાં સુધી રશીયામાં કોઇ મુગટધારી નૃપતી ઇશ્વરી વાતા-વરણને કલુષીત નહીં કરી રહે... પૃથ્વીને નક્ષત્રી કરવી, નૃપતીહીન કરવી તે તેનો ધર્મ છે...

પ્રેસીડન્ટઃ તેં અમને કહેલ કે અને નાણી જો જોઃ અમે તને નાણી જોઇ...અને જોઇ લીધું કે તું સાવ પોકળ છે...

માઇકેલઃ વીરા, હું કાંઇ આંધળો નથી; હું ત્હારા મનની સૌ વાત જાણુંછું તું એને ચ્હાય છે તેની મને ખબર છે–એ સુન્દર સુષ્પદ ચ્હેરાવાળા. નરમ ગુંચળીઆ વાળવાળા રાજકુમારને, પણ ઓ વીરા તું ભુલે છે એની જુઠી છલ વડે તું ભરમાય છે. એ તો તને એક લુંડી તરીકે રાખશે, ને મોહની પણ વીરમ્યે રાજમહેલ-માંથી તને હાંકી કાઢશે...વીરા, સ્વાતંત્ર્યની દેવી વીરા–વીપ્લવની ભભુકતી જ્વાળા. વીરા,–લોક સત્તાની પ્રચંડ શકતી વીરા......

વીરાઃ મને મ્હારી કશી જ દરકાર નથી–હું તો લોકને માટે કહું છું. લોકગણનો એ દુશ્મન નહીં જ નીવડે. તે તેમને ચ્હાય છે–તે તેમના સ્વાતંત્ર્યને ય ચ્હાય છે...

પ્રેસીડન્ટઃ ત્યારે તે નાગરીક–નૃપતી થઇ રહેશે, કેમ? અને આપણે સૌ ભુખે મરતા રવડી રહેશું; એ જ ને? અને તે પણ કેવી રીતે? આપણને સદૈવ છેતરીને, આપણી સન્મુખ સદૈવ જુઠું બોલીને, ખોટાં વચનો ને પ્રતીજ્ઞાઓ લઇને ને આ રીતે નીરંતર બેવચની બનીને?...

માઇકેલઃ અને તું–વીરા, ત્હારા નામ માત્ર જુલ્મગારો થરથરે છે, મૃત્યુપ્રાય જીંદગી જીવી રહે છે, તે તું એક પ્રેમની ખાતર સ્વાતંત્ર્યને છળી રહેશે? એક આશકની ખાતર લોકગણને છેહ દેશે?

વીપ્લવવાદીઓઃ દ્રોહીણી! ચીઠીઓ નાંખો! ચીઠીઓ નાંખો!

વીરાઃ માઇકેલ, તું જુઠું બોલે છે હોં? હું તેને નથી ચ્હાતી! તે મને નથી ચ્હાતો!

માઇકેલઃ તું તેને નથી ચ્હાતી, કેમ? ત્યારે તે શેં ન મરવો જોઇએ?

વીરાઃ અલબત્ત, મરવો જોઇએ. હું તેની કયાં ના પાડું છું? તેણે તેના શપથ તોડયા. અને આપણું તો એ ધર્મવૃત છે કે યુરપ આખામાં એક પણ મુગટધારી રાજા ન વર્તવો જોઇએ.

મેં પણ એ પ્રતીજ્ઞા નથી કરી શું? તો ભલે બાપની માફક દીકરો પણ મરણ શરણ થઇ રહે. પણ હું તો કહું છું આજ રાતે નહીં...આજની રાત વીતાડીએ આપણે. જે રશીયા યુગ યુગ થયાં જુલ્મોને સહી રહેલ છે તેને માટે એક અઠવાડીયું વધુ નહીં ગણાય. એક અઠવાડીઆની મુદત તેને આપી રહો...

પ્રેસીડન્ટઃ અમારે ત્હારી જરૂર નથી. તું જેને ચ્હાય છે તે એ જુવાન ઝારની કને જઇને રહે...

માઇકેલઃ ત્હારા આશ્લેષમાં વીંટળાયેલ હશે તો ત્યાંથી પણ હું એને હણીશ, વીરા, જરૂર માની લેજે...

વીપ્લવવાદીઓઃ બસ, આજે જ—આજ રાતે જ આજ રાતે જ...

માઇકેલ. થોભો, એક ક્ષણ સૌ થોભો! મ્હારે કંઇક કહેવું છે. (વીરાની નજદીક જાય છે ધીમેથી તેને કહે છે) વીરા, ભાઇને ત્હારાને ભુલી ગઇ શું? (શી અસર થઇ તે જોવા થોભે છે—વીરા ચોંકે છે) તે જુવાન, દુકાળ પીડીત ન્હેરો તું ભુલી ગઇ શું? ધરપકડ ને લાઠીમારથી કળી જતાં તેનાં ગાત્રો ભુલી ગઇ શું? અને પેલી લોઢાની બેડીઓ અને તેની નીચે લોહીથી ખરડાયલું તેનું અંગ સૌ જ સૌ વીસરી ગઇ શું? એને કોણે એક અઠવાડીયું વધારે આપ્યું હતું વારૂ? એના પ્રત્યે કોણે નાની શી પણ દયા દાખી હતી વારૂ? (વીરા ખુરશી પર પડે છે) ત્યારે તો તું વૈર ને સ્વાતંત્ર્ય વીષે કેટકેટલાય પ્રલાપ કરતી હતી મોસ્કો આવવાની ત્હારી એક વાતે જ ત્હારા પીતાને કેટલા હેરાન કરેલ—કેટલા ગળગળા બનાવેલ: હજી ય મને તેમની એ કરૂણ મુદ્રા અને કલ્પાંતભર્યા શબ્દો સ્પષ્ટ અનુભવાઇ રહે છે, વીરા અને તેં શું કહેલું તેં કાળે તું તો તે વયોવૃદ્ધને, બાળક વીહોણા પીતાને એકલા રાખી આ તરફ આવી પહોંચી. અને ત્રણ અઠવાડીયા પછી તો તે મરણ શરણ-થઇ ગયા. તેં મને લખ્યું મ્હારે પણ તને અનુસરવું. મેં તે પ્રમાણે કર્યું. કારણ હું તને ચ્હાતો હતોઃ પણ તેમાંથી તો સહસા તેં મને મુક્ત કર્યો. સર્વ કોઇ નમ્ર લાગણી,—દયાની, પ્રીતીની, રસની, માનવતાની મીઠી ઝરણી—મ્હારામાંથી સુકાઇ ગઇ; અને તેં કહ્યું સ્નેહની મ્હારી વ્યાખ્યા ઉચ્ચાર્યે તો ત્હારૂં હૃદય ધવાઇ રહેશે—આથી સ્નેહને મેં તરછોડ્યો. હાથ મેં શસ્ત્રાસ્ત્રે રસ્યા, ને હૈયું પાષાણવત્ બનાવ્યું. તેં મને જણાવ્યું જીવનનો એક જ હેતુ છે—વૈર ને સ્વાતંત્ર્ય. મેં તે પ્રમાણે કર્યું; પણ તું, તું આ શું કરવા બેઠી છે? ......

વીરાઃ ચીઠ્ઠીઓ ખેંચો! ચીઠ્ઠીઓ ઉપાડો! (વીપ્લવવાદીઓ સૌ હર્ષમાં આવી જાય છે.)

પ્રીન્સ પોલ (સ્વગત): હાં, હવે તો આંક ડયુક રાજ્યાસને આવી જશે—ધાર્યા કરતાં વ્હેલો જ સ્તો. અને મને પાછો મુખ્ય પ્રધાન બનવાનો વારો આવશે. પ્રાણી-હીંસક છે એ તો—અને વચન પાળવે ઘણો જ ઘણો બેદરકાર...

માઇકેલઃ હવે તું બરાબર ખીલી, વીરા, પુરેપુરા ત્હારા પોતાના સ્વરૂપમાં પ્રકાશી રહી...

વીરા (સૌની વચમાં ઉભી) : ચાલો ચીઠ્ઠીઓ ઉપાડો...હું હવાં ઓ નથી, મ્હારૂં સારૂંય લોહી ઝહેર ભરપુર બની રહ્યું છે. મ્હારૂં સારૂંય હૈયું વજ્રથી ય કઠણ બની રહ્યું છે. મ્હારા હાથ મૃત્યુથી ય વધુ ભયંકર બની રહેશે. ક્રૂરતમ તે કબ્રમાંથી મ્હારા ભાઇના સાદ મને સંભળાય છે, દમીત્રીના કરૂણામય અવાજ મ્હારે કાને અથડાય છે, અને મને કહી રહે છે-"વીરા, સ્વાતંત્ર્યને કાજ એ છેલ્લો ઘા કરી રહે"...ચાલો, ચીઠ્ઠીઓ ઉપાડો...

પ્રેસીડન્ટ : કાં સૌ તૈયાર છો ? માઇકલ, તું પહેલા ઉપાડ—નૃપહન્તાને તે ઉપાડવાનો પ્રથમ અધીકાર છે.

વીરા : ભલા ભગવાન! મ્હારે હાથ! મ્હારે હાથ! (સૌ ચટ્ઠીઓ ઉપાડે છે)

પ્રેસીડન્ટ : ખુલ્લી કરો સૌ ચીઠ્ઠીઓ તે!

વીરા (પોતાની ચીઠ્ઠી ખુલ્લી કરતી) : બસ મ્હારે હાથ—મ્હારે હથ...! જુવો, આ રહી લોહીની નીશીના માંલ! દમીત્રી, હવાં ત્હારૂં વૈર લઉં છું, જો જે, હાં.

પ્રેસીડન્ટ : વીરા ઝારની હણનારી તરીકે તું સુંટાઇ રહી...ઇશ્વર ત્હાર પર પ્રીત છે. તલવાર કે ઝહર, બોલ! (તલવાર તથા ઝેરનું પ્યાલું વીરા સન્મુખ ધરે છે)

વીરા : તલવાર જ મ્હારે પુરતી છે, મ્હારા કાંડામાં ત્હેર ઝાઝેરૂં છે. (તલવાર લે છે) બરાબર તેના હૈયામાં આરપાર આ તલવાર હું ઘોંચી રહીશ. દ્રોહી એક નાનકડા મુકટ કાજે અમને સૌને વીસરી ગયો! ખરેખર, માઇકલનું કહેવું સાચું છે-તે મને ન્હોતો મ્હાતો ના; લોકને ય તે ન્હોતો ચાહતો...

(પ્રીન્સ પોલ પ્રેસીડન્ટના કાનમાં કાંઇક કહે છે)

પ્રેસીડન્ટ : હા. હા. પ્રીન્સ પોલ, તે બરાબર છે. વીરા, રાજમહેલની ઉત્તર દીશાએના ખંડમાં ઝાર આજ સુનાર છે. આ રહી તેના ખાનગી ખંડની કુંચી, તેમ આ રહ્યા ત્યાં જતી વખત ઉચારવાના શબ્દો. તેના પોતાના સેવકો સૌ નીશામાં ચકચુર હશે. તું તેને એકલાને જ જોઇ રહેશે...

વીરા : લાવો, ઠીક છે ને હું નર્કે સુકું હવાં હું નહીં સુકું......

પ્રેસીડન્ટ : અમે માર્ગમાં બારી હેઠળ ઉભા રહીશું બરાબર બારને ટકોરે તું અમને જણાવી રહેજે કે કુતરો હણાયો.

વીરા : શા વડે જણાવી રહું ?

પ્રેસીડન્ટ : ત્હારે એ લોહી લુહાણ તલવાર અમારા તરફ ફેંકવી બન...

માઇકલ : એ દ્રોહીનાં લોહીએ ટપકતી.

પ્રેસીડન્ટ : નહીંતર અમે જાણીશું કે તું પકડાણી, અને અમે માંલ પ્રવેશી તને તેના રક્ષકોથી મુક્ત કરી રહીશું.

માઇકલ : અને તેમની વચમાં તેને હણીશું.

પ્રેસીડન્ટ : માઇકલ, તું અમારૂં નેતૃત્વ લેશે?

માઇકલ : હા, હું તમારો નેતા થઇશ જો જે હાં, વીરા, હાથ ત્હારા હેઠા ન પડી જાય...

વીરા : મુર્ખ, પોતાના શત્રુને હણવો એ કાંઇ કઠીણ વાત છે શું ?

પ્રીન્સ પોલ (સ્વગત) : આ નવમી વેળનો વીપ્લવ. સૈબીરીયા સૌ જ સીધાવાના અને મને મળવાના શીરપાવ...

આઇકલ : આ ત્હારી છેલ્લી વીપ્લવ–યોજના નહીં, પ્રીન્સ?

પ્રેસીડન્ટ : બરાબર બારને ટકોરે...હો! વીરા, ભૂલતી નહીં...લોહીભીની તે તલવાર...

વીરા : હા,. હા, તે બેવફા દીલના ખુનથી ખરડાયલી તલવાર...હું તેને નહીં ભુલું. (સ્ટેજની બરાબર મધ્યમાં ઉભીને) માનુષી સારો ય મ્હારો સ્વભાવ નષ્ટ કરી રહું, ન ચ્હાઉં કોઇને–ન કોઇથી ચ્હવાઉં, ન દયા ખાઉં કોઇની, ન કોઇની દયા ઝીલી રહું. બસ એ જ એક પ્રતીજ્ઞા. મને લાગે છે ફ્રેન્ચ વીપ્લવવાદીની શાલેતી કોર્દેનો આત્મા મ્હારામાં વીદ્યુત વેગે પ્રસરી રહ્યો છે. જગતમાં મ્હારૂં નામ અને-કાનેક વીરાંગનાઓસહ અમર થઇ રહેશે. હવાં, હા, હા, નાની મોટી મ્હારી સૌ જ રક્તની શીરાઓમાં શાલેતી કોર્દેનો આત્મા વહી રહ્યો છે. અનુભવાય છે...બસ, તે જ મને આ છેલ્લો પ્રહાર કરવા તત્પર કરી રહે છે. ધીક્કાર તેઃ મેં ક્યારનો ય મ્હારે સ્ત્રીને હૈયે પધરાવ્યો છે–આજ હવે આ નવીન બળે કરીને મ્હારે સ્ત્રીને હાથ ખુન પણ પામી રહીશ...ભલે પછી તે સ્વપ્નમાં હસતો હો. હું તેથી નહીં ચળું...ભલે તે શાન્તીમાં નીંદરતો હો,...હું મ્હારો પ્રહાર નહીં ચુકું. ભાઇ, દમોત્રી મ્હારા, શાન્તીથી ત્હારા કેદખાનાની નાનકડી અંધારઘેરી કોટડીમા સુખે હવે નીંદરજે–ત્હારી બ્હેન સજ્જ થઇ છે-વેરને તે વરી રહી છે, ખુનને તે નીમંત્રી રહી છે. આજ રાતે જરૂર તું આનંદજે જરૂર, જરૂર તું હસજે–જરૂર આજ રાતે આ નવજુવાન ઝાર તેના પીતાને મળવા નરક દ્વાર ખખડાવી રહેશે...હા, આ ઝાર! ોહી, જુઠો, બેવફા, વચનભંગી, મ્હારો વીશ્વાસ-ઘાતક! અમારી સાથે દેશભક્તીનો દાવો કરતો હતો, અને આજે માથે મુગટ પ્હેરી રહ્યો છે! જયુદાની જેમ ત્રીસ રૂપીયાને કાજ અમને વેચી દીધા સૌને. એક ચુમ્બન વડે અમને છેહ દીધો...( તીવ્ર પ્રકોપથી ) ઓ સ્વતંત્રતા, ઓ અનંતકાળની પ્રચંડ જનની, ત્હારે કાજે શહીદ થયેલાંઓના રક્તથી ત્હરાં વસ્ત્ર નીલલોહીત બન્યાં છે! લોકના મુડદાંનાં ઢગ પર ત્હારૂં તખ્ત છે, ને માથે ત્હારે કાંટાળો મુગટ છે. ઓ વધસ્તંભે ચ્હડેલ જનની જાલીમ જુલ્મગારે ત્હારે બન્ને હાથે ખીલા ઠોક્યા છે! ને ત્હારે બન્ને પગે લોખંડી બેડીઓ જડી દીધી છે, તને તૃષા લાગે ને પાણી તું માગે ત્યારે તેઓ તને કોક ખાટું ને કડવુ એવું પીણું પાઇ રહ્યા છે. ત્હારા પાસામાં તે તલવાર ભોંકી રહ્યા છે. યુગે યુગે ને વર્ષે વર્ષે ત્હારી કારમી વ્યથા પર તેઓ તાંડવ-નૃત્ય આદરી રહ્યા છે–અટ્ટહાસ્ય હસી રહ્યા છે અહીં–હા, અહીં, ઓ શુચી સ્વતંત્રતે, હું મ્હારી જાતને સમર્પી રહું છું, તું જે ઇચ્છે તેમ મ્હારૂં થઇ રહોઃ (તલવાર મ્યાનમાંથી કાઢી) બસ, અવધી થઇ રહી હવાં : ને ઓ વધ્યજનની, ઓ સ્વતંત્રતા, પવીત્ર ત્હારા ઉંડેરા ઘેલા શપથ લઇ કહું છું કે રશીઆ આજથી ઉગરે છે–ઉધ્ધરે છે...........

# અંક ચોથો

દૃશ્ય: ઝારનો ખાનગી ખંડ.

પ્રધાન મંડળના સભ્યો, પ્રીન્સ પેટ્રૂવીત્ચ, બેરન રાફ, માર્કવીસ દ પ્વાવાદ ને કૌન્ટ રૂવાલોફ પરસ્પર વાતચીત કરતા જણાય છે.

પ્રીન્સ પેટ્રૂ: આરંભ તો શુભ આદર્યો છે, નહીં? ગાદીનશીન થયાને હજી બે દિવસ પણ પૂરા નથી થયા ત્યાં તો આ જુવાન ઝાર આબાદ આગાહી દાખવી રહેલ છે.

બેરન રાફ: હા, એ તો બધા જ ઝારો આરંભશૂરા ક્યાં નથી જણાયા?

કૌન્ટ રૂવાલોફ: અને એ આરંભશૂરત્વનો અંત આપણને ક્યાં અજાણ્યો છે જે?

માર્કવીસ: પણ મ્હારે તો કશી ફર્યાદ કરવા જેવું નથી રહ્યું ગમે તેમ પણ મને તો તેણે ફાયદો કરી આપ્યો....

પ્રીન્સ પેટ્રૂ: પેલી ઓર્ડેન્જલની તમારી નિમણુંક રદ કરી તે જ ન?

માર્કવીસ: હાસ્તો. એક ઘડિ સુધ્ધાંતે મ્હારું ડોકું ત્યાં સલામત ન રહ્યું હોત.

(જનરલ ક્રેટમ્કીન પ્રવેશે છે)

બેરન રાફ: અંતરંગી આપણા નવા મહારાજાધિરાજ સંબંધી કંઇ વધુ સમાચાર છે?

જનરલ: ખરેખર, અંતરંગી એ ઉપનામને તે બરાબર લાયક છે. ગયે અઠવાડીએ તો મેં તેને એક નાટકના ખેલાડીઓ સંગે એક કાતરીઆમાં વિનોદ કરતો જોયેલ. અને આ જ તે ફરમાવે છે કે સૌ જ સેબીરીઆના કેદીઓને પાછા બોલાવી લો, અને સૌ જ રાજદ્વારી જેલવાસીઓને છુટા કરો.

પ્રીન્સ પેટ્રૂ: રાજદ્વારી જેલવાસીઓને? વ્હા, અડધોઅડધ તો તેમની સંખ્યા ખુની બદમાશોથી ભરેલી છે.

કૌન્ટ રૂવાલોફ: અને બીજા અડધા તેથી પણ નપાટ છે.

બેરન રાફ: કૌન્ટ, તેમને તમે અન્યાય કરી રહો છો. બધા જ એક જ કાટલે તોલાવા ઘટે છે....

કૌન્ટ રૂવાલોફ: પણ મને તો તે અજબ અજબ અંતરંગી લાગે છે. ગઇ કાલે તેણે જણાવ્યું કે મ્હારે નિમક પરનો એકહથ્થો કબજો ઉઠાવી લેવો. તેણે જણાવ્યું એ કર જ પાંતકી છે—ને તે નાબુદ થવો જોઇએ: ઉપરાંત પ્રત્યેક લોકને તે પોતે પકવવાનો ને તદ્દન સોંઘે ભાવે ખરીદવાનો જન્મસિદ્ધ હક્ક છે.

માર્કવીસ: અરે, તેનું કંઇ નથી: પણ આ તો જુવો, તેણે જણાવ્યું કે દરબારી મિષ્ટાન્નયુક્ત જમણો પણ બંધ કરવાની જરૂર છે—કારણ દક્ષિણના પ્રાન્તોમાં દુકાળ ચાલે છે.

(જુવાનઝાર અદીઠ પ્રવેશે છે, ને સૌને છુપી રીતે સાંભળી રહે છે)

પ્રીન્સ પેટ્રૂ: કેવી વિચિત્રતા! જેમ લોકમાં વધારે ભુખમરો તેમ તો વધારે સારું. કારણ તેનાથી તો લોક આત્મનિગ્રહ શીખે છે—આત્મત્યાગ, નહીં બેરન?

બેરન રાફ: મેં પણ તે વારંવાર સાંભળ્યું છે—વારંવાર સાંભળ્યું છે.

જનરલ: અરે, એણે તો પાર્લામેન્ટ રશિયામાં સ્થાપવાનો વિચાર આદર્યો છે.

માઇકેલ : આ ત્હારી છેલ્લી વીપ્લવ–યોજના નહીં, પ્રીન્સ ?

પ્રેસીડન્ટ : બરાબર બારને ટકોરે...હો ! વીરા, ભૂલતી નહીં...લોહીભીની તે તલવાર...

વીરા : હા, હા, તે બેવફા દીલના ખુનથી ખરડાયલી તલવાર...હું તેને નહીં ભુલું. (સ્ટેજની બરાબર મધ્યમાં ઉભીને) આજુથી સારો ય મ્હારો સ્વભાવ નષ્ટ કરી રહું, ન ચ્હાઉં કોઇને–ન કોઇથી ચ્હવાઉં, ન દયા ખાઉં કોઇની, ન કોઇની દયા ઝીલી રહું. બસ એ જ એક પ્રતીજ્ઞા. મને લાગે છે ફ્રેન્ચ વીપ્લવવાદીની શાર્લોટી કોર્દેનો આત્મા મ્હારામાં વીદ્યુત વેગે પ્રસરી રહ્યો છે. જગતમાં મ્હારૂં નામ અનેકાનેક વીરાંગનાઓસહ અમર થઇ રહેશે. હવાં, હા, હા, નાની મોટી મ્હારી સૌ જ રક્તની શીરાઓમાં શાર્લોટી કોર્દેનો આત્મા વહી રહ્યો છે. અનુભવાય છે...બસ, તે જ મને આ છેલ્લો પ્રહાર કરવા તત્પર કરી રહે છે. ધીક્કાર તો મેં ક્યારનો ય મ્હારે સ્ત્રીને હૈયે પધરાવ્યો છે–આજ હવે આ નવીન બળે કરીને મ્હારે સ્ત્રીને હાથ ખુન પણ પામી રહીશ...ભલે પછી તે સ્વપ્નમાં હસતો હો. હું તેથી નહીં ચળું...ભલે તે શાન્તીમાં નીંદરતો હો,...હું મ્હારો પ્રહાર નહીં ચુકું. ભાઇ, દમોત્રી મ્હારા, શાન્તીથી ત્હારા કેદખાનાની નાનકડી અંધારઘેરી કોટડીમા સુખે હવે નીંદરજે–ત્હારી બ્હેન સજ્જ થઇ છે-વૈરને તે વરી રહી છે, ખુનને તે નીમંત્રી રહી છે. આજ રાતે જરૂર તું આનંદજે જરૂર, જરૂર તું હસજે–જરૂર આજ રાતે આ નવજુવાન ઝાર તેના પીતાને મળવા નરક દ્વાર ખખડાવી રહેશે...હા, આ ઝાર ! ેહો, જુઓ, બેવફા, વચનભંગી, મ્હારો વીશ્વાસઘાતક ! અમારી સાથે દેશભક્તીનો દાવો કરતો હતો, અને આજે માથે મુગટ પ્હેરી રહ્યા છે ! જયુદાની જેમ ત્રીસ રૂપીયાને કાજ અમને વેચી દીધા સૌને. એક ચુમ્બન વડે અમને છેહ દીધો...( તીવ્ર પ્રકોપથી ) ઓ સ્વતંત્રતા, ઓ અનંતકાળની પ્રચંડ જનની, ત્હારે કાજે શહીદ થયેલાંઓના રક્તથી ત્હરાં વસ્ત્ર નીલલોહીત બન્યાં છે ! લોકના મુડદાંનાં ઢગ પર ત્હારૂં તખ્ત છે, ને માથે ત્હારે કાંટાળો મુગટ છે. ઓ વધસ્તંભે મ્હડેલ જનની જાલીમ જુલ્મગારે ત્હારે બન્ને હાથે ખીલા ઠોકયા છે ! ને ત્હારે બન્ને પગે લોખંડી બેડીઓ જડી દીધી છે, તને તૃષા લાગે ને પાણી તું માગે ત્યારે તેઓ તને કોક ખાટું ને કડવું એવું પીણું પાઇ રહ્યા છે. ત્હારા પાસામાં તે તલવાર ભોંકી રહ્યા છે. યુગે યુગે ને વર્ષે વર્ષે ત્હારી કારમી વ્યથા પર તેઓ તાંડવનૃત્ય આદરી રહ્યા છે–અટ્ટહાસ્ય હસી રહ્યા છે અહીં–હા, અહીં, ઓ શુચી સ્વતંત્રતે, હું મ્હારી જાતને સમર્પી રહું છું, તું જે ઇચ્છે તેમ મ્હારૂં થઇ રહો: (તલવાર મ્યાનમાંથી કાઢી) બસ, અવધી થઇ રહી હવાં : ને ઓ વધ્યજનની, ઓ સ્વતંત્રતા, પવીત્ર ત્હારા ઉંડેરા વેદના શપથ લઇ કહું છું કે રશીઆ આજથી ઉગરે છે–ઉધ્ધરે છે...........

# અંક ચોથો

દૃશ્યઃ ઝારનો ખાનગી ખંડ.

પ્રધાન મંડળના સભ્યો, પ્રીન્સ પેટ્રોવીત્ચ, બેરન રાફ, માર્કવીસ દ ખ્વાબ્રાદ ને કૌન્ટ રૂવાલોફ પરસ્પર વાતચીત કરતા જણાય છે.

પ્રીન્સ પેટ્રૂઃ આરંભ તો શુભ આદર્યો છે, નહીં? ગાદીનશીન થયાને હજી બે દિવસ પણ પૂરા નથી થયા ત્યાં તો *આ જુવાન ઝાર આબાદ આગાહી* દાખવી રહેલ છે.

બરેન રાફઃ હા, એ તો બધા જ ઝારો આરંભ-શુરા ક્યાં નથી જણાયા?

કૌન્ટ રૂવાલોફઃ અને એ આરંભશુરત્વનો અંત આપણને ક્યાં અજાણ્યો છે જે?

માર્કવીસઃ પણ મ્હારે તો કશી ફર્યાદ કરવા જેવું નથી રહ્યું ગમે તેમ પણ મને તો તેણે ફાયદો કરી આપ્યો....

પ્રીન્સ પેટ્રૂઃ પેલી ઓરેન્જબર્ગની તમારી નિમણુંક રદ કરી તે જ ને?

માર્કવીસઃ હાસ્તો. એક ઘડિ સુધ્ધાંતે મ્હારૂં ડોકું ત્યાં સલામત ન રહ્યું હોત.

(જનરલ ક્રેટમ્કીન પ્રવેશે છે)

બેરન રાફઃ અખતરંગી આપણા નવા મહારાજાધિરાજ સંબંધી કંઇ વધુ સમાચાર છે?

જનરલઃ ખરેખર, અખતરંગી એ ઉપનામને તે બરાબર લાયક છે. ગયે અઠવાડીએ તો મેં તેને એક નાટકના ખેલાડીઓ સંગે એક કાતરીઆમાં વિનોદ કરતો જોયેલ. અને આ જ તે ફરમાવે છે કે સૌ જ સૈબીરીઆના કેદીઓને પાછા બોલાવી લો, અને સૌ જ રાજદ્વારી જેલવાસીઓને છુટા કરો.

પ્રીન્સ પેટ્રૂઃ રાજદ્વારી જેલવાસીઓને? વ્હેં, અડધોઅડધ તો તેમની સંખ્યા ખુની બદમાશોથી ભરેલી છે.

કૌન્ટ રૂવાલોફઃ અને બીજા અડધા તેથી પણ નપાટ છે.

બેરન રાફઃ કૌન્ટ, તેમને તમે અન્યાય કરી રહો છો. બધા જ એક જ કાટલે તોલાવા ઘટે છે....

કૌન્ટ રૂવાલોફઃ પણ મને તો તે અજબ અજબ અખતરંગી લાગે છે. ગઇ કાલે તેણે જણાવ્યું કે મ્હારે નિમક પરનો એકહથ્થો કબજો ઉઠાવી લેવો. તેણે જણાવ્યું એ કર જ પાતકી છે–ને તે નાબુદ થવો જોઇએઃ ઉપરાંત પ્રત્યેક લોકને તે પોતે પકવવાનો ને તદ્દન સોંઘે ભાવે ખરીદવાનો જન્મસિદ્ધ હક્ક છે.

માર્કવીસઃ અરે, તેનું કંઇ નથીઃ પણ આ તો જુવો, તેણે જણાવ્યું કે દરબારી મિષ્ટાન્નયુક્ત જમણો પણ બંધ કરવાની જરૂર છે–કારણ દક્ષિણના પ્રાન્તોમાં દુકાળ ચાલે છે.

(જુવાનઝાર અદીઠ પ્રવેશે છે, ને સૌને છુપી રીતે સાંભળી રહે છે)

પ્રીન્સ પેટ્રૂઃ કેવી વિચિત્રતા! જેમ લોકમાં વધારે ભુખમરો તેમ તો વધારે સારૂં. કારણ તેનાથી તો લોક આત્મનિગ્રહ શીખે છે–આત્મત્યાગ, નહીં બેરન?

બેરન રાફઃ મેં પણ તે વારંવાર સાંભળ્યું છે–વારંવાર સાંભળ્યું છે.

જનરલઃ અરે, એણે તો પાર્લામેન્ટ રશિયામાં સ્થાપવાનો વિચાર આદર્યો છે.

કહે છે કે લોક–નિયુક્ત સભ્યો જ રાજતંત્ર બરાબર ચલાવી શકે....

બેરન રાફ: હા, સ્તો. મહોલ્લામાં ઓછા કજીઆ થાય છે ખરાને. પણ આપણે તેમને અહીં એક ખંડ ઇલાયદો કરી આપવો પડશે તેનું કેમ? અરે; પણ સૌથી ખરાબ તો હવે આવે છે, તે કહે છે, કરો કાપી નાંખો–ઓછા કરી નાંખો, અને રાજખર્ચ તદ્દન ઘટાડી દો. લશ્કરી ખર્ચ પર તેની તરાપ દીસે છે–તે જણાવે છે કે તે તદ્દન બીનજરૂરીઆત છે. પ્રજાજનોનો આટઆટલો અણવિશ્વાસ શો? લશ્કર એમની સહીસલામતી માટે છે કે તેમને ત્રાસતપ્ત કરવા માટે? તે તો કહે છે ભવિષ્યનો યુગ નિઃશસ્ત્ર છે–શાન્તિયુગ છે, લશ્કરની તેમાં અગત્ય નથી. ભવિષ્યનાં યુદ્ધ તો વ્યાધિઓને ડારવામાં યોજાશે, નહીં કે માનવીઓને સંહારવામાં.

માર્ક્વીસ: મને લાગે છે કે કરની વાત સાવ ગલત છે. લોકનો એ વિના બીજો ઉપયોગ જ શો છે? ભારે કરો તેઓ ન ભરે તો પછી રાજતંત્ર ચાલશે ક્યાંથી? અને બધું જ ખર્ચ કમી કરવું હોય તો આ ગજમહેલનું શું?

કૌન્ટ રૂવાલોફ: કેમ, તે તો હું કહેવાનું જ ભૂલી ગયો. તે ખર્ચ તદ્દન કમી કરી નાખવું એવો તેનો આદેશ છે. તે જણાવે છે કે રાજાઓએ પણ સામાન્ય લોકની માફક જ કંઇક ઉપયોગી કામ કરી તેના બદલા રૂપે કમાણી આદરવી, ને તેમાંથી પોતાનું ગુજરાન ચલાવવું. સૌ જ રાજ્યને તાબેની વસ્તુઓ જાહેર પ્રજાને હસ્તક સુપરત કરવી.

પ્રીન્સ પેટ્રો: હદ થઇ ગઇ! હદ થઇ ગઇ! અંતરંગીપણાની હદ આવી ગઇ!

બેરન રાફ: અરે, એક બીજું વિશેષ વિચિત્ર તો સાંભળો: તે કહે છે હું રાજા શેનો? હું ય પ્રજામાંનો જ એક છું ને? પ્રજા મને કહે ત્યાં સુધી તેના સેવક રૂપે હું કામ કરી શકું–સ્વામી રૂપે નહીં જ.

જનરલ: પ્રજા કલ્યાણની ભાવનાં તેની કોક અજબ દીસે છે.

કૌન્ટ રૂવાલોફ: એની તો ઇચ્છા "ઝાર" શબ્દજ દુનિયાના શબ્દકોષમાંથી નીર્મુળ કરવાની છે, કારણ તે માને છે કે એ શબ્દથી લક્ષિત સૌ શાસનભાવ જુલમ, દુઃખ, ત્રાસ, ઇત્યાદિ ખડા કરે છે, જેમાં રક્ષણ, પ્રાણ, કે કલ્યાણનો અંશ સુધ્ધાંતે નથી...

બેરન રાફ: અશક્ય: અશક્ય: પુરાણી રશીયન ઝાર–શાહી એમ થોડાકમાં નષ્ટ થાય એ સાવ અસંભવિત છે. એના જેવા તો ઘણાય ચેલકાઓ જોયા છે–આદર્શવાદનાં પુતળાંઓ.

પ્રીન્સ પેટ્રો: પણ એટલું તો તમારે કબુલ કરવું પડશે કે પુરાણું રશીયન રાજ્યતંત્ર હવાં મરણ શરણ થયું–આજ જ તેની દહનક્રિયા થઇ રહી છે.

કૌન્ટ રૂવાલોફ: ત્યારે હું તેમાંથી કોઇના સજીવનની વાટ જોઇ રહ્યો છું.

પ્રીન્સ પેટ્રો: પણ તે પહેલાં આપણે શું કરવું, વારૂ?

બેરન રાફ: શું કરવું?–પાછલા રેકર્ડો છે કે નહીં–તેની ફાઇલો ઉથલાવવી. અને જોવું કે જ્યારે જ્યારે ઝારે સુધારણા સંબંધી હુકમો કરેલા છે ત્યારે ત્યારે આપણે તેનો કેવો ઉત્તર દીધો છે.

પ્રીન્સ પેટ્રો: એટલે?

બૅરનરાફ: એટલે કે આપણે કશું જ કર્યું નથી—તેમ કરવાનું પણ નથી. 'એક નન્નો સો દુઃખને હણે.' ઉપરાંત તમે એ પણ ભુલી જશો કે આપણે સૌ રાજદ્વારીઓ પ્રપંચવીરો છીએ? ચિન્તનશાલી મનુષ્યોને માટે ક્રિયા છે જ નહીં. 'રશીયામાં સુધારણા' એ શબ્દો જ વદતોવ્યાઘાત સમા છે. જ્યારે જ્યારે એ સુધારણાની ઉર્મિ જાગે છે ત્યારે ત્યારે તેમાંથી કેવળ હાસ્યાસ્પદ ઘેલાપણા જ સાચવાઈ રહેલ અનુભવાય છે....

કૌન્ટ રૂવાલોફ: આ સમય પ્રીન્સ પોલ અહીં હોત તો કેવું સારૂં. મને લાગે છે કે આ જુવાનીઆએ તેને અન્યાય કર્યો છે. પ્રીન્સ પોલે એને તત્કાળ જ રાજ્યાસને ન બેસાડી દીધો હોત, તો રાજ્ય મુકુટની શી વલે થાત તે તમે જાણો છો? આ બેવકુફ તો ગમે તે રસ્તાના જનારને માથે તે પહેરાવી દેત....

પ્રીન્સ પેટ્રો: પણ તમને ખાત્રી છે કે રશીઆ છોડી પ્રીન્સ પોલ જશે ખરો?

બૅરન રાફ: અલબત્ત, તેને દેશપાર કરવામાં આવ્યો છે.

પ્રીન્સ પેટ્રો: ખરૂં છે. પણ તે તેમ કરશે ખરો?

બૅરન રાફ: મને તો ખાત્રી છે—કારણ પારીસમાં તેણે બે તારો પાઠવ્યા છે. સાંજના ખાણાને માટે સ્તો.

કૌન્ટ રૂવાલોફ: બસ, ત્યારે તે તો એક પત્યું.

ઝાર (છતો થઈ): હું કહું છું કે પ્રીન્સ પોલ હવે ત્રીજો તાર મુકે ને બે ખાણાને બદલે છ ખાણાંનો હુકમ આપી રહે.

બૅરન રાફ: સેતાન!

ઝાર: સેતાન નહિ, બૅરન, એ તો, ઝાર. રાજદ્રોહીઓ! તમારા જેવા નઠારા રાજદ્વારીઓ ન હોય તો દુનિયામાં ભાગ્યે જ નઠારા નૃપતિઓ સંભવી શકે. તમે જ મોટમોટાં રાજ્યતંત્રોને વિનાશને મુખ હોમાવ્યાં છે. તમારા જેવા કુલાંગાર સંતાનોની રશીઆ—માતાને જરી ય જરૂર નથી. અને હવે તમે પશ્ચાતાપ કરી શકો તેવી સ્થિતિમાં ય નથી રહ્યા. એ વેળા તમારી વીતી ગઈ—સાવ મોડું થઈ ગયું હવે. હું તમને ફરમાવું છું કે ચોવીસ કલાકમાં દેશ છોડી તમારે ચાલ્યા જવું—નહીંતર ધડ પર ડોકું નહિં રહે એ ચોક્કસ જાણજો. બસ તમ સમા નાપાકોને માટે બીજી શી શિક્ષા ઘટે?

બૅરન રાફ: ખરેખરે, અતિ અજબ રીતે આપ આપના પિતાજીનું સ્મરણ કરાવી રહ્યા છો, મહારાજાધિરાજ.

ઝાર: તમને સૌને હું દેશપાર કરૂં છું. લોક સમસ્તમાં તમારી માલમિલકત વહેંચાઈ જશે. તમારા ઇલ્કાબો તમારી સાથે ભલે રહ્યા. ખરૂં ને બૅરન, કે 'રશીયામાં સુધારણા' એ વદતોવ્યાઘાત જ છે? અને તમે પેટ્રોજી, તમે હવે પૂરતી રીતે નિગ્રહની ભાવના કેળવી શકશો; અને તમે હાં, તમે જોશો કે પાર્લામેન્ટ અહીં ચાલે છે કે નહીં—હું જરૂર તમારા પર દર માસે તેના રિપોર્ટ મોકલાવવા ચુકીશ નહીં. એટલું તો તમને સારૂં વાચન વચવા મળી શકશે. ઉપરાંત બીજું જે જે તમે અશક્ય ને 'હાસ્યાસ્પદ' લખો છો તે ય થોડાકમાં

-શક્ય થયું સાંભળશો— સિધ્ધ થયું અનુભવશો.

બેરન રાફ: રાજાધિરાજ, આ તો બળતામાં ઘી હોમ્યા સમું થઇ રહે છે....

ઝાર: પણ તમે જ કહ્યુંને કે તમારે પ્રપંચવીરોને રાજ્ય સુધારણા સાથે કશી લેવા દેવા નથી. કારણ ચિન્તનવાદીઓ ક્રિયાની ઓછી પરવા ધરે છે, નહીં?

પ્રીન્સ પેટ્રો: જી, અમે તો માત્ર મજાક કરતા હતા.

ઝાર: ભલે, ત્યારે તમારી એવી બેહુદી મજાકને માટે તમને દેશવટો. શુભ પ્રયાણ ઇચ્છું છું તમને સૌને. જીંદગીની પરવા હોય તો પ્હેલી જ ટ્રેન પકડી લ્યો, ને પારીસ જઇ પ્હોંચો. (પ્રધાનો જતા રહે છે) સારૂં થયું આવા નિમકહરામ પ્રધાનો રશીઆનું રક્ત ચુસતા હવે અટકી ગયા તે. ખરેખર, આમનાથી જ—અને ખાસ કરીને વડા પ્રધાન પ્રીન્સ પોલ થકી જ—મ્હારા પિતા એક ભલા રાજેન્દ્ર થતઃ અટક્યા, અને આવા ક્રૂરતમ અંતને પામી રહ્યા. એમ હાં હશે ભલા, કે માનવજીવિત કેવળ એક સ્વપ્ન સમું જ દીસે છે? રાજસભાની બેઠક શી, માર્શલોની ત્યાં ચર્ચા શી થવી, મ્હારૂં પકડાવું શું, રાજ્યાડામાં ધુમ શી, બંદુકની ગોળી ક્યાં ઉડવી, મ્હારા પિતાના રક્તભીના હાથ ક્યાં થયા, અને તેમનું હણાવું, મ્હારૂં ગાદી નશીન થવું—એક સ્વપ્નવત જ આ સૌ જીવિત પ્રસંગો દેખાય છે, નહીં? વર્ષો સુધી મનુષ્ય સાવ જીવનહીન જીવન પીતાડી રહે, ને એકાદેક ઘડિમાં અનંત જીવન જીવી રહ્યા દીસે! વિચાર કરવાની તો મને પળે પણ ન મળી. પિતાની કારમી ચીસ સુણાઇ—ન સુણાઇ ત્યાં તો આ રાજમુકુટ મ્હારે મસ્તકે વિરાજી રહ્યો અને હું રાજાને નામે સંબોધાઇ રહ્યો. તે જ ક્ષણે મેં તે વેગળો કરી દીધો હોત. તે કાળે તો તેની કશી જ કિંમત મને ન્હોતી જણાઇ. પણ હવાં?—હવાં તેને અળગો થઇ શકશે?

કર્નલ! (કર્નલ પ્રવેશે છે)

કર્નલ: મહારાજાધિરાજ આજ રાતને માટે કિયો છુપો શબ્દ આપવા ઇચ્છો છો.

ઝાર: શબ્દ? મ્હારા અંગરક્ષકોને માટે?

કર્નલ: રાજ્યઘરના રક્ષકોને માટે, રાજાધિરાજ.

ઝાર: મ્હારે તેમની જરૂર નથી. તમે તેમને બરતરફ કરી શકો છો. (કર્નલ જાય છે) (મેજ પર મુકુટ છે તે તરફ વળે છે) આમાં તે એવું શું છે જે તેને ધારણ કરશે કોણ જાણે કેમ કોઇ અજબ દૈવી શક્તિનો સંચાર થતો અનુભવાય છે? જળ, સ્થળ, નભના શાસનનું ભાન તે વડે જાગી રહેતું અનુભવાય છે. ઓ મુકુટ! રાજમુકુટ! મને તો લાગે છે કે રશીઆનો એક નીચમાં નીચ મનુષ્ય જેને કોઇક ચ્હાય છે, તે મ્હારા કરતાં સવિશેષ મુકુટધારી વર્તે છે. પ્રેમના આગળ આ મુકુટની કશી જ કિંમત નથી. અરે, પ્રેમના આગળ આ મહારાજ્યની ય શી ગણના છે, વારૂ? રાજમહેલને એક ખંડ પુરાઇ રહી, ચોપાસ છુપા જાસુસો થકી ઘેરાઇ રહી, મને તેના સમાચારે આજ ત્રણ ત્રણ દિવસથી નથી સાંપડી શક્યા! તે દિવસ પછી તો મેં તેને જોઇ પણ નથી—ને એકાએક હું આ વિશાળ

વગડા સમા મહારાજય રશીઆનો ધણીરણી થઇ બેઠો! એક ક્ષણુ મને તે દર્શન દઇ રહેઃ હા, તો તો હું તેને મ્હારા અંતરતમ અંતરની હકીકત જણાવી રહું અત્યાર સુધી ન જાણેલ—ન સુણેલ એવી વાત તેને કાન ભણી રહુ—સુણાવી રહું. દુનિયાના સૌ મુકુટધારીઓ સામે નિરંતર યુદ્ધ માંડવા ઇચ્છનારો હું તેણે જાતે આ મુકુટ કાં ધારણ કર્યો તે પણ હું તેને જણાવી રહું. આજ રાતે સમિતિ છે ને તેની ખબર મળી ગઇ છે. પણ મ્હારાથી કેવી રીતે જઇ શકાશે. મેં તે મ્હારી પ્રતીજ્ઞા તોડી છે, મેં તે મ્હારા વચનનો ભંગ કર્યો છે.

(ચોકીદાર પ્રવેશે છે)

ચોકીદારઃ અગીઆર વાગી ગયા રાજાધિરાજ! આપનાં ખંડમાં પ્રથમ પ્હેરો હું ભરું, છ?

ઝારઃ શું કામ, બચ્ચા! ત્હારે મ્હારી શું કામ ચોકી કરવી પડે? અસંખ્ય આકાશી તારાઓ નથી ઝગી રહ્યા શું? સાચા તો મ્હારે તે જ ચોકીદારો છે.

ચોકીદારઃ આપના પિતાશ્રીનો એવો હુકમ હતો કે ચોકી વિના એકલું કદી ન સુવું.

ઝારઃ મ્હારા પિતાને તો ખરાબ સ્વપ્નાં સતાવતાં હતાં માટે. જા, તું ત્હારી સેજે સુઇ જા. મ્હારી ચિંતા ન કરતો. ઠંડીથી, ત્હારા કોમળ ગાલ ફાટી જશે....અરે, અરે, જે હવા તે પ્રાશી રહી છે તે જ હવા મ્હારે પ્રાશવી પણ તેને નીરખવી નહીં! જાણે જીવનમાંથી સાગો ય પ્રકાશ સરી જાય છે—દિનનો મ્હારો દિનેશ-અસ્ત થતો લાગે છે!

ચોકીદારઃ રાજાધિરાજ મને ફેરવા દો... આજની રાત ભયંકર છે—મને તેવું કંઇક લાગે છે....

ઝારઃ મ્હારે શું બ્હીવાનું છે જો? મ્હારા સૌ જ શત્રુઓને મેં રશીઆમાંથી-દેશપાર કર્યા છે. સગડી લાવી મ્હારી કને મુક ઠંડી ઘણી છે—હું ઘડીક તાપીશ. જા હવે તું જઇ શકે છે. મ્હારે તો ઘણું ઘણું આજની રાત્રિમાં વિચારવાનું છે. (સ્ટેજની પાછલી બાજુએ જાય છે—પડદો જરાક ખસેડે છે ને દુર ચંદ્ર પ્રકાશમાં ન્હાતા મોસ્કોને નીરખે છે) સંધ્યાકાળ પછી પુષ્કળ બરફ પડયો લાગે છે—ને ઝાડ પાન સૌ જ સફેદ પુણી જેવા દીસે છે! અને છતાંય માંહ્ય વસતા મનુષ્યો કેટલાં હુંફાળાં છે! અરે, એક ક્ષણનાં ય જો દર્શન સાંપડી રહે—એક જ ક્ષણનાં તો તો હું તેને જણાવી રહું કે શા માટે આ મુકુટ મેં ધારણ કર્યો. શા માટે હું રાજા બન્યો! પણ તેને મ્હારે વિષે શંકા છે જ નહીં. તેણે કહ્યું છે કે મ્હારામાં તેને સંપુર્ણ વિશ્વાસ છે. પ્રતીજ્ઞાનો જો કે મેં ભંગ કર્યો છે છતાં તેનો મ્હારા પ્રત્યેનો વિશ્વાસ જેવો ને તેવો જ રહેશે. અરે, પુષ્કળ ઠંડી છે. લાવ મ્હારો ડગલો ક્યાં ગયો? વીંટાળી લઉં, ને ઘડિભર નીંદરી રહું. પછી મેં ગાડીવાનને કહાવ્યું છે; કારણ ગમે તે થાય તો પણ આજના મ્હારે તેને મળવું જ મળવું એવો મેં નિશ્ચય કર્યો છે. થોડીક વારમાં તો ઉત્સાહી ઘોડાઓ થનગનતા

ઉભી રહેશે. બસ એક ઘડિ છે. મ્હારી ને પ્રેમની વચમાં એક જ ઘડિ!

(સગડીની આસપાસના એક કોચ પર લોટી જાય છે)

(શ્યામળ પોશાકમાં વીરા પ્રવેશે છે)

વીરા: આ તો ઉંઘે છે! ભલા ભગવાન! હવે તને કોણ મ્હારા હાથમાંથી મુકત કરી રહેનારૂં છે? એજ એ તો!–લોકશાહીને પુકારનારો રાજવી, પ્રજાસત્તાનો પ્રશંસક મુકુટધારી, જુઠ્ઠો–જુઠ્ઠો–દ્રોહી: માઇકલનું કહેવું સાચું હતું. તે લોકને ન્હોતો ચ્હાતો. અરે, શા માટે આવા મધુરતમ મુખમાં મૃત્યુમય હલાહલ ભર્યું હશે? શું એના પાળમાં સુવર્ણ ઓછું હતું કે સોનાના મુકુટ વડે તેને શણગારવા પડ્યા? પણ મ્હારો દી 'હવાં ઉગ્યો! ગરિબોનો દી'–સ્વાતંત્ર્યનો દી,' લોકગણનો, પ્રજા સમસ્તનો દી' ઉગ્યો હવાં! અને ઓ દમીત્રી ત્હારો પણ. સારો ય મારો કુદરતી સ્વભાવ મેં વણસાડ્યો છે, છતાં આ હનનક્રિયા સહેલી તો નથી જ લાગતી. અને છતાં એક જ ઘા; અને તે વડે સમસ્ત રશીઆની રક્ષા. બસ મેં તેનું વચન લીધું છે.

(તરવાર ઉગામે છે)

ઝાર: (જાગી ઉઠે છે ને વીરાને બે હાથમાં ઝીલી રહે છે): વીરા, વીરા, તું જ તું અહીં! ત્યારે મ્હારૂં સ્વપ્ન, સ્વપ્ન શું મિથ્યા ન નીવડયું! આજ ત્રણ ત્રણ દિવસ થયાં તું ક્યાં હતી–જ્યારે પળેપળ ત્હારા નામની માળા હું જપી રહ્યો હતો? ઓ પ્રભુ, તને એમ લાગે છે કે હું જુઠ્ઠો છું, દ્રોહી છું, રાજા થઇ બેઠો છું? પણ જરા વિચાર તો ખરી, વીરા! શા કારણે હું તે સૌ છું. ત્હારા પ્રેમની ખાતર–વીરા, ત્હારી પોતાની ખાતર મેં પ્રતીજ્ઞા ભાંગી ને પિતાનો મુકુટ પહેર્યો. ત્હારે પદે સમસ્ત રશીઆને મૂકવા હા, જે ભૂમિ તને ને મને પ્રાણ થકી ય વિશેષ પ્યારી છે. સારી ય પૃથ્વી ત્હારો ચરણપાટ બની રહે, વીરા; લે આ મુકુટ ધારણ કર. જગજ્જનો તને ને મને ચ્હાઇ રહેશે. માતાપિતા બાળકો પર જેમ પ્રેમ તથા વાત્સલ્ય વડે શાસન કરે છે તેમ તું ને હું સારી ય રશીયન પ્રજા પર રાજ્ય કરી રહીશું. વિચારની, વાણીની, ક્રિયાભાવની સંપૂર્ણ સ્વતંત્રતા આપણે સર્વ લોકગણને બક્ષી રહીશું. દેશદ્રોહી શત્રુઓને તો ક્યારના ય મેં દેશપાર કરી દીધા, જેથી શાસન આપણું નિષ્કંટક થઇ રહે. ત્હારા ભાઇને ય મેં સૈબીરીઆથી પાછો બોલાવી મંગાવ્યો. એકાદિક અઠવાડીઆમાં તું તેને ભેટી–તમે બન્ને પરસ્પરને ભેટશો, આનંદશો. લોક સહુ જ સ્વતંત્ર છે–અને પ્રેમ થકી વરાયેલ તું ને હું તેમની મધ્ય હવા ફરશું, સારા ય આ મહારાજ્યની પ્રદક્ષિણા આદરશું. એમણે જ્યારે મુકુટ મ્હને ધરાવ્યો ત્યારે મેં ક્યારનો ય તે દુર ફેંકી દીધો હોત, પણ પણ, વીરા, ત્હારે કાજ મેં તે ધારણ કર્યો. અને તું નથી જાણતી આ રશીઆમાં તો પુરૂષો પોતાનાં વ્હાલેરાં પ્રીયજનોને પદે કાંઇ ને કાંઇ ઉપકાર સદૈવ પાથર્યા જ જાય છે. અને તે

અનુસાર એ મુકુટને ધરતી વેળા સંકલ્પ કર્યો કે જે સન્નારીને હું ચાહું છું તેને પદે સમસ્ત લોકગણ, સમસ્ત મહારાજ્ય, સમસ્ત જગત, સમર્પી રહીશ. વીરા, ત્હારી ખાતર, ત્હારી એકલીની ખાતર, મેં એ મુકુટ રાખ્યો: ત્હારી એકલીની ખાતર હું રાજા બન્યો. અરે, મ્હારી પ્રતીજ્ઞાના કરતાં તને હું સવીશેષ ચ્હાઇ રહ્યો. તું કાં કશું નથી બોલતી? તું મને નથી ચ્હાતી? નથી ચ્હાતી, હેં? તું શું કોઇ છુપા કાવતરા વીષે મને ચેતાવવા આવી છે? મ્હારી જીંદગી જોખમમાં છે? વારુ, તો તેમાં શું? તું વીનાની જીંદગીની કીંમત પણ શું છે. વીરા?

(બ્હાર વીપ્લવવાદીઓ ગણગણે છે)

વીરા: અરે, મર્યાં! મર્યાં! મર્યાં!

ઝાર: ના, ના, અહીં તું સંપુર્ણ સલામત છે. પ્રભાતને તો હજી પુરા પાંચ કલાકની વાર છે. કાલે, હા આવતી કાલ સ્હવારમાં તો હું તને સારાય લોકગણની મધ્ય દોરી રહીશ—

વીરા: કાલે—આવતી કાલે?—

ઝાર: હા, આવતી કાલે મ્હારા પુર્વજોએ બાંધેલ તે વીશાળ દેવાલયની મધ્ય તને રાજરાણી સ્થાપી રહીશ.

વીરા (તેના હાથમાંથી છુટી જઇ): પણ હું તો નીહીલીસ્ટ છું! મ્હારે એ મુકુટ ન જોઇએ!

ઝાર (તેને પગે પડે છે): હું હવાં રાજા નથી. હું તો એક નૌજુવાન છોકરો છું, જે પોતાના વચન કરતાં, પોતાની પ્રતીજ્ઞા કરતાં, તને—વીરાને—સવીશેષ ચ્હાઇ રહ્યો છું. લોકના પ્રેમની ખાતર તો હું રાષ્ટ્રપ્રેમી બન્યો હોત. ત્હારા પ્રેમની ખાતર તો હું દ્રોહી બન્યો છું. ચાલો, ચાલો, અહીંથી ચાલ્યા જઇએ, ને સામાન્ય મનુષ્યોની જેમ મજુરી કરી જીવન ગુજારી રહીએ. હું હવાં રાજા નથી. વીરા, જરાકેક મને ચ્હાઇ રહે—અમીઝરતી આંખ મ્હાર પર ઢાળી રહે—જરાકેક....

(બ્હાર વીપ્લવવાદીઓ ગણગણે છે)

વીરા: (તલવાર પકડી): કુદરતી સ્વભાવને વણસાડવો, ન કદી ચ્હાવું તેમ ન કોઇથી ચ્હવાવું, ન કોઇની દયા ખાવી, તેમ ઝીલવી—હાય, હું એક સ્ત્રી છું! હરી મને સ્હાય થા; હું એક સ્ત્રી છું! ઓ એલેક્સીસ! મેં ય મ્હારી પ્રતીજ્ઞા તોડી છે. હું ય દ્રોહીણી છું. હું ચાહું છું. અરે, મા બોલ—મા બોલ. (તેને સભર ચુમે છે) પહેલી—છેલ્લી આ ચુમ્બનમાળ ઝીલી લે. (તે તેને ઉછંગે લે છે, ને એક કોચ પર બન્ને બેસે છે)

ઝાર: બસ, હવાં હું સુખે મરી શકીશ.

વીરા: અત્યારે આ મરણનો બોલ શો! સભર જીવનમાં, સભર પ્રેમપારાવારમાં, મૃત્યુનો સ્પર્શ સંભવે ખરો? મા બોલ, એ અન્તકને મા સ્મર, હજી વાર છે—હજી વાર છે.

ઝાર: મને ખબર નથી ક્યાંથી એ શબ્દ મ્હારે અંતર ઉપડી આવ્યો. કદાચ જીવનપ્યાલું છલોછલ ભરાઇ ગયું હશે—પ્રલયના પુર છલકાઇ જતાં હશે. આ તો આપણી લગ્નરજની વીરા.

વીરા: આપણી લગનરજની!

ઝાર: અને મૃત્યુ આવે તો જરૂર તેને ય હું અહીં વધાવી લઉં, તેના ય

મુખનું હલાહલ હું ચુસી લઉં–
ચુમી લઉં.

વીરા: આપણી લગ્નરજની! ના, ના, આવે પ્રસંગે મૃત્યુ અહીં ન આવે તો. અને મૃત્યુ સમું છે જ ક્યાં કશું!

આરઃ અલબત, આપણે માટે તે નથી જ નથી જ.

(બ્હાર વીપ્લવવાદીઓ ગણગણે છે)

વીરા: શું છે એ! કશુંક તેં ન સાંભળ્યું?

આરઃ મને તો કેવળ ત્હારો જ સ્વર સંભળાય છે–બુલ્બુલની ત્હારી રસમાધુરી જ એક મને અજબ અજબ આકર્ષી રહી છે, જેમાં અન્ય સૌ સ્વરો ને શોરો આથમી જાય છે–નષ્ટપ્રાય થઇ રહે છે.

વીરા: મને લાગ્યું કોઇક હસ્યું.

આરઃ એ તો પવન ફુંકાયો–ને વર્ષાદ વર્ષી રહ્યો; કોઇ અજબ તુફાનભરી આ રાત્રી છે.

(બ્હાર વીપ્લવવાદીઓ ગણગણે છે)

વીરા: ખરેખર, તેમ જ તે હોવી જોઇએ. અરે, ક્યાં છે ત્હારા રક્ષકો! ક્યાં છે

આરઃ તેમને પોતીકે ઘર સીવાય ક્યાં હોય તેઓ બીજે વારૂ! એ અંગરક્ષકોની લોખંડી વાડમાં મ્હારાથી ન જીવી શકાય. પ્રજાપ્રેમ એ જ એક રાજાનો સાચો અંગરક્ષક છે.

વીરા: પ્રજાપ્રેમ!

આરઃ મોહડી! તું અહીં સલામત છે! એક વાળ પણ ત્હારો વાંકો થનાર નથી વ્હાલી! મને ખાત્રી હતી કે ત્હારો મ્હારા પર સંપુર્ણ વીશ્વાસ છે. તેં તેમ કહેલ, નહીં?

વીરા: હા, મ્હારો પ્રથમથી જ ત્હારા પર વીશ્વાસ હોએલ વ્હાલા! મ્હારા, ભુતકાળના સ્વપ્નમાંથી હમણાં જ જાણે જાગીએ છીએ:–જીવન અનુભવીએ છીએ. આ જ–આ જ જીવન છે; ખરૂં ને!

આરઃ હા, આ જ–આ જ જીવન છે; સાચેરૂં જીવન છે.

વીરા: આપણી લગ્નરજની! વ્હાલુડા લગ્નરજની! પ્રેમ પાત્રને છલકાવા દઉં. ભરી ભરી નીતરીર હું! જાણે સર્વત્ર કોઇક અનાહત સંગીત નાદ પસરી રહ્યા છે: જાણે સર્વત્ર લગ્નગીતો ગવાઇ રહી છે! બરાબર છે, બુલ્બુલ આજ આ ઉત્તરાખંડમાં તું–હું સમાં પ્રેમીઓને કાજ અજબ સલુણું ગાઇ રહ્યું છે. પ્રેમનું ત્હારૂં મ્હારૂં એ પંખીડું મીઠું ને મનહરણું, સુરીલું ને વીરલું, ગાઇ રહ્યું છે. સુણાય છે તને તે?

આરઃ ઓ મોહડી. જેમ ત્હારા દર્શન વીનો અન્યત્ર ક્યાંય મને સૃષ્ટી–સૌંદર્ય નથી સાંપડતાં, તેમ ત્હારા સ્વર વીના બીજે ક્યાંય મને અમૃતપ્રસાદ અને ઓજસ નથી લાગતાં; નહીંતર જરૂર મેં એ બુલ્બુલને સુણ્યું હોત.

વીરા: છતાંય હું ઇચ્છું છું કે તું એ બુલ્બુલને સુણી રહે. મને લાગે છે કદાચ એ પંખીડું પુનઃ આવું રસગાન નહીં છેડી રહે.

આરઃ ન્હોય એ બુલ્બુલ, વીરા. એ તો પ્રેમ પોતે જ પોતાનો આનંદ પ્રકર્ષ વર્તી રહેલ છે–કારણ કારણ, તું તેની ઉપાસીકા બની છે. (ઘડીઆળમાં બારના ટકોરા વાગે છે). સુણ, વ્હાલી, વ્હાલાંઓની ઘડી વાગી–પ્રેમીઓની પળ જાગી. ચાલ, ચાલ, બારણે અગાશીમાં ઉભાં રહીએ જે પુરજ પુરજ રેલાતી એ મધ્યરાત્રીની રતી–

ઘંટા સુણી રહીએ. આપણી લગ્ન રજની! શું છે એ! શું છે એ?

(બ્હાર વીપ્લવવાદીઓ જોસથી પુકારે છે)

વીરા: (તેના હાથમાંથી છટકી રંગભુમીની બ્હાર આવે છે) આ રહ્યા–પેલા ઉભા, આપણા લગ્ન સમારંભના અતીથીગણો, અરે, અરે, મળશે તમને ત્હમારી નીશાની! (તલવાર પોતાની છાતીમાં ભોંકે છે) લ્યો, લ્યો, આ એંધાણ!

(બારી આગળ ધસે છે)

ઝાર; (તલવાર તેના હાથમાંથી ઝુંટવી લઇ) વીરા! વીરા!

વીરા: (તેને સજ્જડ સ્પર્શી): તલવાર મને પાછી દે! પાછી આપ મને તલવાર! બ્હાર ઉભેલ લોક ત્હારી જીંદગી શોધી રહ્યા છે! ત્હારા રક્ષકોએ તને છેતર્યો, વ્હાલકા! આ લોહીભીની તલવાર ત્હારા મૃત્યુના એંધાણ રૂપે લેખાશે. (બ્હાર મહોલ્લામાં વીપ્લવવાદીઓ જોસથી પુકારી રહે છે) અરે, એક ક્ષણ પણ નીરર્થક ગુમાવવી ઘટતી નથી. નાંખી દે! નાંખી દે એને! અને હું કાંઇ હવે બચનાર નથી. તલવાર તો ઝેર પાએલી છે, ને મૃત્યુ તો ક્યારનું ય હૈયું અનુભવી રહ્યું છે.

ઝાર (તેનાથી દુર તલવાર પકડી રાખી): મ્હારા ય હૈયામાં મૃત્યુ છે: આપણ બન્ને સંગે મરીશું.

વીરા: ઓ, પ્રેમ! પ્રેમ! પ્રેમ! આવડો નીર્દય ન થા! મ્હારી તો જરા દયા રાખ! રશીઆની ખાતર, સ્વાતંત્ર્યની ખાતર, મ્હારી ખાતર, ત્હારે જીવવું જોઇએ છે! તું શું મને નથી ચ્હાતો? મ્હારે ચરણે તો એકદા તેં મહારાજ્ય મુક્યું હતું! આ તલવાર મને પાછી આપ! વ્હાલકા, આવો ઘાતકી તને ન્હોતો જાણ્યો! ત્હારી જીંદગી સાટે મ્હારી જીંદગી! એમાં શું થઇ ગયું? (બ્હાર પુકારો થઇ રહ્યા છે–"વીરા! વીરા!".)

ઝાર: મૃત્યુની ખારાશ મને જરીય હવે નથી લાગતી.

વીરા: અરે, તેઓ મહેલમાં ચ્હડી આવે છે. જો, આ રહ્યું પાછળ લોક લોહી તરસ્યું! (ઝાર આસપાસ જુવે છે.) હાં! (તેના હાથમાંથી વીરા તલવાર ઝુંટવી લે છે, ને બારી–બ્હાર તેને ફેંકે છે)

વીપ્લવવાદીઓ (નીચે): અમર રહો લોકગણો! આબાદ રહો પ્રજાગણો!

ઝાર: આ તેં શું કર્યું, વીરા!

વીરા: રશીઆની મેં રક્ષા કરી, વ્હાલુડા!

(મરે છે.) સંપુર્ણ.

# વિજ્ઞાનનો વિકાસ

: પ્રયોજક :

વિજ્ઞાનનો અભ્યાસી

## 'રેડીયો'નો અવળો ઉપયોગ

'રેડીયો' એ શબ્દ હજુ હીંદમાં પ્રચલીત નથી થયો. અનેકવાર જાહેર સભામાં મુકાયેલા લાઉડસ્પીકરને રેડીયો તરીકે ઓળખવામાં આવે છે. ઇંગ્લેંડ અને અમેરીકામાં રેડીયો તો હવે દરેક ઘરમાં હોય છે એટલું જ નહીં પણ હવે એ સેઠના અવળા ઉપયોગ પણ થવા લાગ્યા છે. આનંદનાં આ સુંદર સાધનને જાહેરખબરના સાધનમાં ફેરવી નાંખવામાં આવતાં ઉપજેલાં અનીષ્ટ પરીણામો ઉપર લખતાં પોપ્યુલર સાયન્સના વીદ્વાન તંત્રી લખે છે કે—

"હવા આખી રેડીયાના રણકારાથી ગાજી રહી છે. સુંદર રેડીયો હવે જાહેરખબરનાં સાધન તરીકે વપરાતાં આનંદને બદલે કંટાળો ઉપજાવે છે. આજે દરેક 'રીસીવીંગ સેટ' ('સાંભળવાનું યંત્ર') એ ધુતારા માટે એક સુંદર સાધન થઇ પડયું છે.

'રેડીયો ઉપાડો કે તરત જ પેલા ધુતારો જોશી તમને સલાહ આપશે કે ચંદ્ર આજે અમુક કક્ષામાં હોવાથી લગ્ન કરવું જરાયે શ્રેયસ્કર નથી.'

કંટાળીને રેડીયો મુકી દઇએ અને અડધા કલાક પછી ફરીથી સાંભળીએ તો વળી પેલા માનસશાસ્ત્રી કંઇ જુદી જ વણમાગી સલાહ આપતો હોય.

આજે રેડીયો ઉપર તંદુરસ્તી ઉપર ભાષણ કરવામાં આવે છે. ન્યુયોર્કના પ્રખર સ્ટેશન ઉપરથી થતાં આ ભાષણોમાં દવાઓની માત્ર જાહેરાત હોય છે.

આ જાતના વધતા જતા ઉપદ્રવ સાથે બાથ ભીડવાની જરૂર જણાવે છે હીંદમાં પણ રેડીયોના વધતા વીકાસ સાથે આ જાતનું અનીષ્ટ અહીં પણ ન પ્રવેશે એ દ્રષ્ટીએ અત્યારથી ચેતવાની જરૂર છે સીનેમા તો જાહેરખબરનું સાધન થઇ પડયું છે. એ રેડીયો પણ આજ પ્રકારનું સાધન થઇ પડે તો એક આફત જ ગણાશે.

## એક ઔંસનું એન્જીન

આ શબ્દથી અનેકને અજાયબી લાગશે. પણ લંડનના વીજ્ઞાનવીશારદો સમક્ષ જ્યારે પોતાના હાથમાં બે ઇંચ લાંબુ એંજીન લઇને શોધક હાજર થયો ત્યારે વૈજ્ઞાનીક સમુહ જરા અચંબો પામ્યો હતો. આ રમવાનું રમકડું ન હતું. બાળકના આનંદનુ એ સાધન ન હતું. તે એક ખરેખર એંજીન હતું. વીજળીક બળ ઉપર ચાલતું આ એન્જીન દરેક મીનીટે ૮૦૦૦ જેટલી વર્તુલાકારે ગતી કરી શકે છે. એંજીનને લગતી છેલ્લામાં છેલ્લી યાંત્રીક પદ્ધતીનું આમાં અનુકરણ કરવામાં આવ્યું છે. એંજીનના બફર તરીકે પીનના મથાળાનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

## જંગલી જાતની તંદુરસ્તી

અનેકો કદાચ કલ્પના કરતા હશે કે આફ્રીકા કે ઓસ્ટ્રેલીયામાં વસતી જંગલી જનતાની તંદુરસ્તી આટલી સુંદર કેમ હશે! કાચું ધાન ખાનારા આ લોકની

અદ્ભુત શક્તી જોઇને કેટલાંક આપણી આધુનીક સંસ્કૃતીએ ઉપજાવેલી દુબળા શરીરોની હારમાળા ઉપર તીરસ્કાર બતાવે છે. આ સંબંધમાં શોધખોળ કરતાં વીએનીઝ ડોકટર કાર્લવાન નુરડન જણાવે છે કે આ જંગલી જાતીઓનાં સુંદર અને સબળ શરીરનો સંકેત તેમના મીઠાના ત્યાગમાં રહેલો છે. આ જંગલી જાતીઓ મીઠું બહુ ઓછા પ્રમાણમાં ખાય છે. આ ડોકટર માને છે કે મીઠું ખાવાથી માણસની દર્દ સામે *ઝુઝવાની શક્તી ઘટે છે.* આપણી સંસ્કૃમાતી મીઠું ખાવાની વૃત્તી વધારે છે. આપણા લોકો ભોજનમાં તેમ જ ખોરાકમાં મીઠાનો ઉપયોગ અતી મ્હોટાં પ્રમાણમાં કરે છે. એટલે આ સમુહની શક્તી ઘટે અને શરીર સુંદર ન હોય તો નવાઇ નથી!

આ સંબંધમાં દાકતરી વીજ્ઞાને શીખવેલા સીદ્ધાંતો વીચારી જવા અતી રસીક થઇ પડશે. એ તો બધા જ જાણે છે કે આપણા શરીરમાં રક્ત રહેલું છે. રક્ત એ સમગ્ર શરીરનું પોષક છે. હવે આ રક્તમાં મીઠા વીગેરેનું પ્રમાણ પણ ઠીક પ્રમાણમાં છે. હવે જ્યારે આ તત્વનું પ્રમાણ ઘટે છે *ત્યારે તરત જ હૃદય ઉપર તેની અસર થાય* છે. હાલના સીદ્ધાંત પ્રમાણે તો સારી યે શ્વાસોશ્વાસની ક્રીયા, તેમ જ રક્તશુદ્ધીની ક્રીયા પણ આ પ્રમાણ ઉપર અવલંબે છે. એટલે જ્યારે ડોકટર કાર્લવાન નુરડન આ જાતના સીદ્ધાંત સમજાવવા માટે યત્ન કરે ત્યારે તે એકદમ માની શકાય તેમ નથી. ખોરાકમાં મીઠાની કેટલી અગત્ય છે તે વીષે તો પુષ્કળ સાહીત્ય લખાયું છે. પણ આ બધું જોતાં દર્દ સામે ઝુઝવાની શક્તી મીઠાના વધુ વપરાશથી ઘટે છે એ જાતના સીદ્ધાંત સાથે સંમત થવાનું શક્ય નથી.

## પ્રવાસીઓને માટે નવી ફીલ્ટર

સ્વચ્છ પાણી પુરું પાડવાને માટે અત્યાર સુધી અનેક પ્રકારની યોજનાઓ કરવામ આવી છે. હીંદના સ્ટેશનો પર ત્રણ ઘડાવાળી ફીલ્ટર તો અનેકોએ જોઇ હશે. એક ટબ ઉપર ત્રણ ઘડા મુકી દઇને અને ઉપલા બે ઘડામાં કોલસો અને રેતી પુરીને પાણીને સ્વચ્છ કરવાની પદ્ધતી હીંદમાં ઠીક ઠીક પ્રમાણમાં પ્રચલીત છે. પાણીને સ્વચ્છ કરવાની આ પદ્ધતી બહુ જ પ્રાથમીક ( rimitive) કહી શકાય. હાલના વીજ્ઞાને આપણને હવે નવી ફીલ્ટરો આપી છે. આવી ફીલ્ટરો હવે હીંદમાં સારા પ્રમાણમાં બનાવવામાં આવે છે. ખાસ કરીને સોડા વોટર ફેક્ટરીઓમાં વપરાય છે. આ ફીલ્ટરનો મુખ્ય સીદ્ધાંત એ હોય છે કે પોરસીલેન નામના પદાર્થમાંથી પાણીને ગાળવામાં આવે છે. દબાણથી આ પાણી ગળાય છે. પોરસીલેન પદાર્થમાંથી પાણી ગળાઇને આવતા બધા સુક્ષ્મતમ કીટાણું નાશ પામે છે. અને કેટલાક ત્યાં જ અટકી જાય છે. જ્યારે બીજી એક ફીલ્ટરમાં એક પ્રકારની માટી વાપરવામાં આવે છે.

હવે પ્રવાસીઓ માટે એક નવા પ્રકારની ફીલ્ટરની શોધ થઇ છે. આ ફીલ્ટરમાં એક ગેલન કે બે ગેલનની બાટલીની ઉપર બેસી શકે તેટલા પ્રમાણની રબ્બર ટયુબીંગ લગાડવામાં આવે છે. આમાં એવી યોજના હોય છે કે જેથી પાણી ગળાઇને સફ થઇને આવે. પણ આ ફીલ્ટરમાં સુક્ષ્મતમ કીટાણુંનો નાશ કરવાની શક્તી નથી. માત્ર કચરો કે એવા પદાર્થો જ આ ફીલ્ટર ગાળી શકે છે.

હીંદમાં ફીલ્ટર કરીને પાણી લેવાવું જોઇએ. ખાસ કરીને જ્યાં કુવા બહુ છીછરા હોય, તેમ જ પાણી બગડવાનો સંભવ હોય

તેવી જગ્યાઓમાં પાણી ફીલ્ટર કરીને જ લેવાની પધ્ધતી પાડવી જોઇએ. જ્યાં ફીલ્ટર શક્ય ન હોય ત્યાં પાણીને ઉકાળીને પીવું જોઇએ.

## ઉંદરોનો સંહાર

અનેકોને કલ્પના નહીં હોય કે પ્લેગ નામના ઉપદ્રવને અટકાવવા માટે મ્હોટા પ્રમાણમાં ઉંદરોનો નાશ કરવામાં આવે છે. એકલા મુંબાઇમાં લગભગ ૫ લાખ જેટલા મુષકોનો દર વર્ષે સંહાર કરવામાં આવે છે. એટલું જ નહીં પણ દરરોજ મુષકોને પકડવા માટે મ્યુનીસીપાલીટી એક ખાસ ખાતું નીભાવે છે.

આ દ્રષ્ટીએ અમેરીકન ખેતીવાડીખાતાએ મુષકોના સંહાર માટે યોજેલું નવુ સાધન બહુ જ ઉપયોગી થઇ પડશે. આ ઝેર મુષક સમુદાય માટે તો ખુબ ઝેરી છે, છતાં કદાચ ભુલથી બાળક કે માણસના ખાવામાં આવે તો તેને જરા ય નુકસાન થાય તેમ નથી.

અત્યારે બેરીયમ કારબોનેટ વાપરવાની પદ્ધતી છે. બેરીયમ કારબોનેટ જાતે અતી ઝેરી હોવાથી જો બાળક કે માણસના ખાવામાં આવી જાય તો પ્રાણઘાતક પરીણામ આવે છે. અત્યારે મુંબાઇમાં બેરીયમ કારબોનેટ વાળી લોટની ગોળીઓ ઉંદરના આહારને માટે મુકવામાં આવે છે. જેથી ઉંદરો આવી ગોળીઓ ખાય કે તરત જ મરણ પામે.

## જમીનના ક્ષારના માપ

આવી છે. જમીનનો નમુનો લઇને પ્રયોગશાળામાં મોકલવામાં આવે છે. તેમ જ કેટલીક વખત જમીનનો નમુનો આ રીતે આપતાં છતાં પણ જમીનના ક્ષારનું માપ સારી રીતે નીકળી શકતું નથી.

આ સવાલનું નીરાકરણ હવે વીજળીએ કરી દીધું છે. આ નવા યંત્રથી ત્હમારી જમીન કેવી છે અને કયો પાક તેના ઉપર ઉત્પન્ન થઇ શકશે તેની રૂપરેખા ત્હમોને મળી શકે છે. આ યંત્રના ઉપયોગથી જમીનના ક્ષારનું માપ સહેલાઇથી નીકળી શકે છે.

આ વીજળીક યંત્ર માત્ર નવ પાઉન્ડ જેટલા વજનનું હોય છે. આ યંત્ર અમેરીકન સરકારના ખેતીવાડીખાતાંના જમીન વીભાગે યોજ્યું છે. અને આ યંત્રનો ઉપયોગ હવે અમેરીકામાં સામાન્ય થઇ ગયો છે.

આ યંત્ર ન્હાની પેટી જેવી વસ્તુ હોવાથી તેને ગમે ત્યાં ફેરવી શકાય છે. અને ખેતરમાં ગમે તે વીભાગમાં સહેલાઇથી મુકી શકાય છે.

## થાક માપવાનું યંત્ર

અમેરીકન વૈજ્ઞાનીકોની પ્રગતી અકલ્પનીય વેગથી થઇ રહી છે. હમણાં જ તેઓએ એક થાક માપવાનું યંત્ર શોધી કહાડ્યું છે. આ યંત્ર ઉપર ઉભા રહીએ કે આપણને થાક લાગ્યો છે કે નહીં તે મપાઇ જાય.

અકરોન ઓ નામની મ્હોટી મોટરફર્મ પોતાના કામદારોના શરીરને થાક કેટલો લાગે છે તે માપવા માટે આ યંત્રનો ઠીક પ્રમાણમાં ઉપયોગ કરે છે.



# મેલેરીયાનો ઉપદ્રવ: તેનાં કારણો અને ઉપાય

:લેખક:
કાન્તીલાલ પારેખ

મેલેરીયા નામના મહા ભયંકર રોગ ઉપર મી. કાન્તીલાલ પારેખનો આ સુંદર લેખ પ્રસીદ્ધ કરતાં અમને ખાસ આનંદ થાય છે. દાકતરી વીષય ઉપર અત્યારે એટલું તો અલ્પ સાહીત્ય છે કે આવા વ્યાધીઓ વીશે સામાન્ય જ્ઞાન મેળવવું લગભગ અશકય છે. ગુજરાતના ગામડાઓ મેલેરીયાથી ઉભરાય છે. દરેક ગામડે સેંકડો લોકો આ ભયંકર વ્યાધીના ભોગ થઇ પડયા છે. આ દ્રષ્ટીએ આ તાવને અટકાવવાનો ઉપાયો દર્શાવતો આ લેખ આશા છે કે 'નવયુગ'ના વાંચકોને મનનીય થઇ પડશે.

અત્યારના જમાનામાં કોઇક જ એવો આણુસ હશે કે જે એમ કહી શકે કે "મચ્છરનો ડંખ શું છે. તે હું જાણુતો નથી." અત્યારે મચ્છરોએ મોટાં શહેરોમાં જ નહી પણ નાનાં નાનાં ગામડાંઓમાં પણ પોતાનો વાસ કર્યો છે. મોટાં શહેરોમાં તો તેઓ કાયમના મહેમાન જ થઇ પડયા છે! મુંબઇના માળા, સુરતની ભાગોળો, અમદાવાદની પોળો, કે બીજા શહેરની શેરીઓ મચ્છરોથી ભરપુર હોય છે. દીવસે દીવસે મચ્છરોનો ઉપદ્રવ વધતો જ જાય છે. હમણાં જ માણસોનું નવું વસ્તીપત્રક બનાવવામાં આવ્યું છે. પણ જો તેવી રીતે મચ્છરનું વસ્તીપત્રક બનાવવામાં આવે તો તેની વસ્તી માણસના કરતાં સહેજે ચાલીસથી પચાસગણી તો થાય જ. આ હીસાબે હીન્દુસ્તાનમાં મચ્છરની વસ્તી કેટલા ગણી થવા જાય?

આટલાં બધાં મચ્છરો દુનીયા ઉપર વધી પાચાં તેનું મુખ્ય કારણ જ્યાં ત્યાં ભરાઇ રહેલું પાણી છે. મચ્છરને ઇંડાં મુકવાને માટે પાણી આવશ્યક છે; તેથી જ જ્યાં પાણીનાં તળાવડાં અને ખાબોચીઆં હોય છે, ત્યાં મચ્છરો વસે છે.

## મચ્છરની ઉત્પતી

મચ્છરો પોતાનાં ઇંડાં પાણીમાં મુકે છે. તે ઇંડાં જુદા જુદા સમુહમાં હોડી આકારમાં પાણી ઉપર કાદર જેવાં તરે છે. આ ઇંડાં ત્રણેક દીવસમાં સેવાઇને તેમાંથી લાર્વા (Larva) બહાર આવે છે. લાર્વાને બે આંખ, માથું, પેટ અને સુક્ષ્મ કાંટાવાળી પુંછડી હોય છે. તેને શ્વાસ લેવાનું છીદ્ર પુંછડીને છેડે હોય છે. અને તેથી જ વારંવાર પાણીની સપાટી ઉપર હવા લેવા આવવું પડે છે. તે પાણીમાં મરોડ ખાતું દોડે છે.

આ લાર્વામાંથી વીસ દીવસે તેનું ત્રીજું સ્વરૂપ 'પ્યુપા' (Pupa) બને છે. એ પાણીમાં તરે છે. ત્રણ ચાર દીવસમાં તેનું આયુષ્ય પુરૂં થઇ તે ફુટે છે. અને તેમાંથી મચ્છર નીકળે છે. જે હવામાં ઉડી શકે છે. આવી રીતે લગભગ પંદરેક દીવસે એક ઇંડામાંથી નવો મચ્છર તૈયાર થાય છે. અને આ નવાં

મચ્છરમાં જેટલી માદા હોય છે તે પાછી ત્રણ અઠવાડીયાની ઉંમરે ઇંડાં મુકવાને લાયક થઇ જાય છે. આવી રીતે મચ્છરો જ્યાં પાણીનાં ખાબોચીયાં ભર્યાં હોય છે ત્યાં વધ્યા જ કરે છે.

આમ તૈયાર થયેલ મચ્છરમાં મુખ્યત્વે બે જાત છે: (૧) ક્યુલેક્સ (culex) (૨) એનોફીલીસ (Anopheles) અને (૩) સ્ટેગોમીયા (Stegomia) પણ સ્ટેગોમીયા મચ્છર માત્ર પીળા તાવના જંતુઓનો વાહક હોવાથી તે હીંદની દ્રષ્ટીએ એટલો અગત્યનો નથી તે બન્નેમાં નીચે પ્રમાણે તફાવત હોય છે. બારીકાઇથી જોનાર આ તફાવતથી મચ્છરને ઓળખી શકે છે.

### (૧) ક્યુલેક્સ.

(૧) ઇંડાં હોડી આકારમાં, કાળી માટી જેવાં, મોટા જથ્થામાં તરે છે.
(૨) લાર્વા માથું નીચું રાખી તરે છે.
(૩) લાર્વા લાંબી નળીઓ વાટે શ્વાસ લે છે.
(૪) તેને ઇજા થાય ત્યારે અનીયમીત રીતે માથું આગળ રાખી મરોડ ખાય છે.
(૫) મસ્તક મોટું તથા શરીરનાં જેવાં રંગનું હોય છે.
(૬) મચ્છર શરીરે ભરેલું જણાય છે.
(૭) માદાની ચેલ્પી સુંઢથી ઘણી ટુંકી હોય છે.
(૮) ભીંત ઉપર બેસે છે ત્યારે શરીર ભીંતને સમાંતર (Parallel) હોય છે.
(૯) માથું વાંકુ અને શરીર ખુંધવાળું જણાય છે.
(૧૦) સુંઢ વાંકી રાખે છે.
(૧૧) પાંખ લીલા કાળા રંગની એક સરખી હોય છે.
(૧૨) ગણગણે છે.
(૧૩) કરડવાથી વેદના થાય છે.
(૧૪) લાર્વા ગમે તેવા ગંદા કે સારા પાણીમાં મળી આવે છે.

### (૨) એનોફીલીસ.

(૧) એક અથવા બે ત્રણ ભેગા રહે છે.
(૨) લાર્વા સપાટ તરે છે.
(૩) લાર્વા પેટની તળેના છીદ્ર વાટે શ્વાસ લે છે.
(૪) પાછળ હઠતું જાય છે.
(૫) માથું ન્હાનું તથા કાળું હોય છે.
(૬) મચ્છરનું શરીર નાનું હોય છે પણ પગ લાંબા હોય છે.
(૭ માદાની ચેલ્પી સુંઢ જેવડી લાંબી હોય છે.
(૮) શરીર ભીંતથી વેગળે ઉભી રેખામાં (At Right angle) રહે છે.
(૯) માથું શરીરની સીધી લીટીમાં રાખે છે.
(૧૦) સુંઢ માથા સાથે સીધી લીટીમાં રાખે છે.
(૧૧) પાંખ ફીકા રંગની, અને આગલી કોરે કાળા ડાઘાવાળી હોય છે.
(૧૨) ગણગણાટ કરતું નથી.
(૧૩) કરડ જણાતો નથી.
(૧૪) લાર્વા ઘણું કરીને સ્વચ્છ પાણીમાં અથવા તો લીલા પીળા પાણીમાં વસે છે.

## મલેરીઆનો મચ્છર

આ બે જાતમાંથી બીજી જાત એટલે કે એનોફીલીસ મચ્છર માણસમાં મલેરીયાનો તાવ ફેલાવે છે. મચ્છરમાં પણ નર અને માદા હોય છે. માદાને લોહીનો શોખ હોય છે, અને તે જ મેલેરીયા જંતુનું વાહક છે તથા ફેલાવે છે. નર ઘણે ભાગે વનસ્પતી આહાર કરે છે. નર અને માદાની સુંઢમાં જ ફરક હોય છે; અને માદાની સુંઢ દંશ કરી

શકે તેવી તીક્ષ્ણ હોય છે. તેની સુંઢના ૭ ભાગ જણાય છે. (૧) "લેબ્રમ" તે અંતર્ગોળ અને છેડે ભાલા જેવા હોય છે; (૨) 'હાઇપો ફેરીંક્સ' તે પોકળ સોય જેવા હોય છે, તેના પોલાણમાં થઇને થુંક દંશમાં ઉતરે છે. અને તે લેબ્રમ સાથે જોડાય એટલે એક નળી જેવા આકાર બને છે. તે રસ્તે દંશમાંથી લોહી મચ્છરના પેટમાં જાય છે; (૩-૪) બે 'મેંડીબલ' હોય છે. તેના છેડા અણીદાર હોય છે; અને (૫-૬) બે 'મેક્ષીલ્લી' હોય છે. તેના છેડા સુક્ષ્મ દાંતવાળા હોય છે. કરડતી વખતે એ છ ભાગની સુંઢ બની જઇને સાતમા "લેબીયમ"ના અંતર્ગોળ ભાગમાં બેસે છે. લેબીયમને ચામડી ઉપર ટેકવી મચ્છર પોતાની સુંઢ માણસના કે જાનવરના શરીરમાં ભોંકે છે. ભોંકતી વેળા લોહીને ચુસે છે. તે જ સમયે થુંક રૂપી વીષ તે જખમમાં રેડે છે. એ વીષને લીધે જ જખમમાં બળતરા થાય છે તથા દંશને સ્થળે ઢીમણું થઇ આવે છે.

સુંઢ ઉપરાંત મચ્છરના મસ્તક ઉપર બે આંખ, તથા બે 'એન્ટીની અને બે "પેલ્પી" હોય છે. બે પેલ્પી અને બે એન્ટીની ઉપર થોડા. ઘણા રૂવાંટા જેવા વાળ હોય છે.

આ બધા અવયવો માદામાં હોય છે અને તે નરી આંખે જોઇ શકાતા નથી. પણ સુક્ષ્મદર્શક યંત્રથી તે ભાગો સ્પષ્ટપણે જોઇ શકાય છે. નરની સુંઢ માદાની સુંઢ જેવી ધારવાળી ને અણીદાર હોતી નથી. તે બુઠી હોય છે. તે વનસ્પતીમાંથી રસ ચુસે છે. તેને "મેંડીબલ" હોતા નથી. અને તેના પેલ્પીના છેડા બહુ કેશમય હોય છે.

ઘણા જુના જમાનાથી એવું માનવામાં આવતું હતું કે મચ્છરના કરડવાથી મેલેરીયા તાવ આવે છે. પણ મચ્છરના કરડવાથી માણસના શરીરમાં શા શા ફેરફાર થાય છે અને શી રીતે તાવ આવે છે તે વીષે લગભગ ઓગણીસમી સદીના અંત સુધી વીજ્ઞાનશાસ્ત્રીઓ એક મતે કાંઇ કહી શકતા નહોતા.

૧૮૮૦ ના નવેમ્બર માસની ૬ ઠ્ઠી તારીખે ડૉ. લેવન, (Lavean) જેઓ ફ્રેન્ચ લશ્કરના સર્જન તરીખે અલજીરીયામાં કામ કરતા હતા, તેણે સુક્ષ્મદર્શક યંત્રની મદદથી શોધી કાઢ્યું કે મેલેરીયાના તાવથી પીડાતા દરદીના લોહીમાં જીવતાં જંતુઓ હોય છે. પોતાની આ શોધના ખબર તેણે પેરીસના શોધખોળ મંડળને મોકલ્યા; પણ ત્યાં તેનો પુરતો સ્વીકાર કરવામાં આવ્યો નહીં. ત્યારબાદ લગભગ પાંચ વર્ષે મેલેરીયા તાવ માટે નામચીન થયેલ પ્રદેશ ઇટલીના એક પેથોલોજીસ્ટ ડૉ૦ લેવનના મતને મળતો થયો; અને તેણે તે સુક્ષ્મ જંતુઓ માણસના લોહીની અંદર શું શું કરે છે તેના અનેક પ્રયોગો કર્યા. ત્યારબાદ તો ઘણા ડોક્ટરો તે વાતને ખરી માનવા લાગ્યા અને લગભગ ૧૯ મી સદીના અંતમાં સર્વાનુમતે એવું ઠરાવવામાં આવ્યું કે મેલેરીયાના દરદીના લોહીમાં અમુક પ્રકારના જંતુઓ હોય છે; અને વીશેષમાં એમ પણ માનવામાં આવ્યું કે દહાડીઓ, એકાંતરીઓ, તરીયો તથા ચોથીઓ એમ દરેક તાવના જુદા જુદા જંતુઓ હોય છે.

પણ આટલી શોધથી જ માત્ર વીજ્ઞાનશાસ્ત્રીઓના, મેલેરીયા તાવ શાથી આવે છે, તે વીષેના પ્રયોગો પુરા નથી થતા. આટલું જ્ઞાન તો માત્ર હજુ પારોશમાં પહેલી પુણી જેટલું કહી શકાય. એ જંતુઓ માણસના શરીરમાં ક્યાંથી આવ્યાં તેના પોષણ માટે કઇ વસ્તુ જરૂરની છે? વગેરે વગેરે ઘણી બાબતોની શોધખોળ કરવી હજુ બાકી હતી.

ત્યાર પછીના ડૉકટરોએ શોધખોળ કરી એમ ઠરાવ્યું કે 'મેલેરીયાનો તાવ એક માણસથી બીજા માણસને પરબારો' લાગુ પડી શકતો નથી. પણ મેલેરીયાના દરદીના લોહીની અંદર મેલેરીયાના જે સુક્ષ્મ જંતુઓ છે તે એનોફીલીસ નામનો મચ્છર કરડવાથી થાય છે તે તેના શરીરમાં દાખલ થાય; અને ત્યાં કાંઇ પરીપક્વતા મેળવ્યા બાદ જો તે મચ્છર તંદુરસ્ત માણસને કરડે તો તે માણસ થોડા રોજમાં મેલેરીયા તાવનો ભોગ થઇ પડે. જ્યારે એનોફીલીસ મચ્છર મેલેરીયાના દરદીને કરડે છે ત્યારે તે લોહી સાથે મેલેરીયાના જંતુને પોતાના પેટમાં દાખલ કરે છે. ત્યાં ફેરફાર થઇને થોડા દીવસમાં તે મચ્છરની હોજરીમાંથી બહાર પડે છે. મચ્છરના શરીરના રસમાં તે ફેલાય છે ત્યારે તે સુક્ષ્મ તંતુવત્ હોય છે. આવો મચ્છર જ્યારે બીજા આદમીને કરડે છે ત્યારે મચ્છરની સુંઢ મારફત તે થુંક જંતુઓ સહીત તંદુરસ્ત માણસના શરીરમાં દાખલ થાય છે. અને ઉપર કહ્યા પ્રમાણે થોડા રોજમાં તે માણસને મેલેરીયા તાવ આવે છે.

એનોફીલીસ મચ્છર તંદુરસ્ત માણસના શરીરમાં મેલેરીયાના જંતુઓ પોતાના થુંક મારફત દાખલ કરે છે તે પ્રયોગોથી પુરવાર કરવા માટે ૧૯૦૦ ની સાલમાં લંડનના બે પ્રખ્યાત ડૉકટરો–ડૉ. સેમબોન (Sambon) અને ડૉ. લો (Low)–પોતાની સાથે બે ત્રણ માણસોને લઇને રોમની પાસેના એક ગામડામાં, કે જે ગામ મેલેરીયાના તાવ માટે ખુબ જ જાણીતું હતું. ત્યાં મેલેરીયાની ઋતુની શરૂઆતથી જઇને વસ્યા. તેઓ પોતાની પહેલાના શોધખોળ કરનારાઓની પ્રયોગોથી જાણતા હતા કે એનોફીલીસ મચ્છર માણસને રાતે જ કરડે છે. દીવસના તો તે મચ્છર અંધારાવાળી અને ઠંડી જગ્યામાં ભરાઇ બેસે છે. આથી તે બધા સુર્યાસ્તથી તે સુર્યોદય સુધી પોતે ખાસ તૈયાર કરેલ ઝુંપડીમાં રહેતા હતા. આ ઝુંપડીના બારી બારણુ ને મચ્છર દાખલ ન થઇ શકે તેવી જાળી જડવામાં આવી હતી. આવી રીતે તેઓ બધાં ત્યાં ચાર માસ રહ્યા; પણ તેમાંથી કોઇને તાવ આવ્યો નહી. જ્યારે તેની પાડોશમાં રહેનારામાંથી લગભગ બધા મેલેરીયાના તાવના ભોગ થઇ પડયા હતા. વળી આ બન્ને ડૉકટરોએ તે જગ્યાથી એનોફીલીસ મચ્છર પકડીને લંડન મોકલ્યા, અને ત્યાં જે જે માણસોને તે મચ્છર કરડાવવામાં આવ્યા તે બધાને તાવ આવ્યો. આ અને આવા બીજા ઘણા પ્રયોગોથી સર્વાનુમતે એમ ઠરાવવ.માં આવ્યું કે એનોફીલીસ મચ્છર જો માણસને કરડે તો તે માણસને મેલેરીયા તાવ આવે.

એનોફીલીસ મચ્છર પોતાના દંશ વાટે માણસના શરીરમાં મેલેરીયાના જંતુઓ દાખલ કરે છે. તે જંતુઓ માણસના શરીરમાં દાખલ થયા પછી તે માણસના લોહીમાં મળે છે અને તેની અંદર હાલે ચાલે છે. ધીમે ધીમે તે કાળો રંગ ધારણ કરે છે, અને તે રંગના બે ત્રણ જગ્યા દેખાય છે. ત્યારબાદ તે ફુલની પાખડી જેવું રૂપ ધારણ કરે છે. ધીમે ધીમે તેમાંથી જુદા ગોળ દાણા થાય છે અને છેવટે તે રક્તકણ ફુટીને નાશ પામે છે ત્યારે જંતુઓ લોહીમાં છુટા પડે છે. આ પ્રમાણે જ્યારે સંખ્યાબંધ રક્તકણ ફુટવાનો વખત આવે છે તે સમયે ટાઢ વાઇને તાવ ચડે છે. રક્તમાં છુટા પડેલા જંતુઓ બીજા રક્તકણને વળગી તેમાં દાખલ થઇ ચોકસ મુદતે પાછા પરીપક્વ થઇને રક્તકણનો નાશ કરે છે, તે વખત ફરી તાવ

આવે છે: એ પ્રમાણે આગળ કહ્યા પ્રમાણે દૈનીક, એકાંતરા અને તરીયા તાવના જુદા જુદા જંતુ હોય છે. અને જે તાવના જંતુઓ શરીરમાં હોય તે જાતનો તાવ તેટલી મુદતે આવે છે. જો શરીરમાં દૈનીક તાવના જંતુઓ હોય તો દર ચોવીસ કલાકે તાવ પાછો આવી પહોંચે છે. તેવી જ રીતે એકાંતરો અને તરીઓ તાવ આવે છે.

## મેલેરીઆનાં ચીન્હ

મેલેરીઆના તાવના દરદીને ત્રણ સ્થીતીમાંથી પસાર થવું પડે છે: પહેલાં ટાઢ આવે છે. પછી તાવ આવે છે અને છેવટે પરસેવો વળી તાવ ઉતરી જાય છે. તાવ આવવા પહેલાં કેટલીકવાર તેના પુર્વ લક્ષણ માલમ પડે છે; જેમકે અંગ ભાંગે છે, બગાસાં આવે છે, બેચેનીપણુ રહે છે, કમર દુ;ખે છે, બેસવું કે કામ કરવું ગમતું નથી; પથારીમાં પડયા રહેવાની ઇચ્છા થાય છે, કેટલીકવાર આવાં પુર્વ લક્ષણ વગર પણ તાવ એકાએક આવે છે, પહેલા થોડી ટાઢ વાય છે, તેથી દરદી કાંઇ ઓઢીને પડે છે, એટલામાં ટાઢનું જોસ વધે છે. દરદી ટુંટીયાં વાળીને પડી રહે છે. આવે વખતે તેને એક પછી એક ગોદડાં ઓઢાડવામાં આવે છે. દરદી અંદરથી ધ્રુજે છે. તેના રૂવાંટાં ઉભાં થાય છે. મોઢેથી સુસવાટી નીકળે છે, દાંત કડકડે છે, તથા ચહેરો ઉતરી જાય છે કોઇને આવી સખ્ત ટાઢ ન આવતાં થોડી આવે છે. ટાઢ અર્ધા કલાકથી તે ત્રણ ચાર કલાક સુધી રહી શમી જાય છે અને પછી ગરમીનું જોર વધે છે. અને દરદીને ૧૦૨ થી ૧૦૫ ડીગ્રી સુધી તાવ આવે છે. તાવનું જોર વધે છે ત્યારે દરદી ઓઢેલાં બધાં ગોદડાં ફેંકી દે છે. તેની ચામડી કોરી તથા ગરમ લાગે છે. આંખો બળે છે અને માથું ફાટાફાટ દુઃખે છે. તાવને લીધે પથારીમાં સ્થીર પડયા રહેવું દરદીને ગમતું નથી પણ તે આમથી તેમ તરફડીયાં મારે છે. તેની નાડ ઝડપથી ચાલે છે. શ્વાસોશ્વાસ પણ તીવ્ર બને છે. તરસ ઘણી લાગે છે. વારંવાર પાણી પીવાથી પણ તેની તૃષા શાન્ત થતી નથી. પેશાબ થોડો, લાલ, તથા બહુ ક્ષારવાળો ઉતરે છે. ઓકારી તથા ઉલટી થાય છે. તાવમાં કેટલાયને ભ્રમ થાય છે, અને તેથી તેઓ બકે છે. અથવા તો પથારીમાંથી ઉઠી નાસવાનો પ્રયત્ન કરે છે. ત્રણ ચારથી તે દશ બાર કલાક સુધી આવો તાવ રહી છેવટ પરસેવો વળી તાવ ઉતરી જાય છે. પહેલાં કપાળ, ચહેરો અને છાતી ઉપર પરસેવો વળે છે અને પછી આખા શરીર ઉપર જણાય છે. પરસેવો આવ્યા બાદ તાવ ઉતરી જાય છે. અને દરદીની નાડ તથા શ્વાસોશ્વાસ નીયમીત થઇ જાય છે. જો લાંબા વખતનો તાવ ન હોય તો દરદીને તાવ ઉતરી ગયા પછી બહુ નબળાઇ જણાતી નથી.

દૈનીક તાવ સાધારણ રીતે સવારના આવે છે. એકાંતરો તાવ મધ્યાનની આસપાસ આવે છે અને તરીઓ તાવ બપોરના આવે છે. એકાંતરા તાવના દરદીને ટાઢ થોડા વખત માટે આવે છે જ્યારે તાવ વધારે વખત રહે છે. તરીઆ તાવવાળાને ટાઢ જાજો વખત રહે છે અને તાવ થોડા વખત રહે છે. મેલેરીયાનો તાવ મોટે ભાગે મધરાતે ઉતરી જાય છે અને કોઇક દાખલામાં તે પરોઢીએ ઉતરે છે.

## સારવાર માટે સુચન

મેલેરીયાના તાવના દરદીએ અથવા તેની સારવાર કરનારે નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ.

(૧) તાવના દરદીએ ઉનું કરેલું પાણી પીવું.

(૨) દરદીને માત્ર પ્રવાહી જ ખોરાક આપવો.

(૩) જ્યારે સખ્ત ટાઢ આવે ત્યારે ગરમ કપડાં ઓઢવાં, ગરમ ચા પીવો, હાથ-પગને ગરમ પાણીથી ભરેલ શીશીઓથી અથવા તો કોથળીથી ગરમી આપવી.

(૪) દરદીનું માથું દુઃખે તો માથા ઉપર કોલનવોટરનાં અથવા તો ગુલાબજળનાં પોતાં મુકવાં. જો માથું ખુબ જ દુઃખતું હોય તો માથા ઉપર થોડો વખત ટાઢું પાણી રેડવું.

(૫) બરાબરનો તાવ આવે અને ટાઢ ઓછી થાય ત્યારે શરીર ઉપરનાં વસ્ત્રો કમી કરવાં.

(૬) પંખાથી દરદીને થોડો થોડો પવન નાંખવો અને જો શરીરમાં ઘણી બળતરા થતી હોય તો વાદળી વતી ઠંડું પાણી શરીર ઉપર લગાડવું.

(૭) ઉલટી થાય અથવા તૃષા લાગે તો બરફ, સોડાવૉટર, તેમ જ લેમોનેડ કે લીંબુનું, દ્રાક્ષનું અથવા તો દાડમનું સરબત પાવું.

(૮) પરસેવો થાય તેવી દવા પાવી.

(૯) પરસેવો વળવા લાગે એટલે પવન બંધ કરવો, અને એકાદ વસ્ત્ર ઓઢાડી પરસેવો વળવા દેવો.

(૧૦) તાવ ઉતરી ગયા પછી અને તે પાછો ન આવે એટલા માટે દરદીને થોડા રોજ ક્વીનાઈન આપવું.

આપણે અગાઉ જોઇ ગયા કે એનોફીલીસ મચ્છરના કરડવાથી માણસને તાવ આવે છે, ત્યારે હવે દરેક માણસની અને મ્યુનીસીપાલીટીઓની એ ફરજ થઇ પડે છે કે મચ્છરોના ઉત્પન્નને અટકાવવું તેમજ માણસને મચ્છર ન કરડે તે દષ્ટીએ પણ પગલાં લેવાની જરર છે.

### (અ) મચ્છર ન કરડે તેવી દવાઓઃ—

કેટલીએક દવાઓ એવી છે કે જે શરીરના ઉઘાડા ભાગ ઉપર ચોપડવામાં આવે તો તેની ગંધથી મચ્છરો દુર રહે છે, અને માણસોને કરડતા નથી. પરંતુ કમનશીબે આ બધી દવાઓની અસર લાંબો વખત (આખી રાત) સુધી રહેતી નથી. તેમ છતાં નીચેની દવાઓ ચોપડવાથી મચ્છરના કરડથી બચી શકાશેઃ—

(૧) સીટ્રોનેલાનું તેલ (Oil of citronella) શરીરના ઉઘાડા ભાગ ઉપર ચોપડવાથી મચ્છર તેની ગંધને લીધે દુર ભાગે છે.

(૨) નીચેનું પ્રવાહી તૈયાર કરો હાથપગ ને મ્હોં ઉપર સ્પંજ ચોપડી, અગર તો ઓશીકા કે પથારી ઉપર નાંખી, અથવા તો એકાદ રૂમાલમાં છાંટી તે રૂમાલને પલંગ કે પથારી ઉપર ટાંગવાથી મચ્છર હેરાન કરતા નથીઃ—

| | |
|---|---|
| સીટ્રોનેલા તેલ | ૧ ઔંસ |
| કપુરનો અર્ક (Spt of Camphor) | ૧ ,, |
| સીડરનું તેલ (Oil of Cedar) | ½ ,, |

(૩) પીપરમીંટનું તેલ અથવા તો લીંબુનો રસ પણ શરીરના ઉઘાડા ભાગોને ચોપડવાથી પણ મચ્છર દુર રહે છે.

(૪) એરંડીઉં તેલ (castor oil) ૧ ઔંસ
સ્પીરીટ (Alcohal) ૧ ,,
લવંડરનું તેલ (oil of Lawndar) ૧ ,,
સમભાગે આ ત્રણે મેળવી ઉપરની રીતો મુજબ ચોપડવાથી મચ્છર દુર રહે છે.

(૫) કેટલાંક માણસોને સીટ્રોનેલા તેલની વાસ ગમતી નથી તેણે તે વાસ ઓછી કરવા માટે નીચે પ્રમાણે કરવું:

સાઈટ્રોનલા તેલ ૧ ઔંસ
લીક્વીડપેરેફીન વ્હાઇટઓઇલ ૪ ,,

(૬) પોટાશીયમ સલ્ફેઇટનું પાંચ ટકાનું પાણી શરીર ઉપર ચોપડવાથી પણ મચ્છરને દુર રાખી શકાય છે.

## (બ) રંગો

કેટલાક એવા રંગો છે કે જે મચ્છરોને ગમે છે. જ્યારે બીજા રંગો તેને બીલકુલ પસંદ પડતા નથી. વીજ્ઞાનશાસ્ત્રીઓએ ઘણા અખતરા પછી મચ્છરને કયા રંગ ઉપર કેટલો પ્રેમ છે તે શોધી કાઢ્યું છે. આ રહ્યા તે આંકડાઃ

| | | |
|---|---|---|
| જાંબલી | રંગ | ૧૦૦ ટકા |
| લીલો | ,, | ૭ ,, |
| આસમાની | ,, | ૬ ,, |
| સફેદ | ,, | ૫ ,, |
| આછોપીળો | ,, | ૩ ,, |
| નારંગી | ,, | ૧ ,, |
| પાકોપીળો | ,, | ૦ ,, |

ઉપરના આંકડા ઉપરથી જણાશે કે મચ્છરને જાંબલી રંગ ખુબ જ પસંદ છે જ્યારે પાકો પીળો રંગ તેનો દુશ્મન છે. મકાનના રંગ કરનારાઓ આ વાત ધ્યાનમાં લેશે કે ? બારી બારણાને પડદા રાખનારાઓ પણ જો પડદનો રંગ પાકો પીળો રાખશે તો મચ્છર મકાનમાં પ્રવેશ નહી કરી શકે.

## (ક) મચ્છરદાની

મચ્છરને દુર રાખવાને માટે બીજો સહેલો ઉપાય મચ્છરદાની છે. આવી મચ્છરદાની ગોળ ઢમની કરી પથારી ઉપર ટાંગી શકાય છે, અગર પલંગ ઉપર ચાંચડો ઉભો કરી ફરતી બાંધી શકાય છે. મચ્છરદાનીનું કપડું લેવા જનારે કપડાંનાં છીદ્રો જોવાં જોઇએ. જો એક ઇંચમાં પંદરથી ઓછાં છીદ્રો હોય તો તે કપડું પસંદ ન કરવું જોઇએ કારણ કે તેવાં છીદ્રોમાંથી મચ્છર અંદર પ્રવેશ કરી ઉંઘનારને શાન્તીને બદલે વધારે હેરાન કરે છે. બારી બારણાને ઝીણી જાળી જડવી અને સાંજે રે જ ઓરડા સાફ કરી બંધ કરી દેવાથી પણ મચ્છરોને દુર રાખી શકાય છે. અલબત્ત આવું ખર્ચ તો પૈસાદાર માણસોને પોસાય. પણ મચ્છરદાની એવો ખર્ચાળ ઉપાય નથી.

## (ડ) ધુમાડી

જે સુવાનાં ઓરડાઓ હોય તેને સાંજને સમયે બંધ કરી તેમાં ધુમાડી કરવાથી મચ્છરોનો નાશ થાય છે. ધુમાડી માટે ઇનસેલ્ટ પાઉડર (Inselt Powder) ઉત્તમ ગણાય છે. તે સીવાય ગંધકની ધુમાડી પણ ઠીક અસર કરે છે. ધંતુરાના પાનની ધુમાડી પણ કરી જોવા જેવી છે. ધંતુરા સાથે સુરોખાર નાંખવાથી વધારે અસર થાય છે.

## (ઇ) ઘાસતેલ

જે પાણીનાં ખાબોચીયાં કે કુંડમાં મચ્છરનાં ઇંડાં વગેરે હોય તે પાણી ઉપર હલકું ઘાસતેલ રેડવાથી તે તેલ પાણી ઉપર તરે છે. ઇંડાંમાંથી મચ્છર થતાં તે પાણીની બહાર તેલની તરને લીધે ઉડી શકતાં નથી. ઘણી વખત આવા તેલને ચીકટ કરવા માટે તેમાં સાબુ મેળવવામાં આવે છે. આ પ્રયોગ દર અઠવાડીયે કરવો જોઇએ, એટલે કે દર અઠવાડીયે પાણીનાં ખાબોચીયામાં તેલ નાંખવું જોઇએ.

લશ્કરશાહીમાં. તે ન્યાય માટે અણનમ લડે છે. પ્રજાસમુહનો ન્હાનકડો વર્ગ વીશાળ જનતા ઉપર રાજકીય શાસન કરે એવા સીદ્ધાંતનું તે પ્રખર વીરોધી છે. સ્વાભાવીક રીતે જ રૂશીયા એશીયા સાથે સંબંધ સ્થાપવા ઇચ્છે છે. આથી તો યુરોપના જાતીય સંબંધને તોડવા આજે આ દેશ તત્પર થયો છે. આ નવા સીદ્ધાંતમાં રૂશીયા સફળ થશે એવી શંકાથી તો યુરોપના અન્ય રાજ્યો રૂશીયા ઉપર સુધરેલી સંસ્કૃતી સામે બંડ જગાડવાનો આરોપ મુકે છે.

ડૉ. સુન–યાટ–સેનના આ શબ્દો સુચવે છે કે બોલ્શેવીક રાજ્યતંત્ર ઉપર આ નેતાને સંપુર્ણ વીશ્વાસ હતો. કેટલાક એવો આક્ષેપ કરે છે કે અમેરીકા, ઇંગ્લાંડ, ઇટાલી, અને જાપાન પાસે ડૉ. સુન–યાટ–સેને મદદ માટે યાચના કરી હતી. પણ જ્યારે સામ્રાજ્યવાદીઓના બધીર કાનોએ ડૉ. સુન–યાટ–સેનની માંગણી સાંભળવાની પણ ના પાડી, ત્યારે જ ડૉ. સુન રૂશીયા તરફ વળ્યા હતા. પણ આ કથન સત્યથી અતી વેગળું છે. ખરી વસ્તુ તો એ હતી કે વરસેલ્સની સંધી પછી ચીનની આર્થીક ખીલવણીમાં સહાય આપવાને તથા તેનો લાભ લેવાને ડૉ. સેને મુડીવાદની ભુમીકા ઉપર એક યોજના રચી હતી. આ યોજનામાં મદદ કરવા માટે તેમણે જુદા જુદા સરકાર તંત્રો પર પોતાની યાદી મોકલી હતી. પણ મુડીવાદની ભુમીકા ઉપર રચાયેલી, આ આર્થીક ખીલવણીની યોજનામાં સહકાર આપવાને અમેરીકાની સરકારે તો સ્પષ્ટ ના પાડી; ઇટાલીની સરકારે માત્ર આ કાગળની નોંધ લીધી: જ્યારે ઇંગ્લાંડ અને ફ્રાંસે તો તદ્દન અવગણના જ કરી.

## નષ્ટ મોહ

આ પ્રસંગનું સીધું પરીણામ એ આવ્યું કે ડૉ. સુન–યાટ–સેનનો વીદેશી સામ્રાજ્યવાદની સહાયનો મોહ તદ્દન ઓસરી ગયો. તેમની ખાત્રી થઇ ગઇ કે આર્થીક ખીલવણીમાં સહાય આપવાના પ્રશ્ન ઉપર વીદેશીઓ પાસે આશા રાખવી એ આકાશમાં ફુલ વાવવા જેવું છે. આમ સામ્રાજ્યવાદીઓની સહાયનો મોહ ઉતરતાં તેમણે સામ્રાજ્યવાદના કટ્ટા વીરોધક સોવીયેટ ઉપર દ્રષ્ટી કરી. સોવીયેટ સાથે સંબંધ બાંધવાથી ઉપજતા હીત વીશે વીચાર કર્યો. ડૉ. સુન–યાટ–સેનની ખાત્રી થઇ ગઇ કે સામ્રાજ્યવાદ સામેના સંગ્રામમાં રશીયા એકલું જ ચીનની પછવાડે છેક સુધી ઉભું રહેશે.

સોવીયેટની સક્રીય સહાય મેળવવા માટે ડૉ. સુનના વીશ્વાસુ ચાંગ–કૈ–શેકે મોસ્કો તરફ પ્રયાણ કર્યું. લેનીન, ટ્રોટસ્કી, સ્ટેલીન અને ચીચેરીન ઉપર ઓળખાણ પત્રો લઇને આ જુવાન લશ્કરી સેનાપતી મોસ્કો આવ્યો. તેને અનેક કામો સોંપવામાં આવ્યાં હતાં. તેમાંથી એક એ હતું કે સોવીયેટ સાથે લશ્કરી સંબંધ સ્થાપવા માટે મંત્રણા કરવી.

મોસ્કોમાં ચીનની રાજકીય સ્થીતી ઉપર અનેક મંત્રણાઓ થઇ. મોસ્કોના રાજ્યમહેલ ક્રેમલીનમાં ચીનના વીપ્લવની ખુબ ચર્ચા થઇ. અને આ બધી ચર્ચાને પરીણામે ૧૯૨૩ માં કોમરેડ માયકેલ બોરોડીનને કેન્ટન મોકલવાનો નીર્ણય કરવામાં આવ્યો. રૂશીયાના સામ્યવાદી પક્ષની આ પ્રતીભાશાળી વ્યક્તીએ કેન્ટનમાં પગ મુકયો. તે સાથે જ ઇંગ્લાંડની પરદેશ ખાતાની ઓફીસ ખળભળી ઉઠી. અમેરીકાના પરદેશ મંત્રીના કપાળની કરચલીઓ ઉંચે ચઢી ગઇ.

જનપાને પણ વીરોધ જાહેર કર્યો. કેન્ટનમાં ખુલ્લી રીતે માયકેલ ઓરોડીન આવે એ ચીની જનતાનું રક્ત ચુસતા સામ્રાજ્યવાદીઓને જરા ય ગમ્યુ નહીં; પણ તેમનો વીરોધ જરા યે અસરકારક ન નીવડ્યો.

## સક્રીય સહાયની શરૂઆત

પછી તો ચીચરીને સુન-યાટ-સેનને એક ઇંગ્લીશ ભાષામાં પત્ર લખ્યો. આ પત્રમાં આલેખવામાં આવ્યું હતું કે—

'અમો માનીયે છીયે કે કોમીન્ટાંગ પક્ષનો પહેલો આદર્શ એ છે કે પ્રબળ પક્ષની સ્થાપના કરવી. આથી મ્હોટા પાયા ઉપર સંગઠન અને પ્રચાર કરવાની અતી અગત્ય છે. અમો સફળ થયા તેનું મુખ્ય કારણ એ છે કે અમોએ વર્ષો સુધી સામ્યવાદી પક્ષનું સંધાન કર્યું હતું. અને આ સંધટને અમારા શત્રુઓનો નાશ કરવાની શક્તી અમોને આપી હતી. એક લશ્કરી સરમુખત્યાર વચ્ચે અને પ્રજાકીય જનસમુહના પક્ષ કોમીન્ટાંગ વચ્ચે રહેલો ભેદ ચીની જનતાને સુર્યની માફક સ્પષ્ટ થવો જોઇએ.'

## મોસ્કોની મનોદશા

મોસ્કોના મહારથીઓ એમ માનતા કે ચીનના વીપ્લવે બહુ જ ધીમે માર્ગે પ્રગતી કરવી જોઇએ. આકળા લશ્કરવાદથી, કે ઉતાવળાં પગલાંથી આ વીપ્લવને સફળતા મળવી શક્ય નથી. મજબુત પક્ષની સ્થાપનાને તેઓ અતી ઉપયોગી માનતા. આથી તો પક્ષસંધાન માટે તેઓ વારંવાર આદેશ મોકલતા. દરેક તકે સોવીયેટ રાજ્યરીઓએ પ્રજાપક્ષની સ્થાપના ઉપર ખુબ ભાર મુક્યો છે. ૧૯૨૪ની જાનેવારીની સાતમી તારીખે કામરેડ કારાખાને પણ ડૉ. સુન-યાટ-સેનને આ જ શબ્દોમાં સલાહ આપી હતી કે 'તમારા પક્ષનુ મુખ્ય કામ તો અગણીત ચીની જનતાને તમારા વાવટા નીચે એકત્ર કરવાનું છે. **લશ્કરને હાર આપી શકાય. પક્ષને નહી.**' કારાખાનના છેલ્લા શબ્દો મોસ્કોના માનસના સારા સુચક છે.

## ઓરોડીનનાં પગલાં પછી—

૧૯૨૩ ના સપ્ટેમ્બરમાં માયકેલ ઓરોડીને કેન્ટનના શહેરમાં પ્રવેશ કર્યો. બહુ જ થોડા વખતમાં કોમીન્ટાંગ પક્ષનો તે એક અગ્રણી બની ગયો. અને તેના નેતૃત્વ નીચે પક્ષસંધઠનનું પ્રચંડ કામ શરૂ થયું.

ઓરોડીને શરૂઆતથી કોમીન્ટાંગ પક્ષમાં કડક નીયમનની શરૂઆત કરી દીધી; તરત જ કોમીન્ટાંગ પક્ષના આદર્શોમાં અવીશ્વાસ કે શ્રદ્ધા નહીં ધરાવતી વ્યક્તીઓને રજા આપવામાં આવી; તેમ જ કોમીન્ટાંગ પક્ષને જનતાનો પક્ષ બનાવવા માટે નવો પોગ્રામ રચવામાં આવ્યો.

૧૯૨૪ માં કોમીન્ટાંગ પક્ષની પહેલી પરીષદ મળી. અને ઓરોડીને લખેલા પ્રાથમીક સીદ્ધાંતોનો સ્વીકાર કરવામાં આવ્યો. આધુનીક મુડીવાદી સામ્રાજ્ય વીરોધક સીદ્ધાંતો ઉપર આખો યે પ્રોગ્રામ ઉભો કરવામાં આવ્યો હતો.

આ પ્રોગ્રામની મુખ્ય ભુમીકા એ હતી કે સરકારતંત્ર આખું યે કોમીન્ટાંગ પક્ષના હાથમાં મુકવું જોઇએ. વ્યક્તીગત મતાધીકાર વડે ચુંટણી કરવાનો આદર્શ તેણે સ્થાપ્યો હતો, એટલું જ નહીં પણ ચુંટણી સાથે સંકળાયેલી અપુર્ણતાઓને દુર કરવા માટે રેફરેન્ડમ, રીકાલ (પાછા બોલાવવાની સત્તા) વીગેરે વસ્તુઓને પણ અંદર સમાવી દેવામાં આવી હતી. આ સાથે કામદારો માટે એક જુદો ધારો ઘડવામાં આવ્યો હતો. તેમ જ ખેડુતોને માટે ખાસ રાહત આપવામાં

આવી હતી. જમીનદારોને જમીનની કીંમત ઉપર કર લેવાનો સીદ્ધાંતનો સ્વીકાર કરવામાં આવ્યો હતો.

સમાજવાદ કે સામ્યવાદના સીદ્ધાંતોને આણ્યા વગર માયકલ બોરોડીને ચીનના માટે આધુનીક મુડીવાદી લોકશાસનની તે ક્ષણે હીમાયત કરી હતી. અને ઉપલા આર્થીક વીધાનોને નવા સરકાર તંત્રના મુખ્ય પાયા તરીકે તેણે સ્થાપ્યાં હતાં. થોડા સુધારા સાથે માયકલ બોરોડીને લખેલા સીદ્ધાંતો કોમીન્ટાંગ પક્ષના આંદર્શ તરીકે મુકવામાં આવ્યા. અને પછી પક્ષ-સંઘટનનો વેગ સપાટાબંધ વધવા લાગ્યો. કામદારોના ટોળે ટોળાં કોમીન્ટાંગનો વાવટો ફરકાવવા લાગ્યાં. ખેડુતોના ઘરો ઉપર કોમીન્ટાંગ વાવટો ઉડવા લાગ્યો. એટલું જ નહીં પણ વેપારીઓ પણ નવા પ્રોગ્રામથી આકર્ષાઈને આ વાવટા નીચે એકત્ર થવા લાગ્યા. કોમીન્ટાંગનો વીજયડંકો જોરશોરથી વાગવા લાગ્યો. વેમ્પેઆમાં કોમીન્ટાંગ લશ્કરના પડઘમનો અવાજ દરેક પળે વધતો જ ગયો, હજારો યુવાનો આ આદર્શોનાં સંરક્ષણ માટે લશ્કરી તાલીમ લેવા લાગ્યા. લાખ્ખો ખેડુતો અને કામદારો ચીનના આ વીપ્લવીપક્ષના સંરક્ષણ માટે સૈન્યમાં જોડાયા. વેમ્પોઆમાં નવી ભાવનાવાળું નવું લશ્કર ઉભું થયું. કેન્ટન પ્રાંતમાં પરીવર્તને પગલાં મુકયાં. વીપ્લવી વીદ્યાર્થીઓ અને વીદ્યાર્થીનીઓએ ગામડે ગામડે ઘુમી કોમીન્ટાંગનો સંદેશો પહોંચાડયો. પ્રજાસત્તાકની હાકલના પડછંદા દરેક ગામડે સંભળાયા.

પક્ષસંઘટન સાથે વીરોધીઓનું બળ પણ વધવા લાગ્યું. દક્ષીણ ચીનમાં પ્રસરેલી રાજકીય જાગૃતીથી કેટલાક ગભરાઇ ગયા. સંપત્તીવાન સમુદાયે તેનો ખુલ્લો પ્રતીકાર કર્યો. કેન્ટનમાં આ ધનીકોએ પ્રજાસમુહનું શાસન સ્વીકારવાની ના પાડી. આથી ધનીકોને શીક્ષા કરવા માટે ડૉ. સુને ત્રણ જણની કમીટી નીમી આ કમીટીમાં ચાંગ-કૈ-શેક, બોરોડીન અને વેંગ-ચાઇ-વાઇ સભ્ય હતા. આ કમીટીએ એકાએક હલ્લો કરવાનો નીરધાર કર્યો, તોપો સાથે તેઓ શ્રીમંતોના નીવાસ ભણી વળ્યા. શ્રીમંતોએ પ્રજાસમુહના લશ્કરને રાયફલોથી રોકવાનો યત્ન કર્યો. તોપોની ગર્જના શરૂ થઇ. શ્રીમંતોના આવાસો કડકડ તુટવા લાગ્યા. થોડીક ક્ષણમાં આગ અને અંધાધુંધી મચી રહી. એક દીવસની લડાઇ પછી શ્રીમંતો શરણે આવ્યા. કેન્ટન પર કુમીન્ટાંગનો વીપ્લવી વાવટો ચઢયો. પ્રજાસમુહનાં શાસન સ્વીકારવાની તેમને ફરજ પડી. શ્રીમંતોની ઉપર થયેલા આ ખુનખાર હુમલાએ તેમની રાજકીય સત્તા તોડી નાખી. ત્યાર પછી તો કોમીન્ટાંગની રાજકીય પ્રવૃત્તીનો પારો (Tempo) અતી વેગથી ઉંચે ચઢવા લાગ્યો. પાસે પડેલા વીરોધી યુનેનીસ લશ્કર ઉપર હુમલો કરવાનો નીર્ણય કરી, વેમ્પોઆમા તાલીમ પામેલા વીપ્લવી લશ્કરે તે તરફ પ્રસ્થાન કર્યું. આ સુંદર લશ્કરે યુનન સૈન્યના ખુબ જ સરળતાથી કટકા કરી નાખ્યા. એક ક્ષણ વારમાં વીપ્લવી સૈન્યની આગળ આ ભાહુતી સૈન્ય નાસવા લાગ્યું ઘડીભર બોરોડીનને લાગ્યું કે આ વેગથી જો ચળવળ આગળ ચાલશે તો બે એક વર્ષમાં પેકીંગ પહોંચી શકાશે.

## મહાન હડતાલ

આ વર્ષોમાં એક બીજી વસ્તુએ પણ વીપ્લવ ચળવળને ખુબ જોર આપ્યું. શાંઘાઇમાં વીદ્યાર્થીઓના સરઘસ ઉપર બ્રીટીશ સૈનીકોએ ગોળીબાર કર્યો હતો. આ ગોળીબારથી સાત જણ મરણ પામ્યા

હતા. પણ આ નીષ્ઠુર અને ક્રુર ગોળીબારથી ચીની જનતાનું રક્ત એકદમ ઉકળી ગયું. સારા યે ચીનમાં સામાન્ય હડતાલો પડી. આખા યે પ્રદેશ પર બ્રીટીશ વીરોધી દેખાવો કરવામાં આવ્યા. પ્રજાનો ક્રોધાગ્ની ભભુકી નીકળતાં દરેક શહેરે શહેરે, અને ગામડે ગામડે સરઘસો અને સભાઓ ગોઠવાઇ. આ વખતે કેન્ટનમાં ત્રણ દીવસની હડતાલ જાહેર કરવામાં આવી. આ હડતાલમાં લાખ્ખો કામદારો જોડાયા હતા. આ એડુતો અને કામદારોના સરઘસો ઉપર બ્રીટીશ મનવારમાંથી ગોળીઓ છોડવામાં આવી. બ્રીટીશરો કહે છે કે સરઘસમાંથી પહેલા કોઇએ ગોળી છોડી હતી. આથી લગભગ ૩૭ જેટલા જનસમુદાયની આહુતી અપાઇ. વેરની આગ ભભુકી ઉઠી. જનતાએ હોંગકોંગના બ્રીટીશ મથક ઉપર હડતાલ પાડવાનો નીરધાર કર્યો.

ચીનમાં પડેલી આવી મહાન રાજકીય હડતાલ આ પહેલી જ હતી. બ્રીટીશોના અત્યાચારી વર્તન સામે જનતાનો વીરોધ જાહેર કરવા માટે લાખ જેટલા કામદારોએ પોતાના આયુધો નીચે મુક્યાં. કામદારોએ હોંગકોંગ મુકી કેન્ટનનો માર્ગ લીધો.

આ હડતાલ એટલી તો સંપુર્ણ હતી કે સમગ્ર હોંગકોંગ વેરાન થઇ ગયું. હોંગકોંગની ગોદીઓ સુની પડી હતી. હોંગકોંગના ગોદામો ખાલી પડ્યાં હતાં. હોંગકોંગના રસ્તાઓ કામદારો વગર સુના થઇ ગયા. પ્રબળ વીરોધનો પ્રતીકાર કરવાની નહોતી કોઇનામાં હીંમત કે શકતી. આ સંગ્રામ ૧૬ માસ સુધી ચાલ્યો. બ્રીટીશ માલને બંદર ઉપર આવતો અટકાવવા માટે તેઓએ કડક પગલાં લીધાં હતાં. હડતાલીઆને નીભાવવા માટે કેન્ટન તેમ જ પ્રાંતમાંથી મ્હોટી મ્હોટી રકમો આવી. એટલું જ નહીં પણ ચીનના પૈસાદારોએ પણ હડતાલીઆઓની મદદ માટે પોતાની નાણાંકોથળી સાવ ખુલ્લી મુકી હતી. હોંગકોંગની હડતાલની પછવાડે આખું દક્ષીણ ચીન ઉભું હતું. એક રીતે કહીએ તો બ્રીટીશ સામ્રાજ્યવાદને દક્ષીણ ચીનના વીપ્લવીદળનો આ પહેલો પડકાર હતો.

## ઉત્તર ચીન પર આક્રમણ

કેન્ટનમાં લગભગ લાખેક જેટલા કામદારો આવીને વસ્યા હતા. તેઓને દરરોજ ખાવાનું આપવામાં તેમ જ સગવડ આપવામાં કેન્ટનની તીજોરી ઉપર ખુબ દબાણ પડતું આમાંથી અડધા જેટલા સમુહે તો પ્રચારક તરીકે જોરશોરથી કામ કરવાનું આરંભી દીધું હતું.

વીપ્લવી વીચારો ફેલાવવામાં કામદારો તન્મય થઇ ગયા હતા. કેન્ટનમાં આ કામદારોની હાજરીથી વાતાવરણ દરેક પળે ઉગ્ર બનતું જતું હતું. વર્ષો જુના અન્યાયો સામે પ્રજારોષ વધતો જતો હતો. આ અંગાર ક્યારેક ભભુકી ઉઠી પોતાનો જ સંહાર કરી નાંખશે એવી બીક બોરોડીનને લાગતી.

તેમ જ ચીનના કોમીન્ટાંગ પક્ષના નેતાગણમાં પણ વીખવાદ શરૂ થઇ ગયો હતો. ઉદ્દામ અને વીનીત એવા બે ભાગલા પડી ગયા હતાં. બોરોડીન ઉદ્દામ નેતાગણનો નાયક હતો. પણ જો લાંબો વખત ચાલે તો તેમની વીચારોની વીભીન્નતા ધીમે ધીમે પક્ષના સામાન્ય સભ્યોમાં ઉતરશે એમ લાગ્યું. આમ જો થાય તો આંતરવીગ્રહ ચોક્કસ શરૂ થાય તે વસ્તુ તો સ્પષ્ટ હતી.

તેમ જ મોસ્કોમાં પણ ટ્રોટસ્કી વીભાગે જાહેર કર્યું હતું કે 'આપણે સંપત્તીવાનને

સહકાર આપી શકીયે નહીં.' તેઓ સામ્યવાદી પદ્ધતી પર વીપ્લવના વીકાસને વાળવાને ઇચ્છતા. આ અભીપ્રાય ચીનની સામ્યવાદી પારટીમાં પણ હતો. આથી આ ત્રણે દ્રષ્ટીબીંદુઓથી જોઇને માયકેલ ઓરોડીને ઉત્તર તરફ આક્રમણ કરવાનો નીર્ણય કર્યો.

આ નીર્ણયમાં 'ખ્રીસ્તી જનરલ' ફેંગ-હ્યુ-સીઆંગની સલાહ અને સહકાર સાધવા માટે ઓરોડીને ગુપ્ત વેશે પેકીંગ તરફ પ્રયાણ કર્યું. માત્ર ૬ જેટલા અંગરક્ષકો લઇને શત્રુના પાટનગરમાં આ વીચક્ષણ પુરૂષ ગુપ્ત રીતે પહોંચી ગયો.

પણ ફેંગે દક્ષીણના લોકદળ સાથે જોડાવાને ના પાડી. કલગાન આગળ થયેલી મસલતનું પરીણામ આમ નીષ્ફળ નીવડયા છતાં ઓરોડીનનો વીચાર મક્કમ રહ્યો હતો.

## આક્રમણની યોજના

ઉત્તર તરફ આક્રમણ કરવાનો નીર્ણય કરીને ઓરોડીન તથા અન્ય રૂશીયન સહાયકોએ માર્ગ વીશે મંત્રણાઓ કરવા માંડી. શરૂઆતથી જ શાંઘાઇ, ટીનસ્ટીન, વીગેરે પરદેશી સામ્રાજ્યવાદીઓના મુખ્ય મથકોથી દુર રહેવાનો નીર્ણય કરવામાં આવ્યો. ઓરોડીનની એમ કલ્પના હતી કે રાષ્ટ્રવાદી લશ્કર જો સંપત્તીવાનોના મુખ્ય મથક શાંઘાઇ ભણી વળે તો જરૂર જ હાર પામે. આમ વીચાર કરી તેમણે હેંકોનો માર્ગ લીધો.

એક જ હાકલ સાથે હજારો મનુસો કેન્ટનમાં આવવા ભેગા થયા. વામ્પાઓની લશ્કરી કોલેજના યુવાનો તેમ જ લગભગ ૮૦૦૦૦ જેટલા યુવાનો કોમીન્ટાંગના વાવટા નીચે શમશેર ખખડાવતા આવી ઉભા. સ્વાતંત્ર્ય સંગ્રામની દુંદુભી વાગી હતી. ઉત્તરના ઉ[illegible]નો નાશ કરવા માટે [illegible].

બ્યુગલો વાગતાં હતાં. કોમીન્ટાંગની પડઘમ દક્ષીણના યુવાનોને આમંત્રી રહી હતી.

અને યુવાનો આવ્યા. કેન્ટનમાંથી, હેંકોમાંથી, ક્વાન્ટુંગમાંથી, શાંશીમાંથી, અને વામ્પોઓથી યુવાનોની ટુકડીઓ રાતદીવસ ઉતરવા લાગી. આ યુવાનોને લશ્કરી શીક્ષણ આપવાનું શરૂ થયું. સારા યે કેન્ટનમાં ઉત્સાહની તો હેલી મચી રહી, ઉત્તર પ્રદેશ પર સ્વાતંત્ર્યનાં આંદોલનો પહોંચાડવાના અંકોર ઉંચા ને ઉંચા ચઢવા લાગ્યા. પેકીંગના ખેડુતોને મુક્ત કરવાના અભીલાષો જોશથી પોકારવામાં આવ્યા. તોપોના ગગનભેદી અવાજો સાથે લાખ સૈનીકનું લશ્કર ચાંગ-કૈ-શેકની સરદારી નીચે કેન્ટનમાંથી નીકળ્યું. જો કે સેનાપતી પદ ચાંગ-કૈ-શેક પાસે હતું, છતાં આ રાષ્ટ્રવાદી લશ્કરનો ખરો સેનાપતી તો રૂશીયન સરદાર ગેલેન્સ હતો.

## પ્રચારની પડઘમ

આ મહાન લશ્કર સાથે એક મ્હોટું પ્રીન્ટીંગ મશીન પણ ચાલતું હતું. રાજકીય પ્રચારને આ આક્રમણમાં મુખ્ય સ્થાન મળ્યું હતું. રાયફલ કરતાં પોસ્ટરોથી ઉત્તરના પ્રદેશને ગુલામીમાંથી મુક્ત કરવાના ઓરોડીનના મનોરથ હતા. ૧૩ મી જુલાઇએ ચાંગશા પડયું. આ મહાન શહેર ઉપર કોમીન્ટાંગનો વીજય વાવટો ફરકયો. તરત જ હેંકો અને હનયાંગ પડયાં. વુચાંગ આગળ ચાંગ-ફા-કવેઇના રાષ્ટ્રવાદી સૈન્યે અજોડ બહાદુરી બતાવી સ્વાધીનતાના શત્રુઓને જમીનદોસ્ત કર્યા.

નવેમ્બરની પાંચમીએ કુઇકીઆંગ પડયું. તરત જ નાનચાંગ પડયું. અને દક્ષીણ ચીન ઉપર કોમીન્ટાંગની સત્તા એમ મજબુત [illegible].

## વીજય! વીજય!

હેંકોમાં પછી નવી સરકારની સ્થાપના કરવામાં આવી. પણ હેંકોની આજુબાજુ બ્રીટીશ તેમ જ પરદેશી મનવારો ફરી વળી. યાંગત્સ્ટ નદીમાં અમેરીકન મનવારો આગ વર્ષાવી રહી હતી. સુંદર નદીમાં શબ તરતાં થઇ ગયાં. સંપત્તીવાનો ફેક્ટરીઓ બંધ કરીને નાસી ગયા. બેંકરોએ પોતાનાં બારણાં બંધ કર્યાં. ખોરાક અટકી ગયો. ભયંકર ભુખમરો હેંકો ઉપર ઉતર્યો.

આ બધુંયે સહન કરી શકાત. ઉત્તર તરફ આગળ વધીને આર્થીક મુશ્કેલીઓનો અંત આણી શકાત. પણ કોમીન્ટાંગ પક્ષમાં જ ચાંગ–કૈ–શેકે દ્રોહ (Trechery) નો વાવટો ફરકાવ્યો. આ કહેવાતા રાષ્ટ્રવાદી સેનાપતીએ પોતાના પક્ષના મુખ્ય મથક ઉપર આવવાને બદલે નાનચાંગમાં થાણું નાખ્યું. અહીં તેણે શાંઘાઇના સંપત્તીવાન સાથે મંત્રણાઓ ચલાવી. આ મંત્રણાઓને પરીણામે આ પુરુષે ચીનના રાષ્ટ્રવાદનો દ્રોહ કરવાનો નીર્ણય કર્યો. પણ અંતે આ તેણે ખુલ્લી રીતે ન કર્યું. પોતાની વીચક્ષણ બુદ્ધીમતાથી કોમીન્ટાંગના કકડા કરી નાંખી, સંપત્તીવાનની સત્તા સ્થાપવાનો તેણે કારમો પ્રપંચ કર્યો.

આ દ્રષ્ટીએ તેને પરદેશીઓની પણ છુપી સહાય મળી. શાંઘાઇમાં કામદાર નેતાઓની ક્રુર કતલેઆમ કરવામાં આવી. એકતેના શરીરને ગોળીઓથી વીંધી નાંખવામાં આવ્યાં. ચાંગ–કૈ–શેકની લશ્કરી ટુકડીએ જુલમ અને જોર વર્ષાવવા માંડયો. પરદેશીઓના પૈસા વડે આ આગેવાને દ્રોહની પરાકાષ્ઠા દર્શાવી.

## પક્ષમાંથી વીદાય

કોમીન્ટાંગ પક્ષે પછી ચાંગ–કૈ–શેક સામે કડક પગલાં લીધાં. પહેલાં તેને પક્ષમાંથી વીદાય આપવામાં આવી. એટલું જ નહીં પણ જ્યારે શાંઘાઇમાં કામદારોની કતલેઆમ કરવામાં આવી ત્યારે કોમીન્ટાંગના પ્રમુખે જાતે જઇને ચાંગ–કૈ–શેકની ધરપકડનો હુકમ આપ્યો. ચાંગ–કૈ–શેક સામે પ્રબળ પ્રચાર શરૂ કરવામાં આવ્યો. મુડીવાદીઓના હથીયાર તરીકે તેને ઉઘાડો પાડવામાં આવ્યો. ચાંગ–કૈ–શેકની પરીસ્થીતી એટલી તો કઢંગી બની ગઇ કે તેણે આપઘાત કરવાનો પણ વીચાર કર્યો હતો.

## હેંકો ઉપર આક્રમણ

મધ્યચીનમાં ફેંગ–હયુ–શીયાંગ ડરાવતો ઉભો હતો. પુર્વ તરફથી ચાંગ–કૈ–શેકનો ભત્રીજો એક વીશાળ સૈન્ય સાથે હેંકો તરફ ધસી રહ્યો હતો. ઉત્તરથી આ 'લાલ મથક' ને નાબુદ કરવાને માટે ચાંગ–સો–લીન લશ્કર લઇને આવતો હતો.

આમ નવી સરકાર તરફ ચારે બાજુએથી આક્રમણ આવતાં હતાં. એટલું જ નહીં પણ યાંગત્સે નદીમાં પણ પરદેશીઓની મનવારો દરેક પળે તૈયાર જ ઉભી હતી.

આ સમયમાં બોરોડીને જે માર્ગ ગ્રહણ કર્યો તે માર્ગ ઉપર ખુબ ઉહાપોહ જાગ્યો છે. શાંઘાઇમાં કામદારોની ખુલ્લી કતલેઆમ થયેલી છતાં, અને ચાંગ–કૈ–શેક હવે ખુલ્લી રીતે મુડીવાદીઓનાં દળમાં ગયેલો છતાં, તેણે સામ્યવાદી પક્ષની સીધી સ્થાપના સામે વીરોધ ઉઠાવ્યો. બોરોડીનની નીતી સમજવા માટે આપણે યાદ રાખવું જોઇએ કે હેંકોમાં માત્ર ૧૦ ૦૦ જેટલા જ કામદારો હતા. આ કામદારોને રાયફલો આપવામાં

આવી હોત તો પણ કંઇ જ વળત નહી. બોરોડીન પોતાની નીતીના સમર્થનમાં કહે છે કે 'જો હેંકોમાં સોવીયેટની સ્થાપના કરવામાં આવી હોત તો બધા જ એકત્ર બનીને આપણને કચરી નાંખત. સોવીયેટ સત્તા સ્થપવાની તે યોગ્ય ક્ષણ ન હતી. રાષ્ટ્રવાદી સેનાપતીઓ પણ તરત જ હેંકોના લશ્કરને કચરી નાંખત. આ પરીસ્થીતીમાં એક જ માર્ગ અમારી પાસે હતો. આ માર્ગ તે કોમીન્ટાંગ પક્ષના ઉદ્દામ વીભાગને સહકાર આપવાનો.

## મોસ્કોમાં પડઘા

'પણ આ નીતીમાં ગંભીર ભુલ રહેલી છે' એવો શબ્દોચ્ચાર કરનાર વીશ્વવીખ્યાત વીભુતી ટ્રોટસ્કી હતી. મોસ્કોમાં તેણે સોવીયેટ પક્ષની સીધી સ્થાપના કરવાનો શંખનાદ કર્યો. કાર્લ રેડેક, ઝીનોવીવ વગેરે ટ્રોટસ્કીના મતના હતા. બોરોડીનની નીતી સામે પ્રખર વીરોધ ઉભો થવા લાગ્યો.

આ બાજુ રાષ્ટ્રવાદી લશ્કરે ફેંગ સાથે સલાહ કરી, ચાંગ–સો–લીનને આગળ વધતો અટકાવ્યો. ચાંગ–કૈ–શેકને જાપાન જવાનો મનસુબો કરવો પડયો. હેંકો મક્કમ અને મજબુત બનતું હતું. પણ આ વીજય અલ્પજીવી હતો. બોરોડીન પાસે ત્રણ માર્ગ હતા. એક તો હેંકોમાં સામ્યવાદી સત્તાની સીધી સ્થાપના કરવી. બીજો માર્ગ એ હતો કે નાનકીંગ ઉપર આક્રમણ કરી ચાંગ–કૈ–શેકને ચીનમાંથી વીદાય આપવી. ત્રીજો માર્ગ એ હતો કે કેન્ટન પાછા ફરી આમનગરના વીપ્લવનો વાવટો ફરીથી ફરકાવવો.

- પહેલો માર્ગ સરળ હતો. પણ તે સાથે હેંકોના સેનાપતીઓની સામે થવાની જરૂર પડત. એટલું જ નહીં, પણ આ સેનાપતીઓ અને તેમના લશ્કરનો સામનો કરવો પડત. બીજો માર્ગ લેવો પણ સરળ હતો. હેંકોનું લશ્કર ચાંગ–કૈ–શેકને એક ક્ષણવારમાં ચોળીને ફેંકી દેત. આ વસ્તુ ચાંગ–કૈ–શેકે પણ કબુલ કરી હતી. પણ જો નાનકીંગ પડત તો તરત જ લશ્કરી સેનાપતીઓમાં શાંઘાઇના સ્વામીત્વ માટે ખુબ જોર જામત. રાષ્ટ્રવાદી વીપ્લવ ત્યાં જ સમાપ્ત બની જાત. ત્રીજો માર્ગ પણ સરળ હતો. તેઓ કેન્ટન જાત તો જનતાની ઓથ તો ઉભી જ હતી. આ ઓથને આશરે તેઓ સહેલાઇથી ટકી શકત.

આ દ્રષ્ટીબીંદુએ કેન્ટન જઇ શકાય એ પ્રમાણે કેન્ટન ઉપર આગળ વધવાનો હુકમ આપવામાં આવ્યો. ચાંગ–કૈ–શેકને નષ્ટ કરવાના મનસુબાથી બોરોડીને એ દીશામાં આગળ વધવા યત્ન કર્યો.

## પલટો

પણ મોસ્કોમાં ટ્રોટસ્કીવાદીઓનું જોર વધતું જતું હતું. ચીનના સામ્યવાદી પક્ષમાં પણ આ નીતીના સારા અનુયાયીઓ હતા. આ વર્ગ કાર્લ રેડેક અને ટ્રોટસ્કીની પ્રેરણાથી તેમનો અભીપ્રાય આગળ મુકવા લાગ્યો. ચીનના સામ્યવાદી પક્ષ પર બોરોડીનને પોતાનો અધીકાર ઓસરતો લાગ્યો. આ મહાન મુત્સદ્દી ચીનના સામ્યવાદીઓને પોતાના માર્ગનું ડહાપણ ન સમજાવી શકયો.

મોસ્કોની નીતી કંઇક અંશે પલટાઇ. બોરોડીનને લાગ્યું કે મુખ્ય મથકને તેની નીતી પસંદ નથી. આ જોતાં તેણે ચીન છોડી જવાનો નીર્ણય કર્યો.

ચીનમાં કોમીન્ટાંગના આ મુખ્ય વ્યવસ્થાપક અને પ્રેરણા આપનાર આ અઠંગ ખેલાડીએ ૧૯૨૭માં ચીનના વીપ્લવનું સ્ટેજ ઉપરથી ખસી જવાનો પોતાનો નીર્ણય બહાર પાડયો.

૧૯૨૭ ની શરૂઆતમાં કુલીંગના પહાડ પર તે હવા ખાવા ગયો. આ વખતે શાંઘાઇના વર્તમાનપત્રો આ પહાડી મથકની મુલાકાત માટે અનેક અટકળો કરતાં. આ મહાન નેતા હમણાં જ વીદાય લેનાર છે એવી કોઇની કલ્પના ન હતી. દરેક જણ તેમને નવા ઉત્થાનના પ્રાણ તરીકે ગણતું. હજી પણ તે ચીનનો મહાન 'બાઓ–ટી–સીંગ' હતો. જનતામાં તેની લોકપ્રીયતા જરા યે ઘટી ન હતી. અંતીમ વીજયમાં તેને અપુર્વ વીશ્વાસ હતો.

પણ જુલાઇના ત્રીજા અઠવાડીયામાં તે તરત જ હેંકો આવ્યો. ૨૦ મી જુલાઇએ તેણે જાહેર કર્યું કે ચીનની વીપ્લવી પ્રવૃતીઓમાંથી તે વીદાય લે છે. ત્યાર પછી ટી–વી–સુંગના ઘરમાં તે થોડા દીવસ રહ્યો. ચીની નેતાઓ દરરોજ અહીં આવતા અને નીર્ણય ફેરવવાને પારાવાર વીનંતી કરતા.

૨૫ મી તારીખે ટી–વી–સુંગના આવાસમાં એક સભા મળી. અહીં ઉદ્દામ નેતાગણે કલાકો સુધી બોરોડીનને પોતાનો નીર્ણય ફેરવવાને વીનવ્યો. પણ બોરોડીન પોતાના નીર્ણયમાં મક્કમ રહ્યા.

૨૭ મી તારીખે માયકલ બોરોડીને હેંકોના સ્ટેશનનો રસ્તો લીધો. બધા જ નેતાઓ તેમને વળાવા ગયા. સ્ટેશન ઉપર પણ તેમને ચીનમાં જ રહેવા ખુબ સમજાવ્યા.

આખરે ચાર વર્ષમાં પ્રસરેલા ચેતનના પ્રાણ સમા બોરોડીનને લઇને આગગાડી ઉપડી. પ્રગતીના બળો માત્ર ખડખડાટ હસતાં હતાં. ઉત્થાન ધીમેથી ગુંજતું હતું કે 'મ્હારી પ્રગતી તો બોરોડીન રહે કે જાય તો પણ અણઅટકી ચાલ્યા જ કરશે.'



# સ્પેનના ઉછળતાં— આંદોલનો

આલ્ફાંસોના
પતનનો
ઇતીહાસ

: લેખક :
ચંદ્રકાંત પાઠક

સત્તાધીશોની સાશન રીતી અન્યાય અને અત્યાચારની સીમાનું ઉલ્લંઘન કરી, પ્રજા સમુદાય પર ક્ષણભર દમનનો દોર ચલાવી શકે. પરન્તુ; એ વીઘાતક નીતીનો પરીણામે વીનાશ થવાનેજ સરજાયલો છે. ઇતીહાસે આ સત્ય જોરશોરથી શીખવ્યું છે. આજે ઇતીહાસે એ સત્ય ફરીથી જગતને જાહેર કર્યું છે.

જગત્‌ભરના એ રહસ્યપુર્ણ ઇતીહાસમાં સને ૧૯૩૧ ના એપ્રીલ મહીનાની ૧૪ મી તારીખ કાંઇ અનેરો પ્રકાશ પાડે છે. દુનીયાના સ્વાતંત્ર્યના ઇતીહાસમાં એ દીવસ સુવર્ણાક્ષરે આલેખાયલો અનન્ત કાળ સુધી રહેશે. આઠ આઠ વર્ષની યાતનાઓ સહન કર્યા બાદ, અત્યાચારોની સામે ઝુઝીને સ્પેનના લોકસમુહે વીજયની વરમાળ પહેરી છે. જુલ્મી સત્તા જમીનદોસ્ત બની છે.

સ્પેનના આ એક જ ઉદાહરણે જગતના સાશકોને સાબીતી આપી છે કે પ્રજામતનો પરાજય કરવા માટે ભયંકરમાં ભયંકર પશુબળ પણ નકામું થઇ પડે છે. પ્રજામતની પ્રબળતાથી સમ્રાટ આલ્ફોન્ઝો પોતાની સત્તાનો ત્યાગ કરી સહકુટુંબ દેશાવર સીધાવ્યો. ત્હેની ગુમાસ્તી ચાલી ગઇ, જોલીમના નષ્ટ થઇ અને એક કંગાલ મનુષ્યથી પણ અધીકતર નમ્ર બની ત્હેણે સ્પેનની સીમાને અંતીમ પ્રણામ કર્યા! આ પ્રમાણે સ્પેનની જનતાએ પ્રજાતંત્રની સ્થાપના કરી ઇતીહાસને ઉજ્વળ કર્યો છે. આ રાજ્યવીપ્લવે સારા યે યુરોપને ખળભળાવી દીધું છે. એટલું જ નહીં પણ યુરોપની કચડાતી પ્રજાઓમાં નવી આશા જન્માવી છે.

આમવર્ગની ખરી સ્વતંત્રતા તેથી હવે નજીક આવી છે.

છેલ્લાં બાર વર્ષોથી આમવર્ગના ઉગ્ર આંદોલનો ઉત્ક્રાંતીના બલો સર્જી રહ્યાં છે. કેટલાય મુકુટધારીઓના મુકુટો ઉડી ગયા છે. ઝારશાહીનો પ્રજાએ વીરોધ કર્યો! રૂઢીઓના બંધનમાં ફસાયલા ખલીફા સામે તુર્કોએ બળવો જગાવ્યો. ઇરાનના ઇતીહાસે પણ આ માર્ગ જ સ્વીકાર્યો છે. આ સર્વ પ્રકરણમાં સ્પેનનો ઇતીહાસ પણ પોતાની પ્રગતી આલેખે છે. ૪૮ વર્ષ સુધી અધીકાર ભોગવી સત્તાના સીંહાસને બીરાજનાર રાજા આલ્ફોન્ઝોને એક જ રાત્રીમાં વીદાય લેવી પડે એ વસ્તુ જ 'વર્તમાનયુગ એ પ્રજાતંત્રનો

"મહાન યુગ છે' તેવા સીદ્ધાંતનો સાક્ષાત્કાર કરાવી રહ્યા છે. શમશેરોના ખણખણાટ પર સત્તા ચલાવવાનો જમાનો ક્યારનોય પુરો થઇ ગયો છે.

સને ૧૯૨૩ માં જનરલ પ્રાઇમો-ડી-રીવેરાએ સ્પેનની પાર્લામેન્ટનો અંત લાવી લશ્કરી સાશનતંત્રનો અમલ શરૂ કર્યો. જેમ જેમ આ લશ્કરી-સાશનનો દોર વધતો ચાલ્યો તેમ તેમ પ્રજાવર્ગમાં અસંતોષ પણ વધતો ચાલ્યો. સ્પેનની સરકાર આટલેથી જ અટકી નહીં. ત્હેણે સખ્ત સેન્સરશીપ દાખલ કરી; શીક્ષણ પર અંકુશ મુક્યો; સાહીત્ય પર પ્રતીબંધ સ્થપાયો તથા સ્વાધીનતાની પ્રાપ્તી માટે ઝુઝતા દેશભક્તોને કારાવાસની ભીષણ દીવાલો પાછળ પુરી દીધા. કેટલાક આજન્મ દેશનીકાલ થયા અને કેટલાકો પ્રસન્ન વદને ફાંસીને માચડે ગયા! સ્પેનની સરકારે પોતાનાથી બનતા સર્વ પ્રયત્નો આદરી પ્રજામતને દાબી દેવાના પ્રયત્ન શરૂ કર્યા પરન્તુ, પરીણામ એથી ઉલટું જ આવ્યું. આઝાદીની તમન્ના પ્રજાસમુહમાં ઉંડી ઉતરતી ગઇ.

એક સમય એવો હતો કે જ્યારે શ્રમજીવીઓ પોતાના હૃદયની લાગણી વ્યક્ત કરવા હડતાળ પર ઉતરતા હતા ત્યારે રાજા આલ્ફોન્ઝો મદમાં અંધ થતાં હસતો અને કહેતો કે, "આવી હઝારો હડતાળો પડે તો પણ શું ચીન્તા છે! માત્ર મ્હારા લશ્કરમાં હડતાળ ન પડવી જોઇએ." જુલ્મી રાજાઓ તરીકે કીર્તી પામી ચુકેલા બુર્બોન વંશના રાજાઓના છેલ્લા પ્રતીનીધીએ ઉપલા શબ્દો ઉચ્ચાર્યાં હતા. આજે સ્પેનની જનતાએ બુર્બોન વંશના છેલ્લા પ્રતીનીધીને સારી રીતે વીદાય આપી છે.

જ્યારે રાજનૈતીક અને આર્થીક મુશ્કેલીઓએ સ્પેનમાં ખળભળાટ મચાવી મુક્યો ત્યારે સને ૧૯૩૦ માં સ્પેનની સૈનીક સરકારે જાહેર કર્યું કે નવેમ્બરમાં પાર્લામેન્ટનું નવીન બંધારણ ઘડાશે. આ જ પ્રસંગે કેટલીક ત્રાસનીતી પણ સહજ નરમ બનાવવામાં આવી. સ્વતંત્રતાની પ્રબળ પીપાસા આવાં બીન્દુ માત્રથી કાંઇ શાન્ત પડતી નથી. પ્રજાનો અસંતોષ દીનપ્રતીદીન વધતો ચાલ્યો. કામદારો અને વીદ્યાર્થીઓની હડતાળો પણ દીવસે દીવસે વધતી ચાલી. સાશનનીતીના વીરોધમાં ઉપરા ઉપરી જાહેર સભાઓ મળવા લાગી તથા સમાલોચનાથી વર્તમાનપત્રોની કટારો ભરાવા લાગી. સાર્વજનીક સભાઓમાં દરેક વખતે લશ્કરી પહેરો ગોઠવવામાં આવતો હતો પરન્તુ હજી સુધી ત્હેનો ઉપયોગ કરવામાં ન્હોતો આવ્યો. આ રીતથી પરીણામ એ આવ્યું કે સૈનીકોને પણ ધીમે ધીમે સત્ત પરથી વીશ્વાસ ઉઠી જવા લાગ્યો અને એ રાજભક્ત સૈનીકોમાં અસંતોષની જ્વાલા પ્રગટવા લાગી.

આવી પરીસ્થીતી ચાલી રહી હતી તે સમયમાં ડીસેમ્બરની ૧૨ મી અને ૧૩ મી તારીખે 'જકા' નામના કીલ્લાના સૈનીકોએ બળવો જગાવ્યો, અને પોતાના અમલદારોને બંદીવાન બનાવ્યા. આ બળવો દબાવવા માટે સ્પેનથી સેના મોકલવામાં આવી અને ત્હેના નેતા કેપ્ટન ગલન અને ગર્શીઆ હરનોજને દેહાંતની શીક્ષા મલી તેઓને ખુલ્લામાં ગોળીથી ઠાર કરવામાં આવ્યા. આ બનાવ પહેલાં દેશભરમાં હડતાળોએ એટલું તો સ્વરૂપ ગંભીર કરી મુક્યું હતું કે જેમાં કેટલાંય માણસોના જાન ખુવાર થવા પામ્યા હતા. મેડ્રીડ અને બારસલોના શહેરોમાં તો

સ્થીતી એકદમ ભયંકર બની ગઇ હતી, દીવસોના દીવસો સુધી બજાર બંધ રહેતાં, અને સાશનતંત્રની આજ્ઞાનો છડેચોક ભંગ થઇ રહેતો હતો. આ સઘળા બનાવોને પ્રજામાં અને દેશપરદેશમાં અસત્ય મનાવવા માટે સરકારી પ્રકાશનખાતાં કમર કસી કામ કરવા લાગ્યાં પરન્તુ ત્હેની અસર શુન્યમાં જ આવી

ડુબતો માણસ તરણાને વળગી રહે ત્હેવી સ્થીતી સ્પેનીશ સરકારની હતી. જાન્યુઆરી માસમાં ત્હેણે દેશને શાન્ત કરવા માટે મજબુત હાથે કામ લેવાની નીતી એક વખત ફરીથી અખત્યાર કરી. છાપખાના પર પ્રતીબંધ મુકાયો, સભાબંધીનો કાયદો જાહેર કરાયો અને દેશના કેટલાંય મુખ્ય શહેરોમાં લશ્કરી અમલની જાહેરાત કરવામાં આવી. આ ઉપાયો વ્યવહારમાં યોજાયા છતાં પ્રજામત શાન્ત ન થયો. એક પછી એક વીરલ બલીદાન એ સ્વાધીનતાના યજ્ઞમાં હોમાવા લાગ્યાં અને આશરે ૧૦,૦૦૦ જેટલા સ્વતંત્રતાના પુજકો કારાવાસમાં ધકેલાયા. કેટલાક હદપાર થયા અને કેટલાકને ફાંસીની સજા મળી. આ દમનનીતીનો પ્રતીધ્વની દરેક દીશામાંથી જાગ્યો, મેજર ફ્રેન્કો નામના એક નેતાએ વીમાન દ્વારા મેડ્રીડમાં ક્રાન્તીકારી પુસ્તકો અને હસ્તપત્રો વહેંચ્યાં! અને ત્યારપછી પોતે આ સહસીક કાર્ય સમાપ્ત કરી પોર્ટુગાલ ચાલ્યો ગયો.

જ્યારે પ્રજાસમુદાય આ પ્રકારની પ્રગતી કરી રહ્યો હતો ત્યારે સ્પેનનો પ્રધાન જનરલ બેરીંગર એવી જાહેરાત કરી રહ્યો હતો કે "મ્હારે શાન્તી સ્થાપવી છે પણ જ્યાંસુધી દેશમાં વીપ્લવી વાતાવરણ ચાલુ હોય ત્યાં સુધી દીલગીરીની સાથે લશ્કરી અમલ રાખવાની જરૂર છે. મ્હને આશા છે કે આ સ્થીતી તત્કાલ સુધરી જશે, જ્યાં સૈનીકોનો ઉપયોગ કરવામાં આવ્યો છે ત્યાં માત્ર નીરૂપાયે જ દીલગીરી સાથે એ માર્ગ ગ્રહણ કરવો પડયો છે. હું સારી રીતે જાણું છું કે સ્પેનની પ્રજા સ્વાધીનતાને પ્રેમથી પુજી રહી છે; અને એ સ્વાધીનતા પ્રાપ્ત કરવા તે અતી આતુર બની રહી છે, પરન્તુ જ્યારે અમને ખાત્રી થશે કે તે પોતાનો અમલ ચલાવવા સર્વ પ્રકારે યોગ્ય થઇ છે ત્યારે સાશનનાં સર્વ સુત્રો ત્હેના સ્વાધીન કરવામાં આવશે." આવાં લુખ્ખાં આશ્વાસનો સાંભળી, હવે તો સ્પેનની પ્રજાના કાન બ્હેરા થઇ ગયા હતા; જેથી રાજસચીવના શબ્દોએ ત્હેમના પર કાંઇ અસર નીપજાવી નહી, તથા ત્હેમના કાર્યક્રમમાં પણ કોઇ પ્રકારની શીથીલતા આવવા પામી નહીં.

આઠ વર્ષો સુધીનો જ્યારે દમનનીતીનો પ્રયોગ નીષ્ફળતામાં નીવડયો. પ્રજામતને દાબી દેવા માટે અત્યાચારોના સર્વ પ્રયત્નો નીષ્ફળ નીવડયા ત્યારે રાજા આલ્ફોન્ઝોએ કુટનીતીનો અખતરો શરૂ કર્યો. તા૦ ૨૪ જાન્યુઆરીએ સમસ્ત દેશમાંથી લશ્કરી અમલ પાછો ખેંચી લેવાયો અને પ્રજાહકના સર્વ પ્રતીબંધો દુર કરવામાં આવ્યા.

આ રાજનીતીના પરીણામે રાજ્યમાં બે વર્ગ પડી ગયા. એક સ્વાધીનતાના પુજકો અને બીજો રાજસેવકોનો. રાજસેવકોની સંખ્યામાં ધીમે ધીમે વધારો થવા લાગ્યો. આ સમય અનુકુલ સાધી પ્રધાન બેરંગુએરે ૮ મી ફેબ્રુઆરીએ જાહેરાત બ્હાર પાડી કે ૧ લી અને ૧૫ મી માર્ચે સીનેટરોની નીમણુંક-પસંદગી કરવામાં

આવશે અને ૨૫ મી મેએ પાર્લામેન્ટનું પ્રથમ અધીવેશન મળશે.

પરંતુ ચાણ્યાકનીતીવીશારદોનું ધ્યેય સફળ ન નીવડ્યું. આઠ આઠ વર્ષ સુધી ઘોર અત્યાચારો સામે ઝુઝતી પ્રજાને આ જાહેરાતથી સ્હેજ પણ આનંદ કે સંતોષ ન થયો. તેઓ તો રાજા આલ્ફોન્ઝોના સ્વેચ્છાચારી સંશનતંત્રનો નાશ કરવાના નીશ્ચય પર જ આવેલાં હતાં. જેથી એ જાહેરાતની કાંઇ અસર ન થતાં સ્થીતી પ્રથમના જેવી જ ચાલુ રહી. પ્રજાની આ અડગતાથી વળી પાછો દમનનો કોરડો પ્રજા પર એક વખત ફરી વજ્યો અને સભાબંધી તથા સાહીત્ય પરના અંકુશના કાયદા અમલમાં મુકવામાં આવ્યા.

સ્વતંત્રતાના પુર આટલા જોશથી સ્પેનમાં ફેલાઇ રહ્યાં હતાં છતાં પણ ત્યાં રાજભકતોની કાંઇ કમીના નહતી. આ પક્ષને સબળ બનાવવા માટે રાજા આલ્ફોન્ઝોએ યુકતી આદરી આ પક્ષમાં વધારો કરી એપ્રીલના પ્રથમ સપ્તાહમાં પાર્લામેંટની પહેલી બેઠક બોલાવવાની રાજા આલ્ફોન્ઝોએ જાહેરાત કરી અને ત્હેને માટે તડામાર તૈયારીઓ થવા લાગી. પરન્તુ રાજા આલ્ફોન્ઝોના આ મનોરથો મનમાં જ સમાવાના હોય ત્હેવો ત્હેને સાક્ષાત્કાર થવા લાગ્યો. ત્હેને ખબર મળી કે એ આનંદ માત્ર અમુક કલાકોને માટે જ રહેવાનો છે; પ્રજાવર્ગ ત્હેને પદચ્યુત કરવાની તૈયારી કરી રહયો છે. આલીશાન મહેલો, વૈભવ, વીલાસ અને સત્તાનાં સુત્રો અલ્પ સમયમાં જ ત્હેના હાથમાંથી સરી જવાનો સમય તદન નજીકના જ ભવીષ્યમાં આવી રહયો છે.

તા૦ ૧૩ મી એપ્રીલે ત્હેને સ્પષ્ટ ખ્યાલ આવ્યો કે પ્રજાતંત્રવાદીઓની સંખ્યા અધીક પ્રમાણમાં છે અને એ પક્ષ સબળ બન્યો છે. પોતાના અનેક વીશ્વાસુ રાજભકતો પણ એ પંથના આશ્રયે જઇ રહ્યા છે. ગોડલજર પ્રાન્ત કે જે માત્ર રાજભકતોથી જ ભરપુર હતો તે એકાએક અકસ્માત રીતે પ્રજાતંત્રમાં ફેરવાઇ ગયો. આ સમાચાર જ્યારે રાજા આલ્ફોન્ઝો અને ત્હેના પ્રધાન મંડળને મળ્યા ત્યારે તેઓને મહાન આઘાત થયો.

રાજકીય સાશનનો અંત અને પ્રજાકીય સાશનનો પ્રારંભ આ બન્નેની સંધીનો આ દીવસ સ્પેનના ઇતીહાસમાં કાંઇ અનેરી જ પ્રભા વીસ્તારી રહ્યો હતો. રાજા આલ્ફોન્ઝો અને તેનું વફાદાર મંડળ જ્યારે સીંહાસન જવાની ચીંતામાં વ્યગ્ર બની ત્હેનો બચાવ કરવાના ઉપાયો યોજી રહ્યું હતું ત્યારે આ તરફ પ્રજા સમુદાય ભાવી સ્વાધીનતાના સેવનમાં આનંદનાં સ્વપ્નાં વીલોકતાં ભીન્ન ભીન્ન પ્રકારના અમોદ પ્રમોદમાં મગ્ન બની રહ્યો હતો: આનંદ દર્શાવવા એક શાન્ત સરઘસ પણ કહાડવામાં આવ્યું. તા. ૧૪ એપ્રીલે જનતાને સંપુર્ણ વીશ્વાસ આવ્યો કે પ્રજાતંત્રવાદીઓનું સૈન્ય કેટલું બીરજુ છે, કે જ્હેની કલ્પના પણ થઇ શકી ન હતી. આ જ સમયે મેડરીડમાં એવા સમાચાર ફેલાઇ ગયા કે રાજા આલ્ફોન્ઝોએ પોતાનો પરાજય સ્વીકારી રાજપદનો ત્યાગ કર્યો છે. આ સમાચાર સ્વલ્પ સમયમાં તો નગરના ખુણેખુણામાં ફેલાઇ ગયા. પ્રજાના ઉત્સાહ, હર્ષ અને આનંદને સીમા ન રહી. આ સમાચાર સાંભળી સૈનીકો તથા પોલીસો પણ પ્રજાતંત્રવાદીઓને અભીનંદન આપવા લાગ્યા. તે જ દીવસે સાંજે નીશ્ચીત સ્વરૂપે જાહેર કરવામાં આવ્યું કે રાજા આલ્ફોન્ઝોએ સીંહાસનનો ત્યાગ

ફર્યો છે. શહેરનો દેખાવ તત્કાલ ફરી ગયેલો લાગ્યો: રાજકર્માચારીઓ જે એક પળ પહેલાંજ રાજાની પડતી આજ્ઞા ઝીલવા અને 'જીહઝુર' કરવા તત્પરતા દર્શાવતા હતા તેજ અધીકારીઓ પ્રજાતંત્રના લાલ ઝંડાને પોતાની મોટર પર ફરફાવતા શહેરમાં ફરવા લાગ્યા.

રાજા આલ્ફાન્ઝોની અંતીમ ઇચ્છા એ હતી કે પોતાની પાછળ પુત્રને સીંહાસન મળે; પરંતુ પ્રજાવર્ગના નેતાઓએ એવી કોઇ પણ શર્ત ત્યાગ-પત્રમાં લખવા માટે આફ ના સંભળાવી. અને ભારે હૃદયે પોતાના આપ્તવર્ગ સાથે તા. ૧૪ મીની રાત્રેજ ત્હેને રાજમહેલનો ત્યાગ કરવાની જરૂર પડી-ફરજ પડી. આ સમયે ત્હેના મીત્રોમાંથી ત્રણ જણે જ માત્ર સાથ આપ્યો.

૧૪ મી એપ્રીલની સાંઝનાજ સર્વત્ર પ્રજાતંત્રનો અમલ જાહેર કરવામાં આવ્યો અને રાજા આલ્ફાન્ઝોના પ્રતીનીધી એડમીરલ અઝનારે પ્રજાતંત્રના પ્રતીનીધી સીનોર ઝમોરાને સર્વ રાજકારભાર સોંપી દીધો. નવા પ્રધાન મંડળમાં ઝમોરા મુખ્ય પ્રધાન નીમાયા અને બાકીના નવ ત્હેમના મદદનીશ નીમાયા-આ નવા મંત્રી-મંડળમાંથી છ જણા તો છ માસના કારાવાસની યંત્રણા પણ ભોગવી આવેલ છે.

આ રાજક્રાન્તીના કારણે સ્પેનમાં ઘણા ફેરફારો થવા લાગ્યા છે. મોટા મોટા અમીરો સ્પેનની હદનો ત્યાગ કરી ચાલતા થયા છે. તા. ૧૫ મીનો દીવસ પણ કોઇ વીચીત્ર રંગોથી રંગાયલો જણાતો હતો. એક તરફ સ્પેનના સીંહાસનના આશ્રીતો ભયગ્રસ્ત બની વીષાદમય ચ્હેરાથી સ્પેનનો ત્યાગ કરી ચાલ્યા જતા હતા ત્યારે બીજી બાજુ દેશભકતો કે જેમનો દેશમાંથી બહીષ્કાર કરવામાં આવ્યો હતો તેઓ જય જયના પોકારો સાથે આનંદભર્યા ચ્હેરે સ્વદેશમાં પાછા ફરી રહ્યા હતા!

## [૨]

સ્પેનના પ્રજાસત્તાકવાદીઓના આંદોલનોનું પીઠબળ સમજવા માટે, તેમજ જે રાજકીય બળોએ રાજા આલ્ફાંસોઓને પાટનગરમાંથી ન્હાસી જવાની ફરજ પાડી, તે બળોને સમજવા માટે ન્યુયોર્ક શહેરના મહાવિદ્યાલયમાં ઇતિહાસના અધ્યાપક બૈલી. ડબલ્યુ. ડીફીનો નીચેનો લેખ અતી મનનીય થઇ પડશે. સ્પેનના રાજ્યપરીવર્તન પહેલાં લખાયેલા આ અક્ષરો તે સદ્ભાગી દેશના ઇતીહાસ ઉપર સુંદર પ્રકાશ પાડે છે. તેથી તેનો સરળ અનુવાદ આપવાનો આ યત્ન, આશા છે કે અસ્થાને નહીં મનાય.

"હાલના આપખુદ શાસન સામે પડકાર કરનારા મુખ્ય ચાર બળો છે. બુદ્ધીજીવીઓ (Intellecheals), સમાજવાદીઓ, નવા ઉદ્યોગપતીઓ, અને પ્રજાસત્તાકવાદીઓ સ્પેનના ઇતીહાસમાં આ બળો નવા જન્મ્યા છે તેમણે નૃપતીશાહી સામેનો યુગજુનો વીરોધ વધુ મક્કમ અને બળવાન બનાવ્યો છે.

બુદ્ધીમાનો માને છે કે રાજા તો જુની ધાર્મીકતાનો પ્રતીનીધી છે. સમાજવાદીઓ રાજ્યમાં ઉમરાવશાહી અનુભવે છે. નવા ઉદ્યોગપતીઓ માને છે કે ઉદ્યોગના ઉત્કર્ષમાં નૃપતીશાહી તો એક મહાકંટક છે. અને છેક છેલ્લા પ્રજાસત્તાકવાદીઓ માને છે કે રાજા તો ખુલ્લા લશ્કરવાદનું ચોખ્ખું સ્વરૂપ છે. તેઓ કહે છે કે આ ગંધાતી

રાજસત્તાનો ફ્રેંચ વીપ્લવ વખતે જ વીનાશ થવો જોઈતો હતો. આમ રાજાનો નાશ કરવા માટે આજે બુધ્ધીજીવીઓ, સમાજવાદીઓ, ઉદ્યોગપતીઓ, અને પ્રજાવાદીઓ એક થયા છે. 'રાજા તો જવો જ જોઈએ' એ તેમનું સામાન્ય સુત્ર છે. 'રાજાઓનો નાશ થઇ જાવ' એવી ગર્જનાઓ સ્પેનમાં સામાન્ય છે.

આ ઉપરાંત સ્પેન દેશના વીપ્લવને પોષતાં બીજા બળો તેની ભૌગોલીક પરીસ્થીતીમાં મળી આવે છે સ્પેન એટલે હિંદ જેવો એક દેશ. જુદી જુદી ભાષા અને સંસ્કૃતી ધરાવના પ્રાંતોનો શંભુમેળો એટલે સ્પેન. કેટેલોનીયા, એરેગોન, કાસ્ટીલ, એ સર્વે પ્રાંતો પરસ્પર જુદા છે. માત્ર તલવારના બળથી તેઓને એકત્ર રાખવામાં આવ્યા છે. ખાસ કરીને કેટેલોનીયાના પ્રાન્તના વતનીઓમાં આઝાદીની તમન્ના એટલી તો ઉગ્ર હતી કે તેમને સ્પેનની સત્તા નીચે રાખવા માટે દરેક રાજવીને મશીનગનો મોકલવી પડતી.

સ્પેનના આવા પ્રાંતો સ્વાભાવીક રીતે જ મધ્યસ્થ સરકારતંત્રનો ખુબ વીરોધ કરે. મેડ્રીડમાંથી આજ્ઞા કરતા મહારાજાઓને પદભ્રષ્ટ કરવા માટે કેટેલોનીઆ, આરેગોન, અને કેસ્ટીલ પ્રાંતોના વતનીઓ ગમે ત્યારે તત્પર હોય જ. છેલ્લા સૈકામાં કેટેલોનીઆએ સ્વતંત્ર બનવાનો કેટલીયવાર યત્ન કર્યો છે. પણ મેડ્રીડની મશીનગનો આગળ કેટેલોનીઆના સ્વાતંત્ર્ય સંગ્રામને વીજય ન મળી શક્યો.*

---

* વીપ્લવ પછી કેટેલોનીયાની આંતરીક સ્વતંત્રતા મેડ્રીડની કામચલાઉ પ્રજાસત્તાક સરકારે સ્વીકારી છે.

સ્પેનના ખેડુતોને ખુવાર કરતી જાલીમ ઉમરાવશાહીને જગતમાં સારી પ્રસીદ્ધી નથી મળી. પણ જર્મનીના જંકરસના જેવી જ ઓલાદના આ ઉમરાવો સ્પેનમાં વસે છે. ફ્રાંસ જેવી ભીષણ અને જંગલી ઉમરાવશાહીનો દોર સ્પેનમાં સારી પેઠે દ્રષ્ટીએ પડતો હતો. સ્પેનની સઘળી હરીઆળી જમીન આ ન્હાનકડા ઉમરાવોના સમુહના હાથમાં છે. ખેડુતો આ જમીન ઉપર ખુબ જ ચુસાય છે. આવાં રક્ત ચુસતા ઉમરાવોની સંખ્યા ૩૪૦૦૦૦ ની છે, આ ઉપરાંત મ્હોટા જમીનદારો તો જુદા જ. તેઓની સંખ્યા લગભગ ૨૭૭૦૦૦ જેટલી થવા જાય, રાજા પોતે એક મ્હોટો ઉમરાવ છે. તેની જાગીર અતી વીશાળ છે. આ બધાએ ઉમરાવો ખેડુતોના પરસેવા ઉપર આનંદ વીલાસ માણે છે. રાજાને સહાય આપવામાં ઉમરાવવર્ગ એક બન્યો છે. દાખલા તરીકે ડ્યુક ઓફ આલ્બા અને કાઉન્ટ રોમાનોન સ્પેનના મોટા ઉમરાવો છે અને સમાજ વ્યવસ્થાને ટકાવી રાખવા માટે તેઓ પારાવાર પ્રયત્ન કરે છે

જંગલી ઉમરાવશાહી અને જાગીરદારશાહી સામે આજના ખેડુતોએ ખુબ પોકાર ઉઠાવ્યો છે. તેમની જહેમત ઉપર જીવતાં આ લોહીતરસ્યા પ્રાણીઓનો નાશ કરવા તેઓ આજે તત્પર બન્યા છે. પ્રજાસત્તાકવાદી આંદોલનોનું આ એક મુખ્ય પીઠબળ છે.

સ્પેનનો ધર્મ એટલે કેથોલીક સંપ્રદાય. આ નૃપતીપુજક ધર્મમાં સ્પેનની સઘળી પ્રજા સામાન્ય રીતે માને છે. આથી તો દર વર્ષે લગભગ ૫૦૦૦૦૦૦ પેસ્ટાની લાંચ આપી, રાજા આલ્ફાંસોએ પાદરીવર્ગને પોતાનો કરી દીધો છે. રાજા અને ધાર્મીક મંડળો એ અરસપરસ એટલાં તો એકરાર

બની ગયા છે કે આ પ્રભુભક્ત પાદરીઓ પ્રર્થના કરવાને બદલે રાજા સામે ચળવળ કરનારાઓ ઉપર જાસુસી કરતાં પણ શરમાતા નથી. આ અધઃપતનનો વેગ એટલો તો વીશાળ છે કે ઇસુખ્રીસ્તને નામે આ પાદરીસમુહે લોકભાવનાની ચળવળને, દાબી દેવા માટે કેટલાંય કારમા કાવતરાંમાં ભાગ લીધો છે. આથી જ ધામીક સત્તા સામે નવી ભાવનાવાળા યુવાનો તેમજ પ્રજાજનો પાદરી સામે અંગાર વર્ષાવતા ઉકળી ઉઠ્યા છે. બુદ્ધીજીવીઓ કહે છે કે આ પાપમય પ્રવૃત્તીનો રાજા આલ્ફોંસો એ એક મુખ્ય પાયો છે. અને તેથી આ બુદ્ધીમાનો પ્રજાને હાકલ કરે છે કે નૃપતીનો નાશ કર્યા વગર ધામીક સુધારણા ક્યાંયે શક્ય નથી.

આ શતકની શરૂઆત સાથે સ્પેનમાં ઉદ્યોગવાદનો ઉદય થયો છે. સ્પેનમાં ઠામ ઠામ યંત્રાલયો સ્થપાતાં જાય છે. બારસીલોના આજે યંત્રાલયોનું મુખ્ય મથક થઇ પડયું છે. મેડ્રીડમાં અતી વેગથી ફેક્ટરીઓ બંધાતી જાય છે. પણ આ સંપત્તીવાન સમુહને તેમની ફેક્ટરીઓમાં કામ કરવા માટે સસ્તા કામદારો જોઇએ છીએ. સંપત્તીવાનો પોતાની નફાની કોથળી તર કરવા માટે ઇચ્છે છે જમીન ઉપરથી ખેડુતોની ગુલામી નાશ થાય તો જ સસ્તા કામદારો મળી શકે. આ ઉદ્દેશથી જ જમીન ઉપર જકડી રાખનારી ગુલામી પ્રથા (Serf-dam) નો સંહાર કરવા તેઓ તત્પર થયા છે. આ ઉદ્દેશથી તેઓ આજે જાલીમ ઉમરાવશાહીનો નાશ કરવાની જરૂર જુવે છે. આ વીચારથી પ્રેરાઇને ઉદ્યોગપતીઓ આજે સ્પેનના જાગીરદારોના પ્રતીનીધી રાજા આલ્ફોંસોને પદભ્રષ્ટ કરવા તત્પર બન્યા છે. આથી તો પ્રજાસત્તાકવાદીઓના ખજાનામાં આ સમુહ ખુલ્લે હાથે પૈસા આપતા જાય છે.

યંત્રાલયોની સ્થાપનાએ કામદાર સમુહને જન્મ આપ્યો છે. તેથી નવું રાજકીય બળ ઉભું થયું છે. ઇતીહાસના વીકાસનો આ એક સંકેત છે. બારસીલોનાની કામદાર ચળવળ ખુબ ઉગ્ર છે. આ સમાજવાદીઓ આજે પ્રજાસત્તાકવાદીઓને સારી મદદ આપી રહ્યા છે રાજા આલ્ફોંસોનો નાશ કરવા માટે તેઓ એકત્ર બન્યા છે. કારણ કે સંપત્તીવાનનો નાશ કરવા માટે પણ પ્રજાસત્તાકતંત્રની પ્રથમ જરૂર છે સમાજવાદના સંગ્રામની સફળતા માટે તેઓ પ્રજાસત્તાક ચળવળની પડખે ઉભા રહ્યા છે। સામાન્ય હડતાલો અને પ્રચંડ દેખાવો તે સ્વાતંત્ર્ય સંગ્રામમાં સહજ થઇ પડયા છે. આજે કામદારો સમાજવાદી સુત્રો સાથે પ્રજાસત્તાકવાદીઓને સક્રીય સહાય આપી રહ્યા છે. રાજા આલ્ફોંસોનો નાશ કરવા માટે તેઓ સામાન્ય હડતાલથી આજે પ્રજાસત્તાકતંત્રના આંદોલનોની પડખે ઉભા છે.

૧૮૭૬ માં સ્પેને પોતાની ગાંપડાંગલી પણ મનસ્વી રાણીને દેશમાંથી દુર કરી, લોકશાસનની સ્થાપના કરી હતી. આ વખતે આ પ્રજાસત્તા સ્થપાએ પુરૂ એક વર્ષ પણ નહોતું થયું, ત્યાર પહેલાં સેનાપતી માર-ટીન્ઝે પ્રજાસત્તાકનો દ્રોહ કરી, લશ્કરી બળ વડે પ્રજાસત્તાકને ઉથલાવી પાડી ઇસાબેલના બીજા છોકરાને રાજ્યગાદી ઉપર બેસાડી દીધો. ત્યાર પછી તે અત્યાર સુધી રાજા આલ્ફોંસોએ કે રાજા આલ્ફોંસોના પીતાએ સ્પેનના બંધારણનો જરાય સ્વીકાર નહોતો કર્યો. આથી જ પ્રજાસત્તાક પક્ષના અગ્રણી અલકલા ઝમોરાએ ગર્જના કરી હતી કે 'સ્પેનનો રાજ્યમુગટ ગેરકાયદેસર છે.

રાજા આલ્ફાંસોનો અધીકાર તદ્દન અબાધ-રણીય છે.' સ્પેનનાં રાજાઓની અપખુદી અને લશ્કરી શાસન અને બંધારણ પ્રત્યે બેપરવાઇએ લોકોને ખુબ હચમચાવી દીધાં છે. પ્રજાસત્તાક આંદોલનોના સુત્રોની લોકપ્રીયતાની આ ભુમીકા છે.

પણ સ્પેનની સર્વ રાજકીય ચળવળની નીષ્ફળતા કે સફળતા તો સૈન્ય પર જ અવલંબે છે. સ્પેનીસ સૈન્યમાં દર દશ માણસે એક અમલદાર હોય છે. દર ત્રણસેની ટુકડીએ એક સરદાર હોય છે. તરવારનો આશ્રય લેવો તે તો એક સામાન્ય વસ્તુ થઇ પડી છે. ચુંટણીમાં હાર થાય તો તરવારના બળનો ઉપયોગ કરવાની પ્રથા રાજપુરુષોમાં સામાન્ય છે. અત્યાર સુધીના રાજપુરુષોએ સૈન્યનો આવો અવળો ઉપયોગ અનેક વખત કર્યો છે. પોતાની સામાન્ય સત્તાને ટેકો આપવા માટે તેમણે વારંવાર સૈનીકદળના સહકાર ઉપર આધાર રાખ્યો છે

આ પરીસ્થીતીએ સૈન્ય અને રાજકારણને સંકલીત બનાવ્યા છે. જે રાજકીય પક્ષના સહકારમાં સૈનીક દળ ઉભું હોય તે તે પક્ષની સફળતા ચોક્કસ મનાય છે. આથી સ્પેનીસ રાજપુરુષો હમેશાં લશ્કરની સહાય ઉપર ખુબ આધાર રાખે છે. એટલું જ નહીં પણ છેલ્લા દશ વર્ષોમાં લશ્કરી સેનાપતીઓએ રાજકીય સત્તા પોતાના હાથમાં જ લીધી છે. આ પદ્ધતીના અનીષ્ટ તરીકે એક પ્રચંડ અને ભયાનક લશ્કરી પ્રથા સ્પેનમાં સ્થપાઇ છે. તરવારના બળની તમન્ના કરતાં જતાં, સ્પેનના સામાન્ય જનસમુહમાં કામ કરવા તરફ તીરસ્કાર પેદા થયો છે. સૈનીકપદ એ સદ્‌ગ્રહસ્થાઇની ત્યાં નીશાની ગણાય છે.

આ પ્રમાણે ટુંકામાં સ્પેનની પરીસ્થીતી છે. બે પ્રકારના વીરોધી બળોએ ત્યાં ઝઘડો આરંભી છે.

એક બાજુ મધ્યકાલીન ઉમરાવશાહી, આંધળી અને રૂઢીચુસ્ત સત્તા, તેમજ લશ્કરવાદના બળો જુની મધ્યકાલીન સમાજવ્યવસ્થા ટકાવવા માટે તત્પર બન્યા છે. ત્યારે આ સમાજરચનાને પડકાર કરતાં નવા બળો તે કામદારો, બુદ્ધીજીવીઓ અને પ્રજાસત્તાકવાદીઓ છે. રાજા આલ્ફાંસો તે જુની સમાજરચનાનો પ્રતીનીધી છે. આ બધાની ઉપર આ અથડામણના વેગને નીર્માણ કરતું સૈન્ય ઉભું છે.



# રક્તથી રંગાયેલું ધન

: લેખક :
' સુતીંભંજક '

ભીખારી—એ શબ્દ જ કેટલો ધૃણાજનક છે! પણ તીરસ્કાર દર્શાવવા માટે, કે ઉપહાસ કરવા માટે વપરાતા આ શબ્દના ઉપયોગ વીશે જરા ઉંડો વીચાર કરવાની જરૂર છે. સામાન્ય અને સરળ વ્યાખ્યા લઇએ તો એમ કહી શકાય કે ભીખારી એટલે જે પોતાના જીવનનીર્વાહ માટે અન્યના ઉપર આધાર રાખે તે. આ વ્યાખ્યા પ્રમાણે જરા સમાજને વીલોકીયે તો શીક્ષકો, સાધુઓ, સંતો મહંતો, મહાત્માઓ એ કોટીમાં આવી જાય છે. એટલું જ નહીં પણ ઘણાં ભદ્રજનેની કોટી પણ ભીખારીના વર્તુલમાં ભળી જાય છે. જે કોઇ વ્યક્તી પોતાના જીવનનીર્વાહ માટે અન્યના ઉપર આધાર રાખે તે ભીખારી છે. આ દ્રષ્ટીએ પેલો લોહીચુસ્તો શાહુકાર, નીષ્ઠુર જમીનદાર કે દયાહીણ સંપત્તીવાન પણ આ જ કોટીમાં સમાઇ જાય છે. કારણ કે મનુષ્ય જીવનની જરૂરીઆતોના ઉત્પાદનમાં તેઓ જરાયે સહાય આપતા નથી. માત્ર શ્રમજીવી ખેડુતો અને મજુરોએ ઉત્પન્ન કરેલા ધનમાં મ્હોટો હીસ્સો પડાવી તેઓ આનંદ કરે છે.

આ પરીસ્થીતીનું સીધું કારણ આપણી સમાજરચના છે. સ્વીટઝરલેન્ડમાં બેસીને હીંદનો શેઠ મોજ અને વીલાસ માણી શકે છે. યુક્ત પ્રાંતના જમીનદારો ફ્રાન્સમાં જઇ તંદુરસ્તી અને તાકાત મેળવી શકે છે આ વ્યક્તીઓની સંપત્તી કામદારો અને ખેડુતો ખુબ જેહમત કરી ઉભી કરી રહ્યા છે. આ પરીસ્થીતી સામે આંખ મીચામણા કરવાથી કંઇ જ અર્થ નહીં સરે. ઉત્પાદનની પધ્ધતીમાં રહેલા અન્યાયને તમે અળગો નથી કરી શકતા.

આજે આ અન્યાયનો ભોગ માત્ર આમવર્ગ નથી. સુંદર અને સ્વચ્છ મકાનોમાં રહેતા મધ્યમવર્ગ ઉપર પણ કાળમુખી બેકારીએ સંતાપના શ્રાપ ઉતાર્યા છે. મધ્યમવર્ગના સંતાપ પણ તેટલા જ ઉગ્ર છે. તેઓ તો તેમની નકલી ખાનદાન અને મોહમય સ્વમાન ગુમાવી બેસે છે.

એટલુંજ નહીં પણ દીર્ઘ દુઃખ વેઠીને પણ બેંકમાં નાણું જમા કરનારા આ વર્ગને બેકારીનાં દર્દની તીવ્ર વેદના સહન કરવી બહુ કઠણ થઇ પડે છે.

બેકારીના સમયમાં આ કમનસીબ વ્યક્તીઓને મહાપરાણે જીવન ગુજારવું પડે છે. તેમનું બચાવેલું સર્વ ધન, સ્વાહા થઇ જાય છે. આ વર્ગને પોતાનો મોભ્ભો જાળવતાં પોતાની મીલકત ગીરો મુકવી પડે છે. એટલુંજ નહીં પણ કઇ ક્ષણે તેઓ રસ્તામાં રઝળતા થઇ જશે તેની ચીન્તા કરતાં તેઓ બહુ દુઃખી જીવન ગાળે છે. આ સમુદાય નથી માગી શકતો કે નથી કોઇની પાસે હાથ ધરી શકતો.

આમ હોવા છતાં સંતાપથી દરરોજ સુકાતા આ વર્ગના યુવાનો ક્વચીત ક્વચીત માલેતુજાર થવાના સ્વપ્ના ધરાવે છે. એ અજાયબી જેવું નથી?

જ્યારે લાખ્ખો લોકોનો સતત ભુખમરો એ સામાન્ય થઇ પડયો છે ત્યારે આપણી સમાજરચનાને બહુ સુંદર તરીકે વર્ણવવામાં આવે છે. એટલુંજ નહીં પણ સંપત્તીવીહોણા બનેલા સમુદાયને ભીખારીના નામથી સંબોધતા આ સંપત્તીવાન સમુદાયને ખાસ આનંદ થાય છે.

પણ આ સંપત્તીવાન સમુદાયની સંપત્તી ક્યાંથી આવી? શું આ સંપત્તી આકાશથી ઉતરી હતી? શું પરમકૃપાળુ પરમાત્મા આ હીરા માણેક અને સોનાના પહાડ કંઇ જાતે આપવા આવ્યા? આ અળખામણા થઇ પડેલા પ્રશ્ન પર જરા ઉંડી વીચારણા કરીયે તો જણાશે કે શ્રમજીવી જનતાના રક્ત પર આ દોલતના ડુંગરો ઉભા થયા છે. જમીનદારો અને માલેતુજારોની સંપત્તી કામદાર સમુહના લોહી ઉપર રચાયેલી છે. આ વસ્તુ ઉપર હમો આંખ આડા કાન કરી શકો નહીં. સમાજવ્યવસ્થાના પાયા નીચે રહેલા અન્યાય અત્યારે જોરશોરથી પોકાર કરી રહ્યા છે. આ અન્યાયી સમાજરચનાના પરીણામે શ્રીમંતોના સુખ વધતાંજ જાય છે. જ્યારે અમવર્ગ વધુ ને વધુ ચુસાતો જાય છે.

પેલે દીવસે શ્રીમંતની એક ગાર્ડન પારટીમાં જવાનું નીમંત્રણ લેખકને મળ્યું હતું. જ્યારે એક બાજુ આમવર્ગને અન્નના વાખા પડતા હતા ત્યારે અહીં રંગરાગ ઉડી રહ્યા હતા. અહીં એક રેલ્વેનો વડો અધીકારી પણ આવ્યો હતો. કેટલાય કુટુંબોને રસ્તામાં રખડતા કરી આ મનુષ્યે કંપનીનો નફો કાયમ રાખ્યો હતો. નફો એ આ વ્યક્તીનું જીવનધ્યેય હતું. પછી કામદારો રસ્તામાં રઝળીને મરી જાય કે આપઘાત કરે તેની જરાયે પરવા આ મનુષ્યને ન હતી. તેણે મ્હને અતી ગર્વથી કહ્યું કે 'આ વર્ષે માત્ર પાંચ લાખનો નફો ઉત્પન્ન થશે.' આ વ્યક્તી જ્યારે આ શબ્દો ઉચ્ચારતી હતી, ત્યારે મ્હારા મગજમાં બેકાર કામદારોના સંતાપ મગજમાં ઘોળાતા હતા. આ અમલદારની પ્રવૃત્તીએ અનેકોના ઘરમાં ક્ષુધા અને સંતાપ વર્ષાવ્યા હતા. આ અમલદારે અનેક રીતે કામ કરવાના કાનુ વધારી દીધાં હતાં આ પ્રમાણે તેણે 'નફો' ચીરંજીવ રાખ્યો હતો.

આ વ્યક્તી એક અડંગ દાનવીર ગણાતી. કેટલાય ફંડમાં તેણે સારી રકમ આપી હતી. આ રકમ આપતી વખતે આ દાનવીર દાતાએ જો લખ્યું હોત કે 'આ રકમ કામદારોના રક્તમાંથી ઉત્પન્ન થઇ છે' તો યોગ્ય જ ગણાત. આના કરતાં પણ વધુ સુંદર તો 'મ્હારા કામદારોને ઓછા પગાર

આર્પે આ પૈસા હું ફંડમાં આપું છું" એમ લખ્યું હોત તો પણ ચાલત.

સંભવ છે કે તે ભાઇ દાનવૃત્તીમાં પ્રામાણીકપણે માનતા હોય. પણ મ્હારો ઉદ્દેશ તે સદ્ગ્રહસ્થ(?)ની દાનવૃત્તી ઉપર ટકોર કે ટીકા કરવાનો જરાયે નથી. હું જે કહું છું તે એ છે કે આવી વ્યક્તીઓએ પોતાના ઉત્પાદનના સાધનની ઉંડી સમીક્ષા કરવી જોઇએ. પૈસાદારના ખજાનામાં ખડકાયલા પૈસાઓ કયા માર્ગે આવે છે તે વીચાર કરવાની ખાસ જરૂર છે. સંભવ છે કે સંપત્તીવાનો તો આ નફાના ઉત્પાદનમાં રહેલા અન્યાય અને નીર્દયતાને નહીં સ્વીકારે પણ સમાજના શ્રમજીવી સમુદાયે તો દાનવૃત્તીનો દંભ તરત જ પારખી લેવો જોઇએ.

પેલી શીક્ષણ સંસ્થાઓ દર વર્ષે મદદગારોની લાંબી નામાવલી બહાર પાડે છે. આ મદદના મુળ વીશે ઉંડા ઉતરીયે તો માલમ પડશે કે કોઇ જગ્યાએ કામદારોએ કે ખેડુતોએ આ ધન ઉત્પન્ન કર્યું છે. જમીનદારો કે સંપત્તીવાનોએ આજની સમાજરચનાના અન્યાયી કાયદાઓના પ્રતાપે આ ધન તેમની પાસેથી લુંટી લીધું છે અને હવે આ લુટાયેલા ધનનો અમુક ભાગ તેઓ દાન તરીકે શીક્ષણ સંસ્થાઓ, દવાખાનાઓ, તેમ જ પુસ્તકાલયો પઠવાડે ખર્ચે છે.

એ રક્તથી રંગાયેલા પૈસાથી આજે દાનવૃત્તીનો દંભ ચાલ્યા કરે છે. આપણી સઘળી જાહેર પ્રવૃત્તીઓ, આપણાં સેવાશ્રમો-વનીતાવીશ્રામો, અનાથાલયો, કેળવણીમંડળો, અને સદાવૃતો રક્તથી રંગાયેલા ધન ઉપર નભે છે—જીવે છે—અને વીકાસ પામે છે.

અનેકને આ વસ્તુ નહીં સમજાય. રક્તથી રંગાયેલા ધન વીશેની કલ્પના કેટલાક નહીં સ્વીકારે. કેટલાક આ વસ્તુ માનવા ચોખ્ખી ના પાડે. સંભવ છે કે આવી સમાજને ઉપયોગી ગણાતી પ્રવૃત્તીઓ વ્યક્તીના હીતની છે એમ ગણાવી આ આક્ષેપનો જવાબ આપવાનો યત્ન કરવામાં આવે. અનેક સંતો પોકારે છે કે ઇશ્વરની પ્રાર્થના અમો કરતા હોવાથી બીજાની મહેનતે ઉત્પન્ન કરેલું અન્ન ખાવાનો અમારો અધીકાર છે. સાધુઓ અહાલેક પુકારે છે કે સૃષ્ટીમાં કોઇ પણ પ્રકારનો શ્રમ કર્યા વીના ઉત્પાદનમાં હીસ્સો પડાવવાનો અમારો સનાતન હક્ક છે. પણ આ સાધુ સમુદાયને મળતી મદદ વીશે પણ જો આપણે ક્ષણભર વીચાર કરીશું તો તેમને પણ આ રક્તથી રંગાયેલા પૈસાની પ્રતીતી થશે. મઠ અને મંદીર બનાવનારા ધનવાનોનું ધન કામદારોની મહેનતમાંથી ઉત્પન્ન થયું છે કે વેપારની છેતરપીંડીમાંથી જન્મ્યું છે. એ વાતની કોઇ ના પાડી શકે તેમ નથી. વીચારક ટોલ્સ્ટોય પણ કહે છે કે 'કોઇ પ્રમાણીક પુરૂષ કદી પણ પૈસાદાર થઇ શકે નહીં', કારણ કે સંપત્તીનો પાયો જ અપ્રમાણીકતા અને રક્તશોષણ ઉપર રચાયેલો છે.

# સ્નેહલગ્ન *

**: : નવલીકા : :**

: લેખક :

સીતારામ જે. શર્મા

[ ૭ ]

દીપચની દષ્ટીને પ્રતીભાની આંખો પારખી ગઇ, તેની મારફત ઉલ્હાસ પણ વરુણની વૃત્તી જાણી શકયો.

પરંતુ વરુણના દીલમાંથી પ્રબોધાના પીતાના પૈસાનું અને નામનાની લાલસાનું આકર્ષણ ઓસર્યું નહોતું, તેથી તેનું દીલ હચુપચુ થયા કરતું હતું.

પ્રતીભાએ કેસરીયા સાડી પહેરી, 'ઇન્કીલાબ ઝીન્દાબાદ'નો પોકાર શરૂ કર્યો, ત્યારથી તેના દીલમાં સંપુર્ણ સ્વતંત્રતાનો, આઝાદીનો વીચાર પુરેપુરો ઉગી ચુકયો હતો.

સ્વતંત્રતા એટલે સર્વાંગી નીર્ભેળ સ્વતંત્રતા જ. તેમાં ન્યાત જાતનાં, રૂઢીનાં કે ધર્મનાં ગુલામી બંધન હોવાં ન જ જોઇએ એવું પ્રતીભા માનતી થઇ હતી.

તેથી કોમીવાદ અને ૭ કરોડ અંત્યજોની કરૂણ સ્થીતી એના હૈયામાં કાંટાની માફક ખુંચતાં.

ઉલ્હાસ વરૂણના માર્ગમાં વીઘ્નરૂપ બનવા માગતો ન હતો. વરૂણ નાથી સાથે સ્નેહલગ્નથી જોડાય તેમાં તેને કશો જ વાંધો ન હતો, તેમ પ્રબોધા સાથે તેના પીતાના પૈસાની લાલચે તે પરણે તો તેમાં પણ અટકાવ નાખવા તે તૈયાર નહતો.

"વરૂણ ઉમ્મરલાયક છે, સ્વતંત્ર છે; પોતાનું હીત અહીત સમજી શકે છે. એને જેમ ઠીક લાગે તેમ કરે." એ વીચારસરણી ઉલ્હાસની હતી.

પણ પ્રતીભાને વરૂણ નાથીનું સગપણ જેવું હતું. હૉસ્પીતાલના પલંગમાં પડે પડે અનેક વખત તેણે સ્વપ્નસૃષ્ટીમાં વરૂણ નાથીને દાંપત્યજીવન ગાળતાં જોયાં હતાં. 'ન્યાતોના અભીમાનને ખીલવવામાં નાગર ન્યાતે મોટામાં મોટો ભાગ ભજવ્યો છે; એ અભીમાનના મુળમાં સુરંગ મુકવા નાગરી ન્યાતે જ પ્રથમ તૈયારી કરવી જોઇએ.' પ્રતીભાનો એવો દૃઢ નીશ્ચય થયો હતો. અને એ પ્રયોગ પોતાને ઘેરથી જ શરૂ થાય એવું તે અંતઃકરણપુર્વક ઇચ્છતી હતી.

એટલે તેણે કેટલેક અંશે નાથીનું સખી કૃત્ય કરવા માંડયું.

હીંદુ સમાજના નીરાશાઓથી ગાઢ અંધકારભર્યા વાતાવરણમાં નાથી તેને પુર્ણીમા સમી દેખાતી. એ કલ્પનાતંતુને જીવંત બનાવવા પ્રતીભાએ નાથીનું નામ બદલીને પુર્ણીમા રાખ્યું.

નાથી એ નવા નામથી ખુશ ખુશ થઇ ગઇ. એ નામમાં એને નવી પ્રતીષ્ઠા મળતી દેખાઇ.

વરૂણને પ્રતીભા ભાભીની ચતુરાઇ ગમી. પણ તેના દીલમાંથી બેરીસ્ટર થવાની લાલસા જતી નહોતી.

---

* ગતાંકથી ચાલુ.

"સમાજનાં યુગયુગનાં પાપ ધોવા તમારે એટલી પ્રતીક્ષાને લાત લગાવવા તૈયાર થવું જોઈએ." પ્રતીભા દીયરને એ આગ્રહ કરતી.

પણ વીસમીસદીનો 'કરીઅર'ની મહત્વાકાંક્ષાઘેલો વરૂણ ભાભીનાં પ્રેરણાભર્યાં વચનોથી એટલી હીંમત બતાવી શકતો નહોતો.

"નૌજવાનોએ તો જેમાં ભારે સાહસ અને ભય રહેલાં હોય તેવાં કાર્ય ઉપાડવા તત્પર બનવું જોઈએ. એ જાતની કાર્યતત્પરતાથી નવી નામના કમાય, અને એ નામનાના જોરે નવી જ 'કરીઅર' રચે એ જ યુવાન. એવી યુવાની હીંદમાંથી આથમી ગઈ છે, તેને પાછી ઉગતી કરો અને વરૂણભાઈ! ઈતીહાસમાં અજોડ એવું સાહસ ખેડી ૭ કરોડ દલીત કોમ સાથે સબંધ સાંધવાના મહાપ્રયોગના યશભાગી બનો!" એવાં આશાવાદી વચનોથી વરૂણને પ્રતીભા દરરોજ તૈયાર કરતી.

નાથીના જીવનમાં પણ પ્રતીભાએ નવો જ પલટો કરાવ્યો હતો. નાથી નાથી મટી પુણીમા બની ત્યારથી તે નવીન જીવન જીવવા માંડી હતી. વાલપખાડીની લાલ ઇંટની ચાલીની એની ઓરડીમાં પણ તેના હૈયામાં થયેલા પરીવર્તનના ચમકારા જણાવા લાગ્યા હતા.

કોઈને ખબર નહોતી પણ પુણીમાએ મેટ્રનની મહેરબાની મેળવી નર્સ થવા માટે શું કરવું જોઈએ તે જાણી લીધું હતું, અને ફુરસદનો વખત અંગ્રેજી અભ્યાસ કરવામાં તેમ જ નર્સના કામ માટે લખાયલાં ગુજરાતી ભાષાનાં પુસ્તકો વાંચવામાં ગાળવા માંડયો હતો.

દલીત જાતીનું દલીતપણું દુર કરાવવામાં પોતે પ્રબળ કારણ બનવા નીર્માઈ હોય એવો જ નીર્ણય પુણીમાએ કરી લીધો હતો. એક જ માનવજાતીનાં યુગોથી છુટાં પડી ગયેલાં બે મહાન અંગોને ફરીથી એકઠાં કરવા માટે જ તેનું નીર્માણ થયું હોય એવું તે માનતાં શીખી હતી.

પ્રતીભાએ તેના માનસમાંથી ગુલામી ભાવનાના નાનામાં નાના રજકણને દુર કરી, એ નવીન રસાયણનાં તત્વો સીંચવાનું અજબ કામ કર્યું હતું.

## [૮]

**પ્ર**તીભાએ એક દીવસ નાથીના બાપને હૉસ્પીતાળમાં બોલાવ્યો.

તેણે નાથી તરફની મમતા એની આગળ પ્રકટ કરી અને ધીરે ધીરે નાથીને દલીત કોમની બહાર, તેની મરજી પડે ત્યાં પરણાવવાની પરવાનગી એની પાસે માગી.

નાથીનો દલીત કોમનો પીતા એ વાત સાંભળીને ડઘાઈ જ ગયો.

પોતે દલીત જાતીનો છે. દલીત કોમથી હીંદુ જાતીની ઉજળીયાત કોમો અભડાઈ જાય છે, ગયા જન્મનાં પાપકર્મોને લીધે જ એનો તેમ જ નાથીનો જન્મ અંત્યજ જાતીમાં થયો છે, અને એ પાપનાં ફળ ભોગવવા માટે તેમણે જે દુઃખ વેઠવાં પડે તે વેઠવાં જોઈએ જ: એવી એવી તેનાં મનમાં કેટલીય માન્યતાઓ સજ્જડ થઈ ગઈ હતી.

તેથી તેણે કહ્યું:

"બ્હેન, બા, તમે તો મોટાં–સારાં માણસ છો એટલે એમ કહો, પણ અમારાથી એવું પાપ ન થાય. આ ભવે તો આ દશા ભોગવીએ છીએ, ને આવું ભયંકર પાપ કરીએ તો આવતે જન્મે કોણ જાણે શું યે થવું પડે!"

"બાઈ, એ તો સ્વાર્થી માણસોએ તમારી જાતીને દબાવી રાખવા માટે ઉભી

ડરેલી ખોટી વીચારસરણી છે." પ્રતીભાએ સગી બહેનના ભાવથી તેને સમજાવવા માંડયો. "તમે ય માણસ છો અને બીજા ઉજળીયાત ગણાતા હીંદુઓ ય માણસો છે. એક માણસને આ રીતે ઉતારી પાડીને દબાવી રાખવાનો બીજા માણસને જરા જેટલો પણ હક્ક નથી. પણ તમને બીજો કોઇ નુકશાન કરે તે કરતાં તમારી પોતાની માનસીક ગુલામી જ વીશેષ નુકશાન કરે છે. એ ગુલામીને ફગાવી દો, અને અમારા બધાંના જેવા બની તમે ખરેખરૂં મનુષ્યજીવન જીવતા થાઓ, તે માટે જ તમારે તમારી નાથીને ઉજળીયાટ વર્ગના પુરૂષ સાથે પરણાવવી જોઇએ. લગ્ન સંબંધની આસપાસ જકડી લેવામાં આવેલાં ખોટાં બંધનોને તોડી નાંખવાં એ જ કોમી અને જાતીભેદના નાશ માટે એક જ અસરકારક ઉપાય છે."

વાલપખાડીમાં રહેતા દલીતના માનસમાં પ્રતીભાએ એવી અનેક દલીલોથી, નવીન વીચારસરણીનો પ્રકાશ પાડયો.

પુણીંમાના આનંદનો એથી પાર ન રહ્યો. એ જ રીતે પ્રતીભાએ કજે કજે વરૂણના દીલને પુણીંમા તરફ વીશેષ આકર્ષ્યું.

ધીરે ધીરે વરૂણના મનમાંથી બેરીસ્ટરીની પ્રતીષ્ઠા અને નામનાનો ચેપ ઓછો થવા લાગ્યો, તેમ તેમ અબોધા કરતાં પુણીંમા એના દીલને વીશેષ આકર્ષણરૂપ થઇ પડી. ભાભીનું કહેવું એને ખરૂં લાગ્યું. "આ મુડદાલ દેશની મુડદાલ જાતીઓથી રૂંધાયલી માનવતાને સંપુર્ણ આઝાદી આપવા માટે ભાભી કહે છે તેવી નૌજવાની બતાવવાનો મહપ્રયોગ જરૂરનો છે" એવી તેની ખાત્રી થઇ.

અને એક દીવસે વરૂણ અને પુણીંમાન લગ્ન થવાની વાત જાહેર થઇ.

[ ૯ ]

સુર્ય પ્રકાશથી ઘુવડ અને વનવાગલાં ચમકી ઉઠે, એકાએક સળગેલા દાવાનળથી અરણ્યનાં પશુપંખીઓ કીકીયારીઓ પાડતાં જીવ બચાવવા દોડાદોડ ને ઉડાઉડનો કોલાહલ કરી મુકે, તેમ વરૂણ–પુણીંમાના લગ્ન સંબંધની જાહેરાતે કહેવાતા સુદ્દઢ સનાતની વૃંદમાં ખળભળાટ મચાવી મુકયો!

કોઇને એ લગ્નસંબંધથી સમાજનું સત્યાનાશ નીકળી જતું લાગ્યું, તો કોઇને હીંદુધર્મ મુળમાંથી ઉખડી પડતો દેખાયો! નાગરોની ન્યાતના વૃદ્ધ પુરૂષોએ સભાઓ ભરી વરૂણ પુણીંમાનાં લગ્ન તરફ ભયંકર તીરસ્કાર બતાવ્યો અને તેના સારા યે કુટુંબને સુર્ય ચંદ્ર જ્યાં સુધી અસ્તીત્વમાં હોય ત્યાં સુધીને માટે ન્યાતીમાંથી બહીષ્કૃત કરવાનો ઠરાવ કર્યો. પરંતુ હળાહળ કળીકાળ વ્યાપી ગયેલો હોવાને લીધે કે ધર્મ ધરતીમાં ઉતરી પડેલો તેથી ખુદ નાગરી ન્યાતના નૌજવાનોએ ઠામ ઠામ સભાઓ ભરીને વરૂણને તેણે બતાવેલા સાહસ માટે ધન્યવાદ આપનારા ઠરાવો કર્યા, સુદ્દઢ સનાતનીઓની સામે હીંદુ યુવકોએ તેમ જ સુધારક મંડળોએ સભાઓ ભરી વરૂણના કાર્યથી હીંદુ જાતી ઉજ્વલ બની અને તેણે માનવતામાં પગલાં પાડયાં એવા અભીપ્રાય બતાવનારા ઠરાવ કર્યા.

જીર્ણ મનોદશાના તંત્રીઓએ જડતાના પુજકો અને રૂઢીના ગુલામોનો સાથ શોધ્યો, 'વાચીત્ર વીશ્વ' અને સ્વતંત્રતાવાદી પત્રકારોએ વરૂણ–પુણીંમાના લગ્નથી હીંદુ જાતી ઉપરનું એક મહાન કલંક ભુંસાવાનો આરંભ થયેલો માની, બીજા નૌજવાનોને તેમ જ નવયુવતીઓને તેમનું અનુકરણ કરવાની સલાહ આપનારા લેખો લખ્યા.

આમ આ નવીન પ્રયોગવાળાં સ્નેહલગ્નના સબંધમાં વીચાર, વાણી અને લેખનના અથડામણોનાં આંદોલન કેટલાક દીવસ ચાલ્યાં. પણ વરૂણ-પુણીંમાને તેની દરકાર નહોતી. પ્રતીભા અને ઉલ્હાસે ભુતાવળની કલ્પના જેવી ન્યાતનો ડર કેટલા યે દીવસ પહેલાં છોડી દીધો હતો. એટલે તેમણે આ લગ્નમાં ધાર્મીક લગ્નવીધીને તીલાંજલી આપી, સ્ત્રી જાતીના સ્વાભાવીક હકનો સ્વીકાર કરનારો માત્ર લગ્ન નોંધણી કરવાની કાયદાની રીતનો જ અંગીકાર કર્યો.

દુર્ભાગ્યે દલીત કોમવાળાઓ પણ પોતાના માનસીક રોગને લીધે પુણીંમાનાં નાગર નામથી ઓળખાતા મંડળના વરૂણ સાથે લગ્ન થયાં તેનું મહત્વ સમજી શક્યા નહી.

પરંતુ પરસ્પર તરફ આકર્ષાયલાં વરૂણ અને પુણીંમાને તેની કશીજ પરવા કે ચીંતા નહોતી.

પુણીંમાના લગ્નને દીવસે જ પ્રતીભા પણ સાજી થઈને હૉસ્પીતાલમાંથી નીકળી ઉલ્હાસ અને તેના બંડખોર મીત્રમંડળીને તેથી બેવડો આનંદ થયો.

[૧૦]

જેમ એ લગ્નને તીરસ્કારનારા નીકળ્યા, તેમ તેની પ્રશંસા કરનારાઓ પણ નીકળ્યા, તે જોઈને અનેક ચુસ્ત સનાતનીઓનાં હાંજા ગગડી ગયા. જે ન્યાતોના દુર્ગને અતુટ માનીને તેઓ આજ દીન સુધી મલકાયા કરતા હતા અને બંડખોર સુધારકો, એ કીલ્લા સાથે માથાં પટકી પટકીને પોતાને જ નુકશાન કરવાના છે એમ માન્યા કરતા હતા, તેમની આંખ આગળ ન્યાતના એ અતુટ દુર્ગના કાંગરા ટપોટપ પડતા જોઈ, તેમને સકળ વીશ્વનો નાશ નજરે દેખાયો. એમના એ ભયમાં જ નૌજવાનોનો આનંદ સમાયો હતો. તેમને એ જ માર્ગમાં માનવતાના સ્વીકારવાળી સ્વતંત્રતા નજીક આવતી દેખાતી હતી.

પુણીંમાના આનંદને સીમા નહોતી રહી છતાં તેના હૈયામાં એક ચીંતા શલ્યની માફક ખટકી રહી હતી.

વરૂણે તેની ખાતર પોતાના ભાવી જીવનનાં તમામ શમણાં જતાં કર્યાં હતાં, એ વીચાર તેને કષ્ટદાયક થઇ પડતો હતો.

વરૂણના હ્રદયમાં ભાભીએ દીધું જતી મારેના મહાપ્રયોગની મહત્વાકાંક્ષા જગાડી ત્યારથી બેરીસ્ટરીની લાલચ આથમી ગઇ હતી, તો પણ પુણીંમાનો વરૂણ તરફનો પ્રેમ, તેના દીલમાંથી એ વીચારને શાંત થવા દેતો ન હતો.

તેથી તેણે લગ્ન પછી નર્સ તરીકેનું શીક્ષણ લેવું ચાલુ રાખ્યું હતું.

વકીલાત કરતા વરૂણને એક દીવસ પુણીંમાએ હસીને કહ્યું:

"વીલાયત જવાનો પાસપોર્ટ કઢાવો."

"હવે વીલાયત કેવું? હવે તો અહીં જ વીલાયત છે."

"ના, તમે મારી ખાતર તમારી એ મહત્વાકાંક્ષા ઉપર સંયમ મુકયો છે."

"હું એવું માનતો નથી."

"છતાં હું એ ભુલી શકતી નથી. તમારે બેરીસ્ટર થવા ઇંગ્લંડ જવું જ પડશે."

"પણ ખર્ચનો વીચાર કર્યો?"

"હા. એ વીચાર કરીને જ હું તમારી સાથે વાત કરૂં છું. તમે વીલાયત જાઓ તેટલા ભાડાના પૈસા મેં નર્સ તરીકે કામ કરીને એકઠા કર્યા છે, અને ત્યાં રહેશો ત્યાં સુધી તમને પૈસા મોકલી શકું તેવી ગોઠવણ મેં કરી છે.

એ વાત વરૂણની મીત્રમંડળીએ જાણી ત્યારે પુણીંમા તરફનાં સન્માનમાં પ્રત્યેક હ્રદયમાં વધારો થયો.

અને એક શ્રીમંત મીત્રે પુણીંમાની એ હીંમતની કદર કરવા માટે તેને પણ દાક્તરી શીક્ષણ સારૂ વીલાયત જવાનો આગ્રહ કર્યો, અને બન્નેના ખર્ચ માટેની ગોઠવણ પોતે કરવાની આગ્રહભરી ઇચ્છા પ્રદર્શીત કરી.

તે પછી બીજે જ પખવાડીએ વરૂણ અને પુણીંમા યુરોપની મુસાફરીએ ઉપડી ગયાં.

: સંપુર્ણ :

# હિંદમાં પરદેશી બેંકો

:મુળ લેખક:
મી. ડી. એલ. દુબે
એમ. એ. પી. એચ ડી.

હીંદમાં પરદેશી બેંકોએ કેવો અડો જમાવ્યો છે, હીંદનો પરદેશ સાથેનો વેપાર હાથ કરીને દેશી બેંકીંગનાં વીકાસનો માર્ગ કેવી રીતે રૂંધવામાં આવે છે, તેનો સુંદર ખ્યાલ નીચેના લેખમાં દાખલા દલીલો સાથે આપવામાં આવ્યો છે. હીંદી સરકારની બેંકીંગ તપાસ સમીતીનો હેવાલ જ્યારે ઘડાઇ રહ્યો છે ત્યારે આ લેખ ખાસ આવકારદાયક થઇ પડશે એમ માનીને અત્રે આપવામાં આવ્યો છે.

હીંદમાં શરાફી વીષે અતી મહત્ત્વની અને પુસ્કળ માહીતી છેલ્લા થોડા મહીનાઓ દરમ્યાન પ્રગટ થઇ છે. હીંદી સરકારે નીમેલી મધ્યસ્થ બેંકીંગ તપાસ સમીતીનો હેવાલ હજી ઘડાઇ રહ્યો છે, છતાં પ્રાંતીક સમીતીઓના હેવાલોમાં અને ભલામણોમાં હીંદના બેંકીંગના ધંધા વીષે સુંદર પ્રકાશ નાંખવામાં આવ્યો છે, એટલું જ નહી પણ, અસંખ્ય આંકડાઓ અને માહીતીઓનો સંભાર ભરવામાં આવ્યો છે. મધ્યસ્થ બેંકીંગ તપાસ સમીતીની ભલામણોનો પ્રશ્ન તો અત્યારે બાજુએ રાખવા જેવો છે. બીનજવાબદાર એવી પરદેશી નોકરશાહીને આ હેવાલ સુપ્રત કરવાનો છે એ વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની છે. સ્વરાજ સરકારને તેમની યોજનાનો અમલ કરવાનો હોય, તો કદાચ તેઓ જુદા જ દ્રષ્ટીબીંદુથી આખો હેવાલ રચે એમ માનવું તદ્દન સ્વાભાવીક છે.

છતાં હીંદમાં શરાફીના ધંધાના વીકાસ અર્થે કશા પ્રયાસ થતા નથી એ વાત તો જાણીતી છે. હીંદનું નાણા બજાર વીકસે એવા સંજોગો ઉત્પન્ન કરવાની અત્યારે ખાસ જરૂર છે. બ્રેટબ્રીટનના એક આગેવાન પત્રમાં પોતાના વીચારો પ્રગટ કરતાં મી. સ્પોલ્ડીંગ હીંદનાં નાણા બજારને સૌથી વીશેષ અસ્થીર બજાર તરીકે ઓળખાવે છે. હીંદમાં બેંકોની સંખ્યા વધવાની રૂર છે, મધ્યસ્થ રીઝર્વ બેંક—નોટ કાઢવાની સત્તા સાથે—ની સ્થાપના અનીવાર્ય છે. એટલું જ નહી પણ, હુન્નરઉદ્યોગમાં તેમ જ ખેતીવાડીના ક્ષેત્રમાં નાણાની મદદ કરી શકે એવી શરાફી પેઢીઓ ઠેર ઠેર ઉગી નીકળે એ બહુ જ જરૂરનું છે. આ વીષયના એક પ્રખર અભ્યાસી મી. બેસ્ટરે થોડા જ સમય ઉપર "ફાઇનાન્સીઅલ ન્યુઝ"માં લખતાં જાહેર કર્યું હતું કે—

"હીંદુસ્તાનમાં એ વીશાળ દેશની જરૂરીયાતના પ્રમાણમાં બહુ જ ઓછી બેંકો

છે એ વસ્તુ એકદમ તરી આવે છે. બ્રીટીશ સામ્રાજ્યમાં વસતીના પ્રમાણમાં બેંકની શાખાઓનો અંદાજ નીચે પ્રમાણે આંકવામાં આવ્યો છે:—

| દેશ | વસતી દીઠ | શાખા |
|---|---|---|
| ગ્રેટબ્રીટન | ૪૫૦૦ | ૧ |
| સંસ્થાનો | ૨૩૦૦થી૨૭૦૦ | ૧ |
| હીંદુસ્તાન | ૯૦૦,૦૦૦ | ૧ |

આમ આ આંકડાઓ ઉપરથી સ્હેજે સમજી શકાય છે કે અત્યારે હીંદના આર્થીક વીકાસ અર્થે વધુ બેંકોની અનીવાર્ય જરૂર છે. અને આ જરૂરીયાત ઇ. સ. ૧૯૨૮ ની સાલમાં લીનલીથગો કમીશને સુચવેલી લેંડ મોર્ટગેજ બેંકો [જમીન ગીરવો રાખીને નાણાં ધીરનાર બેંકો] અને વેપારી બેંકો સ્થાપવાની છે.

"હીંદમાં નાણાં ચલણ અને શરાફીનો અંકુશ એવી બે સત્તાઓના હાથમાં છે કે જેમની નીતી તદંતર જુદી છે." આ શબ્દોમાં ઇ. સ. ૧૯૨૬ ના કરન્સી કમીશને હીંદના આર્થીક દર્દનું નીદાન કર્યું હતું. આ સત્ય સાથે ભાગ્યે જ કોઇને આજે મતભેદ હોઇ શકે.

મા. બેસ્ટરે હીંદના નાણાં પ્રકરણ અને શરાફીના ધંધા વીષે જે મત ઉચ્ચાર્યો છે તે આંકડાઓનો આધાર લેતાં વધારે સ્પષ્ટ થાય છે. ઇ. સ. ૧૯૨૭-૨૮ ના 'બેંકર્સ એલ્મેનેક અને યરબુક' અનુસાર એકલા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં ૨૫૦૦૦ બેંકની શાખાઓ છે; જ્યારે ગ્રેટબ્રીટન અને આયર્લેંડમાં ૧૦,૧૦૦, ફ્રાંસમાં ૪૪૦૦, જર્મનીમાં ૩૧૦૦, અને બેલ્જીઅમમાં ૧૦૦ [આ ઉપરાંત પોસ્ટ ઓફીસ બેંકની પ્રથા પ્રચલીત છે તે તો જુદી] શાખાઓ ધીકતો ધંધો ચલાવે છે. ત્યારે હીંદ જેવા વીશાળ દેશમાં માત્ર ૫૦૦ શાખાઓ જેવો કંગાળ આંકડો મહામહેનતે તૈયાર થઇ શકયો છે, અને આમાં મોટાં શહેરોમાં આવેલી એક કરતાં વધારે શાખાઓનો પણ સમાવેશ થઇ જાય છે. આટલી માહીતી પછી બેંકીંગ તપાસનું પરીણામ શું આવવું જોઇએ તે આપણે સ્હેજે કલ્પી શકીએ છીએ.

હવે જોવાનું છે કે સત્ય વસ્તુના પ્રકાશનમાં મધ્યસ્થ તપાસ સમીતીના સભ્યો કેવી હીમત દાખવે છે.

બીજા દેશોની શરાફીની પ્રગતીનો ઇતીહાસ અતી અર્થસુચક છે. પશ્ચીમના દેશોમાં બેંકો દેશના આર્થીક જીવનમાં અતી મહત્વનો ભાગ ભજવે છે. લગભગ દરેક દેશમાં મધ્યસ્થ બેંકને નોટો કાઢવાનો હક્ક આપવામાં આવ્યો હોય છે. કેટલાક દેશોમાં સરકાર પોતાની અનામત મધ્યસ્થ બેંકમાં મુકે છે, અને જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ કરવાની છુટ પણ બેંકને આપે છે; અને કેટલાક દેશોમાં પરદેશ સાથેનો વેપાર બેંકોની ખીલવણીમાં સહાયરૂપ બને છે.

હવે આ સંબંધી હીંદની દશા કેટલી દયાજનક છે! પ્રેસીડન્સી બેંકો-જે હવે ઇમ્પીરીઅલ બેંકને નામે ઓળખાય છે—ને ઇ. સ. ૧૮૬૧ સાલ પહેલાં નોટો કાઢવાનો હક્ક હતો. તે ઉપરાંત વખતો વખત સરકારના નાણાં આ બેંકોમાં જ અનામત રહેતાં, અને આજ પણ એ પ્રથા ચાલુ છે. પરીણામે ઇમ્પીરીઅલ બેંક આજે સૌથી સદ્ધર સંસ્થા લેખય છે, અને સૌથી વીશેષ શાખાઓ દેશભરમાં આજે એ બેંકે ખોલી છે.

હવે પરદેશ સાથેનો વેપાર અને હીંદી બેંકોના સંબંધનો પ્રશ્ન વીચારવો ઘટે છે. મી. બેસ્ટરના શબ્દોમાં **"હીંદના પરદેશ સાથેના વેપારનાં નાણાપ્રકરણ—**

જે ઓછા સાહસે વધુ નફાકારક છે–તરફ અલબત્ત 'એક્ષ્ચેંજ બેંકો' જ વીશેષ લક્ષ આપે છે, અને આમાં બ્રીટીશ પ્રતીનીધીઓની સંખ્યા જ સૌથી વધારે છે. પણ આથીયે વધારે અર્થસુચક બીના તો એ છે કે બધીયે એક્ષ્ચેંજ બેંકોની મુડી પરદેશમાંથી આવે છે, બહારના આથીંક કેન્દ્રો ઉપર સહાય માટે તેમને આધાર રાખવો પડે છે, અને પરીણામે આ સંસ્થાઓ ઉપર સ્થાનીક મધ્યસ્થ બેંકના કાબુનો વીચાર કરતાં અનેક મુશ્કેલીઓ ઉભી થાય છે.'

"સંસ્થાનોની દરેક અગત્યની બેંકની લંડનમાં શાખા હોય છે, અને બ્રીટનની દ્રષ્ટીએ વધારે નોંધવા જેવી બીના તો એ છે કે સામ્રાજ્યનો આખો ય શરાફી ધંધો લંડનની બેંકોએ સર કર્યો છે."

આ ઇજારદારોના અયોગ્ય અને અન્યાયી વર્તનનો પ્રત્યાઘાત પણ થવા માંડયો છે. ઓસ્ટ્રેલીઆમાં તો કોમનવેલ્થ બેંકના નામથી એક રાષ્ટ્રીય બેંકની સ્થાપના પણ થઇ ચુકી છે. દક્ષીણ આફ્રીકામાં પણ ઉચાટ ફેલાયો છે, અને હવે સૌને એમ ભાસવા લાગ્યું છે કે દરીયાપારની બે સંસ્થાઓ દુરદુરથી યુનીઅનના નાણાપ્રકરણ ઉપર અંકુશ ચલાવે એ તદ્દન ગેરવ્યાજબી છે. કેનેડા અને ન્યુઝીલેંડના આગેવાનોના દીલમાં પણ ઉગી ગયું છે કે કોમનવેલ્થબેંક જેવી સંસ્થા પોતાના દેશમાં સ્થાપવાથી જ તેમનું દળદર ફીટી શકશે.

હીંદની પરીસ્થીતી આ દેશો કરતાં જરા પણ સારી નથી. સામ્રાજ્યના નાણા ચલણના આ ઇજારદારોના વ્યાપારી પ્રભુત્વનો કંઇક ખ્યાલ નીચેના વર્ણન ઉપરથી આવી શકશે.

હીંદી વેપાર અને એક્ષ્ચેંજનો ઇજારો ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના હાથમાં હતો તે વખતે દેશમાં શરાફીના ધંધાની શી દશા હતી તેના ઇતીહાસમાં અત્રે ઉતરવાની જરૂરત નથી. અત્રે માત્ર એટલો જ ઉલ્લેખ જરૂરી છે કે છેલ્લા થોડા વર્ષ દરમ્યાન અનેક એક્ષ્ચેંજ બેંકોએ હીંદ ઉપર ચઢાઇ કરી છે. લઢાઇ પહેલાં આવી પેઢીઓની સંખ્યા માત્ર દશની જ હતી. અત્યારે તે સંખ્યા વધીને ૧૮ ની થઇ છે, અને હમણાં જ સ્વારી કરનાર લોઇડ્સ બેંક જેણે દીલ્હીની ચંદની ચોકમાં એક આલેશાન ઇમારતમાં નીવાસ કર્યો છે તે સમાવેશ કરીએ તો આ સંખ્યા ૧૯ની થવા જાય છે. લગભગ આ દરેક બેંકની મુખ્ય કચેરી લંડનમાં આવેલી છે, જ્યારે તેમનો ૭૫ થી ૮૦ ટકા જેટલો ધંધો હીંદમાં ચાલે છે. અને તેમના વીકાસક્રમની ખાસ નોંધવા જેવી બીના તો એ છે કે છેલ્લા થોડા સમય દરમ્યાન આ બેંકોની સ્થાનીક ડીપોઝીટ એટલી ત્વરાથી વધી છે કે તેઓ હવે મુડીની દ્રષ્ટીએ મુખ્ય કચેરીથી તદ્દન સ્વતંત્ર બની ગયો છે. અત્યારે હીંદમાં ડીપોઝીટનું પ્રમાણ ૨૦૦ કરોડ રૂપીયા જેટલું છે, તેમાંથી ૭૨ કરોડ જેવી ગંજાવર રકમ આ પરદેશી બેંકોએ હાથ કરી છે.

હીંદના પરદેશ સાથેના વેપારનો વાર્ષીક અંદાજ રૂ. ૬૦૦ કરોડનો થવા જાય છે; તેમાં કલકત્તાની હીંદી વેપારી ચેંબરના અંદાજ અનુસાર માત્ર ૧૫ ટકા જેટલો જ વેપાર હીંદીઓના હાથમાં રહ્યો છે, જ્યારે

આફ્રીનો બધો નાણાંવ્યવહાર આ પરદેશી પેઢીઓ મારફત ચાલે છે. આ બેંકો હીંદમાં ડોલર, સ્ટર્લીંગ કે પરદેશી સીક્કા પ્રમાણે ખાતાં ખોલતી નથી–હુંડીઓ પર બંને તરફથી કમીશનો ખાય છે, અને આમ લખલુટ દોલત લુંટી તીજોરી તર કરે છે. આ ક્ષેત્રમાં પરદેશી બેંકો લગભગ ઇજારો ભોગવે છે, તેથી જાણે તેઓ પરદેશી વેપાર પર કર જેવો વસુલ કરે છે. આમ હીંદી ડીપોઝીટરો પાસે નજીવાં વ્યાજથી પૈસા મેળવીને પરદેશીઓના હાથમાં રહેલો હીંદનો પરદેશ સાથેનો વેપાર ચલાવે છે. આ બધી વસ્તુઓ ધ્યાનમાં લેતાં આ બેંકો મોટાં ડીવીડન્ડો જાહેર કરે તેમાં કશી નવાઇ નથી. કેટલીક બેંકો તો વીશ વીશ ટકા જેટલો વાર્ષીક નફો જાહેર કરે છે, અને આ આખા પ્રકરણની વીચીત્રતા તો એ છે કે આ બેંકો ઉપર ઓડીટનો કે એવો બીજો કશો અંકુશ નથી' તેઓ વાર્ષીક સરવૈયાં અહીં પ્રગટ કરતા નથી; તેમની સદ્ધરતા માટે કશી ખાત્રી મળતી નથી–સીમલાના એલાયન્સ બેંક અને જાપાનીઝ બેંકના દાખલા હજી જનતાના દીલમાંથી ભુંસાયા નથી. અને તેમ છતાં તેમના સદ્ધર સંસ્થા સાથેના સંબંધના બહાનાને લીધે તેઓ હીંદી ડીપોઝીટરોને બીજી બેંકો કરતાં ઓછા વ્યાજના દરે આકર્ષી શકે છે. કેટલીકવાર હીંદમાંથી ઓછા વ્યાજના દરે નાણાં ઉભાં કરીને આ પરદેશી શરાફો હીંદના પૈસા 'હોંગકોંગ, સીલોન, સીઆમ, સીંગાપુર' જાવા. બોર્નીઓ અને બીજા વેપારી કેન્દ્રોમાં મોકલે છે, અને ધનપ્રાપ્તી કરે છે. આવા સંજોગોમાં હીંદનો શરાફી ધંધો ખીલે નહી એમાં શી નવાઇ?

હીંદમાં એક એક પણ હીંદી માલીકીની એક્સ્ચેંજ બેંક નથી. એટલે આ સંસ્થાઓ હીંદનો આંતરીક તેમ જ પરદેશ સાથેનો વેપાર હાથ કરીને કરોડો રૂપીયા દેશમાંથી બહાર ઘસડી જાય છે. આ શરાફી પેઢીઓ રજીસ્ટર પણ પરદેશોમાં થયેલી હોય છે, એટલે હીંદનો કંપની લૉ તેમને કશું કરી શકતો નથી. હીંદના હીતની પરવા તો તેમને ક્યાંથી જ હોય? રંગભેદને ઉત્તેજનની, હીંદના હીત તરફ નીષ્ઠુર બેપરવાહીની, અને કેટલાક સંજોગોમાં હરીફ હીંદી સંસ્થાઓ સામે ખારીલી નીતીની ગંભીર ફરીયાદો આ સંસ્થાઓ સામે અનેકવાર થઇ છે.

બ્રીટીશ સામ્રાજ્યના ચારે ખંડમાં લંડનની બેંકોની સર્વોપરી સત્તાનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે. પરંતુ જ્યારે આ પરદેશી સંસ્થાઓની ગેરવ્યાજબી હરીફાઇથી રાષ્ટ્રીય પેઢીઓને થતા પારાવાર નુકસાનને મીટાવવાના પ્રયાસો સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં થઇ રહ્યા છે, ત્યારે આપણે હીંદીઓ નીઃસહાય બની બેસી રહ્યા છીએ. જ્યારે જ્યારે આ નીરંકુશ સંસ્થાઓને કાયદાની મર્યાદા હેઠળ લાવવાની સુચના કરવામાં આવે છે, ત્યારે ત્યારે 'પસંદગી'નો બાઉ ખડો કરવામાં આવે છે, અને 'સમાન હક્ક'નો પોકાર કરવામાં આવે છે. ઉપર જણાવેલી હકીકતથી એટલુ તો સાબીત થાય છે કે હીંદીઓને એક સરખી તક જોઇએ છે, તેમને કોઇ પણ જાતની પસંદગી જોઇતી નથી. કોઇ પણ પરદેશી શરાફ પ્રમાણીકપણે કહી શકશે કે જ્યાં સુધી આ પરદેશી બેંકો નીરંકુશપણે પોતાનો વ્યવહાર હીંદમાં ચલાવે છે ત્યાં સુધી હીંદી માલીકીની એક્સ્ચેંજ બેંક માટે હીંદમાં અવકાશ છે, અને હીંદના બેંકીંગના ધંધાના સદ્ધર અને નીર્મળ વીકાસ માટે ક્ષેત્ર છે? મોટા

ઝાડની છાયા હેઠળ નાનો છોડ કદી ખીલી શકતો નથી એવી એક કહેવત છે એ અહીં સુંદર રીતે લાગુ પડી શકે એમ છે.

ઈંગ્લાંડે અખત્યાર કરેલી "ખુલ્લા દ્વાર"-ની રાજનીતીની દલીલનો સ્વાર્થલોલુપ મુડીવાદીઓ બહુ ઉપયોગ કરે છે. પ્રબળ અને પ્રતીભાશીલ સજ્જન ખુલ્લુ દ્વાર રાખીને ભલે ફરે, કારણકે તેને પછી કોઇના પ્રવેશનો ભય રહેતો નથી. પરંતુ એક ગરીબ માણસને તો બારણાંને અભાવે 'ખુલ્લાં દ્વાર'ની નીતી અખત્યાર કરવી પડે છે. હીંદનો કીસ્સો આવો જ છે, વળી ગ્રેટબ્રીટનનું તો ખુલ્લા દ્વારની નીતીમાં હીત સમાયલું છે. સંસ્થાનોમાં, વસાહતોમાં, આશ્રીત રાજ્યોમાં, લાગવગના પ્રદેશોમાં તેમ જ પછાત દેશોમાં ગ્રેટબ્રીટનની પુષ્કળ મુડી રોકાયલી છે. આવો દેશ પરદેશો સામે સ્વદેશી સાહસોને ઉત્તેજનની નીતી અખત્યાર કરે તો તેનો અત્યાઘાત અને પ્રતીકાર થયા વગર રહે નહી.

આમ બ્રીટનમાં બેંકો વધી પડી છે. બેંકોની સંપુર્ણ અને સસ્તી પદ્ધતીનો બ્રીટીશરો લાભ લેવા ચુકતા નથી. થોડા વખત ઉપર "ટાઇમ્સ" પત્રમાં એક શહેરમાં બેંકોની વધી ગયલી શાખાના અનીષ્ટ પરીણામ વીષે ફરીઆદ કરવામાં આવી હતી. આવા દેશમાં અમેરીકનો બેંકની શાખા ખોલે તો તેમને શું મળી જવાનું હતું ? છતાં બે વર્ષ ઉપર અમેરીકનો બ્રીટીશ કંપનીના શેર ખરીદે તેની સામે સર હયુઝ હર્સ્ટે કેવો ફફડાટ કર્યો હતો. ઇ. સ. ૧૯૧૯ ના કમ્નસીકમાશને સુદ્ધાં બ્રીટીશ બેંકોને પરદેશીઓના આક્રમણ સામે રક્ષણ આપવાની જરૂરીયાત જાહેર કરી હતી.

બ્રીટનને બાજુએ મુકી હવે આપણે બીજા દેશો તરફ વળીએ દરેક જગ્યાએ પરદેશી મુડીના પ્રવેશ અને ઉપયોગ સામે એક યા બીજી રીતે અમુક જાતનો અંકુશ તો દષ્ટીગોચર થાય છે જ., થોડા વખત ઉપર "ઇકોનોમીસ્ટ" પત્રની અંદર એક અમેરીકન ખબરપત્રીએ ફરીયાદ કરી હતી કે યુનાઇટેડ સ્ટેટસની અંદર પરરાષ્ટ્રીય બેંકોની શાખાઓની સ્થાપના સામે એટલા બધા અંકુશ છે કે તેને પરીણામે સ્વતંત્ર બેંકો ઉભરાતી જાય છે, જ્યારે શાખાઓની સંખ્યા ઘટતી રહી છે. વળી આથી યે વધારે ચોંકાવનારી બીના તો એ છે કે અમેરીકન શહેરીઓ પાસ ડીપોઝીટ સ્વીકારવા માટે પરદેશી બેંકોની શાખાઓ સામે પ્રતીબંધ મુકાયો છે. ફ્રાંસમાં પ્રધાનમંડળની પરવાનગી વગર કોઇપણ પરદેશી બેંક રાજ્યની હદની અંદર ધંધો કરી શકતી નથી; અને જ્યારે તેમને એ છુટ આપવામાં આવે છે ત્યારે પરદેશી મુડી ઉપર તેમની પાસે કર વસુલ કરવામાં આવે છે. તેવી જ રીતે જાપાનમાં પણ સરકારી પરવાનગી અનીવાર્ય કરવામાં આવી છે. આ ઉપરાંત બીજા અનેક દાખલાઓ આપી શકાય એમ છે. આ દેશોમાં માદરવતનમાંથી મુડી લાવી ધંધો કરવા સામે કોઇ વાંધો લેતું નથીઃ પણ જ્યારે અમારે પૈસે અમને જ ચુસવાના પ્રયાસ થાય છે, ત્યારે જ રાષ્ટ્રીય ઉદ્યોગના સંરક્ષણ અર્થે પરદેશીઓ સામે પસંદગીના પગલાં ભરાય છે. હીંદી બેંકીંગના વીકાસમાં રસ લેના સૌએ આ વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. બેંકીંગ તપાસ સમીતીના સભ્યો આ દષ્ટીબીંદુનો સંપુર્ણ વીચાર કરીને પરદેશી બેંકોના ઇજારો નષ્ટ થાય, અને દરેકને પ્રગતીનો સમાન અને યોગ્ય અવકાશ મળે એવી યોજના અને ધારાધોરણ ઘડી કાઢે એ આજને અવસરે ખાસ ઇચ્છવા જોગ છે.

# આવતા યુદ્ધભય સામે-

## શાંતિવાદીઓને હાકલ

: લેખક :
આલ્બર્ટ ઇન્સ્ટીન

આવતા સંગ્રામના દંદુભી ક્ષીતીજમાં સંભળાય છે. જગતની વહેંચણી કરવા માટે ફરી સામ્રાજ્યવાદીઓ તૈયાર બન્યા છે. આર્થીક ઉલ્કાપાત, અપુર્વ ઔદ્યોગીક મંદી, તેમજ ભયંકર બેકારીનો ઉકેલ આ નફાભુખ્યા સંપત્તીવાનો સંગ્રામમાં જ જુવે છે. એક બાજુએ શ્રમજીવીઓના સુંદર રાજ્યને કચડી નાંખવાની તેઓ કારમી વૃત્તી બનાવે છે, બીજી તરફ પરસ્પર હરીફાઇથી બળતા સામ્રાજ્યવાદીઓ જગતને ફરીથી વહેંચવા માટે એક્વાર ફરીથી યુદ્ધ આદરવા તૈયાર થાય છે. તેથી રીલેટીવીટીના સીદ્ધાંતના શોધક વીશ્વવીખ્યાત પ્રોફેસર આલબર્ટ ઇન્સ્ટીનની શાંતીવાદીઓને હાકલ અતી સમયોચીત જ ગણાશે.

જ્યારે શાંતીવાદીઓ એકત્ર મળે ત્યારે તેઓ એમ માને છે કે તેઓ જ શાંતીપ્રીય છે, જ્યારે બાકીના યુદ્ધપ્રીય છે. મુસ્કેલીની વસ્તુ તો એ છે કે શાંતીવાદીઓ સામાન્ય રીતે પોતાના જ જેવી વૃત્તીવાળાનો સમાગમ શોધે છે. પછી પરસ્પર શાંતીવાદના યશોગાન ગાવામાં આ વ્યક્તીઓ વખતનો વ્યય કરે છે. તેઓ આગળ જઇ બીજાને એ બાબતમાં સમજાવવાનો યત્ન કરતા નથી. અન્ય સમુદાયને શાંતીવાદના સીદ્ધાંતો શીખવવામાં તેઓ જરાયે આગળ નથી પડતા.

શાંતીવાદની માત્ર વાતો કરવાને બદલે, કે તેનાં સ્વપ્ન સેવવાને બદલે સમજુ શાંતીવાદીઓએ હવે કંઇક કરી બતાવવા તત્પર થવું જોઇએ. હવે કામ કરવાની ક્ષણ આવી પહોંચી છે.

આપણે યાદ રાખવું જોઇએ કે જ્યારે લડાઇ આવી પહોંચે છે, ત્યારે બધા જ માને છે કે શત્રુને મ્હારી નાખવો એ તો સામાન્ય ફરજ છે. આ ભયંકર ગુન્હો એ રાષ્ટ્રવાદની ભુમીકા બની જાય છે. માનવસંહાર એ રાષ્ટ્રવાદી માટે આદર્શ બની જાય છે. વ્યક્તીસંહારના ઘોર અત્યાચારને વન્દના કરવામાં આવે છે.

યુદ્ધ સાથે સંકળાયલી આ અનીતીનો નાશ કરવાની જરૂર છે. આ અનીતી લોકને સમજાવવી જોઇએ, ગુલામીમાંથી સ્વતંત્ર બનવા માટે, તેમજ આ જંગલી અને ભયાનક યુદ્ધપદ્ધતીનો નાશ કરવા માટે આપણે આપણી બધી જ શક્તીઓ ભેગી કરીને ઝુઝવાનું છે.

ત્યારે કરીશું શું ? આના માટે મ્હારી પાસે બે સુચનાઓ છે. એક સુચના વ્યવહારીક માલમ પડી છે. આ સુચના તે એ છે કે—

લડાઇ અંગેની નોકરી સ્વીકારવાની ના પાડવી. પછી ગમે તે સંજોગ હોય. ગમે તે દેશ હોય. તમારા કહેવાતા દેશ ઉપર આક્રમણ આવતાં હોય. તો પણ યુદ્ધમાં તો કોઇ પણ પ્રકારનો પરોક્ષ કે સીધો ભાગ ન જ લઇ શકાય.

આ હેતુ પાર પાડવામાં પછી ગમે તે ભોગો આપવા પડે, કે જેલની જંજીરો સ્વીકારવી પડે, છતાં જેઓ જગત પર શાંતી સ્થાપવા માગે છે તેઓ તો કદી પણ યુદ્ધ પ્રવૃત્તીમાં સીધો કે પરોક્ષ ભાગ ન જ લઇ શકે.

જ્યાં લશ્કરી શીક્ષણ ફરજીયાત હોય ત્યાં દરેક શાંતીવાદીએ લશ્કરી શીક્ષણ સ્વીકારવાની ના પાડવી જોઇએ. જ્યાં આ શીક્ષણ ફરજીયાત ન હોય ત્યાં આ વ્યક્તીઓએ જાહેર કરવું જોઇએ કે ભવીષ્યમાં તેઓ રાયફલ લઇને કદીયે લડવા માટે તત્પર નહીં થાય.

આને માટે આખા જગતભરમાં કામ કરવું જોઇએ. સમગ્ર જગતને જણાવવાની જરૂર છે કે યુદ્ધભય સામે પ્રબળતાથી ઝુંઝવાનો આ એકલો જ માર્ગ છે.

પણ કેટલાક નીરાશાવાદીઓ કહે છે કે આમ કરવાનો શું અર્થ છે! તેઓ આપણી અલ્પ સંખ્યા તરફ આંગળી ચીંધી જણાવે છે કે વીચાર તો કરો જગતમાં આપણી સંખ્યા કેટલી ઓછી છે! મ્હારો જવાબ એ છે કે 'જો જગતમાંથી બે જ ટકા માત્ર આ પ્રકારનો દ્રઢ નીર્ણય કરી આગળ પડે, તો પછી ત્હમારી આંતરરાષ્ટ્રીય સમસ્યાઓનો ઉકેલ બહુ જ સરળતાથી આવી જશે. યાદ રાખો કે આ બે ટકા જેટલા સમુદાયના સીધા વીરોધનો કોઇ પણ સત્તા વીરોધ કરી શકે નહીં'. જગતમાં આ સર્વને જેલમાં પુરવા જેટલી જગ્યા પણ નથી.

બીજી સુચના જે હું રજુ કરૂં છું તે જરા ગેરકાયદેસર ઓછી છે! જેઓ લડાઇનો વીરોધ કરે તેઓએ માત્ર મુક વીરોધ કરીને બેસવાનું નથી. તેઓએ મનુષ્યજાતીના હીતકર કાર્યમાં એક ચીત્તે કામ કરવું જોઇએ. આમ કરીને જ આપણી શુભનીષ્ઠા અને યુદ્ધ સામે આપણા તીરસ્કાર નીચે રહેલી પ્રમાણીકતાની જગતને ખાત્રી કરાવી શકીયે. આ વસ્તુ કરવી જરૂરની છે. નહીંતર કદાચ જગત ત્હમોને બાયલા પણ કહે.

મ્હારી તો ખાત્રી જ છે કે જે કોઇ આ પ્રોગ્રામને અનુસરશે તે આદર્શને સફળ થતો જોઇ શકશે. આંતરરાષ્ટ્રીય પ્રમાણ ઉપર ચાલતા પ્રશ્નોનો ઉકેલ કરવાનો આ જ માર્ગ છે.

યુદ્ધનો વીરોધ કરનારાઓ! આજે ત્હમારે સંગઠીત થવાનું છે. સારીયે સૃષ્ટીના યુદ્ધવીરોધકોને એક બનવાની જરૂર છે, પરસ્પર સહાય અને વીચારોની આપ લેથી ત્હમારો વર્ગ વધુ બળવાન બનશે. આ પ્રવૃત્તીને પગભર કરવા માટે એક સુંદર ફંડ કહાડી રાખવાની જરૂર છે.

આજે જેઓ જગતમાં શાંતીવાદને આગળ વધારવા ઇચ્છે છે, જેઓ તેનો ઝુંડો જગત ઉપર ફરકાવવા માગે છે, તેઓમાં જો સહન કરવાની શક્તી હોય તો આ પ્રોગ્રામ ઉપાડી લો અને જગતને જાહેર કરો કે—

'ભાવી લડાઇમાં અમો કોઇ પણ પ્રકારનો સીધો કે પરોક્ષ ભાગ નહીં જ લઇએ.'

ઉપલા શબ્દો અર્થસુચક છે. બીજું યુદ્ધભય અત્યારે જગત પર ધસી આવી રહ્યો છે. કઇ ક્ષણે આ નાશના યજ્ઞમાં આખું જગત હોમાઇ જશે તેની કલ્પના પણ થઇ શકે તેમ નથી. વીજ્ઞાનવીશારદ ઇન્સ્ટીન જેવા આલ્બર્ટ શાંતીની હાકલ કરનારા એકલા નથી. ફ્રાંસના પ્રખર વાચક ગણાતા રોમેંરોલા પણ યુદ્ધભયમાં માને છે. તેઓ આવતા દાવાનળને અત્યારથી જોઇ શકે છે. તેથી તેમણે સાવચેતીનો જે સ્વર ફ્રાંસમાં ઉચ્ચાર્યો છે તે અક્ષરે અક્ષર આપીયે છીએ.

'મુડીવાદી જગત 'આવતા યુદ્ધને માટે તૈયારીઓ કરી રહ્યું છે. ઇંડસ્ટીયલ પાર્ટી (મોસ્કો કાવતરાં કેસ) પર

ચાલેલા કેસની સુનાવણીમાં જે વસ્તુઓ બહાર પડી છે, તેમજ ફ્રાંસ અને જર્મનીની લશ્કરી સંધી તેમજ અન્ય વસ્તુઓ બતાવે છે કે **સામ્રાજ્યવાદીઓ સોવીયેટ રૂશીયા પર આક્રમણ કરવા ઇચ્છે છે.'**

તેઓ આગળ લખતાં કહે છે કે પહેલાં જે કહેવા હું હીંમત કરતો ન હતો, તે હું આજે કહું છું. કારણ કે મ્હારી કેટલીક ખોટી માન્યતાઓ નાશ પામી છે. તેથી હું ભરમાયો હતો. પણ હવે હું જાહેર કરું છું કે–

**સોવીયેટ રૂશીયા ઉપર જે આક્રમણ કરવામાં આવશે, તો મ્હેના શત્રુ ગમે તે હોય, ગમે તે જાતીના હોય પણ હું સોવીયેટ રૂશીયાની પડખે ઉભો રહીશ.**

'૧૯૧૭ ની સાલમાં જ્યારે મી૦ લેનીને કહ્યું કે લાલની સામ્રાજ્યવાદી લડાઇને આંતરવીગ્રહમાં ફેરવી નાંખવી જોઇએ. એ કથન તદ્દન સત્ય હતું. ભાવી લાભની આશા રાખીને આજે સોવીયેટ રૂશીયા એક મહાપ્રયોગ કરી રહ્યું છે. આ પ્રયોગમાં અનુપમ હીંમત અને સુંદર ધ્યેય રહેલાં છે. જો આવતી કાલે સોવીયેટ સત્તાનો નાશ થાય તો યુરોપમાંથી મ્હારો રસ ઉતરી જાય.'

આગળ વધતાં એશીયા અને આફ્રીકામાં આવેલી રાષ્ટ્રજાગ્રતી ઉપર ભાર મુકીને મોં. રોલાં આગળ જણાવે છે કે 'ચાઇના ફરીથી સુઇ જાય એમ આશા રાખશો નહીં.'

હીંદે સ્વાધીનતાનો શંખનાદ કર્યો છે. અને મ્હને આશા છે કે એશીયાના બીજા દેશો તેનું સત્વર અનુકરણ કરશે. જ્યારે ફ્રેંચ ઇન્ડો-ચાઇનામાં જાગ્રતીએ પગલાં મુકયાં ત્યારે આ ફ્રેંચ પ્રજાસત્તાક તંત્રે તરત જ તેના ટુકડા કરી નાંખ્યા.

હું જાહેર કરું છું કે હું સોવીયેટ રૂશીયાની પડખે ઉભો રહેનાર છું. શોષાતા માનવસમુદાયની પડખે હું ઉભો રહીશ મ્હારો આદર્શ છે કે જગતમાં જાતી, વર્ણ કે રાષ્ટ્ર વગરનાં એકત્ર મજુરમંડળની સ્થાપના કરવામાં આવે.



# સંતતીનિયમન શા માટે?

## સર્વને સલાહ આપવાની અગત્ય

: મુળ લેખક :
હેવુડ બ્રાઉન

સંતતીનીયમનના વીજ્ઞાન ઉપર અનેક વીચારકોએ પરસ્પર વીરોધી અભીપ્રાયો ઉચ્ચાર્યા છે. પણ દરેક પ્રગતીમાન લેખકોએ સમાજ અને વ્યકતીનું હીત નજરેથી આ ચળવળને વધાવી લીધી છે. બર્નાડ શો, તેમજ એચ. જી. વેલ્સ જેવા લેખક સમુદાયે પણ આ ચળવળને સારો વેગ આપ્યો છે. તેથીજ અમેરીકન આલમમાં પ્રખ્યાતી પામેલા લેખક 'હેવુડ બ્રાઉન'ના સંતતીનીયમન ઉપર 'હાર્પર્સમેન લુસીયસ' માસીકમાં લખેલા અભ્યાસપુર્ણ લેખમાં તેમણે દર્શાવેલા વીચારો આજે ગુજરાતી ભાષામાં ઉતારતા અમોને અતી આનંદ થાય છે.

### અમેરીકામાં અવરોધ

આ લેખની પ્રસ્તાવના રૂપે એમ કહી શકાય કે અમેરીકા અને હીંદમાં વસ્તુસ્થીતી ભીન્ન છે. અમેરીકન સરકારની કાયદાપોથી ઉપર એક પ્રત્યાઘાતી કોમસ્ટોક કાયદો રચાયેલો છે. આ કાયદાના આધારે સંતતી નીયમનને લગતું સાહીત્ય પોસ્ટ મારફતે મોકલી ન શકાય. આવું સાહીત્ય જો પોસ્ટ મારફતે મોકલવામાં આવે તો તેને જપ્ત કરવાનો પોસ્ટ ઓફીસના સત્તાધીશોને અધીકાર આપવામાં આવ્યો છે. આ કોમસ્ટોક કાયદો સંતતીનીયમનની અમેરીકન ચળવળ ઉપર ખાસ અંકુશ મુકતો ઉભો છે.

આટલા ઉપોદ્ઘાત સાથે આશા છે કે લેખ સમજવો સરળ થઇ પડશે.

### કોમસ્ટોક કાયદો

સતતી નીયમનની ચળવળને હમણાં ખાસ વેગ મળ્યો છે. લેખમાં ભરાયેલી પરીષદના પડઘા અહીં પણ જરૂર પડશેજ અને છતાં હજુ મુશ્કેલીઓ મોટી છે. અમેરીકામાં હજુ આ ચળવળ સામે અનેક આડખીલીઓ ઉભી છે. પ્રથમ તો અહીં પોસ્ટ ઓફીસનું સેન્સર છે. એન્થની કોમસ્ટોકના જીવનચરીત્ર લખવામાં મારગરેટ લીચને મેં સહાય આપી હતી એટલે મને ખબર: અંધશ્રધ્ધાની અને ધર્માન્ધતાની મુર્તી તરીકે હજુ પણ તેનું નામ યાદ કરવામાં આવે છે. પુર્વકાલીન મનોદશા માટે 'કોમસ્ટોક' તો એક શબ્દ થઇ પડયો છે. બર્નાડ શોએ સાહીત્યમાં એ શબ્દને આલેખીને પુર્વકાલીન મનોદશાને માટે સ્થપાયેલા શબ્દોમાં માત્ર વધારો કર્યો છે. મી૦ કોમસ્ટોક એ તો આજે મશકરીનો વીષય છે. પણ છતાં તેના નામ સાથે સંકળાયેલો કાયદો અસ્તીત્વ ધરાવે છે. અને આજે પણ આ કાયદાએ રચેલા બંધનો સંતતીનીયમનની ચળવળની પ્રગતીમાં અંકુશ મુકે છે.

### પોસ્ટ ઓફીસનો અંકુશ

આજે અમેરીકન પોસ્ટ ઓફીસ સંતતીનીયમનને લગતા સાહીત્યને અટકાવે છે એટલુંજ નહીં પણ જાતીય

વીજ્ઞાન (Sex) ને લગતાં બધા પુસ્તકો ઉપર અંકુશ મુકે છે.

દાક્તરી સમુદાય તરફથી આ ચળવળીને મળતા થાંને પણ ઠંડા આવકારથી મ્હને જરા નીરાશા ઉત્પન્ન થઇ છે. અહીંતહીં કેટલાંક ડોક્ટરોએ ઉદાર મનોદશા દાખવવા માટે મજબુત પગલાં અને ખુબ સંગ્રામ ખેલ્યો છે.

## દાક્તરી સમુહનો ઉદાસીનતા

પણ દાક્તર સમુહે એક અંગ તરીકે આ આવકારણીય ચળવળને જરાયે વધાવી નથી લીધી એટલુંજ નહીં, પણ તે તરફ ઉદાસીન વૃત્તી દર્શાવી છે. મ્હને લાગે છે કે દાક્તરી સમુદાયે સમજવું જોઇએ કે તેમના સ્વાતંત્ર્યની એક અગત્યની કક્ષા ઉપર તેઓ આડી નજર રાખે છે. એક દરદીને દવા તરીકે અનના દારૂ ઉપર જયારે અંકુશ મુકાયો ત્યારે દાક્તર સમુદાયે ખુબ જોરથી વીરોધ કર્યો હતો. એમ કહેવાય છે, અને હું પણ એમ માનું છું કે આ વસ્તુ દાક્તરના બુધ્ધી ઉપર છોડવી જોઇએ. જો આપણે દાક્તર ઉપર વીશ્વાસ મુકીયે તો પછી તેના શીક્ષણ

## દાક્તરોની ફરજ

આજ પ્રમાણે હું માનું છું કે સંતતીનીયમનની બાબતમાં સલાહ આપવાનો સર્વ સત્તા દાક્તર સમુહના હાથમાં હોવી જોઇએ. તેના આ હક્કની આડો અંકુશ મુકવો તે હું માનું છે કે ભયંકર અંતરાય છે. જો ડોક્ટરને એમ લાગે કે આ બાઇને પ્રસુતી આવે એ તેના શરીરને અતીહાનીકારક તેમજ દુઃખદાયક છે તે પછી તે બાઇને સંતીતીનીયમનના સાધનોની માહીતી આપવી એ અત્યારે પણ કાયદેસર છે. અત્યારે પણ હૃદયરોગવાળી, ક્ષયરોગ, તેમજ કીડનીરોગવાળી સ્ત્રીઓને આવી સલાહ આપવામાં આવે છે. પણ હજુ પણ પ્રસુતી સામે પુરતું સંરક્ષણ નથી મળ્યું. જીવનના બે વીભાગો એવા છે કે જેમાં પ્રસુતી સામે સંરક્ષણની ખાસ જરૂર છે. ન્યુયોર્ક અને મેનીસોટીના દાક્તરને દર્દીની આર્થીક સ્થીતી લક્ષમાં લેવાનો અધીકાર નથી. ગરીબ માતપીતાને તેમની આર્થીક સ્થીતીને અનુલક્ષીને સંતતી નીયમનની સલાહ જો કોઇ ભલો દાક્તર આપે તો ન્યુયોર્કની ન્યાયાધીશી તેને ગન્હેગારજ ગણે. પણ

તો રાજ્ને આવી પરીસ્થીતીમાં બાળક ઉત્પન્ન ન જ થાય એમ કરવું જોઇએ. અત્યારે પણ ડૉક્ટર જો ઇચ્છે તો કાયદાની ચુંગાલમાંથી છટકી શકે છે. અત્યારે પણ તે એમ કહી શકે કે, 'પ્રસુતીથી ત્હમારા જ્ઞાનતંતુઓને, ખુબ હાની થશે માટે ત્હમારે સંતતીનીયમનના સાધનો વાપરવા જોઇએ,' પણ આ આડો માર્ગ ગણાય. શા માટે આ સંજોગોમાં સલાહ આપવાનું આપણે ડૉક્ટર ઉપર ન મુકી શકીયે. આપણે જાણીયે છીયે કે પ્રથમ પંક્તીનો ડૉક્ટર અત્યારે દર્દીના જીવનની દરેક બાજુ જાણવા માટે યત્ન કરે છે. આપણે સમજીયે છીયે કે છાતી ઉપર ભુંગળું મુકે કે હાથ પકડી નાડી તપાસે તેમાં સર્વ દર્દનો ઉકેલ નથી આવી જતો. દર્દીઓની આર્થીક સ્થીતી જાણવાની આ સમુદાયને ફરજ પડે છે. દર્દીની આર્થીક આવક અને આર્થીક ખર્ચ વીષે ઉંડો અભ્યાસ કરવાની તેની ફરજ છે. અને જ્યારે આ વસ્તુસ્થીતીની દાકતરને ખબર હોય ત્યારે તેના સલાહ આપવાના ક્ષેત્ર ઉપર કોઇ પણ પ્રકારનો અંકુશ ન મુકાવો જોઇએ. જ્યાં સુધી આપણને આ ન્હાનો અધીકાર પણ ન સાંપડે ત્યાં સુધી બીજા માર્ગોએ થતા પ્રચારને કાયદેસર બનાવવાની ચળવળ વીશે વીચાર પણ કેમ કરી શકાય?

## અપરીણીત અબળાઓને.

સંતતીનીયમનની સંસ્થાએ સ્થાપેલી ભુમીકા કરતાં આગળ વધવાની મ્હને ફરજ પડે છે. તેમના મગજ ઉપર ભદ્રતા (Respectibility) ની છાપ પડી ગઇ હોય છે. આવા પ્રચારકો એક નાદે પોકાર છે કે 'અમો માત્ર પરીણીત દંપતી માટે સંતતીનીયમન સંબંધી માહીતી હોવાનો હક્ક માગીયે છીયે.' અહીં આપણે દાકતર સમુદાયની દેખીતી મુશ્કેલી જોઇ શકીયે છીયે. પોતાના દવાખાનામાં સંતતીનીયમનના સાધનો માગનાર સ્ત્રી દર્દી ખરેખર પરણેલી છે કે—કે દંપતી જીવન ગાળે છે તે જાણવાને માટે તે ડીટેક્ટીવ ન રાખી શકે તેમજ મ્હને લાગે છે કે આવી માહીતી આપવાની મર્યાદામાં દંપતીઓનેજ સમાવવામા આવે એ ખોટું છે. જો દંપતીના પ્રસંગમાં એમ કહી શકાય કે આર્થીક સ્થીતીને ધ્યાનમાં નહીં લઇને ઉત્પન્ન કરેલું બાળક જો કુટુંબને દુઃખદાયક થઇ પડતું હોય તો પછી અપરીણીત સ્ત્રીના સંબંધમા તો પ્રસુતી એ એથી પણ વધારે દુઃખદાયક છે.

## સલાહ સર્વને મળવી જોઇએ.

અપરીણીત માતાઓ માટે સ્થપાયેલી સંસ્થામાં કામ કરનાર એક બાઇ સાથે મ્હને વાતચીત થઇ હતી. તે બાઇએ મ્હને જણાવ્યું કે અહીં લગભગ દરેક દોઢ વર્ષ કે બે વર્ષ કુમારીકાઓ પાછી ફરે છે. અમોએ તેમને પરણવાની વારંવાર સલાહ આપી છે, પણ આ સલાહ તેઓએ જરાયે માની ન હતી.

મેં કહ્યું કે આ કુમારીકાઓને સંતતી નીયમન સંબંધી સલાહ આપી હોય તો!

'અરે તે તો અનીતીમય ગણાય!' આ બાઇએ જવાબ આપ્યો.

મ્હને લાગે છે કે જે વસ્તુ જાતી અને વ્યક્તીનું હીત સાધતી હોય તે નૈતીક દ્રષ્ટીએ પણ હીતકર મનાવી જોઇએ. જો અત્યારે ડૉક્ટર સમુહના હાથમાં સંતતી નીયમનની માહીતી મુકવામાં આવે તો હું પડકાર કરૂં છું કે આ સુચના રાષ્ટ્રને તેમજ દેશને વધુ સુખસંજક નહીં નીવડે એમ કોઇ સાબીત કરી આપે.

# સામ્યવાદ અને ભાવી સમાજ

: લેખક
નીર્ધન

> અંધાધુંધીનો પુજક એનાર્કીસ્ટવર્ગ પણ નવીન સમાજવ્યવસ્થામાં શ્રદ્ધા ધરાવે છે, પરંતુ એ વર્ગની કલ્પના સમાજને ઘાતક હોઇ, ફરીથી મુડીવાદીઓના નાગપાશમાં નીર્ધન જનતાને જકડવામાં પરીણમે તેવી છે. ત્યારે સામ્યવાદીઓના ધોરણે થનારી નુતન સમાજવ્યવસ્થામાં શ્રમજીવીઓ, ખેડુતો અને નીર્ધનોનો ઉદ્ધાર થાય તેમ છે.

જનતામાં એક વર્ગ એવો હોય છે કે જે પોતાને અંધાધુંધીના પુજક [Anarchists] મનાવે છે. તેઓ જેમાં સરકાર ન હોય તેવી વ્યવસ્થામાં માનતા હોય છે. તેઓ સામ્યવાદીઓને અવળે રસ્તે ચડી ગયેલા માની તેમની સામે એવો આક્ષેપ કરે છે કે, તેઓ તો વ્યવસ્થા જાળવવા માગે છે, દમનનીતી અને હીંસાનાં કોઇપણ જાતનાં સાધનો તેઓ સાચવી રાખવા માગે છે, તેમ જ તેઓ એક અથવા તો બીજી જાતની સત્તા કે અધીકાર ધરાવવામાં માને છે. પરંતુ સામ્યવાદના સંબંધમાં આ જાતનો મત ખરો નથી. સામ્યવાદી જીવનવ્યવસ્થામાં કોઇપણ જાતની રાજસંસ્થા (state) નું અસ્તીત્વ નથી હોતું, તેમ તેની સમાજવ્યવસ્થામાં કામદાર અને શ્રીમંતના ભેદ હોતા નથી. અંધાધુંધીમાં માનનારાઓ અને સામ્યવાદીઓની વચ્ચે કંઇ એ જાતનો ભેદ નથી, કે એકમાં રાજસંસ્થા હોય છે ને બીજામાં નથી હોતી, બન્નેમાંથી એકકેયમાં સંસ્થાન (state) ની ભાવના હોતી નથી. પરંતુ બન્ને વ્યવસ્થાઓ વચ્ચેનો ભેદ નીચે પ્રમાણે હોય છે:—

અંધાધુંધીમાં માનનારા એવું માને છે કે ઉત્પાદનની તમામ વસ્તુઓની નાનાં નાનાં કામદાર મંડળોમાં વહેંચણી કરી નાખવામાં આવે તો માનવજીવન બહેતર બની જાય. તેમની કલ્પના પ્રમાણે નાનાં નાનાં મંડળો, માની લો,કે દશ માણસો પોતાની સ્વતંત્ર ઇચ્છાથી મંડળીના રૂપમાં એકઠા થાય. બહુ સારૂં. હવે જુઓ, તેમની કલ્પના પ્રમાણે પેલાં દશ માણસો પોતાની જવાબદારી ઉપર અને પોતાને હીસાબે કામ શરૂ કરે. વળી બીજા સ્થાનમાં પણ એવી જ મંડળી સ્થપાય ને તે રીતે કામ શરૂ થાય, ત્રીજે સ્થાને પણ એમ જ થાય. પછી વળી યોગ્ય વખત જણાય ત્યારે એ તમામ નાની નાની મંડળીઓ પરસ્પર વચ્ચે વાટાઘાટ ચલાવીને જે વસ્તુની દરેક સંઘમાં ખામી હોય છે તેને લગતી બાબતમાં એક બીજાની વચ્ચે કરાર કરે છે. પછી ધીરે ધીરે તેઓ સમાધાની પર આવે છે, અને તેમની વચ્ચે કરાર અથવા તો 'મુક્ત કબાલા' (Free Contrcts), તૈયાર કરવામાં આવે છે.

પછી પેલાં નાનાં નાનાં મંડળોમાં તમામ જાતનું ઉત્પાદન તૈયાર કરવામાં આવે છે.

એ મંડળ કે સંઘમાંથી પોતાની ઇચ્છા પડે ત્યારે નીકળી જવાને પ્રત્યેક માણસ છુટો હોય છે અને પ્રત્યેક સંઘ સ્વેચ્છાએ ઉભા કરવામાં આવેલા કામદારોના મંડળોના એ સમુહતંત્ર [Federation] માંથી નીકળી જવા માટે સ્વતંત્ર હોય છે. અંધાધુંધીખોરોની આ જાતની વીચારસરણી શું ખરી છે? હાલનાં કારખાનાંમાં યંત્રોથી તૈયાર થતા ઉત્પાદનની વર્તમાન વ્યવસ્થાને જાણનાર કોઇ પણ કામદાર કહી શકશે કે એ રીત ખામીભરી છે–ખરી નથી.

એમાં શું ખામી છે તે જોઇએઃ

ભાવી વ્યવસ્થામાં બે મહત્ત્વના મુદ્દા ધ્યાનમાં રાખવાના છે. એક તો કામદારવર્ગ મનુષ્ય છે, અને એક મનુષ્ય બીજા મનુષ્યની તાબેદારીમાં રહેવા સરજાયલો નથી. અને બીજો મુદ્દો એ કે એક માણસ બીજાને દબાવીને તેને ચુસી લે તે પણ દોષીત વ્યવસ્થા હોઇ, કોઇ કોઇને ચુસી કે લુંટી ન શકે તેવી વ્યવસ્થા થવી જોઇએ. આ મુદ્દાઓને મુર્તસ્વરૂપ આપવું હોય તો શ્રમજીવીવર્ગના ખભેથી મુડીની ધુંસરી ફગાવી દેવી જોઇએ, અને તે અસરકારક રીતે બની શકે તે માટે મુડીવાદીઓના તાબામાંથી તમામ દોલત જવી જોઇએ. પરંતુ તેટલાથી જ દુનીયાનો અસંખ્ય નીર્ધન અને મજુરી મહેનત ઉપર જીવનાર માનવસમુદાય દુઃખમુક્ત બની શકે તેમ નથી. તે માટે તો કુદરતની ધુંસરી માણસની ઉપરથી કાઢી નાંખી, કુદરત ઉપર મનુષ્યનું સ્વામીત્વ સ્થાપવું જોઇએ, ઉત્પાદન શ્રેષ્ઠ અને પરીપુર્ણ રીતે બને તેવી વ્યવસ્થા ઉભી કરવી જોઇએ. જો તેમ થાય તો જ માનવજીવન માટે જરૂરીયાતની વસ્તુઓ–જેવી કે ખોરાક, કપડાં, મકાન વગેરેના ઉત્પન્ન પાછળ પ્રત્યેક માનવીને ઓછામાં ઓછો સમય ગાળવો પડે અને બાકીનો બધો વખત તે પોતાના માનસના વીકાસ પાછળ, વીજ્ઞાનનું શીક્ષણ મેળવવા પાછળ, કલાને વીકસાવવા માટે, તેમ જ જેથી કરીને માનવજીવન અતી સુંદર, સુરમ્ય અને સંવાદી બની શકે તે તે કરવા પાછળ ગાળી શકે.

[ ૨ ]

કેટલાક એવી દલીલ કરે છે કે, આદીયુગમાં માણસો ટોળાંબદ્ધ રહેતા હતા, અને તેઓ બધી રીતે સમાન હતા. પરંતુ એવી દલીલો કરનારા એ વાત ભુલી જાય છે કે, તે વખતે માણસો જંગલી જીવન [brutal existence] ગાળતા હતા, કેમકે તેમણે કુદરત ઉપર મનુષ્યની સત્તા સ્થાપી નહોતી, પણ કુદરતને તેમની ઉપર પોતાની સત્તા સ્થાપવા દીધી હતી. તે વખતે દરેકને માત્ર પેટ ભરવાની જ ચીંતા હતી, ઉત્પાદનનાં સાધનો ઉપર એક વર્ગે હાલની સત્તા જમાવી બીજા વર્ગને લુંટવાની રીતો અજમાવવી શરૂ કરી નહોતી, તે સમયના જીવનમાં મનુષ્યને માટે સુખ કે સગવડની કશી ય વ્યવસ્થા નહોતી.

અને અત્યારે જો કે મુડીવાદીઓ મોટા પ્રમાણમાં ઉત્પાદન કરે છે તેથી મનુષ્યોએ કુદરત ઉપર સ્વામીત્વ સ્થાપવાનું જ્ઞાન મેળવ્યું છે, પરંતુ એ મળેલા જ્ઞાન ઉપર મુંજીપતીઓએ પોતાનો રાક્ષસી પંજો દબાવી રાખ્યો છે તેથી તેમ જ વર્તમાન સમાજવ્યવસ્થાની અંદર રહેલી અસમાન આર્થીકવ્યવસ્થાને લીધે મુડીવાદીઓએ મજુરોને પોતાની ભયંકર ભીંસમાં એવા તો ઝકડી રાખ્યા છે કે જેથી હાલના શ્રમજીવીઓને, પેલા આદીયુગના માનવીઓની માફક જંગલી પશુઓના જેવું જીવન ગાળવું પડે છે.

એ દશાને પલટાવી નાખવા માટે **મોટા પ્રમાણમાં** થતા ઉત્પન્નની સાથે આર્થીક સમાનતાની વ્યવસ્થાને ગુંથી લેવી જોઇએ. એકલા મુડીવાદના નાશથી જ બાજી સુધરી જાય તેમ નથી. તે માટે તો ઉત્પાદન ઘણા જ મોટા પ્રમાણમાં થાય તેવી વ્યવસ્થા નવીન સમાજરચનામાં "અનીવાર્ય" જ છે. ઉપરાંત નાનકડાં નાનકડાં અને સંગીન કાર્ય કુશળતાની ખામીવાળાં તમામ સાહસો લુપ્ત થઇ જવાં જ જોઇએ, અને તમામ કાર્યો મોટાં મોટાં યંત્રાલયોમાં, કારખાનાંમાં અને ખેતરોમાં કેન્દ્રીત થવાં જોઇએ. અત્યારે તો એવી રીતે કામ ચાલે છે કે પીટીટ શું કામ કરે છે તે ડેવીડ જાણે નહીં અને અંબાલાલ શું કરે છે તે ગીરધરલાલ જાણે નહીં. આ જાતની વ્યવસ્થા ઉંધે પાટે ચાલનારી ગાડી જેવી ખોટી છે. નવીન સમાજરચનામાં એવી વ્યવસ્થાનો નાશ કરવો જ પડશે. અત્યારે તો દરેક પુંજીપતી પોતાના હરીફને અંધારામાં રાખીને એકલે હાથે બધો નફો ખાઇ જવાની દાનત રાખે છે. નવીન વ્યવસ્થામાં એવી સ્વાર્થી બાજી કોઇથી ખેલી શકાશે નહીં, એટલે તે વખતે કામનું **સંયુક્ત ધોરણ** રાખવામાં આવશે. એ ધોરણ જેમ વધુ અને વધુ પ્રદેશોમાં વ્યાપક બનશે તેમ વધારે ઠીક થઇ પડશે. નવા યુગની સમાજવ્યવસ્થાના સ્થાપકોનું એક જ અંતીમ ધ્યેય રહેશે. તે એ કે: પરીણામે દુનીયા તે શ્રમજીવીઓનું એક મહાન સાહસસ્થાન બની રહે, જેમાં તમામ માનવસમુદાય કાળજીપુર્વક યોજવામાં આવેલા, હીસાબ અને માપસર તૈયાર કરેલા ધોરણે, પોતપોતાની જરૂરીયાતો પ્રમાણે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ યંત્રો ઉપર, મહાનમાં મહાન કારખાનાંમાં કામ કરશે. એ વ્યવસ્થામાં કોઇ માલીક કે મુડીપતી નહીં હોય, કે કોઇ તેના ખાનગી લાભ માટે તેણે તૈયાર કરેલી યોજના પ્રમાણે ગુલામી કરનાર શ્રમજીવી નહીં હોય. મુડીવાદીઓ પોતપોતાના અંગત લાભ માટે ઉત્પાદનના કાર્યના નાના નાના ભાગલા પાડી નાખે છે, ભાવી સમાજવ્યવસ્થામાં, આપણે ઉત્પાદનનાં સાધનોનો વીકાસ સાધવો પડશે, એટલે હાલના પુંજીપતીઓને ધોરણે આપણે ઉત્પાદનનાં કાર્યોના નાના નાના ભાગલા નહીં પાડીએ, પરંતુ જેમ બને તેમ તે મોટામાં મોટા પ્રમાણવાળા રહે તેવી યોજના યોજવી પડશે. ઉત્પાદનનાં સાધનો જેમ વધારે વીશાળ અને વધુ મોટાં, તેમ અસાધારણ ધોરણ ઉપર ઘણા જ વધુ પ્રમાણમાં માલ ઉત્પન્ન થાય તેવી વ્યવસ્થા થશે. અને તે વખતે મધ્યસ્થ આંકડાખાતાં તરફથી તેના અડસટ્ટા અને હીસાબ ઉપર વધારે સંગીન તેમ જ સારી દેખરેખ રાખી શકાશે.

વધારે સાદી ભાષામાં કહીએ તો, ઉદ્યોગ જેમ સવીશેષ રીતે કેન્દ્રીત બને તેમ વધારે સારૂં. કેમકે તેથી દરેક માણસને ફાળે ઓછામાં ઓછી મજુરી કરવાનું આવે, તેથી પ્રત્યેક માનવી વધુ અને વધુ સ્વતંત્રતા ભોગવી શકે અને માનવસમાજના માનસીક વીકાસ માટે સવીશેષ તક મળી શકે.

[ ૩ ]

**સામ્યવાદીઓની** ભાવી સમાજવ્યવસ્થાની કલ્પના એવી છે, ત્યારે અંધાધુંધીને ચડાનારાઓ [એનાર્કીસ્ટસ] ની ભાવી સમાજવ્યવસ્થાની કલ્પના કંઇ જુદી જ છે. કહો કે સામ્યવાદી સમાજવ્યવસ્થા કરતાં તેમની કલ્પના છેક જ ઉલટી, અવળી અને ઉંધી દીશાએ જનારી છે. તેઓ તેના ઉત્પાદનનાં સાધનોને વધારે વીશાળ,

કેન્દ્રીત અથવા તો સુવ્યવસ્થીત બનાવવાને બદલે તેઓ તેના નાના નાના ભાગલા પાડી નાખે છે, તેથી કરીને કુદરત ઉપરના મનુષ્યોના સ્વામીત્વને પણ નબળું બનાવી મુકે છે. તેમની ભાવી સમાજવ્યવસ્થામાં અસાધારણ યોજનાના વીચારનું કે મોટા સંધોનું સ્થાન નથી. તેમની વ્યવસ્થા પ્રમાણે તો મોટામાં મોટાં યંત્રોનો પુરેપુરી રીતે ઉપયોગ અશક્ય થઇ પડે, અસાધારણ ધોરણે નવા રેલ રસ્તા બાંધવા કે વીશાળ પાયા ઉપર નહેરા ખોદવી તે બધું યે અશક્ય થઇ પડે.

આપણે ઉદાહરણથી તેની વીગત તપાસીએ. વરાળથી ચાલતાં યંત્રોને બદલે વીજળી દાખલ કરવા માટે ઘણી ઘણી વાતો કરવામાં આવે છે, અને એ વીજળી ઉત્પન્ન કરવા માટે દેશમાંના તમામ જળધોધોનો ઉપયોગ કરવાની યે વાતો થાય છે. એ રીતે ઉત્પન્ન થએલા વીદ્યુતબળને સુયોગ્ય પ્રમાણસર વહેંચવા માટે અને તેમાંથી વધારેમાં વધારે લાભ કેવી રીતે મેળવી શકાય તેની વ્યવસ્થા કરવા માટે તેનો અંદાજ, માપ, વજન વગેરેની પુરેપુરી ચોકસાઇ કરવાની જરૂર છે. એમ કરવાનું કારણ શું અને વ્યવસ્થીત રીતે તે ગોઠવણ કેવી રીતે થઇ શકે, તે આ વખતે વીચારી લેવું જરૂરનું છે.

ઉપર જણાવ્યું તે પ્રમાણે બધું સુવ્યસ્થીતપણે કરવું હોય તો તે શક્ય ત્યારે જ બની શકે, કે જ્યારે વીજળીબળ ઘણા જ મોટા પ્રમાણમાં ઉત્પન્ન કરવામાં આવતું હોય, તે માત્ર એક અથવા તો બે સ્થળે જ કેન્દ્રીત કરવામાં આવ્યું હોય, અને તેવાં જ કેન્દ્રસ્થળેથી તેની વ્યવસ્થા થતી હોય તેમ જ તેના કામકાજ ઉપર કાબુ રાખવામાં આવતો હોય.

હવે એનાર્કીસ્ટોના ધોરણે જોઇએ તો એક બીજા સાથેના સખળડખળ સંબંધથી જોડાયલાં કામદારોનાં નાનકડાં મંડળો, જે સ્વતંત્ર રીતે નાના પ્રમાણમાં ઉત્પાદન કરતાં હોય છે તેમનાથી આ કામ કેવી રીતે થઇ શકે? તેમ બનવું જ અશક્ય થઇ પડે, અર્થાત એનાર્કીસ્ટોની વ્યવસ્થામાં ઉત્પાદનની યોગ્ય વ્યવસ્થા જ થઇ શકે નહીં. એટલે સામ્યવાદીઓની રીતથી ઉલટી રીતે તેમની સમાજવ્યવસ્થામાં કામદારોને વધારેમાં વધારે કલાક સુધી મજુરી કરવી પડે, એટલે ઘણા મોટા પ્રમાણમાં તેમને કુદરતની ઉપર આધાર રાખતા રહેવું પડે. ટુંકામાં કહીએ તો એનાર્કીસ્ટોની વીચારસરણી પ્રમાણેની કાર્યવ્યવસ્થા એ તો બીજું કશું જ નહીં, પણ માનવતાના વીકાસના માર્ગમાં આડખીલી ઉભી કરનાર ધોરણ છે. એથી જ સામ્યવાદીઓ અંધાધુંધીમાં માનનારા વર્ગના શીક્ષણનો વીરાધ કરે છે.

આ ઉપરથી હવે વાચક સ્પષ્ટ સમજી શકશે કે, સામ્યવાદીઓ જ્યારે નવીન સમાજરચનામાં સમાજનું પુનર્વીધાન કરવાના મતના છે, ત્યારે અંધાધુંધીમાં માનનારા એનાર્કીસ્ટો સમાજની દોલતના ભાગલા પાડવાની ચળવળ ચલાવી રહેલા હોય છે. તેમની નાનકડી સંઘરચનામાં વીશાળ માનવસમુદાય માટે સ્થાન કે વ્યવસ્થા નથી હોતાં, પણ ઘણી વખત તો બબ્બે, ત્રણ ત્રણ કે પાંચ પાંચ જ માણસોની મંડળીઓ રચવામાં આવેલી હોય છે. હવે વીચાર કરો કે હીંદુસ્થાન જેવા પાંત્રીસ કરોડ મનુષ્યોના દેશમાં, બે, ત્રણ કે પાંચ માણસ પોતપોતાનું સ્વતંત્ર મંડળ સ્થાપે, અને દોલતવાળાઓની દોલત જપ્ત કરી લઇ, અંદર અંદર સમાન ભાગે વહેંચી લઇ પોતપોતાને હીસાબે અને જોખમે ઉત્પાદનનાં કામ શરૂ કરે તો, સારા યે દેશમાં સાત, આઠ કે દશ કરોડ જેટલાં મંડળો ઉભાં કરવાં પડે, ત્યારે દેશની શું દશા થાય? એ તમામ મંડળો પોતપોતાની રીતે, જુદાં જુદાં પરસ્પરથી સ્વતંત્ર રહીને કામ કરે તો દેશમાં કેટલી અવ્યવસ્થા અને અંધાધુંધી ફેલાય અને માનવશક્તી તેમ જ સમયનો નાશ થાય? એ તમામ મંડળો જો દેશની દોલતના અંદર અંદર ભાગ પાડવા લાગે તો બધા એ જ કામમાં રોકાઇ જાય અને પરીણામે ફરીથી મુડીવાદીઓની જ સત્તા અસ્તીત્વમાં આવતાં નવીન સમાજવ્યવસ્થામાં જે વર્ગની મુક્તી કરવાની છે, તે જ શ્રમજીવીવર્ગની ઉપર મુડીવાદીઓની હીંસક દમનનીતીનું પ્રચંડ મોજું ફરી વળે.

# લેંકેશાયર અને હિંદ

## ૩૦ વર્ષના વેપારની સમાલોચના

: લેખક :
અર્થશાસ્ત્રી

હીંદના કાપડના ઉદ્યોગને માટે તો ૧૯૩૦ નું વર્ષ ભાગ્યે જ ભુલાય તેવું ગણાશે. પસંદગીના ધોરણ પરની રક્ષણ-નીતીનો અખતરો કાપડના ઉદ્યોગપર પહેલી જ વખત અજમાવવામાં આવ્યો. ૧૯૩૦ ના ઇંડીઅન ફાઇનેન્સ એક્ટથી બધા પ્રકારના સુતરાઉ કાપડ પરની જકાત ૧૧ ટકાને બદલે ૧૫ ટકા થઇ અને કોટન ટેક્ષટાઇલ ઇન્ડસ્ટ્રી (પ્રોટેક્શન) એક્ટથી રક્ષણનીતીના ધોરણ પર બીજી વધુ જકાત પડી. હીંદી માલને રક્ષણ આપવાને બદલે બ્રીટીશ પસંદગીના ધોરણનો સીદ્ધાંત નાણાંખાતાંએ જકાતમાં ઠોકી બેસાડયો છે. તેમ કરવાની શું જરૂરત હતી ?

### ૩૦ વર્ષની વપરાશ

તે પ્રશ્નનો જવાબ આપતાં પહેલાં છેલ્લાં ૩૦ વર્ષના કાપડના વેપારના આંકડા કંઇક નવું અજવાળું પાડશે. હીંદમાં કેટલું કાપડ વપરાય છે તેના આંકડાઓ નીચે પ્રમાણે મેળા કરી શકાય.

(વીદેશી કાપડની કુલ આયાત)–(હીંદમાંથી ફરીને વીદેશ ચડતું કાપડ)–(હીંદી કાપડનું ઉત્પાદન)–(વીદેશ જતું હીંદી કાપડ)–એટલે કે હીંદમાં આવતા કુલ વીદેશી કાપડમાંથી ફરીને વીદેશ ચડતું વીદેશી કાપડ બાદ કરીને તેમાં હીંદી કાપડનું ઉત્પાદન. (વીદેશ ચડેલા દેશી માલનો જથ્થો બાદ કરીને), ઉમેરવું. સામેનો કોઠો મીલના કાપડની છેલ્લાં ૩૦ વર્ષની માથાંદીઠ સરાસરી વપરાશ બતાવે છે.

આ કોઠો બતાવે છે ૧૯૦૦–૦૧ થી છેલ્લો મહાન વીગ્રહ શરૂ થયો ત્યાં સુધી ૧૯૧૩–૧૪ સુધી મીલમાં બનાવેલા સુતરાઉ કાપડની વપરાશના આંકડા ઉંચા જ ચડતા જતા હતા.

### મીલના સુતરાઉ કાપડની વપરાશ

૧૯૦૦–૦૧ માં હીંદમાં મીલ કાપડની કુલ વપરાશ ૨૨૯ કરોડ વાર એટલે કે માથા દીઠ સરાસરી ૭.૭૯ વાર હતી. તેમાં ૧૯૪ કરોડ વાર એટલે સરાસરી માથાદીઠ ૬.૬ વાર વીદેશમાથી આયાત થયેલો માલ, અને ૩૫ કરોડ વાર (સરાસરી માથાંદીઠ ૧.૧૯ વાર) દેશી મીલોનો માલ હતો. ૧૯૦૭–૦૮ સુધી થોડી ઘણી વતી ઓછી વપરાશ થતાં આંકડા ૩૨૧ કરોડ વાર એટલે માથા દીઠ ૧૦.૯૨ વાર સુધી ગયા. એટલે આઠ વર્ષમાં ૯૨ કરોડ વા કાપડની–૧૯૦૦–૦૧ ના આંકડા કરતાં ૪૦ ટકા કાપડની વપરાશ વધી. તેમાં વીદેશી માલની આયાતમાં ૧૯૦૦–૦૧ ના કરતાં ૫૨ કરોડ વાર ૨૭ ટકાનો વધારો થયો. જ્યારે દેશી માલમાં ૩૯ કરોડ વાર–૧૧૧ ટકાનો વધારો થયો. ત્યારબાદ બે ત્રણ વર્ષ સુધી કાપડની

# મીલમાં બનેલા. સુતરાઉ કાપડના હીંદમાં માથા દીઠ સરાસરી વપરાશ

| વર્ષ | આયાત ('વીદેશી'ની ફરીને નીકાસ બાદ કરતાં.) | | હીંદી મીલોનું ઉત્પાદન (વીદેશ ચઢાવેલ બાદ કરતાં) | | કુલ વપરાશ | |
|---|---|---|---|---|---|---|
| | કરોડવારમાં | માથાં દીઠવાર | કરોડવારમાં | માથાંદીઠ વાર | કરોડ વારમાં | માથાદીઠ વાર |
| ૧૯૦૦-૦૧ | ૧૯૪ | ૬. ૬ | ૩૫ | ૧.૧૯ | ૨૨૯ | ૭.૭૯ |
| ૧૯૦૧-૦૨ | ૨૧૨ | ૭.૨૧ | ૪૪ | ૧. ૫ | ૨૫૬ | ૮.૭૧ |
| ૧૯૦૨-૦૩ | ૨૦૫ | ૬.૯૭ | ૪૫ | ૧.૫૩ | ૨૫૦ | ૮. ૫ |
| ૧૯૦૩-૦૪ | ૧૯૬ | ૬.૬૭ | ૫૨ | ૧.૭૭ | ૨૪૮ | ૮.૪૪ |
| ૧૯૦૪-૦૫ | ૨૨૩ | ૭ ૫૯ | ૫૯ | ૨. | ૨૮૨ | ૯.૫૯ |
| ૧૯૦૫-૦૬ | ૨૩૯ | ૮.૧૩ | ૬૧ | ૨.૦૭ | ૩૦૦ | ૧૦.૨૦ |
| ૧૯૦૬-૦૭ | ૨૨૬ | ૭. ૬ | ૬૩ | ૨.૧૪ | ૨૮૯ | ૯.૮૩ |
| ૧૯૦૭-૦૮ | ૨૪૭ | ૮. ૪ | ૭૪ | ૨.૫૨ | ૩૨૧ | ૧૦.૯૨ |
| ૧૯૦૮-૦૯ | ૧૯૪ | ૬. ૬ | ૭૪ | ૨.૫૨ | ૨૬૮ | ૯.૧૨ |
| ૧૯૦૯-૧૦ | ૨૧૪ | ૭.૨૮ | ૮૭ | ૨.૯૬ | ૩૦૧ | ૧૦.૨૪ |
| ૧૯૧૦-૧૧ | ૨૨૪ | ૭.૧૧ | ૯૪ | ૨.૯૮ | ૩૧૮ | ૧૦.૦૯ |
| ૧૯૧૧-૧૨ | ૨૩૭ | ૭ ૫૨ | ૧૦૬ | ૩,૩૭ | ૩૪૩ | ૧૦.૮૯ |
| ૧૯૧૨-૧૩ | ૨૯૫ | ૯.૩૭ | ૧૧૩ | ૪.૫૯ | ૪૦૮ | ૧૨.૯૬ |
| ૧૯૧૩-૧૪ | ૩૧૩ | ૯.૯૩ | ૧૦૭ | ૩. ૪ | ૪૨૦ | ૧૩.૩૩ |
| ૧૯૧૪-૧૫ | ૨૪૧ | ૭.૬૫ | ૧૦૭ | ૩. ૪ | ૩૪૮ | ૧૧. ૫ |
| ૧૯૧૫-૧૬ | ૨૧૧ | ૬. ૭ | ૧૩૩ | ૪.૨૨ | ૩૪૪ | ૧૦.૯૨ |
| ૧૯૧૬-૧૭ | ૧૮૩ | ૫.૮૧ | ૧૩૨ | ૪.૧૯ | ૩૧૫ | ૧૦. |
| ૧૯૧૭-૧૮ | ૧૪૭ | ૪.૬૭ | ૧૪૨ | ૪.૫૧ | ૨૮૯ | ૯.૧૮ |
| ૧૯૧૮-૧૯ | ૧૦૧ | ૩. ૨ | ૧૩૦ | ૪.૧૩ | ૨૩૧ | ૭.૩૩ |
| ૧૯૧૯-૨૦ | ૯૦ | ૩.૧૪ | ૧૪૪ | ૪.૫૭ | ૨૪૩ | ૭.૭૧ |
| ૧૯૨૦-૨૧ | ૧૪૫ | ૪.૫૫ | ૧૪૩ | ૪.૪૮ | ૨૮૮ | ૯ ૦૩ |
| ૧૯૨૧-૨૨ | ૧૦૨ | ૩. ૨ | ૧૫૭ | ૪.૯૨ | ૨૫૯ | ૮.૧૨ |
| ૧૯૨૨-૨૩ | ૧૫૨ | ૪.૭૬ | ૧૫૬ | ૪.૮૯ | ૩૦૮ | ૯ ૬૫ |
| ૧૯૨૩-૨૪ | ૧૪૨ | ૪.૪૫ | ૧૫૪ | ૪.૮૩ | ૨૯૬ | ૯.૨૮ |
| ૧૯૨૪-૨૫ | ૧૭૭ | ૫.૫૫ | ૧૭૯ | ૫.૬૧ | ૩૫૬ | ૧૧.૧૬ |
| ૧૯૨૫-૨૬ | ૧૫૩ | ૪. ૮ | ૧૭૯ | ૫.૬૧ | ૩૮૨ | ૧૦.૪૧ |
| ૧૯૨૬-૨૭ | ૧૭૬ | ૫.૫૨ | ૨૦૬ | ૬.૪૩ | ૩૮૨ | ૧૧.૯૭ |
| ૧૯૨૭-૨૮ | ૧૯૪ | ૬.૦૮ | ૨૧૯ | ૬.૮૭ | ૪૧૩ | ૧૨.૯૫ |
| ૧૯૨૮-૨૯ | ૧૯૨ | ૬.૦૨ | ૧૭૪ | ૫.૪૫ | ૩૬૬ | ૧૧.૪૭ |
| ૧૯૨૯-૩૦ | ૧૯૦ | ૫.૯૫ | ૨૨૮ | ૭.૧૫ | ૪૧૮ | ૧૩.૫૫ |

વપરાશ ઓછી હતી. પરંતુ છેલ્લા મહાન વિગ્રહ પહેલાંના ૩ વર્ષોમાં સુતરાઉ કાપડની વપરાશમાં અનહદ વધારો થયો હતો. ૧૯૧૨-૧૩ માં ૪૦૮ કરોડ વાર મીલનું કાપડ ખપ્યું હતું, જ્યારે ૧૯૧૩-૧૪ માં તે આંકડો ૪૨૦ કરોડ વાર-માથાંદીઠ સરાસરી ૧૩.૩૩ વાર-સુધી પહોંચ્યો. ૧૯૦૭-૦૮ ની ખપત કરતાં તે વખતે લગભગ ૧૦૦ કરોડ વાર-૩૦ ટકા વધુ વપરાયું. છેલ્લાં ૩૦ વર્ષમાં મીલના કાપડની સૌથી વધુ

વપરાશ ૧૯૧૩–૧૪માં જ થઇ હતી. તેમાં ૧૯૦૭–૦૮ કરતાં વીદેશી માલની આયાતમાં ૨૬૫ ટકાનો વધારો અને દેશી કાપડની વપરાશમાં ૪૫ ટકાનો વધારો થયો હતો. યુરોપના તે ધીમ્રહને લઇને લેંકેશાયર ઉદ્યોગ પર સખ્ત ફટકો પડયો. તે વખતે હીંદી ઉદ્યોગનો પણ બહુ ઉત્કર્ષ ન થયો તેનું કારણ નવાં કારખાનાં મારેનાં યંત્રો દરીઆ રસ્તે આવી શકયાં નહીં તે જ છે.

## દેશી મીલોનું ઉત્પાદન

લડાઇનાં પાંચ વર્ષોમાં દેશી મીલના કાપડની વાર્ષીક સરાસરી ખપત ૧૨૯ કરોડ વાર હતી. વીદેશી કાપડની આયાતમાં દર વર્ષે સખ્ત ઘટાડો થતો જતો હતો અને ૧૯૧૯–૨૦ માં તો વીદેશી મીલના માલની આયાતનો આંકડો તદ્દન તળીએ જઇ બેઠો એટલે કે ફક્ત ૯૦ કરોડ વાર કાપડ જ આવ્યું હતું. ૧૯૧૮–૧૯ માં કુલ ૨૩૧ કરોડ વાર કાપડની જ વપરાશ હતી. તે આંકડા ૧૯૦૦—૦૧ આંકડા જેટલી જ લગભગ થવા જાય છે. ૧૯૨૭–૨૮ માં કાપડની કુલ ખપત ૪૧૩ કરોડ પહોંચી અને તે ૧૯૧૨–૧૩ ના આંકડા જેટલી જ લગભગ થવા જાય છે. ૧૯૦૦–૧ અને ૧૯૧૮–૧૯ ની મીલના કાપડની કુલ વપરાશ લગભગ સરખી હતી પરંતુ ૧૯૦૦–૦૧ માં ફક્ત ૩૫ કરોડ વાર દેશી માલની વપરાશ હતી જ્યારે ૧૯૧૮–૧૯ માં તે ૧૩૦ કરોડ વાર થઇ હતી. એટલે લગભગ પોણા ચારગણી વધી ગઇ હતી. ૧૯૨૮–૨૯ માં પડેલી હડતાલોને લઇને કાપડ ઓછું ઉત્પન્ન થયું હતું. છતાં ૧૯૨૯–૩૦માં હીંદી મીલોએ ૨૨૮ કરોડ વાર કાપડ તૈયાર કર્યું હતું.

## 'વીદેશી'ની આયાત

૧૯૨૭–૨૮ થી ૧૯૨૯–૩૦ સુધી એટલે છેલ્લાં ત્રણ વર્ષમાં વીદેશી કાપડની આયાત લગભગ એકધારી ટકી રહી હતી. ૧૯૨૯–૩૦ માં માથાં દીઠ વપરાશ ૧૩.૧૦ વાર હતી અને લડાઇ પછીના વર્ષોમાં, તે આંકડો સૌથી ઉંચો ગયો છે, અને તે ૧૯૧૩–૧૪ ની વપરાશના જેટલો જ થવા જાય છે. લડાઇ પહેલાં હીંદી કાપડબજારમાં વીદેશી માલે સારો અડ્ડો જમાવ્યો હતો. અત્યારે તો આયાતના અને હીંદી માલના આંકડાઓ લગભગ સરખા જેવા જ થઇ ગયા છે. ૧૯૧૩–૧૪ માં માથાં દીઠ ૧૩.૧ વારની વપરાશમાં ૩.૪ વાર જ હીંદી મીલોના કાપડની સરેરાશ આવતી હતી, જ્યારે ૧૯૩૦–માં ૭.૧૫ વાર માથાં દીઠ સરાસરી હીંદી કાપડ વપરાયું હતું. આ આંકડા બતાવી આપે છે કે છેલ્લા ૩૦ વર્ષમાં હીંદી કાપડના ઉદ્યોગે બહુ ઝડપથી પ્રગતી સાધી છે.

## મી. હાર્ડીની તપાસ

હીંદી મીલોનું કાપડ વીદેશી માલ સાથે કેટલી સખ્ત હરીફાઇ કરે છે, તે કોટન ટેરીફ ઓફીસર મી. હાર્ડીએ પોતાના અહેવાલમાં આપેલા આંકડાઓ પરથી ખબર પડે છે.

## ગ્રેટબ્રીટનમાંથી આયાત કાપડ

લડાઇ પહેલાં આયાતનો મોટો જથ્થો ગ્રેટબ્રીટનમાંથી આવતો હતો તે ઉપરના આંકડા બતાવી આપે છે.

૧૯૧૩–૧૪ માં કુલ ૩૧,૯૭૦ લાખ વાર કાપડ આયાત થયું હતું. તેમાંથી ૩૧૦૪૦ લાખ વાર તો ગ્રેટબ્રીટનમાંથી જ

# વીદેશથી હીંદમાં આવતું અને હીંદમાં ઉત્પન્ન થતું કાપડ

## (લાખ વારમાં)

| | બ્રીટન | જપાન | ચીન | કુલ આયાત | હીંદી મીલોનું ઉત્પાદન | કુલ |
|---|---|---|---|---|---|---|
| ૧૮૯૯–૧૯૦૦ | ૨૧,૬૬૦ | … | … | ૨૧,૯૧૦ | ૪૧૯૦ | ૨૬,૧૦૦ |
| ૧૯૦૦–૦૧ | ૧૯,૭૨૦ | … | … | ૨૦,૦૩૦ | … | … |
| ૧૯૦૧–૦૨ | ૨૧,૫૪૦ | … | … | ૨૧,૯૦૦ | … | … |
| ૧૯૦૨–૦૩ | ૨૦,૭૧૦ | … | … | ૨૧,૦૭૦ | … | … |
| ૧૯૦૩–૦૪ | ૧૯,૯૭૦ | … | … | ૨૦,૩૩૦ | … | … |
| ૧૯૦૪–૦૫ | ૨૨,૫૧૦ | … | … | ૨૨,૮૮૦ | ૬૭૮૦ | ૨૯,૬૬૦ |
| ૧૯૦૫–૦૬ | ૨૪,૧૫૦ | … | … | ૨૪,૬૩૦ | … | … |
| ૧૯૦૬–૦૭ | ૨૨,૭૬૦ | … | … | ૨૩,૧૮૦ | … | … |
| ૧૯૦૭–૦૮ | ૨૪,૮૭૦ | … | … | ૨૫,૩૨૦ | ૭૦૮૦ | ૩૩,૪૦૦ |
| ૧૯૦૮–૦૯ | ૧૯,૪૧૦ | … | … | ૧૯,૯૩૦ | ૮,૨૪૦ | ૨૮,૧૭૦ |
| ૧૯૦૯–૧૦ | ૨૧,૪૧૦ | … | … | ૨૧,૯૩૦ | ૯,૬૪૦ | ૩૧,૫૭૦ |
| ૧૯૧૦–૧૧ | ૨૨,૫૨૦ | … | … | ૨૩,૦૮૦ | ૧૦,૪૩૦ | ૩૩,૫૧૦ |
| ૧૯૧૧–૧૨ | ૨૨,૭૯૦ | ૧૦ | … | ૨૪,૩૮૦ | ૧૧,૩૬૦ | ૩૫,૮૨૦ |
| ૧૯૧૨–૧૩ | ૨૯,૪૨૦ | ૬૦ | … | ૩૦,૨૩૦ | ૧૨,૨૦૦ | ૪૨,૪૩૦ |
| ૧૯૧૩–૧૪ | ૩૧,૦૪૦ | ૯૦ | … | ૩૧,૯૭૦ | ૧૧,૬૪૦ | ૪૩,૬૧૦ |
| ૧૯૧૪–૧૫ | ૨૩,૭૮૦ | ૧૬૦ | … | ૨૪,૪૬૦ | ૧૧,૩૬૦ | ૩૫,૮૨૦ |
| ૧૯૧૫–૧૬ | ૨૦,૪૯૦ | ૩૯૦ | … | ૨૧,૪૮૦ | ૧૪,૪૨૦ | ૩૫,૯૦૦ |
| ૧૯૧૬–૧૭ | ૧૭,૮૬૦ | ૧,૦૦૦ | ૧૦ | ૧૯,૩૪૦ | ૧૫,૭૮૦ | ૩૫,૧૨૦ |
| ૧૯૧૭–૧૮ | ૧૪,૩૦૦ | ૯૫૦ | ૧૦ | ૧૫,૫૬૦ | ૧૬,૧૪૦ | ૩૧,૭૦૦ |
| ૧૯૧૮–૧૯ | ૮,૬૭૦ | ૨,૩૮૦ | … | ૧૧,૨૨૦ | ૧૪,૫૧૦ | ૨૫,૭૩૦ |
| ૧૯૧૯–૨૦ | ૯,૭૬૦ | ૭૬૦ | … | ૧૦,૮૧૦ | ૧૬,૪૦૦ | ૨૭,૨૧૦ |
| ૧૯૨૦–૨૧ | ૧૨,૯૨૦ | ૧,૭૦૦ | ૧૦ | ૧૫,૧૦૦ | ૧૫,૮૧૦ | ૩૦,૯૧૦ |
| ૧૯૨૧–૨૨ | ૯,૫૫૦ | ૯૦૦ | ૧૦ | ૧૦,૯૦૦ | ૧૭,૩૨૦ | ૨૮,૨૨૦ |
| ૧૯૨૨–૨૩ | ૧૪,૫૩૦ | ૧,૦૮૦ | ૩૦ | ૧૫,૯૩૦ | ૧૭,૨૫૦ | ૩૩,૧૮૦ |
| ૧૯૨૩–૨૪ | ૧૩,૧૯૦ | ૧,૨૩૦ | ૬૦ | ૧૪,૮૬૦ | ૧૭,૦૨૦ | ૩૧,૮૮૦ |
| ૧૯૨૪–૨૫ | ૧૬,૧૪૦ | ૧,૫૫૦ | ૫૦ | ૧૮,૨૩૦ | ૧૯,૭૦૦ | ૩૭,૯૩૦ |
| ૧૯૨૫–૨૬ | ૧૨,૮૭૦ | ૨,૧૭૦ | ૨૦ | ૧૫,૬૪૦ | ૧૮,૫૪૦ | ૩૪,૧૮૦ |
| ૧૯૨૬–૨૭ | ૧૪,૬૭૦ | ૨,૪૪૦ | ૨૦ | ૧૭,૮૮૦ | ૨૨,૫૯૦ | ૪૦,૪૭૦ |
| ૧૯૨૭–૨૮ | ૧૫.૪૩૦ | ૩,૨૩૦ | ૭૦ | ૧૯,૭૩૦ | ૨૩,૫૭૦ | ૪૩,૩૦૦ |
| ૧૯૨૮–૨૯ | ૧૪,૫૬૦ | ૩,૫૭૦ | ૧૩૦ | ૧૯,૩૭૦ | ૧૯,૯૩૦ | ૩૮,૩૦૦ |
| ૧૯૨૯–૩૦ | ૧૨,૪૮૦ | ૫,૬૨૦ | ૧૦૦ | ૧૯,૧૯૦ | ૨૪,૧૯૦ | ૪૩,૩૮૦ |

આવ્યું હતું. યુરોપના છેલ્લા મહાન વીગ્રહને લઇને હીંદના બજારમાં બીજા દેશોએ પગપેસારો કર્યો—તેમાં ખાસ લાભ તો જપાનને થયો. ૧૯૧૮–૧૯ માં ૧૧,૨૨૦ લાખ વારની કુલ આયાતમાંથી ગ્રેટબ્રીટનમાંથી ૮૬૭૦ લાખ વાર આવ્યું હતું અને જપાનમાંથી ૨૩૮૦ લાખ વાર આયાત થયું હતું. ૧૯૨૩–૨૪ પછી તો જપાને સારી હરીફાઇ શરૂ કરી છે.

## હરીફાઇ અને હીંદી બજાર

૧૯૨૯–૩૦ માં ૧૯,૧૯૦ લાખ વાર કાપડ હીંદમાં આયાત થયું હતું. તેમાંથી ૧૨,૪૮૦ લાખવાર બ્રીટનમાંથી આવ્યું હતું, જ્યારે ૫,૬૨૦ લાખ વાર કાપડ જપાને હીંદમાં મોકલ્યું હતું. એટલે જપાનની નીકાસ બ્રીટનની નીકાસના લગભગ ૫૦ ટકા પહોંચી ગઇ. બાજા દેશોમાંથી પણ વધુને વધુ કાપડ આયાત થતું જાય છે. ૧૯૨૯–૩૦ માં બીજા દેશોનું કાપડ ૧૦,૯૦ લાખ વાર થયું હતું.

એ વખતમાં હીંદી ઉદ્યોગે પણ ખુબ આગળ પગલાં ભર્યાં હતાં. ૧૯૧૩–૧૪ માં ગ્રેટબ્રીટનનો કાપડનો વેપાર મંદો પડવાનાં મુખ્ય બે કારણો હતાં. હીંદી માલના ઉત્પાદનમાં થતો જતો બેહદ વધારો એ પહેલું કારણ હતું. અને જપાનમાંથી આવતા કાપડના જથ્થામાં પણ ૫,૫૦૦ લાખ વારનો વધારો થયો તે ઇંગ્લાંડના મંદ પડેલા વેપારનું બીજું કારણ હતું. આ રીતે ઇંગ્લાંડ હીંદના બજારમાંથી થોડું ખસી ગયું છે. ઇંગ્લાંડના વેપારને હીંદી માલ ઉદ્યોગ અને જપાનીઝ મીલ ઉદ્યોગની પ્રગતીએ સારો ધક્કો માર્યો છે.

## લેંકેશાયરનો ઉદ્યોગ

હીંદી મીલ ઉદ્યોગની પ્રગતી અને જપાનના પગપેસારા ઉપરાંત પણ ઇંગ્લાંડને ધક્કો ખમવો પડયો તેનું એક બીજું કારણ છે. લેંકેશાયરના કાપડના ઉદ્યોગની પરીસ્થીતી અસ્થીર હતી. ઉદ્યોગને પગભર કરવાને નામે મીલ માલેકો પગારમાં કાપકુપની વાતો કરતા હતા. બીજી બાજુ ૧૯૨૯ ના મે માસથી વહીવટનું ખર્ચ ઓછું લાવવા માટે માલેકો વધુ શાળો પર મજુરો કામ કરી શકે કે નહીં તેના અખતરા કરાવતા હતા. જુન અને જુલાઇમાં પગારમાં કાપકુપની ખુબ વાતો સંભળાતી હતી. જુન માસમાં મીલની કાંતવાની અને વણવાની બન્ને શાખાઓમાં પગારમાં ૨૫ ટકાનો ઘટાડો થવો જોઇએ એમ મીલ માલેકોએ દાવો કર્યો. મજુરોના પ્રતીનીધીઓ સાથે મસલત શરૂ થઇ–તે પડી ભાંગી અને પરીણામે મીલોના કાંતવાના અને વણવાના ખાતાંઓમાં હડતાલ પડી.

હડતાળ જુલાઇની ૨૯ મી તારીખથી ૩ અઠવાડીઆં ચાલુ રહી. તે વખતે માલનું વધુ ઉત્પાદન કરવામાં આવતું નહતું, એટલે હડતાલથી બહુ ગેરફાયદો ન થયો; પરંતુ હડતાલ પડવાના ભયથી અશાંત બનેલા વાતાવરણને લઇને લેંકેશાયરના મીલ માલેકો અને લેંકેશાયરના માલના વેચનારાઓ પર ખુબ અસર થઇ હતી. આખરે સરકાર વચ્ચે પડી અને કજીઓ પંચ-સન્મુખ મુકવાનું ઠર્યું. પંચે ઠરાવેલા દર કરતાં ૧૨॥ ટકા ઘટાડો આપવાનો ચુકાદો આપ્યો. આથી મજુરોમાં તીવ્ર અસંતોષ ફેલાયો, અને મજુરો પગારનો પ્રશ્ન ફરીને ઉપાડી લેશે એવાં ચીન્હ જણાવાં શરૂ થયાં. ઓછાં ખર્ચથી ઉત્પાદન કરી વધુ નફો મેળવવા માટે કે બીજાં બજારોમાં પોતાનો પગ સાબુત રાખવા માટે મીલમાલેકોએ પગારના ઘટાડા ઉપરાંત વધુ શાળોની રીત તો દાખલ કરી હતી; છતાંએ ઓફીસના ખર્ચના ઘટાડા માટે મીલોના જોડાણનાં પગલાં તેઓએ ભર્યાં. ૧૯૨૯ માં લેંકેશાયર કોટન કોરપોરેશન રજીસ્ટર થઇ. તેનો ઉદ્દેશ કેટલીક મીલોને પોતાના હાથમાં લેવાનો હતો. ૧૯૨૯ ના જુલાઇ માસમાં

તે કોરપોરેશને જાહેર કર્યું કે એક કરોડ ત્રાક અને ૬,૦૦૦ શાળવાળી ૭૧ કંપનીઓ તરફથી જોડાણની માગણીઓ તેને મળી હતી. શરૂઆતમાં કોરપોરેશનને મુશ્કેલીઓ ખુબ નડી પરંતુ ૧૯૨૯ ના વર્ષની આખરે કુલ ૬,૭૫૦,૦૦૦ ત્રાક અને ૨,૦૦,૦૦૦ શાળવાળી ૭૧ કંપનીઓએ તેમાં જોડાવાનું કબુલ કર્યું. આ કોરપોરેશન ઉપરાંત ૩૧ મીલોવાળી બીજી ૧૫ કંપનીઓનું પણ એક જોડાણ થયેલું છે. મજુરોની નોકરી પર, મોટા પ્રમાણમાં કાપ મુકનાર વધુ શાળોની પ્રથા, અને આ જોડાણોએ લેંકેશાયરના ઉદ્યોગને મુઠ્ઠીભર માલેતુજારોના લાભ માટે પગભર કર્યો.

## આયાત પર અંકુશ

લેંકેશાયરની સ્થીતી કફોડી તો હતી જ. પગારના ઘટાડાથી થયેલા અને શાળોને વધારવાની હીલચાલથી મજુરોમાં ફેલાએલા અસંતોષની સાથે કલકત્તાની મારવાડી ચેમ્બરે અમુક પ્રકારના માલની આયાત સામે પ્રતીબંધ પોકાર્યો. ૧૯૨૯ ના એપ્રીલ અને મે અને સપ્ટેંબર માસમાં ભુરા કાપડ પર તેવો જ પ્રતીબંધ ૧૯૩૦ માં પણ તેઓએ ફરીને મુકયો અને ત્યારબાદ લેંકેશાયરને મેથી ડીસેંબર ૧૯૩૦ સુધી નવા આર્ડરો ન આપવાનું તેઓએ ઠરાવ્યું. આવા ઠરાવની અસર તુરત ન થઇ પરંતુ તેથી લેંકેશાયરની કાપડ બજારનું વાતાવરણ અનીશ્ચીત બન્યું.

## વધુ જકાતનો પ્રશ્ન

તે ઉપરાંત વધુ જકાત પડવાના પ્રશ્ને લેંકેશાયરના કાપડના વેપારને વધુ અનીશ્ચીત બનાવ્યો. ૧૯૨૯ ના જુલાઇ માસમાં મી. હાર્ડી કોટન ટેરીફ ઓફીસર નીમાયો. હાર્ડીને હીંદી સરકાર તરફથી થયેલી સુચનાઓના બીજા ભાગે–જકાતનું બીજું ધોરણ સુચવવા બાબતના–ઇંગ્લાંડમાં ખુબ ચકચાર પેદા કરી. મી. હાર્ડીએ તૈયાર કરેલા રીપોર્ટ પરથી હીંદ સાથે જપાનની હરીફાઇ કેટલી સખ્ત હતી તે જણાઇ આવ્યું. વળી ૧૯૩૦–૩૧ માં હીંદ સરકારની આર્થીક સ્થીતી ખુબ સંકડામણવાળી હતી. ખર્ચને પુરા પડવા માટે ઉપજ વધારવાની અત્યંત જરૂરત હતી. અને ખાડો પુરવાને માટે કાપડ પરની જકાત એ સૌથી સહેલો રસ્તો હતો. આવી પરીસ્થીતીને લઇને તે બાબત જાણનાર લેંકેશાયરમાં વધુ જકાતનો ભય પેઠો– અને આખરે નાણાં-પ્રધાને ૧૯૩૦ ની ૨૮ મી ફેબ્રુઆરીએ રજુ કરેલા અંદાજપત્રક પરથી જકાતના વધારા માટેના ધારાવીધાનનો પ્રશ્ન ચર્ચાયો.

## નાણાંભીડ

ઉપરનાં કારણો ઉપરાંત લેંકેશાયરના વેપારને ધકકો લગાડનાર બીજાં બે કારણો પણ છે.

(૧) રૂનું અનીશ્ચીત બજાર, અને

(૨) હીંદની રાજકીય પરીસ્થીતી. અમેરીકન રૂનો ભાવ ૧૦ પેન્સ થયો. તે એટલો નાચો હતો કે તેથી વધુ નીચો જશે એમ માનવું જ અશકય લાગતું હતું; પરંતુ અમેરીકાના ઘઉંના વેપારની સખ્ત મંદીએ બજારમાં સખ્ત નાણાંભીડ ઉભી કરી. રૂનો ભાવ વધુને વધુ ગગડતો ગયો. હીંદી રૂનો ભાવ પણ તે સાથે જ ઘટવો શરૂ થયો.

## બહીષ્કારની ચળવળ

ઉપરનાં કારણો ઉપરાંત બહીષ્કારની ચળવળે પણ લેંકેશાયરના વેપાર પર થોડી ઘણી અસર કરી. પરંતુ બહીષ્કારને જ સર્વતામુળ અને અમોઘ અસ્ત્ર માનનાર મહાસભાના મોવડીઓએ, ફકત ઇંગ્લાંડના કાપડના મીલમાલેકો, મુડીવાદીઓની જમાતના મુઠ્ઠીભર માણસો–સામે ઉપાડેલી આર્થીક ઝુંબેશથી ફકત તેઓ જ ગભરાયા. રાજકીય ક્ષેત્રમાં તેની બહુ અસર ન થાય તે સ્વભાવીક છે; કારણકે લેંકેશાયરના વેપારને આંચ આણનારાં બીજાં આર્થીક કારણો ઉપર આપ્યાં છે. તે કારણો ગાંધીજીના કાર્યક્રમને આભારી હતાં એમ કોઇ મનતાના મુર્ખાઇ કરે જ નહીં. સાથે આપેલા કોઠા બનાવે છે કે મુઠ્ઠીભર મીલમાલેકોને લગભગ ધુંટણભર કરનાર અનેક કારણોમાં બહીષ્કારનું સ્થાન બહુ ઉંચુ નથી.



તમારા ચોપડીના કબાટ આગળ જઇ પુસ્તકો ગમે તેમ ફેંદે

# ઊંદર

## એક જાત ખાસીયત

:લેખક:

કવીઓ, લેખકો અને નવલકથાકારો વ્યક્તીત્વવાળાં, પ્રતીભાશાળી માનવોની સરખામણી પશુ કે પક્ષીસૃષ્ટીનાં પાત્રો સાથે કરે ત્યારે મુખ્યત્વે સીંહ કે ગરૂડરાજ સાથે તેની સરખામણી કરે છે, લખે કે "એ વીરનર સીંહ જેવો બહાદુર હતો," અથવા તો લખે કે "આપણા ચારીત્રનાયકની ગરૂડરાજ જેવી ચકોર આંખોએ પલવારમાં આખો મામલો પારખી લીધો." પણ માનવસ્વભાવનું બારીક નીરીક્ષણ કરનારને જણાશે કે પશુ અને પક્ષીસૃષ્ટીનાં ઘણાં પાત્રો સાથે સરખામણી કરી શકાય, અથવા તો જેમને પશુ પક્ષીની ઉપમાઓ આપી શકાય એવાં ઘણા માણસો મળી આવે છે.

કેટલાંક માણસો બીલાડી જેવાં આવે છે. આપણી પાળેલી બીલાડી આપણી પર ખુશ થાય અને આપણા પ્રત્યે સ્નેહભાવનું પ્રદર્શન કરવા ઇચ્છે ત્યારે તે આપણા પગની આસપાસ ભટકાય છે, વચમાંથી ઉંચી થાય, પુંછડી ટાઇટ કરે, અને મંદ મંદ મ્યાંઉ મ્યાંઉનો સ્વર કાઢતાં આપણા ચરણકમળોની આજુબાજુ ભ્રમણ કરે. એ પ્રમાણે કેટલાંક માણસો એવાં હોય છે કે જે આપણી સાથે વાત કરતાં હોય ત્યારે

# રીચાં

## ના માનવપ્રાણીની
## ની ટુંક પીછાણ

મસ્ત ફકીર

આપણા શરીરને સ્પર્શ કર્યા વગર એમને ચેન પડે નહીં.

કટકા રોટલા માટે પોતાના આત્માને વેચી પોતાના જ જાતભાઇઓ લડે. લડનાર શ્વાન સરીખાં માણસો પણ આવે છે; તેમ ઘોડા જેવાં ચપળ, ભેંસ જેવાં, આખલા જેવાં, ગધેડાં જેવાં અને ખીસકોલી કે દેડકા ફેશનની માનવવ્યક્તીઓ પણ જરા સંભાળથી આજુબાજુ નીહાળીએ તો મળી શકે છે.

અગાઉ 'ગુજરાત' માસીકમાં ગુંદરીયાં ફેશનનાં માણસોની પીછાન હું કરાવી ગએલો. આજે ઉંદરીયાં માણસો વીશે બે બોલ લખવા માગું છું.



તમે લખતા હો ત્યારે તમારા ટેબલ પર પલાંઠો મારી બેસે

કેટલાંક માણસો અને ખાસ કરીને કેટલીક સ્ત્રીઓ પોપટ જેવી ખાસીયતની આવે છે. એવાં કોઇ બાનુનું મ્હોંડું અને ખાસ કરીને એમનું નાક અને એમની વાચાળતા જોતાં પોપટ કે કાકાકૌવાનો આપણને જરૂર ખ્યાલ આવે. કોઇ ધીર, ગંભીર, ભારેખમ માણસ જે આખી દુનીઆની અક્કલ અને ડહાપણ પોતાની જ ખોપરીમાં સમાઇ છે એમ માનતું હોય તે દેખાવમાં ઘુવડ જેવું લાગે છે. આ સીવાય કુતરાં જેવાં,

આ ઉંદરીયાં ફેશનનાં માનવપ્રાણીઓનાં મુખકમળ ઉર્ફે ડાચાંઓ લાંકડી ફેશનનાં

લાંબાં હોય છે. તેમની આંખો લુચ્ચાઇની રોશનીવાળી અને ચકોર હોય છે, અને તેમનું માનસ અને જીગર ઉંદર જેવું જ સાંકડું અને આપમતલબી હોય છે.

આ ઉંદરીયાં, ઉંદર જેમ દરેક ઠેકાણે ઘુસી જાય, તેમ દરેક સમાજ અને ઘરમાં ઘુસી જાય એવાં ઘુસણીયાં હોય છે. ઉંદ-



**તમે તમારાં પત્ની સાથે કોઇ મહત્વની ચર્ચા કરતાં હો તો ઉંદરીયાની હાજરીથી ખાસ ચેતજો**

રીયાં માણસને કોઇની જોડે પીછાન કરવાની કડાકુટ જ હોતી નથી, જરાક ઓળખાણ થઇ કે એવું ઉંદરીયું માણસ સીધું તમારે ઘેર હાલ્યું આવવાનું, અને જાણે કેટલાં ય વરસોની ઓળખાણ હોય તેમ તમારી જોડે છુટ લેવાનું, અને તમારાં ગૃહજીવન, ઓફીસજીવન અને તમારા ખાનગી જીવન જાણવા માથું મારવાનું.

ઉંદરને જેમ ખુણે ખાંચરે છુપાઇ વસ્તુઓ કરડવામાં મઝા આવે છે, તેમ ઉંદરીયાં ફેશનનાં માણસને લોકોની કાળી બાજુ જાણવામાં, તેની શોધખોળ માટે ભટકવામાં અને એ જાણ્યા પછી તેનો પ્રચાર કરવામાં કંઇ અનેરો આનંદ આવે છે. ડાહ્યાં માણસોએ આવાં ઉંદર ખાસીયતનાં માણસોને પોતાની નજીક આવવાં જ દેવાં જોઇએ નહીં. અને હદ કરતાં વધુ છુટ લેવા જાય કે તુરત જ તેમને અટકાવવાં જોઇએ.

ઉંદરીયું ખાસ ચૌર્યવૃતીવાળું હોતું નથી. પણ કોઇને ત્યાં જતાં તેનાથી સીધું એક ઠેકાણે બેસાતું જ નથી. તમારે ઘેર એવું ઉંદરીયું આવે તો ઘરમાં દરેક સ્થળે ખાં ખાં ખોળ કર્યા વગર તેને ચેન જ ન પડે, તમે ભલા હો અને તેને તેની મરજી પ્રમાણે વર્તવા દો તો એ ઉંદરીયું તો તમારી લખવાની ટેબલ પર પલાંઠી મારી ચડી બેસે, તમારી સારાંમાં સારી આરામ ખુરશીમાં પોતે લાંબો થઇને પડે. ગમે તેવા મેલા ઘેલા પગ હોય છતાં તમારા છત્ર-પલંગ પર ચડી બેસે, અને લાગ ફાવે તો તમારા જ દેખતાં અડધો પોણો કલાક ઉંઘ ખેંચી કહાડે.

ઉંદરીયું પ્રાણી ચોપડીઓનો કાળ હોય છે. તમારે ત્યાં કોઇ ઉંદરીયું આવે તો તમારી પરવાનગી માટે થોભ્યા વગર જ તમારી ચોપડીની કબાટ ઉઘાડી તેની અંદરની ચોપડીઓને ગમે તેમ ઉથલપાથલ કરી મુકે, અને તમે અટકાવો નહીં તો કબાટ-માંથી બે ચાર ચોપડીઓ નીચે પડી જાય તો તેની તેને પરવાહ ન હોય, અને તમારો સ્વભાવે સાલસ હોય તો ઉંદરીયું તમારી લાઇબ્રેરીની ગમે તેવી કીંમતી ચોપડી જરા પણ સંકોચ વગર વાંચવા ઉઠાવી જાય,

અને તમારે એ ચોપડીની હંમેશ જરૂર પડતી હોય તો ખચીત તમે રખડી રહો.

જેમ ગુંદરીયામાં, તેમ ઉંદરીયામાં આભારવૃતી, સ્વમાન કે સામાની લાગણી માટેની કાળજી જેવું કશું હોતું જ નથી. જગત આખાને એ પોતાનું ઘર માને છે, અને જ્યાં બને ત્યાં ઘુસવા, અને પોતાનો અંગત સ્વાર્થ સાધવાની જ તેને દરકાર હોય છે. તમારે ત્યાં એવું કેઇ ઉંદરીયું બેઠું હોય અને જો ભુલ્યા ચુકયા તમે કોઇ બીજા મીત્ર જોડે કોઇ કમાણીની નવી યોજના સંબંધી વાત કરો તો જરૂર એ તમારી ખાનગી યોજના સાંભળી લઇ તમે પગલાં લ્યો તે પહેલાં ઉંદરીયું પગલું ભરવાનું. અને તમે રખડી પડવાના.

ઉંદરીયાં પોતાને હંમેશાં બહુ હુશીઆર સમજે છે, અને જો કે એ જે હકીકતો મેળવે છે તે ચોરી છુપીથી ઉંદર ફેશનથી મેળવેલી હોય છે, છતાં કાળે કરીને ઉંદરીયાંને એવો ભ્રમ થઇ જાય છે કે પોતે મહાન મુત્સદી અને ચબરાક નર છે, અને જગત આખાની વાત પોતે જાણે છે. આ જાતનો ભ્રમ થતાં ઉંદરીયું સામાન્ય ક્ષુલ્લક વાતોમાં ધ્યાન નથી આપતું, મોટા દાવ અજમાવવા માંડે છે. એ દાવ–એ પાસા સીધા પડે તો પોતે અને જગત તેને મુત્સદી માની લે છે, પણ તેની બાજી ફાવે નહીં તો પછી ઉંદરીયું જીંદગીની છેલ્લી ઘડી સુધી ઉંદર જેવું જ રહે છે, અને એક ન્યુસન્સ જેવું એક બલા જેવું આપણા સમાજમાં આપણી વચ્ચે વીચર્યા કરે છે.

ઉંદરીયાંને સીધાં કરવાનો એક જ રસ્તો છે, અને તે એ કે તેની સાથે કડકાઇથી વર્તવું. તેને ઘરમાં દાખલ કરવું નહીં, અને દાખલ થવા પછી જેમ આપણે ઉંદરને અળગો રાખીએ તેમ એવી ખાસીયતનાં માણસને પણ અળગું જ રાખવું. દીલ ખોલીને કે ભોળા થઇને તેની જોડે વાત કરવી નહી અને ઘરમાં તે આમ તેમ ઘુમવા માંડે કે વસ્તુઓ કે ચોપડીઓને હાથ અડકાડવા માંડે કે તુરત જ ડોળા કહાડી તેને બેસાડી દેવું, અને છતાં પણ તેની સાન ઠેકાણે



કોઇની છુપી વાતો જાણી તેનો પ્રચાર કરવાની ઉંદરીયાંની ખાસીયત હોય છે

ન આવે તો તુરત જ તેની જોડે સાહેબજી સલામ કરી તેને વીદાય કરવું, આવી રીતે કડક રહો તો જ ઉંદરીયાં માણસો તમારે ત્યાં પેંધે નહી અને તમારી ગફલતથી એક વખત તમારી ઓફીસ કે ઘરમાં આવાં માણસો ઘુસ્યાં તો યાદ રાખશો કે તમારી કોઇ વાત કે યોજના ખાનગી રહેવાની નથી.

# સમાજવાદનો અખતરો

લુઇ બ્લેંકના રાષ્ટ્રીય
કારખાનાની મીમાંસા

:લેખક:

સમાજવાદી

આદર્શ સમાજનાં સ્વપ્નાં જેટલાં સરળ અને સહેલાં છે, તેટલી જ તેની સીદ્ધી દુર્ઘટ, અને દુઃસાધ્ય છે. જગતના અનાદીકાળથી અનેક સ્વપ્નદ્રષ્ટાએ સુવર્ણમય સમાજની મનોહારી કલ્પનાઓ કરી છે, કેટલાકે તેની સીદ્ધી માટે જીવનની સકલ શકતીઓનો વ્યય કર્યો છે, જ્યારે કેટલાકે સંજોગો સામે સંગ્રામ આદરીને સમાજમાં પરીવર્તનની જ્યોત પેટાવી છે. ફ્રાંસના મશહુર સમાજવાદી રાષ્ટ્રસેવક લુઈ બ્લેંકનું સ્થાન ત્રીજા વર્ગના વ્યવહારસીદ્ધ દીનબંધુઓની નામાવલીમાં સદાને માટે અમર થઇ ગયું છે.

લુઇ બ્લેંકના રોમાંચક જીવન વીશે-સત્તાધીશોની જહાંગીરી સામે જનસંઘના સર-

લુઇ બ્લેંકનાં સર્જન તેના પુરોગામીઓ જેવાં મૌલીક નથી-સેંટ સાઇમન અને ફુરીઅરની પારદર્શક દ્રષ્ટી તેમનામાં નથી, છતાં તેમની વીવેચન શૈલી, વસ્તુ દર્શન અને નીદાન તેમજ ઉપચારની નવીનતાથી તેમણે પોતાના પુરોગામીઓ ઉપર વીજય મેળવ્યો છે. તેથી જ ઇ. સ ૧૮૪૧ ની સાલમાં પહેલી જ વાર તેમનું પુસ્તક [Organisation du Travail] પ્રગટ થયું ત્યારે વીચારકોની આલમમાં ઉહાપોહ થયો. દરેકે એ પુસ્તકનો અભ્યાસ કરવા માંડયો, એ પુસ્તકની અનેક આવૃત્તી નીકળવા માંડી, અને ઇ. સ. ૧૮૪૮ ની સાલમાં ફ્રેંચ વીપ્લવ જાગ્યો ત્યારે સુધારોના પરમ હીતચીંતક તરીકે લુઇ બ્લેંકને

આને આમ છતાં લુઇ બ્લેંકની સાર્વજનીક સેવા કરતાં તેની સાહીત્ય સેવા આપણી દૃષ્ટીએ વધારે કીંમતી છે. સમાજના આર્થીક જીવનમાં સહચાર અને સ્પર્ધાના વીરોધી તત્વોની સુંદર મીમાંસા તેમના જેવી ભાગ્યે જ બીજા કોઇએ કરી છે. **લુઇ બ્લેંકના સીદ્ધાન્ત અનુસાર દરેક પ્રકારના આર્થીક અનીષ્ટો સ્પર્ધામાંથી જ જન્મે છે. જગતમાં પ્રવર્તતી ભયંકર ગરીબાઇ અને નૈતીક વીનીપાત, અનીતીનો પ્રચાર અને ગુનાહનું પ્રમાણ ઔદ્યોગીક અનવસ્થા અને આંતરરાષ્ટ્રીય અવીશ્વાસનાં મુળ આ સ્પર્ધાના મહારોગની અંદર જ રહેલાં છે.** લુઇ બ્લેંક લખે છે કે "પ્રથમ તો સ્પર્ધાથી કામદારોનો હ્રાસ થાય છે, અને તે પછી ભદ્રલોક [Bourgeoisie] ની નીર્ધનતા અને વીનાશના પગરણ કેવી રીતે મંડાય છે તે હવે સાબીત કરીશું." અને આ સીદ્ધાંત પ્રતીપાદન કરીને તેના સમર્થનમાં લુઇ બ્લેંક સંખ્યાબંધ આંકડાઓ, દાખલાઓ અને વીધવીધ માહીતીઓનો સંભાર રજુ કરે છે. તેમના વાક્યોને અક્ષરે અક્ષરે સ્પર્ધાના અનીષ્ટોનો જ પોકાર સંભળાય છે, અને અંતે આ મહાવ્યાધીનો ઉપચાર સુચવતાં લુઇ બ્લેંક જણાવે છે કે **"હરીફાઇના ભયંકર તત્વોથી તમારે છુટવું જ હોય તો તેને નીર્મુળ કરો, અને સહચારના પાયા ઉપર તમારા સમાજજીવનની નવી ઇમારત ચણો."**

આમ સહચારવાદી સમાજ સેવકોની માફક લુઇ બ્લેંક સહકારમાં સમાજનો ઉદ્ધાર જુવે છે, પરંતુ સહકારની તેની ભાવના તેના પુરોગામીઓની ભાવનાથી છેક જ ભીન્ન છે. ઓવેનના ન્યુ હારમની અને ફુરીઅરના ફેલંસ્ટરની તેને ઝાંખી સરખી પણ નથી. સ્વાશ્રયી અને સંકુચીત સમુહજીવનની તેને કલ્પના નથી, તેનો આદર્શ **રાષ્ટ્રીય કારખાનાંનો છે.** એક ધંધાના માણસો સહચાર સાધીને વસ્તુનું ઉત્પાદન કરે એ આ કારખાનાનો ઉદ્દેશ છે. સમાનતા લુઇ બ્લેંકના સમુહ જીવનનું પ્રધાન અંગ છે. પરંતુ આ યોજનાની અંદર સમાજના સમગ્ર આર્થીક જીવનની સમસ્યાઓનો ઉકેલ શોધવમાં આવ્યો નથી એ એની ભયંકર ત્રુટી છે. આ સહચર્યનો પ્રધાન ઉદ્દેશ માત્ર વસ્તુ ઉત્પાદનનો છે, અને તેના ઉપાડ માટે સમાજના અન્ય વર્ગો ઉપર તેમને ઓશીઆળા રહેવું પડે છે. આમ બ્લેંકની યોજના આધુનીક સહાયકારી સંસ્થાની આવૃત્તી માત્ર છે. ઓવેન અને ફુરીઅરની મહત્વાકાંક્ષા બ્લેંકથી અધીકતર છે એમ કબુલ કરવું જ જોઇએ.

અને આ અખતરો કંઇ નવીન જ નથી. ઇ. સ. ૧૮૩૧ની સાલમાં સેંટ સાઇમનના એક અનુયાયીએ એવી જ સંસ્થાની સ્થાપના કરી હતી, પણ તેને તેમાં નીરાશા સાંપડી હતી. તેમણે એક ધંધામાં કામ કરતા કાર્યકરોને–સુથાર, લુહાર, મોચી, કડીઆ વગેરેને–ભેગા થઇને સહકારના ધોરણ પર કામ કરવાની હાકલ કરી હતી, અને આ રીતે દલાલો વચગાળેથી જે નફો ઉપાડી જાય છે તે નાબુદ કરવાની યોજના રચી હતી. આ રીતે વર્ષ દીવસે જેટલો નફો થાય તેનો પાંચમો ભાગ અનામત ફંડ જમા કરવામાં રોકવાની આ આદર્શવાદીએ હીમાયત કરી હતી. તેમણે જણાવ્યું હતું કે "આવા અનામત ફંડ વગર આ સંસ્થા એ સમાન્ય વેપારી સંસ્થા જેવી થઇ જશે. એથી માત્ર એ સંસ્થાના મુળ સંસ્થાપકોને

જ લાભ થશે. કારણકે સંસ્થાની સ્થાપના વખતે જેમણે હીસ્સો આપ્યો હશે તેઓ જ બીજાઓના શોષણનો અધીકાર ભોગવી શકશે.'' અને આવી જ રીતે દરેક સહાયકારી સંસ્થાનો મુળ ઉદ્દેશ માર્યો જાય છે, અને સમય જતાં ઉદાત્ત ભાવના સાથે જન્મેલી સંસ્થા એક નફાખોર પેઢી બની જાય છે.

લુઇ બ્લેંકની સંસ્થાની ઘટના તો આવા જ પ્રકારની છે, છતાં તેમના ઉદ્દેશો વચ્ચે વીશેષ અંતર છે. દેશના પ્રધાન ઉદ્યોગોના મજુર વર્ગને રાષ્ટ્રીય કારખાનાના સમાન હિસ્સેદાર બનાવવાના મુળ પાયા ઉપર લુઇ બ્લેંકની આખી મનોસૃષ્ટીની રચના થઇ છે. અને બ્લેંકની મહત્વાકાંક્ષા તો એવી હતી કે આ સામાજીક કારખાનાઓ [Social workshop] ના બીજમાંથી સમુહજીવનના અંકુરો સમય જતાં ફુટશે, અને તેમાંથી સુવર્ણયુગની ભવ્ય સમાજનાં સર્જન થશે.

પરંતુ આ કારખાનાના મંડાણ કેવી રીતે કરવાં એ તેમની દ્દષ્ટીએ વીશેષ મહત્વનો પ્રશ્ન હતો અને ભુતકાળને ભુંસ્યા વગર ભાવીમાં પગલાં માંડવાના તેમના મનોરથ હતા.

અને આ સાહસમાં લુઇ બ્લેંકને સાથ પણ સુંદર મળ્યો હતો તેની યોજનાની સરળતા અને સંગીનતાને લીધે આદર્શઘેલા અખતરાઓથી ત્રાસી ગયલી પ્રજાને ઉદ્ધારનો સાચો માર્ગ જણાયો.

જેટલી સરળતાથી લુઇ બ્લેંકે આ સીદ્ધાંત સર્જાવ્યો તેટલી જ સરળતાથી તેણે આખી યોજનાની રૂપરેખા આંકી, અને તેટલા જ સાહસથી તેનો અમલ કર્યો. રાષ્ટ્રીય કારખાનાની આ યોજનામાં ઉત્પાદનના સર્વે અંગેનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

આ કારખાના માટે જરૂરી મુડી સરકાર પાસે મેળવવાનો પ્રબંધ રાખવામાં આવ્યો હતો, અને જે કામદાર નૈતીક ખોળાધરી આપે, તેને મુડી માટે હરીફાઇ કરવાનો હક્ક હતો. **આ સમાજ રચનામાં દરેક માટે સરખી મજુરીની ગોઠવણ કરવામાં આવી હતી.** જો કે આધુનીક સંજોગોમાં આપણી કેળવણીનું પ્રત્યાઘાતી વલણ ધ્યાનમાં લેતાં આ સમાનતાની સીદ્ધી દુર્લભ ભાસે છે. પરંતુ કેળવણીના નવ સર્જન સાથે આ સ્થીતી સહજ બની રહેશે. અને આ સીદ્ધાંતનુ વીવેચન કરતાં લુઇ બ્લેંક સંજોગો અને પરીસ્થીતીનો પ્રભાવ સમજાવે છે.

આ આદર્શ સંસ્થાના સંચાલન પીછે લુઇ બ્લેંક ચુંટણીના સીદ્ધાન્તનો ઉલ્લેખ કરીને જણાવે છે કે પહેલા વર્ષ દરમ્યાન અધીકારી વર્ગની નીમણુંક સરકાર તરફથી કરવામાં આવશે અને તે પછી દર વર્ષે સંચાલકોની વરણી કરવામાં આવશે.

આ સંસ્થાની કુલ આવક ત્રણ વીભાગમાં વહેંચી નાંખવામાં આવશે. તેમાંથી પહેલો વીભાગ સંસ્થાના સભ્યો વચ્ચે વહેંચી નાંખવામાં આવશે; અને આ રીતે કામદારોની મજુરીમાં એક દ્દષ્ટીએ વૃદ્ધી કરવામાં આવશે. બીજો વીભાગ વૃધ્ધો, આજારીઓ અને અશક્તોના નીભાવ પાછળ તેમજ બીજા ઉદ્યોગોમાં રાહત આપવા ખાતર ખર્ચવામાં આવશે જ્યારે ત્રીજો ભાગ સંસ્થામાં જોડાવાની ઇચ્છા ધરાવતા શખ્સોને ઉત્પાદનના સાધનોની ખરીદી કરવા માટે મદદ કરવામાં વાપરવામાં આવશે, અને આ રીતે આખી સમાજ ઉપર લુઇ બ્લેંકની આદર્શ રચનાનો પંજો પ્રસારવામાં આવશે.

આ સંસ્થાની મુળ મુડી માટે વ્યાજ આપવાની ગોઠવણ પણ કરવામાં આવશે.

પરંતુ આ ઉપરથી કોઇ રખે એમ માની લે કે બ્લેંક ફુરીઅરની માફક 'બ્યાજ'ના બ્યાજખીપણામાં માને છે. સેંટ સાઇમન અને તેના અનુયાયીઓની માફક લુઇ બ્લેંક પણ "બ્યાજ"નો સખ્ત વીરોધ કરે છે. તે જણાવે છે કે બ્યાજ ભરવાની વખત જતાં જરૂર નહી રહે. પરંતુ આ મુદતની ચોક્કસ મર્યાદા તેઓ બાંધી શકતા નથી. તે કહે છે કે સમાજમાં પરીવર્તનનાં પગરણ કરવાને માટે સંક્રાન્તીકાળ દરમ્યાન બ્યાજ આપવું જ પડશે. "ભુતકાળના અવશેષો ઉપર નવીન સમાજની રચના કરવાને માટે ભુતકાળના સર્વ અંગોનો નાશ કરવામાં અધીરાઇ દાખવવી જોઇએ નહી." મજુરેના મહેનતાણા સાથે બ્યાજનો પણ ઉત્પાદન-ખર્ચમાં સમાવેશ કરવામાં આવશે. તેમ છતાં મુડીવાદીઓને સંસ્થાની ચોખ્ખી કમાણીમાં અંશ માત્રનો હીસ્સો મળશે નહી. આમ આજના કારખાનાઓ અને લુઇ બ્લેંકના કારખાના વચ્ચે ફેર માત્ર એટલો જ છે કે લુઇ બ્લેંકની આદર્શ રચનામાં નફાખોરીનો નાશ થશે, અને તે નાણાં ઉત્પાદકોના ગજવામાં જશે, અને આ રીતે સંપત્તીના સાચા સર્જનહારોને રાહત મળશે.

પરંતુ અત્રે એ યાદ રાખવાની જરૂર છે કે લુઇ બ્લેંકની દષ્ટીએ તો ભાવીની ભવ્ય સમાજના આ અંકુર માત્ર છે. અને વીચીત્ર ઘટના તો એ છે કે "સ્પર્ધા"નો આ કટ્ટો વૈરી "સ્પર્ધા"ના જ સાધન દ્વારા અલબત્ત નીર્મળ અને હીતકારી સ્વરૂપમાં જ નવયુગનો ઉદય જોવા ઝંખે છે. તે કહે છે કે "સમાજમાંથી સ્પર્ધાનું નીકંદન કાઢવાને માટે હરીફાઇના હાથ મજબુત બનાવવા જોઇએ." અને આ કાર્ય કંઇ મુસ્કેલીભર્યું નથી. કારણ કે "વ્યક્તીગત માલીકીના કારખાના કરતાં સામાજીક માલીકીવાળાં કારખાનાઓમાં કરકસર સારા પ્રમાણમાં થઇ શકે છે, વ્યવસ્થા પણ ઠીક રહી શકે છે, અને દરેક કામદાર નીજ હીતથી પ્રેરાઇને કામ પણ અનેરા ઉત્સાહ અને ભક્તીથી કરે છે." અને પરીણામે ચારે દીશામાં વ્યક્તીગત માલીકીના સાહસોની હસ્તી ભયમાં આવી પડવાની છે. મુડીદારો અને મજુરો—બંને આ નવા અખતરા તરફ આકર્ષાવાના છે, અને આમ દરેક ઉદ્યોગમાં નવયુગના સર્જન થશે, અને અંતે દરેક ઉદ્યોગ પરસ્પર સહચારની ભાવના ઉપર જીવશે તો આર્થીક અનવસ્થાનો ભય હંમેશને માટે દુર થઇ જશે અને આ રીતે "સ્પર્ધા"નો ઝરો સુકાતો જશે તેમ તેમ સહચારના અંકુરો ખીલતાં જશે, અને સમાજનું સમગ્ર જીવન નીર્મળ અને નીવીંકાર બની રહેશે. અને આ આખી યોજનાની ખાસ ખુબી તો એ છે કે આ નવી સમાજ રચના માટે નવા સાધનોની બીલકુલ જરૂર નથી—માત્ર સરકારના નજીવા દબાણની, કારખાનાની સ્થાપના માટે થોડી મુડીની, અને થોડા નવા નીયમોની જ જરૂર રહે છે.

લુઇ બ્લેંકના સીદ્ધાંતોની આ ખાસ વીશીષ્ટતા છે ઓવેન અને ફુરીઅરના તત્વજ્ઞાનમાં ઉમેરો છે. આ બંને આદર્શઘેલા અર્થશાસ્ત્રીઓ એમ માનતા હતા કે રાષ્ટ્રને સમાજની આર્થીક રચના સાથે કશી નીસ્બત નથી; વ્યક્તીના સબળ પ્રયાસો જ આદર્શસીદ્ધી અર્થે પુરતા છે. તેઓ એવી આશા સેવતા હતા કે કોઇપણ પ્રકારની સહાય વગર તેમનાં સામાજીક સ્વપ્નાં સીદ્ધ થશે. પરંતુ લુઇ બ્લેંકની નજર કુશળ કારીગરો ઉપર ઠરી હતી. તેમની સમક્ષ મુડીની મોટી મુસ્કેલી ઉભી હતી જો તેઓ પોતાની કમાણી ઉપર આધાર રાખવા જાય તો તેમનો ભાગ્યે જ

ઉદ્ધાર થઇ શકે. આ રીતે લુઇ બ્લેંક પોતાના પુસ્તકમાં કહે છે કે "કામદારોના ઉધ્ધારનો પ્રશ્ન અતી મુશ્કેલ છે. અનેક પ્રશ્નો સાથે એને નીકટનો પરીચય છે, અને આ સર્વ પ્રશ્નો એવી રીતે સંકુળાયલા છે કે કોઇ પણ પ્રયાસના સાફલ્ય માટે આખા રાષ્ટ્રની દરમ્યાનગીરી જરૂરી થઇ પડે છે. સાધનહીન મજુર વર્ગને મુડીની ખોટ છે; અને તે ખોટ પુરવાની રાષ્ટ્રની ફરજ છે. જો કોઇ મારી પાસે રાષ્ટ્રની વ્યાખ્યા માગે તો હું તેને ગરીબ માણસની બેંકની ઉપમા આપવાનું પસંદ કરૂં." આને માટે તો કોઇએ શરૂઆત કરવી જોઇએ; અને આ શરૂઆત શક્તી વગર ન થઇ શકે. અને આ શક્તી 'વ્યવસ્થીત બળ'ની જ ઉભી થઇ શકે, અને એકવાર શરૂઆત થયા પછી તો આ સંસ્થાની ગતી થયા જ કરશે. રાષ્ટ્રને માત્ર મંડાણનું કાર્ય કરવાનું છે, ભૌતીકશાસ્ત્રના નીયમાનુસાર આ સંસ્થાની વૃદ્ધી વીષે કોઇ જાતની ચીંતા રાખવાની જરૂર તે પછી રહેતી નથી.

લુઇ બ્લેંકની આ વીચારસરણી સામે ભાગ્યે જ કોઇએ વીરોધના સુર કાઢવા હતા. સમાજના ઉત્કર્ષ માટે રાષ્ટ્રની જવાબદારીનો ઉલ્લેખ કરનાર પ્રથમ સમાજવાદી તરીકે લુઇ બ્લેંકનું નામ "સ્ટેટ સોસીઆલીઝમ"ના પ્રવર્તકોમાં અમર થઇ ગયું છે.

પરંતુ રાષ્ટ્રના સંચાલકો આ સાહસમાં કેટલે અંશે સહાય કરશે એવો વીચાર ભાગ્યે જ લુઇ બ્લેંકે કર્યો છે: અને જ્યારે તેને એ પ્રશ્ન પુછવામાં આવ્યો ત્યારે તેણે તેનો સીધો ઉત્તર આપવાને બદલે વ્યક્તી-સ્વાતંત્ર્યના સીદ્ધાંતની તાત્વીક સમાલોચના કરી હતી. તેણે જણાવ્યું હતું કે વ્યક્તીગત સ્વતંત્રતા અમુક રાજતંત્રની માનવ વ્યક્તીને ભેટ છે એમ જો તમે માનતા હશો, તો તે એક પ્રકારનો ભ્રમ છે એની ખાત્રી રાખજો. માનવની સર્વ શક્તીઓના વીકાસનું ક્ષેત્ર ખુલ્લું રાખવાની અંદર જ સાચી સ્વતંત્રતા રહેલી છે. આ જાતનો ખોટો ખ્યાલ સમુદાયના માનસમાં ઇ. સ. ૧૭૮૯ ની સાલથી ભરવામાં આવ્યો છે. પરંતુ જે વર્ગને તેના અધીકારથી વીમુખ કરવામાં આવ્યો છે તેને ભાગ્યે જ આવા હવાઇ હક્કોથી સંતોષ થશે. અનેક હક્કપત્રકોની અંદરની શબ્દ શણગાર અને આભુષણોથી જાહેર કરવામાં આવેલી વ્યક્તી સ્વાતંત્ર્યની ઘોષણાએ તો કેવળ ગરીબોની લુંટ અને અન્યાય પરંપરાને છુપાવતા પડદાની જ ગરજ સારી છે. સ્વાતંત્ર્યના અધીકારના ઉચ્ચારણને પ્રતાપે અજ્ઞાન અને ભુખના ગુલામો બની રહેલા વર્ગને પણ સ્વતંત્ર કહેતાં કોઇ શરમાતું નથી. હવે હંમેશને માટે કહી દો કે સાચી સ્વતંત્રતા વ્યક્તી માટે વીકાસનું ક્ષેત્ર ખુલ્લું રાખવાની અંદર જ રહેલી છે."

આમ સ્વાતંત્ર્યના ઉપભોગના સંજોગો વગરની સ્વતંત્રતા એક પ્રકારનો વ્યક્તી ઉપર સીતમ છે. કારણ કે અજ્ઞાનને પરીણામે કે ઉત્પાદનના સાધનોને અભાવે અમુક વ્યક્તીને બીજી વ્યક્તીનો આશ્રય શોધવાની ફરજ પડે છે. પછી તેની સ્વતંત્રતા ક્યાં રહે છે? આવા સંજોગોમાં લઘુમતી કોમો માટે તેમ જ સગીરો માટે રાષ્ટ્રની દરમ્યાનગીરી જરૂરી બને છે. લેકોડેર કહે છે કે "સબળ અને નીર્બળ પક્ષ વચ્ચે સ્વતંત્રતા એક પ્રકારનો જુલ્મ છે, અને કાયદો તેને મુક્તી આપે છે." સીસમોન્ડીએ આ જ દલીલનો સુંદર રીતે ઉપયોગ કર્યો હતો.

આમ લુઇ બ્લેંકના લખાણોમાં ભાવીની પ્રબળ ચળવળના સ્પષ્ટ કીરણો દષ્ટીગોચર થાય છે શાસ્ત્રીય સમાજવાદની દષ્ટીએ અનેક ત્રુટીઓ છતાં સમાજવાદના આદ્યપ્રવર્તકોમાં લુઇ બ્લેંકનું સ્થાન ઉચ્ચ રહેશે એમાં કોઇ જાતનો સંદેહ નથી.

# બુદ્ધિવાદ

: લેખક :

બુદ્ધીવાદી

સંપુર્ણ સ્વતંત્રતા અથવા પુર્ણ સ્વરાજ એટલે પ્રત્યેક મનુષ્યને દરેક કાર્ય પોતાની બુદ્ધીની કસોટીએ ચડાવી, યોગ્ય લાગે તે પ્રમાણે વીચારવાની, પ્રચારવાની અને વર્તવાની પુરેપુરી છુટ.

પરંતુ દુર્ભાગ્યે અત્યારે આપણા દેશમાં વધારેમાં વધારે અભાવ બુદ્ધીવાદ તરફ છે. સ્થાપીત હીતવાળાઓ ખાસ કરીને જનસમાજમાં બુદ્ધીવાદ ન ખીલે તેની પુરેપુરી કાળજી રાખે છે; કેમકે એમના એ હીતને માટે તો જ અમરપટો મળે કે જ્યારે જનતાનો મોટો વર્ગ અંધશ્રદ્ધાથી રૂઢીરક્ષક બની રહે.

બુદ્ધીવાદ એવા સ્થાપીત હીતવાળાઓનો શત્રુ છે. આંધળી સનાતન-ભક્તીનો એ દુશ્મન છે, તેથી આ દેશના બ્રાહ્મણોએ બને તેટલો બુદ્ધીવાદનો વીરોધ જ કર્યો છે.

અને અત્યારે મહાત્મા ગાંધીજીની તમામ ચળવળોને કોઈ પણ દ્રષ્ટીબીંદુથી જુવો તો જણાશે કે, તે ચળવળનો એક બુદ્ધીવાદને જડમુળમાંથી ઉખેડી નાખી, તેને સ્થાને વ્યક્તીવાદની પુજાની અંધશ્રદ્ધાનાં મુળ નાખવા તરફ જ વળેલો છે.

વેદના યુગ પછી જ્યાં સુધી બુદ્ધદેવોનું આધીપત્ય સમાજ ઉપર રહ્યું ત્યાં સુધી બુદ્ધીવાદની સામે દ્વેષનો અગ્ની ભડભડતો રહે તે માટે તેમણે પોતાનાથી બની શકે તેટલા તમામ પ્રયત્નો કર્યા છે. તેથી તો સ્વામી દયાનંદ સરસ્વતી જેવા નરમ મતના સુધારક સન્યાસીના યુગમાં એમના મુર્તીપુજા અને શ્રાદ્ધ વગેરે રૂઢીઓ વીરૂદ્ધના વીચારો માટે પુષ્કળ કોલાહલ સમસ્ત હીંદના સનાતનીઓમાં મચી રહ્યો હતો.

આજે ગાંધીવાદનો ધર્મ ફેલાતો જાય છે. ગાંધીવાદ એ સામાન્ય મનુષ્યોથી ન સમજી શકાય તેવો એક ધાર્મીક વાડો છે. એ વાડાના ભક્તો બુદ્ધીવાદના પરમ શત્રુ અને ભુતકાલીન સનાતન વેડાના મોટા ઉપાસક છે. જુના અને એ નવા ધર્મ-પ્રચારકોની કેટલીક રીતોમાં જ માત્ર ફેર છે. બાકી ઉદ્દેશ બન્નેના એક જ છે. એથી જ ગાંધીવાદી ધર્મપંથના પંથીઓ બાપુજી અને તેમના પસંદ કરેલા ભક્તમંડળ તરફથી જે કંઈ કહેવામાં આવે તેને અંધશ્રદ્ધાથી હાજી હા કહેવામાં મનુષ્ય જીવનનું તમામ કર્તવ્ય પુરું થયેલું માને છે. અને ગાંધી પંથના તમામ પ્રચારકો સમસ્ત ભારતમાં બુદ્ધીવાદની સામે ભયંકર પ્રચારકાર્ય એ પંથના મુળ પુરૂષની આગેવાની નીચે ચલાવી રહ્યા છે.

ઉપરચોટીઆ નજરે જોનારને કદાચ એ વાત નહીં સમજાય, પણ ગાંધીવાદ એ એકંદરે ચેપી રોગ છે, અને તેથી જે ગુલામી મનોદશા દ્રઢીભુત થતી જાય છે, તે મનોદશા જ સાચી સ્વતંત્રતાના માર્ગમાં મોટામાં મોટા વીઘ્નરૂપ બન્યા વીના રહેવાની નથી જ.

એક તો આ દેશના શુષ્ક તત્વજ્ઞાનના અધુરા અને ઉલટા શીક્ષણે, માનવસમાજના

ઘણા મોટા ભાગને કર્તવ્યમુઢ બનાવી મુકી, નશીબવાદી, પુનર્જન્મવાદી અને મરી પરવારેલાં મુડદાંનો પુજક બનાવી મુકયો છે. વર્તમાનનો વીચાર કરનારાઓ અહીં ઘણી જ લઘુમતીમાં છે, વર્તમાન સાથે ભવીષ્યનો સર્વાંગી વીચાર કરનારા તેના કરતાં પણ ઓછા છે, પણ ભુતકાળ તરફ જ મીટ માંડીને મરી પરવારેલા બાપદાદાઓને જ ખુશ કરવા માટે, વર્તમાનને વેચી દેનારા અને ભવીષ્યને ભુલી જનારા તો કરોડોની સંખ્યામાં છે.

આવી મનોદશાવાળા માણસોની દશા પાંગળા અને આંધળાઓના ટોળા જેવી છે. કેઇ પણ વીચાર કે કાર્યની સ્વતંત્ર રીતે કસોટી કરીને યોગ્ય લાગે તો જ તેને અનુસરવું અને અયોગ્ય લાગે તો, તે વીચાર ગમે તેવા મહાન પુરુષનો કેમ ન હોય છતાં તેનો અસ્વીકાર કરવો, એ તો માનવ સમાજના મોટા સમુદાયને મન ભયંકર ગુન્હો છે. એ ગુન્હો કરનારનો આવો અજ્ઞાન જનસમુદાય તીરસ્કાર કરે છે, ઉપહાસ કરે છે.

ગાંધીવાદીઓ આવી મનોદશાને વીશેષ મજબુત બનાવે છે. અને આશ્ચર્યની વાત તો એ છે કે તે કાર્ય અનેક નૌજવાન સ્ત્રી પુરૂષો પણ અજાણતાં વ્યક્તીવાદની મોહક મોરલીથી અંજાઇને કરી રહ્યાં છે!

## [ ૨ ]

**ખાદીનું** અવળું અર્થશાસ્ત્ર જ્યારથી ગાંધીજીએ પ્રચારવું શરૂ કર્યું છે, ત્યારથી એ અંધ રૂઢીરક્ષકતા પારાવાર વધી પડી છે.

સત્યાગ્રહીની વ્યાખ્યા કરતાં કાકા કાલેલકરે એક ઠેકાણે કહ્યું છે કે:

> "ધારો કે અમુક વખતે બીજાએ રજુ કરેલા રૂપમાં એ સત્યને ન ઓળખી શકે તો યે એ નમ્રતાથી એટલું કહેશે કે જેમ મારો અનુભવ સાચો છે તેમ એનો પણ સાચો હોવાનો પુરેપુરો સંભવ છે; મારા જીવન પુરતો તો મારા અનુભવને જ હું વળગી રહીશ; એ મારો સ્વધર્મ રહયો; (પણ) બીજાના વીષે હું દોષદષ્ટી કેમ રાખું?" (નવજીવન તા. ૨૪-૫-૩૧)

પરંતુ અનુભવ તેથી ઉલટું જ બતાવે છે. ગાંધીવાદમાં જેને શ્રદ્ધા ન હોય તે માણસ જ ન હોય, તે પ્રામાણીક જ ન હોય, તે તો સ્વાભાવીક રીતે જ દુષ્ટ હોય, સ્વાર્થી હોય; એવું માનનારા અનેક સત્યાગ્રહીઓ આજકાલ ઠામ ઠામ ઉભરાઇ રહ્યા છે. આ લેખકને થોડા જ વખત પર ગુજરાતના એક વીભાગના એવા આગેવાન ગાંધીભક્તે કહ્યું હતું કે: "જેઓ ગાંધીવાદના વીરોધીઓ છે, તેમને અમે ગામમાંના જાજરૂ જેવા ગણીએ છીએ."

કદાચ શીવ અને શક્તીના કે શીવ અને બુદ્ધના ભક્તો વચ્ચેના મતભેદો વખતે પણ પોતાના મતથી જુદા પડનારાઓને માટે પ્રતીપક્ષીઓએ આ જાતનાં વચનો નહીં ઉચ્ચાર્યાં હોય. મતભેદ સહીષ્ણુતા ગાંધીપંથીઓમાંના ઘણા જ મોટા વર્ગમાં ઓછામાં ઓછી દેખાય છે, તેનું કારણ બુદ્ધીની ગાંસડી બાંધી પેટીમાં પુરી, 'બાપુજી કહે તે જ ખરૂં' એ જ સુત્રને અનુસરવાની અંધશ્રદ્ધાનો સતત થઇ રહેલો પ્રચાર જ છે.

આ અંધશ્રદ્ધાએ અર્થશાસ્ત્ર જેવા વીષમાં પણ હવે તો પગપેસારો કર્યો છે. ખકને આ સંબંધમાં પણ તાજેતરમાં જ ાનુ અનુભવ મળ્યો છે.

એ પ્રસંગ આમ બન્યો:

એક તાલુકાના ખેડુતોની મોટી સભા મળી તી. તેમાં દેવાનાં દુઃખ દુર કરવા, કરનાં

ભારણ ઘટાડવા, સ્વસંરક્ષણ માટે શારીરીક બળ અને આત્મશ્રદ્ધા ખીલવવા વગેરેની ચર્ચા ચાલતી હતી, તેવામાં ખાદી અને રેંટીઓ જ ખેડુતોનાં તમામ દુઃખ દુર કરી નાખશે એવો મત પ્રદર્શીત કરનારો ઠરાવ બે ત્રણ ગાંધી પંથીઓએ રજુ કર્યો; તેના સમર્થનમાં બોલનાં એક પુરૂષે ત્યાં સુધી કહ્યું કે: "મીલો છે એટલે આપણે જે રૂ પકવીએ છીએ તેનો સારો ભાવ આવતો નથી, પણ જો આપણે ઘેર ઘેર રેંટીઓ ચલાવીએ અને આપણા ખપ પુરતી ખાદી ઉત્પન્ન કરીએ તો, આપણે પકવેલા રૂનો આપણને બહુ જ સારો ભાવ મળે. તેમ કરવા માટે મીલોના ભુક્કા નીકળી જાય એવું કરવું જોઇએ છે અને તે તો ઘેર ઘેર રેંટીઆ ચાલતા થઇ જાય અને આપણે બધા ખાદી પહેરતા થઇ જઇએ તો જ બની શકે."

પેલા બીચારા ભલા ભોળા ખેડુત સમુહને, એ ભાઇના રૂના ભાવમાં તેજી લાવવાના અવળા અર્થશાસ્ત્રની તો ખબર ન પડી, પરંતુ એક બે રૂના મોટા વેપારી અને જીનીંગના કારખાનાના માલીક ત્યાં બેઠેલા, તેમને પુછતાં તેમણે કહ્યું: "જો એ સ્થીતી થાય તો તો રૂના ભાવ એક દમ જ ગગડી જાય!"

અંધશ્રદ્ધાનું આ પરીણામ. આની ઉપર જો સત્વેળા અંકુશ મુકવામાં નહીં આવે તો કોણ જાણે તે દેશનું કેટલું બધું અહીત કરી બેસશે?

[ ૩ ]

આપણે અહીં રૂઢીપ્રીયતાએ સમાજનું ભયંકર નુકશાન કર્યું છે, અરે, સમાજદ્રોહ કર્યો છે. હીંદુસ્થાનની પરાધીનતા, નીર્ધનતા, નીરક્ષરતા, નીર્માલ્યતા, પરસ્પરની વચ્ચેના કુસંપ એ તમામનું મુળ અંધશ્રદ્ધાભરી રૂઢીપ્રીયતા છે. એમાંથી કોઇને ધર્મનો શણગાર સજાવવામાં આવ્યો છે, કોઇને શાસ્ત્રનાં આભુષણ આરોપવામાં આવ્યાં છે, તો કેટલાકને બાપદાદા તરફની સન્માનવૃત્તીનું સુંદર વીશેષણ લાગુ કરવામાં આવ્યું છે, તો કોઇને કુટુંબની પ્રતીષ્ઠા વધારવાના એકલા અને એક જ કારણ તરીકે મનાવવામાં આવે છે!

આથી પ્રાકૃત જનસમાજની મનોદશાને વીચીત્ર વલણ મળ્યું છે. મનુષ્યોની સજ્જનતાનું, ચારીત્ર્યનું અને ભલમનસાઇનું માપ, તે કેટલી સનાતન રૂઢીપ્રીયતા-ધરાવે છે તે ઉપરથી આંકવામાં આવે છે, સાધુની સાધુતા, સંતોનું સંતપણું અને સન્યાસીના સન્યાસની કસોટી પણ તે પ્રાચીનતા તરફ જેટલી વીશેષ અંધશ્રદ્ધા ધરાવે તેટલું વીશેષ વધે! પરીણામે ચારે તરફ ભીરૂતા, કર્તવ્યમુઢતા અને નીર્માલ્યતા પ્રસરી રહ્યાં છે. સામાન્ય જનતામાં તો ઠીક, પણ યુવક સમુદાયમાં સુદ્ધાં જીવન જણાતું નથી. ચેતન ઓસરી ગયાં છે. કેમકે બુદ્ધીવાદનો ઉદય જ થવા પામ્યો નથી.

એટલે અત્યારે વીસમી-સદીમાં પણ હીંદનાં કુટુંબે કુટુંબે પુત્રવધુંએ બેંચવાનો ઘુમટો કેટલો લાંબો હોવો જોઇએ, પતી પત્નીએ કયે સમયે અને કયી સ્થીતીમાં વાણીદ્વારા વાત કરવી અને ક્યારે નેત્રપલ્લવીથી નીભાવી લેવું, માતા પીતાના મરણ સમયે કરવાના ન્યાતવરામાં કઇ રસોઇ કરી હોય તો કુટુંબની સાત પેઢીનું ડુબતું નાવ તરતું થઇ શકે, કુળગુરૂ વૈસ્યને ઘેર પાકશાસ્ત્રીનું કામ કરતો હોય, છતાં વીદ્વાન અને ચારીત્ર્યશીલ યજમાને, પોતાને ઘેર

પધારેલા એ 'ગ્રાર મા'રાજ'ને કઇ જાતનું વંદન કરવું અને તેને કેટલી દક્ષીણા આપવી એવી એવી જાતની ચર્ચાઓ ચાલતી અને તેમાંજ કાળક્ષેપ થતા જણાય છે. જે રૂઢીથી કેવળ માનવતાનો દ્રોહ જ થઇ રહ્યો હોય, છતાં બાપદાદાઓ તેને પાળતા હતા એવી જેને માટે વૃધ્ધોની માન્યતા હોય, તેની સામે થવું એટલે મોટામાં મોટો સમાજદ્રોહ એવું હજી યુવક નરનારીઓ પણ માને છે, અને એ રૂઢીના છુર્ણ કીલ્લાની સામે થવામાં માતૃદ્રોહ, પીતૃદ્રોહ, ન્યાતીદ્રોહ, સમાજદ્રોહ, શાસ્ત્રદ્રોહ તેમ જ પ્રભુદ્રોહનાં મહાભયંકર પાપ જોઇને મસ્તક નમાવી બાપદાદાને ચીલે પોતાનું ગાડું પણ હાંકી જવામાં મનુષ્ય જીવન સારી રીતે પુરૂં કરવાનો સંતોષ માને છે.

આ ચક્કરમાં 'બેચેલર ઓફ આર્ટસ'ની પદવીઓથી વીભુષીત એવા અનેક ગ્રેજ્યુએટો પણ ફસાયલા જણાય છે. વકીલો, દાક્તરો, રસાયણશાસ્ત્રીઓ અને કંઇ કંઇ વીદ્યાના વીશારદો પોતાના જ્ઞાનને બુદ્ધીવાદ ખીલવનારાં માની, તેનો તીરસ્કાર કરતા, રૂઢીવાદની ઘાણીની ધુંસરીને ખુશીથી કાંધ ઉપર મુકવા દઇ, એ અક્કલ શુન્ય ઘાણીના જુના ચીલે ચક્કર ચક્કર ફરવા લાગે છે!

આ દુર્દશામાંથી છુટવાનો માત્ર એક જ માર્ગ છે: તે બુદ્ધીવાદનો પ્રચાર

માનવજીવનને આવરી રહેલાં ગુલામીનાં અનેક પ્રકારનાં બંધનોમાંથી પ્રજા શરીરને મુક્ત–સ્વતંત્ર બનાવવા માટે બુધ્ધીવાદીઓએ ઠામ ઠામ પોતપોતાનાં મંડળો જમાવવાની, અભ્યાસ વર્ગો, વીવાદ સભાઓ, પ્રચાર પત્રીકાઓ વગેરે દ્વારા જેમ બને તેમ બુદ્ધીવાદનો વીકાસ કરવાની જરૂર છે.

અત્યારે જનતાનો મોટો ભાગ અંધશ્રદ્ધા અને અજ્ઞાનમાં ગળાબુડ ડુબેલો હોવાથી આ કાર્ય મુશ્કેલ બનશે, તેમ છતાં મુઠીભર બુદ્ધીવાદીઓ જો આત્મનીશ્ચયથી આ કાર્ય હાથમાં લે તો બહુ જ થોડા સમયમાં ખાસ કરીને નૌજવાન સ્ત્રી પુરૂષોની અંદર બુદ્ધીવાદનો ખુબ ફેલાવો થાય, અને તેમ થતાં એમનો પ્રબળ મત એવો તૈયાર થઇ જાય કે જેની સામે રૂઢીવાદીઓ થઇ શકે નહીં. બુદ્ધીવાદ એક મહાશક્તી બની જાય અને તેના મારા સામે રૂઢીવાદના કીલ્લાઓ ભલે થોડો સમય ટકી પણ શકે, છતાં છેવટે તો તેના ફુરચે ફુરચા ઉડી જાય.

ત્યારે જ હીંદીઓને ખરેખરી સંપુર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત થાય.



જહોન હોપકીન્સ નામનો એક જાણીતો ગુલામોનો વ્યાપારી અંગ્રેજ, સોળમી સદીમાં પોતાના એ ધંધા માટે 'જીસસ' નામના વહાણમાં ગુલામો લાવતો હતો. મધ્યકાલીન યુગની સત્યભક્તી કરતાં અંધ ધર્મશ્રદ્ધા તરફની લાગણી આ ઉપરથી જણાય છે. આવાં અનેક વહાણો દુનીઆમાં આજે પણ ધર્મને નામે ચાલે છે, અને એ નામને આશરે ભયંકર પાપ કર્મો થયાં કરે છે!

વાસ્તવીકતાને ચહાનારા જેનું અસ્તીત્વ જ નથી તેવા કાલ્પનીક સ્વર્ગનાં દંતકથાનાં સુખો કરતાં આ દુનીયામાં જ ન્યાય અને સુખ પ્રાપ્ત થાય તે વીશેષ પસંદ કરે છે.

...

ખરેખરી અને વ્યાપક પ્રગતી એટલે સામાજીક અન્યાયોનો અટકાવ અને મનુષ્યોમાં સહકારની ભાવનાનો ઉદય

વચ્ચે ભારે અથડામણો થયાં કરે છે, તો આપણે માટે ખરેખરી અને વાજબી રીત એ છે કે, ધાર્મીક વીચારોને મગજમાંથી દુર કરી જીવનની નક્કર હકીકતોને જ કાળજી પુર્વક વળગી રહેવું.

મનુષ્યની લાગણીઓ અને જીવન ઉપર થતી તેની પ્રત્યાઘાતી અસરો એ જ વૈજ્ઞાનીક અભ્યાસનો વાસ્તવીક ઉદ્દેશ છે.

ધર્મમાં રહેલા સત્યાસત્યનાં પારખાં કરયા વીના, ધાર્મીક માન્યતાને લગતા તર્કશાસ્ત્રની કે તેના અનુભવોની કસોટી કર્યા વીના જ, મનુષ્યોના મનને ધર્મ તરફ વાળી દેનાર લાગણીભરી ઇચ્છાઓ તેમ જ નબળાઇઓને પણ આપણે વીજ્ઞાનની મદદથી બરોબર સમજી શકીએ છીએ.

અને હકીકતમાં જ્યારે આપણે બરાબર એવું સમજી શકીએ કે ધર્મ લાગણી પ્રધાન હેતુઓ અને જીવનને લગતી જુઠી દલીલો ઉપર ઉભો થયેલો છે, ત્યારે આપણે સ્પષ્ટ રીતે કહી શકીએ કે ધર્મ તે બીજું કશું જ નહીં પણ જુઠાણાંની પોટલી નરા છે.

ધર્મની માફક નીતીની વાતોનોય આપણે શાસ્ત્રીય રીતે અભ્યાસ કરી શકીએ. આપણે જાણીએ છીએ કે, માનવજીવનને નીકટ રીતે સ્પર્શી રહેલાં સામાજીક બળોના તેમ જ ખરેખરી પરીસ્થીતીના જવાબમાં નૈતીક વીચારો રચાયા છે. એ નૈતીક વીચારોને કોઇ પણ પવીત્ર શક્તી તરફથી સંમતીની છાપ મળી નથી, કે મનુષ્યના 'આત્મા' એ કોઇ જાદુભરી રીતે તેનું નીરીક્ષણ પણ કર્યું નથી. તે તો જીવનમાંથી તારવી કાઢેલા આખરી નીર્ણયો છે અને તેનો હેતુ માત્ર માનવજીવનની સેવા માટેનો જ છે. એ નીર્ણયોને હજારો ભુલો સાથે સેળભેળ કરી નાખવામાં આવ્યા છે, છતાં વૈજ્ઞાનીક દ્રષ્ટીથી જોઇએ તો એ ભુલોનું ઉગમ સ્થાન શોધીને સમજવું પણ જરા યે મુશ્કેલ નથી.

ધર્મનો એવો દાવો છે કે નીતીના ક્ષેત્રમાં તે ખાસ ખોમીઓ અને આધારભુત થઇ પડે છે. તેમ છતાં નીતીના જે વીચારો બહુ જ અસરકારક રીતે ધર્મની સાથે ગુંથાઇ ગયા છે ત્યાં જ આખાયે ક્ષેત્રમાં વધુમાં વધુ ભુલો જણાય છે. એતો કેવળ એવાં જ સુત્રો જ છે કે જે માત્ર બાહ્ય દેખાવ પુરતાં હોઇ તેમને બુદ્ધીયુક્ત દલીલોનો યે જરા જેટલો આધાર નથી. તે તો માત્ર એવી આપખુદ વાતો છે કે જેનો જીવનના સાચા અને સંગીન અભ્યાસ સાથે લેશ માત્રે સંબંધ નથી, પરંતુ તે તો માત્ર અશાસ્ત્રીય આડંબરી વાતો અને ધર્મશાસ્ત્રના અવળા વીચારો ઉપર આધાર રાખે છે. એટલે એ બધા નીતીની વાતોને સમજવા સારૂ આપણે એ બધા ધર્મવાદી ઉપદેશકોની વાતોને એક વખત દુર રાખીને નૈતીક ઉત્ક્રાંતીવાદની સંગીન હકીકતોનો વૈજ્ઞાનીક રીતે અભ્યાસ કરવાની જરૂર છે.

ધર્મોપદેશકો જેને વીષે ઘણું ઘણું જાણવાનો દાવો કરે છે, અને જેમાં ખાસ પ્રકારનાં ભેદ ભર્યાં રહસ્યો રહેલાં છે તે માનવીઓના 'આધ્યાત્મીક' જીવનની સાથે સંબંધ ધરાવે છે, પરંતુ વીજ્ઞાનની રીતે જોઇએ તે એ 'આધ્યાત્મીકતા'નો કશો અર્થ જ નથી. વીજ્ઞાન મનુષ્યના લાગણીપ્રધાન જીવનનો સ્વીકાર કરે છે, પરંતુ તે કંઇ પેલા ઉપદેશકો કહે છે તેવું કંઇ 'આધ્યાત્મીક' નથી. પરંતુ એ ઉપદેશકો તો પોતાને જે વીષયમાં આધારભુત જણાવે છે તેનું તો ક્યાંય અસ્તીત્વ જ નથી. એટલે મનુષ્યની લાગણીઓ જે ખરેખરૂં અસ્તીત્વ ધરાવે છે તેની તરફ વીજ્ઞાન ધ્યાન આપવાનું વાજબી માને છે, અને એ લાગણીઓનું ઉત્પત્તી સ્થાન તેમ જ માનવજીવન ઉપરની તેની અસરોને શોધી કાઢે છે.

આમ વીજ્ઞાન વીરોધીઓ તેની ઉપર આક્ષેપો મુકે છે તે અસત્ય અને પોલા છે. પરંતુ વીજ્ઞાન એ નક્કર અને અભ્યાસપુર્ણ સંગીન જ્ઞાન છે. જીવનના કોઇ પણ અંગમાં માનવીને જો અત્યાર સુધી એક પણ ખાત્રી ભર્યું જ્ઞાન લાધ્યું હોય તો તે માત્ર વીજ્ઞાન જ છે. જ્યારે ધર્મ તો માત્ર ગપ્પાં અને બુદ્ધીના અંશ વીનાનાં સુત્રો ઉપર રચાયલી અશાસ્ત્રીય મીથ્યા કલ્પના માત્ર જ છે.

# જર્મનીની રખડુ ટોળીઓ

: અનુવાદક :

કુદરત પ્રેમી

જર્મની ગયા યુદ્ધમાં હાર્યું તે પછી ત્યાંના યુવકોએ પોતાના સંઘો જમાવી નુતન જર્મની સરજવાના અનેક પ્રયોગ અજમાવવા માંડયા છે. દેશમાં રખડવાનો તેમનો પ્રયોગ તેમનો એક છે. એનું અનુકરણ હીંદમાં થાય તો તેથી નૌજવાનોને ખુબ લાભ થાય તેમ છે.

યુરોપની છેલ્લી લડાઇ સામાન્ય રીતે ઘણાં દેશોને અને ખાસ કરીને હારેલા દેશોને માટે અનીષ્ટમાં છુપાયલા ઇષ્ટ જેવી થઇ પડી છે.

એની અસરને લીધે બળવા થયા, અતી સુયોગ્ય રીતે એ યુધ્ધે બળવાઓને વેગ આપ્યો. વીપ્લવવાદી વીચારોને વીકાસ માટે સ્વતંત્રતા મળી–અને અનુકુળ પ્રસંગો એ વીચારોને સમરાંગણોની આગલી હરોલ સુધી ઘસડી લાવ્યા. તેથી રાજ્યારણમાં, વીચારોમાં અને આદર્શોમાં વીપ્લવ અનીવાર્ય થઇ પડયો.

એ મહાયુદ્ધમાં જર્મનીની હાર થઇ તેના સીધા પરીણામે કેટલેક અંશે, તેમ જ જર્મનીની પુર્વ તૈયારીએ કેટલેક અંશે જર્મન માનસ અને તેમની કાર્યપદ્ધતીની ક્રાંતી કરવામાં કેમ મદદ કરી તે અહીં જોઇશું.

વર્સેઇલના તહનામાએ જર્મનીને માટે લશ્કરવાદી કે શાહીવાદી બનવું અશક્ય કરી મુકયું છે. જર્મનીને એક લાખથી વધુ સૈનીકો રાખવાની છુટ નથી મળી. એતો સહુ કોઇ સારી રીતે જાણે છે કે, મહાયુદ્ધ પહેલાં જર્મનીમાં તમામ નૌજવાનો માટે લશ્કરી તાલીમ ફરજીયાત હતી. પરંતુ પેલી સંધી થવા પછી હવે ત્યાં એ રીતે લશ્કરી તાલીમ આપવી તે અશક્ય થઇ પડયું છે.

આથી ત્યાં ફરજીયાત લશ્કરી તાલીમને સ્થાને મરજીયાત રખડવાની રીત સામુદાયીક પ્રમાણમાં દાખલ થઇ છે. અને એ રીત જર્મનીના ભલા માટે છે. જર્મની કુદરતની સાથે પ્રેમમાં પડી ગયું હોય તેવું બન્યું છે. ખાસ કરીને જર્મન જવાનોમાં રખડવાનો શોખ ખુબ વધી ગયો છે. એથી કરીને તેઓ તંદુરસ્ત, સુદઢ અને આનંદી રહે છે.

જર્મનીની મુસાફરીએ ગયેલા કોઇ પણ માણસની નજરે ગમે તેવાં સાદાં વસ્ત્રો પહેરેલા, પીઠ ઉપર વાંસા થેલી ઉપાડીને ફરતાં નૌજવાનોનાં ટોળાં પડયા વીના નહીં જ રહે. તેઓ પોતાના રમણીય દેશમાં દીવસો સુધી સામટા ફર્યા કરે છે. એ રીતે અમુક વખતમાં આખો જર્મની તેઓ જોઇ વળે છે. આથી કરીને તેઓ સ્વદેશનો તેમ જ સ્વદેશ-

વાસીઓનો બરાબર પરીચય પામે છે અને અન્યોને બરાબર સમજી શકે છે. તેથી તેમને નવા નવા દોસ્તો કરવાની તક મળે છે, તેમ જ જુદા જુદા લોકો સાથે જર્મન જીવનને સ્પર્શતા વીધવીધ પ્રશ્નોની ચર્ચા કરવાના અનેક પ્રસંગો સાંપડે છે.

આમ આ રઝળપાટ સાચી કેળવણીના એક જરૂરી અંગ સમો થઇ પડયો છે. જર્મનીમાં જેમ પ્રાથમીક કેળવણી સર્વવ્યાપી થઇ પડી છે, તે જ રીતે ખુલ્લી હવામાં રખડવાની હીલચાલ પણ સર્વવ્યાપી બની બેઠી છે.

## [૨]

યુદ્ધ પહેલાં જર્મનીમાં નૌજવાનોને ઓછામાં ઓછી સ્વતંત્રતા અપાતી હતી. અને જર્મનોની એ વલણ તરફ ત્યાંના નૌજવાનોને અણગમો પણ ખુબ થયો હતો. તેઓ ઘર અને શાળાને ભયાનક કેદખાનાં માનતા અને તેમાંથી નાશી છુટવા માગતા હતા. તેથી તેઓ લાંબી રજાઓના દીવસોમાં મુસાફરીની ગોઠવણો કરતા–ઘણી વખત તો જવાન શીક્ષકો આવી ગોઠવણોની યોજના કરતા હતા. તેઓ જંગલો અને ડુંગરાઓમાંનાં ગામડાંઓમાં પરીભ્રમણ કરે છે. તેઓ ત્યાં ખેડુતોનાં ઢોરોની કોઢોમાં કે કોઇક મીત્રોનાં મકાનોમાં રાતવાસો કરે છે; તો કોઇ વખતે ઘાસનું બીછાનું અને આકાશની ચાદર બનાવીને નીદ્રાધીન થઇ જાય છે. તેઓ લોકગીતો લલકારે છે. આનંદ મેળવવા માટે તેમ જ જેને ત્યાં રાતવાસો ગાળવાની ધારણા હોય તેવા યજમાનને ખુશ કરવા માટે એ લોકગીતોને પુનર્જીવન આપે છે. આ રઝળપાટની હીલચાલ યુરોપી યાદવીના સમયે પણ ચાલુ હતી, પરંતુ ત્યારે તો એ હીલચાલ લગભગ તાજી જ શરૂ થયેલી હતી.

જર્મનીને માટે યુદ્ધની અસર પ્રાણઘાતક ફટકા સમાન હતી. નાણાંના ઉઠાળાના સમયમાં પણ જનતાને દીવસમાં એક વખત અને બહુ બહુ તો માત્ર બે જ વખત ખાવાનું મળતું. જર્મનીને તેની ગાયો પોતાના વીજયી શત્રુને ફરજીયાત આપી દેવાની ફરજ પાડવામાં આવી હતી. તેને પરીણામે બાળકોના મુખ્ય ખોરાક દુધ વીના જર્મનીનાં હજારો નીર્દોષ બાળકો મરી ગયાં, અને જે કંઇ બચી ગયાં તેમાંનાં ઘણાંઓને પણ ખુબ ખુબ સહન કરવું પડયું. છતાં એ મહાન રાષ્ટ્ર મરવા તૈયાર નહોતો. એ કટોકટીની ઘડીએ મ્યુનીસીપાલીટીઓએ તેમ જ રાજ્યસંસ્થાએ રાષ્ટ્રને જીવાડવાનો બોજો ઉઠાવી લીધો. તેમણે લોકોને રખડવાના તેમ જ તબીયતને સુધારે તેવી તરવા વગેરેની સંસ્થાઓમાં જવાના કામમાં ઉત્સાહ તેમ જ જોઇતી સગવડો આપી. રખડવા નીકળનારાઓને માટે સારા યે જર્મનીમાં ઠામ ઠામ તેમણે ઝુંપડીઓ બાંધી દીધી. આ ઝુંપડીઓને જર્મન ભાષામાં Jugendherbergen કહેવામાં આવે છે.

'યુગનહેરબેરગન' એટલે નૌજવાનો માટેનાં ઝુંપડાં. એ ઝુંપડાંનો ઉપયોગ રખડુ ટોળીઓ ખાસ કરીને રાત્રીને સમયે વીસામો લેવામાં કરે છે. એવી ઝુંપડીઓ સારા યે જર્મનીમાં ઠામ ઠામ જણાય છે. કાં તો તે મ્યુનીસીપાલીટીઓએ તૈયાર કરી હોય છે અથવા તો કોઇક ઉદાર માણસની મદદથી બાંધવામાં આવી હોય છે. પરંતુ એ નામ ઝુંપડીઓ, જર્મન જવાનો માટેની

આ બધાં ઝુંપડાં જુદી જુદી ઢબનાં હોય છે. મોટાં શહેરોમાં એ ઝુંપડાં છેલ્લામાં છેલ્લી ઢબનાં મકાનો હોય છે, તો કેટલીક વખત કીલ્લાવાળા જુના મહેલો અને બુરજોને જવાનોનાં ઝુંપડામાં પલટી નાખવામાં આવે છે. ત્યારે ગામડાંમાં અને નાનકડાં ગામોમાં એ ઝુંપડાં શાળાઓની તેમ જ દેવળોની સાથે જોડી દેવામાં આવે છે. ત્યારે કોઇ કોઇ જગાએ અનાજના કોઠારોનો કે ઢોરોના તબેલાઓનો પણ એ ઝુંપડાં તરીકે ઉપયોગ કરવામાં આવે છે.

આ ઝુંપડાંઓમાં દરેક જવાનને પથારી અને ધાબળા આપવામાં આવે છે. મોટે ભાગે તો દરેકને ખાટલા મળે છે જ, પણ કોઇક વખત કેટલીએ પથારીઓ જમીન ઉપર જ કરવામાં આવે છે, ત્યારે ક્વચીત આવી પથારીઓ જમીન ઉપર પરાળ નાખીને જ કરી આપવી પડે છે.

રાચરચીલા વગેરેની સગવડની નજરે પણ આ ઝુંપડાંઓ એક બીજાથી ખુબ જ જુદાં પડી જાય છે. કેટલીક વખત આવાં ઝુંપડાંમાં ૨૦૦ કે તેથી પણ વધુ જવાનોનો સમાવેશ થઇ શકે છે, તો કેટલાંકમાં માત્ર ૨૦ નો સમાવેશ પણ ભાગ્યે જ થઇ શકે છે. આવી સગવડોનો આધાર સામન્ય રીતે તો ત્યાં રખડુ ટોળીઓની અવર જવર ઉપર રહે છે.

આવી તમામ ઝુંપડીઓમાં વીજળીના દીવાઓ હોય છે. આમાં નવાઇ પામવા જેવું કશું એ નથી; કેમકે જર્મનીમાં તો નાનામાં નાનાં ગામડાંના અનાજના કોઠારો તેમ જ ઢોરોના તબેલાઓમાં સુદ્ધાં વીજળીના દીવાઓની ગોઠવણ હોય છે. તે ઉપરાંત આ ઝુંપડાંઓમાં ગેસના ચુલા વગેરેની પણ વ્યવસ્થા હોય છે, અને જ્યારે રખડુ ટોળીઓ આવે ત્યારે તેમને રસોઇ માટેનાં વાસણો આપવામાં આવે છે.

આ ઝુંપડાંઓ મનોહર વાતાવારણમાં સામાન્ય રીતે રાખવામાં આવે છે. એટલે કે નદીઓ, પહાડો અને સરોવરોની આસપાસ હોય છે; તેમ છતાં લોક વસતીથી એ ઝુંપડીઓ ઘણી દુર પણ હોતી નથી. આથી નૌજવાનો એકી સાથે કુદરત તેમ જ મનુષ્યોના સહવાસનાં ફળનો લાભ ભોગવી શકે છે.

સામાન્ય રીતે તો જર્મનો સ્નાનના ઘણા જ શોખીન હોય છે. એટલે નૌજવાનોનાં ઝુપડાંમાં સામાન્યત: ઠંડા પાણીનાં સ્નાનગૃહોની ગોઠવણ હોય છે જ. પણ જ્યાં જ્યાં બની શકે તેમ હોય ત્યાં ત્યાં તો સ્નાન કરવાનાં સ્થાનોની નજીકમાં જ આ ઝુપડાંની ગોઠવણ કરવામાં આવેલી હોય છે.

જો રખડુઓની પાસે જર્મન નૌજવાનોનાં ઝુંપડાં ઉપર દેખરેખ રાખનાર મધ્યસ્થ સંઘની તરફની સભાસદ હોવાની ચીઠી હોય તો પછી તેઓ ગમે તે ઉમ્મરનાં, ગમે તે દેશનાં અને યુવકો કે યુવતીઓ હોય તો પણ તેમને કોઇ પણ જાતના ભેદભાવ વીના આ ઝુંપડાંનો ઉપયોગ કરવા દેવામાં આવે છે.

૨૦ વર્ષની ઉપરના સભાસદને આ ઝુંપડાંમાં રાતવાસો કરવાના ૬૦ ફેનીંગ [૧ માર્ક=૧૦૦ ફે.] આપવા પડે છે, અને ૨૦ વર્ષની અંદરનાઓને માટે તેથી અર્ધો દર છે. દરેક ઝુંપડાંમાં આ ભાવ એક જ સરખા હોય છે, અને તેટલી રકમમાં પથારી અને રસોઇનાં વાસણોના ભાડાનો યે સમાવેશ થઇ જાય છે.

આ ઝુંપડાંઓની વ્યવસ્થા માટે કાયમી નોકરો હોય છે. તેમનું કામ રખડુ ટોળીઓના માણસોને જગાની વ્યવસ્થા કરી આપવી, ધાબળા અને રસોઇનાં વાસણો આપવાં, મુલાકાતે આવેલાઓની નામાવલી રાખવી અને ઝુંપડાંઓને હમેશાં સાફસુફ રાખવાં તે હોય છે.

## [૩]

જર્મન નૌજવાનોનાં ઝુંપડાંના મધ્યસ્થ સંઘ [જેની કચેરી હીલચેનબેચ, વેસ્ટફેલીન, જર્મનીમાં છે] નો સભાસદ કોઇ પણ દેશવાસી, કોઇ પણ ઉમરનો કે કોઇ પણ જાતીનો [સ્ત્રી કે પુરૂષ] માણસ થઇ શકે છે. તેના સભાસદ થવાની ફી ૨૦ વર્ષથી ઉપરનાઓ માટે ૫ માર્કસ [૧ માર્ક=૧ શીલીંગ] અને ૨૦ થી અંદરનાઓ માટે ૩ માર્કસ છે. આ રીતે થયેલા સભાસદ એક વર્ષ સુધી એ મંડળનો સભ્ય ગણાય છે.

નૌજવાનોનાં ઝુંપડાંમાં સહુથી પહેલાં નાનકડાં સભ્યોની ગોઠવણુ કરવામાં આવે છે. પછી મોટાઓને માટે વ્યવસ્થા થાય છે. એના સભાસદના કાર્ડ ઉપર સભ્યનો ફોટો-છબી હોય છે, અને તેની પાછળ કેટલાક નીયમો છાપેલા હોય છે. જેમાંના થોડાક આવા છેઃ [૧] કોઇએ દારૂ કે બીડી પીવાં નહીં; [૨] ઝુંપડાંમાં સહુએ રાતના ૧૦ વાગ્યા પહેલાં હાજર થઇ જવું; [૩] રાતના ૧૦ વાગ્યા પછી તમામ દીવાઓ બુઝાવી દેવા; [૪] કોઇએ અપશબ્દો બોલવા નહીં કે ગંદાં ગીતો ગાવાં નહીં; [૫] જગાની સ્વચ્છતા ઉપર સહુએ ધ્યાન આપવું.

જર્મનીમાં નૌજવાનોના કેટલા યે સંઘો છે. તેમાં કેટલાક કેવળ રાજકીય, સામ્યવાદી અથવા સમાજવાદી હોય છે. ત્યારે કેટલાક રાજકીય તેમંજ ધાર્મીક કાર્યો માટે હોય છે. ત્યારે કેટલાક કેવળ રખડુઓ માટેના જ હોય છે. છતાં સામાન્ય રીતે તો તમામ યુવક સંઘો રખડવાની રીતની ઉપર તો ખાસ આગ્રહ કરે છે જ.

આ સંઘો પોતાના સભ્યોને દેશમાં રખડવાને ઉત્તેજન આપવા માટે જુદી જુદી સગવડો આપે છે. તેઓ સારા સારાં સાથીદારો શોધી આપે છે, ખર્ચમાં છુટછાટ કરાવી આપે છે, અને કેટલીક વખત તો નાણાંની સુદ્ધાં સગવડ કરી આપે છે. [આ છેલ્લી સગવડ તો ખાસ કામદાર સંઘો તરફથી જ કરવામાં આવે છે.]

રખડવાના જ વ્યવસાય માટે બે યુવક સંઘો ખાસ છે. તેમાં એકનું નામ 'વોન્ડર વોગલ' [રખડુ પંખીઓ] અને બીજાનું નામ 'નેચર ફ્રેન્ડ' છે. પહેલું મંડળ પોતાના સભ્યો માટે જર્મનીની અંદર તેમ જ સ્વીટઝર્લેન્ડ, સ્વીડન, નોર્વે વગેરે જર્મનીની બહારના દેશોમાં પણ મુસાફરીની ગોઠવણો કરે છે. એ સંઘ પોતાના સભ્યોને રેલ્વે વાળાઓ તેમ જ સ્ટીમરવાળાઓ તરફથી ખાસ સસ્તે દરે ટીકીટો મેળવી આપે છે. પછી મુસાફરીની યોજનાઓ નક્કી થાય છે એટલે તેના સભાસદો મહીનાઓ સુધી જુદા જુદા દેશોમાં એક સાથે રખડે છે. આ રઝળપાટમાં તેઓ જુદી જુદી જાતના લોકગીતો તેમ જ લોકનૃત્યો શીખી લે છે. ઘણી વખત આ રખડુઓ મુસાફરી દરમીયાન માર્ગમાં આવતાં ગામોમાં તેમ જ પોતાના દેશમાં લોકગીતો ગાવાના તેમ જ લોકનૃત્યો નાચવાના જલસા કરીને તેમાંથી પોતાની મુસાફરીનો ખર્ચ કુટી કહાડે છે.

'નેચર ફ્રેન્ડ' સંઘનું મુખ્ય મથક ઓસ્ટ્રીઆમાં છે, છતાં એ સંઘની ઘણી ખરી પ્રવૃત્તીઓ જર્મનીમાં જ ચાલે છે. એ સંઘના કાર્યક્રમ મહત્વાકાંક્ષી ઘણા હોય છે. તે પોતાના સભ્યો માટે મુસાફરીની ગોઠવણો કોકેસસ પહાડો જેવા મુશ્કેલ પ્રદેશોમાં જ ગોઠવે છે. પણ તે રખડુઓને માટે શક્તીશાળી અને પર્વતમાળાઓમાં રખડવાના અનુભવવાળા આગેવાન સાથીઓની

ઓહવણ કરી આપે છે. આ રખડુઓ માર્ગમાં ફેરો છબીઓ લે છે, તેમ જ મેજીક લેન્ટર્નની મદદ સાથે રખડવાના જુસ્સાને ઉત્તેજવાનાં ભાષણો કરતા જાય છે. એ સંઘ તો વળી એક માસીક પણ પ્રસીદ્ધ કરે છે. તેમાં રખડુઓની યાત્રાઓનાં રસીક વર્ણનો અને મનોહર સ્થળોની છબીઓ પણ છાપે છે. ઉપરાંત કેટલીક ઉપયોગી પત્રીકાઓ—જેવી કે "પર્વતોમાં રહેનારાઓ માટેનું આરોગ્યશાસ્ત્ર"—પણ પ્રકટ કરે છે. આ સંઘ એક મોટી દુકાન પણ ચલાવે છે; તેમાં રખડુઓને જરૂરી વસ્તુઓ વેચવામાં આવે છે. તેમાંથી જે નફો નીકળે તેથી પોતાના સભ્યો સારુ પર્વતમાળાઓમાં ઝુંપડાં બાંધે છે.

રખડુઓમાં પણ જુદી જુદી વૃત્તીવાળાઓ હોય છે. કોઇ ટોળાબંધ રખડે છે, તો કોઇ વળી થોડાક મીત્રો થઇને જ રખડવા નીકળી પડે છે, ત્યારે કેટલાક માત્ર કુટુંબ સાથે રખડે છે અને વળી કોઇક એકલા જ રખડવાના શોખીન નીકળે છે.

આ રખડુઓ પોતાની સાથે જે વસ્તુઓ રાખે છે, તે અનુકરણીય છે. તેમની વાંસા થેલી એ મુખ્ય વસ્તુ છે. એ એવી થેલી છે કે જે બરડા ઉપર રહે અને તેના પટાઓ ખભા આગળ બાંધી શકાય. તેમાં રખડુને જરૂરી એવાં ખોરાક, વસ્ત્રો અને પુસ્તકો રહી શકે છે. આવા દરેક રખડુના વાંસા ઉપર થેલી તો બાંધેલી હોય છે જ. જર્મન ભાષામાં તેને 'રકસેક' [rucksack] કહે છે. તેથી આ રખડુ ટોળીઓ જર્મનીની 'વાંસાથેલી સંસ્થા' પણ કહી શકાય છે.

આ રખડુઓ સામાન્ય રીતે ખમીસ, અડધું પાટલુન. ઢીંચણ સુધીના ઉપરથી વાળેલા લાંબા મોજા અને મોટા ખીલાવાળા મજબુત બુટ પહેરે છે. કેટલીક વખત તેઓ ચાખડીઓ પણ વાપરે છે. એમના પોશાકનો રંગ સામાન્ય રીતે રાતો, જાંબલી અને લીલો હોય છે. તેઓ બીલ્લા [badge] પહેરવાના બહુ શોખીન હોય છે, એટલે દરેક એક કે બીજી જાતનો બીલ્લો તો લટકાવેલો જ હોય છે. જર્મનોને ખમીસ ઉપર ચામડાના પટા પહેરવા ખાસ ગમે છે, એટલે આ રખડુઓ પણ એવા પટા પહેરીને જ ફરતા જણાય છે. ઉપરાંત તેમની પાસે પાણીની બાટલીઓ અને નકશા રાખવાની ચામડાની થેલીઓ, તેમ જ સુંદર છરી [hunting knife] હોય છે. બસ રખડુ એ સીવાય પોતાની પાસે વીશેષ કંઇ પણ રાખતો નથી.

આ રખડુઓ આનંદી જીવો હોય છે. આનંદ અને નૌજવાનીની પુરેપુરી રસમસ્તી એમને ત્યાં અનુભવવા મળે છે. તે કુદરતની સાથે તદાકાર બની રહે છે. વાયોલીન જેવા વાજીંત્ર જેને જર્મન ભાષામાં ગીટાર [guitar] કહેવામાં આવે છે—ના મીઠા તંતુઓ ઉપર તેઓ જંગલોમાં ગાય છે અને નૃત્ય કરે છે. તેને એના જેવા જ સુખી દોસ્તોનો સાથ પણ મળ્યો હોય છે. તેઓ દહાડે ભ્રમણ કરે છે, અનુકુળ હોય તો રાત્રે પણ તેઓ પંથ કાપે છે. પોતાની જાતના પોતે જ રાજા, મુસાફરીમાં જરાપણ ઉતાવળ કે ધાંધલ નહીં, જ્યાં દીલ ચાહ્યું ત્યાં તેઓ વીસામો કરે, તેમને માટે સ્નેહાળ વાતાવરણવાળાં નૌજવાનોનાં ઝુંપડાંનાં બારણાં દરેક સ્થળે સદૈવ ખુલ્લાં જ હોય છે. ત્યાં એમના જેવા જ રખડુઓ તેમનો દીલોજાન સત્કાર કરે છે, તેઓ એક બીજાને દીલ ભરી ભરીને ભેટે છે, અને સ્વતંત્રતા, મીત્રતા તેમ જ રાત્રીની સલામ વગેરે મીઠા અને સત્કારના શબ્દોની તેઓ ત્યાં હર્ષથી આપ લે કરે છે.

રાતનો વખત હોય, તોફાની વાતાવરણ હોય કે વર્ષાદના દહાડા હોય ત્યારે નૌજવા-

નોનાં ઝુંપડાં રખડુઓ માટેનાં સુંદર વીશ્રાંતી સ્થાન બની રહે છે. તેમને ત્યાં આરામ માટે પથારી અને તેમનાં કપડાં અને થેલીઓ મુકવાની જગા આપવામાં આવે છે. એક દીવસના રખડાટ પછી, રખડુ આવાં ઝુંપડાં માં પુરેપુરી વીશ્રાંતી લે છે.

ત્યાં જઈ કપડાં ઉતારી, હાથ મોઢું ધોઈ, પછી ફુવારા સ્નાન કરે છે. એ ટોળી-માંથી કેટલાક મોટા ચુલા આગળ ઉભા ઉભા રસોઇ કરવા લાગે છે, તો વળી કોઇ જમવાના ટેબલ આગળ બેસી કાળી રોટી, માખણ, ચીઝ અને દુધથી ભુખને શાંત કરવાના કામમાં રોકાઇ જાય છે, કોઇ વળી વાદ્ય પર રખડુઓનાં ગીતો લલકારવા લાગે છે, ત્યારે બીજા કેટલાક દુર બેઠે બેઠે જીવ-નને સ્પર્શતા અગત્યના પ્રશ્નોની રસપુર્વક ચર્ચા કરવા લાગે છે. કોઇક વળી ત્યાં એકાદ પરદેશી મળી જાય તો તેની આસ-પાસ ટોળે વળી તેની ઉપર જુદા જુદા પશ્નોનો મારો ચલાવે છે. જર્મન જવાનો જુદી જુદી વાતો જાણવા આતુર અને મમતાળુ મીત્રો જેવા હોય છે.

રાત્રે ૧૦ વાગે તેઓ સુવા જાય ત્યારે "તમને સારી ઉંઘ આવો" [Schlafen Sie gut] "રાતનો સલામ" [gut nacht] વગેરે ભલી ઇચ્છાઓના શબ્દોની આપ લે કરીને આનંદપુર્વક છુટા પડે છે. ૭ એક વાગ્યાને સુમારે તેઓ જાગી જાય છે અને વળી પાછા પોતાનું ભ્રમણ શરૂ કરે છે. એ વખતે તેઓ 'ફરી પાછા તમને મળીશુ' ['Wiederseben' અને 'Aufwiedersehen'] એવા શબ્દો એક બીજાને કહી છુટા પડે છે.

આ રખડુ ટોળીઓનાં પ્રીય સ્થાન ખાસ કરીને જર્મનીમાં બે છે: એક દક્ષીણ જર્મનીમાંનું 'બ્લેક ફોરેસ્ટ' અને બીજું રહાઇનલેન્ડનો પ્રદેશ.. બ્લેક ફોરેસ્ટમાં સૃષ્ટી સૌન્દર્યનાં દ્રશ્યો ખુબ છે, હીમાલય જેવું સૌન્દર્ય ત્યાં ઘણે ભાગે જોવા મળે છે છતાં હીમાલયની મુસાફરી જેવી મુશ્કેલીઓ ત્યાં નથી. કેમકે જો વર્ષાદથી કે થાકને લીધે પગે ચાલીને મુસાફરી કરી શકાય નહીં, તો ત્યાં રેલ્વેની સગવડ પણ જોઇએ તેટલી છે. વળી એ જંગલમાં ગામડાંને નાનાં નાનાં ગામો પણ ઘણાં છે. ત્યાંનાં વતની ધામીક માનસવાળાં છતાં પ્રાગતીક છે. એ ગામડાંનાં મીઠાં બાળકો તંદુરસ્ત અને સુદઢ છે. પુરેપુરી સ્વતંત્રતાથી તેઓ બાલખેલ કરે છે. આખો વખત એ બાળકો ખુલ્લે પગે ફરે છે. આ બાળકોને રમતાં, બુમો પાડતાં અને આનંદ કરતાં જોવાં એ જીવનની મજા છે.

જર્મનીમાં તો નાનકડાં ગામડાંમાં પણ સસ્તાં છતાં છેલ્લામાં છેલ્લી ઢબનાં સાધનો વાળાં હોટેલો હોય છે. તેમાં વીજળીના દીવા અને રેડીઓ હોય છે. એ હોટેલામાં, ગામ-ડાનાં માણસો પણ મોજમજાહ માટે મોટી સંખ્યામાં જાય છે. જર્મનીનાં ગામડાં ખુબ જ સ્વચ્છ અને સુંદર હોય છે. ત્યાં દરેક ઘરમાં તો શું પણ ઢોરોની કોઢોમાં પણ વીજળીના દીવા ગોઠવેલા હોય છે. તેમનાં મકાનોના રક્ષણ માટે મજબુત કુતરા રાખ-વામાં આવે છે. પણ આ લોકો રખડુઓને જોઇતી મદદ કરવા હમેશાં તત્પર રહે છે.

રહાઇનલેન્ડનો પ્રદેશ પણ ઘણો જ મનો-હર છે. ત્યાં ઘણા રખડુઓ નદીના કાંઠે કાંઠે ફરે છે, તો કેટલાક પોતાની ગડી કરીને રાખી શકાય તેવી હોડીઓમાં નદીની અંદર તરે છે. જર્મની એકંદરે ડુંગરાળ અને મનોહર દેશ છે, ત્યાંની નૌજવાન જનતા આમ તેનો પુરેપુરો લાભ લે છે.

આ હીલચાલ યુરોપમાં વ્યાપક બનવા લાગી છે. ઉત્તરે તે હોલેન્ડ ડેન્માર્ક અને સ્વીડન સુધી, દક્ષીણે ઓસ્ટ્રીઆ અને સ્વીટ્ઝર્લેન્ડ સુધી અને પુર્વમાં

ઝેકોસ્લોવેકીઆ અને બાલ્ટીક સંસ્થાનો સુધી પ્રસરી છે. ઇંગ્લંડ પણ તેનું અનુકરણ કરવા તત્પર બન્યું છે. આમ રાષ્ટ્રમાં નૌજવાનો પગપાળા ચાલીને તેનો પુરેપુરો પરીચય પામે તે કેટલું જરૂરી છે એનું મહત્વ યુરોપવાસીઓ સમજી ગયા છે.

પ્રાચીન કાળમાં પુર્વના પ્રદેશોમાં પણ યાત્રાનો ઠીક ઠીક શોખ હતો. તે માટે હીંદમાં પણ ઠામ ઠામ ધર્મશાળાઓની વ્યવસ્થાઓ ઘણી છે. પરંતુ તેને ધર્મભાવ સાથે ભેળી દેવામાં આવવાથી એ યાત્રાઓ તેમ જ યાત્રાળુઓ માટેની સગવડો બધું અગતીના માર્ગમાં વીઘ્નકારક થઇ પડેલ છે. ધર્મશાળાઓ મલીન, ગંદી અને ખરાબ વાતાવરણવાળી થઇ ગઇ છે. તેમાં પણ ન્યાત, જાત અને ધર્મના ભેદો દાખલ થઇ ગયા છે.

એ ભેદો દૂર કરવા માટે હીંદમાં નૌજવાનો જર્મનીના નૌજવાનોનું અનુસરણ કરે, અને આ દેશનાં મનોહર અને રમણીય સ્થાનો, પર્વતમાળાઓ, સરોવરો, સરીતાઓ તેમ જ સાગર કીનારા ખુંદી વળે તો તે દ્વારા અનેક મુશ્કેલ સવાલોનાં આપોઆપ નીરાકરણ લાવી શકાય, અને ભાઇબંગલા, સાહસભીરૂ નૌજવાનોમાં તેમ જ નવયુવતીઓમાં તેથી સાહસ, હીંમત દ્રઢતા અને મહત્વાકાંક્ષાની ભાવના ખીલે.

આપણા યુવક સંઘો અને યુવતી સંઘોએ જર્મનીને પગલે ચાલવા અને તેના જેવા લાભ ઉઠાવવા તત્પર થવાની પહેલ કરવાની જરૂર છે. *

---

* શ્રી દીનાનાથ જી. દેન્ડુરકરના અંગ્રેજી લેખ ઉપરથી.

# યુરોપ ઉપર લટકતી યુદ્ધની તરવાર

: લેખક :

**શ્રી. ધીમાન મહેતા**

છેલ્લું યુરોપી યુદ્ધ સળગ્યું તે વખતે વ્યાપારી તેમજ યુદ્ધના સરંજામના ક્ષેત્રમાં પશ્ચીમનાં રાષ્ટ્રો વચ્ચે જે તીવ્ર હરીફાઇ ઉભી થઇ હતી, તેવી અત્યારે હરીફાઇ ઉભી થઇ છે. એમાંથી નવા યુદ્ધની હોળી સળગશે એવું લેખકનું મંતવ્ય છે.

**જગતના** આંતરરાષ્ટ્રીય આર્થીક પરીવર્તનમાં આધુનીક વ્યાપારી અંધઃપતન અગત્યનો ભાગ ભજવે છે અને તેનાં કારણો શોધવા માટે અર્થશાસ્ત્રીઓ મથે છે. અમેરીકાના શેરના ભાવ ગગડે છે તેથી દુનીયાના વ્યાપાર ઉપર માઠી અસર થાય છે, ત્યારે બીજી બાજુથી બ્રીટીશ સલ્તનતની રક્ષણ કરવારૂપી નીતી સામે બીજા અર્થશાસ્ત્રીઓ વીરોધનો પોકાર ઉઠાવે છે. સામાન્ય રીતે આર્થીક સમતોલપણું વસ્તુના ઉત્પન્ન અને ખપત ઉપર આધાર રાખે છે, પરંતુ મહાન વીગ્રહ પછી દરેક દેશમાં વધુ ઉત્પન્ન અને ઓછી ખપત થવાને કારણે માલનો જથો એકઠો થવા માંડયો અને તે નહી વેચાવાથી હાલની મંદી આવી.

મહાન વીગ્રહથી જેટલી આર્થીક પાયમાલી થઇ તે કરતાં વધુ ઝડપથી ઉદ્યોગોમાં ખીલવણી થઇ હતી. ૧૯૧૪ થી ૧૯૧૮ ના વીગ્રહમાં લગભગ ૧ કરોડ મનુષ્યો કપાયાં હતાં છતાં યુરોપનું વસ્તીપત્રક હમણાં ૧૯૧૪ કરતાં ૧ ટકા જેટલી વસ્તીમાં વૃદ્ધી બતાવે છે, કામદાર જગતમાં સ્ત્રી કામદારોનો ફાળો શૌર્યા વીશેષ હમણાં જોઇ શકાય છે, કારણ કે તેમના દર સસ્તા હોય છે. વીગ્રહ વેળા અગણીત જથામાં ખાધા ખોરાકી તથા બીજી વસ્તુઓનો નાશ થયો હતો છતાં ૧૯૧૪ પછી જોતાં હમણાંના જથાને હીસાબે ૧૮ ટકાનો વધારો થયો છે. આથી જગતમાં ઉત્પાદનની ખેંચ નથી તેમ મજુરો પણ ઓછા થયા નથી, આથી તો ખપત ઘટવી જોઇએ નહીં. વળી કામદારો તથા જનસમુહમાં સુખશાંતી તથા ઉપભોગની વસ્તુની આવશ્યકતા વધી છે, છતાં જે જાતની ખરીદની માગણી આવવી જોઇએ તે આવતી નથી. એટલે વસ્તુનું ઉત્પન્ન વધે છે અને માલની નીકાસ થતી નથી; પરીણામે વધુ પડતો જથો એકઠો થતો જાય છે અને હમણાં જે આર્થીક અધઃપતન દેખાય છે તેનું ભુત ખડું થયું છે! એ ભુતનો નાશ કરવા પ્રજાસંઘની ઉત્પત્તી થઇ છે એવું બતાવવામાં આવે છે.

આંતરરાષ્ટ્રીય આર્થીક પરીષદનું એવું મંતવ્ય છે કે હાલની આર્થીક પાયમાલીનું કારણ વ્યાપારની અસમાનતા, સહકારી તત્વની ખામી અને ઉત્પાદન તથા વપરાશની નબળાઇ છે. મનુષ્યની ખરીદ કરવાની શક્તી કમતી થઇ છે એટલે જ્યારે એ શક્તી સુધરે ત્યારે જ પાછું સમતોલપણું આવે. યુરોપનો માલ વેચાતો નથી તેથી ખરીદી કરી શકાતી નથી. રાષ્ટ્રોની આયાત નીકાસ ઘટવાથી દેવું વધારવું પડે છે અને જુનું દેવું અદા કરવા માટે નવાં નાણાં ઉધાર લેવાં પડે છે.

દાખલા તરીકે ચીનનો પ્રશ્ન રજુ કરતાં આ પરીષદ જણાવે છે કે ૧૯૩૦ માં ચીનમાં

દુકાળ તથા ભુખમરાથી ૨૦ લાખ મનુષ્યો મૃત્યુ પામ્યાં હતાં. તે વખતે કેનેડા તથા આરજેંટાઇનમાં જોઇએ તે કરતાં ઘઉંની. ઉત્પન્ન થઈ. નીપજ હતી. ખેડુતોને તો પોતાનો માલ ગમે તે ભાવે ખપાવવાની મુશ્કેલી હતી– તેથી તો કેટલાક વીભાગમાં તેમણે ઘઉંની લણણી પણ કરી નહી અને તે ઘઉં પશુઓના ખોરાકમાં તથા બળતણમાં વપરાયા જો આ ઘઉં ચીન મોકલાવ્યા હોત તો ચીનમાં ભુખમરાથી ૨૦ લાખ જીવોનો બચાવ થાત, એટલું જ નહી પણ ખેડુતોને પૈસા મળત તે વડે તેઓ કપડાં વીગેરેમાં છુટથી નાણાંનો ઉપયોગ કરી શકત. આ દ્રષ્ટાંતથી જોઇ શકાય છે કે વસ્તુના ઉત્પન્ન તથા ઉપયોગને જોઇએ તેવો સહકાર મળતો નથી, સમતોલપણું આવતું નથી તેથી આર્થીક પાયમાલી ઉભી થાય છે. ત્યારે વળી અમેરીકા કે બીજા દેશોમાં જકાતરૂપી દીવાલોથી પરદેશી આયાત અટકાવવામાં આવે છે અને તેથી પાયમાલીમાં ઓર વધુ ઉમેરો થાય છે.

યુરોપમાં હાલમાં ૨૯ સરહદો છે. દરેક દેશ પોતાના માલને નીભાવવા માટે પરદેશી માલ સામે જકાતની દીવાલો ખડી કરી છે, જેનો આશય પડોશીનો વ્યાપાર બંધ કરી સ્વાર્થ સાધવાનો છે. આ જાતની સ્પર્ધા, હરીફાઇ મહાન વીગ્રહ પહેલાં જોવામાં આવતી હતી, જે વેળા શસ્ત્રબંધી માટે એક બીજા દેશો તરફથી દરખાસ્તો રજુ થઇ હતી. દરેક દેશ છુપી રીતે લશ્કર, દારૂગોળો વીગેરે સાધનોનો જમાવ વધારતા હતા અને બીજી બાજુ આ પ્રમાણે લશ્કરો તથા દારૂગોળો વધારવાથી વીગ્રહ થશે એવી ફરીયાદ કરતા હતા; છતાં કોઇ દેશ શસ્ત્રબંધીની શરૂઆત કરવાની હીંમત બતાવતો નહી. પરીણામ વીગ્રહમાં આવ્યું તે જોઇ શકયા છીએ. તેને બદલે દરેક જો સહકારથી શસ્ત્રબંધી કરી હોત તો વીષમ વીગ્રહ અટકી શકત અને ખુવારી થાત નહી.

યુદ્ધ પહેલાં શસ્ત્રબંધીની જેવી વીષમ સ્થીતી યુરોપમાં હતી તેવી હમણાં પેદા થઇ છે અને દરેક રાષ્ટ્ર વીગ્રહ નીવારણ કરવા સાથ આપે છે છતાં ખાનગીમાં સ્વાર્થી યોજનાઓ કરે જાય છે, તેમજ પોતાના વ્યાપાર ખીલવવા અનેક યોજનાઓ રચે છે. જેનું પરીણામ યુરોપના વીનીપાતમાં જ પરીણમવાનું ધારી શકાય છે.

યુરોપના રાજકારણનું અવલોકન કરતાં જણાય છે કે બે મહાન યોજના એક બીજાના પ્રતીસ્પર્ધી યુરોપના વાતાવરણને ગુંચવે છે. પ્રથમ રાષ્ટ્રીય જકાતની યોજના. દરેક દેશનો તેમાં મૃત્યુઘંટ રહેલો છે. અર્થશાસ્ત્રીઓ માને છે અને વેપારની સ્વતંત્રતા માગે છે. ફ્રાંસ, જરમની વેપારની છુટ માટે મજબુત હીમાયત કરે છે જેને ઓસ્ટ્રીઆ, ઝેકોસ્લોવાકીઆ, હોલેંડ, બેલજીયમ, સ્વીટઝરલેંડ અને સ્કેન્ડીનેવીઆ સાથ આપે છે. આ યોજના જગત માન્ય થાય છે, જેને બુદ્ધીવાનો અને પંડીતો પ્રમાણે છે, છતાં લઘુમતી રાષ્ટ્રપ્રધાનોની લાગણીથી દોરવાઇ વેપારીઓના કુટ સ્વાર્થ ખાતર જકાતને પોષવા માટે મહાન રાજ્યો હજી અડગ માલુમ પડે છે. આ જાતના રાજ્યો અણનમ રહે છે તેનું કારણ મહાન ઉદ્યોગો જે જકાતની દીવાલોથી ખીલે છે, જેના ઉપર હજારો કામદારોની રોજી ચાલે છે તે જકાતી દીવાલો તુટે અને વેપારની સ્વતંત્રતા મળે તો એ દેશનો વ્યાપાર અસ્ત વ્યસ્ત બને, લોક લાગણી વીરૂદ્ધ જાય અને અરાજકતા ફેલાય એવો ભય રાખવામાં આવે છે.

અમેરીકા જેવો મહાન સમૃદ્ધીવાન દેશ જ્યાં લક્ષાધીપતી, કરોડપતીઓ વસે છે

# યુરોપ ઉપર લટકતી યુદ્ધની તરવાર

:લેખક:

શ્રી. ધીમાન મહેતા

છેલ્લું યુરોપી યુદ્ધ સળગ્યું તે વખતે વ્યાપારી તેમજ યુદ્ધના સરંજામના ક્ષેત્રમાં પશ્ચીમનાં રાષ્ટ્રો વચ્ચે જે તીવ્ર હરીફાઇ ઉભી થઇ હતી, તેવી અત્યારે હરીફાઇ ઉભી થઇ છે. એમાંથી નવા યુદ્ધની હોળી સળગશે એવું લેખકનું મંતવ્ય છે.

**જગતના** આંતરરાષ્ટ્રીય આર્થીક પરીવર્તનમાં આધુનીક વ્યાપારી અધઃપતન અગત્યનો ભાગ ભજવે છે અને તેનાં કારણો શોધવા માટે અર્થશાસ્ત્રીઓ મથે છે. અમેરીકાના શેરના ભાવ ગગડે છે તેથી દુનીયાના વ્યાપાર ઉપર માઠી અસર થાય છે, ત્યારે બીજી બાજુથી બ્રીટીશ સલ્તનતની રક્ષણ કરવારૂપી નીતી સામે બીજા અર્થશાસ્ત્રીઓ વીરોધનો પોકાર ઉઠાવે છે. સામાન્ય રીતે આર્થીક સમતોલપણું વસ્તુના ઉત્પન્ન અને ખપત ઉપર આધાર રાખે છે, પરંતુ મહાન વીગ્રહ પછી દરેક દેશમાં વધુ ઉત્પન્ન અને ઓછી ખપત થવાને કારણે માલનો જથો એકઠો થવા માંડયો અને તે નહી વેચાવાથી હાલની મંદી આવી.

મહાન વીગ્રહથી જેટલી આર્થીક પાયમાલી થઇ તે કરતાં વધુ ઝડપથી ઉદ્યોગોમાં ખીલવણી થઇ હતી. ૧૯૧૪ થી ૧૯૧૮ ના વીગ્રહમાં લગભગ ૧ કરોડ મનુષ્યો કપાયાં હતાં છતાં યુરોપનું વસ્તીપત્રક હમણાં ૧૯૧૪ કરતાં ૧ ટકા જેટલી વસ્તીમાં વૃદ્ધી બતાવે છે, કામદાર જગતમાં સ્ત્રી કામદારોનો ફાળો સૌથી વીશેષ હમણાં જોઇ શકાય છે, કારણ કે તેમના દર સસ્તા હોય છે. વીગ્રહ વેળા અગણીત જથામાં ખાધા ખોરાકી તથા બીજી વસ્તુઓનો નશ થયો હતો છતાં ૧૯૧૪ પછી જોતાં હમણાંના જથાને હીસાબે ૧૮ ટકાનો વધારો થયો છે. આથી જગતમાં ઉત્પાદનની ખેંચ નથી તેમ મજુરો પણ ઓછા થયા નથી, આથી તો ખપત ઘટવી જોઇએ નહીં. વળી કામદારો તથા જનસમુહમાં સુખશાંતી તથા ઉપભોગની વસ્તુની આવશ્યકતા વધી છે, છતાં જે જાતની ખરીદની માગણી આવવી જોઇએ તે આવતી નથી. એટલે વસ્તુનું ઉત્પન્ન વધે છે અને માલની નીકાસ થતી નથી; પરીણામે વધુ પડતો જથો એકઠો થતો જાય છે અને હમણાં જે આર્થીક અધઃપતન દેખાય છે તેનું ભુત ખડું થયું છે! એ ભુતનો નાશ કરવા પ્રજાસંઘની ઉત્પત્તી થઇ છે એવું બતાવવામાં આવે છે.

આંતરરાષ્ટ્રીય આર્થીક પરીષદનું એવું મંતવ્ય છે કે હાલની આર્થીક પાયમાલીનું કારણ વ્યાપારની અસમાનતા, સહકારી તત્વની ખામી અને ઉત્પાદન તથા વપરાશની નબળાઇ છે. મનુષ્યની ખરીદ કરવાની શક્તી કમતી થઇ છે એટલે જ્યારે એ શક્તી સુધરે ત્યારે જ પાછું સમતોલપણું આવે. યુરોપનો માલ વેચાતો નથી તેથી ખરીદી કરી શકાતી નથી. રાષ્ટ્રોની આયાત નીકાસ ઘટવાથી દેવું વધારવું પડે છે અને જુનું દેવું અદા કરવા માટે નવાં નાણાં ઉધાર લેવાં પડે છે.

દાખલા તરીકે ચીનનો પ્રશ્ન રજુ કરતાં આ પરીષદ જણાવે છે કે ૧૯૩૦ માં ચીનમાં

દુકાળ તથા ભુખમરાથી ૨૦ લાખ મનુષ્યો મૃત્યુ પામ્યાં હતાં. તે વખતે કેનેડા તથા આર્જેન્ટાઇનમાં જોઇએ તે કરતાં ઘઉંની. ઉપેવડી નીપજ હતી. ખેડુતોને તો પોતાનો માલ ગમે તે ભાવે ફુંકવાની મુશ્કેલી હતી–તેથી તો કેટલાક વીભાગમાં તેમણે ઘઉંની લણણી પણ કરી નહી અને તે ઘઉં પશુઓના ખોરાકમાં તથા બળતણમાં વપરાયા જો આ ઘઉં ચીન મોકલાવ્યા હોત તો ચીનમાં ભુખમરાથી ૨૦ લાખ જીવોનો બચાવ થાત, એટલું જ નહી પણ ખેડુતોને પૈસા મળત તે વડે તેઓ કપડાં વીગેરેમાં છુટથી નાણાંનો ઉપયોગ કરી શકત. આ દ્રષ્ટાંતથી જોઇ શકાય છે કે વસ્તુના ઉત્પન્ન તથા ઉપભોગને જોઇએ તેવો સહકાર મળતો નથી, સમતોલપણું આવતું નથી તેથી આર્થીક પાયમાલી ઉભી થાય છે. ત્યારે વળી અમેરીકા કે બીજા દેશોમાં જકાતરૂપી દીવાલોથી પરદેશી આયાત અટકાવવામાં આવે છે અને તેથી પાયમાલીમાં ઓર વધુ ઉમેરો થાય છે.

યુરોપમાં હાલમાં ૨૯ સરહદો છે. દરેક દેશે પોતાના માલને નીભાવવા માટે પરદેશી માલ સામે જકાતની દીવાલો ખડી કરી છે, જેનો આશય પડોશીનો વ્યાપાર બંધ કરી સ્વાર્થ સાધવાનો છે. આ જાતની સ્પર્ધા, હરીફાઇ મહાન વીગ્રહ પહેલાં જોવામાં આવતી હતી, જે વેળા શસ્ત્રબંધી માટે એક બીજા દેશો તરફથી દરખાસ્તો રજુ થઇ હતી. દરેક દેશ છુપી રીતે લશ્કર, દારૂગોળો વીગેરે સાધનોનો જમાવ વધારતા હતા અને બીજી બાજુ આ પ્રમાણે લશ્કરો તથા દારૂગોળો વધારવાથી વીગ્રહ થશે એવી ફરીયાદ કરતા હતા; છતાં કોઇ દેશ શસ્ત્રબંધીની શરૂઆત કરવાની હીંમત બતાવતો નહી. પરીણામ વીગ્રહમાં આવ્યું તે જોઇ શકયા છીએ. તેને બદલે દરેકે જો સહકારથી શસ્ત્રબંધી કરી હોત તો વીષમ વીગ્રહ અટકી શકત અને ખુવારી થાત નહી.

યુદ્ધ પહેલાં શસ્ત્રબંધીની જેવી વીષમ સ્થીતી યુરોપમાં હતી તેવી હમણાં પેદા થઇ છે અને દરેક રાષ્ટ્ર વીગ્રહ નીવારણ કરવા સાથ આપે છે છતાં ખાનગીમાં સ્વાર્થ યોજનાઓ કરે જાય છે, તેમજ પોતાના વ્યાપાર ખીલવવા અનેક યોજનાઓ રચે છે. જેનું પરીણામ યુરોપના ધીનીપાતમાં જ પરીણમવાનું ધારી શકાય છે.

યુરોપના રાજકારણનું અવલોકન કરતાં જણાય છે કે બે મહાન યોજના એક બીજાના પ્રતીસ્પર્ધી યુરોપના વાતાવરણને ગુંચવે છે. પ્રથમ રાષ્ટ્રીય જકાતની યોજના. દરેક દેશનો તેમાં મૃત્યુઘંટ રહેલો છે. અર્થશાસ્ત્રીઓ માને છે અને વેપારની સ્વતંત્રતા માગે છે. ફ્રાંસ, જરમની વેપારની છુટ માટે મજબુત હીમાયત કરે છે જેને ઓસ્ટ્રીઆ, ઝેકોસ્લોવાકીઆ, હોલેંડ, બેલજ્યમ, સ્વીટઝરલેંડ અને સ્કેન્ડીનેવીઆ સાથ આપે છે. આ યોજના જગત માન્ય થાય છે, જેને બુદ્ધીવાનો અને પંડીતો પ્રમાણે છે, છતાં લઘુમતી રાષ્ટ્રપ્રધાનોની લાગણીથી દોરવાઇ વેપારીઓના કુટ સ્વાર્થ ખાતર જકાતને પોષવા માટે મહાન રાજ્યો હજી અડગ માલુમ પડે છે. આ જાતના રાજ્યો અણનમ રહે છે તેનું કારણ મહાન ઉદ્યોગો જે જકાતની દીવલોથી ખીલે છે, જેના ઉપર હજારો કામદારોની રોજી ચાલે છે તે જકાતી દીવાલો તુટે અને વેપારની સ્વતંત્રતા મળે તો એ દેશનો વ્યાપાર અસ્ત વ્યસ્ત બને, લોક લાગણી વીરૂદ્ધ જાય અને અરાજકતા ફેલાય એવો ભય રાખવામાં આવે છે.

અમેરીકા જેવો મહાન સમૃદ્ધીવાન દેશ જ્યાં લક્ષાધીપતી, કરોડપતીઓ વસે છે

જ્યાં ૧૨ કરોડ મનુષ્યોની વસ્તી છે, જ્યાં ખેતીવાડી વીશાળ પ્રમાણમાં થાય છે ત્યાં પણ મંદીનો કહર વાયરો ફેલાયો છે. ઉત્પન્નના ભાવ ઘટી જવાથી દર વરસે ખેડુતોને હાડમારી ભોગવવી પડે છે. સંશોધન કરતાં માલમ પડયું કે જકાતની ઉંચી દીવાલો જ આ અધઃપતનનું મુળ કારણ છે. અને તે જો દુર થાય તો ખેડુતોનો કંગાળ સ્થીતીમાંથી ઉદ્ધાર થાય. અમેરીકાની પ્રજાકીય રાજસભામાં ખેડુતોના રક્ષણનો ખરડો રજુ થયો અને આ બાબત સમીતીને સોંપાઇ, જકાત દુર કરવા દરખાસ્તો આવી છતાં રાજસભાએ જકાત ઘટાડવાને બદલે ઉલટી વધારી અને હાલમાં જે અતી વીષમ મંદી જણાય છે તે અમેરીકાના એ આપઘાતી પગલાંને જ આભારી છે. લોભને થોભ હોતો નથી એ કહેવત પ્રમાણે અમેરીકાએ સ્વાર્થી બની ઓર વધુ આયાત જકાત વધારી તેથી પરદેશી વસ્તુઓની આયાત અટકી તેમ નીકાસ વ્યાપાર પણ બીજા દેશોએ જકાતની રૂઢીનું અનુકરણ કરવાથી ઘટયો છે.

યુરોપ તથા પશ્ચીમના દેશો ઉપર એ મહાન આફતો લટકતી તરવાર માફક લટકે છે. તેથી કાંતો ફરીથી મહાન વીગ્રહ આખા યુરોપમાં ફેલાશે અથવા તો એક દેશ સ્વાર્થી બની જકાતની ઉંચી દીવાલો બનાવી બીજા દેશનું કાટલું કાઢશે; એટલે પણ વીગ્રહરૂપી તણખા ફેલાવાનો ભય રહે છે.

રક્ષણ નીતી માંહોમાંહે શરૂઆતમાં સ્પર્ધા વધારે છે, પછી વીશાળરૂપ લેનાં દેશોની સાથે હરીફાઇમાં ઉતરે છે અને છેવટે વીગ્રહ કરાવે છે. તેલની બે મહાન પેઢીઓની હરીફાઇથી દેશને નુકસાન થતું નથી પરંતુ રાષ્ટ્રોની લડાઇમાં તો પુરેપુરી પાયમાલી થવાની ખાત્રી મળે છે. રાષ્ટ્રોમાં આર્થીક પરીવર્તન તથા યોગ્યતા મેળવવા માટેની હરીફાઇથી લોકલાગણી તીવ્ર બનશે, પછી તેના ઉપર પ્રજા સંઘનો મુદ્દલ કાબુ રહેશે નહી. આંતરરાષ્ટ્રીય સંઘની જવાબદારી વધે છે છતાં જો કદી મહાન વીગ્રહ ફરીથી થાય તો અરાજકતા વધે અને તેથી આખા યુરોપમાં સામ્યવાદ ફેલાયા વીના ન જ રહે.

દરેક રાષ્ટ્રમાં આર્થીક હરીફાઇ વધુ તીવ્ર અને કાતીલ બને છે. જગતની પ્રજાનો મોટો સમુહ ભુખમરો અને અર્ધનગ્ન અવસ્થા ભોગવે છે, એટલે જો ખાધા ખોરાકી તથા કાપડના ઉંચા ભાવ હોય તો પરીણામ વધારે ભયંકર આવવાનો ભય રહે છે. રક્ષણ નીતીની યોજનામાં જકાતી દર વધે છે તેથી મુશ્કેલીઓની પરંપરામાં બેકારી અને ભુખમરો વધે છે. હમણાં જેને આર્થીક હરીફાઇ કહેવામાં આવે છે તે જીવન પોષણની લડતનો મુખ્ય પ્રશ્ન છે. આંતરરાષ્ટ્રમાં વ્યાપાર વૃધ્ધી માટે આવી નીતી વધુ અખત્યાર થાય, બીજા દેશોમાં બેકારી ભુખમરો વધે, જીવન પોષણના સાધનોથી વીમુખ રહે કે રાખવામાં આવે, ત્યારે છેવટ એ આવે કે જનતાની સહન શકતી ખુટી જાય છે અને ધીમા ભુખમરા કરતાં માથું ઉંચકવું પસંદ કરે છે અને વીગ્રહ જાહેર થાય છે. દુનીયામાં હમણા જો સ્વતંત્ર વ્યાપાર નીતીનો પ્રચાર કરવાનું કહેવામાં આવે તો સ્વાર્થી રાષ્ટ્રો એ મંતવ્યને મુર્ખાઇભરી નીતી તરીકે મનાવે છે. કારણ કે તાત્કાલીક રક્ષણ નીતીથી લાભ તેઓને મળે છે એટલે તેઓ લાગણીપ્રધાન રાષ્ટ્ર હોઇને ભવીષ્યને જોઇ શકતા નથી અને શીખામણ કે બુદ્ધીના વીચારોને સન્માનતા નથી, પરંતુ પરીણામ ભયંકર આવે છે તેની આગાહીરૂપી હાલની આધુનીક વ્યાપાર ઉદ્યોગોની પાયમાલી છે અને મહાન વીગ્રહ જ છેવટે આ પાયમાલીનો ઉકેલ આણશે કે તેમાંથી જગતનો ઉદ્ધાર કરશે.

# હિંદની પરાધીનતાની કલંકકથા

: અનુવાદક :

સી. જે. સી.

હીંદુસ્થાનની પરાધીનતાનો ઇતીહાસ જેટલો કારમો છે તેથી વીશેષ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનો વહીવટ ઘોર અત્યાચારો અન્યાય અને લુંટથી કલંકીત બન્યો છે. એ ઇતીહાસ જ્યારે વાંચો ત્યારે નવો જ છે, અને તેનાં ગમે તેટલાં પાનાં છપાય છતાં પરાધીન હીંદ માટે તે અધુરો જ છે. એ કલંક કથાનાં થોડાંક પાનાં વાચકને અહીં વાંચવા મળશે.

**વર્તમાન** સભ્યતા ભૌતીક સમૃદ્ધીના આધાર પર ટકી રહી છે. હુન્નર, ઉદ્યોગ અને વ્યાપાર એ એના સાધન છે; ધન એ એનો ઉપાસ્યદેવ તથા સંગઠન એ એની શક્તી છે. આધુનીક યુગમાં સભ્યતા અને અસભ્ય રાષ્ટ્રોના ઉપકારના નામ નીચે જે વીચીત્ર નીતી અખત્યાર થઇ રહી છે તે માત્ર આર્થીક લુંટને માટે સામ્રાજ્યનો વીસ્તાર અને વ્યાપારના નામ નીચે સારીન પ્રજાનું રક્ત શોષણ એ જ છે! આ જમાનામાં જે જાતીમાં સંગઠન નથી. તથા પોતાની ઐહીક આવસ્યક્તાઓમાં સ્વતંત્રતા નથી તે કદાપી સ્વપ્નમાંય સુખનો ઉપભોગ કરી શક્વા શક્તીશાલી બનતી નથી. એ જાતીના પતનનો એક જ માર્ગ છે અને તે એ જ કે વીદેશી વ્યાપારીઓની પોતાના વ્યાપાર પ્રત્યેની કાર્યદક્ષતા આ વ્યાપાર નીપુણતા સામાન્ય દ્રષ્ટીએ નજીવી અને નીરૂપયોગી જણાય છે, પરન્તુ હેની અસર જે અમુક કાળ પછી જ થાય છે હેને તપાસતાં હેની ભયંકરતા આપોઆપ કલ્પનામાં આવ્યા શીવાય રહેતી નથી. આ વ્યાપારક્ષેત્રની પાછળ ગુપ્તભાવે એવી શક્તીઓ રહેલી છે કે જે પોતાના વીરાટ સ્વરૂપમાં સર્વભક્ષી બની જાય છે. વીદેશી વ્યાપારીઓ શરૂઆતમાં એવા પ્રકારની જાળ બીછાવે છે કે જહેમાં સ્થાનીક પ્રજા ફસાયા શીવાય રહે જ નહીં. હેના દેશના માલપર હેને આધાર રાખતા થવા શીવાય ચાલતુ નથી.

ઇતીહાસના અભ્યાસકો વીદેશી વ્યાપારીઓની એ નીતીથી ભાગ્યે જ અજ્ઞાત હશે. એમની આકાંક્ષા માત્ર એકલા વ્યાપારી ક્ષેત્રમાં જ સાહસ ખેડવા પુરતી નથી હોતી, પરંતુ વ્યાપારી ક્ષેત્રમાં વીજય મેળવી હેના પર એકહથ્થુ અધીકાર જમાવી, સામ્રાજ્ય સ્થાપવાના પણ હેના કોડ હોય છે. અને એ કોડ પુરા કરવા માટે તેઓ કયા કયા માર્ગનું અનુસરણ કરીને છેવટે સફળતા મેળવે છે, તે હવે પછી આપણે જોઇશું.

શરૂઆતમાં એ વીદેશની વ્યાપારી પ્રજા મુળ દેશની પ્રજાને વ્યાપારના ધંધામાં પરાધીન બનાવે છે. હેના ઉદ્યોગોની હરીફાઇ કરી અગર તો છળ પ્રપંચથી હેના પર વીજય મેળવી પોતાની પ્રગતીનું મેદાન સાફ બનાવે છે. આ કાર્ય સાધનામાં નીતી–અનીતીનો જરા સરખોય ખ્યાલ તેઓ લાવતા નથી. જ્યારે તે દેશનો ઉદ્યોગ નાશ

પામવાની સ્થીતી પર આવી પડે છે ત્યારે તેઓ બીજો દાવ ત્હેના ચારીત્ર્ય પર અજમાવે છે. ત્હેનામાં વીલાસના વીચારો જન્માવે છે. પોતાના દેશની બંલી આકર્ષક ચીજો ત્હેનાં સમક્ષ રજુ કરી ત્હેની એ વીલાસીતાને અધીકતર ઉત્તેજીત કરે છે. વીશ્વનો એક એવો નીયમ છે કે જે માણસ નીરૂદ્યમી હોય છે ત્હેને વીલાસની અતી પ્રબળતા હોય છે, જો ત્હેને એ માટેની ઇચ્છીત વસ્તુઓ તત્કાલ પ્રાપ્ત થાય છે તો પછીથી તે સારાસારનો વીચાર ભાગ્યે જ કરવા બેસે છે. જન સ્વભાવના આ સ્વાભાવીક લક્ષણનો વીદેશી વ્યાપારીઓ તે જ પળે ઉપયોગ કરી લે છે. જેમ જેમ વીલાસમાં વૃદ્ધી થતી જાય છે તેમ તેમ દીન પ્રતીદીન ત્હેની સમક્ષ મોહ પમાડનારી વસ્તુઓ વધુ અને વધુ મુકાતી જ જાય છે પરીણામ એ આવે છે કે વીદેશી પ્રજા ઉન્નત થતી જાય છે અને વીલાસી રાષ્ટ્ર પરાધીનતાની શંખલાઓને સ્વીકારી નીર્માલ્ય બનતો જાય છે.

[ ૨ ]

**શરૂઆતમાં** કહેવામાં આવ્યું છે કે વર્તમાન યુગ એ આર્થીક ઉત્કર્ષનો યુગ છે. આ યુગમાં જીવનના પ્રત્યેક અંગ પર આર્થીક દ્રષ્ટીથી વીચાર કરવામાં આવે છે; ધર્મની વ્યાખ્યા અર્થશાસ્ત્રના શબ્દોમાં થાય છે. સમાજ વ્યવસ્થાનો પ્રશ્ન પણ આર્થીક વીચારો પર અવલંબે છે. જે દેશ આર્થીક દ્રષ્ટીએ પરાધીનતા સેવે છે તે દેશને માટે રાજકીય દ્રષ્ટીએ સ્વતંત્રતા મેળવવી મુશ્કેલ થઇ પડે છે. વીદેશી વ્યાપારીઓ ધીમે ધીમે રાજકીય મામલામાં માથું મારવુ શરૂ કરે છે અને સમય આવતાં ત્હેના સ્વતંત્ર સાશનકર્તા બની જાય છે. આવા સાશન કર્તાઓની નીતી કેવી હોય ત્હેને માટે કાંઇ વીવેચન જરૂરતું હાઇ શકે જ નહી. વીદેશી વ્યાપારીઓના સાશનતંત્રનું સુત્ર એ જ હોય છે કે તે પ્રજાને કાયમને માટે પરાધીન રાખવી અને ત્હેના રક્ત ચુસણથી પોતાના મોજશોખની વૃદ્ધી કર્યા કરવી.

વીદેશી સાશકો પોતના દેશના હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવામાં બનતા સર્વ પ્રયાસો આદરે છે અને તાબાની પ્રજાની કળાનો નાશ કરવાના ઉપાયો પ્રત્યક્ષ અગર તો પરોક્ષ રીતે અજમાવે છે. આ પ્રકારની માટે એ લોકો ભીન્નભીન્ન પ્રકારના માર્ગોનું અનુસરણ કરે છે. પ્રથમ તો તેઓ એવો ભયાનક માર્ગ સ્વીકારે છે કે જે દ્વારા તે પરાધીન પ્રજાના પ્રાચીન ગૌરવ અને સાહીત્યને નષ્ટપ્રાય કરી મુકે છે; અને ત્હેના હૃદય પર વીદેશી અધીકારનું સ્થાપન કરે છે. આ તીરસ્કારયુક્ત કાર્ય આટલેથી જ પુરૂં થતું નથી. ત્હેના સામાજીક સંગઠનને છીન્નવીછીન્ન કરવાના પ્રયત્ન પણ તેઓ કરે છે અને વીદેશી ભાવનાનો પ્રચાર કરી, વીદેશી શીક્ષણદ્વારા દેશના યુવકવર્ગના મન એટલાં તો ચંચલ બનાવી દે છે કે તેઓ એ વીદેશીઓના અનુકરણમાં જ પોતાને ધન્ય માને છે ધીમે ધીમે સાશક જાતી એ પરાધીન પ્રજાના ધર્મ, સંસ્કૃતી સભ્યતા અને ત્હેના સામાજીક જીવન પર વજ્રઘાત કરે છે. તેથી એનું અધઃપતન એટલી સીમા સુધી થાય છે કે ભુતકાલની ત્હેની કીર્તી સદાને માટે નાશ પામવાનો સમય નજીક આવતો જણાય છે આ હૃદયહીન નીતીનો અહેવાલ જ્યારે વાંચવામાં આવે છે ત્યારે કઠીન હૃદયના માણુસને પણ આઘાત થયા સીવાય ભાગ્યે જ રહે છે. આવી કઠોર નીતીથી ભયભીત થયેલ એક યુરોપીય વીદ્વાને એક વખત આ શબ્દો

કરવાથી કોઇ પણ સદાચારી મનુષ્ય મુંઝ ઉઠયા શીવાય રહે નહીં, અને કોઇ પણ સાચો પ્રાસ્તી તીરસ્કાર પુર્વક વીરોધ કર્યા શીવાય નહીં રહે...'' ૧

પરાધીન જાતીનાં ધન અને ચેતન નાશ કરવાની મહત્વાકાંક્ષા ધરાવતાં પણ શાસકવર્ગ પાછીપાની કરતો નથી. આ રાક્ષસી નીતીની જ્વાલામાં દુનીઆના કેટલા ય દેશો ભસ્મીભુત થઇ ગયા છે. સભ્ય સંસારના પ્રથમ માર્ગદર્શક સમો મીસર આજે વીદેશીના પગ નીચે કચડાઇ બેહાલ બની રહ્યો છે. બૌદ્ધ ધર્મના શાંત વાતાવરણમાં નીવાસ કરનાર, મહાત્મા કેન-ફ્યુસીઅસની ભુમી ચીન અત્યારે અસ્તવ્યસ્ત બની રહી છે! અમેરીકા, દક્ષીણ અને મધ્ય આફ્રીકા તથા ઓસ્ટ્રેલીઆ વીગેરેના મુળ વતનીઓનાં દુનીયાંના પટપર નામ-નીશાન પણ રહ્યાં નથી! યુરોપીય જાતીની ધન લાલસાની નાશકારક જ્વાલામાં હોમાઇ તેઓ નાશ પામી પરવારી છે એજ રીતે હીંદુસ્થાનની પણ અત્યારે એજ સ્થીતી થઇ રહી છે. અંગ્રેજ વ્યાપારીઓ દ્વારા એનાં પ્રફુલ્લ જીવન એની ગ્રામ્ય સંસ્થાઓ અને દુનીયાને અજાયબ કરતી કલાકુશળતા સર્વનો દારૂણ વીનાશ થઇ ગયો છે. આ રોમાંચક ઇતીહસ ત્હેમના પોતાના જ દેશ-બંધુઓના શબ્દોમાં જાણવા જેવો છે.

[ 3 ]

હીંદમાં અંગ્રેજી સત્તાના વીસ્તારની પ્રત્યેક ઘરના ઉપરના લખાણને અક્ષરસઃ ખરી ઠરાવે છે એ તો પ્રસીદ્ધ વાત છે કે કેવળ આર્થીક લાભને ખાતર જ ઇંગ્લેંડ હીન્દુસ્થાન પર સત્તાનો દોર ચલાવી રહ્યું છે. ભુતકાળમાં અઢારમી સદીના અંત સુધી હીંદની અપુર્વ સમૃદ્ધીના સમાચાર દુનીયાના દરેક દેશમાં પહોંચી ચુકયા હતા. હીન્દ સાથના વ્યાપારી સંબંધને લઇને ઇટાલીના વેનીસ, મીલાન, તથા ફ્લોરેન્સ વગેરે નગરો લક્ષ્મીથી રેલાઇ રહ્યાં હતાં. તેથી યુરોપની સઘળી પ્રજાઓ હીન્દની એ અપાર સંપત્તીથી આકર્ષાઇ છે, ત્હેનો લાભ લેવા તલસી રહી હતી તેથી હીન્દ સાથેનો વેપાર હસ્તગત કરવા માટે દરીયાઇ માર્ગ શોધવાના પ્રયાસો આદરવામાં આવ્યા હતા.

સાહસની મુર્તી સમો કોલંબસ હીન્દને બદલે અમેરીકાની શોધ કરવામાં સફળ થયો; પેરૂની સોનાની ખાણો મલી છતાં યુરોપની ધન લાલસા પુરી ન થઇ.

તેને તો હીન્દની અથાગ સમૃદ્ધી, ઉચ્ચ સંસ્કૃતી અને અનુપમ સૌન્દર્ય આકર્ષી રહ્યું હતું.

હીન્દના વ્યાપાર પર અધીકાર સ્થાપ-વાના કોડ સોરાયે યુરોપને હૈયે જન-મ્યા હતા. તેથી પોર્ચ્યુગીઝ, વલંદા, ફ્રેન્ચ અને અંગ્રેજોનાં વહાણો ભીન્ન ભીન્ન રંગના વાવટાઓ સાથે અરબ્બી સમુદ્રનાં મોજાં ઉપર ફરતાં હતાં શરૂઆતમાં તેમની વચ્ચે અંદર અંદર હરીફાઇ ચાલી, અને છેવટે એ હરીફાઇ ઇર્ષા અને વેરના સ્વરૂ-પમાં ફેરવાતાં અંદર અંદર લડાઇઓ થઇ તેનું પરીણામ એ આવ્યું કે ભડવીર નેપો-લીઅનના શબ્દોમાં વણીક પ્રજા (Nation of shop keepers) ની સત્તા સમસ્ત હીન્દમાં સ્થપાવા લાગી એ કજીઆમાં અંગ્રેજોને સંપુર્ણ સફળતા મળી!

---

૧ કલકત્તા રીવ્યુ વોલ્યુ. ૭(૧૮૪૭) પૃષ્ટ ૨૨૬.

[૪]

અંગ્રેજ પ્રજા પોતાનો વ્યાપાર ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના નામથી ચલાવતી હતી. એ કંપની પોતાનો વ્યવહાર કયા સ્વરૂપમાં નીભાવતી હતી ત્હેનું વર્ણન લખતાં વીલીઅમ હોવીટ નામનો એક અંગ્રેજ પોતાના ૧ પુસ્તકમાં જણાવે છે કે: "જે પ્રકારથી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ હીન્દુસ્થાન પર પોતાનો અધીકાર સ્થાપ્યો છે, ત્હેનાથી અધીક ભયંકર અને ખ્રીસ્તી સીદ્ધાન્તની વીરૂદ્ધ બીજી કોઇ પણ કલ્પના થઇ શકે તેમ નથી."*

ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની એ ક્રુર નીતીથી તે સમયના હીન્દના રાજાઓ અજ્ઞાત હતા એવું ન્હતું, પરંતુ ત્હેની નીતીનો ભોગ થયેલા એ ભોળા રાજાઓ પરસ્પરના આંતર કલહમાં જ પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠા. બંગાલ–બીહારનો પ્રજાપ્રીય નવાબ જ્હેને પરદેશી ઇતીહાસકારોએ કોઇ પણ જાતની તપાસ શીવાય એક બીજાનું અનુકરણ કરી વીલાસી અને ક્રૂર ચીતર્યો છે; ત્હેને કંપનીની બેઇમાની અને છલ પ્રપંચની ખબર હતી. નવાબ સીરાજુદ્દૌલા એ સઘળી ઘટના ખુલ્લી પાડવા જતો હતો એટલે ત્હેને ગાદીનો ત્યગ કરવાની ફરજ પડી! એક બીજું ઉદાહરણ પણ કંપનીની ભ્રષ્ટ નીતીનો પુરાવો આપે છે. દીલ્હીના મુગલ સમ્રાટે કંપનીના માલપરની જગાત માફ કરી હતી. નવાબ મીરકાસીમે જ્યારે જાણ્યું કે આવા પક્ષપાતથી દેશી પ્રજાનો વ્યાપાર તદ્દન નાશ પામશે એટલે ત્હેણે હીન્દના વ્યાપારીઓની જગાત પણ માફ કરી. આથી નવાબના ધનભંડાર ખાલી રહેવા લાગ્યા. છતાં પણ પ્રજાના સુખની ખાતર ત્હેણે એ ખોટ સહન કરી લીધી. પરંતુ નવાબ મીરકાસીમના આ જાહેરનામાથી અંગ્રેજ વ્યાપારીઓનાં ખુન ગરમ થઇ ગયા અને તેમણે જણાવ્યું કે અમે પોતે તો કર નહીં જ આપીએ પરંતુ દેશી વ્યાપારીઓ પાસેથી તો તમારે ફરજીયાત લેવા જ જોઇશે. કારણ કે એ પ્રમાણે ન કરવાથી અંગ્રેજ વ્યાપારીઓ દેશી વ્યાપારીઓની હરીફાઇમાં ટકી શકે તેમ નહતું. ઉદાર અને પ્રજાપ્રીય નવાબની આ ઉદારતાનું પરીણામ એ આવ્યું કે કાવત્રાંનો ભોગ થતાં ત્હેને રાજગાદીનો ત્યાગ કરવાનો અવસર આવ્યો.

બકસારની સમરભુમીમાં જ્યારે મુગલ સમ્રાટ શાહઆલમ, અયોધ્યાનો નવાબ સુજાઉદ્દૌલા અને મીરકાસીમ ત્રણે ય એકી સાથે પરાજીત થયા, ત્યારે કંપનીના અધીકારીઓની ધન લાલસા પ્રકાસીનીકળી કંપનીના અધીકારીઓએ શાહઆલમને હાથમાં લીધો અને ક્લાઇવની કાર્યનીપુણતાથી બંગાલ, બીહાર અને ઓરીસ્સાની મહેસુલ વસુલાતની કંપનીને માટે સનંદ લખાવી લીધી. આ પ્રમાણે દીવાની અખત્યાર હસ્તંગત કરી; સાધન વીહીન સમ્રાટના શીરે દેશની શાન્તી અને વ્યવસ્થા સાચવવાનો ભાર રાખ્યો તે સમયથી જ હીંદુસ્થાનની કાયદેસર અને વ્યવસ્થીત લુંટ Legalised loot and organised klander) ના યુગનો આરંભ થાય છે. હવે ઇસ્ટ ઇન્ડીઆ કંપની બંગાળમાં આપખુદ વર્તન ચલાવવા સ્વતંત્ર હતી. નવાબ ત્હેના હાથમાં રમકડા જેવો થઇ પડયો હતો.

---

* The English in India–System of Territorial Acgwsition.

વ્યાપારના માલ પર કર નાખવાનું પ્રમાણ નક્કી કરવાનું પણ કંપનીના અધીકારમાં હતું. કલાઇવને હીંદમાં બ્રોટીશ સલ્તનતનો પાયો નાખનાર તરીકે ઇતીહાસમાં ઓળખાવવામાં આવ્યો છે ત્હેણે જનતાના જીવનની દરરોજની જરૂરીયાત નીમક જેવી વસ્તુ ઉપર પણ કર નાખ્યો અને ત્હેને વસુલ કરવાનો પરવાનો અંગ્રેજ નોકરોને આપ્યો. લૉર્ડ કલાઇવની સ્પષ્ટનીતી એ હતી કે જે વસ્તુઓ જીવનમાં નીત્યના વપરાશમાં જેટલી વીશેષ જરૂરતી હોય ત્હેના પર તેટલો વીશેષ કર નાંખવો; કે જેથી કંપનીને સારા પ્રમાણમાં ફાયદો થાય. આ સમયે કંપનીના નોકરો પણ પોતાનો સ્વતંત્ર વ્યાપાર ચલાવતા હતા. એ લોકોનો ધનલોભ એટલા બધા પ્રમાણમાં વધી ગયો હતો કે એ સંબંધમાં લખતાં કલાઇવ પોતે જણાવે છે કે: "... એ લોકો (કંપનીના નોકરો) પોતાના વ્યક્તીગત સ્વાર્થની પાછળ એટલી ઉત્સુકતાથી મચ્યા રહેતા કે ત્હેમાં ત્હેમને ન તો પોતાની પ્રતીષ્ઠાનું ભાન રહેતું કે ન તો પોતાના માલીક પ્રત્યેના કર્તવ્યનો ખ્યાલ રહેતો." આગળ ચાલતાં તે જણાવે છે કે:—"અંગ્રેજોની વસ્તીમાં કોઇ પણ અંગ્રેજ એવો નહીં હોય કે જ્હેણે થોડા સમયમાં અપાર ધનના ઢગ લઇને ઇંગ્લેંડમાં ચાલ્યા જવાનો વીચાર ન કર્યો હોય."

ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના હીંદપરના સાશન કાળનું વર્ણન કરતાં સુપ્રસીદ્ધ અંગ્રેજ લેખક ડૉકટર રસલ લખે છે કે:—"હીંદમાં ઇસ્ટ ઇંડીઆ કંપનીનું સાશન આરંભથી જ ઘોર પાપોથી ભરેલું હતું... કંપનીના મોટા નોકરથી માંડીને દરેક ન્હાનામાં ન્હાના નોકરનું એક જ લક્ષ્ય હતું કે જેમ બને તેમ ઉતાવળે પુષ્કળ ધન મેળવવું અને એ ઉદ્દેશની સફળતા થતાં અહીંથી રવાના થઇ જવું..."

કંપનીના નોકરો ધનસંચય કરવાને માટે પ્રજાપર વધારાનો કર નાખતા હતા છતાં પણ ત્હેમના આ કૃત્યપરત્વે આંખમીચામણાં કરવામાં આવતાં, આ પ્રસંગને અનુસરી ઇતીહાસ લેખક ટૅરેન્સ પોતાના "એમ્પાયર ઇન ઇન્ડીઆ" નામના પુસ્તકના ૮૨–૮૩ પાન પર લખે છે કે: "(કંપનીના નોકરો) બંગાલ તથા અન્ય સ્થાનોમાં વધારાનો કર લેતા હતા અને એ કાર્યને માટે ત્હેમને સજા કરવામાં ન્હોતી આવતી...આ કરની અસહ્યતાને લઇને વેપારીઓ પોતાની દુકાનો છોડીને ચાલ્યા જતા હતા...આ વખતે કંપનીના પ્રત્યેક નોકરની એક જ માત્ર અભીલાષા હતી કે હીંદમાંથી દસવીસ લાખ રૂપીઆ સમેટી લઇ ઇંગ્લેંડ તરફ પ્રયાણ કરી જવું.'

વસ્તુત: ઉપરોક્ત લખાણો સત્ય છે છતાં પણ જો ત્હેમાં અતીશયોક્તીનો કોઇને ભાસ સરખો પણ થતો હોય તો ૧૭૬૬ સાલના મે માસમાં લોર્ડ કલાઇવ પર ડીરેકટર્સની કોર્ટ તરફથી લખાયલા પત્રના નીચેના શબ્દો વાંચવાથી ત્હેની ખાત્રી થશે. "...અમે જાણીએ છીએ કે દેશના આન્તરીક વ્યાપારમાંથી જે અપાર સંપતી એકઠી કરવામાં આવી છે, તે એવા ભયંકર અત્યાચાર અને અન્યાય દ્વારા પ્રાપ્ત કરવામાં આવી છે કે જેનાથી વીશેષ અન્યાય અગર અત્યાચાર અન્ય કોઇ પણ દેશમાં કદાપી જાણવામાં પણ નહીં આવ્યા હોય..."

વીલીઅમ ડીગ્બીનું અનુમાન છે કે ઇ. સ. ૧૭૫૭ થી ઇ. સ. ૧૮૧૫ ના વોટર્લુના યુદ્ધ સુધી હીંદમાંથી લગભગ પંદર અબજ રૂપીઆની ચોખ્ખી લુંટ વીદેશમાં પહોંચી હતી. ૧

---

૧ Prosperous British India by William Digby C. I. E. P. 33.

[ ૫ ]

કંપનીના નોકરોની ધન પ્રાપ્તીની તીવ્ર આકાંક્ષાથી પરીચીત થયા બાદ આપણે હવે એના વ્યાપારના નાદર નમુનાના અભ્યાસમાં જરા દૃષ્ટીપાત કરીએ. તેઓ બંગાલના કારીગરોને જબ્બરદસ્તીથી રૂપીયા આપવામાં આવતા હતા અને માલની કીંમત કંપનીના નોકરો દ્વારા ઠરાવવામાં આવતી હતી. આ માલનું વેચાણ કરવાનો હક્ક ખુદ કંપનીના જ હસ્તક રાખવામાં આવતો હતો. બંગાલ સરકારે પોતાના સ્વાર્થી ભાવનાના પોષણ માટે એક એવો કાયદો પ્રગટ કર્યો કે જહેને વ્યાપારી સંબંધમાં કંપની સાથે લેવા દેવા હોય ત્હેનાથી કંપનીનો સબંધ છોડી શકાય નહીં. અગર તો કોઇ બીજી પેઢી સાથે સંબંધ બાંધી શકાય નહી, તેમ જ સ્વતંત્ર રીતે પણ વ્યાપાર થઇ શકે નહીં. આવું કરારપત્ર કરવામાં આવતું એટલે કોઇપણ વ્યાપારી ભુલેચુકે આ જાળમાં ફસાયો તો ત્હેના મરણકાલ સુધી તેમાંથી તે મુક્ત થઇ શકતો નહીં. કંપનીની માગણીની હરીફાઇમાં જો માલ તૈયાર કરવામાં નહીં આવતો તો તે કારીગરનો કાચો અને તૈયાર એ સઘળો માલ જપ્ત કરવામાં આવતો.

રેશમના કારીગરો પર તો આનાથી પણ વધુ સીતમો ગુજારવામાં આવતા હતા. એક સમયે આખા બંગાલમાં રેશમના ભાવમાં એકાએક વધારો થયો. આ બનાવથી અંગ્રેજ સાશકોએ કંપનીના ગુમાસ્તાઓને એકદમ આજ્ઞા આપી દીધી કે કારીગરોને પુછ્યા શીવાય તેમ જ ત્હેમના હીતાહીતનો વીચાર કર્યા શીવાય રેશમની કીંમતમાં એકદમ ઘટાડો કરવો.* રેશમના કીડા પાળવાવાળા તથા રેશમને લપેટનારા એક માત્ર કંપનીના જ બંધનમાં હતા. બીજે વધુ કીંમત મળવા છતાં એ કીડા પાળનારાઓ પોતાનો માલ બીજા વેપારીને વેચી શકતા નહોતા. છતાં પણ કદાચ કોઇ માણુસ વેચતો તો કંપનીના નોકરો ખરીદનારને ત્યાંથી જબરજસ્તીથી માલ ઉઠાવી લાવતા હતા.

બોલ્ટસ નામક એક અંગ્રેજ લેખક જહેનુ પુસ્તક પ્લાસીના યુધ્ધ પછી માત્ર દશ વર્ષ પછી જ પ્રગટ થયું તું ત્હેમાં આ પ્રમાણે લખેલું છે.

"...દેશના ગરીબ કારીગરો અને મજુરો પર જેટલો અત્યાચાર કરવામાં આવ્યો છે ત્હેની કલ્પના પણ થઇ શકતી નથી. સત્ય રીતે જોતાં ત્હેમની સાથે એવું વર્તન ચલાવવામાં આવતું કે તેઓ જાણે કંપનીના ગુલામ જ છે...ગરીબ બીચારા વણકરોને ઘણી રીતે સતાવવામાં આવતા. દાખલા તરીકે ત્હેમના જામીન લેવામાં આવતા તેમને કેદ કરવામાં આવતા, તેમને કોરડાના માર મારવામાં આવતા, તેમની પાસે ફરજીયાત દસ્તાવેજ લખાવી લેતા પરીણામ એ આવ્યું કે આવા અસીમ ત્રાસથી વણકરોની સંખ્યા બેહદ કમી થઇ ગઇ છે...દેશભરના જુદા જુદા કારીગરો પર આ પ્રકારના અત્યાચારો દીવસે દીવસે વધી રહ્યા છે એટલે સુધી કે વણકર કદાપી પોતાનો માલ વેચવા માટે અગર તો કોઇ દલાલ ત્હેમાં ત્હેને સહાય્ય કરે તો તે કંપનીની આંખમાં આવતાં ત્હેને તત્કાલ ગીરફતાર કરવામાં આવે છે. હાથ પગમાં બેડીઓ નાંખવામાં આવે છે. મોટી મોટી જામીનગીરી વસુલ કરે છે કોરડાનો માર મારે છે અને આટલેથી જ ન અટકતાં લજ્જાસ્પદ રીતીથી ત્હેની સૌથી

---

* Mr. Saunder's evidenee in March 1831, before The Parliamentary Committee.

અધીક મુલ્યવાન વસ્તુ–જાતી–તેહેનાથી પણ ભ્રષ્ટ કરે છે. ૧

આ જ લેખક આગળ જતાં કંપનીના અત્યાચારોનું વર્ણન કરતાં લખે છે કે: "...કંપનીના ગુમાસ્તા વણકરો પર જબરજસ્તીથી કામ કરવાનું ખતપત્ર લખાવી લે છે, અને એ કરારનામા પ્રમાણે માલ તૈયાર ન થઇ શકતાં તેહેનો સઘળો માલ સામાન તેજ જગ્યા પર લીલામ કરવામાં આવે છે કાચું રેશમ લપેટનારાઓ પર એટલો જુલ્મ અને અત્યાચાર કરવામાં આવે છે કે રેશમ એ લપેટવાને માટે તેહેમના પર જુલ્મ ગુજારવામાં ન આવે એટલા માટે તેઓએ જાતે પોતાના અંગુઠા કાપી નાંખ્યા છે. આવાં કેટલાય ઉદાહરણો જોવામાં આવે છે.

એવો કોણ નીર્દય મનુષ્ય હશે કે આવી રોમાંચક વાતો સાંભળી તેહેને અપાર ક્રોધ થયા શીવાય રહે? ધન–લોભના આ ભીષણ તાંડવને જોઇ મહમ્મુદ અગર નાદીરખાનને અત્યાચારી કહેનાર મનુષ્ય પણ લજ્જીત થાય છે, આ અત્યાચારો પર ટીકા કરતાં ઇંગ્લેંડના પ્રસીદ્ધ વકતા એડમંડબેથક પાર્લામેન્ટ સમક્ષ કહ્યું હતું કે: "વ્યાપાર કે જે દુનીયાના સર્વ દેશોને સમૃદ્ધ બનાવે છે, તે બંગાલને સર્વનાશના માર્ગે ધકેલી રહ્યો છે......આ વ્યાપારીઓ દરેક સ્થળે પહોંચી જાય છે અને પોતાનો માલ પોતાની કીંમતે વેચે છે અને બીજા લોકોનો માલ પણ પોતાની કીંમતે વેચવાની ફરજ પાડે છે. એથી એવી સ્થીતી થાય છે કે જાણે વ્યાપારના નામથી કોઇ ફોજ લોકોને લુટવા માટે કુચ કરી રહી છે. ત્યાંની પ્રજા દેશી અદાલતોમાં ન્યાયને માટે પ્રાર્થના કરી રહી છે પરન્તુ તે વ્યર્થ જાય છે. કંપનીના વ્યાપારીઓની આ સેના પોતાની કુચમાં તાતારી આક્રમણ કારોથી પણ આગળ વધીને લુંટ અને ત્રાસ ફેલાવે છે......આ પ્રકારે એ અભાગી દેશ બે સેનાઓની વચ્ચે ભયંકર લુંટનો શીકાર બનતાં અસ્તવ્યસ્ત થઇ રહ્યો છે." ૧

[ ૬ ]

બંગાલમાં વીદેશી વ્યાપારીઓ આ પ્રમાણેની લુંટથી જ્યારે આરામ ભોગવી રહ્યા હતા, ત્યારે યુરોપમાં બીજો જ વીકાસ થઇ રહ્યો હતો. ઇ. સ. ૧૭૬૮ માં જેમ્સ વોટ નામના એક અંગ્રેજે સ્ટીમ એન્જીનની શોધ કરીઃ અને એ શોધના પ્રતાપે યુરોપના ઔદ્યોગીક ક્ષેત્રમાં ક્રાન્તીના પુર ફરી વળ્યા હીંદમાંની લુંટથી જે નાણાંએ યુરોપની પ્રજાની તીજોરીઓ તર થઇ હતી તેહેની મદદથી જ ત્યાં મોટાં મોટાં કારખાનાં ખોલવામાં આવ્યા. એથી થોડી મહેનતથી મોટા પ્રમાણમાં માલ ઉત્પન્ન થવા લાગ્યો તે પહેલાં વીદેશીઓને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે કોઇ પણ જમાનામાં તેમણે બનાવેલો માલ હીન્દમાં વેચી શકાશે. અત્યાર સુધી તો માત્ર હીન્દમાં બનેલો માલ અને તેહેમાંય ખાસ કરીને કાપડ યુરોપના બજારોમાં પહોંચાડનારા તેઓ માત્ર દલાલો જ હતા. પરન્તુ હવે તેહેમનું ધ્યેય બદલાયું. ઔદ્યોગીક ક્રાન્તી પછી ઇ. સ. ૧૮૧૩ ની સાલમાં એ પહેલીજવાર નક્કી કરવામાં આવ્યું કે હીન્દના ઉદ્યોગનો સદંતર વીનાશ કરવો, હીન્દથી માત્ર કાચો જ માલ ખરીદવો

---

૧ Consideration on Indian Affairs by Bolts

૧ Burke in his Impeachment of Warran Hastioings.

અને ઇંગ્લેંડમાં બનેલો માલ ફરજીઆત હીન્દીઓને ગળે નાખવો આ સીધ્ધાંતને વ્યવહારમાં મુકવા માટે કંપનીએ સાત નીયમો બનાવ્યા હતાઃ (૧) ઇંગ્લેંડમાં બનેલો માલ વીના જગાતે હીન્દમાં આવવા દેવો. (૨) હીન્દમાં બનેલા માલ માટે ઇંગ્લેંડમાં ભારે કર નાખવો, કે જેથી વીલાયતી માલની હરીફાઇમાં તે મોંઘો પડે એટલે તેનું વેચાણ કમી થાય. (૩) હીન્દના જગાતના ધોરણમાં એવો ફેરફાર કરવો કે જેથી તેનો કાચો માલ ઇંગ્લેંડના વ્યાપારીઓને સસ્તો થઇ પડે; અને હીન્દમાં બનતો માલ તેના પ્રમાણમાં મોંઘો પડે; કે જેથી ખુદ હીન્દમાં પણ વીદેશી માલના વેચાણની હરીફાઇમાં તે મોંઘો પડે. (૪) અંગ્રેજ વ્યાપારીઓને દરેક પ્રકારની સહાયતા આપવી. (૫) હીન્દના કારીગરો પર જોર જુલમ વર્ષાવી તેમની કારીગીરીનું રહસ્ય જાણી લેવું. અને તે રહસ્યથી ઇંગ્લેંડના કારીગરોને જાણકાર બનાવવા. પ્રદર્શનદ્વારા હીન્દની પ્રજાને જોઇતી વસ્તુઓની માહીતી મેળવવી. (૬) માલના હેરફેર માટે હીન્દમાં રેલ્વે નાખવી. (૭) હીન્દનાં બજારોને કાયમને માટે પોતાના અધીકારમાં રાખવા માટે સામ્રાજ્યના વીસ્તાર પર લક્ષ આપવું. અને હીંદીઓને સદાને માટે પરાધીન રાખવા.

આ નીયમોને સફળ બનાવવા માટે કેવા કેવા ભયંકર માર્ગો સ્વીકારાયા તથા હીન્દી કારીગીરીનું કેવી રીતે સર્વ સત્યાનાશ વાળવામાં આવ્યું તેનો ઉલ્લેખ કરતાં તો મોટું પુસ્તક થઇ જાય, જેથી આપણે માત્ર તેના પરીણામનો જ અત્રે વીચાર કરશું.

ઇ. સ. ૧૮૫૩ પછી હીન્દથી વીદેશ જનારા કાપડના પ્રમાણમાં ઘટાડો થવા લાગ્યો અને થોડા જ દીવસો બાદ હીન્દમાં વીલાયતી કાપડ આવવાની શરૂઆત પણ થઇ ચુકી. આ વખતે ઇંગ્લેંડથી હીન્દમાં સુતર, કાપડ, રેશમી કાપડ, ઉનનો માલ અને લોખંડની ચીજો આવતી હતી અને હીન્દથી કાચુ રૂ, ગળી, ચામડું, જ્યુટ, અને તેલીબીયાં તથા આ વગેરે કાચો માલ ઇંગ્લેંડ જતો હતો. આ વ્યાપારની સહુથી વીશેષ ઘાતક અસર એ થતી કે હીન્દમાં સહુથી અધીક મુલ્યનું સુતરાઉ કાપડ આવતું, જહેનો વધુ ભાગ હીન્દની ગરીબ પ્રજા ખરીદતી, અને હીન્દમાંથી પુષ્કળ પ્રમાણમાં કાચો માલ તથા અનાજ, ઇંગ્લેંડ તરફ ઘસડાઇ જતાં હતાં એ કહેવાની આવશ્યકતા નથી કે ગૃહ–ઉદ્યોગનો નાશ થતાં હીન્દની પ્રજા દરીદ્ર બની ગઇ હતી, પછી તો તેમની પાસે જમીનનું મહેસુલ આપવા અને કાપડ ખરીદવા માટે પણ નાણાં હતાં નહીં; એટલે પોતાની પાસે રહેલા અન્નને વેચ્યા શીવાય તેમને માટે બીજો કોઇ પણ ઉપાય નહોતો! ઉપરાંત હીંદુસ્થાન પ્લેગ, મરકી વીગેરે રોગોનું સ્થાન બની ગયું હતું. એક તરફ જ્યારે કુદરતી કોપ વરસી રહ્યો હતો ત્યારે બીજી બાજુ કાયદો અને વ્યવસ્થાને નામે પ્રજા પાસેથી કેવી રીતે લુંટ ચલાવાતી હતી તે આપણે જોઇએ. ઇ. સ. ૧૮૭૬–૭૭ માં હીન્દમાં ભયંકર દુષ્કાળ પડયો. અન્નના પોકારોથી હજારો માણસો મૃત્યુમુખમાં હોમાવા લાગ્યાં! પરંતુ આવો કરૂણ પ્રસંગ હોવા છતાંય તે વર્ષે પહેલાંના કોઇપણ વર્ષ કરતાં વધારે પ્રમાણમાં હીંદમાંથી ઇંગ્લેંડ અનાજ મોકલવામાં આવ્યું હતું તે નીચેના આંકડાપરથી સ્પષ્ટ થશે.

| સાલ | વીલાયત જતા અનાજનું મુલ્ય પૌંડમાં |
| --- | --- |
| ૧૮૭૫ | ૫૪,૮૮૧૬૯ |
| ૧૮૭૬ | ૬૪,૨૧૧૩૭ |
| ૧૮૭૭ | ૭૯,૮૮૧૮૯ |

ઇંગ્લેંડના વ્યાપારીઓને આટલેથી પણ સંતોષ થયો નહીં. તેઓએ વીચાર કર્યો કે હીન્દથી કાચો માલ લાવી તેને તૈયાર કરીને પાછો મોકલવામાં ઘણો ખર્ચ થઇ જાય છે એટલે હીન્દમાં જ કારખાના સ્થાપવા પોતાનો એ વીચાર તત્કાલ અમલમાં મુકાયો અને હીન્દમાં ગળી, અફીણ, ચ્હા અને કોફી ઇત્યાદીની ખેતી શરૂ થઇ ગઇ! બંગાળના ખેડુતો પર ગુજરેલા સીતમો એટલા તો ભયંકર હતા કે હજી સુધી પણ ત્યાં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના જમાનાની સ્મૃતી થતાં તેમનાં ગામ કંપી જાય છે! અત્યારે સ્થીતી એ આવી રહી છે કે દેશના ઘણા ખરા ઉદ્યોગો વીદેશી મુડીવાદીઓના હાથમાં જઇ પડયા છે અને ભારતવાસીઓને માટે પોતાના ઘરમાં પણ શાંતી કે આશ્વાસનનું સ્થાન રહ્યું નથી.

# ટુંકામાં ઘણું

: સંશોધક :

સામાન્ય જન

સમાજવાદનો અર્થ એ નથી કે તે દરેકને શ્રીમંત બનાવવા માગે છે, તે તો દરેક માણસને કામ કરતા થવાની તક આપે છે. તે મનુષ્યમાત્રને સેવા માટે સ્વતંત્ર કરે છે.

...

જંગલી મનુષ્યોમાં અધીકાર અને ફર્જ એ બેની વચ્ચે ભાગ્યે જ કશો ફરક રાખવામાં આવતો હોય, પણ પોતાને સભ્ય અને સંસ્કારી મનાવનારાઓમાં આ બે સાદા શબ્દો વચ્ચે જે ભેદ ઠરાવવામાં આવે છે તેની તો સામાન્ય મનુષ્યને પણ ખબર છે. કેમકે અત્યારે તો એક વર્ગની પાસે તમામ અધીકાર ભોગવવાના હોય છે અને બીજાને માત્ર ફર્જો જ બજાવવાની હોય છે!

...

મુડીવાદ એ ઘણાઓને ભોગે થોડાઓ માટેનો સામ્યવાદ છે. પણ આપણે તો એવો સમાજવાદ જોઇએ છે કે જે સહુને લાભ કરે અને જેમાં કોઇનો પણ ભોગ ન લેવાતો હોય.

...

ઉત્પાદન માટેની મુડીવાદી રીતોથી જન સમુહમાંથી જ્ઞાન મેળવવાની લાગણી મરવા માંડે છે, જ્ઞાન મેળવવાની એમની લાગણીને સંતોષ તો એકલો સમાજવાદ જ આપી શકે.

...

સંસ્કૃતીનાં તમામ તત્વો જન સમાજને મળી શકે તેવી વ્યવસ્થા થાય તો જ સમાજવાદ સફળ થઇ શકે.

...

મુડી અને સત્તાવાદી ઉમરાવશાહી હમેશાં ધન અને સત્તા માટે ઝુઝે છે. એથી મેળવેલ ધન ને વૈભવ વીલાસ પાછળ વેડરી મારે છે, અને સત્તાનો પોતાનાં જ હીતના સંરક્ષણ અર્થે દુરૂપયોગ કરે છે.

...

ગરીબ, બેકાર અને કચડાયલા ખેડુતો એક વાત ધ્યાનમાં રાખે તો તેમને પોતાને તેઓ મદદ કરી શકે. તે વાત એકે, જ્યારે નવી ચુંટણીઓનો વખત આવે, ત્યારે તેઓ પોતાના મત પોતાના દુસ્મનો જેવા વર્ગના પ્રતીનીધીઓને જરૂર ન આપે.

...

જેઓ જુઠનો વ્યાપાર ખેડે છે તેઓ સ્વાભાવીક રીતે જ સત્યને ઉદ્દામ અને અપવીત્ર કહીને નીંદવા પહેલા બહાર પડે છે.

...

આદર્શો ગમે તેટલા ઉદાત્ત હોય છતાં જ્યાં સુધી તેને વ્યવહારમાં યોજવામાં આવે તેવા તે સક્રીય વીચારો [appliea ideas] ન હોય ત્યાં સુધી તે નકામા જ છે.

...

જે ચળવળની પાછળ વધુમાં વધુ ખર્ચ થાય છે અને ધાર્મીક નજરે જેને વીશેષમાં વીશેષ પવીત્ર માનવામાં આવે છે, તે ચળવળમાં માનવજીવનને માટે સહુ કરતા વધારે અગત્યની વસ્તુઓને છુપાવવામાં આવે છે અથવા તો તેને ઉલટા સ્વરૂપમા રજુ કરવામા આવે છે.

...

સાહસીક મનુષ્યોના વ્યકતીગત પ્રયાસની ભારે પ્રશંસા કરવામાં આવે છે, પરંતુ એવા પુરૂષો સામાન્ય જનતાને ચુસનારા હોય છે. જે હાથ કુશળતાથી જેમને લુંટતા હોય તે કુશળતા માટે લુટાનારાઓએ તેના વખાણ કરવા એ કયાનો ન્યાય!

...

વ્યકતીવાદી અર્થશાસ્ત્રવાળી વ્યવસ્થામાં સામાજીક ન્યાયની સ્થીતી જ અશકય બની બેસે છે. કેમકે એ આખુંયે તંત્ર અને તે પ્રથાનો મુખ્ય ઉદ્દેશ સમાજીક ન્યાયને ફાવવા ન દેવા ઉપર જ નીર્ભર હોય છે.

જે ઉંચામાં ઉંચુ તત્વજ્ઞાન માત્ર પુસ્તકોનાં પાના પર રહેવા માટે જ વીચારાયુ હોય, તે માનવસમાજની જરાયે પ્રગતી કરી શકતું નથી, ઉલટું અગતી કરે છે!

...

હાલની સરકારો મોટા ભાગે પોતાના લાખ્ખો અને કરોડો નાગરીકોની આર્થીક અવદશા નીવારવાના કોઇપણ બુદ્ધીમાન પ્રયોગોની સામે બુદ્દીની માફક ખડી રહે છે, છતાં પોતાને નીતીમાન જણાવે છે!

...

જે સરકાર જાતે જ મુઠીભર માણસોના સ્વાર્થી હીતના સરક્ષણમા મચી રહી અસંખ્ય મનુષ્યોના વાજબી હીતોની સામે થવાતું જ કામ કરે છે, તેવી સરકારો પોતાને નીતીમાન ગણાવવાનો આડંબર કરે-છે!

...

સામાજીક પ્રગતીની ટુંકી વ્યાખ્યા આપવી હોય તો એટનું જ કહી શકાય કે, બેઠાખાઉઓના ત્રાસમાથી સમાજને ઉગારી લેવો.



યશવંત : "મારે તારી સ્વતંત્રતાનો માર્ગ સાફ કરી આપવો જોઇએ."

[ પ્રતિજ્ઞા : પૃષ્ઠ : ૪૦૪ ]



વર્ષ : ૩ જું.] જુલાઇ : ૧૯૩૧ [અંક ૪ થો

# મતસ્વાતંત્ર્ય એનું જ નામ સ્વતંત્રતા

## સ્પષ્ટ કથન

: લેખક :

તંત્રી

જંતુશાસ્ત્રનો એક એવો નીયમ છે કે, ચોક્કસ જાતના રોગના જંતુઓની હાઝરીમાં જ બીજા રોગી જંતુઓને વીકાસ પામવાની અને વૃદ્ધીંગત થવાની તક સાંપડે છે. જો તે જંતુઓનો સાથ એને ન સાંપડે તો પેલા રોગી જંતુઓ મુડદાલ જેવા નીર્માલ્ય બની જાય છે.

તેમ આપખુદી એ એવા ચેપી જંતુઓમાંથી જન્મતો રોગ છે કે જે જંતુઓને ગુલામી ભાવનાના જંતુઓનો સાથ મળે તો જ જીવી અને ખીલી શકે છે. અર્થાત્ ગુલામી મનોદશા હોય ત્યાં જ આપખુદ મનોદશાનો જન્મ થાય છે.

એ ગુલામી મનોદશાને સાદા અર્થમાં પોતાને બીજાના કરતાં નાનો જ માનીને ચાલવું તેમ કહી શકાય. અને જ્યાં એવી અનુકુળ તક મળી જાય, ત્યાં તુરત જ જેને પેલાઓ પોતાના કરતાં મોટા માનીને ચાલતા હોય તેનામાં આપખુદી અથવા તો બીજાઓ કરતાં પોતાને શ્રેષ્ઠ માનવાની ભાવના ન હોય ત્યાંથી ખડી થાય છે.

આમ ગુલામી મનોદશા એટલે જ પરાધીનતા અને આપખુદી એટલે પરાધીનતાથી સ્વાધીનતાના માર્ગમાં જતાં વચ્ચે પડેલી ભયંકર આડખીલી, એ સહેજે સમજી શકાય છે.

...

**આવી** કારમી આપખુદીના અસાધ્ય રોગથી બ્રીટનના સામ્રાજ્યવાદીઓ પીડાઇ રહ્યા છે, તેનું કારણ એ જ કે આટલાં બધાં વર્ષો સુધી હીંદીઓએ રેથરમીઅરો અને બીવરબ્રુકરોના, ચર્ચીલો અને ઓડવાયરોના, સાયમનો અને સીડનહેમોના દેશવાસીઓને પોતાના કરતાં પ્રખર બુદ્ધીમાન, સબળ

શક્તીમાન, કદી પણ ડગે નહીં તેવા માનવાની ભુલ કરી, એટલું જ નહીં પણ સાથે સાથે પોતાને છેક જ નીર્માલ્ય, ઉતરતી પંક્તીના, અસભ્ય, સંસ્કૃતીહીન ગણવાની ગુલામીભાવનાને વીના આનાકાનીએ અપનાવી. તેથી જ આજે દોઢસો વર્ષના એવા શ્રેષ્ઠ પુરૂષોના સમાગમે હીંદીઓ નીર્ધન, નીરક્ષર અને નીર્માલ્ય રહ્યા છે! તેથી જ પ્રત્યેક રાષ્ટ્રને આત્મનીર્ણયનો હક્ક આપવાની વાતોને બાર બાર વર્ષો વીતવા છતાં, હજી યે પાંચ કરોડ જેટલી પ્રજાના થોડાક લાખ માણસો પાંત્રીસ કરોડ જેટલી મહાપ્રજાની ઉપર, પાંચ હજાર માઇલથી થતા દોરીસંચાર પ્રમાણે આપખુદ સત્તા બજાવતા, હીંદીઓની સ્વતંત્રતા ભોગવવાની નાલાયકાતનાં ઢોલ ત્રાંસાં વગાડી રહ્યા છે!

આટલાં બધાં વર્ષો સુધી મુંગે મ્હોંઢે હીંદીઓએ બ્રીટીશ સામ્રાજ્યવાદીઓની દરેક જાતની આપખુદીઓ સહન કરી લીધી તેથી રોથરમીઅરો અને ચર્ચીલોએ એમ જ માની લીધું કે, આ માણસોમાં અન્યાયો સામે પડકાર કરવા જેટલીએ તાકાત નથી, એટલે એમને દમદાટીથી દબાવી દેવાની રીત ચલાવ્યે રાખીશું, તો તેઓ આપોઆપ ઠંડા પડી જશે. એટલે પેલા બહુ બુદ્ધીમાન ખટપટીઓ અને કુશળ ધારાશાસ્ત્રી તરીકે પંકાયલો તેમજ હીંદને લગતા ભયંકર અજ્ઞાનથી પેલા અળખામણા કમીશનનો પ્રમુખ થવાને લાયક મનાયલો સાયમન પણ, કહેવાતા ઉદાર મતવાદીઓની મવાલ ટોળીને છોડી આપખુદ સામ્રાજ્યવાદીઓના સાથમાં ભળવાની તૈયારી કરી રહ્યો છે. પણ એ સામ્રાજ્યવાદીઓની જ વાતો શું કરવા કરવી? પોતાના જીવનમાં જ સમાજવાદને શક્ય કરી બતાવવાની વાતો કરનારા કામદારપક્ષનો જ દાખલો લ્યો ને? એ પક્ષના નેતા રામ્સે મેકડોનાલ્ડે છેલ્લી ચુંટણી વખતે હીંદને જેમ બને તેમ જલદી સ્વરાજ્ય આપવાના કામમાં મદદ કરવાનું જાહેર અભીવચન આપ્યું હતું,[1] અને જુની ખરાબ પ્રણાલીકામાં સુધારાનાં થીગડાં મારવામાં નહીં પણ કામદારપક્ષ તો મુડીવાદને સમાજવાદમાં પલટાવી નાખવામાં માને છે.[2] એવું ફરી ફરીને જણાવ્યું હતું, તે જ પક્ષ સત્તામાં આવ્યા પછી હીંદમાં સામ્રાજ્યવાદીઓ કરતાં પણ બુરો વહીવટ ચલાવતાં શરમાતો નથી, એનું કારણ પણ બ્રીટનવાસીઓને [પછી ભલેને તે મજુર હોય કે ભીખારી પણ હોય,

---

૧ "It, [Labour Party] believes in the right of the Indian people to self-government and self-determination, and the policy of a Labour Government would be one of continuous co-operation with them with the object of establishing India at the earliest possible moment, and by her consent as an equal partner with the other members of the British Commonwealtn of Nation." [Labour and the nation: p. 49]

૨ "For the Labour Party, unlike the other Parties, is not concerned with patching the rents in a bad system, but with transforming Capitalism in to Socialism. [Foreword of the same: by R. Mac Donald.]

ગોરો ભીખારી પણ હીંદી ભીખારી સાથે એવું જ વર્તન ચલાવે છે] લાગુ પડેલા અમે 'શ્રેષ્ટ'નો ચેપી રોગ જ છે. જો તેમ ન હોત તો અન્યાયી સમાજરચનાને ધરમુળથી ઉખેડી નાખી સમુદાયના સુખ સંતોષ માટે અને સહુને સમાન ન્યાય મળે તે માટે ઝુઝવાની જીવનભર વાતો કરનારા કામદારો જગતના તમામ બુધ્ધીમાનોની આંખોમાં ધુળ નાંખીને, હીંદની આંટ સાચવવા માટે બ્રીટનને કંઇ કેવુંયે લાગી જતું હોય તેવી દંભી વાતો કરે ખરા? એજ બ્રીટીશ મુત્સદીઓને સંસ્થાનો સંબંધમાં બોલતાં કે લખતાં—સાંભળો કે જુઓ, તે વખતે તેઓ કેવી ભાષાનો ઉપયોગ કરે છે તે તપાસો, ત્યારે જ આપખુદો ગુલામે તરફ સમજપુર્વક કેવાં અપમાનો ફેંકે છે, અને સમાન સાથે વર્તતાં કેટલા વીવેકી અને ઢીલા થઇ જાય છે તે સમજી શકાય.

* * *

બીજું ઉદાહરણ, હીંદુસ્થાનમાં જન્મેલા અને હીંદી કહેવાતા છતાં પોતે રાજા મહારાજા કહેવાય છે અને તેથી સમુદાય કરતાં પોતે મોટા, ખાનદાન, સત્તાવાન છે, સમુદાય તેમની સેવા અને તાબેદારી ઉઠાવવા માટે છે, તેમનો ગુલામ છે એવું માની બેસનારા પાંચસે–સાતસે રજવાડાંઓનું જુઓ!

એમની મોટાઇની પુરાતન ભાવનાને માની લઇ, પોતાની જાતને તેમનાથી ઉતરતી માનનારા માનવ સમુદાયની ઉપર જ એમની તમામ સ્વચ્છંદતા અને આપખુદી ચાલે છે. કેમકે તેને પુરેપુરી ખાત્રી છે કે, અમે જેમની ઉપર અમારી વજ્ર એડી મુકીને તેમને કચડી રહ્યા છીએ, તે લોકો સંખ્યામાં અમારા કરતાં અનેક ઘણા વીશેષ છે[૩] છતાં ગુલામી માનસથી એટલા પડેલા છે કે, જેથી અમને તેઓ આ દુનીઆં ઉપર દેવના દીકરા માનીને, પોતાને અમારા દાસ, સેવક, ગુલામ માની લે છે, તેથી તેઓ અમને કંઇ જ કરી શકવાના નથી. પોતાના મગજમાં વસેલી મોટાઇની આવી વીકૃત ભાવનાને લીધે તેઓ આઠ કરોડ માનવ ગુલામો ઉપર આલફોન્ઝો અને ઝાર કરતાં પણ વીશેષ આપખુદી વપરે છે, તે એટલા માટે નહિં કે આલફોન્ઝો અને ઝારના ઇતીહાસથી તેઓ અજાણ્યા છે, તે તો એટલા માટે જ કે, પેલા માંધાતાઓની પ્રજામાં પોતાને માટે અભીમાન હતું જ્યારે તેમના તાબાની પ્રજામાં ગુલામીની ભાવના ઠાંસી ઠાંસીને ભરી છે. એમ ન હોત તો રાજસ્થ'ની નાગરીકોની પરીષદ એ માંધાતાઓ માટે એકાદ સ્પષ્ટ કથન કાઢતાં પણ ડરી જાય, અને એ રાજા મહારાજાઓ માત્ર પોતાના તાબાના સમુદાયને જ નહીં, પણ એમને હીસાબે પોતાના પડોશમાં રહેનારા સત્તાવીસ કોટી માનવ સમુદાયને બ્રીટીશ સામ્રાજ્યવાદની લોખંડી એડી નીચે ફરજીયાત કચડવાની દાટી આપે, નહીં તો પશુબળથી તેમ કરાવવાની તૈયારી બતાવવાની વાણી ઉચ્ચારવાની હામ ભીડે! જો એમને ખાત્રી હોય કે એ વાણી ઉચ્ચરતાં જ તેને તીવ્ર પડકાર સક્રીય સ્વરૂપમાં જ વીના વીલંબે થાય તેમ છે, બ્રીટીશ હીંદની પ્રજા ઉપર ચડાઇના પ્રલાપો કરતાં જ વીના વીલંબે સામેથી પણ તેવો જ પડકાર થાય

---

૩. રાજસ્થાની જનતા લગભગ આઠ કરોડ છે, ત્યારે તેમને કચડનારાઓ વધુમાં વધુ છસેં સાતસેં જેટલા જ છે. ઉપરાંત નાના તાલુકદારોને ગણીએ તો પણ તે સંખ્યા ઘણી વધે તેમ નથી.

ધાંધલીઆ, ચળવળીઆ કહી, તેમની તરફ સાદા, ભોળા, માનવ સમુદાયના જુસ્સાને વ્યક્તીપુજાને નામે ઉશ્કેરી તેમનાં મ્હોંઢાંમાં ડુચા મારવામાં આવ્યા છે, અને એવી આપખુદ સરમુખત્યારી સામે અવાજ કાઢનારાં વર્તમાનપત્રોને દબાવી દેવા તેમની સામે બહીષ્કારના આપખુદ 'ઓર્ડીનાન્સ'નાં હથીયારો ઉગામવામાં આવ્યાં છે.

આમ આપખુદી અને ગુલામી માનસ બન્ને સાચા પ્રજામતવાદનાં કટ્ટર શત્રુ છે. એ દશામાં સ્વતંત્રતા કે સ્વરાજ પ્રાપ્ત થાય તો તે સ્વરાજનું સુકાન કોઇક સરમુત્યારના હાથમાં સરકી જશે, પ્રજામતવાદનો અવાજ ત્યરે સંભળાશે નહીં અને સરમુખત્યારન. પુજકો ઇટલીમાં અને ચીનમાં બને છે તેમ પોતાનાથી જુદો મત ધરાવનારાઓને ગળચી પકડીને દબાવી દેશે. આ અતીશયોક્તીભર્યું વર્ણન નથી, પરંતુ મહાસભાને નામે અત્યારે જે રીતે કામ લેવાઇ રહ્યું છે, તે ઉપરથી જ તટસ્થ દ્રષ્ટીએ તારવેલું સત્ય જ છે. સરમુખત્યારોની સત્તા આપખુદીમાં કેમ પલટાઇ જાય છે, તેનું આંખો ઉઘાડે તેવું દ્રષ્ટાંત ચીનના કવોમીટાંગ પક્ષના પલટામાંથી મળી શકે તેમ છે.

* * *

**કેરાંચીની** મહાસભાએ 'સ્વરાજના મુળ હક્કો'વાળો જે ઠરાવ પસાર કર્યો છે, અને મહાસભાવાદીઓ જે ઠરાવની ઘણી જ પ્રશંસા કરે છે, તે ઠરાવમાં આરંભમાં જ જણાવવામાં આવ્યું છે કે:

"૧. પ્રજાના મુળ હક્કો, જેમાં નીચેના તો હોવા જ જોઇએ: (ક) સભા અને સંગઠનની સ્વતંત્રતા, (ખ) વાણીની અને છાપાંની સ્વતંત્રતા, (ગ) અંતરાત્માને અનુસરવાની...સ્વતંત્રતા,...(ઝ) કાયદાની કલમો શીવાય બીજી કોઇ રીતે કોઇ પણ માણસની સ્વતંત્રતા છીનવી લેવામાં નહીં આવે..."

તેમ છતાં અત્યારના મહાસભાના નેતાઓની મનોદશા વાણીની અને છાપાંની સ્વતંત્રતાનો તેમ જ અંતરાત્માને અનુસરવાની સ્વતંત્રતાનો ઉપભોગ કરવા જનારાઓની સામે પ્રજાના ગુસ્સાનો વંટોળીઓ ચડાવી તેમને કચડી નાખવા માટે નોકરશાહીના જ માર્ગ અખત્યાર કરવાની સ્પષ્ટ રીતે જણાય છે. ભોળો માનવસમુદાય આજે એ વંટોળીઆમાં સપડાઇ હૈદોસ હૈદોસ ભલે કરે, પરંતુ આવતી કાલે જ્યારે એ શસ્ત્ર તેમના સાંમુદાયીક હીતની સામે ઉગામવામાં આવશે ત્યારે તેમને પોતાના આજના વર્તન માટે જરૂર પશ્ચાતાપ થયા વીના નહીં જ રહે.

મહાસભાને નામે, મહાત્માજીના નામે કે મહાસભાના પ્રમુખને નામે ભલે આજે સામુદાયીક ઉશ્કેરણી કરી આપખુદીથી ટેવાયલા નેતાઓ, વ્યક્તીપુજાના મોહથી તંદ્રામાં પડેલા સમુદાયને ગુલામી મનોદશા તરફ દોરી જવામાં ગૌરવ માનવાનો દાવો કરે, પરંતુ મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે એટલે જાહેર કાર્યમા પડેલાઓની ટીકા કરવાનો સહુને સરખો હક્ક છે અને ટીકા થવાનો સંભવ પણ એટલો જ છે. એ સત્ય અટલ છે અને અચળ રહેવાનું જ છે. મહાસભા તો એક સંસ્થા છે. તે જેના હાથમાં હોય તેમનાં ટીકા કરવા લાયક કામની ટીકા થાય તો તેથી કંઇ મહાસભાને ઉતારી પાડવામાં આવે છે એમ માની લેવાની જરૂર નથી. મહાસભાનું મહત્ત્વ તે જે પક્ષની સત્તામાં હોય તેના કામ ઉપરથી જ અંકાય છે. દાખલા તરીકે એ જ મહાસભામાં જ્યારે મવાળમતના રાજદ્વારીઓનું વર્ચસ્વ હતું, ત્યારે લોકમાન્યે તેને તોડી નાખવાનો

જે પ્રયત્ન કર્યો, તેને ઉદ્દામમતવાદીઓ પ્રશંસે છે, અને ત્યારથી જ મહાસભામાં નવા પ્રાણ પુરાયા છે. છતાં એ કામ માટે મવાળો કે ગોરી નોકરશાહી સીવાય લોકમાન્ય ટીળકને કોઇ ઉતારી પાડતું નથી.

બ્રીટીશ જનતા પાર્લામેન્ટને સંસ્થા તરીકે બહુમાન આપે છે, વરણીમાં એક પક્ષને મતદારો મોટી બહુમતીમાં ચુંટી મોકલે છે, છતાં તેની સામે એક વીરોધી પક્ષ હોય છે જ. તે પક્ષ સરકાર પક્ષનાં ટીકા કરવા જેવાં કાર્યોની કડક ટીકા કરે છે, અને વખત આવે તેને ઉથલાવી પાડે છે. આથી કંઇ તે પક્ષ પાર્લામેન્ટને ઉતારી પાડે છે કે તોડી નાખવા માગે છે એવો આક્ષેપ તેમની ઉપર કોઇ મુકતું નથી. અને ફરીથી ચુંટણી થાય ત્યારે પોતાનો મત કોને આપવો તેનો બરાબર વીચાર કરીને રાષ્ટ્રહીતને ધોરણે જનતા મત આપે છે.

પરંતુ અત્યારે મહાસભાના કેટલાક પક્ષકારો તો એવા છે, કે તેનાં ટીકા કરવા જેવાં કામની ટીકા કરનારાઓને ધાકધમકીથી દબાવી દેવા તુરત તત્પર બની જાય છે. ગાંધીજી દુશ્મનને પણ પ્રેમથી વશ કરવાનું કહે છે, દીલ્હી કરારનો ભંગ નોકરશાહી કરે છતાં તેની ઉપર રોષે નહીં ભરાતાં પ્રજાએ કરારોની શરતોનું પુરેપુરું પાલન કરવું એવો આગ્રહ રાખે છે, ત્યારે મહાસભાના કેટલાક અગ્રણીઓ પોતના સંબંધમાં એટલો ઉંચો મત બાંધી બેઠા હોય છે કે, પોતાની ભુલ થાય એવું તેઓ માની શકતા જ નથી, એટલે તેઓ પોતાની સાચી ટીકા પણ સાંખી શકતા નથી, અને નીમંળ નજરે ટીકા કરનારાઓને ધાકધમકી આપવા નીકળી પડે છે! કાકા કાલેલકર કહે છે: "જ્યાં સુધી ધાકથી કામ લેવાની આપણને ટેવ છે ત્યાં સુધી જેમ આપણામાં સમજાવવાની શકતી આવતી નથી, તે જ રીતે જ્યાં સુધી ધાકનું વાતાવરણ છે ત્યાં સુધી લોકો સમજી પણ શકતા નથી." [ નવજીવન: તા. ૨૮ : જુન : ૩૧ ] પરંતુ સરમુખત્યારીના શોખીનોને ગળે આ વાત ઉતરે તેમ નથી.

અંગ્રેજો અને અમેરીકનો કટ્ટર શાહીવાદી હોવા છતાં મતભેદ સહીષ્ણુતા કેટલે અંશે સાચવે છે, તે એટલા જ ઉપરથી જોઇ શકશે કે, તેમના દેશમાં સામ્યવાદીઓ અને વીપ્લવવાદીઓ પોતાનાં મંડળો સ્થાપીને ચલાવી શકે છે, વર્તમાનપત્રો અને માસીકો પ્રસીદ્ધ કરીને તેમ જ જાહેર સભાઓ દ્વારા હીલચાલ કરીને પોતાના મતનો ખુલ્લી રીતે પ્રચાર કરી શકે છે. પરંતુ આપણે ત્યાં મહાસભાવાદીઓ તો એવો કોરડો ચલાવવા માગે છે કે, તેમનાથી વીરુદ્ધ વીચાર ધરાવવો એટલે મહાસભાનો અને મહાત્માજીનો દ્રોહ કરવો એમ તેઓ મનાવે છે. અર્થાત્ તેઓ બીજાઓના મત સ્વાતંત્ર્યનો સ્વીકાર કરી શકતા જ નથી. આનું જ નામ આપખુદી: એવી આપખુદીમાંથી મત્ર સરમુખત્યારી જ જન્મી શકે. અને જેઓ ઇટાલીના માંધાતા મ્યુસોલીનીની આપખુદ સરમુખત્યારીની વાતો જાણે છે તેઓ એ જાતની સરમુખત્યારી હીંદમાં પ્રવેશે એવું તો પસંદ નહીં જ કરે. એટલે જો આપણે સાચેસાચી સ્વતંત્રતા મેળવવી હોય તો આવી આપખુદીને અને ગુલામી મનોદશાને જાહેર જીવનમાંથી ફના કરી દીધે જ છુટકો.

:લેખક: કતીલુકની અનુર્દી

# કામદાર

રામ્સે મેકડોનાલ્ડની સરકાર ચુંટણી પહેલાં આપેલાં વચનનું પાલન કરવામાં તદ્દન નીષ્ફળ નીવડી છે.





રામ્સે મેકડોનાલ્ડ  વેજવુડ બેન

બ્રીટનમાં મી. રામ્સે મેકડોનાલ્ડની કામદાર સરકાર જેટલી ભયંકર નીષ્ફળ નીવડી છે, તેટલી નીષ્ફળતા અત્યાર સુધીની કોઇપણ એક પક્ષની સરકારને ફાળે નોંધાઇ નથી. પોતાની વરણી પહેલાં જે કામગીરી બજાવવાનાં રામ્સે મેકડોનાલ્ડ અને તેના મીત્રોએ મતદારોને વચન આપ્યાં હતાં, તે વચનો મોટે ભાગે તોડવામાં જ તેનું પાલન કરવામાં આવ્યું છે!

કામદાર સરકારે સત્તા પર આવ્યા પછી કામદારપક્ષના ધ્યેયને જ લાતો લગાવવા માંડી છે. અને તેણે એવું કામ કરવા માંડયું છે કે જે કામ ભલભલા સામ્રાજ્યવાદી-મુડીવાદી [કોન્ઝરવેટીવ] પક્ષે પણ કરતાં કદાચ વીચાર કર્યો હોત. પરીણામે ચુંટણી પહેલાં કામદાર પક્ષમાં જે સંગીનતા હતી તે અત્યારે ખળભળાટ અને છીનભીન્ન થઇ ગઇ છે.

પોતાની એ નબળાઇ ઢાંકવા કામદારપક્ષ એક નીર્બલ બચાવ શોધે છે. તે એ કે: "શું કરીએ? અમે બહુમતીમાં નથી. એટલે આગળ ઘણી બાબત જતી કરવી પડે છે."*

પરંતુ તેમની એ દલીલ બેહુદી છે. જો કામદાર સરકારને પોતાની ચુંટણી કાર્યક્રમ પાર્લામેન્ટમાં હારી જવાનો ડર હતો હોય, તેથી તે પોતાના સીદ્ધાંતોને સંગ કરીને વેલ્સના મવાળમતીઓ અને ઉદ્દામ લેબર જ્યોર્જની વાંકણી પર જ નાચવા તૈયાર થયો હોય, તો બહેતર છે કે નીડરતાથી પોતાના સીદ્ધાંતને વળગી રહીને દેહ દઇ જવું, અને ભવીષ્યમાં પોતાને મોટી બહુમતીમાં ચુંટી મોકલવા મતદારોને અપીલ કરવી. જો કામદાર પક્ષ સંગીન સીદ્ધાંતોની ખડક પર ઉભો હશે, તો તેને સામ્રાજ્યવાદીઓ અને મવાળોનાં ગમે તેવાં ઉછળતાં મોજાં પણ કશી હરકત કરી શકે તેમ નથી.

પરંતુ રામ્સે મેકડોનાલ્ડ અને તેના મીત્રોનાં પાણી છેલ્લા બે વર્ષની તેમની નીષ્ફળ કારકીર્દીથી મપાઇ ગયાં છે. એ બે વર્ષની એમની નીષ્ફળ કારકીર્દીનું વર્ણન એક જ શબ્દમાં કરવું હોય તો એટલું જ કહી શકાય કે, જે પ્રતીપક્ષીઓની સામે નીરંતર ઝુઝવાનો કામદાર પક્ષનો સ્વીકૃત સીદ્ધાંત છે, તે સીદ્ધાંતને પેલા બે પક્ષને પગે કચડાવા દઇ પોતે ક્રૂર સામ્રાજ્યવાદીઓ પણ ઘણી વખત શરમાય તેવા ભાગ

* ગયા એપ્રીલની તા. ૧૫ મીએ પાર્લામેન્ટના સભ્યોનું બળ આટલું હતું: કામદારો, ૨૭૪; સામ્રાજ્યવાદીઓ ૨૫૯; મવાળો, ૫૮; સ્વતંત્ર, ૧૬.

# સરકારની નિષ્ફળ કારકીર્દી

ભજવવા તૈયાર થયા છે. અને 'પોતાના જ જીવનમાં સમાજવાદ'નાં ભવ્ય સ્વપ્નમંદીરને રામ્સે મેકડોનાલ્ડ અને તેના સામ્રાજ્યવાદી સાગરીતોએ મુળમાંથી જ ઉથલાવી પાડયું છે.

[ ૨ ]

જુન મહીનાની છઠ્ઠી તારીખે કામદાર સરકારને સત્તા પર આવ્યાંને બરાબર બે વર્ષ પુરાં થઇ ગયાં. પહેલ વહેલાં તેમના હાથમાં ૧૯૨૪ માં સત્તાનાં સુત્રો આવ્યાં હતાં, જે માત્ર દશ જ મહીના તેમની પાસે રહ્યાં અને ખટપટીઆ સામ્રાજ્યવાદીઓએ રશીઆના બનાવટી પત્રના બહાને બ્રીટીશ મતદારોને ચમકાવી મેકડોનાલ્ડને લાત મારી સત્તાના સીંહાસનેથી ગબડાવી મુકયો હતો. તે વખતે કામદારોના હાથમાં દશ મહીના જેટલી ટુંકી અવધીની રાજસત્તા રહી, તેમાં પણ સામ્રાજ્યવાદીઓની બાજી હતી. યુરોપીય રાજકારણના ગુંચવાયલા કોકડામાં એ અભીમાની જુનવાણીઓ જાતે નમીને યોગ્ય વાતાવરણ સરજી શકે તેમ નહોતા, એટલે દરવાજો તોડવા માટે ઉભા કરવામાં આવેલા ઉંટની માફક મેકડોનાલ્ડની મવાળ ટોળકીને સત્તાનાં




આર્થર હેન્ડરસન    ફીલીપ સ્નોડન

સીંહાસને બેસવાની તક મળી હતી. અને એ દશ મહીનાની અવધીમાં યે મેકડોનાલ્ડે અસ્થીર મનોદશા, ભયભીતપણું અને ઝઝુમતા સંકટ સામે ટકી શકવાની અશક્તી બતાવી, એકાએક સત્તાનાં સુત્રો છોડી દીધાં હતાં.

પરંતુ ૧૯૨૯ માં સત્તા હાથમાં આવી ત્યારથી મેકડોનાલ્ડે સીદ્ધાંતનું પાલન ન થાય તો કંઇ નહીં, સ્વીકૃત સીદ્ધાંતોનો અને જીવનભર ઉપદેશેલા સમાજવાદનો ભંગ કરીને પણ સત્તાનાં શીખરેથી ઉતરવું જ નહીં એવો નીશ્ચય કરી રાખ્યો છે; અને એ જ ધોરણે તે અને તેની સત્તાવાદી ટોળકી અત્યાર સુધી વર્તતી આવે છે!

અત્યારની પાર્લમેન્ટમાં કામદાર સરકારનું અસ્તીત્વ કેવળ વેલ્સના જાદુગરની સાથીદારી ઉપર અવલંબી રહ્યું છે. એટલે કામદાર પક્ષની દશા પાર્લામેન્ટ ચાલુ હોય ત્યારે ગમે તે દીવસે તેની હાર થાય અને સત્તાનાં સુત્રો હાથમાંથી મુકીને સામા પક્ષની પાટલીએ બેસવા જેવી જ છે.

વેલ્સનો જાદુગર અને તેના સાથી સર હર્બર્ટ સેમ્યુઅલ મેકડોનાલ્ડની ઉપર મમતાભરી મીત્રતા રાખે છે તેથી એના પક્ષમાં પોતાના મતનું બળ મોટે ભાગે દર વખતે ઉમેરતા રહે છે એવું કંઇ નથી, પણ

:લેખક: ઇતીહાસની આરસી

# કામદાર





રામ્સે મેકડોનાલ્ડ    વેજવુડ બેન

> રામ્સે મેકડોનાલ્ડની સરકાર ચુંટણી પહેલાં આપેલાં વચનનું પાલન કરવામાં ભયંકર નીષ્ફળ નીવડી છે.

બ્રીટનમાં મી. રામ્સે મેકડોનાલ્ડની કામદાર સરકાર જેટલી ભયંકર નીષ્ફળ નીવડી છે, તેટલી નીષ્ફળતા અત્યાર સુધીની કોઇપણ એક પક્ષની સરકારને ફાળે નોંધાઇ નથી. પોતાની વરણી પહેલાં જે કામગીરી બજાવવાનાં રામ્સે મેકડોનાલ્ડ અને તેના મીત્રોએ મતદારોને વચન આપ્યાં હતાં, તે વચનો મોટે ભાગે તોડવામાંજ તેનુ પાલન કરવામાં આવ્યું છે!

કામદાર સરકારે સત્તા પર આવ્યા પછી કામદારપક્ષના ધ્યેયનેજ લાતો લગાવવા માંડી છે. અને તેણે એવું કામ કરવા માંડયું છે કે જે કાર્ય ભલભલા સામ્રાજ્યવાદી-મુડીવાદી [કોન્ઝરવેટીવ] પક્ષે પણ કરતાં કદાચ વીચાર કર્યો હોત. પરીણામે ચુંટણી પહેલાં કામદાર પક્ષમાં જે સંગીનતા હતી તે અત્યારે સખળડખળ અને છીન્નવીછીન્ન થઇ ગઇ છે.

પોતાની એ નબળાઇ ઢાંકવા કામદારપક્ષ એક નીર્બલ બચાવ શોધે છે. તે એ કે: "શું કરીએ? અમે બહુમતીમાં નથી. એટલે અમારે ઘણી બાબત જતી કરવી પડે છે."*

પરંતુ તેમની એ દલીલો બીલકુલ લુલી છે. જો કામદાર સરકારને પોતાની લઘુમતીને કારણે પાર્લામેન્ટમાં હારી જવાનો ડર લાગતો હોય, તથી તે પોતાના સીદ્ધાંતોનો ભંગ કરીને લેસના મવાળમતીઆ જાદુગર લોઇડ જયોર્જની વાંસળી પરજ નાચવા તત્પર થયો હોય, તો બહેતર છે કે નીડરતાથી પોતાના સીદ્ધાંતને વળગી રહીને તેણે હારી જવું, અને ભવીષ્યમાં પોતાને મોટી બહુમતીમાં ચુંટી મોકલવા મતદારોને આગ્રહ કરવો. જો કામદાર પક્ષ સંગીન સીદ્ધાંતોના ખડક પર ઉભો હશે, તો તેને સામ્રાજ્યવાદીઓ અને મવાળોનાં ગમે તેવાં ઉછળતાં મોજાં પણ કશી હરકત કરી શકે તેમ નથી.

પરંતુ રામ્સે મેકડોનાલ્ડ અને તેના મીત્રોનાં પાણી છેલ્લા બે વર્ષની તેમની નીષ્ફળ કારકીર્દીથી મપાઇ ગયાં છે. એ બે વર્ષની એમની નીષ્ફળ કારકીર્દીનું વર્ણન એક જ શબ્દમાં કરવું હોય તો એટલું જ કહી શકાય કે, જે પ્રતીપક્ષીઓની સામે નીરંતર ઝુઝવાનો કામદાર પક્ષનો સ્વીકૃત સીદ્ધાંત છે, તે સીદ્ધાંતને પેલા બે પક્ષને પગે કચડાવા દઇ પોતે ક્રૂર સામ્રાજ્યવાદીઓ પણ ઘણી વખત શરમાય તેવો ભાગ

---

* ગયા એપ્રીલની તા. ૧૫ મીએ પાર્લામેન્ટના સભ્યોનું બળ આટલું હતું: કામદારો, ૨૭૪; સામ્રાજ્યવાદીઓ ૨૫૯; મવાળો, ૫૮: સ્વતંત્ર, ૧૬.

# સરકાર

## ની

# નિષ્ફળ કારકીર્દી

ભજવવા તૈયાર થયા છે. અને 'પોતાના જ જીવનમાં સમાજવાદ'નાં ભવ્ય સ્વપ્નમંદીરને રામ્સે મેકડોનાલ્ડ અને તેના સામ્રાજ્યવાદી સાગરીતોએ મુળમાંથી જ ઉથલાવી પાડ્યું છે.

[ ૧ ]

જુન મહીનાની છઠ્ઠી તારીખે કામદાર સરકારને સત્તા પર આવ્યાંને બરાબર બે વર્ષ પુરાં થઇ ગયાં. પહેલ વહેલાં તેમના હાથમાં ૧૯૨૪ માં સત્તાનાં સુત્રો આવ્યાં હતાં, જે માત્ર દશ જ મહીના તેમની પાસે રહ્યાં અને ખટપટીઆ સામ્રાજ્યવાદીઓએ રશીઆના બનાવટી પત્રના બહાને બ્રીટીશ મતદારોને ચમકાવી મેકડોનાલ્ડને લાત મારી સત્તાના સીંહાસનેથી ગબડાવી મુક્યો હતો. તે વખતે કામદારોના હાથમાં દશ મહીના જેટલી ટુંકી અવધીની રાજસત્તા રહી, તેમાં પણ સામ્રાજ્યવાદીઓની બાજી હતી. યુરોપીય રાજકરણના ગુંચવાયલા કોકડામાં એ અભીમાની જુનવાણીઓ જાતે નમીને યોગ્ય વાતાવરણ સરજી શકે તેમ નહોતા, એટલે દરવાજો તોડવા માટે ઉભા કરવામાં આવેલા ઉંટની માફક મેકડોનાલ્ડની મવાળ ટોળકીને સત્તાનાં




આર્થર હેન્ડરસન ફીલીપ સ્નોડન

સીંહાસને બેસવાની તક મળી હતી. અને એ દશ મહીનાની અવધીમાં યે મેકડોનાલ્ડે અસ્થીર મનોદશા, ભયભીતપણું અને ઝઝુમતા સંકટ સામે ટકી શકવાની અશક્તી બતાવી, એકાએક સત્તાનાં સુત્રો છોડી દીધાં હતાં.

પરંતુ ૧૯૨૯ માં સત્તા હાથમાં આવી ત્યારથી મેકડોનાલ્ડે સીદ્ધાંતનું પાલન ન થાય તો કંઇ નહીં, સ્વીકૃત સીદ્ધાંતોનો અને જીવનભર ઉપદેશેલા સમાજવાદનો ભંગ કરીને પણ સત્તાનાં શીખરેથી ઉતરવું જ નહીં એવો નીશ્ચય કરી રાખ્યો છે; અને એ જ ધોરણે તે અને તેની સત્તાવાદી ટોળકી અત્યાર સુધી વર્તતી આવે છે!

અત્યારની પાર્લામેન્ટમાં કામદાર સરકારનું અસ્તીત્વ કેવળ વેલ્સના જાદુગરની સાથીદારી ઉપર અવલંબી રહ્યું છે. એટલે કામદાર પક્ષની દશા પાર્લામેન્ટ ચાલુ હોય ત્યારે ગમે તે દીવસે તેની હાર થાય અને સત્તાનાં સુત્રો હાથમાંથી મુકીને સામા પક્ષની પાટલીએ બેસવા જેવી જ છે.

વેલ્સનો જાદુગર અને તેનો સાથી સર હર્બર્ટ સેમ્યુઅલ મેકડોનાલ્ડની ઉપર મમતાભરી મીત્રતા રાખે છે તેથી એના પક્ષમાં પોતાના મતનું બળ મોટે ભાગે દર વખતે ઉમેરતા રહે છે એવું કંઇ નથી. પણ



લોર્ડ સેન્કી

પોતાની મુઠીભર સેના સાથે લોઇડ જ્યોર્જ ચાલાક સારથી અને કુશળ નેતા તરીકે, પાર્લામેન્ટમાં પોતાના નહીં જેવા સંખ્યાવાળા પક્ષને મહત્વના અને અગત્યના પક્ષને આસને બેસાડીને ટકાવી રાખવાની બેવડી બાજી ખેલી શકાય તેથી જ તેમ કરે છે.

નવી ચુંટણી થાય તો પણ એકાએક કંઇ ચમત્કાર ન થાય ત્યાં સુધી બ્રીટનના મવાળ પક્ષને હવે બહુમતીમાં ત્યાંના મતદારો ચુંટી મોકલે એ તો આકાશપુષ્પ જેવી વાર્તા છે. એટલે જો કામદારપક્ષ હારે તો મવાળપક્ષનો કટ્ટર વીરોધી સામ્રાજ્યવાદી પક્ષ સત્તા પર આવે અને લોઇડ જ્યોર્જ તથા તેનો પક્ષ અફકદડુકીઆ પક્ષ કુછ ગીનતીમાં ન રહે. કેમકે હવે પછી કામદારપક્ષ મોટી સંખ્યામાં ચુંટાઇ આવે એના ઓછા સંભવો છે. એટલે કામદારપક્ષને જીવાડવા કરતાં સામ્રાજ્યવાદી શત્રુઓને સત્તાના સીંહાસન નજીક આવવા નહીં દેવાની બાજી વેલ્સનો જાદુગર એક તરફથી ખેલી રહ્યો છે, બીજી તરફ કામદાર પક્ષને માથે હારની લટકતી તલવાર રાખીને તેની પાસે મવાળ મતને અનુકુળ કામ કરાવવાની અને તેમ કરીને પોતાના બીજા પ્રતીપક્ષી કામદાર વર્ગની બાજી ધુળમાં મેળવવાની બાજીનાં સોગઠાં તે ખેલી રહ્યો છે! એ બન્ને પક્ષને ન્યાય આપવા માટે અહીં એટલું ધ્યાનમાં રાખવું જરૂરી છે કે. મવાળ પક્ષ કેટલીક બાબતોમાં કામદાર પક્ષની જમણી પાખવાળાઓની વીચારશ્રેણી સાથે મળતો થાય છે, એટલે બાલ્દ્વીનને મેકડોનાલ્ડ અને લોઇડ જ્યોર્જ મળતા થાય તેની વાસ્તવીકતા મવાળો બતાવી શકે તેમ છે. તો પણ મવાળ મતવાળાઓની ડાબી પાંખવાળા (લોઇડ જ્યોર્જ અને સર હર્બર્ટ સેમ્યુઅલનો પક્ષ) જ્યારે કામદારોને આટલો પણ સાથ આપે છે, ત્યારે એ જ પક્ષની જમણી પાંખવાળા (જેની નેતાગીરી સર જોન સાયમનના હાથમાં છે) હંમેશાં કામદાર સરકારની સામે જ મોટે ભાગ મત આપવામાં મહત્તા માને છે. આમ મવાળોમાં પણ અત્યારે બે પક્ષ પડી ગયા છે, છતાં સમયનાં આવતાં ઘોડાપુરને પારખી લેનારા મવાળપક્ષના અક્કલમંદ આદમીઓની બહુમતીનું ભરણું તેમને ડાબે પક્ષે ભરાયલું છે એ ભુલવું જોઇતું નથી. એટલે કામદાર પક્ષને મવાળોના એક જ પક્ષના મત




સાગરજળ પરની સત્તાની લાલચ!

ઉપર આધાર રાખવાનો હોવા છતાં, તેટલા ખાતર તેઓ જીવનભર સેવેલા પોતાના પ્રાય શીદ્ધાંતોનું સ્વહસ્તે જ ખુન કરે છે! અને તેમ કરવા છતાં મેકડોનાલ્ડ અને તેના સાથીઓ કામદારોના કાર્યક્રમને વળગી નહીં રહેવાના બહાના તરીકે પોતાની લઘુમતીની નબળાઇ આગળ ધરે છે; પરંતુ વાસ્તવીક કારણુ તો એ છે કે તેમના એ કાર્યક્રમને મેકડોનાલ્ડના મવાળ સાથીઓ ટેકો આપવા તૈયાર નથી. આમ અત્યારે દેખીતી રીતે બ્રીટીશ સામ્રાજ્યનાં સુત્રો કામદાર પક્ષના હાથમાં હોવા છતાં, મેકડોનાલ્ડની મારફત સામ્રાજ્ય ઉપર તમામ સત્તા મવાળો જ પોતાના મંતવ્ય પ્રમાણે ચલાવી રહ્યા છે!

[૩]

સવળા માનો મેકડોનાલ્ડને એકલા પડવા નથી દેન તેનાં બીજાં કારણો એ છે



હેન્ડરસણ ઇજીપ્તને ફસાવવા મથે છે!



કે, તેથી કામદારપક્ષ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં પોતાના સમાજવાદી ધોરણે કામ લઇ શકે નહીં. એટલે જ અત્યાર સુધીના આંતરરાષ્ટ્રીય રાજકારણમાં કામદારો એ સામ્રાજ્યવાદીઓને પણ બાજુએ બેસાડે જે. એચ. થોમસ તેવાં કામ કર્યાં છે.

તેથી લોઇડ જ્યોર્જની જ ટોળકી નહીં પણ સાયમન પક્ષના મવાળો સુદ્ધાં કામદાર પક્ષના પરરાષ્ટ્રીય મંત્રી આર્થર હેન્ડરસનને, તેની પહેલાંના સામ્રાજ્યવાદી મંત્રી ઓસ્ટેન ચેમ્બરલેન કરતાં પણ વધુ કુશળ અને સામ્રાજ્યના હીતમાં સંગીન ફાળો પુરાવનાર તરીકે માન આપે છે.

કામદાર સરકારના હાથમાં સત્તાનાં સુત્રો આવ્યા પછી પરરાષ્ટ્રીય રાજકારણમાં તેણે ભજવેલા ભાગને કસોટીએ ચડાવી જોવાથી, એ કહેવાતી કામદાર સરકારના પ્રતીનીધીઓ કેવી ચાલબાજી ચલાવી જાણે છે તેની ખાત્રી થશે. પહેલવહેલી હેગ પરીષદમાં ઓવેન ડી. યંગની અણમાનીતી યોજના ઘડાઇ તેમાં તેમણે પુરેપુરો સાથ આપ્યો, પછી રામ્સે મેકડોનાલ્ડ અમેરીકાની મુલાકાતે જઇ આવ્યા ત્યાં પ્રેસીડેન્ટ હુવર સાથે મસલત કર્યા બાદ લંડનમાં નૌકા પરીષદ મળી, તેમાં દેખીતી રીતે નૌકા કાફલો ઘટાડવાની ચર્ચાના ઓઠાં નીચે બ્રીટીશ સામ્રાજ્યને માથે

ઝઝુમતા ભયનાં વાદળ દુર રાખવાની—અને નહીં કે ખરેખરી રીતે કાફલાઓ ઘટાડવાની—યોજનાઓ વીચારાઇ, તે પછી ૧૯૩૦ ની સામ્રાજ્ય પરીષદ અને હીંદ માટેની ગોળમેજી મળ્યાં. [આ બન્ને ઘટનાઓ સામ્રાજ્યની અંદરની હોવા છતાં, બ્રીટનના આંતરીક પ્રશ્નોથી નીરાળી જ છે.] ઉપરાંત જીનીવામાં સંખ્યાબંધ અગત્યના પ્રશ્નો ઉભા થયા, તેમજ ફ્રાન્સ અને ઇટાલીની નૌકાને લગતી હરીફાઇથી તેમજ રશીયા, જર્મની અને ઓસ્ટ્રીઆને લગતી અનેક ખટપટી મુશ્કેલીઓ ખડી થઇ.


સર જ્હોન સાઇમન

પહેલાં બ્રીટનના સામ્રાજ્ય વાદીઓને ભારે ભય હતો કે જો કામદારોના હાથમાં સત્તા આવી તો બ્રીટનનો પરરાષ્ટ્રીય સંબંધ તેઓ પોતાના આંતરરાષ્ટ્રીય દ્રષ્ટીબીન્દુ પ્રમાણે યોજવા મથશે, પરંતુ તેની છેલ્લાં બે વર્ષની કારકીર્દી જોયા પછી એ વર્ગની પુરેપુરી ખાત્રી થઇ ચુકી છે કે, કામદાર પક્ષનો ખજાનચી, પરરાષ્ટ્રીય મંત્રી કે મુખ્ય મંત્રી એ કામમાં એમને પણ પાછા હઠાવે તેવા સામ્રાજ્યવાદના સબળ સંરક્ષકનો સ્વાંગ ભજવી શકે છે; એટલે એમને હૈયે હાસ્ય વળી છે. એથી સામ્રાજ્યવાદી સભ્યોએ પાર્લામેન્ટમાં તેમ જ સામ્રાજ્યવાદી વર્તમાનપત્રોએ પોતાના અગ્રલેખોમાં જગતભરમાંના બ્રીટીશ સામ્રાજ્યવાદનાં હીતો સાચવવા માટે પોતાના એ પ્રબળ પ્રતીપક્ષીઓને ખુલ્લા ધન્યવાદ દઇ ચુક્યા છે! રામ્સે મેકડોનાલ્ડ [મુખ્ય મંત્રી], આર્થર હેન્ડરસન [પરરાષ્ટ્રીય મંત્રી], અને ફીલીપ સ્નોડન [ખજાનચી] ત્રણે આ કાર્યમાં અતીશય પાવરધા છે. યુદ્ધના બદલાને લગતા વીચાર માટે હેગમાં મળેલી પરીષદમાં ફીલીપ સ્નોડને બ્રીટનનો દાવો એવી અસરકારક રીતે રજુ કર્યો હતો કે, ભલભલા સામ્રાજ્યવાદી મુત્સદ્દીઓ પણ વીચારમાં પડી ગયા હતા. રામ્સે મેકડોનાલ્ડે ગોળમેજી પરીષદમાં ભજવેલો ભાગ અને સ્વતંત્રતાની લડતમાં હીંદી સ્ત્રી પુરૂષોને લાઠી મારથી કચડી નાખવામાં હીંદી વઝીર વેજવુડ બેન સાથે સહકાર કરીને લોર્ડ અરવીનને તેણે આપેલું પીઠબળ, એ બધી એવી ઘટનાએ છે કે જેને માટે ખુદ કામદારપક્ષના મંત્રીઓ માટે તેમના જ પક્ષનાં ઉદાર વીચારના લેખકોએ કડક ટીકાઓ કરી હતી. જો કામદાર પક્ષના માણસો ઉપર હીંદીઓને વીશ્વાસ હતો, તે જ વીશ્વાસનો આવો કારમો ભંગ થતો જોઇને બ્રીટનના સામ્રાજ્યવાદી મુત્સદ્દીઓને હૈયે ઠંડક વળી હતી, કેમકે જ્યારે હીંદના એક સમયના મીત્ર મનાતા રામ્સે મેકડોનાલ્ડે "બસ્સ આટલે જ, તમે ત્યાંથી એક પણ ડગલું આગળ વધી નહીં શકો" એવું ગોળમેજીમાં સંભળાવી દીધું ત્યારે સામ્રાજ્યવાદી સ્ટેન્લી બાલ્ડવીન અને નેવીલ ચેમ્બરલેન પણ તેને અભીનંદન આપવા તૈયાર થઇ ગયા હતા.

પરરાષ્ટ્રીય બાબતોમાં કામદાર પક્ષનો મંત્રી હેન્ડરસન તેની આગલી સરકારના મંત્રી ચેમ્બરલેન કરતાં જો કોઇ પણ રીતે જુદો પડતો હોય તો માત્ર તેના સમાધાનીભર્યા મીઠા સ્વભાવથી જ, તે સીવાય સામ્રાજ્યવાદના હીતસંરક્ષક તરીકે તે ચેમ્બરલેનથી

જરા યે ઉતરતો પુરવાર થયો નથી; અને બ્યાયાં જેત્રાને પણ તેણે છકક્ડ ખવરાવી જર્મની તરફ સમભાવ બતાવી, યુરોપમાં યુદ્ધની પરીસ્થીતી ૧૯૧૪ પહેલાં હતી તેવી રાખવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

રશીઆ સાથે મુત્સદ્દીગીરીનો સંબંધ સાંધવાનાં તેમના પ્રયાસ છતાં અને બ્રીટનનો એલચી મોસ્કો ગયો છે તેમ મોસ્કોનો એલચી લંડનમાં આવ્યો છે છતાં, તેથી એ બન્ને દેશો વચ્ચેનો સંબંધ હેન્ડરસનના તંત્ર નીચે જરા પણ સુધર્યો નથી!

[ ૪ ]

એજ કામદારપક્ષના મી. આર્થર હેન્ડરસને ઇજીપ્તના પ્રશ્નને સમાધાનીપુર્વક સફળ ઉતારવાને બદલે, નીષ્ફળતા વહોરી લીધી તે પણ કેવળ તેના સામ્રાજ્યવાદી દ્રષ્ટીબીંદુને લઇને જ. જ્યાં સર ઓસ્ટેન ચેમ્બરલેન નીષ્ફળ નીવડયો ત્યાં હેન્ડરસન પણ એને જ પગલે ચાલવાથી સફળ ન થઇ શકયો. સુદાન ઉપરનો સામ્રાજ્યવાદી મુડીવાદીઓનો પંજો જરા પણ ઢીલો ન પડે તે જોવા એણે કટ્ટર સામ્રાજ્યવાદીપણું બતાવ્યું, તેથી જ તડજોડ કરવા લંડન આવેલા નહાસ પાશા અને તેના મીત્રોને પાછા ઇજીપ્ત જવું પડયું. તે પછી સીદકી પાશાની સત્તા નીચે ઇજીપ્તની દશા તો વીશેષ ખરાબ થતી જ ગઇ છે.

બીજો અગત્યનો પ્રશ્ન પેલેસ્ટાઇનમાં યાહુદીઓના તેમ જ આરબોના ઝઘડાને લગતો હતો. તેમાં હેન્ડરસને લીધેલી આરબોની વીરૂદ્ધની વલણથી ખુદ કામદારપક્ષના અનેક સભ્યોએ તેમ જ અનેક પત્રોએ તેની કડકમાં કડક ટીકા કરી છે. પેલેસ્ટાઇનના આરબોની દુર્દશાની ઘટનાઓ હૈયાં પીગળાવે તેવી છે [જેને લગતા આંકડા હકીકતોથી ભરપુર મનનીય લેખો 'નવયુગ'ના પાછલા અંકોમાં પ્રસીદ્ધ થઇ ગયા છે જ તંત્રી]. આવી જ રીતે આફ્રીકાના મુળવતનીઓને પણ કામદાર સરકારનો પરરાષ્ટ્રીય પ્રધાન ન્યાય આપી શકયો નથી.

યુરોપના આંતરીક રાજકારણમાં અત્યારે જીનીવા મહત્ત્વનો ભાગ ભજવે છે; ત્યાં હેન્ડરસને બ્રીટીશ પ્રતીષ્ઠાને [એટલે સામ્રાજ્યવાદનાં હીત નું સંરક્ષણ કરવામાં રહેલી પ્રતીષ્ઠા] તેના આગલા મંત્રી કરતાં પણ વધારે ખંત અને કાળજીપુર્વક સાચવી રાખી છે. માત્ર હેન્ડરસન ચેમ્બરલેનના માર્ગથી ફ્રાન્સને દર વખતે મળતા નહીં થવામાં જ જુદા પડે છે, છતાં તેની એ નીતીને સામ્રાજ્યવાદીઓએ સંપુર્ણ ટેકો આપ્યો છે.



સર ઓસ્ટીન ચેમ્બરલેઇન

૧૯૩૦ ની શાહીપરીષદમાં તેની આગલી પરીષદમાં થયલા ઠરાવને કડક બનાવવાની કામદાર સરકારની શાહીવાદી નીતી પણ ઢાંકી રહી નથી, અને હીંદ સામ્રાજ્યવાદના સંકંજામાંથી છટકી ન શકે તે માટે તેમાં રહેલી તદબીરો એથી સુદ્ધાંમાંનો સ્પષ્ટ સ્વરૂપમાં જોઇ શકયા છે જ.

[૫]

હવે કામદાર સરકારે બ્રીટનના આંતર્રીક પ્રશ્નોનો ઉકેલ કેવી રીતે કર્યો તે જોઈએ: એ ધટના તપાસતાં કામદારપક્ષે ચુંટણી પહેલાં મતદારોને આપેલાં વચનોનો ખુલ્લે-ખુલ્લો કરેલો ભંગ સુર્યના પ્રકાશ જેવો સ્પષ્ટ તરી આવે છે. પોતાના સીદ્ધાંતને સુસ્તપણે વળગી રહેવાની હીંમત મેકડોનાલ્ડ અને મંડળીમાં નહીં હોવાથી, ખુદ કામદારોનું અહીત થાય તેવાં કામ તેમણે સત્તા પર આવ્યા પછી, મવાળોના મત મેળવવા માટે કર્યાં છે. આથી ખુદ કામદારપક્ષમાં ભયંકર ફાટ પડી ગઇ છે અને તેની ડાબી પાંખ વખત આવે કામદાર સરકારને ઉથલાવી પાડવા માટે પોતાના મતનો ઉપયોગ કરશે જ એમ લાગે છે.

બેકારીનો પ્રશ્ન અત્યારે બ્રીટનના આંતરીક પ્રશ્નોમાં મહત્ત્વનો પ્રશ્ન છે. અને એ પ્રશ્નને જરા પણ વીલંબ કર્યા વીના હાથમાં લેવાનું જાહેર વચન મેકડોનાલ્ડે પોતાના પક્ષની વતીથી આપ્યું હતું. છતાં કામદારો સત્તા પર આવ્યા ત્યારે ૧,૧,૦૦,૦૦૦ બેકારો હતા તે હાલ વધીને લગભગ ૨૭ થી ૩૦ લાખ જેટલા થઇ ગયા છે, અને બેકારોને મદદની રકમો આપવા પાછળ કામદાર સરકાર દર વર્ષે કરોડો રૂપીઆ (લગભગ રૂ. ૭૫,૦૦,૦૦,૦૦૦) ખર્ચે છે. હીંદુસ્થાન સાથે સમાધાન નહીં કરીને, તેમજ ૧૮ પેનીના હુંડીયામણની લુંટને અટકાવી હીંદના સામાન્ય માણસોની ખરીદ કરવાની શક્તીને ખીલવવામાં મદદગાર થવાને બદલે આડખીલીરૂપ બનીને, કામદારતંત્રે બ્રીટીશ બેકારીને વીશેષ કારમું સ્વરૂપ આપ્યું છે. ચીન અને રશીઆના સંબંધમાં પણ તેનું વલણ એટલું જ આપખુદ છે, તેથી જ બ્રીટીશ કામદારો ભુખમરો ભોગવે છે. તેથી જ સર ઓસવાલ્ડ મોસ્લે અને તેના મુઠીભર સાથીઓને મેકડોનાલ્ડની સરકાર સામે બળવો કરીને એના પક્ષમાંથી નીકળી જવાની ફરજ પડી છે. જે. એચ થોમસ બેકારી અટકાવવામાં નીષ્ફળ નીવડયો તેથી તેની પાસેથી એ ખાતું પડાવી લેવામાં આવ્યું. વ્યાપાર ખાતાની સંસ્થાન પ્રમુખ ગ્રેહામના પ્રયત્નો છતાં વ્યાપારની સ્થીતી સુધારવાનાં કામદારોના ચુંટણી પહેલાંનાં તમામ અભીવચનો અત્યારે નીષ્ફલ જઇ રહ્યાં છે. અને ઓસવાલ્ડ મોસ્લેએ કામદાર પ્રધાનમંડળે બેકારી દુર કરવા કશું જ કર્યું નથી એવો જે આક્ષેપ મંત્રી મંડળમાંથી, રાજીનામું આપતાં કરેલો તેનો જવાબ હજી કામદાર સરકાર વાળી શકી નથી.



બાલ્ડવીન

કોલસાની ખાણોના મજુરોની સ્થીતી સુધારવાની પણ તેમની પ્રતીજ્ઞા નીષ્ફળ જ નીવડી છે, ટ્રેડડીસ્પ્યુટ બીલ જે ૧૯૨૬માં સામ્રાજ્યવાદીઓના હાથમાં સત્તા હતી ત્યારે બ્રીટનના કામદારોની સંઘશક્તીને તેમ જ મુડીવાદીઓ સામે લડવાની શક્તીને નીમુંળ કરવાના ઇરાદે પસાર કરાવી જવામાં આવ્યું હતું, તે બીલમાં સુધારા કરાવવાનાં કામદાર મંત્રી મંડળનાં તમામ વચનો વ્યર્થ જ ગયાં છે, અને રખેને તેમ કરવા જતાં સામ્રાજ્યવાદીઓ તેમજ મવાળોની એકતા આગળ હારી જવાય એ

'ત્યથી, રામ્સે મેકડોનાલ્ડે પોતાનો પ્રયાસ જ પડતો મુકી; વેલ્સના જાદુગરની તાબે-દારીના તહનામા ઉપર સહી રીક્કા મુક્યા જેવું જ કર્યું છે! પ્રાથમીક કેળવણીના ફરજીયાતપણાની વય ૧૪ થી વધારીને ૧૫ ની પણ તેમનાથી કરી શકાઇ નહીં અને પરીણામે કેળવણી ખાતાના મંત્રી સર ચાર્લ્સ ટ્રેવેલીઅનને રાજીનામું આપવું પડયું, તે જ રીતે ખેતીવાડીને મદદ કરે તેવું પણ એકકે કાર્ય કામદાર સરકારથી થઇ શક્યું નથી.

* * *

આમ સામટે સરવાળે જોતાં કામદાર સરકારની પહેલાં બે વર્ષની કારકીર્દી છેક જ નીષ્ફળ નીવડી છે. તે જ્યાં સુધી શાહીવાદી નીતીને સદ્ધર બનાવનારી રીતોને અનુસરે છે ત્યાં સુધી તેને સત્તાના સીંહાસનેથી કોઇને હઠાવવાનું કારણ નથી. કેમકે સામ્રાજ્યવાદીઓની નીતી બેકારીને ઘટાડવા કરતાં ગરીબોના રોટલાને કરના ભારણથી વધુ મોંઘી બનાવનારી હોઇ, તેમને હાલ તુરત પુરતો ટેકો મળે તેમ નથી.

છતાં હીંદની ગોળમેજીની બીજી બેઠકમાં મહાસભાના પ્રતીનીધીને મોકલવાનો કરાંચી મુકામે ઠરાવ થયો ત્યારથી સામ્રાજ્યવાદી મુડીવાદીઓએ "હીંદ ગુમાવ્યું—હીંદને ફરી જીતો!" ની બુમો પાડવા માંડી છે. અને એવા છગરોએ જેમ ગઇ વખતે ઝીનોવીફનો તરકટી પત્ર બનાવીને કામદારોને પરાજય આપી દુનીઆને પોતાની કાતીલ મુત્સદીગીરીની ખાત્રી આપી હતી તેમ, અણીને અવસરે કોઇક નવી જ ધુમરાણ મચાવી, બ્રીટનની પ્રજાની લાગણીના ઉભરાને કામદારોની વીરૂદ્ધ વાળી શકાય તેવી પરીસ્થીતી તેઓ નજીકના ભવીષ્યમાં ઉભી કરે તો તેમાં નવાઇ જેવું નથી. જો કે મવાળો સામ્રાજ્યવાદીઓ સત્તામાં ન આવે તે જોવા આતુર હોવાથી, થોડાક વધુ મહીનાઓમાં કંઇ ખાસ ચમત્કાર બને નહીં, અને રામ્સે મેકડોનાલ્ડ વેલ્સના જાદુગરની સામે માથું ઉંચકે નહીં તો મવાળોના મત તેને મળ્યા કરશે, અને તેથી કોઇ મુદ્દાના પ્રશ્ન પર તેની હાર નહીં થાય.

પણ હીંદના જ પ્રશ્ન માટે કદાચ કામદારોને સત્તાના સીંહાસનેથી ગબડવું પડે, કેમકે ગોળમેજીના બધા ચેનચાળા વીચીત્ર લાગે છે, અને જ્યારે નવા સુધારાનો અમલ કરવાની તૈયારી કરવાનો સમય નજીક આવે ત્યારે સામ્રાજ્યવાદી—મુડીવાદીઓ મેકડોનાલ્ડના આ મંત્રી મંડળમાં વીશ્વાસ મુકે તેવો ઓછો સંભવ હાલ તુરત તો લાગે છે.

# એક સરવૈયું

: તૈયાર કરનાર :

## હિસાબી

કેટલાક એમ જ માની બેઠા છે કે મહાત્મા ગાંધીજીનું કહેવું આ દેશના તમામ માણસો માની જ રહ્યા છે, અને તેથી એ માન્યતાને લીધે તેમની ભક્તીએ એવું સ્વરૂપ લીધું છે કે, મહાત્માજીના મંતવ્યથી એક અક્ષર પણ કોઇએ વીરૂદ્ધ બોલવું ન જોઇએ.

ગાંધીજીએ સંપુર્ણ સ્વતંત્રતાનો ઠરાવ સ્વીકાર્યો ત્યાર પછી અને તે પહેલાં અસહકારને માર્ગે જ હીંદનું કલ્યાણ છે એમ કહી, ધારાસભાઓ અને અદાલતોનો બહીષ્કાર પોકાર્યો. પરંતુ મહાત્માજીના ડાબા જમણા હાથ સમા દેશનેતાઓએ તેમની આજ્ઞાનો ભંગ કરીને ધારાસભાનો માર્ગ લીધો, ત્યારે તેમણે એમને આશીર્વાદ આપ્યા!

અને વળી હમણાં ગાંધી અરવીન તહનામાના પાલનની સલાહ આપતાં સરકારી તંત્ર તેમ જ તેની કચેરીઓનો સહકાર કરવાનો ઉપદેશ આપતાં ગાંધીજીએ કહ્યું છે કે: "આપણે માટે અદાલતો પણ ખુલ્લી છે. હું જાણું છું કે એમાંથી બહુ બહુ તો નજીવું આશ્વાસન જ મળી શકે. પણ તે ગમે તેવા હોય તો પણ આપણે તેને [અદાલતોને] જતી ન કરીએ, જેમ રાહત મેળવવા માટે કારોબારી સરકારનાં તે તે ખાતાંને પણ જતાં ન કરીએ." [નવજીવન: તા ૨૮ : ૬ : ૩૧, પૃષ્ઠ ૧૬૧.]

આ બધી તો નાની વાતો છે, પણ બાપુજીએ તો સ્વતંત્રતાની લડતને યે થોડાંક વરસો છોડી દઇ, સામાજીક સુધારાનાં કામ પાછળ મચી પડવાની સુદ્ધાં ભલામણ કરી છે. અને તે કામ 'પુર્ણ સ્વરાજ'ને નામે નહીં ચાલે. તે કામ ગાંધીજી કહે છે તેમ: "કરોડોની સેવા કરવાનું. તેઓની આર્થીક, નૈતીક, સામાજીક સ્થીતી સુધારવા"નું છે.

છતાં આ બધા વીચારપલટા બાપુજી કરે એટલે તેમની સામે થઇ જ ન શકાય, એવું ઘણાઓ કહે છે. પરંતુ એ ઘણા કહેનારાઓમાંથી મહાત્માજીનું કહેવું કબુલ કેટલા કરે છે અને તેમના કહેવાનો અસ્વીકાર કેટલા કરે છે તેનું સરવૈયું કાઢી લેવા જેવું છે.

### ના કબુલ કરનાર

મહાત્માજીના કથનનો અને તેમના ઉપદેશનો અસ્વીકાર કરનારા નીચેનાઓ છે:

[૧] બ્રીટનના ત્રણે મુખ્ય પક્ષોના મુત્સદ્દીઓ: કેમકે તેથી સામ્રાજ્યવાદને અને તેમના મુડીવાદને થોડુંક નુકશાન જાય છે.

[૨] એન્ગ્લો ઇન્ડીઅન પત્રકારો: કેમકે તેઓ તો માત્ર પોતાના દેશનું હીત જોનારાં શાહીવાદી–મુડીવાદીઓનાં ગ્રામોફોન છે.

[૩] હીંદમાંના સામ્યવાદીઓ: કેમકે તેમની વીચારસરણી એમનાથી જુદી છે, એટલે ગાંધીજીના માર્ગે હીંદનું કદીએ ભલું નહીં થાય એમ તેઓ માને છે.

[૪] અર્થશાસ્ત્રીઓ અને વીજ્ઞાનશાસ્ત્રીઓ: કેમકે તેમને રેંટીઆ અને ખાદીની શક્તીના માપની બરાબર ખાત્રી છે.

[૫] મવાળ મુત્સદ્દીઓ: કેમકે તેઓ માને છે કે મહાત્માઓ અને મૌલાનાઓ રાજકારણમાં પડે તો મુત્સદ્દીગીરીને બદલે ધામીર્ક વાતાવરણ જમાવે છે, અને તેથી રાષ્ટ્રને ગેરલાભ થાય છે.

આ પાંચ પ્રકારના માણસો ગાંધીજીમાં શ્રદ્ધા રાખતા નથી. અને એ વાત કોઇ પણ જાતના દંભ વીના તેઓ કબુલ કરે છે.

### કબુલ કરી તેનો ભંગ કરનાર

પરંતુ મહાત્માજીનો માર્ગ સારો છે, તેથી હીંદને સ્વરાજ મળી જવાનું છે, એમ કહેનારા અને કબુલ કરનારા કેટલા છે તે તપાસો:

---

(વધુ માટે જુઓ પાનું ૫૦૬.)

# પ્રતિષ્ઠા

—: નવલિકા :—

—: લેખક :—
—રઘુનંદન દેસાઇ—

યશવંત સ્વભાવથી જ સ્ત્રીઓ તરફ અતીશય સન્માનની લાગણીવાળો હતો.

સ્ત્રીઓ તરફ માનની ભાવના રાખવી એ જ્યારથી પશ્ચીમ તરફથી આવેલી એક 'ફેશન' થઇ પડી છે, ત્યારથી પ્રત્યેક નૌજવાન અને સુરક્ષીત પુરૂષો એવી ભાવના કેળવવાનો પ્રયત્નપુર્વક દેખાવ તો કરે જ છે. જો કે અંદરખાનેથી હીંદુસ્થાનીઓના થઇ પડેલા સ્વભાવ પ્રમાણે તેઓ ઘરમાં પોતાની પત્ની ઉપર ગમે ત્યારે ગુસ્સો કરવા ટેવાયલા હોય છે. કેટલાક સફાઇથી કામ લેનારા ખાનગીમાં તેમ કરે છે, ત્યારે બીચારા કેટલાક ભલાભોળા આદમીઓ જાહેરમાં ગુસ્સો કરવાથી, પેલા સફાઇબંધ વર્તનવાળાઓની નજરે ગમાર ગણાય છે.

પરંતુ યશવંત તેવાઓમાંનો એક નહોતો. તે તો નીખાલસ દીલથી જ સ્ત્રી સમાજ તરફ માનની દ્રષ્ટી રાખતો.

યશવંતના એ સ્વભાવની પ્રશંસા કરનારા તેના મીત્રો સમક્ષ નીમંળા કાકી ઘણી વખત ગૌરવથી કહેતાં:

"મારો યશવંત નાનો કીકો હતો ત્યારે શેરીની છોકરીઓ સાથે રમતી વખતે પણ તેમને માન આપતો. કોણ જાણે શું છે, પણ એ તો જન્મતાં જ એવો સ્વભાવ લઇને આવ્યો છે."

યશવંતના મીત્રો નીમંળા કાકીના દેખતાં તેમની એ વાતમાં સો એ સો ટકા સત્ય માનવાનો દેખાવ કરતા, અને એકલા પડતાં ટીકાઓ કરતા કે: "શું આ નીમંળા કાકી દુનીઆભરમાં તેમના સીવાય બીજા કોઇમાં અક્કલ જ નથી એમ માને છે?"

નીમંળાની એ વાતમાં કલ્પનાના અનેક ટકા હતા તે વાત સ્વીકારતા છતાં, કહેવું પડે છે કે, યશવંત સમજણો થયો ત્યારથી તે છોકરીઓ તરફ અને સ્ત્રીજાતી તરફ સન્માનની લાક્ષણીક નજરથી જોતો, તેમજ તે રીતે વર્તતો.

યશવંત બુધ્ધીમાન હતો. ચાલાક પણ હતો. તે હંમેશાં ઉઘાડી આંખ અને ખુલ્લા કાન રાખીને ફરતો. જે કંઇ જુવે કે થોડું ઘણું વાંચે તેની ઉપર વીચાર કરવાની એને ટેવ પડી હતી.

તે સમજતો થયો ત્યારથી પોતાની આસપાસ સ્ત્રી જાતીનું માત્ર તે સ્ત્રી છે તેને કારણે તેમનું અપમાન થાય છે એવું તેણે જોયું, અને સ્વભાવીક રીતે જ તેને સ્ત્રીઓ તરફ મમતા ઉત્પન્ન થવા લાગી.

યશવંતના અનેક તોફાની મીત્રો તેના એ સ્વભાવ માટે ઘણી વખત તેની મસ્કરી કરતા:

"લુચ્ચા, અમે તને બરાબર ઓળખીએ છીએ, એ રૂપાળી–કોમળ જાતી તરફ સમભાવ રાખવાને બહાને તું તારા મનની એક પ્રકારની અપુરી આકાંક્ષાને તૃપ્ત કરવા માગે છે."

"છતાં સફાઇથી તું માત્ર એને સ્ત્રી સન્માનનું ઉજળું નામ મળે તેવો પ્રયાસ કરે છે."

"બાકી તો આ જગતમાં કોઇ એવો સાધુ થયો નથી ને થવાનો પણ નથી કે, જેની વૃત્તી સ્ત્રીજાતીને જોતાં સહેજ પણ બદલાય નહીં."

"છેક બ્રહ્માના વારાથી માંડીને આપણા યુગના વીદ્વાનો, રાજદ્વારીઓ, સંતોઓ, અને મહાત્માઓ સુધીનાનાં જીવન જુઓને, તેમાં તમને બીજું શું દેખાય છે? શું યશભાઇ એટલા જ એ બધામાં અપવાદરૂપ છે?"

બધા આવાં આવાં ટીખળ કરી કરીને યશવંતને પજવવાનો પ્રયાસ કરતા, છતાં યશવંત તેથી ચીડાતો નહીં, તેમ એના સ્વભાવમાં તેથી ફરક પણ પડતો નહીં.

## [૨]

કોઇ પણ પ્રકારના વાચન, મનન કે સહવાસ પલટાના પરીણામે મનુષ્યની વીચારસરણીમાં પલટો થાય છે. અને વીચારસરણી મક્કમ થતાં તે ઉપરથી મનુષ્યનો સ્વભાવ બંધાઇ જાય છે.

યશવંતના સંબંધમાં એમજ બન્યું હતું.

તે હાઇસ્કુલમાં હતો ત્યારે પણ અનેક ચર્ચામંડળીઓમાં તેનું એ લક્ષણ તરી આવતું. કોઇક સભામાં, ક્રીકેટની મેચમાં અથવા તો રેલ્વે ટ્રેઇનમાં તેની હાઝરી હોય અને કોઇ પણ સ્ત્રી ત્યાં આવે તો યશવંત તેમને માટે પોતાની બેઠક હમેશાં ખાલી કરી આપતો. રસ્તે ચાલતાં, પોળમાં, ઘરમાં કે મીત્રવર્ગ અને પડોશીના ત્યાંના અવર જવર વખતે તેને એકાદ બાલીકા, યુવતી કે પ્રૌઢા સામી મળે તો તે એમને માટે વીનયપુર્વક રસ્તો કરી આપતો.

યશવંતે એક હસ્તલીખીત માસીક કાઢ્યું હતું. તેમાં હમેશાં તે સ્ત્રીજાતીની ઉન્નતીના સંબંધમાં, તેમને સમાજમાં થતા અન્યાય અટકાવવા માટે જ લેખો લખતો.

તે ઉપરથી તેમ જ ચર્ચામંડળોમાં તે જે ભાષણો કે વીવાદ કરતો તેથી એના દીલના ભાવ ટપકાઇ જ આવતા.

તે મોટે ભાગે આવી દલીલો કરતો:

"સ્ત્રી અને પુરૂષ એ બન્ને મનુષ્ય છે. બન્નેના સહકાર વીના જગતનું અસ્તીત્વ તેમ જ તેનો વીકાસ શક્ય બનતા નથી, તો પછી શા માટે આપણા સમાજમાં સ્ત્રીજાતીને આટલું હીણપતભર્યું પદ આપવામાં આવે છે?

"જેઓ પુત્રીના પીતા થતાં માથાં કુટે છે અને પુત્રના પીતા થતાં સાકર-પેંડા વહેંચે છે, એવા છેક જ મુર્ખ મનુષ્યોની આપણે દયા ભલે ખાઇએ, અથવા ભલે એમનો તીરસ્કાર કરી તેમને લેખામાં પણ ન લઇએ, છતાં આપણે એ વાત ભુલી જવી જોઇતી નથી કે એવા મનુષ્યોથીજ આપણો સમાજ ઉભરાઇ જાય છે. એવા મનુષ્યોના મનમાં સ્ત્રી જાતી માટે આવું અવળું ભુત ક્યાંથી ભરાઇ બેઠું તેનો તો આપણે વીચાર કરવો જ પડશે, તેમ નહીં કરીએ તો આપણાથી તેવા અનેક મનુષ્યોમાં માનસપલટો કેમ કરાવી શકાશે? અને તેવો પલટો આપણે કરાવી શકીએ નહીં ત્યાં સુધી આપણે સ્ત્રી સમાજનાં દુઃખ દુર શી રીતે કરાવી શકીશું?

"સ્ત્રી જાતી તરફના મારા સમભાવને લીધે મારા અનેક યુવકમીત્રો મારી મશ્કરી કરે છે, મને હસે છે અને ક્વચીત માઠું લાગે તેવા આક્ષેપ સુદ્ધાં કરતાં કોઇ કોઇ પાછા પડતા નથી. એ તેમનો વાંક નથી, વાંક માત્ર પુરૂષ તરીકે તેમને મળેલા શીક્ષણનો છે. તેથી જ સ્ત્રી જાતીના સ્વાભાવીક શત્રુ તરીકે, જ્યારે તેઓ મને સ્ત્રીઓના હીતના જ વીચારોમાં નીરંતર મશગુલ જુવે છે,

ત્યારે હું તે વીચાર કરતો અટકી જાઉં, તેવા હેતુથી જ તેઓ મારી મશ્કરી કરે છે, મારી ઉપર આળ મુકે છે.

"કેટલાક મને આવા વીચારો કરવાનું મુળ કારણ ક્યાંથી મળ્યું? તેવા પ્રશ્ન પુછે છે. પરંતુ મારો સ્વભાવ જાણીજોઇને ખાનગીમાં આ વીષયની ચર્ચા કરવાનો નથી. કેમકે આટલા દીવસના એ વીષયના ચીંતન પછી મારી ખાત્રી થઇ ચુકી છે કે, પુરૂષો સ્વભાવથી જ સ્ત્રી જાતીના કટ્ટા શત્રુ છે. તેઓ જે વાતાવરણમાં ઉછરે છે તે વાતાવરણમાં ન જોઇ શકાય તેવાં સ્ત્રી જાતીના વીરોધનાં રજકણો ઉડી રહેલાં હોય છે. તેની મજબુત અસર એમના મન પર થાય છે. આથી જ બાલ્યકાળથી તે છેક વૃદ્ધાવસ્થા સુધી સ્ત્રી અને પુરૂષની વચ્ચે આપણા સમાજમાં ભયંકર ભેદ રખાતો મેં જોયો, અને મારા દીલમાં સ્ત્રી જાતી તરફ સમભાવ પેદા થયો. મારી માફક બીજા પુરૂષો પણ જો એ રીતે સહાનુભુતીપુર્વક વીચાર કરે તો જરૂર તેમના માનસમાં પણ પલટો થાય.

"પરંતુ આ દોષ એકલા હીંદુઓનો કે હીંદીઓનો જ નથી. જગતની તમામ જાતીના પુરૂષો સ્ત્રીઓને પોતાના કરતાં ઉતરતું પ્રાણી માનીને જ વર્તે છે. તેનું કારણ મને એમ લાગે છે કે પ્રાચીન સમયથી સ્ત્રીઓ પુરૂષને માટે બોજા જેવી મનાઇ છે. આદીયુગમાં પણ સ્ત્રી જાતી તરફનું પુરૂષોનું જાતીય આકર્ષણ હતું તેથી જેણે સ્ત્રી જાતી ઉપર પોતાનો હક્ક સ્થાપ્યો હોય, તેને હમેશાં બીજા બળવાનના હાથમાં તે ન જાય તે માટે કાળજી રાખવી પડતી અને વારંવાર તેને માટે યુદ્ધમાં ઉતરવું પડતું, વળી આરંભમાં સ્ત્રી જાતીની સંખ્યા ઓછી હોવાના કારણે ટોળાલગ્ન થતાં, એટલે કે ચાર પાંચ ભાઇ વચ્ચે એક સ્ત્રી પરણતા, તેથી વારંવાર તેમની વચ્ચે તકરારો થતી. આથી પુરૂષોએ અજ્ઞાનતાથી પોતાની મુર્ખાઇનો વીચાર ન કરતાં, સ્ત્રીઓને ધન અને જમીન જેવી તુચ્છ વસ્તુઓ સાથે સરખાવી, ઝઘડાના કારણ તરીકે મનાવી છે.

"છતાં હવે જમાનો બદલાયો છે, એટલું યે પુરૂષો સમજવા તૈયાર થતા નથી, કેમકે તેમને સ્ત્રી જાતીને જંગમ મીલ્કત માની, તેની ઉપરનો પોતાનો માલીકી હક્ક ગુમાવવો પસંદ નથી."

યશભાઇની આ દલીલોની સામે કોઇ ટકી શકતું નહીં, છતાં ગોળ પૃથ્વી ઉપર વસનારાં ગોળમટોળ માણસો પોતાની ટીકાખોરી છોડી શકતાં નથી. તેનો અનુભવ યશને થયા વીના ન રહેતો.

## [ ૩ ]

**યશવંત** કોલેજમાં ગયો. ત્યાં તેના જ્ઞાનમાં જેમ વૃદ્ધી થતી ગઇ, તેમ તેમ તે પોતાના પ્રીય વીષયના સંબંધમાં વીશેષ અભ્યાસ કરી માનવજાતીના વીકાસક્રમમાં સ્ત્રીઓએ આપેલો ફાળો અને પુરૂષ જાતીના માનસમાં સ્ત્રીજાતી તરફની હલકી ભાવના વજ્રલેપ બનવાનાં કારણો શોધવા લાગ્યો.

કોલેજ જીવનમાં યશવંતને એક બીજો લાભ થયો. કન્યાઓને જ્યારે તેઓ નીર્દોષ બાલ્યાવસ્થામાં હોય ત્યારે છોકરાઓ સાથે સહશીક્ષણ લેવા દેવામાં આવતું નથી. ઘરમાં, પ્રાથમીક કન્યાશાળામાં, માધ્યમીક શાળામાં તેમના મન ઉપર એવીજ છાપ પાડવામાં આવે છે કે, તેઓ તો છોકરાઓ કરતાં જુદુંજ પ્રાણી છે. છોકરાઓ સાથે રમવું, ભણવું, બેસવું, કુદાકુદ કરવી કે વાતો કરવા બેસવું તેમાં પાપ છે. પણ સોળ, સત્તર કે અઢાર વર્ષની ઉમ્મરે

તેમને ઉચ્ચ શીક્ષણની સંસ્થાઓમાં યુવાનોની સાથે સહશીક્ષણ લેવાની છુટ મળે છે!

આથી જે લાભ થાય છે તે લાભ યશવંતને મળ્યો. સ્ત્રીજાતી તરફની તેની સ્વાભાવીક માનભરી વલણને લીધે તેના વર્ગની જ નહીં, પણ કોલેજના બીજા બધા વર્ગની યુવતી વીદ્યાર્થીનીઓ તેની તરફ નીખાલસ મમતા રાખવા લાગી.

યશવંત વીદ્યાર્થીનીઓનો માનીતો યશ, યશુભાઇ કે યશુ થઇ પડયો. આથી યશવંતને ઉછરતા સ્ત્રીજીવનનો અભ્યાસ કરવાનો, તેમના મનોભાવ જાણવાની સારી તક મળી.

પરંતુ તેથી તેને ચીડવનારાઓના ટોળામાં વધારો થયો.

કોલેજ જીવન જ તોફાની અને ટીખળી હોય છે. ત્યાંનું સ્વતંત્ર વાતાવરણ ખાસ રીતે હીંદી યુવકોની દબાઇ ગયેલાં મસ્તીખોર વૃત્તીના વીકાસની તક આપે છે. પશ્ચીમના સ્વતંત્ર સાહીત્ય સાથે કોલેજ જીવનમાં યુવક–યુવતીઓને સંબંધ સંધાય છે, તેથી તેમ જ યુવાનીને ઉંબરે તેઓ તે વખતે જ પગ મુકતાં હોઇ નૈસર્ગીક રીતે જ તેઓ ભવીષ્યની રૂપરેખા દોરવા પ્રેરાય છે. એ રૂપરેખાઓ આદર્શવાદીઓની હોય છે, તેથી અનેક ઘરડા અને પોતાને અનુભવી તરીકે મનાવવાનો દાવો કરનારા જીર્ણ મનોદશાવાળાઓની ટીકાખોરીનાં તેઓ ભોગ પણ થઇ પડે છે. પરંતુ કોલેજના વાતાવરણમાં ખાસ યુવાનોના જ પરસ્પરના સહવાસમાં મળતા આશ્વાસનથી તેમને રૂઢી રક્ષકોની ટીકાની જરા જેટલી પણ ચીંતા રહેતી નથી.

આવા તોફાની વાતાવરણમાં યશને કોલેજીઅનો તરફથી "સ્ત્રી ઘેલા" નું ઉપનામ મળ્યું.

કેટલીક વખત તો જુવાન પ્રોફેસરો સુદ્ધાં યશવંતના એ નામનો રમુજમાં ઉલ્લેખ કરતા, અને તેમ થવાથી, યશવંતને એ નવું નામ આપનારા મસ્તીખોરોને વીશેષ ઉત્તેજન મળતું. તેમ તેમ વીદ્યાર્થીનીઓના મમતા તેની તરફ વીશેષ આકર્ષાતી.

## [ ૪ ]

**યશવંત**ના પીતા ગોપાળજી દેસાઇ અનાવીલ જ્ઞાતીના કુલીન કુટુંબમાં જન્મેલા, ગ્રેજ્યુએટ, જુવાનીમાં કારકુનીમાંથી ચઢી મામલતદાર થઇ નીવૃત્ત થયેલા. જુના જમાનાની મામલતમાં ગરીબ માણસોને ચુસીને ઠીક ઠીક દ્રવ્ય કમાયા હતા.

ગોપાળજીના પીતા મન્વંતરાયે પુત્રને સારો વાંકડો લઇને પરણાવેલા, તેમજ તે પછી આગ્રહપુર્વક વહેવાઇ પાસેથી સુપડાં, સીમંત વીગેરે વીધીઓમાં ઠીક ઠીક નાણું પડાવેલાં, અને દુબળાઓને દંડીને કેટલાંય વીઘાં જમીનના માલીક તો પોતે બની જ ચુકેલા, તેથી નીવૃત્ત ગોપાળજીને પૈસાની ચીંતા નહોતી. એ બધાને કારણે ન્યાતમાં એ નામચીન મનાતા. જુના મામલતદાર તેથી અનાવીલ ન્યાતનો શણગાર ગણાયેલા અને તે ઉપરાંત કુલીન કુટુંબના સંતાન. એટલે એમના મગજમાંથી દેસાઇપણાની ગરમી જરાએ ઓછી થઇ નહોતી.

યશવંત તેમનો એકનો એક પુત્ર. તેથી માતાપીતા બન્નેનો માનીતો હતો. ધનવાન અને કુળવાન પીતાનો કોલેજમાં અભ્યાસ કરતો પુત્ર, તેને અનાવીલ ન્યાતમાં ઉગતો કોણ ન ઝડપે?

તે પ્રીવીઅસમાં ગયો ત્યારથી જ કેટલીયે કન્યાના પીતાઓએ ગોપાળજી દેસાઇની

ખુશામદ કરવી શરૂ કરી હતી, પરંતુ દીકરો બી. એ. થાય તો વાંકડો વધારે મળે તે લાલચથી ગોપાળજી સહુને મધમાં હાથ મુકાવીને વાત લંબાવતા હતા.

ત્યારે તેમને ખબર નહોતી કે એમનો યશ, કૉલેજમાં પોતાની સહાધ્યાયીની કુમારી પુષ્પા પંડીત સાથે પરીચયમાં આવતો હતો.

પુષ્પા બેરીસ્ટર પંડીતની પુત્રી, કૉલેજની વીદ્યાર્થીનીઓની મંડળીની પ્રમુખ અને મુંબાઈની કેટલીએ સ્ત્રી ઉદ્ધારક સંસ્થાઓની સભ્ય, મંત્રી, કાર્યવાહક સમીતીની સભાસદ વગેરે વગેરે હતી. તેને લીધે જ બીજી વીદ્યાર્થીનીઓ કરતાં તે યશવંતના સમાગમમાં વીશેષ આવતી હતી.

સ્ત્રીઓની સભાઓમાં ભાષણ કરાવવું હોય, કોઈ સ્ત્રી માસીક માટે લેખ જોઈતો હોય, કોઈક સ્થળે યુવતીઓની સભાનું પ્રમુખપદ લેવાનું હોય, તો પુષ્પા પુરૂષ જાતીના પ્રતીનીધી તરીકે યશવંતને જ આમંત્રણ આપતી.

કૉલેજજીવનનાં વર્ષો વધ્યાં, તેમ તેમ પુષ્પા અને યશવંતનો પરીચય વધતો ગયો. તેઓ સમજી ન શકે તે રીતે એ પરીચય સ્નેહનું સ્વરૂપ પકડતો જતો હતો. પુષ્પા અને યશવંત ગાઢમીત્ર બનતાં જતાં હતાં.

બન્ને બી. એ. ની પરીક્ષામાં પણ સાથે જ બેઠાં હતાં. યશવંત સીનીઅર બી. એ. ની પરીક્ષામાં બેસવાનો હતો ત્યારથી ગોપાળજી દેસાઈને આંગણે ભાવી વહેવાઈઓની દોડાદોડ થઈ રહી હતી.

ગોપાળજી જુના જમાનાના મામલતદાર, મામલત હાથમાં હતી ત્યારે તાલુકાનાં તમામ ગામના માણસો ઉપર એમની હાક વાગતી, જો કે એમનાથી વયમાં બેવડા નાના એવા ગોરા એસીસ્ટંટ કલેક્ટરથી માંડીને કલેક્ટર અને કમીશ્નરના દેશી ચીટનીસો આગળ ગોપાળજી બીલાડી પાસેના ઉંદર બની જતા, પરંતુ પેલા સાદા સીધા ગ્રામ્યજનોને તેની ખબર પડતી નહીં, એટલે ગોપાળજી પોતાની પ્રતીષ્ઠા અને રૂઆબ સાચવી શકતા.

એ જુનો દમામ, એ ટેવરૂપ બની ગયેલી આપખુદી એમણે યશની ઉપર વાપરવા धारी હતી. ગ્રેજ્યુએટ થયેલા પુત્રને પુછયા વીના, તેને માટે વહુ લઈ આવવાના પુર્વકાળથી પીતાઓને પ્રાપ્ત થયેલા પ્રચંડ અધીકારને તેઓ પોતાના વૃદ્ધ હાથમાંથી સહેજ પણ આઘગો થવા દેવા માગતા નહોતા. પરંતુ વીશેષ વાંકડો કોણ આપે તેનો જ પ્રશ્ન હતો. એટલે જ એ કોકડું ગુંચાયું હતું.

તે ગુંચ આખરે નીકળી ગઈ.

એક રૂઢીના ભયંકર ગુલામે દશ હજારના દામે ગોપાળજીના પુત્રને પોતાની પુત્રીના પતી તરીકે ખરીદવાના ખતપત્ર ઉપર સહીસીક્કા કરવાની તૈયારી બતાવી, અને ગોપાળજીએ તે ખતપત્ર ઉપર મન્વંતરાય દેસાઈના ખાનદાન પુત્ર તરીકે મહોરછાપ મારી આપી!

ત્યાં સુધી ગોપાળજીને યશના સ્વતંત્ર માનસની કે પુષ્પા સાથેના પરીચયના પાછળથી પ્રેમમાં થયેલા પલટાની હકીકતની જરા યે જાણ નહોતી.

તેમણે યશવંત મુંબાઈ હતો ત્યારે જ એને પોતે કરેલી શોધની ખબર આપતાં લખ્યું:

"ચી. યશવંત

વી. હવે પરીક્ષાના દહાડા નજીક આવી પહોંચ્યા છે, એટલે અમે તને એક વાત જણાવી નહોતી; તે નક્કી થવાથી જણાવું છું કે, તારા વીવાહ...ના નીઝાભાઈ ભીમભાઈની પુત્રી ફીફી સાથે નક્કી કર્યા છે.

કન્યા ભણેલી ગણેલી ને હોશીઆર છે તેમ જાણીને, તેમજ મને તેમજ તારી બાને તે કુટુંબ તેમ જ કન્યા પસંદ પડવાથી તારા વીવાહનું નક્કી કરી નાખ્યું છે.

લગ્ન તારી પરીક્ષા પછી કરી નાખવાનું છે, તે સહેજ. તબીઅત સાચવજે અને પરીક્ષાનું પતી ગયે બીજે કયાંયે ન રોકાતાં ઉતાવળો આ તરફ આવજે.

લી૦
શુભેચ્છક
**ગોપાળજીના**
આશીષ.

[ ૫ ]

**પીતાનો** પત્ર જોતાં જ યશવંત આદર્શ-સૃષ્ટીમાંથી વ્યવહારની નક્કર ભુમી ઉપર આવીને પછડાયો.

"શું મને પુછયા વીના, જેને હું ઓળખતો નથી, જેને મેં કદી જોઇ નથી, અરે જેનું હું નામઠામ સુદ્ધાં જાણતો નથી, તેવી છોકરી સાથે મારા લગ્નનો નીર્ણય? ઓહ્! આ શું?–આથી વીશેષ અપમાન બીજું શું હોઇ શકે?"

યશવંતનું સ્વમાન પહેલી જ વખત ઘવાયું. એનું માથું ફરવા લાગ્યું. માતા પીતાની સામે થવાનો અત્યાર સુધી એને એક પણ પ્રસંગ આવ્યો નહોતો. પહેલી જ વખતનો આ પ્રસંગ, ગંભીર અને ભયાનક. એના દીલ પર તેથી સજ્જડ આઘાત થયો.

યશવંત ગુસ્સામાં અપમાનીત થઇ ઘાયલ લાગણીવાળો પીતાના પત્રને હાથમાં ચોળતો, દાબતો ખુરશીમાં પડયો.

એની મીંચયલી આંખ આગળ પુષ્પા પંડીત આવીને ખડી થઇ.

હમેશની ખુશમીજાજી, તોફાની, મસ્તીખોર પુષ્પા એ નહોતી. એનું મોઢું ફીકકું થઇ ગયું હતું, જમીન તરફ દ્રષ્ટી ઢાળી તે ઉભી હતી, એકાએક તેમાથી ટપટપ કરતાં બે અશ્રુ જમીન ઉપર ટપકી પડયાં. અને જોત જોતામાંતો એ બે નાજુક જણાતી આંખો ઉઘડી, તેમાં જુસ્સાનાં ઝનુન ઝબુકતાં હતાં, નારીપુજક યશવંત તેને દગો દેવા નીકળ્યો હોય એમ જાણીને તે એની સામે ગુસ્સે થતી હોય તેવા ભાવ એના મુખમંડળ ઉપર રમતા હતા. પરંતુ તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળતો નહોતો.

અને પુષ્પાનું એ કારમું મૌન યશવંતના કાળજાને કોરી રહ્યું હતું.

યશવંતથી એ મૌનભાર ઝાઝીવાર સહન ન થઇ શકયો. તે એકદમ ઉભો થયો.

પણ ત્યાં તો કોઇ નહોતું. યશવંત એકલો જ પોતાની 'રૂમ'માં હતો.

હવે યશવંતને લાગ્યું કે પીતાના પત્રને સ્પર્શ કરવો તે પણ પુષ્પનું અપમાન કરવા જેવું છે.

એણે બીજી જ ક્ષણે મન સાથે નવો જ નીશ્ચય કરી નાખ્યો. તેથી તેના દીલને આરામ થયો.

તેણે પીતાના પત્રનો કશો જ ઉત્તર લખ્યો નહીં.

પરીક્ષાના દીવસોમાં તે પોતાની રૂમ છોડી કુમારી પુષ્પા પંડીતને ઘેર રહેવા ગયો. પુષ્પાનો પીતા યશવંતને પુષ્પના મીત્ર તરીકે ઘણા વખતથી પીછાનતો હતો. પુષ્પાની માતા પણ યશવંતને સારી રીતે ઓળખતી અને સન્માનતી.

પુષ્પાનો બેરીસ્ટર પીતા પુત્રીની સ્વતંત્રતામાં શ્રદ્ધા રાખતો અને સત્કારતો.

એટલે પરીક્ષા પછી તેણે જ્યારે યશવંત સાથે લગ્ન કરવાની મરજી બતાવી ત્યારે તેનાં માતાપીતા ખુશ થયાં.

કશીએ ધામધુમ વીના યશવંત અને પુષ્પા 'સીવીલ મેરેજ'થી જોડાયાં.

## [૬]

પીતાનો પત્ર આવ્યો તે દીવસે મનમાં કરેલો નીરધાર યશવંતે આ રીતે પાર પાડયો.

એ વાત વર્તમાનપત્રોમાં નવદંપતીની છબીઓ સાથે તેમના લગ્નના પ્રસીદ્ધ થયેલા સમાચારથી જ્યારે ગોપાળજી દેસાઇએ જાણી, ત્યારે કુલીન કુટુંબના એ દેસાઇના ગુસ્સાનો પાર ન રહ્યો.

એમના ગુસ્સાનું પહેલું કારણ તો પોતાની કોથળીમાં આવી પડયા જેવા રૂપીઆ દશ હજાર હાથમાંથી ગયા તે હતું.

બીજું કારણ ગોપાળજીનું કહેવું એમના દીકરાએ કબુલ કર્યું નહીં, એવી ટીકા ન્યાતમાં થવાથી એમની પ્રતીષ્ઠાના મુળમાં સુરંગ મુકાઇ તે હતું.

અને ત્રીજું કારણ દીકરાએ તેમની સામે બંડ કર્યું અને તેમને દગો દીધો [એમની માન્યતા પ્રમાણે] તે હતું.

ગોપાળજી દેસાઇથી રહેવાયું નહીં. પોતે જેને પાળી પોષી ઉછેરી મોટો કર્યો, જેને ભણાવવા માટે પૈસા આપ્યા, તે પોતાનો દીકરો આવું પગલું ભરે? તેમના જેવાથી એ કેમ સાંખ્યું જાય? માજી મામલતદાર ગોપાળજીભાઇએ તેથી ગુસ્સો ઠાલવતો પત્ર યશવંતને લખી નાખ્યો, તેમાં જણાવ્યું કે એકદમ તારે ઘેર આવવું.

પરંતુ એ પત્ર યશવંતના બંધ મકાનથી રખડીને પાછો આવ્યો. ઉપર ટપાલીએ મરાઠીમાં લખ્યું હતું: 'માલીકચા પત્તા મીળત નાહી'

આથી માજી મામલતદારનો ગુસ્સો વધ્યો, પણ નીમંળાને પુત્રને માટે ચીંતા થઇ ખરી, છતાં ગોપાળજીના ગુસ્સા આગળ બીચારી નીર્બલ નીમંળાનું કંઇ ચાલતું નહીં.

ગોપાળજી કરતાં વીશેષ મશ્કરી એના વહેવાઇની થઇ, પરંતુ તેનો વીચાર તો ત્યારે કોઇને આવતો નહોતો.

યશવંત-પુષ્પા લગ્ન પછી થોડાક દીવસ હીંદુસ્થાનનાં રમ્ય સ્થળોની મુસાફરીએ જઇ આવ્યાં.

એમના લગ્ન ઉપર અનેક મીત્રોએ આશીષનાં પુષ્પો વર્ષાવ્યાં, અનેક પત્રોએ તેમની છબીએ છાપી, સ્ત્રીજીવનમાં રસ લેતાં અનેક માસીકોમાં નોંધો લખાઇ, કોલેજજીવનમાં થતી મૈત્રી છેવટે લગ્નના રૂપમાં પરીણમે, અને એ રીતે હીંદુ લગ્ન પ્રથામાં પલટો થાય, તેમાં સહશીક્ષણની પ્રથા મહત્ત્વનો ભાગ ભજવે તે તરફ ઘણાઓએ પસંદગી બતાવી, કેટલાક દરેક કાર્યમાં ધર્મનાશને ભય જોઇ ભડકી ઉઠનારાઓએ તેની સામે વીરોધની પીપુડી પણ ફુંકી, છતાં સમયબળનો પ્રવાહ એટલો પલટાયો હતો કે, આ આંતરજ્ઞાતીય અને વીધીરહીત લગ્ન તરફ મોટા ભાગની પસંદગી જ ઉતરી.

પરંતુ યશવંત-પુષ્પાને એમના લગ્ન માટે બીજા શું ટીકા કરે છે કે પ્રશંસાના કેવા શબ્દો ઉચ્ચારે છે તેની દરકાર જ નહોતી.

મીસ્ટર પંડીતના ખાસ આગ્રહથી લગ્ન પછી થોડાક દીવસ માટે યશવંત દેસાઇએ તેમના મકાનમાં રહેવાનું ઠરાવ્યું હતું.

એ વાત ગોપાળજીએ જાણી, એટલે નીમંળાને લઇને તે બંડખોર પુત્રને મળવા મુંબાઇ આવ્યા.

યશવંત અને પુષ્પાએ બન્નેનો સત્કાર કર્યો, બન્નેને નમસ્કાર કર્યા, પણ ગોપાળજીએ તેમને આશીર્વાદ આપવાની ના પાડી.

"તેં મને પુછયા વીના આ લગ્ન કર્યાં જ કેમ?" થોડો વખત રહીને, તેમના

સ્વભાવ પ્રમાણે તે ગુસ્સે થતાં બોલ્યા. "ન્યાતમાં મારૂં નાક કપાઇ ગયું, મારી આબરૂ ધુળધાણી થઇ ગઇ, અને..."

"પીતાજી" યશ વચ્ચે જ બોલ્યો. "એ બધું થયું હશે તેની સાથે મારે કશી જ લેવાદેવા નથી, હું મારૂં હીતાહીત સમજી શકું છું, લગ્ન એ એવી ઘટના છે કે જેમાં લગ્ન કરનારની પસંદગી પહેલાં જોઇએ, તમે તેમ કર્યું નહીં, મને કંઇ પુછયું સુદ્ધાં નહીં એટલે એ બધું બન્યું. તેમાં વાંક મારો નહીં પણ તમારો છે. તમે મને પુછયા વીના જો મારા લગ્ન સંબંધનું નક્કી કરી શકો, તો હું તમને પુછયા વીના લગ્ન કરૂં, તેમાં ગુસ્સે થવા જેવું કે નાક કપાવા જેવું શું છે?"

"એ બધું તારૂં ડહાપણ રહેવા દે, મેં તને ગ્રેજયુએટ થવાની સગવડ અને તક આપ્યાં માટે અત્યારે ચપચપ બોલે છે કે?"

"વડીલશ્રી, આપ એમનું આ રીતે..."

"બંધ કર તારી જબાન" પુષ્પા ગોપાળજીને કંઇ કહે તે પહેલાં તેમણે એનું અપમાન થાય તેવી બુમ મારી, હું જ મારા દીકરાને ભોળ..."

"આપ પુષ્પાના સંબંધમાં એક પણ આક્ષેપકારક શબ્દ ઉચ્ચારી શકશો નહીં."

યશવંતે પીતાને પડકાર આપ્યો.

પોતાનો દીકરો આવો ભયંકર ગુન્હો કર્યા પછી પણ માફી માગવાને બદલે આમ સામે થાય, એ ગોપાળજી જેવા માજી મામલતદારથી કેમ સહન થઇ શકે?

"યશુ, આ તું બોલે છે? પણ તેં આ ગોપાળજી દેસાઇને હજી ઓળખ્યો નથી. તારો બાપ આખરે જાત પર જશે તો શું થશે તે ખબર છે?"

"હું એવી ચીંતામાં પડતો નથી."

"ખાશો શું! હમણાં ખબર નથી પડતી પણ બાપની મીલ્કતમાંથી એક પાઇ, પણ નહીં મળે ત્યારે ખબર પડશે."

'બસ, એટલું જ?' યશવંતે શાંતી સાચવીને કહ્યું: "કાયદેસર એમ કરવું તમારે માટે ભારે પડી જાય તેમ છે, પણ મારે કાયદાની કે તમારી કોઇની મદદ ઉપર જીવવું નથી. મારા હાથ, પગ ને માથું સલામત છે ત્યાં સુધી કશો વાંધો નથી."

"એમ, એમ, તો આજથી તારો અને મારો સંબંધ તુટયો એમ સમજજે."

કહેતા ગોપાળજી દેસાઇ ગુસ્સામાંને ગુસ્સામાં નીમંળાને 'ચાલ હવે' કહેતા ચાલવા લાગ્યા.

નીમંળાની ઇચ્છા પુત્રને બે વાત કહેવાની અને પુત્રવધુ સાથે રોકાવાની હતી. એણે પુષ્પાને જોઇ ત્યારથી તેના મનમાં થયું હતું: "અનાવલાની નીયાતમાં આવી બૈરી ભાઇગીયે જ મળત" પણ પતીના ગુસ્સા આગળ એનાથી બોલાયું નહીં.

## [ ૭ ]

પુષ્પા અને યશવંતનો સંસાર બહુ જ સરળતાથી સમભાવ અને સહકારની નીખાલસ ભાવનાથી ચાલતો હતો.

યશવંત એડવોકેટ થયો અને સસરાની સાથે રહીને 'પ્રેકટીસ' કરવા લાગ્યો હતો. સમાજીક સુધારાના તેમજ સાહીત્યના ક્ષેત્રમાં પતીપત્ની બન્નેની પ્રવૃત્તી એકધારી ચાલુ હતી.

મીસ્ટર પંડીતની ઇચ્છા પુષ્પાને બેરીસ્ટર બનાવવાની હતી. સ્ત્રીઓને કાયદાને નામે જે ભયંકર અન્યાય થઇ રહ્યા છે તેની સામે યુદ્ધ ચલાવવા માટે કાયદાના

જ્ઞાનની જરૂર હતી, યશવંત પણ પુષ્પા બેરીસ્ટર થાય તેથી ખુશ હતો.

વીશેષ સહવાસથી સ્નેહીજનોમાં પણ કોઇ વખત નાની મોટી બાબતોમાં મતભેદ થાય છે. એવો મતભેદ યશવંત પુષ્પા સાથ યુરોપની મુસાફરીએ ઉપડવાની તૈયારીમા હતો તેવામાં ઉભો થયો.

પુષ્પા પોતાના સ્ત્રી કે પુરૂષ મીત્રોને સ્વતંત્ર રીતે મળે, કે તે પોતાના કાર્યોમાં સ્વતંત્ર રીતે ઇચ્છાપુર્વક હરે ફરે તેનો યશવંતને વાંધો નહોતો, પરંતુ યશવંત પોતાના ધાગશાસ્ત્રી તરીકેના ધંધામાં જેમ જેમ વધુ રોકાવા લાગ્યો, તેમ તેમ જાહેર જીવનમાં પુષ્પા વીશેષ ભાગ લેતી જણ લાગી.

આથી યશવંતના દીલમાં ઉંડે ઉંડે ન સમજાય તે રીતે, પુષ્પાના સંબંધમાં એવો વીચાર જન્મવા માંડયો કે, પુષ્પા તેના કામમાં માથું મારે છે.

આથી તેમની વચ્ચે નાની નાની બાબતમાં વીવાદ શરૂ થશે.

પુષ્પા નીખાલસ ભાવે પોતાના પક્ષની દલીલો આગ્રહપુર્વક રજુ કરતી, અને એ દલીલોની સામે જ્યારે યશવંતને જવાબ ન જડતો, ત્યારે તેના મનમાં એવી જડ માન્યતા થતી જતી કે, "પુષ્પા મારા કરતાં પોતાને વીશેષ જ્ઞાન અને શક્તિવાળી માને છે."

અને તેથી એનું પુરૂષ હૃદય એના સ્વાતંત્રતાની સામે થવા ઉછાળા મારવા લાગ્યું.

"પુષ્પા, તારી આ રીનભત મને પસંદ નથી."

ઘણી વખત યશ ચર્ચા કરતી વખતે પત્નીને જરા કડકાઇ અને આગ્રહથી કહેતો.

"તમને પસંદ પડે તેજ મને પસંદ પડવું જોઇએ એવો કંઇ નીયમ નથી."

પુષ્પા હસતાં હસતાં પોતાની દલીલના સમર્થનમાં જણાવતી.

"એનો અર્થ તો એ જ થયો કે, તને મારી લાગણીઓની પરવા નથી."

"એવું ખાસ નથી."

"તેમ ન હોય તો તારે મને ન રૂચે તેવું કરવું ન જોઇએ. તું સ્ત્રીઓની છેલ્લી સભામાં જે જાતના વીચારો બતાવી આવી તે મને ઠીક નથી લાગતા. સ્ત્રીઓ ભલે સ્વતંત્ર થાય, પણ સ્વચ્છંદી તો તેમણે ન જ બનવું ઘટે."

"અહીં સ્વચ્છંદતાનો સવાલ જ નથી ઉભો થતો."

આવી આવી ચર્ચાઓ પછી તો તેમની વચ્ચે વધવા લાગી.

અને જ્યારે એ ચર્ચામાં પુષ્પા પોતાના મુદ્દાને વીશેષ આગ્રહપુર્વક વળગી રહે, ત્યારે તો યશવંતને પુરૂષ અને પતી તરીકેની પોતાની પ્રતીષ્ઠા ઉપર કાપ મુકાય છે તેમ લાગતું.

એક વખત તેણે એવું પુષ્પાને કહ્યું પણ ખરૂં. તે સાંભળીને પુષ્પા ચમકી ગઇ.

"યશ, તું આ શું કહે છે?" તેણે નવાઇ પામતાં કહ્યું. "તને ખબર છે કે આપણે કોલેજમાં સાથે હતાં ત્યારથી મારા આ વીચારો મક્કમ છે. તું એ જ મતનો હતો."

"પણ પુષ્પા હું તારો પતી છું. તું જે કંઇ કહે કે કરે તેથી મારી પ્રતીષ્ઠા ઉપર અસર થાય એ તારે જાણવું રહ્યું."

"એટલે બીજા અર્થમાં કહું તો, તું જેને 'ગુલામડી'નું ઉપનામ આપતો, તે મારે બનવું એવી તારી મરજી છે?"

"હું તને ગુલામડી બનવાનું કહેતો નથી..."

"તું માત્ર સુંવાળા શબ્દો વાપરે છે, પરંતુ એમાં રહેલો ધ્વની એ જ કહે છે."

"તને એમ લાગતું હોય તો ભલે, પણ..."

"પણ શું?"

"એ જ કે મને જે પસંદ પડે નહીં તે કરતાં તારે અટકવું જોઇએ."

"યશ, યશ, આ શબ્દો તારા મુખમાંથી નીકળે છે? જન્મથી તે આપણા લગ્ન સુધીના ચુસ્ત નારીપુજક યશવંત પાસેથી તેની જુની મીત્ર પુષ્પાને આવા શબ્દો સાંભળવાના મળે છે?"

"પુષ્પા હું તારો પતી છું."

"બરાબર, એટલે યશવંત ગોપાળજી દેસાઇ એડવોકેટ, પોતાની પત્નીને, પતી તરીકે આ આજ્ઞા કરે છે. એમ જ ને?"

"પુષ્પા, તું હદ કરતાં વીશેષ બુદ્ધીવાદી બનતી જાય છે."

"અને હીંદુસ્થાનની પ્રત્યેક નારીને મારા જેવી બુદ્ધીવાન બનાવવી તે મારા યશવંતનો એક વખતનો જીવનમંત્ર હતો."

"મને આવી માથાકુટ બહુ પસંદ નથી, જો તને એમ લાગતું હોય કે હું તારી સ્વતંત્રતા ઉપર તરાપ મારું છું, તો..." તે વીચાર કરવા થોભ્યો.

"તો?"

કંઇક વીચાર કરીને યશવંત મક્કમ શબ્દે બોલ્યો:

"મારે તારી સ્વતંત્રતાનો માર્ગ સાફ કરી આપવો જોઇએ."

"એટલે સરળ ભાષામાં એનો અર્થ એટલો જ કે, કાં તો મારે પ્રત્યેક બાબતમાં તને પૃથ્વી ઉપરનો મહાપ્રભુ સમજીને રહેવું, નહીં તો તું છુટાછેડા કરવાનો, એમ જ ને?"

"પુષ્પા, તું મને ચીડવવા માગે છે?"

"ના, તું મારું મોંઢું બંધ કરવા માગે છે. તારામાં પુરૂષોની નૈસર્ગીક લાગણી–પુરૂષ પ્રતીષ્ઠાનો હવે સંચાર થયો લાગે છે."

"તું બસ્સ કર."

યશવંત ખુબ ચીડાઇને પગ પછાડી ઉઠયો.

* * *

તે વખતે બેરીસ્ટર પંડીત યશ અને પુષ્પાને મળવા આવ્યા.

પુષ્પાથી પીતાને જોઇને રડી જવાયું.

અને યશવંત વીશેષ ગુસ્સાથી ખુરશીમાં પછડાયો.



# સામ્રાજ્યનું લક્ષણ

લેખક : સ્વતંત્ર

**આ** દેશમાં હજુ એવા અજ્ઞાન માણસો જીવે છે કે જે સામ્રાજ્યભક્તીમાં જીવનનું સાર્થક્ય માને છે.

**બ્રિ**ટીશ સામ્રાજ્ય જગતના વધુમાં વધુ મનુષ્યોને પરાધીન રાખવામાં સહુથી મહત્ત્વનો ભાગ ભજવે છે.

## ગોરો સામ્રાજ્યવાદ રંગીનોને કચડે છે

**થો**ડાંક વરસોથા 'સામ્રાજ્ય દીન'ના ઉઝવણી કરવાનો એક નવો જ રીવાજ દાખલ થયો છે અને આશ્ચર્ય તેમ જ શરમની વાત એ છે કે, જે સામ્રાજ્યવાદે હીંદને પરાધીન, નીશસ્ત્ર, નીર્ધન અને નીરક્ષર બનાવ્યું છે, તેનાં ઉઝમણાં કરવા કેટલાક ગુલામી મનોદશાવાળા ખુશામદીઆ હોંશે હોંશે તત્પર બને છે, એટલું જ નહીં પણ એ સામ્રાજ્યવાદ તેમને માટે યાવચ્ચંદ્રદીવાકરૌ તપે, તે માટે કલ્પનાના સ્વર્ગમાં બેઠેલા ભગવાનને પ્રાર્થના પણ કરે છે.

પશુજગતમાં સુદ્ધાં કદી બકરાંનાં ટોળાં ભેગાં મળીને એમની ઉપર વાઘની છત્રછાયા અમર રહે તેવી પ્રાર્થના કરે એવી કલ્પના પણ કોઇ કરી શકે તેમ નથી, પણ માનવીઓની દુનીઆમાં સામ્રાજ્યવાદ અને મુડીવાદના સંયુક્ત બળની લોખંડી એડી નીચે કચડાઇ રહેલાઓ, એ એડી ઉપર વળેલી ધુળ ખંખેરી તેને ચુંબન કરતા કરતા, પોતાની ઉપર તેનું અસ્તીત્વ અમર અને અખંડ રહે તેવી ઉમેદ ધરાવનારાઓ પડયા છે!

પશ્ચીમના જડવાદમાં આ જાતનું ભીરૂપણું, આવું ગુલામીપણું ખીલી શકતું નથી, ત્યાં એને માટે યોગ્ય ક્ષેત્ર જ નથી. પરંતુ પુર્વની અને તેમાંયે ખાસ કરીને હીંદની આધ્યાત્મીક ભુમીમાં આવી કાયર ઉદારતા અને આવી માઇકાંગલા મનોદશાને જન્મવા તેમજ જીવવા માટે ઠીક ઠીક ક્ષેત્ર મળી જ રહે છે.

પ્રાકૃત માનવીઓના શબ્દો પ્રમાણે "ભુત મરે ને પલીત જાગે" તેમ સામ્રાજ્યદીનની વાહવાહ પોકારીને ધન્ય થનાર એકાદ માનવજંતુ મૃત્યુ પામે તો તેની જગા લેવા એવાં બીજાં બે જંતુઓ તૈયાર થાય છે.

આવા માનવજંતુઓની મનોદશાનું પ્રથક્કરણ કરવા જેવું હોય છે. તેઓ સામ્રાજ્યદીનનું ભક્તીભાવે પુજન કરે છે તે એટલા માટે નહીં કે તેમને સામ્રાજ્ય પ્રતી

મમતા હોય છે, કે તેઓ સામ્રાજ્યવાદમાં સહીયારું કરવા શક્તીમાન થવાના હોય છે. તેઓ એ વાદનું ઉઝમણું ઉઝવે છે તેમાં સૌએ સો ટકા માઇકાંગલા ખુશામદીઆ-પણું તરવરી રહ્યું હોય છે. સત્તાવાળા સામ્રાજ્યવાદી–મુડીવાદીઓની આગળ પુછડી પટપટાવી તેમને રીઝવવાનો એવાં માનવ-જંતુઓ માટે એ એક જ માર્ગ હોય છે.

અને તેમની એ ખુશામદીઆ ટેવની પાછળ ખાસ સીદ્ધાંત રહેલો હોય છે. બુદ્ધીમાન મનુષ્યો કદાચ અહીં વપરાયલા 'સીદ્ધાંત' શબ્દનું અપમાન થતું દેખીને લેખક ઉપર શાબ્દીક વ્યભીચારનો આક્ષેપ મુકવા તત્પર બનશે. પરંતુ પેલાં ખુશામદીઆં માનવ જંતુઓ જે હેતુને માટે એ બધી દોડધામ ઉઠાવી, પોતાના એ પરાક્રમનાં મહાપ્રયત્નને સામ્રાજ્યવાદનાં શાગીર્દ પત્રોમાં બણગાં ફુંકાવે છે, તે હેતુ તે કોઇ પણ જાતનો અંગત સ્વાર્થ હોય છે. અને તે સ્વાર્થની સાધના એ આ પ્રકારનાં ગુલામી મનોદશાવાળા મનુષ્યેને માટે સીદ્ધાંતનું સ્વરૂપ ધારણ કરેલું હોય છે.

પરાધીન દેશનાં આવાં માનવજંતુઓ એ જાતના 'સીદ્ધાંતો' અનેક રીતે સીદ્ધ કર્યાનો સંતોષ માને છે: એકાદ મોટો સુબો કે સરસુબો જાહેરમાં તેની સાથે હસીને હસ્તધુનન કરે અથવા સરકારી મહેમાનગત ખાણાં કે મેળવડામાં તેના નામનું નોતરું શરૂ કરી આપવામાં આવે કે એકાદ સંસ્થામાં સત્તાવાળાઓ તેને પોતાની તરફથી નીમી મોકલવાની કૃપાવંત થઇને ઉદારતા બતાવે, કે પછી અંગ્રેજી કક્કામાંથી બે ત્રણ કે ચાર અક્ષરનો દેશી કે વીદેશી નામનો એકાદ નાનો મોટો ખીતાબ કે ચાંદી–સોનાનો ચાંદ આપે, તો પણ તેટલા ટુકડાથી પેલાઓના મનનું સમાધાન થાય છે.

એવા સમાધાનોની પાછળ પ્રત્યક્ષ તેમ જ પરોક્ષ રીતે બીજા પણ નાના મોટા સ્વાર્થ સાધવાની અનેક બાજીઓ ખેલાય છે. અને તેથી ઘણી વખત સામાન્ય સ્થીતીનો માણસ કોઇક મોટા ઝપાટા મેળવી ધનવાન પણ બની જાય છે!

પરાધીન દેશમાં, માતૃભુમીની પરાધીનતાની જંજીરો મજબુત કરનારા પરદેશી મુડીવાદી–સામ્રાજ્યવાદની ભક્તી કરનારાં જે માનવજંતુઓ નીકળે છે, તેમાંના મોટા ભાગના સમુહની મનોદશા પાછળ રહેલાં ગુઢ તત્ત્વોનાં પડ ઉખેડીએ તો કંઇક આવું આવું ઘણું ઘણું જાણવાનું મળી શકે છે. ગુલામોમાંથી સાગરીતો મેળવવા એ તો મુડીવાદી–સામ્રાજ્યવાદની ખાસ યુક્તી છે, કળા છે, બાજી છે. એ બાજીગરો તે માટે અનેક જાતનાં છટકાં રચી રાખે છે જ.

## [૨]

**બાકી** તો પરાધીનો માટે સામ્રાજ્યવાદ શું છે, તે તો બ્રીટીશ પાર્લમેન્ટના એક કામદારસભ્ય જે. એફ. હોરેબાનના જ શબ્દોમાં જોવા જેવું છે.

તે ભાઇ લખે છે કે:

કુલ માનવજાતીનો ચોથો હીસ્સો અને પૃથ્વીની સપાટી ઉપરની કુલ ભુમીનો ચોથો કે પાંચમો હીસ્સો તે આજનું બ્રીટીશ સામ્રાજ્ય.

ત્રણસો વર્ષ પહેલાં એ સામ્રાજ્યનું અસ્તીત્વ જ હતું તો ભાગ્યે જ, આરંભાયું હતું.

અરે, એક જ સૈકા પહેલાં તે આજે છે તેના કરતાં કદમાં ઘણી નાની અને ઓછી ગુંચવણવાળી સાદી વસ્તુ હતી.

તેનો ઇતીહાસ તે બ્રીટીશ મુડીવાદના જન્મ અને વીકાસનો ઇતીહાસ છે.

આજે તો એ બ્રીટીશ મુડીવાદને માથે મહાન ભય ઝઝુમી રહ્યો છે. એ ભયનાં પ્રતીબીંબ અનેક સ્થળે, અનેક સ્વરૂપે ઝબુકી રહ્યાં છે. પુસ્તકોમાં, પત્રીકાઓમાં, વર્તમાનપત્રોના લેખોમાં ભાષણોમાં: એમ એક હજાર ને એક સ્વરૂપે "સામ્રાજ્યની આર્થીક એકતા" નો પ્રશ્ન ચર્ચાઇ રહ્યો છે.

એ બધી ધમાધમીની પાછળ એક જ મહત્ત્વનો મુદ્દો રહેલો છે, તે બ્રીટીશ મુડીવાદની સામ્રાજ્ય વધુ અસરકારક રીતે સેવા કેવી રીતે બજાવી શકે, અને મુડીવાદની જે અનીવાર્ય અગત્ય–નફો તે કેવી રીતે પ્રાપ્ત કરી શકાય એ છે.

એ ઉદ્દેશ પાર પાડવા માટે સમીકરણ (rationalisation) ની જંગી યોજનાની જરૂર પડે છે. એ સમીકરણ સામ્રાજ્યવાદી ધોરણે નક્કી કરવામાં આવે છે. તેમ કરવા માટે સામ્રાજ્યનાં નફો મેળવી શકાય તે માટેનાં તમામ સાધનોને એક એવા અંગ (unit) માં સુવ્યવસ્થીત કરવામાં આવે છે કે જેથી મુડીવાદી અમેરીકાની સાથેના ઘર્ષણમાં બ્રીટીશ મુડીવાદને બચવાની માત્ર એક જ આશા મુકી શકાય.

તેના એ માર્ગમાં ઇતીહાસ તેમ જ ભુગોળ બન્ને વીઘ્નો નાખે છે.

[૩]

ઇતીહાસે સામ્રાજ્યના ચોક્કસ પ્રદેશોને સ્વતંત્ર મુડીવાદી સંસ્થાનોમા વહેંચી નાખ્યા છે. એને સાદી ભાષામાં બ્રીટીશ સામ્રાજ્યનાં સંસ્થાનોનું નામ અપાય છે. એ સંસ્થાનોએ બહુ જ થોડાં વરસોની અંદર પોતાના ઘરનો કારભાર જાતે ચલાવવાના પોતાના સ્વાધીકારને વધુ અને વધુ નીશ્ચયાત્મક રીતે સીદ્ધ કર્યો છે, તે તો આપણામાંના ઘણાઓના જીવનની અંદર જ બનેલો બનાવ છે. છેલ્લી બે સામ્રાજ્યપરીષદોમાં સંસ્થાનોનો એ દીશાનો વીકાસ અમુક રીતે નોંધાયલો છે.

ગઇ કાલે જેને બ્રીટીશ સામ્રાજ્યના નામથી ઓળખવામાં આવતું, તેને આજે હવે રાષ્ટ્રોનો બ્રીટીશ 'સંઘ' [British "Commonwealth" of Nations] એ નામ અપાયું છે, કેમકે સામ્રાજ્ય શબ્દ વાપરવાથી, એક વખતનાં તેનાં ખંડીઆં રાજ્યોને પોતાની પ્રતીષ્ઠા ઓછી થતી લાગે છે.

એ 'સંઘ'મા બ્રીટન અને છ ગોરા સંસ્થાનોનો સમાવેશ થાય છે. એ સંસ્થાનોની આ પ્રકારની રાજકારણી સ્વતંત્રતા [ખરી રીતે તો એ ઉચ્ચારણમાં આર્થીક હીતોની વચ્ચેના સાચા ભેદનો જ ઉલ્લેખ થાય છે], સામ્રાજ્યના આર્થીક 'એકીકરણ' [Unification] ને વીશેષ મુશ્કેલ બનાવી મુકે છે.

સામ્રાજ્યના બીજા ભાગમાં અતી અગત્યનો પ્રદેશ તે હીંદ છે. ત્યાં રાજકારણી સ્વતંત્રતાની માગણી નીત્ય વધતા જતા જોરશોરથી થઇ રહી છે, છતાં હજુ સુધી તેને તેવી કશી જ સ્વતંત્રતા આપવામાં આવી નથી, છતાં તે પ્રદેશમાં યે બ્રીટનને હીંદના વતની મુડીવાદી વર્ગની આગળ તો કેટલેક અંશે નમતું મુકવું જ પડયું છે; અને પોતાને મળેલી એ છુટછાટનો ઉપયોગ હીંદી મુડીવાદીઓએ, બ્રીટીશ મુડીવાદના પ્રભુત્વના મુળમાં સુરંગ મારી, પોતાની સીધ્ધી

-સ્ધ્ધર બનાવી, બ્રીટીશ મુડીવાદીઓને -સ્થાને પોતાનું વર્ચસ્વ સ્થાપવાની લડતમાં, એક હથીયાર તરીકે જ કર્યો છે. એટલે હીંદમાં પણ બ્રીટીશ મુડીવાદના હીત માટે -એકીકરણ કરવું તે મુશ્કેલ કાર્ય થઇ પડયું છે, અને રોધરમીઅર તેમજ ચર્ચીલ જેવા બ્રીટીશ મુડીવાદીઓ, હીંદને સખ્ત હાથે દાબી દેવાની જે મજબુત નીતી શરૂ કરવાની બુમો પાડી રહ્યા છે, તેનો અમલ થયો તો વળી એ ગુંચવણીઓ મામલો વીશેષ ગુંચવાય તેવો યે પુરેપુરો સંભવ છે.

[૪]

**સામ્રાજ્યવાદી**-મુડીવાદીઓના હીત માટેના એકીકરણની ક્રીયામાં ભૌગોલીક દષ્ટીએ પણ કેટલીક મુશ્કેલીઓ ઉભી થાય છે.

બ્રીટીશ સામ્રાજ્યના પ્રદેશો કંઇ બધા એક સાથે નથી, પરંતુ દુનીઆભરમાં બહુ દુર દુર વેરાયલા પડયા છે. માત્ર તેઓ દુર દુર અને એક બીજાથી છુટા છુટા છે એટલુંજ નહીં, પણ તે બધા પ્રદેશો ત્યાંના વતનીઓના સામાન્ય સામાજીક વીકાસના સંબંધમાં પરસ્પરથી ખુબ જ જુદા પડે છે.

એ વાત ખરી છે કે, સંસ્થાનોથી સાવ નીરાળા એવા બધા પ્રદેશો, જેને લીધે બ્રીટીશ સામ્રાજ્ય ખડું રહી શકે છે, તે તમામ પ્રદેશોને બ્રીટીશ ઉદ્યોગવાદની સરસ સેવા બજાવવા માટે અર્થાત્ તેમને હજી વીશેષ વ્યવસ્થીત રીતે લુંટી શકાય તે માટે વ્યવસ્થીત કરી શકાય ખરા. પરંતુ એ બધા જુદા જુદા પ્રદેશોમાં [રંગીનોના] ગોરા વસાહતીઓનું અસ્તીત્વ [ખાસ કરીને જાગીરદારો અને મુડીદારો તરીકે] એ કોયડાને વધુ ગુંચવણભર્યો બનાવી મુકે છે, -અને તેમ કરવા જતાં, જે પ્રદેશમાં વાતાવરણની તેમજ બીજી મુશ્કેલીઓને લીધે ગોરા વસાહતોને વસાવવા તે વ્યવહારૂ જણાયું નથી, તેવા પ્રદેશો ઉપર વળી તેની પ્રત્યાઘાતી અસર થાય તેમ છે.

સામ્રાજ્યના આમ વેરવીખેર પડેલા પ્રદેશો સાથેનાં સંદેશા વ્યવહારનાં સાધનોના નીભાવ તેમજ તેમના સંરક્ષણ માટે, તે તે પ્રદેશોમાં જવાના રસ્તાઓમાંના ધોરી માર્ગો ઉપર પોતાનો અંકુશ જમાવી રાખવાની પણ બ્રીટનને જરૂર જણાઇ. તેજ રીતે અત્યારે સમસ્ત વીશ્વમાંના કોઇ પણ અગત્યના ધોરી માર્ગની બરોબરી કરી શકે તેવા એક ધોરી માર્ગ—પનામાની નહેર—ઉપર બ્રીટનના મહાન પ્રતીસ્પર્ધી અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોએ કાબુ જમાવ્યો છે.

આ દષ્ટીએ જોતાં સામ્રાજ્યવાદી મુડીવાદીઓના નફા માટે બ્રીટીશ સામ્રાજ્યના સાંડસામાં હીંદને પકડી રાખવા સારૂ, હીંદના માર્ગમાં આવતા અનેક રંગીન દેશોને એ સાંડસામાં સપડાઇ પરાધીન બનવું પડયું છે. એટલે સામ્રાજ્યવાદ તે દરેકને માટે દુશ્મન થઇ પડયો છે.

[૫]

**આ** ઉપરથી સામ્રાજ્યના સંગઠીત એકીકરણની મુડીવાદીઓની યોજના સમજવી એ સરળ થઇ પડયું હશે જ.

આપણે તો તેમાંથી એ જ બોધ પાઠ લઇ શકીએ તેમ છીએ કે, જ્યાં સુધી આ મુડીવાદ પૃથ્વીના પટ ઉપર અસ્તીત્વ ભોગવતો રહેશે, ત્યાં સુધી મુડીવાદીઓની યોજના પણ જીવતી જ રહેશે.

એ યોજના એટલે મુડીવાદને માતબર તેમજ દીર્ઘાયુ બનાવવાની યોજના. આવી

યોજના પોતપોતાના હીત માટે પ્રત્યેક મુડી-વાદી ટોળી ઘડે છે, એટલે તેનું પરીણામ છેવટે ભયંકર યાદવીમાંજ આવે છે.

સાદી ભાષામાં કહીએ તો બ્રીટનના મુડી-વાદી સામ્રાજ્યવાદીઓ, પોતાના વધુ નફા માટે એકીકરણની જે યોજનાને પાર ઉતારવા તરફડીઆં મારી રહ્યા છે, તેમાંજ ભવીષ્યની લડાઇનાં રણદુંદુંભી ગડગડી રહ્યાં છે. એવી લડાઇના પ્રચારકો અત્યારથી જ એવાં ભયનાં રણશીંગાં વગાડી જ રહ્યા છે.

લોર્ડ બીવરબ્રુકર કહે છે:

"બ્રીટીશ સામ્રાજ્યને માટે આર્થીક રણાંગણમાં નવો હુમલો કરવાની જરૂર છે. હું તે માટે ઇગ્લંડના કીશોરોને અને કીશોરીકાઓને, તેમજ નૌજવાનોને અને નવયુવતીઓને વીનંતી કરું છું. તમારા પીતાઓ ઝુઝયા હતા, તેઓ તે માટે ફ્લેન્ડર્સનાં બરફાચ્છાહીત મયદાનોમાં ગયા હતા અને પાણીથી છલોછલ ભરેલી ખાઈઓમાં ઉભા રહીને તેઓ લડયા હતા.

ત્યારે તેમણે જર્મનોને પાછા હાંકી કાઢયા હતા, પણ હવે વળી આપણી સામે નવું આક્રમણ શરૂ થયું છે. તે આર્થીક આક્રમણ છે....

નૌજવાનો, મારે તેમને એક સંદેશો સંભળાવવો છે. જ્યારે તમારા પીતાઓ યુધ્ધે ઝુઝયા ત્યારે તેઓ સામ્રાજ્યના સૈનીકો સાથે ખભેખભા અડાડીને ઉભા હતા. એ યુદ્ધ માટે કુચ કરતો દરીઆપારનાં આપણાં સંસ્થાનોમાંથી દરેક દેશમાંથી એકેક સૈનીક આવ્યો હતો...

દરીઆપારના એ તમારા બંધુઓ, અત્યારે નવીન સામ્રાજ્ય રચવામાં તમારી કુમકે આવવા તૈયાર છે.... તમે તેમની સાથે મળવા તૈયાર છો?*

સામ્રાજ્ય માટે આ ચળવળખોરી તેના ગંદામાં ગંદા નગ્નાકારમાં દેખાય છે. પરંતુ મહુંમ લોર્ડ મેલ્ચેટ † નાં અથવા તો અર્થશાસ્ત્રને લગતા કેનેડાના અધ્યાપક, સ્ટીફન લીકોક‡ માં એટલી બેલગામ રીતે નહીં પણ વીશેષ સંયમી ભાષામાં લખાયલાં પુસ્તકોમાં સુદ્ધાં બીવરબ્રુકરની જ વાણી સ્પષ્ટ રીતે સંભળાઇ રહેલી જોઇ શકાય છે.

સામ્રાજ્યવાદી મુડીવાદના હીમાયતી એ ચળવળીઆઓએ, સામ્રાજ્યની સંગીન પ્રજાઓને ચુસવાના પોતાના કાર્યને પરીપુર્ણ કરવાં માટે, તેઓ કાયમ જેમના કાળ સ્વરૂપે જીવે છે, તેવા બ્રીટીશ કામદારોની સમક્ષ પણ, તેથી છેવટના ફળ તરીકે મળનારી 'સમૃદ્ધી'નાં અતી મોહક ચીત્રો તેમની સમક્ષ રજુ કરીને એકતા માટે સહુને આગ્રહ કરે છે. પરંતુ બ્રીટીશ મજુરો છેક મુર્ખા નથી કે પોતાના મૃત્યુના કારણને આગળથી પારખીને એ પાપી પ્રચારકોમથી વેગળા ન થઇ જાય. કેમકે તેઓ બરાબર જાણે છે કે, સામ્રાજ્યનું અર્થશાસ્ત્ર એટલે બ્રીટનના મુઠીભર મુડી-

---

* જુઓ: એ લેખકનો "સામ્રાજ્યના સ્વાધીન વ્યાપાર માટે મારો મુદ્દો." [My Case for Empire Free Trade]

† લોર્ડ મેલ્ચેટ કૃત 'સામ્રાજ્યની આર્થીક એકતા' (Imperial Economic Unity)

‡ અધ્યાપક એસ. લીકોક કૃતઃ બ્રીટીશ સામ્રાજ્યમાં આર્થીક વીકાસ' (Economic Prosperity in the British Empire).

વાદીઓનું અર્થશાસ્ત્ર. એ અર્થશાસ્ત્રની સફળતા એટલે પેલા મુડીવાદીઓના ખીસાંમાં વીના વીઘ્ને નફાનું અદ્રશ્ય થઇ જવું! એ સફળતામાં જ બ્રીટીશ મજુરોનો નાશ છે. સામ્રાજ્યવાદીઓની એ એકતાની પાછળ પ્રાણી જ ગરીબ કામદારોની રોટી મોંઘી કરનારી જકાતી દીવાલોનો પ્રશ્ન આવીને ખડો થવાનો જ છે. એ વાતનો એક લેખક ખુલ્લો સ્વીકાર કરતાં કહે છે કે:

> "પુનર્વીધાન અને પુનર્વ્યવસ્થા...સાથે સાથે સામાજીક સેવાનાં જાહેર ખર્ચોમાં ઘટાડો અને મોજશોખની વસ્તુઓ ઉપર કાપકુપ માગે છે. આવું ઓછામાં ઓછું એક દશકો તો કોઇ પણ રીતે થવું જ જોઇએ.[1]

આ ઘટાડો ગરીબ કામદારોની રહેણી-કરણી તેમ જ ખોરાકની વસ્તુઓ ઉપર જ અસર કરશે, એ વાત બ્રીટનના ચાલાક કામદારો બરાબર સમજે છે.

અધ્યાપક લીકોક જેવાઓ માટે "છ કરોડ પાંસઠ લાખ ભાગ્યવાન માણસો જેઓ ગોરા માણસના સામ્રાજ્યના 'માલીક' છે" એવું લખવું બહુ સહેલું છે. [બ્રીટીશ સામ્રાજ્યમાં મુડીવાદી, શરાફો, દા'ડીયા મજુરીના ગુલામ, સ્ત્રીઓ, બાળકો વગેરે મળીને કુલ ૬ કરોડ ૬૫ લાખ ગોરાઓ વસે છે] પરંતુ એ 'માલીકી'નો અર્થ જો એટલો જ થતો હોય કે, ઓછા મહેનતાણે માલીકો માટે માલનું ઉત્પન્ન વધારી આપવું, અને એ હરીફાઇને લીધે છેવટે નવા યુદ્ધને નોંતરવું, તો એકીકરણની વાતો કરનારાઓ માટે એ જાતના સામ્રાજ્યના 'માલીક' બનવામાં સુખ છે, એવું બ્રીટીશ મજુરોને સમજાવવાનું કામ અતી મુસ્કેલ બન્યા વીના રહેવાનું નથી. અને લીકોક સામ્રાજ્યના જે 'માલીકો'ની વાત કરે છે, તે માલીક તો પેલા મુઠીભર મુડીવાદી ઉદ્યોગપતીઓ જ છે, કે જેઓ પોતાના લાભ માટે, પોતાના જ જેવા રંગની ચામડીવાળા કામદારોનાં લોહી ચુસવામાં જરાયે પાછા પડતા નથી જ.

## [૬]

**અને** જ્યારે એ જાતના સામ્રાજ્ય તેમ જ સામ્રાજ્યવાદનો આપણે વીચાર કરવા બેઠા છીએ, ત્યારે તેના રાજકારણી તેમજ આર્થીક પ્રશ્નોને ધ્યાનમાં લેવા જ જોઇએ.

હમણાં હમણાંના બ્રીટીશ ઇતીહાસકારો માનવસમાજની જે રીતે વહેંચણી કરે છે. * તે પ્રમાણે તો આપણે બ્રીટીશ સામ્રાજ્યને ગોરા, ઘઉંવર્ણી અને કાળા એમ ત્રણ વર્ગમા વહેંચી નાંખવું જોઇએ.

એમ કરીએ તો જ સામ્રાજ્યના 'માલીક' બનવાના અભીમાનથી ફુલાતા અધ્યાપક લીકોક જેવી મનોદશાવાળા ગોરાઓનું પ્રમાણ અન્ય રંગવાળાઓની સાથે કેટલું ઓછામાં ઓછું આવે છે તે જણાઇ આવશે. તે પ્રમાણ આ પ્રમાણે આવે છે:

| રંગ | જન સંખ્યા | પ્રમાણ |
|---|---|---|
| ગોરા | ૬ કરોડ ૬૫ લાખ | ૧૪.૫ |
| ઘઉંવર્ણા [એશી-આવાસીઓ] | ૩૪ કરોડ [આશરે] | ૭૫ |
| શ્યામવર્ણા [આ-ફ્રીકાવાસીઓ] | ૮ કરોડ ૨૫ લાખ [આશરે] | ૧૮ |

૧ જે. ઇ. રે. કૃત: "સામ્રાજ્યના વ્યાપારનું ભાવી" [The Future of Empire Trade]

* ડી. સી. સોમરવેલ કૃત: 'ધી બ્રીટીશ એમ્પાયર' એ પુસ્તકમાં લેખક હીંદ વીષે એવી મુર્ખાઇભરી દલીલ કરે છે કે: "આપણે એ તમામ દેશના [હીંદના] માલીક બન્યા, કેમકે તેમ કરવા માટે આપણે પુરેપુરા યોગ્ય હતા."

આમ છતાં છેલ્લી સામ્રાજ્ય પરીષદ મળી ત્યારે સામ્રાજ્યમાં જેની ૧૪ ટકા જેટલી વસ્તી છે, તે ગોરી પ્રજાએ સેંકડે ૯૯ એઠકો તફડાવી હતી, ત્યારે સામ્રાજ્યની વસ્તીમાં જેનો ૭૫ ટકા જેટલો ફાળો છે તેવી ઘઉંવરણી પ્રજાને ભારે લઘુમતીમાં મુકાવું પડ્યું હતું, અને ૧૮ ટકા જેટલી વસ્તીવાળા સીધી ભાઇઓને તો સ્થાન જ આપવામાં આવ્યું નહોતું!

આ ઉપરથી બ્રીટીશ સામ્રાજ્ય કોના હીત માટે નભે છે તેનો પુરેપુરો ખ્યાલ આવશે. ઉપર બતાવેલા આંકડા તો સ્પષ્ટ પુરવાર કરે છે કે બ્રીટીશ સામ્રાજ્યમાં જે કંઇપણ માન મરતબો અને હક અધીકાર મળે છે તે કેવળ સામ્રાજ્યના ગોરા વતનીઓને જ. તેમાં હીંદીઓ જેનું પ્રમાણ મોટામાં મોટું છે, તેમને તો એક ટકા જેટલુંયે સ્થાન નથી. એટલે પરતંત્ર હીંદીઓ એવા સામ્રાજ્યના શાગીર્દ બની તેની પ્રશંસા કરવા તત્પર બને, તે હાથે કરીને જ પોતાની પરાધીનતાના પાયા ઉંડા ઉતારવા જેવું જ છે.

[૭]

**ઘઉંવરણી** હીંદી જનતા સંપુર્ણ સ્વતંત્રતા માટે અત્યારે આખરી યુદ્ધ લડી રહી છે, પરંતુ સામ્રાજ્યની શ્યામવર્ણી પ્રજામાં હજુ જોઇએ તેટલી જાગૃતી જણાતી નથી, પરંતુ એ જાગૃતીના જુવાળ એક દશકાની અંદર ચડ્યા વીના નહીં જ રહે, એવું તેના સંજોગો ઉપરથી કહી શકાય છે.

કેનેડા અથવા ઓસ્ટ્રેલીઆમાં તો ત્યાંના મુળ વતનીઓનો એટલો નાશ કરવામાં આવેલો છે કે, હવે બાકી રહેલા મુઠીભર રંગીનો પોતાની સ્વતંત્રતા સીદ્ધ કરવા લડત ચલાવે તેવો સંભવ જ નથી. ન્યુ ઝીલેન્ડમાં સુદ્ધાં મુળ વતની (મ ઓરીસ) ઓની સંખ્યા એટલી ઘટાડી દેવાઇ છે કે તેઓ ૨૦ ગોરાએ માત્ર ૧ ના પ્રમાણમાં છે. પરંતુ દક્ષીણ આફ્રીકાના 'ગોરા' સંસ્થાનની સ્થીતી જુદી છે. ત્યાં હીંદીઓનો પ્રશ્ન તો ઉભો જ છે, અને સીધીઓનું પ્રમાણ ગોરાઓથી ચારથી પાંચગણું વધારે છે, અને હજી એ પ્રમાણ ત્વરીત વેગે વધી જ રહેલું છે. તે સીવાયના આફ્રીકાના બીજા જે જે પ્રદેશોમાં ગોરા વસાહતો દરદામ થયેલા છે, ત્યાં શ્યામવર્ણના સીધીઓની સંખ્યાનું પ્રમાણ તો દક્ષીણ આફ્રીકા કરતાં પણ કેટલાએ ગણું વીશેષ છે.

આ બધા સામ્રાજ્યના રંગીન મનુષ્યો તરફ ગોરો મુડીવાદ કયી દ્રષ્ટીએ જુવે છે અને કઇ નીતીથી કામ લેવા માગે છે, તે જાણવું જરૂરી છે.

બ્રીટીશ સામ્રાજ્યની રંગીન પ્રજાઓમાંથી કેટલીક હજી વીકાસને પંથે બરાબર વળી નથી, એટલે આદીયુગ જેવી દશામાં મોટે ભાગે જીવે છે, ત્યારે હીંદીઓ જેવી ઘઉંવરણી જનતા યુરોપીયન 'સભ્યતા'ના સમાગમમાં આવ્યાં પહેલાં તેમના કરતાં વીશેષ વીકાસ સાધી શકી હતી.

આ ભેદને ધ્યાનમાં રાખીને કેમ ન હોય તેમ, દક્ષીણ આફ્રીકામાં ગોરા મુડીવાદીઓ દમનનીતીને તેના પુરેપુરા નગ્ન સ્વરૂપમાં દાખવી રહ્યા છે; ત્યારે બ્રીટીશ દેખરેખ હેઠળના કેટલાક પ્રદેશમાં દમનનીતી તો ચાલુ જ છે, પરંતુ તેને એક અથવા બીજા બહાનાનું આચ્છાદન ઓઢાડવામાં આવે છે. પરંતુ જ્યાં જ્યાં ગોરા વસાહતો રહે છે ત્યાં ત્યાં ગોરાઓનું પ્રભુત્વ કાયમ બને એવી માન્યતાથી જ કામ લેવાતું રહ્યું છે. હીંદમાં

ચહાના અને ગળીના બગીચાઓવાળા ગોરાઓનો આવો અનુભવ સહુને થયેલો જ છે. તેમની એ રીતને કાયમી સ્વરૂપ મળે તે માટે રાજ્યાશ્રય અને મદદથી તેઓ દેશના મુળવતનીઓની આર્થીક દશાને ગણતરીપુર્વક નબળી બનાવી મુકે છે. હીંદમાં એવું બન્યું છે, આફ્રીકામાં બીજી રીતે—એટલે મુળવતનીઓની જમીનો છીનવી લઇને, તેમને આર્થીક રીતે નીર્માલ્ય બનાવી મુકવામાં આવ્યા છે. આખો આફ્રીકા ફરી વળો અને તમે જોઇ શકશો કે હવા પાણીના કારણે તેમજ આર્થીક નજરે ઓછી અનુકુળતાવાળા પ્રદેશમાં ગોરાઓ માટે વસવાનું વ્યવહારૂ લાગ્યું નથી, ત્યાં જ માત્ર આફ્રીકાવાસીઓને વીકાસ સાધવાની થોડી ઘણી તક મળી છે; છતાં ત્યાં પણ એની ઉપર ગોરા મુડીવાદનો પંજો તો પડયો જ છે, તેના ઉત્પાદન ઉપર એ સ્વાર્થીઓ પોતાના નફા માટે લુંટ ચલાવે છે.

આ બધું છતાં જેમ બ્રીટનમાં મુડીવાદ ક્રાંતીકારક વીચારોને કેદ કરી શકયો નથી. તેમ આફ્રીકામાં સુદ્ધાં એ ગોરા મુડીવાદનું ગમે તેટલું પ્રાબલ્ય હોવા છતાં નવીન વીચારોના ધોડાપુરને તે અટકાવી શકે તેમ નથી. અને હીંદમાં તો સામ્રાજ્યવાદના પાયા ચુસણનીતી ઉપર રચાયા છે, ત્યારે આફ્રીકામાં તો ચુસણનીતી ઉપરાંત, ત્યાંના મુળ વતનીઓના રાજકારણી હકનો જ સ્વીકાર કરવામાં આવતો નથી. તેથી જેમ હીંદમાં મુડીવાદી સામ્રાજ્યવાદની ચુસણનીતીના પાયા ડોલવા લાગ્યા છે, તેમ આફ્રીકામાં યે થયા વીના રહેવાનું નથી.

સામ્રાજ્યવાદ એટલે ગોરો મુડીવાદ, એ મુડીવાદના દુર્ગના પાયા હચમચી ઉઠયા છે, કેમકે તે થોડાઓના ખાનગી લાભ માટે ઘણાઓને અન્યાય કરે છે.

તેમ છતાં ગુલામી માનસવાળા અજ્ઞાન હીંદીઓ હજી આ દેશમાં સામ્રાજ્યની સત્તા પોતાની ઉપર અમર રહે તે માટે ઇશ્વરને પ્રાર્થના કરવા સામ્રાજ્ય દીનને દીવસે ભેગા થાય છે. આવા ઇતીહાસના જ્ઞાનથી અજાણ્યા ભાઇઓની આંખો ઉઘાડવાની ખાસ જરૂર છે.

એકાંકી નાટક

# માંધાતા

લેખક : કીશોર

**ભગવાન**

[સ્વર્ગસદનની અટારીએ ભગવાન વીચારમગ્ન દશામાં બેઠા છે. નીચે દૃષ્ટીએ પડતા અમર્યાદ સાગર જલતરંગો ઉપર ઉડતાં પંખીઓ તરફ તે વચ્ચે વચ્ચે નજર નાખતા હતા. એકાએક તે મૌન તોડીને સ્વગત બોલે છે.]

"મહાસાગરનાં આ મર્યાદાવીહોણા જલતરંગો ક્યાં અને તેની ઉપર ઉડી રહેલાં પેલાં નાનકડાં પંખી ક્યાં? કેવો સુંદર દૃશ્ય? [વીચાર માં ડુબે છે...ફરીથી જાગૃત થઇને] એક જ વખત પાંખ હાલતી બંધ થાય અને એ સાગરજળની આગળ ઝીણામાં ઝીણા બીંદુસમું પંખી ધબ દેતું અંદર પડીને ડુબી મરે. છતાં તે ડુબતું નથી, એની પાંખ ચાલતાં અટકતી નથી, તેથી એ પડતું નથી. [વળી ધ્યાનમગ્ન અને ફરીથી ધ્યાનભંગ] પંખીની આત્મશ્રદ્ધા એને બચાવે છે, એનો સ્વાશ્રય એનામાં સામર્થ્ય પુરે છે. તેથી જ એને તોફાની અબ્ધી-તરંગનો ડર નથી, તેથી જ એના હૈયામાં એ સાહસ પહેલાં સહેજ પણ કંપ નથી, એને તેથી જ લગારે અરેરાટી વછુટતી નથી..."

[દ્વારપાળ પ્રવેશ કરે છે. તેના આગમનથી થતા ખડખડાટે ભગ-વાન તે તરફ જુવે છે.]

શું છે? વળી કોઇ આવ્યું લાગે છે? અહીં પણ શાંતી નહીં! મને લાગે છે, મારે અહીંથી સત્વર નાશી જવું પડશે.

**દ્વારપાળ**

[આગળ આવીને]

ચીત્ર વીચીત્ર પોશાકના માણસોનું એક ટોળું આવ્યું છે.

**ભગવાન**

એ માણસો જેવા લાગે છે?

**દ્વારપાળ**

લાગે છે તો એવા જ, પણ આવા દેખાવનું ટોળું અહીં પહેલી જ વખત હું તો જોવા પામ્યો છું.

**ભગવાન**

[ભય પામીને]

તેમનો મને જ મળવાનો આગ્રહ છે?

**દ્વારપાળ**

હા, પ્રભો!

**ભગવાન**

તેઓ શું માગે છે?

**દ્વારપાળ**

તે કહેતા નથી, કહે છે અમારે તો ભગવાનને પોતાને જ મળવું છે!...

**ભગવાન**

[વચ્ચે જ]

અને ધારો કે હું તેમને ન મળું તો?

**દ્વારપાળ**

[વીશેષ નજીક આવી]

તો એ લોકો સત્યાગ્રહ કરવાનું કહે છે.

**ભગવાન**

તે વળી શું ચીજ છે?

**દ્વારપાળ**

એ લોકોની ભાષાનો કંઇ શબ્દપ્રયોગ હશે.

**ભગવાન**

વારૂ એમને આવવા દે,

[દ્વારપાળ જવા તૈયાર થાય છે, તેને ઇસારતથી ઉભો રહેવાનું કહી]

આજે હજુ નારદ આવ્યા નહીં?

દ્વારપાળ

ના, પ્રભો! રોકાયા હશે ક્યાંક.

ભગવાન

વારૂ તું જા, પેલાઓને મોકલ.

[દ્વારપાળ જાય છે]

મને આ બધા માણસો શું કરવા આમ સતાવતા હશે? શું માણસજાતી સાચી વાત સમજી શકે તેટલી બુદ્ધીમાન હજુ થઇ નહીં હોય? નારદ તો કહે છે....

[એટલામાં પ્રતીનાધીમંડળનો પ્રમુખ છેક તેમની નજીક આવી પહોંચી બે હાથ જોડી નમસ્કાર કરે છે, તેની પાછળ પાછળ બીજાઓ ધીમે પગલે આવે છે. તે બધાને જોઇ રહી]

તમે બધા કોણ છો, ક્યાંથી આવો છો?

પ્રમુખ

અમે બધા હીંદીઓ છીએ....

ભગવાન

[સાશ્ચર્ય]

એ શું માણસોની કોઇક નવીન જાતી છે?

પ્રમુખ

ના પ્રભો! અમે બધા બીજા મનુષ્યો જેવા જ છીએ, પરંતુ હીંદુસ્થાનમાં રહેવાથી અમને ઓળખવા માટે હીંદી કહેવામાં આવે છે.

ભગવાન

એ હીંદુસ્થાન શું છે? મહાસાગરમાં ઉપર તરી આવેલો જમીનનો એક ટુકડો જ ને?

[એકદમ અટકી નીચે જણાતા સાગર તરંગો તરફ દ્દષ્ટી ફેંકે છે]

પ્રમુખ

હા, ભગવન્!

ભગવાન

તમે આ તરફ ફરવા નીકળ્યા લાગો છો? કેમ, આ પ્રદેશ તમને ગમે છે?

પ્રમુખ અને બેચાર બીજા

[સામટા જ બોલે છે]

અમે આપની પાસે, વીનંતી કરવા આવ્યા છીએ.

[પ્રમુખ બીજાઓને શાંત રહેવા ઇસારતથી સમજાવી, બીજાઓથી સહેજ આગળ વધી]

અમે બહુ જ દુઃખી થઇ ગયા છીએ, એટલે આપ નીરાધારના આધાર હોઇ આપની પાસે આવ્યા છીએ.

ભગવાન

[અજાયબ થતાં]

હું સમજી શકતો નથી તમને. હું બીજા કોઇનો આધાર છું? એ કેમ બની શકે? મારે આધારે કોઇ ચાલતું નથી. કોઇને આધારે હું ચાલતો નથી. કુદરતના ક્રમને કોઇના આધારની જરૂર નથી.

પ્રમુખ

પ્રભો! આપ તો નીરંજન, નીરાકાર, સચારાચરવ્યાપી, દુઃખીઓના બેલી, ભક્તોના સહાયક છો, પ્રભો! આપ જ પરમેશ્વર છો, આપની આજ્ઞા વીના પાંદડું પણ હાલી શકતું નથી.

ભગવાન

[અકળામણ અનુભવતાં]

મારાથી તમારી આ ભાષા સમજાતી નથી.

[સાગરતરંગો ઉપર ઉડતાં નભવીહારી-પંખીઓ તરફ દ્દષ્ટી સ્થાપીને]

પેલાં સ્વાશ્રયી પંખીઓનાં ઉડ્ડયનોમાં મને વધુ રસ પડે છે.

પ્રમુખ

[આગ્રહપુર્વક]

ભગવાન, અમે હવે છેક જ કંટાળ્યા છીએ.

બીજો

હવે અમને અમારી સલામતી લાગતી નથી.

ત્રીજો

અમે બધાં છેક જ લુંટાઇ ચાલ્યાં...

ચોથો

ભુખમરો, અજ્ઞાનતા અને નીગધારી અમારી સામે ડોળા ઘુરકાવતાં ખડાં છે.

પ્રમુખ

અમારે માત્ર આપનો જ આશરો છે.

ભગવાન

એ બધું કોણે કર્યું? શાથી થયું?

પ્રમુખ

અમે દેશી રાજ્યોની પ્રજા છીએ...

ચોથો

અમને દેશી રાજાઓ પીડે છે.

બીજો

માંધાતા બની તેઓ અમારી ઉપર આપખુદ સત્તા ચલાવે છે!

ભગવાન

[સાશ્ચર્ય]

એ બધું વળી શું છે? દેશીરાજ્યો એ શું, દેશી રાજા વળી કોણ, પ્રજા એ શું ચીજ છે! આ બધા ઘોંટાળામાં મને ન નાખો, જુઓ જુઓ, પેલા મહાસાગરના અગાધ જળતરંગો ઉપર નીર્ભયતાથી વીહરી રહેલાં નાનકડાં પંખીઓ...

પ્રમુખ

[વચ્ચે જ]

હીંદુસ્થાનના માણસો ઉપર પરદેશીઓનું રાજ્ય અમુક પ્રદેશમાં છે અને બીજા પ્રદેશમાં દેશી રાજાઓ છે.

ભગવાન

તે શું એક માણસ બીજી જાતના માણસ ઉપર અધીકાર ભોગવે છે? એ કેવું?

[વીચાર કરી] એમ હશે કદચ કે પેલા અધીકાર ભોગવનારાઓ કરતાં બીજા માણસો જુદી જાતનાં પ્રાણીઓ હશે?

ચોથો

ના પ્રભો! પેલા પરદેશીઓ માત્ર રંગે ગોરા છે, અમે ઘઉંવર્ણા છીએ, પણ દેશી રાજાઓ તો અમારા જેવા જ છે...

ભગવાન

તો પછી તે તમારી ઉપર રાજ કેમ કરે છે? તેઓ સંખ્યામાં વીશેષ હશે?

પ્રમુખ

ના પ્રભો! દેશી રાજાઓ તો પાંચસો છે અને દેશી રાજ્યની જનતા સાત આઠ કરોડ જેટલી છે.

ભગવાન

અને પેલા ગોરા કહ્યા તે?

ત્રીજો

તે તો બહુ બહુ તો બે ચાર લાખ...

ભગવાન

તે કેટલાઓની ઉપર રાજ્ય ચલાવે છે?

પ્રમુખ

લગભગ પચીસથી સત્તાવીશ કરોડ ઉપર...

ભગવાન

પેલાં પંખી જુઓ, કેવાં બધાં ઉડે છે. તેમની ઉપર કોઇ બીજા પંખીનું રાજ્ય નથી. તે નીચેનાં ઉદ્ધીજલતરંગોથી ડરતાં નથી. ખરૂં?

પ્રમુખ

[નીચે જુવે છે, પ્રતીનીધીમંડળ પણ નીચે જુએ છે. ભગવાનનું કથન એમનાથી બરાબર સમજાતું લાગતું નથી]

ખરૂં, પ્રભો!

ભગવાન

ત્યારે તમે કહો છો તે મનુષ્યો આ પંખીઓ કરતાં જુદી જાતનાં હશે?

**પ્રમુખ**

તેઓ અમને કહે છે કે તે બધા આપના પુત્રો છે.

**ભગવાન**

[ચમકીને પોતાના સર્વાંગને જોઇ]

મારા પુત્રો? અને તે પાંચસો! શું મારું પણ તેઓ અપમાન કરે છે? ત્યારે તો તેઓ બહુ ભારે લડવૈયા હશે? એટલે જ તેઓ સરેરાશ ૧૪૦૦૦૦ માણસોને કાબુમાં રાખી શકતા હશે. *

**ચોથો**

એ બધા અમારા જેવા જ છે.

**ભગવાન**

ત્યારે તેઓ તમને કેમ દબાવી શકે, કેમ લુંટી શકે, કેમ હેરાન કરી શકે? પેલાં પંખીઓ જુઓ, તમારામાં એમના જેટલી આત્મશ્રદ્ધા, એમના સમી સાહસીક વૃત્તી, અને મૃત્યુના ભયનો ત્યાગ નહીં હોય....

[પ્રતીનીધીમંડળન. સભ્યો પરસ્પરની સામે જુવે છે]

તમારા પોશાક, તમારા દેખાવ, તમારી ભાષા એ બધું જોતાં લાગે છે કે તમે બધા છુટા છુટા રહેનારા હશો, પેલાં પંખીઓની માફક સાથે સાથે રહી શકતા નહીં હો...

**ચોથો**

[વચ્ચે જ]

ખરું છે પ્રભો! પણ શું ત્યારે એ લોકો આપના પુત્રો નથી?

**ભગવાન**

એમ કહેવા કરતાં મારું વીશેષ અપમાન બીજી કોઇ રીતે થઇ શકે તેમ નથી. પણ તમને એ શું કરે છે?

**પ્રમુખ**

અમારી પાસેથી પૈસા લઇ અમને ભુખ ભેગા કરી, તેઓ વીલાસ ભોગવે છે, પેલા પરદેશીઓની ખુશામદ કરી એમની દોસ્તી કેળવી અમને તે ડરાવે છે......

**ભગવાન**

અને તમે ડરો છો? તમે આટલા બધા એ બધું મુંગે મોઢે સાંખી લો છો? કુદરતના કાનુનથી એ ઉલટું છે. જેમને ન ડરવું હોય, ન લુંટાવું હોય, તેને કોઇ ડરાવી કે લુંટી શકતું નથી. કુદરતનો એ ક્રમ જ નથી. પણ માણસ કુદરત પાસેથી કંઇ શીખતો નથી! 'બળીઆના બે ભાગ' એ કુદરતનો ક્રમ છે. જે પોતાનું બળ વીશેષ ખીલવે તે કુદરતી તત્વો ઉપર વીશેષ કાબુ જમાવી શકે. પણ કુદરતમાં નીર્માલ્યતાને સ્થાન નથી સરીતાઓનાં પાણી મુર્દાંને સંઘરતાં યે નથી, સાગરજળ પણ નીર્માલ્યતાને બહાર ખેંચી નાખે છે. હા, પણ પેલાં પંખી જુઓ, કેવાં એ સ્વતંત્ર રીતે વીશાળ ગગનમંડળમાં, વીશાળ સાગરની ઉપર, વીના ભયે ઉડી જીવનના ઉલ્હાસ મ્હાણી શકે છે.

**ચોથો**

હવે સમજાયું, પ્રભો!

**ભગવાન**

કે?—

**ચોથો**

એક મનુષ્ય બીજા મનુષ્યની નીર્માલ્યતાને લીધે જ તેને દબાવી કે ડરાવી શકે છે. મનુષ્ય મનુષ્ય ઉપર રાજ્ય ચલાવે એ જ

---

* છેલ્લા વસતી પત્રક પ્રમાણે હીંદની વસતી ૩૫ કરોડની થઇ છે, એટલે દેશી રીયાસતોની જનસંખ્યા વધીને છને બદલે સાત કરોડ થયેલી માનીએ તો ૫૦૦ રાજાઓને હીસાબે સરેરાશ એક રાજા ૧૪૦૦૦૦ માણસોને કચડી શકે છે એવી ગણતરી થાય.

કુદરતી ક્રમથી ઉલટું છે. મનુષ્ય માત્ર સમાન છે, મનુષ્ય માત્ર સ્વતંત્ર છે,......

**ભગવાન**

બરાબર છે.

**ત્રીજો**

તેથી તેણે સ્વતંત્ર રીતે જીવન જીવવાનો જ આગ્રહ રાખવો જોઇએ.

**પ્રમુખ**

તે માટે તેમણે પેલાં પંખીઓ જેટલો અંદર અંદર સહકાર કેળવી, સાહસીક અને આત્મશ્રદ્ધાવાન બનવું જોઇએ.

**ભગવાન**

મને એકાંતમાં રહી ચીંતન કરવા વખત જોઇએ છે. તમે હવે મને એટલી છુટ લેવા દેશો?

[પ્રમુખ નમસ્કાર કરે છે, બીજા બધા તેમ કરે છે અને જવા લાગે છે. તેમના જવા પછી]

કેવાં પેલાં પંખીઓ કલ્લોલ કરે છે?

[એટલામાં કંઇ ખડખડાટ થતાં ભગવાન ચમકીને તે તરફ જુવે છે, તેમના મુખ ઉપર કંટાળાનાં સ્પષ્ટ ચીન્હો દેખાય છે, તેટલામાં નારદ આવતા દેખાય છે. તે નજીક આવતાં]

આવો, જુવો, પેલાં પંખી...

**નારદ**

ભગવાન, પેલું પ્રતીનીધીમંડળ આપને મળી ગયું?

**ભગવાન**

નારદ, તમારી મશ્કરીની ટેવ હજુ ન જ ગઇ? તમે એ લોકોને મને કંટાળો આપવા મોકલી, મારા ચીંતનકાર્યમાં વીઘ્ન નાખ્યું! પણ મને બીજી રીતે કંઇક નવું જાણવાનું મળ્યું.

**નારદ**

એ શું, પ્રભો!

**ભગવાન**

કે હજુ પૃથ્વીના એક ભાગ ઉપર એવાં માનવજંતુઓ વસે છે, કે જે પોતાના જેવા જ બીજા એક માણસની સામે લાખોની સંખ્યામાં હોવા છતાં ટકી શકતાં નથી. ખરેખર, તમારો હજી પૃથ્વી ઉપરના માનવસમાજનો પુરેપુરો વીકાસ થયો દેખાતો નથી.

**નારદ**

તેથી તો પેલા બળીઆઓ પૃથ્વી પરના પ્રભુનું સ્થાન પટકાવી બેઠા છે.

**ભગવાન**

નારદ, હજી પૃથ્વીપરના મનુષ્યોનો વીકાસ થવો જરૂરનો છે. તેઓ આ પંખીઓ [નીચે સાગર ઉપર ઉડતાં પંખીઓ તરફ આંગળી ચીંધી] કરતાં પણ વીશેષ પછાત છે. તેથી જ તેઓ પોતાની અંદર રહેલી શક્તીને દાબી રાખી, પરાશ્રયી બની બીજાઓને કરગરવાની નીર્માલ્યતા સેવે છે.

**નારદ**

પ્રભો! આપ તેમનો ઉદ્ધાર કરો!

**ભગવાન**

હજી મારું આમ જ અપમાન કરવું ચાલુ રાખવું છે? હું શું કરી શકું તેમ છું? તમે નથી જાણતા કે કુદરતના ક્રમમાં કોઇની સત્તા ચાલતી નથી? માટે જ એવાં મનુષ્યોનો ઉદ્ધાર બે રીતે કુદરત કરે છે: જો તેનામાં ચેતનનો કંઇ પણ અંશ અને બુદ્ધી હોય તો તેને ખીલવીને, નહીં તો તેમનો વીનાશ કરીને.

[એકાએક તે ધ્યાનમગ્ન બને છે, નારદ આમ તેમ આંટા મારવા લાગે છે.]

સંપુર્ણ

# નિઃશ્વાસનાં પૂર

લેખક:

**ચીનુભાઇ ઠાકુર**

[૧]

જોબનવંતી રૂપાળી ને કોમળ-અંગી રે!
નીર્ભાગ્ય નીરાશ ને નીર્ધન! બનતું મૃત્યુ સંગી રે!
ઉંચકજો કોમળ કરથી
આખો જન્મારો બળતી!

[૨]

નાજુક અંગે વીંટાએલાં વસ્ત્રો નીહાળો;
દુઃખનાં વારી અનીરત નીતરે; હળવે પંપાળો–
પ્રેમલ કરથી ઉઠાવો,
ધરજો કોમળ ઉર-ભાવો.

[૩]

ઘૃણાથી ના અડકો એને ભીની આંખે જોજો,
એકે નવ રયાં કલંક; એનાં રડતાં ચક્ષુ લ્હોજો.
રહેલું એનું સર્વસ્વ
માત્ર એકલડું નારીત્વ!

[૪]

ન્હાવરા હીમ્મતબળથી કીધો એહકનો બળવો?
નવ કરશો એનાં વીવેચન કે અન્વેષણ કો!
કલંકો મરતાં ભુંસાયાં
સુંદર માત્ર રહી છાયા

[૫]

અંબોડેથી વીખરાએલા રૂપાળા કાળા
સમારજો ધીરેથી એનાં ઝુલ્ફાં સુંવાળાં.
શાન્તી-ઝરતા એ હોઠો–
ચુંબન ધીરે ત્યાં ચોંટો!

[૬]

કોણ પીતા? જનની કયાં? એને બ્હેની શું હોશે?
ભ્રાતા કોણ? એ દુખીયારીનું કો વ્હાલું રોશે!
દયા આ દેશની સૈ જોશે!
એની લાશ હવે કો'શે?!

[૭]

ભ્રાતા-ભગીની માત-પીતાની ઉર્મીઓ બદલાઇ!
પ્રેમ પડયો ઉંચા શીખરેથી! કીસ્મત ગયું કચડાઇ!
ભરેલા આખા શહેર મહીં–
રહેવા એને સ્થાન નહીં!

[ ૮ ]

સરીતા જળમાં આધે સુધી અજવાળાં પડતાં;
રાતે શૂક વીનાની ઉભી; થાકે રડતાં રડતાં!
મોટાં મોટાં ઘર સઘળે–
એને સુવા ક્યાંય ન રે!

[ ૯ ]

કરપીણ દુનીયાનાં કામાં ના એને કંપાવે,
ઘુઘવતી સરીતા ના એને જરીય ગભરાવે,
વાયુ ઠંડા ધ્રુજાવે!
કુદરત યે વેરી થાયે!

[ ૧૦ ]

ગાંડાતુર ગર્જન્તા' પાણી જોતાં નહીં ડઘાઇ,
"હાશ હવે!" કહી દોટ મુકી જઇ જળમાં પછડાઇ!
'નડતાં કોને કોનાં પાપો?!'
દેતી દારૂણ એ શાપો!

[ ૧૧ ]

હૈયા–સુનાં માણસ એમાં ના'જો ને ધોજો!
હોંશે દુખીયારીનાં આંસુ લોહી તણાં પીજો!
તસ્વીર આ ચીતરી જોજો!
ઉરની ક્રૂરતા પર રોજો!

[ ૧૨ ]

ઠંડાં ગાત્રો થીજે એનાં તે પહેલાં જાજો,
વીનય અને માયાથી એને દીલાસા દેજો,
નાજુક નાની રૂપાળી
કોમળ કરથી ઉંચકજો!

[ ૧૩ ]

શુન્યતા સહ દ્રષ્ટી સાંધે એની સુની આંખે,
ઘેરી મલીનતાની પેલી પાર ભવીષ્ય વાંચે?
એને ધીરેથી મીંચજો!
આંખનાં અમૃત ત્યાં સીંચજો

[ ૧૪ ]

દુઃખી રીતે નાશ થતી રે!
પાશવતાથી મરતી!
આવી ઉંઘ મહીં એ પાગલ
પણુની જ્વાળા બળતી!
મુંગા શબ્દો ઉચરતી
કર બે છાતી પર ધરતી.

[ ૧૫ ]

નીર્બળતા સ્વીકારે જીવન
પાપી એ સ્મરતી,
પોતાના સૌ પાપ વીનયથી
જગ ચરણે ધરતી!
નારીઓ ભડકે ભડભડતી!
જન્મ થકી રડતી રડતી!! *

* થોમસ હુડના એક કાવ્ય ઉપરથી ફેરફાર સાથે.

# બહિષ્કૃત હિંદીઓ: સામ્રા

## સામ્રાજ્ય પાછ

## પારસી સમાજની

**બ્રિટિશ સામ્રાજ્યમાં મુસાફરી કરતાં મી. ટી. પી. દાવરને થયેલા કડવા અનુભવ તે જાતે જ વર્ણવી બતાવે છે.**

[ લેખક :

જે સમયે હીંદને બ્રીટીશ સામ્રાજ્યનાં બીજાં સંસ્થાનોની સમાન સ્થીતીમાં મુકવા માટેનું બંધારણ ઘડવા સારૂ ઇગ્લંડ તેમજ હીંદમાં પ્રયાસ થઇ રહેલા છે, તે જ સમયે સામ્રાજ્યના ગોરાં સંસ્થાનોમાં હીંદીઓને સામ્રાજ્યનાં અંત્યજો તરીકે માની, તેમની સાથે એ જાતનું વર્તન ચલાવવાનું હજુ ચાલુ જ રહ્યું છે. મારા તાજેતરના અનુભવથી એ વાત મને સુર્યના પ્રકાશ જેવી સમજાઇ ગઇ છે.

ગયા ફેબ્રુઆરીમાં હું ઓસ્ટ્રેલીઆની થોડા દહાડાની મુસાફરીએ ગયો, ત્યારે બ્રીસ્બેનના બંદરેથી હું ત્યાંની ભુમીમાં દાખલ થયો હતો. એ બંદરનાં બારણામાં હું હજી તો પગ મુકું ત્યાં તો ત્યાંના વસાહતખાતાના અધીકારીઓએ મને સીધા, આડા અને અવળા એમ અનેક જાતના પ્રશ્નો પુછ્યા હતા, તેમાં કેટલાક તો તદ્દન બીનજરૂરી અને અપમાનકારક હતા. છતાં મારે તે તમામ અપમાનો ગળી જઇને, બધા જ સવાલોના જવાબ આપવા પડયા હતા.

જાણે બધા જ હીંદીઓને જોતાં જ તેઓ બોલ્શેવીક હોય એમ અહીં માની જ લેવામાં આવે છે, તેથી મને એવો પ્રશ્ન પણ પુછવામાં આવ્યો હતો કે, 'તમે બોલ્શેવીકો તરફ સમભાવ બતાવો છો ખરા કે?''

આ જ વખતે, મારી સાથે જ સ્ટીમરમાંથી ઉતરેલા બ્રીટીશ સામ્રાજ્યના બીજા પ્રદેશવાસીઓને માત્ર તેમના મુસાફરીના પરવાના [Passports] જોઇને જ એક પણ પ્રશ્ન પુછ્યા વીના જવા દેવામાં આવ્યા હતા.

મારી પાસે લંડનથી કઢાવવામાં આવેલો મુસાફરીનો પરવાનો હતો, ઉપરાંત મેં ત્યાંના સત્તાવાળાઓને એવી ખાત્રી આપી હતી કે, એશીઆવાસીઓની સામે જે પ્રતીબંધ ત્યાં છે, તેનો ભંગ કરીને હું, ઓસ્ટ્રેલીઆમાં કાયમને માટે રહેવા માટે મને પૈસા મળે તો પણ રહેવાની દરકાર કરૂં તેમ નથી, તેમ છતાં પણ મારી ઉપર આવાં વીતક નાખવામાં આવ્યાં હતાં.

* * *

# ઉદ્ધત ગોરાં સંસ્થાનો

# જયમાં તેમનું સ્થાન નથી

# ળ મરી ફીટનારાઓને અર્પણ

## સામ્રાજ્યનાં સંસ્થાનોને કંઈજ પરવા નથી

ટી. પી. દાવર ]

ન્યુઝીલેન્ડમાં પણ હું માત્ર મુસાફર તરીકે જ ગયો હતો, ત્યાં બંદર ઉપર ઉતરતાં ભરવું પડતું નીયમ પ્રમાણેનું ફારમ ભરવા છતાં, એ દેશના કાયદાઓનું પાલન કરવા માટેની સોગંદ ઉપર પ્રતીજ્ઞા લેવી પડી હતી—જાણે કે તે સમજી શકાતું જ ન હોય—ઉપરાંત ૧૦૦ પાઉંડ ત્યાં અનામત મુકવા પડ્યા હતા. આ માત્ર હું એશીઆવાસી—હીંદી હોવાને લીધે જ; બાકી તો તમામ બ્રીટીશ ગોરી પ્રજા અને અમેરીકનોને માટે પણ પ્રતીજ્ઞાપત્ર ભરવું પડતું નથી કે નાણાં અનામત મુકવાં પડતાં નથી.

*　　*　　*

હું જ્યારે ન્યુઝીલેન્ડમાં હતો ત્યારે ત્યાંથી વ્હાઇટ સ્ટાર કંપનીની સ્ટીમર મારફત દક્ષીણ આફ્રીકા જવા માટેની ટીકીટ લેવાનો મેં પ્રયાસ કર્યો હતો, પરંતુ મને તે કંપનીના આડતીઆઓએ ખુલ્લે ખુલ્લું જણાવી દીધું કે, અમારે એ કંપનીની સ્ટીમરો ઉપર કોઇ પણ હીંદીને મુસાફરી કરવા માટે ટીકીટો આપવી જ નહીં એવી અમને કંપની તરફથી ખાસ સુચનાઓ મળેલી છે.

તેમ છતાં ત્યાંથી સીડની આવીને મેં દક્ષીણ આફ્રીકા જવાની ટીકીટ મેળવી, એમ કરવામાં મારો આશય એ હતો કે ત્યાંથી ઇજીપ્તની મુસાફરી કરીને છેલ્લે મારે હીંદુસ્થાન જવું.

પરંતુ કેપટાઉન પહોંચ્યા ત્યાં તો, ત્યાંના વસાહતખાતાના સત્તાવાળાઓ તરફથી, મને તેમના ૧૯૧૩ ના વસાહતી કાનુનની કલમ પ્રમાણે તુરત તુરત નોટીસ પહોંચાડવામાં આવી. એ કલમ દક્ષીણ આફ્રીકાના યુનીયનના કોઇ પણ ભાગની જમીન ઉપર એશીઆવાસીઓને પગ મુકતાં અટકાવે છે.

મારે સારૂ હીંદી સરકારના દક્ષીણ આફ્રીકામાંના એજંટે ભારે પ્રયાસ કર્યા, તેમ જ કેપટાઉનમાં વસતા એક જરથોસ્તી ભાઇએ માત્ર એ દેશમાં ફરીને ચાલ્યા જવાની કામચલાઉ પરવાનગી મને મળે તે માટે ઘણાં ઘણાં વાનાં કર્યાં, છતાં મને ત્યાંની જમીન ઉપર પગ મુકવાની તો પરવાનગી

# ને પાંશરાં કેમ કરશો?

ન જ અપાઇ, પણ ઉલટાં હું જે સ્ટીમરમાં ત્યાં ગયો હતો તેમાંથી ઉતરીને તે જ દીવસે દરબન જતી બીજી સ્ટીમરમાં બેસવાની મેં પરવાનગી માગી તે પણ મને આપવામાં આવી નહીં. મારો વીચાર એવો હતો કે દરબન વાળી સ્ટીમરમાં જઇ, દરબનથી પુર્વ આફ્રીકા જતી બીજી સ્ટીમર બદલીશ, છતાં તેટલી છુટ પણ મને આપવામાં ન આવી.

કેપટાઉનના સત્તાવાળાઓની આવી મુર્ખતા ભરી અને અભીમાની વલણને લીધે, મારે પુષ્કળ પ્રતીકુળતા વેઠીને તેમ જ નકામા ખર્ચમાં ઉતરીને, એની એ જ સ્ટીમરમાં ફરજીયાત લંડન જવું પડયું, આથી મારો તમામ કાર્યક્રમ ઉલટાઇ ગયો અને મારી બધી યે યોજનાઓ તુટી પડી.

* * *

જગતના ઘણા ભાગોમાં મેં મુસાફરીઓ કરી છે, તે ઉપરથી હું ખાત્રીપુર્વક કહું છું કે, બ્રીટીશ સામ્રાજ્યનાં સંસ્થાનોમાં અને વસાહતોમાં મારા દેશવાસીઓ તરફ જે જાતનો અવરોધ અને શરમજનક ઇર્ષ્યાભર્યો ભેદભાવ બતાવવામાં આવે છે, તેવું બીજે કયાંય થતું ભાગ્યે જ મારા જાણવામાં આવ્યું છે. મારે જે વેદનાભર્યાં અપમાનો વેઠવાં પડયાં છે, તે માત્ર સંકુચીત મનોદશા, જાતીય દ્વેષ અને મીથ્યા મોટાઇની હલકટ ભાવનામાંથી જ જન્મે છે, તથી દેશ દેશ વચ્ચેની કડવાશની લાગણીઓને ઉત્તેજન મળે છે, આવી પરીસ્થીતી કાયમ હોય ત્યારે સામ્રાજ્યને "સ્વતંત્ર રાષ્ટ્રોનો સંઘ" બનાવવાની થતી બધીએ વાતો બીજું કશું જ નહીં પણ કેવળ દંભી ઢોંગ હોય તેવી જ થઇ પડે છે.

ગમે તેવા મોટા દરજ્જાનો કે ગમે તેટલી શીક્ષણની લાયકાતવાળો હીંદી, સામ્રાજ્યનાં કેટલાંક સંસ્થાનોમાંથી પસાર પણ થઇ શકતો ન હોય, તો પછી ત્યાં તેના કાયમના વસવાટની તો વાત જ શું કરવી? આમ છતાં એ સંસ્થાનોના ગમે તેવા હાલી–મવાલીઓ માત્ર ગોરી ચામડીવાળા બ્રીટીશ પ્રજાના હોવાની એકલી જ લાયકાતથી હીંદમાં કાયમનો વસવાટ કરી શકે છે, તેમ જ પોતાની મરજી માફક હીંદમાં આર્થીક લુંટ ચલાવી શકે છે!

આવી પરીસ્થીતીમાં આપણા દેશવાસીઓ આ 'યશસ્વી સામ્રાજ્ય'ની જંજીરોમાંથી મુક્ત બનવા માટેના જુદ્ધમાં ગમે તેટલા ભોગ આપવા તત્પર બને એમાં શું નવાઇ?

દરીઆપાર વસતા પોતાના બીરાદરોને યોગ્ય ન્યાય મળે તે માટે, તેમ જ આપણા રાષ્ટ્રીય સ્વમાન અને પ્રતીષ્ઠાને સાચવવા માટે, સ્વદેશમાં વસતા હીંદીઓ નીદાન એટલું કરી શકે છે કે, જે જે દેશો હીંદની પ્રતીષ્ઠાનું અપમાન કરતા હોય, તેમને તેમની જ રીતે પુરેપુરો સ્વાદ ચખાડવા તેમ જ રાષ્ટ્રીય વેરનો બદલો લેવા માટેના કાયદાઓ હીંદી ધારા સભામાં પસાર કરાવવા.

ન્યાય અને નીષ્પક્ષપાતપણાના ભારે હેવાનીયત ભરેલો દાવો કરનારા આ બ્રીટીશ સામ્રાજ્યના સભ્ય તરીકે રહેવા માટે મારા જે દેશબંધુઓ હજી યે ધમપછાડા કરી રહેલા છે, તેને માત્ર મારું એટલું કહેવું છે કે, એ સામ્રાજ્યનાં આશીષ્ફળોનો જાતી અનુભવ મેળવવા માટે તમે એ સંસ્થાનોમાં એક વખત સાદા સીધા હીંદી તરીકે મુસાફરી કરો. આ માટે હું તેમને માત્ર દક્ષીણ આફ્રીકાની જ મુસાફરી કરવાનું કહીશ, કે જ્યાં હજી યે આપણા હજારો દેશબંધુઓ પોતાની ઉપર લદાયલી શરમીંદગીભરી નાલાયકાતો નીચે કચડાતા, અપમાનભરી દશામાં જીવે છે. તેમની અ-

પ્રતીષ્ઠા કરનારાં જે બંધનો એમની ઉપર નાખવામાં આવ્યાં છે તેથી ગાંધી–સ્મટ કરારનામાનો તેમ જ તેવાં બીજાં લખાણોનો સીધો અને તુંદમીજાજભર્યો ભંગ કરવામાં આવે છે.

લંડન : મે : ૨૦ : ૩૧

* * *

[ મી૦ દાવરને સામ્રાજ્યનાં તોછડાં ગોરાં સંસ્થાનોમાં આવાં અપમાન સહન કરવાં પડે છે. એથી તે ભાઇને સામ્રાજ્ય તરફ વજ્રી તીરસ્કાર થયો છે. પરંતુ અમે તો ખુદ મુંબાઇના બંદરમાં યુરોપ જતા આપણા પ્રતીષ્ઠીત હીંદીએ.નાં થતાં ભયંકર અપમાન નજરે જોયાં છે, તેમ જ તેને લગતી અનેક શરમકથાઓ સાંભળી છે.

બંદર ઉપર જે ગીજાજી અને તોછડા સાર્જંટો વ્યવસ્થા માટે–અથવા કહો કે પોતના ગોરા અભીમાનનું પ્રદર્શન કરવા સારૂ–ઉભા રહે છે, તે ગમે તે દેશના હાલી મવાલી જેવા ગોરી ચમડીવાળા મુસાફરનો પાસપોર્ટ દુરથી જોઇને જ તેમને સ્ટીમર પર જવા દે છે, ત્યારે પ્રતીષ્ઠીત, સુશીક્ષીત અને સંસ્કારીતામાં કોઇ પણ મોભાદાર ગોરાથી સહેજ પણ ન ઉતરે તેવા હીંદીઓના પાસપોર્ટ ચીપી ચીપીને જોતાં, તેમને અનેક સવાલો કરતાં અને તેમની સાથે અપમાનજનક રીતે વર્તતાં જોયા છે. ગયા એપ્રીલના છેલ્લા અઠવાડીઆમાં ફ્રાન્સ જતા અમારા એક સ્નેહીને આવી દશામાં મુકવામાં આવ્યા, ત્યારે તેમણે અકળાઇને પેલા ભીજાજી અને તોછડા સાર્જંટને પુછયું: "તમે બધા મુસાફરોના પાસપોર્ટ આવી જ રીતે તપાસો છો?"

"ના."

રંગદ્વેષનું સંપુર્ણ પ્રદર્શન કરતાં, અને જાણે એ જવાબ આપવામાં પોતે બ્રીટીશ સામ્રાજ્યની પ્રતીષ્ઠાને હીંદમાં વીજયશાળી બનાવે છે એવું સ્પષ્ટ અભીમાન બતાવતાં, જ્યારે એ સાર્જંટે 'ના' શબ્દ ઉચ્ચાર્યો, ત્યારે પેલા હીંદી સજ્જન તરફ એના મોં પર અને આંખોમાં જે તોછડાઇ તરવરતી હતી, તે અમે નજરો નજર જોઇ છે.

આ જાતના અનુભવ જેમને થયા હોય, તેવાં હીંદી સ્ત્રી પુરૂષોને અમે ચર્ચા ચલાવવા આમંત્રણ આપીએ છીએ. તંત્રી ]



# સભ્યતાનો નાશ કરો!

જે સભ્યતાને નામે જગતના કરોડો મનુષ્યોનો સંહાર થાય છે, તે સભ્યતાના નાશની જરૂર છે.

—: લેખક :—
સામાન્યજન

ઉદ્દામ વીચારકોએ સભ્યતા [Civilisation] ના પ્રશ્ન વીષે અત્યાર સુધીમાં ઓછામાં ઓછો વીચાર કર્યો છે. તે લોકો એ વાત જ વીસરી ગયા છે કે, સભ્યતા એ પણ રાક્ષસતા અને અનાર્યતાની માફક એક ઐતીહાસીક ક્રમ છે.

પશ્ચીમના માણસો એ ઐતીહાસીક ક્રમને માનવ જાતીની ઉત્ક્રાંતી તરીકે ઓળખાવે છે. તેમના ક્રમ પ્રમાણે હાલના મુડીવાદના આશરાવાળી સભ્યતાવાળો માણસ મુળ વાંદરા જેવા જંગલી પ્રાણીમાંથી વીકાસ પામ્યો છે.

છતાં એ સભ્યતાના મુળ મુદ્દાની ચર્ચા વખતે ઉદ્દામ વીચારકો ગુંચવાડો કરે છે, મુડીવાદી અને વર્ગોનું જ હીત જોનારી સમાજરચનામાં જેનાં બહુ વખાણ થાય છે તે સભ્યતાની બરાબર મીમાંસા કરી તેની તેઓ પુરેપુરી ઝાટકણી કાઢી શકતા નથી. તેમ કરતાં તેમને સમાજનો ડર લાગે છે, તેથી રાક્ષસતા અને અનાર્યતાની માફક સભ્યતા પણ એક ઐતીહાસીક ક્રમ છે એનો નીર્ણય કરવાના કામથી પણ તેઓ દુર રહ્યા છે.

સભ્યતાના પ્રશંસકો માને છે તેમ સભ્યતા અમર વસ્તુ નથી. પ્રત્યેક ઐતીહાસીક ક્રમની માફક એનો સમય પણ પુરો થશે, અને જેમ રાક્ષસપણા [savagery] પછી અનાર્યપણું [barbarism] આવ્યું અને તે પછીના વીકાસક્રમમાં સભ્યતાએ [Civilisation] તેનું સ્થાન લીધું, તેમ હવે પછીના વીકાસમાં એ સભ્યતાનું સ્થાન સમાજવાદ (Socialism) લેશે, અને ઐતીહાસીક દશ્યપટ ઉપરથી સભ્યતા કાયમને માટે અદશ્ય થઇ જશે.

કાર્લ માર્કસના ઉદ્દામવાદી અનુયાયીઓ તરફથી તૈયાર થતા સાહીત્યમાં સુદ્ધાં ઘણી વખત અવતરણમાં 'સભ્ય' [Civilised]· 'સભ્યતા' વગેરે શબ્દો વપરાયલા જોઇએ છીએ. તેમાંથી એ ફલીતાર્થ નીકળે છે કે, એ શબ્દોમાં રહેલો અર્થ જોતાં જો તે મનુષ્ય માટે વપરાય તો તેનો 'ઘણા જ માનનીય' એવો અર્થ થાય છે, કોઇ કાર્ય માટે તે વપરાય ત્યારે તે 'ઘણું જ આદર્શનીય' એવો અર્થ થાય છે, અને કોઇ સંસ્થા માટે વપરાય ત્યારે 'કલ્પના કરી શકાય તેવી સારામાં સારી' તેવો તેનો અર્થ થતો હોય છે.

દાખલા તરીકે અમેરીકન માલીકીના રબરના ખેતરોમાં કામ કરનારા કામદારોની દુર્દશા માટે વીવેચન કરતાં કોઇ લેખક લખે કે: "આવી ગુલામી તો માત્ર 'સભ્ય' અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોમાં જ સંભવી શકે." અહીં 'સભ્ય' શબ્દને અવતરણ ચીન્હની વચ્ચે મુકવામાં એવો ધ્વની રહેલો

છે કે, આવી સ્થીતીનો સભ્યતામાં સમાવેશ થઇ શકે નહીં. પરંતુ તેમ કહેવું એ દોષભરી વીચારસરણી છે.

નીમંળ દ્રષ્ટીએ વીચાર કરનાર સમજી શકશે કે, એ સભ્યતાના પાયા ઉપર જ એક વર્ગ તરફથી થતી બીજા વર્ગની લુંટની ઇમારત ઉભી કરવામાં આવે છે. બીજા શબ્દોમાં કહીએ તો સભ્યતા–પછી ભલે તે ગુલામની, જમીનદારશાહીની કે મુડીવાદીની હોય–ને લુંટથી જુદી પાડી શકાતી નથી, એટલે ઉજળીયાત વર્ગ (Class society) તરફની લુંટનો નાશ કરવો તેનો અર્થ સભ્યતાનો નાશ કરવા બરાબર છે.

એટલે સભ્યતાને અવતરણ ચીન્હમાં પણ ઉદ્દામ વીચારકો પોતાના લેખોમાં મુકે, તેથી ઘણા જ ગેરલાભ થવા સંભવ છે, કેમકે તેથી સામાન્ય જનસમુહના મનમાં ગેરસમજ ઉભી થાય છે અને સામ્રાજ્યવાદીઓના તેમ જ મુડીવાદીઓના હાથે રીબાતા શ્રમજીવીઓને અને ખેડુત સમુદાયને છેલ્લે સરવાળે તેથી પારાવાર નુકશાન થાય છે.

આ સભ્યતાને ઉજળું નામ આપનાર મુડીવાદીઓની પ્રશંસા ગાનારા વીદ્વાનો છે, પરંતુ એ સભ્યતાની આસપાસ ઉભા કરેલા આભાસનું બલીદાન તો મુડીવાદના વીરોધી વીચારકો અને લેખકો પણ થઇ પડ્યા છે, એટલે જ્યાં સુધી સભ્યતાને લાગેવળગે છે ત્યાં સુધી બન્ને સામસામે જતા વીચારવાળાઓ એક બની જાય છે. પહેલા વર્ગના વીદ્વાનો માને છે કે, સભ્યતા અમરજીવી છે, અને મુડીવાદ એ તેની ઉંચામાં ઉંચી કક્ષા છે એટલે તે પણ એની જ માફક અમર છે. આધ્યાત્મીક દ્રષ્ટીવાળાઓના શબ્દોમાં કહીએ તો મુડીવાદી સભ્યતા એ જ સ્વયંભુ [absolute] છે. ત્યારે માર્કસના મતાનુયાયીઓ મુડીવાદને એ રીતે માનવા તૈયાર નથી, છતાં સભ્યતાને માટે તો તેઓ એ વ્યાખ્યા સ્વીકારે છે. આ સંબંધમાં વીચાર કરીએ તો, શ્રીમંતોની વીચારસરણીએ ચાલનારાઓ, ન્યાયની નજરે તેમના વીરોધીઓ કરતાં વીશેષ ખરા છે. કેમકે સભ્યતાને ત્રણ ક્રમ છે: ગુલામ, જમીનદાર અને મુડીવાદી. અને તેમાંના બે તો અત્યાર પહેલાં પૃથ્વીપરથી અદ્રસ્ય થઇ ઇતીહાસની અગાધ ગુફામાં ભરાઇ ગયા છે, અને માત્ર સભ્યતાને તેના મુડીવાદીઓની નજરે થતા અર્થમાં જ સ્થાન છે, એટલે તેનો અર્થ એટલો જ થયો કે એ જાતની સભ્યતાનો સ્વીકાર, તે બીજું કંઇ જ નહીં પણ માત્ર મુડીવાદનો જ સ્વીકાર છે. તેથી જ ભવીષ્યમાં ઉદ્દામ વીચારકોએ આ ઇંદ્રજાળમાંથી છુટી જવાની જરૂર છે. અત્યાર સુધી તેઓ એ ઇંદ્રજાળમાં ફસાયા તેનું કારણ એ જ કે, મુડીવાદીઓએ કરેલો સભ્યતાનો અર્થ તેમણે સાચો માનીને સ્વીકારી લીધો. એમનો એ અર્થ. મનુષ્યમાં જે જે કંઇ ઉત્તમ તત્ત્વો છે તે, અને તેની ઉત્ક્રાંતી થઇને તે જે વધુ પરીપુર્ણ બન્યો છે તેને બતાવનારો લેખાય છે. આથી બીજા ઉદ્દામ વીચારકો ફસાયા, પરંતુ એન્જલ્સ તેમાં ફસાયો નહીં, તેની નજરે તો સભ્યતા એટલે સફાઇથી જનતાને લુંટનારો સમાજ એ જ અર્થ થયો હતો.

ઉંડા વીચારકો કહે છે કે માનવ સમાજ ત્રણ વીભાગોમાંથી પસાર થયો છે. એ ત્રણ વીભાગ મનવજાતીની ઉત્ક્રાંતીનાં પગથીયાં મનાય છે–રાક્ષસ, અનાર્ય અને સભ્ય માનવજાતી એ તેના ક્રમ છે. જેમ હીંદમાં તેમ પશ્ચીમમાં પણ એવા ક્રમ યોજાયલા છે. હીંદમાં પણ પહેલા બે વર્ગમાં આવનાર મનુષ્યો અત્યાર પહેલાં નાશ પામી ચુક્યા

# સભ્યતાનો નાશ કરો!

જે સભ્યતાને નામે જગતના કરોડો મનુષ્યોનો સંહાર થાય છે; તે સભ્યતાના નાશની જરૂર છે.

—: લેખક :—
સામાન્યજન

ઉદ્દામ વીચારકોએ સભ્યતા [Civilisation] ના પ્રશ્ન વીષે અત્યાર સુધીમાં ઓછામાં ઓછો વીચાર કર્યો છે. તે લોકો એ વાત જ વીસરી ગયા છે કે, સભ્યતા એ પણ રાક્ષસતા અને અનાર્યતાની માફક એક ઐતીહાસીક ક્રમ છે.

પશ્ચીમના માણસો એ ઐતીહાસીક ક્રમને માનવ જાતીની ઉત્ક્રાંતી તરીકે ઓળખાવે છે. તેમના ક્રમ પ્રમાણે હાલના મુડીવાદના આશરાવાળી સભ્યતાવાળો માણસ મુળ વાંદરા જેવા જંગલી પ્રાણીમાંથી વીકાસ પામ્યો છે.

છતાં એ સભ્યતાના મુળ મુદ્દાની ચર્ચા વખતે ઉદ્દામ વીચારકો ગુંચવાડો કરે છે, મુડીવાદી અને વર્ગોનું જ હીત જોનારી સમાજરચનામાં જેનાં બહુ વખાણ થાય છે તે સભ્યતાની બરાબર મીમાંસા કરી તેની તેઓ પુરેપુરી ઝાટકણી કાઢી શકતા નથી. તેમ કરતાં તેમને સમાજનો ડર લાગે છે, તેથી રાક્ષસતા અને અનાર્યતાની માફક સભ્યતા પણ એક ઐતીહાસીક ક્રમ છે એવો નીર્ણય કરવાના કામથી પણ તેઓ દુર રહ્યા છે.

સભ્યતાના પ્રશંસકો માને છે તેમ સભ્યતા અમર વસ્તુ નથી. પ્રત્યેક ઐતીહાસીક ક્રમની માફક એનો સમય પણ પુરો થશે, અને જેમ રાક્ષસપણા [savagery] પછી અનાર્યપણું [barbarism] આવ્યું અને તે પછીના વીકાસક્રમમાં સભ્યતાએ [Civilisation] તેનું સ્થાન લીધું, તેમ હવે પછીના વીકાસમાં એ સભ્યતાનું સ્થાન સમાજવાદ (Socialism) લેશે, અને ઐતીહાસીક દસ્પપટ ઉપરથી સભ્યતા કાયમને માટે અદસ્ય થઇ જશે.

કાર્લ માર્ક્સના ઉદ્દામવાદી અનુયાયીઓ તરફથી તૈયાર થતા સાહીત્યમાં સુદ્ધાં ઘણી વખત અવતરણમાં 'સભ્ય' [Civilised] 'સભ્યતા' વગેરે શબ્દો વપરાયલા જોઇએ છીએ. તેમાંથી એ ફલીતાર્થ નીકળે છે કે, એ શબ્દોમાં રહેલો અર્થ જોતાં જો તે મનુષ્ય માટે વપરાય તો તેનો 'ઘણા જ માનનીય' એવો અર્થ થાય છે, કોઇ કાર્ય માટે તે વપરાય ત્યારે તે 'ઘણું જ આદર્શનીય' એવો અર્થ થાય છે, અને કોઇ સંસ્થા માટે વપરાય ત્યારે 'કલ્પના કરી શકાય તેવી સારામાં સારી' તેવો તેનો અર્થ થતો હોય છે.

દાખલા તરીકે અમેરીકન માલીકીના રબરના ખેતરોમાં કામ કરનારા કામદારોની દુર્દશા માટે વીવેચન કરતાં કોઇ લેખક લખે છે: "આવી ગુલામી તો માત્ર 'સભ્ય' અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોમાં જ સંભવી શકે." અહીં 'સભ્ય' શબ્દને અવતરણ ચીન્હની વચ્ચે મુકવામાં એવો ધ્વની રહેલો

છે કે, આવી સ્થીતીનો સભ્યતામાં સમાવેશ થઇ શકે નહીં. પરંતુ તેમ કહેવું એ દોષભરી વીચારસરણી છે.

નીમંળ દષ્ટીએ વીચાર કરનાર સમજી શકશે કે, એ સભ્યતાના પાયા ઉપર જ એક વર્ગ તરફથી થતી બીજા વર્ગની લુંટની ઇમારત ઉભી કરવામાં આવે છે. બીજા શબ્દોમાં કહીએ તો સભ્યતા—પછી ભલે તે ગુલામની, જમીનદારશાહીની કે મુડીવાદીની હોય—ને લુંટથી જુદી પાડી શકાતી નથી, એટલે ઉજળીયાત વર્ગ (Class society) તરફની લુંટનો નાશ કરવો તેનો અર્થ સભ્યતાનો નાશ કરવા બરાબર છે.

એટલે સભ્યતાને અવતરણ ચીન્હમાં પણ ઉદ્દામ વીચારકો પોતાના લેખોમાં મુકે, તેથી ઘણા જ ગેરલાભ થવા સંભવ છે, કેમકે તેથી સામાન્ય જનસમુહના મનમાં ગેરસમજ ઉભી થાય છે અને સામ્રાજ્યવાદીઓના તેમ જ મુડીવાદીઓના હાથે રીબાતા શ્રમજીવીઓને અને ખેડુત સમુદાયને છેલ્લે સરવાળે તેથી પારાવાર નુકશાન થાય છે.

આ સભ્યતાને ઉજળું નામ આપનાર મુડીવાદીઓની પ્રશંસા ગાનારા વીદ્વાનો છે, પરંતુ એ સભ્યતાની આસપાસ ઉભા કરેલા આભાસનું બલીદાન તો મુડીવાદના વીરોધી વીચારકો અને લેખકો પેંથઇ પડયા છે, એટલે જ્યાં સુધી સભ્યતાને લાગેવળગે છે ત્યાં સુધી બન્ને સામસામે જતા વીચારવાળાઓ એક બની જાય છે. પહેલા વર્ગના વીદ્વાનો માને છે કે, સભ્યતા અમરજીવી છે, અને મુડીવાદ એ તેની ઉંચામાં ઉંચી કક્ષા છે એટલે તે પણ એની જ માફક અમર છે. આધ્યાત્મીક દષ્ટીવાળાઓના શબ્દોમાં કહીએ તો મુડીવાદી સભ્યતા એ જ સ્વયંભુ [absolute] છે. ત્યારે માર્કસના મતાનુયાયીઓ મુડીવાદને એ રીતે માનવા તૈયાર નથી, છતાં સભ્યતાને માટે તો તેઓ એ વ્યાખ્યા સ્વીકારે છે. આ સંબંધમાં વીચાર કરીએ તો, શ્રીમંતોની વીચારસરણીએ ચાલનારાઓ, ન્યાયની નજરે તેમના વીરોધીઓ કરતાં વીશેષ ખરા છે. કેમકે સભ્યતાને ત્રણ ક્રમ છે: ગુલામ, જમીનદાર અને મુડીવાદી, અને તેમાંના બે તો અત્યાર પહેલાં પૃથ્વીપરેથી અદશ્ય થઇ ઇતીહાસની અગાધ ગુફામાં ભરાઇ ગયા છે, અને માત્ર સભ્યતાને તેના મુડીવાદીઓની નજરે થતા અર્થમાં જ સ્થાન છે, એટલે તેનો અર્થ એટલો જ થયો કે એ જાતની સભ્યતાનો સ્વીકાર, તે બીજું કંઇ જ નહીં પણ માત્ર મુડીવાદનો જ સ્વીકાર છે. તેથી જ ભવીષ્યમાં ઉદ્દામ વીચારકોએ આ ઇંદ્રજાળમાંથી છુટી જવાની જરૂર છે. અત્યાર સુધી તેઓ એ ઇંદ્રજાળમાં ફસાયા તેનું કારણ એ જ કે, મુડીવાદીઓએ કરેલા સભ્યતાનો અર્થ તેમણે સાચો માનીને સ્વીકારી લીધો. એમનો એ અર્થ મનુષ્યમાં જે જે કંઇ ઉત્તમ તત્ત્વો છે તે, અને તેની ઉત્ક્રાંતી થઇને તે જે વધુ પરીપુર્ણ બન્યા છે તેને બતાવનારો લેખાય છે. આથી બીજા ઉદ્દામ વીચારકો ફસાયા, પરંતુ એન્જલ્સ તેમાં ફસાયો નહીં, તેની નજરે તો સભ્યતા એટલે સફાઇથી જનતાને લુંટનારો સમાજ એ જ અર્થ થયો હતો.

ઉંડા વીચારકો કહે છે કે માનવ સમાજ ત્રણ વીભાગોમાંથી પસાર થયો છે. એ ત્રણ વીભાગ મનવજાતીની ઉત્ક્રાંતીનાં પગથીયાં મનાય છે—રાક્ષસ, અનાર્ય અને સભ્ય માનવજાતી એ તેના ક્રમ છે. જેમ હીંદમાં તેમ પશ્ચીમમાં પણ એવા ક્રમ યોજાયલા છે. હીંદમાં પણ પહેલા બે વર્ગમાં આવનાર મનુષ્યો અત્યાર પહેલાં નાશ પામી ચુક્યા

છે. પશ્ચીમના વીચારકો ગુલામ, જમીનદાર અને મુડીવાદી એવા ત્રણ વીભાગો પાડે છે. તેમાંથી પહેલા બે વર્ગના લોકોનો પશ્ચીમમાં નાશ થઇ ગયો છે; એટલે કે પ્રાચીન યુગની જુદા જુદા પ્રકારની ગુલામી સભ્યતાનો [જે ઇજીપ્ત, ગ્રીસ, રોમ વગેરેમાં હતી] નાશ થયો છે, તે જ રીતે જમીનદારી સભ્યતાનો પે ત્યાં ભુતકાળમાં થયેલા બળવા અને યુધ્ધોથી નાશ થયો છે. તે જ રીતે અત્યારે કાર્લ માર્કસના વીચારાનુયાઇઓ સભ્યતાના છેલ્લા ક્રમ મુડીવાદને ફના કરવા તત્પર થયા છે. આમ છતાં જ એ વીચારસરણીવાળાઓ વળી પેલી સભ્યતા (જેનો તેઓ નાશ વાંચ્છે છે) માં શ્રદ્ધા ધરાવે અને એ સભ્યતાના ઐતીહાસીક ક્રમના સંબંધમાં ગોટાળો કરી તેને સંસ્કૃતી [Culture] ની સાથે સેળભેળ કરી નાખવા તત્પર બને એ નવાઇ જેવું છે.

## [૨]

**સમાજમાં** પ્રત્યેક યુગે યુગે તેના ખાસ લાક્ષણીક સંસ્કાર હોય છે અને તે એ યુગમાં વર્તી રહેલી ભૌતીક સ્થીતીના પાયા ઉપર રચાયલા હોય છે. કોઇ પણ સમાજના સંસ્કારનો આધાર તેનાં કલા, ધર્મ, તત્વ જ્ઞાન વગેરે તેનાં જે વીશીષ્ઠ અંગો તે વીકસાવે છે તેની ઉપર રહેલો છે એ બધાં તે સમાજના ઉજળીયાત વર્ગની મતા બના રહેલી હોય છે. પ્રત્યેક સમાજમાં તેનાં સત્રમાં અથવા તો નીદાન કેટલાંક સંસ્કારી તત્વો, એની સાથે ઓતપ્રોત બની ગયેલાં હોય છે.

એ સંસ્કાર (Culture) ના પણ ઐતીહાસીક ક્રમ હોય છે તે આ પ્રમાણેઃ રાક્ષસી સંસ્કાર, અનાર્ય સંસ્કાર અને સભ્ય સંસ્કાર [Civilised Culture]. ખરી રીતે જ્યાં સભ્યતા શબ્દ વપરાય છે ત્યાં એને બદલે સંસ્કાર એ શબ્દ મુકાવો જોઇએ. એટલે સંસ્કારનો ઐતીહાસીક ક્રમ ખરો છે, સભ્યતાનો એનો ક્રમ પેલા ભુલભર્યા અર્થ ઉપરથી યોજાયલો માનવાની ભુલ થાય છે. પરંતુ 'સભ્ય સંસ્કાર' એ શબ્દ જ્યારે સંસ્કારીતાના ઐતીહાસીક ક્રમમાં વપરાયો છે, ત્યારે સભ્યતાના ભુલભર્યા ઉપયોગની વાચકને ખાત્રી થશે. ટુંકામાં કહીએ તો જ્યાં સભ્ય સમાજ અથવા સમાજની સભ્યતા એ શબ્દો વપરાય છે, ત્યાં સંસ્કારી સમાજ અને સમાજની સંસ્કારીતા એ શબ્દો વપરાવા જોઇએ. આ દેખીતા ગુંચવાડાભર્યા ભાષાશાસ્ત્રના વીષયને વીશેષ સહેલી રીતે સમજવા માટે એક બીજા દ્રષ્ટીબીંદુથી આ વીષયને જોઇએ, તો એમ કહી શકાય કે, સભ્યતામાં જ વીશેષમાં વીશેષ સંસ્કાર ખીલી શકે છે. એ બન્ને શબ્દોના અર્થમાં રહેલા ભેદમાંથી ઐતીહાસીક તેમ જ સામાજીક વીજ્ઞાનમાં તેના ઉંધા ઉપયોગથી થયેલ ગુંચવણનો આપોઆપ ખુલાસો થઇ જાય છે. *

---

* સંસ્કાર [Culture] નો અંગ્રેજી શબ્દ મુળ લેટીનના 'Cultura' ઉપરથી યોજાયો છે, અને તેનો અર્થ ખેતી કરવી, જમીન ઉપર મજુરી કરવી, જમીનની દેખરેખ રાખવી તે થાય છે. ગ્રીકો તેમ જ રોમનોએ એ શબ્દનો અર્થ ક્રમશઃ વીકાસ અને માનસીક વીકાસ એ રીતે કરેલો છે.

જ્યારે સભ્યતા (Civilization) નું મુળ 'નગર અને નાગરીક' શબ્દના મુળ લેટીન શબ્દમાં રહેલું છે, 'Civitas' શબ્દનો મુળ અર્થ તો નાગરીકોની સમાનતા એમ

મુડીવાદીઓ, સત્તાવાદીઓ અને ઉજળીયાતો પોતાના સ્વાર્થની સીદ્ધી માટે આ જાતના અનેક ભ્રમ ઉભા કરે છે. કાર્લ માર્કસના યુગમાં અણઘડ અર્થશાસ્ત્રીઓએ, ઉત્પાદનને મુડીવાદીઓની ઉત્પાદનની રીતોની સાથે આવો જ ભ્રમ ઉભો કરનારી રીતે સેળભેળ કરી નાખી હતી, ત્યારે માર્કસે જનતાને ચેતવ્યા હતા. ઉત્પાદનની આ રીતો સમાજની તે યુગની ઐતીહાસીક પરીસ્થીતીના ખાસ પરીણામરૂપ હોવા છતાં, ખોટી રીતે તેને સામાન્ય ઉત્પાદન તરીકે ઓળખાવવામાં આવતી હતી. કેમકે તેમાં મનુષ્ય અને કુદરત એ બે મુખ્ય તત્વોનો ઉપયોગ કરવાનો હતો. દાખલા તરીકે તે વખતે ગુલામીની પ્રથા બંધ પડી હતી અને સામાન્ય માણસો પોતાની મજુરી વેચવાને સ્વતંત્ર હતા, એ મજુરીનો ઉપયોગ કરવામાં આવે નહીં તો મુડીવાદ વરાળ વીનાના એન્જીન માફક નકામી જડ વસ્તુ જ થઇ પડે. છતાં પેલા અવળમતીઆ અર્થશાસ્ત્રીઓએ મુડીવાદી ઉત્પાદનને મદદકર્તા તમામ ઐતીહાસીક

---

થતો, તે પછી તે તમામ નાગરીકો માટે વપરાયો અને છેલ્લે નગર માટે તે શબ્દ યોજાયો.

પ્રાચીનકાળમાં નાગરીકતાનું બંધારણ અમુક જાતીના ભદ્ર પુરૂષોના ધોરણે ઘડાયલું હતું, તે પછી તો માણસની પાસે જે માલમીલ્કત હોય તેને ધોરણે નાગરીકતાનો ક્રમ યોજાયો.

આ ઉપરથી જણાશે કે 'શહેર' અને 'સભ્યતા' એ બેની વચ્ચે ગાઢો સંબંધ છે, પરંતુ 'શહેર'ને 'સંસ્કાર'ની સાથે કશો જ સંબંધ નથી, છતાં અત્યારે મોટે ભાગે સભ્યતા અને સંસ્કારીતા એ બન્ને શબ્દોને એળવી નખવામાં આવે છે!

વીગતોની અવગણના કરીને તે ઉત્પાદનને સામાન્ય ઉત્પાદન તરીકે ઓળખાવી, ઇતીહાસના ક્રમને દુર રાખીને હમેશને સારૂ એ રીતનું ઉત્પાદન કુદરતી અને સાચું છે એવું સમજાવવા માંડયું હતું. તેવાઓની વ્યાખ્યા પ્રમાણે મુડીવાદી ઉત્પાદન આર્થીક ક્રમ નહીં પણ કુદરતી હકીકત ગણાવી શકાય! એવી જ રીતે અવળમતીઆ મનુષ્યશાસ્ત્રીઓએ એક જ પતી પત્નીથી ઉત્પન્ન થયેલ કુટુંબોને સમાજની ઐતીહાસીક સ્થીતી તરીકે નહીં પણ કુદરતી હકીકત તરીકે ઓળખાવવા માંડયાં હતાં. આથી અનેક બુદ્ધીમાન લેખકોએ એક પતીપત્નીવાળાં સભ્ય કુટુંબોની તેમ જ તેવાં જ કહેવાતાં અનાર્ય કુટુંબોની વચ્ચેના તફાવતનો સ્વીકાર કરવાની ના પાડી છે. પરંતુ કેટલીક જાતીઓમાં એક પતીપત્નીવાળાં કુટુંબ ટોળા માટે એક સ્ત્રીના રીવાજની ઉપર તરાપ મારવા જેવાં ગણાતાં હતાં. અત્યારે પણ જગતમાં એવી જાતીઓ વસે છે કે જ્યાં ગોત્ર બહાર વીવાહ કરવા માટે મૃત્યુની સજા થાય છે, તેઓ જે સ્ત્રીની ઇચ્છા હોય તો લગ્ન કર્યા સીવાય કોઇપણ પુરૂષ તેની સાથે શરીર સમાગમ રાખે તેની છુટ આપે છે, એ બતાવી આપે છે કે એ સમાજમાં એક વખત અમુક સંખ્યાના પુરૂષો એક સ્ત્રી સાથે લગ્ન કરતા હતા [group marriage] અને ઘણી વખત તો ભાઇબ્હેનની વચ્ચે પણ લગ્ન સંબંધ બાંધતા હતા. એટલે પરગોત્રની એક સ્ત્રી સાથે એક પુરૂષ લગ્ન કરે તેથી જે પ્રજોત્પત્તી થાય તે જ કુદરતી ગણાય એવો ભ્રમ ઉત્પન્ન કરાવનારાઓ અણઘડ સમાજશાસ્ત્રીઓનો મત ખોટો છે. જો એ મતને જ સર્વથા સત્ય માનીને ચાલીએ, અને મહાભારતમાં આર્યોની ઉત્પત્તીનો જે ઇતીહાસ આપ્યો છે, તે ઇતીહાસ

સળંગ, સાચો અને કુદરતી હકીકત જેવો ગણીએ તો હીંદમાં વસતા આર્યોનો તમામ સમાજ અકુદરતી ગણી શકાય!

જેમ સભ્યતા અને સંસ્કારીતાને સેળભેળ કરી દઇને મુડીવાદી વીચારકોએ સમાજવાદીઓ માટે ભ્રમ ઉત્પન્ન કર્યો છે, તે જ રીતે તેમણે ઉદ્યોગમાં અને સમાજના લગ્ન સંબંધમાં પણ એવી અનેક ભ્રમણાઓ ઉભી કરી છે. પોતાની વ્યવસ્થાને કાયમ કરવા મુડીવાદીઓ તરફથી સમાજવાદીઓ માટે રજુ થયેલી એ છેલ્લામાં છેલ્લી મથલાળ છે. એ મથલાળને તેમણે ધર્મ અને નીતીનું સ્વરૂપ આપી, સભ્યતાના આવરણનો અંધારપછેડો તેને ઓઢાડયો છે. આથી સભ્યતા અને સંસ્કારીતા વચ્ચેના ભેદને ખુલ્લો કરી, સભ્યતાના નામે સામાન્ય જનતા ન ઠગાય તેવું કરવાની જરૂર છે.

મુડીવાદીઓ જેને સભ્યતા તરીકે ઓળખાવે છે તે તો બીજું કંઇ નહીં પણ શહેરીઓની બાહ્ય ટાપટીપની રીતો છે. જેમકે યુરોપવાસીઓ સવારમાં એકબીજાને મળતાં 'સવારની સલામ' કહે તે સભ્યતા. અત્યારે હીંદનાં શહેરોમાં વસતા હીંદીઓ પરસ્પરને મળતાં હસ્તધુનન કરે તે સભ્યતા ગણાય અને ગામડાના માણસ તેને 'જય જય' કે 'રામ રામ' કહી જુની હીંદી રીતે બે હાથ જોડીને નમસ્કાર કરે તે ગામડીઆપણું, રાંચાપણું, કે અસભ્યતા ગણાય. યુરોપીયનોને ધોરણે છરીકાંટેથી ખાવું તે સભ્યતા ને આંગળાંથી ખાવું તે અસભ્યતા. એમની નીતી પ્રમાણે તમામ વસ્ત્રો સજીને જમવા બેસવું તે સભ્યતા, આર્યોની નીતી પ્રમાણે માત્ર અબોટીઉં પહેરીને જમવા બેસવું તે અસભ્યતા.

એટલે સભ્યતા અને સંસ્કારીતાની વચ્ચે મોટો ભેદ છે. ગામડાનો માણસ શહેરીઓ જેવી કહેવાતી 'સભ્યતા'થી પરીચીત ન હોવા છતાં 'સંસ્કારી' હોઇ શકે છે. તેથી મુડીવાદીઓની એ પોલને ખુલ્લી કરવાની જરૂર છે. અત્યારે એ સભ્યતા [civilisation] ને નામે જનરલ સ્મટસ હીંદીઓને દક્ષીણ આફ્રીકામાંથી કેવળ પોતાના આર્થીક લાભ માટે નસાડવા માગે છે અને સામ્રાજ્યવાદી ગોરા મુડીવાદીઓનો તેમાં તેમને સાથ છે. એ સભ્યતાની આગળ 'ગોરી' એવું વીશેષ નામ મુકીને જગતની રંગીન પ્રજાઓને લુંટી રહેલા ગોરા ઉદ્યોગપતીઓએ સામ્રાજ્યોનાં સંરક્ષણને માટે ગોરી સંસ્કૃતીને બચાવી લેવાની બુમરાણ તો ક્યારનીયે કરી મુકેલી જ છે; પરંતુ તેમની એ મનોદશા જોતાં નજીકના ભવીષ્યમાં આર્થીક અથડામણોને અંગે જે નવા યુદ્ધની નોબતો ગડગડવા માંડશે ત્યારે તો તેઓ "સભ્યતાનું સંરક્ષણ" કરો એ યુદ્ધસુત્ર ઉભું કરીને કે પછી "સામ્યવાદ વીરૂદ્ધ સભ્યતા" ના સુત્ર વડે સામાન્ય ગોરી જનતાને પણ તે યુદ્ધની હોળીનાં નાળીયર બનાવવાનો પ્રયાસ કર્યા વીના નહીં જ રહે. આ માટે માત્ર એકલા મુડીવાદની ઉપર વેધક પ્રકાશ પાડી, તેની ભયંકરતા જગતને બતાવવાથી નહીં ચાલે; કેમકે આવતા યુદ્ધમાં તેઓ શ્રમજીવીઓને મુડીવાદના સંરક્ષણ અર્થે યુધ્ધે ચડવાનું કહેશે નહીં, કેમકે તેથી સામાન્ય શ્રમજીવીઓને નહીં લલચાય એવી તેમને ખાત્રી થઇ છે, પણ તેઓ તો સભ્યતાના સંરક્ષણને માટે તેમને સમરાંગણમાં સીધાવવાને પાનો ચડાવશે. અને પશ્ચીમવાસીઓની વર્તમાન મનોદશા જોતાં, એ સભ્યતાના સંરક્ષણની ખાતર મરવા માટે જરૂર સહુ તૈયાર થશે જ તેમ લાગે છે.

આમ સભ્યતા એ સમાજવાદની શત્રુ છે. સભ્યતા એટલે જ મુડીવાદ. મુડીવાદનો નાશ

એટલે મુડીવાદીઓએ કલ્પેલી સભ્યતાનો નાશ. એ સભ્યતાનું સંરક્ષણ એટલે સામ્રાજ્યવાદનો અમરપટો. સામ્રાજ્યવાદનો અમરપટો એટલે હીંદ જેવી પરાધીન પ્રજાનો નાશ. જગતની તમામ રંગીન પ્રજાઓની કાયમી ગુલામી, નીર્ધનતા, નીર્માલ્યતા અને નીરક્ષરતાનો વજ્રલેખ. એ વાત આપણે બરાબર સમજવી જોઇએ. સભ્યતા અને સંસ્કારીતા એ બન્ને જુદી વસ્તુઓ છે. સંસ્કારીતા સમાજવાદમાં જ વીકસી શકે ને મુડીવાદમાં કરમાઇ જાય. કેમકે સભ્યતા ઉજળીયાત વર્ગની મતા છે, ત્યારે સંસ્કારીતા સમાજની મતા છે. તે સમાજમાં સાર્વત્રીક સમાનતા હોય તો જ વીકાસ પામે. સભ્યતાના વીકાસમાં શ્રમજીવીઓનો મરો છે, તેથી શ્રમજીવીઓને હમેશાં દબાયલા, કચડાયલા, માત્ર ઉદ્યોગપતીઓનાં કારખાનાંમાં તેમની જરૂર હોય ત્યાં સુધી તેઓ જીવતા રહે તેટલાં નાણાં ઉપર આધાર રાખનારા ગુલામ રાખવા તે સભ્યતાનું કાર્ય છે, આથી જ્યારે ગોરા ઉદ્યોગપતીઓ એવી બુમ મારશે કે, રશીઆના સામ્યવાદીઓ અને એશીઆના ચીનવાસીઓ સભ્યતાનો નાશ કરવા નીકળ્યા છે, ત્યારે પેલા શ્રમજીવીઓ 'સભ્યતા'ને નામે ખડી કરવામાં આવેલી ભ્રમજાળમાં ભુલા પડીને, પોતાનો નાશ કરનાર મુડીવાદી સામ્રાજ્યવાદને અમરપટો અપાવવા યુદ્ધમાં ઉતરશે. માટે સામાન્ય માનવીઓને ચેતાવવાની જરૂર છે. એમને એ બરાબર સમજાવવું જોઇએ કે સભ્યતા તે સમાજવાદની ભયંકર શત્રુ છે, તેથી એ શત્રુથી ચેતતા રહેજો.



# ભૂખનો ભોગ

[ ટુંકી વાર્તા ]

:લેખક:
સીતારામ શર્મા

એ ભયંકર ઘટનાની વાત જાણીને એકલી મુંબઇ નગરી જ ચમકી ગઇ નહોતી, પરંતુ જ્યાં જ્યાં વર્તમાનપત્રો એ વાતો લઇ ગયાં, ત્યાં ત્યાં જેણે જેણે એ કરૂણ પ્રસંગની હકીકત વાંચી, તે દરેકના દીલ પર સખ્ત આઘાત થયો.

એ ઘટના જેટલી કરૂણ હતી તેટલી જ ચમકાવનારી હતી.

મુંબઇમાં રામરાવ કામટ નામના ૪૦ વર્ષના એક બેકાર પીતાએ દશ દશ વર્ષની ભયાનક બેકારીથી કંટાળી, પોતાની બે પ્રીય પુત્રીઓ જેમાંની એક ચૌદ વર્ષની અને બીજી સાત વર્ષની હતી તેમને સ્વહસ્તે ઝેર આપી, જાતે પણ ઝેર પી આત્મહત્યા કરી હતી. મરવા અગાઉ રામરાવ કામટે એક પત્ર લખી પથારીમાં રાખ્યો હતો,

એ પત્રમાં તેણે સાફ સાફ શબ્દોમાં જણાવ્યું હતું કે, દશ દશ વર્ષની બેકારીથી મારી જે નીર્ધન અને દુ:ખદ દશા થઇ છે, તેમાંથી છુટવા માટે હું આ કૃત્ય કરું છું.

ટપાલ આવી ત્યારે મારે ઘેર આઠ દશ મીત્રાની મંડળી બેઠી હતી. બધા નૌજવાન હતા, છતાં વીચારોમાં લગભગ બે ત્રણ બીજા બીજા ટોળીઓ પડી જતી હતી.

રંજકારણી પરાધીનતાથી મનુષ્ય કેવો નીર્માલ્ય બની જાય છે, તેની તે વખતે ચર્ચા ચાલતી હતી. એ નીર્માલ્યતા ચારીત્ર ઉપર અસર કરે કે નહીં એ મહત્ત્વનો પ્રશ્ન ચર્ચાઇ રહ્યો હતો, તેટલામાં મેં ટપાલમાં આવેલા તે દીવસના વર્તમાનપત્રનાં પાનાં ઉથલાવવા માંડયાં.

રામરાવ અને તેમની બન્ને પુત્રીઓના અકાળ મૃત્યુના સમાચાર તેમાં મોટા કાળા અક્ષરે છાપ્યા હતા.

તે સમાચાર વાંચતાં જ મારા દીલ ઉપર સજ્જડ ધક્કો બેઠો.

એ આઘાત ત્રણ હીંદીઓના મરણનો નહોતો. એવા તો અનેક મનુષ્યો હીંદુસ્થાનમાં દરરોજ મરણને શરણ થાય છે, સ્વતંત્ર અને સધન ગ્રેટ બ્રીટનમાં સુદ્ધાં દરરોજના સરેરાશ વીસ મરણ યાંત્રીક અકસ્માતોથી થાય છે; એવી એવી વાતો હું જાણતો હતો; એટલે રામરાવ અને તેની બન્ને પુત્રીઓની આત્મહત્યાથી મને ઝાઝી અસર નહોતી થઇ, પરંતુ હીંદુસ્થાનમાં, મુંબઇ જેવા શહેરમાં એક બચરવાળ માણસને દશ દશ વર્ષ સુધી બેકાર દશા ભોગવવી પડે, એવી દશા હીંદની થઇ ગઇ છે તે જાણીને મને તે આઘાત થયો હતો.

મેં તુરત જ ગરમાગરમ ચર્ચામાં પડેલી મીત્રમંડળીને એ સમાચાર કહ્યા.

જે દશામાં એ ત્રણ મરણ થયાં હતાં, પીતા જેવા પીતાને હાથે કરીને પોતાની પુત્રીઓનો ભોગ લેવો પડયો હતો, એ કરૂણ, દુઃખદ અને શરમજનક દશાનો વીચાર કરતાં મારા દરેક મીત્રને દુઃખ થયું.

"પરાધીનતાના આ પ્રતાપ"

એક બોલી ઉઠયો.

"માનવસમાજને માટે આ ઘટના ભયંકર કલંકરૂપ છે."

બીજાએ કહ્યું.

"આ તમારા કહેવાતા સભ્ય સંસારનું બીહામણું સ્વરૂપ જુવો. પ્રાચીન સમયમાં ભલે હાલના જેવાં સાધનો અને સગવડો નહીં હોય, પણ એક તંદુરસ્ત માણસ દશ દશ વર્ષ સુધી, ઇચ્છા છતાં કામધંધો મેળવી ન શકે, તેથી તેને ખાવાનું મળે નહીં અને આપઘાત કરવો પડે, તેવા બનાવ ભાગ્યે જ બનતા હતા."

એક પ્રાચીનતાના પ્રશંસક ભાઇએ પોતાનો મત પ્રકટ કર્યો.

"પ્રાચીન અર્વાચીનની સરખામણી આવી બાબતમાં થઇ જ ન શકે." નવા વીચારનો રોહીત પોકારી ઉઠયો. "કેમકે પ્રાચીન સમયે માણસ માત્ર જમીન ઉપર જ કામ કરતો, અને હળના સાધનથી તે ખેતી કરતો હોવા છતાં તેની જરૂરીયાત પુરતી જમીન પણ તે ખેડી શકતો નહીં."

"જો એમ હોય તો અત્યારની પ્રાણઘાતક હરીફાઇઓ તે વખતે નહોતી, તેથી લડાઇઓ ઓછી થતી હતી એ સ્વીકારવું જ પડે, અને તો તો રોહીત જે નવીનતાની હીમાયત કરે છે તેનો મુદ્દો જ તુટી પડે છે. રોહીતની જ વીચારસરણી પ્રમાણે કહીએ તો જનતાને સુખી થવું હોય તો જે જમાનામાં ધંધાની ખોટી હરીફાઇઓ નહોતી, તે જમાનામાં જવા માટે આપણે વ્યવસ્થાપુર્વક પાછા હઠવું જોઇએ."

પ્રાચીન મતના પુંજીલાલે દલીલ કરી.

"અને, જો પુંજીલાલને તેથી શાંતી થતી હોય તો ભલે વ્યવસ્થાપુર્વક તે ભાઇ પાછા હઠે. પણ હું તેમને પુછું છું કે માત્ર આર્થીક હરીફાઇથી જ યુધ્ધો થાય છે એમ જ જો તે માની લેતા હોય તો, પ્રાચીન હીંદમાં આટઆટલાં યુધ્ધો કેમ થયાં તે જરા પુંજીલાલ મહેરબાની કરીને જણાવશે ?"

"યુધ્ધો તો થાય, એ તો મનુષ્ય સ્વભાવ છે."

પુંજીલાલનો એ જવાબ સાંભળીને વળી રોહીત જ બોલી ઉઠયો: "તો પછી નવા યુગને શું કામ નીંદો છો? આજે માણસ વ્યાપારની હરીફાઇ માટે લડે છે તો જુના જમાનામાં સુંદર સ્ત્રીની હરીફાઇ માટે રાજાઓ પોતાની પ્રજાનો ભોગ લેતા હતા. હું આટલી લડાઇઓમાં જીત્યો છું', એવી પોલી પ્રતીષ્ઠાથી મળતા આત્મસંતોષને માટે રાજાઓ હજારો અને લાખો

મનુષ્યોના ભોગ લેતા હતા. તમારા બહુ વખણાયલા રામચંદ્ર પ્રજાનાં સુખસગવડ માટે નહીં પણ પોતાની પત્ની પાછી મેળવવા લંકા ઉપર લઢવા ગયા હતા. અતી પુણ્યવાન અને પવીત્ર મનાતા પાંડવોએ સુદ્ધાં કૌરવો સામે કેવળ પોતાની ગાદી મેળવવા ભયંકર યુદ્ધ સળગાવ્યું હતું."

"પરંતુ તેથી પરાધીન પ્રજાની આટલી દુર્દશા થતી નહોતી, તે તો રોહીતને સ્વીકારવું જ પડશે."

"તેમાં મારે કશો વાંધો નથી."

"રામરાવ કામટની વાત તો છાપે ચઢી એટલે આપણે જાણી, બાકી તો આ દેશમાં આવાં અનેક આપઘાત થાય છે; માત્ર આપણે તે જાણતા નથી એટલું જ."

પાંચમો દોસ્ત વળી ચર્ચાના મુળ વીષયને નજીક ખેંચી લાવ્યો.

"ખરું છે. મેં કેટલાક વખત પહેલાં એવું વાંચ્યું હતું કે એક નીર્ધન બાઇએ પોતાની કંગાળ અવસ્થા અસહ્ય થઇ પડવાથી પોતાનાં નાનાં નાનાં બાળકોને સ્વહસ્તે જ મારી નાખ્યાં અને પછી પોતે આત્મહત્યા કરવા તૈયાર થઇ, તેટલામાં પોલીસે તેને પકડી."

છઠ્ઠાએ કહ્યું.

"એટલે અત્યારે તો દુઃખી માણસને મરવાની પણ પરવાનગી નથી, એટલી પરાધીનતા આવી ગઇ છે." પુંજાલાલે જણાવ્યું.

"માટે જ આપણે પરાધીનતાને જડમુળથી ઉખેડી નાખવા માટે તત્પર થવું જોઇએ." મેં કહ્યું.

"પુંજાલાલ અને તેના જેવા વીચારવાળાઓએ નવા જમાનાના વીચારોની સામે થવાને બદલે તેથી તો પરાધીનતાની સામે ઝુઝવા કમ્મર કસવી જોઇએ." રોહીતે કટાક્ષ કર્યો.

"શું બેકારી વીલાયતમાં નથી? કહે છે કે ત્યાં તો લાખ્ખો માણસો બેકાર છે, તો ત્યાં આવા બનાવો કેમ બનતા નથી?"

બીજા એકે નવો મુદ્દો રજુ કર્યો.

"એનું કારણ ત્યાંના કામદારોની જાગૃતી" મેં કહ્યું.

"નહીં, નહીં, ગ્રેટબ્રીટનની સ્વતંત્રતા" સાતમાએ સુર પુર્યો.

"એમ માનવું એ તો તમારી ભુલ છે. જો ગ્રેટબ્રીટન સ્વતંત્ર છે એથી તેના બેકારોને ભુખથી આત્મહત્યા કરવી પડતી નથી એમ કહીએ, તો પછી સ્વતંત્ર ગ્રેટબ્રીટનનાં સંતાનો બેકાર કેમ રહે છે એ જ મુળ મુદ્દાનો પ્રશ્ન છે." મેં કહ્યું; "ગ્રેટબ્રીટન સ્વતંત્ર છે એમ માનવું એ એક જાતની ભ્રમણા છે. હા, હીંદીઓ કરતાં ત્યાંના માણસોને મતાધીકારના વીશેષ હક્ક છે, તેના કેટલાક નૈસર્ગીક હક્કનો કાયદાથી સ્વીકાર થયેલો છે એ ખરું, પરંતુ થોડાક શ્રીમંતો અને સત્તાવાળાઓને જ માટે ત્યાં સ્વતંત્રતા છે, બાકી તો પ્રજાનો મોટો સમુહ પરાધીન, નીર્ધન અને સામ્રાજ્યવાદી મુડીવાદીઓના ભીષણ ચક્રમાં પીસાઇ ભીંસાઇ રહેલો છે. છતાં ત્યાંનો કામદાર વર્ગ વ્યવસ્થીત હોવાથી, બેકારો છેક ભુખે મરી ન જાય, તે માટે તેમને થોડા ઘણા પૈસા આપવાની તજવીજ સરકારને કરવી જ પડે છે કેમકે [જો તેવી તજવીજ તે કરે નહીં તો વીલાયતી શ્રમજીવીઓ રામરાવ કામટની માફક પોતાનાં બાળકોને મારી નાખી ને મરવા તૈયાર થાય તે પહેલાં તો ભયંકર વીપ્લવની હોળી સળગાવી, તેમને નીર્ધન બનાવી મુકનાર મુડીવાદ અને સામ્રાજ્યવાદ બન્નેનો નાશ કરી નાખે એવો તેમને ભારે ભય છે."

"શું ત્યારે તમે એમ કહો છો કે રાજકારણી સ્વતંત્રતાથી આપણી આર્થીક દશા નહીં સુધરે?"

મને ઉદ્દેશીને પુછાયલા એ પ્રશ્નનો ઉત્તર આપતાં મેં કહ્યું: "જરા યે નહીં. રાજકારણી સ્વતંત્રતા અને આર્થીક સ્વતંત્રતા એ બે સાવ જુદી વસ્તુઓ છે. આપણી પરાધીનતાનો લાભ લઇને ગોઠવાયલાં આર્થીક તંત્રથી એવી પરીસ્થીતી ઉભી થઇ છે કે જ્યાં સુધી આપણને સંપુર્ણ આર્થીક–રાજકારણી સ્વતંત્રતા મળે નહીં ત્યાં સુધી આપણે આપણી આર્થીક દશા સુધારી શકવાના નથી. છતાં ધારો કે આપણને બન્ને પ્રકારની સ્વતંત્રતા મળે તો પણ તેથી રામરાવ કામટ જેવા માણસોની દશા તો સુધરવાની નહીં જ."

"એમ કેમ?" પુંછીલાલે પુછ્યું: "જો એમજ હોય તો આપણે સ્વાધીનતાની લડત માટે આટલા ભોગ આપવા શા સારૂ તૈયાર થવુ?"

"તે મનુષ્ય માત્રનો સ્વાભાવીક હક્ક છે માટે." મેં કહ્યું.

"ત્યારે રામરાવ કામટ જેવાઓની દશા સુધારવા માટે શું કરવું જોઇએ?" રોહીને પુછ્યું.

"તે માટે આપણે વર્તમાન સમાજવ્યવસ્થામાં પલટો કરવો પડશે. ગ્રેટબ્રીટન રાજકારણી તેમજ આર્થીક બન્ને ક્ષેત્રમાં સંપુર્ણ સ્વતંત્ર છે. એની પાસે અઢળક ધનભંડાર છે, તેની સરેરાશ સંપત્તી આપણા દેશવાસીઓ કરતાં અતી ઘણી વીશેષ છે, તેમ છતાં ત્યાં ત્રીસ લાખ માણસ બેકાર રહે અને કરોડો માણસોને માનવપાંજરાં જેવા મકાનોમાં રહેવું પડે, પાણી ગરમ કરવા માટે જોઇતા ગેસ પુરતાં યે પૈસા ન હોવાથી લાખ્ખો નીર્ધન માણસોને માટે સ્નાન એ પણ વીલાસની વસ્તુ મનાય તેનું કારણ શું, એનો આપણે કદી વીચાર કર્યો છે ખરો?"

"એટલે તમારૂં કહેવું એવું છે કે, સ્વતંત્ર હીંદમાં પણ માણસો નીર્ધન રહેશે. તેમને ભુખમરો વેઠવો પડશે?" રોહીને કહ્યું.

'હા.' મેં જણાવ્યું. "જે દશા આજે ગ્રેટબ્રીટન કે અમેરીકાની છે તેથી વીશેષ સારી દશા હીંદના ગરીબોની થવાની નથી."

"તેમ ન થાય તે માટે તમે શું ઉપાય વાજબી માનો છો?"

"વર્તમાન સમાજવ્યવસ્થામાં ક્રાન્તી."

"એટલે શું એક ક્રાંતી પછી બીજી ક્રાંતી કરવી પડશે?"

"હા, અને તે જ ક્રાંતી ખરેખર ઉપકારક નીવડશે."

"તમે વીગતો આપીને સમજાવી શકશો?"

"શું કામ નહી?"

"ઠીક ત્યારે સમજાવો."

મેં કહ્યું: "તે માટે મારે તમને થોડાક સવાલો પુછવા પડશે."

"ભલે પુછો."

"આ દેશમાં કેટલી વસતી છે?"

'હમણાં પાંત્રીસ કરોડની."

"ઠીક, તમે એ કહી શકશો ખરા કે આ દેશમાં જે અનાજ પાકે છે તે પાંત્રીસ કરોડને પહોંચી શકે તેટલું હશે?"

"કેમ નહીં? હીંદમાંથી લાખ્ખો ટન અનાજ દર વરસે પરદેશ ચડે છે, તો પાંત્રીસ કરોડને પહોંચી ન શકે તેવું કેમ કહેવાય?"

"તેમ છતાં લોકો ભુખે મરે છે ખરાને?"

"હા,"

"હવે સાદી વાત કરીએ તો એમ કહી શકાય કે, જ્યાં સુધી દેશના દરેકે દરેક

માણસને પુરતું અનાજ મળી ન રહે, ત્યાં સુધી તે અનાજમાંથી એક દાણો પણ પરદેશ મોકલાવો ન જોઇએ."

"બરાબર, એનું જ નામ ન્યાય."

"ત્યારે અનાજ કેમ જાય છે? શું અત્યારે સત્તાવાળાઓ તે લુંટી લે છે?"

"ના."

ત્યારે વ્યાપારીઓ નફો મેળવવા માટે તેમ કરે છે એ ખરૂં ને?"

"હા."

"તેમ ન બને એવું કરવું એને જ હું સમાજ વ્યવસ્થામાં ક્રાંતી કરવી એમ કહું છું"

"એ કેમ બને?"

"દેશના ધંધા દેશની માલીકીના બનાવીએ, કરોડોને ભોગે સેંકડો કે હજારોને ખાનગી નફા ખાતા અટકાવીએ, કેમકે એકના લાભ માટે અનેકનો ભોગ લેવાય તે તો ભયંકર અન્યાય છે એટલું તો તમે સ્વીકારશો ને?"

"કેમ નહીં?"

"જો એવી વ્યવસ્થા થાય તો જ પેલા રામરાવ જેવા અને પેલી દુર્ભાગી માતા જેવા કરૂણ પ્રસંગ બનતા અટકે, એ પ્રસંગ માત્ર કરૂણ છે એટલું જ નહીં, પણ જે દેશમાં આવા બનાવ બને તેની જનતાને માટે, તેમ જ તે દેશની રાજ્યવ્યવસ્થા જેના હાથમાં હોય તે સત્તાવાળાઓને માટે શરમાવનારૂં છે."

"તમારૂં કહેવું તદ્દન ખરૂં છે. પણ એ દશાને દુર કેમ કરી શકાય? સરકાર કંઇક મદદ કરે તો થાય ને?"

એક જીણું મનોદશાના યુવકે કહ્યું.

"એવી આશા રાખવી તે નીર્માલ્યોનું કામ છે. પરંતુ આ દેશ કે જેની ઉપર પરદેશી મુડીવાદીઓ પોતાના આર્થીક હીત માટે જ રાજ્ય ચલાવે છે એવું વીલાયતના રોધરમીઅરો, બીવરબ્રુકરો, ચર્ચીલો, ઓડવાયરો અને ચીલસીં ખુલ્લે ખુલ્લું કહે છે, તેમની પાસેથી એવી આશા રાખવી એ બીજું કંઇ નહીં પણ ઇતીહાસનું અજ્ઞાન જ સુચવે છે."

"તમારૂં કથન સર્વથા સત્ય છે. અંગ્રેજો આ દેશની ગરીબાઇ ટાળવા જરા જેટલોએ પ્રયત્ન કરે એવું માને તે મુર્ખો જ હોવા જોઇએ. અમે તો એમ માનતા નથી." બે ચાર જણ બોલી ઉઠયા.

"માટે ભાઇ રામરાવ કામટના આ કરૂણ અવસાનથી જો આપણને જરા જેટલીએ અસર થતી હોય તો, આવો આજે આપણે બધા અહીં પ્રતીજ્ઞા લઇએ કે, અમારા દેશની રાજકીય-આર્થીક પરાધીનતાની જંજીરો તોડવા અમે તન, મન, ધનથી કામ કરીશું."

બધું જ ટોળું ગંભીર બની ગયું, અને અમે બધા એવી પ્રતીજ્ઞા લઇને જ વીખરાયા.



# અંગ્રેજોની દૃષ્ટિએ હિંદ !



'નેટીવ' ધોબી !

ચિત્રકાર : ]




કઢંગો હિંદી વાળંદ

[ રે સીમોન્ડસ

# અંગ્રેજોની નજરે હિંદ !




કેટલા ખરાબ દરજીઓ ?



રસ્તાનો મોચી !

[ આવી વક્રોક્તિવાળાં કટાક્ષચિત્રો રે સીમોન્ડસ નામના એક અંગ્રેજ દોર્યાં છે, અને એક એન્ગ્લો ઇન્ડીયન પત્રકારે પુસ્તકાકારે પ્રસિદ્ધ કરી તેનો પ્રચાર કર્યો છે. ]

# અગ્નિના તણખા

: લેખક :

ચન્દ્રકાન્ત પાઠક

૧

અનુષ્ટુપ

મધ્યરાત્રી વીતી ચાલી,
ચન્દ્રીકા વીસ્તરી રહી;
સુધા સ્નાને મત્ત થાતી,
પ્રકૃતી દીવ્ય સુન્દરી.

૨

મંદાક્રાન્તા

ધીમે ધીમે ગગનપટમાં,
તારલા લુપ્ત થાયે,
ને પુર્ણેન્દુ રમણ કરતો,
વ્યોમ અંકે વીરાજે;
મંદા મંદા શીતલ સરતી,
શાન્તીદા લ્હેર ચાલે,
જ્યાં સંસારી ઘડીકભર તો,
સ્વલ્પ આનંદ પામે.

૩

ભોકતા થાતાં નીમીષભરના,
અલ્પ આનંદમાં એ,
આશાઘેલાં જીવનપળને,
માનવી ધન્ય માને.
છાઇ કીન્તુ જગતભરમાં,
શોકની તીવ્ર છાયા,
ને અશ્રુનાં વહન નીરખ્યાં,
કાજ સંસારીને હા!

૪

લક્ષ્મીની લાલસા રક્ત,
શોક વીસ્મૃત થાય છે,
પ્રમોદી ને પ્રમાદી એ,
પ્રમત્ત બની જાય છે.

૫

આસક્તીના મૃગજલ વીષે,
રાચવું આમ શાને
ને વીલાસી મનુજ ઉરમાં,
દર્પ શાને ધરાવે?
સરજાયેલાં અવની ઉપરે,
માનવી સર્વ એક,
ઉંચાં-નીચાં; ગરીબ-સુખી
ને વ્યર્થ એ સર્વ ટેક.

૬

શ્રીમંતોને સુરસદન, ને
રંકને ના કુટીર.
વીશ્રાન્તી ના ગરીબ ઉરને,
ભોગ માણે અમીર,
સૃષ્ટીકેરા નીયમ સઘળા,
આમ છે છેક ન્યારા;
સંસારી છે સકળ પ્રતીમા,
હાસ્યને અશ્રુની હા!

૭

"સ્થાન વીશ્રામનું કો ના,
શાન્તી સ્વાસ્થ્ય મલે નહીં,
રંકનું વીશ્વલાલીત્ય,
એક હા! અશ્રુની ઝડી!"

૮

યુવા કેરી કંઇ તરલતા,
ના જરાયે જણાય,
ભગ્નાશાના સ્વર નીકળતા,
ગાઢ નીશ્વાસ જાય:
શબ્દોચ્ચારે પણ શીથીલતા,
સ્વસ્થતા ના મળે છે,

દુ:ખો કોઇ યુવક દુરથી,
દૃષ્ટીએ તો પડે છે.

૯

જ્યોત્સ્ના શીળી મુદીત કરવા,
શાન્તી સીંચી રહી છે,
થંડો મીઠો મલયગીરીનો,
માતરીશ્વા વહે છે;
કીન્તુ ચીન્તા ત્વરીત્ વધતી,
વ્યગ્રતાને ધરે છે,
સુતાં શીશુ કુસુમ મૃદુ શાં,
હસ્ત શીરે ફરે છે.

૧૦

માતૃવાત્સલ્ય વંચીતા,
નીદ્રાંકે બાલકો રમે,
પીતા શુન્ય બની બેઠો,
ઉંડા ઉદ્‌શ્વાસ નીસરે!

૧૧

પ્રીયા કેરાં મૃદુવચનનાં,
સ્વપ્ન ત્હેને હવે ના,
સસ્મીતાના સરલ ઉરની,
સ્નેહની જ્યોત છે ના!
સુહાસીની ચતુર ચપલા,
ચારૂ ચન્દ્રાનની ના!
કો વ્હાલીના હૃદ્‌સરમાં,
સ્નાન ત્હેને હવે ના!

૧૨

દક્ષાપત્ની, વીરલગૃહીણી,
સદ્‌ગુણા લંકૃતા, ને-
દૈવી મુર્તી પ્રણયરસતી,
યોગીની કુળવધુ એ-
પામી પત્ની મુદીત ઉરથી,
દીન ગાળ્યા યુવાને,
કીન્તુ આજે અતીવ વીરહે,
આમ આ કાળ જાયે.

૧૩

સ્નેહાંશી, સ્નેહ-ઘેલી એ,
સ્વર્ગે તો સંચરી ગઇ,
પતીના અંકમાં સોંપ્યાં,
બે બાલો સુકુમાર કે.

૧૪

વર્ષો ચાલ્યાં ત્વરીત્ ગતીથી,
બાલકો બે રમે છે,
કાલી વાણી મધુર ક્રીડનો,
શોક ને શ્રમ હરે છે,
ભુલે ત્હોયે ઉર જડીત એ,
ના પ્રીયાને યુવાન,
થાયે ઘેલો શીશુ નીરખતાં,
એ જ એનો વીરામ.

૧૫

કીન્તુ ત્હેના દીવસ સુખના,
અસ્ત થાતા જણાયે,
અભ્રો છાયાં વીપદ્-દુ:ખનાં,
ક્રુર છાયા પ્રસારે,
બેકારીના ભયંકર ઉભા,
સર્વ સંયોગ સ્હામે,
વ્હાલાં શીશુ દીવસભરની,
ભુખથી ટળવળે છે!

૧૬

પ્રયત્નો નીષ્ફળ જાતા,
સત્કારે ના શ્રીમંત કો,
શ્રમીતાનાં દુ:ખો જોઇ,
અનુકંપા ધરે ન કો.

× × ×

૧૭

સહી ત્રાસ ક્ષુધા કેરો,
કે દીનો આમ ગાળીઆ,
પોષવા બાલુડાં વ્હાલાં,
પ્રયત્નો લક્ષ આદર્યા

૧૮

ધૈર્ય કેરી સીમા આવી,
નીષ્ફળતા સૌ દીશે મલે,
અન્ત આ દુઃખનો ઇચ્છી,
કઠોર ઉર તે કરે.

૧૯

નીદ્રાના અંકમાં સુતાં,
બાલકો ચક્ષુ ફેરવે,
અશ્રુભીના કપોલોને,
પંપાળે કૃષ હસ્ત એ.

૨૦

ક્ષુધાર્તોના ચરણ સમીપે,
એક પ્યાલું પડ્યું છે,
ચંખે ત્હેને અનીમીષ નયને,
બાલકોને જુવે, છે.
"વીશ્રાન્તીનું પરમ સુખ આ,
ના ઉપાધી હવે કૈ."
ઉચ્ચારીને વીકટ હસતો,
પ્યાલું હસ્તે ધરે એ.

૨૧

"મીથ્યા ખેલો જગ સકળના,
જ્ઞાની છે સર્વ વાત,
આ સૃષ્ટીમાં ગરીબજનને,
શાન્તીનું કો ન સ્થાન,
ના દર્શાવે વીનય સરખો,
રંક પ્રત્યે ધનીક,
માને ત્હેને પશુ સમ, હવે
ના સહુ એ સહીશ."

૨૩

કીન્તુ પોતે જડવત બની,
કૈં વીચારો કરે છે,
એના ભાવો નીમીષભરમાં
ભીન્નતા રૂપ લે છે,
શોકચ્છાયા સરી જતી અને,
હાસ્ય એને સ્ફુરે છે,
પ્યાલી બીજી સજળ નયને,
હસ્તમાં એ ગ્રહે છેઃ

૨૪

"સ્વાર્થી કીધા નીયમ સઘળા,
એકપક્ષી સમાજે,
શ્રીમંતોને વીભવ સુખ, ને
રંક સૌ ક્ષુદ્ર સ્થાને,
પોષે છે કૈં શ્રમજીવન આ
વીશ્વના સૌ વીલાસો,
પામે ત્હોયે ઉદર ભરવા,
એક ના અન્નદાણો.

૨૫

ઉપાડી હસ્તમાં પ્યાલી,
સ્થીર જોઇ રહ્યો અને,
"સાધું અનન્ત શાન્તી હા!"
કહી ખાલી કરી ગયો!

૨૬

ન ધારા અશ્રુની ચાલી,
ન છાયા શોકની ફરી,
કીન્તુ બીન્દુ સર્યું એક,
ચક્ષુ ઘેનભર્યાં થકી.

૨૭

### હરીગીત

રંક કેરાં અશ્રુમાં,
જ્વાલા પ્રલય કેરી ધસે,
સૌન્દર્ય વીશ્વતણું હરે,
વીશ્રામનું સ્થલ ના મલે,
પ્રતીનાદ થાય અશાન્તીના,
સંતપ્ત સર્વ દીશા બને.
પ્રત્યેક એ બીન્દુ વીષે,
અગ્ની તણા તણખા ઝરે.

# સામાન્ય સમુહના શત્રુઓ

:લેખક:

નિર્ધન

**સા**માન્ય જનસમુહના હાથમાં સર્વ મુખત્યારીનાં સર્વ સુત્રો આવે, તો જ સમસ્ત વીશ્વમાં શાંતી ફેલાય અને સહકારને ધોરણે વીશ્વનો વીકાસ સરળ બને. પરંતુ સામાન્ય સમુહના શત્રુઓ એવી વીશ્વશાંતીને ઇચ્છતા નથી, તેથી સર્વ સ્થળે સામાન્યોની જાગૃતીનો તેઓ ભયંકર વીરોધ કરે છે, અને મ્યુસોલીની જેવા આપખુદીના ઇજારદારોને સામાન્ય સમુહને કચડી નાખવા સાથ આપે છે.

**સા**મ્યવાદીઓ જે નવીન સમાજની રચના કરવા ઇચ્છે છે, તે સમાજરચના કેવી હશે, અને તે કામ કેવી રીતે પાર પાડી શકાય તે આપણે જોઇએ.

સામ્યવાદીઓ પોતાને અનુકુળ સમાજ-વ્યવસ્થા કરવા શ્રમજીવીઓના હાથમાં સરમુખત્યારીનાં સુત્રો સોંપવાના મતના છે.

એ સરમુખત્યારી એટલે વજ્ર જેવી કડક સત્તા. એ સત્તા પોતાના દુશ્મનો તરફ જરા જેટલી પણ દયા બતાવવામાં માનતી નથી. શ્રમજીવીઓની સરમુખત્યારી, એટલે કામદાર વર્ગના હાથમાં સરકારી સત્તાનાં તમામ સુત્રો મુકવાં જેથી શ્રીમંત અને જાગીરોવાળાઓની તમામ સત્તા પડી ભાંગે.

એવી શ્રમજીવીઓની સત્તા રશીઆમાં સ્થપાઇ છે. તેવી વ્યવસ્થા કામદારોએ કરેલી સમાજવાદની ક્રાંતી પછી થઇ શકે છે. કેમકે ક્રાંતીથી શ્રીમંતોને હાથે ચાલતી રાજવ્યવસ્થા અને તેમની તમામ સત્તાઓનો નાશ થાય છે, અને તેના નાશ ઉપર શ્રમજીવીઓનાં નવીન સંસ્થાનની રચના થાય છે. એ રચનાથી શ્રમજીવીઓના હાથમાં સત્તાનાં તમામ સુત્રો આવે છે અને સમાજના નીર્ધનમાં નીર્ધન સમુહનો તેને ટેકો મળે છે.

આથી જ જ્યારે અંધાધુંધીમાં માનનારાઓ શ્રમજીવીઓના સંસ્થાનની સામે થાય છે, ત્યારે સામ્યવાદીઓનું એ જ માત્ર એક લક્ષ્ય રહે છે. આથી સામ્યવાદીઓએ રશીઆમાં પોતાના શ્રીમંત અને સત્તાવાદી પ્રતીપક્ષીઓને પુરેપુરા હરાવી તેમની પાસેથી તમામ સત્તા ખુંચવી લીધી છે. નવીન વ્યવસ્થા સામે તેના વીરોધીઓ બંડ કરે નહીં તે માટે તેમ કરવાની એમને જરૂર પડે છે.

ત્યારે તો સામ્યવાદીઓ બળના પુજારીઓ છે? એવો સવાલ એમને પુછવામાં આવતાં, તેઓ ખુલ્લી રીતે કહે છે કે, તે ખરૂં છે; પરંતુ તે બળ મુડીવાદીઓ અને સામ્રાજ્યવાદીઓ જે બળની પુજા કરે છે તે નહીં, પરંતુ ક્રાંતીકારી બળ છે.

---

* આ લેખની સાથે સંબંધ ધરાવતા 'નીર્ધન'ના આગલા લેખો એપ્રીલ, મે તેમ જ જુન માસમાં પ્રસીદ્ધ થઇ ગયા છે.
તંત્રી

આ સંબંધમાં ખુલાસો કરતાં સામ્યવાદીઓ કહે છે કે: શ્રમજીવીઓ જો મુડીવાદીઓને હાથે પગે લાગીને, કરગરીને, આજીજીઓ કરીને અથવા તો તેમની આગળ હાથ પગ જોડી અપવાસ કરવા બેસીને કંઇપણ મેળવવાની આશા રાખે, તો તેમને કશું જ મળી શકતું નથી, એવી ઇતીહાસના અનુભવથી અમારી ખાત્રી થઇ છે. અને સમાજવાદીઓ તેમ જ મવાળ વીચારના માણસો જે સમાધાનવૃત્તીનો ઉપદેશ કરે છે, તે માર્ગ તો શ્રમજીવીઓને નીરાશાના ગાઢ જંગલ અને નીષ્ફળતાના ઉંડા દરીયા શીવાય બીજે કયાંય પણ દોરી જતો નથી.

મુડીવાદી માલીક પોતાના જે અસંખ્ય કામદારોને ઓળખતો પણ નથી હોતો, તેની સાથે પુત્ર જેવી કે ભાઇ જેવી મમતા રાખવા તૈયાર થાય, અથવા તો ખેડુતોની જ મજુરીમાંથી મળતા ઉત્પન્નને આધારે આળસુ જીવન જીવતો જાગીરદાર, એ ખેડુતોની ઉપર પોતાના પેટના સંતાન જેવી મમતા રાખવા માંડે, એ કલ્પના જ બીલાડીને ઉંદરની માતા બનવાની કલ્પના જેવી જ છે.

આથી સામ્યવાદીઓ એવું માને છે કે મુડીવાદની સત્તાને જ્યાં સુધી ઉથલાવી પાડવામાં આવે નહીં, ત્યાં સુધી શ્રમજીવીઓને કદી પણ સાચી સ્વતંત્રતા સાંપડી શકે જ નહીં.

પરંતુ જેઓ વર્તમાન સમાજવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા વીષે કંઇ પણ જાણે છે, તેઓ સમજી શકે છે કે, મુડીવાદની તમામ સત્તા રાજ્યવ્યવસ્થા ઉપરના એમના કાબુને જ આભારી છે. એટલે કે મુડીવાદ અને સામ્રાજ્યવાદ બન્ને પરસ્પરને આધારે ટકી રહેનારાં તંત્ર છે. તેથી મુડીવાદને ઉથલાવી પાડવાના શ્રમજીવીઓના પ્રયત્નમાં તેમને આધારે ચાલતા રાજ્યતંત્રને પણ ક્રાંતીનો અનુભવ કરવો પડે છે. અને તેથી જ શ્રીમંતોની સીધી દેખરેખ નીચે ચાલતાં રાજ્યતંત્રોમાં શ્રમજીવીવર્ગ સહેજ પણ જાગૃતી બતાવે તો તેને કચડી નાખવાનાં પગલાં સખ્ત રીતે ભરવામાં આવે છે. આથી જ પ્રત્યેક ક્રાંતી આપખુદ તંત્રની સામે બળવાનું રૂપ પકડે છે જ.

રશીઅન ક્રાંતીનો ઇતીહાસ કહે છે કે; રશીઆમાં સામ્યવાદીઓની સત્તા સ્થપાઇ તે પહેલાં ત્યાં બે વખત ક્રાંતી થઇ હતી. પહેલી વખત માર્ચમાં અને બીજી વખત ઓકટોબરમાં. તેમાં માર્ચની ક્રાંતી સામાન્ય માનવસમુદાયને કચડી નાખનારાઓની સામે, જાગીરદારોની સામે અને ઝારની સામે થઇ હતી, ત્યારે બીજી ક્રાંતી શ્રીમંત વર્ગની સત્તાને ઉથલાવી પાડવા માટે થઇ હતી. તેમાં તો કામદારો, ખેડુતો અને સૈનીકો પણ જોડાયા હતા.

પશ્ચીમવાસીઓમાં એવી પ્રબળ ભાવના પ્રવર્તે છે કે, જે અત્યાચારી, જુલ્મીઓએ, મજુરી કરી કરીને જેમ તેમ પેટ ભરવા મથતાં લાખ્ખો અને કરોડો નીર્ધનો ઉપર અનેક વરસો સુધી જુલ્મ ગુજાર્યો હોય; તેની સામે બળ વાપરવું તે જરા પણ ખોટું નથી,—પણ વાજબી છે.

ધનપતીઓની વર્તમાન સમાજ ઉપર બેવડી સત્તા ચાલુ છે. મુડીના માલીકો તરીકે અને મુડીવાદી રાજ્યવ્યવસ્થાના સુત્રસંચાલકો તરીકે. એથી શ્રમજીવીઓને સરમુખત્યારી સાંપડે તે માટે તેમને (શ્રમજીવીઓને) રશીઆની મુડીવાદી રાજ્યવ્યવસ્થાને ઉથલાવી પાડયા પછી પણ મુડીપતીઓની સામે બીજી ક્રાંતી કરવી પડી હતી. કેમકે મુડીવાદી રાજ્યવ્યવસ્થાને ઉથલાવી પાડવા છતાં, ધનકુબેરોની સુસણુનીતીનાં

સર્વ સાધનો હયાત હોવાથી, સામાન્ય માનવ-સમુહ ઉપરનો તેમનો કાબુ જરા પણ ઢીલો થતો નથી. એટલે તેઓ રાજ્યવ્યવસ્થામાં પોતાનો કાબુ કાયમ રહે તે માટે નવેસરથી પ્રયાસ આદરે છે, અને તે માટે ક્રાંતીમાં વીજય પ્રાપ્ત કરનારા સામાન્ય જનોને તો તેઓ પોતાના કટ્ટર શત્રુ લેખે છે, તેથી તેમને કચડી નાખવા સારૂ સામાન્ય માણસો સીવાયના બીજા તમામ વર્ગની સાથે સહકાર સાધી પોતાની તક હાથ કરવા મથે છે.

આનું જ્વલંત ઉદાહરણ ૧૯૧૭ માં થયેલી રશીયન ક્રાંતીમાંથી મળી રહે છે.

સામાન્ય જનસમુહના હાથમાં સત્તાનાં સર્વ સુત્રો રહે તે ઉદ્યોગપતીઓથી સહન થતું નથી, એટલે તેઓ ક્રાંતીના વીજયને ફટકો લગાવી જમીનદોસ્ત કરવાના તમામ પ્રયાસો આદરે છે, અને તેમના એ કામમાં બીજી પ્રજાઓને પરાધીન બનાવી આર્થીક લુંટ ચલાવનારાં બહારનાં સામ્રાજ્યોની પુરતી મદદ મળી રહે છે. કેમકે સામાન્ય જનસમુહના દીલમાં સ્વતંત્રતાની ભાવનાનો ઉદય થાય તેમાં તેઓ પોતાનો મૃત્યુઘંટ જુવે છે. એથી જ ઇટાલી અને સ્પેનનાં ક્રાંતીવાદીઓને સાથ આપનારાં સામ્રાજ્યોનો સાથ રશીઆને મળી શકયો નથી; પરંતુ તેઓ હમેશાં રશીઆના પ્રયોગની સામે સતત ચળવળો ચલાવી રહેલાં દેખાય છે.

આમ થવામાં બન્ને વર્ગની મનોદશાનો વીચાર કરવાની જરૂર છે.

મુડીવાદીઓ અને સામ્રાજ્યવાદીઓ ન્યાત, જાત, ધર્મ કે દેશના તફાવતને માનતા નથી. તેઓ ગમે તે દેશના કે ગમે તે ખંડના હોય છતાં પોતાના લાભ માટે સંગીન સંગઠન સાધી લે છે. છેલ્લી યુરોપીય યાદવીમાં આપણે એ જોઇ શકયા છીએ, અને તે પછીની કહેવાતી શાંતીમાં આપણે એ સંગીન સંઘને જીનીવામાં પ્રજાસંઘ અથવા રાષ્ટ્રસંઘને નામે સુવ્યવસ્થીત થયેલો જોઇએ છીએ. જેઓ રશીઆના ઇમારતી લાકડાની સામે રશીઅન જંગલમાં કામ કરનારાઓની વેઠ જેવી દશાને લીધે પ્રચાર કરે છે, તે જ લોકો જીનીવામાં બેસીને દક્ષીણ આફ્રીકાના ખાણના કામદારોની કે હીંદના કામદારોની ભયંકર દુર્દશાની સામે અટકાવ મુકવાના કામમાં અવરોધ કરતા જણાય છે! અરે, હીંદના ખરેખરા કામદારોના સાચા પ્રતીનીધીઓને જીનીવા મોકલવાની પણ તક આપવામાં આવતી નથી એ પણ જગમશહુર વાત છે. આ ઉપરથી સમજી શકાય છે કે, રાષ્ટ્રસંઘની યોજના મુડીવાદી સામ્રાજ્યોને અમરપટા અપાવવા માટે જ થયેલી છે.

ઇંગ્લંડ, અમેરીકા, ફ્રાન્સ અને જાપના જેવાં સ્વતંત્ર રાષ્ટ્રોમાં, તે તે દેશના જ શ્રીમંત અને નીર્ધન મનુષ્યોની વચ્ચે વારંવાર આર્થીક કારણને લીધે થતી અથડા અથડીઓના ઇતીહાસના મુળમાં ઉંડા ઉતરીએ તો ખુલ્લું થઇ જાય છે કે, એ અથડા અથડીઓ બીજા કોઇ પણ કારણને લીધે નહીં પણ શ્રીમંતો અને નીર્ધનો વચ્ચે સત્તાનાં સુત્રો હાથ કરવા માટે જ હોય છે. કોઇ પણ 'સ્વતંત્ર' કહેવાતા દેશના ઉદ્યોગપતીઓ અને ધનકુબેરો, પોતાના જ રકતમાંસના નીર્ધન મનુષ્યો ઉપર હુમલા કરે, તેમની જાગૃતીના ઘોડાપુરને અટકાવવા મુલ્કી પોલીસની, લશ્કરની અને કાયદાની તેમને મદદ મળે, એ જ બતાવે છે કે, કહેવાતી રાષ્ટ્રભકતી કરતાં શ્રીમંત સામ્રાજ્યવાદીઓના દીલમાં ધનભકતી અને તે અર્થે સત્તાભકતી જ ભરેલાં છે.

પહેલાં અને હમણાં : બ્રિટિશ ઝુંસરી



યુદ્ધ પહેલાંનું બ્રિટિશ સામ્રાજ્ય



યુદ્ધ પછીનું બ્રિટિશ સામ્રાજ્ય

કલેડર ડેટચ] [બર્લિન




ભૂત હસ્યું અને બોલ્યું : "મુર્ખાઓ ! જ્યાં સુધી તમે મને જવા દેવા ન ઇચ્છો ત્યાં સુધી હું કેમ જઇ શકું ?"

આથી જ કોઇ પણ દેશમાં સામાન્ય જનસમુહ ક્રાંતી કરીને સત્તાનાં સુત્રો હાથ કરે, તેની સામે પેલા ધનવાન અને સત્તાવાન વર્ગ થાય છે, ત્યારે તેમના જ વર્ગનો એક વીભાગ બંડ કરી બીજા વીભાગના હાથમાંથી સત્તાના સુત્રો ખુંચવી લઇ તેની ઉપર પોતાનું વર્ચસ્વ સ્થાપે ત્યારે દેશદેશનાં રાજ્યતંત્રો તે 'નવી સરકાર'નો સ્વીકાર કરવાની હરીફાઇ કરતાં દેખાય છે. કેમકે તેઓ જાણે છે કે તેમ કરવાથી એમના કહેવાતા સદ્ધર હીતને જરા પણ આંચ આવવાની નથી, ત્યારે શ્રમજીવીઓ એક કે બે જ ઠેકાણે ફાવે તો પણ તેથી એવી પરીસ્થીતી ઉભી થાય છે કે, જેથી સમસ્ત વીશ્વમાં સંપત્તીવાળાઓ અને સામાન્યોની વચ્ચેનું ઘર્ષણ અનીવાર્ય થઇ પડે છે, તેથી જ વીના કારણે બીજા દેશોનાં મુડીવાદી તંત્રો સામાન્યોની ક્રાંતીને નીષ્ફળ બનાવવા કાવાદાવાથી માંડીને પ્રત્યક્ષ યુદ્ધ કરવા સુધીના તમામ પ્રયાસ કરતાં અચકાતાં નથી.

એટલે જુદા જુદા દેશમાં થતી ક્રાંતીના જુદા જુદા ઇતીહાસ હોય છે. મ્યુસોલીનીની આપખુદી અને પ્રતીપક્ષીઓ સામેના તેના અત્યાચાર તરફ યુરોપ અમેરીકાનાં તમામ રાષ્ટ્રો [રશીઆ બાદ] આંખો મીંચી રાખે છે, ત્યારે લેનીન જેવાને માટે બહારના અને અંદરના અનેક દુશ્મનો ઉભા થાય છે, તેની અપાર નીંદા થાય છે, અને તેનાં પ્રત્યેક કામને ઉલટા આકારમાં રજુ કરવા માટે મુડીવાદી સામ્રાજ્યો હમેશાં તત્પર રહે છે.

કેટલાકો શ્રમજીવીઓની સરમુખત્યારીને ઘણા જ ભયંકર સ્વરૂપમાં રજુ કરી તેને ખરાબમાં ખરાબ વર્ગવીગ્રહ તરીકે વર્ણવે છે. પરંતુ તેમ કરનારાઓ એ વાત વીસરી જાય છે કે, મુડીવાદી રાજ્યતંત્ર બીજું કશું જ નહીં પણ એક જ વર્ગની વ્યવસ્થા છે. જે વર્ગ પ્રમાણમાં ઘણો નાનો હોઇ, પોતાનાથી અનેક ઘણા વીશાળ પ્રમાણની જનસંખ્યાને નીર્ધન, નીરાધાર અને પરાધીન રાખવાના પ્રપંચ રમે છે, અને તેમના પ્રપંચના સંરક્ષણ માટે કરોડોને ખર્ચે ભાડુતી લડનારાઓને રોકી રાખે છે. એ વર્ગ બીજાઓના હક્ક ઉપર તરાપ મારવાનો જ ધંધો કરે છે, કેમકે તેનું જીવન જ એની ઉપર ટકી રહે છે, જ્યારે શ્રમજીવીઓ કેવળ પોતાના હીતનું સંરક્ષણ કરવા માટે, તેમ જ પેલા મુડીભર મારકણાઓની સત્તામાંથી સંખ્યાબંધ મનુષ્યોને મુક્ત અને સુખી કરવા સારૂ જ સત્તા પોતાના હાથમાં રાખે છે, અને તે સત્તાનું પોતાના ભયંકર દુશ્મનોના હાથમાંથી સંરક્ષણ કરવા માટે જ તેઓ પોતાનું બળ ખીલવે છે.

મુડીવાદી સામ્રાજ્યો લશ્કરનું જે બળ ખીલવે છે તેની અને શ્રમજીવી સરમુખત્યારીના સંરક્ષણ અર્થે જે બળનો સંચય કરવામાં આવે છે, તેની વચ્ચેનો ભેદ પણ પારખવા જેવો છે. સામ્રાજ્યવાદી સેનાઓ જગતની શાંતીનો ભંગ કરનારી અને વીશ્વનાં સ્વાર્થી મહાયુધ્ધો જગાડનારી હોય છે, અને એ યુધ્ધોનો આશય કેવળ મુડીવાદના હીત માટે આર્થીક લુંટ ચલાવવાની સગવડ મેળવવાનો જ હોય છે. તે જ રીતે મુડીવાદીઓ પોતાના કારખાનાના મજુરોની સામે અને શ્રીમંતો નીર્ધનોની સામે જે બળનો સંચય રાખે છે તેનો ઉદ્દેશ પણ મુડીવાદીઓ માટે લુંટનો માર્ગ સરળ બને તેટલો જ છે ત્યારે શ્રમજીવીઓનું મુડીવાદીઓ સામેનું બળ જગતનાં કરોડો મનુષ્યાલોને ગુલામીની જંજીરોમાંથી છોડાવવા માટે એટલે કે ધનવાનોની ધુંસરીમાંથી માનવસમાજને મુક્તી અપાવવા માટે, જગતની

નબળી પ્રજાઓને લુંટવા માટે ચાલતાં ભયંકર અને ખુનખાર યુધ્ધો અટકાવવા માટે, અને જમાનાઓની અવળી નીતીથી માનવજાતીને માથે નાશનાં જે કાતીલ અને રાક્ષસી યંત્રો ગોઠવાયાં છે તેને દફે કરવા માટે જ હોય છે. તેથી જ જગતભરના શ્રમજીવીઓની સમગ્ર સંઘશક્તી ખીલવવાની જરૂર છે.

સામાન્ય રીતે અત્યારે જે મુડીવાદીવર્ગનાં સત્તાનાં સુત્રો હોય છે, તે છેક જ આળસુ અને બીજાઓના શ્રમથી ઉત્પન્ન થયેલા નફા ઉપર જીવનાર જળો જેવો વર્ગ હોય છે. તેને કામ કરવું અઘરૂં પડે છે, અને જો સત્તાનાં સર્વ સુત્રો શ્રમજીવીઓના હાથમાં જાય તો તેમને ફરજીઆત કામ કરવું જ પડે. તેથી પણ એ વર્ગ સંગઠીત બનીને શ્રમજીવીઓની જાગૃતીને તોડી પાડવા મથે છે. પરંતુ તેથી જગતને કેટલું બધું આર્થીક નુકશાન થાય છે, જગતની કેટલી બધી માનવશક્તી નકામી વેડફાઇ જાય છે? તેનો પણ વીચાર કરવો જરૂરી છે. આ આળસુ અને પરાશ્રયી બેઠાખાઉ વર્ગ જો કામ કરે ત્યારે જ ખાવાનું પામે એવી વ્યવસ્થા થાયતો જગતને કેટલો બધો આર્થીક લાભ થાય તે મહત્ત્વનો મુદ્દો પણ વીસરવા જેવો નથી. અને તે માટે પણ શ્રમજીવીઓના હાથમાં જ સર્વ સત્તાવાળી સરમુખત્યારી આપવી જરૂરી છે.

હીંદ જેવા દેશનો વીચાર કરીએ તો જોઇ શકાશે કે આ દેશના કરોડો નીર્ધન મનુષ્યો જાગીરદારો, શરાફો અને થોડી ઘણી મીલ્કતવાળા લાખ્ખો માણસોના હાથે ચુસાઇ રહેલા છે. તેમના તમામ વૈભવ વીલાસો ગામડાનાં ગરીબ ખેડુત મજુરોની ઉપર નભી રહ્યા છે, અને શહેરોમાં વસતા ધનપતીઓની રાજમાર્ગોમાં દોડી રહેલી રોલ્સરોઇસો કામદારોની મજુરીમાંથી કરેલી ચોરીના પૈસામાંથી ખરીદાયેલી હોય છે, તે મોટરમાં બળતું પેટ્રોલ પણ ગરીબ કામદારોના ખરા પસીનાની મજુરીમાંથી કરેલી કરકસરમાંથી મેળવેલું હોય છે, તેમના તમામ બંગલા, ફરનીચર અને દેશપરદેશમાં તેઓ વીલાસ વૈભવ પાછળ જે ધન વેડફે છે તે વાસ્તવીક રીતે શ્રમજીવીઓના જ પસીનાનાં નાણાંમાંથી એકઠાં કરેલાં હોય છે આંખો ઉઘાડીને જોઇએ તો આ રીતે મુઠીભર મુડીવાદીઓના તેમ જ થોડાક લાખ જેટલા મધ્યમ વર્ગના ધનીકો તેમ જ જાગીરવાળાઓ પોતાનથી અનેકગણી મોટી સંખ્યાના સામાન્ય મનુષ્યોને ચુસે છે, એ દેખીતો અન્યાય છે. અને અત્યારના મુડીવાદીઓ અને સામ્રાજ્યવાદીઓની રીત પ્રમાણે જોઇએ તો, એ કચડાતો વર્ગ પોતાને દબાવીને લુંટતા જુલ્મગારોની સામે પોતાના હીતસંરક્ષણ માટે ઉભો થાય તો તેમાં તેઓ પોતાના પ્રતીપક્ષીઓને જ પગલે ચાલે છે એમ જ કહી શકાય. દેશના કરોડો શ્રમજીવીઓ ઉત્પાદનની એવી વ્યવસ્થા કરે કે જેથી ઉદ્યોગપતીઓના હાથમાંથી ઉત્પાદનનાં સાધનો શ્રમજીવીઓના હાથમાં જાય, તેની સાથે સાથે ગામડાંઓની આર્થીક વ્યવસ્થા સંગીન તેમજ સદ્ધર ધોરણ પર ગોઠવવા માટે, તેઓ જમીન ઉપર મહેનત કરીને જીવતા કૃષીકારોને પણ મદદગાર થાય, જેથી ઉત્પાદનની એવી વ્યવસ્થીત વહેંચણી થાય કે, દેશના દરેક મનુષ્યને તેમાંથી સરખો હીસ્સો મળે, જેથી થોડાકોની તીજોરીમાં વીના કામનાં વધારાનાં નાણાં જતાં અને ઘણાઓના પેટમાં ભુખને લીધે પડેલા ખાડા કાયમ બનતા અટકે. પરંતુ તેમ ન થાય એ માટે નીર્ધનોના રક્તનાં નાણાં ઉપર મોજશોખ ભોગવનારો વર્ગ જોઇએ તેટલા

પ્રયત્ન કરવા તત્પર થાય છે, કેમકે તેમને જનતાના સર્વ સામાન્ય લાભ માટે વર્તન કરવું તે બીલકુલ પસંદ નથી. તેઓ તો અભીમાનથી ઉચ્ચારે છે: "મારો શેઠ હું જ છું." અને નીર્ધન શ્રમજીવીઓએ તેમ જ ગરીબ ખેડુતોએ તેથી તેમની આગળ જઇને ઝુકી ઝુકીને સલામો ભરવી જ જોઇએ.

નીર્ધન માનવ સમાજને કચડાયલો રાખવામાં દેશના ઉપર કહ્યા તે વર્ગો ઉપરાંત એક વીશેષ વર્ગ પણ મહત્ત્વનો ભાગ ભજવે છે, તે વર્ગ અમલદારશાહીનો છે. પોતાની સત્તા અને વૈભવ તેમ જ પોતાની તમામ આપખુદીઓના ઇજારા ટકી રહે, તે માટે સામાન્ય વર્ગ દબાયલો રહે એ ખાસ જરૂરતું માની, તેઓ તેમની જાગૃતીને કચડી નાખવામાં ઉપર જણાવ્યા તે જ વર્ગોની સાથે સહકાર કરવા હમેશાં તત્પર રહે છે.

આ ઉપરાંત સામાન્ય માણસોના હાથમાં સરમુખત્યારીનાં સુત્રો આવે તેની સામે ઉત્ક્રાંતિવાદીઓ, પુનર્જન્મવાદીઓ અને ધર્મઘેલાઓ ઉપરાંત ખુદ શ્રમજીવીઓ અને ખેડુતોમાંના ઢીલા, વહેમી, ગુરૂડમ અને રૂઢીની ગુલામીમાં માનનારાઓ ઉભા હોય છે. "હજી આપણે તેને માટે પુરેપુરા લાયક થયા નથી, માટે મોટી મોટી વાતોનાં સ્વપ્નાં સેવ્યા વીના ધીરે ધીરે ડગલાં ભરો." એવી એવી સલાહો તેથી જ તેઓ ઉદ્દામવાદી શ્રમજીવીઓને આપે છે. એમ કરી તેઓ માત્ર જનતાની રાજકારણી ગુલામીને જ ટકાવી રાખતા નથી, પરંતુ નાણાંની થેલીઓથી મગરૂર રહેનારા શ્રીમંતોની તેમની જ ઉપરની સત્તાને પણ સદ્દર બનાવી, તેમની ગુલામીમાં રહેવાની દશાને સુદ્ધાં ટકાવી રાખે છે. એવાઓને માત્ર એટલું જ કહેવું જોઇએ કે: "વાહ મહાશયો, મુંજીપતીઓની રખેવાળીનું કામ આપને કરવું હોય તો કૃપા કરીને તેમની સતત સેવા અર્થે તમની પાસે જ આપ જાઓ, અને અમને એકલા રહેવા દો."



# ભૂતકાળનાં ગુલામો



વર્તમાન તરફ આંખો મીંચી રાખી ભુતકાળની જ ગુલામીમાં રાચનારાઓ પોતાને માટે કેવાં કારમાં કષ્ટો સરજાવે છે, તે રવીબાબુ આ સુંદર રૂપકની વક્રોક્તી દ્વારા બતાવે છે.

: લેખક :

રવીન્દ્રનાથ ટાગોર

જ્યારે તે વૃધ્ધ શરીર મરણને કાંઠે ઉભું હતું, ત્યારે આખો દેશ આક્રંદ કરતો હતો. જનતાએ અતી શોકથી કકરાણ મચાવ્યું. દીશામાંથી અવાજ આવ્યો કે 'સ્વામી ત્હમારા શીવાય અમારી શી ગતી થશે?'

આથી વૃધ્ધ શરીરના મનમાં સંતાપ શરૂ થયો. તેને વીચાર આવ્યો કે જ્યારે જીવનપટને મુકીને તે દુર જશે ત્યારે લોકની કોણ રક્ષા કરશે?

દેવોએ પ્રાર્થના સાંભળી અને આદેશ કર્યો કે આ માનવી ભુત બનીને દેશમાં વસશે. માણસ મૃત્યુ પામે છે પણ ભુતનાં [illegible]નો અનંત છે. આથી રાષ્ટ્રનો સંતાપ દુર થયો.

* * *

જ્યારે ત્હમો ભાવીનો વીચાર કરો ત્યારે તો ત્હમારા સંતાપનો પાર રહેતોજ નથી. પણ જો ત્હમો માત્ર ભુતકાળ તરફ મીટ માંડો તો આપોઆપ ત્હમારા સંતાપ દુર ખસી જાય છે. ત્હમો ત્હમારી સર્વ જવાબદારીઓ ભુતકાળ ઉપર મુકી શકો છો. અને ભુતકાળ પાછો વર્તમાન તરીકે જીવે છે.

છતાં ભુતકાળમાંથી માર્ગસુચન લેવાને બદલે કેટલાકો આપમેળે વીચાર કરવા લાગ્યા. પણ તરતજ ભુતે તેમના કાન પકડીને પોતાની સત્તાનું ભાન કરાવ્યું. આ મહાશક્તીમાન ભુતની ચોતરફ ફરતી દ્રષ્ટીમાંથી કોઇ છટકી શકતું ન હતું.

પછી તો આંખો બંધ રાખીને અને બુદ્ધીના બારણા ઉપર તાળું મારીને, જે માર્ગ ભુત બતાવે તેજ માર્ગે આખો દેશ આગળ વધવા લાગ્યો.

ડાહ્યા માણસોએ કહ્યું કે, જુન કાળમાં આખા જગતમાં માણસો આ પ્રમાણેજ ચાલતાં. સૃષ્ટીના સૃજનકાળમાં પ્રથમ ઉત્પન્ન થયેલું પ્રાણી અમીબા પણ આંખો વીનાજ ચાલતું આજે

વૃક્ષ અને વેલડીઓ પણ નેત્રહીન દશામાંજ એવું આનંદ અનુભવે છે. વડીલોના આ શબ્દો સાંભળી દેશને ખુબ આનંદ થયો. નેત્રહીન અમી-બાની માફક આજે પણ ભુતકાળને પગલે પગલે આંખો બંધ રાખીને, અને બુધ્ધીના બારણા ઉપર સાંકળ ચઢાવીને ચાલવામાં એ રાષ્ટ્ર અભીમાન લેતો.

કારાગૃહની દીવાલો જેવી દીવાલો દેશમાં ઉભી થઇ. પણ કોઇ આ દીવાલને જોઇ શકતું નહીં. તેમજ આ જાલીમ કંદમાળમાંથી છટકવાનો માર્ગ પણ કોઇને જડતો નહીં.

ભુતના સુચના પ્રમાણે આખો રાષ્ટ્ર કામ કરવા લાગ્યો. કામ કરવાથી ખુબ લોભ થયો. વીપ્લવની ભાવના કચરાઇ ગઇ; ભીરૂતા પ્રસરી ગઇ; ભુતના રાજ્યમાં ભલે જનતા માટે આરોગ્ય, આહાર કે કપડાં ન હોય પણ શાંતી તો પારાવાર હતી.

* * *

વર્ષો વીત્યાં. ભુતના શાસનમાં પ્રજા સંતોષથી રહેવા લાગી. મર્યાદા અને રૂઢીના સ્થંભે એક બકરૂં ન બાંધ્યું હોય એ પ્રમાણે આખો દેશ જીવવા લાગ્યો.

પછી વળી નવીજ સમસ્યાઓ ઉભી થઇ. પૃથ્વીના બીજા કોઇ દેશમાં ભુતનું રાજ્ય પ્રસર્યું ન હતું. ...થી અન્ય દેશોમાં પ્રગતીનાં વહેણ તો આગળ ને આગળજ વધ્યાં. ભુતની તરસ છીપવાને માટે અન્ય દેશોએ પોતાનું રકત નહોતું આપ્યું. તેમની શકતી કાયમ હોવાથી તેઓનું ચેતન ચમકતું હતું.

* * *

ભુતના રાજ્યમાં તદ્દન શાંતી હતી. પણ પ્રશ્નો તો એક પછી એક ઉભા થવા જ લાગ્યા. સંકડામણની સમસ્યાઓ વડીલોને મુંઝાવવા લાગી.

ડાહ્યા માનવોએ ભુતકાળનાં થોથાં ઉથલાવા માંડયાં, મોટાં મોટાં પુસ્તકો જોયાં, પણ આ સમસ્યાઓનો ઉકેલ તેઓ ન મેળવી શકયા. બધાએ એકે અવાજે ઉચ્ચાર કર્યો કે આ પરીસ્થીતી માટે અમારો જરાયે દોષ નથી. આપણા રાજન ભુતનો પણ દોષ નથી. દોષ બધો આ સમસ્યાઓનો છે. તેઓને ઉત્પન્ન થવાનો શો અધીકાર હતો?

વડીલોનાં વચનો સાંભળી રાષ્ટ્રને સંતોષ થયો.

પણ સમસ્યાઓ તો વધતીજ ચાલી. 'સાથ આપો' એ સવાલ જોરથી ઉભો થયો. અને ભુત પણ આવોજ પોકાર કરતું. વર્તમાનકાળની જરૂરીઆત અને ભુતકાળની માંગણી વચ્ચે વીરોધ ઉત્પન્ન થયો. પણ પ્રશ્ન એ હતો કે દેવું આપવુંજ શી રીતે?

પરદેશીઓ આજે તીડની માફક દેશ પર તુટી પડયા હતા. ઉત્પન્ન થતા સુંદર પાક તેઓ લુંટી જતા હતા. આ પરદેશીઓ દીર્ઘદ્રષ્ટીવાળા અને વ્યવહારીક હતા. ભુતની આજ્ઞા પ્રમાણે રાષ્ટ્રે આ પરદેશીઓની પ્રવૃતી તરફ ધ્યાન પણ નહોતું આપ્યુ. 'અભડાઇ જશું' એ બીકે તો તેઓ પરદેશીઓના સંસર્ગથી ખુબ દુર રહેતા. વડીલોએ પાછા ભુતકાળનાં થોથાં ઉથલાવ્યાં અને આદેશ આપ્યો કે 'જેઓ જગતની પરવા કરતા નથી તેમના ઉપર ઇશ્વરી આશીર્વાદ ઉતરે છેઃ જેઓ પ્રવૃતી કરે છે તે પાપના ભોકતા બને છે.'

પ્રજાએ આ શબ્દો સાંભળ્યા અને જનતાના હૃદયમાં ખુબ આનંદ થયો.

* * *

પણ પાક વગરના ખેતરોમાંથી સાંથની રકમ શી રીતે આપવી? આ આથીંક સમસ્યાનો ઉકેલ શબ્દથી નજ આવી શકયો.

પ્રજાએ પોકાર કર્યો. દરેક દીશામાંથી સુર ઉઠવા લાગ્યા. કબ્રોમાંથી પણ ધ્વની સંભળાયો.

ભુતે માત્ર હસીને જવાબ આપ્યો: 'તમારા સ્વમાનથી આપો, તમારા હૃદયનું લોહી વેચી આપો, તમારો આત્મા વેચીને પણ આપો.

અને સમસ્યાઓ તો ખુબ ઉભી થતી જ ગઈ. એક પછી એક નવા પ્રશ્નો ઉત્પન્ન થયા. એક બીજા સવાલ ઉત્પન્ન થયો.

શું આ ભુતનું શાસન સર્વકાળ ચાલશે?

આ સવાલ સાંભળી વડીલો ચમકયા. દાદાઓ અને દાદીઓને ખુબ આઘાત થ યો. 'આવો સવાલ અમે કદી સાંભળ્યોજ નથી. હાલના શાસનને બદલવાનો વીચાર કરવો તે પણ અસંભવીતજ મનાવું જોઇએ.

પણ આ ઉત્તર યુવાનોને સંતોષ ન આપી શકયો. તેઓ તો હવે સ્વચ્છંદી બનવા લાગ્યા. તેઓએ ઘોષણા કરી કે 'ગમે તે પ્રકારે અમો આ ભુતનો નાશ કરીશું !'

પણ ભુતના અમલદારો હસવા લાગ્યા. તેઓ તીરસ્કારથી કહેવા લાગ્યા કે 'યત્ન કરીને આ અદીઠ દીવાલોને તોડી પાડો તો ખરા!'

* * *

સત્ય એ હતું કે ભુતકાળ જીવતો પણ ન હતો, તેમ મરી ગયો પણ ન હતો. તે તો ભુત બની ગયો હતો. દેશમાં તેણે ઉલ્કાપાત નહતો મચાવ્યો. તેમજ તેમાંથી તે ક્ષણવાર દુર પણ ખસ્યો નહોતો.

રાજદ્રોહની બીકે, દીવસે એક શબ્દ પણ નહીં બોલનાર એવી એક બે વ્યકતી એ ભુતની રાત્રે પ્રાર્થના કરી. ભુત આવ્યું.. આ વ્યકતીઓએ સવાલ કર્યો કે, 'સ્વામી,. હવે આપને વીદાય લેવાની ક્ષણ નથી આવી પહોંચી?'

ભુત હસ્યું—અને જવાબ આપ્યો કે 'મુર્ખાઓ, જયાંસુધી તમો મને જવા દેવા ન ઇચ્છો ત્યાં સુધી હું કેમ જઇ શકું?'

તેઓએ જવાબ આપ્યો, 'પણ સ્વામી અમારામાંથી કેટલાક તમારા જવાથી બહુ બીએ છે!'

ભુતે ફરીથી હસીને જવાબ આપ્યો કે 'તમારી બીક એ મ્હારી સલ્તનતનો સ્તંભ છે.'

## હૃદયની જ્વાલા (મન્દાક્રાંતા)

એવું થાયે ત્યજી જીવનની નીત્ય કેરી ઉપાધી,
જાઉં પેલી કુદરત વીષે વ્યાપી જ્યાં રમ્ય શાન્તી;
બોલાવે એ જલ સરીતનાં, વૃક્ષની ઝુંડ લીલી,
ઉંચાં પેલાં શીખર ગીરીનાં આદરે ભાવવાહી.

કીન્તુ બોલી દીલ મહીં રહી લાગણી આ શી ઝીણી,
'જાયે કયાં તું ફરજ તજીને રાચવા સદા દોડી?
જો! જો સામે જીવન કુમળાં સ્વાર્થનો ભોગ પામી,
મુગાં કેવાં પશુ સમ ભુંડી નીગમે જીંદગાની.

જેને આખો દીનભર શ્રમે અંગ ઓગાળતાં યે,
કોઇ દીને મનુજીવનની લ્હાણ ના સાંપડી છે;
જોઇ જેણે જીવન મહીંના શાન્તીની કોઇ છાયા,
એને કયાંથી કુદરત મહીં મોજની હોય આશા?

ઉંડી એને જીગર સળગી પેટની આગ બુરી,
કો બુઝાવે પડી ન પરવા એ સમાજે ત્યજ્યાંની;
રાચે જેઓ અવરજનના લોહીથી પુષ્ટી પામી,
તેને કયાંથી ફુરસદ કશી પેખવા દુઃખ ઘેલાં.

શાને એને વધુ શીખવવા, પાઠ સંતોષ કેરા,
શાને એણે સહન કરવું, ધારવી શાંતી શાને?
શાન્તી એ તો મનશીથીલતા, કાયરો કેરી આશા,
રે! સંતોષે પતન મનને જ્ઞાનની જાગૃતીનાં.

નીત્યે નીત્યે દીનજીવનની કારમી હાય ઉઠે,
મુંગી મુંગી હૃદય જલતી, દાહની જ્વાલ ઉઠે;
એ જ્વાલાઓ, જરૂર દહશે સ્વાર્થ ને વર્ગભેદો,
ને તેમાંથી નવી પ્રગટશે સામ્યવાદી સમાજો."

ત્રિભુવન બી. પટેલ

# સમાજવાદ

:મુળ લેખક:
બર્નાર્ડ શૉ

સુડીવાદની વર્તમાન વ્યવસ્થા આળસુ, મુર્ખા અને પારકે પૈસે મોજ મારવાના રસીઆઓને માટે સુખદ અને સંતોષભરી હોવા છતાં, જગતનાં અબજો સામાન્ય માણસોને માટે તે જીવંત નર્ક જેવી હોઇ, તેને ધરમુળથી પલટાવી નાખવાની જરૂર માટે આયરીશ બુદ્ધીમાન બર્નાર્ડ શૉ પોતાની લાક્ષણીક શૈલીમાં સાફ સાફ વાતો સંભળાવી દે છે.

તમે કદાચ એવા ય તવંગર કુટુંબો વીષે જાણતા હશો કે જેઓ ખાવા પીવામાં મીતાહારી હોય છે. પોતાના શરીરને તંદુરસ્તીમાં રાખે એવી પ્રવૃતીઓ કરે છે. પોતાના દરજ્જાની ચીંતા કરતા નથી, પોતાના પઇસા સહીસલામત લેણદેણમાં રોકે છે, વ્યાજના ઓછા દરે સંતોષ માને છે અને પોતાના બાળકો સાદું જીવન જીવે અને કોઇ પણ પ્રકારનું ઉપયોગી કામ કરે તેવી રીતે તેમને ઉછેરે છે. પણ એ બધાનો અર્થ એટલો જ કે તેઓ તવંગર તરીકે જીવતા હોતા નથી અને તેથી સામાન્ય આવકથી પણ તેમને ચાલી શકે.

## 'તવંગર'નો બીજો વર્ગ

બીજા કરતાં તવંગર હોવામાં જે લોકોને ખાસ સંતોષ મળે છે તે લોકો તો તે છે કે જેઓ આળસુ રહેવામાં મઝા માને છે, અને પોતે પોતાના પાડોશી કરતાં વધારે સમૃધ્ધીવાન અને સારા છીએ એવા વીચારો કરવાનું પસંદ કરે છે. પણ કોઇ પણ દેશને આવી શેખાઇવૃતી પોષવાની પાલવી શકે નહી. પ્રમાદ અને પતરાજી એ ઉત્તેજન આપવા જેવા સદ્દગુણો નહી પણ અટકાવવા જેવા દુર્ગુણો છે. ઉપરાંત આવા લોકોની આળસુઓ-નીરૂદ્યમી પડયા રહેવાની તેમજ બીજાઓ ઉપર હુકમ ચલાવવાની ઇચ્છા વ્યાજબી હોય તો પણ જયાં હુકમ ચલાવવાને ગરીબ લોકો જ ના હોય ત્યાં સંતોષી શકાય નહી.

## જીવનની જરૂરીઆતો કેટલી ?

એટલે આપણે જે માગીએ છીએ તે ગરીબ લોકો કે શ્રીમંત લોકો નહી પણ ફકત પોતાની પાસ પુરતું કે પુરતાથી વીશેષ હોય એવા લોકો માગીએ છીએ, તો સવાલ એ થાય છે કે પુરતું કહેવું કોને ? તે કોઇ પણ કહી શકે નહી. એક ભીખારીને માટે પુરતું હોય તેટલું એક સન્નારીને માટે પુરતું હોય નહી. એક સન્નારીને માટે પુરતું હોય તે બીજી સન્નારી માટે અસંતોષનુંજ કારણ છે. ટુંકામાં એક વ્યક્તીની બાબતમાં જે પુરતું હોય તે બીજી વ્યકતીની બાબતમાં પુરતું હોતું નથી અને તેથી કેટલું પુરતું છે તે પુછવું તે એક જવાબ નહી દઇ શકાય તેવો

સવાલ છે. સઘળું તમે ક્યા પ્રકારનું જીવન ગાળવા માગો છો તેના પર જ આધાર રાખે છે. એક રખડપટુના જીવન માટે પુરતું હોય તે સાહીત્ય, સંગીત, કલા, ધર્મ, વીજ્ઞાન અને ફીલસુફીનાં વાતાવરણવાળા ઉંચ સંસ્કારી જીવન માટે પુરતું હોય નહી. આવી વસ્તુઓમાં આપણે કદી પુરતું હોઇ શકે નહી. અમુક વસ્તુ જેવા કે ખોરાક અને પગરખાં અમુક વખતે પુરતાં હોઇ શકે પણ પુરતી સંસ્કૃતી જેવું કશું હોઇ શકે નહી.

## જરૂરીઆત પર માપ

જો ગરીબ હોવાનો અર્થ આપણી પાસે હોય તેથી કંઇક વીશેષ અને વધારે સારા માટેની ઇચ્છા રહેવી તે હોય તો પછી આપણી પાસે ગમે તેટલા પૈસા હોય છતાં આપણે હંમેશ ગરીબ જ લાગવાના કારણ કે આ કે પેલી વસ્તુ આપણને પુરતી હોઇ શકે પણ દરેક વસ્તુ પુરતા પ્રમાણમાં કદી હોઇ શકે નહી.

અને તેથી જો અમુકને કેવળ પુરતું અને બીજાઓને પુરતા કરતાં કાંઇ વીશેષ આપવાની યોજના હોય તો તે ભાંગી પડ્યા વગર રહેશે નહી. કારણ કે એકાદ જણ સંતોષાય તે પહેલાં સઘળું ધન ખુટી જાય. આ મુશીબતમાંથી નીકળવાનો માર્ગ તે દરેક વ્યકતીને એકસરખું આપવાનો છે. અને આ જ સમાજવાદનો વહેંચણના પ્રશ્નનો ઉકેલ છે.

## મુડીવાદ અને આવકની અસમાનતા.

આપણે હાલ સમાજવાદના નહી પણ મુડીવાદના શાસન તળે રહીએ છીએ, જે દોલતની અસમાન વહેંચણીના પાયા પર રચાયલો છે. આ મુડીવાદ નીચે દેશની તમામ જમીન સમાજને હસ્તક રહેવાને બદલે જમીનદાર તરીકે ઓળખાતા ખાનગી સખસોને હસ્તક રહે છે, જેઓ પોતાની શરતો પાળવાને કબુલ ન હોય તેવા લોકોને તે પર રહેવા દેવાને કે તેનો ઉપયોગ કરવાને અટકાયત કરી શકે છે. આ પધ્ધતીથી જમીનદારો મુડી ભેગી કરવાને સમર્થ બને છે, જે મુડી પણ તેમની ખાનગી મીલકત રહે છે. અને પરીણામે દેશના તમામ ઉદ્યોગ જે જમીન અને મુડી ઉપર આધાર રાખે છે તે સર્વે પણ તેમની માલીકીના બને છે. પણ મજુરી વીના ઉદ્યોગ ચાલી શકે નહી અને તેથી જમીન કે મુડી ધરાવતા ન હોય તેવા લોકોને પેટ પુરતું આપી મજુરી કરવા રોકવા પડે છે અને આખરે એક, બીજાની મહેનત પર જીવનાર નીરૂદ્યમી તવંગર લોકોનો અને બીજો, મહેનત કરી રોટલો મેળવનાર ગરીબ લોકોનો—એવા બે વર્ગ ઉભા થાય છે અને આવકની અસમાનતા જન્મે છે અને આ અસમાન વહેંચણીની અસર આપણાં નીત્ય જીવનનાં વ્યવહારમાં શું થાય છે તે આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ. આપણી એકકે એવી સંસ્થા નથી જેઓની અનીષ્ટ અસરથી મુકત હોય.

## અસમાન વહેંચણી અને નીત્યનો વ્યવહાર.

તમે કદાચ પુછો કે રાષ્ટ્રીય આવકની આ અસમાન વહેંચણી એ કયાં આગળ પ્રહાર કરે છે.

જવાબ સહેલો અને સ્પષ્ટ છે. જયારે જયારે તમે કંઇ ખરીદ કરો છો ત્યારે ત્યારે એનો પ્રહાર તમારી પર પડે છે—

પછી તમે એક શેર ભાજી લો, એક પાઉં ખરીદો, ચાનો એક ડબ્બો લો, બીયર દારૂની બાટલી લો, ટ્રામ બસ કે થીએટરની ટીકીટ ખરીદો, ડોકટરને ઘેર બોલાવો કે વકીલની સલાહ લો– તે સર્વમાં તેમની પડતર કીમત હોય તે ઉપરાંત તમે એક પ્રકારનો વીશેશ ભાવ આપો છો જે તમારે માટે કાંઇપણ ન કર્યું હોય તેવા શિખસોના ખીસ્સામાં જાય છે.

પ્રત્યેક સમજદાર વ્યકતી જાણે છે કે પોતે કોઇપણ પ્રકારનું કામ કરાવે તેમાં મીલ સમાન, મહેનત મજુરી, વ્યવસ્થા વ્હેંચણી વીગેરેનો જે ખર્ચ થાય તેથી ઓછી કીંમતે તે મેળવવાની કે કરાવવાની પોતે આશા રાખી શકે નહી, પણ જ્યારે તે જાણે કે પોતે સખત મજુરી કરી મહામહેનતે પોતાનો રોટલો રળતો હોય ત્યારે આ અનીવાર્ય ખર્ચ ઉપરાંત બીજા લોકોના વૈભવવીલાસ પોષવાને ખાતર પણ પોતાને કંઇ આપવું પડે છે તો તે ન આપવા બની શકે એમ હોય તો કદી સંમત થશે નહી.

આ વીશેષ ભાવથી તેને મુકત કરવા સમાજવાદીઓ વસ્તુઓ ઉત્પન્ન કરતા ઉદ્યોગો સમસ્ત સમાજને હસ્તક કરી વસ્તુઓ દરેક જણને પડતર કીંમતે મળે તેવી યોજના સુચવે છે.

## લગ્ન પર અસર

આવકની આ અસમાન વહેંચણીની અસર આપણાં લગ્નો પર શું થાય છે તે જોઇએ.

એક યુવાન સ્ત્રીને પોતાના લગ્ન કરવા માટે દેશના સર્વે યુવાનો સુલભ હોવા જોઇએ કે પોતાની પ્રથમ પસંદગી નીષ્ફળ જાય તો બીજા ફઝનબંધી યુવાનોમાંથી પોતાની પસંદગી કરી શકે, પણ તેને બદલે આ જ આવકની અસમાનતાને લીધે પોતાના વર્ગના બે ત્રણ યુવાનોમાંથી તેને પસંદગી કરવી પડે છે.

કુદરત એક સ્ત્રીને પ્રથમ નજરે અમુક યુવાનના પ્રેમમાં પાડી તેને માટે સર્વથી લાયક ભરથારનું સુચન કરે, પણ જ્યાં સુધી તે યુવાનની આવક તે યુવતીના પોતાની આવક જેટલી ન હોય, તે તેના વર્ગનો ન હોય–અર્થાત એનાથી ઉંચા કે નીચા વર્ગનો હોય તો પોતાને પસંદ પડે તે પતી સાથે નહીં પણ પોતાને મળી શકે તેવા પતી સાથે તેને પરણવું પડે છે.

પણ જો દરેક કુટુંબ એક સરખી આવકમાં ઉછરે તો આપણા સર્વેની ટેવો અને રીતભાત એકસરખી હોય અને ત્યારે જ આજ એક દલાલનો પુત્ર બેંકના મેનેજરની પુત્રી સાથે જેટલી સહેલાઇથી પરણી શકે છે તેટલી જ સહેલાઇથી એક ભંગીની પુત્રી એક અમીરના પુત્ર સાથે પરણી શકે. હવે આ અસમાનતાની અસર પાર્લામેન્ટ પર શું થાય છે તે જોઇએ.

## પાર્લામેન્ટ તો પૈસાદારની છે

પાર્લામેન્ટ તવંગર લોકોની છે એમ કહીએ તો યે ચાલે. દેખીતી રીતે બધા જ પુખ્ત વયના સ્ત્રી પુરૂષો, બીજા લોકોને તેને માટે મત આપવા સમજાવી શકે તો પાર્લામેન્ટના સભ્ય થઇ શકે છે અને દેશના કાયદા ઘડવામાં સહાય આપી શકે છે. છેલ્લા થોડા વર્ષોથી એવી પણ ગોઠવણ કરવામાં આવી છે કે ગરીબ લોકો

પણ આ હકનો લાભ લઇ શકે. હાલ પાર્લામેન્ટના સભ્યોને પગાર આપવામાં આવે છે અને ચુંટણીનો કેટલોક ખર્ચ સરકારી ત્રીઝોરીમાંથી મળે છે. પણ હજી ઉમેદવારે ઉમેદવારી નોંધાવવાની સાથે ૧૫૦ પાઉન્ડ અનામત મુકવા પડે છે અને એક પાર્લામેન્ટરી ચુંટણીમાં હરીફાઇ કરવાના ૫૦૦ થી ૧૦૦૦ પાઉન્ડ સુધીનો ખર્ચ કરવો પડે છે. અને તે ઉમેદવાર સફળ થાય તોપે આજ એને જે ૪૦૦ પાઉન્ડનો વાર્ષીક પગાર આપવામાં આવે છે તે લંડન જેવા શહેરમાં એને જે પ્રકારનું જીવન ગાળવું પડે છે તે જોતાં ભાગ્યેજ પુરતો હોય છે, અને તેથી તવંગર લોકોને તેમની સમૃધ્ધીને લીધે એટલો ચોકકસ લાભ મળે છે કે દેશમાં આજ ગરીબ લોકો ૯ અને ૧ ના પ્રમાણની બહુમતીમાં છે છતાં પાર્લામેન્ટમાં તેઓની લઘુમતી છે. આમ કાયદા તવંગર લોકોએ બનાવેલા હોઇ મુળથી જ કલંકીત થાય છે.

## કાયદાની કોર્ટો

જયારે પાર્લામેન્ટ પછી કાયદાની કોર્ટોનો આપણે વીચાર કરીએ છીએ ત્યારે અસમાન આવક અને ન્યાય વચ્ચેનો અમેળ ખુલ્લો થાય છે.

ન્યાયની પ્રથમ શરત એ છે કે એણે વ્યકતીના દરજજા ઉપર નજર ન રાખતાં દરેક જણ પર એકસરખી નજર રાખવી જોઇએ, અને મજુરની પત્ની કે કરોડાધીપતીની પત્ની વચ્ચે નીષ્પક્ષપાત ત્રાજવું રાખવું જોઇએ, અને કોઇ પણ વ્યકતીની જીંદગી કે છુટાપણું તેના બરાબરીઆની બનેલી જુરીથી તેની તપાસ ન થાય ત્યાં સુધી ખુંચવી લેવાં જોઇએ નહીં.

પણ આજ કેટલા મજુરો—કામદારોની તપાસ તેમના બરોબરીઆની બનેલી જયુરીઓથી થાય છે ? ઉલટું તેમની તપાસ કર ભરતા સભ્યોની બનેલી જયુરીથી થાય છે, જેઓને તેમની સામે મજબુત વર્ગીય વીરોધભાવના હોય છે.

આપણામાં કહેવત છે કે તવંગરો માટે એક અને ગરીબોને માટે બીજો કાયદો છે પણ તે અક્ષરસઃ ખરૂં નથી. કાયદો દરેકને માટે સરખો છે પણ ફેરફાર આવકમાં કરવાની જરૂર છે.

દીવાની ધારો જે વડે આપણી વચ્ચેના કરારોનો અમલ થાય છે તેને અમલમાં આણવા કાયદાના જ્ઞાન અને બોલવાની કળાપુર્ણ છટાની એટલી જરૂર પડે છે કે તે ન ધરાવનાર કોઇપણ સામાન્ય વ્યકતી વકીલને રોકયા વગર તેનો લાભ લઇ શકે નહી. અને વકીલને રોકવા એણે ભારે ફી ખર્ચવી પડે છે. ટુંકામાં એક તવંગર માણસને કાયદાની સહાય લેવા જવાનું પાલવી શકે, ગરીબ માણસને નહી.

ફોજદારી ધારો દીવાની ધારા જેટલો અગત્યનો નથી, કારણ કે થોડા જ થોડા ગુન્હા કરે છે, જયારે આપણે સર્વ પરણીએ છીએ અને કરારો કરીએ છીએ. બીજું નુકસાન ખમેલા સંખસ પાસેથી કોઇપણ પ્રકારનો ચાર્જ લીધા વગર પોલીસ ફોજદારી કાયદો અમલમાં મુકે છે. છતાંય તવંગર ઉદીઓ[વી]ખ્યાત બેરીસ્ટરો રોકવામાં મોટી રકમ ખર્ચી શકે, દેશના ગમે તે ભાગમાંથી પુરાવો મેળવી શકે, સાહેદોને લાંચ રૂસ્વત આપી ફોડી શકે અને અપીલ વીગેરેના છેવટ સુધીના સર્વશકય લાભ લઇ શકે. અને આપણે ઘણાંય કેસ બતાવી શકીએ જેમાં તવંગર લોકો જો ગરીબ હોત તો ફાંસીને માંચડે ચોકકસ ચડયા

હોત. પણ કોણ જાણે છે કે આપણાં કેદખાનાઓમાં આજ કેટલાય ગરીબ માણસો હશે કે જેઓને પોતાનો બચાવ કરવાને થોડાજ પાઉંડ મળ્યા હોત તો કેદખાનામાં સબડવાને બદલે નીર્દોષ ઠરી છુટી ગયા હોત.

## દેવળો, નીશાળો વીગેરે

પાર્લામેંટ અને કોર્ટો તવંગર લોકોએ જેમ કબજે કર્યાં છે તેમ તેમણે દેવળો પણ કબજે કર્યાં છે. એક સામાન્ય પાદરી પ્રમાણીકતા કે સમાનતા શીખવતા નથી, પણ પૈસાદાર લોકો કેવળ પઇસાદાર છે તે માટે તેમને માન આપવાનું શીખવે છે અને તેને ધર્મ કહે છે.

અને એ જ પ્રકારનો સડો આપણી નીશાળોમાં છે.

હવે સમાજવાદ આવકની અસમાનતાને બદલે સમાનતા સ્થાપી આ સર્વ સ્થીતી સુધારવા માંગે છે. સમાજવાદની સરખી વ્હેંચણીની આ યોજના કેવળ શકય છે એટલુંજ નહી પણ થોડાવતા પ્રમાણમાં આજે પણ તે અમલમાં છે, જુદા જુદા ધંધાના માણસોને ઓછાવતા પગાર મળે છે, પણ એકજ ધંધાના માણસોને સામાન્યપણે એકસરખો પગાર આજે પણ મળે છે. પછી એક જણ બીજાથી વધારે ઉંચો કે નીચો હોય, ગોરો કે કાળો હોય, ચપળ કે મંદ હોય, યુવાન કે વૃધ્ધ હોય, પ્રોટેસ્ટન્ટ કે કેથોલીક હોય. ભલે એક પોલીસ, સીપાઇ ને ટપાલીનો પગાર, મજુર. કડીયા અને સુથારનો રોજ, ન્યાયાધીશ અને પાર્લામેન્ટના સભ્યોનો પગાર જુદો જુદો હોય, કોઇને વર્ષના સો તો બીજાને પાંચ હજાર મળતા હોય પણ બધા સીપાઇઓનો પગાર એકસરખો હોય છે, બધા ન્યાયાધીશોને એકસરખું મળે છે અને પાર્લામેન્ટના સર્વ સભ્યો એકસરખુંજ મેળવે છે.

## કામદારોને સરખો પગાર

આ એકજ ધંધાવાળાઓને જેમ એકસરખો પગાર મળે છે તેમ સમાજવાદની યોજના જુદા જુદા ધંધાવાળાઓને એકસરખો પગાર આપવા માગે છે, કારણ કે સમાજવાદનો સીધ્ધાંત છે કે, દરેક વ્યક્તી સમાજને સરખી ઉપયોગી છે. કદાચ કોઇ દલીલ કરે કે તમે દરેકને એકસરખું આપશો તો યે વર્ષ આખરે તો લોકો પાછા ગરીબ અને તવંગર એવા બે જુદા વર્ગમાં વહેંચાઇ જશે. આપણે તેમને આસપાસ એકસરખું મેળવતા અને આખી જીંદગી કોઇપણ પ્રકારના ફેરફાર વીના રહેતા લાખો માણસો તરફ નજર કરવાને કહીએ. એકજ ધંધા અને દરજ્જાના માણસોને એકસરખું મળે છે છતાં તેઓ સામાન્ય રીતે પોતાની સ્થીતીથી ઉંચે ચઢતા કે નીચે પડતા નથી. અલબત નેપોલીયન જેવી કેટલીક વ્યકતીઓ અપવાદરૂપ નીવડતી હશે પણ જેમ એક તઇયાર કપડાં બનાવી વેચનાર દરજી પોતાના પ્રાઇસ લીસ્ટમાં રાક્ષસો કે વેંતીયાં પુરૂષોને ધ્યાનમાં લેતો નથી, એવીજ રીતે આપણે પણ આપણી સામાન્ય યોજનામાં એવા અસાધારણ પુરૂષાને ધ્યાનમાં લેવા જોઇએ નહી.

## સમાન વહેંચણીની યોજના

સમાન વહેંચણીની યોજના તદન સંભવીત અને વ્યવહારૂ છે એટલુંજ નહી પણ તે કાયમની યોજના છે. તે એટલીજ સાદી

અને સમજી શકાય એવી છે. અને દરેકને શું આપવું જોઇએ તે બાબતની ગુંચવણનો ઉકેલ કરે છે. એ કયારનીય અમલમાં છે અને માનવજાતના મોટા સમુહમાં પરીચીત પણ છે.

એનો બીજો મહાન લાભ એ છે કે માણસની પ્રગતીમાં 'ધન'નું સ્થાન અદ્રશ્ય થાય છે. પછી તો તેનામા રહેલી શકતીઓ વડેજ તે આગળ વધે છે. જ્યાં આવકની અસમાનતા હોય ત્યાં પઇસાની લાયકાત જે કોઇ રીતે લાયકાત નથી તો બીજી બધી લાયકાતને ઢાંકી દે છે.

## વારસાની અનીષ્ટપ્રથા

આજ ગંજાવર પુંજીઓ કેટલાય મુર્ખ પુરૂષો વારસામાં મેળવે છે અને લુચ્ચા વેપારીઓ હલકા પ્રકારની ચોલાકી વાપરી, ખરાબ વીસ્કી વેચી કે ઘઉંનો સટો કરી અગર લોકોના ભોળપણનો લાભ લઇ ઉભી કરે છે અને લોકો એવાને માન આપે છે અને સરકાર ખીતાબોથી નવાજે છે. જ્યારે સાચી લાયકાત ધરાવનાર માણસો જેવા કે કોઇ મહાન શોધક કે સરદાર જેમણે પોતાની ઉમદા શકતીઓનો ઉપયોગ કર્યો હોય છે અથવા જાત જોખમમાં નાંખ્યો હોય છે છતાં પેલા મુર્ખ પુરૂષો અને પઇસા ધુતનાર વેપારીઓના પાઉન્ડોની સરખામણીમાં તેમની પાસે કેવળ પેન્સો હોવાને લીધે તેમનો ધડો પણ થતો નથી. આજ તો વર્ષના હજાર પાઉન્ડ કમાનાર વ્યકતી વર્ષ દહાડે ૧૦ પાઉન્ડ કમાનાર વ્યકતી કરતાં પ્રધાન દરજ્જો ભોગવે છે, પછી એની બીજી લાયાકાત ૧૦૦ પાઉન્ડ કમાનાર કરતાં ગમે તેટલી ઓછી હોય. પણ સમાન આવક ધરાવનાર પુરૂષો વચ્ચે લાયકાતનાં તફાવત સીવાય બીજો કંઇ ભેદ-તફાવત હોઇ શકે નહી. પૈસા કરતાં ચારીત્ર, શકતી, અને લાયકાત એજ અગત્યની વસ્તુઓ બને અને દરેક જણ પોતાનું કુદરતી સ્થાન મેળવે. અલબત, ત્યારે મહાન માણસો, સામાન્ય માણસો અને નાના માણસો રહેશે જ પણ જેમણે મહાન કાર્યો કર્યાં હશે તે જ મહાન હશે નહી કે તે જેમના બાપદાદા તેમને માટે વર્ષ દહાડે હજારોની આવક આવે તેટલી પુંજી મુકી ગયા હોય. અને નાના મગજોના અને હલકા ચરીત્રના જ માણસો નાના હશે નહી કે ગરીબ લોકો જેમને જીવનમાં એકકે તક ન સાંપડી હોય.

## સમાન વહેંચણી વીરૂધ્ધના વાંધા

આપણે આવકની સમાનતા માટેના નીર્ણયાત્મક કારણો જોયાં. હવે તે વીરૂધ્ધના વાંધાઓ તપાસીએ, સૌથી પહેલો વાંધો એ છે કે જો એક જણને બીજા કરતાં વધારે પૈસા લેવા દેવામાં ન આવે તો પછી તેને વધારે કામ કરવા માટે ઉત્તેજન રહે નહી. પ્રથમ તો આપણે કોઇ પાસે વધારે કામ કરાવવા માગતા જ નથી. ઉલટું કામનો બોજો તમામ કામ કરનારાઓ ઉપર એકસરખો વહેંચવા માગીએ છીએ. રાષ્ટ્રીય કાર્યને અંગે કોઇ પણ વ્યકતીને બીજા કરતાં વીશેષ કામ કરાવવાનું હોઇ શકે નહી.

## કામ ન કરે તો?

કદાચ કોઇ કહે કે એવા માણસો હોય કે જેમને એક પળ પણ કામ કરવાનો અણગમો હોય પણ તેથી કાંઇ તેને કામ કરવાના બોજામાંથી મુકતી મળી શકે નહી. કોઇ પણ વ્યકતી પોતાના હીસ્સે

આવતા કામથી ઓછું કામ કરે અને કામથી ઉત્પન્ન થતી દોલતની વહેંચણીમાં પોતાનો પુરો હીસ્સો લે તો તેની અને ચોરની વચ્ચે ભાગ્યેજ ફરક છે. અને તેથી બીજા ચોરો સાથે આપણે જેવી રીતે વર્તીએ છીએ તેવી જ રીતે તેમની સાથે વર્તવું જોઇએ.

પણ હજી કોઇ કહે કે કોઇ માણસ કામ કરે નહી અથવા ઓછું કરે અને પ્રમાણમાં ઓછું લે તો તે ચાલી શકે કે નહી? અલબત, નહી જ. મરજીયાત ગરીબાઇ એ ફરજીયાત ગરીબાઇ જેટલી જ અનીષ્ટ છે. અને સુધરેલી પ્રજાઓએ પોતાના શહેરીઓ પોતાને હીસ્સે આવતું રાષ્ટ્રીય કામ પુરેપુરૂં કરે અને હીસ્સે આવતી આવક પણ પુરેપુરી લે અને સધરેલું જીવન ગુજારે એવો આગ્રહ રાખવો જોઇએ.

## આક્ષેપનો જવાબ

હવે ઉત્તેજનની વાત કરીએ. પ્રથમ પંકતીના કામ કરનારાઓને પોતાનાથી બની શકે એટલું ઉત્તમ કામ કરવાને બહારના ઉત્તેજનની મુદ્દલ જરૂર હોતી નથી. આ પ્રથમ પંકતીનું કામ મોટામાં મોટા નીરૂત્તેજન વચ્ચે કયાં થતું નથી. અને થતું હોય નહીં તો તેનું કારણ એટલુંજ છે કે ઉંચા પ્રકારના કામ કરતાં હલકા પ્રકારના કામમાં વધારે હોય છે. અગર તો ઉંચા પ્રકારના કામ માટે ભાગ્યેજ પૈસા મળતા હોય છે જેથી ગુજરાન માટે સામાન્ય કામ પાછળ મહેનત કરી ઉંચા પ્રકારના કામ માટે અવકાશ શોધવાનો રહે છે, નહીં તો પોતાનાથી થઇ શકે એવું કોઇ પણ ઉંચ્ચા પ્રકારનું કામ કરવાને કોઇ પણ સખશ ના પાડી શકે નહી. અને આજ તે ના પાડે છે તેનું કારણ એટલુંજ છે કે ઉંચા પ્રકારના કામમાં પ્રાપ્તી ઓછી હોય છે તેથી જો સર્વને સરખો પગાર આપવામાં આવે તો દરેક જણ ખુશીથી ઉંચા પ્રકારનું કામ કરે. ત્યારે કોઇ કહે કે દરેક જણ ઉંચા પ્રકારનું કામ કરે તો પછી મેલું કામ કોણ કરશે?

ખરી વાત એ છે કે આપણે મેલું કામ મેલા અને ટુંકા પગારના માણસોથી થતું જોવાને એટલા બધા ટેવાયલા છીએ કે તે કરવું આપણને શરમભરેલું લાગે છે અને માનીએ છીએ કે જ્યાં સુધી ગંદા અને અછુત લોકોનો વર્ગ નહી હોય ત્યાં સુધી એ કામ થઇ શકે જ નહી. પણ ભંગીના કામ કરતાં વધારે ગંદુ અને મેલું કામ ઉચ્ચ શીક્ષણ પામેલા, મોટાં પગાર મેળવતા શ્રેષ્ટ સમાજમાં ફરતા ઇલ્કાબવાળા સરજનો અને દાકતરો તથા કેળવાયલી નર્સો કરતી નથી? ખરી વાત તો એ છે કે આપણને કામ ગંદુ છે તેનો વાંધો નહી પણ તે કામ સાથે જોડાયલી ગરીબાઇ અને અધઃપતનનો જ વાંધો છે. જો સઘળા અછુતો અમીર હોત તો કોઇ પણ તેમના કામ માટે વાંધો લેત નહીં. ઉલટું તેઓ આપણી સાથે ભોજન લેવાનું તેઓ સ્વીકારત તો આપણે તેને મગરૂરીનું કારણ ગણત.

## પ્રલોભન

કામ જેટલું ઓછું આકર્ષક હોય તેટલા પ્રમાણમાં તે પસંદ કરનારા વધારે. અવકાશ, કામમાંથી જલ્દી નીવૃતી અને વધારે રજાના દીવસ આપવામાં આવે તો ઓછા અવકાશવાળા કામો કરતાં એવા કામો લોકો વધારે શોધતા રહે.

સઘળા ધંધાના કામ કરનારાઓને એક-સરખી આવક મળવી જોઇએ તે વાત સ્વીકારીએ તો યે એક પ્રશ્ન ઉભો રહે છે. અને તે એ કે દરેક કામ કરનારનો પછી તે એક તત્વવેતા હોય કે ખેડુત હોય પણ જીવન નીર્વાહનો ખર્ચ એક સરખો હોઇ શકે પણ તેમના કામનો ઉત્પન્નખર્ચ જુદો જુદો હોય તેનું શું? દાખલા તરીકે શીવણનું કામ કરનાર એક દરજી આખા દીવસ દરમ્યાન સુતરની એક રીલ વાપરે તો તેને માટે એણે થોડાજ પેન્સ આપવા પડે છે. પણ તે જ સ્ત્રીનો પતી વીજ્ઞાનશાસ્ત્રી હોય અને તેને રેડીયમની જરૂર હોય તો કેવળ એક આઉંસના ૧૬૦૦૦ પાઉન્ડ આ .વા પડે.

## ખર્ચની અસમાનતાનો ઉકેલ.

આ ઉત્પન્ન ખર્ચની અસમાનતાના પ્રશ્નનો ઉકેલ અવકાશના વધારે કલાક, રજાઓના વધારે દીવસ કે ખાસ હકકો આપી કરી શકીએ નહી અને મજુરીના અસમાન દરોથી તો થઇ શકેજ નહી. તેનો ઉકેલ એટલોજ એ કે તેનાં સાધન અને હથીઆર આપણે પુરાં પાડવાં જોઇએ અગર તો તે પોતાની પાસેના પઇસાથી લે તો આપણે તેને તેનો ખર્ચ આપવો જોઇએ.

સમાન વહેંચણીની યોજના સામે બીજો અગત્યનો વાંધો એ છે કે જો દરેક જણને એક સરખો હીસ્સો આપવામાં આવે તો જે દંપતીને વધારે છોકરાં હોય તે આ પધ્ધતી નીચે વધારે લાભ મેળવે.

## બાળકના લાભ

સમાન વહેંચણીની પધ્ધતી તળે દરેક બાળકને જન્મથી જ પોતાનો હીસ્સો લેવાનો હક પ્રાપ્ત થશે પણ તે રકમ તેના માબાપો તેમના ટ્રસ્ટી તરીકે લેશે અને જો તેમની વીરૂધ્ધ બેદરકારીનો રીપોર્ટ આવશે તો તેમણે જાહેર ટ્રસ્ટ-ખાતાના અધીકારીને ખાત્રી કરી આપવી પડશે કે તેમનાં બાળકોને તેમના હીસ્સાની આવકનો સંપુર્ણ લાભ મળે છે.

આપણે જોયું તેમ સમાજવાદનું ધ્યેય આવકની સમાનતા સ્થાપવાનું છે પણ. જ્યાં સુધી આવક ઉત્પન્ન કરનાં સાધન જેવાં કે જમીન અને ઉદ્યોગ સરકાર પોતાને હસ્તક ન કરે ત્યાં સુધી સરકાર પાસે સરખે હીસ્સે વહેંચવાને આવક આવી શકે નહી અને તેથી સમજવાદ નીચે સ.-કાર જમીન, ઉદ્યોગ તથા બીજા કામધંધા જે આજ ખાનગી શખ્શોના હાથમાં છે અને અને જેથી આવકની અસમાનતા ઉદ્ભવે છે તે સર્વ પોતાને હસ્તક કરશે અને તેનો વહીવટ પ્રજાના હીતમાં પ્રજાથી થશે અને તેમ કરી સરકાર દરેક જણને તમામ વસ્તુઓ પડતર કીંમતે આપવાને સમર્થ થશે.

આ જમીન, ઉદ્યોગ વીગેરે સરકાર અગર સમસ્ત સમાજને હસ્તક કરવાની યોજના અંગ્રેજીમાં 'સોશીયાલાઇઝેશન'ની યોજના કહેવાય છે. જેની સહાય વડે. સમાજવાદ ખાનગી મીલકત અને કરારની સ્વતંત્રતાનો નાશ કરશે.

પણ આથી કોઇ ભુલાવામાં ન પડે કે સમાજવાદ કોઇ પણ વ્યકતીને ખાનગી. અંગત ઉપયોગની ચીજો પણ રાખવા દેશે નહી. કારણ કે સમાજવાદ અંગત ઉપયોગની ચીજો અનીવાર્ય માને છે. એટલુંજ નહી પણ ઉલટું તે વધે તેમ ઇચ્છે છે.

પ્રત્યેક કરારમાં પ્રજા પોતાને પક્ષકાર ગણી એક કરાર એવો થવા દેશે નહી કે

જેની અસર એક વ્યક્તીને અધમ દારીદ્રમાં રાખી અકાળે મરણ નીપજે એવી સખ્ત મજુરી કરાવવાની અને બીજી વ્યક્તીને આળસમાં પડી રહી તેની મહેનત પર મોજમજાહ ઉડાવવા દેવાની થાય.

## આળસુઓ ! દુર ભાગો

આ યોજના બીજાની મહેનત પર જીવનાર આળસુ ઉદ્રીદ્ર પુરૂષો અને તેમના વંશજોને સ્વાભાવીકપણે સામનો કરે છે તેઓ પોતાના પત્રો, ભાષણો અને લેખોદ્વારા એવું સમજાવવાનો પ્રયત્ન કરે છે કે નેશનાલાઇઝેશન અથવા સમાજીક માલીકી સ્થાપવાની પધ્ધતી એક કુદરત વીરૂધ્ધનો ગુનો છે અને દેશને વીનાશને પંથે પાડયા વીના ભાગ્યે જ રહેશે. પણ તેમનું આ કહેવું સઘળું અર્થ વગરનું છે. સામજીક માલીકી સ્થાપવાની વાત કંઇ નવી નથી. આપણે ત્યાં હાલ પણ પુષ્કળ વસ્તુઓ સામાજીક માલીકીની છે. એક ઉદાહરણ તરીકે લશ્કર અને નૌકાસૈન્ય, સીવીલ સરવીસ, ટપાલ, તાર અને ટેલીફોન, રસ્તા અને પુલો, બંદરો ને દીવાદાંડીઓ વીગેરે સામાજીક માલીકીના ધોરણે ચાલે છે. અને જો તે કુદરત વીરૂધ્ધના ગુના છે અને દેશનો વીનાશ કરે છે એમ કોઇ કહે તો ખચીત તે પોતાનું સ્થાન ગાંડાની ઇસ્પીતાલ જે પણ એક સામાજીક માલીકીની સંસ્થા છે તેમાં જ મેળવે.

હવે સામાજીક માલીકી સ્થાપવાની એ પધ્ધતીથી પ્રત્યેક વસ્તુ પડતર કીંમતે કેવી રીતે મળે છે તે જોઇએ.

## પોસ્ટખાતું જોઈએ તો—

ટપાલખાતાનો દાખલો લઇએ. કાગળો એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવાને ટપાલખાતાને બદલે ખાનગી કંપનીઓ હોત તો આપણા કાગળો હાલ જેટલા સોંઘા જાય છે તેટલા સોંઘા જાત નહી. પ્રથમ તો ટપાલખાતાંને પોતાને જોઇતી મુડી માટે ઓછું આપવું પડે છે, વ્યવસ્થા માટે ઓછું અને નફા માટે તો કંઇ પણ આપવું પડતું નથી અને આ ત્રેવડો લાભ ગ્રાહકને માટે છે. બીજું કાગળો લઇ જવાનો ખર્ચ દરેક કાગળ દીઠ જુદો જુદો થાય છે. એક જ મેનશનના જુદાં જુદા ઘરોમાં કાગળ પહોંચાડવો હોય તો ખર્ચ એટલો બધો નજીવો થાય કે આંકડામાં ભાગ્યે જ દર્શાવી શકાય. જ્યારે તે જ કાગળ વાઇટના ટાપુથી સાનફ્રાન્સીસકો પહોંચાડવો હોય તો અત્યંત ખર્ચ થાય. કારણ કે પ્રથમ તે ત્રેન મારફત લઇ જઇ, બીજી ત્રેન મારફતે સાઉધેમપટન અગર લીવરપુલ લાવી બીજા વહાણમાં મુકવો પડે અને ત્યાંથી એટલાંટીક મહાસાગર ઓળંગી ઉતર અમેરીકાના ખંડમાં પસાર થઇ આખરે વાઇટ ટાપુની સામેના જગતમાં પહોંચાડાય અને તેથી પોષ્ટ માસ્તર જનરલ આપણા એક જ મેનશનમાં પહોંચાડવાના એક ડઝન કાગળો માટે એક પેન્સ લે અને સાનફ્રાન્સીસકો પહોંચાડવાના એક જ કાગળ માટે એક પાઉન્ડ લે તો આપણને તે ભાગ્યે જ અયોગ્ય લાગે.

## સમુહમાલીકીના લાભ

પણ આજે તો એ ૧૩ કાગળો અડધા પેન્સે એક કાગળના દરે પહોંચાડે છે—અર્થાંત લાંબા અંતરના કાગળોનો જે ખર્ચ થાય તેથી તે ઓછા ખર્ચે અને ટુંકા અંતરના કાગળો માટે જે ખર્ચ થાય તેથી વધારે ખર્ચ લઇ પહોંચાડે છે. પણ એમને ટુંકા અંતરના હજારો અને લાંબા અંતરના કેવળ ડઝનબંધી કાગળો પહોંચાડવાના હોઇ લાંબા અંતરના કાગળો પર જતી ખોટ ટુંકા અંતરના કાગળ પર થતા નફાથી સમતોલ કરે છે અને આ બધા કાગળો માટે એકસરખો ભાવ લેવાની પધ્ધતીને અર્થશાસ્ત્રીઓ 'એવરેજીન્ગ' અથવા સરા રીની પધ્ધતી કહે છે.

અને એવી જ રીતે પ્રત્યેક ઉદ્યોગ પર સામાજીક માલીકી સ્થાપી સરાસરીની પધ્ધતીથી તેની ઉપાર્જન વસ્તુઓ પડતર કીંમતે આપણે આપી શકીએ.

# શ્રદ્ધા વીરૂદ્ધ વિજ્ઞાન

શ્રધ્ધાએ માનવસમાજનું હીત સાધ્યું કે વીજ્ઞાને? તેનો સુંદર ઉકેલ આ નાનકડા લેખમાંથી મળે છે.

હાલના યુગમાં અનેક સંતો, મહંતો અને અધકચરા અધ્યાપકો વારંવાર પોકાર કરે છે કે, અધ્યાત્મવાદના અલૌકીક દીપ આગળ વીજ્ઞાનનો પ્રકાશ તદન ઝાંખો પડી જાય છે. આ પુર્વકાલીન મનોદશાના પુજકો કહે છે કે અધ્યાત્મવાદના ઉજળા કીલ્લાની એક કાંકરી પણ ખેરવવામાં વીજ્ઞાન નીષ્ફળ નીવડ્યું છે. અમેરીકાના પાદરીઓ અને પુરોહીતો વીજ્ઞાન સંબંધી ટીકા કરતાં ઉંચે સાદે ગર્જના કરે છે કે 'જ્યારે જીવનની પેલે પારની સમસ્યાઓ ઉભી થાય છે, જ્યારે મૃત્યુ પછીના જીવન વીશે વીચાર ઉદ્ભવે છે, ત્યારે આ અટપટા પ્રશ્નોનો વીજ્ઞાન જરાયે ઉકેલ લાવી શકે તેમ નથી.' આ સમુદાયનો ટીકાપ્રવાહ અહીંથીજ અટકતો નથી. તેઓ તો શ્રધ્ધા માટે વકીલાત કરતાં વદે છે કે 'વીજ્ઞાને તો માત્ર જીવનની ભૌતીક જરૂરીઆતો અને સુખ માંજ ઉમેરો કર્યો છે, પણ અધ્યાત્મીક સમસ્યાઓ આગળ આજનું વીજ્ઞાન તુટીને કકડા થઇ જાય છે.

વીજ્ઞાન ઉપર મુકાતા આ આક્ષેપો કંઇ નવા નથી. કેટલાય કાળથી પાદરીઓ અને પુરોહીતોએ ઓસરતી ધર્મઘેલછા ઉપર આંસુ પાડ્યાં છે. કેટલાક સમયથી પરમ હંસો, આધ્યાત્મવીશારદો, અને તત્વજ્ઞાનીઓએ ઇશ્વરની કલ્પનાને ટકાવી લેવા માટે અથાગ પરીશ્રમ કર્યો છે. કેટલાય સમયથી અધ્યાત્મવાદની તુટતી અસરને ચીરંજીવ રાખવા મટે અનેક વ્યક્તીઓએ પારાવાર યત્ન કર્યો છે. જગતના બુધ્ધીમાન સમુદાયની આ શંકાવૃતી સામે તેમણે પારાવાર વીરોધ ઉઠાવ્યો છે. પોપને ખાસ પોતાના મથક રોમમાંથી જગતને ઇશ્વરની કલ્પનામાં માનવાથી થતાં લાભ ઉપર વ્યાખ્યાન આપવાની જરૂર પડી હતી. છતાં આવો જોરશોરથી પ્રચાર થતો હોવા છતાં શ્રધ્ધાહીન સંપ્રદાયનાં વર્તુલ હવે મ્હોટાં ને મ્હોટાં બનતાં જાય છે.

શ્રધ્ધાના તત્વજ્ઞાનના આ સંરક્ષકો કારખાનાંના વાતાવરણથી ધમધમી રહેતાં શહેરો સામે ટીકા કરતાં કહે છે કે શહેર તો પાપના ડુંગરા છે. કારણ કે વીજ્ઞાને શહેરોને સર્જાવ્યાં છે. ગામડાં તરફ નજર નાખીને તેઓ જણાવે છે કે 'પ્રભુ તો ગામડામાં વસે છે! વીજ્ઞાન સામે દ્વંદ ખેલતાં શ્રધ્ધાનાં બળો હવે પોતાની ઓસરતી સત્તાને ટકાવી રાખવા માટે ગામડાંઓ ઉપર આશા બાંધી છે.

પણ શ્રધ્ધાના સીધ્ધાંતને એક સીધો સરળ અને સ્પષ્ટ પ્રશ્ન પુછીએ તો? જગતમાં સંસ્કૃતીની સ્થાપના શી રીતે થઇ? વીજ્ઞાને આધ્યાત્મવાદના પ્રશ્નો ઉકેલવાનો કદીય શ્રમ નથી કર્યો. જો વીજ્ઞાન તેમ કરવા તત્પર થાય તો તે વીજ્ઞાન મટી જાય. વીજ્ઞાને પ્રયોગસીધ્ધ વસ્તુઓને સમજાવવા માટે અને કુદરતી શક્તીઓ તે માનવસુખ માટે વાપરવાને

મારે પ્રગતી કરી છે. વૈજ્ઞાનીકો કલ્પીત દેવ અને ઇશ્વરને માટે શોધખોળ આરંભી શકે નહીં. જીવનની પેલી પારની સમસ્યાઓ સાથે વીજ્ઞાનને જરા પણ સંબંધ નથી. વીજ્ઞાન પૃથ્વી પર જીવે છે અને પૃથ્વી પરજ રહેશે. અલૌકીક કલ્પનાના પ્રદેશમાં ડુબકાં મારવાનું કામ વૈજ્ઞાનીકોનું નથી. આ એક વસ્તુ સમજી લઇએ તો વીજ્ઞાન ઉપર દ્રષ્ટીબીંદુએ મુકાતા અપુર્ણતાના આક્ષેપો ટકી શકતા નથી. જે વસ્તુને વીજ્ઞાનની સાથે સબંધ નથી, જે વસ્તુઓ ભ્રમીત મનોદશાએ સરજી વેલી છે, જે વસ્તુઓની માન્યતા માટે નથી કોઇ અખતરો કે નથી કોઇ પ્રમાણભુત વસ્તુ, તે વસ્તુઓ માટે વીજ્ઞાન ઉપર આક્ષેપ કરવો એ શું નરી મુર્ખતાની પરીસીમા નથી?

પણ શ્રધ્ધાનાં સીધ્ધાંતના માનનારાઓને એક સીધો સરળ અને સ્પષ્ટ સવાલ કરીયે તો? પુર્વકાલીન યુગથી તે અત્યારસુધીની સુંદર સંસ્કૃતીનું કેવી રીતે સર્જન થયું? પુર્વકાળમાં માનવી જંગલમાં રખડતો, ફળ ઉપર માત્ર જીવનવ્યવહાર ચલાવતો, જયારે પોતે ખણી કાઢેલી એક ગુફામાં પડી રહેતો. વીજ્ઞાને આજે માનવીને ભાષા આપી. ચરખો અને હળ આપ્યાં. તેને માટે ઘર બાંધ્યાં, ટીમર બાંધી, ટ્રામ અને ટ્રેઇન આપ્યા. આજે વીજ્ઞાનના પ્રતાપે માનવીએ ઉપર આકાશમાં પ્રભુત્વ પ્રાપ્ત કર્યું છે. આજે વીજ્ઞાનને પ્રતાપે માનવીએ જમીન અને જળ ઉપર પોતાની સત્તા સ્થાપી છે. વીજ્ઞાને કુદરતી શકતીઓ માનવ સુખના ઉપયોગ માટે ખુલ્લી મુકી છે.

આ જાજવલ્યમાન પ્રગતી, આ આંખને આંજી નાખે તેવો વીકાસ, આ સુંદર ઉત્થાન, આ માનવસુખનાં ચઢતાં પુર એ સર્વ વીજ્ઞાને સર્જ્યું છે. આથીજ વીજ્ઞાન માનવજાતી માટે એક અપુર્વ હીતકર સાધન છે. એક રીતે આલખાયે તો તેણે માનવસુખના સઘળાં સાધનો ઉત્પન્ન કર્યાં છે.

પણ શ્રધ્ધાએ શું કર્યું? ધર્મ, ઇશ્વર, અને અધ્યાત્મવાદના આ પુજકોને આપણે સવાલ કરીશું કે શ્રધ્ધાએ સાંસ્કારીક પ્રગતીમાં શું ફાળો આપ્યો? શ્રધ્ધાએ નથી વીજળી શોધી, શ્રધ્ધાએ નથી એરોપ્લેન આપ્યું, શ્રધ્ધાએ નથી સમુહહીતને માટે કોઇ યોજના ઘડી, નથી દાકતરી વીજ્ઞાનમાં કે નથી આરોગ્યવીજ્ઞાનમાં શ્રધ્ધાએ કશો યે ફાળો આપ્યો. માનવહીતની એરણ ઉપર કસોટીએ ચઢાવતાં શ્રધ્ધાના સીધ્ધાંતો તદ્દન નકામા, નીરૂપયોગી અને અવળે માર્ગે દોરવનારા નથી નીવડયા? એક વસ્તુ તો દરેક જણને કબુલ કરવીજ પડશે કે વીજ્ઞાને માનવજાતીને જંગલી દશામાંથી મુકત કરી છે. જો મનુષ્યો શ્રધ્ધાનો આશરો લઇનેજ બેસી રહયા હોત, જો તેઓએ આગળ વધવાની આકાંક્ષાને કચરી નાંખી હોત જો વૈજ્ઞાનીક વૃત્તીઓને આગળ વધવાની તક ન આપી અગમ્ય આધ્યાત્મવાદના ચીંતનમાં તેઓ મગ્ન રહયા હોત તો આજે જગત કયાં હોત?

શ્રધ્ધાનાં બે સ્વરૂપ છે. એક તો અખતરા અને અનુભવે આપણામાં જે શ્રધ્ધા ઉપજાવી હોય તે. શ્રધ્ધા આવકારણીય છે, દાખલા તરીકે જળ એ હાઇડ્રોજન અને ઓકસીજન એ બે પ્રકારના વાયુઓનું મીશ્રણ છે, એ વીધાનમાં શ્રધ્ધા રાખવી એ આધ્યાત્મવાદવાળાઓ જે શ્રધ્ધા સુચવે છે તેથી ભીન્ન છે. તેઓ તો કલ્પના કરે છે કે દૈવી આદેશો, પરમાત્મા, અને ચમત્કારમ

શ્રધ્ધા રાખવી તેજ યોગ્ય છે. આ આધ્યાત્મવાદીઓ શ્રધ્ધાના આધારસ્થંભ ઉપર જીવવા માગે છે. એ સમુદાય શીખવે છે કે 'ઇશ્વરને સમજવો એ આપણી શક્તીની પરની વસ્તુ છે.' પ્રભુ] એટલો તો મહાન છે કે આપણી સામાન્ય બુધ્ધીને તો તે સમજાઇ પણ ન શકે! શ્રધ્ધાનાં સુત્રો શીખવનાર આ [સમુદાય હમેશાં કહે છે કે આ વીધાનોમા લોકોએ જરાયે શંકા રાખવાની જરૂર નથી. કોઇ પણ પ્રકારની શંકાવૃત્તીનો અભાવ એ શ્રધ્ધાના તત્વજ્ઞાનનો પાયો છે. પરીણામ એ આવે છે કે સમગ્ર મનોદશા સ્તંભીત (Static) બની જાય છે. અને આવી વ્યકતીઓ પૃથ્વી પર જીવવાને બદલે સુંદર કલ્પનાઓના પ્રદેશમાં વીહાર કરવા તરફ વધુ વળે છે. વૈકુંઠ અને મોક્ષ લીલાની આશાઓ અને અભીલાષાઓ તેઓ ઉભી કરે છે અને આમ આખરે કલ્પનામય રમ્ય વસ્તુઓમાં વીહાર કરવાની ટેવ પડતાં આખુંયે માનસ એટલું તો રોગીષ્ટ (Pathological) બનીજાય છે કે, અમુક હદ પછી તેના માનસને પાછું આરોગ્યમય કરવું અશક્ય બની જાય છે.

પણ શ્રધ્ધા વીરૂધ્ધ વીજ્ઞાનની ચર્ચા પર પાછા આવીયે. વીજ્ઞાને સર્જેલી શકતીનો ઇતીહાસ તો ઉઘાડો છે. માનવજીવનના વીશાળ પટ પર જરા દ્રષ્ટી કરીયે તો જણાશે કે વીજ્ઞાને માનવહીતમાં અમુક ફાળો આપ્યો છે. શ્રધ્ધાવાદીઓ કદાચ કહે કે આ પ્રગતીથી માનવજીવને લાભ કંઇજ થયો નથી. તેઓ વીજ્ઞાને આપેલી સમુહહીતની વસ્તુઓના હીતકરપણાં વીશ પણ શંકાશીલ છે. તેઓ પૃથ્વીના પહેલા શોધકસમુહ કેપલર ગેલીલીઓ વીગેરેને ડોળઘાલુ ગણે છે. ગણીતના સત્યો શીખવનાર યુકલીડને મુર્ખ ગણે છે. પણ જગત જોઇ શકે છે કે પોતાના લોહીનુ બળીદાન આપીને પણ આ સમુહે શીખવેલા સત્યો અત્યારે જગત સ્વીકારે છે. પૃથ્વી ગોળ છે એમ કહેનાર ગેલેલીયોને જગત વંદના કરે છે. ભુમીતીના પ્રાથમીક સીધ્ધાંતો શીખવનાર વ્યકતી યુકલીડને જગત આજે કૃતજ્ઞતાની લાગણીથી ખુબ સંભારે છે. કોઇ પણ વીજ્ઞાન લઇએ. જગતમાં સત્ય શીખવ્યુ હોય તો તે વીજ્ઞાને શીખવ્યું છે. એકલું વનસ્પતીનું વીજ્ઞાન લઇએ તો તેમાં શ્રધ્ધાએ અથવા એક રીતે કહીયે તો આધ્યાત્મીક શ્રધ્ધાએ શું આપ્યું ? ખ્રીસ્તી ધર્મનાં પુસ્તકોમા આલેખેલું છે કે સાત દીવસમાં સકળ સૃષ્ટી ઉત્પન્ન થઇ. હીંદુ ધર્મ શીખવે છે કે બ્રહ્માએ એક પછી એક પ્રાણીઓને ઉત્પન્ન કર્યાં, આજે આ સર્વ અસત્ય હકીકતોને કકડા કરી નાંખતો ડારવીન ઉભો છે પ્રાણી જગતની ઉત્ક્રાંતીના સીધ્ધાંતો અતી સરળતાથી આ વૈજ્ઞાનીકે શીખવ્યા છે. એક પીંડવાળા ઝાડથી માંડીને અત્યાર સુધીના અનેક પીંડોવાળા વૃક્ષાની હારમાળા કેમ ઉત્પન્ન થઇ તે આ ડારવીને સતત શ્રમ લઇને સાબીત કરી આપ્યું છે. તેમજ હક્ષલે, લામાર્ક વીગેરેએ આ સંબંધી સતત પ્રવૃતી કરી ન કરી હોત તો આ જ્ઞાન આપણને મળી શકયું હોત કે ?

મેડીસીન, ફારમેકેલોજી, રેડીયોલોજી અને ખગોળ વીજ્ઞાનમાં પણ શ્રધ્ધાએ કંઇજ જગતને આપ્યું નથી. જયારે વીજ્ઞાને જાલીમ દર્દનો નાશ કરવાની શકતીઓ આપી છે. અટપટા વ્યાધીઓનો ઉકેલ કરવાને માટે રસાયણો સર્જ્યાં છે. તેમાં જયારે એક્ષ રેની સારવારથી અસાધ્ય ગણાતા વ્યાધીઓ સારા કર્યા છે. ખગોળ વીદ્યામાં વીજ્ઞાને તારાઓના તેજના પ્રમાણ આપણને આપ્યાં છે. ભુસ્તળ વીદ્યામાં વીજ્ઞાને પૃથ્વીના પર નીચે છુપાહેલા ખનીજ દ્રવ્યો માનવાને ચરણે મુકયા છે.

માનવ-સમાજમાં આમ વૈજ્ઞાનનું સ્થાન અનેરૂં છે. અધ્યાપકો ભલે 'શ્રધ્ધા' ને ચીરંજીવ રાખવા માટે બુમ બરાડા પાડે પણ વીજ્ઞાનની વેગવંત પ્રવૃત્તી ક્ષણ ભર અટકયા શીવાય આગળ ચ લ્યાજ કરશે એ શંકા વગરની વસ્તુ છે.

# ૨૦૩૧નું વિશ્વદર્શન

વિકાસક્રમને પંથે પળેલું વીશ્વ એક સૈકા પછી કેટલે પહોંચ્યું હશે?

:પ્રયોજક:

વીજ્ઞાનભક્ત

એકસો વર્ષ પછીના માનવીનાં નીવાસસ્થાન, શરીર અને વસ્ત્રોમાં કેવો પલટો થયો હશે?

પરીવર્તન એ જીવનની તાઝગી જ માત્ર નથી, પરંતુ આપણી સ્થુલ ઇંદ્રીઓ સમજી શકે તેવું તે ખુદ જીવન જ છે. સામાન્ય રીતે માણસો પરીસ્થીતીને સહ્ય બને છે. થોડાંક વરસ સુધી જે મકાનનો વીચાર કરે તે પછી તે એની તરફ ધ્યાન પણ આપતો નથી. જો આંગળીઓનો મરોડ વારંવાર બદલાતો ન હોય તો તેને એકની એક રીતે અંકોડા ભેરવવા પણ રૂચતા નથી.

આ નીયમમાંથી દુનીઆમાં કશું જ મુક્ત નથી. એટલે ભવીષ્યનાં મનુષ્યનાં નીવાસસ્થાનોમાં કેવી જાતનું પરીવર્તન થશે, તેનો વીચાર કરવો અસ્થાને નથી. વૈજ્ઞાનીક વીચારોમાં થયેલા પરીવર્તને એવી ખાત્રી કરાવી આપી છે કે, લગભગ દરેકે દરેક 'હકીકત' તે અભીપ્રાયનો વીષય છે. વર્તમાન યુગની મોટામાં મોટી શોધ તે આપણી પોતાની બુધ્ધી અને આપણા અભ્યાસની ભયંકર ઉણપ છે. વીમાનો, તીવ્ર ગતીવાળી મોટરો, રેડીઓ, તાર અને ટેલીવીઝનનો આ જમાનો જેવટની પુર્ણતાએ પહોંચ્યો છે એમ માનવું તે મોટામાં મોટી ભુલ છે. જેમ જુના જમાનાનાં રગશીઆં ગાડાં અને અત્યારના ફ્રન્ટીઅર મેઇલની વચ્ચે જરા યે સંબંધ નથી, તે જ રીતે ભવીષ્યમાં જે પરીવર્તન થવાનાં છે, તેને અત્યારનાં વીજ્ઞાનની મદદથી શોધાયલાં સાધનો સાથે લવલેશ પણ સંબંધ રહેવાનો નથી.

મકાનોનો વીષય એવો છે કે જેમાં ઇજનેરોને જ રસ પડે, પરંતુ તેની પ્રગતીના રસ્તે આવતા વલણથી છેક બીજે જ માર્ગે વીકાસને માર્ગે કેમ દોરી જાય છે, તે તો મોટાં શહેરોમાં જુનાં અને નવાં મકાનોની વચ્ચે દેખાતાં અંતરની સરખામણી કરીએ ત્યારે જ ખબર પડે, ત્યારે આપણે સમજી શકીએ કે પ્રત્યેક મકાનની રચના એક બીજાથી છેક જુદી પડે છે અને દરેક નવા મકાનમાં કંઇ ને કંઇ નવીન સગવડો થતી જ જણાય છે.

આ બધું અભીપ્રાયમાં થતા જતા પરીવર્તનનું પરીણામ છે. આપણાં જુનાં મકાનોમાં પુરતી બારીઓ મુકવામાં આવતી નહોતી, જુનાં માણસો 'વા તેટલા ઘા' એવું માનતાં, એટલે બને તેટલો પવન મકાનમાં ઓછો પ્રવેશે તેવી યોજના રાખતાં. હજી આજે પણ બહુ બારીઓ રાખવાથી મકાનમાં પવનનો ઝોળો ઘુસી જાય, અને તેથી મકાન ગબડી પડે એવું માનનારાં ગુજરાતમાંથી ઓછાં થયાં નથી.

- અને આવું કંઇ હીંદમાં જ છે તેમ નથી. અમેરીકાના જાણીતા પ્રોફેસર એ. એમ. લો, ડી. એસ. સી. કહે છે કે, થોડાં જ વર્ષો પહેલાં આધારભુત માણસો અમેરીકાવાસીઓને કહેતા કે મકાનમાં પવન પ્રવેશે તે ઘણું જ નુકશાનકારક છે, એટલું જ નહી પણ સુર્યનાં કીરણોથી આંખની કીકીઓને ખુબ જ નુકશાન થાય છે, માટે બારી-બારણાંઓને પડદાઓથી ઢાંકી રાખવાની સલાહ આપવામાં આવતી હતી, ત્યારે આજે સુર્ય સામે આંખની કસરત કરવાથી આંખનું નુર વધે છે એવા અભીપ્રાય અપાય છે, અને સુર્ય કીરણોમાં સ્નાન કરવા માટે, ખાનગી મકાનોમાં પણ વીજળીનાં કીરણોથી સગવડ કરવામાં આવે છે. તેમ જ પ્રત્યેક મકાનમાં પુરતો પવન ને પ્રકાશ સતત આવ્યા કરે માટે 'બારીઓ ઉઘાડી રાખો'ની બુમો વર્તમાનપત્રો અને વક્તાઓ મારફત મારવામાં આવે છે.

અમેરીકામાં માત્ર ૮૦ વર્ષ પહેલાં જ એવા હજારો દાકતરો મળતા હતા કે, જેઓ એવી સલાહ આપતા હતા કે કલાકના ૬૦ માઇલની ગતીએ મુસાફરી કરવા માટે જે પોતાના મકાનમાંથી બહાર નીકળશે, તે માણસ એ તીવ્ર ગતીની અસરને લીધે હૃદય બંધ પડવાથી મરી જશે.

અને આજે પણ અમેરીકામાં કેટલાંય એવાં ખાનગી માલીકીનાં મકાનો છે કે જે, સ્ત્રીઓને ચુડેલ માનીને જાહેરમાં બાળી નાંખવામાં આવતી હતી અને જાહેરમાં લોકોને ફાંસીએ લટકાવવામાં આવતા હતા તે યુગનાં મકાનોને જ આબાદ મળતાં આવે છે. જે લોકો માત્ર મકાનની બાહ્ય સુંદરતા પાછળ પુષ્કળ નાણાં ખરચે છે, છતાં માનવજીવનને અને માનવશરીરને તંદુરસ્ત તેમ જ તાઝગીભર્યાં રાખે તેવાં જનસુખાકારીનાં સાધનો પાછળ ખર્ચ કરવાનો જરા જેટલો યે વીચાર કરતા નથી, એવા માણસોની મનોદશા જ એવી બની ગયેલી હોય છે કે જેઓ પરીવર્તનના નીયમને સમજી શકતા નથી, તેમ તેને અનુકુળ થવાની માનસીક હઠ છોડી શકતા નથી.

અત્યારે મકાનો બાંધવાનો ધંધો કરનારા સ્થપતીઓની કલ્પનામાં મુખ્યત્વે જે મુદ્દો ખાસ તરવરી રહેલો છે, તે માત્ર એ જ છે કે, જુદી જુદી આર્થીક સ્થીતીવાળાઓને માટે તૈયાર કરવાનાં મકાનોમાં એવી સગવડ અને સેવાનાં સાધનો ગોઠવવાં કે જેથી કરીને તેઓ પોતાની આસપાસનું વાતાવરણ કેવી જાતનું છે તેને કદી જાણી પણ શકે નહીં. આને માટે માત્ર પદાર્થ વીજ્ઞાનના અભ્યાસકોનો જ આભાર માનવાનો છે કેમકે સગવડ અને શાંતી તો એવી અનેક વસ્તુઓ ઉપર આધાર રાખે છે કે જે જોવાથી કે સાંભળવાથી તુરત જ તેની જાણ માણસને થઇ શકતી નથી, એવું માત્ર વીજ્ઞાન જ દુનીઆને પોકારી પોકારીને કહી રહેલું છે.

એક મકાનમાં બીજું બધું હોવા ઉપરાંત તેમાં આરોગ્યવર્ધક સગવડો હોવી જોઇએ. અને આપણે સારી રીતે જાણીએ છીએ કે આ કથનમાં એવો ભાવાર્થ પણ રહેલો છે કે, જે પ્રકાશમાંથી આ તમામ ટુંકા પ્રકાશ તરંગોને જુદા પાડવામાં આવ્યા ન હોય તેવા પ્રકાશનો પણ તેમાં ઉપયોગ થવો જોઇએ. પ્રગતીનો માર્ગ બીજી તરફ વલણ કેવી રીતે લે છે, તે રીત આ પ્રકાશના જ્ઞાનના વીકાસને લાગુ પાડીને જોઇએ તો તુરત જ સમજી શકાય કે, જે દીવસથી માણસે કુદરતનાં ઝનુની તત્વોની અસરમાંથી, તેમ જ શીકારી જનાવરોના હુમલામાંથી બચવા માટે ગુફાઓ

કરવા માંડી તેમ જ માટીનાં ઝુંપડાં બનાવવા માંડ્યા, ત્યારથી તે અત્યાર સુધીમાં દરેક માણસને મકાનમાં પુરતો પ્રકાશ મળી રહે તેવી વ્યવસ્થામાં હમેશાં નીયમીત વધારો થતો જ રહ્યો છે.

અને ભવીષ્યનાં મકાનોનો વીચાર કરીએ છીએ ત્યારે એમ લાગે છે કે, એક સૈકા પછી જે મકાનો બંધાશે તેમાં ઘણે જ મોટે ભાગે કાચનો જ ઉપયોગ કરવામાં આવ્યો હશે. એ કાચ નામનાં કાચ હશે ઘણું જ્ઞાન ખીલવી શક્યા હોવાથી, પ્રકાશને સ્થીર કેમ કરી શકાય તે કોયડાનો ઉકેલ પણ સાધી શક્યા હોઇશું. આપણા પડોશીઓ આપણાં વસવાટનાં મકાનોમાં ડોકીયાં કરવાની જે જીજ્ઞાસુવૃત્તી રાખતા હશે, તેમની દ્રષ્ટીમાંથી બચવાનાં કશાંક સાધનો શોધવાની જરૂર તો ત્યારે પડશે, છતાં બીજા માણસોનાં જીવનની ઝીણામાં ઝીણી વીગતોથી વાકેફ રહેવાથી આપણને વીશેષ લાભ થાય છે, એમ માનીને તે સમયે માણસો



એકવીસમી સદીમાં તમામ મકાનો કાચનાં બનશે

પરંતુ તે એવી રીતે બનાવવામાં આવ્યા હશે કે જેથી તે કોન્ક્રેટની દીવાલ કરતાં પણ વીશેષ મજબુત હશે.

એ પણ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે, આવતા એક સૈકા સુધીમાં તો કાચમાંથી સુર્યનો પ્રકાશ આવી શકે છતાં તેની આરપાર જોઇ શકાય નહીં, એવી જાતની બનાવટમાં આપણે પરીપુર્ણતા આણી શક્યા હોઇશું. ઉપરાંત ઇથરના આંદોલનોને લગતું ડોકીયાં કરનારાઓ માટે અત્યારે જે ધીક્કાર બતાવે છે તેવી મનોદશામાંથી માણસો મુક્ત થવા જેટલો વીકાસ સાધી શક્યા હશે જ.

આગામી વરસો દરમીયાન વીજળીવાળાઓ એટલું બરાબર સમજી ગયા હશે કે, અત્યારે બત્તીમાં જેટલી વીજળી વપરાતી જણાય છે, તેમાંથી માત્ર અઢી ટકા જેટલી જ શક્તી પ્રકાશ આપવાના કામમાં વપરાય છે અને બાકીની તમામ શક્તી નકામી વેડફાઇ જાય

છે. એટલે હવે પછી, જે વીદ્યુતવાહકની નવી રીતો શોધાશે, તેમાં એવા સુધારો થશે કે જેટલી વીદ્યુતશક્તી વપરાય, તેટલી જ શક્તી બજશે અને બાકી અત્યારે જે નકામી જાય છે તેનો સંચય કરી શકાશે, આથી વીજળીનો ઘણો જ ઓછો ખર્ચ થશે; આથી સુર્યનાં સીધાં અજવાળાંની જરૂર વીના પણ વીશેષ ઓરડાઓ વધારી શકાશે, અને જરૂર પડતાં જીવનશાસ્ત્રના નીયમાનુસાર તેમાં વીદ્યુત સાધનો ગોઠવી શકાશે.

છે. એજ ધોરણે હવે પછીના સૈકામાં જમીનની અંદર શહેરો સ્થપાશે અને મકાનોની ઉંચાઇ પણ વધશે. માત્ર તે કાર્યને પરીપુર્ણતાએ પહોંચાડવા વીદ્યુતશક્તીના વપરાશમાં ઘણી જ કરકસર થાય તે જરૂરનું છે. હવે પછીની સદીમાં ગરીબમાં ગરીબ માણસ પોતાનું અર્ધ શરીર શેકાઇ જાય તે રીતે તાપણી આગળ બેસીને સંતોષ માને, અને તે જ વખતે બીજાઓ ખરાબ મકાનોમાંથી આવતા ઉત્તર ધ્રુવના




એકવીસમી સદીના શહેરનો આછો ખ્યાલ આ ઉપરથી આવી શકશે

સંતતી નીયમનનો પ્રચાર હજી જોઇએ તેટલો થઇ શકતો નથી, અને જગતની વસતી વધતી જ જાય છે, એટલે એક સૈકાની અંદર જમીન નીચેનાં શહેરો અને જમીન ઉપરનાં નવાં મકાનો અસ્તીત્વમાં આવશે. અત્યારે પણ યુરોપનાં મોટાં શહેરોમાં જમીનોની નીચે રેલ્વે ટ્રેઇનો દોડે છે, મોટાં મોટાં આલીશાન સ્ટેશનો છે, અને અમેરીકામાં સેંકડો ફીટ ઉંચાઇનાં મકાનો

કુંફવાડા મારતા પવનનો મારો ઝીલ્યાં કરે તેવું બનવું મુશ્કેલ છે.

ઠંડીવાળા પ્રદેશમાં વાતાવરણને ગરમ રાખવા માટેની હાલની વ્યવસ્થા હજી જોઇએ તેટલી પરીપુર્ણ નથી; કેમકે એટલી વાત તો આપણે જાણીએ છીએ કે સામાન્ય કોલસાના અગ્નીમાંથી કેટલાંક એવાં અવર્ણનીય કીરણો નીકળે છે કે જે શારીરીક તેમ જ માનસીક દ્રષ્ટીએ ઘણાં જ કીંમતી

ગણાય છે. જ્યારે વીજળીનાં મુખ્ય સંચય સ્થાનમાંથી નળીકાઓ વાટે મકાનોની સપાટીને ગરમ બનાવી તે મારફત ઠંડા વાતાવરણને ગરમી અને હવા અજવાળાનાં સાધનો આપવાની વ્યવસ્થા થાય, ત્યાં સુધી ભડભડતા અગ્નીથી ગરમી મેળવવાની માણસની ઇચ્છા તૃપ્ત નહીં થાય, જ્યાં સુધી દ્રષ્ટીએ જોઇ શકાય તેવાં ગરમીનાં સાધનોથી મનુષ્યો ટેવાઇ જાય ત્યાં સુધીના ગાળામાં કોલસાનો અગ્ની એ બન્ને સમયને સાંધનારા પુલ જેવો રહેશે.




વીમાનો ઉતારવા માટે અગાશીઓની સગવડ રહેશે

ભડભડતી અગ્ની, શીખાવાળો અગ્ની એ સુખદ છે એમ માનવાની આપણને જે વંશપરંપરાગત ટેવ પડી ગઇ છે, તેને લીધે આપણે એ માન્યતાને ભુલી શકીએ તેમ નથી. તેજ રીતે ઢોરોના નીકટ સહવાસમાં રહેવાથી મનુષ્ય જીવન ઉપર તેનાં કેટલાંક જંતુઓ ખરાબ અસર કરે છે, એ મારેના જોઇએ તેટલા પુરાવા આપણને મળી શકતા હોવા છતાં જુની ટેવના સ્મરણને લીધે માનવજાતી ઢોરોનો સહવાસ જલદી છોડી શકે તેમ નથી. જેમ અત્યારે એ સીદ્ધ થયેલી હકીકત છે કે, કેટલાંક જંતુઓ એવાં હોય છે કે બીજાં જંતુઓની સાનીધ્યમાંજ વીશેષ સંખ્યામાં ઉત્પન્ન થઇ શકે અને તે માટે તેમને તેના સહવાસની જરૂર પડે નહીં; તેવીજ રીતે આ કીરણો જેવાંઓનું ઉત્પત્તી સ્થાન માનવોની અંદર અસ્તીત્વ હોવું જોઇએ. એમ કહેવું એ જરા યે અતીશયોક્તીભર્યું નથી કે, એક દીવસ એવો પણ આવે કે જ્યારે વીચારો કવીતાના વીનોદનું સાધન મટીને વૈજ્ઞાનીક રીતે જાણાવી શકાતા હશે ત્યારે તેમને વાતાવરણના અસ્થીર તરંગોમાંથી રક્ષણ આપવાની જરૂર પડશે.

પાડોશમાં રહેનારાના મન ઉપર ખરાબ વાતાવરણની અસર થતી અટકે તે માટે આવતી સદીમાં ઓરડાઓની દીવાલો ઉપર એવી વસ્તુઓનું છાપરું ઢાંકવાની જરૂર પડશે કે જેમાં કોઇ પણ જાતનાં કીરણો પ્રવેશ કરી શકે નહીં. આ માત્ર કલ્પનાજ નથી, પરંતુ હવે પછી બનનારી હકીકત જ છે.

ઘણાં મકાનોને ભવીષ્યમાં એવાં સાધનોવાળાં બનાવવાં પડશે કે જેથી હવાની સાથે આવતા જંતુઓ મકાનમાં આવતા અટકી પડે. જેમ અત્યારે પાણીના સંબંધમાં થાય છે, તેવું જ તે વખતે હવામાંનાં જંતુને ચાળી કાઢે તેવાં સાધનો વપરાતાં થશે.

અત્યારે પણ જુવો, ગામડાંઓ કે જ્યાં જોઇએ તેટલી હવા અને સુર્યનાં કીરણોનો લાભ મળી શકે છે, તેના કરતાં ઘણાં શહેરોમાં ઉપરની હવાને સ્વચ્છ રાખવા માટે

સુર્યનો પ્રકાશ ઓછો મળી શકતો હોવા છતાં પણ, તંદુરસ્તીનું પ્રમાણ વીશેષ હોય છે.

ભવીષ્યનાં નરનારીઓ એ વાત બરાબર સમજતાં થશે કે, મનુષ્યોની ઘટતી જતી આંખની શકતીને લીધે સુક્ષ્મદર્શક યંત્ર ઘણું જ મદદગાર સાધન થઇ પડે છે, એટલે જ્યાં જંતુઓને ઉત્પન્ન થવાની તક મળે તેવા ખુણા કે ફાટ અને ચીરા ભવીષ્યના કોઇ પણ મકાનમાં રહેશે નહીં. એક સૈકા પછીના માણસો જાણશે કે વીજ્ઞાને પોતાનાથી આપી શકાય તેટલા ફાયદાની વસ્તુઓ અત્યારનાં માણસોને આપેલી હોવા છતાં, તેની તરફ બેદરકારી રાખવાથી વીસમી સદીનાં માણસોના દાંત અને માથાના વાળ ગુમાવી બેઠાં હતાં.

ભવીષ્યનાં મકાનનાં સ્નાનગૃહોની રચના બહુ જ ઝીણવટથી કરેલી રહેશે. તેમાં આલ્ટ્રાવાયોલેટ રેઇઝની બત્તીઓનાં તેમ જ તંદુરસ્તીને સાચવનારાં બીજાં વીજળીનાં સાધનો ગોઠવવામાં આવ્યાં હશે. કદાચ એક સૈકા પછી દાંત અને વાળનાં સાધન માણસો સંપુર્ણ રીતે ગુમાવી બેઠા હશે તો, દરરોજ પાતળી બનતી જતી ખોપરીના રક્ષણ માટે કોઇ જાતની ટોપી માણસો વાપરતાં હશે કે કેમ, તે સંબંધમાં નીશ્ચીત કંઇ કહી શકાય તેમ નથી, છતાં એક સૈકા પછી સમયનો બચાવ એ સહુ કરતાં વીશેષ મહત્વની વાત થઇ પડશે, એટલે ઘર સંસારની દરેક બાબતમાં તેને અનુસરતાં સાધનો ગોઠવવામાં આવશે. એટલે ભવીષ્યમાં સમય બચાવવા માટે માણસોને ઘરમાં નામને બદલે નંબરથી બોલાવવામાં આવશે અને દરરોજ એકબીજાને મળવામાં નકામો સમય નહીં ગુમાવતાં દર પુનમે બધાં મળે તેવી ગોઠવણ થશે. અત્યારે પણ મુંબાઇ જેવા શહેરમાં રહેનારા જે લોકલગાડી પાંચ જ મીનીટ મોડી થાય તો તુરત જ કચકચ કરે છે, રસ્તે જતાં મોટર અટકી પડે તો કંટાળે છે, અને ટ્રેઇનની લાંબી મુસાફરી કરતાં, સીગ્નલ નહીં મળવાથી ગાડી વચ્ચે



જ્યારે નવી રેલ્વે શોધાઇ ત્યારે તેની ગતીથી જનતા ડરતી હતી

ઉભી રહી જાય તો તમામ મુસાફરો કંટાળી જાય છે. એ સહુના અનુભવનો વીષય છે એટલે ભવીષ્યમાં સમયની કીંમત માણસ ઘણી જ કરશે એમ કહેવું તેમાં જરા પણ અતીશયોક્તી નથી.

આથી મકાનોમાં જેમ બને તેમ સમય બચી શકે તેવી તમામ ગોઠવણ થશે. વીજળીક સાધનોથી સુખ સગવડનાં જેટલા સાધનો મળી શકવાં તે સમયે શકય હશે એ તો મકાનોમાં રાખવામાં આવશે જ,

પણ એક સૈકા પછી તો જાહેર રસોડાંમાં જ માત્ર રસોઇ થતી હશે અને અત્યારે જેમ શહેરોમાં નળવાટે ઘેર ઘેર પાણી અને તાર દ્વારા ઘરોઘર વીજળીનું બળ પુરૂં પાડવામાં આવે છે, તેમ ભવીષ્યમાં નળો મારફત જમવાની સામગ્રીઓ પુરી પાડવાની ગોઠવણો થશે; અને તે સમયના ખોરાકમાં પણ માનવીનું માથું એક સૈકામાં કરી શકે તેટલા તમામ સુધારા થયા હશે જ.

કપડાં પણ પૈસા અને સમયનો બચાવ થાય તે રીતે માત્ર ચોક્કસ જ ઢબનાં એક જ વસ્ત્રમાંથી તૈયાર કરેલાં સ્ત્રી પુરૂષો બન્નેને માટે કામ આવે તેવાં થશે. માણસની મોટામાં મોટી મહત્ત્વાકાંક્ષા તે વખતે એ હશે કે, રેડીઓની અથવા તો તેવા બીજા કોઇ સાધનની મદદથી તે ગમે ત્યાં રહેતો હોવા છતાં નીરંતર જગતભરની સાથે સીધા સંબંધમાં રહે. એટલે કે પોતાના મકાનમાં બેઠાં બેઠાં માણસ દુનીઆના સમાચાર જાણી શકે, અને અત્યારે જેમ વાયરલેસના યંત્ર ઉપર માત્ર એક નાનકડો કાંટો ફેરવવાથી કલકત્તા, કરાંચી, કોલંબો, દીલ્હી, લંડન કે મોસ્કોને સાંભળી શકાય છે, તેમ તે વખતે એવો એકાદ કાંટો ફેરવવાથી ગમે ત્યાંથી માણસ દુનીઆમાં મુખ્ય મુખ્ય સ્થાનોમાં બનતા બનાવો જોઇ શકશે. ત્યારે પ્રત્યેક મનુષ્યનું મકાન તેના ખરેખરા અર્થમાં તેનો કીલ્લો બનશે. કેમકે દીવસ અને રાત્રીના ચોવીસે કલાક તે મકાનનો સંબંધ દુનીઆના જુદા જુદા દેશો સાથે સંકળાયલો રહેશે, એટલે અંતરનો હાલનો બાધ ત્યારે નીકળી જશે.

એક સૈકા પછી જગત અંદર અંદરના સંદેશા વ્યવહારના સાધનોની સાંકળથી એવું ગુંથાઇ ગયું હશે કે ટીંબકટુમાં થયેલા ખુનને હીંદનાં છાપાં મુંબાઇ કે અમદાવાદમાં થયેલા ખુનના જેટલું મહત્વ આપશે. તે વખતે મનુષ્યોના મનની અને મકાનની સંકુચીતતા સમુળગી નીકળી ગઇ હશે!

શરીરને જે વસ્તુઓ પ્રતીકુળતાવાળી જણાતી હોય તે નીકળી જાય એ કેટલું બધું જરૂરનું છે? પ્રોફેસર લો કલ્પના કરે છે કે, નવી સદીમાં માણસને જંગલીદશાનું સ્મરણ કરાવતા દાંત અને નખ કેટલાં તીરસ્કારણીય લાગે છે? તે બન્ને વાનાં ત્યારે નહીં હોય, એટલું જ નહીં પણ દાંત દુઃખવાનું કષ્ટ તેથી દુર થશે અને સરસ પક્વાનનો મધમધાટ નાક પારખતું પણ અટકી જશે; કેમકે તે વખતે નાકનો લગભગ કંઇ ઉપયોગ ઘ્રાણેંદ્રીય તરીકે થતો નહીં હોય.

મનુષ્યના માનસના વીકાસની ગતીની સાથે જ્ઞાનતંતુઓનો વીકાસ હોડ બકી શકશે નહીં, એટલે એક વખત એવો પણ આવે કે જ્યારે આપણે આપણા વીધવીધ વીચારોની વચ્ચે થતી ડખલોને દુર કરી શકીશું; પરંતુ આપણે એ રીતે જે શક્તી ખોઇ બેસીશું તેની ખોટ સંપત્તીના સંચયથી ભરપાઇ કરવી એ અગત્યનું થઇ પડશે.

ભવીષ્યનાં નીવાસસ્થાનોમાં સંપુર્ણ શાંતી અનીવાર્ય થઇ પડશે. એ શાંતી અત્યારની માફક ભારે અને મોટા પર્દાઓ બારણાંમાં લટકાવીને નહીં મેળવાઇ હોય, તે તો શાસ્ત્રીય સાધનોની મદદથી જ બનશે. ત્યારે મકાનો બાંધવામાં એવી વસ્તુઓ અને જાજમોનો ઉપયોગ થશે કે જેથી આપણા પોતાના શરીરના હલન ચલનથી થતા ન કામા અવાજ પણ થશે નહીં. ત્યારે પણ આજની માફક મોટા મોટા હોકારા પાડવા તે અવીનય મનાશે, તેમજ ગંદકી કરવી તે

તો આથી યે વારાપ ઉલટું મનાશે. તે વખતે રહેવાની રહેણી કરણી ખુબ ફરી ગઇ હશે, કેમકે જેમ ગામડામાં પચાસ વર્ષ પહેલાં વપરાતાં કપડાં પહેરીને યુરોપના એકાદ શહેરમાં જવું એ અત્યારે જેટલું વીચીત્ર લાગે તેટલું પરીવર્તન વસ્ત્રોમાં થઇ ગયું છે, તેટલું જ પરીવર્તન એક સૈકા પછીનાં મકાનોની રચનામાં થઇ ગયું હશે.

એક સૈકા પછી વીજળીથી વાતાવરણને જોઇતું ગરમ રાખવાની કલામાં માણસો પુરતાં પાવરધાં થઇ શક્યાં નહીં હોય તો, ઉપર કહી ગયા તેમ એક જ કપડાના ટુકડામાંથી બનાવેલાં વસ્ત્રો નહીં ચાલે; પણ વસ્ત્રોની બાબદમાં મકાનોની નવીન રચનાથી ખુબ જ અસર થઇ ગઇ હશે એ તો નક્કી જ. ભવીષ્યનાં મકાનો અત્યારના જેવી દૃષ્ટીવાળાઓને છેક જ અનાકર્ષક લાગશે, પરંતુ એ તો દૃષ્ટીની ટેવને જ લીધે છે. મકાનોની આકર્ષતા કરતાં તેની ઉપયોગીતા તરફ વીશેષ લક્ષ્ય આપવાનો આરંભ તો અત્યાર પહેલાં થઇ જ ગયો છે, અને તે દીશાનો વીકાસક્રમ અબાધીત ચાલ્યા જ કરશે એમાં કશી જ શંકા નથી.

ઘરખટલાની બાબદમાં તેમ જ તેને લગતા રાચરચીલા અને સાધન સામગ્રીમાં જે ઘરમુળની ક્રાંતી આવતી સદીમાં થશે, તેથી ખાસ કરી નારી જાતીને ઘણો જ લાભ થશે. હજારો કે લાખ્ખો વરસોથી સ્ત્રી જાતી પોતાના શરીરની તેમ જ ઘરસંસારી જીવનની ગુલામ બની રહી છે, પરંતુ બધાં જ કામ યંત્રોની મદદથી બનશે એટલે સ્ત્રી જીવનને ખરુ જ શાંતી અને વીશ્રાંતી મળશે. અને તેથી તેનાં માનસીક વલણમાં તેમ જ શારીરીક બંધારણમાં ઘણી જ અસર કરી શકાય તેટલી તક તેને મળશે જ.

વાહનોનો પ્રશ્ન તો અત્યારે પણ મુંઝવનારો બન્યો છે મોટાં શહેરોના રાજમાર્ગોમાં દોડતી મોટરો, ટ્રામો, ગાડીઓ વગેરેથી રાહદારીઓને જરા યે શાંતી મળતી નથી, અને એ બધાં વાહનોને રાખવાના તબેલાના પ્રશ્ન પણ ગુંચવણ ભર્યા બનતા જાય છે એટલે તબેલાઓ જમીનની અંદર નહીં થાય તો તે *યુગમાં ગાડીઓ રાખવાનું બીજું સાધન* મળશે નહીં તે જ રીતે વાહનોમાં વીમાનોનો પારાવાર વધારો થઇ ગયેલો હશે, એટલે વીમાનો ઉતારવા માટે મકાનોની આગાશીઓનો અનીવાર્ય ઉપયોગ કરવો જ પડશે. ઉપરાંત મનુષ્યની ક્ષીણ થતી જતી શારીરીક શક્તીને ટકાવી રાખવા માટે વારંવાર ખસેડી શકાય તેવી રાહદારીઓ માટે પગથીઓ બનાવવી પડશે.

એક વાત સો તે વખતની દુનીયાને માટે નક્કી જ બનશે, તે એ કે ભવીષ્યનાં મકાનોમાં એટલી સગવડો હશે કે જેથી તેમાં રહેનારને ઓછામાં ઓછું શારીરીક કામ કરવું પડશે, તે મકાનોમાં વસનારાઓના માનસનો એટલો બધો વીકાસ થયો હશે કે, આપણા વર્તમાન યુગની વાત કરતાં તેઓ આપણી તરફ એવી દયા અને તીરસ્કાર બતાવશે, કે જેવી લાગણી અત્યારના માણસો જુના જમાનાના જે જંગલીઓ પોતાની માટીની ઝુંપડીઓને સર્વ સુખનાં સાધન માનતા તેમને માટે રાખે છે.

# વિચાર મંથન

: લેખક :

**વીચારક**

સુડીવાદીઓને માટે કરકસરનો અર્થ એટલો જ થાય છે કે પોતાના કામદારોને ઓછામાં ઓછો પગાર આપીને, વધારેમાં વધારે નફો મેળવવાની તદબીર રચવી. તેમ જ તેમના વર્ગ ઉપરના કરનું ભારણ બને તેટલું હળવું કરવું, જેથી કરીને સુખી શ્રીમંતોને છુટથી વાપરવા માટે જોઇએ તેટલાં નાણાં મળી રહે.

* * *

બ્રીટનમાં ઘરડા માણસોને દર અઠવાડીએ ૧૦ શાલીંગ પેન્શન તરીકે અપાય છે. તેથી સાઠ વર્ષ ઉપરના માણસો ગુન્હા કરતા અટકી પડયા છે, એવું લંડનના 'પોલીસ જર્નલ'માં સ્વદેશ ખાતાના એક અમલદારે લખ્યું છે. આમાં પણ ખરેખરી કરકસરની ભાવના રહેલી છે. કેમકે પેટનો ખાડો પુરવા ઘરડા માણસો ચોરી કરી જેલમાં જાય તો તેમની પાછળ સરકારને દર અઠવાડીએ ૨૭ા શીલીંગ ખર્ચવા પડે છે. હીંદી સરકાર અત્યારે બહુ નાણાં ભીડમાં છે, તો હીંદમાં આ રીત અજમાવતી શું કામ નહીં હોય?

* * *

ગ્રેટબ્રીટન સ્વતંત્ર હોવા છતાં તેના લાખ્ખો માણસો બેકાર છે અને કરોડો માણસો જેમ તેમ કરીને પેટનો ખાડો પુરો કરે છે. ત્યાંના મજુરોને અઠવાડીએ ૩૦, ૪૦ અને ૫૦ શીલીંગમાં કામ કરવું પડે છે, આમ થવાનું કારણ શોધી કાઢીએ તો તે નીચે જણાવ્યા પ્રમાણેનું છે:

બ્રીટનમાં ૭૦ હજાર માણસોએ ૧૯૨૯ માં વરસે દહાડે ૨૦૦૦ થી ૫૦૦૦ પાઉન્ડની આવક કરી છે, તે બધાઓની એકંદર આવક ગણીએ તો માત્ર ૧૯૨૯ ના એક જ વર્ષમાં પા. ૨૧૨,૦૦૦,૦૦૦ થાય છે. જે એ ૭૦૦૦૦ શ્રીમંતોની વચ્ચે સરેરાશ વહેંચી નાખીએ તો દર વરસે દરેકની આવક પા. ૩૦૦૦ જેટલી થાય છે.

એ જ વર્ષમાં બ્રીટનના બીજા ૧૮૬૦૦ માણસોની વાર્ષીક આવક પા. ૫૦૦૦ થી ૧૦,૦૦૦ સુધીની થઇ છે. તે બધાઓની એકંદર આવક પા. ૧૨૭૦૦૦,૦૦૦ જેટલી થઇ, જે સરેરાશ કાઢીએ તો દર વરસે, દર માથા દીઠ પા. ૭૦૦૦ ની થાય છે.

જ્યાં મીલકત અને આવકની આટલી ભયંકર અસમાન વહેંચણી થતી હોય ત્યાં જનતાનો સામાન્ય સમુહ બેકારી અને ભુખમરો ન ભોગવે તો બીજું શું કરે?

* * *

ગ્રેટબ્રીટનના કામદાર પક્ષના જ કેટલાક સભ્યો એવું માને છે કે, ૬૦ વર્ષની વૃદ્ધ વયે કારખાનામાંથી નીવૃત્ત થનારા 'કામદારોને પેન્શન આપવું', તે અવ્યવહારૂ છે. હું ઉપર જણાવી ગયો છું તેમ ખરી રીતે તો રાજ્ય ચલાવનારાઓને

માટે તે અર્થલાભ કરવનારું છે; છતાં બીજી રીતે વ્યવહારૂત.ની વાતો જોઇએ તો એ કથનનું રહસ્ય બરાબર સમજાય તેમ છે.

છેલ્લી લઢાઇ ચાલી ત્યારે ગ્રેટબ્રીટનના સત્તાવાળાઓએ ચાર વર્ષ સુધી ૫૦૦૦,૦૦૦ માણસોને જમીનની તેમ જ દરીયાની ફોજોમાં લઢવા ઉતાર્યાં હતાં, અને માનવસંહારીણી એ લડાઇ પાછળ દરરોજના તેણે પા. ૮,૦૦૦,૦૦૦ નો ખર્ચ ઉપાડી લીધો હતો, અને યુદ્ધ નહીં તેવે સમયે પણ ૨,૦૦૦ ૦૦૦ કામ વગરના આળસુઓના લશ્કરને તે નીભાવે છે. આ ઉપરથી તારતમ્ય એટલું જ નીકળે છે કે, પોતાના સ્વાર્થ સાચવવા માટે સામ્રાજ્યવાદીઓ યુદ્ધ જેવા માનવસંહારક કાર્યમાં જે નાણાં ખુશીથી ખર્ચવા તત્પર રહે છે, તેનાથી કેટલા ઘણાં ઓછાં નાણાં, ૬૦ વર્ષ સુધી મજુરી કરવા છતાં નીર્ધન રહેલા સ્વદેશી શ્રમજીવીને નીવૃત્તી મળે તે માટે ખર્ચવામાં તેને અવ્યવહારૂપણું લાગે છે. તેથી જ સામ્યવાદનો ડર તેમને વીશેષ ભડકાવે છે.

* * *

જાતી અનુભવને નામે વર્તમાન સમાજમાં ઘણા માણસો જનતાની વાસ્તવીક પ્રગતીને અટકાવવા તૈયાર થાય છે. તેવાઓને ૪૧ વર્ષના એક અનુભવી શ્રમજીવીએ ઉચ્ચારેલાં અનુભવનાં નીચે આપેલાં વેણુ ભેટ આપું છું:

"મારા મત પ્રમાણે તો વર્તમાન સમાજની સડેલી પ્રથાને નીભાવી રાખવામાં જે કામદાર પુરૂષ કે સ્ત્રી કોઇ પણ રીતે મદદગાર બને છે, તેઓ દીવાનાશાળામાં મોકલવા માટે પણ લાયક રહ્યાં છે કે કેમ તેની તપાસ માટે એમનાં માથાંની દાકતરી તપાસ લેવડાવવાની જરૂર છે." એની પાસે આવાં વેણુ ઉચ્ચારાવનાર કથા પણ જાણવા જેવી છે. તે કહે છે:

"જેઓ વર્તમાન મુડીવાદી પ્રથાને ઇશ્વર પ્રેરીત માનતા હોય તેવાઓને માટે મારી કથામાંથી કંઇક વીચારખોરાક સાંપડશે. મેં કોલસાની ખાણમાં ૪૧ વર્ષ ખાણીઆ તરીકે કામ કર્યું, ત્યારે તેટલાં વરસો દરમીયાન મને કંપનીએ બધી મળીને સાત દહાડાથી વધારે દીવસની રજા આપી નથી. માત્ર હડતાળ કે લોકઆઉટનાં દીવસોમાં મારે ફરજીયાત રજા ભોગવવી પડેલી તે માફ. લડાઇનાં વરસો દરમીયાન તો મોટે ભાગે મેં અઠવાડીઆંના સાતે દીવસ મજુરી કરી હતી અને એક પણ રજા મને મળી નહોતી. અકસ્માતનો બદલો મળવાનો કાયદો થયો તે પહેલાં મને બે ગંભીર અકસ્માત થયા હતા, તેથી મારો ચહેરો બગડી ગયો હતો અને બદલામાં તો ફુટી દમડી પણ મળી નહોતી.

આ બધાનો બદલો મને ૧૯૨૯ ના જુન મહીનામાં મળ્યો, મારી સાથે એવો બદલો મેળવનારા બીજા પણ ઘણા હતા. તે બદલો એટલે નોકરી છોડી જવાની ૧૪ દીવસની નોટીસ. નહીં પેન્શન; નહીં કોમ્પનસેશન; નહીં કશું; માત્ર નોકરી.પરથી ચાલી જવાની આમ લાત?"

આવો અનુભવ હીંદમાં કેટલાં બધાંને થાય છે? છતાં તેઓ શ્રીમંતોને ગયા ભવની પુણ્યાઇથી બધી સત્તા-વૈભવ મળ્યાં છે, અને પોતાને નશીબે ગુલામી, ગરીબી, બેકારી અને ભુખમરો નીમાયો છે કહીને સંતોષ માને છે. કેમકે શાસ્ત્રો તેને શીખવે છે કે ગમે તે સ્થીતીમાં સંતોષ માનશો તો મુઆ પછી તમને સ્વર્ગ સાંપડશે. એ સ્વર્ગની લાલચે તેઓ સુખેથી જીવતાં ભુખ્યા મરે છે!

* * *

બ્રીટનના એક કામદાર પત્રમાં જાહેર ખબરના એક લેખકે જણાવ્યું છે:

## બરાબર ખડા રહો!

મુડીવાદના બંદુકધારીવાળાઓ તમારા પગારની સામે હુમલો કરવા ધસે છે. જ્યાં સુધી તમે વ્યવસ્થીત સંઘશક્તી ખડી નહીં કરો, ત્યાં સુધી તમે એમના હુમલાની સામે ટકી શકશો નહીં—તમે તેથી એવા સંઘમાં જોડાઇ જાઓ.

જો સ્વતંત્ર બ્રીટનના પગારદારોને આવા સંઘની જરૂર છે, તો પરાધીન હીંદના પગારદારોને માટે આવા સંઘની ઓછી જરૂર છે એવું કોણ કહી શકશે? છતાં દીલગીરીની વાત છે કે, જેમને એવા સંઘના સંરક્ષણની વીશેષમાં વીશેષ જરૂર છે, તે જ માણસો તેનો ઓછામાં ઓછો વીચાર કરે છે.

* * *

બ્રીટનમાં રંગીન ચામડીવાળાઓ તરફની સુગ દીવસે દીવસે વધતી જતી હોવાથી, ધોળા અને રંગીનો વચ્ચે ઠીક પરીચય વધે તે માટે લંડનમાં મી. પોલોકના પ્રમુખપણા નીચે એક મંડળી સ્થપાઇ છે. મી. પોલોક ભલા માણસ છે, મહાત્માજીના મીત્ર છે, છતાં બ્રીટીશ ગોરાઓ અને ઘઉંવર્ણા હીંદીઓ વચ્ચે સમાધાન કરાવવા ગાંધીજીએ જ્યારથી હીંદમાં પ્રયાસ શરૂ કર્યા, ત્યારથી તેનો વીરોધ કરવામાં મી. પોલોકે આગેવાની લીધી છે. હવે તેમણે તમામ રંગીનોના ક્ષેત્રમાં કામ શરૂ કર્યું લાગે છે. એમનો આશય સામ્રાજ્યવાદને સદ્ધર બનાવી, રંગીનોને તેની સેવાની ધુંસરી મુંગે મોઢે ઉપાડવાને લાયક બનાવવા તે છે. પણ પોલોક એક વાત ભુલી જતા લાગે છે, તે એ કે: સામ્રાજ્યના આરંભમાં હાલના અંગ્રેજોના બાપદાદાઓએ રંગીનોની ખુબ ખુશામદ કરી હતી, નીદાન તેમની તરફ તેઓ હાલના જેવી સુગ બતાવતા નહોતા, એથી સામ્રાજ્ય સ્થપાયું, પરંતુ ઐતીહાસીક ક્રમ પ્રમાણે હવે તેમનાં નાકમાં રંગીનોના રંગ માટે તીરસ્કાર ઉત્પન્ન થયો છે, તેથી જ સામ્રાજ્યવાદનો નાશ નજીક આવ્યો છે, એમ સમજીને પણ સામ્રાજ્યવાદને થીંગડાં મારી ટકાવી રાખવા ઇચ્છતી આવી સંસ્થાઓને રંગીનો તરફથી જરા જેટલો યે સાથ મળવો ન જોઇએ.

* * *

સામાન્ય માણસો લડાઇનાં કારણો સમજતા નથી એટલે તેઓ તો એમ જ સમજે છે કે, બીચારી જગતની તમામ સરકારો ભલી છે, તેઓ કોઇ દીવસ લડાઇ જેવી ઘાતકી રમત રમવા નીકળે જ નહીં, પણ ન છુટકે તેમને, કોઇક એકાદ ખરાબ માણસને લીધે જ લડાઇમાં ઉતરવું પડે છે. પણ ખરી રીતે લડાઇ મુડીવાદીઓને મુડી વધારવાનું અને સામ્રાજ્યવાદીઓને સામ્રાજ્ય વીસ્તારવાનું સાધન છે, તેથી તે આપોઆપ સળગતી નથી પણ તેને ફુંકી ફુંકીને સળગાવવામાં આવે છે, તે આપોઆપ જાગતી નથી, પણ પેલાઓના સ્વાર્થ માટે તેને ઢંઢોળી ઢંઢોળીને જગાડવામાં આવે છે, કેમકે તમામ સરકારોની વ્યવસ્થાનાં સુત્રો એ બન્ને વર્ગવાળાઓના જ હાથમાં હોય છે. બ્રીટનના સત્તાવાર આંકડાઓ જોતાં જણાય છે કે, ૧૯૨૦ થી ૧૯૩૦ સુધીમાં લગભગ ૨૩,૦૦૦,૦૦૦ શ્રમજીવીઓ [કારખાનાના] એ પગારના ઘટાડાથી દર અઠવાડીએ ૧૩,૦૦૦,૦૦૦ પાઉંડ ગુમાવ્યા છે, ત્યારે ૩૪૦,૦૦૦ માણ-

હીંદ અથવા તો હીંદી હીંદ એવાં વીશેષણો વારંવાર વપરાતાં જોવામાં આવે છે. બાબુ રમાનંદ ચેટરજીએ મુંબઇમાં મળેલી અખીલ ભારત રીયાસત પરીષદના અધ્યક્ષસ્થાનેથી ભાષણ કરતી વખતે, આવી જાતના બે હીંદના ઉલ્લેખ કર્યા હતા, પરંતુ તેમ કરતાં તેમણે આરંભે જ ખુલાસો કર્યો હતો કે, હીંદને આવા બે વીભાગોનો નામનીર્દેષ કરતાં મને શરમ આવે છે. અને તેમાં સો એ સો ટકા સત્ય સમાયેલું છે. હીંદીઓ હીંદને માતૃભુમીના નામથી સંબોધે છે. એ સંબોધન પાછળ ધબકની લાગણી જો સાચી હોય તો હીંદ એક અને અભંગ હોય તેવી જ લાગણી પ્રખરપણે ખીલવેલી હોવી જોઇએ જ. જુદાં સંબોધનોથી જુદી મનોદશા જન્મે છે, તેથી વાતાવરણ કલુષીત થાય છે, અને એવી દશા થાય છે કે, કોઇપણ પ્રાથમીક શાળાના વીદ્યાર્થીને પ્રશ્ન કરીએ કે હીંદ કોનો દેશ છે, તો તે એમ જ કહેવાનો કે અંગ્રેજોનો! આવી મનોદશાનાં સર્જન હીંદીઓના માનસને ગુલામીના ઘેરા રંગથી રંગવા માટે હેતુપુર્વક થયેલાં છે, અને જો આપણે સંપુર્ણ સ્વતંત્ર બનવું હોય તો એ માનસની ગુલામીને સહુથી પહેલાં તોડી નાંખવાની જરૂર છે.

* * *

જેને હાલ દેશી અથવા હીંદી હીંદ અને બ્રીટીશ હીંદના નામથી ઓળખાવવામાં આવે છે, તે બંને પ્રદેશોની સરહદો જ્યાં એકઠી થાય છે, ત્યાં ઉભા રહીને ઉઘાડી આંખે જોનારને થોડે થોડે છેટે પત્થરની ખાંભીઓ ઉભી કરેલી જણાય છે. એ ખાંભીઓના પાયામાં જ હીંદી ગુલામીને ધરબવામાં આવી છે. એટલે ગુલામીને ફગાવી દેનારાઓએ પેલી ખાંભીઓને તો ફગાવી દીધે જ છુટકો છે. પરંતુ એ ખાંભીઓ જોવા અને તેના ચંચળ સ્વભાવની પાછળ રહેલા ગુઢ ઇતીહાસના અક્ષરો વાંચવા કંઇ બધા જ હીંદીઓને ફુરસદ કે તક મળતાં નથી. પરંતુ જેમણે હીંદના નકશાને લાલ-પીળા રંગે રંગવાની બુદ્ધી અજમાવી છે, તેમણે તો એ યુક્તીના આધારે, કરોડો હીંદીઓનાં માથામાં હીંદની અખંડતાના કકડા કરી નાખવા માટે, અદ્રશ્ય ખાંભીઓ ઉભી કરી છે તે કરવાનું સ્થાન પ્રાથમીક શાળાઓ છે. તે માટે પ્રજાશરીરના માનસમાંથી ગુલામીની એ ખાંભીઓને જડમુળથી ખોદી નાખવાની સહુથી પહેલી જરૂર છે.

* * *

એવો વીચાર કરવા માટે મુંબાઇમાં રીયાસતી પરીષદ મળી હતી. તે પરીષદના આંગણે લટકાવેલાં પાટીયામાં મોટા મોટા અક્ષરે લખવામાં આવ્યું હતું કે, હીંદમાંથી રાજાશાહીનો નાશ કરો. પરંતુ પરીષદના સુત્રધારોનાં માથામાં જ પેલી વસ્વી ખાંભીઓ એટલી ઉંડી ઉતરી ગઇ હતી કે, પેલાં પાટીઆં જનતાને છેતરવાનો માત્ર દંભ છે એવું તેમણે જ રાજાઓને અમરપટા આપવા માટે મહેનતપુર્વક તૈયાર કરેલાં ભાષણો વાંચીને તેમ જ બોલીને પુરવાર કરી આપ્યું. એટલે કે હીંદની અભંગતાને ખંડીત કરીને તેમણે જ પેલી ખાંભીઓનાં મુળ ઉંડાં ઉતારવાનું કામ કર્યું.

* * *

ઉંદરોની જમાત પોતાનું હીત કઇ રીતે થાય તેનો વીચાર કરવા એક વખતે પરીષદના રૂપમાં એક વખત એકઠી થઇ. તે વખતે કેટલાક જુવાન ઉંદરોએ

એવો આગ્રહ કર્યો કે, બીલાડાંની જમાત, આપણી શત્રુ છે, એમ છતાં અન્યાયી રીતે તે આપણી ઉપર કાબુ જમાવી બેઠી છે; માટે એ જમાતને સહુથી પહેલાં ફના કરી નાખવાની જરૂર છે. એ સાંભળીને અનેક ઘરડા અને ઘરડપણની લાયકાતથી જ જ્ઞાની મનાતા ઉંદરડા ફફડી ઉઠયા: "તમે આ શું કહો છો? અલબત્ત, કેટલાક બીલાડા ખરાબ છે, તેઓ આપણી જાતીનો નાશ કરે છે; પણ તેથી બધા જ બીલાડા ખરાબ છે એમ કહી ન શકાય! એટલે આપણે હમણાં તો બીલાડાઓની જમાતને જણાવી દઈએ કે, ભાઈઓ! અમે તમને ચેતવણી આપીએ છીએ કે, તમે થોડા સમયમાં પુણ્યભુમી પ્રયાગમાં જઈ, તમારા કેટલાક દાંત અને નહોર પડાવી આવો. અલબત્ત, ઉંદરડાઓને મારી ખાવાનો તમારો હક અમે સ્વીકારીએ છીએ; પણ હવે તમે ઇચ્છામાં આવે તેટલા ઉંદરોને 'મારી નાખી નહી' શકો. હવે તો અમે એવી યોજના કરીશું કે, જેથી તમારી જમાત ભુખે મરી જાય નહી', તેટલા ઉંદરડા તમને મારી નાખવાની કાયદેસર છુટ મળશે."

વૃધ્ધોની એ વાતો સાંભળી અનેક અક્કલ વીનાના ઉંદરોએ તેમને વધાવી લીધા, અને પેલા નોજવાનોને હરાવીને અભીમાનથી મુછો ફરફરાવવા લાગ્યા!

એ વાતની ખબર જ્યારે બીલાડાઓની જમાતને પડી, ત્યારે તેઓ ખુબ હસ્યા, અને મુઠીભર જુવાન ઉંદરડાઓને હરાવવામાં ગૌરવ માનનારા મુર્ખ ઉંદરડાઓની મુર્ખાઇથી એમને પરમ સંતોષ થયો!

આવી જ દશા મુંબઇમાં મળેલી અખીલ હીંદ રાજસ્થાની નાગરીક પરીષદની થઇ હતી, એમ કોણ નહીં કહે?

# આપણા પ્રશ્નો

**આ**પણી સ્વાધીનતાના માર્ગમાં બે આડખીલીઓ છે: (૧) ઘરની અને (૨) બહારની. તેમાંથી આપણા પોતાની ભુલથી જે ઘરની આડખીલીઓ ટકી રહી છે, તેને ઉખેડી નાખવા માટેના પ્રશ્નો આ પાનાંમાં ચર્ચાશે. આ ચર્ચાનાં ભાગ લેવા ગુજરાતને અમારાં આમંત્રણ છે. **તંત્રી**]

## મફત વીમાની યોજના

મે. તંત્રી સાહેબ,
**નવયુગ**

મફત વીમાની યોજનામાં ગામેગામ સેંકડો માણસે ફસાયા છે. લોભના કારણે સારા સારા માણસો ડીરેક્ટર, લીગલ એડ-વાઇઝર, ઓડીટર કે એજંટ બન્યા છે. ગરીબ, અજ્ઞાન કે ભોળા માણસોને બચાવ-વાને આ યોજનાની સામે પ્રચારકાર્ય કરવું જોઇએ. જાહેરખબરો મેળવનાર પેપરો સેવાના પ્રચારકાર્યને ઉત્તેજન ન આપે એ સંભવીત છે. આપને યોગ્ય લાગતું હોય તો આપના પત્રના આવતા અંકમાં આ ભાષણનું અવતરણ પ્રસીદ્ધ કરી ગરીબ લોકોને ઠગાતા બચાવી લેશો. મ્હને જણાવતાં દીલગીરી થાય છે કે કેટલાક ભણેલા માણસો પણ આ યોજનામાં ફસાયા છે, અને જ્યારે વસ્તુસ્થીતી સમજાઇ ત્યારે મુક્ત થયા. હાલ એજ

લી. ત્હમારો
**મોતીભાઇ ન. અમીન**
મંત્રી: ચરોતર વીદ્યાર્થી-સહાયક
સહકારી મંડળ લીમીટેડ.

## મફત વીમાની પરપોટા કંપ-નીઓથી બચો

**સહકારી** યોજનાને નામે ગુજરાતમાં કેટલીક પરપોટા કંપનીઓ ગામડાના અજ્ઞાન લોકોને ઠગવાનો જે ધંધો ચલાવી રહી છે તેની સામે ચેતવણી આપવાની પણ હું મારી ફરજ સમજું છું. આ કંપનીઓ ૯૦ દીવસ પછીને મરણપ્રસંગે અથવા બાર કે પંદર વર્ષની ઠરેલી મુદત પુરી થયે રૂા. ૧૦૦૦-૧૫૦૦ આપવાની લાલચ બતાવીને રૂા. ૫ાા દાખલ ફી, વાર્ષીક રૂા. ૧ સભાસદ ફી અને દર માસે અથવા દર મરણે રૂા. ૧ બાર કે પંદર વર્ષ સુધી ભરવાનું જણાવે છે. દીવામાં ફુદાં પડે તેમ અજ્ઞાન લોકો આ કંપનીઓની જાળમાં લોભને કારણે ફસાય છે. શરૂઆતમાં ૫-૨૫ રૂપીયા ભરવાથી થોડા સભાસદોને મોટી રકમો મળી હોય, તે ઉપરથી બધાને ય એવી રકમો મળશે એમ માની ગામડાના સેંકડો લોકો ઠગાયા છે અને ઠગાયે જાય છે. ખોટી જાહેર-ખબરોથી, ભોળે ભાવે કે જાણીજોઇને ઠગવાનો ધંધો લઇ બેઠેલા કેટલાક એજંટોની મીઠી વાણીથી, પદ્વીધરો અને અન્ય ખ્યા-તીવાળા, કર્તવ્યથી વીમુખ બનેલા મોટા ગણાતા માણસોના ડીરેક્ટરો તરીકે નામથી, ફીની લલચે કાયદાની સલાહ આપવાનું સ્વીકારનાર જાણીતા વકીલો વા હીસાબ તપાસનાર ઓડીટરોની પ્રતીષ્ઠાથી તમે કોઇ ઠગાશો નહી. 'લોભીયા હોય ત્યાં ધુતારા ભુખે ન મરે' એ ન્યાયે નવા નવા સભાસદો થાય છે. અને ગુજરાતમાં અત્યારે ૫-૧૫ નહી, પણ ૨૫-૫૦ કંપનીઓ આ જાતનું

કામ કરવાનું—૭૭ દગીના મફત વીમો ઉતારી પાછળનાં માણસોને મોટી મદદ આપવાનું—જાહેર કરે છે અને ઠગે છે. આ કંપનીઓનું કામ એકદમ બંધ કરવામાં આવે તો તેમાંની થોડીક જ કંપનીઓ એવી હશે, જે દરેકને રીઝર્વ ફંડમાંથી ભરેલી રકમના દોઢા પૈસા આપી શકે. પૈસા ભરતાં થાકે વા વસ્તુસ્થીતી સમજે તો હપ્તા ભરવાનું છોડી દે, છતાં નવા નવા માણસો ફસાય; એટલે આ રીતે આ કંપનીઓનો ધંધો ચાલે છે. તમે ડાહ્યા હો તો આ પરપોટા કંપનીઓથી તમે જાતે બચો અને ચેતવણી આપીને તમારા મીત્રોને અને સંબંધીઓને બચાવી લો. સેવાભાવી હો તો આ કંપનીઓની સામે પ્રચારકાર્ય કરો અને તેમની ઠગાઇ ઉઘાડી પાડો. પુસ્તકાલયનું કામ કરવું, સહકારી મંડળીઓનું કામ કરવું, ગ્રામઔષધાલયોનું કામ કરવું, વ્યાયામમંદીરોનું કામ કરવું, એ જેવી સેવા છે, તેવી જ સેવા આપણા ભોળા, ગરીબ અને અજ્ઞાન ભાઇઓને ખોટી લાલચોમાંથી બચાવી લેવાથી થાય છે એમ નક્કી માનો. હાલના વખતમાં નાણાંની ભીડ ભારે છે, કુટુંબનું પોષણ કેવી રીતે કરવું એ ઘણાંને મુશ્કેલીનો પ્રશ્ન છે, એવા સમયમાં મહામહેનતે એકઠો કરેલો વા દેવું કરીને ભારે વ્યાજે મેળવેલો પૈસો નીર્દોષ લોકો ભરેલી રકમથી દશ વીશ ગણી રકમ મળવાના ખોટા લોભમાં ગુમાવી ન બેસે, તે માટે પ્રયત્ન કરશો અને થોડા માણસોને પણ બચાવી લેશો. એ જ મારી અંતરની ઇચ્છા છે.[૧]

મોતીભાઇ ન. અમીન.

# જ્ઞાતીબંધન શીથીલ કરવા—

અમદાવાદની સંસાર સુધારા સમાજના મંત્રી ડૉ. સુમંત મહેતા જણાવે છે કેઃ

આપણામાં થયેલી કેળવણીની વૃદ્ધીને લઇને તથા આર્થીક કારણો અને રાષ્ટ્રની અનેકવીધ જાગૃતીને લઇને, હીન્દુ સમાજમાં જ્ઞાતી એક સંસ્થા તરીકે અનીષ્ટરૂપ છે, એવી માન્યતા ઘણાઓના મનમાં દ્રઢ થવા લાગી છે. છતાં પણ જ્ઞાતી લોકોનાં લગ્નો કરાવી આપે છે એવી શ્રદ્ધાને લઇને એક સંસ્થા તરીકે તે હજી ટકી રહી છે. જ્ઞાતીનું ક્ષેત્ર ઘણુંજ ટુંકું હોવાને લીધે, આવાં લગ્નો, લગ્નના ઉચ્ચ ઉદ્દેશને વીફળ કરે છે, વ્યક્તીના અને ખાસ કરીને સ્ત્રીના વીકાસને ગુંગળાવી મારે છે, અને સમાજને આ રીતે પછાત રાખે છે.

લગ્નના સંબંધમાં જ્ઞાતીએ મુકેલી આવી કૃત્રીમ સીમામાંથી મુક્ત થવા ઇચ્છનારની સંખ્યા દીનપ્રતીદીન વધતી જાય છે. જ્ઞાતીઓનાં બંધન શીથીલ કરવા ઇચ્છનારાઓના આપણે મુખ્ય ત્રણ વીભાગો પાડી શકીએઃ [૧] જેઓ પોતાની જ જ્ઞાતીમાં રહીને તડ અથવા ગોળ તોડવા તૈયાર હોય; [૨] જેઓ તેનાથી એક ડગલું આગળ જઇ "રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર" કરવા ઇચ્છતા હોય [આ વર્ગ પેટા જ્ઞાતીઓને એક કરી માત્ર ચાર મુખ્ય વર્ણ રાખવા ઇચ્છનારનો છે], [૩] જેઓ આથી પણ આગળ વધી સમસ્ત હીન્દુસમાજને એક ગણી લગ્ન કરવા ઇચ્છતા હોય. આ બધામાં એટલું તો સ્પષ્ટ છે કે લગ્નનો વ્યક્તીગત અને સામાજીક હેતુ સર્વાંશે સફળ થાય તે માટે લગ્ન કરનાર સ્ત્રીપુરૂષનાં

---

૧ મહેસાણા મુકામે મળેલી કડી પ્રાંત પુસ્તકાલય પરીષદના પ્રમુખપદેથી કરેલું ભાષણ.

સંસ્કૃતી, ધર્મ, ભાષા, અને સામાજીક દરજ્જાના સામ્યની જરૂર છે.

ગ્રોળાન્તરથી માંડીને વર્ણાન્તર લગ્ન કરવા ઇચ્છનારાઓને પોતાની પસંદગી મુજબનું કુટુમ્બ શોધવાની ભારે મુસ્કેલી હોય છે, અને તેથી સુધારાની તીવ્ર ઇચ્છા છતાં તેઓ ચાલુ બન્ધનો તોડી શકતા નથી. આથી જ્ઞાતીબન્ધન તોડવા ઇચ્છનારની સંખ્યા વધવા છતાં જ્ઞાતી બહારનાં લગ્નો જુજ જ થાય છે.

આ મુસ્કેલી કેટલેક અંશે ટળે અને લગ્ન સંબંધનું ક્ષેત્ર વીશાળ કરવા ઇચ્છનાર કુટુમ્બોને એક બીજાની માહીતી મળી શકે તે હેતુથી ગુજરાત સંસાર સુધારા સમાજ તરફથી એક ખબરખાતું [Informaticn Bureau] રાખવાનું ઠરાવ્યું છે. જેઓ ઉપર મુજબનાં કોઇ પણ પ્રકારનાં જ્ઞાતીબંધન તોડી લગ્નસંબંધ બાંધવા ઇચ્છતા હોય, તેમણે નીચે જણાવેલા શીરનામેથી, એક આનાની ટીકીટ બીડી, માહીતી પત્ર મંગાવી પોતાની હકીકત ભરી મોકલવી. હકીકત મળેથી અનુકુળ પરીસ્થીતીનાં કુટુમ્બોની તેમને *જાણ કરવામાં આવશે. આ હકીકત તદન* ખાનગી રાખવામાં આવશે.

આ યોજનાનો લાભ વીધવાઓ તેમ જ વીધવા સાથે લગ્ન કરવા ઇચ્છનારાઓ પણ લઇ શકશે. આશા છે કે સંખ્યાબંધ સ્ત્રી પુરૂષો આ યોજનાનો લાભ લઇ દઇ સમાજ સુધારાના એક મહાન પ્રશ્નને ઉકેલવામાં પોતાનો ફાળો આપશે.

[વર્તમાન કાળની જરૂર જ્ઞાતીબંધન શીથીલ કરવાની નહીં, પણ એ બંધનને ફના કરી નાખવાની છે. એટલે 'રોટીવ્યવહાર ત્યાં બેટીવ્યવહાર' કરનારને કે ચાર વર્ણોના અચલાયતનની દુર્ગમાં ભરાઇ રહેનારને મદદ કરવી તે સંસાર સુધારો નહીં, પણ કુધારો જ છે. સંસ્કૃતી અને ધર્મ એ બન્ને છટકાં ઉજળા વર્ગે પોતાના ઉજળીયાત પણાને અમરપટા અપાવવા માટે સફાઇપુર્વક ઉભાં કર્યાં છે. એ છટકામાંથી હજી અમદાવાદની સંસાર સુધારા સમાજ પણ છટકી ન શકે એ અફસોસકારક છે. ધીરે ધીરે સુધારામાં સાર લેનારી આ સંસ્થાએ ઉપર છાપેલી યાદી ગુજરાતમાં ફેરવી છે, એ ઉપરથી એ સુધારા સમાજ કેટલો સુધારો માગે છે તે નૌજવાનોએ વીચારવા જેવું છે. સંસાર સુધારાને નામે ચાલતી આવી સંસ્થાઓને સામાજીક ક્રાંતીની કેન્દ્ર સંસ્થામાં પલટાવી ન શકાતી હોય, *તો તેવી સંસ્થાઓને વેળાસર દફનાવી દેવી* એમાં જ સમાજનું હીત રહેલું છે એમ અમને લાગે છે. આ સંબંધમાં અમે 'નવયુગ' ના વાચકોની ચર્ચા નોતરીએ છીએ. તંત્રી]

# 'પુસ્તકાલય'નો પક્ષપાત

નવયુગ'ના તંત્રીશ્રી

વડોદરાથી પ્રસીદ્ધ થતું 'પુસ્તકાલય' નામનું માસીક "પુસ્તકાલયની વ્યવસ્થા તથા પુસ્તકાલય સંબંધી શાસ્ત્રીય વીષયોનું ગુજરાતી ભાષામાં વીવેચન કરતું માસીક" છે; એવું તેના વ્યવસ્થાપકો પુસ્તકાલયના મથાળે બે લીંટીઓ છાપીને હમેશાં જાહેર કરે છે.

પરંતુ એ 'શાસ્ત્રીય' વીષયોની ચર્ચામાં પણ પક્ષપાત પેસી જતો હશે એની મારા જેવા અનેક માણસોને સમજ પડતી નથી. કેમકે એ માસીકમાં "માસીકો મળ્યા તારીખ" અને "શું વાંચશો ?" એ બે મથાળાંવાળાં પાનાંમાં પડેલા મથાળા નીચે પોતાને મળ

૨૫-૨૬ માસાકાના નામ વગેરે છાપે છે. ત્યારે બીજા મથાળા નીચે 'પુસ્તકાલય'નો એ વીભાગ જે કોઇ સાચવતું હોય તે ભાઇને મન પસંદ એવાં સાત આઠ માસીકોનાં નામ આગળ બે. ત્રણ કે ચારેક લેખોનાં નામ મુકી તે લેખો વાંચવાની ભલામણ કરવામાં આવે છે.

મને આશ્ચર્ય એટલા માટે થાય છે કે, પાછલા કેટલાએ મહીનાથી તેમાં 'નવયુગ' નું નામ મારા જોવામાં આવતું જ નથી. જ્યારે શારદા, નવચેતન. સહીત્ય જેવાં [માસીક જેમના સંબંધમાં મૌન રાખવામાં જ માલ છે, તેવા] માસીકોના ગમે તેવા લેખોની ગમે તેવી ભલામણ હમેશાં થતી જ હોય છે.

એ ભલામણ કેવી હોય છે તેની કસોટી કરવા "પુસ્તકાલય"ના જુનના અંકમાં 'નવચેતન'માં પ્રસીદ્ધ થયેલો 'હરીકૃષ્ણ અને કં.' વાળો લેખ વાંચવાની થયેલી ભલામણ વાળો લેખ મેં વાંચી જોયો, અને તેની પાછળ ગુમાવેલો વખત નકામો ગયો તથા મહેનત માથે પડી!

'નવયુગ'ના સંબંધમાં એમ કહેવું જ પડશે કે, તેમાં આવતા અનેક લેખો મનનીય હોય છે, એટલું જ નહીં પણ તે વાંચવાથી વાંચકને બહુ જ લાભ થાય તેમ છે, તો પછી 'પુસ્તકાલય'માં 'નવયુગ' જેવા માસીક પ્રત્યે જ ખાસ પક્ષપાત કેમ રાખવામાં આવે છે?

કેશવલાલ રતીલાલ

(ભાઇ કેશવલાલે ઉપસ્થીત કરેલો પ્રશ્ન મુદ્દાનો છે. આ સંબંધમાં બીજા કોઈ બહેન ભાઇને કંઇ કહેવું હોય, અથવા તો 'પુસ્તકાલય'ના તંત્રીને કશોય ખુલાસો કરવો હોય, તો તેમને તક મળે એ માટે, અમે અમારે આ સંબંધમાં જે કહેવું હશે, તે હવે પછી કહીશું. તંત્રી)

# વીધવા વીવાહને નામે ઠગબાજી!

'નવયુગ'ના તંત્રીશ્રી

મહાશય,—આપના પત્રમાં સમાજના સડાને દુર કરી ક્રાંતી કરવા માટે જુનવાણી માનસમાં પલટો કરાવનારા સરસ લેખો આવે છે. એટલે સામાજીક ક્રાંતીમાં સમાજ સુધારાને નામે બહાર પડેલાઓ જ કેવા વીઘ્નરૂપ બને છે, તે આપના માસીક મારફત જણાવવું હું જરૂરતું સમજું છું.

મુંબાઇમાં એક માણસ વીધવા વીવાહને નામે અનેક માણસોને ઠગી રહ્યો છે. તેણે જનતાને ઠગવા માટે આકર્ષક 'નોટપેપર્સ' વગેરે છપાવ્યાં છે, તેમ જ વીધવા વીવાહ કરવા તૈયાર થનારાઓ માટે એક શરત પત્રક છપાવ્યું છે. વારંવાર તે વર્તમાન પત્રોમા નાની નાની જાહેર ખબરો આપી વીધવા વીવાહ કરવા ઇચ્છનારાઓને લલચાવી, જ્યારે તેની સાથે ખાનગી પત્રવ્યવહાર શરૂ થાય ત્યારે તેની પાસેથી નાણાંની મોટી મોટી રકમો મંગાવે છે, અને પછી પેલા બીચારા ભોળા માણસોને પુરો પ્રત્યુત્તર પણ આપવાના અખાડા કરે છે.

સુરત જીલ્લામાં રહેતો મારો એક મીત્ર આ માણસના છટકામાં ફસ્યો છે. તેણે મારી ઉપર તમામ હકીકત મોકલવાથી મેં એ માણસની તપાસ કરી તો મને લાગ્યું કે તે માણસ લોકોને ઠગીને પોતાનાં ખીસાં ભરે છે.

આવી ઠગબાજીથી ભોળા માણસોને સમાજ સુધારા તરફ તીરસ્કાર આવે છે, અને એ રીતે તે સંસાર સુધારાના કામમાં જ વીઘ્નરૂપ બને છે.

આવા માણસોને જેમ બને તેમ ખુલ્લા પાડી, કાયદાની મદદથી તેને પોતાની લીલા ફેલાવતાં અટકાવવા જોઇએ છે.

P. H. B.

(ભાઇ પી. એચ. બી. અને તેમના મીત્ર તેમજ એ માણસને હાથે ફસેલાઓ અમને હજી વીશેષ સંગીન વીગતો અને પેલા માણસ સાથે થયેલો પત્રવ્યવહાર મોકલાવી આપે, તો જરૂર આ સંબંધમાં વીશેષ સક્રીય કામ થઇ શકે. તંત્રી)



# ફૂલ છાબ

: તૈયાર કરનાર
સાહીત્યવાટીકાનો વનમાળી

## કલા

**ભારત પુણ્ય પ્રવાસ:** કનુ દેસાઇ ચીત્રીત, મુલ્ય એક રૂપીઓ. પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ.

કલા સ્વયંભુ અને સ્વતંત્ર હોય તો પ્રેરણાત્મક સાહીત્ય અને હૃદયસ્પર્શી કવીતાની માફક, માનવહૃદય ઉપર ભારે અસર કરનારી નીવડે છે. કવી તેમ જ પ્રાણવાન સાહીત્યના સર્જકની માફક કલાકાર-ચીત્રકાર તલસ્પર્શી પ્રસંગને પોતાની છીંણી અને પીંછીંની મદદથી મુતીંમંત બનાવે છે. કવી અને ઉત્તમ લેખક કરતાં કલાકારનું કામ ઓછું સહેલું નથી છતાં સરળ છે. નીરક્ષર મનુષ્યને કલાકાર કલા દ્વારા નવીન પ્રેરણા પાઇ શકે છે. તેની કલાને સમજવા માટે અક્ષરજ્ઞાનની જરૂર પડતી નથી. છતાં કલાકારના ભાવો ઉકેલવા માટે નેત્રોને અમુક વલણ મળેલું હોવું ઘટે છે. તે વલણ તેને સંસ્કારીતાના જે વાતાવરણમાં જીવવાની તક મળે છે તે ઉપરથી મળે છે.

ગયે વરસે જે સ્વાતંત્ર્ય સંગ્રામ શરૂ થયો, તે વખતે ગુજરાતના નૌજવાન ચીત્રકાર કનુ દેસાઇની કલ્પના પ્રસંગની ઉષ્માથી સળગી ઉઠી. અને એ જલવંત દીપ્તીમાન કલ્પનાએ કલાકારની પીંછીંને કાગળ ઉપર વીધવીધ પ્રસંગને મુતીંમંત બનાવવાની ઉર્મી આવી. આ ઉર્મીની પાછળ કોઇ ધનવાન કે સત્તાવાનને ખુશ કરી તેની ખુશામદથી નામના કે ધન કમાવાની લાલચનો આધાર નથી તેમ જનતાના પ્રાણેપ્રાણને નવચેતનાની જ્વાલાથી સળગાવી રહેલ લડતના પ્રશંસકોને ય રાજી કરવાનો ઇરાદો નથી. કનુ દેસાઇએ તેથી જ આ સંગ્રહમાં આપેલાં બારે ચીત્રો 'ભારત પુણ્ય પ્રવાસ' ના જુદા જુદા ઇતીહાસને સાંકળની સળંગ કડીઓ સમાં બન્યાં છે.

આવા સ્વાતંત્ર્ય સંગ્રામને ધર્મનાં આભરણો ઓરાઢવાની રીત અમને મુદ્દલે પસંદ નથી. કેમકે ધર્મ એ 'શબ્દનો અને તેના અર્થનો હીંદમાં એટલો દુરૂપયોગ થયો છે કે, આવા રાજસી સંગ્રામને ધર્મના વાઘા ઓરાઢવાનો પ્રયાસ મીથ્યા, આડંબરી અને પ્રજાની જાગૃતીને ઉલટે માર્ગે વાળી દેનાર બને છે. એટલે કનુ દેસાઇએ જો પોતાના પ્રસ્તુત ચીત્ર સંગ્રહને 'સ્વાતંત્ર્ય સંગ્રામ' કે એવું જ બીજું કોઇ નામ આપ્યું હોત તો વધુ ઠીક થાત.

સંગ્રહના પુંઠા ઉપર જુના ઈતીહાસની કડીને વર્તમાનની સાથે સાંકળતી કડીને બદલે પ્રાચીનતાનો વર્તુળ જાણે ગોળાકારે ફરતો રહી વર્તમાનને આવરી લેતો હોય તેમ અશોકના યુગના સ્તંભના સ્થભને કેન્દ્રસ્થાને રાખી એક તરફ ભીખ્ખુ વેશે અશોક અને બીજી તરફ યાત્રી વેશે ગાંધીજી ઉન્નત પંથનો પ્રવાસ આરંભતા હોય તેમ બતાવ્યું છે.

ચીત્ર સંગ્રહમાં પ્રાર્થના, યુદ્ધપથ, વીરને વાદ્યા, પુનીત પ્રયાણ, નગર પ્રવેશ, કુચનાં સ્મરણો, ક વર્ગનો કેદી, હીજરત, અમર મૃત્યુ, બંધન મુક્ત, સત્યને પંથે અને ઝંડા ઉંચા રહે હમારા એટલાં ભાવવાહી ચીત્રો છે. આમાં જો લાઠી પ્રહાર અને જાગૃત સ્ત્રી શક્તીનાં ચીત્રો ઉમેરાયાં હોત તો ચીત્ર સંગ્રહ વધુ સંપુર્ણ બનત એવું અમને લાગે છે. એ બન્ને ચીત્રો વીના આ સંગ્રહ અધુરો લાગે છે. યુદ્ધપથ, કુચનાં સ્મરણો, નગર પ્રવેશ, હીજરત, ક, વર્ગનો કેદી, અને બંધન મુક્ત અમને પ્રાણવાન ચીત્રો લાગ્યાં છે. કુચના ગાંધીજીના પશ્ચાદ ભાગનું ચીત્ર તેની વાંસે રહેલું કલ્પનાનું બળ એ બન્ને સુરૂચીકર હોવા છતાં ચીત્રને અપાયલા નામ પ્રત્યે અમારો વાંધો છે કેમકે આવા પ્રયાસ ભવીષ્યમાં વહેમી મુર્તીપુજા દાખલ કરે છે.

ભાઈ કનુ દેસાઈને અમે ધન્યવાદ આપીએ છીએ, અને સાથે સાથે મીત્રભાવે એમને એક સુચના કરીએ છીએ કે, ગુજરાતના નીર્ધન શ્રમજીવીઓનાં અને તેવા જ કૃષી-કારોનાં જીવન એ ભાઈ પીંછી દ્વારા મુર્તી-મંત કરી ચીત્રકલાની ગુજરાતી દુનીઆમાં નવું પ્રકરણ ખોલવાનો પ્રયાસ કરે.

## સંગીત.

**ભારતીય સંગીતકલા:** કાવ્યો તથા સંગીતશાસ્ત્ર દર્શનાદીના લેખક: શ્રી: મહારાણીશંકર શર્મા; સંગીત લેખન ચીહ્ન યોજક: શ્રી: શ્રીધર લક્ષ્મણ જાંભેકર; પ્રકાશીકા શ્રીમતી ઈચ્છાદેવી મહારાણીશંકર શર્મા છે: -કન્યા ગુરૂકુલ આશ્રમ; ગણદેવી. કીંમત: ૩ રૂપીઆ.

અમારે આરંભમાં જ સ્વીકારી લેવું જોઈએ કે સંગીતશાસ્ત્રના સંબંધમાં અમે જરા પણ નીષ્ણાત નથી તેમ અમારી પાસે એ કલાના પાવરધા કોઈ સાથી નથી. એટલે સંગીતના સંબંધમાં એ શાસ્ત્રના નીષ્ણાત પુરૂષોનો જ મત-બાંધવા દેવો તે યોગ્ય માની, અમે પ્રસ્તુત પુસ્તકમાં જે ધ્યાન ખેંચવા યોગ્ય વસ્તુ છે તેની તરફ જ વાચકોને દોરીશું.

પ્રકાશીકા બહેને પોતાના નીવેદનમાં વાસ્તવીક રીતે જણાવ્યું છે તેમ, સંગીત અત્યારે જેમના હાથમાં જઈ પડયું છે તે નથી સમજતા એનો શાસ્ત્રીય મર્મ, કે નથી તેમની પાસે શીષ્ઠ સમાજમાં ગાવા લાયક ગીતો.

"મારે ઘેર આયા કરો—જોબનીઆં બીતા જાય." એવાં ગાયન કોઈ પણ બહેન ગાય તે કોઈને પસંદ ન જ પડે, એથી સંસ્કારી વર્ગમાં હજી સંગીતે જોઈએ તેટલો વીકાસ સાધ્યો નથી. રાગોનાં શુદ્ધ-ભાવનાનાં ભાવનાવાહી કાવ્યોની ખામી તેમાં મુખ્ય અડચણરૂપ છે. એ અડચણ પ્રસ્તુત પુસ્તકથી દુર કરવાનો પંડીતજીએ સરસ પ્રયાસ કર્યો છે.

સંગીતશાસ્ત્રમાં રસ લેનારાઓને માટે શ્રી મહારાણીશંકરજીનો 'સંગીતશાસ્ત્ર દર્શન' નામનો નીબંધ ઉપયોગી થઈ પડે તેવી રીતે લખાયો છે.

ઉપરાંત નોટેશનની માહીતી, સ્વરાભ્યાસ, રાગ રાગીણી, પરીવાર અને જુદા જુદા થાટના રાગો એ બધી સામગ્રી સંગીત-

શાસ્ત્રનો શાસ્ત્રીય અભ્યાસ કરનારાને માટે ઉપયોગી સાધન પુરાં પાડે છે.

કવીતાઓમાં ભજન અને સ્વદેશભક્તીને પ્રાધાન્યપણે લક્ષમાં લેવામાં આવ્યાં છે. એટલે સંગીતનાં અભ્યાસુઓને સારા ભાવવાળી કવીતાની ખાસ મદદ આ પુસ્તકમાંથી સાંપડી શકે છે. પં. મહારાણીશંકરજીને આ માટે ખાસ ધન્યવાદ ઘટે છે. તેમણે ગુજરાતી ભાષાની એક ખોટ પુરી પાડવા પ્રયાસ કર્યો છે અને તેથી સંગીતના વીકાસમાં તે મદદગાર થઇ શક્યા છે. ગુજરાતનાં સંગીતપ્રીય નરનારીઓને 'ભારતીય સંગીતકળા' ને અપનાવવા અમારી ભલામણ છે.

## સાહીત્ય

**યોગ: પર્સનલ હાઇજીન:** લેખક અને પ્રકાશક: શ્રી યોગેન્દ્ર, અમેરીકા અને હીંદમાં યોગની સંસ્થાઓના સ્થાપક. ઠે: પી. ઓ. બોક્ષ નં. ૪૮૧, મુંબાઇ.

યોગને નામે એવા અનેક પ્રયાસો થતા જોયા જાણ્યા છે. તેમ જ કહેવાતા યોગીઓની યોગ સાધનાના એવા અનેક ભવાડા સાંભળ્યા છે કે, 'નવયુગ' જેવા માસીકમાં યોગના નામના પુસ્તકનું અવલોકન આવેલું જોઇને કદાચ કોઇને આશ્ચર્ય થાય તો નવાઇ નહીં.

પરંતુ શ્રી યોગેન્દ્રનું 'પર્સનલ હાઇજીન' [શારીરીક સ્વાસ્થ્ય] નામનું જે અંગ્રેજી પુસ્તક અમારી પાસે આવ્યું છે, તે વાંચી જોયા પછી શારીરીક વીકાસને ચહાનારાં અને પોતાના સ્વાસ્થ્યને કંજુસના ધનની માફક સાચવી રાખવા ઇચ્છનારાં તમામ ભાઇ બહેનોને પ્રસ્તુત પુસ્તક વાંચી જોવાની અમારી ભલામણ છે.

બર્નાર મેકફેડનનાં શારીરીક સ્વાસ્થ્યને લગતાં પુસ્તકો વાંચનારા અને તેમનાં અનેક માસીકોનો નીયમ પુર્વક અભ્યાસ કરનારાઓને અમે કહીશું કે, શ્રી યોગેન્દ્રના પ્રસ્તુત પુસ્તકના વાચનથી તેમને કસરત અને શારીરીક વીશુદ્ધીના સંબંધમાં ઘણી જુની વાતો પણ નવે સ્વરૂપે જાણવા મળશે.

પ્રસ્તુત પુસ્તકનાં દશ પ્રકરણોમાં લેખક યોગીઓની દ્રષ્ટીએ શારીરીક સ્વાસ્થ્ય ને કેવું મહત્ત્વ મળતું તે તુલનાત્મક દ્રષ્ટીએ બુદ્ધીવાદીની રીતે લેખકે આરંભના પ્રકરણમાં વીશદ રીતે વર્ણવીને, યૌવનને કાયમ ટકાવવાની રીતો. દાંત, મ્હોં, જીભ, કાનની કાળજી, નાકની કાળજી, આંખની કાળજી, પાચક ઇંદ્રીયો પેટ આંતરડા, હૃદય વગેરેની કાળજી, શ્વાસોશ્વાસના અવયવોની કાળજી, જાતીય જ્ઞાન, મગજ અને જ્ઞાનતંતુઓની કાળજી, ચામડીની કાળજી અને સામાન્ય સ્વાસ્થના નીયમો એ તમામ વીષયોને આર્યોની અને અર્વાચીનોની માન્યતાઓનું તુલનાત્મક રીતે વીવેચન કરી સપ્રયોગ, સપ્રમાણ રીતે સ્વાસ્થ્યના નીયમો સુંદર રીતે બતાવ્યા છે.

કસરતની ક્રીયાઓને લગતાં ૩૧ ચીત્રો આપીને લેખકે છેલ્લામાં છેલ્લી ઢબની કસરતની રીતોને, યોગનાં આસનો સાથે સરખાવી બતાવ્યાં છે. અલબત્ત એમણે એ તમામ રીતોને યોગાસનો તરીકે ઓળખાવ્યાં છે, છતાં અમે અંગત અનુભવ ઉપરથી કહી શકીએ છીએ કે, એ આસનોમાં કલ્પેલી રીતો જ અત્યારના કસરતખાનામાં પ્રચલીત અને લોકપ્રીય છે.

પ્રાચીનતાના પ્રશંસક અમે નથી, પરંતુ કેવળ પ્રાચીન નામથી ભડકીને આ દેશના વતનીઓ કરેલા વીચારો અને સ્વાસ્થ્ય માટે શોધેલી કસરતની રીતોને માત્ર તે પ્રાચીન છે તેટલા માટે જ તેને ઉવેખવાના શોખીન અમે નથી. એટલે સમભાવ

અને સહીષ્ણુતાની નજરે જોતાં અમને પ્રસ્તુત પુસ્તકમાં વખોડી કાઢવો જેવું કંઇ લાગ્યું નથી.

અમેરીકાના એક ડોકટર ફ્રેક્ષ, જે હાલમાં હીંદમાંની અમેરીકન પ્રેસ્બીટેરીયન મીશન હોસ્પીટલના સર્જન ઇનચાર્જ પ્રસ્તુત પુસ્તકનો ઉપોદ્‌ઘાત લખ્યો છે, તે ભાઇ કહે છે કે:

"જો કે હું પશ્ચીમવાસી છું અને પશ્ચીમના વીજ્ઞાનનું શીક્ષણ મેં લીધું છે, છતાં મને આ પુસ્તક અત્યંત બોધક લાગ્યું છે."

અમે ડૉ. ફ્રેક્ષના એ વીચાર સાથે સર્વાંશે મળતા થઇએ છીએ.

શ્રી યોગેન્દ્ર પ્રસ્તુત પુસ્તક લખવા માટે જે ભારે ખંતપુર્વક અભ્યાસ કર્યો છે તે પુસ્તકને પાને પાને વાંચકને જણાઇ આવે છે. અમારે કહેવું જોઇએ કે ગુજરાતવાસી એક ભાઇએ, અભ્યાસ અને ખંતને પરીણામે જ પશ્ચીમના વાચક વર્ગને પોતાની તરફ આકર્ષ્યા છે અને તે વીના કારણ નથી એમ 'પર્સનલ હાઇજીન, વાંચ્યા પછી અમારી ખાત્રી થઇ છે.

**જવાહરલાલ નહેરૂના પત્રો:** અનુવાદક અને પ્રકાશક: શ્રી મોહનલાલ મોરારજી મહેતા, મળવાનું ઠેકાણું: ધી જનરલ બુક ડીપો, પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબાઇ નં. ૨. મુલ્ય: આઠ આના.

આ સંગ્રહમાં જવાહરલાલ નહેરૂના ૩૧ પત્રો છે. એક બહુશ્રુત પીતાએ પોતાની નાનકડી પુત્રી ઉપર લખેલા આ પત્રો ગુજરાતનાં અનેક ઉમ્મર લાયક નરનારીઓને વાંચવા જેવા છે. કેમકે તેમાંથી આપણામાંના અનેકને નવું જ—અને તે ઘણું ઘણું જાણવાનું મળે તેમ છે.

પંડીતજીના આ પત્રો એમની નાનકડી પુત્રી ઉપર લખાયા છે એ જાણીને એ કુટુંબની સંસ્કારીતાની ઘણાને ખાત્રી થશે. પરંતુ જવાહરલાલ એકલા રાજદ્વારી ક્ષેત્રમાં ઝુંકનારા પારંગત લડવૈયા જ નથી પણ કુશળ શીક્ષક પણ છે એની આપણને જાણ થાય છે, ત્યારે પરાધીનતાને લીધે અનેક બુદ્ધીમાન પુરૂષોને બીજાં રાષ્ટ્રીય અંગોનો વીકાસ કરવાની તક કેમ ગુમાવવી પડે છે તેનો વાચકને ખ્યાલ આવશે. એ ખ્યાલ અનેક લાગણીવાળા નૌજવાનોને દેશની પરાધીનતાની જંજીરો તોડવામાં ઉતાવળા અને આકરા બનાવે તે ઇચ્છવા જોગ છે.

**જવાહર નહેરૂ:** લેખક: નટવરલાલ માણેકલાલ દવે

**સ્વરાજ સેવકો:** પ્રયોજક: દશરથલાલ જગન્નાથ રાવળ

**વીરાંગનાઓની વીરહાક:** ત્રણે પુસ્તકના પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર. ઠે: દેવસાનો પાડો; અમદાવાદ. મુલ્ય: [અનુક્રમે] આઠ આના, ચાર આના અને અઢી આના.

પહેલા પુસ્તકના બે ભાગ છે. એક ભાગમાં જવાહરનો સારો અને સરસ પરીચય અને બીજા પરીશીષ્ટ વીભાગમાં એ આગ વર્ષાવતા નૌજવાનનાં દશ ભાષણોમાંથી અગત્યના સાર ભાગ અપાયા છે. પ્રત્યેક બાળકથી માંડીને યુવક યુવતીઓએ ખાસ કરીને આ પુસ્તક વાંચવા જેવું છે.

બીજામાં ગોપાળકૃષ્ણ ગોખલે, સરદાર વલ્લભભાઇ, સંત નીહાલસીંહ, વીજયસીંહ પથીક અને જવાહરલાલના આછા પરીચય અપાયા છે. અને ત્રીજામાં કસ્તુરબા, હંસાબહેન, કમળાદેવી ચટ્ટોપાધ્યાય અને સરલાદેવી અંબાલાલની ઓળખાણ અર્પાઇ છે. એ ઓળખાણો ચાર જુદાં જુદાં

બહેનોએ આપી છે. જાગૃત સ્ત્રી શકતીમાંની થોડીક બહેનોનો આથી વાચકોને પરીચય થાય છે.

**રાજ્ય આવક–વેરો અને આપણી દરીદ્રતા:** લેખક: જે. સી. કુમારાપ્પા, પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર, અમદાવાદ, મુલ્ય: પાંચ આના.

આ નાનકડા પુસ્તકના સંબંધમાં વીશેષ કંઇ નહીં કહેતાં અમે માત્ર એટલું જ કહીશું કે ગીતાની માફક સહુએ તેનો અભ્યાસ કરવો જોઇએ. બ્રીટીશતંત્રથી હીંદને થયેલી ભયાનક આર્થીક ખુવારીનું આછું પાતળું ચીત્ર આ પુસ્તકમાંથી વાંચકને જોવા મળશે. અર્થશાસ્ત્રને ક્લીષ્ટ વીષય માનવાની ભયંકર ભુલ કરીને, આપણે મુડીવાદી સામ્રાજ્યવાદીઓને આજ સુધી આર્થીક લુંટ ચલાવવા દીધી. હવે જાગૃત થઇ, રાજકારણમાંથી ધર્મભાવના દુર કરી, અર્થભાવના દાખલ કરવાની જરૂર છે. અમે તો કહીએ છીએ કે આવાં પુસ્તકોની ગરબાઓમાં અને બીજા પ્રસંગે લહાણી કરવી જોઇએ, પ્રાથમીક શાળાઓના ઉપલા વર્ગોમાં તેનો પાઠ્યપુસ્તક તરીકે પ્રવેશ કરાવવો જોઇએ, અને ઇનામ માટે પણ તે મંજુર કરાવવું જોઇએ. પ્રચારકોએ પ્રચારકાર્યમાં આવાં પુસ્તકોનો આશરો લઇ, આર્થીક બાબત ઉપર ખાસ ભાર મુકવો જોઇએ.

**ગોરા કે ગોઝારા?** મુળલેખક: જ્યોર્જ બર્નાર્ડ શૉ; પ્રકાશક ગાંડીવ સાહીત્ય મંદીર, ૧૮૦ કેળાંપીઠ, સુરત. મુલ્ય: બે આના.

ઇજીપ્તના દેન્શાવાઇમાં બ્રીટીશ સૈનીકોએ વર્તાવેલા જુલમના આ કરૂણ કીસ્સામાંથી, બ્રીટીશ સામ્રાજ્યવાદની કઠોરતા, ક્રુરતા, અસત્યતા અને પરાધીન પ્રજાના પ્રાણ સાથે સહેલાઇથી રમત રમતા સામાન્ય અંગ્રેજને બચાવવાની ખટપટ ઉપર આઇરીશ લેખક બર્નાર્ડે વીદ્યુત પ્રકાશ ફેંકયો છે. આ કથા નાનાં બાળકોને માબાપે ખોળામાં કહેવી જોઇએ, ઓરાંમાં આધેડ વયના પુરૂષોએ વાંચવી જોઇએ અને નૌજવાન સ્ત્રી પુરૂષોએ નીદાન એક વખત તો વાંચી જવી જોઇએ. ખાસ કરીને હજી આ દેશમાં જેઓ સામ્રાજ્યવાદના સંગીઓ હોય તેમને આવાં પુસ્તકો ભેટ મળવાં જોઇએ.

**વીપ્લવની વાતો:** પ્રકાશક: ગાંડીવ સાહીત્ય મંદીર. મુલ્ય: ત્રણ આના.

આ ત્રણે સચીત્ર વાર્તાઓ રોમાંચક છે. પરાધીનતાની શંખલાઓ તોડવા મથનારાઓનાં જીવનને સ્પર્શે છે વીપ્લવીઓના માર્ગની સાથે મળતા થતા નહોય તેમણે પણ વાંચવા જેવી છે.

**સત્યાનાશ, પહેલો કલાલ, જમનોદુત:** પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. મુલ્ય [અનુક્રમે] દોઢ આનો, એક આનો અને એક આનો.

ત્રણે [પહેલી ચક્રવર્તી રાજગોપાલચાર્યે લખેલી વાર્તા, બીજું લીઓ ટોલ્સ્ટોયે લખેલું નાટક, અને ત્રીજી શંકરદત્ત શાસ્ત્રીની લખેલી વાર્તા] પુસ્તકો દારૂનીષેધ માટે લખાયાં છે. પહેલું ને ત્રીજું સચીત્ર છે. ખાસ કરીને તે સામાન્ય વર્ગ જેમાં દારૂ પીનારાઓનું પ્રમાણ વીશેષ છે. તેવાઓમાં પ્રચાર કરવા માટે જ તૈયાર કરવામાં આવ્યાં છે. આવા સાહીત્યના પ્રચારની અત્યારે ખાસ જરૂર છે. સામાન્ય વર્ગના હાથમાંથી ગજરામારૂ અને સદેવંત સાવળીંગા છોડાવી આવાં પુસ્તકો મુકવાની આવશ્યકતા આપણા લેખકો અને પ્રકાશકો સમજે તો જનતાની મનોદશામાં પલટો કરવા માટે ઘણું કામ થઇ શકે તેમ છે.

# નવયુગનો નારી વિભાગ



તંત્રી :
કુમારી બચુબ્હેન લોટવાળા

# પ્રેમી યુગલ

૧

અહા ! પેલી ચંદા વીરહી હૃદયે મંદ ફરતી
પીયુના વીયોગે નયન મણીમૌક્તીક ઝરતી
મધુરાં પુષ્પોમાં ગતહૃદયને શાન્ત કરતી
અટારીએ ઉભી પ્રણયીવીણુ સુની મધુમતી !

૨

પ્રીયાને દેખીને અવની પરથી સાગર રૂડો
મીઠું ગાતો ગાતો પુલકીત સ્વરેથી ધુધવતો
ઉરે ચાંપી લેવા પ્રણયરસનું પાન કરવા
ધુમ્યો, નાચ્યો, કુદ્યો, ફરી ફરી વળી ઉન્મત્ત બન્યો.

૩

ન મુગ્ધા ચંદ્રીને પ્રીયતમ કદીયે ય મળશે
નીરાશાથી હા ! હા ! જળ જલધીનાં શાન્ત બનશે !
કદીયે એ મીઠાં પ્રણયી–પ્રણયીની નવ મળ્યાં
વહ્યા દીનો ને એ વીરહજ્વરમાં હા ! જળી ગયા !

૪

ન પ્રેમી પ્રેમગ્રન્થીથી બંધાયેલ છુટાં પડે;
વીયોગી રસજ્વાલામાં સદયે જલતા રહે.

જુનાગઢ : સૌ. મનોરમા ઘનશ્યામ વસાવડા



# સમાજવાદમાં સ્ત્રીઓનું સ્થાન

સમાજવાદ કોને કહે છે, એ સમજ્યા વીનાની કેટલીએ અવળચંડી વ્યક્તીઓ સમાજવાદ માટે ગમે તેવી વરવી કલ્પનાઓ પોતાના અજ્ઞાનને લીધે કરે છે, અને બીજાઓને તેથી ભડકાવવા મથે છે. તેવાઓને આ લેખમાંથી ઘણું નવું નવું અને સમાજવાદને ઓળખાવનારું જાણવા મળશે.

: લેખાંક :

ચોથો

: પ્રયોજક :

રમણીક વી. મહેતા

બી. એસ સી., એલ. એલ. બી.

"સમાજવાદી સમાજ વ્યભીચારનું કેન્દ્રસ્થાન બની રહેશે." એવી જાતની દલીલ કેટલાક અજ્ઞાન આદમીઓ રજુ કરે છે. તેઓ એ દલીલની પુષ્ટીમાં જણાવે છે કે સમાજવાદ નીર્બંધ પ્રેમને પોષે છે. પણ સમાજવાદ ઉપર આ જાતનો આક્ષેપ મુકનારાઓને "નીર્બંધ પ્રેમ" (Free love) નો તેઓ શું ભાવાર્થ કરે છે એવો સીધો સવાલ પુછવો જોઈએ. છેક જંગલી અવસ્થામાં માનવસમાજ જે છુટથી વ્યભીચાર આદરતો હતો તેવો જ વ્યભીચાર આવા નીર્બંધ પ્રેમનું પરીણામ આવશે એવી બીતી ધરાવનારાઓની બીતી અગર માન્યતા છેક અસ્થાને છે કારણ કે સામાજીક અવનતી અને જાતીય પતન તરફ દોરી જનાર કોઇ પણ જાતની સામાજીક ભાવનાને કે મનોદશાને સમાજવાદમાં સ્થાન રહેશે નહી. સમાજને સંસ્કૃતીની કક્ષાએ લઇ જવાનાં સ્વપ્નાં સેવતો સમાજવાદ કદાપી એવા જાતની ભાવનાને પોષે નહીં, પોષી શકે જ નહીં.

## નીર્બંધ પ્રેમ

પણ એ નીર્બંધ પ્રેમનો અર્થ કૃત્રીમ અને બીનજરૂરી બંધનોમાંથી મુક્તી, પસંદગી કરવાની વધારેમાં વધારે સ્વતંત્રતા તથા બીજા તરફની ઓછામાં ઓછી ડખલગીરી એવો કરવામાં આવે તો "નીર્બંધ પ્રેમ"ની તરફેણ કરવાનો સમાજવાદ ઉપર થતો આક્ષેપ અતી ખુશીથી સમાજવાદ સ્વીકારશે. પ્રેમને કદાપી બંધન

હોતાં જ નથી, અને રાખવામાં આવ્યાં હોય છે તો એ બંધનો તેણે શીથીલ કર્યાં જ હોય છે. રાજસંસ્થા કે ધર્મસંસ્થા તરફના ગમે તેવા કઠણ કાયદા હોવા છતાં, સમાજનો ગમે તેટલો સીતમ હોવા છતાં, ખરા પ્રેમીઓએ તો એ કઠણ કાયદા અને અસહ્ય સીતમને આનંદથી વધાવી લઇને "પ્રેમ" ઉપર બેસાડેલાં બાહ્ય બંધનોને તોડી નાખ્યાં છે. દેહનાં લગ્ન કરવાથી કાંઇ હૃદયનાં લગ્ન ઓછાં જ થાય છે? સામા પક્ષ તરફ ઉદ્‌ભવતા હાર્દીક પ્રેમને કાળા માથાનાં માનવીઓએ ઘડેલા કાયદા કાનુનો કદી સ્પર્શી શકયા નથી અને સ્પર્શી શકશે પણ નહીં. અને જો એ જ વસ્તુ સત્ય છે અને સમાજ સાચા હૃદયના પ્રેમને પોષવાનો પ્રયત્ન કરતો હોય તો પછી સમાજવાદ ઉપર, ઉપરનો આક્ષેપ સહેજ પણ ટકી શકતો નથી.

## પ્રેમ અને પસંદગીવાળાં લગ્નો

વર્તમાન સમાજમાં સાચા પ્રેમનું સ્થાન કયાં છે? સંસારનું ગાડું ગબડાવવામાં જાતીય સંબંધ (Sex relation) આર્થીક દ્રષ્ટીએ અનીવાર્ય થઇ પડયો છે અને તેથી ગમે તેમ લાકડે માંકડું વળગાડવાની મનોદશા સામુદાયીક થઇ પડી છે. ગમે તે પ્રકારે બે જાતી વચ્ચે દેહનાં લગ્ન કરી સંસારનું ગાડું ગબડતું કરાય છે. પછી એ ગાડું કયે રસ્તે ગબડશે તેની સમાજને પરવા કરવાની જ નહીં. દેહનાં લગ્નને પ્રધાન્ય અને પ્રેમ તેમ જ પસંદગીને ગૌણ માનવાની મનોદશા સામુદાયીક થઇ પડી છે. પણ આ મનોદશામાં મૌલીક પરીવર્તન આણવાની સમાજવાદી સમાજ જ હામ ભીડી શકશે. અનેક કારણોમાંનું એક છતાં સૌથી વધુ સબળ કારણ એ છે કે વર્તમાન સમાજની માફક સમાજવાદી સમાજમાં જાતીય સંબંધ પાછળ આર્થીક કારણ પ્રધાનપદે રહેશે નહીં. બન્ને જાતીઓ (પુરૂષ અને સ્ત્રી) એકમેકથી આર્થીક દ્રષ્ટીએ સ્વતંત્ર રહેવાથી, જાતીય સંબંધમાં આર્થીક કારણને સ્થાન જ રહેશે નહીં. પછી તો સ્વાભાવીક રીતે જ જાતીય સંબંધ "પ્રેમ અને પસંદગી" ઉપર બંધાશે.

## સુખની પ્રથમ શરત

માનવસમાજના સાચા સુખની પ્રથમ શરત જ સ્નેહ લગ્ન છે. અને તેથી અભાવ ઉપજાવે એવા હલકા જાતીય સંબંધને ઉત્તેજવાને બદલે સમાજવાદી સમાજ શુદ્ધ અને સાચા જાતીય સંબંધને ઉત્તેજશે અને મન અને તનથી વીશુદ્ધ તેમ જ તંદુરસ્ત જનસમાજ નીપજાવવાની પવીત્ર ફરજ દરેક યુવક અને યુવતીની હોવાથી મન અને તનની તંદુરસ્તીવાળાં જોડાં વચ્ચે જ જાતીય સંબંધ બંધાય તેની ખાસ કાળજી રાખશે અને એ બાબતનું જ્ઞાન જનતામાં ફેલાવશે. ફક્ત પ્રેમ ઉપર એક જ જાતનું બંધન મુકવામાં આવશે અને એ બંધન તો આજે પણ દુનીઆની વીચારશીલ વ્યક્તીઓ જનસમાજની ઉન્નતી અર્થે જાતીય સંબંધ ઉપર મુકવાની ભલામણ કરે છે. આ બંધન તે બાપદાદાના રોગો વારસામાં મળ્યા હોય તેવી વ્યક્તીઓ અને જેમનું માનસ જ ગુન્હાહીત હોય છે તેવી વ્યક્તીઓને પ્રજોત્પત્તી કરવાની અટકાયત.

## સમાજવાદમાં છુટાછેડા

પણ વાચક એમ પ્રશ્ન પુછે કે પરણેલાં જોડાં ઉપર કાયદાનાં કયાં બંધનો રહેશે? ધારો કે થોડા વર્ષના સહવાસ પછી કોઇ

પરીણીત દંપતીને એક અથવા બીજા કારણને લઇને એકબીજાનો સંબંધ તોડવાની ઇચ્છા થાય તો તેઓએ શું કરવું? આ સવાલોનો જવાબ સીધો અને સરળ જ છે. વર્તમાન સમાજમાં સેંકડો કમનસીબ કજોડાં જે કરે છે તેમ તેઓ કરશે. તેઓ જુદાં પડશે, છુટાછેડા કરશે અગર તે વખતે લગ્ન સંબંધના અંતને જે શબ્દથી ઓળખવામાં આવશે તે શબ્દને આચરણમાં મુકશે ફક્ત એક જ તફાવત રહેશે. વર્તમાન સમાજની માફક સમાજવાદ હેઠળ છુટાછેડા કરવામાં એક બીજા સામે ખરાબ આક્ષેપો અને કાદવ ઉરાડવાના પ્રયત્નો થશે નહીં. સમાજવાદી સમાજમાં છુટાછેડા જલ્દી અને ઘણી સરળ રીતે થઇ શકશે. ખરાબ અને દુષ્ટ વર્તનના આક્ષેપો મુકી, જાહેર જગ્યામાં એક બીજાને કારણો આપવા પુરતા વગોવી ઉંચા મન થવાનાં ખરાં કારણો રજુ નહી કરતાં આજે સમાજમાં જેવી રીતે છુટાછેડા લેવામાં આવે છે તેને બદલે સમાજવાદ હેઠળ એક બીજાની લાગણી દુભાવ્યા વગર શાંત રીતે બન્નેને લગ્ન સંબંધમાંથી છુટાં કરવામાં આવશે.

## સમાજવાદ સામેના આક્ષેપનો રદીઓ

પણ નીબંધનીય પ્રેમનું ભુત અહીંજ ખડું થાય છે. દલીલ થાય છે કે જો આવી જ રીતે સહેજ કહેતામાં જ લગ્નસંબંધનો અંત આવી જતો હોય તો પછી લગ્ન સંબંધનો અંત સામાન્ય થઇ પડશે. માણસ જાતીનો દુષ્ટ અને અંકુશ વગરનો સ્વભાવ આજે એક લગ્ન તોડીને કાલે બીજું કરશે અને એવી કફોડી સ્થીતી ઉપસ્થીત કરશે કે કોણ કોની બૈરી અને કોણ કોનાં સંતાન એ કહેવું જ અશક્ય થઇ પડશે. પ્રથમ દર્શનીક આ દલીલમાં વજુદ જણાય છે અને લગભગ સત્ય હોય એવો આભાસ થાય છે. પણ આપણે એ દલીલનો ગંભીરપણે વીચાર કરીએ. શું સંસ્કૃત જનસમાજનો સામાન્ય સ્વભાવ નીરંકુશ વ્યભીચાર પોષવાનો છે? જો કાયદાનાં બંધનો ન હોય તો જનસમુહ અથવા તેના મોટા ભાગનો સ્વભાવ તેની પ્રણય વસ્તુને નીરંતર બદલવાનો બનશે? આ સવાલોના જવાબ આપતાં **લીલીએન્થલ** સુચવે છે કે જો કોઇ વાચકને એ સવાલોના નકારાત્મક જવાબમાં સંદેહ પડતો હોય તો તેણે તેના ઓળખીતાઓમાંના કોઇ પ્રેમી યુગલને પુછવું કે "કદાચ તમારાં લગ્ન ઉપર કાયદાનાં બંધન ન હોત તો તમે કાલે છુટાછેડા કરીને નવા જીવન સાથી ખોળવાની તત્પરતા દાખવત." આવી જાતનો સવાલ પુછતાંને વાર જ તે પ્રેમીયુગલ કદાચ એ સવાલ હસવામાં કાઢી નાખશે અગર તો સવાલ પુછનાર ઉપર ગુસ્સે થઇ જશે પણ સાથે એટલું તો કહેવાનું ચુકશે નહીં કે "તેમના સંબંધમાં કાયદના પરીવર્તનથી કાંઇ પરીવર્તન થશે નહીં; તેમનો સંબંધ કાયદાથી નહીં પણ પ્રેમ, બીરાદરીની ભાવના વીગેરેથી જળવાય છે." જે દંપતી સ્નેહલગ્નની ગ્રંથીથી જોડાયાં હોય છે તેમના સંબંધમાં તો કાયદો હોય કે ન હોય પણ મોટે ભાગે તો તેમનો સહચાર અખુટ જ રહે છે. અને જ્યાં ફક્ત લાકડે માંકડું જ વળગાડ્યું હોય, દેહનાં લગ્ન હંમેશ હૈયામાં હોળી સળગાવતાં હોય ત્યાં તો સમાજને ખાતર અને એ કમનસીબ દંપતીને ખાતર પણ લગ્ન સંબંધ તોડી નાખવામાં આવે એ જ શ્રેયસ્કર છે.

## શીશુઓનું સ્વર્ગ

સમાજવાદ હેઠળની લગ્ન સંસ્થાની સમીક્ષા કરી હવે આપણે એ ભાવી સમાજ રચનામાં સ્ત્રીઓની માતા તરીકેની ફરજ અને જવાબદારી ઉપર થોડોક વીચાર કરીએ. સ્ત્રીઓના માતા તરીકેના સ્થાનના વીચાર સાથે જ આપણને તેમનાં સંતાનોનો પણ વીચાર આવે છે અને સ્વાભાવીક જ પ્રશ્ન એ ઉઠે છે કે "એ સમાજવાદી પ્રજાસત્તાક સંસ્થા બાળકો માટે શી વ્યવસ્થા કરશે? સ્વતંત્ર-પણે ગૃહની બહાર સમાજ ઉપયોગી માનવ મજુરીમાં યોગ્ય હીસ્સો આપતી એ નવ-યુગની લગ્નબંધનથી જોડાયલી નારી ગૃહના વ્યવસાય છોડી કોઇ મીલ કે કારખાનામાં, કોઇ સ્કુલ કે કોલેજમાં, કામ કરતી થશે ત્યારે તેમનાં કુમળાં બાળકોની તેઓ કેવી રીતે સંભાળ રાખી શકશે? કેટલીક વખત કેટલાક અર્ધદગ્ધ સમાજવાદીઓ જ્યારે જાહેર કરે છે કે સમાજનાં સંતાનોની સંભાળ રાજ્યસંસ્થા તરફથી લેવામાં આવશે ત્યારે આપણી દ્રષ્ટી સમક્ષ એકાએક કોઇ અનાથઆશ્રમનું દ્રસ્ય ખડું થાય છે, અને સમાજવાદ હેઠળ રાજ્યના અમલદારો માતાઓ પાસેથી તેમનાં બાલકો ઉઘરાવી લાવી આશ્રમની છાયા હેઠળ ભેગાં કરશે એ દેખાવ દ્રષ્ટીપટ ઉપર તરી આવે છે. આ કેવળ હાસ્યજનક અને મુર્ખાઇ ભરેલા વીચાર સાંભળી સમાજવાદથી અજ્ઞાન હોય તેવી માતાઓને સમાજવાદ તરફ સ્વભા-વીક જ ધીક્કારની લાગણી ઉદ્ભવે. સમાજનાં સંતાનોની રાજ્ય તરફથી સંભાળ લેવામાં આવશે એનો અર્થ એવો નથી કે સંતા-નોને તેમની માતાઓથી વીખુટાં પાડવામાં આવશે. પણ જેમ વર્તમાન સમાજમાં સુદ્ધાં કૌટુંબીક સંબંધને સ્હેજ પણ હરકત થયા વીના રાજ્યસંસ્થા તરફથી બાલકોની સંભાળ સ્કુલ, કીન્ડરગાર્ટન, રમત ગમતનાં સ્થળો વીગેરેથી લેવાય છે તેમ સમાજવાદ હેઠળ પણ એ દીશામાં સમાજનાં બાલકોની સંભાળ વધારે વીસ્તૃત પ્રમાણમાં લેવામાં આવશે. જો સમાજવાદનો કાંઇ અર્થ અગર હેતુ હોય તો તે ફક્ત આવતી કાલની પ્રજાના ઉત્કર્ષ માટેનો છે. અને તેથી સમાજવાદી શાશનતંત્ર શીશુંઓ માટેનું સ્વર્ગ બનશે એમ કહેવું અતીશ-યોક્તી ભરેલું નથી.

## સમાજવાદનાં બાલગૃહો

નીશાળમાં દાખલ થાય તે પહેલાંના વર્ષોમાં બાલકોનું માનસ કોઇપણ જાતના ખરાબ વાતાવરણથી કલુષીત ન થાય તે માટે બાલગૃહો બાંધવામાં આવશે જ્યાં શીક્ષીત નર્સો મારફતે બાલકોની માવજત કરવામાં આવશે. જો ગૃહ કરતાં પણ સારી માવજત આવાં બાલગૃહોમાં લેવામાં આવે તો દરેક માતા તેમનાં બાલકોને બાલગૃહોમાં મોકલવા આંચકો ખાશે નહીં. પણ કોઇ કહેશે કે આમ કરવાથી માતાઓને તેમનાં બાલકોથી વીખુટાં પાડવામાં આવશે; બાલકો સાથે રમવાનો આનંદ માતાઓ પાસેથી ખુંચવી લેવામાં આવશે. પણ આ શંકાનું નીવારણ કરતાં "લીલીએન્થલ" જણાવે છે કે જેમ પાંચ કે છ વર્ષનાં બાલકો માતા-ઓથી વીખુટાં પડી જાહેર નીશાળોમાં ચાર-થી પાંચ કલાક ગાળે છે તેવી જ રીતે આ નાનાં બાળકો ત્રણ ચાર કલાક જાહેર બાલ-ગૃહોમાં ગાળશે. આથી કરીને કોઇ પણ રીતે માતા અને બાલક વચ્ચેના નૈસર્ગીક સંબંધ કે અનુરાગમાં વીક્ષેપ પડશે નહીં. ઉલટું બાલગૃહોમાં વધારે કેળવાયલું બાલક

તેમના એ સંબંધને વધુ ગાઢો કરશે. બીજું કોઇ પણ જાતના ધંધા કે રોજગારમાં કામે ચઢેલી કામદાર સ્ત્રીના તેના નીયત કરેલા કામના કલાકો દરમ્યાન ટેનાં બાલકો આ બાલગૃહોમાં રમશે, કુદશે અને શીક્ષીત નર્સોના હસ્તે માવજત પામશે. આજના મુડીવાદી સમાજમાં કામદાર વર્ગની માતાઓને તેમનાં વ્હાલાં બાલકોથી રોજ નવથી દશ કલાક વીખુટાં રહેવું પડે છે અને તેમની ગેરહાજરીમાં તેમનાં બાલકો માટે કોઇ પણ જાતની સ્ટેટ તરફથી કે સમાજ તરફથી કાળજી રાખવામાં આવતી નથી.

## પ્રસવકાળના પ્રસંગે

માતા થવાના વખતે દરેક કામદાર સ્ત્રીને તેના નીયત કરેલા કામ ઉપરથી મુક્ત કરવામાં આવે છે. જો તે જે ધંધારોજગારમાં કામ કરતી હશે તે ધંધારોજગારનું કામ ભારે અને તંદુરસ્તીને નુકશાન પહોંચાડે એવું હશે તો તે ગર્ભવતી સ્ત્રીને પ્રસવ-કાળ પહેલાં ઓછામાં ઓછા ત્રણ માસથી મુક્તી મળશે. જો તેને નીયત કરેલું કામ હલકું હશે તો તેને પ્રસવકાળ પહેલાં થોડા દીવસો સુધી મરજી હશે તો કામ કરવા દેવામાં આવશે. પ્રસવકાળ પછીના ત્રણથી ચાર માસ, માતા થયેલી કામદાર સ્ત્રીને કામમાંથી મુક્તી મળશે પણ નોકરી ઉપરની તેની આ ગેરહાજરીને લઇને, આજના સમાજની માફક કામદાર કામીનીને તેના પોષણ માટે બીજા ઉપર આધાર રાખવો નહીં પડે. સમાજવાદી સમાજ, બાલક ઉત્પન્ન કરવાના અને એ બાલકને ઉછેરવાના કામને સૌથી વધુ મહત્વનું ગણે છે. અને તેથી પ્રસવકાળના પ્રસંગે માતાઓને "પેન્સન" આપવાની રીતથી આર્થીક પરતંત્રતામાંથી ઉગારી લે છે.

## સ્ત્રી સમાજનો ધ્રુવતારક

આમ ઉત્પાદન, વહેંચણી અને વહેનારનાં સાધનો ઉપર સમુહ માલીકી ધરાવતા એ સંસ્કૃત સમાજમાં સ્ત્રીસમાજ દરેક રીતે સ્વતંત્ર બનશે. તેમને નાગરીક તરીકેના સરખા હકો મળશે એટલું જ નહીં પણ તેમનું પત્ની અને માતા તરીકેનું સ્થાન વધુ ઉચ્ચ બનશે. અર્વાચીન સમાજમાં સ્ત્રીઓ પુરૂષો કરતાં ઓછી સ્વતંત્રતા ભોગવે છે, તેમની સામે રાજકીય અને સામાજીક સાથે આર્થીક અવરોધો ઉભા છે અને તેથી કરીને નવી સમાજ-રચનામાં પુરૂષો કરતાં સ્ત્રીઓને વધારે મેળવવાનું છે. સમાજવાદ સ્ત્રી સમાજની સર્વદીશ ઉન્નતીનો ધ્રુવતારક છે.



# રૂઢીનાં ગુલામો

[ નવલીકા ]

: લેખક

મૃણાલ મહેતા

"હવે તો હદ થઇ ગઇ છે. મારાથી એની આ રીતભાત સહન થઇ શકતી નથી."

"તમારાથી શું કોઇનાથી પણ તે સહન ન જ થઇ શકે. હું તો કહું છું કે તમે તો ઠીક છો કે આટલું સહન કરી લ્યો છો."

"બાઇ માણસોને તે વળી 'પાર્ટી'માં શું જવું?"

"અરે બહેન, એતો કહે એ 'પાર્ટી' વળી શું છે?"

ત્રીજા પ્રહરને શુમારે પોળમાંના એક મકાનની માંડવીમાં ત્રણ ચાર સ્ત્રીઓ એ પ્રમાણે વાતચીત કરી રહી હતી.

વાતનો આરંભ કરનારી બાઇ લગભગ ચાલીસ વર્ષની હશે. છતાં એની ગંભીરતા, વાત કરવાની ઢબ, વીશેષ ઠરેલ દેખાવાનો આગ્રહપુર્વકનો પ્રયત્નઃ એ બધાથી તે ભગભગ પીસ્તાલીસ– પચાસ ની લાગતી હતી.

બીજી બાઇ વીધવા હતી. એનું વય લગભગ પાંત્રીસ જેટલું હશે. વીધવા હોવાથી તે પતીના ત્રાસથીહેણુી સ્વતંત્ર હતી. એ સ્વતંત્રતાની સુરેખ છાપ તેના લગભગ હમેશાં ઢંકાયલા રહેવાથી ફીક્કાશ મારી ગયેલા ચહેરા ઉપર દેખાતી હતી.

ત્રીજી કાન્તા અઢાર વીસ વર્ષની યુવતી હતી. પહેલી બોલનારીની તે ભત્રીજી થતી હતી.

અને ચોથી વૃદ્ધ હતી. વૃદ્ધવસ્થાને લીધે તે જેમ સહુ કરતાં વીશેષ અનુભવી મનાતી, તે રીતે એ પોતાને બધાં કરતાં વધુ બુદ્ધીશાળી માનતી.

ખડકીમાં બેઠો બેઠો બીડી ફુંકતો પચાસેક વર્ષનો એક પુરૂષ એ વાત સાંભળી રહ્યો હતો. તેને સ્ત્રીઓની એ વાતોમાં રસ પડયો તેથી કે સ્ત્રીઓમાં ઓછી અક્કલ હોવાથી તેમને વાર્તાના વીષયની સર્વાંગી ચર્ચા કરતાં નહીં આવડે, એવી પુરૂષસુલભ માન્યતાથી, તે ઉઠયો અને માંડવી જઇને પેલી સ્ત્રીસભાનાં સભાસદોથી થોડેક છેટે, પડેલી એક નાની ઢોલણી ઉપર બેસતાં બોલતાં તે બોલ્યો :

"મંછા કાકી એ 'પાર્ટી' શું છે તે લ્યો હું જ તમને કહું."

"કહે દીકરા. ભાઇ જીવણુ હું તો હવે ઘરડી થઇ, મને આજકાલનાં આ છોકરાંની નવી નવી વાતોમાં ને નવાં નવાં નામમાં કશી સમજ પડતી નથી."

"પાર્ટી એટલે પુરૂષો અને બાયડીઓ સાથે મળીને ખાય, પીએ, ગાય, વાતો અને ગમ્મત કરે, લાજમર્યાદા મુકીને બાપદાદાની આબરૂ બોળે તે."

"અલી, મફતની વહુ?" મંછાકાકીએ પહેલી બોલનારીને ઉદ્દેશીને કહેવા માંડયું,

"તે આ તારો કીશોરીયો એની બાયડીને લઇને આવું-આવું કરવા જાય છે?"

"શું કરીએ મા" એટલું કહીને કીશોરની બા જીવકોરે નીસાસો નાખ્યો.

"શું કરીએ શું? સાસુ થઇ છે કે કોણ? એટલું એ નથી આવડતું?" કૃત્રીમ ક્રોધથી મંછાકાકીની મસાવાળી દાઢી ઉપર ઉગેલો એક લાંબો ધોળો વાળ ફરજતો હતો. એ વાળ ધ્રુજે ત્યારે મંછાકાકીના ક્રોધની આજે પરાકાષ્ઠા થશે, એવું પોળની નૌજવાન વહુઓ માની લેતી.

"જીવકોર ભાભુજ ઢીલાં છે ને?" વીધવા ગોદાવરી એ વાતને વીશેષ આમળો આપ્યો.

"મંછા કાકી, જ્યાં આપણો જ રૂપીઓ ખોટો હોય ત્યાં કોને કહેવા જઇએ? પેટનો છોકરો ઉઠીને બાયડીને ફટવે અને માની સામે થવાનું શીખવે ત્યારે મા તે શું કરી શકે?"

"એવા છોકરા હોય તેના કરતાં તો ન હોય તે સાડીસાતસેં વખત પોષાય." જીવણભાઇએ જીવકોરને પાનો ચઢાવવાનો પ્રયાસ કર્યો.

"તે શું તારો કીશોરીયો તારી સામે થાય છે?..."

"હા. મા..."

"અને તારે સાંભળતે એ એની બાયડી સાથે વાત કરે છે?"

"હજી વાત એટલે સુધી ગઇ નથી, પણ..."

"પણ થોડા દહાડામાં જશે એમજને?" જીવકોરનું વાક્ય મંછા કાકીએ જ ઉપાડીને પુરું કર્યું.

"મંછા મા, ભાઇની વાતો તો જુદી છે." કીશોરની બ્હેન કાંતા બોલી ઉઠી.

"જુદી શું?" જીવણભાઇ ખોંખારો ખાઇને બોલ્યા. "એ તો મફતલાલ ઢીલું કાંતે છે તેથી જ, મારા જેવો બાપ હોય તો એવા છોકરાને બે દહાડામાં સીધો દોર કરી નાખે."

"પણ અલી, છોકરો તો ગમે તેમ કહે ને કર, એની બાયડીથી એમ થાય?"

"માડી, હળાહળ કળીયુગ આવી ગયો છે. અમે તો પરણીને આવ્યાં તે પછી પાંચ-દશ વર્ષ સુધી તો ઘરમાં સાસુ સાસરો હોય તો વાત પણ કરી શકતાં નહીં. પણ આજકાલની આવેલીઓને શું છે? જાણે ગામમાં કોઇ જીવતું જ ન હોય તેમ ઉઘાડું મોઢું રાખીને...."

"હેંએએ! શું લાજ પણ નથી કાઢતી?"

"લાજ પણ નહીં, એના વરે લાજ કાઢવાની ના પાડી છે, કોઇ ઘરડાં બુઢ્ઢાં આવે તો તેમને પગે લાગવાનીએ..."

"શું? પગે લાગવાની પણ ના?"

"હા કાકી, એમાં અમારા કીશોરભાઇની આબરૂ જાય છે. એમનાં શીખેલાં ભણેલાં ભાઇબંધો અને ભાઇબંધાણીઓમાં એ ભાઇ વગર સુધરેલા, જુના વીચારના જણાય છે, શું કરું કે મફતલાલની જગાએ કીશોરનો બાપ હું નથી, નહીં તો મંછાકાકી, હું એને બે જ દહાડામાં સીધો દોર કરી નાખું."

"હાય, હાય, હાય, મા! આ તો તું જ વેઠી શકે. જીવકોર, આટલું દુઃખ બીજી કોઇ વેઠી ન શકે."

"મંછા મા, ચંપાભાભી એટલા ચાળા ન કરે તો કેમ ચાલે? કીશોરભાઇ એમનો પક્ષ લઇને કાકીની સાથે કજીયા કરવા આવે."

"વહુથી સાસુ, સસરાનું કામ ન થઇ શકે, એટલે હવે તો જુદાં રહ્યાં છે."

"આ શું કહો છો?"

"અને ભરી પોળમાં બે જણાં વાતો કરે છે તે બધાં સાંભળે છે. જરા જેટલીએ શરમ એમને નથી."

આટલે સુધી વાત આવતાં કીશોરની બાથી એ દુઃખનો ભાર સહન થયો નહીં, એટલે તેમણે રડવા માંડયું.

તેથી એ નાનકડી સભાની સહાનુભુતી જીવકોર તરફ ખુબ જ ખેંચાઇ; તેટલે જ અંશે ચંપાની સામે એમના મનમાં દુશ્મનાવટની લાગણી ઉગ્ર બની.

[ ૨ ]

તે દીવસનો સુર્ય આથમ્યો અને આસપાસનાં મંદીરોમાંથી સંધ્યાઆરતીના ઘંટારવ સંભળાવા લાગ્યા, તે વખતે મફતલાલના ઘરમાં ભારે કોલાહલ મચવાથી પોળનાં કેટલાંય માણસો એ તરફ દોડતાં જવા લાગ્યાં.

જીવકોર ત્યારે જમીન પર માથાં પછાડતી હતી અને વચ્ચે વચ્ચે પોતાના પેટ ઉપર ચીમટા ભરતી હતી. તેની આંખોમાંથી આંસુની ધારાઓ વહી રહી હતી, એની જીભ વીમાનની ગતીથી ચાલી રહી હતી.

તેની સામે કીશોર બેઠો હતો.

ત્રીજા પ્રહરે જે ચર્ચા મફતલાલની માંડવીમાં થઇ હતી તેનો એ ઝગડો હતો.

કીશોર બપોરે પોતાના મીત્રને ત્યાં એક નાનકડી 'પાર્ટી'માં ગયો હતો, પાર્ટીમાં ભાગ લેવા કીશોરની પત્ની ચંપા, કીશોરના એક સંસ્કારી મીત્રની પત્નીની સાથે ગઇ હતી.

ત્યાં સ્ત્રી પુરૂષોએ જુદા જુદા ખંડમાં બેસીને ચહા ભજીઆં લીધાં અને વાર્તાલાપ પછી બધાં જુદાં પડયાં. જીવણભાઇ કહેતા હતા તેવું એ પાર્ટીમાં કશું નહોતું.

પરંતુ કીશોરનો ગુન્હો એ હતો કે એની ન્યાતના માણસો જે મુર્દા જેવા રીવાજોને માત્ર રૂઢીચુસ્ત બનીને વળગી રહેતાં, તે રીવાજોની એ સ્હામે થતો. કેમકે તેના જેવા બુદ્ધીમાન જવાનને એવી અક્કલ વીનની રીતભાત માત્ર તે જુના જમાનાથી ચાલે છે તેથી જ માનવી એ પસંદ નહોતું. અને પોતાની પત્નીને તે એ માન્યતામાં સાથે રાખવા પ્રયત્ન કરતો.

કીશોરની પત્ની તેના પતીના મીત્રની પત્ની સાથે પોતાને ઘેર આવી, ત્યારે તેને કંઇ ખબર નહોતી કે તેને માટે ઘરગજૅનાનું રણાંગણ તૈયાર થઇ રહ્યું છે.

હજી તો તે ઘરમાં પગ મુકે તે પહેલાં જ જીવકોર પોકારી ઉઠી: "ખબરદાર મારા ઘરમા પગ મુકયો છે તો. અત્યાર સુધી બહાર રખડે અને પારકા ભાયડાઓ સાથે ઠાઠા–ઠીઠી કરે તેવી બાયડી આ ઘરમાં ન જોઇએ."

આ ધડાકો સાંભળીને ચંપાના તો હાંજા જ ગગડી ગયા.

નીત્યના અનુભવથી તેણે એટલું તો ધારી જ મુકયું હતું કે, બે ચાર દીવસ સુધી વળી ટંટો શરૂ રહેશે, પણ આમ બારણામાં પેસતાં જ તેની આવી દશા થશે એવી તેને કલ્પના પણ નહોતી.

કીશોરનાં મીત્રપત્ની સુરતનાં રહીશ, ન્યાતે નાગર અને અમલદારનાં પત્ની હતાં. તેમને જીવકોર જેવાં સાસુનો અનુભવ નહોતો, તેમ ચંપાની ન્યાતમાં કેવા કેવા સામાજીક જુલ્મો વહુ નામના પ્રાણી ઉપર ગુજરે છે તેની એમને કલ્પના પણ નહોતી.

એટલે એ ભલાં બાઇ, અજાણતાં જ ચંપાબહેનની વહારે ચડયાં. "ત્યાં કોઇ પુરૂષોની સાથે અમે તોફાન કરવા ગયાં નહોતાં. તમારી એ માન્યતા......"

"તમે તમારે ઘેર જાઓ," જીવકોર વચ્ચે જ તુટી પડી, "મારે ત્યાં બીજા કોઇનું ડહાપણ નહીં જોઇએ. બીજાઓની ન્યાતના રીવાજ જુદા હશે, અમારાથી એમ ન વર્તાય, સાતે પેઢીની આબરૂ જાય ને આટલેથી [ બે આંગળીઓ નાક પર મુકીને તે બોલતી હતી ] ઘસાઇને કપાઇ જાય. લોકોને ચાળે ચડી ચડીને જ આ શાં...... ફાટી છે તો."

પેલાં બાઇ તો બીચારાં આભાં જ બની ગયાં.

ચંપાએ એમને કરગરીને ઘેર જવાનું કર્યું, અને પોતાની ઉપર માઠું નહીં લગાડવા વીનંતી કરી.

તુરતજ એ બાઇ બીચારાં, એકાએક થયેલા આવા અપમાનથી ફીક્કાં બની ચાલ્યાં ગયાં.

તે પછી તો ચંપા ઉપર વાદળ ફાટ્યું:

"લાવ, લાવ, આવી તારી સગલીઓને મદદે લઇ આવ, રાં... વ્હાલા મોઇ, આવી ક્યાંથી આવી, હાય, હાય રે, આ રાંડ તો અમારૂં સત્યાનાશ વાળી નાંખશે."

"પણ તમે આમ શું કામ કરો છો?" ચંપા ગભરાતી, મુંઝાતી બોલી.

"એમ, હું ઢોંગ કરૂં છું? હા. હા, હું તો બાઇ ઢોંગ જ કરૂં તો, છોકરાની વહુ મને આવું નહીં કહે તો કોણ કહેશે?"

કહેતાં કહેતાં તો તેમણે પેટ ચુંટવા માંડ્યું, છાતી ઉપર હાથ પછાડવા માંડ્યા.

"આણે તો છોકરાને યે વશ કરી લીધો છે. જાણે પેટબળીએ શું કામણ કર્યાં છે, કે એના આવ્યા પછી મારો દીકરો યે હવે તો દુશ્મન થઇ પડ્યો છે...."

એ જ વખતે કીશોર આવ્યો.

ઘરમાં પગ મુકતાં જ આવો ભવાડો જોઇને એના દીલમાં હોળી પ્રકટી. એને ત્યાં આવો ભવાડો એ તો રોજનો બનાવ થઇ ગયો હતો.

તેને જોતાં જ ચંપા મેડે ચાલી ગઇ.

જીવકોરથી એ કેમ ખમાય?

"આ વરને જોયા કે ફાટી..."

"બા, શું છે? આ બધું શું માંડ્યું છે?"

"તમારા નામની ભવાઇ."

"ખરૂં છે. આના કરતાં તો તેં મને પરણાવ્યો જ ન હોત તો સારૂં."

"હા, હા, એ તો હું પણ કહું છું. મને ત્યારે શું ખબર કે આ રાંડ હૈયાબળી...."

"બા, આવી ગાળો શું કામ દે છે?"

"જોયું, જોયું, હાય હાય, છે કોઇ આને પુછનાર, બાયડીને આટલું યે ન બોલાય, અને એ રાણીસાહેબ માને ફાવે તે બોલે..."

અને ધડુમ ધડુમ કરતાં જીવકોર માથાં કુટવા માંડી, તે સાંભળીને કાંતા દોડી આવી. તે કાકીનો પક્ષ લઇ મોટે મોટેથી ચંપાને ગાળો દેવા લાગી.

અને એ બધો કોલાહલ સાંભળી પોળના લોક પણ ભેગા થઇ ગયા.

જે આવે તે કીશોરનો જ વાંક કાઢે, ચંપાના નામે ઠપકા આપે,

જીવણભાઇ આજે સહુથી વીશેષ ખીલ્યા:

"અલ્યા કીશોર હવે તો હદ થાય છે હોં."

"શાની કાકા?"

"શું અમને પણ તારી બાની માફક બનાવવા માગે છે, અમને બધાને તું મુરખ સમજે છે? બાયડીને લઇને આમ રઝળે છે શું? આપણે વળી પાર્ટી શી ને ફાર્ટી શી, જવું હોય તો તું એકલો જા, બાયડીને સાથે ને સાથે શાની ફેરવે છે? આપણી ન્યાતમાં કદી કોઇએ એવું કર્યું છે?"

"ના, આપણી ન્યાત બીજાઓની બાયડી સાથે ફરે તેનો વાંક નથી કાઢતી, કાકા, તમે બધા મને શું સમજાવવા આવ્યા છો? છોકરાઓને ભણાવો, સ્વતંત્ર થવાના વીચારનાં બી એના માથામાં રોપો અને પછી બસો ત્રણસો વર્ષ પાછળના યુગમાં જીવવાની ફરજ પાડો એ કેમ બને?"

"ખરૂં છે, તમારાથી કેમ બને? ભાઇ તો હવે સાહેબ બની ગયા. બાપદાદા તમારે હીસાબે ત્યારે તો મુર્ખા હશે નહીં? એમણે તમારાં મડમ સાહેબ જેવી..."

"ખબરદાર, કાકા!" પત્નીનું અપમાન થતું જોઇ કીશોરની આંખ ફાટી. "તમે મારે માટે અત્યાર સુધી ગમે તેમ બોલ્યા તો પણ હું બોલ્યો નથી, પણ એનું અપમાન નહીં સાંખી શકું..."

"જોયું આ, જોયું, જુવો જુવો, એ પોળનાં લોકો!" જીવકોરે તો ઢોંગ ચાલુ રાખ્યા.

જુના વીચારના અનેક માણસોએ કીશોર ઉપરજ વાકબાણનો મારો ચલાવવો શરૂ રાખ્યો, ચંપાને નહીં ઓળખનારી સ્ત્રીઓએ પણ તેને માટે મન ફાવે તેવાં વચનો કાઢવા માંડયાં.

કીશોર કંટાળીને છેવટે ઉપરના ખંડમાં ચાલી ગયો, ત્યાં બીચારી ચંપા ક્રુસ્કે ને ક્રુસ્કે રડી રહી હતી.

કીશોરનું માથું એ જોઇને ફર્યું. તેણે જુવાન પત્નીને જેમ તેમ છાની રાખી, અને કંઇક વીચાર કરી, માથે ટોપી મુકી, ચંપાને લઇને મીત્રને ત્યાં ચાલી ગયો. પીતાના વારસાની લાલચે આ જીવતા નર્કની યાતના અને અક્કલ વીનાનાં રૂઢીગુલામોની મુર્ખતા વેઠી લેવા કરતાં, જુદા રહી સ્વતંત્ર જીવન ગાળવાનો તેણે નીશ્ચય કરી લીધો.

[૩]

તેને બીજે દીવસે મંછા કાકીની શેરીમાં એકઠાં થયેલાં સ્ત્રી પુરૂષો વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થતો સંભળાયો હતો :

"તમે સાંભળ્યું કે?"

"શું?"

"પેલા મફતીઆનો કીશોરીઓ નાશી ગયો તે?"

"હા, પણ તમે બીજું જાણ્યું?"

"એ શું?"

"એ કીશોરીઆની બૈરીએ ગળે ફાંસો ખાવાનો પ્રયત્ન કર્યો, પણ કોઇ જોઇ ગયું એટલે દોરડું કાપી નાખ્યું. અને બીજે જ દીવસે મફત એને તેના બાપાને ઘેર મુકી આવ્યો."

"કહે છે કે ગામમાં એક ઠેકાણે બધાં ભેગાં થઇને નાચે છે."

"અને તેમાં પુરૂષો પણ ભાગ લે છે."

"આપણને બા, બરાબર ખબર તો નથી, પણ કહે છે કે પેલા રતનલાલ દાક્તરને ઘેર બધાં એમ નાચતાં હતાં, તે વખતે, કોઇ માંદું હોવાથી ચંપક ચાડીઓ એને બોલાવવા તેને ઘેર ગયેલો એ વખતે તેમના શરીર ઉપર કંઇ કપડાંએ નહોતાં......"

"કીશોરની બાયડીએ તો છેક જ માથે છેડો નાખ્યો છે, સાસુને ઘરમાં રહેવાનો અને ખાવાનો શું હક છે એવું હવે તો એ કહે છે. મને તો બા, શું ખબર પણ હું તો કાલે જીવકોરને ઘેર જઇ ચડેલી: ત્યારે બધા ભવાડા સાંભળ્યા, બીચારી પેટ ને માથાં કુટે છે. કહે છે એના છોકરાની વહુ લોકોને ઘેર પારટી કરે છે!"

"અરે, એ તો બહાર દેખાય છે તેટલી એવડી ભોંયમાં છે. મારી બાની માશી સાસુની નણંદનું ગામ તે એનું પીયર છે. એની તો કંઇ કંઇ વાતો હું જાણું છું."

"કહે છે કે એણે કીશોરીઆને કંઇ ખવરાવ્યું છે."

"કહે છે શું, મરા અમથાના કાકાએ એને એક દહાડો પેલા જૈન જતીને ત્યાંથી નીકળતી જોઇ હતી."

"હાય, હાય, મા, આજકાલની રાં...તો નહીં કરે તે ઓછું!"

"આના કરતાં તો છોકરા કુંવારા રાખવા તે સારા."

"હા, મા, હા, કંઇ કુંવારાની બાજરી નહીં ભાવે?"

[૪]

કીશોર તે રાત્રે ચંપાને લઇને પોતાના મીત્રને ત્યાં રહ્યો, અને બીજે દીવસે જ ગામમાં જુદું મકાન ભાડે લઇ રહેવા લાગ્યો.

લોકો કહે છે એણે ગોજારી ન્યાતનો સંબંધ છોડી દીધો છે, અને પેલાં રૂઢીનાં ગુલામોથી તેણે કાયમનો અસહકાર કર્યો છે.

# બળવાન બનો

::લેખિકા::

## કુમારી મધુમતી શુક્લ

સ્ત્રી શક્તી જાગૃત થઇ છે, રણ-ચંડીકાએ સાચું સ્વરૂપ પ્રકટાવ્યું છે, જગદંબાઓ રણે ચડી છે: એવાં એવાં પ્રેરણાનાં કંઇ કંઇ વચનો સત્યાગ્રહના જંગમાં કેસરીઆ સંડીવાળી દેશસેવીકાઓએ ઝુકાવ્યું ત્યારે ચારે તરફથી પુરૂષો ઉચ્ચારી રહ્યા હતા. વર્તમાનપત્રોની કટારો એ જ વાતો ભાખતી હતી. વક્તાઓ એજ વાણી ઉચ્ચારતા હતા.

હવે તહકુબી અથવા યુદ્ધવીરામ થયો છે. સક્રીય જંગ હવે બંધ પડયો છે. મોટાં મોટાં સરઘસો, નીત્ય નીત્ય જાહેર ઝંડા-વંદનો, પારાવાર પ્રભાતફેરીઓ વગેરે વાનાં હાલ બંધ છે; એટલે એ બધી ક્રીયાઓ ઉપર મનાઇ ફરમાવનારા સરકારના આપખુદ હુકમો સામે ચડાઇ લઇ જઇ, લાઠીઓના વીરોધોનો અવરોધવાનો વખત હમણાં નથી.

અને ત્યારે સ્ત્રી શક્તીને પડકાર આપનારાં કે પ્રેરણા પાનારાં મુખની વાણી સંભળાતી બંધ પડી ગઇ છે. અત્યારે તો જુદી જ વાતો કાને પડે છે.

અમુક ગામમાં એક ઘરડો માણસ ૪૦ વરસની પત્ની હયાત છતાં, પુત્રને ઘેર પારણાં ઝુલતાં હોવા છતાં ઘરમાં જુવાન વીધવા બહેન ફરજીયાત વૈધવ્ય માટે આંસુંડાં સારતી બેસી રહેલી હોવા છતાં પણ ૧૪ વર્ષની નવી વહુ વસાવવા તૈયાર થયો! અનેક નૌજવાનો તેની સામે થયા છતાં તેણે તેમનો તીરસ્કાર કર્યો. અને લગ્ન કરી આવ્યો.

અમુક ગામમાં એક યુવતી લગ્નની સામે થવા છતાં એનાં માતાપીતાએ બળજબરીથી તેને નાપસંદ વર સાથે પરણાવી દીધી.

અમુક ગામમાં એક બાઇ એકલી જતી હતી તેને કેટલાક ગુંડાઓએ સતાવી, તો કોઇ ગામમાં ભાડુતીગાડીવાળાએ અંદર બેઠેલી બાઇને અવળે રસ્તે ગાડી લઇ જઇને ફસાવી.

[૨]

આમ બન્ને સામસામે જતી ઘટનાઓની હકીકતનો વીચાર કરતાં છેલ્લી લડાઇ વખતે બ્રીટીશ મુત્સદીઓએ હીંદીઓને લલચાવવા જે ઠગારી વાણીના ધોધ વહેવડાવવા માંડયા હતા, અને યુદ્ધ અટકતાં હીંદને કાળા કાયદાથી નવાજ્યો હતો, તેનું સહજે સ્મરણ થઇ જાય છે.

બન્ને પ્રસંગ જુદા જુદા હોવા છતાં પરીણામ વીચારતાં તેમની વચ્ચે પારાવાર સામ્ય દેખાય છે. તે એ કે, જેમ કાળા કાયદાની ભેટ પછી હીંદીઓએ વીશેષ સંધબળ સાધીને અન્યાયી કાનુનોને તોડવાની હીંમત બનાવી, તેમજ અત્યારે જો સ્ત્રી વર્ગે પોતાને સારૂ ન્યાય મેળવવો હોય,

પોતાના સ્વાભાવીક હક-અધીકાર પ્રાપ્ત કરવા હોય તો, તેમણે પણ સંઘશક્તી ખીલવીને બળવાન બનવાની ખાસ જરૂર છે.

આજ સુધી પુરૂષ સમાજે આપણા વ્યક્તીત્વને દાબી દઇને, આપણે અબળા, બુદ્ધીવીનાનાં, પુરૂષની મદદ વીના સ્વરક્ષણ પણ કરી ન શકીએ તેવાં નીર્બલ, ભીરૂ છીએ એ જ વીચારો આપણાં માથાંમાં ભર્યા છે, તેને લીધે જ આપણે ગુંડાઓના હાથમાં ફસીને છુટી શકતાં નથી, એવી આપત્તીને સમયે એ દુષ્ટોનાં ડાચાં રંગી નાખવા જેટલી સમયસુચકતા અને તાકાત આપણામાં જણાતી નથી, આપણે તે વખતે ભયભીત બની ગભરાઇ જઇને અત્યાચારનાં ભોગ થઇ પડીએ છીએ,

તે જ રીતે આપણી અનીચ્છા છતાં એકાદ ધરડો બુઢ્ઢો કે નફ્ફટ નૌજવાન આપણી સાથે પરણવા ફુટી નીકળે છે. જો આપણે એવા દુષ્ટો—જે ખરી રીતે 'વરરાજા' ના સ્વાંગ સજી નીકળેલા ગુંડાઓ જ છે—ને ચોરી વચ્ચે જ ચાર લાતો ફટકાવીને લગ્ન નહીં કરવાની દઢ પ્રતીજ્ઞા સીદ્ધ કરવાનો આપણે નીશ્ચય કરીએ, તો જાણી જોઇને સ્ત્રી જાતીને અન્યાય કરવા તત્પર બનેલા એ પીશાચી શ્વાનવૃત્તીના કામાંધોનો જથ્થો સમાજમાંથી આપોઆપ અદ્રશ્ય થઇ જાય.

આજ સુધી આપણે આ દષ્ટીએ આપણા સંગીન હીતનો સાથે મળીને વીચાર જ કર્યો નથી. દેશની લડતમાં આપણે ભાગ લીધો તે બરાબર કર્યું છે, પરંતુ જેટલી હીંમત, દઢતા અને બહાદુરીથી આપણે પોલીસની લાઠીઓની સામે અને નોકરશાહીના અન્યાયી મનાઇ હુકમોની સામે થયાં, તેટલી જ બહાદુરી હવે આપણે ગુંડાઓની ગુંડાગીરી સામે તેમજ સમાજ સીતમના અન્યાયી હુકમોની સામે બતાવવી જોઇએ.

તે માટે ઠામઠામ આપણે આત્મરક્ષણની મંડળીઓ ઉભી કરવી જોઇએ, અને સંકટ સમયે ગભરાઇ ન જતાં આપણે આપણો બચાવ જાતે કરી શકીએ તે માટે જોઇતી તાલીમ મેળવી લેવી જોઇએ. સત્યાગ્રહની લડત હાલમાં તહકુબ રહી છે, અને નજીકના ભવીષ્યમાં તેમાં સક્રીય રીતે ઝાઝો ભાગ લેવાનો નથી, એટલે આપણે આપણું આંતરીક બળ ખીલવવામાં, સમાજ સીતમો ઓછા થાય, કાયદાની નજરે આપણને થતા અન્યાયો અટકે અને હીંદુસ્થાનનાં નાગરીકો તરીકે આપણા સંપુર્ણ વ્યક્તીત્વનો પુરેપુરો સ્વીકાર થાય, તે માટે આપણે વ્યવસ્થીત ચળવળ સંગીન ધોરણે શરૂ કરી, સ્ત્રી સમાજ સાચો શક્તીવાન બને તે માટે કરવાં જોઇતાં તમામ રચનાત્મક કાર્યો કરવામાં બધી શક્તી ખર્ચવા કટીબદ્ધ થવું જોઇએ.

# વડોદરા રાજ્યમાં છુટાછેડાનો કાયદો

વડોદરા રાજ્યમાં હીંદુ કોમને લાગુ પડતો છુટાછેડાનો કાયદો જુન મહીનામાં પસાર થયો છે. ધારાસભામાંથી એ કાયદો હજુરમાં જતાં જો કોઇ પત્ની પતીસંગમ કાયમ રાખી ફક્ત જુદા રહેવા માટે ઘર માગતી હોય તો તેવો પણ હક્ક પત્નીને આપવા હજુરે ફરમાવ્યાથી તે પ્રમાણે કાયદામાં કલમ ૨૪ થી સગવડ રાખી છે. હીંદુમાં જઇન, બૌધ અને શીખનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. જે કોમમાં ન્યાત રીવાજથી છુટાછેડા થાય છે તે ન્યાયાધીશીમાં નોંધાવવાની ફરજ રાખવામાં આવી છે. અને જે લોકોમાં તેવો રીવાજ નથી તેમને છુટાછેડા ફક્ત કોર્ટ મારફતે જ મળી શકે તેવું કર્યું છે.

એક પત્ની હયાત છતાં બીજું લગ્ન કરવાના કારણસર પ્રથમની પત્ની પોતાના ધણીથી છુટાછેડા મ ગે એવી ધારાસભાની ભલામણ શ્રીમંતે નામંજુર કરી છે. પણ ધણી અગર ધણીઆણીનો સાત વર્ષ સુધી પત્તો ન હોય, સાધુ કે સન્યાસી થયો હોય અગર ખ્રીસ્તી, મુસલમાન અગર બીજો કોઇ ધર્મ સ્વીકાર્યો હોય અગર નીર્દયતાથી વર્તતા હોય, પતીપત્ની તરીકે રહેવા શરૂઆત કર્યા પછી ત્રણ વર્ષ ઉપરાંતથી વ્યાજબી કારણ વગર ત્યાગ કર્યો હોય અગર માદક પદાર્થોના સેવનથી ત્રણ વર્ષ ઉપરાંત ઉન્મત થવાથી ધણીધણીઆણી તરીકેની જવાબદારી બજાવી શકતા ન હોય અગર વ્યભીચાર કરે તો છુટાછેડા મળી શકે છે. જો ધણી લગ્ન વખતે અને દાવા વખતે નપુશક હોય અગર સૃષ્ટીક્રમ વીરૂદ્ધનો ગુનો કર્યો હોય તો પણ ધણીઆણીનો દાવો ચાલી શકે છે. જો ધણીયાણી લગ્ન વખતે પતી શીવાય બીજા કોઇ પુરૂષથી સગર્ભા થઇ હોય તે વાતની ધણીને કે તેના વાલીને ખબર ન હોય અગર ધણીયાણી એક ધણીની હયાતીમાં બીજા સાથે લગ્ન કરે તો તે કારણથી પણ છુટાછેડા ધણીને મળી શકે.

આ કાયદા મુજબ વ્યભીચારનો અર્થ એવો છે કે કોઇ ધણી અગર ધણીઆણી અનુક્રમે પોતાના લગ્નના ધણીઆણી અગર ધણી શીવાય અન્ય સાથે સંભોગ કરે એવો થાય છે પછી તે અન્ય સ્ત્રી કે પુરૂષ વીધવા હોય કે વીધુર હોય કુમારી હોય કે કુમાર હોય. વડોદરારાજ્યના ફોજદારી કાયદા મુજબ વીધવા સાથે અગર કુંમારી સાથે તેની ખુશીથી સંભોગ કરવો એ વ્યભીચાર ગણાતો નથી.

ધણી ધણીઆણી પઇકી લગ્ન વખતે કોઇ એક રક્તપીત્ત અગર એવા બીજા કોઇ કંટાળાભરેલા રોગથી પીડાતું હોય અગર સમુળગું બ્હેરૂં, મુગું, આંધળું, દીવાનું, મુર્ખ, (અબુદ્ધ) અથવા ધર્માંત્તર થયેલું હોય અને તે વાત જાણી જોઇને સામા પક્ષને જાણવા દીધી ન હોય તેમ જાણ્યા પછી સામા પક્ષે અનુમતી આપી ન હોય અગર બાળલગ્ન પ્રતીબંધ નીબંધ મુજબ જે પ્રસંગે લગ્ન નીરર્થક થતું હોય અથવા નજીકનું સગપણ સગોત્ર અથવા ભીન્ન વર્ણતા વીગેરે કારણથી નીરર્થક થતું હોય અગર લગ્નમાં કપટ અગર જબરજસ્તી થઇ હોય તો લગ્ન રદ ઠરાવી શકાશે જો કોઇ પુરૂષ પોતાની એક પત્ની જીવતી છતાં તથા તે લગ્ન કાયમ છતાં બીજી

સ્ત્રીને તે બાબત જાણવા ન દે અને લગ્ન કરે તો તે કપટ ગણાશે. તેમ જ કોઇ પતિ જીવતો છતાં તથા લગ્ન કાયમ છતાં પત્નીએ બીજા પુરૂષ સાથે લગ્ન કર્યું હોય તો એવું લગ્ન પણ નીરર્થક ઠરાવી શકાશે.

સદરહું કાયદા મુજબ છુટાછેડાને બદલે ધણી ધણીઆણી એકબીજાથી રહેઠાણ તથા બીછાનાથી જુદા રહેવાનું હુકમનામું મેળવી શકાશે. કોઇ પત્ની તેને બદલે બીછાનાથી જુદી ન થતાં ફક્ત જુદાં રહેઠાણની પણ માગણી કરી શકે છે. આવા હુકમનામાં થયા પછી જો ધણી ધણીયાણી ફરી સહવાસ ચાલુ કરે તો તે કારણથી એ હુકમનામું રદ કરવા બંને મળીને અરજી કરવાનું ઠેરાવ્યું છે.

લગ્નના હક્ક અમલમાં લાવવાનો દાવો જો ધણી અગર ધણીઆણી સોળ વર્ષની અંદરના હોય તો ચાલી શકશે નહી.

આ કાયદા મુજબ પત્ની સાથે વ્યભીચાર કરનાર પુરૂષ જો પ્રતીવાદીમાં હોય તો તેની પાસેથી ન્યાયાધીશી નુકશાની અપાવી શકે છે.

અન્ન વસ્ત્ર સંબંધી ઠરાવ પણ આ જ કાયદામાં રાખવામાં આવ્યો છે. તેમ જ છુટા છેડા અગર ન્યાય વીધાનના પ્રસંગે મીલકતની વ્યવસ્થાનાં ધોરણ બતાવ્યા છે. તેમ જ છોકરાંની સંભાળ માટે પણ ઠરાવો છે.

# ક્રૂર સમાજમાં કચડાતી વિધવાઓ

: લેખિકા :
શ્રી. ઇન્દુમતિ શેઠ

**વિધવાઓને છુંદી મારનારા રૂઢીચુસ્તો વિધવા હૃદયની કારમી ચીસો સાંભળીને હજી જાગૃત થશે ખરા?**

**અમદાવાદના** વતની દશાનાગર વણીક શ્રી ચંદુલાલ અમૃતલાલ મહેતાની લગભગ ૨૦ વર્ષની વીધવા પુત્રી શ્રી. ઇન્દુમતીને ૧૪ વર્ષની વયે પરણાવવામાં આવી હતી. એની એ પરીણીત જીંદગી માત્ર અઢાર માસ જ ટકી; પછી તે બહેન વીધવા થયાં. પોતે પ્રગતીક વીચારનાં હતાં. એટલે પુનર્લગ્ન કરવાના વીચાર પોતાના પીતાને અનેક વખત જણાવ્યા હતા; પરંતુ હીંદુ સમાજની ક્રૂર રૂઢીબંધનોમાં સપડાયલો કોઇ પીતા, સમાજની વર્તમાન દશામાં પોતાની યુવાન વીધવા પુત્રીને સ્વહસ્તે પુનર્લગ્ન કરાવવા તૈયાર થાય એ તો કેમ જ બને? છેવટે એ બહેને પોતાની મેળે જ સાહસ ખેડયું, અને અમદાવાદના જ એક નેમીકુમાર શેઠ નામના જૈન યુવક સાથે, ગુજરાત સંસારસુધારા સમાજના આશ્રય નીચે લેડી વીદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપણા નીચે ગયા જુન મહીનાના પાછલા પખવાડીઆમાં પુનર્લગ્ન કર્યું. શ્રી. નેમીકુમાર ટ્રીચીનોપોલીમાં એક અમદાવાદી ઝવેરીની પેઢીમાં કામ કરતા હોઇ, લગ્ન પછી તુરત જ એ નવદંપતી ટ્રીચીનાપોલી જવા ઉપડી ગયાં હતાં.

જતાં જતાં બ્હેન ઇંદુમતીએ મુંબાઇથી પોતાના પીતા ઉપર એક પત્ર લખ્યો છે; તે પત્રમાં હીંદુ વીધવાઓના હૃદયમાંથી નીકળતો કરૂણ આર્તનાદ સંભળાય છે. યુવાન વીધવા પુત્રીઓનાં માતા પીતા જો ખુલ્લા હૃદયે એ પત્ર વાંચે તો તેથી જરૂર તેમનાં દીલ–જો તે સહૃદયી હોય તો–પીગળ્યા વીના ન રહે તેમ હોવાથી, બ્હેન ઇંદુમતીનો પત્ર આ માસીકનાં વાંચકો, સમક્ષ રજુ કરીએ છીએ.

તે પત્ર આ રહ્યો :

પુજ્ય પીતાશ્રી, માતુશ્રી તથા મ્હારા બાંધવો.

સર્વંપ્રતી ઘણા જ આદરપુર્વક પ્રણામ. મેં સાહસ કર્યું છે, ત્હેના સમાચાર આપને મળી ગયા હશે જ. મેં કેમ સાહસ કર્યું અને તે બાબત ત્હમારા ધ્યાન ઉપર કેમ ન આણી તે બદલ ખુલાસો કરવાની જરૂર રહેતી નથી. કારણકે આપણી જ્ઞાતીઓની અને વ્યવહારની દુઃખદ સ્થીતી એવી છે કે હજુ અબળાઓની અને દુઃખી બ્હેન–દીકરીઓની દુઃખદ સ્થીતી તરફ મા બાપોએ વીચાર કર્યો નથી અગર કરી શકે એવી સ્થીતી નથી. પુજ્ય પીતાશ્રી! મ્હને એમ લાગે છે આ મારૂં કાર્ય તમને કદાચ નહી રૂચે અને એમ પણ લાગશે કે આવી સમજુ છોકરીએ માબાપને અને ઉચ્ચ જ્ઞાતીને ન શોભે, કુળમાં કલંક લાગે એવું કાર્ય

કર્યું. પીતાશ્રી! મેં ઘણા દીવસ વીચાર કર્યાં. ઘણી રાત્રીઓ ઉંઘ વીનાની કહાડી. અને ખરેખર કેટલાક વખતથી ખાવા પીવા ઉપરથી પણ રૂચી ઉડી ગઇ. કારણું ત્હેનું શોધવું પડે તેવું નથી. ત્હમે મને પુરા લાડથી ઉછેરી અને વૈધવ્ય સ્થીતીમાં આવી પડયા પછી મારા માટે ત્હમને ઘણું લાગી પણ આવ્યું.

તે બધુંય ખરૂં પણ એક જ વાત હૃદયમાં સલ્યા કરતી કે મ્હારે જીંદગી કેવી રીતે પુરી કરવી? પુજ્ય પીતાશ્રી! પક્ષી એક પાંખે ઉડી શકે ખરૂં કે? શું રથ એક ચક્ર પર ત્હેનાં ગતી કરી શકે? મ્હારી નાની ઉંમર દેશ પરદેશ ફરવાનું અને સુખ-દુઃખના થયેલા અનુભવો, જ્ઞાન, મ્હારી અવ-શેષ જીંદગીમાં મ્હારે કેવી જીંદગી ગુજા-રવી અને કેવી રીતે સુખી થવું ત્હેના મેં જેમ જેમ વીચાર કર્યા તેમ તેમ મ્હને એ જ વ્યાજબી લાગ્યું કે સંસ્કારી, સજ્જન યુવક, સાથે લગ્ન કરી જીંદગી ગુજારવી એ જ રસ્તો ઠીક છે. બીજો કોઇ રસ્તો દેખાયો નહીં. મ્હને ઘણી વખત વીચાર આવ્યો કે પીતાશ્રી પાસે સાચે સાચી વાત કરી ત્હેમનું મન જાણી લેવું. પણ આપણા ક્રુર સમાજમાં કયાં પુત્રી ખુલ્લા દલે પીતા સાથે વાત કરી શકે? બાપુ? મેં ત્હમને વીનવી વીનવી આંસુડે પગ પખાળ્યા હોત ત્હોયે શું ત્હમે મને રજા આપતા ખરા કે? અને આ કાર્યમા સહાય થાત કે? મારૂં આ પગલું ના રૂચે તો આ દીકરી તરફ દયાની દ્રષ્ટીથી જોજો. આટલું ત્હમારી પાસે રજુ કરૂં છું કે મેં કોઇના દબાણથી અગર કહેવાથી આ પગલું ભર્યું નથી. માત્ર મ્હારી ઇચ્છાથી કર્યું. બ્હેન વીદ્યાગૌરીની સહાયતા મળી અને ત્હેમના આશીર્વાદ લઇ ત્હેમને જ બંગલે ગઇ કાલે લગ્ન કર્યાં છે. લગ્ન કર્યાં પછી રાતની ટ્રેનમાં રવાના થઇ, મુંબઇ આવ્યાં છીએ અને અહીંથી ત્રીચી-નાપલ્લી જઇએ છીએ. માબાપનો સ્નેહ અને લાગણી કોઇનાથીએ ભુલાયાં ભુલાય એવાં છે? જે માબાપોએ કોરેથી બીનાં અને ભીનેથી કોરાં કરી બાળકોને ઉછેર્યાં અને અનેક પ્રકારનાં કષ્ટ વેઠયાં તે માબા-પોની અવગણના કેમ થાય? પણ આ હું અવગણના નથી કરતી મેં મ્હારી જીંદગીના શ્રેયનો રસ્તો લીધો અને જેને મેં મ્હારી પ્રીતીપુર્વક તનમન અર્પ્યું ત્હેને મારી જીંદ-ગીના અંત સુધી આધીન રહીશ. મ્હને અમદાવાદ છોડતાં ઘણું લાગ્યું કે ત્હમને હું સમાચાર કેવી રીતે આપું અને ત્હમારા આશીર્વાદ મેળવવા કયો રસ્તો લઉં? પણ મ્હને કોઇ પણ રસ્તો જડયો નહી. આ પત્ર મોકલી સૈભાગ્યમાં જતી ત્હમારી પુત્રી આશીર્વાદ માંગે?

કોઇ દીવસ આ દીકરી યાદ આવે અને મળવાની ઇચ્છા થાય તો આપની આજ્ઞા થતાં હાજર થઇશ. પીતાજી! મ્હારી બ્હેનો ત્હેમનું નશીબ લઇને જ આવી છે. ભાઇઓ મોટા થશે, ત્યારની વાત ત્યારે છે. હું મ્હારા આ કૃત્યથી ત્હેમના સુખમાં વીઘ્નરૂપ આવતી હોઉં તેમ મ્હને લાગતું નથી. બા! ત્હારી આ પુત્રી ઉપર દયાની દ્રષ્ટીએ જોતી રહેજે, મ્હારા નાનાં ભાઇબ્હેનોને છોડતાં મ્હને કેટલું દુઃખ થયું છે તે તો પરમાત્મા જ જાણે. મારૂં ભાવી આ પ્રમા-ણે જ પ્રભુએ નીર્મીત કર્યું હશે, ત્હેની આજ્ઞા વીના વૃક્ષનું એક પાન પણ ન હાલી શકે, તો આમાંએ તેનો કાંઇક શુભ સંકેત હશે જ. એજ આ પુત્રીને કોઇવાર સંભારશો.

તા. ૧૯-૬-૩૧ } લી.
મુંબઇ. } ત્હમારી શુભ આશીર્વાદ

ઇચ્છતી પુત્રી ઇન્દુના વંદન.

# નારીવિભાગની નોંધો: તંત્રીસ્થાનેથી—

## નારી વીભાગ શા માટે ?

સ્વતંત્રતાના યુદ્ધ વખતે જાગૃત થએલી સ્ત્રી આલમને, પ્રોત્સાહન આપવાને અને તેમના જુસ્સાને જાળવવા અને વીકસાવવાના આશયથી આ માસીકમાં નારી વીભાગ ફરીથી શરૂ કરવાનો અમે નીર્ણય કર્યો છે. જો કે કેટલીક બ્હેનોની એવી માન્યતા છે કે, સમાનતાના યુગમાં નારી વીભાગને સ્થાન ન હોઇ શકે. પરંતુ અમારા અભીપ્રાય પ્રમાણે સ્ત્રીઓને લગતા પ્રશ્નો ચર્ચવાને માટે સ્ત્રીઓનું સ્વતંત્ર માસીક જ હોવું જોઇએ. બીજા દેશોની સ્ત્રીઓ, હીંદી સ્ત્રીઓ કરતાં ઘણી આગળ વધેલી છે એટલું જ નહી પણ સમાન હક્કો હંમેશ ભોગવી રહી છે, છતાં મહામુલી અને મહાભોગે પ્રાપ્ત કરેલી સ્વતંત્રતામાં પુરૂષો પાછી આડખીલી ન નાખે તે ધ્યેયથી તેમ જ સ્ત્રીઓના કેટલાક પ્રશ્નો પોતાના વર્ગહીતની આડે આવતા લાગે તો પુરૂષો પોતાના માસીકોમાં ન લે, એટલે તેઓ સ્વતંત્ર માસીકો ચલાવે છે.

તે જ પ્રમાણે આ દેશમાં પણ સ્ત્રી શક્તી ખીલવવાના અને અજ્ઞાન સ્ત્રીઓને તેમના હક્કોનું ભાન કરાવવાના હેતુથી ફરીથી શરૂ કરવામાં આવેલા આ નારી વીભાગના મારફતે અમારો પ્રયાસ વાંચકોમાં આદર પામશે તો સુશીક્ષીત બ્હેનોના સહકારથી તે ફળીભુત થશે એવી અમને આશા છે. પ્રગતીને પંથે પળનાર બ્હેનોને આ વીભાગ જો દીશાસુચન કરશે તો અમે અમારો ઉદ્દેશ સફળ થયો સમજીશું. સ્ત્રીઓ ગઇ લડતથી જાગૃત થઇ છે ખરી, પણ સામાજીક અને રાજકીય જીવનમાં પોતાનું સ્થાન કયાં છે અને તે કેવું હોવું જોઇએ એ તો ફક્ત થોડી શીક્ષીત બ્હેનો સીવાય કોઇ સમજતું નથી. સામાજીક અને રૂઢીનાં બંધનથી આપણી બ્હેનો એટલી બધી જકડાએલી છે કે યુદ્ધવીરામ સાથે સ્ત્રીઓએ સજાવેલી ચળવળ બંધ થવાનો ભય છે, એટલે સ્ત્રીઓને એ ભયમાંથી મુક્ત કરવાને તથા તેમનું વ્યકતીત્વ ખીલે એવાં લખાણો અમારી કટારોમાં આપી અમે સ્ત્રી સમુહની ઉન્નતી સાધવા ઇચ્છીએ છીએ. આ વીભાગમાં સ્ત્રીઓને લગતા સામાજીક આર્થીક અને રાજકીય વીષયોનાં લખાણો આપી સ્ત્રી જનતાની સેવા કરવાની અમારી નેમ છે. આ નારી વીભાગની નીતી સ્વતંત્ર અને ઉદ્દામ રહેશે. બ્હેનોને ઘોર નીદ્રામાંથી જગાડનાર, તેમને ગુલામી મનોદશાનું ભાન કરાવનાર અને તેમનામાં સ્વદેશાભીમાનની પુનીતજ્યોત જગાવનાર કોંગ્રેસ છે એ સ્ત્રીઓ કેમ ભુલી શકે ? કોંગ્રેસે તેમને તક આપી તો તેઓ આ દેશમાં જ નહી પરંતુ પરદેશમાં પણ કીર્તી મેળવી શકી. પુરૂષ વર્ગે તેમનું વ્યકતીત્વ દબાવી દીધું હતુ અને તેને અંગે સ્ત્રીઓ પોતાનું સ્વમાન ભુલી ગઇ હતી, તે પાછું મેળવવાની કોંગ્રેસે સ્ત્રીઓને અણમુલી તક આપી છે એનો સ્વીકાર દરેક જણ કરે છે. જેમ સ્ત્રીઓએ

કોંગ્રેસની હાકલનો સુંદર જવાબ વાળ્યો છે તેમ સ્વરાજ્યનું ઘડતર કરતી વખતે સ્ત્રીઓને પુરૂષના જેટલા જ હક્કો આપી તેમને જોખમદારીભર્યાં હોદ્દાઓ આપી કોંગ્રેસ સ્ત્રીઓની સેવાની કીંમત આંકશે એવી અમે આશા રાખીએ છીએ, તેમ છતાં જો કોંગ્રેસ સ્ત્રીઓના હીતની વીરૂદ્ધ કોઇ પણ જાતનો નીર્ણય કરશે તો આ પત્ર સ્ત્રીઓના હકકોને માટે કોંગ્રેસની સામે પણ લડતાં પાછી પાની નહીં કરે. મહાસભા એક મોટામાં મોટી અને મજબુત રાષ્ટ્રીય સંસ્થા છે, તેના ઘડતરમાં અને તેની કીર્તી વધારવામાં હીંદી સ્ત્રીઓએ અમુલ્ય ફાળો આપ્યો છે; પુરૂષોની સાથે રહીને તેમના જેટલો જ ભોગ તેમણે આપ્યો છે એટલે સ્વરાજ્યમાં પુરૂષોના જેટલા જ હકકો માંગવાનો સ્ત્રીઓને અધીકાર છે એ વાત પર અમે ખાસ ભાર મુકીએ છીએ.

નવયુગનો નારી વીભાગ પુરૂષો પાસે કે કોઇ પણ સંસ્થા પાસે મહેરબાની માગવાનું સાધન નથી, પણ હીંદી સ્ત્રીઓના જીવન હક્ક માટે લડનાર સાચા પત્ર તરીકે કામ કરશે. સ્ત્રીઓ પ્રત્યે મહેરબાનીની રાહે જોવાનો યુગ અસ્ત થયો છે, આમ છતાં પુરૂષોની સાથે વર્ગવીગ્રહ કરવાનો નહી પણ તેમનો પુરેપુરો સહકાર મેળવવાનો અમારો આશય છે. આ સહકાર સમાનતાને ધોરણે રહેશે કારણ કે સમાનતા વીનાનો સહકાર એ ગુલામી છે. એ ગુલામીની શૃંખલામાંથી સ્ત્રી વર્ગને છોડવવાને નારી વીભાગ કાઢવામાં આવ્યો છે.

* * *

## સ્ત્રીઓનાં સૌન્દર્ય ચીહન :

સ્ત્રીઓનાં અઠવાડીક સ્ત્રી શકતીમાં પ્રગટ થએલા બ્હેન કાન્તાબેનના પત્રમાં "વીધવા સ્ત્રી ચાંલ્લો કરી શકે કે નહી ?" એ વીષય પર સ્ત્રીઓનો મત માંગ્યો છે. એ પત્રમાં કેટલીક બ્હેનોના અભીપ્રાય પ્રગટે થયા છે તે સ્ત્રી શક્તી વાંચનારથી અજાણ્યું નહી હોય.

વીધવા સ્ત્રીઓ ચાંલ્લો કરી શકે કે નહી એ નજીવા લાગતા પ્રશ્નમાં બહુ અગત્યતા સમાએલી છે. વીધવા ચાંલ્લો કરી શકે કે નહી, તે શણગારની વસ્તુઓ પહેરી શકે કે નહી એનો નીર્ણય કરવાની સત્તા કોને હોઇ શકે? એ સત્તા વ્યકતીની છે નહી કે સમાજની, પણ હીંદુ સમાજે સ્ત્રીઓને સત્તા જ કયાં આપી છે કે તેઓ પોતાની મુનસરી પ્રમાણે વર્તી શકે? સમાજના અન્યાયોથી સ્ત્રી એટલી બધી દબાએલી છે કે સમાજના બંધનો સામે એક હરફ પણ ઉચ્ચારનાર સ્ત્રીને જીવવું પણ ભારી થઇ પડે! સીતમગાર હીંદુ સમાજના એકપક્ષી સત્તા ધારીઓની દયા પર જીવવાનું સ્ત્રીઓ કયાં સુધી પસંદ કરશે? સ્વતંત્રતા પોતાને કેટલી પ્રીય છે તેનો ખ્યાલ ન કરતાં સ્ત્રીઓની સ્વતંત્રતા છીનવી લેનાર પુરૂષોની પાસે ભીક્ષા પાત્ર લંબાવવાથી કંઇ નહી વળે પણ તેમની સામે બંડખોર થઇ લડત ચલાવશે તો જ સ્ત્રીઓ પોતાના હક્ક સંપાદન કરી શકશે. કેટલાક પુરૂષો એવા છે જેમને સ્ત્રીઓને થતા અન્યાયો સાલે છે પણ તેમનમાં સમાજનાં બંધનોને તોડવાનું મનોબળ નથી. આ પુરૂષોના તેમજ જે પુરૂષો સ્ત્રીઓના ઉદ્ધાર માટે કામ કરી રહ્યા છે તેમના સહકારથી સ્ત્રીઓ સામાજીક ક્રાંતી કરશે ત્યારે જ તેઓ પુર્ણ સ્વતંત્રતા મેળવી શકશે વીધવા સ્ત્રી ચાંલ્લો કરે કે સૌભાગ્યવતીના જેટલા શણગાર સજે તેમાં સમાજને કઇ રીતે હાની થાય તે સમજી શકાતું નથી? સમાજની રૂઢીઓને માન

આપી વીધવાઓ ફરજીઆત સાધુડાના જેવી ફરે, તેમાં શું સમાજની શોભા છે? પતીના મરણથી શોકસાગરમાં ડુબેલી વનીતાના સૌભાગ્યના ચીન્હ કહો કે સૌન્દર્યના ચીન્હ કહો, એ દુર કરીને તેને દુઃખ પર ડામ દઇને સમાજને શું આનંદ મળે છે? વીધવા સ્ત્રીની કકળતી આંતરડીને આશ્વાસન આપવાના વાતાવરણમાં મુકવાને બદલે તેને ડગલે ને પગલે અભાગી સ્ત્રીનું ભાન કરાવનાર સમાજને કયું નામ આપી શકાય? કુદરતના કોપથી દુઃખી બનેલાને વધારે બાળવામાં સમાજની શોભા નથી પણ લાંછન છે. જો એક સ્ત્રી મરણ પામે તેમાં પુરૂષનો દોષ નથી તો પુરૂષના મરણથી સ્ત્રીને દોષીત ગણી એને માટે સુખના દરેક માર્ગ બંધ કરવા એ કઇ જાતનો ન્યાય? સ્ત્રી મરી જાય તો પુરૂષ કઇ વસ્તુનો ત્યાગ કરે છે? સ્ત્રીના મરણ પછી ચાર દીવસમાં પણ જો પુરૂષ સીનેમા અગર નાટકમાં જઇ મનને બીજી દીશામાં વાળવાનો પ્રયત્ન કરે તો તેને સમાજ છુટ આપે છે પણ સ્ત્રી પર એ દુઃખ આવી પડતાં તેને માટે મોજશોખની ગણાતી જગ્યાએ જવાનું બંધન, એટલુંજ નહી પણ ખુલ્લી હવામાં ફરવા જવાની પણ એક વરસ સુધી તેને મનાઇ કરવામાં આવે છે! જો પુરૂષ પોતે વીધુર છે એ જણાવવાને કોઇ પણ જાતનો ત્યાગ તે નથી કરતો તો સ્ત્રી પણ તેમ કરવાને બંધાએલી નથી. એક સ્ત્રીને જો પોતાના પતીને માટે પ્રેમ હોય છે તો કુદરતી રીતે તેને વૈરાગ્ય આવે છે, પણ સમાજના બંધનને લીધે ફરજીઆત ત્યાગવૃત્તી રાખનાર ચોરી છુપીથી તે વસ્તુ ધારણ કરે છે. કયા શાસ્ત્રના આધારે પતીના મરણ પછી સ્ત્રી ચાંલ્લો ન કરી શકે? કે બંગડી ન પહેરી શકે? અમુક ચીજ પહેરવી યા ન પહેરવી એ મનુષ્ય માત્રની મુનસફીની વાત છે. તેની આડે આવવાનો કોઇને અધીકાર નથી, શાસ્ત્રને પણ તેમાં કશી યે આજ્ઞા કરવાનો હક્ક નથી.

બધી હીંદુ જાતોમાં ચાંલ્લો કરવાનો રીવાજ નથી એ પરથી એ વાત તો નક્કી થાય છે કે હીંદુશાસ્ત્રમાં એનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો નથી ધર્મને નામે ગુજરાતી અને મહારાષ્ટ્રીય બડેખાંઓએ પોતાના તરંગને પોષવાને માટે ઉપજાવેલી કાઢેલો માત્ર એ તુક્કો જ છે. માટે સમાજના આવા બેરખાંઓની સામે થઇ તેમની બુધ્ધી ઠેકાણે લાવવી જોઇએ પરણેલી સ્ત્રી ઇચ્છે તો તેના પતીની હયાતીમાં તે પોતાના બાલ કપાવી શકે નહી, તેમ જ વીધવા થતાં સ્ત્રીની મરજી ન હોય તો પણ જોરજુલમથી તેના બાલ કાપી નાખવામાં આવે છે. શું આવી રીતે સમાજ વ્યક્તીગત સ્વતંત્રતાની આડે આવી બધી સ્ત્રીઓને ગુલામ રાખવા માંગે છે? જો કળાની કે સૌન્દર્યની દ્રષ્ટીએ વીધવા સ્ત્રી ચાંલ્લો કરે કે બંગડી પહેરે અવાં સધવા સ્ત્રી બાલ કપાવે તો તેમની તે વૃત્તીને દબાવી દેવામાં સમાજ મોટી ભુલ કરે છે. સૌન્દર્યની દ્રષ્ટીએ લીલા એને વાળ બોબ્ડ કરાવ્યા [કપાવ્યા] હોય તો તેને માટે સમાજ તેમની ટીકા કરે અને સ્ત્રી સ્વાતંત્ર્યની હીમાયત કરનારા સ્ત્રી શકતી જેવા પત્રમાં એવી ટીકાઓને સ્થાન આપવામાં આવે એ ખરેખર દીલગીર થવા જેવું છે. આશા છે કે આવી જાતની ટીકાઓને તે પત્રમાં સ્થાન આપી બેઉમી માણસોને ઉત્તેજન આપવામાં નહી આવે. છેવટમાં વીધવા બ્હેનોને અમારે એ વીનંતી કરવાની છે કે સમાજનાં બન્ધનોને ઠોકરે મારીને તમારૂં

વ્યક્તીત્વ ખીલવો અને બીજાઓની ટીકાઓની દરકાર ન કરતાં તમારા અંતરના અવાજ પ્રમાણે ચાલવાનો નીશ્ચય કરો.

* * *

## છુટાછેડાનો કાયદો

અંગ્રેજ પ્રજા સ્વભાવે જ શાહીવાદી છે. એટલે એના પંજામાં સપડાઇને પરાધીન બનેલી પ્રજાને પોતાના સાંડસામાં મજબુત પકડી રાખવા હંમેશાં વહેમ અને ગુલામીનાં બંધનમાં જકડાયલી રાખવા તેના મુત્સદીઓ ખસુસ પ્રયત્ન કરે છે. તેથી હીંદમાં ફરજીયાત પ્રાથમીક કેળવણીના ગોખલેજીના ખરડાનો હીંદી સરકારે ૧૯૧૦માં વીરોધ કર્યો તેને આજે વીસ વર્ષ વીતી ગયાં, અને એક તરફથી નીરક્ષરતાને હીંદીઓની સ્વરાજ માટેની એક નાલાયકાત તરીકે ગણાવતા હોવા છતાં, તે દીશામાં અંગ્રેજોએ કશું જ કર્યું નથી. વડોદરા રાજ્યે તેમાં અંગ્રેજી કારભારને એક વખત પાછો હઠાવ્યો હતો. હમણાં વળી તેણે બીજી વખત સામાજીક સુધારાના ક્ષેત્રમાં એક ડગલું વીશેષ ભરીને બ્રીટીશહીંદને પાછળ પાડી નાખ્યો છે. એ ડગલું તે વડોદરા રાજ્યનો છુટાછેડાનો કાયદો. હીંદુસમાજ લગ્નને ધર્મબંધન માને છે. પરંતુ એ શાસ્ત્રીય વીધીની ગ્રંથી એકલી સ્ત્રીઓને જ બાંધી રાખે છે. પુરુષોને માટે હીંદુસમાજ, હીંદુશાસ્ત્ર, હીંદુનીતી કે હીંદુ ધર્મ કોઇ પણ જાતનું બંધન સ્વીકારતાં જ નથી! આથી રોગી, વ્યભીચારી, ચોર, અનેક સ્ત્રીઓને પરણનાર, જુલ્મી પતીના બંધનમાં અનીચ્છાએ પણ હીંદુ સ્ત્રીને તેની જીવતી ગુલામડી, અણમાનીતી દાસી, જંગમ મીલ્કત તરીકે હલકામાં હલકું અને દુઃખથી છલોછલ એવું જીવન ગાળવું પડે છે! તેમને છુટાછેડાના કાયદાથી વડોદરા રાજ્યે રાહત આપનારૂં પગલું ભર્યું છે (એ કાયદાનો ટુંક સાર આજ અંકમાં આગળ પ્રસીદ્ધ કર્યો છે.) આ કાયદાનો ખરડો ઘણા વખતથી વડોદરા રાજ્યમાં તૈયાર થયો હતો, તેની ઉપર ધારાસભામાં રૂઢીરક્ષકોની અને સ્ત્રીઓને ન્યાય અપાવવાની ઇચ્છાવાળાઓની વચ્ચે જંગ જામ્યો હતો, પરંતુ છેવટે સરસયાજીરાવે એ કાયદાને સંમતી આપીને વડોદરા રાજ્યની ધારાપોથી ઉપર ચડાવ્યો છે.

આ કાયદાથી પુરૂષોને પણ ઘણી છુટ મળે છે. સ્ત્રીઓની સ્વાભાવીક શરમ અને તેમના નૈસર્ગીક સંકોચને લીધે તેથી કદાચ સ્ત્રીઓને અન્યાય થવા છતાં તેઓ આ કાયદાનો લાભ લેવા જલદી તૈયાર નહીં થાય, અને પુરૂષો તેનો ગેરલાભ પણ લેશે, છતાં પણ આ કાયદાથી સ્ત્રીને એક પ્રકારની મરજીયાત છુટ મળે છે. આવી છુટ ગુજરાતમાં પહેલી વખત જ અપાઇ છે એ ખાસ નોંધવા જેવું છે. જો કે વડોદરા રાજ્યનો આ ધારો મનુએ આપેલી છુટના પાયા ઉપર ઘડાયો છે, છતાં સ્ત્રી સન્માનના હીમાયતી અંગ્રેજો બ્રીટીશહીંદમાં દોઢસો વર્ષ સુધી સુધારાનું એક પણ પગલું [એ સતીના ધારાને બંધ કરાવ્યાના અપવાદ સીવાય] ભર્યું નથી. 'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ' તે માટે સરકારનો ખોટો બચાવ કરતાં, લોકોએ જાતે આવા સુધારા કરવા તત્પર થવું જોઇએ, એવી ઢોંગી વાતો કરી છે, પરંતુ એક સારદા બીલના કેવા હાલ નોકરશાહીએ કર્યા છે તેના તાજા જ ઇતીહાસ તરફ દ્રષ્ટી કરનારને સરકારનીનીતી સમજાયા વીના નહીં જ રહે.'

અમેરીકામાં છુટાછેડાને નામે જે નાટકો ઘણી વખત ભજવાય છે, તેવું અહીં થાય

એ અમે ઇચ્છતા નથી, છતાં સ્ત્રી જાતીને પુરૂષોની જુલમી ગુલામીમાંજ સડયા કરવું પડે એવું પણ અમે જોવા તૈયાર નથી, તેથી વડોદરા રાજ્યના આ કાયદાને અમે અંતઃકરણપુર્વક ટેકો આપીએ છીએ.

* * *

## મ્હૈસુરમાં વારસાહક્ક મંજુર થયો

. વડોદરાની માફક મ્હૈસુરનું સંસ્થાન પણ સમાજ હીત માટે કેટલાક સુધારા કરવામાં ઠીક ઠીક વખણાય છે. એ રાજ્યની ધારાસભાએ જુન મહીનામાં જ હીંદુ કાયદામાં સુધારો કરી સ્ત્રીઓને આજ સુધી જે વારસાહક્કમાંથી બાતલ રાખવામાં આવી હતી, તેમના તે હક્કનો સ્વીકાર કરનારો અગત્યનો ઠરાવ પસાર કર્યો છે. આ કામ માટે બે વરસ અગાઉ દી૦ બા૦ કે. એસ. ચંદ્રશેખર આયરના પ્રમુખપણાં નીચે એક સમીતી નીમવામાં આવી હતી; તે સમીતીએ પોતાના રીપોર્ટની સાથે સાથે જ ધારાનો ખરડો તૈયાર કરીને સાદર કર્યો હતો. આ ઠરાવનો મુદ્દો એ છે કે સ્ત્રીઓને માત્ર તે સ્ત્રી છે. તેની ખાતર વારસાહક્કમાંથી બાતલ કરવી નહી, પરંતુ પુરૂષોની માફક સ્ત્રીઓને પણ વારસાના સામાન્ય નીયમ પ્રમાણે હક્કદાર ગણવી. આથી દત્તક લેવાના હક્કમાં મીતાક્ષર પ્રમાણે સ્ત્રી ધનના નીયમ, વગેરેમાં પણ અગત્યના સુધારા કરવામાં આવ્યા છે. આ સુધારા માટે નીમાયલી ૧૧ સભ્યોની સમીતીનો રીપોર્ટ સર્વાનુમતીએ ઘડાયો હતો, અને ધારાસભામાં પણ તે ૨૫૭ વીરૂધ્ધ માત્ર ત્રણ જ મતે પસાર થયો તે જ બતાવે છે કે બ્રીટીશ મુત્સદીઓ કહે છે તેમ હીંદુઓ અંધ સનાતનીઓ નથી. આવો જ કાયદો વડોદરા રાજ્યમાં પણ થવાનો છે તે માટે ત્યાં પણ એક સમીતી અત્યાર પહેલાંની નીમાઇ ગઇ છે અને તેનો રીપોર્ટ પણ જનતાના અભીપ્રાય અર્થે પ્રસીધ્ધ થઇ ચુકયો છે. મ્હૈસુરમાં પસાર થયેલા કાયદાની ચર્ચા વખતે ત્યાંની ધારાસભામાં સર હરીસીંઘ ગૌર હાઝર રહ્યા હતા, તેમણે તેને માટે વાજબી રીતે કહ્યું છે કે: "આ કાયદો બ્રીટીશહીંદમાંના કાયદા કરતાં ઘણોજ પ્રગતીમાન છે." આનો અર્થ એજ થયો કે, સ્ત્રીજતીએ સમાજની ગુલામીનાં બંધનમાંથી છુટવું હોય તો, તેમાં વીઘ્ન કરતા રાજકારણી પરાધીનતાને ફગાવી દેવા માટે પણ તેમણે તત્પર થવું પડશે, તેજ રીતે તેની સાથે સાથે સંઘબળ ખીલવીને સમાજનાં જુદાં બંધનો સામે ક્રાંતી કરવા પણ તૈયાર થવુંજ જોઇએ.

* * *

## સ્વરાજમાં સ્ત્રીઓનું સ્થાન

હીંદમાં જે રાજદ્વારી સુધારા હવે પછી થશે તે મનુષ્ય તરીકે પ્રત્યેક હીંદી સ્ત્રી પુરૂષને સરખીજ રીતે લાગુ પડશે, એટલે પુરૂષોને જે હક્ક મળે તેવા હક્ક સ્ત્રીઓને પણ સાંપડવાજ જોઇએ. માત્ર સ્ત્રીઓને મતાધીકાર મળે તેથી તેમને પુરતો ન્યાય મળશે એમ માની શકાય નહીં. કેમકે એક તો સ્ત્રીઓની સંખ્યા હીંદમાં પુરૂષો કરતાં ૯૦ લાખ જેટલી ઓછી છે, કેળવણીમાં હજુ માત્ર સ્ત્રીઓ બે ટકા જેટલીજ ગણાય છે. હીંદની જુદી જુદી કોલેજોમાં ૬૪૦૦૦ છોકરાઓ શીખે છે ત્યારે કન્યાઓની સંખ્યા માત્ર ૨૦૦૦ જેટલીજ છે. પુરૂષો જેટલી સ્ત્રીઓને ફુરસદ નથી અને તેમની પ્રગતીમાં સમાજના જુલ્મો આડખીલીરૂપ થાય છે. આ સ્થીતીમાં સ્ત્રીઓને પછાત રાખી હીંદના

પુરૂષો કદી પણ મેળવેલા સ્વરાજને સફળ કરી શકવાના નથી જ અને એકલા મતાધીકારથી સંતોષ માનવાથી સ્ત્રીજાતીને થતો અન્યાય ઓછો થવાનો નથી તેનાં કારણો વીચારવા જેવાં છે. મતાધીકાર મીલકતની લાયકાત પર અપાય છે, તેમાં સ્ત્રીઓને કાયદો નડે છે, લગ્નથી તે પોતાનું વ્યકતીત્વ ગુમાવે છે અને પારસાહક્ક તેને સાંપડયો નથી, તેથી એ રીતે તેમને ઓછા જ મત મળે તેમ છે. તે પછી કેળવણીની લાયકાત આવે છે, તેમાં યે સ્ત્રીઓ પુરૂષો કરતાં પછાત છે લશ્કરી નોકરીની ત્રીજી લાયકાત સ્ત્રીઓને કંઇ લાભ કરે તેમ નથી, એટલે જો નવા સુધારામાં સ્ત્રીઓને સંતોષ થાય તેવો લાભ આપવો હોય તો, પુરૂષોની સમાન લાયકાતને ધોરણે તેમને વરણીની હરીફાઇમાં ગમે ત્યાંથી ઉતરવાની છુટ મળવી જોઇએ. ઉપરાંત સ્ત્રીઓને તેમની જાતીને કારણે કોઇ પણ નોકરીમાં દાખલ થતાં અટકાવવી ન જોઇએ, ઉમ્મર લાયક પરીણીત કે કુંવારી અથવા વીધવા સ્ત્રીઓને મતાધીકાર મળવો જોઇએ, તે માટે હીંદનાં તમામ ઉમર લાયક સ્ત્રી પુરૂષોને મતાધીકાર મળે તેવો મક્કમ આગ્રહ રાખવો જોઇએ.

## એક સરવૈયું

(૩૯૪ મા પાનાનું ચાલુ.)

[૧] મહાસભાના કારોબારીઓ : જેઓ જાતે કાંતતા નથી, ચુંટણી વખતે ખાદી પહેરનારા જ મત આપી શકે તેવી મહાસભાની કડી કે બાપુજીની આજ્ઞાનો છડેચોક ભંગ કરે છે, સત્તા માટે જેઓ અંદર અંદર લડે છે અને મહાસભાવાદીઓમાં અંદર અંદર ફાટફુટ કરાવે છે.

[૨] વ્યાપારીઓ : જેઓ પરદેશી કાપડનો, વીમાનો, દવાનો, દલાલીનો, સ્ટીમરોમાં માલ ચડાવવાનો, બેંકોનો વહીવટ કરે છે, અને હર બહાને દેશનું દ્રવ્ય પરદેશ મોકલાવે છે.

[૩] સટ્ટો કરનારા : જેઓ શેર બજાર, રૂ બજાર, ચાંદીસોના બજાર, દાણા અને બીઆં બજાર તેમજ બીજાં અનેક બજારમાં સટ્ટો કરી બાપુજીનું દીલ દુઃખવે છે.

[૪] રૂઢી રક્ષકો : જેઓ અંત્યજોને અડવામાં આભડછેટ માનવી કરોડો મનુષ્યોને દબાવી દે છે.

[૫] હીંદુ મહાસભાવાદીઓ : જેઓ કોમીવાદમાં ગાંધીજીનો જરા જેટલોએ અધીકાર નહીં સ્વીકારી કોમ કોમ વચ્ચેના વીખવાદ સમાવવામાં ગાંધીજીને મદદ કરવાને બદલે વીઘ્નો આડાં નાખે છે.

[૬] મુસલમાનો : જેઓ ખીલાફત વખતે ગાંધીજીની આગેવાની સ્વીકારતા હતા, છતાં અત્યારે કોમીવાદને વળગી રહી બાપુજીના ગોળમેજીના માર્ગને રોકી રહ્યા છે.

[૭] ખીતાબધારીઓ : જેઓ પરદેશી સરકારની ખુશામદ કરે છે.

[૮] વકીલો અને દાવા લડનારાઓ : જેઓ પરદેશી તંત્રને ચલાવવામાં મદદ કરે છે.

[૯] દેશી રાજાઓ, જાગીરદારો, મીલોવાળાઓ : જેમના હીતમાં બાપુજી હોવા છતાં જેઓ બાપુજીની મુસ્કેલીઓ સમજતા નથી. દેશી રાજાઓ અને જાગીરદારો પોતાની પ્રજાને તેમજ કીસાનોને પુત્ર તરીકે માનતા નથી, મીલોવાળાઓ કામદારોને દીકરાઓ જેવા ગણતા નથી, અને સ્વદેશી ભાવનાનો લાભ લેવા છતાં કાપડનો ભાવ બાંધવાની ગાંધીજીની સલાહ વરસોથી સ્વીકારતા નથી.

[ઉપરાંત સરકારી નોકરીઓમાં જોડાયલા તમામ હીંદીઓ : જેઓ નોકરીઓ છોડતા નથી.]

### બાકી કોણ વધ્યું ?

ઉપર જણાવેલા દશ વર્ગના લોકોમાંથી મોટા ભાગના લોકો જનતા પાસેથી લાભ ખાટવા અને રાષ્ટ્રભક્તીને નામે વાહવાહ બોલાવવા ગાંધીજીને માનવાનો દાવો કરે છે, ગાંધીજીની ખરેખરી ટીકાઓ કરનારાઓને દબાવી દેવા ધમકીઓ આપવા તૈયાર થાય છે, છતાં પોતે કશું પાળવા તૈયાર નથી. એવાઓને બાદ કર્યા પછી બાકી કોણ વધે છે તેનો હીસાબ તટસ્થ માણસોને સોંપવાની જરૂર છે.

## સંધ્યાનો વર



હાથપગ બાંધી એ ડોસલાને કોતરમાં નાખ્યો એ વખતે તે કરગરવા લાગ્યો...

[ પૃષ્ઠ : ૫૯૦]

નવયુગ : ઓગસ્ટ '૩૧.



વર્ષ: ૩ જું.

અંક: ૫ મો

# કાળની ભઠ્ઠી

: લેખક :

તંત્રી

**કાળની** ભઠ્ઠી ઉપર હીંદના રાજકારણનો તાવડો અત્યારે ચડી રહ્યો છે. ચારે તરફ જુઓ તો સંક્રાંતી કાળનો સળવળાટ ડોકીયાં કરી રહ્યો છે. જીવતાં, મુર્દામાંથી મર્દ બનવાના હીંદીઓના સ્પષ્ટ જણાતા પ્રયાસથી સારોયે સામ્રાજ્યવાદ ઉકાળે ચડ્યો છે. મુડીવાદની મનોદશા તેના પુરેપુરા નગ્ન–ભીષણ સ્વરૂપમાં પોતાનાં તાંડવ કરી રહી છે. એ અવસરે આવતા મહીનામાં લંડનમાં ગોળમેજીના ઉત્તરાર્દ્ધનું નાટક ભંજવાવવાનું છે. એ નાટકમાં કાળની ભઠ્ઠીએ ચડેલા રાજકારણના તાવડામાં હીંદની સ્વતંત્રતાની જડીબુટ્ટી તૈયાર થવાની છે. એ જડીબુટ્ટી હીંદને સંપુર્ણ સ્વતંત્રતા કે પુર્ણ સ્વરાજ અપાવનારી નહીં હોય, પણ તેમાં સ્વરાજત્વ સત્વ પણ હશે કે કેમ? એની યે અમને તો પુરેપુરી શંકા છે.

* * *

**દરમીયાન** હીંદના ઉકળતા રાજકારણમાં અનેક બનાવો દરરોજ બનતા જ જાય છે. દીલ્હીના તહનામાનું ગાંધીજી પોતાને પક્ષે અક્ષરસઃ પાલન કરાવવા તનતોડ પ્રયાસ કરે છે, ગાંધીજી તરફની સંપુર્ણ સન્માનની ભાવના રાખીને પણ જો અત્યારની તેમની પ્રવૃત્તીઓની સાદામાં સાદી વ્યાખ્યા આપીએ તો એમ કહી શકાય કે: "મહાત્માજી સરકારની મહેસુલ વસુલ કરવાનું અને કાયદો તેમજ સુવ્યવસ્થા સાચવવાનું કામ કરી રહ્યા છે." ત્યારે સામા પક્ષ તરફથી બની શકે તેટલી બધી રીતે યુદ્ધ વીરામના કાનુનોનું પાલન થતું અટકે તેવી રીતો વ્યવહારમાં મુકાઇ રહી છે. આને માટે ફરીયાદો કરવા ગાંધીજીને ખેડા અને સુરત જીલ્લાના કલેકટરોથી માંડીને ઠેઠ હીંદના પાંચસોમા મજલે સીમલાની શીતળ ટેકરી ઉપર લોર્ડ વીલીંગ્ડનની મુલાકાતો માટે, અગત્યનાં કામ મુકીને દોડદોડ કરવી પડે છે! જો કે લંડનમાં ગોળમેજીના જલ્સામાં ભાગ લેવા જવાની પરવાનગી તેમણે કરાંચી કોન્ગ્રેસ પાસેથી મેળવી છે, છતાં યુદ્ધ વીરામના કરારોના વારંવાર થતા ભંગથી એમને વીલાયત જવાનો વીચાર થતો નથી, આથી મહાસભાની કાર્યવાહક સમીતીએ તેમને એવી આજ્ઞા ફરમાવી છે કે, બસ તમારે વીલાયતના શાહી–મુડીવાદી મુત્સદ્દીઓ સમક્ષ

મહાસભાની માગણી કરવા જવું જ જોઇએ. ગાંધીજીએ દુભાતા દીલે પણ મહાસભાસમીતીની એ આજ્ઞા માથે ચડાવી છે, તો પણ નોકરશાહીના નાટારંગથી એમને એવી મુંઝવણ થઇ છે કે, વીલાયતની સ્ટીમરમાં પગ મુકે ત્યારે એમને માટે ચોક્કસ એમ કહી શકાય કે મહાત્માજી શાહીવાદીઓની પાટનગરી તરફ પ્રયાણ કરશે.

આમ છતાં અમને એમ લાગ્યા વીના રહેતું નથી કે મહાત્માજી લંડન જવાનો વીચાર છેવટ સુધી છોડી શકવાના નથી.[૧] કેમકે સામ્રાજ્યવાદીઓમાંથી એમની શ્રદ્ધા હજી છેવટને માટે ઉડી ગઇ નથી, એટલું જ નહીં પણ ગોળમેજીના ટેબલ પર ચર્ચા કરીને હીંદ માટે 'સ્વરાજનું સત્ત્વ' પ્રાપ્ત કરી લાવવાની એમની આશાનો સુરજ હજી આથમ્યો નથી. આથી એમના લંડન નીવાસ દરમીયાન એ મોંઘેરા મહેમાનની માયાભરી મહેમાની કરવા માટે બ્રીટનના કેટલાક માણસો તૈયારી કરી રહ્યા છે. ગાંધીજીને હમેશાં બકરીનું જ દુધ જોઇએ છે. તે માટે લંડનની એમની યજમાનણને ઘેર બકરીઓ પહોંચાડવાની પણ પડાપડી થઇ રહી છે! પણ એ બધી સામાન્ય જનતાની વાત. બ્રીટનના મુત્સદ્દીઓનો મોટો ભાગ 'હીંદના એ નાગા ફકીર'નો અંતઃકરણ પુર્વક વીરોધ કરી રહ્યો છે. એ પક્ષની આગેવાની રોથરમીઅર, ચર્ચીલ ઓડવાયરની કંપનીએ લીધી છે. તેમણે ગાંધીજીને માટે અંગત તેમજ હીંદને માટે સામાન્ય રીતે ગમે તેવાં જુઠાણાં માટે પોતાનાં પત્રોની કટારો ખુલ્લી મુકીને, હીંદ માટે બ્રીટનવાસીઓના કાનમાં જેટલું ઝેર રેડાય તેટલું ઝેર રેડવા માંડયું છે. અને હીંદને સ્વરાજ આપવું એટલે હીંદીઓના હાથમાં સત્તા આપવી તેમ માનાવવા ઉપરાંત, તેમ કરવાથી હીંદમાં આંતરવીગ્રહની ભીષણ હોળીઓ સળગશે એવી આગાહી કરવા માંડી છે. [જુવો: રોથરમીઅરના 'ડેઇલી મેલ'ની 'બ્લુ બુક'માંનો માયકેલ ઓડવાયરનો લેખ: પાનું. ૭] 'જો આપણે હીંદ ગુમાવીશું તો સામ્રાજ્યનો સુર્ય અસ્ત થઇ જશે. એવાં ૧૮૯૮ માં કર્ઝને કરેલાં ભાષણનાં સુત્રો ફરી ફરીને વીલાયત વાસીઓને સંભળાવવા શરૂ કર્યાં છે. રોથરમીઅર તો એ જ બરાડા પાડી રહ્યો છે કે: "જો આપણે હીંદ ખોયું તો આપણે ભુખે જ મરી જવાના!" તો વળી રેજીનાલ્ડ ક્રેડોક એવી કારમી ભાવી વાણી ભાખે છે કે: "આપણે હીંદમાંથી નીકળીશું કે તુરત જ અફઘાનો, પઠાણો, નેપાળવાસીઓ, મુસલમાનો અને દેશી રાજાઓ હીંદીઓને વરની માફક કાઠી જ નાખવાના છે." [જુવો: એનું The Dilemma in India] અને બધા ભેગા મળીને બ્રીટનના શાહી–મુડીવાદીઓને એકત્ર થઇને સામનો કરવા માટે ઉશ્કેરી રહ્યા છે. તેમની આ કાકારોળની કશી જ અસર બ્રીટનના કામદારપક્ષ ઉપર કે જનતા ઉપર થવાની નથી, એવું હીંદીઓને પટાવવા માટે વારંવાર કહેવામાં આવે છે, પરંતુ અમે કહીશું કે એમ કહેવું તે નર્યું અસત્ય છે. સામ્રાજ્યવાદની સાંકળે હીંદને જકડી રાખવાની બાબતમાં બ્રીટનના તમામ રાજદ્વારી પક્ષો એક મત જ છે, એનો સંગીનમાં સંગીન પુરાવો 'ફેડરલ સ્ટ્રકચર કમીટી'માં હમણાં જ મેકડોનાલ્ડના મુડીવાદી–શાહીવાદી પ્રધાન મંડળે વાયકાઉન્ટ

[૧] તા. ૨૭:૭:૩૧ ના એસોસીએટેડના તારથી હવે તો જાહેર થઇ ચુક્યું છે કે મહાત્માજી ઓગસ્ટની તા. ૮ મીએ વીલાયત પ્રયાણ કરશે જ.

હેઇલશામ [જેમનું જુનું નામ છે સર ડગલાસ હોગ]નો ઉમેરો કરીને જ આપ્યો છે. સર જ્હોન સાયમન કે લોર્ડ લોઇડનાં અણમાનીતાં નામો તેમાં નથી, એ માત્ર હીંદીઓની આંખે પાટા બંધાવવા માટે જ. પણ હેઇલશામનું ઉમેરણ સહુ કરતાં અનીષ્ટકારક છે, કેમકે તે હીંદના કટ્ટર શત્રુ ચર્ચીલનો અનુયાયી છે. બાલ્ડવીને એનું નામ સુચવ્યું એ જ બતાવે છે કે સામ્રાજ્યવાદી [કોન્ઝરવેટીવ] પક્ષમાં ઉચ્છેદક વીચારના ચર્ચીલનો મત કેટલો પ્રબળ થતો જાય છે. [અહીં એટલું યાદ રાખવાની જરૂર છે કે, આવતી ચુંટણીમાં આ જ પક્ષ સત્તા પર આવવાનો છે, અને હીંદને માટેના સ્વરાજનો છાંયડો આપવાનું સક્રીય કાર્ય એ જ પક્ષ સત્તા પર હશે ત્યારે તેમને જ હાથે થવાનું છે!] વાયકાઉન્ટ હેઇલશામની 'સ્ટ્રકચર કમીટી'માંની હાઝરી જ પુરવાર કરશે કે, બ્રીટીશ મુત્સદ્દીઓ હજી ય હીંદના પ્રશ્નને ગંભીરતાથી વીચાર કરતા નથી, તેઓ હજી હીંદને ગુલામ રાખવા માગે છે, એથી ગોળમેજી—જેમાં ગાંધીજી મહાસભાના એકલા પ્રતીનીધી તરીકે જવાના છે, તેથી સામ્રાજ્યવાદીઓ બ્રીટન મહાસભાને નમે છે અને તેથી દુનીયાના જબરદસ્ત સામ્રાજ્યની નામોશી થાય છે એમ માનીને—તે તોડી પાડવાનો તેમનો ઇરાદો છે, અને 'સલામતી' ઓના ખડક સાથે અથડાવીને ગોળમેજીના વહાણને ભાગી નાખવા માટે જ એ વાયકાઉન્ટની પસંદગી સામ્રાજ્યવાદી પક્ષે કરી છે; તેનો મેકડોનાલ્ડે સ્વીકાર કર્યો છે એ જ પુરવાર કરે છે કે, મજુર સરકાર માત્ર વેલ્સના જાદુગરને જ ચરણે પોતાની સ્વતંત્રતા વેચી બેઠી નથી, પણ બાલ્ડવીનના પક્ષને પણ તેણે સ્વમાનનું શ્રીફળ ચડાવ્યું છે!

* * *

બહાદુરજી કમીટીનો રીપોર્ટ એ ગયા મહીનાનો અગત્યનો બનાવ છે. એ કમીટીમાં શ્રી. ડી. એન. બહાદુરજી, શ્રી. ભુલાભાઇ દેસાઇ [બન્ને એક વખત મુંબાઇ સરકારના એડવોકેટ જનરલ હતા], શ્રી ખુશાલ ટી. શાહ [જે છેક હમણાં સુધી મુંબાઇની સરકારી વીદ્યાપીઠમાં અર્થશાસ્ત્રના અધ્યાપક હતા] અને શ્રી જે. સી. કુમારપ્પ [જે ગુજરાત વીદ્યાપીઠના અર્થશાસ્ત્રના અધ્યાપક છે] એવા ચાર નીષ્ણાત પુરૂષો મહાસભા તરફથી નીમવામાં આવ્યા હતા. તેમણે 'હીંદના રાષ્ટ્રીયરૂણ' તરીકે જેને ઓળખાવવામાં આવે છે, તે દેવામાં હીંદ સ્વીકારી શકે તેવું દેવું કેટલું છે અને હીંદ જેનો ઇનકાર કરી શકે તેવું દેવું કેટલું છે તેની તારીજ તૈયાર કરી છે. અને તેમ કરતાં જગતની તટસ્થ પ્રજાઓને ગળે વાત ઉતરે તેટલી મવાળ રીતે પોતાની દલીલો, બ્રીટીશ મુત્સદ્દીઓ જેમનો ઇનકાર કરી શકે નહીં, એવા બ્રીટનવાસીઓની સાક્ષીઓ અને અભીપ્રાયોના આધાર સાથે રજુ કરી છે. આખી કમીટીએ મળીને એવો તોડ કાઢયો છે કે, હીંદના હીંદના નામે ઉધારવામાં આવેલા કુલ ૧૧ અબજ અને ૧૮ કરોડ રૂપીઆના દેવામાંથી બ્રીટને ગેરવાજબી રીતે દાખલ કરેલી રકમ ૭,૨૯,૪૦,૦૦,૦૦૦ રૂપીઆ જેટલી છે, એટલે તે રકમ બ્રીટને પોતાને ખાતે માંડી વાળવી અને બાકીની રકમનો હીંદે પોતાના રાષ્ટ્રીય કર્જ તરીકે સ્વીકાર કરવો. જો કે શ્રી કુમારપ્પાએ સ્વતંત્ર રીતે તૈયાર કરેલી બે નોંધોથી સબળ પુરાવાઓ સાથે પુરવાર કર્યું છે કે વ્યાજબાધ પેટે રૂ. ૫ અબજ ૩૬ કરોડ અને બ્રીટન તેમજ બ્રીટીશ સામ્રાજ્યના જ હીત અર્થે હીંદમાં નીભાવવામાં આવતા લશ્કરી ખર્ચના ભાગના રૂપીઆ ૫ અબજ ને ૪૦ કરોડ: એટલે એકંદરે રૂપીઆ ૧૦:

અબજ અને ૭૬ કરોડ તેમજ બહાદુરજી કમીટીએ બ્રીટનની પાસે લહેણાં બતાવેલા રૂપીઆ ૭,૨૯,૪૦,૦૦,૦૦૦ મળીને એકંદર રૂ. ૧૮,૦૫,૪૦,૦૦,૦૦૦ બ્રીટન પાસે હીંદના લેહણા નીકળે. આ રકમમાંથી હીંદના રાષ્ટ્રીયરૂણ તરીકે અત્યારે ગણવામાં આવતા રૂ. ૧૧ અબજ અને ૧૮ કરોડની રકમ બાદ કરીએ તો પણ બ્રીટન ઉપર હીંદનું વાસ્તવીક લહેણું સવા અગીઆર અબજ જેટલું નીકળે છે. તેમ છતાં બહાદુરજી કમીટીએ જાણી જોઇને અતીશય નરમ વલણ લીધી છે, અને શ્રી કુમારપ્પાએ કહાડેલા લહેણાની રૂ. ૧૦॥ અબજ જેટલી રકમ બ્રીટનની પાસેથી માગવાનો આગ્રહ છોડી દીધો છે. તેમ છતાં હીંદમાંનાં એન્ગ્લો ઇન્ડીઅન પત્રોએ તેમજ બ્રીટનમાંનાં સામ્રાજ્યવાદી પત્રોએ હીંદની આ વાજબી માગણી સામે ખુબ જ બુમાબુમ કરી મુકી છે! એનો સાવ સીધો અને સાદો અર્થ જોવા જઇએ તો એમ જ કહી શકાય કે, આજ સુધી બ્રીટીશ મુત્સદ્દીઓ પોતાને હીંદના 'ટ્રસ્ટી' તરીકે ઓળખાવતા હતા, તે 'ટ્રસ્ટી' હવે ઉમ્મર લાયક બનેલા (!) હીંદને હીસાબ આપવાની જ ચોક્ખી ના પાડે છે! આવો બનાવ જો સામાન્ય માણસો માટે બન્યો હોય, અને મીલ્કતનો મુળ માલીક તેની સામે બ્રીટીશ ન્યાયમંદીરમાં ફરીયાદ કરે, તો કોઇપણ ન્યાયમુર્તી પેલા 'ટ્રસ્ટી' પાસેથી એની વાજબી મીલ્કત રૂપીઆ, આના ને પાઇ સાથે અપાવવા ઉપરાંત પેલા 'ટસ્ટી'ની બુરી દાનત માટે કડકમાં કડક ટીકા કર્યા વીના રહે નહીં. તેમ છતાં હીંદના જ મવાળ વીચારના કેટલાક માણસો [જેમાં મીસીસ બેઝંટનો પણ સમાવેશ થાય છે] બહાદુરજી સમીતીની નરમમાં નરમ માગણીની ટીકા કરવા તૈયાર થાય છે. ત્યારે તો એ બુદ્ધીમાન (!) મુત્સદ્દીઓની બુદ્ધી માટે અમને દયાની જ લાગણી થાય છે. કેમકે આ માગણી ખોટી, વધારા પડતી કે અસામાન્ય નથી. તે માટે રીપોર્ટના વીદ્વાન લેખકોએ 'આયરીશ ફ્રી સ્ટેટ'નું ઉદાહરણ આપ્યું છે. માત્ર દશ જ વર્ષ પહેલાં જ્યારે બ્રીટને આયર્લેન્ડ સાથે સુલેહ કરી અને ફ્રી સ્ટેટની રચના થઇ ત્યારે આયર્લેન્ડના કહેવાતા ૭ અબજ ૭૨ કરોડ પાઉંડના રાષ્ટ્રીયરૂણની માંડવાળ કરી નાખી હતી. એ રકમ હીંદ અત્યારે જે લહેણું બ્રીટન પાસે કહાડે છે તેના કરતાં ૧૩॥ થી ૧૫ ગણી વધારે હતી. એ માંડવાળ આયર્લેન્ડના 'વાજબી અને ન્યાયી દાવા' તરીકે થઇ હતી, એટલું જ નહીં પણ એ ઝઘડામાં બન્ને પક્ષ જો એકમત થાય નહીં તો 'લવાદીથી નીવેડો' લાવવાની વાતનો પણ બ્રીટને સ્વીકાર કર્યો જ હતો.

બ્રીટનના હાલના વડા વઝીર મી. રામ્સે મેકડોનાલ્ડે પોતે પણ સ્વીકારેલું છે કે હીંદને નામે લખવામાં આવેલું બધું દેવું વાસ્તવીક નથી જ, અને જ્યારે અત્યારે કામદારપક્ષ સત્તામાં છે ત્યારે બીજા કશાની ખાતર નહીં તો કેવળ ન્યાયની ખાતર પણ હીંદના દેવાના પ્રશ્નની ખુલ્લા દીલે તપાસ અને પતાવટ કરવાની જરૂર છે. શ્રી વીઠ્ઠલભાઇ પટેલે લંડનમાં મળેલી હીંદી રાષ્ટ્રીય [રાજકીય] પરીષદના પ્રમુખાસન ઉપરથી કરેલા ભાષણમાં આવી તપાસ સમીતી માટે સીનેટર બોરાહ [અમેરીકા], ફ્રાન્સનો ખજાનચી અને સ્વીડનનો અર્થશાસ્ત્રી એમ ત્રણ માણસોની ભલામણ કરી છે. એટલું જ નહીં પણ આ જાતની હીંદની માગણી કેટલી વાજબી છે તે પુરવાર કરનારાં અનેક ઉદાહરણો આપ્યાં છે. તેમાં (૧) રશીઆએ હદ્દ પછી દેવાનો કરેલો ઇનકાર; (૨) ઇટા-

લીતો દેવાનો ઇનકાર અને સેંકડે બે ટકા લેખે રકમ લેવાનો બ્રીટનનો સ્વીકાર; (૩) ખુદ બ્રીટને અમેરીકન દેવાની નીતીની નજરે અસ્વીકાર કરવાની કરેલી તજવીજ અને બ્રીટીશ પત્રોએ ઉપાડેલી તે માગની લડત; (૪) જર્મનીના યુદ્ધદંડના સંબંધમાં વારંવાર થતી તપાસો અને ફેરફારીઓ; (૫) ન્યુ સાઉથ વેલ્સની કામદાર સરકારે રૂણના અસ્વીકારનો કરેલો ઠરાવ, ન્યુ સાઉથ વેલ્સ અને ઓસ્ટ્રેલીઆની સરકારે રૂણભારમાંથી છુટવાના કરેલા પ્રયાસ; (૬) ફ્રેન્ચોએ બ્રીટીશ મુડીવાદીઓ પાસેથી ૫ કરોડ પાઉંડ રોકડા ૧ પાઉન્ડના ૨૫ ફ્રેન્કનો ભાવ હતો ત્યારે ઉધાર લીધેલા અને અત્યારે ૧ પાઉન્ડના ૧૨૫ ફ્રેન્કનો ભાવ છે ત્યારે દેવું પતાવવાનો આગ્રહ કરે છે, એટલે રૂપીઆના ત્રણ આના આપવા માગે છે વગેરે મુખ્ય છે. તેમ છતાં એમાંના કોઇ પણ દાખલામાં બ્રીટીશ મુત્સદ્દીઓ કે પત્રો, હીંદની સામે જેટલો પોકાર કરે છે તેટલો કરતાં નથી.

ત્યારે હીંદના રાષ્ટ્રીય રૂણમાં તો તમામ રકમ બ્રીટને હીંદને માથે મારેલી હોવા છતાં, હીંદ ચાર અબજના દેવાનો સ્વીકાર કરવા તૈયાર થયું છે. ગાંધીજી પણ કહે છે કેઃ "જે દેવાને હીંદ મંજુર રાખે અથવા જે ન્યાયપુર્વક હીંદને નામે માંડવામાં આવે તેટલાંના સ્વીકારનો અર્થ એ નથી કે બાકીનાનો ઇનકાર કરવામાં આવશે, પણ બાકીનાં કરજ બ્રીટન પોતાને માથે લઇ લેશે...અને કોઇ એમ ન માને કે આ રીપોર્ટ એ મહાસભાની આખરી માગણી છે...[આ] માગણીની રકમોમાંથી ગમે તે જતી કરવાની અથવા જરૂર પડે તો વધારવાની મહાસભાને છુટ છે. તેમાં પણ વળી મહાસભાએ કદી એવી હઠ તો લીધી જ નથી કે પોતે જે માગણી કરે તે કબુલ થવી જ જોઇએ...મહાસભા આ [રાષ્ટ્રીયરૂણ] બાબતને આખર સુધી વળગી રહેશે. મહાસભાનું ચાલશે તો હીંદુસ્તાન અંધારામાં ભુસકો નહીં મારે. જે કંઇ દેવાનો બોજો માથે લેવામાં આવે તેમાં મોટામાં મોટો ભાગ જે મુંગા કરોડોને ભરવાનો છે તેમને ભોગે ઉદ્ધાર થવું હીંદુસ્થાનને પાલવે એમ નથી."

આમ છતાં જો બ્રીટીશ મુત્સદ્દીઓ મહાસભાની આ નરમમાં નરમ માગણીને 'ઉદ્ધત અને ધમંડી' ગણીને, હીંદની સાથે "રંગીન અને જીતાયલા દેશ[૧]"ની માફક વર્તવાનું ધમંડ ચાલુ જ રાખશે, તો હીંદના મુંગા કરોડો એ અન્યાયી દેવાનો પુરેપુરો ઇનકાર કરવામાં જરા યે પાછી પાની નહીં કરે, અને તેમાં તેમણે કંઇ પણ ખોટું કરેલું કહેવાશે નહીં.

* * *

**વ્હીટલી** કમીશનનો રીપોર્ટ એ હીંદના સંખ્યાબંધ કામદારોને ભયંકર અન્યાય કરનારો ત્રીજો અગત્યનો પ્રસંગ છે. અને જ્યારે બ્રીટનનાં સીંહાસને કહેવાતા કામદારો બેઠેલા છે, તે વખતે જ આ કૌભાંડ રચાયું છે, એથી બ્રીટનનો કયો પક્ષ હીંદી કામદારોની ચીંતા કરે છે, તે વીષયમાં રહેલી તમામ શંકાનું નીવારણ થઇ ગયું છે. મુળે તો એ કમીશન જ સામ્રાજ્યવાદના જ સાગરીતોનું બનેલું હતું, તેથી હીંદી કામદારોને તેની ઉપર

---

૧ જુવોઃ શ્રી. વીઠ્ઠલભાઇ પટેલનું લંડનમાં મળેલી 'ઇન્ડીઅન નેશનલ કોન્ફરન્સ' માંનું ભાષણ. પૃષ્ટ : ૧૭

---

(વધુ માટે જુઓ પાનું ૫૯૫.)

# હિંદનું "રાષ્ટ્રીય કરજ"

અત્યારે હીંદના રાજકીય પુનરૂત્થાનને સમયે દેશના આર્થીક સામાજીક તેમજ ઔદ્યોગીક—એમ સર્વે પ્રશ્નોની શાસ્ત્રીયચર્ચા ચાલી રહી છે. અખીલ હીંદ રાષ્ટ્રીય મહાસભાની કરાંચીની બેઠકે હીંદની "રાષ્ટ્રીય કરજ"ની તપાસ કરવાને માટે એક કમીટીની નીમણુંક કરી હતી. આ કમીટીનો હેવાલ જે વખતે પ્રગટ થયો છે તેજ અવસરે એક બંગાળી અધ્યાપકે લખેલો નીચેનો માહીતપુર્ણ લેખ વાંચવાલાયક થઇ પડશે.

: અનુવાદક :

**અર્થશાસ્ત્રી**

ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના કારોબાર હેઠળ અંગ્રેજોની સત્તા અને વેપારના પાયા મજબુત બનાવવાને માટે લખલુટ ખર્ચ કરવાની જરૂર પડી તે વખતે અઢારમી સદીના અંતઃકાળમાં કોણ જાણે કયે ચોઘડીયે હીંદના રાષ્ટ્રરૂણની શરૂઆત થઇ. તે પહેલાં ઇંગ્લાંડમાં ટયુડર અને સ્ટુઅર્ટ વંશના રાજાઓની માફક અણીને સમયે રાષ્ટ્રના સંચાલકોને નાણાં તંગીને પહોંચી વળવાને માટે રૂણ કરવાની ફરજ પડતી હતી. પરંતુ અત્યારની માફક સાર્વજનીક અને સ્થાપીત કરજની પ્રથાનું નામ તે વખતે સંભળાતું ન હતું. રાષ્ટ્રના અંદાજ પંત્રકમાં એ દેવાને સ્થાન નહતું, એટલુંજ નહીં પણ, ટુંક વખતમાં એ રૂણ અદા કરી દેવામાં આવતું, અથવા તો માંડી-વાળવામાં આવતું. અત્યારની માફક એ જમાનામા રાષ્ટ્રરૂણનો ડુંગર વધ્યા કરતો ન હતો.

હીંદના પ્રાચીન ઇતીહાસમાં એવા અનેક દૃષ્ટાંતો છે કે જેમાં રાજકર્તાઓને તંગીના દીવસોમાં તવંગર શરાફો ઉપર આધાર રાખવો પડયો હતો. પરંતુ આ રૂણ રાજ્યના રૂણ તરીકે કદી પણ લેખાતું હતું નહી; એ તો કેવળ રાજાની વ્યક્તીગત કરજદારી ગણાતી હતી અને કેટલી યે વાર નાણાં ડુલી જવાના ભયથી શરાફો રાજાને નાણાં ધીરવાની સાફ ના પણ સંભળાવી દેતા એવા કીસ્સાઓ પણ ઇતીહાસમાં મોજુદ છે. બ્રીટનના ઇતીહાસમાં ત્રીજા હેન્રીના જીવનની કથા છે કે એ રાજાનું દેવું એટલું બધું ચડી ગયું હતું કે, તે લેણદારોના તગાદાથી બ્હાર પણ નીકળી શકતો નહતો. લેણદાર રાજાના અવસાન પછી કાં તો દેવું ભરપાઇ કરી દેવામાં આવતું અથવા તેનો ઇન્કાર કરવામાં આવતો હતો. આ વર્તનની યોગ્યતા વીષે અત્રે ચર્ચા કરવાનો ઉદ્દેશ નથી.

બ્રીટનમાં રાષ્ટ્રરૂણની શરૂઆત રાજા વીલીઅમે કરી. વીલીઅમ પરદેશી હતો. અનેક યુધ્ધો લડવામાં લખલુટ ખર્ચ થતો તેનો બોજો પ્રજા ઉપર નાખતાં તેને ભય લાગ્યો, એટલે તેણે કરજ કર-

ચાનો માર્ગ અખત્યાર કર્યો. તેને એમ પણ લાગ્યું કે દેશના તવંગર વર્ગને આ રીતે સ્થાપીત સરકાર સાથે સ્વાર્થની સાંકળથી બાંધી રાખવો એ પણ વધારે ઇચ્છવા જોગ છે. એક સદી પછી મહાન અર્થશાસ્ત્રી આદમ સ્મીથે પણ આ જ સીદ્ધાંતની ઘોષણા કરી હતી. તેમણે સાથે સાથે એવી પણ ચોખવટ કરી દીધી હતી કે, રાષ્ટ્રરણ જેમ વધતું જવાનું તેમ પ્રજા ઉપર કરવેરાનો બોજો પણ વધતો જવાનો અને પ્રજા ઉપયોગી બીજાં ખાતાંઓના ખર્ચ ઉપર પણ કાતર પડવાની. તેમના અભીપ્રાય મુજબ રાષ્ટ્રના અંદાજપત્રકમાં રાષ્ટ્રની કરજદારી અને કરવેરાની કુચ હંમેશાં સમાન ગતીએ જ થાય છે.

આમ સત્તરમી સદીની આખરે બ્રીટનના ખજાનચીએ રાજા વીલીઅમના તંત્ર હેઠળ જે પ્રથાનાં બીજ વાવ્યાં હતાં, તે અત્યારે ગંજાવર વટવૃક્ષની માફક ફાલી ફુલી રહી છે. સત્તરમી સદી પછી બ્રીટનના અનેક ખજાનચીઓએ અનેક યુધ્ધો રાષ્ટ્રરણના સબળ હથીઆરથી જીત્યાં છે. અત્યારે બ્રીટનની રાષ્ટ્રીય કરજદારી કરોડો પૌંડની થઇ ગઇ છે, અને તે ક્યારે ભરપાઇ થશે એ કહેવું મુસ્કેલ છે.

પરંતુ હીંદુસ્તાનમાં રાષ્ટ્રરણની સ્થાપના ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ કરી અને તે પછી રાષ્ટ્રના સંચાલકોએ તેનો પુરતો લાભ લીધો. જ્યાં સુધી સામાજીક ખર્ચમાં આવક અને જાવકની સમતુલા સાચવવાના પ્રયાસ થતા હતા ત્યાં સુધી રાષ્ટ્રના સંચાલકો ઉપર એક પ્રકારનો અંકુશ રહેતો હતો. પરંતુ રાષ્ટ્રીય કરજદારીનાં જન્મ સાથે એ અંકુશ સદાને માટે દુર થઇ ગયો; અને આજે દરેક દેશના અંદાજપત્રકનું રાષ્ટ્રરણ એક સામાન્ય અંગ બની ગયું છે. સામાજીક જમા ખર્ચના સર્વ સીદ્ધાન્તોને કોરે મુકીને શાહી સરકારના પ્રતીનીધીઓએ ગમે તેમ હીંદના નાણાંનો વ્યય કર્યો. આજના યુગમાં વીકસતાં શાસનતંત્રને પોષવાને માટે "કરજદારીની સંસ્થા" અનીવાર્ય બની ગઇ છે. અને હવે તો જામીનગીરી હોય કે ન હોય તો પણ નાણાં કરજે કાઢવામાં આવે છે આ ગંજાવર કરજનું વ્યાજ સામાન્ય મહેસુલમાંથી ભરપાઇ કરવામાં આવે છે, અને આવા સંજોગોમાં મુદ્દલ તો વધ્યા જ કરે છે, અને આમ દેશની આવક ઉપર આ એક હંમેશનો બોજો બની રહે છે.

સાર્વજનીક હીતની દ્રષ્ટીએ રાષ્ટ્રીય કરજ આવશ્યક છે, કારણ કે દેશના સામાન્ય મહેસુલ સાથે સર્વ સંજોગોને પહોંચી વળવાનું કાર્ય અતી મુસ્કેલ છે. અને તેમ છતાં કરજદારી કરવાથી નજીકના ભવીષ્યમાં અથવા તો લાંબે કાળે યોગ્ય વળતર મળવાની કંઇ આશા હોય તો જ કરજદારીના કાર્યને ઉત્તેજન આપવાનો કંઇ અર્થ છે. રાષ્ટ્રના ઘડતર કાર્ય અને અન્ય પ્રવૃત્તીઓમાં સટ્ટાખોરીને જરા પણ અવકાશ નથી. રાષ્ટ્રની આબાદી અર્થે-રાષ્ટ્રની આવક સુધારવા માટે કરજ કરવામાં કંઇ અર્થ છે ખરો, કારણ કે દરેક આર્થીક પ્રવૃત્તીનો ઉદ્દેશ ખર્ચ ઘટાડીને તેની ઉપયોગીતામાં વધારો કરવાનો હોય છે. આ નીદાન વ્યક્તીને માટે જેટલું સાચું છે, તેટલું જ રાષ્ટ્રને માટે અગત્યનું છે. પરંતુ રાષ્ટ્રને તો બીજી એક વસ્તુ પણ ધ્યાનમાં રાખવાની છે. રાષ્ટ્રને તો નાગરીકોની મુડી સાથે-તેમની કરકસર, અન્નસંગ્રહની શક્તી અને ભાવના સાથે કામ લેવાનું છે. તેથી પ્રજાના નાણાંનો વ્યય કરતાં પહેલાં તેને સાવધાનીપુર્વક પગલાં માંડવાં પડે છે.

પરંતુ આ દ્રષ્ટીએ હીંદનાં રાષ્ટ્રરૂણનો વીચાર કરીએ તો હીંદની કરજદારીની શરૂઆત અને તેના વીકાસમાં આવી કોઇ જાતની સાવધાની દ્રષ્ટીગોચર થતી નથી. પરદેશમાં સામ્રાજ્યને સ્થાપીત કરવાના ધ્યેયથી પ્રેરાયેલી સત્તા પાસે સ્વાભાવીક રીતે જ-જે ઉદ્દેશની આશા રાખી શકાય તેમાં જ હીંદના રાષ્ટ્રરૂણના મૂળ રહેલાં છે. અને એ સ્વાર્થનીતીને અંગે જ આજે હીંદના રાષ્ટ્રીય કરજનો આવો ગંજાવર આંકડો જોવો પડે છે. હીંદમાં એક જ મુશ્કેલી એ છે અને તે એ કે રાષ્ટ્ર અને વ્યક્તીનું હીત સમાન નથી.

## [૨]

હીંદનાં રાષ્ટ્રરૂણની તવારીખ અમોલ નથી. એના આંકડે આંકડામાંથી ઇતીહાસના અક્ષરો ઉઠે છે. ઇ. સ. ૧૭૯૨ ની સાલમાં હીંદનું રાષ્ટ્રીય કરજ લગભગ ૭૦ લાખ પૌંડ જેટલું હતું ઇ. સ. ૧૮૩૬ ની સાલમાં આ આંકડો વધીને ૩ કરોડ અને ૩૩ લાખ જેટલો થયો હતો. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના ચાર્ટરની મુદત પુરી થઇ ત્યારે આ સ્થીતી હતી. ઇ. સ. ૧૮૪૪–૪૫ ની સાલ પહેલાં શીખ અને અફ્ઘાન વીગ્રહોને અંગે આ સંખ્યા વધીને ૪ કરોડ અને ૩૫ લાખ પૌંડ જેટલી થઇ હતી. તે પછી લોર્ડ હાર્ડીંજ, ડેલાઉસી અને વેલેસ્લીની શાહીવાદી નીતીને અંગે રાષ્ટ્રીય કરજનો આંકડો કુદીને ૫ કરોડ અને ૫૦ લાખ પૌંડ જેટલો થયો હતો. અને તે પછીના થોડા વર્ષ પછી હીંદમાં બળવો જાગ્યો, તેનો લાભ લઇને હીંદના રાષ્ટ્રરૂણનો સર્વ બોજો હીંદની તીજોરી ઉપર નાંખવામાં આવ્યો! આમ ઇ. સ. ૧૮૧૮ ની સાલમાં હીંદનું રાષ્ટ્રીય દેવું વધીને ૬ કરોડ ને ૯૫ લાખ પૌંડ જેટલું થયું હતું. વેલ્બી કમીશનના હેવાલ મુજબ પંદર વર્ષમાં આ વધારો લગભગ ૫૩ ટકા જેટલો હતો, જ્યારે હીંદના રાજતંત્રની લગામ કંપની સરકારના હાથમાંથી બ્રીટીશ તાજને હસ્તક આવી ત્યારે એક કરોડ અને ૨૦ લાખ જેટલી રકમ કંપનીને આપવામાં આવી હતી; એટલું જ નહી પણ કંપની સરકારનું બધું દેવું હીંદી સરકારને માથે નાખવામાં આવ્યું હતું.. જ્યારે બળવો શાંત પડયો અને હીંદના તોફાની સાગરમાં શાંતી પ્રસરી ત્યારે ઇ. સ. ૧૮૬૨ ની સાલમાં હીંદના રાષ્ટ્રીય કરજના આંકડાઓ તપાસતાં જણાયું હતું કે ૨૦ વર્ષના સમયની અંદર રાષ્ટ્રરૂણમાં ૧૯૦ ટકાનો વધારો થયો હતો અને દેવાંનો આંકડો એક અબજ ઉપર જઇ પહોંચ્યો હતો! સ્વ.. રામેશચંદ્ર દત્તના અભીપ્રાય મુજબ બળવાના ખર્ચ જેટલો બીજો ખર્ચ હીંદી સરકારને અફ્ઘાનીસ્તાન, ઇરાન, ચીન વીગેરે દેશોમાં બ્રીટીશ સામ્રાજ્યવાદને જમાવવા માટે ખેલાયલા વીગ્રહોમાં થયો હતો. સ્વ૦ દત્તે આંકડાઓ તપાસીને જાહેર કર્યું હતું કે, ૭ કરોડ અને પંચાણું લાખની રકમ તો એની મેળે માંડીવાળી શકાય તેવી છે અને જો બરાબર ધ્યાનપુર્વક હીસાબ કરવામાં આવે તો આખી એક અબજની રકમ રદ થઇ શકે એમ છે.

"હીંદને રાષ્ટ્રરૂણ જ હોવું ન જોઇએ કારણ કે એ દેશને એવી કરજદારી કરવાની જરૂર કયારે પડી?" આ અભીપ્રાયની સાથે ઘણાને મતભેદ હોઇ શકે; પરંતુ ઇતીહાસ એ વાતની તો સાક્ષી પુરે છે કે આ દેવાની પાછળ હીંદની પ્રજાના હીત કરતાં તેના બ્રીટીશરાજકર્તાઓના હીત અને સ્વાર્થનો મુદ્દો વીશેષ સમાયલો છે.

[૩]

ઈ. સ. ૧૮૬૦ ની સાલમાં હીંદનું દેવું ૬૩।। કરોડ જેટલું હતું અને તે જ વખતે બ્રીટનમાં હીંદના રાષ્ટ્રીય કરજનો આંકડો બે કરોડ પંચ્યાસી લાખ પાઉંડ જેટલો હતો. ઇ. સ. ૧૮૭૬ ની સાલમાં કાનપોરના બળવા પછી મહારાણી વીકટોરીયા હીંદના તખ્ત ઉપર આવ્યાં, ત્યારે આ આંકડા અનુક્રમે રૂ. ૭૧૯૨૩૧૨૬૦ અને પાઉંડ ૫૫૬૩૯૭૦૩૩ ના રૂપમાં ફેરવાઇ ગયા હતા. ઇ. સ. ૧૮૯૦ ની સાલમાં હીંદમાંનું દેવું આશરે ૧૦૩ કરોડ જેટલું હતું અને સ્ટરલીંગ (બ્રીટનમાંનું) દેવું લગભગ ૧૦૪૫ લાખ પાઉંડ જેટલું હતું. ૧૯૦૦–૦૧ ની સાલમાં આ આંકડા અનુક્રમે રૂ. ૧૧૫૩૩૧૯૦૫૮ અને પાઉંડ ૧૩૩૪૨૫૩૩૭ જેટલા હતા. ઇ. સ. ૧૯૧૦–૧૧ ની સાલમાં હીંદમાંનું દેવું ૧૩૮ કરોડ ઉપર હતું જ્યારે ઇંગ્લાંડમાં હીંદનું સ્ટરલીંગ દેવું વધીને ૧૭૮૦ લાખ પૌંડ જેટલું થવા પામ્યું હતું. આમ આપણે જોઇ શકીએ છીએ કે, હીંદમાં બ્રીટીશ રાજ્યની સલામતી સાથે હીંદનું રાષ્ટ્રરૂણ ત્વરીત ગતીએ વધતું જ રહ્યું છે અને આમાં પણ બ્રીટનની અંદર હીંદનું જે દેવું કરવામાં આવ્યું હતું તેમાં થોડા વર્ષમાં ગંભીર વધારો થયો છે.

હીંદના દેવાના આંકડા નીચે પ્રમાણે હતા.

| વર્ષ. | હીંદ રૂપીયા | બ્રીટન (પૌંડ) |
|---|---|---|
| ૧૯૨૧–૨૨ | ૩૩૯½ | ૨૦૫૦ લાખ. |
| ૧૯૨૨–૨૩ | ૩૨૩½ | ૨૪૨૦ ,, |
| ૧૯૨૪–૨૫ | ૩૧૧½ | ૩૪૧૦ ,, |
| ૧૯૨૭ | ૧૧૬ | ૪૫૨ કરોડ |

(૧ શી. ૬ પેન્સના ભાવે)

હીંદમાં લોનના વ્યાજનો દર સામાન્ય રીતે ૬ ટકાથી ૭।। ટકા વચ્ચે આપવામાં આવતો હતો જ્યારે ઇંગ્લંડમાં હીંદી લોનો મોટે ભાગે ૭ ટકાના વ્યાજના દરથી ઉભી કરવામાં આવતી હતી! આ વીષે વખતોવખત એવી દલીલ કરવામાં આવે છે કે, હીંદમાંના નાણાંની તંગીને લીધે સરકારને જોઇતાં નાણાં મળી શકતાં નથી. ઇ. સ. ૧૮૯૨–૯૪ ની સાલમાં નવ કરોડ જેટલા રૂપીયા ઇંગ્લાંડમાં ઉભા કરવામાં આવ્યા હતા. અને એવી દલીલ કરવામાં આવી હતી કે જ્યારે સરકારને પાંચ કરોડ કરતાં વધારે મોટી રકમની લોન ઉભી કરવાની હોય છે, ત્યારે તે પૈસા હીંદમાં મળી શકતા નહીં હોવાથી તેમને ઇંગ્લાંડના નાણાં બજારમાં જવાની ફરજ પડે છે. સરકાર હંમેશાં એવો દાવો કરે છે કે તેની શાખ ઘણી સારી છે, છતાં હીંદના મુડીવાદીઓને નાણાં ધીરવા માટે જે લાલચો આપવામાં આવે છે તેનું જોઇએ તેવું સારૂં પરીણામ નથી આવતું એ એક વીચીત્ર ઘટના છે. છેલ્લી લડાઇ દરમ્યાન એવો અનુભવ પણ થયો છે કે, હીંદમાં નાણાં તો પુષ્કળ છે અને સરકાર જો ખરેખર ગંભીરાઇથી નાણાં લેવાને ખુશી જ હોય, તો સરકારી લોનોમાં પૈસાની ભરતી પણ ઠીક પ્રમાણમાં અને જલ્દીથી થઇ શકે એમ છે. ઇ. સ. ૧૮૨૦ ની સાલમાં બ્રીટન તેમજ હીંદમાંના હીંદી સરકારના દેવાનો સમાવેશ કરતા રાષ્ટ્રરૂણનો આંકડો માત્ર છત્રીસ કરોડ રૂપીયા જેટલો હતો તે પછીના સો વર્ષમાં આ સંખ્યા વધીને એક હજાર જેટલી થઇ. આ વધારો ખરેખર અદ્ભુત કહી શકાય અને આ હીંદની આર્થીક જરૂરીઆત જોતાં કેટલો બધો વધારે પડતો છે તે સૌને સમજી શકાય એમ છે.

ઇ. સ. ૧૯૨૯ ની સાલમાં હીંદનું રાષ્ટ્રીય કરજ ૯૦૭૪.૧૬ કરોડ જેટલું હતું તેમાંથી રૂ. ૭૩૫–૮૬ કરોડ "ઉત્પાદક" દેવામાં હતા અને બાકીના રૂ. ૧૭૦.૮૬ કરોડ નકામાં વ્યય તરીકે નંખાયા હતા. રૂ. ૧૩૫.૯૫ કરોડ પ્રાંતીક દેવા ઉપર હતા અને ૩૦.૫૭ લાખ બીજા ખાતાંઓ ઉપર નોંધાયા હતા. આ દેવાનો મોટો ભાગ જ્યારે હુંડીની કીંમત ૧ શી. ૪ પેન્સ હતી ત્યારે બ્રીટનમાં ઉછીના તરીકે લેવામાં આવ્યો હતો. આમ જ્યારે વખતોવખત રૂપીયાની કીંમત વધી જાય છે ત્યારે આ દેવું લંડનમાં ખરીદી લેવાથી હીંદી સરકારની તીજોરીને મોટો લાભ થવાનો સંભવ છે. અત્યારે પણ રૂપીયાની કીંમત ઉંચી છે ત્યારે હીંદના સ્ટરલીંગ દેવામાં ઉપરની યુક્તી પ્રમાણે સારો સરખો ઘટાડો થઇ શકે એમ છે, છતાં પણ તેની કીંમત જુના નીયમ પ્રમાણે સલામત રહેવા દેવામાં આવી છે અને તે અનુસાર પુરેપુરું વ્યાજ આપવામાં આવે છે. ઇ. સ. ૧૯૧૯–૨૦ માં હીંદના કુલ દેવા ઉપર વ્યાજની રકમ લગભગ સવાપચીસ કરોડ રૂપીયા જેટલી થવા જતી હતી. તે પછીના ચાર વર્ષ દરમ્યાન આ રકમ વધીને રૂ. ૩૮ કરોડ ૬૮ લાખ જેટલી થઇ છે. હીંદના દેવાના બીજા બીજા આંકડાઓ તપાસતાં જણાય છે કે આ વ્યાજનો મોટો ભાગ બ્રીટનના મુડીવાદીઓનાં ગજવા તર કરવામાં વેડફાઇ જાય છે! તે ઉપરાંત હુંડીની કીંમત લાંબો વખત ટકાવી રાખવાના પ્રયાસથી હીંદના કર ભરનારાઓને ભારે મુશ્કેલીઓ સહન કરવી પડે છે તેનો વીચાર પણ કરવાની જરૂર છે. જેમ જેમ હીંદના રાષ્ટ્રીય કરજમાં વધારો થતો ગયો તેમ તેમ હીંદી પ્રજાના કરના બોજામાં પણ ઉમેરો થતો ગયો અને છેવટે હીંદી સરકાર અને હીંદી પ્રજા એક બીજાની આર્થીક અવદશામાં મુંઝાતા અને આખી સદીના મુર્ખાઇના પરીણામની વીચારણા કરતા મુંગા થઇને ઉભા રહ્યા.

## [૪]

હવે આપણે હીંદના ઉત્પાદક દેવાંનો વીચાર કરીએ. રેલ્વે નહેરો, ટપાલ અને તાર, જંગલખાતું, મીઠાંખાતું, અને હુન્નર ઉદ્યોગના ખાતાં હેઠળ આ દેવાના આંકડાનો સમાવેશ કરવામાં આવે છે. નવાઇની વાત તો એ છે કે હીંદી રેલ્વેઓનું દેવું લગભગ રૂ. ૬૦૦ કરોડ જેટલું છે, છતાં હીંદી સરકારના આવકના મુખ્ય સાધન તરીકે તેનો સમાવેશ હજી સુધી કરવામાં આવ્યો નથી. તેનું કારણ એ છે કે રોકાયલી મુડીના પ્રમાણમાં થતી આવકનું પ્રમાણ તદન નજીવું છે.

ઇ. સ. ૧૯૧૫ અને ૧૯૨૨ ના વર્ષ દરમ્યાન આ આવકનું પ્રમાણ ૭.૫૩ ટકા અને ૨.૭૫ ની વચ્ચે ફેરફેર થયા કરતું હતું. ઇ. સ. ૧૯૨૪–૨૫ ની સાલમાં ૧૦૪॥ કરોડ જેટલી આવકની સામે હીંદી રેલ્વેઓ ઉપર ૯૫ કરોડ જેટલી ગંજાવર રકમ ખર્ચ પેટે બાદ કરવામાં આવી હતી, એટલે માત્ર ૯॥ કરોડ જેટલી બચત સરકારને રહી હતી. ૧૯૨૧–૨૨ ની સાલમાં સરકારને હીંદી રેલ્વેઓ પર નવ કરોડની ખોટ હતી. આ વસ્તુસ્થીતી ધ્યાનમાં રાખતાં હીંદી રેલ્વેઓના દેવાંને ઉત્પાદક દેવા તરીકે કોઇ ભાગ્યે જ જાહેર કરી શકે. તે ઉપરાંત હીંદી રેલ્વેઓના રાજદ્વારી લશ્કરી કામમાં થતા ઉપયોગની દ્રષ્ટીએ આવું ગંજાવર દેવું કરવા દેવામાં આવે છે એવો વહેમ પણ ઘણાના દીલમાં ઘર

કરી રહ્યો છે. ન્હેરના બાંધકામ ઉંડળ મધ્યસ્થ અને પ્રાંતીક સરકારોના દેવાનો સમાવેશ કરતાં ઈ. સ. ૧૯૨૪–૨૫ ની સાલમાં ૯૦ કરોડ જેવી મોટી રકમ ચોપડે નોંધાઈ છે. એ વર્ષ દરમ્યાન એ મથાળાં ઉંડળ સરકારની આવક લગભગ ૧૦॥ કરોડની ચોખ્ખી ઉપજ લગભગ ૭ કરોડની હતી. હીંદ જેવા દેશમાં ન્હેરના બાંધકામની આવશ્યકતા વીશેષ છે, તેનો વીચાર કરતાં તેમજ ન્હેરના બાંધકામ ઉંડળ સરકારને થતી આવક ધ્યાનમાં લેતાં, આ દેવાને વખોડી કાઢી શકાય એમ નથી. ન્હેર અને રેલ્વેઓ દુષ્કાળના દુશ્મન છે અને વ્યાપાર વ્યવહારના સુંદર સાધનો છે. જે દેશમાં ૮૦ ટકા જેટલા લોકો ખેતીવાડી ઉપર જીવન ગુજારો કરે છે તેવા દેશમાં ન્હેરોના બાંધકામ ઉંડળ આવો ખર્ચ કાંઈ વધારે પડતો તો નજ કહી શકાય અને તેમ છતાં ન્હેરોના બાંધકામ માટે પણ કરજદારી કરવામાં ખાસ સાવચેતી રાખવાની જરૂર છે. તાર અને ટપાલ ઉંડળ સરકારનાં દેવાંની રકમ લગભગ ૧૮ કરોડ જેટલી છે. ઈ. સ. ૧૯૨૪–૨૫ ની સાલમાં આ ખાતામાં સરકારની આવક લગભગ સવાદશ કરોડની હતી, જ્યારે આ ખાતાં ઉંડળ ખર્ચ સવાનવ કરોડનો થયો હતો એટલે માત્ર એક કરોડ જેટલી બચત હતી. તેની સાથે આ ખાતાંના દેવા પાછળ લગભગ સાડીઅડસઠ લાખ જેટલું વ્યાજ સરકારને ભરવું પડ્યું હતું. આ વર્ષે વસ્તુસ્થીતીનો વીચાર કરતાં તાર ટપાલનાં ખાતાં પાછળ કરજદારી કરવામાં સરકારે વીશેષ લક્ષ્ય આપવાની જરૂર છે. મીઠાખાતા ઉંડળ માત્ર ૭૪ લાખ જેટલું દેવું છે. હીંદના ગંજાવર રાષ્ટ્રરણનો વીચાર કરતાં આ આંકડો નજીવો લાગે છે. ૧૯૨૪–૨૫ ની સાલમાં મીઠાંની આવક ૭¾ કરોડ હતી જ્યારે ખર્ચ ૭¾ લાખ જેટલો હતો અને વ્યાજની પાછળ માત્ર ૩ લાખ જ ખર્ચાયા હતા. જો કે આ ખાતાં ઉંડળ દેવાનું પ્રમાણ નજીવું છે, તો પણ આ ખાતાંને નીભાવવાને માટે કશાં કારણ સરકારને સાંપડી શકતાં નથી.

## [૫]

હવે આપણે બીનઉત્પાદક કરજનો વીચાર કરીએ. વ્યક્તીના સંબંધમાં તેમ રાષ્ટ્રના સંબંધમાં અર્થશાસ્ત્રના સીદ્ધાંતો એક સરખી રીતે કાર્ય કરે છે. બીન ઉત્પાદન કરજ જેમ વ્યક્તીના જીવનમાં હાનીકારક નીવડે છે તે જ રીતે રાષ્ટ્રના અંદાજપત્રમાં બીન ઉત્પાદક કરજ એક બોજારૂપ છે અને તેનું પ્રમાણ જેમ બને તેમ ઓછું રાખવાનો પ્રયાસ આવશ્યક છે. બીન ઉત્પાદક દેવું તેના ગુણનો વીચાર કરતાં સ્વાભાવીક રીતે "મુડી" ના મથાળાની બ્હાર હોય છે. હીંદ સંબંધી આ દેવું હીંદ માટે તદ્દન નીરર્થક છે. એની શરૂઆત જેમ ગેરકાયદેસર છે તેમ એનો વીકાસ ત્રાસજનક છે. એ એક વીચીત્ર ઘટના છે કે હીંદને માથે વીગ્રહનો બોજો લદાયો છે, છતાં તેને વીગ્રહ પોકારવાનો અધીકાર નથી. લઢાઈનું અંદાજપત્રક દરેક દેશમાં હોય છે, પણ તે સ્વતંત્ર દેશોને માટે જ. અને પ્રજાસંઘની હસ્તી છતાં. પરંતુ હીંદને માટે તો આ ખર્ચની દર વર્ષે ગંજાવર રકમો ખર્ચાય છે. આ દેવાંને મોટાવવાને માટે અંદાજપત્રમાં જે બચત રહે તેનો સત્વર ઉપયોગ થવો જોઈએ. સરકારને પણ રાષ્ટ્રની કરજદારીના વધતા જતા વેગથી મુંઝવણ થઈ હતી અને ઓગણીસમી સદીના અંતકાળમાં આ વેગને અટકાવવાને

માટે તેમણે પદ્ધતીસર પ્રયાસો કર્યા હતા. ઇ. સ. ૧૯૧૪ ની સાલમાં મહાનવીગ્રહની આગ ભભુકી ઉઠી ત્યાં સુધી સરકારના આ પ્રયાસો ચાલુ રહ્યા હતા. સરકારનું સામાન્ય દેવું જે ૧૯૧૬ ની સાલમાં લગભગ ૩ કરોડ રૂપીયા જેટલું એટલે કે કુલ દેવાના ૭ ટકા જેટલું થઇ ગયું હતું તે ઇ. સ. ૧૯૧૮ ની સાલમાં એકદમ વધીને ૧૨૩ કરોડ એટલે કુલ દેવાના ૨૪ ટકા જેટલું વધી ગયું હતું. વીગ્રહની કરજદારીથી રાષ્ટ્રના રૂણનો કેસ વધારે ગંભીર અને ભયંકર બન્યો હતો. સરકારના પૈસાનો પ્રવાહ આ દીશામાં વધુ વેગથી વહેવા માંડયો જ્યારે રાષ્ટ્રીય હુન્નર ઉદ્યોગ પોષણને અભાવે કરમાવા માંડયા! જે નાણાંની રેલમછેલથી હીંદના હુન્નર ઉદ્યોગની આબાદી થઇ હોત તેનો ઉપયોગ દારૂગોળા અને તોપખાનાઓના ધડાકામાં થઇ રહ્યો હતો. અને તે પણ હીંદના હીતની ખાતર નહી પણ સમ્રાજ્યના હીતની ખાતર કરવામાં આવ્યું હતું. હીંદે તો અસીમ આપભોગ આપ્યો પણ સામ્રાજ્યને તેથી કાંઇ લાભ થયો ખરો.

ઉત્પાદક કરજદારી કરવામાં તો કાંઇ કારણો પણ હોય છે; પરંતુ જ્યારે બીન ઉત્પાદક દેવાનો પ્રશ્ન આવે છે ત્યારે નાણાં ઉભા કરવાને માટે જુદાં જુદાં બજારો શોધવાની ફરજ પડે છે. ઇ. સ. ૧૯૨૪–૨૫ ની સાલમાં ૫ા કરોડ જેટલા વ્યાજમાંથી ૩ા કરોડ જેટલું વ્યાજ ઇંગ્લાંડમાં ઉત્પાદક દેવા પેટે ભરવામાં આવ્યું હતું. તે જ વર્ષ દરમ્યાન ઇંગ્લાંડમાં કુલ દેવાના ૮૨૫ા કરોડ જેટલી રકમમાંથી ૫૨૧ા કરોડ રૂપીયા જેટલી રકમ તો કાયમી દેવાની હતી. (૧ પાઉંડ=રૂ. ૧૫). આ ઉપરાંત પ્રાંતીક સરકારોના દેવાનું પ્રમાણ ૨૩૨ કરોડ રૂપીયા કરતાં વધારેનું હતું. આને પરીણામે વ્યાજ પેટે હીંદની ગંજાવર રકમ દર વર્ષે પરદેશમાં ઘસડાઇ જાય છે. પ્રાંતીક સરકારોની લોન સાડાછથી ૭ ટકાને દરે બ્રીટનમાં ઉભી કરવામાં આવેલી હોય છે જ્યારે મધ્યસ્થ સરકારની લોનનો દર સાત ટકાથી બે ટકા સુધીનો સાંભળવામાં આવ્યો છે.

પરદેશોમાં આ રીતે લોનો ઉભી કરવાની નીતી સામે ખાસ કરીને જ્યારે હીંદ જેવા રૂપાના ચલણવાળા દેશને પરદેશોમાં સોનાના સીક્કાઓ મારફતે દેવું ભરવાનું હોય છે ત્યારે તેનો સખ્ત પોકાર કર્યા વગર ચાલી શકે એમ નથી. વેલ્બી કમીશને પણ લોનો લેવાની જ્યારે જરૂર પડે ત્યારે તે હીંદમાં જ ઉભી કરવાની નીતી અખત્યાર કરવાની મજબુત ભલામણ કરી હતી. હીંદનું સ્ટરલીંગ દેવું મુખ્યત્વે કરીને અંગ્રેજોના હાથમાં છે. તે ઉપરાંત હીંદમાંના દેવાની મોટી રકમ પણ ઇ. સ. ૧૯૧૧ ની સાલ સુધી તો મુખ્યત્વે ગોરાઓ પાસેથી જ આવી હતી. અને તે પછી હીંદીઓએ લોનોમાં પૈસા ભરવા માંડયા અને કુલ દેવાના લગભગ ૬૦ ટકા જેટલું પ્રમાણ હાથ કર્યું. અત્યારના દેવાના અસહ્ય બોજાને માટે સરકારની ઉદાસીનતા જ કેવળ જવાબદાર છે. દેશમાં કરવેરાનો બોજો વધતો જ રહ્યો છે અને લોકો સરકાર તરફથી અપાતા ફાયદાઓ વીષે દીન પ્રતીદીન બેકદર બનતા રહ્યા છે તેનું મુળ કારણ પણ આ જ છે. હીંદમાં દેવા પેટે વાર્ષીક માથા દીઠ બોજો રૂ. ૨–૧૧–૩ જેટલો આવે છે, જ્યારે સરેરાશ આવકનું કરવેરા સાથે પ્રમાણ લગભગ ૯ ટકા જેટલું છે. જમીન મહેસુલ બાદ કરતાં માલની વપરાશ ઉપર કરના બોજાનું પ્રમાણ રૂ. ૪–૨–૯ આવે છે જ્યારે જમીન મહેસુલનો સમાવેશ કરતાં માથા

દીઠ દર વર્ષે આ પ્રમાણુ વધીને રૂ. ૫–૯–૯ થાય છે. આમ કુલ બોજાનું પ્રમાણુ રૂ ૮–૫–૦ થાય છે. હીંદ જેવા દેશમાં જ્યાં માથા દીઠ વાર્ષીક આવક માત્ર રૂ. ૪૪ છે ત્યાં આ બોજો ખરે જ અસહ્ય કહી શકાય. આ બોજામાં એક પાઈનો પણ વધારો કરવો એ જીવનની સામાન્ય જરૂરી બાબત પર ચઢાઈ કરવા બરાબર છે.

[૬]

ઈ. સ. ૧૯૧૪ ની સાલમાં ઈંગ્લાંડની રાષ્ટ્રીય સંપત્તીની ગણત્રી પાઉંડ ૧૪૫૦૦૦ લાખની કરવામાં આવી હતી જ્યારે રાષ્ટ્રીય દેવાનું પ્રમાણ પાઉંડ ૭૧૧૦ લાખ જેટલું હતું. એટલે કે કુલ આવકનાં માત્ર પાંચ ટકા જેટલો આ બોજો હતો. જ્યારે ઈ. સ. ૧૯૧૪ ની સાલમાં બ્રીટીશ હીંદની રાષ્ટ્રીય આવક રૂ. ૧૨૧૦ કરોડ જેટલી હતી અને દેવાનું પ્રમાણ રૂ. ૪૬૦ કરોડ હતું. એટલે કે દેવાનો બોજો કુલ આવકના ૩૩ ટકા જેટલો હતો અને આ તો જગત મહાન વીગ્રહને આરે ઉભું હતું તે વખતની વાત થઈ. ઈ. સ. ૧૯૨૦ ની સાલમાં ઈંગ્લાંડની રાષ્ટ્રીય આવક અને દેવાનું પ્રમાણુ વધીને લગભગ ૩૦ ટકા જેટલું થયું હતું. જ્યારે અધ્યાપક શીરાઝની ગણત્રી પ્રમાણે બ્રીટીશ હીંદની આવક વધીને રૂ. ૨૫૯૮ કરોડ થઈ હતી અને દેવાનું પ્રમાણ રૂ. ૬૪૭ કરોડ જેટલું હતું, એટલે કે દેવાનો બોજો લગભગ ૨૫ ટકા જેટલો કાયમ રહ્યો હતો. મહાવીગ્રહની આગ શમી ગઈ તે વખતની આ પરીસ્થીતી હતી. અહીં એક વસ્તુની નોંધ લેવાની ખાસ જરૂર જણાય છે. છેલ્લા વીગ્રહને પરીણામે તેમજ તે પહેલાં બ્રીટને પોકારેલ બીજાં ૫ ૬ યુધ્ધોને પરીણામે ઈંગ્લાંડનું રાષ્ટ્રીય ખર્ચ ૧૯૨૦ ની સાલમાં વધીને માત્ર ૭૦૦ કરોડ પાઉંડ જેટલું થયું હતું. એટલે કે હીંદના રાષ્ટ્રીય દેવાથી લગભગ દશગણું વધારે હતું. જ્યારે બ્રીટનની રાષ્ટ્રીય આવક લગભગ ૧૬ ગણી વધારે હતી. બ્રીટનમાં અત્યારે માથા દીઠ દેવાનો બોજો માત્ર દશ ટકા જેટલો છે જ્યારે હીંદમાં તેનું પ્રમાણુ લગભગ પચાસ ટકા જેટલું છે. આમ એ તો સહેજે જોઈ શકાય છે કે બ્રીટનનું રાષ્ટ્રીય કરજ ગંજાવર છે છતાં તેની રાષ્ટ્રીય આવકના પ્રમાણુમાં એ રકમ નજીવી જણાય છે. તે ઉપરાંત સુલેહશાંતીના દીવસોમાં બ્રીટનના હુન્નર ઉદ્યોગની આબાદી પણ એટલી બધી વધી છે કે જેનો વીચાર કરતાં આ કરજનો બોજો સાવ હળવો લાગે છે.

છેલ્લા મહાવીગ્રહ પછી જે જે દેશો લડાઈના વમળમાં સપડાયા હતા તે તે દેશોના રાષ્ટ્રીય કરજમાં મોટો ઉછાળો આવ્યો છે. એકલા બ્રીટને જ લડાઈ પછીના ૭ વર્ષ દરમ્યાન ૭૧૯.૬ કરોડ પાઉંડનું કરજ કર્યું છે. ફ્રાંસની કરજદારી ઈ. સ. ૧૯૨૦ ની આખરે ૩૪૧૮.૮ કરોડ ફ્રાંક ઉપરથી વધીને ૨૪૦૨૪.૨ કરોડ ફ્રાંક ઉપર આવી છે. અને ૧૯૨૯ ની સાલમાં તે રકમ ૪૫૯૦૦ કરોડ જેટલી થઈ હતી. રશીયાનું દેવું ૮૮૦ કરોડ રૂબલનું હતું તે પંદર વર્ષમાં વધીને ૩૨૩૦ કરોડ રૂબલ જેટલું થયું હતું. આજે જર્મનીનું રાષ્ટ્રીય કરજ ૮૯૪ ૯ કરોડ માર્ક છે સો વર્ષ પહેલાં આ પ્રમાણ ફક્ત ૬ કરોડ ૯૦ લાખ માર્ક જેટલું જ હતું. અમેરીકાનું રાષ્ટ્રીય દેવું આજે ૧૬૯૩.૧ કરોડ ડોલર જેટલું છે અને આ દેવાની ખાસ નોંધવા જેવી વાત

તો એ છે કે તેમાંનો મોટો ભાગ બેથી સાડાચાર ટકાને બ્યાજે ઉભી કરેલી લોનોનો છે. પરંતુ અમેરીકા તો યુરોપના બીજા દેશો પાસે પૈસા પણ માંગે છે અને તે ઉપરાંત અમેરીકાના અંદાજપત્રમાં દર વર્ષે બચત રહે છે તથી રાષ્ટ્રીય આવક પણ વધતી જ રહી છે. આ રાષ્ટ્રો આર્થીક તેમજ રાજકીય હેતુની સીદ્ધી અર્થે મહાવીગ્રહમાં જોડાયા હતા તેથી તેઓ આ ગંજાવર દેવાનો અને લડાઇમાં થએલા ખર્ચનો ઝાઝો વીચાર ન પણ કરે, પરંતુ અતીશય દુઃખની વાત એ છે કે, માનવજીવન અને ન્યાયના પવીત્ર નામ હેઠળ કેવળ સત્તા અને મહત્વાકાંક્ષાને પોષવાને માટે ખેલાયલા આ મહાવીગ્રહમાં હીંદને તો પરાણે ધસડવામાં આવ્યું હતું અને પરીણામે કોઇ પણ જાતના લાભ વગર તેને ગંજાવર રકમનો વ્યય કરવો પડયો હતો. આજે હીંદનું નાણાં પ્રકરણ ઉદાશ લાગે છે અને લડાઇની ભયંકર ભુલાવળે જે વસમો વારસો હીંદને શીરે નાંખ્યો છે તેને ફેડવાને માટે હીંદના મહારથીઓને કોણ જાણે કેટલાયે વર્ષો સુધી ચીંતા અને ચાલાકીના દાવ ખેલવા પડશે!

[ ૭ ]

યુરોપના બીજા દેશોમાં બન્યું તેમ હીંદમાં પણ "ડુબત ફંડ"ની પદ્ધતી દેવાનો બોજો ઓછો કરવાના કાર્યમાં તદ્દન નીષ્ફળ નીવડી છે. જે કરો પહેલા દેવાની મુડી તેમજ વ્યાજ ભરપાઇ કરવાને માટે ટુંક મુદત સુધી નીભાવવાના ઉદેશથી નાંખવામાં આવ્યા હતા તે કરો મારફતે ભાગ્યે જ મુડીનું વ્યાજ ભરી શકાતું અને ભવીષ્યમાં સારી રકમની આશાએ ઉપાડવામાં આવેલી રકમ તો એમને એમ કાયમ રહેતી. આમ વર્ષો સધી ચાલ્યા જ કરતું અને છેવટે રાષ્ટ્રીય દેવાનું કાયમી ફંડ જમા થતું. જે કરવેરો પહેલાં કામ ચલાઉ નાંખવામાં આવ્યો હતો તે કાયમનો થઇ ગયો અને આમ સરકારને એ દ્રષ્ટીએ રાહત પણ મળતી. તેઓ હાથમાં ભીક્ષાપાત્ર લઇને લેણદારો પાસે આનંદથી ફરી શકતા ત્યારે એક તરફ તેમનું વ્યાજ ભરીને દેવાનો બોજો વધ્યા જ કરતો. મહાન અર્થશાસ્ત્રી આદમ સ્મીથે આ પરીસ્થીતીના ઉદાહરણ રૂપે ફ્રાંસ, સ્પેન, ઇટલી અને બેલ્જીયમના દાખલા આપ્યા હતા.

એ વાત સાચી છે કે રાષ્ટ્રને અનેક લડાઇઓ પોતાની હસ્તી માટે લડવી પડે છે. તે ઉપરાંત સુલેહના સમય દરમ્યાન પણ કેટલાક અણધારેલા બનાવોને પરીણામે આવકના અસામાન્ય માર્ગો તેમને શોધવા પડે છે. આવા સંજોગોમાં "ડુબત ફંડ" ની પદ્ધતીથી કંઇ પણ રાહત મળવાનો સંભવ જણાતો નથી. હીંદમાં તો એ પદ્ધતી અખત્યાર થઇ છે છતાં હીંદનું દેવું તો વધતું જ રહ્યું છે. જ્યારે "ડુબત ફંડ"માં વધારો તો ગોકળ ગાયની ગતીએ થયા કરે છે અને વધારે દુઃખની વાત તો એ છે કે સરકાર ઘણીવાર આ ફંડમાંથી પણ નાણાં દેવા તરીકે ઉપાડે છે. આમ "ફંડીંગ"ની પદ્ધતીથી રાષ્ટ્ર હંમેશને માટે દેવાના ડુંગર નીચે કચડાઇ રહ્યો છે. પોતાના જ દેશને માટે જ લખતાં આદમ સ્મીથ કહે છે કે ૧૧ વર્ષના સંપુર્ણ શાંતીના દીવસો દરમ્યાન એક કરોડ જેટલુ દેવું અદા કરવામાં આવ્યું હતું ત્યારે ૭ વર્ષના વીગ્રહમાં ૧૧ કરોડ કરતા વધારે મોટી રકમ દેવા તરીકે ઉભી કરવામાં આવી હતી. વળી એમ માનવામાં આવે છે કે લડાઇના દીવસો દરમ્યાન ઉભા કરવામાં આવેલા દેવાની શાંતીના દીવસો દરમ્યાન થતી ભર-

પાઇનું પ્રમાણ ૪૦૦:૧ જેટલું છે. કેટલાક અર્થશાસ્ત્રીઓ લડાઇના દેવાની મુદત ટુંકી રાખવાની હીમાયત કરે છે અને તે મુદત દરમ્યાન એ દેવું ભરાઇ ન જાય તો તેનો બોજો ભવીષ્યની પ્રજા પર નાંખવાની સુચના કરે છે.

ઇ. સ. ૧૮૫૪ની સાલમાં મહાન રાજ-પુરૂષ ગ્લેડસ્ટને આ જાતની પ્રથાને ધીક્કારને પાત્ર ઠેરવી હતી. તેમણે જણાવ્યું હતું કે, લડાઇને માટે લોન દ્વારા નાણાં ઉભાં કરવાની પ્રથા, એ પ્રજાની પદ્ધતીસરની છેતરપીંડી બરાબર છે. પ્રજાને ખબર નથી કે તેઓ શું કરી રહ્યા છે. એમનાં પગલાંનું પરીણામ દુરના ભાવીમાં ધકેલી મુકવામાં આવે છે. જો બ્રીટનને માટે આ વાત સાચી હોય તો હીંદમાં તેનું અનુકરણ શા માટે થવું ન જોઇએ? ઇતીહાસમાં એવો એક પણ દાખલો છે કે જ્યાં સરકારે રાષ્ટ્રીય કરજની પાઇએ પાઇ ભરી આપી હોય? જ્યારે રાષ્ટ્રનું દેવું ઠીક ઠીક પ્રમાણમાં જમા થયું હોય છે ત્યારે તેનું ભરણું ઘણીવાર નાદારી જાહેર કરીને અથવા તો ભરણાનો દેખાવ કરવામાં આવે છે એમ આદમ સ્મીથ કહે છે.

જ્યારે ચલણી સીક્કાની કીંમત તેની ખરી કીંમત કરતાં વધારવામાં આવે છે અને ૦ પેન્સ અને એક શીલીંગનું મુલ્ય આપવામાં આવે છે ત્યારે દેવાના ભરણાનો દેખાવ કરવામાં આવે છે એમ કહી શકાય. આજના યુગમાં દેશના નાણાંચલણમાં આ જાતની યુક્તી પ્રયુક્તી માટે સારી સરળતા થઇ છે. કાગળની ચલણી નોટોને પ્રતાપે નાણાંની કીંમતમાં ફેરફારો થઇ શકે છે. ઇ. સ. ૧૯૧૯ ની સાલમાં હીંદમાં ચલણી નોટોનું પ્રમાણ વધારીને ૧૨૦ કરોડ જેટલું કરવામાં આવ્યું હતું, જ્યારે તેની પાછળ સોના રૂપાનું પીઠબળ માત્ર ૪૪ ટકા જેટલું જ હતું. ઇ. સ. ૧૯૧૪ ની સાલમાં આ પ્રમાણ લગભગ ૭૮ ટકા જેટલું હતું. હીંદનાં નાણાંચલણમાં વખતોવખત થતા ફેરફારો આ એક જ વાતની સાબીતી આપણને કરાવે છે.

[૮]

વળી હીંદના દેવાનું વર્ગીકરણ–પાડવામાં આવેલા ઉત્પાદક અને બીન ઉત્પાદક દેવાના વીભાગ પણ અસંતોષકારક અને છેતરનારા છે. હીંદના કરજનો લગભગ ૭૨ ટકા જેટલો ભાગ ઉત્પાદક દેવા હેઠળ મુકવામાં આવ્યો છે; પરંતુ આપણે ઉપર જોઇ ગયા તેમ આ માત્ર એક ચાલબાજી જ છે. જે વીભાગ હેઠળ વ્યાજ ભરપાઇ થઇ શકે અને તે ઉપરાંત સમય જતાં આખું દેવું મીટાવી શકાય એવી આવક થતી હોય તે દેવું ઉત્પાદક દેવા તરીકે લેખાવું જોઇએ. રાષ્ટ્રીય કરજ કરતાં પહેલાં એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે, અને તે એ કે સરકારનાં આ પગલાંથી દેશ કેટલે અંશે સમૃદ્ધ બને છે? હીંદનું બીન ઉત્પાદક દેવું તો કોઇ પણ રસ્તે નીભાવી શકાય એમ છે જ નહી. લડાઇનું દેવું તો દેખીતી રીતે જ બોજા રૂપ છે. અને તે એકદમ નાબુદ કરવાના પ્રયાસ સત્વર યોજવા જોઇએ. દુષ્કાળની સામે પણ વીમાનું રીઝર્વ મજબુત કરીને, જે દેવું કરવામાં આવ્યું છે તેનો નીકાલ કરી નાખવો જોઇએ. અને જરૂર પડે તો ચાલુ મહેસુલમાંથી પણ મદદ લેવાવી જોઇએ.

આમ હીંદની આજની અનીવાર્ય આવશ્યકતા તો હીંદના નાણાં પ્રકરણનો કોઇ ચોક્કસ સીદ્ધાંત અનુસરવાની છે. યુરોપ અને બીજા દેશોમાં જે પદ્ધતી નીષ્ફળ નીવડી છે તેનું અનુકરણ હીંદમાં સત્વર બંધ થવું જોઇએ.

હીંદમાં "જાહેર અભીપ્રાય" જેમ અર્થહીન છે તેમ સાર્વજનીક કરજનો ઉપયોગ પણ અર્થહીન છે. કારણ કે બીજા સ્વતંત્ર દેશોની માફક હીંદની પ્રજા અને રાષ્ટ્ર વચ્ચે કોઇ પણ જાતનો કંઇ સંબંધ નથી. આ દેશમાં પ્રજાના સીધા હીતને માટે કરવેરાનો ઉપયોગ ભાગ્યે જ કરવામાં આવે છે. જો સરકાર ધારે તો આ કરજદારીનો ગંજાવર બોજો છતાં તેમાં સારો ઘટાડો કરી શકે. હીંદમાં જે ધન છુપાયું છે તે બેંકો અને અન્ય સાધન દ્વારા સહેલાઇથી આકર્ષીને સરકાર તેનો સદ્‌ઉપયોગ કરી શકે. આજે હીંદના દેવાનો આંકડો બહુ જ ઉંચો ચઢયો છે. જે પ્રજાના હીત માટે આ દેવાનો બોજો લાદવાનો દાવો કરવામાં આવે છે તે પ્રજા આગળ આ બોજો મીટાવવાની સીધી અને સ્પષ્ટ વાતો કરવાની સરકારની ફરજ છે આમ થાય તો આખી પરીસ્થીતી સરળ બની રહેશે અને પ્રજાને અને રાષ્ટ્રના સંચાલકોને સાચી વસ્તુસ્થીતીનું દીગ્દર્શન થવાથી અનહદ લાભ થશે તેની કોઇ ના પાડી શકે એમ નથી.

---

# ભયાનક મીઠો સુર

એના સ્વરમાં સ્વર્ગીય સંવાદીતા છે, તેથી એ મીઠા મોહક સુરથી આપણે કદી કંટાળતા નથી, એના રણકારનો મધુરો સુર નીરંતર એક જ પ્રકારનો હોય છે, તેમ છતાં પ્રત્યેક વખતે આપણને એમાં નવીનતા–વીવીધતા દેખાય છે.

કોઇકદા એક સામટી થેલીઓમાંથી તેનો સુર ગર્જન સમો લાગે છે, દુર દુરના શરાફની પેઢી પરથી જ્યારે તે છુટક છુટક ગણાતો હોય ત્યારે તેનો રણકાર જુદો જ–નાશકારક હોય છે, અને ગરીબડી ડોસીની દેલ્લી મુડી સમા એ જીવંત પ્રભુને જ્યારે તે ડોસી મમતાથી–મહત્ત્વાકાંક્ષાથી ખખડાવે છે ત્યારે એના સ્વરમાં આશા નીરાશાના તીવ્ર અને મંદ સુર સંભળાય છે.

કહેવાની ભાગ્યેજ જરૂર છે કે એ સુર મુડીવાદી મહાપ્રભુઓના પ્રાણ સમા નગદદેવ કલદાર રૂપૈયાનો છે

અમેરીકા શ્રીમંત દેશ છે. તેની ખાનગી સરકારી અને સંયુક્ત તમામ મીલ્કત ૩૫૦,૦૦૦,૦૦૦,૦૦૦ ડોલરની છે ત્યારે દેવું ૧૫૨,૦૦૦,૦૦૦,૦૦૦ ડોલરનું છે. એટલે દેશની અર્ધોઅર્ધ મીલ્કત ગીરો મુકાયલી તેમજ દેવામાં ડુબેલી છે.

...

મુડીવાદ તરફથી તેના કામદારોને મળતાં ઇનામ ત્રણ છે: (૧) ચુસણનીતી. (૨) બેકારી. અને (૩) યુદ્ધ સમયે ફરજીયાત લડવા જવું તે.

...

મુડીવાદ બે અનીષ્ટોના પાયા ઉપર ઉભી કરાયલી ઇમારત છે. એક: આર્થીક યુદ્ધ અને બીજો: આર્થીક ગુલામી.

...

ધર્મ એ વહેમ છે,



: લેખક :

## મસ્ત ફકીર

ચકલી ચંચળ હોય છે. પીળા રંગની એક જાતની ચકલી આવે છે તેમાં ચાંચલ્ય જાણે હાંસી હાંસીને ભર્યું હોય છે. બાજ પક્ષી બુદ્ધીમાન અને અજબ ચપળ હોય છે. મોર મનોહર પણ હલકાં માણસો જેવો મીજાજી અને મગરૂર હોય છે, પણ પક્ષીઓની જાતમાં ઘુવડ તે ઘુવડ જ! માણસના આકારને મળતું આવતું તેનું ગોળ મ્હોડું અને તે પરની બેઠેલી ચાંચ જોતાં તમને લાગે કે ગાંભીર્ય અને ડહાપણની જાણે એ સાક્ષાત મુર્તી છે. બીજાં સામાન્ય ક્ષુલ્લક પક્ષીઓ કરતાં ઘુવડ જુદું તરી આવે તેમ તેની ખાસીયત અને તેના જીવનનો ક્રમ જગતથી અને પક્ષી સમાજથી ઉલટો.

કેટલાંક માણસો પણ ઘુવડ જેવાં આવે છે. ઘુવડને જોતાં તમારી ઓળખાણ પીછાણવાળી એવી વ્યક્તીઓ યાદ આવે, અથવા એવી વ્યક્તીઓને જોતાં ઘુવડ પક્ષીનો ખ્યાલ આવે.

એરીસ્ટોટલ લખી ગયો છે કે Man is a sociable animal, એટલે સમાજમાં કે દાયરામાં બેઠા હોય ત્યાં કોઇ માણસ લીંબુનાં રસની માફક બધાની સાથે ભળી જાય તે ખરૂં માણસ કહેવાય, જે બીજાં માનવ પ્રાણીઓ—પોતાના બંધુઓ સાથે ભળી ન શકે, તેમનાથી અતડો રહે, એકાંતવાસ અને ચુપકીદી પસંદ કરે તેને ખુશીથી ઘુવડનું ઉપનામ આપી શકાય.

ઘુવડ ફેશનનાં માણસો Self-centred [સ્વાથી] હોય છે. પોતાના જ વીચાર, પોતાના જ સ્વાર્થ અને પોતાની જ દુનીઆમાં તે મશગુલ રહે છે. બહાર ગમે તેવી ચળવળ ચાલતી હોય, દેશમાં હુલ્લડ કે બળવો ફાટી નીકળ્યો હોય, લોકોમાં આનંદ, ગમ્મત કે ખુશાલી પ્રસરી હોય, યા તો જનતા ગમગીનીનાં વાદળથી ઘેરાયલી હોય, બહારનાં જગતમાં ગમે તેવા અવનવા ફેરફાર અને પલટા આવે પણ ઘુવડ તો તેનથી



ઘુવડ તમારે ત્યાં મળવા આવે ત્યારે?

[Vitality] કમી હોય એવાં માણસો ઘુવડ બનતાં હશે એમ પણ મને લાગતું, પણ જરા વધારે અભ્યાસ અને નીરીક્ષણ કરતાં જણાયું કે પૈસે ટકે સુખી અને શરીરે અલમસ્ત અને તંદુરસ્ત માણસો પણ ઘુવડ જેવી ખાસીયતનાં આવે છે.

વધારે પડતી અહંતા, બીજાઓ જોડે ભળી શકવાની અને તેમને સમજી શકવાની અશક્તી, અને ગાંભીર્ય તેમજ ડહાપણુ વીષેના ખોટા ખ્યાલોથી માણસમાં ઘુવડપણું આવી જાય છે, અને એક વખત માણસ ઘુવડ બન્યું કે પછી કદી પણ તેને પોપટ જેવું કે મોર જેવું બનાવી શકાતું નથી.

ડાક્તરો કહે છે કે મેલેનકોલીઆ નામના રોગથી કોઇ મ ણસો ઘુવડ ફાશનનાં બની જાય છે. પણ ઘણાં તો વગર રોગે ઘુવડ હોય છે.

ઘુવડમાં જીવનનો ઉલ્લાસ હોતો નથી, તેની નસોમાં તનમનાટ કે તેની ચાલમાં અસીપ્ત જ રહેવાનું. એવી પણ કલ્પના કરી શકાય કે દેશમાં ધરતીકંપ થાય, કે જ્વાળામુખી ફાટે અને ધગધગતો લાવાનો રસ આજુબાજુના પ્રદેશનાં ગામડાંનાં ગામડાં બાળી મુકે છતાં ઘુવડનું રૂંવાડું સરખું ધગે નહી. એ તો જ્યાં બેઠું હોય ત્યાં અર્ધું ઉંઘતું બેસી રહે.

ઘુવડ ખાસીયતનું માનવ પોતાને બહુ ડાહ્યું માને, હાસ્ય, મસ્તી, તોફાન અને આનંદમાં તેને આછકલાપણું અને છોકરવાદ લાગે, બોલવામાં તેને કંટાળો આવે, બહુ બોલબોલ કરનારથી એ કંટાળે, ખરી વાત તો એ હોય છે કે ક્યાં અને કોઇના સાથે શું બોલવું એ તેને આવડતું હોતું નથી, અને તેથી ગાંભીર્યના પડદા પાછળ પોતાની એક નબળાઇ છુપાવે છે.

ગરીબાઇ, દુઃખ અને હારી જવાથી માણસો ઘુવડ બની જતાં હશે એમ અગાઉ હું માનતો. જીવનશાસ્ત્ર પ્રમાણે જેનામાં જન્મથી જ પ્રાણતત્વ



સંગીતના જલસામાં ઘુવડ

થનગનાટ હોતો નથી, ધુવ ડને યૌવન કદી આવતું જ નથી, પાણીમાં ધોઇ નાંખેલાં કેરીના ગોટલા જેવો એ નીસ્તેજ અને નીર્માલ્ય દેખાય છે.



ન્યાતની વાડીમાં—

ધુવડ તમારે ઘેરાં મળવા આવે તો કલાકો સુધી મુંગું મંતર બેસી રહેવાનું, એ તમારૂં નીકટનું સગું કે પીછાણવાળું હોય તો (ધુવડ કોઇનું મીત્ર હોઇ શકે જ નહી) તમારે તેનું સ્વાગત કરવું પડે, તમે તેને ચાહ આપો, ગરમાગરમ દુધની કોરી બનાવી પાવ, કે અત્યંત સ્વાદીષ્ટ એવાં પકવાનો તેની આગળ રજુ કરો, ટુંકમાં તેને માટે ઓછા ઓછા થઇ જાવ, છતાં તેના મુખ પર આનંદ, અહેશાન કે તમારી તકલીફની કદરની એક પણ રેષા ન પ્રગટે. એજ પ્રમાણે એ તમારે ત્યાં આવ્યો હોય ત્યારે તમે તેને હડધુત કરીને કુતરાની માફક હાંકી કાઢો ત્યારે પણ તેને લગરીકે ક્રોધ ન ચડે.

ધુવડને તમે પુછો કે "કેમ શું ખબર?" તો એ સામું કહે કે: "તમે આપો તે." એટલું એ ન સમજે કે તમે તેને કંઇ નવી ખબર આપવાના હોત તો તેને પુછત શાના ?

કોઇ સંગીતના જલસાની મઝા ઉડાડી દેવાની તમારી ઇચ્છા હોય તો ઉસ્તાદ કે ગાનારીની સામે બે ચાર ધુવડો બેસાડવાં ! ગાનાર ગમે તેવું મીઠું સંગીત રજુ કરે, ગમે તેવા આલાપ છોડે પણ આ ધુવડો તો બુદ્ધદેવની મુર્તીઓ જેમ બેઠાં હોય તેમ ભાવવીહોણાં મ્હોડાં સાથે બેસી રહે.

ધુવડો તમને નાતની વાડીમાં મળી આવે, મંદીરોમાં મળી આવે, અદાલતોમાં મળી આવે, જીવનનું કોઇ પણ ક્ષેત્ર ધુવડ વીહોણું હોતું નથી.

પુરૂષ ધુવડને તો ચલાવી લેવાય પણ જે કમનસીબના લલાટે ધુવડ સ્વભાવની લલના મળી હોય તે બીચારાના તો પુરા ભોગ જ સમજવા.

ઇતી ધુવડ આખ્યાન સમાપ્તમ.



અદાલતોમાં—

# સ્વદેશને ખાતર

## [ નવલિકા ]

: લેખક :

**ચન્દ્રકાન્ત પાઠક**

સ્નેહ અને સુકુમારતા સાથે અદ્ભુત વીરતા, અતુલ સાહસ અને અપુર્વ આત્મભોગનું મીલન જગતના ઇતીહાસમાં સ્થળે સ્થળે જોઇ શકાય છે. ઉન્નતીના પંથે પળતા કોઇપણ દેશનો ઇતીહાસ એવો નહીં હોય કે જહેનાં પ્રત્યેક પાન સ્નેહ-સામ્રાજ્યમાં વીહરતાં આશાઘેલાં યુવક-યુવતીનાં અનેરાં બલીદાનોથી રંગાયાં નહોય. કેમકે આત્મભોગ શીવાય વીજયની આશા રાખવી અસ્થાને છે.

ડ્રોવેસ્કી જુવાન હતો; ત્હેની નસેનસમાં ઉત્સાહ અને સાહસનું ગરમ લોહી વહી રહ્યું હતું. માતૃભુમીની અવદશાએ ત્હેના પ્રતીભાભર્યા ચ્હેરા પર સદાયને માટે ગ્લાનીની છાયા પ્રસારી હતી, છતાં આઝાદીની દીવ્ય જ્યોતી ત્હેના ગમગીન મુખ પર અખંડ પ્રકાશી રહેતી હતી. ત્હેનું હૃદય કોમળ હતું. પ્રેમના અંકુરો ત્હેના જીવનમાં સ્ફુર્યા હતા, પરન્તુ સંસારીયાંના એ ક્ષણીક પ્રેમનો આસ્વાદ લેવા કરતાં સ્વદેશપ્રેમના જ્વલંત ઉપભોગની ત્હેને લગની લાગી હતી. ત્હેના ભોગના થવામાં જીવન સમર્પણને પણ તે ધન્ય અવસર માનતો હતો. ડ્રોવેસ્કી સ્નેહની પ્રતીમા હતો, લલીત લલનાનાં સ્નેહભીનાં સંબોધનોના ત્હેણે સુખદ અવસરો અનુભવ્યા હતા; પ્રણયીનીના બાહુપીંજરમાં એ રસીક હૃદયે આનંદ મેળવ્યો હતો અને રસીકાના રસવહનનાં અવગાહને ત્હેણે ઘડીકને માટે ક્ષણીક મનાતા સંસારમાં સ્વર્ગીય પ્રભાનો વાસ વીલોક્યો હતો. તે રસીક હતો એટલું જ નહી પરંતુ વીર પણ હતો. પોતાના કર્તવ્યપંથે વીચરતાં કામીનીના કટાક્ષ ત્હેને લોભાવી શકતા નહીં; ત્હેની જીવન સહચરી પણ ત્હેના જ સમાન વીરાંગના હતી. રશીયાને સ્વતંત્ર બનાવવા ત્હેણે ભેખ લીધો હતો અને એ ભેખને ત્હેની હૃદયવલ્લભાએ આદર્શ રીતે સફળ બનાવ્યો.

સંધ્યાનો સમય હતો. પાદરીની સ્હામે એક યુવાન આતુર બની પોતાની શંકા જણાવી રહ્યો હતો.

"પીતા, સાચો સૈનીક કોણ છે?" યુવાને સવાલ કર્યો.

'દેશ સેવક' પાદરીએ ટુંકો જ ઉત્તર આપ્યો.

"મનુષ્ય જીવનનો ધર્મ શું?" યુવાને બીજી શંકા કરી.

"સ્વદેશ સેવા" પુનઃ એક જ શબ્દમાં જવાબ મલ્યો.

"વીશ્વમાં શાન્તી ક્યારે મળે?" અધીરા યુવાને ઉપરા ઉપરી સવાલો પુછવા ચાલુ રાખ્યા.

"કર્તવ્ય, પાલન થાય ત્યારે." પાદરીએ જવાબ આપ્યો.

"જીવનની સફળતા ક્યારે કહેવાય?" વધુ શંકા પ્રગટ થઇ.

"સ્વદેશ સેવામાં પ્રાણ સમર્પણ થાય ત્યારે" ગંભીર બની પાદરીએ સમાધાન કર્યું.

"મુક્તી ક્યારે મળે?" આતુર યુવાન એક પછી એક શંકાઓ આગળ ધરતો ગયો.

"સ્વદેશ ખાતર દેહનાં દાન દેવાથી" આ છેલ્લો જ જવાબ હતો. પાદરી શાંત રહ્યો અને યુવાનના વીચારગ્રસ્ત ચ્હેરા તરફ અનીમીષ દ્રષ્ટીથી જોઇ રહ્યો

અઢાર વર્ષનો ડ્રૂવેસ્કી સ્થીર બન્યો. શાન્ત રહ્યો. પરન્તુ તેની એ શાન્તી લાંબો સમય ટકી નહી તે એકાએક હસી પડયો; અને બોલ્યો "ખરેખર સ્વદેશને ખાતર?" તેનાં આતુર નયનો કોઇ વસ્તુની શોધમાં હોય એ પ્રમાણે ચોતરફ ફરવા લાગ્યાં અને જરાવાર થોભી પાદરીને સલામ કરી તે વીચાર કરતો ચાલતો થયો.

નીસર્ગની અદ્ભુત શાન્તી સર્વત્ર પ્રસરી રહી હતી માત્ર કલ્લોલવંતાં પક્ષીનાં કીડન અને ગુંજન કર્ણપ્રદેશ પર અથડાઇ રહ્યાં હતાં. વીરાટ વૃક્ષોની ડાળીઓ પવન લહરીથી ઝુકી રહી હતી. ડ્રૂવેસ્કી અત્યારે કુદરતનો ભોક્તા નહતો તેને તો પક્ષીઓના ગાનમાં તેમ જ વૃક્ષોના નમનમાં માત્ર એક જ ધ્વની સંભળાતો હતો અને તે એજ કે 'સ્વદેશને ખાતર.'

પરીમલ ભીના મંદમંદ સમીરમાં પણ એક જ અવાજ ફેલાઇ રહ્યો હતો. ડ્રૂવેસ્કીથી અજાણતા અને અનીચ્છાએ મ્હોટેથી બોલાઇ જવાયું 'સ્વદેશને ખાતર' અરણ્યમાં તેના એ ઉચ્ચારણનો પ્રતીધ્વની દશે દીશામાં પ્રસરી ગયો.

[ ૨ ]

ઝાર શાહીનો જમાનો હતો અને નોકરશાહીની બોલબાલા ચાલી રહી હતી. મુડીવાદીઓના અત્યાચારમાં દીવસે દીવસે વધારો થતો જતો હતો. રંક શ્રમજીવીઓમાં અસંતોષની જ્વાલા ચોતરફ ફેલાઇ ચુકી હતી અને આખાય રશીયામાં ત્રાસનું વાતાવરણ છવાઇ રહ્યું હતું.

વીલાસીઓને પોષનારા, અન્નથી અખીલ જગતને જીવનદાન આપનારા રંક અને નીરપરાધી અસહાય પ્રજાજન પર નવા નવા કર નાંખવામાં આવતા હતા અને દેશમાં જ્યાં નજર કરો ત્યાં દમનનાં તાંડવ નૃત્યો ખેલાઇ રહ્યાં હતાં.

આ રાજનીતીનો વીરોધ કરી દેશને અત્યાચારોમાંથી બચાવવાનો પ્રયત્ન કરનાર સેંકડો દેશભક્તોને ફાંસીને માચડે લટકાવવામાં આવ્યા હતા; હજારો માણસો દેશનીકાલ થઇ સાઇબીરીયામાં પોતાના જીવનની અન્તીમ ઘડીઓ ગણી રહ્યા હતા, મોસ્કોનાં નર્કાગાર સમા અંધાર કારાગૃહોની ભીષણ કોટડીઓમાં સેંકડો જુવાનો ટળવળતા મરણને આધીન થતા હતા અને કેટલાય નીર્દોષ યુવાનોને વીદ્રોહી માની તોપના ગોળાથી ઉરાડી દેવામાં આવતા હતા! રશીયામાં ભયાનક ખુનરેજી ચાલી રહી હતી. પરંતુ તે શા માટે? જવાબ માત્ર 'સ્વદેશ ખાતર!'

પરન્તુ આટલા આટલા ભીષણ અત્યાચારો સહન કરવા છતાં ય રશીયન પ્રજાનો ઉત્સાહ અવર્ણનીય હતો. રાજાશાહી સામે તેમણે મેદાનમાં ઝુકાવતાં પ્રાણની જરા સરખી ય દરકાર કરી નહોતી. દેશના જુવાનો પ્રસન્ન વદને જીવનની ધન્યપળો માનતા ફાંસીના માચડે ચ્હડી પ્રાણ લેનારી દોરીને પ્રીયતમાના જેટલા પ્યારથી ચુંબન કરી મરણને વધાવતા હતા! કારાગૃહોની ભયંકર યાતનાને તેઓ મુક્તીના દ્વાર માની વધાવતા હતા. અમાનુષી અત્યાચારોની ઝડીઓ વર્ષતી હોવા છતાં ય તેઓ એક માત્ર 'સ્વદેશને ખાતર' ઉલ્લાસભર્યા જણાતાં હતા.

શરૂઆતમાં શાંતી અને સહનશીલતાનો માર્ગ સ્વીકારવામાં આવ્યો હતો પરન્તુ સહનશીલતાને યે હદ તો હોય છે જ. ઝારના દમનનાં પુર નીરંકુશપણે વહેવાં શરૂ થતાં પ્રજામાં પણ પ્રતીહીંસાની લાગણી પ્રગટી અને ધીમે ધીમે એનાં આંદોલનો સમસ્ત રશીઆમાં પ્રસરી ગયાં.

[ ૩ ]

સુર્ય આથમી ગયો હતો. જાહેર માર્ગો પર રોશનીનો ચમકાર પ્રકાશ ફેલાવી રહ્યો હતો એ સમયે જ વીચારોથી ઘેરાયલો ડ્રૉવેસ્કી રસ્તા પરથી ચાલ્યો જતો હતો. આસપાસ શું બની રહ્યું છે હેતું હને લેશ માત્ર પણ ભાન નહતું. હેનામાં માત્ર એક જ ધુન ભરાયલી હતી કે 'સ્વદેશને ખાતર.'

"પેલાને સલામ કેમ ન કરી?" આગળ વધતા ડ્રૉવેસ્કીના માર્ગમાં એક રૂપવતી બાળાએ વચ્ચે આવી પ્રશ્ન કર્યો. 'એ તે કોણ મોટો હતો કે મ્હારે હેને સલામ કરવાનો જરૂર પડે? બેપરવાઇથી જુવાને ઉત્તર આપ્યો.

'ઓળખો છો? એ ઝારનો ખાનગી સીપાહી છે' અભીમાનથી ચોતરફ દૃષ્ટી ફેરવી દુર જતા એક માણસ તરફ ડ્રૉવેસ્કીનું ધ્યાન ખેંચતાં તે સુકુમાર બાળાએ જણાવ્યું. અને આગળ બોલવા લાગી: "ડ્રૉવેસ્કી તું ઘણો જ વીચીત્ર છે. ત્હારા પાછળ તો હું હેરાન થઇ ગઇ." ઉત્તર માટે બાળા સસ્મીત વદને હેના સામે જોઇ રહી.

'કેમ?' યુવાને ટુંકો જ સવાલ કર્યો.

"ત્હારી સાથે મ્હને પણ હેરાનગતી થાય એવાં જ કામ તું દરરોજ કર્યે જાય છે." રોષનો આડંબર કરતી તે બાળા બોલી.

"તો પછીથી તું મ્હારી પાસે શા માટે આવે છે? ચાલીજા. મ્હને તો એકલા રહેવામાં જ આનંદ મળે છે." ડ્રૉવેસ્કીએ એ શબ્દોચ્ચાર સાથે જ ત્યાંથી આગળ ચાલવું શરૂ કરી દીધું.

ડ્રૉવેસ્કી હંમેશાં બેપરવાઇથી જ વર્તતો હોવાથી અધીકારીઓ હેના પર આંખ રાખતા હતા. આથી હેની બેપરવાઇથી શંકાગ્રસ્ત થતી હેની મીત્ર એને માટે ચીંતાતુર રહેતી.

"હું નહી જવા દઉં" ફ્લોરા આગળ વધી અને ચાલ્યા જતા ડ્રૉવેસ્કીનો હાથ પકડી હેને રોક્યો.

"છોડી દે, મ્હને જવા દે" ડ્રૉવેસ્કીએ આગ્રહપુર્વક જણાવ્યું.

"એટલામાં ગુસ્સે થઇ ગયો પ્રીય ડ્રૉવેસ્કી?" ફ્લોરાનાં સજળ નયનો ડ્રૉવેસ્કીનાં નયનો સ્હામે સ્થીર થયાં. હેના મનોભાવ અત્યારે દયાની પ્રાર્થના કરી રહ્યા હોય હેવા જણાતા હતા.

"ફ્લોરા દીલગીર શા માટે થાય છે." આશ્વાસન આપતો ડ્રૉવેસ્કી બોલવા લાગ્યો" મ્હને ગુસ્સો આવ્યો છે એમ કોણ કહે છે? પરન્તુ મ્હારે ઉતાવળનું કામ હોવાથી જવાની એકદમ જરૂર છે." એટલું કહેતાં ડ્રૉવેસ્કી આગળ વધવા લાગ્યો.

"થોડોક સમય રોકાઇ પછીથી ભલે જા" ફ્લોરા હેને રોકવાના આગ્રહ સાથે બોલી.

"વીલંબ થાય છે ફ્લોરા, દુરાગ્રહ ન કર" ડ્રૉવેસ્કી ઉન્મત્ત સમો ચાલવા લાગ્યો આજે એના મનમાં બસ એક જ વાત હતી—હેના ઉરના ઉંડાણમાંથી માત્ર, એક જ પ્રતીધ્વની ઉઠી રહ્યો હતો કે 'સ્વદેશને ખાતર'.

ડ્રૉવેસ્કી એક પળ પણ રોકાયા સીવાય ત્યાંથી ચાલતો થયો, હેને જતી સ્થીર

ચીત્રવત બનેલી ફ્લોરા સ્તંભી ગઇ પરંતુ કાંઇક વીચાર આવતાં તે પણ મંદ મંદ પગલે વીચારગ્રસ્ત દશામાં ત્હેને પગલે પગલે અનુસરવા લાગી.

ડ્રોવિસ્કીની નજર પાછળ પડી અને તેણે ફ્લોરાને આવતી જોઇ, તે થોભ્યો અને આવેશથી બોલ્યો : "ફ્લોરા, તું કેમ આવી ? મ્હારો પીછો લેવાનું ત્હને કોણે કહ્યું હતું ?" ડ્રોવિસ્કીના વીચારો અત્યારે જુદાજ પ્રદેશમાં રમતા હતા માનવજીવનના કર્તવ્યપંથે વીચરવા તે ઉત્સુક બની રહ્યો હતો પરન્તુ ફ્લોરાના સ્નેહ-બંધનથી ત્હેમાં વીક્ષેપ ન પડે એટલા માટે તે આટલો સાવધ રહેતો હતો.

ફ્લોરા નીરૂત્તર રહી, ડ્રોવિસ્કીના આવેશનો જાણે સહર્ષ સત્કાર કરતી હોય તે પ્રમાણે અવનત મસ્તકે તે ઉભી રહી. તુરત જ ડ્રોવિસ્કી આગળ વધ્યો અને પાસેની એક સાંકડી ગલીમાં અદૃશ્ય થઇ ગયો. ફ્લોરાએ ઉંચુ જોયું, ત્હેની સ્થીતી આજે વીષાદભરી બની ગઇ હતી. ડ્રોવિસ્કીની ઇચ્છા તે સમજતી હતી. ત્હેની સાહસીક વૃત્તીની ત્હેને જાણ હતી એટલે જ તે આટલી મુંઝાતી હતી. ઝારશાહીની તીરછી નજર એ યુવાન પર કયારની ય ઠરી હતી. વીયોગનો વીચાર આવતાં સુકુમાર ફ્લોરાનાં નયન યુગલમાંથી બે અશ્રુ ત્હેના ગુલાબી કપોલપર રેલાયાં. તે પણ ગલીમાં દાખલ થઇ અને ડ્રોવિસ્કીના મકાનમાં જઇ ત્હેની સીડીનાં પગથીઆં આગળ છુપાઇને બેઠી.

તે વખતે રશીઆની ભુમી પર રાત્રીની કાળી છાયા વીસ્તરી રહી હતી.

[ ૪ ]

**મધ્યરાત્રી** થઇ ચુકી હતી. ચોતરફ ગાઢ અંધકાર છવાઇ રહ્યો હતો. આખી ગલીમાં નીરવતા પ્રસરી રહી હતી.

પોતાના દીવાનખાનામાં ડ્રોવિસ્કી આમતેમ આંટા મારી રહ્યો હતો. ઘડીકમાં ઉભો રહેતો વળી કાંઇક નીશ્ચયપુર્વક બડબડતો તે ટેબલ પાસે બેઠો. અત્યારે ત્હેના ચ્હેરા પર નીશ્ચયની છાપ જણાતી હતી. કાંઇક સંતોષ અને શાન્તીનું ત્હેમાં મીલન જણાતું હતું. ઇચ્છીત કાર્યની સીધ્ધી માટેનો માર્ગ મળતાં માનવીને જેટલો આનંદ થાય તેટલો આનંદ આ જુવાન ડ્રોવિસ્કીને ત્યારે થઇ રહ્યો હતો. ત્હેણે આસ્તેથી ટેબલનું ખાનું ખોલ્યું અને તેમાંથી એક રીવોલ્વર બ્હાર કહાડી. વારંવાર તપાસી, ત્હેની પરીક્ષા કરી અને નળીને સાફ કરી અંદર છ કાર્તુસ ચઢાવ્યા. ડ્રોવિસ્કી ઉભો થયો. ઓવર કોટ પહેરી લઇ અંદર રીવોલ્વર છુપાવી આસ્તેથી બારણા તરફ આગળ વધ્યો પરન્તુ થોડાં ડગલાં ચાલી તે અટકી ગયો. પોતે કાંઇ ભુલતો હોય ત્હેવો ખ્યાલ આવતાં સહસા પાછો ફર્યો, ત્હેણે એક પેટી ખોલી અને અંદરથી છબી કહાડી ત્હેને ધ્યાનપુર્વક નીહાળી ખાત્રી થતાં ખીસ્સામાં રાખી સ્વસ્થતાથી દાદરનાં પગથીઆં ઉતરવા લાગ્યો.

છેલ્લા પગથીએ પહોંચતાં ત્હેના પગને કોઇ કોમલ વસ્તુનો સ્પર્શ થતાં તે સાવધ થયો. હાથ પીસ્તોલ પર ગયો અને એક જ ક્ષણમાં કરૂણ પ્રસંગ બનવાનો અવસર આવી ઉભો. પરન્તુ તત્કાલ અવાજ આવ્યો.

"પ્યારા ડ્રોવિસ્કી ત્હને ઇજા તો નથી થઇને ?" ફ્લોરા ઉઠી અને ત્હેની સ્હામે આવી ઉભી.

"ફ્લોરાઇન તું અહીંઆં કયાંથી ?" ડ્રોવિસ્કી ઉભો રહ્યો.

"અત્યારે ક્યાં જાય છે ?" ઉત્તર આપવાને બદલે ફ્લોરાએ સ્હામો જ સવાલ કર્યો.

"પહેલાં તું કહે કે આટલી મોડી રાત્રે તું અહીંઆં શા માટે આવી હતી?" ડ્રોવેસ્કીએ પુછ્યું.

"તે ન જણાવું તો?" ફ્લોરાએ દ્રઢતાથી જવાબ આપ્યો.

"તો હું પણ નહીં જણાવું કે અત્યારે હું ક્યાં જાઉં છું." તેટલી જ દ્રઢતાથી ડ્રોવેસ્કીએ જણાવ્યું.

"શું તું ખરૂં જ કહે છે?" ડ્રોવેસ્કી આગળ વધ્યો અને ફ્લોરાનો હાથ પકડયો.

"ત્યારે શું ત્હને એ ખોટું જણાય છે." ફ્લોરાના મ્લાન મુખાબીંદ પર સ્મીતની આછી છાયા ફરકવા લાગી પરન્તુ અંધકારમાં ડ્રોવેસ્કી તે જોઇ શકયો નહી, છતાં ત્હેનો અવાઝ ત્હેના ઉર-ભાવોની સાક્ષી આપી રહ્યો હતો.

'પ્રીય ફ્લોરાઇન,' ડ્રોવેસ્કી અધીર બન્યો. અલ્પ સમયને માટે ત્હેના હૃદયમાં પ્રીયતમાની મુર્તી જડાઇ ગઇ. ફ્લોરાના મંજુલ શબ્દોએ ત્હેના હૃદયમાં શાન્ત બનેલા પ્રેમને પુનઃ જાગૃત કર્યો. તે આગળ વધ્યો અને એ રસીકાને પોતાના બાહુપાશમાં સમાવી દીધી. ડ્રોવેસ્કી દીવાનાની માફક ત્હેના મોં તરફ એક દ્રષ્ટીએ જોઇ રહ્યો.

"પ્રીય ડ્રોવેસ્કી, મ્હારૂં કહ્યું માનીશ?" દયાની પ્રાર્થના કરતી હોય ત્હેવા અવાજે ફ્લોરાએ વીનંતી કરી.

"શંકા શા માટે કરે છે ફ્લોરાઇન? માનવા જેવું હશે તો અવસ્ય માનીશ." ડ્રોવેસ્કીએ સંદીગ્ધ ઉત્તર આપ્યો.

"મ્હારે એ ઉત્તર નથી જોઇતો પ્રથમ વચન આપ કે મ્હારી માગણીનો સ્વીકાર કરવામાં આવશે." ફ્લોરાના અવાજમાં સ્થીરતા ન્હોતી.

ગાઢ અંધકારમાં આ ઉભય પ્રેમીના ચ્હેરા પરના ફેરફારો જોઇ શકાતા નહોતા. ફ્લોરાઇનના અંતીમ ઉચ્ચારણે ડ્રોવેસ્કીના હૃદયમાં શંકા જન્મી અને પોતાના દુરાગ્રહથી ત્હેને આઘાત થતો હોય એવો ખ્યાલ આવવા લાગ્યો; જેથી તે સીડીના પગથીયાં ચ્હડવા લાગ્યો. બન્ને પ્રેમીહૃદયો ઓરડામાં આવ્યાં ડ્રોવેસ્કીએ બત્તી તેજ કરી તો ત્હેના આશ્ચર્ય વચ્ચે પોતાની હૃદયરાણી ફ્લોરાઇનનાં નયનોમાંથી આંસુ વહી રહેલાં જણાયાં!

આ અશ્રુપ્રવાહને ફ્લોરાઇન રોકી શકી નહી ડ્રોવેસ્કી આગળ વધ્યો અને ત્હેને આશ્વાસન આપવા લાગ્યો." ફ્લોરાઇન, શા માટે આટલી શોકાતુર થાય છે?" ઉત્તરની આશા રાખતો ડ્રોવેસ્કી ત્હેની સ્હામે આતુર નયને જોઇ રહ્યો.

પરન્તુ ઉત્તર ન મળ્યો.

અધીર ડ્રોવેસ્કીથી વધુ સમય સ્વસ્થ ન રહેવાયું, ફ્લોરાનાં અશ્રુથી ત્હેનો ચ્હેરો પણ મ્લાન થવા લાગ્યો, પુનઃ ગળગળીત કંઠે ત્હેણે એ જ સવાલ કર્યો.

"ડ્રોવેસ્કી, મ્હારી એક માગણી સ્વીકારીશ?" કાંઇક શાન્તી અનુભવતાં ફ્લોરાઇને સવાલ કર્યો.

'જરૂર' મંત્રમુગ્ધ બની ડ્રોવેસ્કીએ તુરંત જ ઉત્તર આપ્યો.

"તો પ્રભાતે જ મોસ્કો શહેરનો ત્યાગ કરી ચાલ્યો જા." ફ્લોરાઇનની આજ્ઞા થઇ.

વીનંતી મીશ્રીત આજ્ઞા સાંભળતાં જ ડ્રોવેસ્કીના મસ્તક પર જાણે વીજળી તુટી પડી હોય ત્હેવી ત્હેની સ્થીતી થઇ ગઇ."

"ફ્લોરા, એ પ્રમાણે કરવાનું કાંઇ કારણ?"

"કારણ જાણવાની જરૂર નથી. માત્ર એટલું ધ્યાનમાં રાખ કે તું મ્હારી સાથે વચનથી બંધાઇ ગયો છે."

"ફ્લોરા, પણ કારણ તો બતાવ." દીગ્મુઢ બની ડ્રોવેસ્કીએ ફરીથી પણ એ જ સવાલ કર્યો.

પણ સુકુમાર ફ્લોરામાં ત્યારે ઉત્તર આપવાની તાકાત નહોતી, ડ્રૂવિસ્કીના પ્રેમમાં તે દીવાની બની ગઇ હતી અને હેની સલામતી માટે જરૂર પડે પ્રાણ અર્પવા પણ તે સદાય તત્પર હતી. હેનાં નયનોમાં અવીરત અશ્રુધારા વહેવા લાગી. પોતાના હૃદયારામની વીશાળ છાતી પર આશ્રય લેતાં તે માત્ર એટલું જ બોલી : પ્રીય ડ્રૂવિસ્કી, તું જ મ્હારૂં સર્વસ્વ છે."

હવે ડ્રૂવિસ્કીના ધૈર્યની પણ સીમા આવી લાગી : હેનું કઠીન હૃદય પ્રીયાના એ કરૂણાલાપથી દ્રવી ગયું અને તે પણ હેની સાથે બાલકની માફક રોવા લાગ્યો!

નીશાનાથ આકાશ અટારીએ ખેલી રહ્યો હતો ડ્રૂવિસ્કીના મકાનની ખુલ્લી બારીમાંથી હેનાં કીર્ણો અંદર પ્રવેશી એ પ્રેમીયુગલને ચંદ્રીકાથી નવરાવવા પ્રયત્ન કરતાં હતાં.

[ ૫ ]

સૂર્યના સોનેરી કીર્ણો મોસ્કો પર પ્રસરી રહ્યા હતાં. શહેર બ્હાર જવાના દરવાજાની પર પહેરેગીરો પોતાની ફરજ બજાવવા સજ્જ થઇ ઉભા હતા; એટલામાં એક ઘોડેસ્વાર ત્યાં આવી અને દરવાજો ખોલાવવા માટે પ્રયાસ કરવા લાગ્યો. દરવાજા ખોલવામાં આવ્યા પરન્તુ પહેરેગીરોએ એ જુવાન ઘોડેસ્વારને આગળ જતાં રોકયો.

"ત્હમારૂં નામ?' નાયકે આગળ આવી સવાલ કર્યો.

"રોમનવીચ,' ઘોડેસ્વારે ટુંકો જ ઉત્તર વાળ્યો.

'કયાં જાઓ છો?' નાયકે પુછ્યું.

'બ્હાર જંગલમાં' શાન્ત મુખમુદ્રાએ ઘોડેસ્વારે જવાબ આપ્યો.

"કેટલે દુર જશો?" વધુ તપાસ થવા લાગી.

"માત્ર બે ત્રણ માઇલ" શાન્તીથી જવાબ મળ્યો.

'શું કામ છે?' નાયકે સત્તા વાપરવા માંડી.

'બળતણ લેવા જવું છે' વીચાર કર્યા શીવાય જ ઘોડેસ્વારે ઉત્તર વાળ્યો.

"તે માટેની રજા ચીઠ્ઠી ક્યાં છે?" નાયક એક ડગલું આગળ વધ્યો.

ઘોડેસ્વાર યુવાનનાં ચંચળ નયનો ચોતરફ ફરવા લાગ્યાં.

ઝારશાહીના દોરમાં બ્હાર જતા આવતા માણસો પર સખ્ત ચોકસાઇ રાખવામાં આવતી હતી અને તે કાયદાને આધારે જ બ્હાર જવાનો પરવાનો એ યુવાન પાસેથી માંગવામાં આવ્યો હતો.

પરવાનો કે ઉત્તર કાંઇ પણ ન મળવાથી નાયકનો ગુસ્સો વધ્યો અને ગુસ્સાભર્યા અવાજે હેણે ફરીથી તેની માગણી કરી.

છતાં એ ગુસ્સાની પેલા યુવાન પર લેશ માત્ર અસર થઇ નહીં. હેણે પુનઃ ચોતરફ દૃષ્ટી ફેરવી, ઘોડાની લગામ બરાબર સંભાળી અને ખીસ્સામાંથી રીવોલ્વર કહાડી. નાયક તથા પહેરેગીરો સાવધાન થાય તે પહેલાં તો રીવોલ્વરમાંથી ધડાધડ ગોળીઓ છુટવા લાગી. બન્ને પહેરેગીરો તેમ જ નાયકને ઠાર કરીને યુવાને ઘોડાને દબાવી મુકયો. બાકી રહેલા સીપાહીઓ પાછળ દોડી ગોળીઓ છોડવા લાગ્યા પણ વ્યર્થ! ધનુષ્યમાંથી છુટેલા તીર પ્રમાણે પોતાના સ્વારને લઇને ઘોડો ક્યારનો ય અદૃશ્ય થઇ ગયો હતો.

આ ઘટના બન્યાને બરાબર ત્રણ દીવસ વીતી ગયા. શહેરના મુખ્ય મુખ્ય વીભાગોમાં નોટીસો ચોંટાડેલી જોવામાં આવતી હતી હેમાં મોટા અક્ષરોથી આમ લખેલું હતું :

## ૧૫,૦૦૦ રૂબલ ઇનામ

રાજદ્રોહી નીહીલીસ્ટ દળનો મુખ્ય મંત્રી યુવાન ડ્રોવિસ્કી રાજ્યના અમલદારોનાં ખુન કરી મોસ્કોથી ન્હાસી છુટ્યો છે. ત્હેને મરણ પામેલો અગર જીવતી દશામાં સરકાર સમક્ષ રજુ કરનારને ઉપરનું ઇનામ આપવામાં આવશે.

(સહી) પ્રીન્સ રૂડાવીચ.

જાહેરાત વાંચવા માટે લોકોનાં ટોળેટોળ ઠામ ઠામ એકઠાં થયાં હતાં. બધે આશ્ચર્ય, શોક અને આનંદનું વાતાવરણ છવાઇ રહ્યું હતું.

પણ, ફ્લોરાઇન તો સ્તબ્ધ જ બની ગઇ હતી. આશ્ચર્ય અને શોકની છાયા ત્હેના વદન મંડળ પરથી ફરકી જતી હતી. આશાભંગ બાળા મંદ મંદ ડગલે વીચારગ્રસ્ત દશામાં તે સ્થળનો ત્યાગ કરી ચાલતી થઇ.

[ ૬ ]

તેજ દીવસની મધ્યરાત્રીના અંધકારમાં મોસ્કો શહેરની જનતા નીદ્રાના અંકમાં આરામ લેતી હતી. પરન્તુ ફ્લોરાના હૃદયમાં ત્યારે ય આરામ ન્હોતો, ત્હેના ચીત્તને શાન્તી ન હતી. એજ વખતે ત્હેના કાન પર પોતાના સંબોધનનો પરીચીત અવાજ અથડાયો. વીચાર તંદ્રામાંથી એકાએક જાગૃત થતાં ત્હેણે પ્રશ્ન કર્યો. પ્રશ્નનો ઉત્તર મળ્યો અને ત્હેની સાથે જ હતાશ ફ્લોરામાં નવચેતનનો સંચાર થયો, તે ઉઠી અને તત્કાલ બારણા તરફ દોડી ગઇ.

ડ્રોવિસ્કી એકદમ અંદર આવી જમીન પર બેસી ગયો. શ્રમનાં દરેક ચીન્હ ત્હેના પર સ્પષ્ટ તરી આવતાં હતાં ત્હેનાં કપડાં ધુળથી ઢંકાઇ ગયાં હતાં, બાલ અસ્તવ્યસ્ત હતા અને પસીનાથી ત્હેનો દેહ રેબઝેબ થઇ ગયો હતો. જરા વીશ્રાન્તી લઇ ત્હેણે પાણી માગ્યું અને જલપાન કરી સ્વસ્થ થતાં તે બોલ્યોઃ "પ્રીય ફ્લોરા, કદાચ આ આપણી આખરી મુલાકાત બને હવે આ......" ત્હેનાથી ન બોલી શકાયું ફ્લોરા સમાન સુકુમાર બાળાના પ્રેમ સ્મરણે ત્હેને હતાશ બનાવ્યો.

"પ્રભુની ખાતર આવા શબ્દો ન બોલ ડ્રોવિસ્કી," ફ્લોરાઇને સજળ નયને શાન્તવન આપવું શરૂ કર્યું.

"નહીં ફ્લોરા, સાચું જ કહું છું. છુપી પોલીસના માણસો મ્હારી પાછળ ફરી રહ્યા છે, જેથી મ્હારે સત્વર જ આ દેશનો ત્યાગ કરવો પડશે. પરન્તુ......" ડ્રોવિસ્કી ચુપ રહ્યો. નીરાશાભર્યા ત્હેના મુખ પર એકાએક ઉત્સાહની રેખા અંકીત થતી જણાવા લાગી. ઉલ્લાસથી તે બોલ્યો: "નહીં, નહીં એ કદાપી બને તેમ નથી. પ્રીય માતૃભુમીનો ત્યાગ મ્હારાથી કદાપી થઇ શકનાર નથી. ત્હેની સેવામાં અર્પણ થતા જીવનથી મ્હારા અણુએ અણુમાં આનંદનાં પુર ફરી વળે છે. અહા! માતૃભુમીની સેવાના અર્થે મરણ! કેટલો સુખદ પ્રસંગ!" ઉત્તેજીત યુવાન એકદમ ઉભો થઇ ગયો અને બોલ્યો. "પ્રીયા, વીદાય આપ જાઉં છું." તે ફ્લોરા સ્હામે જોઇ રહ્યો આ વખતે ત્હેના ચ્હેરા પર અનેરા જ પ્રકારનું તેજ ચમકી રહ્યું હતું.

ફ્લોરા ત્હેના ગળાની આસપાસ હાથ વીંટાળતી પોતાનાં આંગળાંથી એનાં મેલાં કપડાં પર પ્રેમથી હાથ ફેરવવા લાગી. એનાથી બોલી શકાતું નહોતું. પણ તેની આંખો કંઇ કંઇ યાચના કરી રહી હતી.

"ફ્લોરા, એટલું તું ધ્યાનમાં રાખજે કે ત્હારો ડ્રોવિસ્કી કાયરના મોતથી મરનાર નથી. જ્યાં સુધી ત્હેના હાથમાં હથીઆર

છે ત્યાં સુધી કોઇ પણ દુશ્મન ત્હેને સ્પર્શ સરખો યે કરવા સમર્થ થઇ શકવાનો નથી." ફ્લોરાના સુંવાળા બાલ પર ડ્રોવેસ્કીના હાથ પ્રેમથી ફરવા લાગ્યા.

પરન્તુ ત્હેના એ આશ્વાસનની ફ્લોરા પર કાંઇ પણ અસર થતી જણાઇ નહી.

"પ્રીય ડ્રોવેસ્કી, મ્હને સાથે નહીં લે?" પોતાના હૃદયની ભાવના ત્હેણે વ્યક્ત કરી.

"નહી, ફ્લોરા હજી એ સમયને વીલંબ છે. રશીયાના બધા મર્દો હજી મરી પરવાર્યા નથી. ક્રાન્તીયજ્ઞનો આરંભ થઇ ચુકયો છે, માત્ર ત્હેની પુર્ણાહુતી બાકી છે. તું જાણે છે કે રશીયાનો એકેએક જુવાન પ્રતીહીંસાથી પાગલ બની રહ્યો છે. ફ્લોરા, એક સમય આવશે ત્યારે ત્હારા સમાન સુકોમલ બાળાઓને પણ રણચંડીના સ્વાંગ સજવા પડશે પરન્તુ હજી તેને થોડી વાર છે. માટે મ્હને રજા આપ; કેમકે આજે એક મહત્વના કામને મ્હેં હાથમાં લીધું છે." ફ્લોરાના બાહુપાશમાંથી મુક્ત થવા ડ્રોવેસ્કી પ્રયત્ન કરવા લાગ્યો.

"પ્રીયતમ, રશીયાના સ્વાતંત્ર્ય ઇતીહાસમાં અમરતા મેળવજે, જા સુખેથી સીધાવ." ફ્લોરા તેના માર્ગમાંથી દુર ખસી ગઇ તે અત્યારે એક અબળા નહોતી પરન્તુ સ્ત્રી સુલભ સુકુમારતાનો ત્યાગ કરી વીરાંગના બની હતી.

બન્ને પ્રેમીઓએ અંતીમ વીદાય લઇ છુટાં પડયાં જોતજોતામાં ડ્રોવેસ્કી નજર બ્હાર નીકળી ગયો : ત્હેની અડગતા અને વીરતાથી મુગ્ધ થતી ફ્લોરા તેના ગમનની દીશા તરફ જોઇ રહી.

પરન્તુ ત્હેના એ ધ્યાનનો ભંગ થયો લગભગ પચાસ જેટલા સૈનીકોએ ત્હેન. મકાનને એકાએક ઘેરો નાખ્યો.

ચાર સૈનીકો ઉપર આવ્યા. ફ્લોરા ત્યારે શાન્તીથી બેઠી હતી.

"ડ્રોવેસ્કી કયાં છે?" સત્તાનો ગર્વ ગર્જવા લાગ્યો.

"કોણ ડ્રોવેસ્કી? કોને પુછો છો?" બેપરવાઇથી ફ્લોરાએ જવાબ આપ્યો.

'વાહ, શું ભોળી છોકરી! હમણાં તો તેને આ મકાનમાં દાખલ થતાં અમે જોયા છે અને કેટલી અજાણતા બતાવે છે?" ફ્લોરા સ્હામે ભરેલી બંદુકે એક સૈનીક ઉભો રહ્યો અને બાકીનાઓ મકાનના ખુણેખુણા શોધવા લાગ્યા. પરન્તુ ડ્રોવેસ્કીનો કાંઇ પણ પત્તો ન મળી શકવાથી નીરાશ બની ફ્લોરાને ગીરફતાર કરી ચાલ્યા ગયા.

[ ૭ ]

નીહીલીસ્ટ દળની ગુપ્ત સમીતીની આજે બેઠક મળી હતી. ત્હેમાં જુલ્મગાર પ્રીન્સ રડોવીચના ખુનનો પ્રશ્ન ચર્ચવાનો હતો.

પ્રીન્સ રડોવીચની જુલમ જ્હાંગીરીથી રશીયન પ્રજા ત્રાસ પોકારી ગઇ હતી. એની નીર્દયતાથી સહુનાં મન ઉશ્કેરાઇ રહ્યાં હતાં. ઝારના જમણા હાથ સમા એ પ્રીન્સ રડોવીચના અસીમ અત્યાચારથી દેશભરમાં ભયાનકતા ફેલાઇ રહી હતી. ત્હેના ખુન માટે ચાર ચાર વખત પ્રયત્ન કરવામાં આવ્યા હતા છતાં ત્હેમાં પ્રયાસ કરનારાઓને નીષ્ફળતા જ સાંપડી હતી.

સભાનું કામકાજ શરૂ થયું. રડોવીચના ખુનનો ઠરાવ રજુ કરવામાં આવ્યો. ચોતરફ શાન્તી છવાઇ ગઇ. પ્રમુખે ઉભા થઇ અસરકારક ભાષામાં ત્હેની ત્રાસ નીતીનું વર્ણન કર્યું. અને જુવાનોને આગળ આવવા પડકાર કર્યો.

પ્રોત્સાહીત બનેલા મંડળમાંથી અણુનમ આગળ આવ્યા. સર્વના મુખ પર આનંદની છાયા ફરકવા લાગી. એ યુવાનોને વધાવી લેવા માટે તાળીઓના થતા ગડગડાટમાં દરેકના હાથ અટકી ગયા. સર્વનું ધ્યાન એક તરફ ખેંચાયું.

"સભાને મ્હારી પ્રાર્થના છે કે આ શુભ કાર્ય માટે મ્હને એક વખત તક આપવી જોઇએ." પોતાના સ્થાનેથી ઉભા થતાં મુખ્ય મંત્રી ઇવાન ડ્રોવેસ્કીએ નમ્રભાવે માગણી કરી.

બધા મળીને ચાર ઉમેદવારો આગળ આવ્યા ત્હેમના મુખમંડળ પર અલૌકીક તેજપુંજના પ્રકાશ ચમકી રહ્યા હતા.

એ ચારેયના નામની ચીઠ્ઠી નાખવામાં આવી. પ્રમુખે એક ચીઠ્ઠી ઉપાડી. 'ઇવાન ડ્રોવેસ્કી' નામ પોકારતાં સભામાં ચોતરફથી તાળીઓના ગડગડાટનો ધ્વની કેટલાક સમય માટે ગાજી રહ્યો.

[૮]

આજે ફલોરાના ન્યાયનું નાટક ભજવવાનું હતું. રાજદ્રોહીઓના મુકદ્દમા જેલની ચાર દીવાલો વચ્ચે જ ચાલતા હતા.

ન્યાયાસન પર પ્રીન્સ રૂડોવીચ પુર દમામમાં બીરાજેલા હતા.

ફલોરાને બંદીવાન દશામાં હાજર કરવામાં આવી.

અને તપાસનું કામકાજ શરૂ થયું.

ન્યાયાધીશે પુછ્યું :

"તમારૂં નામ ?"

આરોપીએ શાંતીપુર્વક કહ્યું:

" ફ્લોરાઇન."

"ઠેકાણું ?"

"મેડલીન સ્ટ્રીટ."

તમારા ઉપર જે આરોપ મુકવામાં આવ્યો છે ત્હેની ત્હમને ખબર છે?"

"કયો આરોપ?"

"ડ્રોવેસ્કીને ત્હમે ઓળખો છો ?"

"હા."

"તે હાલમાં ક્યાં છે?"

"ખબર નથી."

"તેં દીવસે તે ત્હારે ત્યાં આવ્યો હતો?"

'હા.'

"તે નીહીલીસ્ટ છે એ ત્હને ખબર છે?

'નહીં.'

"તું જુઠું બોલે છે. એ બાબતની ત્હને જાણ હોવી જ જોઇએ. વારૂ, ગુપ્ત સમીતીની બેઠક ક્યાં મળે છે?"

"એની મ્હને ખબર નથી."

"કેટલું અસત્ય! એની સાથ ત્હારો પણ સંબંધ હોય એમ જણાય છે. તું પણ શીક્ષાને માટે લાયક છે."

'હું નીર્દોષ છું.'

'એક રાજદ્રોહીને આશ્રય આપવાનો અપરાધ શું અક્ષમ્ય છે?"

'અન્યાયી શાસક અગર તો ત્હેની રાજનીતીનું ઉલંઘન કરવું એ પ્રત્યેક દેશભક્તનું જીવન કર્તવ્ય છે.'

" જો તું ડ્રોવેસ્કીનો પત્તો આપશે તો ત્હને મુક્ત કરવામાં આવશે."

'જ્યાં સુધી આ દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી તો એ કાર્ય બની શકનાર નથી.

'કુમારી, જરા વીચાર કર. ત્હારી ન્હાની ઉમર જોતાં મ્હને તારી દયા આવે છે."

" પ્રીન્સ, ત્હમારી એ દયા કરતાં મૃત્યુની યાતના અધીક શ્રેયસ્કર છે.'

'ભોળી છોકરી, વીચાર કરવા માટે હને હું સમય આપું છું. શું હને જીવનનો જરાપણ મોહ નથી?'

'દેશદ્રોહી બની જીવવા કરતાં દેશને ખાતર પ્રાણ સમર્પણ કરવો એ મારે મન વધુ આનંદનો પ્રસંગ છે.

'હઠીલી છોકરી, તો હારાં કર્મોના ફળ ભોગવી લે. રાજદ્રોહના આરોપસર હને હું પ્રાણદંડની સઝા ફરમાવું છું, અને હેનો અમલ તારીખ ૨૭ મી જુલાઇએ કરવામાં આવશે.

પ્રસન્ન વદને ફ્લોરાએ શીક્ષાનો સ્વીકાર કરતાં પ્રાન્સનો આભાર માન્યો. હેના રોમે-રોમમાંથી અત્યારે અલૌકીક પ્રભા વીસ્તરી રહી હતી.

સૈનીકો આગળ આવ્યા અને બંદીવાન દશામાં જ ફ્લોરાને લઇ ચાલ્યા. પ્રાણદંડની સજા પામેલા અપરાધીઓ માટે રાખેલી અંધારી કોટડીમાં હેને રાખવામાં આવી.

આજે ૨૨ મી તારીખ હતી. હજી સજાના અમલમાં પાંચ દીવસનો વીલંબ હતો.

છતાં ફ્લોરા શાંત દેખાતી હતી માત્ર હેના મોંમાંથી એકજ ઉદ્દ્ગાર નીકળતો હતો. શું પ્રીય ડ્રૂવેસ્કીની અંતીમ મુલાકાત નહીં થાય!" એ જ માત્ર હેની અભીલાષા હતી.

[ ૯ ]

આજે તે ૨૭ મી જુલાઇની ભયકર તારીખ હતી. સાંઝના પાચ વાગ્યાનો સમય થયો હતો.

એક ઉંચા થાંભલાની આજુબાજુ લાકડાંનો ઢગ રચવામાં આવ્યો હતો અને હેના પર પુષ્પપુંજ સમી સુકુમાર ફ્લોરાને ઉભી રાખવામાં આવી હતી. હેના ચહેરા પર આનંદ જણાતો હતો. પરન્તુ કાંઇ ઉંડી ચીંતાથી હેનાં નયનો ચોતરફ કોઇની શોધમાં હોય તે પ્રમાણે ફરી રહ્યાં હતાં.

અત્યારે રાજદ્રોહી ફ્લોરાની શીક્ષાનો અમલ થવાનો હતો. ચોતરફ સશસ્ત્ર સૈનીકોનો પહેરો ગોઠવી દેવામાં આવ્યો હતો. પ્રીન્સ રૂડોવીચ બીજા અમલદારો સાથ એ અમાનુષી લીલા જોવા ત્યાં હાજર થયો હતો. હેમણે બધાઓએ પોતાની બેઠક એક ઉંચી અને સલામત જગ્યાએ લીધી હતી. એક ન્હાનકડા અને સુકુમાર શરીરનો નાશ કરવા માટે સશસ્ત્ર સૈનીકોની ન્હાની સરખી ફોજ હાજર રાખવામાં આવી હતી!

"હજી પણ જો તું ડ્રૂવેસ્કીનો પત્તો આપે તો છુટી શકે તેમ છે." પ્રીન્સ રૂડો-વીચે ફ્લોરાને છેલ્લી વાર સલાહ આપી પણ ફ્લોરાએ તીરસ્કારથી પોતાનું ગૌરવપુર્ણ મસ્તક બીજી દીશામાં ફેરવી નાખ્યું.

આજ્ઞા ફરમાવવામાં આવી. ભુખ્યા વરૂ જેવા સૈનીકો આ આજ્ઞાના અક્ષરો પુરા થાય તેટલામાં તો આગળ વધ્યા અને લાકડાંને ચોતરફથી અગ્ની સળગાવવામાં આવ્યો.

ત્યારે ભડભડતા અગ્ની વચ્ચે ઉભેલી ફ્લોરા મૃદુ સ્મીત સાથે સ્વદેશવંદનાનું ગીત ગાઇ રહી હતી.

જે સ્થળે રાજ્યનો અધીકારી વર્ગ એકત્ર થયેલ હતો હેમાંથી બરાબર તે જ પળે એક યુવાન આસ્તેથી બ્હાર આવ્યો અને ચીતાની પાસે આવી મોટેથી બોલ્યાઃ "ઇનામ ડ્રૂવેસ્કી કયાં છે તે હું બતાવું છું. માટે મ્હને ઇનામ મલવું જોઇએ." યુવાન ધીરતાથી ઉભો હતો.

સઘળાનું ધ્યાન હેના તરફ સ્થીર થયું હતું.

'કયાં છે?' પ્રીન્સે પુછ્યું.

"પકડી શકશો?" યુવાને દઢતાથી જવાબ આપ્યો."

'હા' તેટલી જ સત્તાથી પ્રીન્સે પણ સ્હામો ઉત્તર વાળ્યો.

"તો પકડો. ડ્રોવેસ્કી જીવતો–જાગતો ત્હમારી સન્મુખ હાજર છે." યુવાન એ શબ્દો સાથ ચીતા પર ઉભેલી ફ્લોરા પર ત્વરીત દષ્ટી નાખી સજ્જ થયો.

અગ્નીની જ્વાલા હજી ફ્લોરાના અંગ સુધી પહોંચી શકી નહતી.

સૈનીકો પકડવા માટે દોડાદોડ કરવા લાગ્યા પરન્તુ ડ્રોવેસ્કીની રીવોલ્વર તૈયાર જ હતી. ઉપરા ઉપરી ચાર ગોળીઓ છુટી અને અભીમાની તથા અત્યાચારી પ્રીન્સ રૂડોવીચ મુડદું બનીને પોતાના આસન પરથી જમીન પર ગબડી પડયો! આ અકસ્માત પ્રસંગથી સહુ કોઇ સ્તબ્ધ બની ગયા.

"ક્રાન્તી અમર રહો." ડ્રોવેસ્કીએ ગગન-ભેદી અવાજ કર્યો.

તુરંગના દરવાજા તુટવા લાગ્યા. જનતાએ અવાજને વધાવી લીધો. સૈનીકો ગભરાઇ ગયા.

ડ્રોવેસ્કીએ એક છલંગ મારી અને ફ્લોરા પાસે પહોંચી ગયો.

'પ્રીયે' ડ્રોવેસ્કીના હૃદયમાંથી ઉદ્દગાર નીકળ્યા.

'પ્રીયતમ' ફ્લોરાનું અધીર હૃદય તૃપ્ત થયું.

...અગ્નીની જ્વાલા વધતી જતી હતી ત્યાં તો ઉભય પ્રેમી એકબીજાને ભેટી પડયાં. અહા! કેટલો સુખદ પ્રસંગ!

બંદુકોના અવાજથી વાતાવરણ ગાજી રહ્યું અને વીશુદ્ધ સ્નેહનું પુજારી એ યુગલ એ ગોળીઓથી વીંધાઇ ગયું.

મરતાં મરતાં તે બન્ને સાથે જ બોલી ઉઠયાં: "સ્વદેશને ખાતર."

આશ્ચર્યચકીત જનતા આ વીરલ બલીદાન સ્થીર બની જોઇ રહી હતી.

સોવીયટતંત્રની સ્થાપના પછી એ પ્રેમી શહીદોના ભવ્ય સ્મારક માટે મોસ્કો શહેરમાં વ્યવસ્થા કરવામાં આવી છે. જહેના પર પણ એ જ શબ્દો કોતરવામાં આવ્યા છે.

"સ્વદેશને ખાતર!" *

---

* હીંદીના આધારે.



# રશીઆના આધારસ્થંભો

: લેખક :

**બાલમીત્ર**

**બાળકો** એ રાષ્ટ્રના અને સમાજના આધારસ્થંભો છે. એનો આજે જે રીતે ઉછેર થાય તેનો પડઘો આવતી કાલના રાષ્ટ્રજીવનમાં પડે છે. રશીઆમાં બીજા બધા પ્રયોગોની સાથે, તેથી બાલકોના ઉછેરનો પણ સુંદર પ્રયોગ થઇ રહ્યો છે. તે પ્રયોગની રીતો સમજવા જેવી છે.

**સામ્યવાદી** રશીઆનું અંતીમ ધ્યેય સંપુર્ણ સમાજવાદ છે. એ ધ્યેયની પ્રાપ્તી જો સામ્યવાદી બાલકોમાં સમુહવાદની ઉત્કટ લાગણી ઉત્પન્ન કરવામાં આવે તો જ થઇ શકે. રશીઅનો એ બરાબર સમજે છે. તેમની બધીએ અભીલાષાઓ આવતી કાલને ઉજ્વળ બનાવવા માટેની છે, એટલે તેઓ આજનાં બાલકોમાં ભારે આશા રાખે છે.

તેથી રશીઆના બાલકો આ 'હું' કરું છું એવું વીચારવાને બદલે આ 'અમે' કરીએ છીએ, આ 'મારૂં' છે, તેને બદલે આ 'અમારૂં' છે, એવી સામુદાયીક ભાવનાથી વીચાર કરે, તેવું વાતાવરણ એમની આસપાસ ખડું કરવામાં આવે છે. એટલે એમની વાતોમાં 'હું' કદી સંભળાતું નથી પણ 'અમે' જ સંભળાય છે. તે કંઇ અપવાદ કે અકસ્માત નહીં પણ એમના નીત્યના સ્વભાવ તરીકે જ હોય છે.

આજનો રશીઅન બાળક એવી લાગણીથી ભરેલો હોય છે કે, કોઇક ભગીરથ કાર્યના તેઓ પણ ભાગીદાર છે. તેમને એવી લાગણી થાય તેવી સગવડ તેમને સત્તાવાળાઓ તરફથી તેમ જ મોટેરાઓ તરફથી આપવામાં આવે છે.

ઝારના એક વખતના ઉનાળાના રાજમહેલો આજે આ બાલસમુદાયના નાટયગૃહો તરીકે વપરાય છે. ૧૦ થી ૧૬ વર્ષના 'અગ્રેસર' ટુકડીના છોકરાઓ જ્યારે નાટકના પ્રયોગ કરતો હોય છે, ત્યારે કામદારોનાં તેમ જ ખેડુતોનાં બાળકો, પોતાના બાલમીત્રોની એ દીશાની શક્તીના વીકાસને લક્ષપુર્વક જુવે છે.

આવા નાટય પ્રયોગોની પુર્ણાહુતી વખતે મોટેરાઓ એ બાલસમુદાય સમક્ષ વ્યાખ્યાનો આપીને મુડીવાદીઓના સ્વાર્થ માટે લડવામાં આવતાં યુધ્ધોની ભયંકરતાઓનું તેમની સમક્ષ વર્ણન કરે છે. તે વખતે બોલનારાઓ પોતે મોટા છે અને પોતાનાથી ઓછા જ્ઞાનવાળાં બચ્ચાંઓ સમક્ષ બોલે છે એવી ભાવનાઓમાંથી જન્મતી આડંબરી લાગણી વીનાના, છેક જ નીરભીમાન, પોતાના સમાન મીત્રો સમક્ષ બોલતા હોય તેવા લાગે છે. તેમનો બાલ શ્રોતૃસમુદાય ઉમ્મર લાયક શ્રોતાઓની માફક વક્તાઓનાં સાદી ભાષાનાં ભાષણો ધ્યાનપુર્વક સાંભળે છે. અને પેલા વક્તાઓ છેવટે બાલકોને યુધ્ધવીરોધી ચળવળોમાં ભળવાનો આગ્રહ કરીને કહે છે કે, અત્યારે રશીઆમાં જે ભગીરથ રાષ્ટ્રીય પ્રયોગ ચાલી રહ્યો છે, તે બીજું કશું જ નહીં પણ યુધ્ધને અટકાવનારો જ પ્રયોગ છે.



નાનકડાં રશીઅન બાળકોની સભા

આવી સભાનો પ્રમુખ વીસેક વર્ષનો નવલોહીયાળ જુવાનડો જ હોય છે. તે પોતાના નાનકડા દોસ્તોને એમણે લીધેલી પ્રતીજ્ઞાનું સ્મરણ કરાવે છે. તુરત જ ઝારના જુના મહેલોની મોંઘા મખમલથી મઢેલી સુંદર ખુરશીઓમાંથી એક જ બાલશરીરની માફક સામાન્ય કપડાં પહેરીને બેઠેલાં તમામ બાળકો ખડાં થઇ જાય છે, અને 'તૈયાર થાઓ'નું ગીત શરૂ થાય છે. એટલામાં 'સદા તૈયાર છીએ' એવું કોરસગીત સંભળાય છે, અને પરસ્પરને સલામ કરી સહુ છુટા પડે છે.

અહીં વાચકને એ સ્મરણ કરાવવું જરૂરનું છે કે, બાલ 'અગ્રેસરો' [Pioneers]

જે નાટકો ભજવે છે તે, ગુજરાતી રંગભુમી ઉપર ભજવાતાં વહાલા વહાલીનાં ટાયલાંવાળાં કે પ્રભુના સીધા વારસસમા એકાદ કલ્પીત રાજાને નાયક કલ્પી તેની આસપાસ ઉભી કરાયલી જીર્ણ કલ્પનાની ભુતાવળોથી ગુંથાયલાં, સડેલી મનોદશાને ઉત્તેજનારાં નાટકો જેવાં નથી હોતાં, પરંતુ તે નાટકો તો રશીઆની પ્રગતીનું માપ આપનારી પારા શાશી જેવાં, મુડીવાદની ભયંકરતા અને શાહીવાદની વીકરાળતા બતાવનારાં હોય છે.

આમ રશીઆએ શરૂ કરેલા પંચવાર્ષીક મહા પ્રયોગોનો જ નહીં પણ સારા યે સામ્યવાદી પ્રયોગનો પરીચય બાળકોને કરાવવામાં આવતો હોવાથી, રશીઅન બાળકોમાં જવાબદારીનું પુરેપુરું જ્ઞાન જન્મે છે અને તેથી એ પ્રયોગમાં સાચો સાથ આપવા બાળકો હંમેશ તત્પર રહે છે.

આવી ભાવનાથી રંગાયલા બાળકો જ્યારે કોઇ પરદેશી તેમના દેશના પ્રયોગને જોવા જાય છે, ત્યારે હોંશે હોંશે તેઓ તેમને પોતાનાં સાધનો બતાવતાં ગૌરવથી કહે છેઃ

“જુઓ, આ અમારી ક્લબ, આ અમારૂં નાટ્યગૃહ, આ મારૂં વાચનાલય, આ અમારૂં વર્તમાનપત્ર.”

બાળકોનાં માનસમાં થયેલો પલટો તેમનાં વર્તમાનપત્રો બરાબર બનાવી આપે છે. તે પત્રોમાં ખબરો, કવીતાઓ, લેખો, ચીત્રો બધું બાળકો તરફથી જ તૈયાર થયેલું હોય છે.

તેઓ સગર્વ કહે છેઃ

“આ બધું અમો કામદારોનાં બાળકોનું, અમારે જ સારૂ છે. બીજા દેશોમાં તેમ નથી હોતું. કેમકે ત્યાં તો બધું જ ધનવાનોને માટે નીર્માણ થયેલું હોય છે. અમે શ્રમજીવીઓનાં સંતાનો છીએ, અને અમે પણ થોડા સમયમાં શ્રમજીવીઓ બનવાના છીએ.”

આવી વાતો જ્યારે એ બાળકો કરી રહ્યાં હોય છે, ત્યારે તેમના મનોભાવ વાચનારા યાત્રીકો જોઇ શકે છે કે, રશીઆની વીશાળ રંગભુમી ઉપર ભજવાઇ રહેલા મહાન પ્રયોગની અંદર આ ટચુકલાં બાળકો અગત્યની ભુમીકા ભજવી રહ્યાં છે.

આ બાળકો ગામડાંઓમાં પોતાની સભાઓ ભરે છે. તે સભાઓમાં તેમનાં વડીલોની હાજરી હોય છે, છતાં તેઓ સહેજ પણ સંકોચ પામતાં નથી કે લગારે શરમાતાં નથી.

આ બાલ સમાજ માટે રશીઅન સરકારે તમામ સગવડો કરી રાખી હોય છે. તેથી પાંચ વર્ષનો રશીઅન બાળક સમુહવાદની ભાવનાથી રંગાયલો અને તે માટે સમજણપુર્વક વાતો કરતો ત્યાં મળી શકે છે.





લેનીન

વર્તમાન રશીઆનો ઉદ્ધારક



આ બાળકોની સમક્ષ હમેશાં લેનીનની છબી રાખવામાં આવે છે. તેમની શાળાઓમાં અને નાનાં બાળકો માટેનાં જાહેર સ્થાનોમાં લેનીનની છબી હમેશાં લટકતી જોવામાં આવે છે. આથી આરંભથી જ સમુહવાદ અને લેનીન તરફ તેમના મનમાં માનની લાગણી જન્મે છે. સરકાર બાળકો માટે એટલી કાળજી રાખે છે કે યુદ્ધ અથવા દુષ્કાળ જેવા કટોકટીના પ્રસંગે પણ બાળકોનાં દવાખાનાં માટે ખર્ચાતી રકમમાં એક પાઇની યે કસર કરવામાં આવતી નથી. ભલે બહાર ભયંકર દુષ્કાળ પ્રવર્તતો હોય; છતાં તમે રશીઆનાં બાળકોની ઇસ્પીતાળોમાં જાઓ તો, ત્યાં કશી કમીના જણાય નહીં. દરરોજ તેમના પ્રત્યેક ખંડમાં તાજાં ફુલોના ગુચ્છા ફુલદાનીમાં ગોઠવાયલા હોય, દરેક ખંડમાં સુંદર કાગળોની રંગીત ધજાપતાકાઓ ફરફરતી હોય, મનોહર ચીત્રો દીવાલોને શોભાવતાં હોય અને બધામાં કેન્દ્રસ્થાને લેનીનનો સરસ ફોટોગ્રાફ લટકતો હોય—એ બધું જેવું ને તેવું જ જોવા મળે.

[ ૨ ]

**બાળકોની** ઇસ્પીતાળો ઉપર રશીઆમાં બારીક ધ્યાન અપાય છે. નર્સો બાળકોને નાનાં નાનાં વાદ્યો આપતી હોય, એક સ્ત્રી શીક્ષક પીઆનો વગાડતી હોય, માંદાં બાળકો વાદ્યો વગાડતાં લોકગીતો ગાતાં હોય અને છેવટે આંતરરાષ્ટ્રીય ગીતથી માંદાઓનો ખંડ ગાજી રહેતો હોય, એવાં દ્રશ્ય તો તમને ત્યાં ઠામ ઠામ જોવા મળે.

૨૫૦ દર્દીઓના ક્ષય માટેના કીવના દવાખાનામાં ૧૧ સ્ત્રી શીક્ષીકાઓ રોકવામાં આવી છે; તેઓ બાળકોને શીખવે અને આનંદ મજા કરાવે. આવાં દવાખાનાંઓમાં રહેનારાં બાળકોએ બનાવેલાં ચીત્રો, રમકડાં, ટોપલીઓ વગેરે વસ્તુઓનું નાનકડું પ્રદર્શન પ્રત્યેક ઇસ્પીતાળ સાથે હોય છે. ઇસ્પીતાળોને આંગણે મઘમઘતાં પુષ્પોની મનોહર વાડીકાઓની રચના કરવામાં આવી હોય છે. આવી ઇસ્પીતાળોમાં કામ શીખી જનારાં વળી પોતપોતાના ગામમાં જઇને નવી ઇસ્પીતાળો ઉઘાડે છે. નુતન રશીઆમાં ખાસ કરીને આ રીતે અનેક ઇસ્પીતાળો ઉઘડી છે અને હજી બાળકો માટે તેવી અનેક ઇસ્પીતાળો ઉઘડતી રહી છે.

ક્ષયરોગથી પીડાતાં અને ખેરાળ ચહેરાવાળાં બાળકો માટેની ઇસ્પીતાળોમાં છેલ્લામાં છેલ્લી વૈદકીય શોધ પ્રમાણેનાં સાધનો ગોઠવવામાં આવે છે. ત્યાં બાળકોને ભોજન મળે છે, વીદ્યતશકતીની મદદવાળી સારવાર



સોવીએટ શાળા

થાય છે અને આસપાસ આનંદી વાતાવરણ રહે તેવા તમામ પ્રયાસો કરે છે.

પાંડુરોગી તેમ જ આરંભના ક્ષયરોગી બાળકોને માટે આરોગ્યભવનો રાખ્યાં છે, તેમાં બાળકોની સારામાં સારી કાળજી લેવામાં આવે છે. એવાં આરોગ્યભવનોમાં રમતગમતનાં મયદાનો, ખુલ્લી નાટકશાળાઓ, એક્ષ'રેની ખાસ સગવડો અને વખણાતા ઝરાઓના પાણીનાં સ્નાનગૃહોની વ્યવસ્થા હોય છે. આવા એક આરોગ્યભવનમાં ૧૫૦ બાળકો પાછળ બાર દાક્તરો અને ચૌદ શીક્ષીકાઓ રાખવામાં આવેલાં છે. આ દર્દી બાળકોને પણ એવું આત્મભાન છે કે તેઓ શ્રમજીવીઓનાં અને ખેડુતોનાં સંતાનો છે અને સરકાર તેમને માટે ખાસ રસ લે છે. આ આરોગ્યભવનનાં બાળકો પોતાનું વર્તમાનપત્ર પ્રસીદ્ધ કરે છે, તેમાં આવતાં લ માણો ઉપરથી વાંચકોની ખાત્રી થાય છે કે, એ બાળકો રાષ્ટ્રના રાજકારણમાં, અર્થશાસ્ત્રમાં અને પોતાના મંડળમાં ખાસ જ્ઞાનપુર્વક રસ લેતાં હોય છે.

જેમ રશીઆની સરકાર બાળકોમાં રસ લે છે તેમ રશીઅન બાળકો સરકાર તરફની પોતાની જવાબદારી પણ બરાબર સમજે છે. અને આપત્તીકારક પ્રસંગોમાં સહુથી પહેલાં એ બાળકો અને નૌજવાનો સંકટનીવારણના કાર્યો માટે બહાર પડે છે. સામુદાયીક ભાવનાથી સમુહના હીત માટે વ્યવસ્થીત કાર્ય કેમ કરવું એનું પણ તેમને આથી શીક્ષણ મળે છે. તેઓ જેમ પોતાની ફરજો બરાબર સમજે છે, તેમ પોતાના હક અધીકારનું પણ એમને પુરેપુરું ભાન છે. તેનું એક જ ઉદાહરણ બસ થશે:

૧૯ વર્ષના એક જવાનની પાસેથી ભુલથી એક સ્ટીમર કંપનીએ ટીકીટના વધુ પૈસા લીધેલા, તે પૈસા પાછા લેવા એ જવાન સ્ટીમર કંપનીની ઓફીસે ગયો, અને પોતાની વારી આવી ત્યારે કંપનીના સત્તાવાળા અમલદારને મળ્યો. એ જ કારણસર અગાઉ એને બે વખત પેલા અમલદારને મળવું પડયું હતું, અને બન્ને વખતે તે અમલદારે એને થોડા દીવસ રહીને મળવાનું કહ્યું હતું. ત્રીજી વખત પણ એ ઉમ્મરવાન અમલદારે પેલા નૌજવાનને જરાક ગુમાનથી કહ્યું: "હજી તમારી બાબત સંબંધમાં તપાસ થઇ નથી, આવતા અઠવાડીએ મળજો." અને તેને ચાલ્યા જવાની હાથથી ઇશારત કરી. પેલો છોકરો વીનય ન ભુલ્યો, છતાં દઢતાથી ત્યાં ઉભો રહ્યો. તેણે કહ્યું: "દોસ્ત [કોમરેડ], આ જાતની વર્તણુંકના જમાના હવે ચાલી ગયા છે. જો કે હું આવતે અઠવાડીએ આવીશ, પણ તે વખતે મારા કામનો નીકાલ તમે નહીં કરી નાખો તો હું તમારે સારૂ ઉપલા અધીકારીને ફરીયાદ કરીશ કે તમે તમારૂં કાર્ય યોગ્ય કુશળતાપુર્વક બજાવતા નથી. એવી ફરીયાદની અસર રશીઆમાં કેવી થાય છે તે તો પેલો અમલદાર બરાબર જાણતો જ હતો. ત્યાં ઘણી વખત 'સાફસુફી' માટે અમલદારી સભાઓ મળે છે, તેમાં જેની કાર્યકુશળતાની ખામી માટે ફરીયાદ થઇ હોય તેવા માણસને તુરત જ નોકરી ઉપરથી દુર કરવામાં આવે છે.

[૩]

ઉનાળામાં આખો રશીઆ મુસાફરીએ નીકળેલાં બાળકોના કીલકીલાટથી આજુવંત બની જાય છે. શાળાઓમાં બાળકોનાં વીવીધ મંડળો રચવામાં આવે છે અને જોવા લાયક સ્થળોની મુસાફરીઓની તેમને માટે ખાસ ગોઠવણો કરવામાં આવે છે. આ બાળકો દેશના પાંચસે કરતાં પણ વીશેષ સંગ્રહસ્થાનો જોવા ફરી વળે છે. સંગ્રહસ્થ-

નોમાં વ્યવસ્થીત રીતે પ્રવેશ કરવા દેવામાં આવે છે, આપણા દેશની માફક કોઇ પણ સ્થળે પહેલા દાખલ થવા માટે ત્યાંનાં માણસો ધક્કાધક્કી કરતા નથી.

એક વખત એક સંગ્રહસ્થાન આગળ આવી માણસોની હાર ઉભી હતી. તેવામાં કેટલાક પરદેશી મુસાફરોએ પોતાને પહેલા દાખલ થવા દેવાની દ્વારપાળ પાસે માગણી કરી. તુરતજ માણસોની હારમાં ખળભળાટ શરૂ થયો. અને બુમો પડવા લાગી :

"અરે એઇ! આ કેવી જાતનો પક્ષપાત? પક્ષપાત બતાવવાના દહાડા હવે તો પુરા થઇ ગયા છે! બધા હારમાં ઉભા રહે ને વારી આવે તેમ જ હવે તો પ્રવેશ પામી શકાય છે!"

તુરતજ દ્વારપાળ બહાર આવ્યો અને ઉશ્કેરાયલા ટોળાની સમક્ષ ખુલાસો કરવા લાગ્યો :

"દોસ્તો, એ તો પરદેશીઓ છે. જો તેઓ વહેલા દાખલ થાય નહીં તો પછી એમને આપણું સંગ્રહસ્થાન જોવાની ફરીથી તક મળે તેમ નથી."

દ્વારપાળના એ ખુલાસાથી સહુને સંતોષ થયો અને પેલા પરદેશીઓને પહેલાં દાખલ થવાની તક અપાઇ.

આવાં સંગ્રહસ્થાનો દ્વારા રશીઆમાં સામ્યવાદનો સરસ પ્રચાર કરવામાં આવે છે. યુક્રેઇનના ખેતીવાડીને લગતા સંગ્રહસ્થાનમાં ખેતીવાડીને લગતાં નવામાં નવી ઢબનાં તમામ યંત્રો રાખવામાં આવ્યાં છે, મજુરીનો ખચાવ કેવી રીતે કરી શકાય તેની રીતો ત્યાં બતાવવામાં આવે છે, રજ-ળીથી ચાલતાં વીધવીધ કારખાનાંઓના નાન-કડા નમુના ત્યાં રાખવામાં આવ્યા છે, તે નમુનાઓ દ્વારા કામની રીતો બતાવાય છે. આ રીતે થયેલી ખેતીથી તૈયાર થતા અના-જના નમુના પણ ત્યાં મુકવામાં આવે છે.

એ સંગ્રહસ્થાનમાં એક દીવાલપત્ર લટકે છે, તેમાં લખ્યું છે :

"વર્ષાદ માટે પ્રભુને પ્રાર્થના કરવાની જરૂર નથી. તેમ કરવાને બદલે નહેરો ખોદો."

આ સંગ્રહસ્થાનના બીજા વીભાગમાં જુદા જુદા કસવાળી ભુમીમાં કેવાં અનાજ વાવવાં તે બતાવવામાં આવે છે, ત્યાં છોડવાઓનાં મુળની લંબાઇ, દરેક વીઘે થતા ઉત્પન્નના આંકડા, એ અનાજનો આટો, તેમાંથી થતી રોટલી. એ બધું સક્રીય રીતે બતાવવામાં આવે છે.

બીજા વીભાગમાં અનાજના છોડોને લાગુ પડતા રોગ, તે રોગ દુર કરવાના ઉપાય, તેમાં ઉપયોગમાં આવતો પાલો [herbs] અને તે પાલાને ઉછેરવાની રીતો વગેરે બતાવવામાં આવે છે.

બીજા વીભાગોમાં રેશમની ઉત્પત્તી, સુતરની ઉત્પત્તી, ખાંડ-સાકરની ઉત્પત્તી, તંબાકુની ઉત્પત્તી વગેરે તેમાંથી બનતી સામગ્રીઓ સાથે બતાવવામાં આવે છે.

જે વીભાગમાં જાઓ ત્યાં તમને લેનીનની પ્રતીમા તો જોવા મળવાની જ. ખુબી એ કે જે વસ્તુઓનું પ્રદર્શન હોય તેમાંથી જ લેનીનની પ્રતીમા બનાવેલી હોય છે.

આવાં સંગ્રહસ્થાનો ઉપરાંત ખેતીવાડીના શીક્ષણ માટે ખાસ શાળાઓ પણ રશીઆમાં જોઇએ તેટલી છે. ક્રીમીઆની આવી શાળા ઝારના યુગના કોઇક ઉમરાવના મોટા મહે-લમાં બેસે છે. કાળા સમુદ્રને કાંઠે આવેલા એ મહેલનો જુનો બગીચો હજી યે મઘમ-ઘાટ કરતાં પુષ્પોથી શોભી રહ્યો છે. પણ એક વખતે એનો ઉપયોગ પેલા ઉમરાવને રીઝવવામાં થતો; આજે તેનો ઉપયોગ રાષ્ટ્રની ખેતીના વીકાસના પ્રયોગ માટે થાય છે. ત્યાં ચૌદ ચૌદ વર્ષના તાર્તાર કુમારો ત્રણ વર્ષનો

અભ્યાસક્રમ તૈયાર કરી રહ્યા છે. ત્રણ વર્ષ પછી એ કુમારો ખેતીવાડી ખાતાના મદદગારો બનશે.

શીઆળામાં ત્યાં એમને ખેતીવાડીનું સમ્રયોગ સામાન્ય શીક્ષણ અપાય છે; ઉન્હાળામાં તેઓ બગીચામાં કામ કરે છે. તેમને રહેવા ખાવાનું ત્યાંથી જ મળે છે, શીક્ષણ માટે તેમને એક પાઇ પણ આપવી પડતી નથી, કેમકે એ તો દેશના ભાવી વીધાતા છે. રાષ્ટ્રના આધારસ્થંભો છે. તેમને રાષ્ટ્રના હીત માટે તૈયાર કરવામાં આવે છે. રશીયામાં કેળવણીનો તેથી વ્યાપાર થતો નથી!

[૪]

જે બાળકો શાળામાં જવા જેટલી મોટી ઉમ્મરનાં ન હોય, અને જેમના માબાપો ખેતરોમાં તેમ જ કારખાનાંઓમાં કામે જતાં હોય, તેવાં બાળકો માટે બાલમંદીરો અને બાલગૃહોની યોજના કરવામાં આવી છે. વીપ્લવ પહેલાં માત્ર શહેરોમાં જ બાલમંદીરો હતાં, અને સારા યે રશીઆમાં બધાં મળીને એવાં મંદીર ૩૦૦ હતાં; ૧૯૨૫માં તે સંખ્યા વધીને ૧૨૦૦ જેટલી થઇ હતી અને અત્યારે તો તેમાં વીશેષ વધારો થયો છે એટલું જ નહીં પણ તે માત્ર શહેરો પુરતાં જ સંકોચાઇ રહ્યાં નથી.

કેળવણીના ક્ષેત્રનો રશીઆનો પ્રયોગ જેટલો રસદાયક છે, તેટલો જ ગુન્હેગાર બાળકોને સુધારવાનો પ્રયોગ પણ નવીન અને રસદાયક છે. મોસ્કોમાં બાળકો માટેની અદાલત છે. એ અદાલત એક સાદા ઓરડામાં મળે છે. તેનો ન્યાયાધીશ ખેડુતોના જેવો કાળો પોશાક પહેરીને બેસે છે. એ માણસ વૃદ્ધ છે, ભલો છે. ન્યાયાધીશોની આસપાસ બીજે જે કૃત્રીમ વાતાવરણ જણાય છે તે ત્યાં હોતું નથી. ગુન્હેગાર બાળકોને સજા કરવાની ભાવના એ અદાલતની નથી હોતી, બાળકોને સુધારીને સારા નાગરીક બનાવવા માટે જ તે અદાલત છે. એ અદાલત સમક્ષ આવનારાઓને હલકું લાગે તેવું વર્તન ત્યાં બતાવવામાં આવતું નથી. બધા સમાન મીત્રો જ હોય તેવું વાતાવરણ ત્યાં જણાય છે.

એ અદાલતનો ખ્યાલ આવે તે માટે તેમાં ચાલતા કામકાજનાં એકાદ બે ઉદાહરણ આપવાં જરૂરનાં છે. કેટલીએ વીધી રહીત [Informal] ચર્ચા પછી બાર વર્ષનો એક છોકરો એની માની સાથે અદાલતના ખંડમાં આવ્યો. માતા નીરાંતે કોઇ સ્વજનના ઘરમાં બેઠી હોય તેવી રીતે બેઠી, પેલો બાળક ન્યાયાધીશ સમક્ષ ઉભો રહ્યો. તેને કહેવામાં આવ્યું કે તેં એક હથીયારની ચોરી કરી છે અને ખરાબ છોકરાઓની સોબતમાં રહે છે માટે આ વખતે તારા ગોઠીઆઓ સાથે તને સહેલગાહે મોકલવામાં નહીં આવે. સહેલગાહે નીકળવાનો વખત ત્યારે નજીકમાં હતો; એટલે ન્યાયાધીશે તેને તાત્કાલીક ચાલચલગત વીષે કેટલાક સવાલો પુછીને છેવટે કહ્યું : "જો તું સારૂં વર્તન રાખીશ તો તને સહેલગાહે મોકલવામાં આવશે." છેવટે અદાલતે એવી સુચના કરી કે, સહેલગાહમાં એ છોકરાના વર્તનમાં યોગ્ય સુધારો થાય તે માટે એની ઉપર ખાસ ધ્યાન રાખવું.

આમ ન્યાયાધીશ જાણે સમાજની મીલકતનું સંરક્ષણ કરવા બેઠો હોય એવી ભાવનાથી ત્યાં વર્તતો નથી, પરંતુ બાપ પોતાનાં સંતાનોનાં ચારીત્ર્યને ઉત્તમ વલણ આપવા ઇચ્છતો હોય તેવી લાગણી ધરાવે છે.

બીજા પણ એક બાર વર્ષના ગુન્હેગાર છોકરાને એ ન્યાયાધીશ સમક્ષ લાવવામાં આવ્યો, ત્યારે તે પોતાના ઘરમાં જ હોય

તે રીતે ઉભો રહ્યો હતો. ન્યાયાધીશની અને તેની વચ્ચે આ પ્રમાણે પ્રશ્નોત્તર થયા :

"આ પહેલાં તું અહીં કેટલી વખત આવી ગયો છે?"

"મને તેનું સ્મરણ નથી."

"છએક વખત હશે?"

"મને લાગે છે કે કદાચ તે કરતાં વધુ હશે."

"તને અહીં શું કામ લાવે છે?"

"કેમકે હું ચોરી કરૂં છું."

"તું તેમ કરવાનું બંધ ન કરે?"

"મારાથી તે નહીં બને. કેમકે મને એવી આદત પડી ગઇ છે."

"પણ આ વખત તો હું તને ઘણે દુર મોકલાવી દેવાનો છું."

"બહુ સારૂં હું ત્યાંથી પણ નાશી જઇશ."

ત્યાંથી એ છોકરાને શાળામાં મોકલાવી દેવામાં આવ્યો. આગલા પ્રસંગોમાં તેને જુદી જુદી પ્રયોગશાળાઓમાં મોકલાવી તેની શારીરીક તેમ જ માનસીક ચીકીત્સા કરવામાં આવી હતી. ત્યાં એવો નીર્ણય થયો હતો કે એ છોકરાનું માનસ જોઇએ તેટલું તંદુરસ્ત નહીં પણ વીકારી હોવાથી એને માનસ સુધાર માટે રાખેલી શાળામાં તેને મોકલવામાં આવ્યો. રશીઆમાં ગુન્હાહીત ભાવનાથી કાયદો તોડનારા માનસ વીકારવાળા છોકરાઓને સુધારવાની શાળાઓ છે, તેમ તંદુરસ્ત માનસ છતાં કાયદાનો ભંગ કરનારાઓને સુધારવાની પણ શાળાઓ છે. પરંતુ ખરી રીતે તો ઉન્હાળામાં જે સહેલગાહની છાવણીઓ ગોઠવાય છે ત્યાં જ તેમને લઇ જવામાં આવે છે. ટુંકામાં રશીઆમાં સજા કરવાની ભાવના નથી પરંતુ ગુન્હેગારોને સુધારવાની જ ભાવના પ્રધાનપણે છે.

[ ૫ ]

સોવીયેટ સંઘમાં થયેલા સુધારાઓમાંના ઘણા ખરા તો ત્યાંના યુવક સમુહને આભારી છે. યુવકો આદર્શ સીદ્ધી માટે હમેશાં આતુર હોય છે, એટલે રશીઆમાં થઇ રહેલા પ્રયોગમાં જ્યાં કંઇ ઓળાપણું, ભુલ, અવ્યવસ્થા વગેરે દેખાય તે સંબંધમાં નૌજવાનો જે કંઇ ટીકા કરી મોકલાવે તેની ઉપર સત્તાવાળાઓ તાબડતોબ ધ્યાન આપે છે. અને આ નૌજવાનો માત્ર ટીકાકાર જ નથી, તેઓ તો એ પ્રયોગમાં સંપુર્ણ શ્રદ્ધા રાખીને તેને સફળ બનાવવા માગે છે. એટલે તેના કામકાજમાં જ્યાં એમને અવ્યવસ્થા જણાય, કે કાર્ય કુશળતામાં ખામી દેખાય ત્યાં તુરત જ સુધારા કરવામાં આવે છે.

"એ તો એમ જ ચાલે, એમાં બીજું કંઇ થઇ શકે જ નહીં", એ જુનવાણી માનસના રશીઅનોની લાક્ષણીક મનોદશાની સાબીતી આપનારો રશીઅન શબ્દ (Nichevo) જ હાલના શબ્દકોષમાંથી છેકી નાખવામાં આવ્યો છે. કેમકે હાલના રશીઅનો જાણે છે કે એમાં જરૂર સુધારા થઇ શકે છે, એ એમ ચાલી જ નથી શકતું.

મોટરો અને વીમાનોના સાધનોવાળો રશીઅન જવાન બરાબર જાણે છે કે, અંતરનાં માપ તો ટેલીફોન અને રેડીઓથી જીતી શકાય તેમ છે. તે એ પણ જાણે છે કે વેગવાન યંત્રોની મદદથી સમયની ઉપર પણ વીજય મેળવી શકાય છે. પોતાને લક્ષ્યસ્થાને ઓછામાં ઓછા સમયમાં પહોંચી જવા તેને

નશીબ કે કુદરત ઉપર આધાર રાખવો પડતો નથી તેનો વીશ્વાસ વીજ્ઞાન ઉપર, યંત્ર ઉપર છે. આજના રશીઅન જવાનનો સાથી યંત્ર છે.

આજનો રશીઅન જવાન જુના રશીઅનો જેવો તીવ્ર લાગણીવશ નથી તેમ આંતરદ્રષ્ટી વાળી રાખવામાં એ માનતો નથી. તે હમેશાં વીજયી સમો અડગ રહે છે, કોઇની પાસે વીના કારણે ખોટું નમવામાં એ માનતો નથી, પરંતુ સોવીએટ સરકારની પ્રતીષ્ઠાને તે પ્રાણ કરતાં વીશેષ પ્રીય માને છે, એની આજ્ઞાને તે પુરેપુરું માન આપે છે. કાર્યકુશળતા એ એનો મુખ્ય ગુણ છે.

અને એ બધા નૌજવાનો અંધશ્રદ્ધાથી સામ્યવાદને માની રહ્યા નથી, પરંતુ પોતાના દીલની સંપુર્ણ ખાત્રી થવા પછી જ તેમણે એ પ્રયોગમાં પુરેપુરો સાથ આપેલો હોઇ, ગાડરીઆ પ્રવાહ જેવા ન જણાતાં તેઓ વીજયની ખાત્રી સાથે જંગમાં ઉતરેલા લડવૈયા સમા લાગે છે. રશીઆની એ મહાશક્તી છે. સમસ્ત દેશમાં તેથી જ નૌજવાન રશીઅનોને સામ્યવાદી બનાવવા સારૂ અને એ ભાવનાઓનો તેમનામાં વીકાસ કરવા માટે કેળવણીનો કાર્યક્રમ પણ એ જ ધોરણે ગોઠવવામાં આવ્યો છે.

જુના અને નવા રશીઆની વચ્ચેનો લાક્ષણીક ભેદ પણ ઘણી વખત રશીઅન ભુમી ઉપર જ પારખી શકાય તેવી ઘટનાઓ પણ ત્યાં જોવા મળે છે.

ખ્રીસ્તીઓના એકાદ તહેવારના દીવસે પ્રખ્યાત દેવળોમાં પ્રાર્થના કરવા અનેક ઘરડા ખેડુતો ઠામેઠામથી સેંકડોની સંખ્યામાં આવીને, સોનેરી મુર્તી સમક્ષ રૂપેરીવાળવાળા ઉભેલા ઘરડા પાદરી આગળ ઘુંટણભર ખડા રહી પ્રાર્થના કરતા હોય છે, તે જ સમયે એવા દેવળની સામેનું જ એકાદ દેવળ, જેને નીરીશ્વરવાદના સંગ્રહસ્થાન તરીકે પલટાવી નાખવામાં આવ્યું હોય છે, તેમાં સંખ્યાબંધ છોકરાઓ અને છોકરીઓ જોઇ રહ્યાં હોય છે. આવાં સંગ્રહસ્થાનોમાં શરૂઆતના કેટલાક ઓરડાઓમાં ધાર્મીક દ્રષ્ટીએ પવીત્ર મનાતી વસ્તુઓ મુકવામાં આવી હોય છે, અને તેને અંગે ફેલાવવામાં આવતા-વહેમોના સચોટ રદીઓ આપવામાં આવ્યો હોય છે. તે પછીના ઓરડાઓમાં ધર્મની ઓથથી મુડીવાદીઓ, ઉદ્યોગપતીઓ અને સત્તાવાવાદીઓએ જનતા ઉપર કેવી રીતે કાબુ જમાવ્યો, તે લાક્ષણીક ઢબે બતાવનારાં દીવાલપત્રો રાખવામાં આવ્યાં હોય છે. દાખલા તરીકે એક સોનાના ક્રુસને બેવડ વળી ગયેલી જનતાની પીઠ ઉપર મુકેલો બતાવ્યો છે, અને પેલા 'પવીત્ર' ક્રુસ ઉપર એક ગબ્બર મુડીવાદી ચઢી બેઠો હોય છે. બીજો એક સફળ ઉદ્યોગપતી, ભુખે મરતા કામદારોના પહાડ ઉપર ગૌરવાંકીત ચહેરે ઉભો હોય છે, તેની ઉપર વીજયની વરમાળ આરોપતો યાહુદીઓનો ધર્મગુરૂ ઉભો હોય છે, બીજા એક ચીત્રમાં અહીંસાના દેવને કચડાયલાં સ્ત્રી પુરૂષોના ઢગ ઉપર ઉભો ઉભો તેમના રક્તમાંથી ધનીકોની માલીકીના સોનાને ઓપ ચડાવતો બતાવવામાં આવ્યો છે. વળી એક ચીત્રમાં લશ્કરીવાદ અને દેવળ [Church] વાદીઓને હાથમાં હાથ મીલાવીને ચાલતા બતાવ્યા છે. મુડીવાદીઓની લાલસાને સંતોષવા માટે સામાન્ય સમુદાયનો વધ ચાલી રહ્યો છે એની ઉપર પેલા બન્ને 'વાદ' વાળાઓ અભીષેકનાં આછાં છાંટણાં છાંટીને આશીર્વચન આપી રહ્યા હોય છે. નવીન રશીઆમાં આવાં દીવાલપત્રો બનાવનારાઓને પુરતું-વીશેષમાં વીશેષ મહેનતાણું અપાય છે. કેમકે સામ્યવાદની ચળવળમાં એ દીવાલપત્રોની જે સજજડ અસર થાય છે

તેનું મુખ્ય નેતૃસમુદાય બરાબર આંકી શકે છે, એટલે જ તેને માટે સારૂં મહેનતાણું આપવામાં આવે છે.

આ રીતે બાલ પ્રેક્ષકોના મનમાં નીરીશ્વરવાદની છાપ પાડયા પછી તેમને માટે રચનાત્મક સાધનોવાળા બીજા ઓરડાઓમાં જવાય છે. એ ખંડનાં દીવાલપત્રોમાં જગતની ઉત્પત્તીની જે દંતકથાઓ બાયબલમાં આપવામાં આવી છે તેને ખોટી ઠરાવનારાં અને વીજ્ઞાનની મદદથી ઉત્પત્તીનો જે ક્રમ સાચો ઠર્યો છે, તેને લગતી ચીત્રમાળાઓ ગોઠવવામાં આવી છે. ત્યાં પૃથ્વી હાલની સ્થીતીએ પહોંચતાં અગાઉ કેવા ઐતીહાસીક ક્રમમાંથી પસાર થઇ તે બતાવનારાં ચીત્રો હોય છે, એક પરીમાણુવાળા પ્રાણીમાંથી વીકાસ થતાં થતાં હાલનો મનુષ્ય કેવી રીતે સર્જાયો તે ઉત્ક્રાંતીને અંકીત કરનારી ચીત્રાવલીઓ પણ ત્યાં હોય છે.

હજી રશીઆમાં નીરક્ષરતાનું પ્રમાણ વીશેષ છે. એમને સામ્યવાદનું શીક્ષણ આપવાના કામમાં દીવાલપત્રોનો ખાસ ઉપયોગ કરવામાં આવે છે. તે માટેની શાળાઓ પણ રશીઆમાં સ્થાપવામાં આવી છે. તે સંસ્થાની શીક્ષીકાઓ પોતાનાં નીરક્ષર વીદ્યાર્થીઓને આવાં સચીત્ર દીવાલપત્રોની મદદથી શારીરીક તંદુરસ્તી કેમ જાળવવી તેનું, મદ્યપાન નીષેધથી કેવા લાભ થાય તેનું, સ્વસંરક્ષણ માટે શું કરવું તેનું, વર્તમાન યુગમાં સ્ત્રી કેવું સ્થાન ભોગવે છે તેનું, શીક્ષણ આપે છે. આ દીવાલપત્રો એટલા લોકપ્રીય થયાં છે કે રશીઆભરનાં પ્રત્યેક જાહેર સ્થાનોમાં તે ચીત્રો લટકાવવામાં આવે છે.

શીક્ષણની એ પ્રથા [Visual Education] ના જ એક વીભાગ તરીકે 'બળવાનાં સંગ્રહસ્થાન' સારા યે રશીઆમાં ઠામેઠામ રાખવામાં આવ્યાં છે. મોસ્કોમાંનું આવું સંગ્રહસ્થાન જે મકાનમાં છે, તે મકાન ઝારના જમાનામાં અંગ્રેજોની કલબ તરીકે વપરાતું હતું. એ મકાનના કેન્દ્રખંડમાં બળવાની ભાવના જગાડતાં જે ચીત્રો અને પ્રતીમાઓ છે તે મુકવામાં આવ્યાં છે. બીજા ખંડમાં મશહુર ક્રાંતીવાદી [સ્ત્રીપુરુષો] ઓની છબીઓ મુકવામાં આવી છે. બીજા વીભાગમાં ક્રાંતીવાદીઓને તુરંગની જે એકાંત અને અંધારી કોટડીઓમાં પુરવામાં આવતા હતા તેના નાનકડા નમુના અને તેમની ઉપર જે જે સાધનોથી અત્યાચારો ગુજારવામાં આવતા હતા તેના નમુના રાખવામાં આવ્યા છે. તે પછી આ બધા ભયની સામે થઇને ક્રાંતીવાદીઓએ જે પરાક્રમી કાર્યો કર્યાં તેનાં ચીત્રો અને નમુના ગોઠવવામાં આવ્યાં છે. જેમાં એક ક્રાંતીવાદી સ્ત્રી ખેડુતની ઝુંપડીમાં જઇને મૃત્યુનો ભય વહોરી લઇ ખેડુતના કુટુંબને વાંચતાં શીખવે છે તેવાં ચીત્રો, છાની છપની રીતે જે પત્રીકાઓ અને વર્તમાનપત્રો છાપવામાં આવતાં તેના નમુના, તેમજ ઝારના સૈનીકોએ સેંકડો નીશસ્ત્ર અરજદારોને વઢી નાખેલા તે ૧૯૦૫ ના 'રાતા રવીવાર'ના ભયાનક બનાવને તાદ્દશ્ય કરતું એક મોટું ચીત્ર મુકવામાં આવ્યું છે.

આવાં સાધનો મારફત આજના રશીઅનો આવતી કાલના રશીઅનોનાં માનસને પલટો આપી રહ્યાં છે. આજના રશીઆને સારા યે વીશ્વના મુઠીવાદીઓના અને સામ્રાજ્યવાદીઓના વ્યવસ્થીત સંઘની લડતની સામે ટકી રહેવું પડે છે. પરંતુ સામ્યવાદના મહાપ્રયોગનો છેવટનો વીજય તો અત્યારના આ બધાં વર્ષોમાં આવતી કાલના નાગરીકો તેમના આ 'યુદ્ધ સમયની મનોદશા' કેટલી ટકાવી રાખે છે તેની ઉપર નીર્ભર છે. અને અત્યારનાં રશીઅન નૌજવાનો પોતાની ઉપર રાખવામાં આવેલી આશાને પુરેપુરી પાર ઉતારશે એમાં જરા યે શંકા નથી.

લેખક: સીતારામ શર્મા

# જર્મનીના દંડવિરામ

**અ**મેરીકાએ પ્રેસીડેન્ડ હુવર મારફત જર્મનીને એક વર્ષનો દંડવીરામ અને મીત્ર રાજ્યોને રણવીરામ આપવાનો જે અખતરો અજમાવવા ધાર્યો છે, તે માત્ર સામ્રાજ્યવાદીઓની એક ખટપટી રમત જ છે.

**બળદોને** પેટ પુરતું ઘાસ પણ આપવામાં આવતું ન હોય, દાણો કે બીજા પૌષ્ટીક પદાર્થો તો સ્વપ્ને પણ તેની સામે ધરવામાં આવતા ન હોય, અને ગાડાવાળો માત્ર પૈસા કમાઇ લેવાની એકલી લાલચથી ગાડામાં વધુને વધુ બોજો ખડકે જ જતો હોય. તે ગાડું જેમ તેમ કરીને જીવી રહેલા બળદોથી ખેંચાય ત્યાં સુધી જેમ તેમ કરીને ખેંચે, ગાડાવાળો તો એકાદ ફેરો વધારે થાય ને વીશેષ પૈસા મેળવી શકાય એ લાલચે બળદો દોડતા ગાડું ગબડાવી જાય એવું ઇચ્છતો હોય, એટલે તેમનાં પુછડાં આમળે, પરોણાની આરો એમના શરીરમાં ઘોંચી ઘોંચીને લોહી કાઢી નાખે અને ચાબુકના ચમકારાથી એનાં ચામડાં સુઝાવી દે!

પણ પેલા બળદ બીચારા જેમ તેમ કરીને જીવન ટકાવી રહ્યા હોય તે ધનલોભી ગાડાવાળાની મરજી પ્રમાણે કેમ કરીને દોડી શકે?

ગાડાવાળો પૈસાનો એટલો બધો લાલચુ અને સ્વાર્થી કે બળદોને કપાસ, ખોળ, ગુવાર, તેલ, ગોળ, પૌષ્ટીક તત્વોવાળું સારૂં ઘાસ, એવું ખવરાવવાનો વીચાર સુદ્ધાં યે કરે નહીં.

સ્વાર્થાંધતાને લીધે તે એટલું એ સમજી ન શકે કે આ રીતે કરેલી કરકસર એ તેના લાભની નહીં પણ ગેરલાભની છે. જો થોડાક પૈસા બળદો માટે અલગ રાખે, તેમાંથી તેમને પૌષ્ટીક ખોરાક આપીને તાજામાજા રાખે, તો એ જ બળદો પોતાની વીશેષ શક્તીને પ્રતાપે ગાડું વીશેષ ત્વરાથી ખેંચી જાય, તેથી ગાડાવાળો તેમના ખોરાક પાછળ જે પૈસા ખર્ચે તેનો બદલો તો એને મળી જ રહે, એટલું જ નહીં પણ બળદોને મારઝુડ કરવાના ગંદા કામમાંથી તે ઉગરી જાય, તેથી તેને ચડતી ચીડ અને ગુસ્સાને કારણ ન મળે, એથી એની પોતાની તંદુરસ્તી બગડે નહીં, બળદનાં આયુષ્ય લંબાતાં નવા બળદ ખરીદવા માટેનાં નાણાં પણ કેટલીક વખત બચી જાય, ઉપરાંત તેની કમાણીમાં યે વધારો થાય.

પણ પૈસાનો લાલચુ સ્વાર્થાંધ ગાડાવાળો અવળે રસ્તે ચડી ગયેલો હોય, પોતાના ખરેખરા હીતની વાત સમજે નહીં, અને પોતાના જ હાથે પોતાના પગ પર કુહાડો મારે!

આવા અવળે રસ્તે ચડી ગયેલા ગાડાવાળાઓ બળદનો વાંક કાઢે, તેની ઉપર ગુસ્સે થઇને મારપીટ કરે અને તેમ છતાં

# પાછળના ભેદભરમ

## સોવીયેટોનો સામનો કરવાના કાવાદાવા

જ્યારે બળદ ચાલી શકાય તેવી દશા ન રહેવાથી ગળીઆ થઇને બેસી જ જાય, ત્યારે પછી લમણે હાથ દઇને તેમને ગળેથી જુંસરી છોડી નાખી થોડાક વખત એમને પોરો ખવરાવવા–આરામ આપવાનો ન છુટકે વીચાર કરે.

[ ૨ ]

એ ગાડાવાળાના જેવી જ સ્થીતીએ અત્યારના સામ્રાજ્યવાદી–મુડીવાદીઓ મુકાયા છે. જે લોકોને તેઓ પોતાનો માલ વેચતા હોય છે, તેમને જ તેઓ એટલા ચુસી લે છે કે એમનામાં માલ ખરીદવાની તાકાત જ નથી રહેતી. અને વ્યાપારી હરીફાઇને લીધે તેઓ ખપી શકે તે કરતાં વીશેષ માલ કારખાનાં ચાલુ રાખવા માટે ઉત્પન્ન કરે જાય છે. પરીણામે માલથી ભરેલી વખારો ચીક્કાર થઇ જાય છે, એટલે તેઓ કામદારોની સંખ્યામાં તેમ જ તેમના પગારોમાં કાપકુપ શરૂ કરે છે, તેથી પોતાના જ દેશમાં ભયંકર બેકારી અને નાણાંભીડ વધે છે!

બીજી તરફથી સામ્રાજ્યને વધારવા તેમજ ટકાવી રાખવા માટે લશ્કરી તૈયારી અને લડાયક સરંજામ વધાર્યાં જ કરે છે, એથી દેશજનો ઉપર કરનો બોજો વધતો જાય છે. લડાઇથી કે ચાલુ વ્યાપારથી મળતા નફા મુડીભર મુડીવાદીઓના તેમ જ તેમના ભાગીદારોના ખીસામાં જાય છે, ત્યારે તેમના વ્યાપાર માટે સામ્રાજ્યને ટકાવી રાખવાની હરીફાઇ અર્થે થતા અનર્ગળ લશ્કરી ખર્ચનો ભારે બોજો રાષ્ટ્ર ઉપર પડે છે. આથી જ્યારે રાષ્ટ્ર નાણાંભીડ અને બેકારીના કષ્ટથી કચડાતો હોય છે, ત્યારે પણ એ સામ્રાજ્યવાદી મુડીવાદીઓને ઘેર તો પૈસાની છોળો જ ઉછળતી હોય છે!

આવી સ્વાર્થી બાજીને પરીણામે યુરોપમાં ૧૯૧૪ ની યુદ્ધની હોળી સળગી અને તેના ભોગ વીના કારણે હીંદને પણ બનવું પડ્યું.

અત્યારે ઘણા સ્વાર્થી બ્રીટીશ મુત્સદ્દીઓ હીંદ ઉપરના બ્રીટનના ઉપકારોની વાતો વર્ણવતાં યુદ્ધના સમયને સંભારીને કહે છે કે: 'બ્રીટનને લીધે તો હીંદની ભુમી ઉપર પ્રત્યક્ષ યુદ્ધ થતું અટકી ગયું છે.' પરંતુ ખરી હકીકત એ છે કે બ્રીટન વ્યાપારી હરીફાઇને લીધે, જર્મનીની વધતી જતી લશ્કરી શક્તીને કચડી નાખવા અને પોતાના લાભ માટે સામ્રાજ્ય વધારવા માટે જ લડાઇમાં ઉતર્યું હતું, તેમાં તેણે વીના કારણે હીંદને ઘસડ્યું હતું, એથી

મેકડોનલ્ડની તેમ જ બ્રીટીશ મુત્સદીઓની વર્તમાન મનોદશા જોતાં એમની વીચારશ્રેણી આ પ્રમાણે હોય તેમ કલ્પી શકાય છે:

જર્મની તુટી પડે, તેમાં આંતરવીગ્રહ જાગે, અને કદાચ જર્મની રશીઆનું મીત્ર બને, તેમ થતાં ફ્રાન્સ જર્મની ઉપર ચડાઇ કરે અને મધ્ય યુરોપમાં યુદ્ધની હોળી સળગે, સામ્રાજ્યવાદી બ્રીટન ત્યારે સ્વાભાવીક રીતે જ ફ્રાન્સનો પક્ષ લે, પરંતુ તે વખતે બ્રીટનના બેકાર કામદારો લડાઇમાં ભાગ લેવાની ના પાડે, રણસામગ્રી બનાવવાના કારખાનામાં કામ ન કરે, રેલ્વે, સ્ટીમરો અને ખાણોમાં હડતાલો પડે તો? તો બ્રીટનમા જ આંતરવીગ્રહની હોળી સળગે. અરે એકલા બ્રીટનમા જ શું કામ? યુદ્ધ પછીના તેર વર્ષોના છતીહાસનું અવલોકન કરતાં તો બ્રીટન સીવાયના પશ્ચીમ યુરોપના બીજા દેશોમાં પણ એવા આંતરવીગ્રહોની આગ ભભુકી ઉઠે તો નવાઇ નહીં. એવી પરીસ્થીતીને કમીમાં કમી એક વર્ષ તો આથી પાછી ધકેલી શકાય તેમ છે

તેમ થતાં તે વર્ષ દરમીયાન સોવીયેટ રશીઆની સામે યુરોપ અમેરીકાના ભેગા બળથી સામનો કરી શકાશે, રશીઆની આસપાસની વ્યાપારી અને આર્થીક ઘેરાની વાડ વીશેષ મજબુત બનાવી શકાશે, એવું પણ તેઓ માનતા લાગે છે.

રશીઆની પંચવાર્ષીક યોજના જે સફળતા મેળવતી જાય છે તે જોતાં એમની આ વીચારશ્રેણી સીદ્ધ થાય તેમ ઓછું છે.

તેનાં કારણ: જર્મનીની ઉપરથી યુદ્ધદંડનો ભાર એક વર્ષ માટે ઓછો થાય અને તેની આંટ સુધરે તે માટે, અમેરીકા તેમ જ બ્રીટન તેને નાણાં ધીરે, તો પણ તેથી ત્યાંના લગભગ પોણા કરોડ બેકારોની અવદશા કોઇ પણ રીતે સુધરે તેમ નથી, તે જ રીતે જર્મનીમાં વધી પડેલાં જીવન ભોગવવાનાં ખર્ચ ઓછાં થાય તેમ નથી.

બ્રીટનના બેકારોનું પણ એમ જ છે: અમેરીકા અને જપાન તેની સામે ઔદ્યોગીક અને વ્યાપારી ક્ષેત્રમાં સજ્જડ હરીફાઇ કરી રહ્યાં છે, જર્મની પણ યુદ્ધ પછી ખોયેલાં ક્ષેત્રો પાછાં મેળવવામાં ધીમે પણ મક્કમ ડગલે આગલ પ્રગતી કરતું જાય છે, એટલે બ્રીટીશ માલ માટે નવાં બજારો મળવાં મુશ્કેલ જ છે. તેમ બ્રીટીશ માલ જપાન કે જર્મની જેટલો સસ્તો બનાવી શકાય તેમ નથી. કેમકે તેમ કરવા જતાં એને કામદારોની રોજી ઉપર કાપ મુકવો પડે તેમ છે, અને તેમ થાય તો બ્રીટનમાં આંતરવીગ્રહની આગ આવતી કાલે સળગવાને બદલે આજે જ સળગી ઉઠે તેમ છે.

આમ દંડવીરામ અને યુદ્ધવીરામથી બ્રીટન કે જર્મનીના આમવર્ગને જરા પણ ફાયદો થાય તેમ નથી. એટલે મુડીવાદી–સામ્રાજ્યવાદીઓના આ તુટવા માંડેલી ઇમારતને ટકાવી રાખવાના પ્રયાસો જરા પણ સફળ થાય તેમ લાગતું નથી.

યુરોપ, અમેરીકા અને જગતના રાજકારણોના પ્રવાહોને જોતાં નજદીકના ભવીષ્યમાં ફરીથી યુદ્ધ ન થાય તો તે ચમત્કાર જ હશે.

તા. ૬ : ૭ : ૩૧.

જર્મનીના ઉદ્દામમાંયે ઉદ્દામ રાષ્ટ્રમતવાદી સરમુખત્યારના હાથમાં જઇ પડે, તેમ થાય તો વર્સાઇલ્સના તહનામાનો તેઓ ઇનકાર કરે એટલું જ નહીં, પણ અત્યાર સુધીમાં જર્મનીની જે બદનામી થઇ છે તેની સામે સશસ્ત્ર બળવો કરવા તેઓ તૈયાર થાય."

બ્રીટીશ મુત્સદ્દીઓના તમામ મનોભાવ આ ઉપરથી પુરેપુરા વ્યક્ત થાય છે. સામ્યવાદથી તેઓ ભડકે છે એટલું જ નહીં, પણ જર્મનીના ઉદ્દામ રાષ્ટ્રમતવાદીઓ પોતાના દેશને બદનામીમાંથી બચાવે તે પણ એમને પસંદ નથી. ભલે જર્મની બદનામ રહે, પણ એમનો વ્યાપાર અને એમની તીજોરી સલામત રહે તો બસ્સ છે!

બીજું જે રાષ્ટ્રસંઘ [League of Nations] ની આજ સુધી ખુબ જ પ્રશસ્તી સામ્રાજ્યવાદીઓ ગાતા હતા, તેની નીર્માલ્યતાની વાત પણ આ પ્રસંગ ઉપરથી ખુલ્લી થાય છે.

ગાર્ડીનર કહે છે: "જો તેમ [ઉપર જણાવ્યું તેમ] થાય તો ફ્રાન્સ એકદમ હુવર ઉપર ચડી જાય અને તેથી આખું મધ્ય યુરોપ યુદ્ધની આગથી ભભુકી ઉઠે, અને રાષ્ટ્રસંઘ નીર્માલ્ય ડોસીની માફક એ બધું ટગર ટગર જોયા કરે!"

અર્થાત્ જ રાષ્ટ્રસંઘ માત્ર સામ્રાજ્યવાદીઓની કુસલ્તનીતીને ટેકો આપનારી ઘેટાના ચામડામાં છુપાયલી વરૂની પ્રતીમા છે, એમ કહેનારાઓને આથી ટેકો મળે છે. આ જ સુધીની એ સંસ્થાની તમામ પ્રવૃત્તીઓ જોતાં નબળા અને ખાસ કરીને રંગીનોને દબડાવી સબળ સામ્રાજ્યવાદીઓ સમક્ષ પુંછડી પટપટાવવાની નીતી તેણે ધારણ કરેલી છે. અને અત્યારે ગાર્ડીનરના કહેવા પ્રમાણે ફ્રાન્સ પોતાની યુદ્ધ પહેલાંના જર્મનીની સમી લશ્કરીવાદની નીતીને આગ્રહપુર્વક પકડી રાખે, છતાં તેની સામે વીશ્વમાં શાંતી સ્થાપવા સ્થપાયલો આ રાષ્ટ્રસંઘ કશું પણ કરી શકે તેમ નથી. એટલે એ સંસ્થા માત્ર હાથીના દાંત જેવી દેખાવની અને સામ્રાજ્યવાદીઓની ભયંકર લીલાઓને ઢાંકનારી ઢાલ જેવી જ છે તે પુરવાર થાય છે.

[૬]

ટુંકામાં કહીએ તો હુવરની યોજના પક્કા લેણદાર જેવી છે. જે લેણદાર દેવાળાની અણીએ જઇ પહોંચેલા દેણદારને નવાં નાણાં ધીરી તેને બેઠો થવામાં મદદ કરી પોતાના લહેણાને તાજું કરે છે.

તેની સાથે સાથે સામ્રાજ્યવાદી અમેરીકનો સોવીયટ રશીઆને નામશેષ કરી, પોતાની કુસલ્તનીતીને માર્ગે મુકવાનો બેવડો પ્રયોગ ખેલે છે.

અને મુડીવાદીઓનો એક સમયે વીરોધ કરનારો છતાં હમણાં મુડીવાળાઓનો મીત્ર બનેલો મેકડોનલ્ડ પણ એ જ બાજી ખેલી રહ્યો છે.

અમેરીકાનું સહુથી મોટામાં મોટું દેવાદાર બ્રીટન છે. યુરોપ પાસે અમેરીકાનું લહેણું આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| બ્રીટન | ૮૮૦,૦૦૦,૦૦૦ | પાઉંડ |
| ફ્રાન્સ | ૭૫૦,૦૦૦,૦૦૦ | " |
| ઇટાલી | ૪૦૦,૦૦૦,૦૦૦ | " |
| બેલ્જીઅમ | ૮૦,૦૦૦,૦૦૦ | " |
| પોલાંડ | ૪૦,૦૦૦,૦૦૦ | " |

એટલે જર્મનીની સાથે સાથે બ્રીટનને પણ આ રૂણવીરામથી એક વર્ષને માટે રાહત મળે તેમ છે.

પણ એક વર્ષ પછી શું?

એ પ્રશ્ન અહીં સહજે ઉભો થશે.

મેકડોનલ્ડની તેમ જ બ્રીટીશ મુત્સદ્દીઓની વર્તમાન મનોદશા જોતાં એમની વીચારશ્રેણી આ પ્રમાણે હોય તેમ કલ્પી શકાય છેઃ

જર્મની તુટી પડે, તેમાં આંતરવીગ્રહ જાગે, અને કદાચ જર્મની રશીઆનું મીત્ર બને, તેમ થતાં ફ્રાન્સ જર્મની ઉપર ચડાઇ કરે અને મધ્ય યુરોપમાં યુદ્ધની હોળી સળગે, સામ્રાજ્યવાદી બ્રીટન ત્યારે સ્વાભાવીક રીતે જ ફ્રાન્સનો પક્ષ લે, પરંતુ તે વખતે બ્રીટનના બેકાર કામદારો લડાઇમાં ભાગ લેવાની ના પાડે, રણસામગ્રી બનાવવાનાં કારખાનામાં કામ ન કરે, રેલ્વે, સ્ટીમરો અને ખાણોમાં હડતાલો પડે તો? તો બ્રીટનમાં જ આંતરવીગ્રહની હોળી સળગે. અરે એકલા બ્રીટનમાં જ શું કામ? યુદ્ધ પછીનાં તેર વર્ષોના ઇતીહાસનું અવલોકન કરતાં તો બ્રીટન સીવાયના પશ્ચીમ યુરોપના બીજા દેશોમાં પણ એવા આંતરવીગ્રહોની આગ ભભુકી ઉઠે તો નવાઇ નહીં. એવી પરીસ્થીતીને કમીમાં કમી એક વર્ષ તો આથી પાછી ધકેલી શકાય તેમ છે

તેમ થતાં તે વર્ષ દરમીયાન સોવીયેટ રશીઆની સામે યુરોપ અમેરીકાના ભેગા બળથી સામનો કરી શકાશે, રશીઆની આસપાસની વ્યાપારી અને આર્થીક ઘેરાની વાડ વીશેષ મજબુત બનાવી શકાશે, એવું પણ તેઓ માનતા લાગે છે.

રશીઆની પંચવાર્ષીક યોજના જે સફળતા મેળવતી જાય છે તે જોતાં એમની આ વીચારશ્રેણી સીદ્ધ થાય તેમ ઓછું છે.

તેનાં કારણઃ જર્મનીની ઉપરથી યુદ્ધદંડનો ભાર એક વર્ષ માટે ઓછો થાય, અને તેની આંટ સુધરે તે માટે, અમેરીકા તેમ જ બ્રીટન તેને નાણાં ધીરે, તો પણ તેથી ત્યાંના લગભગ પોણા કરોડ બેકારોની અવદશા કોઇ પણ રીતે સુધરે તેમ નથી, તે જ રીતે જર્મનીમાં વધી પડેલાં જીવન ભોગવવાનાં ખર્ચ ઓછાં થાય તેમ નથી.

બ્રીટનના બેકારોનું પણ એમ જ છે. અમેરીકા અને જાપાન તેની સામે ઔદ્યોગીક અને વ્યાપારી ક્ષેત્રમાં સજ્જડ હરીફાઇ કરી રહ્યાં છે, જર્મની પણ યુદ્ધ પછી ખોયેલાં ક્ષેત્રો પાછાં મેળવવામાં ધીમે પણ મક્કમ ડગલે આગળ પ્રગતી કરતું જાય છે, એટલે બ્રીટીશ માલ માટે નવાં બજારો મળવાં મુશ્કેલ જ છે. તેમ બ્રીટીશ માલ જાપાન કે જર્મની જેટલો સસ્તો બનાવી શકાય તેમ નથી. કેમકે તેમ કરવા જતાં એને કામદારોની રોજી ઉપર કાપ મુકવો પડે તેમ છે, અને તેમ થાય તો બ્રીટનમાં આંતરવીગ્રહની આગ આવતી કાલે સળગવાને બદલે આજે જ સળગી ઉઠે તેમ છે.

આમ દંડવીરામ અને યુદ્ધવીરામથી બ્રીટન કે જર્મનીના આમવર્ગને જરા પણ ફાયદો થાય તેમ નથી. એટલે મુડીવાદી–સામ્રાજ્યવાદીઓના આ તુટવા માંડેલી ઇમારતને ટકાવી રાખવાના પ્રયાસો જરા પણ સફળ થાય તેમ લાગતું નથી.

યુરોપ, અમેરીકા અને જગતના રાજકારણોના પ્રવાહોને જોતાં નજદીકના ભવીષ્યમાં ફરીથી યુદ્ધ ન થાય તો તે ચમત્કાર જ હશે.

તા. ૬ : ૭ : ૩૧.

# વર્તમાન ચીન: એક દીગદર્શન

પરદેશીઓનાં બંધનોની શૃંખલાઓથી જકડાયલા ચીનની દુર્દશા એટલી ભયંકર થઇ રહી છે કે, આટલાં વર્ષોના પ્રવાસ છતાં ત્યાં સંતોષકારક પ્રગતી જોઇ શકાતી નથી. ગોરા સામ્રાજ્યવાદી–મુડીવાદીઓના કાવાદાવાનાં આ ફળ હીંદવાસીઓને સુંદર બોધ પાઠ આપે છે.

: લેખક :

**ધીમાન એસ. મહેતા**

ચીનમાં રાજ્યવીપ્લવ થયો તે પહેલાં એકહથ્થુ સામ્રાજ્ય સત્તા હતી અને તેથી અનેક રીતે ચીનની આર્થીક સ્થીતી વીષમ બની હતી. રાજ્યવીપ્લવના અંતે પણ મુડીવાદનું અસ્તીત્વ કાયમ રહ્યું છતાં જે આર્થીક સંકોચ અને ભુખમરો હતો તેમાં થોડે અંશે ઉદ્ધાર થયેલો જોઇ શકાય છે. હમણાં પણ મુડીવાદને કારણે ચીનનું આર્થીક શોષણ થાય છે, છતાં જગતના અનેક દેશના સીદ્ધાંતોના અનુભવથી સજ્જ બનતું ચીન, પોતાના ઉદ્ધારનો માર્ગ કેવી રીતે અને કેટલે દરજ્જે ગૃહણ કરવો તે માટે વીચાર કરે છે.

શહેરની અને ગામડાંની વસ્તીના સંસર્ગનું પ્રમાણ તપાસતાં ચીનની આર્થીક સ્થીતીનું ચીત્ર નીહાળી શકાય છે. ચીનમાં શહેરોની વસ્તી ૬,૬૦,૦૦,૦૦૦ એટલે ૧૫ ટકા અને ગામડામાં ૩૭૨૦૦૦૦૦૦ એટલે ૮૫ ટકા જેટલી છે. ઇંગ્લાંડનાં આંકડા તપાસીએ તો ત્યાં શહેરોમાં ૭૯ ટકા અને ગામડામાં ૨ ટકા અને રશીયામાં ૧૮ ટકા શહેરમાં અને ૨ ટક ગ્રામ્યવસ્તી માલુમ પડે છે. ચીન અને રશીયના શહેરમાં પણ ભેદ પાડી શકાય અને તે નીર્ણય ઉદ્યોગની ઉન્નતીથી માપી શકાય તેમ છે. ઉદ્યોગ કે વ્યાપારની ઉન્નતી અથવા તેનું અધઃપતન કોઇ પણ દેશની આબાદી કે પાયમાલીની સચોટ આરસી છે, ચીનમાં પરદેશીઓનો પગદંડો, રેલ્વે ઓછી અને ભારે ઉદ્યોગોની ગેરહાજરી એ પ્રતીત કરાવે છે કે ત્યાં મુડીવાદ અતી પ્રબળ છે અને બીજા સીદ્ધાંતોને પેસવાની મના છે એ જ્ઞાન આપે છે. દરેક શહેરીની ગણત્રી કરતાં ચીન અને રશીયા એક બાજુ તથા બીજી બાજુ ગ્રેટબ્રીટન. આ પ્રમાણે સમાન વસ્તીપત્રકથી દરેક વ્યક્તીની પેદાશ ઉપરથી ચીન કેટલું દુર્બળ અને ગરીબ છે તે સમજી શકાશે:

| કોલસા. | પેદાશ. |
|---|---|
| દેશ: | |
| ચીન | ૯૭૨ રતલ. |
| રશીયા | ૩૭૪ રતલ |
| ગ્રેટ બ્રીટન | ૧૧૯૧૬ રતલ |

ઉપરના આંકડા સુચવે છે કે ચીન રશીયા કરતાં ૪ ગણા અને ગ્રેટબ્રીટન કરતાં ૧૨૮ ગણા ઓછા કોલસા ઉત્પન્ન કરે છે.

## લોઢું

| | |
|---|---|
| ચીન | ૧૫૪૦૦૦ ટન |
| રૂશીયા | ૨૨૦૦૦૦૦ ટન |
| ગ્રેટબ્રીટન | ૬૨૦૦૦૦૦ ટન |

દર વ્યક્તીએ આ હીસાબે પેદાશ નીચે મુજબ માની શકાય.

| | |
|---|---|
| ચીન | ૦–૩ |
| રૂશીયા | ૪૮–૦ |
| ગ્રેટબ્રીટન | ૪૦૦–૦ |

ઉપરના કોઠા ઉપરથી સમજી શકાય છે કે ચીનમાં લોઢું રૂશીયા કરતાં ૧૭૧ ગણું અને ગ્રેટબ્રીટન કરતાં ૧૪૬૦ ગણું ઓછું મળે છે.

## કાપડસુતર

| | | |
|---|---|---|
| ચીન | ૩૩૧૪૦૦૦ | ત્રાક |
| રૂશીયા | ૭૨૫૦૦૦૦ | ,, |
| ગ્રેટબ્રીટન | ૫૬૭૦૦૦૦૦ | ,, |

ચીનની વસ્તીને હીસાબે દરેક ત્રાક દીઠ નીચેના ટકા મળે.

| | |
|---|---|
| ચીન | ૧૨૯ |
| રૂશીયા | ૨૦ |
| ગ્રેટબ્રીટન | ૦.૮ |

ચીનમાં રૂશીયા કરતાં ૬ ગણું અને ઇંગ્લાંડ કરતાં ૧૬૧ ગણું ઓછું કાપડ સુતર ઉત્પન્ન થાય છે.

## પરદેશી વ્યાપાર

ચીન ૧૭૬૦૦૦૦૦૦૦ ટેલ. એટલે પૈ. ૩૨૫૦૦૦૦૦૦ અને ગ્રેટબ્રીટનના આંકડા પૈ. ૨,૨૫,૦૦,૦૦,૦૦૦ અને રૂશીયાના પૈ. ૧૪,૨૦,૦૦,૦૦૦ જોઇ શકાય છે.

દર મનુષ્યે વ્યાપારનો હીસ્સો નીચે મુજબ માની શકાય.

| | |
|---|---|
| ચીન | ૧૫ શીલીંગ. |
| રૂશીયા | ૨૦ શીલીંગ. |
| ગ્રેટબ્રીટન | ૧૦૪૮ શીલીંગ. |

રૂશીયા કરતાં ચીનમાં વ્યાપારમાં પરદેશી આવક જાવક થોડી ઓછી છે જ્યારે ગ્રેટબ્રીટન કરતાં ૫૨ ગણી ઓછી હતી.

## રેલ્વે

રેલ્વેની લંબાઇ ૭૭૦૦ માઇલની ચીનમાં છે જેમાં સરકારી ૫૧૨૭ માઇલ, કંસેશનથી ૨૩૬૦ અને ૨૧૩ માઇલ ખાનગી વહીવટથી ચાલે છે. ગ્રેટ બ્રીટનમાં ૨૩૦૦૦ માઇલ અને રૂશીયામાં ૪૮૦૦૦ માઇલ છે. દર ૧૦૦૦૦૦ શહેરીઓને ફાળે નીચે મુજબ સરેરાસ આવે.

| | |
|---|---|
| ચીન | ૬.૮ માઇલ. |
| રૂશીયા | ૩૩.૩ ,, |
| ગ્રેટબ્રીટન | ૫૫.૩ ,, |

ચીનમાં આટલી નાની રેલ્વે લાઇનની સગવડ હોઇને તેનો ફાળો રૂશીયા કરતાં ૧૮ ગણો ઓછો અને બ્રીટન કરતાં ૩૧ ગણો ઓછો જોઇ શકાય છે.

## [ ૨ ]

ઉપરના આંકડાથી સ્પષ્ટ જણાય છે કે ચીન ગ્રેટબ્રીટન જેવું પ્રગતીશાળી નથી પણ રૂશીયા કરતાં પણ ૧૯૨૬ માં બહુ જ ઓછું વ્યવસાયી જોઇ શકાતું હતું.

ચીનમાં ધાતુનું ઉત્પન્ન એટલું બધું ઓછું છે અને પરદેશનો વ્યાપાર વીસ્તૃત છે કે ચીનદેશને પરદેશ ઉપર વધુ આધાર રાખવો પડે છે અને મુડી ઘસડાતી જોવાની ફરજ પડે છે. ચીનમાં પરદેશીઓના મોટા શહેરોમાં અહીં. માલુમ પડે છે જ્યારે ઔદ્યોગીક ઉન્નતી નહીંવત જ દેખાય છે. રેલ્વેની ખીલવણી કર્યા પછી પણ ચીનની ગ્રામ્ય

પ્રજાનું આકર્ષણ ઉદ્યોગ ખીલવણી તરફ દોરાયું નથી એ પણ ચીનના દુર્ભાગ્ય માની શકાય. ચીનમાં રાજ્ય વીપ્લવ થવા છતાં આ પ્રમાણે કંગાળ દશા ચાલુ રહી છે જ્યારે રૂશીયામાં ૧૯૧૭ માં વીપ્લવ થયો ત્યારે સમસ્ત દેશ એકતામાં સંકળાયેલો અને સંગઠીત થયો હતો. જો કે ચીનના છુટા છુટા અને સ્વતંત્ર ભાગલા પાડવા માટે પરદેશી રાજ્યસત્તાઓએ અનેક પ્રકારની યુક્તીઓથી પ્રયાસો કર્યા પણ એક પણ સફળ થયો નહીં.

ચીનની સ્થીતી એ રીતે કંઇક વીલક્ષણ અને વીપરીત માની શકાય. ચીનમાં એકતા ઉત્પન્ન કરે તેવી આર્થીક પદ્ધતી કે યોજના નથી. ચીન વીશાળ દેશ છે એટલે હજી આ પ્રમાણે એકતની સાંકળથી તેને સંગઠીત કરતાં લાંબો સમય થશે એમ લાગે છે ચીનમાં શહેરો કરતાં ગામડાંનું બળ વધુ છે અને તેથી પ્રથમ પ્રાંતીક સ્થીતી અને વ્યાપાર ઉદ્યોગો ખીલે તો તેની અસર સમસ્ત દેશને થાય એવું તાત્પર્ય અર્થશાસ્ત્રીઓ આંકે છે.

નદીકીનારે આવેલા પ્રદેશો જેવા કે હવાંગહો એટલે પીળાનદીનો પ્રદેશ, યાંગસ્ટે અને પરલ નદીના પ્રાંતો એક બીજા સાથે સંકળાયેલા છે. અને તેથી તેઓ એ આખા દેશને લાગુ પાડી શકાય, સમસ્ત પ્રજાની ઉન્નતી સાધી શકાય તેવી યોજનાઓ ઘડવા માંડી છે અને જો તે પરીપુર્ણ થશે, તો આખો દેશ સહસા આર્થીક ઉન્નતી સાધી શકશે. દરેક પ્રાંત એલાયદી સ્વતંત્રતા ઇચ્છે છે અને તેથી પણ સીદ્ધ થઇ શકે છે કે પ્રાંતીક ઉન્નતી કે ખીલવણીથી જ અંતીમ ધ્યેય જે સમસ્ત ચીનની આર્થીક ઉત્ક્રાંતીનું છે તે સાધ્ય થશે.

આધુનીક પ્રાંતો પ્રકાશમાં આવ્યા છે તેના સરમુખત્યારો દરેક પ્રાંતને સ્વતંત્ર કરવા મથે છે અને માત્ર રાજ્કીય નહી પણ આર્થીક સ્વતંત્રતા મળે એવી મહત્વાકાંક્ષા રાખે છે. આથી છેલ્લા ૧૫ વરસથી માંહોમાંહે ઝગડા અને હુમલાઓ થાય છે તેથી ચીનની ઉન્નતી થવાને બદલે અધઃપતન થતું જોઇ શકાય છે. ભવીષ્યના રાજ્યબંધારણમાં આ જાતનો વીતંડાવાદ કે વીખવાદ તદન અદશ્ય થવો જોઇએ.

ચીનના ઉદ્યોગ કે વ્યાપારની ખાસીયતાને રૂશીયાની સાથે સરખાવતાં બન્ને રાષ્ટ્રોનાં શહેરોમાં પણ વીવીધ ભાત જુદી તરી આવે છે અને ચીનમાં રૂશીયા કરતાં ઓછી ધમાલ માલુમ પડે છે. ચીનના શહેરોમાં વેપાર એ મુખ્ય વસ્તુ છે. આંતરીક અને પરદેશી તથા તેમાં પણ અંદરના ચીનમાં માલની જાવક વધુ હોઇને ઉદ્યોગો તરફ લક્ષ આપવા પ્રજાની લાગણી જાગૃત થતી નથી, એટલે ચીનમાં ઉદ્યોગોની ખીલવણી ગૌણપક્ષે મુકવામાં આવે છે.

ચીનમાં કારખાનાં મોટા પાયા ઉપર હોતાં નથી માત્ર શેંગહાઇમાં યુરોપીયન શૈલીનો ખ્યાલ આવે છે. કેંટનમાં તો આખ્યતાનો ખ્યાલ આવે છે. યુરોપીયનના વહીવટી ઉદ્યોગો વુહાન પ્રાંતમાં [કે જ્યાં રાષ્ટ્રીય રાજ્યસત્તાનું સ્થાનક છે.] માલુમ પડે છે. માત્ર હોંગકોંગ અંગ્રેજોની આપખુદીથી અને વ્યાપાર ઉદ્યોગથી દાહમાહવાળું જણાય છે એટલે તે બ્રીટીશોનું થાણું બન્યું છે.

ચીનની વસ્તીનો બહુ જ ઓછો ભાગ ઔદ્યોગીક મહાજનો અને મુડીવાળા છે. બાકી વસ્તીનું મોટું પ્રમાણ મધ્યમ મુડીવાળા અને કામદારોનું છે.

## [૩]

ચીનમાં ખેતીવાડી પુરાણુ કાળમાં જે હતી તે જે પદ્ધતીથી હજુ ચાલે છે. રૂશીયાનાં ઝારના વખતમાં જે સ્થીતી હતી તે કરતાં પણ જુની ઢબનાં હળો અને હથીયારોથી ચીનમાં કામ લેવામાં આવે છે. ચીનના ખેડુતો યંત્રો અને આધુનીક વીજ્ઞાનનાં ઓજારોથી માહીતગાર નથી. તેઓ પશુઓની મદદથી હીંદની માફક હળ હાંકે છે અને ખેતરો ખેડાય છે. ઘઉંના ખેતરોમાં હજી યંત્રો દાખલ થયાં નથી. આ પ્રમાણે મનુષ્યની શક્તીનો ત્યાં અકાળે અને અસ્થાને ગંજાવર પ્રમાણમાં ક્ષય થાય છે.

ચીનમાં જુદા જુદા ભાગલામાં ક્ષેત્રો અને જાગીરો વહેંચાયેલી છે જ્યારે રૂશીયામાં એકહથુ માલીકી જમીનની જોઇ શકાય છે.

જમીનના ભાગલા ચીનમાં નીચે મુજબ માલુમ પડે છે.

| એકર | ખેતરો | ટકા |
|---|---|---|
| ૧૨ | ૧૭૩૫૩૦૦૦ | ૩૫ |
| ૨ થી ૫ | ૧૩૨૪૮૦૦૦ | ૨૭ |
| ૫ થી ૧૦ | ૧૦૧૨૨૦૦૦ | ૨૧ |
| ૧૦ થી ૧૮ | ૫૩૪૮૦૦૦ | ૧૧ |
| ૨૦ થી ઉપર | ૨૮૩૫૦૦૦ | ૬ |
| એકંદરે | ૪૮૯૦૬૦૦૦ | ૧૦૦ ટકા |

ઉપરના આંકડામાં પ્રથમના ૩ વર્ગોનો ફાળો ૮૩ ટકા લેઇને ચીનની કુલ ખેતીનો આંકડો આવે છે, તેથી ખેડુતોની કંગાલીયત કેટલી બધી છે તે સમજી શકાય છે. જમીનદારો માત્ર ૧૭ ટકા અને તેમાં ૬ ટકા ધનાઢ્ય ગણાય. ચીનમાં ભાગલા મોટા પ્રમાણમાં હોવાથી અને ગામડાંની ગરીબીથી માત્ર ૧૨ કે ૧૩ એકરનો માલેક પૈસદાર ગણાય છે અને ૨૫ કે ૫૦ એકરવાળાને જમીનદાર કહે છે. ચીનમાં દર વરસે બે કે ત્રણ પાક થાય છે, તેથી આટલા નાના ખેતરના પ્રમાણમાંથી પણ કુટુંબ પુરતું ઉત્પન્ન મેળવી શકાય છે.

જ્યાં સુધી ચીનમાં પુરાણી પ્રણાલીકાનો ત્યાગ થશે નહીં, આર્થીક ઉન્નતી માટે પ્રજામાં સાહસ કેળવાશે નહી, ગ્રામ્ય ઉદ્ધાર ઝડપી બનશે નહી ત્યાં સુધી ચીન પણ હીંદુસ્થાનની માફક દરીદ્ર અને ગરીબ રહેશે અને અવાર નવાર ભુખમરાથી રીબાશે. રૂશીયાની પાંચ વરસની યોજના દ્વારા ત્યાં ધીરી પ્રેરણા કરે છે પરંતુ પરદેશીઓના અડ્ડા એટલા બધા ઉંડા જામી ગયા છે કે તેઓ ચીનની પ્રજાને ઉંચુ માથું કરવા દેશે નહી અને વ્યાપારી ઉદ્યોગ ખીલવવામાં હમેશાં અંતરાય નાંખશે એવો ભય રહે છે. પરદેશીઓની ઝુંસરીનું આવું કાતીલ પરીણામ ચીન અત્યારે જોઇ રહ્યું છે.

---

રાજકારણ એ જાતે ગંદી રમત નથી, પરંતુ તેના ખેલાડીઓ એને ગંદુ બનાવી મુકે છે.

...

જે દેશમાં બેકારીથી માણસો પીડાતા હોય તે દેશના નેતાઓ પોતાના રાષ્ટ્રને બરાબર સમજ્યા જ નથી એમ કહેવું જોઇએ.

ડાહ્યા મનુષ્યો મૃત્યુના સંબંધમાં ચીંતન કરતા નથી, પણ કેમ જીવવું તેના ચીંતનમાં સમય રોકે છે.

...

યુદ્ધનાં સાધનો ઘટાડવા પહેલાં સામ્રાજ્યવાદીઓનાં માથાઓમાંથી યુદ્ધના વીચારો પહેલા ઘટાડવાની જરૂર છે.

# અંગ્રેજી નજરે હીંદ!



'નેટીવ' મીઠાઇવાળો



દુધવાળી

[જે દુધમાં પાણી ભેળવવા પખાલી પાસેથી લે છે.]

લેખક : આંતરરાષ્ટ્રીય રાજકારણનો અભ્યાસી

# સામ્રાજ્યવાદનાં ખ

છેલ્લું મહાયુદ્ધ પુરૂં થયું ત્યારે કેટલાક કુશળ બુદ્ધીમાનોએ કહ્યું હતું કે, જર્મનીનો લશ્કરીવાદ તોડવા જતાં ફ્રાન્સમાં ફરીથી લશ્કરીવાદ જન્મશે, અને તે જગતની શાંતીમાં જર્મન લશ્કરીવાદ જેટલું જ આઘાત પહોંચાડનાર નીવડશે.

એ ભવીષ્યવાણી ખરી પડેલી જણાય છે. જર્મનીની સામેનો તેનો વૈરભાવ યુદ્ધ પહેલાંની જુની લડાયક મનોદશાને સજીવન કરનારો છે.

યુદ્ધ સમયના તેના મીત્ર બ્રીટનના મુત્સદ્દીઓ આજે કહી રહ્યા છે કે ફ્રાન્સ તેના જુના બુર્બોન જેવું રહ્યું છે. તે કંઇ જુનું ભુલવા માગતું નથી અને તેને નવું કંઇ શીખવું નથી.

પણ લડાઇનો જે ભયંકર દંડ જર્મનીને શીરે ઠોકવામાં આવ્યો છે, તે દંડ જ્યાં સુધી ચાલુ રહે ત્યાં સુધી યુરોપના હૈયામાંથી યુદ્ધની ભાવના શમે તેમ નથી.

જર્મનીની લડાયક મનોદશા યુદ્ધ સમયનાં મીત્રરાજ્યોની લડાયક વૃત્તી કરતાં ઓછી હતી, એટલે જ ફ્રેન્કો-જર્મન યુદ્ધ વખતે જર્મનોએ જેટલી વૈરવૃત્તી ફ્રાન્સ તરફ નહોતી બતાવી, તેથી વીશેષ વેરની ભાવનાથી મીત્રરાજ્યોએ જર્મની તરફ વૈરભાવના બતાવી છે અને તેને સર્વ રીતે પાયમાલ કરી નાખ્યું છે.

છેલ્લી યુરોપીય યાદવી પહેલાં અમેરીકા વ્યાપારી હરીફાઇના યુદ્ધમાં ઉતર્યું નહોતું. યુદ્ધ પછી તે પોતાના કીનારા બહાર પુષ્કળ તૈયાર વસ્તુઓ અને નાણાં મોકલાવે છે, અને અત્યારે તો આખી દુનીઆના સોનાના જથ્થાનો લગભગ અર્ધોઅર્ધ જથ્થો તેણે પોતાની તીજોરીઓમાં ભરી રાખ્યો છે.

યુરોપ ગરીબ બને છે, ત્યાં બેકારી વધી છે, નાણાંભીડ છે, છતાં પશ્ચીમ યુરોપનો એકેકે એક દેશ અને પુર્વ યુરોપનાં રશીઅન સરહદ પરનાં રાજ્યો લડાયક સરંજામ પાછળ ધુમ નાણાં ખર્ચતાં જાય છે. અમેરીકા યુરોપને કહે છે, તમે આ નાણાં વેડફવાં રહેવા દો, પણ યુરોપ-અમેરીકાને પરસ્પરનો વીશ્વાસ નથી કેમકે અમેરીકાની યુદ્ધની તૈયારી ઓછી નથી.

ઇટાલીનો મ્યુસોલીની શાંતીના સમયમાં પણ લડાઇની ભાષા શીવાય વાત કરતાં જ નથી જાણતો; ફ્રાન્સ અને ઇટાલી બ્રીટનની નૌકા કાફલાની ઘટાડાની યુક્તીભરી યોજનામાં ફસાવા તૈયાર નથી; બ્રીટનને અમેરીકાનો ભય ઓછો નથી. ઝેરી ગેસ અને વીમાનોના કાફલા તેથી દરેક સ્થળે વધતા જાય છે.

વીમાનોની ગતીના વધારા માટે થઇ રહેલા પ્રયોગોમાં ઓછામાં ઓછા વખતમાં અંતર કાપી દુશ્મનના પ્રદેશમાં પહોંચી જઇ, ભયંકર ગેસ અને દારૂગોળો ફેંકી શકવાની સગવડની યોજનાઓ જ છુપાયલી છે. આથી ૧૯૧૪ ના યુદ્ધ પહેલાંનાં વરસોમ

---

**સા**મ્રાજ્યવાદીઓ જ્યારે શાંતી ત્યારે તેઓ પ્રજાસંઘના પડદા કરી રહેલા

# ડખડતાં હથિયાર

ની બહુ જ વાતો કરતા હોય, પાછળ આગામી યુદ્ધની તૈયારીઓ હોય છે.

"યુદ્ધ આવ્યું, યુદ્ધ આવ્યું!" ની જે બુમો શરૂ થઇ હતી, તેવી બુમો હમણાં હમણાં ફરીથી શરૂ થઇ છે.

એ બતાવે છે કે પંદર વર્ષ પહેલાં યુદ્ધની જે ભયંકરતાથી દુનીઆં ત્રાસી ગઇ હતી, તેની જરા પણ અસર મુડીવાદી સામ્રાજ્યવાદીઓની ઉપર થઇ નથી.

કેમકે તે વર્ગને યુદ્ધ દરમીયાન ઓછામાં ઓછું સહન કરવું પડ્યું છે, એટલું જ નહીં પણ યુદ્ધકાળનો લાભ લઇને તેમાંના મોટા ભાગે ધનપ્રાપ્તી કરી છે. તેમાં મરી ગયો આમવર્ગ. ભયંકર ખુવારી પણ એ જ વર્ગે વેઠી અને હજી વેઠે જાય છે.

જાણીતા અંગ્રેજ વીજ્ઞાનશાસ્ત્રી સર આર્થર કેથે આબરડીન વીશ્વવીદ્યાલયમાં ભાષણ કરતાં યુદ્ધની ભારે હીમાયત હમણાં જ કરી હતી. તેણે કહ્યું : "યુદ્ધ વીનાનું જગત એ તો અશક્ય કલ્પના જ છે. કુદરત યુદ્ધ દ્વારા માણસોનો સંહાર કરીને માનવજાતીની તંદુરસ્તી ટકાવી રાખવા માટે વધારાનો કચરો કાઢી નાખે છે. કુદરતનો ક્રમ જ એવો છે કે જે લોકોને સ્વતંત્રતા અને શાંતી જોઇતાં હોય તેમણે તે માટે પોતાના રક્તનો ભોગ આપવો જોઇએ."

બીજી તરફ યુરોપના સાગરજળમાં બ્રીટીશ અને જર્મની નૌકા કાફલાની ઉપયોગીતાની તેમ જ રશીઆના અને ઓસ્ટ્રીઆના લશ્કરી સંઘથી શું પરીણામ આવી શકે તેની પણ હમણાં હમણાં યુરોપનાં લશ્કરી મંડળોમાં ખુબ જ ચર્ચા ચાલી રહી છે.

આ બધાં કારણોથી પશ્ચીમ યુરોપવાસીઓની લડાયક મનોદશા સતેજ થતી જાય છે.

અને આલમ મશહુર જર્મન સેનાધીપતી લ્યુડનડોર્ફ તો વળી ત્યાં સુધી કહે છે કે, ૧૯૩૨ ના મે મહીનાની પહેલી તારીખે યુરોપમાં યુદ્ધની આગ સળગી ઉઠશે. આ લ્યુડનડોર્ફ કંઇ તરંગી નવલકથાનો લેખક નથી. છેલ્લા યુદ્ધ વખતે તે જર્મનીનો મહાનમાં મહાન લશ્કરી નેતા મનાતો હતો. યુદ્ધની વ્યુહરચના કરવામાં એના જેવા અડંગ વીચારકો ઓછા જ હશે.

અલબત્ત એની કલ્પના પ્રમાણે જો યુદ્ધ થાય તો તેની વચ્ચે યુરોપની રાજકારણી દુનીયાના પુલો નીચેથી પાણીના સીધા અને આડા અવળા એવા કેટલા યે પ્રવાહો વહી ગયા હશે.

લ્યુડનડોર્ફના કહેવા પ્રમાણે આવતાં યુદ્ધનો આરંભ ફ્રાન્સ અને ઇટલીની વચ્ચે થશે. તેમાં ઇંગ્લંડ, જર્મની અને રશીઆ ઇટાલીના પક્ષમાં ભળશે, ત્યારે પોલેન્ડ, ઝેકોસ્લોવેકીઆ અને જુગોસ્લાવીઆ ફ્રાન્સને પડખે જશે.

તેના કહેવા પ્રમાણે યુદ્ધક્ષેત્ર દક્ષીણ જર્મન અને દક્ષીણ ઓસ્ટ્રીઆ બનશે.

તે યુદ્ધ એટલું તો ભયંકર બનશે કે તેમાં યુદ્ધમાં ભાગ નહીં લેનાર બીનલડાયક [Civilians] ની ભયાનક ખુનરેજી થશે,

દરેક સ્થળે વીમાનોના હુમલા નૌકા યુધ્ધો અને ઝેરી ગેસની લડાઇઓ થશે. જર્મનીની કુમક માટે બ્રીટનનો કાફલો કીલની નહેરમાં આવશે, તે માટે ડેન્માર્કની ઉત્તરે થઇને તેને બાલ્ટીકને કાંઠે આવવું પડશે. તેમના લશ્કરની સંખ્યા માત્ર ત્રણ લાખની હશે છતાં તેઓ ફ્રેન્ચો અને બેલ્જીઅનોની સામે બહાદુરીથી લડશે.

તે વખતે રશીઅનો એ યુદ્ધમાં જોડાશે. ફ્રેન્ચોએ તે દરમીયાન ઇટાલીઅનોને સાફ કરી નાખ્યા હશે, ત્યારે રશીયા પોલેન્ડ તેમ જ રૂમાનીઆને ફના કરી નાખશે.

તે વખતે ફ્રાન્સમાં બળવો જાગશે, અને બે લડાયક ટોળાંમાંથી કોને સાથ આપવો તેના વીચારમાં અમેરીકા ગુંચવાડામાં પડી જશે.

એ યુદ્ધમાં જર્મનીનો ભયંકર નાશ થઇ જશે. પણ લ્યુડનડોર્ફના પુસ્તકમાં બતાવવામાં આવેલા આ વીચારો યુરોપના વર્તમાન રાજકારણને લક્ષમાં લઇએ તો સાચા ઠરે તેમ લાગતું નથી. કેમકે રશીઆ હાલના બ્રીટનનો સહકાર કરે તે કરતાં બ્રીટન રશીઆનો સહકાર કરે તે માનવા જેવું નથી. તો પણ આ પુસ્તકે યુરોપમાં ઠીક ઠીક ખળભળાટ મચાવ્યો છે. કેમકે યુદ્ધ સળગવાનાં લાકડાંને દેવતા બીજા અનેક કારણોથી ત્યાં તૈયાર છે.

તેનો પડઘો બ્રીટનના પરરાષ્ટ્રીય મંત્રી મી. આર્થર હેન્ડરસનનાં તાજાં વચનોમાં પડતો સંભળાય છે. તે કહે છે: "વીજ્ઞાનની મદદથી એવી શોધો થઇ છે કે ભવીષ્યમાં થનારા વૈમાનીક હુમલાઓમાંથી લડાઇમાં નહીં ઉતરનારા દેશજનોનો બચાવ લશ્કરો કે નૌકા કાફલાઓ કરી શકે તેમ નથી. ભાવી યુદ્ધમાં થનારા વીમાનના હુમલા એટલા વીકરાળ બનશે કે જેની આગળ આજ સુધી થયેલા એવા પ્રયત્નો તો કુછ વીસાતમાં નહીં લેખાય."

આ યુદ્ધને અટકાવવા માટે ફરીથી પાછા યુરોપને બે જુદી જુદી ટોળકીઓમાં વહેંચી નાખવાના પ્રયાસો મુત્સદ્દીઓ કરી રહ્યા છે. પરંતુ એવી ટોળકીઓ યુદ્ધ અટકાવવાને બદલે વીના કારણે યુદ્ધનાં ક્ષેત્ર વધુ વીશાળ બનાવવામાં કારણભુત બને છે, તે જગતે ૧૯૧૪ ના યુદ્ધ વખતે જોયું છે.

આ ભય યુરોપના રાષ્ટ્રોના દીલમાં પણ ઓછો નથી, તેથી યુદ્ધ અટકાવવાની અને શસ્ત્રો ઘટાડવાની વાતો છતાં દરેક દેશ સંઘમરીનો અને વીમાનો વધારતા જ જાય છે.

જર્મનીની પાસે પૈસા નથી, વર્સેઇલ્સના કરારે તેના હાથપગ જકડી લીધા છે. છતાં જર્મની એ કરારોની છટકા બારીમાંથી છટકીને લડાયક સરંજામ બનાવવામાં પોતાની અપુર્વ શોધક બુદ્ધીનો ઉપયોગ કરી રહ્યું છે. તેણે 'પોકેટ બેટલશીપ' [નાનકડાં લડાયક વહાણો] બાંધીને પોતાના ગુંચવણીયા પ્રશ્નનો ઉકેલ સાધી લીધો છે.

આવાં ત્રણ વહાણો હમણાં તેણે સાગર-જળ ઉપર તરતાં મુક્યાં છે. એ વહાણોમાં માત્ર કોલસો જ વાપરી શકાય તેમ છે, કલાકે પંદર નોટની ઝડપે તે ૫૫૦૦ માઇલની મુસાફરી કરી શકે તેમ છે, પરંતુ ડાયસેલ એન્જીન વાપરતાં તે સહેલાઇથી ૧૮૦૦૦ માઇલની સતત મુસાફરી કરે, આટલી શક્તી આજસુધીની કોઇ પણ ક્રુઝરમાં જોવામાં આવી નથી.

આ લડાયક વહાણો ઉપર કપની નવી જ બનાવટની એવી તોપો ગોઠવવામાં આવી છે કે જેથી ૧૦૫ રતલી ૨૪ ગોળાઓ એક મીનીટમાં છોડી શકાય. એટલે આ ત્રણ વહાણો એકી સામટાં યુદ્ધમાં ઉતરે તો દર મીનીટે ૭૨ ગોળા છોડી શકે, એનું પ્રમાણ કલાકના ૪૩૨૦ ગોળા જેટલું થયું. આ ગોળા એવા કાતીલ છે કે તેની સામે

બાલ રશીઅનો વ્યાયામની મજા મેળવે છે



રશીઅન બાળકો માટે આરોગ્ય ભવન



યુદ્ધની ભયંકરતા : યુરોપી વાદીનું એક દૃશ્ય.

નવયુગ : ઓગષ્ટ' ૩૧.

મજબુતમાં મજબુત લડાયક વહાણો પણ ભાગ્યે જ ટકી શકે. એક કલાકે જર્મનીની આ ત્રણ 'ખીસા લડાયક સ્ટીમરો' ખાસ્સો ૧૧૩૪૦ મણ દારૂગોળો દુશ્મન ઉપર ફેંકવાની શક્તી ધરાવે છે, અને વળી હમણાં તો એ ૨૦૦ ટનની ટોરપેડો બોટો હલકા વજનની મોટરને આધારે ચાલી શકે તેવી પણ બનાવી રહ્યું છે.

જો કે દંડવીરામ [Moratorium] આપનારાઓ જર્મનીને લડાયક કાફલા નહીં વધારવાની સલાહ આપી રહ્યા છે. અને ફરીથી જીનીવામાં અમેરીકાના સાથે સાથે લશ્કરો ઘટાડવાની વાતો કરવા માટે પશ્ચીમ યુરોપનાં રાજ્યો એકઠાં થવાનાં છે, પરંતુ એમાંથી કોઇ પણ રાષ્ટ્ર પરસ્પરમાં વીશ્વાસ ધરાવતું નથી, એટલે આ પરીષદ સફળ થાય તેની આશા ઓછી જ છે. અને કદાચ દેખાવ પુરતી વાતો થાય તો પણ તેનું પાલન કરવા કોઇ રાષ્ટ્રનું પરરાષ્ટ્રીય તેમ જ લડાયક ખાતું તૈયાર નથી. એ તો એટલા ઉપરથી જ સમજી શકાશે કે છેલ્લી વખત જ્યારે લંડનમાં નૌકાશસ્ત્ર નીવારણની ચર્ચા માટે પાંચ રાષ્ટ્રોની પરીષદ મળી, ત્યારે વીમાની કાફલા વધારવાની દરેક રાષ્ટ્રે ગુપ્ત તૈયારી ચાલુ જ રાખી હતી. અને પહેલાં જીનીવામાં આ જ કારણસર ૧૯૨૭ માં મળેલી પરીષદમાં સોવીયેટ રશીઆના પ્રતીનીધી કોમરેડ લીટવીનોફે ખરેખરા લશ્કરી ઘટાડા માટે સાફ સાફ દરખાસ્તો રજુ કરી ત્યારે તેને ટેકો આપવા કોઇ તૈયાર નહોતું.

હવે અમેરીકા જીનીવા પરીષદમાં ભાગ લેશે તેથી બ્રીટીશ મુત્સદ્દીઓ ખરેખરી શાંતીની આશા રાખી બેઠા હોય તેમ બહારથી જણાવે છે, પણ ખુદ અમેરીકાને યુરોપના વીમાની હુમલાનો કેટલો બધો ભય છે એ તો હમણાં જ અમેરીકામાં વીમાની હુમલાની થયેલી બનાવટી લડાઇના પ્રયોગ ઉપરથી જ સમજી શકાય તેમ છે.

અમેરીકનોને એ ભય ખુબ જ ગભરાવી રહ્યો છે કે મૃત્યુના એ પાંખાળા દુતો અમેરીકાનાં મોટાં શહેરો ઉપર ઝેરી ગેસના કાતીલ ગોળા ફેંકીને વસ્તીનો તેમ જ શહેરોનો થોડા જ સમયમાં નાશ કરી નાખશે; તેથી ઉંચાં ગગનચુંબી મકાનોનો ભુકકો ઉડી જવાનો જ એવી તેની ખાત્રી જ થઇ ચુકી છે. સધર્નક્રોસ અને ગ્રાફ ઝેપલીનને જગતની પાછળની પરકંમ્મા કરવામાં મળેલી સફળતાથી, તેમ જ ઇટાલીનાં વીમાનો આટલાંટીક ઉપર ઉડી શક્યાં તેથી, અમેરીકન લડાયકખાતું માને છે કે જે મહાસાગર પહેલાં અમેરીકાને યુરોપથી છુટો રાખવામાં ખાસ મદદગાર બનતો હતો તે મહાસાગર ઉપર વીમાનોને લીધે પુલ બંધાઇ ગયો છે, અને ભવીષ્યના યુદ્ધમાં દુશ્મનનું સહુથી પહેલું પગલું અમેરીકા ઉપર વીમાની હુમલો જ હશે.

આ માન્યતા તરફ અમેરીકન જનતાનું લક્ષ્ય ખેંચવા ગયા મે મહીનામાં તા૦ ૧૨ મી થી ૩૦ મી સુધીમાં અમેરીકાના યુદ્ધખાતાએ મોટી બનાવટી લડાઇના દેખાવ કર્યા હતા. એ દેખાવ માત્ર અમુક શહેર પુરતા નહીં પણ સારા યે ઉત્તર અમેરીકામાં વ્યાપક બનાવવામાં આવ્યા હતા. દરીયા કીનારાનાં પ્રત્યેક અગત્યના શહેરને તે માટે રણભુમી તરીકે પસંદ કરવામાં આવ્યાં હતાં.

તે યુદ્ધમાં એકંદર ૬૭૨ લશ્કરી વીમાનોને ઉતારવામાં આવ્યાં હતાં. (જે સંખ્યા છેલ્લા યુદ્ધના આરંભ કાળે અમેરીકા પાસે જેટલાં વીમાનોનો કાફલો હતો તેથી ૩૦ ગણી વીશેષ છે.) આમાં પણ ન્યુયોર્ક અને વોશીંગ્ટન ઉપરનો હુમલો ખાસ તૈયારીઓ સાથે યોજવામાં આવ્યો હતો.

એ બનાવટી યુદ્ધ દરમીયાન રોકાયલાં વીમાનો એ લગભગ ૨૦,૦૦,૦૦૦ માઇલની મુસાફરી કરી હતી, જે અંતર પૃથ્વી ઉપરથી ચંદ્ર સુધીની આઠ મુસાફરીઓ કરવા જેટલું થાય છે.

આ બધું એ જ પુરવાર કરી રહ્યું છે કે, શાંતીની મૌખીક વાતો કરવા છતાં યુરોપ અને અમેરીકા વીગ્રહની તૈયારી કરી જ રહેલાં છે, અને એ વીગ્રહની નોબતો ઘણા જ નજદીકના ભવીષ્યમાં વાગ્યા વીના રહેવાની નથી.

# આઝાદીના આશક

આઇરીશ સ્વાધીનતા માટે કુરબાનીના મહોત્સવ માંડી ચુકેલા સાહસીક દેશભક્તોની આ કથા છે. જગતના શકતીશાળી બ્રીટીશ સામ્રાજ્ય સામે આયર્લેંડના પગલ પુજારીઓએ પ્રગટાવેલી અગનના તણખાની આ ટુંકી તવારીખ છે. આજના આયર્લેંડવાસીઓ ડેનબ્રીન અને સેન ત્રેસી, જેક હોગન અને રોબીન્સનનાં નામોચ્ચારણ કરીને આજે આઇરીશ સ્વાધીનતાની રોમાંચક કથ સંભારતાં ગૌરવ અનુભવે છે. ત્રીપેરીનાં રણગીત સાથે સૈનીકો કુચકદમ મીલાવે છે.

એ રકત તરબોળ દ્રશ્યો, દુશ્મનની ગોળીઓ ઝીલવા આગળ ધસી જતી-



ડાન બ્રીન

:લેખક:

આયર્લેન્ડ જ્યારે પરાધીન દેશ ત્યાંના નૌજવાનોએ બતાવેલાં અદ્‌ભુત વાચનાર પ્રત્યેક મનુષ્ય તેમની પ્રશંસા કર્યા વીના

ત્રીપેરની સ્વયંસેવક સેનાઓ, રાત દીવસ કે તાઢ તડકાની પરવા વીના, ભુખ અને તરસને મચક આપ્યા વીના સતત ક્રાંતીનાં આહવાન આદરી સ્વાધીનતાની સુવર્ણપ્રભા જોવા આતુર બનેલા દેશભકતોનાં અપુર્વ સાહસો, સંખ્યાબંધ અંગ્રેજ સૈનીકો સામે બે ચાર મરણીયા ક્રાંતીકારીઓના મોરચા, યાંત્રીક તોપો અને બંધુકોની કીલ્લેબંદીઓના ફુરચા ઉડાવી આગળ ધસતા ડેનબ્રીન અને એના સાહસીક મીત્રોનાં જોખમભરપુર જીવનો અંગ્રેજ પહેરગીરો અને ગુપ્તચરોનાં ચાળણમાંથી હાથતાળી આપી છટકી જતા સીનફીનરો: આ સર્વ પ્રસંગોમાં આગળ તરી આવતાં સાહસોની રોમાંચક વીગતો પરથી આઇરીશ સ્વાધીનતાની લડતનો વાંચકોને ખ્યાલ આવશે.

## મહાયુધ્ધ પહેલાં

ઇતીહાસના ઉંડાણમાં ઉતરવાનું આ સ્થળ નથી. સને ૧૯૧૪ ના મહાયુધ્ધની શરૂઆત થઇ ત્યારે બ્રીટીશ સામ્રા-

# આયરીશ યુવાનો

ભદ્રકુમાર યાજ્ઞીક

હતો, તે વખતે સ્વાધીન માનસના પરાક્રમોનો આ ગૌરવભર્યો કીસ્સો જવાંમર્દી અને વીરતાની મુક્તકંઠે નહીં જ રહી શકે.

જયના સંચાલકોને એમના સામ્રાજ્યની સરહદ પર સંધ્યાના ઓળા ઉતરતા હોય એમ જણાયું. આ સમયે આયર્લાંડ પર બ્રીટીશ સામ્રાજ્યનો વાવટો ફરકતો હતો. સામ્રાજ્યના સંરક્ષણઅર્થે આયર્લાંડવાસી ઓને રણક્ષેત્રમાં આવવાનાં આમંત્રણ અપાયાં. સામ્રાજ્યની સત્તા નીચેનો સર્વ સંસ્થાનોને રણક્ષેત્રમાં યુનીયન જેકની સલામતી અર્થે એકત્ર થવાનું આહ્વાન કરાયું. આઇરીશ સ્વાધીનતાના જંગની આ પ્રસંગથી સાચી શરૂઆત થાય છે. આ પહેલાં ગુલામીનાં કારમાં બંધનથી આઇરીશ યુવાનોનો ઉદ્દામવર્ગ અકળાઇ ગયો હતો. આ વખતે એટલે સને ૧૯૧૪ ના અરસામાં બ્રીટીશ પાર્લામેન્ટે આયર્લાંડને સ્વવહીવટના નજીવા હકકો આપતું હોમરૂલ બીલ પસાર કર્યું હતું. આ બીલ પસાર થયા પછી આઇરીશ પ્રજામાં બે મોટા વર્ગ પડી ગયા. એક હોમરૂલ બીલની તરફેણ કરતો અને બીજો એ બીલનો વીરોધક પક્ષ. ઉત્તરના પ્રાંતોના પ્રજાસમુહે આ બીલને અમલમાં ન આવવા દેવા અને જરૂર પડે તો પાર્લામેંટની સત્તા સામે ખુલ્લી લડાઇ જાહેર કરવાની તૈયારી બતાવી.

## રાષ્ટ્રીય સેનાની સ્થાપના

એક બાજુ મહાયુધ્ધનાં ઘેરાએલાં વાદળ અને બીજી બાજુ આયર્લાંડના વીસંવાદી સુરોએ બ્રીટીશ રાજનીતીજ્ઞોને મુંઝવણમાં નાખ્યા. આયર્લાંડ તરફથી પાર્લામેન્ટમાં બેસતા જોન રેડમંડ, મોન્ટીઘલ, વગેરેએ બ્રીટીશ સામ્રાજ્યની કટોકટીની પળે સામ્રાજ્યને પડખે ઉભા રહી આયર્લાંડ તરફથી બનતી મદદ આપવાની આતુરતા બતાવી. જ્યારે બીજી બાજુથી દેશના રક્ષણ માટે રાષ્ટ્રીય સ્વયં-



સીનફેસી

સેવક સેનાની સ્થાપના થઈ. ઉત્તરના પ્રાંતોએ તો મહાયુધ્ધ પહેલાંજ સ્વયં-સેવકોને લશ્કરી કેળવણી આપવાની શરૂઆત કરી સારી સંખ્યા એકત્ર કરી બળવરૂધ્ધી કરી હતી, એટલે સને ૧૯૧૪ માં મહાયુધ્ધનાં બ્યુગલ ફુંકાયાં ત્યારે આયર્લાંડમાં નાનાં મોટા ત્રણ લશ્કરી જુથો હતાં. સ્થાનીક બ્રીટીશ લશ્કર, ઉત્તર પ્રાંતોની સ્વયંસેવક સેના અને રાષ્ટ્રીય સ્વયંસેવક સેના આ ત્રણે લશકરી સેનાઓ વચ્ચે પોતપોતાનાં બળ અને સંખ્યાની વૃધ્ધી કરવાની ભારે પ્રતીસ્પર્ધા ચાલી રહી. મહાયુધ્ધની શરૂઆત સાથેજ બ્રીટીશ સામ્રાજ્યના રક્ષણ અર્થે ઉત્તર પ્રાંતોની સ્વયંસેવક સેના સામ્રાજ્યના સ્થાનીક લશ્કર સાથે ભળી ગઈ. જોન રેડમંડે બ્રીટનનો પક્ષ લઈ આયર્લાંડવાસી ઓની લશ્કરમાં ભરતી કરવા માંડી. આ પદ્ધતી જોતાં રાષ્ટ્રીયસેનામાં પણ ફાટફુટ પડી. એ સેનાનો મોટો વર્ગ પણ સામ્રાજ્યના સંરક્ષણ અર્થે રણમેદાનમાં ઉતરી પડયો; પરંતુ એક કટ્ટર ઉદ્દામવાદી સૈનીક વર્ગ રાષ્ટ્રીય સેનામાંથી જુદો પડયો.

## ગુલામીની જંજીરો તોડવા

આયરીશ સ્વાધીનતા માટે સર્વસ્વની આહુતી આપનાર રાષ્ટ્રીય સેનામાંથી છુટા પડેલા નાના વીભાગે હીંસક માર્ગોએ સત્તાધીશોને હંફાવવા અને આય લાંડમાંથી બ્રીટીશ સત્તાને ખસેડવાના અનેક અખતરાઓ અજમાવ્યા. આ નાના વર્ગનું એમ કથન હતું કે, અત્યારે જ્યારે મહાયુધ્ધની આફતના ઓળા બ્રીટન પર ઉતર્યા છે, તે વખતે બ્રીટનને કોઈ પણ પ્રકારની સહાય આપવા પહેલાં તેના બદલામાં આયર્લાંડનું છુટાપણું મેળવી લેવું. આ ત્રીજા નાના પરંતુ શકતીમાન સમુહનું સુત્ર England's calamity is Ireland's opportunity (ઈંગ્લાંડ ની આફતમાં આયર્લાંડની તક સમાએલ છે) એ હતું. આ નાના પક્ષના આગેવાન તરીકે ડેનબ્રીન નામના ઓગણીસ વર્ષના નૌજવાને વીશાળ સામ્રાજ્ય સામે મોરચા માંડયા. ડબ્લીન શહેરથી બે ત્રણ માઇલ દુર ત્રીપેરીની ટેકરીઓ આગળના મેદાનમાં પોતાનું મુખ્ય મથક રાખી આ પક્ષે બ્રીટીશ સત્તા સામે લડવાનો ઇરાદો જાહેર કર્યો. આ વખતે આયરીશ સ્વાધીનતાના સીધ્ધાંતો પ્રતીપાદન કરતા સીનફીન પક્ષ આ મુઠીભર યુવાનોને સાથ આપ્યા પછી એ સર્વ સીનફીનર સેનાના સૈનીકોને નામે ઓળખાવા લાગ્યા. આયર્લાંડવાસી ઓને સામ્રાજ્યની પડખે લડવાના બા દેશ આપના જોનરેડમંડે આ સીનફીનરોને ખુબ સમજાવ્યા, પરંતુ સીનફીનરોએ એકજ વાત સંભળાવી કે સામ્રાજ્યના ગુલામી ચોકઠાને મજબુત કરવામાં અમે ભાગ લઈ શકીશું નહી, બલ્કે આયર્લાંડની જંજીરો તોડી નાખી પુર્ણ સ્વાધીનતા માટે અમે અમારૂં સર્વસ્વ કુરબાન કરીશું. આ મક્કમ છતાંય ગણ્યાગાંઠયા યુવાનોએ ત્રીપેરી, અને ડોનોહીલની ટેક-રીએ નજીકના મેદાનોમાં પોતાની છાવ-ણીના તંબુ તાણ્યા. એ અરસામાં મહા યુધ્ધની શરૂઆત થઇ. બ્રીટીશ સૈનીકોની ખાસ ટુકડીઓ આ નવા બળપર દેખરેખ રાખવા નીમાઇ. આયર્લાંડ, અને ઇંગ્લાંડના અખબારો અને આગેવાનોએ આ સીન-ફીન પાર્ટીને દેશદ્રોહીઓના ઇલ્કાબોથી નવાજ્યા! વીરોધી પ્રચારકાર્ય હોવા છતાં આ નાના પક્ષની સંખ્યા દીનપ્રતીદીન વધતીજ ગઇ.

## સીતમની શરૂઆત

આઇરીશ નૌજવાનોના ઉદ્દામ પક્ષના પ્રચારકાર્યથી બ્રીટીશ લશ્કરમાં ભરતી કરવામાં ઘણી અડચણ પડવા માંડી, તેમજ સીનફીનરોનો પક્ષ જર્મનીને છુપી રીતે મદદ પહોંચાડે છે, એવી ગંધ પ્રસરતાં બ્રીટીશ સત્તાવાળાઓએ એક ખાસ લશ્કરી ટુકડીને આ નવીન પક્ષની સર્વ પ્રકારની હીલચાલ પર દેખરેખ રાખવા માટે નીમી. આ ટુકડીએ સીનફીનરોનાં થાણાં ઉપર ગુપ્ત અને પ્રગટ રીતે ચોકી ભરવા માંડી. ઉપરાંત આઇરીશ રોયલ ફોર્સના દશ હજાર માણસોએ આયર્લાંડના ગામેગામ અને શહેરે શહેરમાં ચોકી ભરવા માંડી. આઇરીશ સ્વાધીનતા માટે ઉચ્ચારાતા શબ્દો અને તે અર્થે થતાં કાર્યોની બારીકમાં બારીક ખબર તેઓ મુખ્ય ઓફીસે પહોંચાડતા. દેવળોમાં થતાં પાદરીઓનાં વ્યાખ્યાનો, શાળાઓ અને કોલેજોમાંનાં અધ્યાપકોના ભાષણો, અને એવી નીર્દોષ ચળવળોમાંય એ લોકોને બ્રીટન વીરૂધ્ધના પ્રચારકાર્યની ગંધ આવતી. ચારચાર કે પાંચપાંચની ટુકડીઓમાં ફરતી આ લશ્કરી ટુકડીઓએ ગામડાં અને શહેરોમાં શાંત પ્રજાજનોને ભડકાવી મુકયા હતા.

## સંહારના વીકટ માર્ગે

આ સર્વ છતાંય સીનફીન પાર્ટીએ નીયમીત રીતે ચોકકસ સ્થળે એકત્ર થવાનું અને કવાયત કરવાનું અને બીજું લશ્કરી શીક્ષણ મેળવવાનું ચાલુજ રાખ્યું. સને ૧૯૧૯ ના એપ્રીલ સુધી આમ ચાલ્યા પછી કંઇક સંગીન કાર્યની શરૂઆત કરવનો પક્ષના આગેવાનોએ વીચાર કર્યો. ટીપેરી અને ડોનાહીલના આગેવાન કાર્યકર્તાઓએ મળીને કેટલીક વ્યુહરચના કરી તે મુજબ નીચેનાં ત્રણ કાર્યો તુરતજ અમલમાં મુકવાનું નકકી કર્યું:

૧. દેશની રેલ્વે લાઇનો અને તારના દોરડાંનો વહેવાર બંધ પડે તે રીતે તે સાધનોનો નાશ કરવો.

૨. બ્રીટીશ લશ્કરી છાવણીઓ પર અચાનક હુમલા કરી હથીઆરો અને દારૂગોળાનો કબજો મેળવવો.

૩. આયર્લાંડમાં અંગ્રેજોના જાન જોખમમાં છે, તે પ્રકારની અસર ઉત્પન્ન કરવા માટેના પ્રયત્નો કરવા.

ઉપરોકત માર્ગોએ કાર્ય કરવાનું નકી થયા પછી સીનફીન પક્ષના મુખ્ય આગેવાનોએ સને ૧૯૧૯ ની શરૂઆતમાં કાર્યની શરૂઆત કરી.

## 'સીનફીન' પક્ષ પર કાબુ

એક બાજુ મહા યુધ્ધની આગ સળગતી હતી, ત્યારે બીજી બાજુ આયર્લાંડમાં ખુનખાર પ્રયત્નોના શ્રી. ગણેશ મંડાયા, ટીપેરીની એક જાહેરસભા વીખેરવાનો અંગ્રેજ પલ્ટને પ્રય ન કરતાં સીનફીન પક્ષના સ્વયંસેવકો અને બ્રીટીશ સૈનીકો વચ્ચે ઝપંઝપી થવાને પરીણામે નવીન પક્ષના વધતા જતા જોરની બ્રીટીશ સત્તાવાળાઓને પુરેપુરી જાણ થઇ. તે પછી તરતજ સીનફીન પક્ષને ગેરકાયદેસરની સંસ્થા તરીકે બ્રીટીશ સરકારે જાહેર કરી. આના પરીણામે સીનફીન પક્ષવાળાઓનાં જાહેર સંમેલનો, લશ્કરી કવાયત અને એ પ્રકારની પ્રવૃત્તી અટકી પડી એટલુંજ નહી, પરંતુ સીનફીન પાર્ટીના સભ્યો અને એમના લાગતાવળગતાઓની ધરપકડો અને સતામણી થવાને અંતે સીનફીન સ્વયંસેવકોની સંખ્યામાં મોટો ઘટાડો

થઇ ગયો, ઉપરાંત ત્રીપેરી અને ડોનેગાલ લશ્કરની છાવણીઓના તંબુઓ નવા હુકમના પરીણામે ઉઠાવી લેવા પડયા. આમ આયરીશ સ્વાતંત્ર્ય માટે યત્ન કરતા સ્વયંસેવકો પર અંકુશ મુકયા પછી આયર્લાંડમાં ક્રાન્તીનાં ભયંકર ગુપ્ત બળોનો સંચાર શરૂ થયો. જયારે સીનફીન પક્ષના સર્વ સૈનીકો વીખેરાઇ ગયા હતા. બ્રીટીશ સત્તાની હથીઆબંધ સૈન્યોની ટુકડીઓ અને છુપી પોલીસના સૈનીકો દેશના ખુણે ખુણામાં વેધક નજર ફેંકી સીનફીનરોની ધરપકડ કરવામાં મશગુલ હતી. તે વખતે આયરીશ સ્વાધીનતાના એક જવાંમર્દ ઝંડાધારી ડેનીયલ બ્રીને એના એક જાની દોસ્ત સેન ત્રેસી સાથે મળી પુનઃ ક્રાંતીકારી ચળવળ શરૂ કરવાની મસલત કરી. માથાં સાટે મુકતીના ખેલ ખેલવા અધીરા બનેલા આ બે નૌજવાનોએ દેશના દુઃખો અને પ્રાણુવીસર્જનની દરકાર કર્યા વીના આયર્લાંડને ઇંગ્લાંડના પંજામાંથી મુકત કરવાના મનોરથો ઘડી તે માટે પ્રાણાર્પણ કરવાની તીવ્ર પતીજ્ઞાઓ કરી. મહાન સૈન્ય બળ, અને અમાપ યુધ્ધસામગ્રી ધરાવતા સામ્રાજ્ય સામે બાથ ભીડવાનો નીશ્ચય કરનાર આ બે મરણીયા નૌજવાનોએ એક પળની રાહ જોયા વીના, સારી તકની આશા પર વખત ગુમાવ્યા વીના માદરેવતનની આઝાદી માટે મરણીયા મોરચા માંડવા શરૂ કર્યા.

## ડેન બ્રીનનું પુનરૂત્થાન

સને ૧૯૧૬ માં સીનફીન પક્ષના સર્વ આગેવાનોની મળેલી સભાએ જે ત્રણ માર્ગોએ સામ્રાજ્યને રંજાડવાનો વીચાર કરેલો તેજ ત્રણ માર્ગો પર કુચ કરવાનો ડેન બ્રીન, અને સેન ત્રેસીએ નીશ્ચય કર્યો. પરંતુ એટલા મોટા વીશાળ અને જોખમવાળા કાર્ય માટે બે જણુની સંખ્યા ઘણી ઓછી ગણાય, એમ વીચારી તેઓએ તેમનાજ જેવી હીંમત અને સાહસીક વૃતીવાળા મીત્રોની શોધ કરી. ચાર છ માસમાં તો ડેન બ્રીનની ટોળીમાં જેક હોગન, રોબીન્સન, સીનલીંચ, માર્ટીન વગેરે બીજા દસ આયરીશ દેશભકતો મળી આવ્યા. સને ૧૯૧૭ ની શરૂઆતમાં ડેન બ્રીનના ક્રાન્તીકારી પક્ષમાં કુલ્લે તેર નૌજવાનો હતા. આ તેરે જણના જીવનના પ્રત્યેક અંગમાં અને શરીરના અણુએ અણુમાં આયર્લાંડને સ્વાધીન બનાવવા માટે મરી ફીટવાની તમન્ના હતી. દેશની આઝાદીની ઇમારત ચણવા પોતાનાં લોહી રેડવા આ દેશભકતોમાંના એકએક આતુર હતા. ડાન બ્રીનને આ તેર વફાદાર અને દેશભકત સાથીઓ મળ્યા પછી એક પળવાર પણ બેસી રહેવું આકરૂં લાગ્યું.

## લશ્કરી તાલીમના અખતરા

ડાનબ્રીન અને સેન ત્રેસી સીવાયના બાકીનાઓને બંદૂકનું નીશાન કેમ મારવું, અને રીવોલ્વરનો ઉપયોગ કેવી રીતે કરવો? એનું પણ ઓછું બલ્કે નહીં જેવું જ્ઞાન હતું. આ મુસ્કેલીએ ડાન બ્રીનને થોડીક પળો મુંઝવણમાં નાખ્યો, પરંતુ એમાં ફળદરૂપ ભેજાંએ આનો તરતજ નીકાલ કર્યો. રોયલ આયરીશ ફોર્સના અમલદારોએ સૈનીકોને લશ્કરી શીક્ષણ આપવા વીગેની સુચનાએ વાળું પ્રસીદ્ધ કરેલું એક માર્ગદર્શક પુસ્તક ડાન બ્રીનની જાણમાં હતું. એ પુસ્તક મેળવીને તેમાંની પ્રરતકીયા સુચનાઓ ઉપર એણે એના તેર સાથીઓને જંગલમાંના ગુપ્ત સ્થળોમાં નક્ષ્વી લશ્કરી તાલીમ આપી.

સૈનીક શીક્ષણ આપતાં આપતાં ડાન બ્રીન સર્વને કહેતો કે "લશ્કરી તાલીમ એ કરતાંય બીજી એક તાલીમ વધુ મહત્વની છે, તે મોતની તાલીમ મેળવવાની છે."

## રેલ્વે નાશની યોજના

થોડાક દીવસોની નજીવી લશકરી તાલીમ પછી ડાન બ્રીને દેશના રેલ્વે વ્યવહારને અશકય બનાવી મુકવાનો પ્રથમ નીર્ધાર કર્યો, જેથી બ્રીટીશ લશ્કરની ટુકડીઓને એક બીજાની મદદે દોડી જવાનું અને લશ્કરી સરંજામ ઘટતા સ્થળે પહોંચાડવાનું અશકય બને. રેલ્વે લાઇનો, અને મોટી ઇમારતો નીચે સુરંગ ખોદી ઉડાડી મુકવા માટે બ્રીટીશ લશ્કરમાં 'જીલીજીનાઇટ' નામની ધાતુનો ઉપયોગ કરાતો હતો. આ જીલીજીનાઇટ ધાતુનો મોટો જથ્થો આયર્લાંડ ખાતેના ડબ્લીનથી થોડેક દુરનાં સોલો હેડબેગની લશ્કરી છાવણીના મથકમાં રખાયો હતો. ડાન બ્રીનના સાહસીક મગજે જીલીજીનાઇટનો એ બધો ભંડાર કબજે કરી એ વડે બ્રીટીશ છાવણીઓ અને સરકારી ઇમારતોનો નાશ કરવાનો મનસુબો કર્યો. એ મનસુબાને અમલમાં લાવવા પ્રથમ તેણે સોલો હેડ બેગ ખાતે હુમલો કરી જીલીજીનાઇટ ધાતુનો કબજો મેળવવાનો નીશ્ચય કર્યો. ડાન બ્રીન સોલો હેડબેગના મથકની તપાસ કરી આવ્યો, પરંતુ ત્યાંની લશ્કરી છાવણીની મોટી સંખ્યા અને કીલ્લાની મજબુતી જોઇને સોલો હેડબેગના મથકપર હુમલો કરવાથી દેખીતી નીષ્ફળતા મળશે એમ એને લાગ્યું.

## દારૂગોળા પર હુમલો

એ સને ૧૯૧૮ નો જુન માસ હતો. સને ૧૯૧૬ પછીનાં બે વર્ષમાં કંઇ પણ પ્રગતી થઇ શકી નથી, એ પ્રકારના વીચારથી ડાન બ્રીન અને એના સાથીઓ ખુબ અધીરા અને કંઇક કરવા આતુર બની ગયા હતા. સફળતાની આશા આપતી તકની રાહ જોતાં જોતાં ડાન બ્રીન અને સેન ત્રેસી તેમજ તેમના અન્ય સાથીઓ ખુબ અધીરા થઇ ગયા હતા. આ સંજોગોમાં પણ સોલો હેડ બેગને સર કરવા કેટલાક ખુબ અધીરા અને ઉતાવળા બની ગયા. જેગ-હોગન અને લીંચ નામના સ્વયંસેવકો તો ડાન બ્રીનને બાયલો કહેવા જેટલી હદે પણ ગયા. આમ તકની રાહ જોવામાં બે ચાર માસ વધુ વીતી ગયા. આ અરસામાં ડાન બ્રીનની ટોળીને એક આશાજનક ખબર મળી કે જર્મન યુધ્ધમાં ઉપયોગ માટે દારૂગોળો અને બોંબની બનાવટની સામગ્રી, અને જીલીજીનાઇટનો કેટલોક જથ્થો અમુક તારીખે સોલોહેડ બેગની છાવણીમાં આવનાર છે. આ વાત સાંભળતાંજ સેનત્રેસી અને જેક હોગન એક બીજાને ગળે વળગીને નાચવા માંડયા, ડાન બ્રીન ખુરશી પરથી હર્ષમાં કુદકો મારી ટેબલ પર ખડો થઇ ગયો, અને ખુબ આવેશ અને આનંદમાં આવી તેણે કહ્યું: "બીરાદરો! હવે આપણે માટે તક આવી છે, સોલોહેડબેગના મથકે આવનારો દારૂગોળો અને જીલીજીનાઇટનો જથ્થો આપણે કોઇ પણ ભોગે કબજે લેવો, અને એ સામગ્રીની સહાયથી આયર્લાંડની ગુલામી જંજીરો તોડી બ્રીટન સામે મોરચા માંડવા" ડાનબ્રીનના આ ઉચ્ચારણને સર્વ સથીદારોએ એક અવાજે વધાવી લીધા. પછી સર્વે એક ગોળ ટેબલની આસપાસ ગંભીર મસલત કરી વ્યુહરચનાની ગોઠવણ કરવા બેસી ગયા. ત્રીપેરીથી આશરે અઢી માઇલ અને ડોનોહીલથી રોઢ માઇલ દુર સોલોહેડબેગનું

મથક હતું. ત્રીપેરી અને ડોનોહીલની આજુબાજુનાં પ્રદેશ તો એમના માટે ઘર આંગણાસમાન હતો. સોલોહેડબેગની આજુબાજુના દસદસ માઇલ સુધીનાં સ્થાનો અને રસ્તાઓની સીનફીનરોને પુરી જાણ હોવાથી એમનું કામ વધારે સરળ બન્યું. લશ્કરી મથકનું મકાન કે જ્યાં બ્રીટીશ દારૂગોળો અને લડાયક સામગ્રીનો ભંડાર હતો, તે એક ઉંચી ટેકરી પરના મકાનમાં રખાતો. ટેકરીની આજુબાજુ મોટી ખીણો હતી. દારૂગોળો અને જીલીજીનાઇટ ભરીને આવનાર ગાડું જે સ્થળે ઉભું રહી શકે તે સ્થળનું પણ ડાનબ્રીનના સાથીદારોએ અનુમાન કર્યાં પછી તેઓએ સોલોહેડબેગના હુમલને સફળ બનાવવા માટે કામોની વહેંચણી કરી લીધી.

## સોલોહેડબેગને માર્ગે

બે જણને તરતજ દારૂગોળો આવવાની ચોક્કસ તારીખ અને સમયની તપાસ કરવા મોકલી દીધા. થોડાજ દીવસોમાં એ બે જણા ખબર લઇને આવ્યા કે તે બહુ (સને ૧૯૧૯) જાન્યુઆરીની સોળમી તારીખે આવનાર છે, એમ ખબર મળતાં ડાનબ્રીન અને એના બાર સાથીઓ પંદરમી જાન્યુઆરીની રાત્રે સોલો હેડબેગની લશ્કરી છાવણીની નજીકની ઝાડીમાં જઇને છુપાયા. ઝાડોની ડાળીઓ પર અને ઝાડોનાં ઝડીઆં નજીક આખી રાત પસાર કર્યાં પછી સોળમીની સવાર થઇ. મીનીટો પછી મીનીટો અને કલાકોની આતુરતાથી ગણત્રી કરતા તેરે જણ એ સવાર બપોર અને સાંજ વીતાવ્યા છતાં કોઇ પણ પ્રકારનાં દારૂગોળાની ભરેલી ગાડી આવ્યાનાં ચીન્હો ન જણાયાં. રસ્તાઓ ઉપર મુકેલા ગુપ્તચરોએ આવીને ખબર આપી કે તા૦ ૧૬ મી જાન્યુઆરીએ નહીં પરંતુ તા૦ ૨૧ મી જાન્યુઆરીએ લડાયક સામગ્રીઓનું ગાડું આવનાર છે. આ સંજોગોમાં ડાનબ્રીનની સ્થીતી ઘણી કફોડી થઇ ગઇ. એની પાસે ખાવાનાં સાધનો ખુટી ગયાં હતાં. તેર માણસોને બીજા પાંચ દીવસ ચાલે તેટલો ખોરાક તેની પાસે ન હોવાના પરીણામે તેને મહાન મુસ્કેલીમાં મુકી દીધો, ખુબ વીચારને અંતે પાંચ છ સાથીદારોને રાખી બીજાઓને તેણે વીદાય કરી દીધા. ચાર દીવસ ઝાડોની ઘટાઓ અને ડાળીઓ પર ગુજાર્યાં પછી એકવીસમી જાન્યુઆરીનું પ્રભાત થયું. હવે ડાનબ્રીન અને એના સાથીઓ ખુબ અધીરા બન્યા હતા. ક્રાન્તીકારી પક્ષનો એક ગુપ્તચર ત્રીપેરી તરફના રાહદારી માર્ગની ચોકી કરતો બેઠો હતો. ડાનબ્રીનના સાથીદારો ખુબ ધીમે ધીમે મસલત કરતા હતા. એકાએક ગુપ્તચરે આવી ડાનબ્રીનના કાનમાં કહ્યું: 'આવે છે.'

## મરણીયા મોરચા

ડાનબ્રીને આંખના ઇશારાથી સર્વને સજ્જ થવા કહ્યું, દરેકને આગળથીજ કોણે કઇ જગાએથી, કેવી રીતે હુમલો કરવો એની સુચનાઓ અપાઇ ગઇ હતી. દરેકની નસોમાં નવું બળ પ્રગટ થયું. ડાન બ્રીનની આંખમાં એક પ્રકારનો નશો પેદા થયો. જીવનમરણની લડત લડતા પહેલાં જે પ્રકારનો કેફ યોધ્ધાઓ અનુભવે છે, એ કેફની અસર સર્વ પર જણાઇ, અંતીમ મીલનની પળ હોય એમ સહુ એક બીજાને સ્નેહભરી નજરે નીહાળી છુટા પડવાની તૈયારીમાં હતા, એટલામાં બીજા ગુપ્તચરે આવી ખબર આપી કે હવે એકદમ નજીકમાંજ છે. અને સહુએ તરતજ પોતપોતાના નીયત

સ્થાને પહોંચવાનાં પગલાં માંડયાં. ડાન બ્રીને લશ્કરી છાવણીનું મકાન જેની આગળ સામગ્રી ભરેલું ગાડું ઉભું. રહે નાર હતું તે સ્થાનની સામેના ઝાડ પર પોતાનું સ્થાન પસંદ કર્યું હતું. જેક હોગન અને બીજા ત્રણ જણાઓએ થોડે દુરથી–પરંતુ ગાડીના પાછળના ભાગ તરફથી હુમલો કરવાનો હતો, સેન ત્રેસી અને લીંચે રસ્તાની એક બાજુ પર ઉભા રહી ગોળી ચલાવવાની હતી.

## ખુંખાર ઝપાઝપીને અંતે–

દારૂગોળો અને જીલીજીનાઇટથી ભરેલું ગાડું આવતું હતું તે પર ડાન બ્રીને વેધક દ્રષ્ટી ફેંકી. ગાડીને બે લશ્કરી ઘોડા જોડયા હતા. તેની આસપાસ લશ્કરી પોષાકમાં સજ્જ થએલા ચાર સોલ્જરો ખભે રાઇફલ રાખી ચાલતા હતા. તેમજ ગાડીની આગળ અને પાછળ બે સૈનીકો સંગીનવાળી બંદુકો ખભે મુકી કુચ કરતા હતા.

આ સ્થીતીનું પુરું અવલોકન કરી લે તે પહેલાં બરાબર ડાન બ્રીનની સામેના રસ્તા પરથી ગાડું પસાર થવા માંડયું. ડાન બ્રીન અને સેન ત્રેસી, જેક હોગન અને લીંચ જેવા જવાંમર્દોની સીધી નજરે હુમલા માટે કાંડાં મજબુત કરી, એક વાર આયર્લેંડ પર ગુજરેલા બ્રીટીશ જુલ્મોની યાદ કરી અને લશ્કરી મથકથી થોડેકજ દુરના રાજમાર્ગ પરથી પસાર થતી એ ગાડીની આસપાસથી ડાનબ્રીનના સાથીદારોની એકસામટી **'હોંશીયાર'** ની ગર્જના થઇ. આવા અનેક હુમલાઓ અને અકસ્માતોથી ટેવાઇ ગએલા પેલા બ્રીટીશ સૈનીકો રાઇફલના ઘોડાપર હાથ મુકે તે પહેલાં સેન ત્રેસીએ કુદકો મારી પોલીસો સામે રીવોલ્વર ધરી, ચોમેરથી ડાન બ્રીન અને જેક હોગન, લીંચ અને બીજા જવાનોએ કુદી પડી સોલ્જરોને તાબે થવાનો હુકમ કર્યો. પરંતુ એ પણ આયરીશ હતા, આઇરીશ બચ્ચો શત્રુને તાબે થવા કરતાં મોતને પ્રથમ પસંદગી આપે છે, એ કહેવત સાચી કરતા હોય તેમ પેલા સોલ્જરો લશ્કરી ઢબે રાઇફલના ઘોડાઓ દબાવી સામી ગોળીઓ છોડવાની તૈયારી કરવાની હીલચાલ કરે તે પહેલાં સેન ત્રેસી અને ડાન બ્રીનના સાથીઓએ સનસનાટ ગોળીઓ છોડી. ગાડાનો હાંકનાર ગભરાટમાં પડી નીચે ગબડી ગયો, બીજા રક્ષકો આ અકસ્માતથી ગભરાટમાં પડી જાન બચાવવાની કે નાસી જવાની તક શોધવા લાગ્યા. એકકે માર્ગ ન રહેતાં રક્ષક સૈનીકોએ હુમલો કરનારાઓપર ગોળીઓ છોડી. બંને પક્ષો વચ્ચે ખુનખાર યુધ્ધ જામવાને અંતે રક્ષકોમાંના બે સૈનીકો ગોળીથી ઠાર થયા. ડાન બ્રીન અને સેન ત્રેસીનાં અંગ પણ ગોળીઓથી વીંધાઇ ગયાં. ડાન બ્રીનના બીજા સાથીદારોએ રક્ષક સૈનીકોને ઘાયલ કરી દારૂગોળાનાં ગાડાનો કબજો લીધો, અને ઘાયલ સાથીદારોને ગાડાની પાછળનાં પાટીઆં પર નાખી ગાડું સપાટાબંધ આગળ હાંકયું. સોલોહેડબેગથી દુર ત્રીપેરી નજીકના મેદાનો તરફ આડાઅવળા માર્ગોએ ગાડું લઇ જઇ, ત્રીપેરી નજીકની એક ટેકરી આગળ તેઓએ સપાટાબંધ ખાડો ખોદી દારૂગોળો અને જીલીજીનાઇટનો જથ્થો સુરક્ષીત રહે તેવી રીતે મુકી ઉપર જમીન જેવી જમીન કરી નાખી, ત્યાંથી ગાડું હંકારી આડે રસ્તે મુકી દીધું અને ઘોડાઓને છોડી મુકયા, અને સૌ છુટા પડી ગયા. ડાન બ્રીન અને સેન ત્રેસીને પકડવાનાં વોરંટો તો અગાઉથીજ નીકળી

ચુકેલાં હતાં. અને આ નવા પ્રસંગથી ડાન બ્રીન ઉપર કેટલી આફત આવશે એની એને પુરી જાણ હતી.

## ડાનબ્રીનની નાસભાગ

સોલો હેડબેગ આગળ બની ગએલી ક્રપીણ લુંટ અને એ સૈનીકોના ખુનથી આયરીશ સરકારની આંખ ફાટી, દેશ ભરમાં ડાન બ્રીન અને એના સાથીઓની શોધ માટે રમઝટ જામી. ઠેરઠેર ખાખી કપડાં અને બંદુકોથી સજ્જ થએલા સૈનીકો ઉભરાવા માંડ્યા, ત્રીપેરી અને સોલો હેડબેગનાં સ્થળોએ કોઇ મોટા લશ્કરી મથકનું રૂપ પકડયું. ચોમેર સાવધાનીના સુર પહોંચી ગયા. રાતદીવસ ડાન બ્રીનની શોધ કરવા છતાં એનો કે એના સાથીદારોનો પત્તો લગાવવામાં પોલીસ નીષ્ફળ નીવડી. આ વખતે ડાન બ્રીન અને સેન ત્રેસી એક સ્થાનથી બીજા સ્થાને મુસાફરી કરતા ફરતા, એ મુસાફરી વખતે કેટલીવાર ડાન બ્રીન બ્રીટીશ લશ્કરી મથકો આગળથી પસાર થયો, કેટલીયવાર ભોગાભેડ બેસીને ડાન બ્રીનનીજ શોધમાં ફરતા પોલીસ અમલદારો સાથે વાતચીતો કરી. એ બધાં રોમાંચક સાહસો લખતાં જુદું પુસ્તક ભરાઇ જાય તેમ છે. એટલે એ પ્રસંગોનું આલેખન મોકુફ રાખવું પડે છે. ડાન બ્રીન અને એના સાથી દારોએજ સોલો હેડબેગનું કાવતરૂં અમલમાં મુક્યું છે, એમ બ્રીટીશ અમલદારો માનતા હોવાથી ડાન બ્રીનની તપાસ માટે તેઓએ ભારે પરીશ્રમ ઉઠાવ્યો. છેવટે ડાન બ્રીનને પકડનારને અથવા એ પકડાય તેવી માહીતી આપનારને એક હજાર પાઉન્ડનું ઇનામ આપવાનું જાહેર કર્યું. પરંતુ ડાન બ્રીનનો ક્યાંય પત્તો લાગ્યો નહી. આયરીશ પોલીસ અને ઇંગ્લાંડથી ખાસ આવેલા ગુપ્તચર વીભાગના બાહોશ અમલદારો પણ ડાન બ્રીનની ગીરફતારી માટે હાથ ઘસવા માંડયા, પરંતુ તેમાં કેવળ નીષ્ફળતાજ મળી, હજી સોલો હેડબેગના તણખા ઓલવાયા ન હતા, તેવામાં નોકલોંગ સ્ટેશન આગળ ડાન બ્રીન અને સેન ત્રેસીના સાથીઓએ બ્રીટીશ સામ્રાજ્ય સામે બીજા ખુનખાર હુમલાની ખબરોથી આયર્લેંડ અને ઇંગ્લાંડમાં ભારે ખળભળાટ મચ્યો.

## સોલોહેડ બેગ પછી—

પછી તો આયર્લાંડમાં વસતી બ્રીટીશ લશ્કરી ટુકડીઓ અને ગુપ્તચર ખાતાએ આ સીનફીનરોને પકડવા માટે આયર્લાંડના ખુણે ખુણે જુલ્મ અને અત્યાચારની અવધી કરી નાખી. સોલોહેડ બેગ ખાતે દારૂગોળાના ગાડા પર થએલા હીંમત ભરેલા સફળ હુમલા પછી આયરીશ સીનફીનરો કેટલા જોરપર છે, એની ઇંગ્લાંડની સરકારને ખાત્રી થઇ. ખરી રીતે એનાં આંગળીને વેઢે ગણાય એટલાજ જવાનો સીનફીન પક્ષમાં હતા, અને સોલેહેડ બેગની લુંટ તો ચારપાંચ ગણીગાંઠી માનવીઓએ કરી હતી, પરંતુ આની અસર બ્રીટનના ખાઉગરો અને આયરીશ ગવર્નર પર ઘણી ગંભીર થઇ. આ પછી ડેનબ્રીન, જેક હોગન, સેન ત્રેસી રોબીન્સન વગેરેને પકડવા માટે આઇરીશ સઇનીકો અને ગુપ્તચર વીભાગના બાહોશ અમલદારો ઉપરાંત ખાસ ઇંગ્લાંડથી આવેલ 'બ્લેક એન્ડ ટેન્સ'ની લશ્કરી ટુકડીઓએ રાતદીવસ ખુબ પરીશ્રમ લેવા છતાં ડેનબ્રીન અને એના બહાદુર ભેડીદારોને શોધી શકયા નહતા.

## મોતના પંજા નીચે

જ્યારે પોલીસોની ટુકડીઓ દર મજલ કુચ કરી ડેનબ્રીનની ટુકડીને શોધી રહી હોય, ત્રીપેરી, ડોનોહીલ, અને કોમમોરની ખીણો તેમજ ઝાડોની ટોચોમાં આઇરીશ સીપાહીઓ બારીક તપાસ કરતા હોય તે વખતે સેન ત્રેસી અને જેક હોગન તેમજ એમના મીત્રો કયાંક આરામથી સુઇ ગયા હોય કે રાતોની રાત પગે મજલ કરતા એકથી બીજે સ્થાન તરફ ચાલ્યા જતા હોય. કેટલીક વખત શક ઉપરથી પોલીસ તેઓની તપાસ કરતી, અથવા પોલીસ ઘણા આગળથી પસાર થાય તે વખતે એ એટલા નીર્દોષ જણાતા કે કોઇ તેઓને આટલા ભયંકર માણસો ધારીજ ન શકે. સોલોહેડ એંગની ધાડ પછી બરાબર ચાર માસ સુધી રાત–દીવસ કે ટાઢતડકાની પરવા કર્યા વીના જેક હોગન, સેન ત્રેસી અને ડેનબ્રીને ખુબ પરીશ્રમથી દીવસો ગુજાર્યા. જંગલોમાં કકડતી ટાઢમાં થરથરીને અને ઓશીકા નીચે પીસ્તોલ મુકી ને સુઇ જતા ચાર માસની કઠોર મુસાફરી અને રખડપટી પછી રોસમોર નામના એક નાનકડા ગામડાંનાં એક આઇરીશ પાદરીને ત્યાં ડાનબ્રીન, જેક હોગન અને ત્રીપેરીના કેટલાક સીનફીનરો ઘણા દીવસોનો શ્રમ ઉતારવા આરામ લેવાનો વીચાર કરી થોભ્યા. બ્લેક એન્ડ ટેન્સની પાછળ આવતી ટુકડીના હાથમાં પકડાઇ ન જવાય એ માટે પાંચ દીવસ અને રાત ડાનબ્રીન અને એના સાથીઓએ ભુખ અને તરસની પરવા કર્યા વીના–ઉંઘ લીધા વીના ચાલ્યાજ કર્યું હતું. રોસમોર આવ્યા પછી પાદરીનું ઘર વધારે સુરક્ષીત સમજી ત્યાં તેઓએ બે ત્રણ દીવસ થોભી ખુબ આરામ લેવાનો ઇરાદો કર્યો. પરંતુ સ્વાધીનતાને માટે પાગલ બનેલા દેશભક્તોને કપાળે વીધાતા ભુલથી પણ આરામ કે દઇહીક સુખ લખતી નથી એમ સાબીત કરતો એક નવોજ પ્રસંગ બની ગયો. રોસમોર આવ્યા પછી તરતજ આ નૌજવાનોને કોઇએ ખબર આપી કે નજીકના બાલધા ગામે એક ગૃહસ્થને ત્યાં નાચપાર્ટીનો જલસો છે. અને ત્યાં ખુબ ખાનપાન અને નાચગાનની રમઝટ જામનાર છે. ખુબ પરીશ્રમ પછી પણ સાહસો એજ જેમનો જીવન વાયુ છે એવા નૌજવાનોએ નાચગાનના જલસામાં ભાગ લેવાની તતપરતા બતાવી. ડેનબ્રીન અને જેક હોગને તેમાં સંમતી આપતાં સર્વેએ ચાંદનીના અજવાળાંમાં બાલધા તરફ કુચ કરી. મુક્તી સારૂ માથાની કીસ્સેબંદી કરવા અધીરા બનેલા આ નૌજુવાનોને માથે આફતની ઝડીઓ વરસતી હતી. સંજોગો અને પરીસ્થીતીનો વીચાર કરવાની તેમને ફુરસદ ન હતી યા તેઓના શીર પર ઝઝુમી રહેલી વીપતીઓની પરવા ન હતી.

## નાચગાનના જલસામાં

બાલધામાં એકત્ર થએલ મીત્રમંડળી સાથે નાચગાન અને ખાણીપીણીના જલસામાં ડાનબ્રીન, જેક હોગન અને એના સાથીદારોને જોતાંજ કેટલાકના તો હાંજાંજ ગગડી ગયા. જેઓની ધરપકડ માટે આઇરીશ સરકાર તરફથી હજારો પાઉંડોનાં ઇનામો જાહેર થયાં હતાં તેઓ આજ રાત્રે ભય છોડી જલસામાં ભાગ લઇ રહયા છે તે જોઇ ઘણાને આશ્ચર્ય લાગ્યું. મધ્ય રાત્રે જલસાનો પુરો રંગ જામ્યો હતો તે વખતે ડાનબ્રીન અને રોબીન્સન અને બીજા સાથીઓએ

ઉષાનાં અજવાળાં પથરાય તે પહેલાં રોસ મોર ખાતે પહોંચી જવાનો વીચાર કર્યો. પરંતુ જેક હોગનને જલસામાં ખુબ મઝા આવી હતી, અને પરીશ્રમભર્યા રાતદીનો ગુજાર્યા પછી એક મજા ભરેલી રાત ગુમાવવાનું તેનું મન હોવાથી તેણે ડાનબ્રીનની સુચના સ્વીકારી નહી. જેક હોગનનું મન જલસો પુરો થાય ત્યાં સુધી રોકાવાનું હોઇ ડાનબ્રીન અને તેના બીજા સાથીઓ રોસમોર ખાતે રવાના થઇ ગયા. મધ્યરાત્ર પછી જ્યારે જલસાનો પુરો રંગ જામ્યો હતો, મીઠા સરોદ સાથે વાજાંના સુર મળી જઇ પાછલી રાતની સુમધુર પવનલહરીઓમાં જેક હોગન સ્વર્ગીય પળ અનુભવતો હતો ત્યારે અચાનક સીપાહીઓની એક વ્યવસ્થીત ટુકડી જેક હોગનને ગીરફતાર કરવા જલસાવાળા સ્થાનમાં ધસી આવી. પોલીસને અગાઉથી ખબર મળ્યા મુજબ ડોંગહીલ અને ત્રોપેરીની પોલીસપાર્ટીઓએ બાલથ્રુ ખાતેના જલસામાં હાજર રહેલા સર્વ સીનફીન સૌને પકડવાનો ઇરાદો રાખ્યો હતો, પરંતુ જેક હોગન એકલોજ હાજર હોવાથી તેઓ ઘણાજ નીરાશ થયા.

## હોગનની ગીરફતારી

પોલીસની ધડાધડી જોતાંજ ટુકડીની ઝડપે જેક હોગને પોતાની પીસ્તોલ સંભાળી, પોલીસોની ક્રીલ્લેબંદી એને ઘેરી લે તે પહેલાંજ જેક હોગને ગોળીઓની સનસનાટીથી નવા આવનારાઓને વધાવી લીધા. સીનફીનરો સામે મરણીયા મોરચા માંડવાની સંગીન તૈયારીઓ સાથે આવેલા બાહુની સીપાઈઓની ટોળીએ ચોમેરની જેક હોગન પર ટુગોળાઓનો વરસાદ વરસાવ્યો. ઉન્હાં લોહીની છોળોથી નાચગાનના જલસાનું સ્થળ રંગાઇ ગયું. ભાન રહ્યું ત્યાં સુધી દુશ્મનોની ગોળીઓની કીલ્લેબંદીમાંથી છટકી જવાના જેક હોગને પ્રયત્ન કર્યા, પરંતુ તેમ કરતાં તે બેભાન થઇ જતાં પોલીસોએ એને પકડી મુખ્ય થાણામાં લઇ જવાની તૈયારી કરી. આજુબાજુનાં સ્થળોમાં બીજા સીનફીનરો છુપાઇ ગયા હશે, એ પ્રકારની શંકા પરથી 'બ્લેક એન્ડ ટેન્સ' ની પોલીસે બારીક તપાસ કરી, પરંતુ કોઇ હાથ ન લાગતાં ઘાયલ જેક હોગનને મોટર લોરીમાં નાખી માણસો પોલીસ થાણામાં લઇ ગયા.

## છુટકારા માટે

જેક હોગનની ગીરફતારીની ખબર તુરતજ ડાનબ્રીન અને એના મીત્રોને કાને પહોંચી ગઇ. જેક હોગન જેવો અજોડ નીશાનબાજ અને બહાદુર માણસ મોત પામે એ માની શકાય, પરંતુ જીવતો પોલીસના હાથમાં પકડાય એ વાત પ્રથમ તો ડાનબ્રીનના માનવામાંજ ન આવી. જ્યારે તે ખબર આપનારે ખુબ ગંભીરતાપુર્વક જણાવ્યું ત્યારે સેન ત્રેસીઅને ડાનબ્રીનના ગુસ્સાનો પાર ન રહયો, અને તરતજ સર્વ સાથીદારોએ મળીને કોઇ પણ ભોગે હોગનને છોડાવવાનો નીરધાર કર્યો. તુરતજ હોગનને ક્યાં રાખવામાં આવ્યો છે, તેની તપાસ કરવા સાઇકલો પર રોબીન્સન, સેવેજ, માર્ટીન અને બીજાઓ ઉપડી ગયા અને સાંજ પડતાંજ ટુકડીનો સરદાર ડાનબ્રીન નોકલોંગ સ્ટેશન કે જ્યાંથી જેક હોગનને લઇ જવાનો હતો તે સ્થળની જાતે તપાસ કરવા ઉપડી ગયો.

## નોકલોંગનો હલ્લો

નોકલોંગ સ્ટેશન આગળ થઇને પસાર થતી ગાડીમાં હોગનને લઇ જવાનો છે, એ પ્રકારની ચોક્કસ ખબર પડતાંજ ડાનબ્રીન, માર્ટીન, સેવેજ, સેન ત્રેસી રોબીન્સન વગેરે સાત જણાએએ બરાબર તૈયારી કરી જે ચોક્કસ સમયે ગાડી આવવાની હતી તેજ વખતે હથીઆરોથી સજ્જ થઇને તેઓ તત્પર રહ્યા. સવારના દસ વાગે ગાડી આવનાર હતી. નોકલોંગના સ્ટેશન પર અજાણ્યા સાત આદમીઓએ ટ્રેઇન આવવાની પહેલાં થોડીકજ મીનીટો અગાઉ પોતપોતાની જગા સંભાળી અને નોકલોંગ સ્ટેશનના પ્લેટફોર્મ પર ટ્રેઇન પ્રવેશતાંજ તેઓએ ગાડીના ચોક્કસ ડબ્બામાં અગાઉથી ગોઠવી રાખેલા સીનફીનરો જાસુસની સહાયથી સમજી લીધું કે અમુક ડબ્બામાં હોગન છે. હોગનને હાથે પગે બેડીઓથી જકડીને તેની આજુબાજુ ચાર સોલ્જરો બેસી ગયા હતા. નોકલોંગ સ્ટેશન આવતાં અગાઉ થોડીક વખત પહેલાંજ હોગનના પહેરગીર સોલ્જરોએ હોગનને ચીડવતાં કહ્યું હતું કે 'હવે તારા બ્રીન અને ત્રેસી ક્યાં ગયા!' આ ક્રૂર મશ્કરી દાંત કચકચાવતાં હોગને સહન કરી હતી.

## હોગનનો છુટકારો

નોકલોંગ સ્ટેશન પર ગાડી ઉભી રહ્યા પછી હોગનને ગીરફતાર કરી બેઠેલા સોલ્જરો પર અચાનક ડાનબ્રીને હુમલો કર્યો. સોલ્જરો બંદુકના ઘોડા દબાવી તૈયાર થઇ જાય તે પહેલાં સેન ત્રેસીએ હોગનની બેડીઓ તોડીને તેને છુટો કર્યો. અને હોગનને ઉંચકીને મોટરમાં નાંખી ડાનબ્રીન અને સેન ત્રેસી અને એનાં સાથીદારો રવાના થઇ ગયા. ઘાયલ સોલ્જરો અને ગાડીના મુસાફરોના મોટા આશ્ચર્ય વચ્ચે ઇંગ્લાંડની સરકારનો ભયંકર કેદી બળવાખોરો છોડાવી ગયા!



મુડીવાદીઓની માલીકી નીચેનાં યંત્રો જેટલાં વીશેષ ચાલવાનાં, તેટલો કામદારોમાં ભુખમરો ને બેકારી વધવાનાં.

...

દેશના માણસોની તમામ જરૂરીઆતો પુરેપુરી પાર પડે તે પછીજ દેશમાંથી માલની નીકાસ થવી જોઇએ.

...

વર્તમાનને વીસરી ભવીષ્યની વાતો કરવાની ટેવથી જ માણસ જાતીએ પોતાનાં વર્તમાન દુઃખ વધારી મુકયાં છે.

વીજ્ઞાન અચલીત નથી. તેમાં વારંવાર પરીવર્તન થયાં જ કરે છે. તે તો માત્ર જ્ઞાનનો વીકાસ સાધવાનો રસ્તો ખોલે છે.

...

જગતનો વ્યવહાર ચાલુ રાખવા માટે પ્રાર્થના અને પુજાની વીધીઓ કરતાં બીજાં અનેક ઉપયોગી કામો જરૂરનાં છે.

...

ભુલને હસી કાઢતા પહેલાં એટલી ખાત્રી રાખજો કે એ હાસ્યની પાછળ પાછળ જ તમારા માથે નવો ફટકો પડવાનો છે.

# સમાજવાદ

બર્નાર્ડ શૉ 'ધીરે ધીરે સુધારાના સાર' સમા સમાજવાદમાં માને છે, સામ્યવાદની નીતી રીતીમાં એ આચરીશ વીદ્વાનોને શ્રદ્ધા નથી, છતાં સમાજવાદી સૃષ્ટીમાં જનતાને કેવી સગવડ સાંપડશે એનો આ લેખદ્વાર તે ઠીક ઠીક ખ્યાલ આપે છે.

: મુળ લેખક :

બર્નાર્ડ શૉ

એટલું યાદ રાખવાની જરૂર છે કે જ્યારે અમુક ઉદ્યોગો સમાજને હસ્તક મુકવામાં આવે ત્યારે ખાનગી શખ્સો તથા કંપનીઓને તે ઉદ્યોગ કરવાની મના કરવામાં આવે છે.

## પોસ્ટ ઓફીસની પધ્ધતી.

ખાનગી સખ્સોને અગર કંપનીઓને કાગળ લઇ જવાની મના કરવામાં આવે છે તે આપણે સર્વે જાણીએ છીએ અને તેમ કરવાનું કારણ એ છે કે જો કાગળ લઇ જવા લાવવાની છુટ દરેકને આપવામાં આવે તો થોડા માઇલને અંતરે પહોંચાડવાના કાગળોની ટીકીટો ૩ પેન્સની એક ડઝનના ભાવે વેચતી કેટલીય કંપનીઓ ઉભી થાય અને પરીણામે પોષ્ટ માસ્તર જનરલને લાંબા અંતરે પહોંચાડવાના કાગળો સીવાય બીજા કાગળો ભાગ્યેજ મળે અને તેથી તેમને પણ પોતાની ટીકીટોના ભાવ ચઢાવવા પડે, અને જ્યારે આપણને જણાય કે એક કે બે માઇલ મોકલવાના કાગળો એક ફારધીંગમાં જાય તેથી આપણે જેટલો નફો થાય તેથી વધારે ખોટ દશ માઇલ મોકલવાના કાગળો પર ૬ કે ૧૨ પેન્સની ટીકીટ ચોડી મોકલવામાં થાય છે ત્યારે આપણે ખોટા સોદા કર્યા છે એમ જરૂર લાગે.

અને આ સ્થીતી આવતી અટકાવવાને માટે ખાનગી શખસો તથા કંપનીઓને કાગળો લઇ જવાની મના કરવામાં આવે છે એટલે પોસ્ટ માસ્તર જનરલને બદલે આપણે, ભાડે કાગળ લઇ જઇએ તો આપણા પર કાયદેસર કામ ચાલી શકે. ટંકશાળ પણ સમાજના હસ્તકનો ઉદ્યોગ છે. તેથી જો આપણે સીક્કા પાડીએ તો આપણે જેલમાં જવું પડે. અને તેવીજ રીતે કોઇ પણ ઉદ્યોગ પર સમસ્ત સમાજની માલીકી સ્થાપવામાં આવે તો ખાનગી સખ્સો તથા કંપનીઓને તે ઉદ્યોગ કરવાની મના કરવી જોઇએ.

## ખાનગી સાહસ.

પણ આથી કોઇ એમ માનવાની ભુલ ન કરે કે સમાજવાદ હવે ખાનગી સાહસ સમુળગાં બંધ થઇ જશે. કારણ કે સામાન્ય રીતે સારી રીતે સ્થાપીત થયેલા રોજના વ્યવહારના ધંધાઓજ સામાજીક માલીકીના કરવામાં આવશે. સમાજવાદી સરકાર ખાનગી સાહસો કેવળ ચાલવા દેશે એટલુંજ નહી પણ તેને નાણાંની

સહાય પણ કરશે. કારણ કે સમાજવાદી રાજ્યકર્તાઓનો હેતુ ખાનગી સાહસો મટાવવાનો નહી પણ આવકની સમાનતા પ્રાપ્ત કરવાનો અને જાળવવાનો હોય છે અને ખાનગી સાહસને બદલે તે સમસ્ત સમાજનું બનાવવાની પધ્ધતીનો હેતુ સીધ્ધ કરવાના કેટલાક માર્ગમાંનો એક માર્ગ છે. સમાજવાદી સરકાર ખાનગી સાહસો નભાવશે તેમજ તેમને આર્થીક સહાય આપી નવાં ઉપાડના સહાય કરશે. એક સારો દાખલો લઇએ. કોઇ રસ્તા બહારના સ્થળે અગર તો જ્યાં જુદા ટપાલીને પગાર આપવા જેટલું કામ નહીં હોય ત્યાં મધ્યસ્થ અગર સ્થાનીક સત્તાવાળાઓ ત્યાંનો એક ખેડુત અગર દુકાનદાર જો તે વીભાગના કાગળો પહોં ચાડવાનું માથે લે તો તેને તેની ગાડીનો તોય થોડા ખર્ચનો હીસ્સો આપી તેની સાથે કાગળો મોકલવાની ગોઠવણ કરવાનું વધારે પસંદ કરશે.

## બેન્ક અને સમુહ માલીકી.

આપણે અત્યાર લગી સમસ્ત સમાજને હસ્તક થઇ જવેલા ઉદ્યોગની વાત કરી. પણ બાલો નવો ઉદયોગ સમસ્ત સમાજની માલીકીને બનાવવો હોય તો આજે જે લોકો તેમાં હીત ધરાવતા હોય તેઓનું શું ? દાખલા તરીકે બેન્કનો ઉદયોગ સામાજીક માલીકીનો બનાવવો હોય તો બેંકોનાં શેર ધરાવતા સખશોનું શું થશે? બેંકીંગ સામાજીક માલીકીનો ઉદયોગ બને અને ખાનગી બેંકીંગ ખાનગી કાગળો લઇ જવાના ઉદયોગોની માફક ગુન્હો ગણવામાં આવે ત્યારે સમાજધારી સરકાર જે લોકો બેન્કોનાં શેર ધરાવતા હોય તેઓને વળતર આપી તેમનાં શેર ખરીદી લે અને આ વળતરની રકમ બીજા મુડીવાદીઓ જેમાં આ અમુક ભાગીદારોનો પણ સમાવેશ થાય છે. તેમના પર કર નાખી મેળવવામાં આવે. દરેક જણ જોઇ શકશે કે આવી રીતે વળતર આપવાથી પ્રજાને કંઇ પણ ભોગ આપવો પડે નહી. કારણ કે વળતરના પૈસા મુડીવાદીઓ પાસેથીજ ઉભા કરવામાં આવે છે. જરા વધારે વીચાર કરીએ. ધારો કે સમાજવાદી સરકાર અમુક જમીન, રેલ્વે, કોલસાની ખાણુ કે બેન્ક ખરીદે છે અને કરની રકમમાંથી તેની કીંમત આપે છે તો આ વાત ખુલ્લી છે કે સરકારને તો તે મફત મળે છે. કારણ કે કોઇ કીમત આપતું હોય તો તે કર ભરનારાજ છે. અને જો તે કર આવકવેરા જેવો કર હોય—કે જેમાંથી પ્રજાનો મોટો ભાગ મુક્ત હોય તો તે એકલા મુડીવાદીઓપરજ પડે, એટલે સરકાર મુડીવાદી વર્ગનેજ પોતાના એક બીજા બંધુની મીલકત ખરીદી દેશને ચરણે ધરવાની ફરજ પાડે છે. અર્થાત આપણે જેને વળતર કહીએ છીએ તે એક એવી યોજન છે કે અમુક મીલકત—જેવી કે જમીન બેંક કે બીજી મીલકત—સમાજને હસ્તક કરવાથી થતી ખોટ તે મીલકતના માલીકપર પડવાને બદલે તેના સમસ્ત વર્ગપર પડે છે અને તે વર્ગમાં તે માલીકનો પણ સમાવેશ થતો હોઇ તેણે પણ કરભંડોળમાં પોતાનો ફાળો આપવો પડે છે.

## એકને લુંટીને—

આંકડાવાર એક દાખલો લઇએ. ધારો કે સરકારને ૧૦૦૦ પાઉંડની કીંમતનો એક જમીનનો ટુકડો જોઇએ છીએ. અને ધારો કે સરકાર આ રકમ પ્રજાપર કર

નાંખીને નહી પણ એકસો પઉસાદાર જમીનદાર—જેમાં તે જમીનના માલીકનો પણ સમાવેશ થાય છે—ની આવક પર દરેક જણ ૧૦ પાઉન્ડનો ફાળો આપે એવી રીતે કર નાંખી ઉભી કરે છે. સરકાર તે જમીન લે છે અને તેના અગાઉનાં માલીકને પવીત્રપણે ૧૦૦૦ પાઉન્ડ આપે છે અને કહે છે કે તેણે ફરીયાદ કરવાનું કંઇ પણ કારણ રહેતું નથી. કારણ કે ૧૯૧૭ માં બોલશેવીસ્ટોએ રશીઆના જમીનદારો પાસેથી બળથી જમીનો ખુંચવી લીધી તેમ લેવાને બદલે તેને એની જમીનની પુરી કીંમત મળી છે.

## સમુહને મળે

એમ દરેક સોદાને અંતે એક જમીનનો ટુકડો ખાનગી મીલકત મટી સમસ્ત સમાજની મીલકત બને છે અને એ સો જમીનદારોની આવક દર વર્ષે ૧૦ શીલીંગ (૧૦૦ પાઉંડનું પાંચ ટકા પ્રમાણેનું વ્યાજ) ના હીસાબે ઓછી થાય છે. અને આવા સોદા વારંવાર કરવામાં આવે તો પ્રત્યેક એકર જમીન પુરી કીંમતે ખરીદાય છતાં સઘળી જમીન સમસ્ત સમાજની માલીકીની બને અને જમીનદારોની આવક ઘટીઘટીને નહી જેવી થઇ જાય. અને આજ વીધી એ કરની માફક બેન્કના શેરો અગર બીજા શેરોને લાગુ કરી શકાય.

## 'વળતર' પધ્ધતીના લાભ

અને આમ વળતર આપી મીલ્કત સામાજીક માલીકીની બનાવવામાં વળતર આપ્યા વીના સામાજીક માલીકીની બનાવવામાં જે બંડ અને વીપ્લવનાં જોખમ રહે છે તે દુર કરી કાર્ય સાધી શકાય.

વળતર આપ્યા વીના સામાજીક માલીકી સ્થાપવાનો પ્રયાસ વીપ્લવજ ઉભો કરે. અને વીપ્લવ સામાજીક માલીકી સ્થાપવાનું કામ સુલભ કરવાને બદલે મુશ્કેલ બનાવે છે. તમે પણ જરા ઉંડો વીચાર કરશો તો તમને પણ ખાત્રી થશે કે સામાજીક માલીકી સ્થાપવાનું કામ જે વીપ્લવ વગર કેવળ લોકોને થોડું રાજકીય અર્થશાસ્ત્રનું શીક્ષણ આપે થઇ શકે તે વીપ્લવથી થવાને બદલે ઘણું મુશ્કેલ બને છે. જો મુડીવાદીઓના કદા વીરોધ સામે થઇ અર્ધદગ્ધ સમાજવાદથી વીપ્લવ જગાડવામાં આવે તો પ્રગતીને બદલે પ્રત્યાઘાત થાય અને મુડીવાદને નવો જીવનપરો મળે, એટલુંજ નહી પણ સામાન્ય લોકોમાં સમાજવાદનું નામ સુગનું કારણ બને અને સઘળી મીલકત વળતર આપ્યા વીના સમાજ હસ્તક કરવાના પ્રયાગ આવાજ વીપ્લવમાં પરીણમે.

## વીપ્લવી પ્રવૃતીનો વીરોધ

આ પ્રકારનું સામાજીક માલીકી સ્થાપવાનું કામ ચોકકસ તૈયારી કર્યા પછીજ થઇ શકે. અમુક ઉદ્યોગ સમસ્ત સમાજને હસ્તક કરવો હોય તો તે કેવળ તેવી જાહેરાત કરે થઇ શકે નહી. ઉલટું તેથી તેનું કામ અટકી પડે. કોઇ પણ ઉદ્યોગ કે ધંધો સફળતાપુર્વક સમાજની માલીકીનો કરવો હોય તો, પ્રથમ એક સરકારી ખાતું ખોલવું પડે. દાખલા તરીકે લશ્કરખાતું ખોલ્યા વીના લશ્કર ઉભું થઇ શકે નહી. કારણ કે સીપાઇઓને તે વગર તેમનો પગાર તેમનો પોશાક કે તેમનાં હથીયાર મળી શકે નહી. જનરલ પોષ્ટ ઓફીસ ખોલ્યા વગર અને જનરલ પોષ્ટ માસ્તર નીમ્યા વગર તમને કાગળો સવારના

પહોરમાં મળે છે; તે મળી શકે નહી. અને તેવી રીતે ટકશાળ અને ટંકશાળ માસ્તર વગર પૈસા હોઇ શકે નહી. અને આવી આવી સંસ્થાઓ રાજયોજ સ્થાપી શકે, વીપ્લવપક્ષને થઇ શકે નહી. વીપ્લવ બહુ કરે તો સામાજીક માલીકી સ્થાપવાના સીધ્ધાંતનો વીરોધ કરનાર વર્ગની સત્તાનો નાશ કરી શકે પણ એકલા વીપ્લવથી કંઈ સમાજ હસ્તક થઇ શકે નહીં.

## ધીરા સુધારા.

આ પ્રકારનું સામાજીક માલીકી સ્થાપવાપણું વ્યકતીઓના છુટક છુટક પ્રયાસથી પણ થઇ શકે નહી, એને માટે ચોકકસ કાયદાનુ બંધારણ જોઇએ સમાજનું સ્વામીત્વ સ્થાપતાં પહેલાં નવાં ખાતાં ખોલવાં પડે નવા અમલદારો નીમવા પડે. નવા કાયદા કરવા પડે અને આ બધું સરકારજ કરી શકે. અને સરકાર પણ સર્વજણને સરખી આવક આપવાનો હુકમ ફરમાવે તો એકાદ કાયદો પસાર કરી શકે નહી. સંખ્યાબંધ કાયદા કરવા પડે અને તેમ કરવાને સમગ્ર મતદારો સમાજવાદને સમાજવાદ તરીકે કદાચ ન સમજી શકે, પણ કોલસાની ખાણો જેવાનું સામાજીક માલીકી સ્થાપવાપણું તો જરૂર સમજી શકે, સમસ્ત પ્રજાનું હીત થાય તે ખાતર નહી તો પણ કોલસા પોતાને સોંઘા મળે તેટલા ખાતર પણ તેઓ તેમ થાય એમ ઇચ્છે અને તેની તરફેણમાં મત આપે. ગમે તેવા સ્થીતી સુસ્તો મુસાફરીના દર સોંઘા થતા હોય તો રેલ્વે, વાહન વ્યવહાર સામાજીક માલીકીના બનાવવામાં સાથ આપે, એવી રીતે એક પછી એક ઉધોગ સામાજીક માલીકીનો બનાવી આપણે આવકની સમાનતા નજીક જતા જઇએ. આવા પ્રકારના ફેરફાર ધીરાધીરા અને વીચારપુર્વકના હોય અને તેટલાજ લોકપ્રીય હોય તો સરકારમાં ગમે તેટલા ફેરફાર થાય તે તેમને અસર કરી શકે નહી અને તેઓ સ્વાભાવીક થઇ જાય.

## સમાજવાદ અને વીપ્લવ

સમાજવાદીઓ જેઓ પોતાનું કાર્ય સારી રીતે સમજે છે તેઓ ખુનામરકીથી વીરૂધ્ધ છે તેનું પણ આજ કારણ છે. તેઓ બીજા લોકો કરતાં વધારે નરમ છે એમ નહીં પણ તેઓ સમજે છે કે તેઓ જે સ્થીતી લાવવા માગે છે તે ખુનામરકીથી આવી શકશે નહી પણ તેથી ઉલટું તે લાવવામાં વઘ્ન પડશે.

## સમુહ માલીકીનો સીધ્ધાંત

હવે સમાજવાદનો શું હેતુ છે અને સમાજવાદ કયે રસ્તે તે સીધ્ધ કરવા માગે છે તે તમે જાણ્યું. અમુક ઉદ્યોગ સમસ્ત સમાજને હસ્તક શા માટે કરવામાં આવે છે અને તેમ કરવામાં તેમાં હીત ધરાવનાર સર્વ જણને કેવી રીતે વળતર આપવામાં આવે છે તે પણ તમો જાણો છો. કોલસાનો ઉદ્યોગ કે બેન્કીંગનો ઉદ્યોગ સમાજ હસ્તક કરવાની ચાવી તમારી પાસે હોય તો સર્વ ઉધોગ સમાજ હસ્તક કરવાની ચાવી તમારી પાસે છે તે નકકી સમજજો.

સમાજવાદને આમ એના સાચા સ્વરૂપમાં સમજ્યા પછી હવે સમાજવાદ સામ્યવાદ; અને અરાજકતાવાદ વીગેરેમાં શું ભેદ છે તે જોઇએ.

## સામ્યવાદ સાથે સરખામણી

કેટલાક લોકોએ સર્વને એક ગણવાની ભુલ કરે છે અને તેમ થવાનું કારણ એ

છે કે આ સર્વ વાદ જેમની ખંડનાત્મક નીતીમાં લગભગ એક સરખા છે. તેઓ મુડીવાદ સામે એક સરખા આક્ષેપ મુકે છે અને તેથી મુડીવાદ તે સર્વ પર એકજ દ્રષ્ટીએ જુએ છે. પણ જેમની વચ્ચેનો ફરક તેમની રચનાત્મક નીતીમાં છે.

આપણે આજ જેઓને 'કોમ્યુનીસ્ટ' અથવા સામ્યવાદીઓ કહીએ છીએ તેઓ સમાજવાદની આવકની સમાનતા સ્થાપવાની અગરતો મુડીવાદનો નાશ કરવાની બંધારણપુર્વકની પધ્ધતીમાં માનતા નથી પણ હથીયાર બંધ બળવાની પધ્ધતીમાં માને છે અને તેમની આ પધ્ધતી સીધા ઇલાજની પધ્ધતી કહેવાય છે. એક વ્યક્તી સીધા ઇલાજની પધ્ધતીમાં માને છતાં તે કોમ્યુનીસ્ટ અથવા સામ્યવાદી નહોય એમ પણ બને. આજ એવા કેટલાક લોકો છે જે ખાણો, ખાણોમાં કામ કરનાર કામદારોની, રેલ્વે રેલ્વેમાં કામ કરનાર માણસોની, લશ્કર સીપાઇઓની, દેવળો પાદરીની અને વહાણો ખલાસીઓની માલકીના બનાવવા માગે છે પણ આપણે જોયું તેમ સમાજવાદમાં એને સ્થાન નથી. બધા ઉદ્યોગ સમસ્ત સમાજનાં હોવાં જોઇએ અને તેના હીતમાંજ તેની વ્યવસ્થા થવી જોઇએ કે જેથી કોઇને પણ નફો આપ્યા વગર પ્રત્યેક ચીજ દરકને પડતર કીંમતે મલે એવો આગ્રહ સમાજવાદ રાખે છે.

## અરાજકતાવાદ સાથે સરખામણી

વળી અરાજકતાવાદ કાયદાઓ ભુંસી નાખવા અને સરકાર તથા સંસ્થાનો નાશ કરવાનો ઉપદેશ કરે છે જ્યારે સામ્યવાદ દેશનું આવશ્યક કાર્ય જાહેર સંસ્થાઓથી થાય અને કાયદાનુસાર ચાલે એવો ઉપદેશ કરે છે.

## સમાજવાદ અને પોલીસ.

કેટલાક બીકણુ લોકો જેઓ સમાજવાદને સમજતા નથી તેઓને એવો ભય રહે છે કે સમાજવાદ કેવળ કાયદાની દ્રષ્ટીએ કરવામાં આવનાર હોવાથી અને આપણા પ્રત્યેક કૃત્ય પર પોલીસની નજર રહેશે. પણ આ ભય તદ્દન અસ્થાને છે. ઉલટું આજના આપણા મુડીવાદના શાસન તળે આપણી વ્યક્તીગત સ્વતંત્રતા ઉપર જેટલા અંકુશ મુકવામાં આવે છે તે સઘળા જતા રહેશે કારણ કે મુડીવાદના શાસન નીચે ગરીબાઇ અને ખાનગી મીલકતના સંરક્ષણને અર્થે જે જુલ્મી અને અન્યાયી કાયદાઓ ઘડવા પડયા છે તે સઘળા ગરીબાઇ અને ખાનગી મીલકતની સંસ્થા જતાં રહે અનાવશ્યક થઇ જશે. દાખલા તરીકે જો ગરીબોજ નહી હોય તો પછી ગરીબોનાં સંરક્ષણના કાયદા ક્યાંથી હશે? જો કોઇ પણ શખ્સ આજની માફક બીજા પાસે મજુરી કરાવી કે બેસુખાકારી, બેસહીસલામત અને બેઆરોગ્ય કારખાનામાં કામ કરવાની તેને ફરજ પાડી નફો કરી શકે નહી તો પછી કારખાના બાબતના ધારા નકામા પડી જાય એટલુંજ નહી પણ વીદન કરતા થાય અને એવી રીતે બીજા ઘણા કાયદાઓ જતા રહેશે, પણ તેથી બીજા કેટલાકો ધારે છે તેમ કાયદાઓનો સદંતર અભાવ પણ હોય નહી.

## નીરૂદ્યમઃ ગુન્હો.

ઉલટું એક બાબતમાં તો આપણને સ્વપ્નેય ખ્યાલ નહી હોય એટલી બધી વ્યક્તીગત સ્વતંત્રતા ઉપર અમલદારોની દખલગીરી થશે અને તે એ કે આપણી પાસે પૈસા હોય તો આપણને ફાવે તેમ આપણે નીરૂદ્યમી રહી શકીએ છીએ તેમ

સમાજવાદ ચલાવશે નહી. સમાજવાદ નીચે પ્રત્યેક નરૂઘમીજન કેવળ ચોર કે હરામી જેવોજ નહી પણ સમાજના નાણાં ઉચાપત કરનાર જેવો ગણાશે અને આપણે બીજા ચોરો તથા નાણાં ઉચાપત કરનાર તરફ જેવું વર્તન રાખીએ છીએ તેવું વર્તન તેના તરફ રખાશે. પણ આ પ્રકારની દખલગીરી આપણને ભાગ્યેજ સાલશે, કારણ કે નીરૂઘમપણું એ કેવળ ફોજદારી ગુન્હો ગણાશે એટલુંજ નહી પણ હલકામાં હલકા પ્રકારનું સજ્જન કે સન્નારીને ન છાજતું કાર્ય ગણાશે અને તેથી કોઇ પણ વ્યક્તી તે વીરૂધ્ધના કાયદાઓને પોતાની નઇસર્ગીક સ્વતંત્રતા ઉપર અંકુશ રૂપે ગણશે નહી.

## સમાજવાદી લગ્ન.

હવે સમાજવાદ અને લગ્નના પ્રશ્નનો વીચાર કરીએ: શરૂઆતથીજ કહી દેવું જરૂરનું છે કે લગ્નની સંસ્થા એ સમાજવાદની યોજનાનો ભાગ નથી. આપણે જ્યારે લગ્નના વીષયની વાત કરીએ છીએ ત્યારે સામાન્ય રીતે એ સમસ્ત જીવનમાં એક સરખું હોય એમ બોલીએ છીએ, પણ લગ્નને પ્રકાર દેશે દેશે અને સંપ્રદાયે જુદો હોય છે. એ સર્વ પ્રકાર સાથે સમાજવાદનો કોઇપણ રીતનો સીધો સંબંધ નથી. દોલતની સમાન વહેંચણી સઘળા સંપ્રદાયને, સઘળી નાતજાતને, એક પત્નીવાદીઓને, અનેકપત્નીવાદીઓને બ્રહ્મચારીઓને, લગ્ન કરવાને અશક્ત એવા બાળકોને તેમજ વૃધ્ધ પુરૂષોને એકસરખી રીતે નીષ્પક્ષપાતપણે લાગુ પડે છે. છતાંયે સમાજવાદની કુટુંબ અને લગ્નની સંસ્થાઓપર ઘણી અસર થશે એ વાત નીર્વીવાદ છે. આજ એક પરણેલી સ્ત્રી પુરૂષ સાથે જંઝડાયેલી ગુલામડી જેવી છે જ્યારે એક દીકરી ઘરમાં એના માબાપનાં હાથમાં કેદી જેવી હોય છે. જ્યાં બંને પક્ષ વચ્ચેના સંબંધ પ્રેમપુર્વકનો હોય છે ત્યાં સન્તાનો દુરૂપયોગ થતો નથી અને યોજના સહી શકાય એવી રીતે ચાલે છે. પણ જ્યાં બન્ને પક્ષો સ્વાર્થી જુલ્મી કે અદેખા જુદા જુદા વીચારનાં અને જુદી જુદી માન્યતાના હોય છે ત્યાં અકથ્ય દુઃખ ઉભું થવા પામે છે અને તેના ભોગ બનનાર પક્ષને સઘળું સહી લેવું પડે છે, કારણ કે જો તે ઘરબહાર છોડી જતો રહે તો ઘરના દ્વારથી બીજી બાજુ ભુખમરો પ્રતીક્ષા કરતો ઉભો હોય છે. પણ જો તે એકકે ભોજન ગુમાવ્યા વગર, એકકે રાતનું રક્ષણ ખોયા વગર, સામાજીક દરજ્જામાં સેહેજે ઉણપ ખમ્યા વગર તેમ કરી શકે એમ હોય, તો આજ કેટલીય પત્નીઓ અને પતીઓ, કેટલાય પુત્રો ને પુત્રીઓ ઘર બહાર ચાલી નીકળે.

## છુટાછેડાની સમસ્યા.

અને સમાજવાદ તેમને એવી પરીસ્થીતીમાં મુકી શકશે જેથી દુઃખી લગ્નો અને કુટુંબો ચોકકસ પણે તુટી જશે. પણ એથી કોઇ એમ ન માને કે તેથી ઘરભંગના બનાવો ઘણાં વધી જશે. આજે જેમ કેટલાંક માબાપો પોતાના બાળકો પર ફાવે તેમ ત્રાસ વરતાવે છે તેવો ત્રાસ જ્યારે તે જાણશે કે તેમ કરવાનું પરીણામ પોતાના બાળકને ગુમાવવાનું થશે ત્યારે વરતાવશે નહી. અને કદાચ કોઇ માબાપથી ભુલે ચુકે તેમ થઇ જશે તો તેમણે ભાગી જનાર બાળકને તેની માફી માગી, તેને પટાવી, મનાવી, પોતાની જાતપરનો અંકુશ વધારે અને બાળક



## : : નવલીકા : :

: લેખક :

**સીતારામ જે. શર્મા**

સ્ત્રી વર્ગે ભજીઆં તળી કાઢયાં, પુરૂષોએ ચહા તૈયાર કરી પ્યાલા ભર્યા, શરતના નાનકડા દીવાનખાનામાં ચહા, ભજીયાં, ચેવડો, સેવ, પેંડા, બરફી, કોપરાપાક વગેરે જાણે પ્રદર્શન ભરાયું હોય તેમ ગોઠવાયું, અને તેની આસપાસ સંધ્યા તેમજ શરતનું મીત્રમંડળ બેઠું.

એ ખંડને દીવાનખાનું કહેવા કરતાં સામાન ભરવાની વખાર કહેવી એ વીશેષ યોગ્ય લાગે તેમ હતું. એક તરફ ચોપડીઓના ઢગલાથી દટાયલું લખવાનું ટેબલ, બીજી બાજુ ચોપડીઓથી લદાયલા બે ઘોડા, સામી બાજુએ મોટું કબાટ, વચ્ચે ખુરશીઓ, બીજી તરફ પલંગ, બાકીની જગ્યામાં એક બે ટીપાઇઓ અને તે ઉપરાંત અનાજની એકેક પીપો ત્યાં પડી હતી! છતાં તેને સહુ દીવાનખાનાના નામે ઓળખતા. કેમકે એથી રહેનારની શોભામાં અને તેના મોભામાં વધારો થાય છે એવી વર્તમાન વ્યવસ્થાની માન્યતા છે.

પરંતુ શરત અને તેનું મીત્રમંડળ આજે ઓર ઉત્સાહમાં હતું. તેને મહેલ કે ઝુંપડીની પરવા નહોતી. આજે શરત–સંધ્યાનાં લગ્નને એક વર્ષ પુરૂં થયું હતું, તે પ્રસંગના સ્મરણમાં આજે જ્યાફત હતી. આજે શરત સંધ્યાની પહેલી લગ્નતીથી ઉજવવા એ બન્નેનું મીત્રમંડળ એકઠું થયું હતું.

આનંદ, મસ્તી, મીઠી મશ્કરીઓથી તેનું નાનકડું ઘર ગાજી રહ્યું હતું.

"સંધ્યા બહેન તમારાં બનાવેલાં ભજીયાંની મીઠાશ આજે તો જુદી જ છે." ઉષાએ ભજીયાંની રકાબી ખાલી કરતાં કહ્યું.

"કેમ ન હોય, આજે તો એમની લગ્નતીથી, આજે તો એમના હૈયામાં હર્ષની હેલી ઉછળે છે, એની મીઠાશ રસોઇમાં કેમ ન ઉતરે?" સુનીતાએ સંધ્યા સામે જોઇ તેની મીઠી મશ્કરી ઉડાવી.

"ખરૂં છે. સંધ્યા બહેનનાં લગ્ન કંઇ ઓછાં સામાન્ય લગ્ન જેવાં હતાં?' ચંદ્રીકા સ્મીત વેરતાં વેરતાં બોલી.

"શરત તેં તો દોસ્ત કમાલ કરી હો." રસોઇ–પુરૂષ પહેલેથી વાતને ઉંચકી લીધી.

"બીચારા એ ડોસલાની ગીદ્દી તમે બન્ને યે મળીને પલીત કરી નાખી!" કીરીટે એક વર્ષ પહેલાંની વાતનું સ્મરણ કરાવ્યું.

બદનક્ષીભર્યાં કાગળો લખતાં પણ શીખવીએ છીએ. વાંચવાનું શીખવવામાં તેની આગળ ગંદા અને મલીન પુસ્તકો વાંચવાનો માર્ગ ખોલી આપીએ છે. પણ આધુનીક શહેરી જીવન શકય બનાવતી લાયકાતો મેળવવાની અનીવાર્ય જરૂરીયાત આગળ આ વીચારો જતા કરવા પડે છે. પ્રત્યેક સારૂં કરવાની લાયકાત બુરૂં કરવાની લાયકાત પણ હોય છે. અને તેથી આપણે આપણાં શહેરીઓને સાંપ્રત શહેરી જીવન શુધ્ધ બનાવતી લાયકાતોથી વંચીત રાખી શકીએ નહી. પણ સાથે ખરાબ પરીણામો તરફ દુર્લક્ષ પણ કરવું પાલવી શકે નહી. જો આપણે એક છોકરીને તારે કોઇની હત્યા કરવી નહી એવું પ્રથમ શીખવ્યા વગર ગોળી મારતાં શીખવીએ તો બીજાજ ગુમાવે તે પહેલીજ પળે તે આપણુનેય ગોળીથી વીંધી નાંખે અને તેથી ફરજીયાત શીક્ષણ ને વાંચન અને લેખનમાંજ આપણે સમાપ્ત કરી શકીએ નહી.

## ભાવી સંસ્કૃતીના શીક્ષણ

વાચન અને લેખન જેટલાંજ આવશ્યકનાં બીજાં અંગ છે અને તે દીશામાં પણ આપણે કંઇ કરવું જોઇએ. યુવાન બાળકોની બાબતમાં ખુન, ચોરી વગેરેની વીરૂધ્ધનાં સીધ્ધ ફરમાનોનું શીક્ષણ પણ એટલુંજ આવશ્યક છે. અલબત, આ બાબતમાં સખત વીરોધની આશા આપણે રાખી શકીએ પણ તેથી શીક્ષણનું આ અગત્યનું અંગ આપણે વીસરી શકીએ નહી. કોઇ પણ સરકાર, પછી તે સમાજવાદી હોય, સમાજવાદ વીરૂધ્ધની હોય કે એકે પક્ષની ના હોય તો પણ જ્યાં સુધી તેનો દરેક શહેરી આધુનીક અંતરદ્રષ્ટી અથવા ધર્મ અથવા માન્યતા અને અમાન્યતાઓ ધરાવતો હોય ત્યાં સુધી આધુનીક રાજ્યનો કારભાર કરી શકે નહી.

તેથી સાંપ્રત સરકારોએ આ માન્યતાઓ અને અમાન્યતાઓ બાળકોમાં રેડવી જોઇએ. એક મુડીવાદી સરકારે સામાન્ય માણસોને મજુરી પર જીવનાર શાંત ગુલામો બનાવવામાં સહાય કરે એવા પ્રત્યેક સીધ્ધાંત શીખવવા જોઇએ. જ્યારે એક સમાજવાદી સરકારે રાજ્યવાદી લોકોને સારા સમાજવાદી બનાવવામાં સહાય થાય એવા સઘળા સીધ્ધાંત શીખવવા ભુલવું જોઇએ નહી. ટુંકામાં કોઇ પણ સરકાર પ્રજાના સામાન્ય સમાજધર્મના ઘડતરની બાબતમાં બેપરવા રહી શકે નહીં. જ્યાં સુધી સમાજ બનાવતા લોકોમાં સામાન્ય વ્યવહારમાં સારૂં શું અને નરસું શું તે બાબતની એકસરખી માન્યતાઓ ન હોય ત્યાં સુધી સમાજ સંભવીત બની શકે નહીં. સહુમાં એક સામાન્ય સામાજીક ધર્મભાવના હોવી જોઇએ અને સામાજીક ધર્મભાવના આપણે જ્યારે બાલક અવસ્થામાં હોઇએ ત્યારેજ આપણા મગજપર ઠસાવવી જોઇએ નહીં તો આપણા બીજા સ્વભાવ જેવી બની શકે નહી.

આ સામાજીક ધર્મભાવના બાળક શીખી રહે, લખતાં, વાંચતા, હીસાબ કરતાં અને હાથ ચલાવતાં એને આવડે ત્યાર પછી વધારે ઉંચા શીક્ષણ માટે એને કયો રસ્તો સારો છે તે શોધવાનું એનેજ સુપ્રત કરવું જોઇએ.

સમાજવાદ ઉપર જણાવેલી પ્રાથમીક લાયકાતનાં અપવાદ સીવાય બાળકને કુદરતી વલણ નહીં હોય એવા વીષયોનો અભ્યાસ કરવાને ફરજ પાડશે નહીં. એક છોકરીને સંગીતનો મુદ્દલ શોખ ન હોય અને તેને બીથોવનનાં ઉંચા ગીતો શીખવાની ફરજ પાડવી તે બાળક તથા શીક્ષણ-ઉભયને ત્રાસ આપવા જેવું છે.

બીજું, શીક્ષણના ધંધા માટે સાચી વૃતી નહી હોય પણ કેવળ ગુજરાન મેળવવાના સાધન તરીકે શીક્ષકનો ધંધો પસંદ કરતા હોય એવા સખશોને સમાજવાદમાં શીક્ષક તરીકે રેકવામાં આવશે નહી.

આ સર્વ ઉપરથી જોઇ શકાશે કે સમાજવાદ શીક્ષણ ઉપર પણ આજના કરતાં વીશેષ ધ્યાન આપશે.




: : નવલીકા : :

: લેખક :
સીતારામ જે. શર્મા

સ્ત્રી વર્ગે ભજીઆં તળી કાઢયાં, પુરૂષોએ ચહા તૈયાર કરી પ્યાલા ભર્યા, શરતના નાનકડા દીવાનખાનામાં ચહા, ભજીયાં, ચેવડો, સેવ, પેંડા, બરફી, કોપરાપાકનું જાણે પ્રદર્શન ભરાયું હોય તેમ ગોઠવાયું, અને તેની આસપાસ સંધ્યા તેમજ શરતનું મીત્રમંડળ બેઠું.

એ ખંડને દીવાનખાનું કહેવા કરતાં સામાન ભરવાની વખાર કહેવી એ વીશેષ યોગ્ય લાગે તેમ હતું. એક તરફ ચોપડીઓના ઢગલાથી દટાયલું લખવાનું ટેબલ, બીજી બાજુ ચોપડીઓથી લદાયલા બે ઘોડા, સામી બાજુએ મોટું કબાટ, વચ્ચે ખુરશીઓ, બીજી તરફ પલંગ, બાકીની જગામાં એક બે ટીપાઇઓ અને તે ઉપરાંત અનાજની બેએક પીપો ત્યાં પડી હતી! છતાં તેને સહુ દીવાનખાનાના નામે ઓળખતા. કેમકે એથી રહેનારની શોભામાં અને તેના મોભામાં વધારો થાય છે એવી વર્તમાન વ્યવસ્થાની માન્યતા છે.

પરંતુ શરત અને તેનું મીત્રમંડળ આજે ઓર ઉત્સાહમાં હતું. તેને મહેલ કે ઝુંપડીની પરવા નહોતી. આજે શરત–સંધ્યાનાં લગ્નને એક વર્ષ પુરૂં થયું હતું, તે પ્રસંગના સ્મરણમાં આજે જ્યાફત હતી. આજે શરત સંધ્યાની પહેલી લગ્નતીથી ઉજવવા એ બન્નેનું મીત્રમંડળ એકઠું થયું હતું.

આનંદ, મસ્તી, મીઠી મશ્કરીઓથી તેનું નાનકડું ઘર ગાજી રહ્યું હતું.

"સંધ્યા બહેન તમારાં બનાવેલાં ભજીયાંની મીઠાશ આજે તો જુદી જ છે." ઉષાએ ભજીયાંની રકાબી ખાલી કરતાં કહ્યું.

"કેમ ન હોય, આજે તો એમની લગ્નતીથી, આજે તો એમના હૈયામાં હર્ષની ઉર્મી ઉછળે છે, એની મીઠાશ રસોઇમાં કેમ ન ઉતરે?" સુનીલાએ સંધ્યા સામે જોઇ તેની મીઠી મશ્કરી ઉડાવી.

"ખરૂં છે. સંધ્યા બહેનનાં લગ્ન કંઇ ઓછાં સામાન્ય લગ્ન જેવાં હતાં?" ચંદ્રીકા સ્મીત વેરતાં વેરતાં બોલી.

"શરત તેં તો દોસ્ત કમાલ કરી હો." રસીકે–પુરૂષ પક્ષેથી વાતને ઉંચકી લીધી.

"બીચારા એ ડોસલાની મીટી તમે બન્નેયે મળીને પલીત કરી નાખી!" કીરીટે એક વર્ષ પહેલાંની વાતનું સ્મરણ કરાવ્યું.

"સંધ્યા બહેન તમે પણ ભાઇ ખરેખરી હીંમત કરી." યોગીન્દ્રે સંધ્યાને વાતમાં ખેંચવાની લાલચે તેની પ્રશંસા કરી.

"એ હીંમતનું તમામ માન શરતને ફાળે જાય છે." સંધ્યાએ પતીનું માન વધારવાનો દેખીતો પ્રયાસ કર્યો.

"ઓહો! તમે પણ પુરેપુરાં પતીવ્રતા બનવાનો પ્રયોગ કરતાં લાગો છો, સંધ્યા બહેન પૃથ્વી ઉપરના પ્રભુને એટલા ઉંચે ચડાવશો અને તમે નીચે રહી જશો તો પછી શરત્‌ભાઇ એક પાંખે ઉડી નહીં શકે. કેમ ખરૂં ને? શરતભાઇ?" શીશીરે એકી વખતે બન્ને ઉપર શાબ્દીક મારો શરૂ કર્યો.

"સંધ્યાનો મારી તરફનો સદ્‌ભાવ એની પાસે એ વચનો બોલાવે છે, બાકી તો સાચી હીંમત એણે જ બતાવી હતી, હું તો માત્ર વરરાજા બનીને બેઠો હતો એટલું જ."

શરતે પત્નીને પ્રમાણપત્ર આપ્યું.

"સંધ્યા બહેન બડાં પક્કાં છો હો. તમે હમેશાં પોતાની પીડા પારકાને મ થે ધકેલી મુકવાની કળા સારી જાણો છો."

"ઉષાના કથનને મારો મજબુત ટેકો છે." કીરીટે કહ્યું.

"આજે તો આપણે બધી વાત એમને જ મોઢે સાંભળવી છે." ચંદ્રીકાએ કહ્યું.

"હું તો માત્ર ત્રીજા અંકના ત્રીજા જ પ્રવેશમાં ભાગ ભજવનારી, મારા કરતાં તો શરતે એ કાવતરામાં મુખ્ય કાવતરાખોર તરીકે ભાગ ભજવ્યો છે." પત્નીએ પતી તરફ મસ્તીખોર આંખે જોઇને કહ્યું.

"ના ભાઇ, હું પણ એક જ પ્રવેશ પહેલાં એ નાટકમાં ઉતરેલો. મુખ્ય કાવતરાંખોર તો કીરીટ. એણે આખુંયે કાવતરૂં રચ્યું ને પાર ઉતાર્યું, અમે તો માત્ર એના નાટકનાં પાત્રો જ." શરતે કીરીટને માથે બધી જવાબદારી ઢોળી નાખી.

"તો કીરીટ એ લગ્નના કાવતરાની વાત કહે."

"હા ભાઇ, આજના પ્રસંગે એ જરૂરનું છે."

"અને અમારે તો એ કથા હજી સાંભળવાની જ છે."

"ચાલ કીરીટ ત્યારે તું તારા અનુભવનું વર્ણન કર."

"એક શરતે."

"શું?"

"દરેક પાત્રે પોતે ભજવેલા ભાગનું વર્ણન જાતે કરવું. છે કબુલ?"

"કબુલ."

"કબુલ."

"કબુલ."

"તો પછી મને કંઇ જ વાર નથી."

## [૨]

કીરીટે શરૂ કર્યું :

સંધ્યાનાં લગ્ન મંછુ શેઠ સાથે થવાનાં છે એ વાત સાંભળતાં જ અમારા યુવક સમાજે નીશ્ચય કર્યો કે, જીવ જાય તે હા પણ એ લગ્ન તો ન જ થવા દેવાં. સંધ્યા જેવી યુવતી એ ડોસાની પાંચમી વખતની પત્ની બને એ તો અસહ્ય જ છે,

આથી અમે મંછુશેઠને મળ્યા. એમને અમે ખુબ સમજાવ્યા, વીનવ્યા, તેમને કહ્યું: "તમે આ લગ્નથી સુખી નહીં થાઓ."

"કેમ ભલા?" એણે પુછ્યું.

"કેમકે સંધ્યા અત્યાર પહેલાં એક બીજા યુવાનને પરણવાનો નીશ્ચય કરી બેઠી છે."

"એ...મ...કે? આજકાલની છોકરીઓનું કંઇ કહેવાય જ નહીં."

"એટલે તો અમે આપને કહીએ છીએ."

"એ તો જાણે ઠી...ઇ...ક. તમે તો બધા જવાનીઆ રહ્યા. તમારી આગળ શું વાત કરવી, પણ બાપડીઓનો અનુભવ કરી કરીને તો આ કાળા વાળ ધોળા થયા. એટલે એને કેમ પાંશરી કરવી, તે હું બરાબર જાણું છું.

"તમે પાંશરી કરી શક્યા હશો તે સંધ્યા જેવી નહીં હોય...."

"અરે મારા ભાઇ, તમે મારી ઘરડા માણસની અનુભવી વાત માનો. બૈરાં માત્ર સરખાં. શરૂઆતમાં ભલે ને ગમે તે કહે, પણ પૈસો, પતી ને દાગીના જોતાં બધાં તોફાન ક્યાંય ઠરી જાય. એ તો બાપડીઓનો સ્વભાવ જ."

"મંછુશેઠ, અમે અહીં સ્ત્રીઓના સ્વભાવ વીષે ચર્ચા કરવા આવ્યા નથી..."

"તે હું સમજું છું. પણ આ તો વાત ઓરે વાત નીકળી છે એટલે કહું છું. બાકી તો તમે જે કહેવા આવ્યા છો તે..."

"એ છે કે, આપે આ કામથી હાથ ધોઇ નાખવા."

"જુઓ ભાઇ, તમે મને એમ ધમકી આપશો તો હું ડરી નહીં જાઉં, પણ હું જાણું છું કે આજકાલ તમારા જેવા જવાનીઆઓને આવાં લગ્ન ગમતાં નથી...,'

"કેમકે તે અયોગ્ય છે."

"એટલે તમારા સહુના માનની ખાતર હું એ સંબંધમાં ફરીથી વીચાર કરી જોઇશ."

"મંછુશેઠ અમે ધમકી આપવાની ખાતર ધમકી આપવામાં માનતા નથી, પણ તમે આ લગ્નનો વીચાર માંડી જ વાળજો. નહીં તો એમાં લાભ નહીં થાય."

"હા, હા, જરૂર, જરૂર. હું તેમજ કરીશ." અમને એમ કહીને ડોસો હાથતાળી આપવા માગતો હતો, તે તો અમે તે જ વખતે બરાબર સમજી ગયા હતા. પણ એ દગો ન દે ત્યાં સુધી એની વાત માનવામાં શું જાય છે, કરીને અમે શાંત રહ્યા.

પણ પાછળથી ખબર મળ્યા કે ડોસલો બહારથી લગ્ન નહીં કરવાની વાત કરતો હતો, છતાં ઉંડા પાણીમાં રમત રમી રહ્યો હતો. "કેમ ખરૂં ને સંધ્યા બહેન?"

"બરાબર છે. એણે મારા પીતા સાથે તથી જ ખાનગી ખટપટ શરૂ કરી હતી. તે ગુપચુપ લગ્નની તૈયારી કરાવવા અને બહારથી કંઇ જ બનવાનું ન હોય તે રીતે વર્તવા મારા પીતાજીને સમજાવી ગયો હતો"

"એ વાતની અમને પણ બરાબર ખબર મળી ગઇ હતી." ફારીદે કહ્યું. "ડોસો અમને બરાબર ઓળખી જ શક્યો નહોતો. એ બીચારો માનતો હતો કે, બીજા જવાનીઆ થોડા દહાડા જેમ હોહા કરીને મુંગા થઇ જાય છે, તેમ આ છોકરાઓ પણ શાંત થઇ જશે, અને લગ્ન થઇ ગયા પછી તો એ બધા શું જ કરી શકવાના છે? પણ અમે તેની પાછળ અમારા જાસુસો રાખ્યા હતા અને તેના એકકે એક કામની ખબર રાખતા હતા.

છેવટે અમે બરાબર જાણ્યું કે ડોસો લગ્નની લાલસામાંથી કોઇ પણ રીતે ઉગરી જવા તૈયાર નથી, ત્યારે અમે એક તરફ સુધાને અને બીજી તરફ શરતને પુરેપુરાં તૈયાર રહેવાની છેવટની સુચનાઓ આપી દીધી, એ બન્ને કાવતરાંખોર અમારી મંડળીમાં ભળ્યાં અને અમને અમારા વીજયની પુરેપુરી ખાત્રી થઇ ચુકી. અમે અમારી યુક્તીને સફળ કરવા નવો જ દાવ ખેલ્યો અને બીચારો મંછુશેઠ તેમાં ફસાઇ ગયો.

અમારી તરફ એને જરા યે શક ન જાય તે માટે અમારા મંડળના અમે બે ભાગ પાડી નાખ્યા. એક ટુકડીએ તેનો બરાબર

વીરોધ જારી રાખ્યો, અને બીજી ટુકડી ખુલ્લી રીતે ડોસાના પક્ષમાં ભળી ગઇ.

મંછુશેઠ ખાનગી રીતે લગ્નની તમામ તૈયારી કરી રહ્યાં હતા, તેની એકેક એક વીગત અમને અમારા જાસુસીખાતા તરફથી મળતી હતી. એ જાસુસો જાહેરમાં મંછુશેઠના માનીતા થઇ પડયા હતા અને અમારો પ્રબળ વીરોધ કરતા હતા.

છેવટે લગ્નની નક્કી થયેલી તીથી આવી પહોંચી અને મંછુશેઠ જાન જોડાવીને નીકળ્યા. તે દીવસે અમે કાળા વાવટાઓ સાથે તેનો તીરસ્કાર કરનારૂં સરઘસ કાઢ્યું.

"મંછુશેઠ, ધોળામાં ધૂળ નાખતાં અટકો!"

"બાળાનો ભવ બાળવા નીકળેલ માનવ રાક્ષસ."

"ઘરડપણે ઘોડે ચડેલા રૂઢીના ગુલામ" વગેરે અનેક સુત્રો અમારા સરઘસને મોખરે હતાં, પણ મંછુશેઠે અમને હસી કાઢયા! શું કામ હસી ન કાઢે? જ્યારે એને પુરેપુરી ખબર હોય, કે અમારા એ બધા વીરોધની પાછળ સંગીન બળ કશું જ નથી, અમારો વીરોધ વાંઝીઓ છે, તો પછી જમાનાનો ખાધેલ મંછુશેઠ શું કામ ગભરાય?

પણ એને બીચારાને ખબર નહોતી કે અમે જુનાં હથીયારોથી લડતા નહોતા, અમારી ખરેખરી સુરંગો તો એની બેઠકની જ નીચે ગોઠવાઇ ગઇ હતી; જાહેરમાં અમારો વીરોધ કરી મંછુશેઠના જાનૈયા થઇ નીકળેલા અમારા જાસુસો ઉપર જ અમે બધું લક્ષ્ય કેન્દ્રીત કર્યું હતું એની એ બાપડાને લગારે પડી નહોતી.

આ રીતે સંખ્યાને સપડાવવા ચડાઇ લઇને નીકળેલા મંછુની સ્વારી ઉપડી ગઇ, તેની વાંસે જ અમારો કાફલો પણ ગુપચુપ રવાના થઇ ગયો.

અમારે તે દીવસે એક જ સમયે બે કામગીરી બજાવવાની હતી. અને તેની પુરતી તૈયારી અમે કરી રાખી હતી.

શરદ અને સંખ્યા એક બીજાને ઓળખતાં હતાં, બન્ને પરસ્પરનાં મીત્ર હતાં, એ બન્ને અમારી બળવાખોર ટોળીમાં ભળી ગયાં હતાં. તે વાત તો એમને જ મુખેથી આપણે સાંભળીશું ત્યારે મજા આવશે."

ફીરીટે એટલું કહીને બન્નેની તરફ તીરછી નજરે જોયું. અને આખી મંડળી ખડખડાટ હસી પડી.

ફીરીટે પોતાના બંડની વાત તે પછી શરૂ કરી:

"આપણા દોસ્તને ન્યાય આપવા માટે મારે એટલું કહેવું જોઇશે કે, શરદ સંખ્યાનો મીત્ર હતો, પણ મીત્ર મટીને તેનો પતી બનવા માગતો નહોતો. એને તો પરણવું જ નહોતું. પણ અમારૂં કાવતરૂં સફળ થાય તે માટે અમે તેને અમારૂં બલીદાન બનાવ્યા. અને મને લાગે છે કે, પોતે આપેલા એ ભોગનો એને સવ્યાજ બદલો મળી ગયો છે."

ફરીથી બધું મંડળ હસી પડયું.

"કેમ ખરૂં કે?"

"શરદ, ભાઇ આ આક્ષેપ સ્વીકારો છો?"

"ઓહો તમારૂં કૌમારવ્રત આવું જ કે?" ચારે તરફથી બધું તોફાની ટોળું ટીખળ કરવા લાગ્યું.

"તમે બધાં એને એમ મુંઝવો નહીં." ફીરીટે શરદની વણમાગી વકીલાત કરવા માંડી. "એની વારી આવે ત્યારે તમે બધું પુછજો. હમણાં મારી જ વાત સાંભળો." કહીને ફીરીટે સમાજ સામેના વીપ્લવની પોતાની અદ્દભુત કથા શરૂ કરી.

"અમારી ટુકડીના બે ભાગ પાડવામાં આવ્યા. તેમાં એકે જાનીવાસ ઉપર હુમલો

કરવાનો હતો અને બીજાએ વહેવાઇના માંડવા ઉપર ધસી જવાનું હતું. બન્ને કાર્યમાં લડવૈયાઓની આકરી કસોટી થવાની હતી. બન્ને ટુકડીઓને અકેક મનુષ્યનું હરણ કરવાનું હતું. એ કામ જરા યે સહેલું નહોતું. જો નજીવી પણ ભુલ થાય તો આખો યે મામલો બગડી જાય અને અમારૂં કર્યું કારવ્યું ધુળમાં મળી જાય તેવું હોવાથી, અમારે અતીશય સાવધાનપણે કામ લેવાનું હતું.

મેં વહેવાઇના માંડવા ઉપરની ચઢાઇની આગેવાની લીધી, શીશીર જે મંછુશેઠનો માનીતો થઇ પડયો હતો તેણે જાનીવાસ ઉપર હુમલો કરનારી ટોળીની સરદારી લીધી. પણ મારા કામમાં મળેલા વીજયનો મોટો ભાગ શોભા બહેનને ફાળે જાય છે. એમણે અહીં અત્યાર સુધી મોઢું ઉઘાડયું નથી, પણ જો એમની અમને મદદ ન હોત તો સંધ્યાને વહેવાઇના માંડવેથી ઉપાડી જવી એ અમારે માટે જરા યે સરળ કામ થઇ શક્યું ન જ હોત.

હવે હું આખા નાટકના રહસ્યપુર્ણ પ્રસંગનો ઉલ્લેખ કરીને મારી કથા ખતમ કરીશ!

સંધ્યાનો વર થવા આવેલો મંછુ ડોસલો હોંશે હોંશે જાનીવાસે પહોંચ્યો ત્યારે એના મનની તો સો એ સો ટકા ખાત્રી થઇ ચુકી હતી કે, હવે એ પુરેપુરો 'હાડરીઓ ગઢ' જીતી ચુક્યો છે!

જાન જાનીવાસે પહોંચી અને જાનૈયા હોંશે હોંશે પકવાન્ન જમવા માંડવે ઉપડયા, એ વખતે શીશીર અને અમારી ટોળાનો એક જુવાનીઓ 'વરરાજા'ના સંરક્ષણ માટે જાનીવાસમાં રહ્યા. આવા પ્રસંગે જે ધાંધલ, દોડાદોડ અને અવ્યવસ્થા આપણી લાક્ષણીક ટેવો થઇ પડી છે તે ત્યારેય હતું. એ તકનો લાભ લઇને શીશીરે ડોસલાને મોઢે ડુચો દઇ તેને જકડાવીને બાંધી લીધો અને ઉતારાના પાછલા બારણા આગળ તૈયાર રાખેલી ગાડીમાં તેને નાખીને ચારેક છોકરાઓ દોડતી ગાડીએ મંછુને લઇને દુરનાં કોતરોમાં ઉપાડી ગયા. અમે આ પ્રસંગની તૈયારી એટલી કરી રાખી હતી કે, ગાડીવાળા પણ અમારા જ માણસો હતા. એ બધો કાર્યક્રમ ધાર્યા પ્રમાણે વ્યવસ્થીત રીતે પાર ઉતર્યો.

વરરાજાને જમાડવા અને તે માટેની કેટલીક વીધીઓ કરવા ગોર મહારાજ અને વહેવાણ મંડળ જાનીવાસે ગયું ત્યારે મંછુ ત્યાં નહોતો આથી બધાં ચમકી ગયાં અને વર વીનાના સુના જાનીવાસને જોઇને તેમણે શોધાશોધ શરૂ કરી.

અમારી તક તે પછી જ આવવાની હતી. શોભા સંધ્યાની પાસે જ હતી. તેને નસાડવાની પુરેપુરી તૈયારી અમે કરી રાખી હતી; પણ મંછુશેઠની શોધ શરૂ થાય અને માંડવામાં પુરેપુરી અવ્યવસ્થા જાગે ત્યાં સુધી અમારે ગુપ્ત સ્થળે છુપાઇ રહેવાનું હતું.

તે તક આવી પહોંચી.

'વરરાજા નથી!' 'વરરાજા નથી!' એ કોલાહલ થોડા જ વખતમાં શરૂ થયો, જાનૈયા જેમ તેમ જમીને ઉઠી ગયા, વહેવાઇ અને તેનું મંડળ હાંફ્લું ફાંફ્લું થઇને આમ તેમ દોડવા લાગ્યું, મશાલો સળગાવવામાં આવી, દોડાદોડ શરૂ થઇ, વહેવાઇના ઘરનું સ્ત્રીમંડળ પણ જાનીવાસ તરફ દોડયું. તે વખતે શોભા એ સંધ્યાની પાસે બેસવાનું બીડું ઝડપીને ઘરમાંથી સહુને જાનીવાસે જવાની તક આપી!

અમારે માટે નક્કી કરેલા 'સીગ્નલ'ની સીટી વાગી, અમે બાજુની ગલીમાં ગાડી તૈયાર રાખીને ઉભા થઇ ગયા, તેટલામાં

ચઉનાઈના મકાનની બાજુમાંથી બે સ્ત્રીઓ આવતી દેખાઇ. તે જ શોભા બહેન સંધ્યાને લઇને આવે છે એમ અમે ધાર્યું. અમારામાંથી એક માણસ આગળ ગયો, અને આવનાર સંધ્યા ને શોભા છે એની ખાત્રી થતાં ગાડી આગળ આવી. બીજી પળે તો ગાડી શીકાર સાથે રાત્રીના અંધકારમાં નીયત કરેલા સ્થાન તરફ દોડવા લાગી.

મંછુશેઠની શોધાશોધ હજુ તો ચાલુ જ હતી, ત્યાં તો શરત અને સંધ્યાનાં લગ્ન એક મીત્રના મકાનમાં થઇ ગયાં અને અમે તેમને અંભીનંદનનાં અભીષેક આપ્યા!

[ ૩ ]

"હવે શીશીરની વારી"

ફીરોટે પોતાની કથા પુરી કરીને કહ્યું.

"ચાલ, શીશીર શરૂ કર."

"હા, ભાઇ, હા."

ભજીયાં, ચેવડો અને મીઠાઇ ઉડાવતા મંડળે આગ્રહ શરૂ કર્યો.

અને શીશીરે પોતાની વાતનો આરંભ કર્યો:

"એ ડોસલાના પક્ષમાં ખુલ્લી રીતે અમે મળી ગયા ત્યારે પહેલાં તો એણે અમારો વીશ્વાસ જ કર્યો નહીં, પણ જ્યારે ફીરોટનો તેમજ તેના સાથીઓનો અમે ખુલ્લી રીતે વીરોધ કરવા માંડયો ત્યારે તેને અમારી ઉપર જેમ તેમ વીશ્વાસ બેસવા લાગ્યો. પછી તો અમે એને બરાબર અમારા હાથમાં લીધો. નીત્ય યુવક સંઘની વીરુદ્ધમાં અમે તેની આગળ નવી નવી વાતો કરતા અને તેમ તેમ તે અમને સોએ સો ટકા એના પક્ષના માણસ માનતો જતો.

આટલા ઉપોદ્‌ઘાત પછી ફીરોટ જાનીવાસમાંથી મંછુડોસાને ઉઠાવ્યાની જે વાત કરી ત્યાં હું કુદકો મારું છું. મેં અને ફીરોટે મળીને અમારી તમામ યોજના બરાબર નક્કી કરી દીધી હતી. આયર્લેન્ડની સ્વતંત્રતાની લડતમાં માયકેલ કોલીન્સનું જે સ્થાન હતું, તેવું અમારા યુવકસંઘમાં ફીરોટનું સ્થાન છે. 'આવાં લગ્નોનો માત્ર પોકળ વીરોધ કરીને પછી હાથ પગ જોડીને બેસી રહેવું તેથી કંઇ દહાડો વળવાનો નથી, અને સમાજ ઉપર આપખુદી ચલાવનારા મંછુશેઠ તેમજ સંધ્યાના પીતા જેવાઓને કશી શીખામણ મળવાની નથી, એટલે તેમની સામે તો વીપ્લવ જ જગાડવો જોઇએ' એ દલીલ ફીરોટની છે. એણે પોતાની સળંગ વીચારશ્રેણી અમારા મંડળ સમક્ષ રજુ કરી ત્યારથી અમારાં મંડળનો એ 'મીકી કોલીન્સ' થઇ પડયો છે.

આમ ફીરોટે તૈયાર કરેલી યોજના પ્રમાણે મેં મારી ટુકડીના ચાર માણસોને તૈયાર કરી રાખ્યા. તેમાંથી એક માણસનું કામ અગાઉથી સંધ્યાના ગામમાં પહોંચી જઇ જાનીવાસની આસપાસના રસ્તાનો તેમ જ, ગામથી દુર કોતર કે બીજાં સંતાવાનાં સ્થાન હોય તો તેનો અભ્યાસ કરવો તે હતું. એકનું કામ કોઇ મીત્રની ગાડી લઇને જાનીવાસ પાસે તૈયાર રહેવાનું હતું. કોઇને વહેમ જાય નહીં તે માટે તેણે ગાડીવાળા જેવાં કપડાં પહેરવાનાં હતાં.

અમારા મંડળમાં ગાડી, મોટર, સાયકલ વગેરે ચલાવી જાણનારા, તેમ જ ઝાડ ચડી શકે, મકાનોમાં ચડ ઉતર કરી શકે, પાણીમાં તરી શકે તેવા બધી જાતના સભ્યો છે.

આમ બધી તૈયારી થઇ ગયા પછી, જાનૈયા જમવા ગયા ત્યારે મેં અને અમારા સંઘના એક બીજા સભ્યે મંછુશેઠ પાસે બેસવાનું ઠરાવ્યું. બીચારો મંછુ અમારી ઉપર ખુશ ખુશ રહેતો હતો, એટલે એને

છેક છેલ્લી ઘડી સુધી અમારી ઉપર જરા પણું વહેમ ન આવ્યો.

બધા જાનૈયા જમવા ચાલ્યા ગયા કે તુરત જ મારા સાથીએ મંછુના મોઢામાં ડુચો મારી દીધો અને મેં તેની ઉપર જોરથી તૈયાર રાખેલો કકડો બાંધી દીધો. અમે બન્નેય એને ઉંચકીને પાછલે બારણે લીધો ત્યારે એ પહેલાં તોફાન કરવા લાગ્યો, પણુ બન્ને બાજુથી એને અમે જરા મુક્કાનો મેથીપાક ચખાડયો અને ડોળા કકડાવ્યા એટલે તે શાંત થઇ ગંયો, બીચારો ગભરાયો અને તુરત જ મુંગો રહ્યો.

એને ગાડીમાં નાખીને અમે નક્કી કરેલા કોતરોમાં લઇ ગયા ત્યાં હાથ પગ બાંધી એ ડોસલાને નાખીને, અમે કહ્યું: “લે આ તારા લગ્નનો લહાવો!” એ વખતે એ રડવા લાગ્યો. કરગરવા લાગ્યો અને ઇશારતથી પોતાને છુટો કરવા વીનવવા લાગ્યો; પણ જેને એક નીર્દોષ યુવતીના જીવનમાં હોળી . . . . નીકળતાં જરા જેટલીએ દયા ન હોતી, તે માણુસ ઉપર અમે શું કામ દયા કરીએ? એવા દયાળુના દીકરા અમે નહોતા, કેમકે ખોટી દયાથી આ દેશનું અને સમાજનું સત્યાનાશ આપણા વડીલોએ વાળી નાખ્યું છે, એની અમને પુરેપુરી ખાત્રી હતી; એટલે અમે તે વખતે તો ત્યાંથી ચાલી જ ગયા.

બીજે દીવસે સવારે અમારામાંથી એક જેને મંછુ ઓળખતો નહોતો, તે વટેમાગુ થઇને ત્યાંથી નીકળ્યો ત્યારે એ ઘરડે ઘરડપણે લગ્નનો લ્હાવો લેવા નીકળેલા ‘વરરાજા’ને બંધન મુક્ત કર્યો, પણ જ્યારે તે ગામમાં આવ્યો, ત્યારે તો વહેવાઇને માંડવે ‘કન્યા ગુમ’ થવાની ધમાલ ચાલી રહી હતી. એટલે એ બીચારો ધોએલા મુળા જેવું મ્હોડું લઇને આવ્યો હતો તેવો પાછો ગયો.

મારી ઉપર કામ ચલાવવાની એણે મને ઘણી ધમકીઓ આપી, પણ એના વકીલે એને ‘મુંગા રહેવામાં જ માલ છે’ એવી સલાહ આપવાથી ચુપ રહ્યો, છતાં મને જોઇને આજેય તે બાપડો બળી જ જાય છે.

[૪]

“શોભા બહેન હવે તમે શરૂ કરો.”

“હા, હા, શોભા બહેન...”

“તે વીના તો બધી વાત જ અધુરી રહેશે.”

સૌના આવા આગ્રહથી શોભાએ કહ્યું:

“મારી વાત બહુ જ ટુંકી છે. સંધ્યા મારી દોસ્ત છે એ વાત બધા જાણુતા હતા. તેથી મને સંધ્યાના આટલા કામમાં મદદ કરવાની વાત જ્યારે કીરીટે કરી, ત્યારે મેં ઘણી જ ખુશીથી તેનો સ્વીકાર કર્યો. મેં તો મોટે ભાગે ટપાલીનું કામ કર્યું છે. બધી યોજના ઘડનાર કીરીટ જ હતો. જ્યારે સંધ્યાનો વર ગુમ થઇ ગયો એટલે મેં નક્કી કરેલી યોજના પ્રમાણેનો પાઠ ભજવ્યો અને અમારા સહુના એક મીત્રના મકાનમાં શરતને બેસાડવામાં આવ્યો હતો ત્યાં જઇને તેમનાં લગ્ન કરી નાખ્યાં. ત્યાંથી બીજે દીવસે બધાંઓએ જઇને તેમનાં લગ્ન નોંધાવી દીધાં. બસ્સ. આ મારી વાત. કેમ સંધ્યા ખરૂં ને?”

“હા.”

“સંધ્યા બહેન તો પક્કાં છે, એ તો તને જ ટેકો આપવાનાં.”

ઉપાએ કહ્યું.

"પણ હવે સંધ્યા બ્હેનનો જ વારો આવ્યો." સુનીશા બોલી.

"હા, હા, સંધ્યા બ્હેન, તમે કંઇ એમ છટકી નહીં શકો." ચંદ્રીકાએ હસતાં હસતાં કહ્યું.

"છટકે શું?" રમેશે આગ્રહ કર્યો. "ચાલો, ચાલો, જલદી કરો."

"હા, હા, આજ તો તમારી પહેલી લગ્નતીથી છે." ઉષાએ છેલ્લા શબ્દો લંબાવીને લહેકાથી કહ્યું.

## [૫]

"હું તો તમારા સહુની રમતનું પ્યાદું જ બની હતી." સંધ્યા શરમાતાં શરમાતાં સંકોચાઇને બોલી.

"કીરીટભાઇ, શીરીષ અને શોભા જે કહી ગયાં તેમાં જ્યાં જ્યાં મારે લગતી વાત છે તે તદ્દન ખરી છે એટલું જ મારે કહેવાનું છે."

એમ કહીને સંધ્યાએ હાથમાંના કોપરાપાકના ચકતાને મોંઢામાં મુકયું.

"એમ કંઇ ચાલે! શરતભાઇ તમારે કંઇ કહેવું છે કે નહીં? અમારી વાતો સાંભળવી છે અને સંધ્યાબહેન હાથતાળી આપે તે તમારે લઇ ચલાવવું છે?" ઉષ', ચંદ્રીકા, કીરીટ બધાં બોલી ઉઠયાં.

"તમે મને સંધ્યાને આજ્ઞા કરવાનું કહો છો?" શરતે સ્મીત કરીને પુછ્યું.

"એમાં શું એ તો તમારી જંગમ મીલ્કત છે..."

"અને તમે એના પૃથ્વી ઉપરના 'પરમ પુજ્ય પતીશ્રી' છો."

"એની સાબીતી ખુદ સંધ્યા બહેન જ આપી ચુકયાં છે."

બધું મંડળ તોફાને ચડયું છે, એમ જોઇને સંધ્યાએ ધીરેથી કહ્યું:

"મારા કરતાં અમારી તમામ કથા શરત વધુ જાણે છે."

"એટલે તું મને જ સપડાવવા માગે છે?" શરતે સંધ્યાની સામે જોઇને કટાક્ષ કર્યો.

"તમે તો સપડાઇ ચુકયા જ છો." શીરીષે કહ્યું.

"બરાબર, બરાબર," બધા એમ કહેતા હસી પડયા.

"ત્યારે છેલ્લું પ્રકરણ તમે જ પુરૂં કરો." કેટલાકે આગ્રહ કર્યો.

શરતે કહ્યું:

"તમારી ઇચ્છા અને આગ્રહ જ છે તો કહું. પણ મારી વાત તો સંધ્યા કરતાં પણ ટુંકી છે. કીરીટના આગ્રહથી હું એમના નાટકનું પાત્ર થવા તૈયાર થયો તે પહેલાં સંધ્યા અને હું બંને મીત્રો હતાં એ ખરૂં, પણ જો સંધ્યાનો લગ્નની વેદી ઉપર ભોગ લેવાતો ન હોત તો, હું મારી સ્વતંત્રતા ગુમાવવા આટલો વહેલો તૈયાર ન જ થયો હોત.

"શું તમે લગ્નને પરતંત્રતા કહો છો?"

"હા. પણ અમારાં લગ્ન જે રીતે થયાં તેમાં મારે તો કેદી જ બનવું પડયું હતું ને? આ બધાં ક્રાંતીકારીઓના હાથનો ખરેખરો કેદી તો હું જ હતો."

"પણ એ કેદ મંછુશેઠની કેદ કરતાં જુદી હતી."

"એટલે તે વીશેષ મીઠાશવાળી લાગી હશે!"

"આ બરફી જેવી કે કોપરાપાક જેવી?"

"કે આજની તમારી પ્રથમ લગ્નતીથીના ઉત્સવ જેવી?"

"મને તો સહુ કરતાં એ કેદ આજનાં ગરમાગરમ ભજીયાં જેવી લાગી હતી..."

આ વખતે આખું મંડળ પેટ પકડીને હસી પડયું. અને છેવટે મસ્તી તોફાન કરતાં બધી રકાબીઓ ફરીથી ભરી, બરાબર હાથ ચલાવવામાં રોકાઇ ગયાં.



ખેતીની જુની રીત : : ખેતીની નવી રીત

# રશીઅન ઘઉં

: લેખક :

તા-સી-૨

જગતના બીજા પ્રદેશો કરતાં રશીઆ વધુ સસ્તો પડે તે રીતે ઘઉં ઉત્પન્ન કરી શકે છે, તેનું સહુથી પહેલું અને મહાન કારણ એ છે કે ખેડુતો ઘુંદાઇને કચડાઇ જાય તેવું જમીન મહેસુલ રશીઆમાં નથી.

રશીઆમાંથી દેશાવરોમાં પુષ્કળ પ્રમાણમાં સસ્તો ઘઉં જવાથી, તેણે દુનીઆના બજારને તોડી નાખ્યાં છે.

તે માટે ઘણા સોવીએટોને ઠપકાને પાત્ર ગણે છે પરંતુ વસ્તુતઃ જુદો જ પ્રકાર છે. તે સમજવાની જરૂર છે.

વળી જમીનદારો કે ધનવાનો બીજા દેશોમાં ગરીબડા ખેડુતો પાસેથી જે ભાગબટાઇ, સાંથ, ઘરણાવટ, વ્યાજ, નફા સટ્ટા અને વચલા માણસોની ભાવ ચડાવવાની જાદુગીરીની જે બધી વ્યવસ્થા બીજે છે તેવું કશું રશીઆમાં છે નહીં.

આ સાદામાં સાદા અર્થશાસ્ત્રનો સરળમાં સરળ રીતે ખુલાસો એમ. લીટવીનોફે જીનીવામાં મળેલા યુરોપીયન યુનીયન માટેના તપાસસંઘ સમક્ષ સોવીએટ રશીઆના પ્રતીનીધી તરીકે આપ્યા હતો.

રશીઆમાં ખેતી કોઇ જાતનાં બંધન વીનાની છે.

ત્યારે બીજા દેશોમાં તે ગીરો મુકાયલી હોય છે.

નફાખાઉઓ બીજા દેશોમાં પોતાના ભારે નફાઓ ખાટી લેવા માટે ઘઉંના ભાવો ચડાવી મુકે છે, ત્યારે રશીઆમાં સમાજવાદના સીદ્ધાંતાનુસાર એ બધી મુડીવાદીઓની ખંડણી દુર કરી દેવામાં આવી છે.

લીટવીનોફના આ કથનાનુસાર સોવીએટ સંઘમાં ખેતી અને પરદેશ સાથેના વ્યાપારને મોરેના ખાસ સંજોગોને લીધે, બીજા દેશવાળાઓ કરતાં રશીઆ સસ્તા દરે ખેતીવાડીનું ઉત્પન્ન વેચી શકે છે. આ ખાસ સંજોગો તે જમીન રાષ્ટ્રની માલીકીની બનાવાઇ છે તે જ છે. તેથી ખેડુતો ઉપર જમીન મહેસુલ અથવા વીઘોટી કે ગણોતનું ભારે દબાણ બીજે પડે છે તે રશીઆમાં પડતું નથી. મહેસુલ, ગણોત, ગીરો અને લહેણાના રૂપમાં બીજા દેશોમાં ખેતીવાડીના ઉત્પન્નના ૭૦ ટકા ઓહીઆં થઇ જાય છે, તે ઉપરાંત ખાનગી નફો, હુંડીઆમણની ફેરફારી અને વચલા માણસની દલાલીનો તેમાં ઉમેરો થાય છે.

આ ખરેખરી વસ્તુસ્થીતીની આગળ મુડીવાદીઓ જાણી જોઇને, ઉદ્દેશપુર્વક, સફાઇભરી રીતે પડદો ઉભો કરી, રશીઆ દુનીઆનાં બજારોમાં જોઇએ તે કરતાં વીશેષ માલ ભરીને બધાં બજારો તોડી નાખે છે અને તેથી કામદારો બેકાર બની જાય છે એવાં એવાં ગપ્પાં ચલાવવામાં આવે છે.

પરંતુ લીટવીનોફ કહે છે કેઃ "દુનીઆનાં બજારોને ઘટાડી નાખવા રશીઆ કશું જ કરતું નથી; કેમકે તેમ કરવાથી તો રશીઆના નીકાસ વ્યાપારને જ સંગીન ધક્કો લાગે તેમ છે. અને વળી અત્યારે અમે અમારી જરૂરીઆતો માટે જે યંત્ર સામગ્રી બહારથી લાવીએ છીએ તેના બદલામાં તે માલ જતો હોવાથી અમે જો જાણી જોઇને બજાર તોડી નાખીએ તો અમને જ નુકશાન થાય તેમ છે."

તપાસ સમીતીએ લીટવીનોફને જ્યારે એ સવાલ પુછયો કેઃ તમે જગતનાં બજારોને માથે ખુબ માલ મારો છો ત્યારે લીટવીનોફે કહ્યું. ખરી વાત તો તેથી ઉલટી છે. રશીઆ મોટા પ્રમાણમાં બહારથી તૈયાર માલ મંગાવીને દુનીઆના વ્યાપારને ઘણી જ મદદ કરી રહેલ છે. અને પછી તેના સત્તાવાર આંકડાનો આધાર રજુ કરતાં તેણે કહ્યું:

૧૯૩૦ માં અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોએ જેટલાં યાંત્રીકહળ [Tractor] બહાર મોકલાવ્યાં છે, તેના ૫૩.૫ ટકા જેટલાં હળ તો એકલા સોવીયેટ સંઘે જ આયાત કર્યાં હતાં.

મીલોને લગતી જે યંત્ર સામગ્રી ઇંગ્લંડથી તે વર્ષમાં બહાર ગઇ, તેના ૧૨ ટકા જેટલો ભાગ રશીઆએ ખરીદ્યો હતો, જર્મનીમાંથી ગયેલાં ખેતીવાડીને લગતાં યંત્રોના ૨૫ ટકા રશીઆએ આયાત કર્યાં હતાં, જર્મનીના નીકાસના ૨૧ ટકા જેટલાં 'લેથ' નાં યંત્રો [Lathes] રશીઆમાં આવ્યાં હતાં જ્યારે જર્મનીનાં બીજાં યંત્રોના ૧૧ ટકા જેટલી આયાત ૧૯૩૦ માં જ રશીઆમાં થઇ હતી.

ટુંકામાં કહીએ તો મુડીવાદીઓના આ તપાસ પંચને સામ્યવાદીના રશીઆના પ્રતીનીધીએ જણાવ્યું કે, જર્મની, ઓસ્ટ્રીઆ, ઇંગ્લંડ, પોલેન્ડ અને અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોના યંત્રઉદ્યોગની અગત્યની શાખાનો ૫૦ થી ૭૫ ટકા જેટલો માલ માત્ર એક જ વર્ષે રશીઆએ ખરીદી, તે તે દેશોના ઉદ્યોગવાદને મદદ કરી તેટલી બેકારી ઓછી કરવામાં તે કારણભુત બન્યું હતું.

અને પછી લીટવીનોફે સ્પષ્ટ શબ્દોમાં એ દલીલ કરી હતી કે, બીજા દેશોના ઉત્પાદનની રશીઆએ ખરીદી કરીને, પોતાના ઉત્પાદનની વસ્તુ તેના બદલામાં તે તે દેશોમાં મોકલાવી, એથી તો કુદરતી રીતે તે દેશના વ્યાપારને લાભ જ થયો છે.

આથી રશીઆ બીજા દેશોમાં સસ્તો માલ મારે છે એ દંતકથા જે મુડીવાદીઓએ ઉપજાવીને તેનો બહોળો પ્રચાર કર્યો છે, તે દંતકથાના પાયા મુળમાંથી જ તુટી પડે છે. તે કામમાં રશીઆ કલ્પનાના ઘોડા દોડાવતું નથી, પણ આંકડા અને હકીકતોનો સંગીન આધાર પોતાને પક્ષે રજુ કરે છે.

આ ઉપરથી હીંદી ખેડુતો એ વાત સહેજે સમજી શકે કે, દુનીઆમાં જે નાણાં-બીડ અને ખેતીના ઉત્પન્નનાં ભાવોનાં ધટાડો જણાય છે, તે કંઇ રશીઆ વધારાનો માલ દુનીઆનાં બજારોમાં નાખે છે તેથી નહીં, પણ રશીઆના ખેડુતોને જે સગવડો છે તે સગવડોના અભાવવાળી અનવી સમાજ વ્યવસ્થાને જ લીધે તેમ થાય છે.

આથી જો હીંદી ખેડુતોને સુખી થવું હોય તો રશીઆના ખેડુતો જેમ યંત્ર સામગ્રીનો ઉપયોગ ખેતી માટે કરે છે તેવા યંત્રોનો ઉપયોગ કરતા તેઓ થાય, અને ખેતીના ઉત્પાદનમાંથી નફા, વ્યાજ, દલાલી વગેરે ખાઇ જવાની મુડીવાદી રીતોની જાળોમાંથી છુટી જવા માટે સમાજવાદી ભાવના ખીલવતાં શીખે.

---

અમે પણ માણસ છીએ, માણસને પોતાના કાર્યમાં ઉત્તેજન મળવાની જરૂર છે. તમે અમને એવું ઉત્તેજન આપવા ઇચ્છતા હો તો, 'નવયુગ'ના વાચન અને વીચારનો ઘરમાં અને ઘર બહાર પ્રચાર કરો.

...

ધર્મની આખી યે ઇમારત ચણવાનો દાવો પુરવો કરે છે તે એજ બતાવે છે કે બીઓ જમાનાઓથી બીજાં વીશેષ ઉપયોગી કામોમાં રોકાયલી રહેતી હતી.

...

ભૌતીકવાદની સામે થનારાઓ માત્ર એટલું જ કહે છે કે અમને તે વીચાર રૂચતા નથી. પરંતુ એમ કહેવું તેથી ભૌતીકવાદની સંગીનતા ઓછી થતી નથી.

માણસ પોતાના મતના પ્રતીપાદન માટે—દલીલ કરવાને બદલે ગાળાગાળીમાં ઉતરી પડે ત્યારે સમજવું કે એ જે મત બીજાઓ પાસે મનાવવા માગે છે તે, માટે એને જ પુરી ખાત્રી નથી.

...

જે વસ્તુઓને ગંભીર લેખવી ન જોઇએ એવી એનેક વસ્તુઓને ગંભીર માનવાથી જ માનવજાતીએ પોતાને માટે મુશ્કેલીઓ ઉભી કરી છે અને રક્તની નદીઓ વહાવી છે.

...

'નવયુગ' તમને ગમતું હોય તો તમારા મીત્રો સમક્ષ તેની પ્રશંસા કરો. તમારા મોઢાની એ જાહેરાતના શબ્દો તેના વાચકોનું મંડળ વધારશે.

# કાળની ભઠ્ઠી

(૫૮૬ મા પાનાનું ચાલુ.)

સહેજે પણ વીશ્વાસ હતો જ નહીં. સાયમન કમીશનની માફક જન્મથી જ તે અળખામણું થયું હતું. અને તેથી તેનો હીંદી કામદારોએ બહીષ્કાર પોકાર્યો હતો. એ કમીશનના નીમનારાઓના દીલની વાત એટલા જ ઉપરથી સમજી શકાશે કે, તેમાં "માલીક" વર્ગના પ્રતીનીધીઓનું ભરણું વીશેષ હતું, એટલે તેનું કમીશન, *કામદારોના કલ્યાણની* તો ભલામણો ક્યાંથી કરી શકે? પણ એ 'શ્રીમંત કમીશને' નીર્ધન કામદારોને જે દુર્દશામાં જીવન ગાળવું પડે છે, તેનું સાચું ચીત્ર પણ આપ્યું નથી. અમદાવાદના ગાંધીજીની રીતે માલીકો સાથે મળીને સમાધાની ભરી રીતે કામ કરવા સ્થપાયલા મજુર મહાજનનું મુખપત્ર 'મજુર સંદેશ' પણ લખે છે કે:

> "મજુરોની ચાલુ સ્થીતીનું વર્ણન કરવાનો રીપોર્ટમાં અધુરો પ્રયાસ થયો છે, પણ એ બાબતમાં પણ મજુરોની ખરી સ્થીતી પ્રજા આગળ મુકતાં કમીશનને ભય લાગતો હોય તેમ જણાય છે." ['મજુર સંદેશ': તા. ૪:૭:૩૧]

અને તેમ છતાં એવા અધુરા ચીત્રને જોઇને પણ બ્રીટનના કામદાર પક્ષના મુખપત્ર 'ડેઇલી હેરલ્ડ'ને લખવું પડયું છે કે:

"આ એવો રીપોર્ટ છે કે જે વાંચીને કોઇપણ અંગ્રેજને શરમની ઉંડી લાગણી થયા વીના ન જ રહે. કેમકે, આ બધું કંઇ બ્રીટીશ તંત્ર નીચે ટકી રહ્યું નથી: એ દુર્દશા તો બ્રીટીશ તંત્રમાં જ ફાલીફુલી છે."

મી. બી. શીવારાવ જેવા કામદાર પક્ષના વીનીત નેતા તો કહે છે કે, "મદ્રાસ ઇલાકાના કામદારોની દશાનો એક જ અઠવાડીઆ પુરતો અનુભવ લેતાં જ, વ્હીટલી કમીશનના એક અંગ્રેજ સભાસદે મારી સાથે વાત કરતાં કહ્યું કે: "તમે હજુ કોમ્યુનીસ્ટ કેમ બની ગયા નથી એની જ મને નવાઇ લાગે છે." ૧

આ કમીશનની મોળી મોળી છતાં જે થોડી ઘણી કેટલીક ઉપયોગી ભલામણો છે, તેનો સરકાર અમલ કરે તેમ છે નહીં એવી અમારી ખાત્રી, તેના મુખપત્રો સમાં એન્ગ્લો ઇન્ડીઅન પત્રોએ નાણાં બીડના નામે કરેલી દલીલો ઉપરથી થઇ છે. પણ ખરી રીતે તો હીંદની કે *બ્રીટનની સરકાર* હીંદી કામદારોનું હીત સાચવવા તત્પર જ નથી. તે તો કામદારો માટેના કાયદાનો ઇતીહાસ અને જીનીવામાં કામદારો માટે મોકલવામાં આવનારા પ્રતીનીધીઓ ઉપર થી જ પુરવાર થાય છે. ટ્રેઇડ યુનીયનના ધારા માટે ૧૯૨૧ થી હીંદી ધારાસભામાં પ્રયાસ થવા છતાં, ૧૯૨૬ સુધી ધારાપોથી ઉપર એ અધુરો તેમજ પાંગળો કાયદો ચડયો નહોતો, અને તેમ થવા પછી પ્રાંતીક સરકારો તેના માર્ગમાં હજી ભયંકર આડખીલીઓ નાખી રહી છે. ગરીબોના પ્રશ્નોમાં હાલનો કારભાર નીષ્ઠુરતાથી ચાલે છે અને તેમાં કશો ફેરફાર થાય એવી આશા કટ્ટર આશાવાદીઓને પણ નથી.૨ એટલે જ અમે કામદારોને આવી ભીખની ભલામણો તરફ જોવાને બદલે શીક્ષણ અને સંઘબળથી સ્વતંત્રતા મેળવવાના જ માર્ગે મક્કમતાથી મુસાફરી કરવાની આગ્રહભરી ભલામણો કરીએ છીએ. કેમકે સ્વતંત્ર હીંદમાં પણ જો કામદારો કેળવાયલા અને વ્યવસ્થીત સંઘશક્તીવાળા નહીં હોય તો, શ્રીમંતો, રાજાઓ અને જાગીરદારોની મઝીયારી વ્યવસ્થામાં તેમને કોઇ યાદ પણ કરવાનું નથી.

તા. ૨૫:૭:૩૧

---

૧ જુઓ: ન્યુ ઇંડીઆનો તા. ૨૩:૭:૩૧ નો અંક.

૨ જુઓ: મી. શીવારાવનો લેખ "ન્યુ ઇંડીઆ: તા. ૨૩:૭:૩૧ નો અંક.

# આપણા પ્રશ્નો

**આ**પણી સ્વાધીનતાના માર્ગમાં બે આડખીલીઓ છે: (૧) ઘરની અને (૨) બહારની. તેમાંથી આપણા પોતાની ભુલથી જે ઘરની આડખીલીઓ ટકી રહી છે, તેને ઉખેડી નાખવા માટેના પ્રશ્નો આ પાનાંમાં ચર્ચાશે. આ ચર્ચામાં ભાગ લેવા ગુજરાતને અમારું આમંત્રણ છે. **તંત્રી**

## 'પુસ્તકાલય' નો પક્ષપાત

શ્રી. તંત્રી

"નવયુગ"

'પુસ્તકાલય' માસીકના પક્ષપાત બદલે જે ચર્ચા આપના ગયા અંકમાં ઉપડી છે તે બાબત ઘણા એ ચર્ચાપત્રીભાઇની સાથે જ મળતા આવે છે. પ્રથમથી જ હું એ જાણું દુર્ભાગ્યથી છાપાની મનોદશા 'નવયુગ' પરત્વેની જોતો હતો; અને મને તુર્ત જ સમજાયું હતું કે, એનાથી 'નવયુગ' કે એની ભાવના ને વીચારણાને ન્યાય નહીં જ આપી શકાય. જાહેરપ્રજા કંઇ 'પુસ્તકાલય' ના કહેવા પ્રમાણે જ પોતાનો વાંચનક્રમ ગોઠવતી નથી.. એટલે 'નવયુગ' ને બાતલ કરવામાં 'પુસ્તકાલય' માત્ર આત્મવંચના કરે છે. એટલું જ. જેમ સુર્યપ્રકાશ સામે આંખો મીંચી નીશાપક્ષીઓ હંમેશાં કરતાં આવ્યાં છે તેમ. પણ ગમે તેટલા આપણા સીદ્ધાંતના–વીરોધી વીચારો હોય. પણ તેને ન્યાયપુર્વક ને સમજપુર્વક તપાસી પણ ન જવા તેટી અનુદારતા સર્વત્ર તો નથી જ.

મારો વ્યક્તીગત જ દાખલો આપું. 'નવયુગ'માં મેં લખવાની શરૂઆત કરી. ત્યારે મારો એક સામાન્ય લેખ પણ એ માસીકે 'વાંચવા લાયક' ગણ્યો હતો. (ત્યારે 'નવયુગ'ને તેમાં સ્થાન હતું). ત્યાર પછી મારું અમુક રીતે વ્યક્તીપુજાને સીદ્ધાંતપુજાનું વીરોધી માનસ પ્રગટ થયું. એટલે બીજા કેટલાક વીચારણા ને અભ્યાસપુર્વક લખાયેલા લેખોને પણ તેણે બાતલ કરી દીધા. મનુષ્ય કરતાં જડસીદ્ધાંતની મહત્તા વધુ માનનાર, અને સ્વતંત્ર વીચારણા કરતાં પારકાએ તારવેલા નીર્ણયો પર જીવનાર મનોદશામાંથી આથી સારું બીજું શું પરીણામ આવે?

હેતુ વીનાના તરજુમા, સુક્કાં ઉપદેશ વાક્યો ને સીધી એકની એક લીટી સર્વત્ર સરખી રીતે ઘુંટયા કરતી વાર્તાઓને આ મનુષ્યની સર્વ પ્રકારનો ઉલ્લાસવૃતીને સન્માનવાના યુગમાં પણ એ માસીક નીચે માથે ને બીડેલી આંખોએ વાંચવા લાયક ગણાવ્યે જાય છે. એ લખાણ જેમાંથી બ્હાર પડી શકે છે, તે યંત્રવ્યવસ્થા કેટલાં ય વર્ષ પહેલાંની જુની હોય તેમ લાગે છે. નથી નવું રૂધીર કે નથી ખુલ્લી આંખો. 'નવયુગ' વીરુદ્ધના આમ પક્ષપાતથીજ 'નવયુગ' ને વધુ મહત્તા મળે છે.

આપનો

બાવચંદ વડેરાના વંદન.

# ી–પતીની છાયા રૂપ જ રહે

'નવયુગ'ના તંત્રીશ્રી;—

બીનજવાબદાર સમાજ સુધારકો વારંવાર 'આગો, આગળ વધો,' 'પુરૂષો સામે બંડ કરતાં શીખો' 'પતી પરાયણતાની ભાવના ત્યાગો'ની ગર્જનાઓ કરે છેઃ અનેક પ્લેટફોર્મો પરથી ને અનેક છાપાઓમાં. તેમનાં ભાષણો ને લેખો આવા વીચારોથી દીપી ઉઠે છે. નીશાળો કે કોલેજોમાં શીખતી કુમારીકાઓને તે વીચારો આકર્ષે છે, તેમને તે ગમે છે ને તેઓ તે ગ્રહણ કરી અમલમાં મુકવા પ્રેરાય છે. જે સ્ત્રીઓના પતી સાદા, સરળ અને સમભાવી હોય અને જે જે સ્ત્રીઓ સ્વતંત્રતાથી—કે સ્વચ્છંદતાથી હરવા ફરવા ઇચ્છતી હોય તેઓ પણ આવા વીચારોનું સેવન કરે છે ને વખત આવ્યે તેનો અમલ કરવાની તક સાધી લે છે.

પરંતુ, સ્વતંત્રતામાં પણ એક જાતની ગંભીર જવાબદારી સમાયલી હોય છે તે તે નથી જાણતી અને સ્વતંત્રતાને નામે, જેમ સદીઓ સુધી પુરૂષ સ્ત્રી પર સત્તાનો દોર ચલાવતો તેમ હવે અનેક ઘરોમાં સ્ત્રીઓ પુરૂષો પર દોર ચલાવતી થઇ ગઇ છે એમ મેં નજરે નીહાળ્યું છે. જરી વાતમાં 'અમે તમારા ગુલામ નથી' એ કઠોર શબ્દો આ કોમલાંગી પોતાના પતીને કહી સંભળાવે છે અને કચરાવાને—રીબાવાને સર્જાયલા પતીને આ પત્ની સત્તાધારી છે એમ કમને માનવાની ફરજ પડે છે.

મને લાગે છે કે, આમાં પુરૂષ જાતીને અન્યાય થાય છે. સ્ત્રીઓ સ્વતંત્ર થાય એ ભાવના સારી છે, અનેક બ્હેનો એ ભાવના અણીશુદ્ધ સમજીને તેનો અમલ કરે છે ને સુખી દાંપત્યજીવન ગાળે છે. પરંતુ અધકચરાયલી, અધું ભણેલી ને તેથી ઉંછછળી થયલી બ્હેનો પરણ્યાં પછી પોતાના જીવનસાથી પ્રત્યે જે જાતનું વર્તન ચલાવે છે તે સ્ત્રીના નામને ને સ્વતંત્રતાની ભાવનાને લાંછન લગાડે છે.

શહેરોમાં જ આ સ્વતંત્રતાની ભાવનાની વાતો વધારે પડતી ચર્ચાય છે ને પુરૂં સમજ્યા વીના તેનો અમલ થાય છે. એટલે મધ્યમ વર્ગના જુવાન પતીઓની મુંઝવણનો પાર રહેતો નથી. આખા દીવસના ધંધા—નોકરીના અસહ્ય કામ પછી તે થાકીને લોથ થઇ ઘેર આવે, ત્યારે તેની પત્ની ઘરમાં હોતી નથીઃ 'દેશ સેવા' કરવાને કે 'ક્લબ'માં, સ્ત્રીમંડળની સભામાં કે માધવબાગના દર્શને તે ગઇ હોય છેઃ તે ઘરમાં હોય છે તો યે તે થાકેલા ધણીને પાણી પાવા તે સામી આવતી નથી; એ કામ ઘાટીનું છે એવો તેની સ્વતંત્રતાની ભાવનાનો અર્થ છે; તે પ્રેમભર્યા બોલે તેને સત્કારતી નથી કેમકે તે ચીરઃકાલ સુધી સ્વાગત સમીતીની પ્રમુખ નથી એમ માને છે અને પતીએ ઓફીસના સાહેબ કે શેઠના ટાણાં મેણાં ઓછાં સાંખ્યાં હોય તેમ, ને ગંભીર ચર્ચાઓ કરવાની બાકી રહી હોય તેમ, આવતાંની સાથે ધણી સાથે પોતે તેની ગુલામ નથી એ સીદ્ધાંત તેના મગજ પર ઠસાવવાનો કલાકો સુધી પ્રયાસ કરે છે. રાંધવું—ને સારૂં રાંધવું એ રસોઇયા જ કરી શકે—સુધરેલી આ નહી એવી તેની માન્યતા છે; અને બાળકોની સારવાર કરવા માટે આયાઓ કે નોકરડી જ સરજાઇ છે એવા તેના વીચાર છે. દર સાંજે તેણે બ્હાર જવું જ જોઇએ—પતી માંદો હોય તો તેને સારો કરવો ને તેની સારવાર કરવી એ

દાક્તરની મદદથી ધાટીએ ફરવાનું કામ છે એમ માને છેઃ સ્વતંત્રતાની ભાવના આમ મુળ માર્ગમાંથી વંચીત થઇ આડે માર્ગે વેણુ લે છે એવું હવે લાગે છે, ને તેથી શહેરોના કંઇક કુટુંબોમાં સંતાપ થતો હોય તો નવાઇ નહી.

આનો ઉપાય છેઃ ને તે એ કે પતી પરાયણ બનવાની મુળ આર્યભાવના દરેક સ્ત્રીએ સમજવાની જરૂર છે. જમાના પ્રમાણે તે ભાવનાના પાયાપર ઇમારત ભલે રચાય; પણ તે ભાવના છેક જ અવગણાય ને પશ્ચીમના સ્વચ્છંદી જીવનના અનુકરણમાં ફસાઇ પડાય તો આપણા ગૃહસંસારના અનેક સુંદર તત્વો વીનાશ પામશેઃ સ્ત્રી પતીની છાયા રૂપ છે ને રહેવી જોઇએ એ વીચાર આપણા સમાજમાં પુનઃ કેળવવાની જરૂર લાગે છે.

જયદેવ સી. મહેતા

તમેજ જાતે એક સરવૈઉં તૈયાર કરો. તેમાં જમા બાજુએ ઇશ્વરમાં શ્રદ્ધા રાખવાથી થતા લાભો લખો, અને ઉધાર બાજુએ ધર્મને નામે થતા કલહ, મારામારી, ખુન, વહેમોને મળતું ઉત્તેજન વગેરે લખો. અને નફા તોટાનો સાર તે ઉપરથી તારવી કાઢો.

...

નીર્ધનતા અને નીર્માલ્યતાને સદ્‌ગુણ મનાવવા એ ધર્મનું સ્વીકૃત ધ્યેય છે. એ ધ્યેય સ્વીકારનારાઓ જ કહે છે કે શ્રીમંતો માટે સ્વર્ગ સદન સદાય ખુલ્લાં હોય છે!

...

સંવાદી સામાજીક જીવનનો એકલો માર્ગ સહકારના સીદ્ધાંતોના સ્વીકારમાં રહેલો છે, તેનો પાયો આર્થીક માલીકી સહુ માટે સહીયારી બનાવી દેવી તે છે.

મુડીવાદીઓ જ્યારે પરદેશનાં બજારો હાથ કરવાની વાતો કરે છે, ત્યારે તેનો અર્થ માત્ર એ જ થાય છે કે, સ્વદેશનાં કામદારોએ બનાવેલો માલ તેમને વાપરવા દેવા ઉપર અંકુશ મુકવો.

...

જુના અને નવાની વચ્ચે સમાધાન કરવાના પ્રયાસ કરતાં લાગણી એક તરફ ખેંચાખેંચ કરે છે અને બુદ્ધી બીજી તરફ. એટલે કે બન્નેની વચ્ચે સમાધાન શક્ય જ નથી. જુનાની જગા તેથી નવાએ લેવીજ રહી.

...

જે સરકાર અત્યાચાર ગુજારે છે અને જે પ્રજા મુંગે મોઢે તે સ્વીકારી લે છે, તે બન્નેની વચ્ચે એક પ્રકારની શરમજનક એકતા છે. [વીક્ટરહ્યુગો.]

# દેશની ગરિબાઇ કેમ ફીટે?

: લેખક :
રસીકલાલ કે. શાહ

હજી તો હું રવીવારનાં વર્તમાનપત્રો ઉથલાવવાની તૈયારી કરતો હતો, ત્યાં તો વસંતલાલ મારે ત્યાં આવી પહોંચ્યા.

આજે એમના પગમાં કંઇક નવું જોમ હતું, મુખમંડળ ઉપર હાસ્યની અનેરી છટા ચમકી રહી હતી, એમના હૈયામાં પારાવાર જુસ્સો જણાતો હતો. અને એમના હાથમાં 'નવજીવન'નો તાજો અંક [તા. ૨૮:૬:૩૧] હતો.

"કેમ રસીકલાલ આજનું 'નવજીવન' વાંચ્યું?" બારણામાં પગ મુકતાં વેંતજ તેમણે કહ્યું.

"ના, હજી તો હમણાંજ છાપાં હાથમાં લઉં છું. આજે રવીવાર છે, એટલે ગુલામીમાંથી એક દીવસની છુટી છે, તેથી જરા શાંતીથી બધું કામ કરવાનું છે."

"આજે તો તમને હું બરાબર મહાત કરી શકીશ."

બાજુમાં પડેલી ખુરશી ખેંચીને તેની ઉપર આસન જમાવતાં વસંતલાલ બોલ્યા.

"કંઇ નવું હથીયાર લાવ્યું છે?"

"હા, હથીયાર તો એવું કે તમારી તમામ દલીલો એની પાસે હારી જાય."

"તો શું ખોટું? મારી ભુલ ભાગશે અને આંખ ઉઘાડશે તો હું જરૂર તેનો સ્વીકાર કરીશ."

"આજ તો તેમ કર્યા વીના તમારો છુટકો જ થવાનો નથી."

"એમાં છુટકાનું શું છે? જ્ઞાન જ્યાંથી મળે ત્યાંથી ગ્રહણ કરવું જોઇએ. હું તો હમેશાં ખુલ્લું મન રાખું છું. અને મારી ખાત્રી થાય કે અત્યાર સુધી હું માનતો હતો તેમાં ભુલ હતી, તો તુરત જ તે ભુલ સુધારું છું."

"જુઓ ત્યારે વાંચો આ "પાયમાલીની પહેલ" વાળો લેખ."

"તમે વાંચ્યો હોય તો કહોને એમાં શું છે?"

"શું છે? શું છે તે આપણી પાયમાલી અંગ્રેજ અમલમાં કેમ થઇ તે એમાં બતાવ્યું છે."

"પણ મેં એની કદી ના પાડીજ નથી."

"હીંદે હાથે કાંતેલું વણેલું કાપડ છોડ્યું તેથી હીંદની પાયમાલી થઇ એમ પણ એમાં બતાવેલું છે, અને તે પણ સર ટોમસ મનરો અને વીલ્સન જેવા અંગ્રેજ લેખકોના જ શબ્દોમાં."

"હશે."

"તો પછી તમે એમ કહી જ કેમ શકો છો કે, હીંદ હાથકંતામણ અને હાથ વણાટને રસ્તે વળશે, તો તેથી તે પોતાની ગુમાવેલી સ્વતંત્રતા પાછી મેળવી શકશે નહીં?"

"એ વીચાર તરંગ કે કલ્પના માત્ર નથી. પણ વર્તમાન વીશ્વનું રાજકારણ, અર્થશાસ્ત્ર, વૈજ્ઞાનીક શોધખોળોથી જુની મનોદશામાં તેમજ ઉત્પાદનની જુની સાધન સામગ્રીઓમાં થયેલાં યુગગત પરીવર્તન એ બધાના અભ્યાસ અને મનનને પરીણામે બંધાયલો મારો અભીપ્રાય છે."

"પણ અંગ્રેજોએ અન્યાયથી આપણા દેશને માથે પોતાનો માલ માર્યો છે. અને તેમ કરીને આપણી ઉપર તેમણે અન્યાયનું બળ વાપર્યું છે; એવું ખુદ વીલ્સન કહે છે."

"અને હું પણ કહું છું."

"તો પછી હાથ કંતામણ અને હાથવણાટનો વીરોધ કેમ કરો છો?"

"કેમકે તેથી અંગ્રેજોએ આપણી ઉપર એક સૈકા પહેલાં કરેલા અને હજી ય કરે જતા અન્યાયનો બદલો મળવાનો નથી. તે માટે તો એના વ્યાપારને ફટકો મારવાની જરૂર છે."

"અને તે ખાદીથીજ બની શકશે."

"એ તો બળદોથી ચલાવવામાં આવતો જુનો રથ હાલની મોટરને દોડવાની શરતમાં પાછળ પાડી દે તેવી વાત છે."

"પણ તમે શું ટોમસ મનરો કરતાં વધુ ડાહ્યા થઇ ગયા?"

"તેવો મારો દાવો નથી, તેમ એના કરતાં મારામાં ઓછી અક્કલ છે એવો તમારો મત પણ મને માન્ય નથી. છતાં એ તો કહો કે એ તમારો ટોમસ મનરો શું કહે છે?"

"તે કહે છે કે: "હીંદુસ્થાનમાં, તેના રહીશોને જોઇએ એવી લગભગ દરેક ચીજ યુરોપ કરતાં સસ્તી અને સારી બને છે. એ ચીજોમાં સુતર અને રેશમની તમામ બનાવટો, ચામડાં, કાગળ, પીત્તળ અને લોઢાંનાં ઘરના વાપરનાં વાસણો અને ખેતીનાં ઓજારો આવી જાય છે. એમનાં ઉનનાં જાડાં કપડાં ખરાબ છે, છતાં વધારે સસ્તાં હોવાને કારણે હમેશાં હરીફાઇમાં ટકી રહેશે."

'ટોમસનું કહેવું મને માન્ય છે. પણ કહો તો ખરા કે આ બધું ક્યારે બનતું હતું?"

"ઇ. સ. ૧૮૧૩ માં."

"એટલે યંત્રયુગની પહેલાં, આજથી બરાબર એકસો ને અઢાર વર્ષ અગાઉ! કેમ ખરૂં ને? તે વખતની સરખામણી આજે ૧૧૮ વર્ષ પછી, જ્યારે યંત્રયુગે દુનીઆભરમાં ઉત્પાદનનાં સાધનો અને રીતોમાં ક્રાંતી કરી નાંખી છે, દેશ દેશના સંબંધો બદલાઇ ગયા છે, મુસાફરીનાં વાહનોમાં અને સંદેશા વ્યવહારનાં સાધનોમાં પલટો થઇ ગયો છે, ત્યારે વાજબી રીતે કેમ કરી શકાય? વસંતલાલ એમ તો તમે આદીયુગ કે કહેવાતા સુવર્ણયુગની વાતો કરી શકો છો; પણ એવી દલીલોમાં તર્કની ભયંકર ખામી છે. છતાં ટોમસનાં વચનોમાં એક મહત્વનો સીદ્ધાંત છે તે તો કદી ફરવાનો નથી અને તે મને સ્વીકાર્ય છે."

"તે કયો?"

"યુરોપ કરતાં હીંદમાં હીંદીઓને જોઇતી દરેક ચીજ **સસ્તી** અને **સારી** બને છે તે. આજે પણ આપણે આપણને જોઇતી દરેક ચીજ **સસ્તી** અને **સારી** બનાવી શકીએ તો તેના સસ્તા અને સારાપણાને લીધે પરદેશી માલને આ દેશમાંથી હાંકી કાઢી શકીએ. એ તો અર્થશાસ્ત્રની સાદામાં સાદી વાત છે. જપાનનો દાખલો એને માટે આપણે સારૂ અનુકરણ કરવા જેવો છે. જર્મની અને અમેરીકાના વ્યાપાર ઉદ્યોગનો ઇતીહાસ પણ એ જ કહી રહ્યો છે."

"પણ આ રીકાર્ડસ કહે છે તે કેમ ભુલો છો?"

"શું?"

"કે હીંદી કારીગરોમાં તે વખતે ભારે કૌશલ્ય હતું."

"પણ એ બધી યંત્રયુગના પહેલાંની વાતો છે. હાથકારીગરી કદી પણ યંત્રોથી ઉત્પન્ન થતા માલની હરીફાઇમાં ટકી શકે જ નહીં. એથી માલ **સારો** ભલે થાય પણ **સસ્તો** તો ન જ બને."

"પણ આપણે સ્વદેશીનો આગ્રહ રાખી રહેણીમાં સાદાઇ દાખલ કરીએ."

"તો પણ હાથકામથી યંત્રકામને આપણે કદી પણ હટાવી શકીએ નહીં. વળી ૧૮૧૭ ની વાત કરતાં તે વખતની સોંઘવારી અને હીંદની સ્વતંત્રતા [અસમર્થ મુગલાઇને આપણું રાજ્યતંત્ર તરીકે સ્વીકારીએ તે અર્થમાં] ને પણ ભુલવા જોઇતાં નથી. તમે એ ખાસ મુદ્દાને ધ્યાન બહાર રાખો છો."

"હીંદ સ્વતંત્ર થાય એટલે સોંઘવારી તો આપોઆપ આવી જાય જ."

"એ આપની ભુલ છે. આજનું અર્થશાસ્ત્ર જુદું છે અને તે સમસ્ત વીશ્વની સાથે સંકળાયલું છે. સ્વતંત્રતા અને સોંઘવારી એ બન્ને સાથે ચાલનારી બાબતો નથી, એ વર્તમાન વીશ્વના સ્વતંત્ર દેશોના ઇતીહાસ કહી શકશે."

"પણ એ લોકો વીલાસી છે. આપણે તો સાદા બનવાની જરૂર છે."

"એ તો દલીલ જ અવળી છે. તેમજ તમે ધારો છો એવી સાદાઇ હીંદના તમામ લોકો સ્વીકારે કે પસંદ કરે તેમ છે જ નહીં; આજે જ જુઓને; રાષ્ટ્રની લડતમાં મુસાફરીઓ પાછળ, પેટ્રોલ પાછળ, તારનો સંદેશાવ્યવહાર પાછળ લાખો રૂપીઆ ખર્ચાઇ જાય છે. સુરતની મહાસભા સમીતીનો જ દાખલો લ્યોને? ખોટાં ખર્ચ ઓછાં કરવા એમાં અને જીવનમાં સાદાઇ દાખલ કરી પરદેશી વ્યાપારને હટાવવો તેમાં બહુ જ ફરક છે. વળી સાદાઇ સાદાઇની વાત કરનારઓ માત્ર થોડાંક શહેરવાસી શ્રીમંતોની અને જમીનદારો તેમજ રજવાડાઓની તરફ દ્રષ્ટી રાખીને વાત કરે છે. બાકી આ દેશના કરોડો માણસો એટલું સાદું જીવન ગાળે છે કે, જેની કાંઇ સીમા જ નથી. એટલે ખરી વાત તો એ છે, કે જીવન ભોગવવાનું ધોરણ વધારે ઉંચું બનાવીને, યંત્રોની મદદથી ઉત્પાદનનાં સાધનો વીપુલ બનાવી, તે દ્વારા હીંદવાસીઓની સરેરાશ આવકનું પ્રમાણ વધારવાની જરૂર છે."

"તમે એવી રીતે વાત કરો છો કે, તમારી દલીલો માનવી કે સ્વીકારવી નહી એવો નીશ્ચય કરીને આવ્યા હોઇએ, તો પણ તે સ્વીકારવી જ પડે એવી સ્થીતી ખડી થાય છે."

"એ કંઇ ચમત્કાર નથી, પણ બુદ્ધીગમ્ય રીતે વીચાર કરવાની વાત છે."

"પણ આ લેખમાં એક બીજો પણ મુદ્દો છે, અને તે તો તમે સ્વીકારો એવો જ છે."

"કયો?"

"શ્રમજીવીઓને થતો ઘોર અન્યાય અટકાવવાનો."

"તેમ થવાની જરૂર છે. પણ એ લેખમાં કયો માર્ગ બતાવ્યો છે?"

"ઉજળીયાત વર્ગ સ્વદેશીની દીક્ષા લે તે."

"એથી શ્રમજીવીઓને કઇ રીતે લાભ થવાનો?"

"કેમ એમને ઘણું કામ મળે."

"એટલે વીશેષ પ્રમાણમાં મહેનત કરીને રોટલો વધુ મહેનતાણું મેળવે એમ જ ને?"

"હા. શું તે બરાબર નથી?"

"ના. એનો અર્થ એમ થયો કે ઉજળીયાત વર્ગ તો હાલની માફક બધો નફો માલીકી હકને દાવે ખાનગી ખીસામાં સરકાવે જાય, અને મજુરો હાલના કરતાં બેવડી મજુરી કરીને વીશેષ કમાય. પણ એ તો માણસની શક્તી બહારનું કામ છે. હાથકામ કરનારને યંત્ર સાથે કામ કરનાર કરતાં શરીરશ્રમ ખુબ વેઠવો પડે છે, તે દશામાં માણસ ધારે તો પણ વીશેષ કામ ન કરી શકે."

"પણ બેકારી ઘટેને?"

"કેટલેક અંશે એ ખરું છે. પરંતુ રેંટીઆથી બેકારી ઘટવાની હોય તો પણ તેથી મળતું વળતર એટલું ઓછું હોય છે કે, શ્રમજીવી લોકોને થયેલો ઘોર અન્યાય તેથી દુર નજ થાય."

"ત્યારે કેવી રીતે તેમ થઇ શકે?"

"ઉત્પાદનનાં તમામ સાધનો રાષ્ટ્રની મત્તા બને, અને દરેક માણસની સુખ સગવડની જ્વાબદારી રાષ્ટ્ર પોતાને માથે લે."

"એ બનવું અશક્ય નહીં પણ મુશ્કેલ તો છેજ."

"છતાં તમે જે લેખ ઉપર મોહી પડયા છો, તેમાં કરેલી દલીલો વ્યવહારમાં મુકવી જેટલી મુશ્કેલ છે તેના કરતાં આમાં રહેલી મુશ્કેલી ઓછી છે. હમણાં લાખ્ખો મનુષ્યોના લશ્કરનાં કપડાં, ખોરાક વગેરે માટે જો રાજ્ય સગવડ કરી શકે છે, તો જનતાને માટે તેમ શું કામ થઇ શકે નહીં?"

"પણ શ્રીમંતો કે રજવાડા પોતાની માલીકી છોડવા તૈયાર કેમ થાય?"

"રાષ્ટ્રના હીત માટે તેમ કરવું પડે. તમને એ તો ખબર છે કે સામ્રાજ્યની પ્રતીષ્ઠા માટે તેમજ તેના હીત માટે હાલની સરકારે કેટલાએ રાજાઓનાં રાજ્ય પડાવી લીધાં છે, કેટલાએ માણસોની મીલ્કત જપ્ત કરી હતી, થોડા જ વખત ઉપર મહાસભાની મીલ્કતને જપ્ત કરી હતી. અને તેનો ઉપભોગ પોલીસ કરતી હતી એ તો તમે જાણો છોને?"

"હા."

"તે બધું સામ્રાજ્યના હીત માટે થયું હતું અને તે પણ કાયદેસર ગણાતું હતું, તો પછી સમસ્ત રાષ્ટ્રના હીત માટે થોડાક શ્રીમંત અને રાજાઓની મીલ્કતો ખરીદી લેવાય અને રાજાઓને અંગ્રેજો હાલ કેટલાક નવાબો અને મુગલાઇ શાહજાદાઓને પેન્શન આપે છે, તેના પેન્શન બાંધી આપવામાં આવે તેમાં શું ખોટું!"

"તમારી દલીલની સામે થઇ શકાય તેમ નથી. પણ એથી જેમણે વ્યાપાર ઉદ્યોગ ખીલવ્યા હોય તેમને અન્યાય નહીં થાય?"

"ખાસ નહીં. કેમકે રાષ્ટ્રના હીતમાં તેમનું પણ હીત રહેલું છે. એ ભાવના પછી તો એમનામાં પણ ખીલશે જ પણ તમે 'ખાસ હક કોણ ભોગવે છે!' વાળી લેખમાળા 'પંગઇડીયા' માં વાંચી છે?"

"હા."

"તે ઉપરથી તમે જોઇએ તેટલો બોધ લઇ શકો છો. બ્રીટીશ મુડીવાળાઓએ હીંદમાં 'સુસાભક્ત' બનવા કેવાં કેવાં કામો કર્યાં છે અને સરકારી તંત્રે તેને કેવાં ન્યાયી માન્યાં છે એ તો જાણો છો જ ને?"

"કેમ નહીં?"

"એ બધું જો હીંદી રાજાઓએ, જમીનદારોએ, ઉદ્યોગપતીઓએ, વ્યાપારીઓએ અને ધનપતીઓએ બીજા દેશના કલ્યાણ માટે વેઠી લીધું છે, તો પછી માતૃભુમીના અને તેમના પોતાના તેમ જ એમના ભાવી વારસોના કલ્યાણ માટે તેઓ થોડું ઘણું સહન કરવું પડે તો તેમ કરવા તૈયાર રહેશે જ. આ દેશમાંથી તેમણે ખુબ લાભ મેળવી આજ સુધી કરોડો ગરીબોને ભોગે અમન-ચમન ઉડાવ્યાં છે, તો હવે એ કરોડો સાથે તેઓ પોતાના ભાવીને જોડી એમના સુખદુઃખમાં ભાગીદાર બને એમાં અન્યાય જેવું કશું જ નથી."

"હવે મારાથી તમારી વાત દીવા જેવી સમજાઇ."

"વારૂ ત્યારે હવે મને છાપાં વાંચવાની છુટ છે?"

"ખેલારાક વાંચો." કહીને ન છુટકે ભાઇ વસંતલાલ ઉઠીને પોતાને ઘેર ગયા અને હું તે દીવસનાં વર્તમાનપત્રો ઉથલવવા લાગ્યો.

નવયુગનો
# નારી વિભાગ



શ્રી. કમળા નહેરૂ

[જે હિંદની સેવામાં પોતાના જીવનસથી જવાહરલાલની સાથે સહાય રહે છે.]

# હિંદનો પાંચસોમો મજલો !



સીમલાનો વાઇસરોયનો મહેલ

[ જ્યાં ગાંધીજીએ લોર્ડ વીલીંગ્ડન સાથે સંધીભંગ સંબંધમાં ચર્ચા ચલાવી ]



સીમલાના ગૌરાંગોનો લત્તો

[ જ્યાં ગાંધીજી મોટર ફેરવી ન શકે એવી દુહાઇ સામ્રાજ્યના શાગીર્દોએ ફેરવી છે. ]

# નારીવિભાગની નોંધો: તંત્રીસ્થાનેથી—

## સ્ત્રીઓ અને મતાધીકાર

સત્યાગ્રહની ચળવળ પછી સ્ત્રીઓ રાજકારણમાં ભાગ લેતી થઇ એટલે તેમને પુરૂષોના જેટલા જ હકકો મળવા જોઇએ એ વાત નીર્વીવાદ છે; પણ બીજા બધા હકકોનો આધાર મતાધીકાર પર હોવાથી સ્ત્રીઓએ પ્રથમ તે સંપાદન કરવાની કોશેશ કરવી જોઇએ. જો તેમને પુરૂષોના જેવો જ મતાધીકાર મળે તો તેઓ ટુંક સમયમાં જ તેમના પ્રત્યેના સામાજીક અને રાજકીય અન્યાયો દુર કરી શકે. વીલાયતમાં સ્ત્રીઓ સમજતી હતી કે જ્યાં સુધી કાયદા ઘડવામાં તેમનો હાથ નહી હોય, ત્યાં સુધી એકતરફી કાયદા થવાના, અને આ કારણને અંગે જ તેઓએ મતાધીકારની લડતથી શરૂઆત કરી. પ્રતીકુળ સંજોગોને લઇને તેમનો દેશ સુધરેલ દેશોમાં ગણાતો હોવા છતાં, સ્ત્રીઓને ભારે ઝુંબેશ ઉઠાવવી પડી એટલું જ નહી પણ ઘણું સહન કરવું પડ્યું. જો ત્યાંની સ્ત્રીઓના સુભાગ્યે લડાઇ શરૂ ન થઇ હોત અને સ્ત્રીઓએ તેમની શકતીનો દોર ન બતાવ્યો હોત, તો કેટલાં વરસો સધી તેમને એ દશામાં રાખવામાં આવ્યાં હોત તે કહી શકાય નહી. હીંદુસ્તાનની સ્ત્રીઓ માટે હવે ભવીષ્ય ઉજ્જળું છે, તેઓએ પોતાની લાયકાત છેલ્લા વીગ્રહ વખતે પુરવાર કરી છે, એટલે આ હક્ક માટે તેમને લડવાનું હવે રહેતું નથી.

આ હક્ક મેળવવામાં અનેક જાતની મુશ્કેલીઓ સમાએલી છે. જો પુખ્ત ઉમરનાં પુરૂષ અને સ્ત્રીને મત આપવાનો હક્ક મળે, તો પછી વાંધા જેવું કંઇ રહે જ નહી. પણ જો તે ન મળે તો સ્ત્રીને કઇ રીતે પુરૂષના જેવો હક્ક આપવો એ એક વીચારવા જેવી વાત છે. ભાડુત તરીકે, શીક્ષીત વ્યકતી તરીકે યા મીલ્કતના માલીક તરીકે મત આપવાને સ્ત્રી અશકત છે. વારસાહક્કને અભાવે મીલકતની માલીક સ્ત્રી ભાગ્યે જ થઇ શકે છે. સ્ત્રી કેળવણી તો બે ટકા છે અને ભાડું ભરનારા પુરૂષો જ હોય છે; એટલે એ ધોરણે પુરૂષની બરોબરી ન થઇ શકે. જે પુરૂષ રૂ.૧૦) ભાડું ભરી મતદાર થઇ શકે છે તેની પત્નીને પણ મત આપવાનો હક્ક મળવો જોઇએ. પણ આ સુચનાથી સ્વાર્થી માણસો ભડકી ઉઠે છે કે આવી રીતે સ્ત્રીને મતદાર બનાવવાથી એક ઘરમાં બે મતદારો થશે. શું આ પ્રજામતવાદના વખતમાં એ લોકો સંકુચીત મતાધીકાર રાખી સમાજના એક અંગને નાલાયક ગણવા માગે છે? દશ રૂપીઆમાં બે મતદારો થઇ શકતા હોય તો તેમાં ખોટું શું? પોતાની લાયકાતમાં તેમને ભરોસો હોય તો તેઓ સ્ત્રીઓને આવો હડહડતો અન્યાય કરી શકે નહી. સ્ત્રીઓ ધારે તો તેમને માટે મ્યુનીસીપાલીટીમાં અને ધારાસભાઓમાં જગા 'રીઝર્વ' કરાવી શકે, પણ સમાન હકકોની માગણી કરનારને કોઇની મહેર-

બાનીની જરૂર નથી. આવી સ્થીતીમાં સ્ત્રીઓ મુકાઇ છે છતાં જો પુરૂષો તેમને પોતાના જેવો જ હક્ક આપતાં અચકાતા હોય તો તેમણે શરમાવું જોઇએ.

જો ગોળમેજી પરીષદમાં ફતેહ મળશે તો કોંગ્રેસ પુખ્ત ઉમરનાં સ્ત્રી અને પુરૂષ બન્નેને માટે મતાધીકારની માંગણી કરશે, પણ દુર્ભાગ્યે જો તેમ ન થાય તો સ્ત્રીઓનું સ્થાન કયાં? તો તો પછી એક જ ઉપાય છે અને તે એ કે સ્ત્રીઓ માટે જુદું મતદાર મંડળ (Constituency) ઉભું કરવું. જેમ ધારાસભાને માટે ભાગલા પાડી નાખવામાં આવે છે, તેમ અમુક ભાગ સ્ત્રીઓ માટે રાખવો. તેમાં દરેક પુખ્ત ઉમરની સ્ત્રીને મત આપવાનો હક્ક મળવો જોઇએ. આવી જાતની તદન જુદી ચુંટણી થવાથી કોઇ પણ સ્ત્રી મત આપવા આવતાં અચકાશે નહી, તેમ જ પુરૂષોએ માની લીધેલા તેમના આ જન્મસીદ્ધ હક્ક પર સ્ત્રીઓ તરાપ મારશે એ ભય પણ તેમને રહેશે નહી. બીજી કોઇ રીતે પુરૂષો સ્ત્રીઓને સગવડતા કરી આપશે એ આશા અમને તો ઝાંઝવાનાં જળ જેવી લાગે છે. સ્ત્રીઓને મતાધીકાર બહુ ઓછા પ્રમાણમાં હોવાથી અત્યાર સુધીમાં કોઇક જ જગ્યાએ સ્ત્રીઓ ધારાસભામાં કે સ્થાનીક મંડળોમાં [લોકલ બોર્ડસ]માં જઇ શકી છે. જો કોંગ્રેસ પુખ્ત ઉમરનાં સ્ત્રી પુરૂષને મતાધીકાર આપવામાં ફત્તેહમંદ ન નીવડે તો સ્ત્રીઓએ ઉપર જણાવેલા ધોરણસર ઝુંબેશ ઉઠાવવી રહી, એ વાત સ્ત્રીશક્તી માટે કામ કરી રહેલાં બહેનોએ સમજી લેવાની જરૂર છે.

## વીધવાઓ સાથે જ લગ્નથી જોડાવ

તા. ૧૬ મીનાં યંગ ઇન્ડીઆમાં મહાત્મા ગાંધીએ એવી સુચના કરી છે કે, દરેક યુવાને વીધવા સાથે જ લગ્ન કરવાં જોઇએ. એ સુચના હીંદુ સમાજ માટે બહુ આવકારદાયક છે. વીધવાઓના શાપથી કલંકીત થએલા હીંદુ સમાજની કાળી ટીલી દુર કરવાને શક્તીમાન ગણીએ તો તે ફક્ત યુવક આલમ જ છે. જ્યાં સુધી યુવાનો સમાજના એક તરફી બંધારણ સામે બંડ નહીં ઉઠાવે ત્યાં સુધી તેના પરીવર્તનની આશા નકામી છે. પુનર્લગ્નની બાબત એવી છે કે તેમાં પુરૂષોના સહકાર વીના સ્ત્રીઓ કંઇ કરી શકે નહીં. સ્ત્રીઓ જો પુનર્લગ્ન કરવાને તૈયાર થાય તો અઢારમી સદીના સમાજના ખેરખાંઓ તેમને તેમ કરવાને છુટ આપે નહી, એટલું જ નહીં પણ જે પુરૂષો એટલું સાહસ વ્હોરવાનો પ્રયત્ન કરે તેમને દરેક જાતની ધમકી આપી બેસાડી દેવામાં આવે છે. સમાજના શેઠીઆઓનો કોપ વ્હોરી લેવાનું કેટલા પુરૂષોએ મનોબળ ખીલવ્યું છે કે તેઓ કોઇ પણ ભોગે તેઓ તેમ કરવાને તૈયાર થાય? હીંદુઓની મનોવૃત્તી એટલી બધી ગુલામી મય થઇ ગઇ છે કે તેઓ વડીલોની સામે થવાની હીંમત કરી શકતા નથી. પણ ગાંધીજીએ એક વખતે ઉગતા જુવાનીઆઓને જે બોધ પાઠ શીખવ્યો હતો કે "પુખ્ત ઉમરે પહોંચ્યા પછી તમારા અંતઃકરણના અવાજને ઓળખતાં શીખો; જો અમુક બાબતમાં તમને લાગે કે તમારા વડીલો ખોટા છે તો તેમની સામે થવામાં તમે જરા પણ પાછી પાની કરતાં નહી." તે શીખામણને જીવનમાં ઉતાર્યા વીના હવે યુવક વર્ગને છુટકો નથી, કારણ કે આખી દુનીઆની પ્રગતી માટે બેદરકારીની ભાવના સેવનાર હીંદુ વડીલો પર જુના વીચારનાં સીલ પડી ચુકયાં છે તે સ્હેલાઇથી કેમ જાય? હીંદુસમાજમાં બાળવીધવાનું પ્રમાણ કેટલું

મોટું છે તે કોઇથી અજાણ્યું નથી. આમાંની કેટલીએ વીધવાનાં કીંમતી જીવનો સમાજના ત્રાસને લીધે રોળાઇ જતાં હશે? નથી તેમને પુનર્લગ્ન કરવાની છુટ કે નથી તેમને ઉચ્ચ ભાવના સેવવાનો અવકાશ. તેમને એક નજીવી અને નીર્જીવ વસ્તુ માની તેમની આશાઓને છુંદી નાંખવામાં આવે છે. તેમના પર એટલા બધા સીતમો ગુજારવામાં આવે છે કે જેથી તેમને પોતાની જીંદગી પર અભાવ ઉત્પન્ન થાય છે. શું હીંદુસ્થાનીઓ જેવી એક પરતંત્ર પ્રજાની લાખો બહેનોને પોતાના જીવનને નીરસ ગણી વેડરી નાખવા દેવાશે? દેશની આટલી બધી શક્તીનો શું વ્યય થવા દેવાશે? યુવાનો કે જેમના પર દેશની સ્વતંત્રતા અવલંબે છે તેમને અમારી વીનંતી છે કે, ગાંધીજીની સુચનાનો બનતી ત્વરાથી અમલ કરો. વીધવાઓને પરણી તમે જે સામાજીક ક્રાંતી કરશો તો તેથી દેશને પણ ફાયદો કરી શકશો. સ્ત્રીઓને પછાત અને પરાધીન રાખવાનો પુરૂષો પર જે આક્ષેપ છે તે પણ તમે તેથી દુર કરી શકશો. વીધવાઓ સાથે લગ્ન કરવાથી કદાચ તમારે તમારા થોડા ઘણા આદર્શોનો ભોગ શરૂઆતમાં આપવો પડશે, પણ દેશને ખાતર અને સમાજને બીજા દેશની બરોબરીએ લાવવા માટે થોડો આત્મભોગ આપવો પડે તેમાં શું? મોટે ભાગે વીધવાઓ અશીક્ષીત છે, એટલે તેમની સાથે જીવન જોડવાનું તમને ન ગમે એ સ્વાભાવીક છે, પરંતુ કુમારીકાઓને પણ ક્યાં મોટા પ્રમાણમાં શીક્ષણ આપવામાં આવે છે? ચાર, પાંચ ચોપડી શીખે એટલે માબાપ તેમને સ્કુલમાંથી ઉઠાડી ઘરની સ્કુલમાં બેસાડે છે! આટલું શીક્ષણ તો તમે વીધવાઓને લગ્ન પછી પણ આપી શકો છો. આ બધી મુશ્કેલીઓ થોડા વખતને માટે જ છે. જો પુનર્લગ્ન પ્રચલીત થશે તો વીધવાઓની કેળવણીમાં જે વીક્ષેપ નાખવામાં આવે છે તે પોતાની મેળે બંધ થશે. વીધવા દુરાચારી થશે એ બીકે તેમના પર જે અંકુશ મુકવામાં આવે છે તે પણ પછી દુર થશે. આશા છે કે યુવકો સમાજ સામે બંડ ઉઠાવી કોઇ પણ જાતની દરકાર કર્યા વગર પુનર્લગ્ન કરવાનો સુધારો દાખલ કરશે. યુવકો ગ્નાતી ભેદભાવથી રહીત હોવા જોઇએ એટલે ગમે તે ગ્નાતીની વીધવા સાથે લગ્ન કરતાં તેમને જરા પણ ક્ષોભ ન થવો જોઇએ. વીધવા પરણવાને તૈયાર હોય પણ કોઇ યુવકની હીંમત તેમ કરવાને ચાલતી નથી, એવી જે ફરીયાદો અવાર નવાર આવે છે તે જો હજી ચાલુ રહેશે તો યુવકોને શરમાવા જેવું થશે. અમે તો એમ પણ ઇચ્છીએ છીએ કે યુવાનો હીંદુ છોકરીઓને જ પરણવાને બદલે સુશીક્ષીત અસ્પૃશ્ય છોકરીઓને પણ પરણી સુધારાના પગલા માંડે.



પુરૂષો સ્ત્રીઓને સ્વપ્નવાદી ભલે કહે, ખરી વાત એ છે કે સ્ત્રીઓ કર્મવાદી જ છે અને હતી, ઉલટા પુરૂષો જ સ્વપ્નદષ્ટા રહ્યા છે.

શીક્ષણ કરતાં ધર્મ વધુ ઉંચો છે એમ કહેવું તે નરી છેતરપીંડી છે. અને ધર્મને નામે શીક્ષણ ઉપર અંકુશ મુકવો તે તો નરી નીર્દયતા અને જંગલીપણું છે.

# બ્હેનો! ઉઠો, જાગો, બંડ કરો!


: લેખિકા :

શ્રી ઉર્મિલા બી. મહેતા

બી.એ.


**રા**જકારણી ગુલામી સામે હીંદી પ્રજાએ મોટો બળવો જગાવ્યો તેમાં સ્ત્રી શક્તીએ ભાગ લીધો, તેજ રીતે સ્ત્રી શક્તી ઉપર ગુજરી રહેલા સામાજીક અત્યાચારો સામે બંડ ઉઠાવવા ગુજરાતનાં આ મુંગાં બંડખોર બહેન ગુર્જરરાષ્ટ્રની સ્ત્રીશક્તીને પ્રેરણા આપે છે.

**છેલ્લી** સત્યાગ્રહની લડતમાં સ્ત્રીઓએ ઘણો મહત્વનો ભાગ ભજવ્યો છે તે માટે એ લોકોની પ્રશંસા પણ ઘણી કરવામાં આવી છે. લડતની શરૂઆતમાં ગાંધીજી દાંડી પહોંચ્યા તે દરમીયાન ગાંધીજીએ બેનોને હાકલ કરી ને લડત અગેનું પરદેશી વસ્ત્રો, દારૂ તાડીના બહીષ્કારનું મહત્વનું કામ તે લોકોને સોંપ્યું. ને બેનો જ તે કામ એટલે કે પરદેશી વસ્ત્રોની તથા દારૂ તાડીની દુકાન ને પીઠાં પર ચોકી કરવાનું કામ કરવાને લાયક છે એમ કહી બેનોમાં નવચેતન રેડ્યું. ને બેનોને લડતમાં ભાગ લેવા પ્રેરી. તે વખતે કોઈને સ્વપ્ને પણ ખ્યાલ ન હોતો કે સ્ત્રીઓ આટલો મહત્વનો ભાગ ભજવશે. બેનોએ મુંબઈમાં તેમજ બીજે પણ ઘણી મુશ્કેલીઓ વચ્ચે પણ દુકાનો ને પીઠાં પર ચોકી કરી પડદાની બ્હાર ને ઘરની બ્હાર ન નીકળેલી બેનો પણ બ્હાર નીકળી. જે બેનો પોતાના ઘરનું કામ કરીને થાકી હોય તે થાક સામે ન જોતાં બપોરના ફાજલ વખતે પીકેટીંગ કરવા બ્હાર પડી, શીક્ષીત બેનો એ કામ કરવા બ્હાર પડી તેમાં તો કંઈ નવાઈ જ નહોતી, પણ જે બેનો લગભગ નીરક્ષર કહેવાય તે બેનો પણ આ વખતે પોતાની ફરજ સમજીને બ્હાર પડી. આટલું જ નહીં પણ બેનોએ કારાવાસ પણ ઉમંગથી વધાવ્યા. ઉલટું કારાવાસમાં જવા માટે હરીફાઈ



શ્રી. ઉર્મિલા મહેતા

રૂતી હોય એમ તે વખતે તો લાગતું. પણ આ લડત હાલમાં બંધ થઇ. આપણું પીકેટીંગનું કામ તો હજી પણ બેનોને માથે જ છે તે તો કરવાનું જ, ને બેનો તે કરશે જ; પણ આ લડતની બીજી શી અસર આપણા પર થઇ છે તે જોઇએ.

બેનોનું બ્હાર પડવું એ એક મહત્વનું સુચીન્હ છે. જે બેનો કોઇ પણ દીવસ ઘરની બ્હાર નીકળી નહોતી તે હવે એક વખત નીકળી તે હવે કંઇ ઘરના સંકુચીત વાતાવરણમાં પાછી ભરાઇ રહેવાની નથી, તે એ એક આ લડતનો આપણને મોટામાં મોટો ફાયદો થયો છે. આ રીતે જોતાં જે સામાજીક સુધારાનું વાતાવરણ હજીએ દસ વરસમાં ન લાવી શકાત તે આ લડતથી લાવી શક્યા છીએ એમ મારું તો માનવું છે.

કોઇ પણ દેશમાં કોઇ પણ ઠેકાણે સામાજીક ક્રાન્તી સ્ત્રીઓ માથું ન ઉંચકે ત્યાં સુધી અશક્ય જ છે. બેનોએ આ બાબતમાં પોતાને માથે રહેલી જવાબદારી સમજવાની જરૂર છે. જે બેનો જાગી હોય તેમણે પોતાની આસપાસની બધી બેનોને જગાડવા સતત પ્રયત્ન કરવા જ જોઇએ. અંગ્રેજ સરકારની સામે સમસ્ત હીંદની પ્રજાએ અહીંસાત્મક બળવો ઉઠાવ્યો હતો તેનું કારણ શું? કારણ કે સ્વાર્થી અંગ્રેજી રાજ્ય ગરીબ હીંદી પ્રજાને કચડી નાંખે છે. ત્યારે બેનો હું તમને પુછું કે આપણા સમાજમાં સ્ત્રીઓની શી સ્થીતી છે? તો બેનો, જાગો ને જેમ સમસ્ત હીંદની પ્રજાએ જુલમી અંગ્રેજી રાજ્ય સામે બળવો ઉઠાવ્યો હતો તેમ સ્ત્રીઓ પર વરસી રહેલા સામાજીક જુલ્મો સામે બળવો ઉઠાવો. બેનોએ સ્ત્રીઓ પરનો એક પણ સામાજીક જુલમ શા માટે સહન કરી લેવો જોઇએ? "ધીમે ધીમે સુધારો થશે" એ વાક્યમાંથી મારી તો શ્રદ્ધા ઉડી જ ગઇ છે. ભીખ માંગ્યાથી પણ કંઇ વળવાનું નથી. આપણે હવે તો પુરવાર કરી આપ્યું છે કે સ્ત્રીઓ અબળા નથી પણ શક્તીસ્વરૂપ સ્ત્રીઓ છે. તો આ આપણી શક્તી આપણા દેશમાં રહેલાં અનેક દુષણો-જેવાં કે જ્ઞાતી-



દારૂનીષેધ માટે પ્રાર્થતી સ્વયંસેવીકા

સંસ્થા, અસ્પૃશ્યતા, બાળલગ્ન, વીધવાની સ્થીતી વગેરે દુર કરવામાં વાપરવાની છે. આ પ્રશ્નો જો બેનો પોતાના હાથમાં લે તો તેનો નીકાલ તરત જ આવી જાય. આવા સુધારા માટે લોકોનું દ્દષ્ટીબીંદુ જ બદલાવવાની જરૂર છે તે ખરૂં છે તો તે કામ સ્ત્રીઓ વગર કોણ કરી શકે? અસ્પૃશ્યતા આપણામાં આટલી જડમુળ ઘાલી બેઠી છે કારણ કે સ્ત્રીઓ તેને વળગી રહી છે. તે જ પ્રમાણે જ્ઞાતીસંસ્થાની સામે બેનો જ જો બંડ ઉઠાવે તો તે ટકી જ કેવી રીતે રહે? પોતાના જ છોકરા છોકરી જ્ઞાતી બ્હાર પરણવા તૈયાર થાય તો બેનોએ પોતે જ ઉત્તેજન આપવું એમ તેઓ નીશ્ચય જ કરે તો જ્ઞાતી-સંસ્થા અસ્તીત્વમાં રહી જ કેવી રીતે શકે? ઉપરના બંને સવાલની માફક બાળલગ્નના સવાલનો પણ બેનો જ અંત લાવે. દરેક બાળક એક વ્યક્તી છે. તે બાળક અણસમજુ હોય ત્યારે ઝોંસરીમાં જોડી તેને માથે જવાબદારી નાખવાનો માબાપને કંઇ પણ હક્ક નથી જ. લગ્ન એ દરેક વ્યક્તીનો વ્યક્તીગત સવાલ છે. માટે લગ્ન કરવું કે ન કરવું, ને કરવું તો કોની સાથે તે દરેક વ્યક્તીના પોતાના જ પર આધાર રહેવો જોઇએ, કારણ કે તેમાં વ્યક્તીના જીવનભરના સુખદુઃખનો આધાર રહે છે. તો કોઇ પણ બીજું માણસ તે ભલેને મા કે બાપ હોય, પણ પોતાના બાળકને તેની અણસમજમાં કે તે માબાપની વીરૂધ્ધ થઇ નથી શકતો તેનો લાભ લઇ પરણાવી જ કેમ શકે? આ વાત સ્ત્રીઓએ ખાસ સમજવાની જરૂર છે. ને તે સમજીને અમલમાં મુકવાની છે. આ સાથે છુટાછેડાનો સવાલ આવી જાય છે. લગ્ન કરવું એ જેમ વ્યક્તીગત સવાલ છે, તેમ ધારો કે લગ્ન તો કર્યાં પણ પછી સાથે રહેવું કે નહી તે પણ વ્યક્તીગત સવાલ છે જ. બેમાંથી એક વ્યભીચારી કે રોગી હોય કે એવું કંઇ કારણ હોય, તો બંનેને છુટાછેડા મેળવવાનો હક્ક હોવો જ જોઇએ.

વીધવાઓની સ્થીતી સામે તો બંડ જ ઉઠાવવું પડશે. વીધવા તે કંઇ કોઇ પણ બીજા મનુષ્ય કરતાં જુદી જાતનું પ્રાણી નથી. સ્ત્રી અને પુરૂષ બંને લગ્ન કરે તો તે જોડામાંથી પત્ની મરી જતાં જો પતીને કોઇ પણ જાતના ત્યાગની જરૂર ન હોય, તો પતી મરી જતાં સ્ત્રીઓને શા માટે? કોઇ પણ જાતનો ફરજીયાત ત્યાગ એ તદ્દન ખોટી વસ્તુ છે. એ તો આપણે બધા જ જાણીએ છીએ. માટે ત્યાગ મરજીયાત હોવો જોઇએ ને દરેક બાબતમાં પુરૂષ માફક સ્ત્રીનું પણ વ્યક્તીત્વ સચવાવું જ જોઇએ.

આ ઉપરાંત બીજો એક મહત્વનો સવાલ પણ સ્ત્રીઓએ હાથમાં લેવાની જરૂર છે ને તે તો સામાજીક ને આર્થીક બંને સ્થીતીને લાગુ પડે છે. ને તે દીદમાં વધતી જતી વસ્તીનો છે. જે રીતે આપણા દેશમાં વસ્તી વધતી જાય છે તે પ્રમાણ જોતાં આગળ જતાં આપણને કેટલું સુખ મળી શકશે તે તો અર્થશાસ્ત્રી જ કહી શકશે, આ પ્રશ્નનો ઉકેલ સ્ત્રીઓ સીવાય કોણ કરી શકે? સ્ત્રીઓ તે છોકરાંઓને જન્મ આપનાર "મશીન" નથી. બાળકોને જન્મ આપ્યો એટલે સ્ત્રીઓનું કર્તવ્ય પુરૂં નથી થઇ જતું. દરેક સ્ત્રીને પોતાની તંદુરસ્તી અને આર્થીક સ્થીતીના ગજા ઉપરાંત બાળક ન જ થવાં જોઇએ. આ જમાનામાં બાળક થવાં કે ન થવાં તે ઇશ્વરના હાથમાં છે તે ભુલી જવાનું છે. માટે દરેક સ્ત્રીએ બધી જાતની છેલ્લામાં છેલ્લી શોધોથી માહીતગાર રહેવાની ખાસ જરૂર છે.

હીંદુ કાયદામાં સ્ત્રીઓની સ્થીતી સુધા-રવા સતત પ્રયત્ન કરવા જ જોઇએ. અમુક

અમુક ઠેકાણે અમુક અમુક હક્ક મળ્યાથી સંતોષ માનવાનો નથી. મનુ મહારાજના જમાનાનો કાયદો આ જમાનામાં કેવી રીતે ચાલી શકે? ને આટલા બધા વખત સ્ત્રીઓએ માથું ઉંચક્યા વગર કેમ ચલાવ્યું તે જ નવાઇ લાગે છે. એક વખત દબાયા એટલે તો વધારે જ દબાવેને! કાયદાઓ સમાજનાં સુખ ને શાન્તી માટે હોય છે, નહીં કે સમાજના એક ભાગને બીજા પર રાજ્ય કરવા દેવા. પીતાની મીલકતમાં દરેક પુત્રીને પ્રમાણસર હક્ક ને પતીની મીલકતમાં પત્નીને સંપુર્ણ હક્ક ન મળે ત્યાં સુધી સંતોષ માનવાનો નથી. સ્ત્રીને કાયદામાં પુરૂષ જેટલો સામાન જ હક્ક મળવો જોઇએ.

છેવટમાં એટલું જ લખવાનું કે બેનો ઉઠો, જાગો ને બંડ કરો, તમારી શક્તીનો ઉપયોગ એમાં કરો, મહાત્માજીએ સોંપેલું ચોકીનું કામ બેનોએ જ કરવાનું. વીદેશી વસ્ત્રોનો બહીષ્કાર તો સ્ત્રીઓને જ હાથે થશે. પણ જ્યારે સ્ત્રીઓ પોતાની શક્તી સાથે સાથે હીંદના આ બધા ગુઢ પ્રશ્નનો ઉકેલ કરવામાં પણ વાપરશે ત્યારે હીંદમાં તમામ રંક ને તવંગર સ્ત્રી તેમ જ પુરૂષ સર્વને સુખશાન્તી આપે એવું સ્વરાજ આપણને મળશે.



# અપચાના રોગીઓને

કબજીઆતને લગતા રોગીઓનું માથું હમેશાં દુઃખે છે, જીભ સાફ રહેતી નથી, ભુખ ઘટતી જાય છે, આંતરડાંમાંથી મળ બરાબર સ્વચ્છ થતો નથી, ચામડી પીળચટી થતી જાય છે, ઘણી વખત જમણી બાજુએ દુઃખ થાય છે. એ રોગ બીજા અનેક રોગોનું મુળ છે.

એ રોગમાંથી છુટી જવાની થોડીક સાદી રીતો આ છે.

૧. **અપવાસ:** થોડાક દીવસ અન્ન ત્યાગ કરીને અપવાસ કરવા. અપવાસના દીવસોમાં માત્ર પાણી જ લેવું કે ફળનો રસ લેવો. પાણી સાથે દ્રાક્ષનો રસ અને મોસંબીનો રસ લેવો તે ઠીક છે. આ અપવાસ આઠેક દીવસ સુધી કરવા જોઇએ.

૨. **હલકો ખોરાક:** અપવાસ પછી હલકો ખોરાક લેવાની શરૂઆત કરવી. તેમાં શરૂઆતમાં રસવાળાં ફળ, તેમજ બાફેલાં શાક ભાજી લેવાં, અને બીજો થોડોક હલકો ખોરાક શરૂ કરવો. ધીરે ધીરે નીયમીત ખોરાક શરૂ થાય ત્યારે પણ ફળ અને શાક ભાજી દરરોજ લેતા જ રહેવું જોઇએ.

૩ **કસરત:** દરરોજ સાદી કસરત કરવી એ શરીરને માટે જરૂરની છે. પરંતુ કબજીઆતને લગતા દર્દીઓ માટે ચાલવાની, દોડવાની તેમજ જેમાં ચાલવા-દોડવાનો સમાવેશ થતો હોય તેવી રમતો ખાસ ઉપયોગી છે.

૪ **તાજી હવા ને પ્રકાશ:** ચામડીના સુધારા માટે જેમ બને તેમ ખુલ્લી હવા અને સુર્યસ્નાન કરવાની ટેવ પાડો.

૫. **બ્રહ્મચર્ય:** શારીરીક શક્તી ક્ષીણ ન થાય તે માટે બ્રહ્મચર્ય પાળો અને બીજી બધી રીતે સંયમ રાખો.

['હેલ્થ ફોર ઓલ'માંથી]

# જૂની લગ્ન રૂઢીને જમીનદોસ્ત કરો!

**જે** લગ્નની રૂઢીમાં સ્ત્રીઓને ગુલામીની સાંકળથી જકડી લેવાની મલીન ભાવના હોય, તે રૂઢીને જમીનદોસ્ત કરવાની જરૂર છે.

: લેખિકા :

**કુમારી બચુબહેન લોટવાળા**

**લ**ગ્નની સંસ્થા જેટલી પવીત્ર ગણાય છે તેટલી પવીત્રતા હીંદુ લગ્નની પ્રથાથી જળવાતી નથી. જે પ્રથા હૃદય 'બંધન નહીં' પણ લગ્ન બંધન કરાવે તે પ્રથાને જમીનદોસ્ત કર્યા શીવાય હીંદી સ્ત્રીઓનો સામાજીક ઉદ્ધાર નહી થાય. જે લગ્નની રૂઢી પછવાડે સ્ત્રીઓને ગુલામીની સાંકળથી જકડી લેવાની મલીન ભાવના હોય તે લગ્નને પવીત્ર કેમ ગણી શકાય? પ્રેમ લગ્નો જ પવીત્ર ગણાય નહી કે સગવડતાનાં લગ્ન. હીંદુ સમાજમાં લગ્ન મોટે ભાગે લગ્નને ખાતર કરવામાં આવે છે. તેની ગંભીરતા જો લોકો સમજતા હોય તો પસંદગીનું ક્ષેત્ર આટલું સંકુચીત રાખવામાં ન આવે. જો કોઇ પોતાની જ્ઞાતીની બહાર લગ્ન કરે તો તેનો જ્ઞાતી બહીષ્કાર કરે, તેમજ કહેવાતી ઉચ્ચ વર્ણની કન્યા માની લીધેલા નીચા વર્ણના છોકરા સાથે લગ્ન કરે તો કાયદો પણ તેની આડે આવે. આવા પ્રગતીના જમાનામાં જો લગ્નરૂઢી આવી જાતના વીક્ષેપો નાખે છે તેને ઉત્તેજન કેમ અપાય? તેને બદલે સીવીલ મેરેજ જેવી બીજી પ્રથા —કે જે સ્ત્રીઓને સમાન હક્કો આપે છે, એટલું જ નહી પણ પુરૂષોને પણ લાભદાયક છે, તે–પ્રચલીત કરવી જોઇએ. એ સીવીલ મેરેજથી શું ફાયદા થાય છે તે હવે જોઇએ:

કેટલાંક પસંદગીના લગ્નો સીવીલ મેરેજ પ્રમાણે થએલાં આપણે જાણીએ છીએ. પરંતુ તેમાંનાં ઘણાંખરાં મરજીયાત કરતાં ફરજીયાત વીશેષ હોય એમ મને લાગે છે. મોટેભાગે આ જાતનાં લગ્ન કરનારા સીવીલ મેરેજથી થતા ફાયદા ધ્યાનમાં લઇને તે પ્રમાણે લગ્ન કરતા નથી, પણ તેમ કર્યા વગર લગ્ન ગેરકાયદેસર ઠરે તે બીકથી જ રજીસ્ટ્રારનો આશરો તેમને લેવો પડે છે. કન્યા ઉચ્ચ કુળની હોય અગર માબાપ તે લગ્નની વીરૂદ્ધ હોય ત્યારે નીરૂપાયે તેઓ લગ્ન રજીસ્ટર કરાવે છે. આમ સગવડતા જોવાને બદલે એ લગ્ન પ્રથાની ઉપયોગીતા લોકો સમજે એમ અમે ઇચ્છીએ છીએ રજીસ્ટર્ડ લગ્નથી સ્ત્રી વારસાહક્ક સંપાદન કરે છે એ એને માટે મોટામાં મોટો લાભ છે. હીંદુ લગ્ન પ્રમાણે સ્ત્રીને ફક્ત કન્યાદાનમાં મળેલા ધન ઉપર જ હક્ક મળે છે, જ્યારે આ લગ્નથી તે પોતાના ધણીની બધી મીલકતની વારસ બને છે. ધણીની હયાતી વખતે જે સ્ત્રી તેની ખજાનચી ગણાય, જે તેના પૈસા વાપરવાને હક્કદાર ગણાય, તેને તેના ધણીના મૃત્યુ બાદ ખરી વારસ ઠરાવવાને બદલે તેની બધી મીલકત ઝુંટવી લઇ પરાધીન બનાવવી એ શું ઓછું ઘાતકીપણું કહેવાય? આ માટે જો પીત્રાઇઓ તેના પતીની

હસ્તી વખતે તેમને અંતરાયરૂપ થઇ પડયા તેમને પૈસા લઇ જવા દઇ ચમન-ઉડાવવા દેવા? જો સીવીલ મેરેજ પ્રમાણે લગ્ન થયાં હોય તો પત્ની અને છોકરાંઓ શીવાય બીજા કોઇને ફુટી બદામ પણ ન મળે. તે ઉપરાંત તેથી પુરૂષ ગમે તેટલા મુશ્કેલીમાં હોય તો પણ પોતાની મરજી પ્રમાણે સ્ત્રીધન વાપરી શકતો નથી, જ્યારે હીંદુ વીધી પ્રમાણે સ્ત્રીની રજા શીવાય પણ તે તેમ કરી શકે છે. હીંદુ વીધીથી લગ્ન કરનાર સ્ત્રી પોતાના પતીને હમેશને માટે ગુલામીનું ખત લખી આપે છે. ગમે તો તેનો પતી દારૂડીઓ હોય, રંડીબાજ હોય કે જુલ્મી હોય પણ સ્ત્રીએ તે માન્ય રાખવો જ જોઇએ. જો તે કંટાળીને કોર્ટ જાય તો કોર્ટ તેને નજીવી રકમ ભરણ-પોષણ માટે આપ્યા શીવાય બીજું કંઇ કરી શકે નહી. તેની મરજી હોય યા ન હોય પણ તેને છતે ધણીએ વૈધવ્ય પાળવું પડે છે. હીંદુ લગ્ન છુટાછેડા અપાવી શકે નહી, એટલે પુરૂષ (જેને પોતાની પત્નીની હયાતીમાં ગમે તેટલીવાર પરણવાનો હક્ક છે) તો બીજી વાર પરણી શકે, પણ સ્ત્રી ગમે તેટલા દુઃખમાં સડતી હોય છતાં પોતાને મનપસંદ પુરૂષ સાથે લગ્નથી જોડાઇ શકે નહી. જો કાયદાને ઠોકરે મારી તે તેમ કરવાની હીંમત કરે તો તેની સાથે લગ્ન કરનાર પુરૂષ ગુન્હેગાર ઠરે છે! આ અમાનુષી કાયદો હીંદુ સમાજ શીવાય બીજે કયાંય જોવામાં નથી આવતો. પોતાના પતીથી જુદા રહ્યા બાદ એક સ્ત્રી વ્યભીચાર કરે તો કાયદો તેને કંઇ કરી શકે નહીં, પણ નીરૂપાયે છુટાછેડા માંગી બીજા સાથે લગ્ન કરે એ ગેરકાયદે સર ગણાય! આવી સ્ત્રીઓને છુટાછેડા આપવાને બદલે જે સમાજ વ્યભીચારને પોષે છે તે સમાજને કયી ઉપમા આપી શકાય? ઘણાને એવી ધાસ્તી છે કે અમેરીકાની માફક હીંદુ સમાજમાં પણ સગવડતાનાં લગ્નો વધી પડશે પરંતુ એ શંકા અસ્થાને છે. કારણ કે "સ્પેશીઅલ મેરેજ એકટ" [લગ્નનો ખાસ કાયદો] પ્રમાણે લગ્ન કરવાથી



નાગર-કાયસ્થ લગ્ન

[સર મનુભાઇનાં પુત્રી બહેન પન્નાનાં લગ્ન શ્રી. બી. કે. દફતરી સાથે થયાં છે.]

ગમે તે કારણને માટે છુટાછેડા લઇ શકાતા નથી, પણ કોર્ટમાં છુટાછેડા માગનારને બીજાની બદચાલ અગર જુલ્મી વર્તણુંક પુરવાર કરવી છે.

આ લગ્નથી બાળલગ્નનું પ્રમાણ પણ ઓછું થશે. ૧૪ વરસ પહેલાં છોકરી સીવીલ મેરેજ કરી શકે નહી એટલે એવાં લગ્નો થતાં પોતાની મેળે અટકી પડશે. આથીંક દૃષ્ટીએ જોતાં પણ રજીસ્ટર કરેલાં લગ્નો કરવામાં બહુ ફાયદો છે. જે માબાપો તદન ગરીબ સ્થીતીમાં હોય તે પોતાના છોકરાંઓને પાંચ રૂપીઆમાં પરણાવી શકે છે. આ જાતના લગ્નો કરવાથી, હીંદુ વીધીથી લગ્ન કરનાર માબાપોની જેમ રૂઢીઓને માન આપી દેવાદાર બનવાનો વખત નહી આવે. હીંદુ વીધીથી લગ્ન કરવામાં જે હજારો રૂપીઆનો ધુમાડો કરવામાં આવે છે તેને બદલે રજીસ્ટર કરાવી પાંચ રૂપીઆમાં લગ્ન કરી બાકીની રકમ છોકરીને ભેટરૂપે આપે તો તેને તે આશીર્વાદરૂપ થઇ પડશે. બીચારા ગરીબ અને મધ્યમ વર્ગના લોકે મુસ્કેલીથી પોતાની આજીવીકા ચલાવતા હોય તેમાં દેખાદેખીને લીધે પોતાની સ્થીતી કરતા વધારે ખર્ચ કરી પોતે જ દુઃખી થાય છે, એટલું જ નહીં પણ પૈસાને અભાવે બીજા છોકરાંઓને પુરતું શીક્ષણ પણ નથી આપી શકતાં. ભવીષ્યની પ્રજાના શીક્ષણમાં આ એક અંતરાય છે તો દરેક ધનીક હીંદુની ફરજ છે કે સમાજની રૂઢીઓને લાત મારી 'સીવીલ મેરેજ' પ્રમાણે લગ્ન કરી ગરીબોને માટે માર્ગ ખુલ્લો કરવો. જો કોઇ જુના વીચારના માબાપનો પોતાના છોકરાંઓના લગ્ન સીવીલ મેરેજ પ્રમાણે કરવાથી ધર્મ રસાતલ જતો હોય, તો તે છોકરાંઓના લગ્ન રજીસ્ટર કરાવી પછી હીંદુ વીધીથી લગ્ન કરાવી શકે. પણ એટલું ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે, હીંદુ વીધી કર્યા પુર્વે જો રજીસ્ટર કર્યાં હોય તો જ તેના હક્ક મળી શકે છે નહી તો તેને હીંદુ કાયદો લાગુ પડી ચુકે છે.

સીવીલ મેરેજ કરવાથી સ્ત્રીઓ દરેક જાતના હક્ક સંપાદન કરી શકે છે, તેથી અમારી દરેક હીંદુ માતાને નમ્ર અરજ છે કે સ્ત્રી જાતીનો ઉદ્ધાર ચ્હાતાં હો, તો તમારી પુત્રીઓને સીવીલ મેરેજ પ્રમાણે પરણાવજો. છેલ્લા ૭ મહીનામાં સર મનુભાઇ મ્હેતાની પુત્રી બ્હેન પન્ના, શ્રીયુત વૈકુંઠ દેસાઇની પુત્રી બ્હેન શાંતીલા અને સ્ત્રીઓના ડાક્ટર બ્હેન પ્રીતમીલાનાં લગ્નો આ એક્ટની રૂએ થયાં છે. તેમણે આવી જાતનાં લગ્નની હીમાયત કરી હીંદુ સમાજને દાખલો બેસાડયો છે તેને માટે, અમે તેમને અભીનંદન આપીએ છીએ. અને ઇચ્છીએ છીએ કે આ લગ્નોનો લાભ પોતે લઇ તેઓ બેસી નહીં રહે, પણ તેનો પ્રચાર કરવાનો પ્રયત્ન કરશે. હીંદુઓની બુદ્ધી આવી બાબતમાં એટલી જડ થઇ ગઇ છે કે તેમને કોઇ પણ જાતની પ્રગતી પસંદ નથી. જો કે હવે વખત એવો આવ્યો છે કે તેઓ ઇચ્છે કે ન ઇચ્છે પણ સમાજના કાનુનોમાં ક્રંતી થવાની જ. હંસા બેનનાં લગ્ન થયાં ત્યારે હંસા બેનને બીજી ગ્નાતીમાં આપવા માટે સર મનુભાઇને ગ્નાતી બહાર કાઢવાનો પ્રયાસ થયો હતો, પણ ફક્ત ૭ વરસના અરસામાં તેમની જ બેનનાં બીજી ગ્નાતીમાં લગ્ન કર્યાં, ત્યારે નાગર કોમના મોટા મોટા માણસોએ ખુદ પોતે લગ્નમાં હાજરી આપી. આ જ બતાવી આપે છે કે પવન કઇ દીશામાં વાય રહ્યો છે. જો સીવીલ મેરેજ એસોશીએશનો કાઢી તેને સારા પાયા પર મુકી આ રીતે લગ્ન કરનાર પોતે જ તેમાં કામ કરી યુવક યુવતીઓને ભેગા કરવાનો માર્ગ કરી આપે, તો તેથી આવાં લગ્નો વધવાનાં. હીંદુ સમાજમાં યુવક યુવતીઓને મળવાની તક મળતી નથી તેથી પસંદગીનાં લગ્નો બહુ ઓછાં થાય છે અને જ્યાં સુધી પસંદગીનાં લગ્નો થાય નહી ત્યાં સુધી સીવીલ મેરેજ થવાની વકી ઓછી છે. આ સ્ત્રીઓના પોતાના હીતની વાત છે એટલે છોકરીઓએ પોતે જ હીંદુ લગ્ન રૂઢી સામે બંડ ઉઠાવી સીવીલ મેરેજ પ્રમાણે લગ્ન કરવાની માબાપને ફરજ પાડવી જોઇએ.

## હાલરડું

ચીનુભાઈ ઠક્કર

[ મીલ-મજુરની સ્ત્રી એનું માંદું ભુખ્યું બાળક ખાવા માંગે છે તેને ઉંઘાડતી ગાય છે ]

ખાવા માંગ મા રે!
ખાવા માગ મા!

ભુખ્યો થા મા રે!
ખાવા માગ મા!

શેઠ્યો આવી ભાડા સારૂ હાવાં ધમકાવી ગયો!
મારા લોહીનો તરસ્યો થા મા રે! ખાવા માગ મા

લેણદાર આવી લેણા સાટે બધું લઇ ગયો!
દાણો નથી કોઠીમાં રે! ખાવા માગ મા!

આપો દા'ડા ખાવું! ખાવું! ખાવાનું ક્યાંથી લાવું?
રોટલો નથી છીંકામાં રે! ખાવા માગ મા!

વેદના જે ન ખમાતી, પેટે રાખ પાટા બાંધી!
"બા! બા!" કહી માથું ખા મા રે! ખાવા માગ મા!

રોજ રોજ આપું ખાવા, તોયે શેનાં હડકાયાં?
કામ દેને તમારા ડોઝામાં રે! ખાવા માગ મા!

બાપો તારો રાત દા'ડા, લોહી તણો કરે કા'ડા!
સડતો બીચારો સંચામાં રે! ખાવા માગ મા!

માશી તારી માલીકના ઘેર ફેરા ખાધા કરે!
કહાડી મુકી પાપ પ્રકટ થાતાં રે! ખાવા માગ મા!

કાકો તારો કોલસામાં! ને મામો પીઠામાં!
ઘોરી જા તું ગોઝારા રે! ખાવા માગ મા!

દવા દેતા ધરમાદા, તો યે રોજ મરે માંદા!
દાકતર છાના પૈસા લેતા રે! ખાવા માગ મા!

બાપો તારો એક રાતે, ફેર ખાઇ પડયો સાંચે
ઘેર લાવ્યા ઘાલી માંચામાં રે! ખાવા માગ મા!

રોજી ગઇ એનો કંઇ બદલો ન મળ્યો એને!
માજીસ્ટ્રેટ માલીકના મામા રે! ખાવા માગ મા!

ભુખ્યો થા મા રે!
ખાવા માગ મા!

મારી રે વીપતના વીસામા રે!
ખાવા માગ મા!

ખાવા માગ મા રે!
ખાવા માગ મા!

---

તા. ૧૭ : ૫ : ૩૧ ના સૌરાષ્ટ્રમાંનું હાલરડું વાંચ્યા પછી:

# પૂર્વની



તુર્કસ્થાનમાં સદીઓ સુધી સ્ત્રી શક્તીને બુરખા પાછળ ભરાઇ રહેવું પડયું હતું.

પુર્વના તમામ પ્રદેશો
યુરોપમાં સ્ત્રીઓ પાંચસો
તેટલી પ્રગતી પુર્વની

પૂર્વમાં જપાન, ચીન, ઇજીપ્ત, તુર્કસ્થાન અને સીરીયામાં સ્ત્રીશક્તી જાગ્રત થઇ ગઇ છે, તે શક્તીએ પોતાના દેશોમાં પ્રાણવાન ચળવળ શરૂ કરી છે એટલુંજ નહીં પણ તેમાં ઠીક ઠીક સફળતા પણ પ્રાપ્ત કરી છે. હીંદુસ્થાનની સ્ત્રીશક્તી કરતાં પણ એશીઆની એની બીજી બહેનો પ્રગતીને પંથે વીશેષ આગળ છે.

## તુર્કસ્થાનમાં

તુર્કસ્થાનમાં સદીઓ સુધી સ્ત્રી-શક્તીને બારીઓના ચકની અને બુરખાની પાછળ જ ભરાઇ રહેવું પડયું હતું, છેક જ નજીકના સ્વજન સીવાય બુરખા સીવાય તેમનાથી પર પુરૂષને મોં સુદ્ધાં બતાવી શકાતું નહોતું. તો પછી શેરીઓમાં અને રાજમાર્ગોમાં ફરવાની તો વાત જ કેમ કરી શકાય?

યુદ્ધ એ ઘણી જાતની બેડીઓ તોડવામાં કારણભુત બને છે. તે જ રીતે છેલ્લી યુરોપી વાદ્દી વખતે તેમને ઇસ્પીતાલમાં તેમજ ધર્મભાવે કામ કરનારી સંસ્થાઓમાં કામ કરવાની છુટ આપવામાં આવી એ છુટ તેમને માટે વ્યાપાર ધંધાના ક્ષેત્રોમાં ડગ દેવાના પગથીઆ રૂપ થઇ પડી.

તે વખતે તુર્કસ્થાનની લગામ નૌજવાન ટર્કોના હાથમાં આવી. એમની મુરાદ

: લેખક :
સીતારામ શર્મા

# સ્ત્રી–શક્તિ પ્રગતિને પંથે

માં સ્ત્રી શકતી જાગૃત થઇ ગઇ છે.
વર્ષમાં જેટલી પ્રગતી સાધી શકી
સ્ત્રીઓએ પચીસ વર્ષમાં સાધી છે.

પોતાના દેશને પુરેપુરી રીતે પશ્ચીમવાસીઓની ઢબછબથી રંગી નાખવાની હતી, અને એ મુરાદમાં પરાધીનતાની બેડીઓમાં જકડયલી સ્ત્રીશકતીનાં બંધન તોડવાની ભાવના રહેલી હતી જ.

મુસ્તફા કમાલ પાશા એ સત્તા પર આવતાં ઢંઢેરો બહાર પાડયો તેમાં તેણે બુરખાના રીવાજ તેમજ બહુપત્નીવાદની રૂઢીને નાબુદ કરવાનું, તેમજ કાયદાની નજરે સ્ત્રી પુરૂષોને સમાનતાએ મુકવાનું જાહેર કર્યું. અલબત્ત એ મહત્વાકાંક્ષી પુરૂષની સ્ત્રીઓને સ્વતંત્ર બનાવવાની જેટલી મુરાદો છે, તેટલી તુર્કસ્થાનવાસીઓની રૂઢી સંરક્ષક મનોદશાને લીધે હજી સફળ થઇ શકી નથી.

છતાં ત્યાંની સ્ત્રીશકતીને સુધારાને રસ્તે સંચરવામાં પુરૂષો તરફથી પુરેપુરી મદદ મળે છે. એક વખતે જે તુર્કસ્થાનમાં સ્ત્રીઓનો સામાજીક તેમજ નાગરીક દરજ્જો સ્વીકારવાની ના પાડવામાં આવી હતી, તે જ દેશમાં સ્ત્રીઓને સામાજીક દરજ્જો સ્વીકારવાનું જવાન તૂર્કોએ પહેલું જ પગલું પોતાની ફરજ માનીને ભર્યું. આજનો તુર્કસ્થાનવાસી કહે છે: "સંસ્કૃતી એ આત્મવીકાસ છે, વીચારોની કુમાશ છે અને ચારીત્ર્યની નીર્મળતા છે; અને જ્યારે સ્ત્રી અને પુરૂષ સ્વતંત્ર રીતે પરસ્પરમાં ભળે છે ત્યારે મર્દાઇનો વીકાસ થાય છે."

ત્યાં લતીફ હાનુમ, સેસ્મા એકરેમ અને હાલીદ હાનુમ સ્ત્રીઓના અધીકારને માટે લડત ચલાવી રહ્યાં હતાં. ૧૯૧૬ માં સ્ત્રીઓને તુર્કસ્થાનની વીદ્યાપીઠોમાં પ્રવેશ કરવાની છુટ મળી, અને એ તકનો તેમણે એટલો સરસ લાભ લીધો કે આજે વ્યાપારમાં, ધંધામાં, રંગભુમી ઉપર, ન્યાયની અદાલતોમાં અને રેલ્વે વ્યવહારમાં સ્ત્રીઓ સારી રીતે ભાગ લઇ રહી છે. ક્લબોમાં તેમનાં દર્શન થાય છે, તેઓ પોતાના કેશ કપાવે છે અને યુરોપીયન સ્ત્રીઓ જેવાં ફ્રોક પહેરે છે. એક વખત તેમને માત્ર કાળા રંગનાં કપડાં પહેરવાં પડતાં, તેને બદલે આજે રંગબેરંગી ઢીંચણ સુધીનાં વસ્ત્રોમાં ખુલ્લે મ્હોંઢે તેમને શહેરોના રાજમાર્ગો ઉપર ફરતાં જોવા છતાં, તેમને માટે કોઇ પણ ટીકાનો એક શબ્દ સુધ્ધાં ઉચ્ચારી શકતું નથી.

યુરોપ અને અમેરીકામાં સ્ત્રીઓની જે ચળવળ ચાલે છે તેને ધોરણે જોતાં, હજી ટર્કીશ સ્ત્રીઓને લાંબો પંથ કાપવાનો બાકી છે. છતાં રૂઢીચુસ્ત દેશમાં તેમણે માત્ર એક દશકામાં જ જે પ્રગતી કરી છે તે અદ્દભુત છે, એ જોતાં એમને પોતાનો પંથ કાપતાં ઝાઝી વાર લાગવાની નથી.

## ઇજીપ્તમાં

સ્ત્રીશક્તીની આ પ્રગતીની કુચમાં ઇજીપ્તની સ્ત્રીઓ બીજે નંબરે આવે છે.

કેરોની સ્ત્રીઓ નવયુગની વીચારશ્રેણીને બરાબર અપનાવી શકે છે, જગતના વાતાવરણને ભરી દેતી જાગૃતીની ચળવળોને તે પીછાની શકે છે, વીચારોની ઉદારતા બતાવી જાણે છે, આંતરરાષ્ટ્રીય સબંધની વાતો સમજે છે અને તેની તરફ સમભાવ રાખે છે.

ઇજીપ્તની સ્ત્રી ચળવળની આગેવાની મેડમ હોદા શીરાઓઇ પાશાએ લીધી છે. એ બહેન બહુ જ સંસ્કારી અને કાર્ય કરવાની ભારે શક્તીવાળાં છે. ઇજીપ્તમાં સહુથી પહેલું મ્હોંઢું ખુલ્લું કરનાર એ જ બહેન હતાં. હજી તો ત્યાં તમામ સ્ત્રીઓને મુખેથી બુરખો દુર થયો નથી. એટલે તેમણે બુરખો કાઢવાની પહેલ કરી તે પગલું કેટલું બધું હીંમ્મતવાળું ગણાયું હશે, તે સહેજે સમજી શકાય તેમ છે.

મેડમ શીરાઓઇએ રૂઢીની સામે માત્ર આ એક જ રીતે બંડ પોકાર્યું નથી, પણ તે તો ભુતકાળની પવીત્ર મનાતી બીજી રૂઢી તોડીને પોતાના મકાને પુરૂષ પરોણાઓને નોતરે છે અને તેમની સાથે સ્ત્રીઓની જાગૃતી માટે ચર્ચા ચલાવે છે.

ઇજીપ્તની સ્ત્રીઓને માટે લડત ચલાવતી સંસ્થાનાં મંત્રી ઇહશાન આહમદ શકીર છે. એ બહેનનું ચારીત્ર્યબળ ભારે છે. ઉપરાંત તે લેખીકા, પંડીતા અને ઘણાં જ હીંમતવાળાં બાનુ છે. થોડાંક વર્ષ પહેલાં મેડમ શકીર બેરૂતમાંની અમેરીકન યુનીવરસીટીમાં અભ્યાસ કરવા માટે સીરીઆ ગયાં, ત્યાં સુધી કોઇ પણ સ્ત્રીએ એ મકાનમાં પગ મુકયો નહોતો. કોલેજના પહેલા વર્ષના વર્ગમાં માત્ર તે એકલાં જ સ્ત્રી વીદ્યાર્થી હોવા છતાં તેઓ પુરૂષ વીદ્યાર્થીઓની હારોહાર પ્રગતી કરી શક્યાં અને ત્યાં ત્રણ ચાર વર્ષ રહ્યાં. ત્યાં એમણે એટલી સરસ પ્રગતી કરી કે પછી તે પોતાનો અભ્યાસ આગળ વધારવા તેમણે કોલંબીઆ યુનીવર્સીટીમાં જોડાવાનો નીશ્ચય કર્યો, પરંતુ કેળવણીની બ્યુરોએ તેમને પાસપોર્ટ આપવાની ના પાડવાથી એમની એ ઉમેદ બર આવી શકી નહીં.

ઇજીપ્તની સ્ત્રીઓના લડતના મુદ્દાઓમાં કેટલાએ સામાજીક પ્રશ્નોનો સમાવેશ થાય છે. દાખલા તરીકે, ઇજીપ્તમાં પુષ્કળ શાળાઓ નીકળે અને અત્યારે કેળવણી પાછળ માત્ર મહેસુલના બે ટકા જેટલાં નાણાં ખર્ચાય છે તેમાં વધારો થાય, છોકરા, છોકરીઓ માટે કેળવણી ફરજીયાત થાય અને અલાઝારની વીદ્યાપીઠને નવીન ધોરણે મુકવામાં આવે: એવી તેમની માગણીઓ છે. તેમણે દવાખાનાં અને ઇસ્પીતાળો સ્થાપી છે અને પુરૂષોની સાથે સંપુર્ણ સમાનતા માટેનો તેમનો આગ્રહ છે. પોતાની લડતના આરંભમાં જ તેમણે બહુપત્નીવાદનો વીરોધ કરનારી ચળવળ શરૂ કરી હતી, પરંતુ કુરાનના ફરમાનની તે વીરૂધ્ધ હોવાથી, એ જાતનો કાયદો કરાવવો તે મુસ્કેલ લાગવાથી, તેમણે ખાનગી તડજોડથી એવી સમજણ કરી લીધી હતી કે, જ્યાં સુધી એવો કાયદો થાય નહીં ત્યાં સુધી કોઇપણ સ્ત્રીએ, જે પુરૂષને એક પત્ની હોય તેને પોતાની પુત્રી પરણાવવી નહીં. ઇજીપ્તની સ્ત્રીઓ પુરૂષોના જેવું જ નીતીનું ધોરણ સ્ત્રીઓ માટે પણ રાખવું જોઇએ એ મતની છે, આ ઉપરાંત આંતરરાષ્ટ્રીય બંધુભાવને તેઓ ઇચ્છે છે.

## સીરીયામાં

સીરીઆ જેવા ઇસ્લામીઓના સંગીન મથકમાં પણ સ્ત્રીશક્તીની ચળવળ પ્રવેસ્યા વીના રહી નથી. ત્યાં તો એમની



અમેરિકામાં શિક્ષણ લેતી એશીઆની સ્ત્રીઓ.

જેમાં એશિઆના લગભગ પ્રત્યેક દેશની વિદ્યાર્થીનીઓ છે. કુમારી કપીલા ખાંડવાળા પહેલીજ હારમાં બેઠેલાં જણાય છે.

નવયુગ : ઓગષ્ટ '૩૨.

ચળવળ વધુ પ્રાણવાન જણાય છે. ત્યાંની આગેવાની દમાસ્કસનાં કુમારી નાઝીક આબે-દના હાથમાં છે. એ બહેનનું વ્યક્તીત્વ જેટલું પ્રભાવશાળી છે, તેટલાં જ તે આચાર અને વીચારમાં નીડર અને સ્વતંત્ર છે. ઇરાકના વર્તમાન રાજા ફૈઝુલે અરબસ્થાનમાં બળવો કર્યો તે વખતે મીસ નાઝીક આબેદનો તેમાં સક્રીય હીસ્સો હતો. સેન્સર-શીપ અને પોલીસની ડખલગીરીઓ એના માર્ગમાં પારાવાર વીઘ્નો ઉભાં કરે છે, તેમ છતાં એ બાઇ વીરાંગનાની માફક કશાનીએ પરવા કર્યા વીના પોતાનું કામ અને મુસા-ફરીઓ કરે જ જાય છે. હમેશાં તે પુરૂષોના સરખા જ અધીકાર સ્ત્રીઓને મળે તે માટે લડત ચલાવે છે; જો કે હજી સીરીઆની સ્ત્રીઓ પોતાની મહેચ્છાઓ સફળ કરી શકી નથી, તો પણ તેમનો સુર રાષ્ટ્રીય કાર્યોમાં સંભળાય તેવી સ્થીતી તો તેમણે ઉભી કરી જ છે, અને થોડા વખતમાં તેમને થોડીઘણી છુટછાટો મળે તેવા તમામ સંજોગ ત્યાં ઉભા થયા છે.

સીરીયાની બીજી સ્ત્રીનેતા મેડમ જુલીઆ દામેશીક છે. એ જવાલામુખી સમી બાઇ અરબ્બી ભાષામાં માસીક પત્ર ચલાવે છે તેમ જ પુસ્તકો પણ લખે છે. "નવીન સ્ત્રી" નામનું અરબ્બી ભાષામાં પ્રસીદ્ધ થતું એનું માસીક અરબ્બી ભાષા બોલનારાઓના પ્રદેશમાં સહુ કરતાં વીશેષ વંચાતું માસીક છે. એ માસી-કનાં ગ્રાહકો એકલા સીરીઆમાં જ નથી, પણ ઇજીપ્ત, મેસોપોટેમીઆ, તુર્કસ્થાન, ઇરાન, અરબસ્થાન, પેલેસ્ટાઇન અને નજીકના પુર્વના બીજા પ્રદેશોમાં પણ છે. મેડમ દામેશીક રાજકરણની ચર્ચા કરતું એક સાપ્તાહીક પત્ર પણ ચલાવે છે. બેઇ-રૂતમાં તેમની સાપ્તાહીક ચર્ચા મંડળીમાં સામાન્ય રીતે સમસ્ત વીશ્વના અને ખાસ કરીને નજીકના પુર્વનાં પ્રદેશોના પ્રશ્નોની એવી અગત્યની ચર્ચાઓ થાય છે કે જેથી એ પ્રદેશવાસીઓનું ધ્યાન તે તરફ આક-ર્ષાયા વીના રહેતું નથી. એ ચર્ચા મંડળમાં જાણીતાં સ્ત્રી પુરૂષો ભાગ લે છે અને તેમાં રાષ્ટ્રવાદ, ફ્રેન્ચ અને બ્રીટીશ મેન્ડેટ, મોસુલ પ્રકરણ, રાષ્ટ્રસંઘની રાજનીતી, આરબ-યહુદી મુશ્કેલીઓ, કુર્દીશ કે ટર્કીશ અને ઇરાનના પ્રશ્નો, બગદાદના તેલનું પ્રકરણ, સોવીએટ ચળવળ, હીંદનું ભાવી, ચીનની નબળા-ઇઓ, જાપાનની ચાલાકીઓ અને એવા બીજા અનેક અગત્યના પ્રશ્નો પર ચર્ચા ચાલે છે.

## ચીનમાં

**નજીકના** પુર્વના પ્રદેશોમાં પણ સ્ત્રી-શક્તીની જાગૃતી ધ્યાન ખેંચે અને પ્રશં-સાના ઉદ્‌ગાર કઢાવે તેવી છે. ચીનમાં કેન્ટનમાં-કે જ્યાં ડૉ. સુનયાટસેનનાં પત્ની આગેવાન છે ત્યાં-ખાસ કરીને મધ્યવર્તી ભાગ ભજવે છે. ડૉ. સુન યાટ સેને જે રાજકારણી કાર્યક્રમ યોજ્યો હતો તે ધોરણે સ્ત્રીઓ કામ કરતી થાય તે રીતે એ બહેન સ્ત્રીઓને કેળવી રહ્યાં છે. ડૉ. સુનની રાજ્યકારણી યોજનાની નકલ પ્રત્યેક કન્યા-શાળામાં રાખવામાં આવે છે અને દરરોજ તેનો પાઠ થાય છે. ત્યાંની સ્ત્રીઓને પુરૂષોના સમાન હક મળેલા છે. લેનીનનું જે સ્થાન રશીઆની જનતાના હૃદયમાં છે, તેવું જ સ્થાન દક્ષીણ ચીનની જનતામાં ડૉ. સુન-યાટ સેનનું છે.

કેન્ટનના સ્ત્રી લશ્કરમાં બરાબર પુરૂષોના જેવું જ નીયમન પાળવામાં આવે છે, અને ઘણીક સ્ત્રીઓ તો પુરૂષોના સરખો પોશાક સજે છે. પેકીંગમાં પોલીસ ખાતામાં,

જાસુસી ખાતામાં તેમજ લગભગ બધા ધંધાઓમાં સ્ત્રીઓ લડાયકી છે. ચીનમાં સ્ત્રીશક્તીની આ હીલચાલ હજી લગભગ નવીન છે, તેથી આમવર્ગની સ્ત્રીઓમાં તેનો જોઇએ તેટલો પ્રચાર હજુ થયો નથી, પરંતુ ત્યાંની લીપીના મુળાક્ષરોને વધુ સાદા બનાવવાની હાલની યોજના પુરી થતાં જ એ હીલચાલ સામાન્ય વર્ગના સ્ત્રી સમાજમાં ઝડપી ગતીથી ફેલાવો પામશે એમ ધારવામાં કંઇ અજુગતું નથી. ત્યાં હજુ સંદેશા વ્યવહારનાં સગવડભર્યાં સાધનો પુરતાં નથી, એથી પણ એકેકે ચળવળને એકી વખતે સમસ્ત ચીનમાં ફેલાવી શકાતી નથી. ત્યાં નીરક્ષરતાનું પ્રમાણ પણ ઘણું જ છે. અને ભાષાનો પણ કેટલોક ભેદ છે એટલે આમ વર્ગના સ્ત્રી સમાજને જલદી પહોંચી વળવું મુશ્કેલ છે.

ચીનનો શીક્ષીત સ્ત્રી સમુદાય આ અભણતાના રાક્ષસને દેશમાંથી મારી હઠાવવા માટે સુંદર પ્રયાસ કરી રહેલ છે, અને જો ચીનમાં આટલા બધા દીવસો સુધી આંતરવીગ્રહની હોળી સળગાવી ચલુ રહી ન હોત તો તે દિશામાં એમણે અત્યાર સુધીમાં તો સંગીન પ્રગતિ સાધી હોત.

## જપાનમાં

જપાન સ્વાધીન દેશ છે અને શાહીવાદી છે, એટલે ત્યાંની સ્ત્રીઓ પોતાના સ્વાધીકારની ચળવળમાં ચીનના સ્ત્રી સમુદાય જેવી ઉદામ જણાતી નથી. અલબત્ત જપાનની સ્ત્રીઓ જુસ્સાપુર્વક કાર્યો તો કરી રહી છે, પરંતુ તેમના બધી રીતો રૂઢીરક્ષક છે. છતાં ૧૯૨૦ માં ત્યાં નવીન સ્ત્રીઓની મંડળી [New Woman's Association] સ્થપાઇ છે, તે મંડળનો ઉદ્દેશ સ્ત્રીઓને માટે પુરૂષોના સરખા અધિકાર મેળવવાનો છે. એક વખત જપાનમાં સ્ત્રીઓ રાજદ્વારી સભાઓ ભરી શકે નહિં કે તેમાં ભાગ લઇ શકે નહિં એવો કાયદો હતો, પરંતુ સ્ત્રીઓએ તેની સામે એવો પ્રખર વિરોધ ઉઠાવ્યો કે જેથી ૧૯૨૧ માં એ કાયદામાં સુધારો કર્યેજ ત્યાંની સરકારનો છુટકો થયો.

પશ્ચિમવાસીઓ એમ માની જ બેઠા છે કે પુર્વના પ્રદેશમાં કોઇપણ જાતનું ઝડપી પરિવર્તન થતું નથી, આપણા દેશમાં [હીંદમાં] પણ રૂઢીરક્ષકો કોઇ પણ જાતની પ્રગતીને ઇચ્છતા નથી. ઇચ્છતા નથી એટલુંજ નહીં, પણ તેવા પ્રત્યેક કાર્યનો તેઓ વીરોધ પણ કરે છે. તેમ છતાં પુર્વમાં સ્ત્રીશક્તીનો જે ઝડપથી વીકાસ થઇ રહ્યો છે, તે જોઇને અમેરીકન સ્ત્રીઓની સંસ્થાઓનાં કાર્યકરો ચકીત થઇને કહે છે કે, ઓહો! યુરોપની સ્ત્રીઓને જેટલો વીકાસ સાધતાં પાંચસેં વર્ષ થયાં, તેટલો વીકાસ પુર્વની સ્ત્રીઓ છેલ્લી પચીસીમાં સાધી શકી છે.

૧૯૧૦ સુધી જપાનમાં પત્નીને માટે 'ઓકુસામા' શબ્દ વપરાતો હતો. તેનો અર્થ 'ગૃહીણી' [જેનું ચલણ ઘરની ચાર દીવાલોમાં પુરાઇ રહ્યું હોય તે] થતો, પરંતુ તે પછી ત્યાંની સ્ત્રીશક્તીના દષ્ટીબીંદુમાં એટલું બધું પરીવર્તન થયું છે કે, અત્યારે તો તેઓ આંતરરાષ્ટ્રીય મહત્વની વાતો વીચારે છે, અને વ્યવહારમાં, પ્રત્યેક ધંધામાં તેમજ પ્રત્યેક કાર્યક્ષેત્રમાં પ્રવેશ કરી શકે છે. જપાનીઝ સ્ત્રીઓમાં ત્યાગની ભાવના વીશેષ હોવાને લીધે ખાસ કરી દાકતરી ધંધો એમને વધુ સદી ગયો છે. અત્યારે ત્યાં ૧૨૦૦ સ્ત્રી દાકતરો, ૩૫૦૦૦ નર્સો, ૫૦૦ દંતવૈદ્ય અને અનેક સ્ત્રીઓ દવા વેચનારનો ધંધો કરે છે. છતાં જપાનમાં સ્ત્રીઓને માટે કોઇપણ ધંધાના દ્વાર

ખંધ નથી. ભાડાની મોટરો હાંકનારી અનેક સ્ત્રીઓ ત્યાં છે, એક સ્ત્રી સ્ટીમરની કેપ્ટન છે. તે સ્ટીમર પણ તેની જ માલીકીની છે, મીસીસ સુઝીકી તો લક્ષાધીપતી હતી. ચોખાનો વ્યાપાર એ ઘણા જ મોટા પાયા ઉપર કરતી હતી, ઉપરાંત નાણાંની ધીરધારનો પણ એને ધંધો એટલો મોટો હતો કે એની પેઢી જ્યારે પડી ભાગી ત્યારે જપાનના નાણા બજારમાં ભારે ઉથલપાથલ થઇ પડી હતી. છતાં એની એ

આવતાં લખાણો ઉંચી કક્ષાનાં અને અભ્યાસજન્ય હોય છે. તે લખાણો ઉપર દ્રષ્ટી નાખનાર સમજી શકે છે કે ત્યાંની સ્ત્રીઓ જગતના પ્રશ્નો અને માનવ સમાજને લગતા વીષયોમાં પારાવાર રસ લે છે. રાજકારણ, ધર્મ, યુદ્ધ, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, સુખાકારી, પ્રેમ, લગ્ન, જાતી, દેશપરદેશના રીત રીવાજો, ત્વચાભેદ અને વર્તમાન જગતનાં માણસોના મગજમાં ઘોળાતા બીજા અનેક ઉપયોગી વીષયોને



જપાનની સ્વતંત્ર સ્ત્રી-શકતી

પેઢીની નીષ્ફળતા વ્યવસ્થાશકતીની ખામીને લીધે નહીં, પરંતુ એના મોટામાં મોટા ચીન સાથેની લડાઇ જેવી સ્થીતીને આભારી હતી એ કહેવું જરૂરનું છે.

એકલા ટોકીઓમાં જ સ્ત્રીઓ અને કુમારીકાઓ માટે વીસ માસીકો પ્રસીદ્ધ થાય છે. ત્યાં સેંકડે ૯૫ ટકા માણસો ભણેલાં હોવાથી વાચનનો શોખ જપાનીઝ સ્ત્રીઓમાં ખુબ જ છે, અને તેથી વીચારોની ઝડપી પ્રગતી કરી શકાય છે. સ્ત્રીઓનાં માસીકોમાં લગતી ચર્ચા તેમાં ખુલ્લા દીલે કરવામાં આવે છે.

જપાનીઝ સ્ત્રીઓનો આદર્શ કેળવણી, રાજકારણ, ઉદ્યોગ અને કાયદાનાં ક્ષેત્રોમાં પુરૂષો જેવું સ્થાન મેળવવાનો છે. 'યોશીવારા' (વિશ્યાવાડા)ને તેઓ ક્રમમનાં દુર કરવા માગે છે, ઉપરાંત મદ્યપાન નીષેધ, યુદ્ધ નીષેધ, તંદુરસ્તી તેમજ કાર્યકુશળતા વગેરે બાબતો માટે તેઓ લડત કરે છે. જગતમાંથી યુધ્ધો ઓછાં થાય અને

જાસુસી ખાતામાં તેમજ લગભગ બધા ધંધાઓમાં સ્ત્રીઓ જોડાયલી છે. ચીનમાં સ્ત્રીશક્તીની આ હીલચાલ હજી લગભગ નવીન છે, તેથી આમવર્ગની સ્ત્રીઓમાં તેનો જોઈએ તેટલો પ્રચાર હજુ થયો નથી, પરંતુ ત્યાંની લીપીના મુળાક્ષરોને વધુ સાદા બનાવવાની હાલની યોજના પુરી થતાં જ એ હીલચાલ સામાન્ય વર્ગના સ્ત્રી સમાજમાં ઝડપી ગતીથી ફેલાવો પામશે એમ ધારવામાં કંઈ અજુગતું નથી. ત્યાં હજુ સંદેશા વ્યવહારનાં સગવડભર્યાં સાધનો પુરતાં નથી, એથી પણ એકકે ચળવળને એકી વખતે સમસ્ત ચીનમાં ફેલાવી શકાતી નથી. ત્યાં નીરક્ષરતાનું પ્રમાણ પણ ઘણું જ છે. અને ભાષાનો પણ કેટલોક ભેદ છે એટલે આમ વર્ગના સ્ત્રી સમાજને જલદી પહોંચી વળવું મુસ્કેલ છે.

ચીનનો શીક્ષીત સ્ત્રી સમુદાય આ અભણતાના રાક્ષસને દેશમાંથી મારી હઠાવવા માટે સુંદર પ્રયાસ કરી રહેલ છે, અને જે ચીનમાં આટલા બધા દીવસો સુધી આંતરવીગ્રહની હોળી સળગાવી ચાલુ રહી ન હોત તો તે દિશામાં એમણે અત્યાર સુધીમાં સો સંગીન પ્રગતિ સાધી હોત.

## જપાનમાં

**જપાન** સ્વાધીન દેશ છે અને શાહીવાદી છે, એટલે ત્યાંની સ્ત્રીઓ પોતાના સ્વાધીકારની ચળવળમાં ચીનના સ્ત્રી સમુદાય જેવી ઉદ્દામ જણાતી નથી. અલબત્ત જપાનની સ્ત્રીઓ ધીરસાપુર્વક કાર્ય તો કરી રહી છે, પરંતુ તેમની બધી રીતો રૂઢીરક્ષક છે. છતાં ૧૯૨૦ માં ત્યાં નવીન સ્ત્રીઓની મંડળી [New Woman's Association] સ્થપાઈ છે, તે મંડળના ઉદ્દેશ સ્ત્રીઓને માટે પુરૂષોના સરખા અધિકાર મેળવવાનો છે. એક વખત જપાનમાં સ્ત્રીઓ રાજદ્વારી સભાઓ ભરી શકે નહિં કે તેમાં ભાગ લઈ શકે નહિં એવો કાયદો હતો, પરંતુ સ્ત્રીઓએ તેની સામે એવો પ્રખર વિરોધ ઉઠાવ્યો કે જેથી ૧૯૨૧ માં એ કાયદામાં સુધારો કર્યેજ ત્યાંની સરકારનો છુટકો થયો.

પશ્ચિમવાસીઓ એમ માની જ બેઠા છે કે પુર્વના પ્રદેશમાં કોઈપણ જાતનું ઝડપી પરિવર્તન થતું નથી, આપણા દેશમાં [હીંદમાં] પણ રૂઢીરક્ષકો કોઈ પણ જાતની પ્રગતીને ઇચ્છતા નથી. ઇચ્છતા નથી એટલુંજ નહીં, પણ તેવા પ્રત્યેક કાર્યનો તેઓ વીરોધ પણ કરે છે. તેમ છતાં પુર્વમાં સ્ત્રીશક્તીનો જે ઝડપથી વીકાસ થઇ રહ્યો છે, તે જોઇને અમેરીકન સ્ત્રીઓની સંસ્થાઓનાં કાર્યકરો ચકીત થઇને કહે છે કે, ઓહો! યુરોપની સ્ત્રીઓને જેટલો વીકાસ સાધતાં પાંચસેં વર્ષ થયાં, તેટલો વીકાસ પુર્વની સ્ત્રીઓ છેલ્લી પચીસીમાં સાધી શકી છે.

૧૯૧૦ સુધી જપાનમાં પત્નીને માટે 'ઓકુસામા' શબ્દ વપરાતો હતો. તેનો અર્થ 'ગૃહીણી' [જેનું ચલણ ઘરની ચાર દીવાલોમાં પુરાઇ રહ્યું હોય તે] થતો, પરંતુ તે પછી ત્યાંની સ્ત્રીશક્તીના દ્રષ્ટીબીંદુમાં એટલું બધું પરીવર્તન થયું છે કે, અત્યારે તો તેઓ આંતરરાષ્ટ્રીય મહત્વની વાતો વીચારે છે, અને વ્યવહારમાં, પ્રત્યેક ધંધામાં તેમજ પ્રત્યેક કાર્યક્ષેત્રમાં પ્રવેશ કરી શકે છે. જપાનીઝ સ્ત્રીઓમાં ત્યાગની ભાવના વીશેષ હોવાને લીધે ખાસ કરી દાક્તરી ધંધો એમને વધુ સદી ગયો છે. અત્યારે ત્યાં ૧૨૦૦ સ્ત્રી દાક્તરો, ૨૫૦૦૦ નર્સો, ૫૦૦ દંતવૈદ્ય અને અનેક સ્ત્રીઓ દવા વેચનારનો ધંધો કરે છે. છતાં જપાનમાં સ્ત્રીઓને માટે કોઈપણ ધંધાના દ્વાર

બંધ નથી. ભાડાની મોટરો હાંકનારી અનેક સ્ત્રીઓ ત્યાં છે, એક સ્ત્રી સ્ટીમરની કેપ્ટન છે. તે સ્ટીમર પણ તેની જ માલીકીની છે, મીસીસ સુઝીકી તો લક્ષાધીપતી હતી. ચોખાનો વ્યાપાર એ ઘણા જ મોટા પાયા ઉપર કરતી હતી, ઉપરાંત નાણાંની ધીરધારનો પણ એને ધંધો એટલો મોટો હતો કે એની પેઢી જ્યારે પડી ભાગી ત્યારે જપાનના નાણા બજારમાં ભારે ઉથલપાથલ થઇ પડી હતી. છતાં એની એ

આરનાં લખાણો ઉંચી કક્ષાનાં અને અભ્યાસજન્ય હોય છે. તે લખાણો ઉપર દ્રષ્ટી નાખનાર સમજી શકે છે કે ત્યાંની સ્ત્રીઓ જગતના પ્રશ્નો અને માનવ સમાજને લગતા વીષયોમાં પારાવાર રસ લે છે. રાજકારણ, ધર્મ, યુદ્ધ, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, સુખાકારી, પ્રેમ, લગ્ન, જાતી, દેશપરદેશના રીત રીવાજો, ત્વચાભેદ અને વર્તમાન જગતનાં માણસોના મગજમાં ઘોળાતા બીજા અનેક ઉપયોગી વીષયોને



## જપાનની સ્વતંત્ર સ્ત્રી-શક્તી

પેઢી ની નીષ્ફળતા વ્યવસ્થાશક્તીની ખામીને લીધે નહીં, પરંતુ એના મોટામાં મોટા ચીન સાથેની લડાઇ જેવી સ્થીતીને આભારી હતી એ કહેવું જરૂરનું છે.

એકલા ટોકીઓમાં જ સ્ત્રીઓ અને કુમારીકાઓ માટે વીસ માસીકો પ્રસીદ્ધ થાય છે. ત્યાં સેંકડે ૯૫ ટકા માણસો ભણેલાં હોવાથી વાચનનો શોખ જપાનીઝ સ્ત્રીઓમાં ખુબ જ છે, અને તેથી વીચારોની ઝડપી પ્રગતી કરી શકાય છે. સ્ત્રીઓનાં માસીકોમાં લગતી ચર્ચા તેમાં ખુલ્લા દીલે કરવામાં આવે છે.

જપાનીઝ સ્ત્રીઓનો આદર્શ કેળવણી, રાજકારણ, ઉદ્યોગ અને કાયદાનાં ક્ષેત્રોમાં પુરુષો જેવું સ્થાન મેળવવાનો છે. 'યોશીવારા' (વેશ્યાવાડા)ને તેઓ કાયમનાં દુર કરવા માગે છે, ઉપરાંત મદ્યપાન નીષેધ, યુદ્ધ નીષેધ, તંદુરસ્તી તેમજ કાર્યકુશળતા વગેરે બાબતો માટે તેઓ લડત કરે છે. જગતમાંથી યુદ્ધો ઓછાં થાય અને

સર્વશૃષ્ટી વચ્ચે શાંતીભર્યો સહકાર સ્થપાય એ તેમની ભાવના છે, સંતતી નીયમનની તેઓ હીમાયત કરે છે, સ્ત્રીઓ તેમજ પુરૂષોને માટે નીતીનાં સમાન ધોરણ તેઓ માગે છે, અને પ્રત્યેક કાર્ય વહેલું કે મોડું પાર ઉતારવા માટે તેઓ પુર્વની પ્રજાને સુલભ એવી શાંતી તેમજ ધીરજથી આશાવાદને સેવી શકે છે.

## હીંદમાં

હીંદુસ્થાનમાં સ્ત્રીશક્તી વીકાસને પંથે પળી શકી છે. હજી તો ગયે જ વર્ષે તેણે સ્વાતંત્ર્ય સંગ્રામમાં ભજવેલો ભાગ એટલો તાજો ઇતીહાસ છે કે જેના વર્ણનની જરૂર નથી. ગૃહીણી, ગૃહલક્ષ્મી કે પત્ની તરીકે ઘરકામમાં ગુંથાઇ રહેવા સીવાય સ્ત્રીઓ માટે શક્તી બતાવવાનું બીજું એક પણ ક્ષેત્ર હોઇ જ ન શકે, એવી માન્યતાવાળાઓને તેમણે ઘરના ઓરડામાંથી બહાર નીકળી, લાઠીઓ ઝીલવાની અને જેલ જવા સુધીની હીંમત બતાવીને માત્ર હીંદીઓને જ નહીં પણ સારી યે આલમને તેણે હીંદી સ્ત્રીશક્તીનો બરોબર પરચો બતાવ્યો છે.

તેમ છતાં હજી આ જાગૃતી આમવર્ગના સ્ત્રીસમાજમાં થોડી ઘણીએ પ્રવેશી શકી નથી. કેમકે હજી એકસોમાં અઠ્ઠાણું બહેનો અશીક્ષીત છે. હીંદી સ્ત્રીઓમાંથી ઘણી જ ઘણી ઓછી બહેનો રાજકારણ અને અર્થશાસ્ત્રને સમજી શકે છે, હજી તેમની દૃષ્ટીમર્યાદા, ઘર અને કુટુંબની પેલી પાર લંબાઇ નથી, વાચનનો શોખ અજ્ઞાનતાને લીધે ખીલી ન શકે, પણ જે બહેનો વાંચી શકે તેમ છે તેઓમાંનો ઘણો ભાગ નવલકથાઓની સીમા વટાવીને હજી બીજા વીષયો તરફ વળી નથી. શહેરોની જાહેર સભાઓ સ્ત્રીઓથી ઉભરાય છે, પણ હજી સામાન્ય સ્ત્રીઓ કથા સીવાય બીજે પુરૂષો સાથે ભાષણ કે વ્યાખ્યાન સાંભળવા જવા-



હીંદી સ્ત્રીઓએ પોલીસની લાઠીઓ ઝીલવાની શક્તી પણ કેળવી છે.

ને રસ કેળવી શકી નથી. હજુ સ્ત્રીઓ વ્યવસ્થીત રીતે સ્ત્રીસમાજની ઉન્નતીની લડત માટે પુરતી સંસ્થાઓ સ્થાપી શકી નથી; પરંતુ દીંદી સ્ત્રીઓની પ્રગતી માટે નવીનયુગનો પુરૂષસમાજ ખાસ સહાનુભુતી ધરાવે છે અને તેમના માર્ગમાંથી કેટલી આડખીલીઓ ધીરે ધીરે દુર થતી જાય છે. ગોળમેજી પરીષદમાં સ્ત્રી સભ્યો નીમીને સરકારી તંત્રને પણ સ્ત્રીશક્તીની જાગૃતીનો સ્વીકાર કરવો પડયો છે;. કાયદામાં સ્ત્રીઓને જે અન્યાય થાય છે તેમાં પણ કોઇ કોઇ સ્થળે સુધારા થવા લાગ્યા છે, અહીંપણ સ્ત્રી અને પુરૂષ માટે નીતીનાં સમાન પ્રેરણાની માગણીઓ થાય છે, છતાં શીક્ષણની સંસ્થાઓ સીવાય બીજા ધંધાઓમાં સ્ત્રીઓ હજી પ્રવેશ કરવા તત્પર બની નથી. પરંતુ આવતાં દશ વર્ષોમાં એ દીશામાં વીશેષ પ્રયત્ન થશે એવા સંજોગ દેખાય છે ખરા.

## આંતરરાષ્ટ્રીય જાગૃતી

એતો વીના શંકાએ કહી શકાય તેમ છે કે સ્ત્રીઓમાં આંતરરાષ્ટ્રીયતાની ભાવનાની નવીન જ્યોતી સળગી ચુકી છે, અને એ જ્યોતી જગતની માનવજાતીના કલ્યાણ માટે સવીશેષ અગત્યની છે. પ્રત્યેક સંસ્કૃત દેશમાં રાષ્ટ્રવાદની સાંકડી દીવાલો તોડવા તરફ સ્ત્રીઓની મહત્વાકાંક્ષા વલણ લેતી જાય છે. પહેલાંનાં કોઇ પણ સમય કરતાં વર્તમાન સમયે આંતરરાષ્ટ્રીય સંબંધ ખીલવવા માટે સ્ત્રીઓ વધુ વાંચતી, વીચારતી, જાણતી અને રસ લેતી દેખાય છે. પ્રત્યેક વર્ષે દુનીઆના દુર દુરના પ્રદેશોની સ્ત્રીઓ કોઇને કોઇ પરીષદના રૂપમાં એકઠી મળે છે, અને આવી પરીષદોમાં હાજરી આપવામાં પુર્વની સ્ત્રીઓ ખાસ આતુર રહે છે. પુરૂષોને જે વાત સમજતાં વાર લાગે છે તે વાત સ્ત્રીઓ સહજમાં સમજી શકે છે કે, દુનીઆના પ્રત્યેક પ્રદેશની સ્ત્રીઓ છેવટે તો સમાન જ છે, તેમની જવાબદારીઓ પણ સરખી છે. જ્યારે આ જાતની કોઇપણ આંતરરાષ્ટ્રીય પરીષદમાંથી ભાગ લઇને સ્ત્રીઓ પોતપોતાના દેશમાં પાછી વળે છે ત્યારે તેમનામાં એ ભાવના વીશેષ પ્રબળ રૂપ લેતી દેખાય છે કે માનવ કુટુંબના વીશ્વવ્યાપી વર્તુળનો તેઓ એક અગત્યનો ભાગ છે, અને સમસ્ત વીશ્વના પ્રશ્નો તેમજ તેમની ભાવનાઓ એક જ છે. રાજકારણી ક્ષેત્રોમાં પુરૂષો જ્યારે કલહ કંકાસો ઘટાડવા તૈયાર થતા નથી ત્યારે પુર્વ અને પશ્ચીમની સ્ત્રીઓ આમ આશા અને ભાવનાઓમાં એકબીજાને મળીને પુર્વ પશ્ચીમનો સંવાદી મેળાપ સાંધવાની પ્રબળ કડી બનતી જાય છે.



માનવજાતી જો વર્તમાનમાં વીશેષ સુખ સંપાદન કરતાં શીખે તો ભવીષ્ય આપોઆપ સુધરી જાય.

...

સ્વતંત્ર વીચાર સ્વતંત્ર જીવનને માર્ગે મનુષ્યોને વાળે છે.

'નવયુગ' તરફની તમારી મમતા તમે એને માટે વાચકોનું જેટલું મંડળ વધારો તે ઉપરથી જ આંકી શકાય.

...

મોટામાં મોટા અને બુરામાં બુરા ભયની લાગણીઓ અજ્ઞાનતામાંથી જ જન્મે છે.

# વેવલો—બબુચક!

: લેખિકા :

કુમારી
રોહીણી

સેતાન ફળીઉં
સુરત : સોમવાર, સંધ્યા સમય

પ્રિય મૃદુલા

તું છેલ્લી સુરત આવી ત્યારે મારે તને એક ઘણીજ રમુજી વાત કહેવાની હતી, પણ બીજાં બધાં કામમાં આપણે એટલાં રોકાઇ ગયાં કે હું તને એ વાત કરવાનું યાદજ કરી ન શકી.

આપણે સ્ટેશન સુધી સાથે હતાં અને સ્ટેશને આવ્યા પછી તારી મુંબ.ઇની ગાડી કોઇક કારણને લઇને મોડી પડી ત્યારે મારો વીચાર એ વાત ઉપાડવાનો હતો, પણ વેઇ-ટીંગ રૂમમાં તને તારી કોલેજની મીત્ર મળી અને તું એની સાથે બીજી વાતે ચડી એટલે મેં તને પત્રથીજ એ રમુજી કથા જણાવવાનો નીશ્ચય કર્યો હતો.

વાત આવી છે :

અહીંનો એક છોકરો મને ચહાય છે, તું આ વાંચીને હસતી નહીં, અને 'રોહીણી જીવનભર અપરીણીત રહેવા માગે છે, ત્યાં આ પ્રેમ વળી શ્યો?' એવો ઉતાવળો વીચાર કરવા પણ બેસતી નહીં.

પેલો મને ચહાનારો મારી પાછળ મરી મીટે છે, એટલો કે એ બીચારો આખી રાત મારાંજ શમણાં જુવે છે, દીવસે પણ એને પ્રત્યેક વસ્તુમાં રોહીણીનાંજ દર્શન થાય છે. એનાજ શબ્દોમાં કહું તો એ બીચારો મારે માટે "મરી મીટવા તૈયાર છે." મારા

'ચરણની રજ અડવામાં' એ "જીવનનું સાર્થક્ય માને છે." મારી સાથે "એક જ વખત દેવાને હાસ્ય વડે તેટલી ધરાઇ ધરાઇને વાતો કરવા મળે, તોપણ" એને "સંસારમાં સદેહે સ્વર્ગ મળે તેમ છે!"

તને આ બધું વાંચીને હસવું આવશે. કદાચ તારા તોફાની સ્વભાવ પ્રમાણે તું એમ કહી નાખીશ કે: "દોસ્ત, રોહીણી! ત્યારે હવે વીલંબ શા સારૂ કરે છે? જે તારે સારૂ આટલી ભાવના ખીલવી બેઠો છે તેને તું પસંદ કરી લે અને, એક નૌજવાનના હૃદયની અધીષ્ઠાત્રી બની જીવન સુખ અને સંતોષમાં નીર્ગમન કર."

મૃદુલા! એવા વીચાર કરવાની તારી મસ્તીખોર ટેવ હોવાથી વીષયાંતર કરીને પણ આટલું વચ્ચે લખવું પડ્યું, હવે મુળ વીષય ઉપર આવીશ.]

મારા એ પુજકને મેં એક દીવસ જોયો, કહો કે એને જોવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું. અને એનો દેખાવ જોઇને હું દીવાનખાનામાં ગઇ ત્યારે એકલી એકલી દશ મીનીટ સુધી હસ્યા જ કરી.

એ બીચારા ભલા, પામર માણસની જરા યે ઠેકડી કરવાની ઇચ્છા ન હોવા છતાં, અને મને એની પારાવાર દયા આવતી હોવા છતાં મારે કહેવું પડશે કે, એ ભયંકર વેવલો છોકરો જ હતો! જાણે જીવતું મુર્દું! પોતાને નૌજવાન કહેવડાવતા આવા વેવલાઓ હીંદમાં થોડા ઘણા નહીં પણ અનેક છે, અને તેથી જ સ્વરાજ હાથ વહેંતમાં હોવા છતાં, પેલી લોકકથાની રબારણનું આભલું દુરને દુર ગયું હતું, તેમ દુરને દુર નાસતું જાય છે.

રોહીતભાઇને તો એ પામર છોકરાના બીચાવલાપણા માટે એક વખત એટલી રીસ ચડી કે તે તો કહે :"સાળાનું માથું જ રંગી નાખું અને હાડકાં પાંસળાં એટલાં ખોખરાં કરી નાખું કે, ફરીથી તારૂં નામ જ લેવાની હીંમત ન કરી શકે." પણ મેં રોહીતભાઇને ઠંડા પાડ્યા. મેં એમને કહ્યું: "પચીસ વર્ષ પહેલાંના છોકરા જેવી તમારે આવી લાગણી રાખવી ન જોઇએ, તમારા જેવાઓને તાકાત બતાવવાની હોય તો એવાં જીવંત મુર્દાં સામે નહીં, પણ આપણી ગુલામીનાં બંધનો સામે. ભાઇ, એ મારી પાંસે દીવાનો બન્યો છે એવું બધે કહેતો ફરે છે છતાં મને એ બીચારા વેવલા, પામર જંતુની દયા જ આવે છે. દશ વીશ વર્ષ પહેલાંની છોકરીઓની જેમ હું તેથી ચીડાતી કે ગભરાતી નથી. મને તો એ રમકડાનાં વેવલાવેડાથી આનંદ થાય છે અને રમુજ મળે છે."

"પણ એ છે કોણ?" એવું તું કંટાળીને પુછીશ. ખરૂં છે, મેં વાતને સળંગ કહેવાને બદલે જેમ તેમ કહેવા માંડી હવે સળંગ હકીકત લખું છું.

એનું નામ છે ભગવાનલાલ. એણે મારી ઉપર લખેલા પત્રમાં પોતાનો જે પરીચય આપ્યો છે, તે પ્રમાણે તો એનું વય ૨૨–૨૩ વર્ષનું હોવું જોઇએ, પરંતુ એનો દેખાવ જોઇને એનાં વર્ષ ઉપરથી ચીડ ચડે. મુઠીભર હાડકાં, ભાગ્યે ૨૪ ઇંચની છાતી હશે, સાડા ચારેક ફીટ ઉંચાઇ, વજનમાં કદાચ જ ૮૦ રતલ હોય, છાતીમાં મોટા ખાડા, ક્ષયરોગીલું શરીર, આંખો અંદર ઉતરી ગયેલી, તેની નીચે કાળાં કુંડાળાં, ડાચાં મળી ગયેલાં ને જડબાનાં હાડકાં ઉપર તરવરતાં, એ બધું ઓછું હોય તેમ એક દાંતે ખાસ બંડ કરીને નીચલા હોઠને ઢાંકી દેવા કાયમ બહાર રહેવાનો પ્રયત્ન કરેલો! આવા વેવલા–બબુચકને માણસ જ કહી શકાય કે કેમ, એ જ મોટો પ્રશ્ન છે. એ હાલી ચાલી

શકે છે, શ્વાસ લઇ શકે છે, ખાઇ શકતો હશે [નહીં તો જીવે નહીં], પ્રણયની લાગણીમાં જીવતો સળગી શકે છે, લખતાં વાંચતાં અને ગોઠવી ગોઠવીની પત્રો લખતાં જાણે છે, પણ એનામાં ચેતન, મર્દાઇ, જીવંતપણું, નૌજવાનોને છાજતી અક્કડાઇ કશું જ ન મળે. ગરીબ બીચારો વેવલો બણુચક. મૃદુલા! સાચું કહું, મને એની એટલી દયા આવે છે કે, જો બાપાજી અને બા પરવાનગી આપે તો એના સંતોષની ખાતર મારે ત્યાં ઘરકામ માટે નોકર રાખું.

ગયા વર્ષમાં એણે મારી ઉપર ઉપરા ઉપરી બે કાગળો, એના શબ્દોમાં કહું તો 'પ્રણય પત્રો' લખ્યા હતા, એ વાંચવા જેવા છે. ગુજરાતી નૌજવાનોના નમુના કેવા હોય છે, તેનું જો એકાદ સંગ્રહસ્થ સુરત કે મુંબઇમાં ઉભું કરવામાં આવે તો તે પત્રો એમાં અગત્યનું સ્થાન ભોગવે તેવા છે. તું અહીં હતી ત્યારે વખત મળ્યો હોત તો તને એ વંચાવત. એ તો રહ્યા બીચારા પ્રણયી, એટલે એને થોડેથી ઓછો જ સંતોષ થવાનો હતો? પેલા યક્ષે જેમ મેઘને કલાકો સુધી પ્રીયા માટે સંદેશો આપ્યો છતાં તેને સંતોષ ન થયો, તેમ મારા પર મરી ફીટનારો ભગવાનલાલ આઠ દશ પાનાનો પત્ર લખે છતાં એને સંતોષ થતો નથી. એ પત્રમાંનાં અવતરણો ઉતારવા બેસું તો પણ પાર આવે તેમ નથી. એટલે ટુંકામાં હું તને એનો સાર જણાવીશ. કેમકે તેણે પોતાની પ્રણયપત્રીકાઓમાં પોતાના જીવનની ઝાંખી કરાવી છે!

તે મને એક પત્રમાં આમ સંબોધે છે:

"મારા અંધારમય જીવનાકાશને અજવાળતી પ્રીય ચંદ્રીકા!"

અને પછી લખે છે:

"સુરતના તમારી જ્ઞાતીથી બીજી જ્ઞાતીના એક અજાણ્યા નૌજવાનને તમારી ઉપર આમ પત્ર લખવાની ધૃષ્ટતા કરતાં જોઇ કદાચ તમને આશ્ચર્ય થશે, વખતે મારી ઉપર તમને ક્રોધ પણ થશે; પણ હું તમારો એવો પુજક છું કે તમારી ગમે તેવી લાગણીથી પણ મને તો સંતોષ જ થશે.

"તમે ભાગ્યે જ જાણતાં હશો, પણ ઓ રોહીણી દેવી! તમે મારા હૃદય મંદીરની પવીત્ર પ્રતીમા છો, તમે મારાં રાજરાજેશ્વરી



—ઉપરથી મીઠો, હૃદયસ્પર્શી સ્વર સંભળાયો



હું મારા નોકર ભગવાનને બોલાવી રહી હતી

છો. હું તમારો પ્રેમી છું, પુજક છું, ભક્ત છું અને એ આપની જ આજ્ઞાથી.

"આશ્ચર્ય પામશો નહીં ઓ સુંદરી! જીવનમાં એવા વીરલ પ્રસંગ આવે છે કે જ્યારે સ્થુલ ઇંદ્રીયોને જ્ઞાન થાય તે પહેલાં હૈયે હૈયાનો ચુંબક આકર્ષાઇ જાય છે, આત્મા આત્મા સાથે એકાકાર બની જાય છે, એ વખતે નયનોની કીકીઓ એક જ દ્રષ્ટીપાતે પોતાની શુદ્ધ વાણીમાં યુગ યુગ ચાલવા છતાં પુરી થઇ ન શકે તેવી વાતો કરી લે છે."

"એવો એક દ્રષ્ટીપાત તમે મારી તરફ એકદા ગોપીપુરાના એક રાજમાર્ગે જતાં જતાં કરેલો. યાદ આપું? તમે મારી આગળ ચાલતાં હતાં, હું તમારી વાંસે વાંસે આવતો હતો, તેવામાં કંઇક કારણથી અકસ્માત તમે પાછળ જોયું, તમારી દ્રષ્ટી મારી ઉપર પડી, એકાએક કીકીઓના કેમેરા દ્વારા તમારી છબી મારા હૈયામાં છપાઇ ગઇ, તેવો જ અનુભવ મારે માટે તમને પણ થયો છે. એની હું ખાત્રી ધરાવું છું, તેથી જ હું તમને આપણા પ્રણયની સાબીતી રૂપ આ પત્ર લખવાની હીંમત કરૂં છું."

આ એના લાંબા પત્રનો ટુંકામાં ટુંકો સાર છે. તેમાં તેણે આ પ્રમાણે સહી કરી છે.

લી.

તમારો જ બની ચુકેલો

**ભગવાન**

મૃદુલા! મારા એ 'ભગવાન'નો બીજો પત્ર વળી એ કરતાં યે વીશેષ વીચીત્ર તેમ જ ચમત્કારી છે.

"પ્રીય,—આદર્શમુર્તી!"

એ સંબોધન પછી એ બીચારો લખે છે:

"ગઇ કાલે એકાએક સેતાન ફળીઆમાંથી જવાની તક મને મળી. સેતાન ફળીઆમથી

પધાર થાઉં અને મારા હૃદયમંદીરની રાજરાજેશ્વરીના મકાન તરફ દૃષ્ટી ભરી ભરીને મીટ માંડયાં ન કરૂં એ કંઇ બને? બીજાઓને મન ભલે જુદાં દેવમંદીરો હોય, હું તો સાચો પ્રેમી છું અને મારૂં સાચું દેવ મંદીર તે તમારૂં મકાન જ છે.

"ઓહો! શો ચમત્કાર! હૈયે હૈયાના દોરની શી વીદ્યુત અસર? હજી તો હું પુરો તમારી બારી તરફ જોઉં તે પહેલાં જ ઉપરથી મીઠો, હૃદયસ્પર્શી સ્વર સંભળાયો. રે જરાજેશ્વરી! મને ભલે લોકો તો દીવાનો ગણી કાઢજો, એ મધુર સ્વર હું જીવનભર નહીં વીસ્મરી શકું. ચકોળ અને કોયલના સ્વર સાથે હું એ મીઠા, મનમોહક સુરને સરખાવું તો તમને અન્યાય થાય. કો સુરબાલાની સીતારી સમો એ સુર હતો; કે કીન્નરકંઠી યક્ષ કન્યાના સુકોમળ સુર સમી એ સ્વર લહરી હતી. માનશો? અત્યારે ય હું એ સ્વર લહરીની તરંગમાળામાં ઝુકયાં કરૂં છું.

"મારા કાન મને દગો દેતા ન હોય તો હું કહીશ કે તમે મને જ સંબોધન કર્યું હતું તમે કહ્યું હતું: "ભગવાન, અલ્યા એ ભગવાન!" તમારા મુખમાં એ શબ્દો કેવા શોભી રહ્યા હતા? જાણે કુંદનમાં જડેલી હીરાકણીઓ! ઓહો! તે વખતે જે ઓષ્ઠ ઉપર એ શબ્દો રમી રહ્યા હતા તેની અનેરી શોભા શી ખીલી રહી હતી? એનું વર્ણન મારાથી થઇ નહીં જ શકે.

"અને બરાબર એજ વખતે તમારી દૃષ્ટી મારી તરફ ઢળી અને મારો દૃષ્ટી-દોર તમારી તરફ લંબાયો. બન્ને એક જ સાથે, એક જ સામટાં બન્યાં. આપણી બન્નેની દૃષ્ટીએ દૃષ્ટી મળી. બસ, મેં સદેહે સ્વર્ગ જોયું. મારા જીવનનો એ ધન્ય પ્રસંગ છે. આજે મારૂં જીવ્યું ધન્ય થયું. આજે જ હું સમજી શકયો કે હું તમને જે ભાવથી ચાહું છું, તેવા જ હૃદયના સુકોમળ ભાવોથી તમે ય મને ચાહો છો!

"અને ત્યારે હું એ પુછવાની હીંમત કરી શકું ખરો. કે આપણાં માનસીક લગ્નની માફક સ્નેહલગ્ન કયારે કરી શકાશે?"

બીચારો એ બણુચક જે ઘટના માટે આટલો ઘેલો થઇ ગયો, તે તો સાવ સાદી વાત હતી. હું મારા નોકર ભગવાનને બોલાવી રહી હતી.

છતાં એણે છેવટે લખ્યું હતું. .

"લી.

તમે જેના સ્નેહને સત્કાર્યો છે તે

**ભગવાનલાલ.**

તે પછી ઘણા દીવસ સુધી એ માનવ-પ્રાણી અદ્રશ્ય થઇ ગયું હતું. પરંતુ તે દરમીયાન તેણે સુરતના કેટલાક છોકરાઓમાં એવી વાત ફેલાવી હતી કે, "રોહીણી મને ચહાય છે અને અમારાં લગ્નનું નક્કી થવાનું છે!" મૃદુલા! આ આપણો ગુજરાતનો નૌજવાન!

તે પછી એકાએક છેલ્લા મહીનામાં મને એ બણુચક તરફથી એક રજીસ્ટર્ડ પત્ર મળ્યો. ઘરના નોકરે એ પત્ર લીધેલો. તે પત્ર તો એવો હતો કે આપણું આખુંયે સખી મંડળ તે વાંચીને હસી હસીને થાકી ગયું.

એ તો પડકાર પત્ર [અલ્ટીમેટમ] હતો! તેણે એમાં મને નવું જ સંબોધન કર્યું હતું;

"પ્રીય રોહીણી,"

અને પત્રમાં બહુવચનને બદલે એક વચન વાપર્યું હતું. તેનો સાર તને જણાવી જાઉં:

"વહાલી રોહીણી, છેલ્લાં તારા મકાનની બારીમાંથી તેં મને બોલાવ્યો ત્યારથી મારો એ નીશ્ચય જ થઇ ચુકયો છે કે, તું મારી

અને મારી જે થઇ ચુકી છે. તારી કીકીઓમાં ત્યારે મેં મારી પ્રતીમા રમતી જોઇ હતી.

"હમણાં હું મુંબાઇમાં છું. હવે આપણે સ્વતંત્ર રીતે રહી શકીએ તેવી સ્થીતીમાં હું છું. એથી તને આ પત્રથી જણાવું છું કે, આપણા લગ્નનું નક્કી કરી નાખીએ તો ઠીક.

"અહીં તને ઓળખનારા કેટલાક છોકરાઓને મેં આ વાત કરી ત્યારે તેમણે મારી મશ્કરી કરી. તું મારી સાથે કદી પણ લગ્ન ન જ કરે એમ કહેતાં એમણે મને કહ્યું: 'ભગવાનલાલ. રોહીણી તો બી. એ. વર્ગમાં છે અને તું તો પુરો મેટ્રીક પણ થયો નથી.' મેં એનો ઉકેલ તેમને આમ બતાવ્યો: "તેથી શું થયું? હૃદયના શુદ્ધ પ્રેમીઓ શીક્ષણની અસમાનતાને જોતાં નથી. છતાં હું મારી રોહીણીનો આગળ અભ્યાસ અટકાવીશ, અને એ રીતે અમે બે સમાન થઇએ તેવો પ્રયાસ કરીશ.

"હવે આ પત્ર છેલ્લો જ સમજજે. મારાથી વધુ વખત હવે તારાથી વીખુટા રહેવાનું બને તેમ નથી, માટે આ પત્રથી તને ચેતવણી આપું છું કે, આ કાગળ મળ્યા પછી એક પખવાડીઆની અંદર તું મારી સાથે લગ્ન કરવા તૈયાર થા, નહીં તો પછી મારે તને હમેશને માટે નીરાશ કરવી પડશે,—જો પંદર દીવસની અંદર તારો હકારનો જવાબ નહીં મળે તો આજીવન બ્રહ્મચારી રહેવાનો મેં નીર્ણય કર્યો છે.

લી૦

તારો જ

**ભગવાન"**

સ્ત્રીઓના પડછાયા પાછળ દીવાનાં બનનારાં આવાં માનવજંતુઓ ગુજરાતમાં કેટલાં હશે? તને એમ નથી લાગતું કે આવા કમઅક્કલ વેવલાઓને પુરેપુરા બનાવવા માટે, એકાદ સરસ છટકું રચવાની જરૂર છે?

તારી જ

**રોહીણી**

---

સુખ એ જ સાચું કલ્યાણ અને દુઃખ એ ખરેખરૂં અકલ્યાણ છે. એથી જ પ્રગતીના પ્રત્યેક માર્ગ માનવજાતીનું દુઃખ ઘટાડી સુખ વધારનારા હોવા જોઇએ.

...

ભવીષ્યનાં ધામીક સંઘર્ષણો કોઇ ધર્મ, મત કે પંથોની વચ્ચે નહીં પણ પ્રત્યેક જાતના આધ્યાત્મવાદની અને ટોળાંની સભ્યતાની સામે જ થવા સર્જાયાં છે.

ધર્મ એ નીર્ધનો તેમ જ કચડાયેલાઓને તેમને કચડનારાઓ તરફથી યોજવામાં આવેલી સમાજરચના સહન કરી લેવાનું શીક્ષણ આપનારી એક યુક્તી જ છે.

...

અદ્રશ્ય વસ્તુને ભુલી જવી તેમાં પાપ કે ગુન્હો નથી. તેના સંશોધકારક અને સાચા પુરાવા રજુ કરવા તે કાર્ય ધર્માચાર્યોનું અને શાસ્ત્રીઓનું છે.



# સંસાર નો



## ઉંબર ઓળંગતાં—

: લેખિકા :

**શ્રીમતી કમળાબહેન પંડયા**

પિયરનો પ્રદેશ છોડી સાસરીની સીમામાં પ્રવેશનારી, સંસારમાં કૌમાર્યનો ઉંબર ઓળંગી ગૃહસ્થાશ્રમને આંગણે ઉભેલી બહેનોને માટે કંઇક લખી મોકલવું 'નવયુગ'ના નારીવીભાગના તંત્રી બહેનનું આમંત્રણ મળતાં, મેં મેળવેલા અનુભવ ઉપરથી મારી જુવાન બહેનોને ગૃહીણી તરીકે મને જરૂરતી લાગેલી એવી વાતો લખવાની ધૃષ્ટતા કરું છું, તેનો નરક્ષીર ન્યાયે ઉપયોગ કરવાની મારી ભલામણ છે.

માતા પીતાને આંગણે હસતી, ખેલતી, સ્વતંત્રતા અનુભવતી, પીયરીઆંની મીઠી મમતા અને લાડકોડની લ્હાણ લ્હાણતી કન્યાઓ, લગ્નનાં બંધનથી બંધાય ત્યારે એ જીવનપલટો કેવો વીષમ લાગે છે, તે માટે વીવેચનની જરૂર નથી.

તેમાં પણ જેમને પરણીને પારકાં બનવા પરદેશ સમા પારકા ગામે જવાનું હોય છે, તેને તો સંસારની એ વસમી વાટો ઓળંગવી કેવી ભયંકર લાગે છે, તે તો અનુભવ વીના સમજી ન શકાય એવી ઘટના છે.

અત્યારની દશામાં લગ્ન સંબંધથી જોડાનાર કન્યાને શ્વસુરપક્ષના લગભગ કોઇ પણ માણસની સાથે ઓળખાણ હોતી નથી. અરે, જેની સાથે તે પરણે છે તે પુરૂષ [કે યુવક] પણ તેને માટે દુનીઆના અનેક અજાણ્યા પુરૂષોમાંનો એક હોય છે.

એટલે પરણીને પ્રથમ સાસરે સીધાવનારી કન્યાને પહેલી વખત તો છેક જ અજાણ્યા સ્થાનમાં અને અજાણ્યા મનુષ્યોમાં વસવા જવાનું થાય છે.

સ્ત્રીઓની એક તો સ્વાભાવીક શરમાળ પ્રકૃતી હોય છે, તેમાં પણ આપણા સમાજની અનેક ન્યાતોમાં 'વહુ'ને માટે લાજ, શરમનાં અનેક બંધનો તૈયાર હોય છે. ઘણી ન્યાતોમાં ઘુંઘટાનો રીવાજ હોય છે, તેવા રીવાજવાળી ન્યાતની 'વહુ'થી મોટેથી બોલાય નહીં, રસોડામાં પણ ખુલ્લે મોઢે જમાય નહીં એવાં સખ્ત બંધન હોય છે.

આ સ્થીતીમાં અજાણ્યાં માણસોમાં સમાસ કરતાં 'વહુ'ને બહુ જ વીટંબનાઓ પડે છે. ભુખ તરસને પણ મારવાં પડે છે, ઉપરાંત બીજી અનેક અગવડો વેઠવી પડે તે જુદી.

છતાં આવી ભારે પ્રતીકુળતાઓને પણ અભણ, ઓછાબોલી; એકલાં કયાંય મુસાફરી કરવાના અનુભવ વીનાની હીંદુ કન્યાઓએ, ભગીરથ આત્મસંયમથી નીભાવી લીધી છે. આ પ્રતીકુળતાઓ ઘણી વખત તો જેલ કરતાં યે વધારે મુશ્કેલ હોય છે. પરંતુ મુશ્કેલીઓ વટાવવી એ તો હીંદુ બ્હેનોનો સહજ સ્વભાવ થઇ પડયો હોય છે.

આ બધી કઠણાઇઓમાં અનેક વખત સાસુ નણંદોના પ્રત્યક્ષ તેમજ પરોક્ષ, મોટા કે નાના સીતમો ઉમેરો કરે છે. ત્યારે તો બીનઅનુભવી, અજાણી બાળાની મુંઝવણનો પાર રહેતો નથી.

કેટલીક ન્યાતોમાં વળી આવે સમયે અનેક જાતની રૂઢીઓની ન ભેદી શકાય તેવી જાળી ગુંથાયલી હોય છે, તો વળી કુળવાન અકુળવાનના ભેદવાળી ન્યાતોમાં કરીયાવરના અને એવા બીજા નાના મોટા ઝઘડા લગ્ન સમયે થતાં, તેનું બધુંજ વેર, પરણીને આવેલી કન્યા ઉપર લેવાનાં કારસ્થાનો તેનાં કુળવાન સાસરીયાંએ કરી રાખ્યાં હોય છે.

ઘણી ન્યાતોમાં લગ્ન પછી કેટલાં યે વર્ષ સુધી 'વહુ'ને ઘરમાંના કેટલાએ હક મળતા નથી. કેટલીક ન્યાતોમાં અમુક વખત સુધી રસોડામાં જવાનો અધીકાર મળતો નથી, તો બીજી કેટલીક ન્યાતોમાં પોતાના પતી સાથે કોઇના દેખતાં વાત કરવાની છુટ નથી, તો વળી કોઇમાં પોતાના સંતાનને સુધ્ધાં બીજાઓના દેખતાં રમાડવાનો અધીકાર માતા થનારીને સાંપડતો નથી.

આવા તો અનેક સંતાપો અને યાતનાઓની કથાઓ લખી શકાય તેમ છે. પરંતુ જ્યાં સુધી સમાજનું આખું યે બંધારણ ન ફરે અને તેનું કલેવર ન બદલાય ત્યાં સુધી સંસારને ઉંબરે ઉભેલી બહેનોને એ બધી અગવડો હીંમત અને ધીરજથી સહન કરી, એ બધી અનેક વાંકીચુંકી અને કીકટ કેડીઓમાંથી માર્ગ કર્યેજ છુટકો છે. અને તે માટે કોઇ પણ હીંદુ બહેનને કશુંજ શીખવવું પડે તેમ નથી. અંગ્રેજી લશ્કર માટેની કહેવત એક વખત વાંચી હતી તે કહેવતનો અર્થ એવો છે કે, "કોઇ



ઘણી ન્યાતોમાં ઘુંઘટનો રીવાજ હોય છે.

પણ માણસને ખાખી કપડાં પહેરાવો એટલે વખત પડે તે પોતાની માતાની સામે પણ ગોળી છોડવાની ના નહી પાડે!" એ કહેવતને ઉલટાવીને હીંદુ 'વહુ'ને માટે જો નવી કહેવત બનાવવી હોય તો એમ કહી શકાય કે "કોઇ પણ કન્યાને પરણાવીને સાસરે મોકલાવો, એટલે સાસરવાસના તમામ સીતમોને તે સહન કરનારી બની શકશે."

એટલે એ સંબંધમાં વીશેષ લખવાની જરૂર મને જણાતી નથી.

## મળતાવડાં બનો

**સાસરે** સીધાવતી બહેનોને સહુથી પહેલી મારી એ સલાહ છે કે, તેમણે મળતાવડા સ્વભાવનાં બનવું. ગમે તેવાં કઠોર માણસો પણ સામેથી મીઠાશનો અનુભવ થતાં નરમ બને છે. તેમનો સ્વભાવ ખાસ ન બદલાય, તો પણ જો આપણે તેમને આપણી સામે કઠોરતા બતાવવાનું કશું જ કારણ આપીએ નહીં તો, તે આપણી સાથેના વર્તનમાં કંઇક નરમાશ બતાવે છે, અથવા તો ઓછામાં ઓછાં કઠોર બને છે.

ઘણી બહેનો સાસરીયાં પોતાનાં સામેવાળાં છે એમ માનીને જ બેસે છે. તે એમની ભુલ છે. જ્યાં સુધી એવો અનુભવ થાય નહીં ત્યાં સુધી તમારે એવું માની લેવાનું કંઇ જ કારણ નથી. એમ કરવાથી તો ઉલટાં આપણે આપણા મારે હાથે કરીને પ્રતીકુળ સંજોગ ઉભા કરીએ છીએ.

એવા કેટલા યે બનાવો મારા ધ્યાનમાં છે કે, જેમાં આ જાતની અગાઉથી બાંધી લીધેલી માન્યતાથી સાસરીયાં અને વહુઓની વચ્ચે લડાઇઓ જાગી હોય છે.

મળતાવડો સ્વભાવ એ મોટામાં મોટો સદ્‌ગુણ છે. એવી અનેક સરળ, સાદી અને ભલી બહેનો મેં જોઇ છે કે જે દીલમાં નીખાલસ અને પ્રેમાળ હોવા છતાં, મળતાવડા સ્વભાવની ખામીને લીધે, અભીમાની, અતડી વગેરે વીશેષણોને પાત્ર બની છે.

એક બહેનનું ઉદાહરણ ધ્યાનમાં લેવા જેવું છે. તેનું કુટુંબ ઘણુંજ નાનું છે. પતી, પત્ની અને સાસુ બધાં સંતોષ અને સમાધાનથી રહે છે, પરંતુ મળતાવડા સ્વભાવની ખામીને લીધે તે બહેન પોતાની સાસુ સાથે બીના કારણે અતડાં રહેતાં લાગે છે. જો કે તેમ કરવામાં એ બહેનનાં દીલમાં કશું ખાસ કારણ નહોતું, પરંતુ એમનાં મળતાવડા સ્વભાવની ખામીને લીધે તેમનાં સાસુને એમ લાગતું હતું કે, વહુ જાણી જોઇને તેમની તરફ બેકાળજી રાખે છે. એ બહેનને એમના પતીએ બહુ જ આગ્રહ કર્યો, બીજા કશાની ખાતર નહીં તો પોતાની ખાતર સાસુની સાથે હસતે મુખે, ખુલ્લા દીલે વાતો કરવાની ભલામણ કરી, પણ પેલાં બહેનમાં મળતાવડા સ્વભાવની ખામીને લીધે છેવટ સુધી તેમનાથી પોતાના બહારથી દેખાતા અતડાપણાના રોગમાંથી છુટી શકાયું નહીં, અને બીના કારણે એમના કૌટુંબીક જીવનમાં કુસુપ જ રહી ગઇ.

## ઉદારતા કેળવો

**મળતાવડા**પણાના જેટલી જ જરૂર ઉદાર સ્વભાવની છે. તમે શેરીમાં રહેતાં હો, મુંબાઇ જેવા શહેરના માળામાં રહેતાં હો કે એકાદ પરાના બંગલામાં વસતાં હો, તો પણ સ્વભાવની ઉદારતાની તમને જીવનમાં ઘણી જ જરૂર પડશે.

કેટલીક બહેનો સ્વભાવે બહુ જ સાંકડી અને કંજુસ હોય છે. તેથી તેઓ ઘરખર્ચમાં પૈસાની નજરે કશો જ લાભ કરી શકતી નથી, છતાં પોતાના સાંકડા સ્વભાવથી તે સર્વ સ્થળે અપ્રીય થઇ પડે છે.

તમારા પતીનું સ્નેહી મંડળ વીપુલ હોય, તેના મીત્રો વારંવાર તમારે ત્યાં આવતા હોય, ઘણી વખત તેમને તમારા પતી જમવા બોલાવતા હોય, અનેક વખત તેઓને ચા પીવા નોતરતા હોય; તમે તે વખતે એમને જમાડવાની કે ચા પાવાની

ના તો ન જ પાડી શકો, છતાં જો તમે સાંકડા મનનાં હો તો વહામાં લગાર દુધ ઓછું નાખો, કે જમાડતી વખતે મોઢું ચઢાવો. એથી તમારા પતીનાં સ્નેહી-મીત્રોને જરૂર માઠું લાગે, અને તમારું બધું ખર્ચ તેમ જ મહેનત નકામાં જાય.

પડોશમાંથી કોઇક બહેન થોડેક આવો, કે દુધ અથવા દહીં કે લીલો મશાલો લેવા તમારે ત્યાં આવે, તેમને એ વસ્તુ આપવાથી તમે કંઇ ગરીબ ન થઇ જાઓ, પણ જો તમે સાંકડા મનનાં હો તો, પાડોશી તરીકે તમે એને એટલાં યે ઉપયોગી થવાની ના પાડો, તેમ કરતાં 'બહેન, હમણાં જ એ વસ્તુ થઇ રહી!' કહીને જુઠું બોલો; એથી તમને પોતાને નુકશાન થાય, એટલું જ નહીં પણ પાડોશીઓમાં તમે અળખામણાં થાઓ અને તમારી જરૂરની વેળાએ તમને કોઇ કામ ન આવે.

ઉદારતા એ કંઇ ઉડાઉગીરી નથી, તેમ તેવડ એ કંજુસાઇ નથી એ વાત માં વીસરતાં.

અને આવી ઉદારતા કંઇ આટલી જ બાબતમાં બતાવી શકાય છે એમ નથી સગામાં કે પડોશીમાં કોઇ માંદું હોય તો તમે તમારા ઉદાર સ્વભાવને લીધે એને મદદગાર થઇ શકો, કોઇના મનની મુંજવણ પણ તમે એથી દુર કરી શકો. એમાં ખાસ નુકશાન કશું થાય નહીં અને તમારે માટે ચોગમ સારી સુવાસ ફેલાય.

કેટલીક બહેનો એવી અનુદાર જોઇ છે કે, પોતાના શીવાયના કુટુંબના માણસોમાં કપડાં ધોવા જેવી બબતમાં સાબુ જેવી ચીજ વાપરવામાં પણ ભેદ બતાવે, કુટુંબમાં એકાદ દીયર કે નાનકડી નણંદ હોય અને તેમની તરફ એનો પતી સમભાવ રાખે તો તે મનમાં ને મનમાં બળ્યા કરે, આથી એ બહેન પોતાને જ નુકશાન કરે છે. કેમકે કૌટુંબીક જીવનમાં ઉદારતા એ તો પરસ્પરનો વ્યવહાર છે. છતાં સામો પક્ષ ઉદારતાનો જવાબ ઉદારતાથી ન આપે તો પણ તેમાં આપણે ખાસ કશું ગુમાવવાપણું હોતું નથી. એ સુત્ર સ્વીકારીને ચાલવાથી છેવટે તો આપણને જ લાભ થાય છે.

**શ્રી.** કમળા બહેનની આ અગત્યની લેખમાળાનો વધુ ઉપયોગી ભાગ આવતા અંકમાં જરૂર વાંચજો.

જેમ નવી, તાજી, લીલી કુંપળોને સ્થાન આપવા માટે જુનાં પાકી ગયેલાં પાંદડાં ખરી પડે એ કુદરતી ક્રમ છે, તેમ નવીન વીચારોને માટે સ્થાન કરવા જુના વીચારોને જરૂર અદ્રશ્ય થવું જ પડવાનું છે.

આસપાસનું વાતાવરણ સ્વચ્છ નજરે જોઇ શકનારાઓની એ ખાત્રી થઇ જ ચુકી છે કે સામાજીક ક્રાંતી થવાની જ છે. તેનાં પગલાં સંભળાય એટલે નજીક તે આવી પહોંચી છે.

# સળગતો સંસાર

: સંગ્રહ કરનાર :

**એક બ્હેન**

દેશભરમાં સ્વતંત્રતાની માગણી થઇ રહી છે. છતાં સ્ત્રીસમાજને હજી પરાધીનતાની કરમી બેડીઓમાંથી મુક્ત કરવા કોઇ તૈયાર થતું નથી. એ ઉપરથી એમ સમજવાનું નથી કે સ્ત્રીજાતી હવે વધુ વખત મૌન સેવીને બેસી રહે.

વડોદરા યુવક સંઘ ઉપર થોડા સમય અગાઉ કેટલીક વીધવા બહેનોએ મદદની માગણી કરનારો અને પોતાને સારૂ સંગદીલ સમાજ પાસે પુનર્લગ્નના માર્ગ ખુલ્લા કરાવવા દીલ પીગળાવનારો પત્ર લખ્યો હતો. તેમાંથી અગત્યના કેટલાક ફકરાઓ નીચે આપ્યા છે, તે વાંચવાથી વીધવા બહેનોની કળકળતી આંતરડીનો લાગણીવાળાં સ્ત્રી પુરૂષોને કંઇક ખ્યાલ આવશે.

એ બહેનો લખે છે:

અમો બાળ વીધવાઓ છીએ. અમારી ઉમ્મર અત્યારે સત્તર વર્ષની છે હજુ તો હમારે કેટલા દીવસ લેવાના છે. અમારાથી બ્હાર પણ નીકળી શકાતું નથી. કારણ કે આજકાલના લોકો કેવા ખરાબ છે. પ્રભુએ અમને રૂપ આપેલ છે તેવું કરમ નથી.

.........

અમે માબાપના ઘરે ઓશીયાળા થઇને રહેલાં છીએ. અમારે તો બધા તરફથી ઠોસા ખાવાના છે. માબાપ કહેશે કે અમે અભાગીઓ તો ગભરાઇને મરીએ છીએ.

.........

અમારા બાપ તો અમને રાંડ બોડીઓ કહ્યા વગર બોલાવતા નથી. મા તો અમારી સાથે દરરોજ લડે છે. અમારાથી આવાં દુઃખો સહન થતાં નથી. અમારાથી અમારા માબાપના કશબ્દો સહન થતા નથી. હંમેશાં અમારાં લોહીનાં પાણી થાય છે.

.........

અમે તો બહુ જ દુઃખી છીએ અમારૂં મન જાણે છે એક તો આજ કાલની દુનીઆં કેવી ખરાબ થઇ ગઇ છે. બીજું અમારૂં કોઇ રહેલ નથી. મારે લોકો બહુ જ પાછળ પડે છે જેટલા ઘરડા માણસ છે તેટલા તો એમ કહે છે કે પુનર્લગ્ન કરવાનો રીવાજ કાઢો તો આપણું નાક જાય. પણ હવે આજકાલના જમાનામાં ૨૦–૨૫ વર્ષની છોકરી કરીને લગ્ન કરે છે. તેમાં શો લાભ તે કરો કે વીધવાના ફરીથી લગ્ન કરો તે બધું એક જ છે. પણ મુરખા લોકો જરા સમજતા નથી.

.........

માટે અમે વીધવા બ્હેનો યુવકસંઘના આગેવાનોને હાથ જોડી વીનંતી કરીએ છીએ કે આપે મહોલ્લે મહોલ્લે સભાઓ ભરીને બ્હેનોને પીકેટીંગના કામમાં ઘરની બહાર કાઢયાં તેમ તમો મહોલ્લે મહોલ્લે સભાઓ ભરી પુનર્લગ્નનો રીવાજ શરૂ કરાવો. અમે આપનો ઉપકાર જીંદગી પર્યંત ભુલીશું નહીં. આપ બહાદુર છો; પરવાનગી વગર વડોદરા શહેરમાં 'સરઘસ કાઢયું.

અને પોતે જેલમાં ગયા હીન્દના માટે જેમ બને તેમ તમે મહેનત કરો છો માટે ભાઇઓ અમારા ઉપર દયા કરો તો સારૂં.

.........

અમો આપને પ્રણામ કરી વીનંતી કરીએ છીએ કે અમારા દુઃખમાં આગળ પડતો ભાગ લો તો સારૂં. આપ ઘણા બહાદુર છો તો જેના વીરા આટલા બહાદુર હોય તેની બ્હેનો આવાં દુઃખમાં રહે, અમને આશા છે કે તમો અમને આ દુઃખરૂપી સમુદ્રમાંથી તારશો. ભાઇઓ અમે અમારૂં નામ આપતા નથી કારણ કે કોઇ જાણે તો અમોને ઝાડે ચઢાવે.

.........

ભાઇઓ, આ ગરીબ ગાય જેવી અબળાઓ ઉપર દયા કરીને આ કામની અંદર કાળજી રાખીને કરશો. હવે બીજા પત્ર લખવો નાં પડે. મોટા શેઠોને મળીને પણ આ કામ જેમ બને તેમ ઉતાવળે કરી આપશો તો અમો આપનો આભાર માનીશું. અમારા લખવામાં કશો ગુનો થયેલો હોય તો માફી માગીએ છીએ.




'પ્રીતીલીનાં વચનથી દીધો મેઘને આવકાર'



વર્ષ: ૩ જું. — અંક: ૯ મો

## ::માસિક મનન::

તંત્રીસ્થાનેથી

છેવટે ગાંધીજીએ વીલાયતને પંથે સફરી જહાજમાં પ્રયાણ આદર્યાં. અનેક મહીનાઓ સુધી આશા, નીરાશાના ઝુલા ઉપર સહુને ઝુલતા રાખીને એ મહાપુરૂષે આખરે સીમલાને શીખરેથી શ્વેત સન્મીત્રોના આશીર્વાદ મેળવી, ખાસ ખાસ ટ્રેઇને મુંબાઇ આવી 'રાજપુતાના'માં બેસી સમસ્ત વીશ્વની કુતુહલ વૃત્તીને હાલ તુરત તો શાંત પાડી છે.

ડોળા ખુબ ખેંચાવી ખેંચાવીને મોડા વર્ષતા વર્ષાદના આગમન પહેલાં વાદળોની દોડાદોડ, વીજળીના ચમકાર, આથડતા મેઘનાં ગર્જન થાય. એ આવ્યો, એ આવ્યો, એવી આતુર જનતાને આશા બંધાય અને વળી એકાએક પવન ફુંકાવા માંડતાં મુશળધારે તુટી પડશે એવી આશા આપનારો વર્ષાદ, આતુર જનતાને નીરાશામાં ડુબાવી દઇને અદ્રશ્ય થઇ જાય, વાદળાં વીખરાઇ જાય, ગર્જન શમી જાય અને વીજળીઓની પટાબાજી અલોપ થઇ જાય તેમ, ગાંધીજી જરૂર વીલાયત જવાના જ છે એ જાતનું તમામ વાતાવરણ ખડું થવા છતાં, એ વાતાવરણના જોર ઉપર સટ્ટાના શોખીનોને તેજી મંદીના દાવ ખેલવાની તક આપી, જનતને છેવટ સુધી અજ્ઞાનતાના અંધારામાં રાખી, છેક છેલ્લી ઘડીએ 'હું મુલતાનમાં જઇ શકતો નથી' એવું કહી 'મહાત્માજી વીલાયત જશે કે તુરત હીંદને સ્વરાજનું સત્વ મળી જ જશે' એવું માની બેસનારાઓને તેમણે અનેક વખત નીરાશ કર્યા હતા.

પરંતુ અમે તો માનતા જ હતા (અને અમારી એ માન્યતા આ કરંડીકાઓમાં અગાઉ જણાવી પણ ગયા છીએ) કે, ગાંધીજી વીલાયત ગયા વીના રહેવાના જ નથી. કેમકે જો પોતે વીલાયતની મુસાફરી માંડી વાળે તો, એમના પરદેશી મીત્રોને આઘાત થાય તેમ હતું, લોર્ડ અરવીનને બહુ જ માઠું લાગે તેમ હતું અને એમના સત્કાર તેમ જ સન્માનની તૈયારીઓ કરી રાખનારાંઓ નીરાશ બની જાય તેમ હતું. એ બધાંનાં દીલ દુઃખવવાં તે ગાંધીજી જેવા સાધુ પુરુષને માટે બહુ જ મુશ્કેલ હતું. તેમ ન બને અને વીલાયત પ્રયાણનો માર્ગ સરળ થાય તે માટે મહાત્માજીએ દીલ્હીના કરારનું પાલન કરવા ખાસ કરીને મહાસભાવાદીઓને અને સામાન્ય રીતે દેશના વીવીધ પક્ષવાળાઓને પારાવાર આગ્રહ કરવો

ચાલુ જ રાખ્યો હતો. પરંતુ ગાંધીજી ધારતા શું હતા અને નોકરશાહી કરતી શું હતી ? એ ગહન પ્રશ્ન હતો. કલેક્ટરો અને કમીશ્નરો સાથેની મસલતો માટે ગાંધીજીને જે દોડાદોડી કરવી પડતી હતી તેથી એમના હ્રદયમાં થતી વેદનાઓનો આછો ખ્યાલ જનતાને આવ્યો હતો જ, તો પણ પેલાદી ચોકઠાએ એમને વીલાયત જતા અટકાવવા માટે કેવી યુક્તીઓ આદરી હતી, અને કરાર પાલનમાં કેવાં અને કેટલાં વીઘ્નો ઉભાં કર્યાં હતાં, તે તો નોકરશાહી સાથેનો પત્રવ્યવહાર પ્રસીદ્ધ થયો ત્યારે જ જનતા જાણી શકી.

..

મુલતાન સ્ટીમર મહાત્માજી જેવા મુસાફર વીના જ્યારે મુંબાઇના બેલાર્ડપીઅર ઉપરથી ઉપડી ગઇ, ત્યારે 'ગાંધી વીના ગોળમેજીનું ગાડું કંઇ અટકી પડવાનું નથી !' એવા પોકાર ચારે તરફથી 'પોલાદી ચોકઠ.'ના એન્ગ્લો ઇન્ડીઅન હાથાઓએ પાડવા શરૂ કર્યા, ત્યારે સાદાં માનવીઓએ માની લીધું હતું કે, હવે ગાંધીજી કદી વીલાયત જશે નહીં. ખુદ ગાંધીજીએ પણ કહ્યું હતું કે :

> "ધાર્યું તો ધણીનું જ થાય. અને એમાં જ શ્રેય હોય. વાઇસરોય સાહેબના જવાબમાં [ગાંધીજીએ માગેલા તપાસ પંચનો ઇનકાર કરનારા] હું તો ઇશ્વરનો જ હાથ જોઉં છું."

તેમ છતાં પણ અમે તો માનતા જ હતા કે, મુત્સદીગીરીએ ચડાવેલા એ બધો વંટોળીઓ થોડા જ દહાડામાં શમી જશે અને ગાંધીજી વીલાયત તરફ ગમન કરશે જ. કેમકે મહાત્માજીને લંડન લઇ જવામાં જ સામ્રાજ્યનું શ્રેય છે, એવું બ્રીટનના પ્રખર મુત્સદ્દીઓ માનતા જ હતા. ગાંધીજીને લેન્કેશાયરનો ભેટો કરાવી દેવાથી જ બ્રીટીશ મુડીવાદીઓને માટે હીંદની ચુસણનીતી ચાલુ રાખવી શક્ય થઇ શકે તેમ છે, એવી બ્રીટીશ મુડીવાદીઓની માન્યતા બંધાઇ ચુકી જ છે. જો ગાંધીજીને વીલાયત લઇ જવાથી એમનો સ્વાર્થ સધાવાની ખાત્રી ન હોત, તો પ્રતીજ્ઞાના મુડદાંને આખર સુધી ચુંથનારા બ્રીટીશ મુત્સદ્દીઓ ગાંધીજીની 'ઇતીહાસ પ્રસીદ્ધ હઠ' આગળ કદી પણ નમતું મુકવા તૈયાર થાય તેમ હતું જ નહીં.

બીજી તરફ મહાત્માજી પણ બનતી તકે વીલાયત તરફ દોડતા જવા તૈયાર હતા. તે માટે એમણે જેમ બોરસદની બહેનો ઉપર ગુજરેલા અત્યાચારની તપાસનો આગ્રહ અરવીન કરાર કરતાં પહેલાં જેમ છોડી દીધો હતો, તેમ દીલ્હીના કરારભંગની તપાસ માટેના 'ત્રાહીત પંચ'ની માગણી સાવ મોળી બનાવી દીધી. મહાત્માજીએ જ્યારે જોયું કે અણનમ નોકરશાહી જરા યે નમતું મુકે તેમ નથી, ત્યારે નોકરશાહીને પડકારવા, જનતાને વીશ્વાસમાં લેવા એમણે પત્રવ્યવહાર પ્રસીદ્ધ કરવાનો નીર્ણય કર્યો અને કહ્યું કે :

> "વીલાયત જઇ ગોળમેજી પરીષદમાં ભાગ લઇ શકું એમ કરવાને સારૂ એક મનુષ્ય જેટલા ઉપાયો યેજી શકે એ બધા મેં મનથી, વાચાથી અને કર્મથી યોજ્યા હતા. એમ છતાં જો જવાનું નથી થયું તો હું અવસ્ય માનું છું કે તેમાં જ હીંદુસ્તાનનું ભલું છે."

પરંતુ હવે વળી પાછું જવાનું થયું છે, એટલે ગાંધીજી પણ અવસ્ય એવું માનતા થયા હોવા જ જોઇએ કે, "આખરે મારે ગોળમેજીમાં જવાનું થયું છે, તો હું અવસ્ય માનું છું કે તેમાં જ હીંદુસ્તાનનું ભલું

છે." ખરેખર મહાત્માઓના માર્ગ પ્રાકૃત મનુષ્યોથી સમજી ન શકાય તેવા ગહન હોય છે. તેઓ ઘણી વખત નીષ્ઠુર જણાય તેટલા કડક બને છે અને ઘણી વખત રેશમથી યે વીશેષ મુલાયમ લાગે છે. કવીએ તેથી જ ગાયું છે કે:

વજ્રથીએ કઠણ અને પુષ્પથીએ કોમળાં,
કો' જાણે મહાત્માનાં એવાંએ ચીત્તને ખરાં?

·:

મહાત્માજીએ 'મુલતાન'ની મહેમાની ન સ્વીકારી અને 'રાજપુતાના'માં રવાના થયા તે દરમીયાન બની ગયેલા બનાવો ઉપરથી નોકરશાહીની, એન્ગ્લો ઇન્ડીઅનોની અને બ્રીટનની મનોદશાનાં માપ કાઢી શકાય તેટલાં સાધનો વીચારશીલ હીંદીઓને જરૂર સાંપડયાં છે. એ ઉપરથી ટુંકામાં એટલું જ તારણ તારવી શકાય છે કે:

[૧] હીંદી નોકરશાહીનું પોલાદી ચોકઠું જેટલું અણનમ ઇસ્ટ ઇંડીઆ કંપનીના યુગમાં હતું, તેટલું જ અક્કડ અને અણનમ આજે પણ છે. હીંદની ગરીબ જનતાને ભોગે, દુનીઆમાંની મોંઘામાં મોંઘી શેહાઇને [કેમ કે, સનદી નોકરો ખરી રીતે હીંદના આપખુદ માલીકો જ છે] હાથમાંથી સહજે સરકી જવા દે એટલા તે ભોળા નથી. એટલે એ વર્ગ હીંદની સ્વતંત્રતાના માર્ગમાં પોતાની તીક્ષ્ણ બુદ્ધી સુઝાડે તેટલી તમામ આડખીલીઓ મુકવા આજે પણ જુના જમાના જેટલા જ તૈયાર છે.

[૨] વ્યાપારને રસ્તે હીંદને નીર્ધન બનાવી તાગડધીન્ના કરતા હીંદમાંના ગોરા વ્યપારીઓ અને બગીચાવાળાઓ તેમ જ એન્ગ્લો-ઇન્ડીઅન છાપાંના લહીઆ અને વહીવટીઆઓ હીંદને કદી પણ સ્વરાજ ન મળે તે લેવા એટલા બધા ખુશી છે કે, તેમણે 'મદ્રાસ' મહાસભાવાદીઓની સામે લડવા તેમ જ 'પાદશાહ બહાદુર' અને 'સરકાર'ના હકોના સંરક્ષણ માટે 'બહાદુર' ગામડીઆએની 'પલ્ટન' ઉભી કરવાની તજવીજ એક તરફ કરવા માંડી છે, બીજી તરફ સામ્રાજ્યવાદના સાથીઓનાં ટોળાં જમાવી, મહાસભાને ઝાંખી પાડવા અને ત્રીજી તરફ બ્રીટીશ બાજીગરોનો માલ હીંદમાં કાયમને માટે વેચાય તે અર્થે અંગ્રેજ તરફ 'ભલી ભાવનાઓ ખીલવવાના સંઘો' રચવાની શરૂઆતો કરી દીધી છે!

[૩] વીલાયતના શ્વેત મુત્સદીઓએ હીંદની સાથે ખુબ જ કડકાઇથી કામ લેવાની પુર્ણ તૈયારીઓ ગોળમેજી માટે અમુક જ પક્ષના માણસોનાં ભરણાંથી શરૂ કરી હતી, અરવીનના ઓર્ડીનન્સ-રાજને પણ મોળું માનનારા એ બ્રીટીશ બાજીગરોએ, મેકડોનલ્ડની સામે બેયોનેટની અણીઓ ધરીને હીંદીઓને 'હુકમ'થી વશ કરવાના શોખી વીલીંગ્ડનને વાઇસરોય પદે ધકેલી દઇને જ તેથી સંતોષ માન્યો નહીં, પણ સત્યાગ્રહીઓ સામે નોકરશાહીએ હીંદમાં ચલાવેલી તમામ આપખુદીઓ માટે કોરે પાને મતું મારી આપનારા હીંદી વઝીર બેનને ઉથલાવીને, હીંદ ઉપર સલામતીઓને નામે ગુલામીની પોલાદી જંજીરો જકડી રાખવાની મહેચ્છાવાળા સામ્રાજ્યવાદી સેમ્યુઅલ હોરને તે સ્થાને નીમીને, ગોળમેજીના કામને ઉંધુ વાળવાની તમામ ચાલબાજીઓ રમી ગયા છે. અને એ નવા હીંદી વઝીર [જેને હીંદમાંના શ્વેત વ્યાપારીઓના આશીર્વાદો મળી ચુક્યા છે, અને એન્ગ્લો-ઇન્ડીઅન પત્રોએ જેમની ભલાઇનાં ગુણગાન શરૂ કરી દીધાં છે, એવા સર સેમ્યુઅલ] સત્તાના સીંહાસને ચડતી વેળાએ જ, પોતાના પહેલા શબ્દો હીંદમાંની નોકરશાહીના નાના-મોટા તમામ સભ્યોનાં એકેકએક કામને મંજુર રાખવાની વાણીમાં ઉચ્ચારીને પોતાના ભાઃ

વર્તનની હીંદને પુરેપુરી ખાત્રી આપી ચુક્યા છે જ.

આ બધું સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે, હીંદુસ્થાનને સ્વતંત્રતા મળે તે માટે બ્રીટનનાં તમામ તત્ત્વો નારાજ છે. એ નારાજીની પાછળ જે ભયંકર ઇતીહાસ રહેલો છે તેનાં જોઇએ તેટલાં ઉદાહરણ આયરીશ સ્વતંત્રતાનો ઇતીહાસ આપે છે. અને તેનું આધું દર્શન 'બદમાસ સત્યાગ્રહીઓ' સામે મયદાને જંગમાં ઉતરવા 'બહાદુરોની પલટન' ઉભી કરવાની 'ટાઇમ્સ ઓફ ઇંડીઆ' જેવાં પત્રો દ્વારા જાહેરાત કરનારા અંગ્રેજોની જાહેર હીલચાલમાંથી સાંપડી શકે છે. [જુઓ: 'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ'ના તા. ૨૧:૮:૩૧ ના મુંબાઇની આવૃત્તીના અંકનું પાનું ૮] એટલે અંગ્રેજ ગોળમેજીની આસપાસ બેસનારાઓની દલીલબાજીથી કે જમાંદરાજીથી ખુશ થઇને હીંદને સ્વરાજ પરખાવી દે તેમ નથી, એ વાત પ્રત્યેક હીંદીએ બરાબર સમજી લેવી એ જરૂરનું છે.

∴

ગોળમેજીથી હીંદનું કંઇક કલ્યાણ થશે એવું માનનારાઓએ સહુથી પહેલાં એમાં ભાગ લેવા હીંદમાંથી વહાણે ભરી ભરીને ધકેલેલા સભ્યોનું જરા વર્ગીકરણ કરી લેવાની જરૂર છે. આ દેશમાં સહુથી વધુમાં વધુ વસતી ખેડુતોની છે. એ ખેડુતનો એક પણ પ્રતીનીધી ગોળમેજીમાં નથી. ત્યારે તેમનાં સત્ત્વ ચુસનારા જાગીરદારોનું એમાં ભરણું ભરી દીધું છે! દેશી રાજ્યોની આઠ કરોડ જેટલી જનતાની વતીથી બોલનાર ત્યાં કોઇ પણ નથી, ત્યારે પાંચશો-છસો રજવાડાંના ઢગલાબંધ પ્રતીનીધીઓને ત્યાં એકઠા કરવામાં આવ્યા છે! સંયુક્ત મતાધીકારની માગણીમાં માનનારા હીંદના કરોડો મુસલમાનોની વતીથી મહામુશીબતે એક સભ્યનો સ્વીકાર થયો છે, ત્યારે કટ્ટર કોમીવાદીઓ અને અલગ ચુંટણીના હીમાયતીઓની સંખ્યામાં ઓર વધારો કરવામાં આવ્યો છે! હીંદના પચીસ લાખ કામદારોમાંથી માત્ર મવાળપક્ષના કામદારોના બે પ્રતીનીધીઓને બોલાવવામાં આવ્યા છે, [જેમની ઉપર કામદારોના મોટા ભાગનો જરા પણ વીશ્વાસ નથી] ત્યારે ઉદ્દામવાદી કામદારોના અવાજને ગુંગળાવી મારવાની બાજી ખેલવામાં આવી છે! એવી જ એકપક્ષી ગોઠવણ દલીત વર્ગને માટે પણ ચાલુ રાખવામાં આવી છે.

આની સામે કોઇક દલીલબાજ કદાચ એવો દાવો કરશે કે, મહાત્માજી એકલા છે તે કામદારોને માટે, ખેડુતોને માટે, દેશી રાજ્યની પ્રજાઓ માટે અને દલીત વર્ગને માટે પુરતા છે. પરંતુ એ દલીલ લુલી છે, ચાલી ન શકે તેવી છે. તે એટલા જ માટે કે, સામા પક્ષના પ્રતીનીધીઓની ગોઠવણ અને ભરણું જોતાં, તે પક્ષની સામેની જનતાનો અવાજ રજુ કરવા માટે સ્વતંત્ર સભ્યો જોઇએ જ. જો મહાસભા ખેડુતો, કામદારો અને દેશી રાજ્યની જનતાના પ્રતીનીધીત્વનો દાવો કરતી હોય, તો પછી હીંદમાં દેશી રાજ્યોની પ્રજા પરીષદો, ટ્રેઇડ યુનીયન કોન્ગ્રેસો, કીસાન સભાઓ વગેરેનું અસ્તીત્વજ હોવું ન ઘટે, અને વળી મહાસભામાં શ્રદ્ધા રાખનારા રાષ્ટ્રમતવાદી મુસલમાનોના પ્રતીનીધીઓ નીમાવવાની માથાકુટમાં પણ પડવું ન ઘટે. છતાં તેમ થયું છે જ, અને તેટલા માટે જ અમે ઉપર બતાવ્યા તે પક્ષનો મુકદ્દમો રજુ કરવા માટે તેમના સ્વતંત્ર પ્રતીનીધીઓ મોકલવાની અનીવાર્ય જરૂર ઉભી થાય છે જ.

આ મહત્વની ખામી ગોળમેજીમાં છે, તેથી ગોળમેજી તમામ હીંદીઓનું હીત જેથી સાધી શકાય તેવા સ્વરાજનો વીચાર કરવા અસમર્થ છે.

ગોળમેજીની બીજી ખામીનો વીચાર કરીએ તો અગાઉ પહેલી ગોળમેજી પછી થયેલી ગોઠવણો અને તેમાં ગયેલા પ્રતીનીધીઓને અપાયલાં વચનોનું પાલન થયું છે કે કેમ તેનો વીચાર કરવાની જરૂર છે. અમે કહીએ છીએ કે એ જાતનાં અપાયલાં વચનો તોડવામાં આવ્યાં છે. મહાસભાએ ગોળમેજમાં ભાગ લેવાનો ઠરાવ કર્યો ત્યારથી સારા યે બ્રીટીશ તંત્રની મનોદશામાં એક પ્રકારના ભયનો કે ધીક્કારનો પલટો થઇ ગયો, ત્યારથી પ્રતીજ્ઞાનાં મુદ્દાને જંખાળવાની બાજી શરૂ થઇ, અને પહેલી ગોળમેજીનું કામ ખલાસ થવા પછી તુરતજ હીંદમાં જે બ્રીટીશ પ્રતીનીધી મંડળ મોકલવાનું હતું, તે ન મોકલાવીને બ્રીટીશ સરકારે વચનનો ભંગ કર્યો જેની ફરીયાદ જુલાઇ મહીનામાં જ્યોર્જ લેન્સબરીના પ્રમુખપણા નીચે, આમની સભાના ત્રણે ય પક્ષના સભાસદો સમક્ષ લંડનમાં ભાષણ કરતાં નવાનગરના જામ રણજીત જેવાઓએ પણ કરી હતી. તેમણે કહ્યું કે:

"હીંદની વર્તમાન મુશ્કેલીઓનું એક કારણ તો ગોળમેજીની બેઠક પછી, તમે જે પ્રતીનીધી મંડળને હીંદ મોકલવાનું અમને વચન આપ્યું હતું તેમાં તમે નીષ્ફળ ગયા તે છે."

બીજો વચનભંગ રાષ્ટ્રીય પક્ષના મુસલમાનોને પુરતા પ્રતીનીધીઓ નહીં આપવામાં થયેલો છે. જુની કામદાર સરકારના એક પ્રધાન લેન્સબરીના પત્ર 'ન્યુ લીડર'ની તંત્રી નોંધમાં લખવામાં આવ્યું હતું કે: [તા. ૩૧ : ૭ : ૩૧ ના અંકમાં] "હીંદમાં પોતાની ઉપર થઇ રહેલી ટીકાઓ ઉપરથી તોલ કરીને મી. વેજવુડ બેન ગોળમેજમાં વધારે પ્રતીનીધીઓ આવે તેવી ગોઠવણનું ડહાપણભર્યું પગલું તેણે ભર્યું છે કે ભરવાની તૈયારીમાં છે. ગોળમેજીમાં ભાગ લેવા માટે પ્રાગતીક વીચારના બે મુસ્લીમ પ્રતીનીધીઓ સર અલી ઇમામ અને ડૉ. અનસારીને આમંત્રણ આપ્યાં લાગે છે. તેઓ કોમી ચુંટણી રદ કરવાની બાબતમાં મહાસભાને પડખે ખડા રહ્યા છે. અને જ્યાં સુધી એમ ન થાય ત્યાં સુધી હીંદમાં પ્રજામતવાદ ફાવી શકે તેમ નથી." આમ છતાં પાછળથી સીમલામાં ડૉ. અનસારીની સામે પડદા પાછળથી સુત્ર સંચાલન કરનારાઓએ વીરોધ ઉઠાવ્યો, અને તેથી તેમની લગભગ નક્કી ઠરી ચુકેલી પસંદગી મુલતવી રહી.

આવી જ રીતે હીંદી વ્યાપારીઓનાં હીત લેવા માટે ત્રણ પ્રતીનીધીઓની પસંદગી કરવાનું અરવીનના સમયમાં વ્યાપારીઓને વચન અપાયલું, છતાં તેનો ભંગ કરવામાં આવ્યો. તેથી હીંદી વ્યાપારીઓનો એક પ્રતીનીધી ગોળમેજીમાં નથી, ત્યારે ગોરા વ્યાપારીઓના પ્રમાણમાં પુષ્કળ પ્રતીનીધીઓને વીલાયતી વહાણમાં મોકલવામાં આવ્યા છે, એટલું જ નહીં પણ જેઓ સ્વભાવથી જ હીંદના હીતશત્રુ અને સામ્રાજ્યના સાથી છે એવા સર માણેકજી દાદાભાઇ જેવાઓને બ્રીટીશ સંબંધની હીમાયત કરવા માટે પસંદ કરવામાં આવ્યા છે!

આ વચનભંગનો ઇતીહાસ ગમે તેવા શ્રદ્ધાળુઓના દીલમાં પણ શંકા જન્માવવા માટે પુરતો જ છે. તેમાં વળી હીંદી વઝીરમાં થયેલો પલટો નવો ઉમેરો કરે છે. કહેવાતી કામદાર સરકાર કરતાં નવી 'સંયુક્ત રાષ્ટ્રીય સરકાર' દેખીતી રીતે સામ્રાજ્યવાદ અને મુડીવાદની જ ખાસ હીમાયતી છે. અને જે કામદાર સરકારના તંત્રમાં દીલ્હી કરારના ભંગની તપાસ આપવાની વાતનો ઇનકાર કરવાની નોકરશાહીની રીતથી કંટાળી ગાંધીજી જેવા શ્રદ્ધાળુ સંતને પણ લખવું પડયું હતું કે:

"આ ચર્ચાને અંતે સરકારનું જે વલણ દેખાઇ આવ્યું છે એ સુચવે છે કે આપણને સરકારને હાથેજ સ્વરાજ મળવાનું હોય તો સ્વરાજ હજુ દુર છે. જે સરકારી અમલદારો પોતાના કાર્યોની તપાસ સરકારી તંત્ર નીચે નીમાયેલી અદાલતની પાસે પણ કરાવવા આજે તૈયાર ન હોય તે પોતાના હાથમાંથી કાલે અમલ છોડી દેશે અને તેનો ચાર્જ પ્રજાના હાથમાં મુકી દેશે એમ માનવું મને તો ગંભીર ભોળપણુ જ લાગે છે." ['નવજીવન' તા. ૨૩ : ૮ : ૩૧]

તો જેઓ ગાંધીજીને 'નાગો ફકીર' માની તેમની સાથે સખ્ત હાથે કામ લેવા અને મહાસભા તરફ ખુલ્લી શત્રુવટ રાખવા દૃઢપ્રતીજ્ઞ બન્યા છે, તેવા સામ્રાજ્યવાદી કોન્ઝરવેટીવોની પાસેથી હીંદ વીશેષ આશા શું રાખી શકે?

∴

ચોમાસાના સાગરનાં તોફાની પ્રચંડ મોજાં વચ્ચે ઝોલા ખાતી 'રાજપુતાના' મહાત્માજીને લઇને લંડન તરફ ગતી કરી રહી છે, તેવી જ ઝોલાં ખાતી સ્થીતી રાજકારણનાં તોફાની તરંગો વચ્ચે ઉભી રહેલા હીંદ સ્વરાજની છે. 'મુલતાન'માં મુસાફરી કરવાની મહાત્માજીએ જે કારણસર ના પાડી તે તપાસપંચનો ગાંધીજીનો આગ્રહ નોકરશાહોના અણનમ દૅવોને પુરેપુરા નમાવી શકયો નથી. તેમાં મહાત્માજી માટે અંગત તેમજ મહાસભાની પ્રતીષ્ઠાનો પ્રશ્ન હતો, નોકરશાહીને બીજી તરફથી પોતાની પ્રતીષ્ઠાને સાચવી રાખી મહાસભાની પ્રતીષ્ઠાને ધુળ ભેગી કરવી હતી. બન્ને પક્ષ સામસામે અણનમ ઉભા હતા. મહાત્માજીનો મુદ્દો સાવ સરળ અને સયુક્તીવાળો હતો, છતાં નોકરશાહી છેવટ સુધી પોતે નમતું મુકવા તૈયાર ન હોય તેવો દેખાવ કરવા માગતી હતી. બ્રીટનની આર્થીક સંક્રામણ, બેકારીનો મુશ્કેલ પ્રશ્ન, વ્યાપારનો નાશ અને મુડીવાદના ડગમગતા પાયા એ બધા સંજોગોમાં મહાસભાની સામે ઝઘડો કરવા જેવી દશામાં અત્યારે બ્રીટન નથી, તેથી ગાંધીજી સાથે નમતું મુકયા વીના બ્રીટીશ મુત્સદ્દીઓથી ચાલે તેમ હતું જ નહીં, તો પણ મહાત્માજી જેવા સાધુ પુરૂષે હદ કરતાં વીશેષ નમ્રતા બતવી અને નમતું મુકયું. તેને પરીણામે લોર્ડ વીલીંગ્ડન અને તેના સલાહકારોએ મહાત્માજીના તપાસપંચને માત્ર બારડોલી તાલુકાનાં ૧૧ ગામ પુરતાં સંકોચીને જ [અને તે તપાસ પણ એક ગોરા સીવીલીયનની મારફત ચલાવવાની બાજી ખેલીને] તેમને સંતોષ આપ્યો છે, અને તેમ છતાં ગોળમેજીમાં પહેલી તકે દોડી જવાના વીચારે સ્ટીમરનો સમય હાથમાંથી સરકી જતો હોવાને લીધે મહાત્માજીએ મહાસભાની વતીથી માંડવાળ કરી છે. એટલે ગાંધીજીએ જ દોરેલી વીચારશ્રેણી પ્રમાણે જોતાં, આવી નાનકડી અને સાવ ન્યાયી બાબતમાં જો નોકશાહી સહેજ નમતું મુકવા માટે પણ ગાંધીજીને સીમલા ને સાબરમતી વચ્ચે ખુબ દોડાદોડ કરાવે અને છતાં રૂપીઆને બદલે ચાર આના લઇને મહાત્માજી સંતોષ મેળવે, તો સ્વરાજની બાબતમાં લંડનનું પોલાદી ચોકઠું હીંદને કેટલો બધો ત્રાસ આપશે એનો વીચાર કરવા જેવો છે. પણ જો મહાત્માજીની સમાધાનવૃત્તીએ સીમલામાંથી મળેલા ચાર આના લઇ બાર આના જતા કર્યા, તેમ લંડનમાં કરવા એમને પ્રેરશે તો એમનામાં સંપુર્ણ શ્રદ્ધા રાખનારાઓ બાકીના બાર આના મેળવવા શું કરશે? એ પ્રશ્ન અગત્યનો છે. એનો જવાબ આપવાને બદલે મહાત્માજીએ

સ્ટીમર પર જતા પહેલાં, આઝાદ મેદાનની સભામાં, જનતાની લાગણી સાથે રમત રમતાં માત્ર એટલું જ કહ્યું કેઃ 'તો તમે મારો ત્યાગ કરજો. અરે, એટલું જ નહીં પણ તમે મને મારી નાખશો તો પણ હું તે કામને અહીંસક માનીશ.' પણ રાજકારણમાં આવા ગોળ ગોળ જવાબ કામ ન આવે. પરંતુ આજ તો એ જવાબે ગાંધીજીએ હીંદના શ્રદ્ધાળુઓને પારાવાર ખુશ કરી દીધા છે!

∴

**ખે**કારીના પ્રશ્ન ઉપર જ બ્રીટનની કોઇ પણ સરકાર પડશે, એમ કહેનારાએ આખરે સાચા ઠર્યા છે, પરંતુ રામ્સે મેકડોનલ્ડ કામદારોને દગો દીધા વીના રહેવાનો નથી એવું ભવીષ્ય ભાખનારાએ તો તેથી પણ વીશેષ સાચા ઠર્યા છે. અમે તો હમેશાં કહેતા અને માનતા જ આવ્યા છીએ કે, જુના રામ્સે મેકડોનાલ્ડમાં અને નવા રામ્સે મેકડોનાલ્ડમાં ફેર પડી ગયો છે. જ્યાં સુધી તે સત્તાના સીંહાસને ચઢીને સામ્રાજ્યવાદના રસનો રસીયો બન્યો નહોતો, ત્યાં સુધી તેને આ જીવનમાં જ સમાજવાદને સાચો પાડી બતાવવાની મહત્વકાંક્ષા હતી. પરંતુ સામ્રાજ્યવાદી સીંહાસન ઉપર આરૂઢ થયા પછી તેણે પોતાના જુના સીદ્ધાંતોને તેમ જ જુના સાથીઓને દગો દઇને છોડવા માંડ્યા હતા, અને શાહી–મુડીવાદી મીત્રોનું તેમ જ તેમના સીદ્ધાંતોનું શરણું શોધવા માંડ્યું હતું. હવે તો તેણે ખુલ્લી રીતે મુડીવાદનું શરણું સ્વીકાર્યું છે અને મજુર પક્ષનો તે કટ્ટો શત્રુ બન્યો છે. નવી સરકારના વડા વઝીર તરીકે હવે તે જ્યારે પાર્લામેન્ટના સીંહાસન સમક્ષ ખડો રહીને, પોતાના જુના સાથીઓ અને જુના સીદ્ધાંતોની સામે દલીલબાજીની ઝડીમાર ચલાવશે, ત્યારે એ ગઇ કાલનો મીસ્ટર રામ્સે મેકડોનલ્ડ મટીને આવતી કાલે વાયકાઉંટ મેકડોનલ્ડ બનવાના માર્ગે ચઢી ચુક્યો છે એમ કોણ નહીં કહે? મુડીવાદ અને સામ્રાજ્યવાદ નાશને માર્ગે ચડી ચુક્યાં છે. એમનાં મૃત્યુની આખરી નોબતો ગડગડી રહી છે, છતાં મરતાં મરતાં એ મુડીવાદે મેકડોનલ્ડને પોતાની જમાતમાં મુંડીને એની પ્રખર લીલાનો પરચો જગતને બતાવ્યો છે! જે મેકડોનલ્ડ કામદારોના મતના બળ વડે, કામદારોનાં ભુખે મરતાં બાળકોને મૃત્યુમુખમાં પડતાં ઉગારી લેવાનાં વચન આપીને ૧૯૨૯ માં સત્તાનાં સીંહાસને ચડ્યો, તે જ મેકડોનલ્ડ ૧૯૩૧ માં, ધનીકોના લાભ સાચવી રાષ્ટ્રહીતને નામે એકલા નીર્ધનોનો જ કચ્ચરઘાણ વાળવાની બાજીનો મુખ્ય નાયક બને, અને સોંઘવારીની સીફતભરી દલીલો નીચે ગરીબોના દશ ટકા પર કાપ મુકવા તત્પર બને, તે મેકડોનાલ્ડ હીંદી સ્ત્રી પુરુષો અને બાળકો પર લાઠીમાર કે ગોળીબાર ચલાવવાની પરવાનગી આપે અને બંગાળમાં સંખ્યાબંધ નવજુવાનોને નજરકેદમાં ધકેલી દે, તેમાં આશ્ચર્ય શું?

**આ**થી હીંદીઓએ બ્રીટનના કોઇ પણ પક્ષ પર વીશ્વાસ ન મુકવો, પરંતુ સ્વાશ્રયથી જ સ્વરાજ મેળવવાનો મક્કમ નીશ્ચય કરવો જોઇએ, એ શીક્ષણ આપોઆપ મળી રહે છે.

બીજું એક સ્મરણમાં રાખવા જેવું શીક્ષણ આ પ્રસંગમાંથી એ સાંપડે છે કે, ગમે તેવા મહાન મનાતા નેતા ઉપર તેના અનુયાયીઓની વીદાગીરી અને વફાદારી માત્ર ત્યાં જ સુધી રહી શકે કે જ્યાં સુધી તે સીદ્ધાંત તરફ વફાદારી બતાવતો હોય. એ સીદ્ધાંતથી તે સહેજ પણ ચળે કે તુરત જ તે નેતા મટી જાય; તેની મહત્તા ઘટી જાય,

અને તેનો સેના સ.થીઓ વીના વીલંબે ત્યાગ કરે. પ્રજાતંત્રને સફળ બનાવવા માટે તો આવી મનોદશા અનીવાર્ય છે. વ્યક્તી-પુજાને કે અંગતભક્તીને રાજકારણમાં સ્થાન ન જ હોવું જોઈએ. ‘ મેક ’ ને ચુંટનારા સીઉમ પ્રગણાના મતાધીકારીઓએ તેથી જ તેને પોતાની બેઠકનું રાજીનામું આપવાની આગ્રહભરી માગણી કરી છે; એ પ્રસંગ વ્યક્તીગત પુજાની વફાદારીના ધર્મમાં ધર્માંધ બનેલા હીંદીઓ ધ્યાનપુર્વક વીચારી લે એમ અમે ઇચ્છીએ છીએ.

મેકડોનલ્ડના માજી મીત્રો કહે છે તેમ નામદાર સરકારની હારમાં અમેરીકન બેન્કરોની અમેરીકન ડોલરની જ ખરેખરી જીત રહેલી છે. અને તે પુરવાર કરે છે કે બ્રીટીશ સામ્રાજ્યવાદના પાયા મુળમાંથી ડગી ગયા છે, બ્રીટીશ પ્રતીષ્ઠા એક વખતના એના સંસ્થાન પણ તેની સામે યુદ્ધ કરી સ્વતંત્ર બનેલા અમેરીકાના ડોલરની આગળ આજે મસ્તક નમાવીને ઉભી છે. આજે જગતના કુદરતી વીકાસને રૂંધવા આમ મુડીવાદ ખુલ્લે ખુલ્લો આગળ આવ્યો છે. અને જો તેને પુરેપુરો હરાવવામાં ન આવે તો સ્વતંત્રતા, પ્રજાતંત્ર કે પ્રજા-મતવાદ ને ‘વાદ’ આવતી કાલે ગળી ગયા વીના નહીં રહે તેવો ભય જગતમાં ઉભો થયો છે.

⁘

જ્યોર્જ બર્નાર્ડ શૉની સોવીયેટ રશીઆની મુલાકાતે સામ્રાજ્યવાદી બ્રીટનમાં પારાવાર કોલાહલ મચાવી મુક્યો છે. યુદ્ધ વખતે ખરી કે ખોટી રીતે પણ જર્મનોને પૃથ્વી પરના જીવતા રાક્ષસો તરીકે દુનીઆભરમાં જાહેર કરવા માટે બ્રીટીશ મુત્સદ્દીઓએ અને બ્રીટીશ પત્રકારોએ જે કાળજી અને કળા બતાવ્યાં હતાં, તે જ કાળજી અને કળા છેલ્લા દશકથી સોવીયેટ તંત્રને ભયંકર પ્રયોગ તરીકે રજુ કરવામાં તેઓ બતાવી રહ્યા છે. તેવી સ્થતીમાં શૉ જેવો આંતરરાષ્ટ્રીય પ્રતીષ્ઠાવાળો સીદ્ધહસ્ત લેખક અને વીચારક રશીઆમાં જઈને તેમની પંચવાર્ષીક યોજનાની પ્રશંસા કરે અને બ્રીટનવાસીઓ એ જાતનો પ્રયોગ પોતાની ભુમીમાં ન કરી શક્યા તે માટે તેમને ‘મુર્ખાઓ’ તરીકે વર્ણવે, તે મુડીવાદી સામ્રાજ્યવાદીઓથી કેમ સહન થઈ શકે? આથી પોતાની એ અસહ્યતા તેમણે અનેક પત્રો દ્વારા અનેક લેખકો મારફત પ્રગટ કરી બતાવી છે જ. એમના નીયમ પ્રમાણે તેમણે બર્નાર્ડ શૉને બરાબર છોલી નાખ્યો છે, પરંતુ તેથી સોવીયેટ રશીઆની યોજનાનું જરા યે મહત્ત્વ ઘટતું નથી. હવે તો ચીન પણ રશીઆને પગલે ચાલીને દશ વાર્ષીક યોજનાના વીચાર કરી રહ્યું છે. એના અભીલાષ એક દશકામાં ચીનના રૂપ-રંગ પલટાવી નાખીને વીશ્વનો એક મહાન ઔદ્યોગીક દેશ બનાવી મુકવાના છે. ચીનની સરકારના ઔદ્યોગીક પ્રધાને તે માટે એક વીગતવાર યોજના ઘડી કાઢી છે, તેથી બ્રીટીશ મુડીવાદનું હૈયું ગભરાટ અને ભયથી ઉછળી રહ્યું છે! બ્રીટીશ વ્યાપારના નીષ્ણાત પુરષો એ યોજનાનો ભારે ખંતથી અભ્યાસ કરી રહ્યા છે. ચીનાઈ સરકાર બંદરો, નહેરો અને રેલ્વેઓ બાંધી, ખેતીવાડીમાં છેલ્લામાં છેલ્લી ઢબનો સુધારો કરી, લોખંડ તેમજ પોલાદના ઉદ્યોગનો વીકાસ સાધી, તેમજ નકામા વહી જતા પાણીની શક્તીનો સંચય કરી એ જળધોધમાંથી વીદ્યુતબળ ઉત્પન્ન કરીને, તેમજ ચીનની વાયવ્ય સરહદની વણખીલેલી પડતર જમીનને ખીલવીને ખેતીને લાયક બનાવવાની તૈયારી કરે છે. કારખાનાંઓને સુવ્યવસ્થીત રીતે ચલાવવા ચીનના અનેક વીદ્યાર્થીઓને તેઓ તે દરમીયાન પરદેશ મોકલશે અને તે માટે જોઈતાં નાણાંની જોગવાઈ કરશે.

આમ જ્યારે યુરોપનો ઉદ્યોગ તીવ્ર હરીફાઈને લીધે તુટતો જાય છે, જગતનાં મોટાં બજારો એક પછી એક તેમના હાથમાંથી સરકી જતાં જાય છે, અમેરીકન ડોલર યુરોપમાં પ્રભુત્વ પ્રાપ્ત

કરતો જાય છે, ત્યારે બેકારી અને આંતરવીગ્રહોની આગમાં હોમાયલો મધ્ય તેમજ પશ્ચીમ યુરોપ નાશની અણી તરફ ધસતો જાય છે, એક તરફ અનગંળનાણું ખડકાયું છે, બીજી તરફ વણ વેચાયલા ઘઉંની વખારો સળગવા માંડી છે, ત્રીજી તરફ અમેરીકામાં વધી પડેલા રૂના પાકને લીધે લાખ્ખો ગાંસડી જેટલું રૂ આગના મ્હોંઢામાં હોમી દેવાની વાતો થાય છે, ત્યારે ખુદ અમેરીકામાં અર્ધો કરોડ માણસો બેકારીથી ભુખે મરે છે, બ્રીટનમાં પા કરોડ કરતાં વીશેષ માણસો કામ વીના રખડે છે અને જર્મની તો ભુખમરાને આરે ઉભું છે, એ દશામાં મુડીવાદ અને સામ્રાજ્યવાદનાં જુનાં-જર્જરીત માળખાં કેમ નભી શકવાનાં? એમની અવ્યવસ્થા જ તેની નીષ્ફળતા સુચવે છે અને ખાઉં ખાઉં કરતાં બેકારોનાં ધાડાં વર્ગવીગ્રહની જ નહીં પણ આંતરીક યુધ્ધોની હોળી સળગાવવા ભુખ, ક્રોધ અને નીરાશાની સળગતી મશાલો લઇને એ કહેવાતા સમૃદ્ધ અને સ્વતંત્ર દેશોમાં ફરી વળે. તે પહેલાં પશ્ચીમ અને મધ્ય યુરોપને જ નહીં પણ અમેરીકાને ય રશીઆએ લીધેલા અથવા તે તરફ વીશેષ ઢળતા હોય તેવા માર્ગે જ ગતી કરવી પડશે. તે વીના તેમનો છુટકો જ નથી. જો તેમ કરવામાં જીદ્દી સામ્રાજ્યવાદીઓ અને મુડીવાદીઓ હઠ પકડશે, તો એમની એ હઠ જ તેમના નાશનું કારણ બનશે એવી કટોકટીની વીષમ વેળા તેમને માટે ઉભી થઇ છે જ.

**બ્રીટનમાં** કહેવાતી કામદાર સરકારની નામોશીભરી નીષ્ફળતા પછી તાત્કાલીક સમાધાનીના જે માર્ગ સ્વીકારી મેકડોનલ્ડે સામ્રાજ્યવાદી મુડીવાદીઓનું શરણું સ્વીકાર્યું છે, તેટલાથી બ્રીટનમાં સુલેહ શાંતીનો સફેદ વાવટો ફરકશે એમ કોઇએ માની લેવાનું નથી. અને અત્યારે મેકડોનલ્ડના જે માજી મીત્રો તેનાથી છુટા પડીને કામદારોની આગેવાની લેવા નીકળ્યા છે તેઓ પણ સમાજવાદનો ગમે તેટલો સ્વાંગ સજે, છતાં ગઇ કાલ સુધી સામ્રાજ્યવાદીને ય શરમાવે તેવાં કામ એમણે કર્યાં છે, તેથી દુનીઆ ઠગાઇ જાય તેમ નથી. હેન્ડરસન ભલે આજે બ્રીટનની નવી રાષ્ટ્રીય સરકારનો સામનો કરવાનો લડાયક સ્વાંગ સજીને બહાર આવે, પરંતુ એ જ હેન્ડરસને ઇજીપ્તની પ્રજાને કચડી નાખવામાં ભલભલા સીદ્ધહસ્ત સામ્રાજ્યવાદીને ય બાજુએ બેસાડ્યા હતા. એટલે 'હવે અમે હીંદસ્વરાજની લડતમાં અમારા મનોભાવ સ્વતંત્ર રીતે વ્યક્ત કરી શકીશું' એવી એમની વાતોથી હીંદ છેતરાય તેમ નથી. અને ગોળમેજીનો આખો યે ઇતીહાસ જોતાં સાયમન રચીત માળખા ઉપર, મહાસભાના વીરોધી તરીકે જાહેર થયેલા સામ્રાજ્યના સાથી મવાળ મુત્સદ્દીઓએ ચણેલા ચણતર ઉપર, છેવટનો કળશ ચડાવવા મહાત્માજી લંડન જાય, તેથી પણ રાષ્ટ્રમતવાદી હીંદને સહેજ પણ સંતોષ સાંપડે તેમ નથી. એ માર્ગે હીંદને લાભ મળે તેમ નથી. કે મહાસભા વીજય વરી આવે તેમ પણ નથી. અમને તો એ પગલામાં જ મહાસભાનો પરાજય અને સામ્રાજ્યવાદનો તેમ જ સામ્રાજ્યના હીંદી સાથીઓનો સંપુર્ણ વીજય જણાય છે. એટલે હીંદનું બજાર પણ યુરોપના વ્યાપાર ભુખ્યા દેશોને હાથ જવા દેવું ન જોઇએ. એ નીરધાર રાષ્ટ્રમતવાદી હીંદે કરીને, હીંદ માટે પણ વર્તમાન સ્થીતીમાં શક્ય તેવા ત્રણ વર્ષના કે વીશેષ વર્ષના સંગીન રચનાત્મક કાર્યક્રમ તરફ વળવનો સમય આજે જ આવી પહોંચ્યો છે એમ અમે માનીએ છીએ. [એવી એક યોજનાની રૂપરેખા 'નવયુગ'ના પ્રસ્તુત અંકમાં પ્રસીદ્ધ થઇ છે, તે તરફ અમે વાચકોનું લક્ષ્ય દોરીએ છીએ]

આમ મુડીવાદ અને સામ્રાજ્યવાદની જીર્ણ ઇમારતનો પલ્લો પકડી, રશીઆના નવા આર્થીક અખતરાને ધીક્કારનારા ભલે હજી થોડાંક વધુ વર્ષ પોતાની જીદ પકડી રાખવામાં સફળતા મેળવે, પરંતુ તેમની એ સફળતા કાયમની નથી જ. મુડીવાદ મોતને માર્ગે ચડી ચુક્યો છે, સામ્રાજ્યવાદના સાંધાં ઢીલા બની બેઠા છે; એટલે એમને પણ નવા જ અખતરા અજમાવ્યા વીના બીજો એક પણ આખરી તરણોપાય લાધે તેમ નથી. અને અમને તો તમામ સંજોગ જોતાં બર્નાર્ડ શૉની જ ભાવી વાણી એ તરણોપાય તરીકે સાચી પડે એમ લાગે છે.

અનુવાદક: રશ્મીકાન્ત દેસાઇ

# અમેરીકન પત્રકારની

## બ્રિટિશ મુત્સદ્દી

ગાંધી–અરવીન સમાધાન એ અરવીનની મુત્સદ્દીગીરીનો મહાન વીજય છે.

મી. એડવર્ડ હોલ્ટન જેમ્સ સ્વતંત્ર 'રીજ'ના એક આદર્શવાદી અમેરીકન છે. હાવર્ડ વીદ્યાપીઠના સ્નાતક થયા પછી નામાંકીત ધારાશાસ્ત્રી તરીકે તેમજ માનવ ઇતીહાસ અને સંસ્કૃતીના પ્રખર અભ્યાસક તરીકે તેમણે ભારે ખ્યાતી મેળવી છે. અને એથી યે વધારે તો તેઓ માનવમુક્તીના ઉચ્ચ આદર્શના પ્રથમ પુજારી છે. છેલ્લા પચીશ વર્ષ થયાં હીંદના વીધવીધ પ્રશ્નોનો તેઓ બારીક અભ્યાસ કરે છે. અને યુરોપ તેમ જ અમેરીકામાં દેશવટો ભોગવતા હીંદી દેશભક્તો સાથે તેઓ નીકટના પરીચયમાં આવ્યા છે. વીશ્વબંધુત્વની ઉદાત્ત ભાવના સેવતા આ અભ્યાસક વીગ્રહના કટ્ટર શત્રુ છે. છેલ્લી યુરોપી યાદવસ્થળી વખતે વીગ્રહનો વીરોધ કરવાની હીંમત તેમણે દાખવી હતી અને તેને અંગે સહન પણ ખુબ કર્યું હતું. હીંદનાં રાજકારણમાં ગાંધીજીના આગમન પહેલાં ઇ. સ. ૧૯૦૯ ની સાલમાં એક પુસ્તક [Trial Before Pilate] 'ટ્રાયલ બીફોર પાયલેટ' લખીને ખ્રીસ્તીઓના જમાનામાં અહીંસાત્મક અસહકાર અને સત્યાગ્રહની જડીબુટ્ટીનાં ભારે મુલ્ય આંક્યાં હતાં. તેથી જ્યારે ગાંધીજીએ અમદાવાદથી દાંડીની ઐતીહાસીક કુચ આદરી ત્યારે સ્વાભાવીક રીતે જ તેમની જીજ્ઞાસા જાગૃત થઇ. તેમને એમાં નવીન સમાજરચનાના સર્જનની સંભાવના લાગી–વર્ગ વીગ્રહના ધોરણ ઉપર રચાયેલા નવયુગનાં સર્જન નહીં–પરંતુ પરસ્પર સહકાર અને માનવસ્વભાવની ઉદાત્ત ભાવનાના વીકાસ ઉપર રચાયેલી નવીન વ્યવસ્થા અર્થે જગતના સર્વે આદર્શઘેલાં પંખીઓ માટેના કાર્યક્રમના એમને દર્શન થયાં. એટલે હીંદના દાવા વીષે તેમણે પ્રચાર આદર્યો, તેમણે બે પુસ્તીકાઓ લખી–એક આંતરરાષ્ટ્રીય વ્યક્તી તરીકે ગાંધી, અને બીજી ગાંધી કે સીઝર, અને તે ઉપરાંત બીજા અનેક લેખો લખ્યા. અને જ્યારે સર લેન સાઇમન અને લોર્ડ મેસ્ટન જેવા ધુરંધરોએ અમેરીકાની ભુમી ઉપર હીંદ વીરૂદ્ધ વીષમય પ્રચારકાર્ય આદર્યું ત્યારે મી. હોલ્ટન જેમ્સે હીંદની યાત્રા આદરીને સત્ય પરીસ્થીતી નજરે નજર નીહાળવાનો ઠરાવ કર્યો.

તેઓ મુંબઇને આરે ઉતર્યા, અને હીંદભરમાં પ્રવાસ કરીને સહાનુભુતીપુર્વક આખા સંગ્રામનો અભ્યાસ કર્યો. દશમાઇલના વીસ્તાર ઉપર પ્રવાસ કરીને લગભગ ૭ માસ સુધી સતત પરીશ્રમ લઇને બ્રીટીશ અમલદારો અને હીંદી અગ્રેસરોને મળીને, તેમજ પત્રકારોનો નીકટ પરીચય કેળવીને તેમણે અમેરીકાના વર્તમાનપત્રે દ્વારા હીંદના અહીંસક સંગ્રામની

મુળ લેખક : શ્રી. તારકનાથદાસ

# ફરીથી સત્યાગ્રહ સંગ્રામ

**સ**માધાનવૃત્તીને લીધે જ ગાંધીજીની લાગવગ ઘટતી જવાના સંજોગ ઉભા થાય છે.

## ગીરીના છુપા ભેદ

સત્ય હકીકતો રજુ કરી. તે પછી હીંદનો કીનારો છોડી તેઓ જીનેવા ગયા. અને હીંદના અનુભવો "બ્રાઉન મેન્સ બર્ડન"ના નામ હેઠળ પુસ્તક આકારે પ્રગટ કર્યા.

આ પુસ્તકની અંદર હીંદના સળગતા રાજકીય પ્રશ્નોની મીમાંસા કરવામાં આવી છે. દેશી રાજ્યો, હીંદની નીર્ધનતા, ઉદ્દામ મતવાદીઓના મુકદ્દમા, કીસાનોની કનડગત, બ્રીટીશ પોલીસના અત્યાચાર, હીંદીઓના જેલજીવન જેવા અનેક વીષયોનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. "ન્યુયોર્ક હેરલ્ડ" પત્રની અંદર આ પુસ્તક વીષે જે અભીપ્રાય પ્રગટ કરવામાં આવ્યો છે તે અત્રે ટાંકવા જેવો છે.

"મી. જેમ્સ દરેક બનાવની સંપુર્ણ વીગત રજુ કરે છે એમ તો ન જ કહેવાય, છતાં તેઓ દરેક અત્યાચારોનું એવું તાદ્રશ વર્ણન કરે છે કે જેથી એકાંત જીવન ગાળતો કોઇ પણ માણસ વાંચતાની સાથે પ્રશ્ન કરે કે "આવા બનાવો બની શકે ખરા ?"

"મીરતના દેશભક્તો"ના મથાળા હેઠળના પ્રકરણમાં મી. જેમ્સ લખે છે કે 'જ્યારે મને ખબર પડી કે કોર્ટનો સ્ટેનોગ્રાફર જ નથી ત્યારે મને અચંબો થયો. જે કેસની પાછળ વીશ લાખનો ધુમાડો થાય તે એક સ્ટેનોગ્રાફરનો ખર્ચ ઉપાડી ન શકે? જ્યારે ૩૧ નવજુવાનો સામે ગંભીર આરોપસર કેસ ચાલતા હોય ત્યારે ન્યુયોર્ક અને બોસ્ટનનો કોઇ પણ વકીલ કહેશે કે આ કેસનો પુરાવો વીગતવાર નોંધી રખાવો જોઇએ. એમ જણાય છે કે આ કેસના ન્યાયાધીશ ધારાશાસ્ત્રી નથી. તેમ છતાં સરકારે કેસની પાછળ ૧૮,૫૦,૦૦૦ નો ખર્ચ તો કરી નાંખ્યો છે. અને ૧૯ માસની સુનાવણી દરમ્યાન જુરીના કોઇ સભ્યે એક પણ સવાલ પુછયો નથી."

આ ઉપરાંત મી. જેમ્સે બીજા અનેક કીસ્સાઓનાં વર્ણન આ પુસ્તકમાં રજુ કર્યાં છે એક પ્રકરણમાં તેઓ લખે છે:

"એક અઠવાડીયા પછી બાબુ ગનુનો કીસ્સો બન્યો. પરદેશી કાપડની દુકાન ઉપર ચોકી ભરતો એ પચીશ વર્ષનો નવજુવાન હતો. તેનામાં દેખાવ કે છીછરાપણાનું નામ નીશાન નહતું. તેની કર્તવ્ય-પરાયણ ા ખરે જ પ્રશંસાને પાત્ર હતી-પરદેશી કાપડ લઇને જતી એક મોટર લારીને સ્વયંસેવકોએ પીકેટીંગ કરી અટકાવી હતી. તેઓ મોટરનો માર્ગ અવરોધીને ઉભા હતા ત્યારે એક અંગ્રેજ પોલીસ સારજંટે ત્રણુનો તો ધરપકડ કરી હતી-એટલે બાબુ ગનુએ મોટર આગળ આડા સુઇ જઇને સત્યાગ્રહ

કર્યો, અને મોટર આગળ વધી–મોટરનું એક પૈડું બાબુ ગનુની ખોપરી ઉપરથી, અને બીજું તેના પેટ ઉપરથી પસાર થયાં.........અને સરકારે નીચેની યાદી પ્રગટ કરીઃ કોઇ એક બાબુ ગનુ કુદતો અને બુમ મારતો મોટર આગળથી પસાર થતો હતો ત્યાં મોટરની આગળ તે પડી ગયો અને મોટર નીચે આવી ગયો."

અને તે પછી બીજા એક પ્રકરણને અંતે મીસ મેયોના અભીપ્રાયનો વીરોધ કરતાં મી. જેમ્સ લખે છેઃ "કોઇની પણ તરફેણ કે વીરોધ કરવાનો પ્રયાસ કર્યા વગર, મારો એવો નમ્ર અભીપ્રાય બંધાયો છે કે હીંદીઓને જેમની સામે કામ લેવાનું છે તેનો વીચાર કરતાં તેઓ કોઇ પ્રજાના કરતાં વધારે નીર્મળ સાધનોનો ઉપયોગ કરે છે."

હીંદની જેલો વીષે લખતાં મી. જેમ્સ જણાવે છે કે "બ્રીટીશ હકુમત હેઠળની એક સંસ્થા–દીલ્હી જેલના જાજરૂના મેં દર્શન કર્યાં–જગતમાં સૌથી ધૃણાજનક સ્થાન મને આ લાગ્યું. બળતા સુર્ય હેઠળ આ સ્થાનની દુર્ગંધ ખરે જ અસહ્ય હતી—અહીં ઢોરોની માફક મનુષ્યોને ગોંધવામાં આવે છે. આવા ગીચ સ્થાનમાં લોકો સ્વચ્છ કેમ રહી શકતા હશે એ નથી સમજાતું. તેઓ કેમ જીવી શકતા હશે એ પણ એક કોયડો છે. વર્ષના વર્ષો વહી જાય છે અને આ પ્રદેશના લોકો સત્વહીન બનતા જાય છે........."

પરંતુ આથી યે વધારે મહત્વનો ભાગ તો "કરાંચીના સ્ફુરણો"ના મથાળા હેઠળ લખાયલા પ્રકરણનો છે. આ પ્રકરણની અંદર લેખકે સત્યાગ્રહ સંગ્રામની મીમાંસા, ગાંધી–ઇરવીન કરાર, અને હીંદના રાજકારણ ઉપર તેની અસરનો ઉલ્લેખ કર્યો છે. આ વીષયનાં વીવરણમાં લેખકે જે શક્તી દાખવી છે તેની કંઇક ઝાંખી નીચેના ઉતારા ઉપરથી આવી શકશેઃ

"અસહકાર અને સત્યાગ્રહની ચળવળ અને ખાસ કરીને બ્રીટીશ માલના બહીષ્કારના શસ્ત્રનો હીંદના રાષ્ટ્રવાદીઓએ પોતાની આદર્શસીદ્ધી અર્થે ખાસ ઉપયોગ કર્યો હતો. વીજયની અણીને અવસરે લોર્ડ ઇરવીનની કુનેહશક્તી આગળ ગાંધીજી નમી પડયા અને હીંદની સ્વતંત્રતાને બદલે "માનભર્યાં સંધી" અથવા તો "સ્વતંત્રતાના નવનીત"ની અંદર પોતાની સર્વ મહત્વાકાંક્ષાઓને સમાવી દીધી. બ્રીટીશરો સાથે સમાધાન કરવામાં લોર્ડ ઇરવીને સર તેજબહાદુર સપ્રુ, મી. જયકર અને શ્રીનીવાસ શાસ્ત્રીનો સફળ ઉપયોગ કર્યો. મી. જેમ્સ કહે છે કે "દીલ્હીના કરારનામા માટે શાસ્ત્રી, સપ્રુ અને જયકરની ત્રીપુટીને કંઇ ઓછું માન ઘટતું નથી.........આ સદ્‌ગૃહસ્થોને યુનીઅન જેક દીલ્હી ઉપર ફરકતો રાખવો હતો પણ તે "મધ્યસ્થ તંત્રમાં જવાબદારી" સાથે.

ગાંધીજીના કેટલાક મીત્રો તો ગાંધીજીની સમાધાનવૃત્તી સાથે સંમત થવાને માટે અનેક કારણો શોધી રાખતા જ હતા. દાખલા તરીકે, શ્રી. મહાદેવ દેસાઇએ મી. જેમ્સને જણાવ્યું હતું કેઃ

"અમારે તો માનભરી સંધી જોઇએ છે. અમારે અંગ્રેજોને હીંદમાંથી હાંકી કાઢવા નથી. તેઓ હીંદના સેવક થઇને રહે એમ અમે ઇચ્છીએ છીએ." શ્રીમતી સરોજીનીએ જણાવ્યું હતું કે તહકુબી જરૂરી છે, કારણ "પ્રજા લડીને થાકી ગઇ છે." અલબત્ત, સત્યાગ્રહ સંગ્રામ દરમ્યાન કેટલાક હીંદીઓ માર્યા ગયા હતા, અને લગભગ સીત્તેર હજાર હીંદીઓ જેલમાં પુરાયા હતા, છતાં હીંદની જનતા માતૃભુમીની મુક્તી મા

વધુ ભોગો આપવાને ઉત્સુક હતી, અને 'તરૂણ ભારત'ના મુખ ઉપર થાકની કશી નીશાની જણાતી નહતી—એ તો દેખીતું હતું કે બ્રીટનની—નહી કે હીંદની—સામે ગંભીર પરીસ્થીતી ઉભી થઇ હતી. કદાચ હીંદના વયોવૃદ્ધ અગ્રેસરો જેઓ સંપુર્ણ સ્વતંત્રતાના માર્ગમાં થોડા વખત ઉપર જ જોડાયા હતા તેઓ થાકી ગયા હશે અને ભયંકર ખુનામરકીના ખ્યાલોથી તેઓ કંપી ઉઠયા હશે. એમ પણ હોય કે હીંદના જે અગ્રેસરો હીંદની આઝાદીની ઝંખના કરે છે તેઓ મુક્તીની સીદ્ધી અર્થે આપવાના ભોગોથી સંપુર્ણ રીતે વાકેફ-ગાર નથી,—અથવા તો તેઓ એવા ભોગો આપવાને તૈયાર નથી—છેલ્લા વીગ્રહ દરમ્યાન બ્રીટીશ સામ્રાજ્યવાદને સલામત રાખવાને માટે હીંદી પ્રજાએ કરોડો રૂપીયાનો ધુમાડો કર્યો હતો અને લગભગ એક લાખ જેટલા હીંદીઓ રણક્ષેત્ર ઉપર માર્યા ગયા હતા, તે ઉપરાંત સેંકડો ભુખમરાના ભોગ બની ગયા હતા આથી હીંદ લોથપોથ બની ગયું નહી અને સત્યાગ્રહના પરીશ્રમથી થાકી ગયું! અને તે પણ જ્યારે બ્રીટીશ સરકાર દેવાળાંને આરે આવી ઉભી હતી અને લેંક-શાયરના કારખાનાવાળાઓ રાહત માટે આક્રંદ કરતા હતા, અને બ્રીટનમાં બેકારી વધતી જ જતી હતી ત્યારે. ગાંધી ઇરવીન કરાર વીષે મી. જેમ્સ લખે છે:

"લોર્ડ ઇરવીને તહકુબી કરાવી અને તે માટે શાં મુલ્ય આપ્યાં? કંઇ જ નહી. ગાંધીજીનું અમોધ શસ્ત્ર—એક જ હથીયાર અસહકારનું હતું, અને તેમણે તે હેઠે મુકયું. દીલ્હીમાં તેઓ લપસણા માર્ગ ઉપર ચઢી ગયા......હીંદીઓના દીલમાં હજી અંગ્રેજો માટે માન અને ભયની લાગણી છે. દીલ્હી કરાર આ ભાવનાને લીધે જ શકય બન્યો છે.

[૧૮૭ પાનું]

આ પછી એમ જ માનવાને કારણ મળે છે કે ગાંધીજી, શ્રીમતી સરોજની અને અન્ય અગ્રેસરો જેમણે મહાસભાના લાહોર અધીવેશનમાં સંપુર્ણ સ્વતંત્રતાની જય-ઘોષણા કરી હતી તેમણે ખરા હ્રદયથી ધ્યેય પરીવર્તન કર્યું નહતું. તેઓ બ્રીટ-નના પ્રશંસકો અને બ્રીટીશ સંબંધના હીમાયતી છે, અને દીલ્હી કરાર કરીને તેમણે "બ્રીટનના સાથે સહકાર"ના પ્રીય મુદ્રાલેખ ઉપર પુનઃ પીછેહઠ કરી છે.

લાહોર અધીવેશનનો સંપુર્ણ સ્વતંત્રતાનો ઠરાવ આ સંધીપત્રકથી કેવી રીતે જમી-નદોસ્ત થાય છે તેનો સુંદર ખ્યાલ કરાંચી મહાસભાની ખુલ્લી બેઠકમાં શ્રી. જમનાદાસ મહેતાએ રજુ કર્યો હતો. શ્રી. જમનાદાસ મહેતાએ જણાવ્યું હતું:

"દીલ્હી કરારને મંજુર કરવાની દરખાસ્ત મહાસભા માટે સ્વમાનભરી નથી. તેના ઉપર ગમે તેવો ઓપ ચઢાવવામાં આવે તો પણ એક વસ્તુ તો ચોક્કસ છે કે તેથી લાહોરની દરખાસ્તનો પ્રહાર થાય છે. ગાંધીજી અને લોર્ડ ઇરવીન વચ્ચે થયેલા કરાર ઉપ-રથી એક વસ્તુ તો ચોક્કસ ફળીત થાય છે કે હવે પછીની વર્તુલ પરીષદ પહેલાંના સંમેલનની સીદ્ધી ઉપર જ આગળ વધી શકશે. આ સીદ્ધીનું કેન્દ્ર બ્રીટીશ હીંદ અને દેશી રાજ્યોનું સમુહ તંત્ર—અનામતી અને સલામતીઓ સાથેનું નવા તંત્રની અંદર રહેલું છે. અને જ્યારે આ સીમાની અંદર જ હવે પછીની ચર્ચા થવાની હોય તો કોઇ પણ પ્રમાણીકપણે એમ ન જ કહી શકે કે. આ પછી સંપુર્ણ સ્વતંત્રતાની કંઇ પણ કીમત રહી છે!......જો સંપુર્ણ સ્વતંત્ર-તાનો આદર્શ ફગાવી જ દેવાનો હોય—અને દીલ્હી કરારથી આ આદર્શનો નાશ જ થાય છે—તો પછી મહાસભા હજી સંપુર્ણ સ્વતં-

ત્રતાના ધ્યેયને વળગી રહી છે એવો દંભ કરવો એ તદ્દન અર્થહીન છે. હવે તો મહાસભા ઉદારમતવાદીઓ અને નરમ દળની વીચારસૃષ્ટી ઉપર જઇને ઉભી રહી છે.... એક વર્ષ ઉપર લાહોરમાં મહાસભાએ બ્રીટીશ સંબંધ વગરના સ્વાતંત્ર્યની ઝંખના કરી હતી આ ઠરવનાં સ્મરણ પણ ભુંસાયાં નહતાં તે પહેલાં ગાંધીજીએ તેમના અગીયાર મુદ્દા બહાર પાડયા. અને તે પછી ટુંક મુદતમાં જ "સ્વતંત્રતાના નવનીત"ની શબ્દજાળને પ્રચલીત કરી. આપણી આગળ સંપુર્ણ સ્વતંત્રતાના ઠરાવને અભરાઇ ઉપર ચઢાવી મૂકવાની દરખાસ્ત રજુ થઇ છે" [પા.નાં ૨૧૩-૨૧૪].

મુંબઇના એક નવજવાન મુસ્લીમ અગ્રેસર મી૦ યુસુફ મહેરઅલીએ ગાંધી-ઇરવીન કરાર વીષે નીચે પ્રમાણે મત આપ્યો હતોઃ

"મને લાગે છે કે સંધીના કરાર બ્રીટીશ રાજકુનેહનો મહાન વીજય છે. મને લાગે છે કે આપણો રાષ્ટ્રીય રથ તદ્દન પ્રતીકુળ પળે અટકા વ.માં આવ્યો છે, અને દેશની શક્તીને આવી રીતે રૂંધવાનાં ઘણાં ગંભીર પરીણામ આવશે......આ વીષે કશી ગેરસમજુત ઉભી થવી ન જોઇએ. પ્રજા થાકી ગઇ હતી અને તેને આરામની જરૂર હતી એવી ડાહી ડાહી વાતો અમે માનતા નથી. જો કોઇ થાકી ગયું હોય તો તે પ્રજા નહી પરંતુ તે સરકાર થાકી ગઇ છે તેના વેપારનો નાશ થતો જાય છે અને તેની આંતરરાષ્ટ્રીય પ્રતીષ્ઠાના લુકા થતા જણુય છે અમારો વાંધો સીદ્ધાન્ત ઉપર છે-સમાધાનવૃત્તીની સામે છે.... [પાના ૨૧૨]

ગાંધીજીના અનેક પ્રશંસકો કદી કબુલ ન કરે કે ગાંધીજીએ સમાધાન કરીને સંધીને માટે દેશની મહત્વાકાંક્ષાઓનો ભોગ આપ્યો છે. પરંતુ નીચેની વસ્તુ ઉપરથી એ વીષે ખરો ખ્યાલ આવી શકશે:

(૧) સત્યાગ્રહ સંગ્રામના આખા ઇતીહાસમાં એક જ દાખલો હંમેશને માટે સુવર્ણ અક્ષરે કોતરાશે અને તે પેશાવરમાં નીઃશસ્ત્ર હીંદી ટોળાં ઉપર ગોળીબાર કરવાના હુકમનો અનાદર કરનાર ગઢવાળી [બ્રાહ્મણ] સૈનીકોની બહાદુરીનો. આ વીરોએ નીર્દોષ અને નીઃશસ્ત્ર ટોળાં ઉપર-સ્ત્રી, પુરૂષ અને બાળકોના ટોળાં ઉપર ગોળી ચલાવવાની ના પાડી એટલું જ નહી પણ પોતાના પગલાંના પરીણામની સંપુર્ણ જવાબદારી પીછાનવા છતાં પોતાના સર્વે શસ્ત્રો બ્રીટીશ અમલદારને ચરણે ધરીને ઉભા રહ્યા. મી૦ જેમ્સે આ કીસ્સો સુંદર રીતે વર્ણવ્યો છે [પા. ૧૮૧-૧૮૨] ગાંધીજી અહીંસામાં શ્રદ્ધાની વાતો કરે છે, પરંતુ તેમણે આ સાચા સત્યાગ્રહીઓની મુક્તી મેળવ્યા વગર બ્રીટીશ સરકાર સાથે સંધી કરી છે. આ વસ્તુનું બારીક નીરક્ષણ કરતાં એમ જ માનવાની ફરજ પડે છે કે ગાંધીજીએ સંધીની કીંમત તરીકે અહીંસામાં પોતાની શ્રદ્ધાનો ભોગ આપ્યો છે, અને આડકતરી રીતે આ વીર સત્યાગ્રહીઓને જે ૧૨ થી ૨૦ વર્ષની જંગલી સજાઓ કરવામાં આવી છે તે મંજુર રાખી છે. કોઇ પણ એમ પણ કહી શકે કે છેલ્લા યુરોપી વીગ્રહ દરમ્યાન ગાંધીજીએ લશ્કરમાં સૈનીકોની ભરતી કરી હતી, અને ગઢવાલીઓના સંબંધમાં તેમણે સામ્રાજ્યવાદીઓના ફરમાન અનુસાર નીર્દોષ હીંદીઓ ઉપર ગોળી ચલાવવાની ના પડનાર વીર ગઢવાલીઓને જેલમાં સડતા દેવાનાં પગલાંને મંજુર રાખ્યું છે."

(૨) ગાંધીજીએ ખેડુતોને કરબંધીની હાકલ કરી હતી-ખેડુતોએ તેમના ફરમાનને શીરે ચઢાવીને દુઃખના ડુંગરો સહન કર્યા. પરંતુ ગાંધીજીએ સંધી કરવામાં તેમનો પણ ભોગ

આપ્યો. સરકારે જપ્ત કરેલી જમીન પાછી ખેડુતોને મળે તે માટે તેમણે કશી કલમો સંધીપત્રકમાં દાખલ ન કરવી. મી૦ જેમ્સ આ વીષે વર્ણનાત્મક શૈલીમાં નીચે પ્રમાણે વીગતો રજુ કરે છે. "અહીં [બોરસદ તાલુકામાં] હઝારો લોકોએ મહીનાઓ સુધી કર ભરવાની ના પાડી હતી–તેમના ઉપર માર પડયો, તેમના મકાનો આગથી તારાજ થયાં, અને તે પછી ગાંધીજી ભુતકાળને ભુલી જવાનો અને જમીન મહેસુલ ભરી દેવાનો ફતવો કાઢે, ત્યારે ખેડુતો તેનો અમલ તો કરે છે, પરંતુ તેમના ચહેરા ઉપર નીરાશા અને ગ્લાનીની છાયા સ્પષ્ટ દેખાઇ આવે છે. તેમને ચોખ્ખું લાગતું હતું કે તહકુબીના કરારથી તેમને કશો લાભ થયો નથી. [પાનું ૨૧૦]

મી૦ જેમ્સ પોતાના પુસ્તકની અંદર બીજી પણ એક વસ્તુની ચોખવટ કરે છે. કરાંચીમાં મળેલા મહાસભાના અધીવેશન વીષે લખતાં તેઓ કહે છે કે ગાંધી–ઇરવીન કરારમાં રહેલી સમાધાન નીતીની સામે અનેક યુવાન રાષ્ટ્રવાદીઓનો વીરોધ નજરે પડતો હતો. કલકત્તાના માજી–મેયર સુભાશચંદ્ર બોઝે તહકુબીનો વીરોધ કરતાં જણાવ્યું હતું કે "તહકુબી તો અલ્પજીવી છે." અને ગાંધીજીએ કરાંચીમાં ધમકી આપીને જ વીજય મેળવ્યો છે. તેમની દલીલો રજુ કરતાં મી૦ જેમ્સ લખે છે કે "જો તમને મારા માર્ગો પસંદ નહી હોય તો મહેરબાની કરીને મૌન સેવો અને મને મારૂં કામ કરવા દો. છેલ્લા ૪૦ વર્ષથી હું આ કામ કરતો આવ્યો છું. મને જીવનના બાકીના સમય સુધી સેવા કરવા દો. અમે લંડન જઇએ અને ત્યાં મોજ માણીને અમારો સંબંધ ફેરવવામાં નીષ્ફળ નીવડીયે તો તમે અમારા ગળાં કાપી નાંખજો." [પાનું ૨૧૧]

ગાંધીજીને મહાસભાના કુલમુખત્યારના નામાભીધાનથી કરાંચીમાં સંબોધવામાં આવતા હતા. તેમણે પોતાના કાર્યક્રમનો સ્વીકાર કરાવવામાં પોતાની કુલ સત્તાનો છુટથી ઉપયોગ કર્યો અને પોતાનો માર્ગ મોકળો બનાવ્યો.

"કરાંચીમાં ગાંધીજી સામે વીરોધ હતો. પરંતુ પોતાનું સ્ટીમરોલર છુટું મુકીને ગાંધીજીએ વીરોધને સમાવી દીધો. ગાંધીજીએ કરાંચીમાં જે આપખુદી બતાવી તેવી આપખુદી તો કેઇ પણ ટેમેની [અમેરીકાનો એક રાજકીય પક્ષ] અગ્રેસર ન જ બતાવે..." [પાનું ૨૧૧]

આમ ગાંધીજીની સમાધાનનીતી સામેનો વીરોધ સમી ગયો તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે હીંદનું રાજકારણ અને રાષ્ટ્રીય મહાસભા સીદ્ધાન્તને બદલે વ્યક્તીના જોર ઉપર જ હજી નભી રહ્યા છે. જેઓ ગાંધીજીની નીતીના વીરોધી હતા તેઓ સુદ્ધાં તેમની આગળ નમી પડયા અને રાષ્ટ્રીય એકતાના ઓઠાં હેઠળ પોતાના વર્તનનો બચાવ કરવા લાગ્યા. મી૦ જમનાદાસ મહેતાએ આ વીષે ઉચ્ચારેલા શબ્દો અત્રે ઉતારવા જેવા છે.

"ખરી વસ્તુસ્થીતી તો એ છે કે દેશના નૈતીક ધન તરીકે ગાંધીજી અમારા ઉપર એવી જબરજસ્ત અસર ધરાવે છે કે તેમની હાજરીમાં બધી વીચારશકતી હરી જાય છે, અને તુલનાત્મકવૃત્તી અદશ્ય થઇ જાય છે. અને સ્વતંત્ર અભીપ્રાયની હીમતને નાપસંદગીના સુરોથી વખોડવામાં આવે છે. આપણા દેશના જાહેર જીવનનું એ એક દર્દ છે. અને આપણી સ્વરાજ માટેની લાયકાત સાબીત કરવાને બદલે આપણી નાલાયકી પુરવાર કરે છે...." [પાનું ૨૧૪]

કદાચ ગાંધીજી અને તેમના મીત્રો લંડનમાં મળનારી વર્તુલ પરીષદ મારફતે

"સ્વતંત્રતાનું નવનીત" સીદ્ધ કરવાની ઉમેદ રાખતા હશે. પરંતુ એવી કંઇ પણ ખાત્રી છે ખરી કે ગાંધીજી લંડનમાં નવા સંજોગોને વશ થઇને વધુ સમાધાનવૃત્તી દાખવી હીંદનું સ્વમાન નહી વેચી આવે! એકવાર અમેરીકાના પ્રમુખ મી૦ વીલ્સનને જગતના તારણહાર તરીકે સત્કારવામાં આવ્યા હતા. પરંતુ જ્યારે તેમણે બ્રીટીશ અને ફ્રેંચ મુત્સદ્દીઓ સાથે સમાધાન કરીને જગમશહુર ચૌદ મુદ્દાઓ જતા કર્યા ત્યારે તેમની લાગવગ અને પ્રતીભા ઓસરવા લાગ્યાં, અને અંતે તેઓ સમાધાનવૃત્તીના ભોગ થઇ પડ્યા. ગાંધીજી જેમ હીંદમાં તેમ આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ભારે લાગવગ ધરાવે છે. એ અમારી દૃઢ માન્યતા છે કે દીલ્હીના કરતાં પણ લંડનમાં તેમનું સામર્થ્ય વધારે આથમશે. એ તો સર્વમાન્ય સત્ય છે કે લોર્ડ ઇરવીનની કુશળ કારીગીરી આગળ ગાંધીજી નમી ગયા; અને લંડનમાં તો એથી યે વધુ મોટા ધુરંધરો સાથે ગાંધીજીને કામ લેવાનું છે રાજકીય લાગવગ ઉપરાંત સામાજીક સંસર્ગની અસરનો પણ ઉલ્લેખ અહીં થવો જોઇએ. હવે તો લંડન પરીષદ પછી જ ગાંધીજીના "સ્વતંત્રતાના સત્ત"ના સત્ય સ્વરૂપના યોગ્ય દર્શન થઇ શકશે.

તો પછી હીંદની આઝાદીના સ્વપ્નાં શું સરી જશે? કદાપી નહી. હીંદ સ્વતંત્રતા મેળવશે જ. પણ તે સમાધાનવૃત્તીથી તો નહી જ.

હીંદનો પ્રશ્ન કેવળ સ્થાનીક પ્રશ્ન જ નથી પરંતુ આખા જગતનો પ્રશ્ન છે. માનવ જગતની મુક્તીનો પ્રશ્ન છે. એ વાતની આ પુસ્તક સાક્ષી પુરે છે. આખું જગત હીંદ તરફ મીટ માંડી રહ્યું છે. હીંદના અમેરીકન મીત્રો પણ હીંદની આઝાદી માટે આતુર બન્યા છે.

પરંતુ એક વાતનો ઉલ્લેખ કરવાની ખાસ જરૂર છે કે મી૦ જેમ્સ ગાંધીજીના અંધ અનુયાયી નથી. તેઓ ગાંધીજીને મહાન પુરૂષ તરીકે સન્માને છે, છતાં ગાંધીજી અને તેમની વચ્ચે ગંભીર મતભેદો પણ છે. હીંદના ભાવી વીષે મી૦ જેમ્સે જે ઉદ્દગારો કાઢ્યા છે તે ખાસ નોંધવા જેવા છે. આ ઉદ્દગારો નીચે પ્રમાણે છે:

"હજી હીંદના રાજકારણની ચાવી ગાંધીજીના હાથમાં છે. ગાંધીજી જાણે છે કે તેમનું ખરૂં સામર્થ્ય 'અંદર'થી નહી પણ 'ઉપર'થી આવે છે. મનુષ્ય માત્ર નાના પ્રાણીઓ છે. તેમણે માનવ વ્યવહારમાં નવો સીદ્ધાંત પ્રચલીત કર્યો નથી પરંતુ જુના સીદ્ધાન્તને પુનર્જીવન આપ્યું છે. આપણે ઉમેદ રાખીએ કે માનવ જીવનનાં ગૌરવના ઘાતક સર્વ અન્યાયોની સામે તેમની લડત છે એમ ગાંધીજી જગતને બતાવે." [પાનું ૨૧૮]

હીંદના ૩૫ કોટી જનતાનાં ભાવીનો પ્રશ્ન હીંદનો જ પ્રશ્ન નથી—જગતની જનતાની મુક્તીનો પ્રશ્ન છે, અને તેથી તે સર્વોપરી છે. માનવમુક્તીના જ્યોતીર્ધર થવાનો ગાંધીજીને સંપુર્ણ અવકાશ છે. પરંતુ તેમની સમાધાનવૃત્તી તેમના માર્ગમાં આડે આવે છે. જો તેઓ નીષ્ફળ જશે—અને એ અશક્ય છે એમ પણ ન કહી શકાય. તો હીંદની મુક્તીયાત્રાનો રથ અટકી પડશે પરંતુ માનવસમુદાયની મુક્તીનો માર્ગ તો સદા મોકળો જ રહેશે. અંતે કોઇ દૃઢ આગ્રહી અગ્રેસરની સરદારી હેઠળ માનવમુક્તીનો રથ વીજય વાવટો ફરકાવતો પોતાના અંતીમ ધ્યેયને સર કર્યા વગર નહી અટકે.

# ગાંધીજી : પરદેશીઓની દ્રષ્ટિએ

ગાંધીજી

ચર્ચીલ

મોર્નીંગ પોસ્ટ) **કોન્ઝરવેટીવોની** કલ્પના (લંડન

[ચર્ચીલ ગાંધીજીનો અને ગાંધીજી ચર્ચીલનો પોશાક સજે, એમ બતાવી કટાક્ષ ચીત્ર દોરનાર બતાવે છે કે હીંદનો સ્વરાજ આપશો તો તે સમૃદ્ધ થશે ને બ્રીટન 'નાગું ફકીર' બની જશે.]




(ફલોરેન્સ

"મારા મીત્ર ગાંધી : હાલના સમયે સીંહના ડાચામાં માથું મુકવું એ બહુજ જોખમી છે."

"અરે ભાઇ, આ થકી ગયેલા સીંહને મારે મારું ભચડી ખાવું એ બહુજ કઠીણુ કામ છે."

# અશાંત યુરોપ




મોર્નીંગ પોસ્ટ) (લંડન

**વેસ્ટમીનીસ્ટરનું ફીનીક્ષ**




ટ્રીબ્યુન) (શીકાગો

**બેકારીનો ઉપાય યુદ્ધ**




ડેઇલી એક્સપ્રેસ) (લંડન

**ધીક્કાર, ઇર્ષ્યા, સત્તા, હરીફાઇ અને અદેખાઇના ગઠ્ઠાઓ યુરોપમાં શાંતીની દેવીને મુંઝવી રહ્યા છે.**

નવજીવન : સપ્ટેમ્બર ૩૧.

# યુદ્ધ અટકાવવાની મિથ્યા વાતો !

: મુળ લેખક :
કમાન્ડર કૅનવર્ધી
એમ. પી.,

એક તરફ યુદ્ધ અટકાવવાની મ્હોટાની વાતો થાય છે છતાં પોતાને 'સભ્ય' તરીકે મનાવતા દેશો દર વર્ષે લશ્કરની તૈયારી પાછળ ૯૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ ખર્ચે છે. છેલ્લી યાદવી પહેલાં ગ્રેટબ્રીટન લશ્કર પાછળ દર વર્ષે ૬૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ ખર્ચતું હતું, હમણાં તે ૧૧૧,૦૦૦,૦૦૦ પાઉન્ડ ખર્ચે છે. એવું બીજા દેશો પણ કરે છે. છેલ્લી યાદવીમાં ૧૦,૦૦૦,૦૦૦ માણસો માર્યા ગયા હતા, તેથી બેવડા ઘાયલ થયા હતા. એ યુધ્ધે ૯,૦૦૦,૦૦૦, બાળકોને અનાથ બનાવ્યાં હતાં. અને ૫,૦૦૦,૦૦૦ સ્ત્રીઓને વૈધવ્ય આપ્યું હતું, છતાં હજી કોઇ દેશ યુદ્ધ અટકાવવા તૈયાર નથી.

પ્રેસીડેન્ટ હુવરની "યુદ્ધવીરામ"ની જાહેરાતે યુરોપ અને અમેરીકા એ બન્ને દેશોની રાજકીય પરીસ્થીતીમાં ફેરફાર થતા પામ્યો છે. ને આ વીરામ યુદ્ધની તૈયારીઓમાં પરીણમે તો તેની કીર્તીને કલંક લાગ્યા શીવાય નહીં રહે.

અમેરીકન પ્રજા વર્ષોથી કહ્યા કરે છે કે જો તેઓ પોતાનાં પુરાણાં મીત્ર રાજ્યો—ફ્રાન્સ, ઇટલી, બેલ્જીઅમ, પોલેન્ડ અને ખુદ ઇંગ્લંડ પાસેનું લેણું રૂણ માફ કરે તો, તે જ નાણાંનો વ્યય તેઓ રાઇફલો, બેયોનેટો, બોમ્બ, હવાઇ જહાજો. અને ઝેરી ગેસ વીગેરે લડાયક સામગ્રીઓ તૈયાર કરવામાં જ કરશે. અને એ દલીલોમાં છુપાયલું સત્ય અમુક પ્રમાણમાં પ્રત્યક્ષ થતું જાય છે. સૈન્ય ઘટાડવાને માટે ભ્રાતૃભાવની લાગણી દર્શાવી કેટલાંય પવીત્ર ઉચ્ચારણો કરવામાં આવે છે પરન્તુ તે વચનો વર્તનમાં તો ઘણાજ ઓછા પ્રમાણમાં મુકાય છે, તો એ સંબંધમાં કેવાં પગલાં લેવાં? એ આજનો અગત્યનો પ્રશ્ન છે.

યુરોપ અત્યારે ભયને કીનારે છે. જર્મનીની બેંકોના વીનાશની નોબતોથી તથા ઓસ્ટ્રીઆની બેંકોના થયેલા વીનાશથી યુરોપના આખા યે આર્થીક બંધારણના અસ્તીત્વ માટે ભયના પડઘા ઉડી રહ્યા છે. ગયા મહાન વીશ્વવીગ્રહને પરીણામે ઉભા થયેલાં દેવાની ભયંકર રકમ એ આ સ્થીતીનું સીધું કારણ છે. અમેરીકા મુખ્ય લેણદાર હોવાથી તેની મદદ માગવામાં આવી છે. લેણદાર અને દેણદાર વચ્ચે સદીઓ વીત્યા છતાં આ સવાલ આવી રીતે જ ચર્ચાતો ચાલ્યો આવે છે. એક તરફ અમેરીકા પોતાનાં તેમ જ પારકાનાં નાણાંનો ઉપયોગ વીનાશક હથીઆરોથી સજ્જ થવામાં પાણીના રેલાની માફક કરી રહેલ છે; પરન્તુ એ ઉન્માદી પ્રવૃત્તી પર અંકુશ મુકવાનો હવે સમય આવી લાગ્યો છે.

આ આર્થીક અંધાધુંધીનું કારણુ તપાસતાં આપણને જણાશે કે યુરોપની પ્રજા શસ્ત્ર સરંજામની પાછળ વાર્ષીક ૫૨૦ લાખ પૌંડનો ધુમાડો કરે છે, અને એવા કહેવાતા સુધરેલા સઘળા દેશોના ખર્ચોનો જો હીસાબ કરીએ તો વર્ષ દીવસે ૯૦ કરોડ પૌંડનો થવા જાય છે. હવે વીચાર કરો કે, જો આ નાણાંનો સદુપયોગ કરવામાં આવે તો શું પરીણામ આવે?

લડાઇથી લડાઇનો અંત લાવવાના સીદ્ધાન્તને બદલે—કે જહેને માટે બ્રીટીશ પ્રજા હજી પણ એક મીનીટે ૧૦૦૦ પૌંડ ભરે છે અને હજી બીજાં ૧૪૦ વર્ષો સુધી ભર્યા જશે!—છેલ્લી લડાઇ પહેલાં જે ખર્ચ થવા પામ્યું હતું ત્હેના કરતાં પણ અધીકતર નાણાં આગામી યુદ્ધની તયારી માટે વાપરવામાં આવે છે.

મહાન વીગ્રહ પહેલાં યુનાઇટેડ સ્ટેટ્સ શસ્ત્રોની પાછળ ૯૨ લાખ પૌંડનો ખર્ચ કરતું હતું પણ હવે તો તે ૧૭૫ લાખ પૌંડ સુધી પહોંચી ગયું છે. સને ૧૯૧૨ માં ગ્રેટબ્રીટને ૬૦ લાખ પૌંડ ખર્ચ્યા હતા હમણાં ૧૯૩૧ માં તે ૧૧૧ લાખ પૌંડ ખર્ચે છે! સને ૧૯૨૨ માં રશીયાએ ૨૪ લાખ પૌંડનો ખર્ચ કર્યો હતો અને ૧૯૩૧ માં તે ૬૨ લાખ પૌંડ ખર્ચે છે. ફ્રાન્સનો હીસાબ પણ ૧૯૨૪ માં ૬૬ લાખ પૌંડ હતો અને અત્યારે ૮૭ લાખ પૌંડ સુધી પહોંચ્યો છે. એટલે કે આર્થીક મંદી હોવા છતાં શસ્ત્ર સરંજામ પાછળ દરેક વર્ષે વધારે ને વધારે ખર્ચ થતાં જ જાય છે.

આવતાં સાત વર્ષમાં લડાયક વહાણો બાંધવા પાછળ અમેરીકા ૨૦ કરોડ જેટલી ગંજાવર રકમ ખર્ચવા માગે છે. જ્યારે દરેક રાષ્ટ્રીય બજેટમાં ખોટના આંકડા બ્હાર આવતા જાય છે અને દરેક ઔદ્યોગીક ક્ષેત્રોમાં બેકારોની સંખ્યા દીન-પ્રતીદીન વધતી જાય છે, ત્યારે અમેરીકા આ પગલે પ્રયાણ કરી રહ્યું છે!

આ તો નાણાંની અપાયલી આહુતીનો હીસાબ આપ્યો, હવે મહાન સમરમાં માનવપ્રાણીઓનાં અપાયલાં બલીદાનોનો વીચાર કરીએ. છેલ્લા મહાન સંગ્રામમાં એક કરોડ કરતાં પણ વધારે જનસંખ્યા કત્લ થવા પામી હતી; બે કરોડ જેટલા ઘાયલ થયા હતા, ૯૦ લાખ અનાથ થયા હતા અને યુદ્ધના સ્મારક તરીકે ૫૦ લાખ જેટલી વીધવાઓ નીરાધાર દશામાં આવી પડી હતી.

યુદ્ધવીરામ પછી છેલ્લાં બાર વર્ષોથી આપણે સૈન્યના ઘટાડાની વાતો કરી રહ્યા છીએ અને ત્હેને અમલમાં લાવવા પરીષદો બોલાવીએ છીએ: હવે આવતા વર્ષના ફેબ્રુઆરી માસમાં જીનીવા મુકામે મળનારી વીશ્વપરીષદમાં એની સીદ્ધી માટે પ્રયાસો કરવામાં આવશે; છતાં પણ સૈન્ય ઘટાડવાની મૌખીક વાતો કરતાં ત્હેનો સાચો અને યોગ્ય ઉપાય શોધવામાં નહી આવે ત્યાં સુધી એ મુશ્કેલી તો વધતી અને વધતી જ રહેવાની.

એમાંથી ખરેખરી રીતે બચાવ થઇ શકે કે કેમ ત્હેનો હવે આપણે વીચાર કરીએ. સૈન્ય એ માનસીક રોગનું એક ચીન્હ છે. એમાંથી પ્રત્યેક પ્રજાને પોતાના પડોશીમાં ભયની છાયા રહેલી જણાય છે. સૈન્ય આધુનીક હથીયાર હોઇ ઘણું જ કીમતી છે અને દુરદુરની પ્રજાને ધમકી આપી શકે છે, જો સદંતર સૈન્ય ન હોય તો પ્રજામાં હજી પણ થોડાં થોડાં સપ્તાહોના અંતરે લડાઇ જાગે અને હથીઆરોનો તેમ જ હવાઇ જહાજોનો ઉપયોગ કરવામાં આવે. પરન્તુ આ શસ્ત્ર તદ્દન સાદાં અને સસ્તાં હોય. મહાન લડાયક જહાજો, સબમરીનો તથા બીજી સામગ્રી ઉભી કરવા માટે ઘણો લાંબો કાળ

જોઇએ અને તેના ફ્યુનો પણ મ્હોટી સંખ્યામાં સરવાળે થઇ જાય.

ઝેરી–હવાને ઉપયોગમાં લેવા માટે કેળવણીની જરૂર રહે છે. સઘળી પ્રજા સંધીના બંધનોથી એ ગેસ ન વાપરવા માટે બંધાઇ ગઇ છે. છતાં પણ દરેક પ્રજા તેનાં જોઇતાં સાધનો તૈયાર ને તૈયાર રાખે છે અને વારંવાર તેના અખતરા કર્યા જાય છે! પોર્ટન સેલીસ બરી એ ઝેરી–ગેસના અખતરા માટેનું બ્રીટીશોનું સદર સ્ટેશન છે. આ વર્ષે એના અખતરા માટે એક લાખ ને સીત્તેર હઝાર પૌંડ ખર્ચવામાં આવ્યા છે અને તેનો અખતરો માત્ર ઘોડાઓ, બીલાડીઓ, બકરાં તેમજ બીજાં પ્રાણીઓ પર કરવામાં આવે છે, એટલુંજ નહીં પરન્તુ એ નવી ઝેરી–ગેસની બનાવટના સરળ અખતરા માટે જુવાન માણસોની પણ લાંચ આપીને ભરતી કરવામાં આવે છે! આ છોકરાઓને થોડો પગાર આપવામાં આવે છે અને તે પેટે તેમના જાન તેઓ વેચાણ લે છે! આમ છેલ્લામાં છેલ્લી રીત પ્રમાણે નવી લડાઇને પહોંચી વળવાની તૈયારીઓ ચાલી રહી છે.

આ પ્રકારના અખતરા પરત્વે સંબંધ ધરાવતી પ્રજા જો એકમત થઇ તેના વીરોધનો સવાલ ઉંચકી લે, તો કાંઇક પરીણામ લાવી શકાય. આપણે જ્યારે ઝેરીગેસ નહીં વાપરવા માટે કસમ લઇને બ્હાર પડ્યા છીએ ત્યારે તેનો ઉપયોગ શા માટે કર્યા જઇએ છીએ?

બીનશસ્ત્ર વ્યાપારી વહાણો સ્હામે સબમરીન એ કેટલું ભયાનક હથીઆર છે! મી૦ કેનવર્થી "નેનશુલ"માં લખે છે કે સબમરીનનું કામ જ એવા પ્રકારનું હોય છે કે ઉતારૂઓના તેમ જ વ્યાપારી સ્ટીમરોના બચાવ કરતાં તેના વીનાશ માટે તેનો વધુ ઉપયોગ કરવામાં આવે છે.

વીગ્રહ પછી શાન્તીના સમયમાં પણ સબમરીનોની ચીન્તામાં આપણે આપણા બસો જેટલા બ્રીટીશ ખલાસીઓ ગુમાવ્યાં છે; અને અમેરીકા, ફ્રાન્સ, ઇટલી અને જાપાનનો ઇતીહાસ પણ એવી જ કલંક કથાથી આલેખાયલો છે પરસ્પરના કરારોથી એટલે કે અરસપરસની સંધીથી સબમરીનોનો નાશ થઇ શકે છે. કારણ કે એ વાત કાંઇ ગુપ્ત હોતી નથી–સબમરીનો કાંઇ ખાનગીમાં બાંધી શકાતી નથી–અને તેને ઉપયોગ યોગ્ય બનાવવા માટે ઓછામાં ઓછાં બે વર્ષો લાગે છે. ત્રણ વર્ષ પહેલાં તૈયાર કરેલાં બે મહાન લડાયક જહાજો કે જે બ્રીટીશ નૌકાસૈન્ય માટે બાંધવામાં આવ્યાં હતાં, તેમાં દરેકમાં ૭૦ લાખ પૌંડ ખરચવામાં આવ્યા હતા. અને પ્રતીવર્ષે તેની સુધારણા માટે પણ મ્હોટી રકમ ખર્ચવામાં આવે છે. એ મહાન જહાજો બાંધવા માટે બે વર્ષ કરતાં પણ વધુ સમય લેવામાં આવ્યો છે; અને ગોળીઓની ઝડીઓ વર્ષાવવાની તેમજ ઝેરી–ગેસ ફેંકવાની તેમાં વ્યવસ્થા કરવામાં આવી છે. આવાં મહાન જહાજો ખાનગીમાં કેવી રીતે બાંધી શકાય?

જેવી રીતે સંધીની શરતો પ્રમાણે જર્મનીને લડાયક તૈયારી કરવાની મનાઇ કરવામાં આવી છે, તે જ પ્રમાણે એવું ભારે નૌકાસૈન્ય તૈયાર કરવા–તેના પર અધીકાર ધરાવવા માટે કસમ લેવાની જરૂર રહેલી છે; એટલે મોટા બોમ્બ ફેંકી શકાય તેવાં હવાઇ જહાજો સાથે આ સાધનોની બચાવનાં સાધનો તરીકે વાત કરવી એ કેવળ મુર્ખાઇ છે. તેનો ઉપયોગ તો માત્ર શહેરોમાં વસતી નીર્દોષ પ્રજા પર બોમ્બ ફેંકવા અને ઝેરી ગેસ છોડવાના કામમાં જ કરવાનો રહે છે. બોમ્બ નાંખનાર મ્હોટાં જહાજોનો સામનો કરવા માટે કદાચ ઝડપી ન્હાનાં હવાઇ જહાજોની

જરૂર જણાય, પરન્તુ મોટાં અને ભયંકર જહાજો કે જ્હેનો ઉપયોગ ખોમ્બ નાખવાના કામમાં જ કરવામાં આવે છે ત્હેનો તો પરસ્પરની સલાહથી નાશ જ કરવો જોઇએ.

અહીંઆં ફરીથી જણાવવું જોઇએ કે એ વહાણોના ભયંકર કદના કારણને લઇને આખી દુનીયાંની જાણ શીવાય તે ખાનગીમાં બાંધી શકાય તેમ હોતાં નથી.

ક્રુઝરોનો ઉપયોગ દરીયા પરની પોલીસ માટે રહેવા દો, સામાન્ય હથીઆરો ધરાવનાર વધુ પાયદલને જમીન પર કાયદો અને વ્યવસ્થાની સાચવણી માટે રાખો અને ન્હાનાં ઝડપી વીમાનો હવાઇ પ્રદેશના રક્ષણ માટે રાખો. જો આ પ્રમાણે કરવામાં આવે તો મનુષ્ય સ્વભાવમાં આનંદ સાથ ત્હેના જીવનમાં નવચેતન લાવી શકાય, રણ તેમ જ તેના આરામ માટેનાં વલણ સુખદ નીવડે અને વહીવટી અમલદારોનાં ચીત્ત પ્રફુલ્લ બને.

ખર્ચાળ અને ભયાનક હથીઆરોનો નાશ કરીને કાફલામાં ઘટાડો કરવાનો આ નક્કર અને યોજનામાં મુકી શકાય તેવો માર્ગ છે.

જો આ પગલાં લેવામાં નહીં આવે તો ત્હેનાં પરીણામ ભયાનક યુદ્ધમાં જ આવશે અને ત્હેના પરીણામે મંદી અને વીપ્લવનું વાતાવરણ પથરાઇ જશે.



"બુદ્ધી એ વંશપરંપરાનો વારસો હશે એમ તમે માનો છો?"

"મને તેની ખબર નથી કેમકે મારે ત્યાં બાળક નથી."

...

ભાવી જમાઇએ પોતાના સસરાને પુરતી ગંભીરતા સાથે પત્ર લખ્યો. તેમાં જણાવ્યું કે:—

"તાજેતરમાં પ્રાચીન વસ્તુઓના એક સંગ્રહસ્થાનમાં 'ક્યુરેટર' તરીકેની જગા મને મળી છે. એટલે હવે આપ આપની પુત્રીને મારી દેખરેખ નીચે વીશ્વાસપુર્વક રાખી શકશો એવી હું આશા રાખું છું."

પેરી: "મમ્મા સફેદ મુરઘી કરતાં કાળી મુરઘી વધુ ચાલાક હોય છે નહીં?"

મમ્મા: "કેમ દીકરી?"

પેરી: "કેમકે કાળી મુરઘી સફેદ ઇંડાં મુકી જાણે છે, પણ ધોળી મુરઘી કાળાં ઇંડાં મુકતી નથી."

...

"મારી માતા બહુ જ ખુબસુરત હતી."

"ત્યારે તમે તમારા પીતા ઉપર પડયા લાગો છો!"

...

ધર્મને શાળાના વાતાવરણમાંથી દુર જ રાખો.

# હિંદી વીમો અને આર્થિક સ્વતંત્રતા

: મુળ લેખક :
શ્રી. એસ. સી. મજુમદાર
બી.કોમ. [મુંબાઇ] વગેરે.

**રાષ્ટ્ર**ના ઔદ્યોગીક વીકાસમાં વીમા કંપનીઓ અગત્યનું સ્થાન ભોગવે છે. પણ હીંદીઓ પરદેશી કંપનીઓમાં વીમા ઉતરાવે છે, સરકાર દેશી વીમા કંપનીઓને કાયદેથી સંરક્ષણ આપતી નથી, અને દેશી વીમા કંપનીઓ સ્વદેશી વ્યાપાર-ઉદ્યોગના વીકાસમાં નાણાં રોકતી નથી, એથી દેશને પારાવાર નુકશાન થાય છે. તે નુકશાન અટકાવવાના માર્ગ લેખક બતાવે છે.

હીંદની રાજકારણી સ્વતંત્રતાનો મોટામાં મોટો આધાર તેની આર્થીક સ્વતંત્રતા ઉપર અવલંબી રહેલો છે. એ તો સર્વસ્વીકૃત હકીકત છે કે, જો હીંદે દુનીયામાં સુયોગ્ય સ્થાન પ્રાપ્ત કરીને ટકાવી રાખવું હોય, તો તેને પોતાનાં કુદરતી સાધનોની ખીલવણી કરવી જોઇશે અને ભારેમાં ભારે કાર્યદક્ષતાથી તેને પોતાના ઉદ્યોગોની રચના કરવી પડશે.

ગમે તેટલી રાજકારણી ચળવળ ભલે ચલાવવામાં આવે, પણ જો તેને આર્થીક સ્વતંત્રતાની ચળવળનું આલંબન નહીં હોય તો, એકલી રાજદ્વારી ચળવળ કદી પણ ફતેહમંદ થવાની નથી એ કલ્પના નહીં પણ હકીકત છે. આપણી રાજકારણી ગુલામી મોટામાં મોટે ભાગે તો આર્થીક પરાધીનતાને આભારી છે. એ આર્થીક પ્રશ્ને જ આપણને આટલા બધા ગુલામ બનાવી દીધા છે.

જ્યારે જ્યારે હીંદને રાજકારણી સુધારા આપવાની વાતો થાય છે, ત્યારે ત્યારે હીંદમાંના ગોરા વ્યાપારીઓ તુરત જ તેની સામે શોરબકોર કરી મુકે છે. એમાંથી ઉપરની હકીકત સારી રીતે પુરવાર થઇ શકે છે.

હીંદમાં વ્યાપાર કરતા યુરોપીયનો માટે કહેવાતી 'સલામતીઓ'ની જે જે વાતોથી વાતાવરણ ઉભરાઇ રહેલું છે, તે આપણા મુદ્દાને વીશેષ મજબુત ટેકો આપે છે કે, અત્યારે જો હીંદને કોઇ પણ જાતની ગુલામીની જંજીરો વધુ જકડી રહી હોય અને જે જંજીરો તોડવાની તાત્કાલીક જરૂર હોય તો તે આર્થીક ગુલામી છે.

આજે યુરોપીયન વ્યાપારીઓની ન્યાત જો કોઇ પણ બાબત માટે ખાસ ચીંતાતુર બની રહેલી હોય તો, તે બ્રીટીશ વીમા કંપનીઓ, બ્રીટીશ બેંકો અને બ્રીટીશ વહાણવટાના ધંધાને માટે છે તેવી જ સગવડો કાયમ રહે તે માટે જ છે. કેમકે એ ત્રણ ધંધાઓ દ્વારા જ તેમનાથી હીંદમાંથી વધારેમાં વધારે દ્રવ્ય શોષણ કરી શકાય છે.

કોઇ પણ દેશના વ્યાપાર ઉદ્યોગની મહત્તા માટે વીમો, બેંક અને સ્ટીમર એ ત્રણ

જરૂર જણાય, પરન્તુ મોટાં અને ભયંકર જહાજો કે જ્હેનો ઉપયોગ બોમ્બ નાખવાના કામમાં જ કરવામાં આવે છે ત્હેનો તો પરસ્પરની સલાહથી નાશ જ કરવો જોઇએ.

અહીંઆં ફરીથી જણાવવું જોઇએ કે એ વહાણોના ભયંકર કદના કારણને લઇને આખી દુનીયાંની જાણ શીવાય તે ખાનગીમાં બાંધી શકાય તેમ હોતાં નથી.

ક્રુઝરોનો ઉપયોગ દરીયા પરની પોલીસ માટે રહેવા દો, સામાન્ય હથીઆરો ધરાવનાર વધુ પાયદલને જમીન પર કાયદો અને વ્યવસ્થાની સાચવણી માટે રાખો અને ન્હાનાં ઝડપી વીમાનો હવાઇ પ્રદેશના રક્ષણ માટે રાખો. જો આ પ્રમાણે કરવામાં આવે તો મનુષ્ય સ્વભાવમાં આનંદ સાથ ત્હેના જીવનમાં નવચેતન લાવી શકાય, રણ તેમ જ તેના વારામ માટેનાં વલણ સુખદ નીવડે અને વહીવટી અમલદારોનાં ચીત્ત પ્રફુલ્લ બને.

ખર્ચાળ અને ભયાનક હથીઆરોનો નાશ કરીને કાફલામાં ઘટાડો કરવાનો આ નક્કર અને યોજનામાં મુકી શકાય તેવો માર્ગ છે.

જો આ પગલાં લેવામાં નહીં આવે તો ત્હેનાં પરીણામ ભયાનક યુદ્ધમાં જ આવશે અને ત્હેના પરીણામે મંદી અને વીપ્લવનું વાતાવરણ પથરાઇ જશે.



"બુદ્ધી એ વંશપરંપરાનો વારસો હશે એમ તમે માનો છો?"

"મને તેની ખબર નથી કેમકે મારે ત્યાં બાળક નથી."

...

ભાવી જમાઇએ પોતાના સસરાને પુરતી ગંભીરતા સાથે પત્ર લખ્યો. તેમાં જણાવ્યું કેઃ—

"તાજેતરમાં પ્રાચીન વસ્તુઓના એક સંગ્રહસ્થાનમાં 'ક્યુરેટર' તરીકેની જગા મને મળી છે. એટલે હવે આપ આપની પુત્રીને મારી દેખરેખ નીચે વીશ્વાસપુર્વક રાખી શકશો એવી હું આશા રાખું છું."

પેસી: "મમ્મા સફેદ મુરઘી કરતાં કાળી મુરઘી વધુ ચાલાક હોય છે નહીં?"

મમ્મા: "કેમ દીકરી?"

પેસી: "કેમકે કાળી મુરઘી સફેદ ઇંડાં મુકી જાણે છે, પણ ધોળી મુરઘી કાળાં ઇંડાં મુકતી નથી."

...

"મારી માતા બહુ જ ખુબસુરત હતી."

"ત્યારે તમે તમારા પીતા ઉપર પડયા લાગો છો!"

...

ધર્મને શાળાના વાતાવરણમાંથી દુર જ રાખો.

કરોડો રૂપીઆનું આ ભંડોળ ઉદ્યોગ-વાંદી દેશોના વ્યાપાર ઉદ્યોગની ખીલવણી માટે છુટથી વપરાયું છે અને તેથી જ એ દેશોની આટલી ઐદ્યોગીક ખીલવણી શક્ય બની શકી છે. એ નાણાં રેલ્વેમાં, ટ્રામમાં, ગેસમાં, વીજળીમાં, ટેલીફોનમાં તેમજ બીજાં લોકોપયોગી કાર્યોના ઉદ્યોગમાં રોકવામાં આવ્યા છે. એ નાણાંએ દરેક ઉદ્યોગમાં એટલો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે કે, વીમા કંપનીઓની મદદ વીના ગીરો અને ઉદ્યોગને લગતું બેંકોનું કામ [mortgage and industrial banking] અશક્ય જ બની ગયું હોત એમ કહેવું એ જરા યે અતીશયોક્તીભર્યું નથી.

એટલે જો હીંદને આજના જગતના ઐદ્યોગીક દેશોમાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરવું હોય તો, અમેરીકન, કેનેડીઅન અને બ્રીટીશ વીમા કંપનીઓની માફક આપણી સ્વદેશી વીમા કંપનીઓ ખુબ જ સદ્ધર બને અને તેમને દેશમાંથી પુષ્કળ કામ મળે તે પ્રત્યેક હીંદીની પવીત્ર ફર્ઝ લેખાવી જોઇએ, કેમકે તેમ થવા વીના આપણી રાજકારણી સ્વતંત્રતા માત્ર સ્વપ્નું બની રહેવાની છે.

જગતના જુદા જુદા દેશોમાં વીમાઓનું પ્રમાણ શું છે તે નીચેના આંકડાઓ બતાવશે.

| કુલ વસતીના સરેરાશ માથાદીઠ વીમાની રકમ | | |
|---|---|---|
| અમેરીકા | રૂ. | ૨૦૦૦ |
| કેનેડા | ,, | ૧૩૦૦ |
| ન્યુઝીલેન્ડ | ,, | ૮૦૦ |
| ગ્રેટબ્રીટન | ,, | ૬૦૦ |
| ઓસ્ટ્રીઆ | ,, | ૬૦૦ |
| નોર્વે | ,, | ૪૫૦ |
| સ્વીડન | ,, | ૪૨૦ |
| નેધરલેન્ડઝ | ,, | ૩૯૦ |
| ડેન્માર્ક | ,, | ૩૩૦ |
| હીંદ | ,, | ૪ |

આ આંકડા બતાવી આપે છે કે, હજી આપણે જીંદગીના વીમાના કામકાજમાં કેટલા ઓછામાં ઓછા આગળ વધી શક્યા છીએ.

હીંદી વીમા કંપનીઓ લગભગ ૬૩ જેટલી છે, તેમાં આગ, વહાણવટું અને બીજા કેટલાક ધંધાઓનો વીમો લેનારી કંપનીઓ તો ભાગ્યે જ ડઝનેક જેટલી હશે. બ્રીટન (યુનાઇટેડકીંગડમ)માં માત્ર ૪ કરોડ ૭૦ લાખ માણસોની વસતી છે, છતાં ત્યાં જીંદગીના વીમાનું કામ કરનારી ૮૪ વીમા કંપનીઓ છે જ્યારે આગના તેમજ બીજા ઉદ્યોગોના વીમા ઉતારનારી પેઢીઓ ૧૨૦ છે.

બીજા દ્રષ્ટીબીંદુથી જોઇએ તો ૯૦ લાખની વસતીવાળા કેનેડામાં ૩૫૦ કરોડ રૂપીઆની મુડીવાળી ૪૭ વીમા કંપનીઓ કામ કરે છે, જ્યારે ૩૫ કરોડની વસતીવાળા હીંદમાં કેવળ ૫૫ લાખ રૂપીઆની નજીવી મુડીથી ૬૩ વીમા કંપનીઓ કામ કરે છે. આ ૬૩ વીમા કંપનીઓની કુલ આવક ૩ કરોડ રૂપીઆ કરતાં પણ ઓછી છે, ત્યારે હીંદમાં કામ કરતી વીમાની ૨૩ પરદેશી પેઢીઓ ૫૦ કરોડ કરતાં પણ વીશેષ કામ કરે છે. આ દેશમાંથી વીમા રસ્તે હીંદી મુડીના થઇ રહેલા ભયાનક શોષણને સીદ્ધ કરવા માટે આથી વીશેષ પુરાવા બીજા શું જોઇતા હતા?

જુદા જુદા દેશોની વસતી, મહેસુલ અને વીમા કંપનીઓની સરખામણી કરતાં હીંદ અને બીજા દેશો વચ્ચેના આંકડાઓમાં જે તફાવત દેખાય છે, તેજ બતાવી આપે છે

જેટલી ગણાય છે. એવી જ બીજી કંપનીઓ નોર્થ રીવરની પેલે પારના ન્યુઆર્કમાં છે.

આ કંપનીઓ પોતાનાં નાણાં રોકવા માટે આટલી વીધીઓ કરે છે. પહેલાં તો જે કામમાં નાણાં રોકવાનાં હોય તેની બારીકમાં બારીક તપાસ કરે છે, તે પછી ડીરેક્ટરોની સ્ટેન્ડીંગ કમીટી સમક્ષ તે માટેની ભલામણો રજુ થાય છે. આ કમીટીમાંના એકેકે એક સભાસદ નાણાં રોકવાની બાબતમાં નીષ્ણાત હોય છે. છતાં તેઓ પણ છેવટે તો માણસ જ હોઈ કદાચ એમની ભુલ થાય તો? તેમાંથી બચવા માટે સલામતીનાં ત્રણ સાધનો તેમણે રાખ્યાં છે. આ નાણાં મોટે ભાગે ખેતરો અને બીજી મીલકતો ગીરો રાખવામાં, સરકારી બોન્ડસમાં, મ્યુનીસીપલ, રેલ્વે અને બીજા ઉદ્યોગોમાં એમ રોકવામાં આવે છે.

અમેરીકન રેલ્વેએ ઉધાર લીધેલાં નાણાંમાં લગભગ ૨૨ ટકા નાણાં જીંદગીની વીમા-કંપનીઓના છે, તેમજ બીજી જાહેર ઉપયોગની સંસ્થાઓને વીમા કંપનીઓએ ૧૧ ટકા જેટલાં નાણાં ધીર્યાં છે. આ કંપનીઓની તેથી નાણાં બજારમાં સારી લાગવગ રહે છે. આમ જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ દેશના હુન્નર ઉદ્યોગો સ્થાપવામાં, તે દ્વારા દોલત વધારવામાં અને ઉત્પન્નનાં સાધનો વીપુલ બનાવી જનતાનું ચારીત્ર્ય ઘડવામાં અગત્યનો ભાગ ભજવે છે.

અમેરીકાની જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓએ રોકેલાં નાણાંનાં નીચેનાં કોષ્ટક, તેને માટે ખરેખરી હકીકત કહી દેશે.

| વીભાગ. | | રોકેલાં નાણાં. |
|---|---|---|
| મધ્ય એટલાંટીક | ડો | ૩,૮૧૦,૯૦૯,૦૦૦ |
| ઇશાની મધ્યભાગ | ,, | ૩,૦૯૯,૦૧૮,૦૦૦ |
| વાયવ્ય મધ્યભાગ | ,, | ૨,૩૯૩,૭૧૪,૦૦૦ |
| દક્ષીણ એટલાંટીક | ,, | ૧,૪૩૪,૧૬૪,૦૦૦ |
| પેસીફીક | ,, | ૧,૦૫૧,૧૮૨,૦૦૦ |
| નૈરૃત્ય-મધ્યભાગ | ,, | ૯૦૧,૪૫૯,૦૦૦ |
| અગ્ની-મધ્યભાગ | ,, | ૮૨૪,૬૦૮,૦૦૦ |
| ન્યુ ઇંગ્લાંડ | ,, | ૫૯૮,૭૧૫,૦૦૦ |
| પર્વત પ્રદેશ | ,, | ૪૧૧,૩૯૭,૦૦૦ |
| તાબાના દેશોમાં | | ૪,૭૯૫,૦૦૦ |
| સંયુક્તસંસ્થાનોનાં કુલ | | ૧૪,૫૩૦,૦૧૧,૦૦૦ |
| કેનેડા | | ૫૮૫,૫૯૫,૦૦૦ |
| બીજા પરદેશોમાં | | ૬૨,૬૮૯,૦૦૦ |
| પરચુરણ-વર્ગવાર | | ૨૦૭,૯૨૫,૦૦૦ |
| પરચુરણ-વર્ગવીનાં | | ૬૭૪,૩૭૩,૦૦૦ |
| એકંદર | ડો. | ૧૬,૦૬૦,૫૯૭,૦૦૦ |

આ વીમા કંપનીઓ જુદાં જુદાં ખાતામાં કેટકેટલાં નાણાં રોકે છે તે નીચેનું કોષ્ટક બતાવે છે.

| કુલ રોકાણના ટકા | કયા ખાતામાં રોકાયાં. | રકમ |
|---|---|---|
| ૧૦-૯ | ખેતરો ગીરો લેવામાં | ડો. ૧,૮૮૬,૦૦૦,૦૦૦ |
| ૨૯.૪ | બીજા ગીરો પર | ૫૧૦,૮૦૦,૦૦૦ |
| ૧.૭ | સંયુક્ત સંસ્થાનોની સરકારનાં બોન્ડસ | ૩૦૨,૦૦૦,૦૦૦ |
| ૩.૪ | સ્ટેટ, કાઉન્ટી અને મ્યુનીસીપલ બોન્ડસ | ૫૮૬,૦૦૦,૦૦૦ |
| ૨.૪ | કેનેડીઅન બોન્ડઝ | ૪૦૮,૦૦૦,૦૦૦ |
| .૨ | બીજાં પરદેશી બોન્ડઝ | ૩૭,૦૦૦,૦૦૦ |
| ૧૭.૦ | રેઇલ રોડ બોન્ડસ અને સ્ટોકસ | ૨,૯૫૬,૦૦૦,૦૦૦ |
| ૯.૭ | પબ્લીક યુટીલીટી બોન્ડઝ અને સ્ટોકસ | ૧૬૮૬૦૦૦૦૦૦ |
| ૩.૨ | બીજાં બોન્ડસ અને સ્ટોકસ | ૫૫૬,૦૦૦,૦૦૦ |
| ૧૪.૩ | પોલીસી લોન્સ અને પ્રીમીઅમ નોટસ | ૨,૪૭૩,૦૦૦,૦૦૦ |
| ૨.૪ | ખરેખરાં એસ્ટેટ | ૪૧૯,૦૦૦,૦૦૦ |
| .૧ | કોલેટરેલ લોન | ૨૪,૦૦૦,૦૦૦ |
| .૯ | રોકડ | ૧૫૦,૦૦૦૦૦૦ |
| ૪.૪ | બીજી અસકયામત | ૭૫૯,૦૦૦૦૦૦ |
| ૧૦૦-૦ | | ડો. ૧૭,૩૫૦,૦૦૦,૦૦૦ |

અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોનાં જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓની કુલ અસકયામત ૧૮,૯૦૦,૦૦૦,૦૦૦ ડોલર્સની છે.

આ કંપનીઓ પાસેથી નાણાં રોકવાની બાબતમાં હીંદી વીમા કંપનીઓ ઘણું શીક્ષણ મેળવી શકે તેમ છે.

# નવયુગનો મહાન્ પ્રશ્ન: લગ્ન

:લેખક:
બાવચંદ ભાવજી વડેરા
બી. એ. એલ. એલ. બી.

લગ્ન-સંસ્થા પરત્વે અત્યારે જાતજાતની મનોદશા તૈયાર થઇ ગઇ છે. અર્ધસત્યો કે સામાજીક વ્યવસ્થા ખાતર ઉપજાવી કાઢેલા સત્યોને સીદ્ધાંત તરીકે પકડી રાખવાથી, એવી વીચીત્ર લગ્નપ્રણાલીકાઓ ને માન્યતાઓ તયાર થઇ છે કે અત્યારે એ વીષે સાચું જ્ઞાન અને સાચો આદર્શ સમજવો કે સ્થી કાઢવો. એ બહુ જ મુશ્કેલ થઇ ગયું છે. લગ્ન સ્વેચ્છાથી થાય, કે તેમાં પારકાંને આધારે જ ઝંપલાવવું; લગ્ન ધામધુમથી થાય કે તેને ચુપકીથી ઘરને ખુણે જ પતાવી દેવાં; લગ્ન જીવનભરનાં જ હોય કે, તેને સ્વેચ્છાએ તોડી નાખવાનો પણ હક્ક હોય; અને છેવટે લગ્ન બ્હાર પણ શારીરીક વીલાસ ભોગવવાની છુટ હોય કે લગ્નની અંદર પણ ન્હાનાલાલના "જયા અને જયન્ત"ની માફક લગ્નને નીરર્થક કરી નાખનારૂં બ્રહ્મચર્ય હોય તે જ ઉત્તમ; આ બધી વસ્તુઓ બહુ જ ગુંચવણી ઉભી કરી રહી છે. આ બધાનું મુખ્ય કારણ એ છે કે, લગ્ન-સંસ્થા કુદરતી નહીં, પણ માનવ સંસ્કૃતી અમુક હદે આગળ વધ્યા પછી જ ઉદ્દભવેલી હોવાથી તેને વ્યક્તીગત હક્ક તરીકે લેવાની છે, કે સામાજીક ફરજ અગર તો તેનો કેટલો અંશ—શુદ્ધ વ્યક્તીલક્ષી છે, અને કેટલો અંશ સામાજલક્ષી છે, તે કોઇ નક્કી નથી. કરી શક્યું. "નક્કી નથી કરી શક્યું" એટલે કે કોઇ પણ સમાજે કે રાષ્ટ્રે આ રીતનાં સાચા જ્ઞાન અનુસાર લગ્ન-સંસ્થા નક્કી કરી પોતાની અંદર આવી વીચારપુર્વક યોજાયેલી વ્યવસ્થાને સ્થાન નથી આપ્યું. દરેક સમાજમાં લગ્ન એ પરાપુર્વથી ચાલી આવતી અમુક રીત વીધી જે નીયમ પ્રમાણે થાય છે, અને તેમાં જ્યારે આપણે આગળ જોઇશું. તેવાં વીકારી તત્વો આવી જાય છે.—આવું અનીવાર્ય છે માટે—ત્યારે એ લગ્ન પ્રણાલીકાના અમુક અંશોને ગમે તેમ ગોઠવી પાછું મન મનાવી લેવામાં આવે છે.

લગ્નમાં બંન્ને તત્વની ખીલાવટ છે, વ્યક્તીગત અને સમાજીક. માણસની વાસનાને લગ્નની અંદર જ સંતોષવાની સગવડતા મળે તેવી સામાજીક વ્યવસ્થા ઘડાઇ ગયા પછી લગ્ન એ વ્યક્તીગત હક્ક પણ રહે છે; અને કુદરતી રીતે માણસના સ્વચ્છંદ વીહારને આમ મર્યાદીત વર્તુલમાં સમાવી દીધા પછી, અને તેના પ્રત્યક્ષ વીલાસને બદલે માત્ર ઘણાખરા કલ્પનાના વીલાસથી જ ચલાવી લેવાનું કહેવામાં આવ્યા પછી, અગર તો એ કારણને લીધે જ એ સામાજીક ફરજ પણ બની જાય છે. હીંદુ સંસ્કૃતીએ એમાં ત્રીજું તત્વ પણ ઉમેર્યું છે. સમાજની વ્યવસ્થા શાંતીપુર્વક જળવાઇ રહે એ માણસનો વીલાસ મર્યાદીત કર્યો. એ વીચાર તો છે. પણ ઉપરાંત યોગ્ય સંતતી ઉત્પન્ન કરવી અને જે જાતીએ તમને શરીર અને જીવન આપ્યાં છે, તે જાતીના આ કૃત્યનો બદલો બને તેટલી

સુદૃઢ અને સંસ્કારી પ્રજા પાછળ મુકીને ચાલી આપવો, એને પણ ફરજ બનાવી છે. આ સામાજીક ફરજને પણ અનેક ભાવનાઓથી ઝીલી રાખવામાં આવી છે.

આપણે જોયું કે લગ્ન સંસ્થાનું પૃથક્કરણ વ્યક્તીગત અને સામાજીક અંશો તેમાંથી જુદા પાડી આપે છે. એટલે લગ્ન એ વ્યક્તી અને સમાજ બંનેના અસ્તીત્વ સાથે ગાઢ સંબંધથી જોડાયેલ છે. લગ્ન ન હોય તો મનુષ્યની શરીરવાસના સંતોષાય; જાતીનો નીભાવ થાય, પણ સમાજ છીન્ન ભીન્ન જરૂર થઇ જાય; અને સમાજ જીવતો હોય પણ તેમાં લગ્નને જરાપણ સ્થાન ન હોય, એટલે કે લગ્નથી મળતી શરીર સંબંધની છુટ ન હોય તો જાતીનો નાશ થઇ જાય, આને લીધે જ જ્યારે આપણે લગ્નનાં વ્યક્તીઅંશ પર ભાર મુકીને અમુક રીતનાં લગ્નો ચલાવી લઇએ છીએ; ત્યારે સામાજીક તત્ત્વોની વીચારણા આપણા સમક્ષ આવી એ રીતનાં લગ્નમાં સમાજનો અને સમાજની વ્યવસ્થાનો દ્રોહ બતાવી આપે છે. એ જ પ્રમાણે સામાજીક દ્રષ્ટીએ યોગ્ય મનાતાં લગ્નો વ્યક્તીગત રીતે ઇચ્છવા યોગ્ય નથી ગણાતાં. સામાજીક વીકાસમાં જેમ જેમ જુદા જુદા ક્રમ અને સ્વરૂપો આવે છે, તેમ તેમ કયારેક લગ્નનું સામાજીક સ્વરૂપ વધુ બહાર પડી આવે છે, તો કયારેક વ્યક્તીગત સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે; અને એક રીતે સ્વીકારેલો લગ્નનો આદર્શ બીજી રીતે નીષ્ફળ જતાં લગ્નનો પ્રશ્ન એ સમાજનો સુકોમળ અને મુશ્કેલ પ્રશ્ન વધુ ને વધુ થતો જાય છે.

ત્યારે લગ્ન શું છે? વ્યક્તીની વીજાતીય વાસના અનીવાર્ય અને ઉપયોગી હોવાથી તેને નીમુંળ કરાય તેમ ન હતું. તેથી સામાજીક વ્યવસ્થાનાં બંધમાં વ્યવસ્થાની શાંતી જળવાય તેટલી હદ સુધી જ એને મર્યાદીત કરવી તે લગ્ન. લગ્નના અસ્તીત્વનો હેતુ આમ વૃથા જણાય છે. જો સ્ત્રી અને પુરૂષનો શારીરીક સંબંધ અટકાવી શકાય તેમ હોત તો માનવ સંસ્કૃતીએ જરૂર તે અટકાવ્યો હોત. પણ તેમ ન હતું. એક બાજુથી સંબંધ ઘણો જ ઉગ્ર-આવેશભર્યો હતો, એને અટકાવવાના બધા જ પ્રયત્નો વ્યર્થ જાય તેમ હતું; ત્યારે બીજી બાજુથી જાતીના અસ્તીત્વ માટે એ અનીવાર્ય પણ હતું. છતાં પુરૂષની આ નારીવાસના નીરંકુશ ફરે તે વ્યવસ્થીત થતા જતા સમાજને પોસાય તેમ ન હતું; કારણ કે એથી પરસ્પરના વ્યક્તીવીગ્રહો વધી પડે તેમ હતું. પુરૂષની લગભગ ઘણીખરી વાસનાને આ પ્રમાણે સમાજે મર્યાદીત કરી છે; પણ આમાં ને એ બધામાં ફેર એ છે કે, આ સંબંધ જીવન્ત વ્યક્તીનો જીવન્ત વ્યક્તી સાથે છે. માલીકીના હક્કની ગમે તેટલી હદ સુધી લગ્ન સંબંધ પહોંચે, પણ તેમાં જે વસ્તુ પરનું સ્વામીત્વ ભોગવવું છે, તે પુરૂષના જેટલા જ સ્વતંત્ર જીવનવાળું પ્રાણી છે. આને પરીણામે બીજો ગુંચવાડો ઉભો થાય છે.

આમ લગ્નનો પ્રશ્ન મુળથી જ વીશાળ છે, તેમાં નવા નવા સીદ્ધાંતો ઉમેરાતાં એની ગહનતા વધતી જાય છે. પ્રજા એક જાતના લગ્નથી કંટાળે છે, એટલે બીજી જાત અજમાવે છે, વળી એથી કંટાળી ત્રીજી જાત પર જાય, પાછી ભુલકણી બની મુળ જાત પર આવી જાય છે! પ્રજાનો એક વર્ગ એક વસ્તુ માગે છે. બીજો વર્ગ બીજી; અને બીજાં સામાજીક બંધનો સરખાં હોવાથી સમાજ એમાંથી એક વાત કબુલ રાખી બીજીને તરછોડે છે. પુરૂષને અમુક જાતનાં લગ્ન ગમે છે. અને બીજી જાતનાં કારણ

કે બન્નેને સ્વકીય દષ્ટીબીંદુ છે: વ્યક્તી અમુક માગે છે, તો સમાજ બીજું ઇચ્છે છે; કારણ કે લગ્નમાં બન્ને તત્ત્વો લગભગ સરખી રીતે સમાઇ રહ્યાં છે.

બીજી બાજુથી, વ્યક્તીની આમ દબાયેલી વાસના કોઇવાર અત્યંત ઉન્મત્ત થઇ સમાજની મર્યાદા બ્હાર કુદી પડે છે. સમાજ કોઇવાર એ તરછોડે છે, કોઇવાર એને વધાવવાની ફરજ પડતાં એના બચાવ માટે નવી નવી કલ્પના કે નવા નવા તર્કો ઉપજાવે છે, અને કોઇવાર એ સતત સ્થીર રહેતાં થોડી ઘણી અસ્વસ્થતા પછી તેને સ્વીકારી લે છે. નીરંકુશ ગુન્હેગાર, વ્યભીચારી લોકનેતા, અને વેસ્યા, આ ત્રણે લગ્ન સંસ્થાના એક સરખા દુસ્મન હોવા છતાં, ત્રણેને સમાજ સમાન રીતે સત્કારી કે ધુત્કારી શકતો નથી. કેટલીક વાર તો આવી અપવાદરૂપ મનોદશા કુદરતી આવેશથી નહીં પણ આવી મનોદશાના ચેપથી પ્રજવળે છે. આવો સમુહબળવો સમાજ થોડો ઘણો દાબી અને થોડી ઘણી છુટછાટ મુકી સ્વીકારે છે. જેમ સમાજ અત્યારે પ્હેલાં અક્ષતયોનીની વીધવાના પુનર્લગ્નને સ્વીકારીને હવે ગમે તે વીધવાને આ હક્ક આપે છે; અને થોડા વર્ષ પછી પતીવાળીને પણ અમુક સંજોગોમાં આપશે; તેમ કેટલીક વાર ધર્મ, કલા કે વીજ્ઞાનના ઉપલક સ્વરૂપોએ પણ સમાજની વ્યક્તીની નીરંકુશવાસનાના બચાવમાં સહાય કરી છે. અગર તો આ વસ્તુ એમ પણ મુકી શકાય કે નીરંકુશતા એ પણ કામવાસનાનો જ અંશ હોવાથી એને પણ અમુક મર્યાદીત ક્ષેત્રમાં સંપુર્ણ રીતે વીહરવાને હક્ક આપી, એક જોતતું કલ્પના લગ્નજીવન પણ સમાજે રચી આપ્યું છે. પુરૂષની પ્રાથમીક સ્ત્રી શીકારવૃત્તીને નવનવા અભીનયથી અને પુરૂષની ઉત્તેજનાને સહજ લભ્ય ન બનીને ઉછળવા દેવાની સ્ત્રીઓને સલાહ આપનાર નીતીશાસ્ત્ર મીમાંસકો, આ રીતે કલ્પના જીવનને વધુ સમૃદ્ધ કરી, સાચા જીવનની અનીવાર્ય ખામીઓ પુરી પાડવાનો જ પ્રયાસ કરી રહ્યા છે. સ્ત્રી સૌંદર્યનો અભ્યાસ કરતા કલાકારો, સ્ત્રીમાનસનું પૃથક્કરણ કરતા વીવેચકો, ને સાહીત્યસૃષ્ટીએ, ધર્મને નામે સ્ત્રીને મજબુત પંજામાં સપડાવા ઇચ્છતા સનાતનીઓ, આ બધાને એમનું શુદ્ધ, અશુદ્ધ કે વીકૃત વાસના જીવન મળી રહે છે!

લગ્નની આ અવસ્થા છે; અને આટલા બધા સ્વરૂપ ને ક્રમોમાં હજુ એક પણ સફળ થયેલ હોય તેમ કહી શકાતું નથી. માત્ર લગ્નનાં સામાજીક ને વ્યક્તીગત બે તત્ત્વો છે, તેમાંના બેમાંથી એકને પ્રત્યક્ષ રાખી લગ્નનો કામચલાઉ આદર્શ રચાય છે. એ જ તત્વનો અતીરેક થતાં તેનો વીરોધી તત્વ બીજો આદર્શ આપે છે. આમ નથી લગ્નજીવનમાં પ્રગતી થતી, કે નથી થતો વીકાસ પણ આપણે માત્ર જંગલીપણાને સંસ્કૃતીનાં સંધ્યાકાળની આજુબાજુ સહેજસ્હાજ અર્વાચીન ઢાંકપીછોડા કરી ફર્યા કરીએ છીએ: વ્યક્તી આદર્શના અતીરેકથી સુલભ ને સહેજ છુટાછેડા આવે છે; તેથી કંપી જઇ આપણે એવો સીદ્ધાંત પકડીએ છીએ કે જેમાંથી આપણા લગ્નમાં આપણા સીવાય બીજી બધી જ વાત મહત્વની હોય તેવી દશા ઉભી થાય છે; અને તેમાંથી પાછા એ જ રસ્તે ચડી જઇએ છીએ.

લગ્નની સંસ્થાની આવશ્યકતા વ્યક્તીલક્ષી છે, પણ તેની ઇમારત બધી જ સમાજને ખાતર જ છે, એટલું સ્વીકારવું જ પડશે. પ્રાથમીક અવસ્થાનો ભટકતો માણસ કોઇપણ સ્ત્રીની સાથે કામચલાઉ સંબંધ બાંધી લેતો અને પોતાની વાસના–તૃપ્તી

ફરી લેતો. એને છોકરાં થતાં તેની મુખ્ય માલીક તેની સ્ત્રી જ હતી. જે વખતે બુદ્ધીવીકાસ ખીલકુલ ન્હોતો તે વખતે તો માણસ એવું માનતો કે સ્ત્રીમાં પોતાની મેળે જ અમુક ઉમરે સંતાન ઉપજાવવાની શક્તી આવે છે. સ્ત્રી જે કુટુંબમાં જન્મી હોય તે કુટુંબના વડીલો જ સ્ત્રીના સંતાનના પાલક બને એવી માતૃમુળ સંસ્થા પણ સમાજવીકાસના એક ક્રમમાં મુખ્ય હતી–છે. શરીરબળ જ માત્ર હોય ત્યાં પોતાને આનંદ આપતી સ્ત્રી જીવતું પ્રાણી મટી જઇ ઉપભોગનું સાધન માત્ર જ બને, અને તેના પર શક્ય હોય તેટલા બધા જ માલીકીના હક્કો આવીને પડે તે સ્વાભાવીક જ છે. સ્ત્રી આમ પુરૂષની મીલકત બનવા માંડી: માલકત પછી તુર્તજ લુંટ અને વીગ્રહ આવે તેમ સ્ત્રીની લુંટ પણ થવા લાગી, ને તેને માટે વીગ્રહો પણ થયા. દરમ્યાન માનવજાતીના સંઘો જુદે જુદે સ્થાને જામવા માંડેલા અને જુદી જુદી રીતે પણ આંતરશાંતી સંપુર્ણ જળવાય, તેની કેટલીક માન્યતાઓ ને સંસ્થાઓ પણ ઉભી થતી ચાલી. આ સંસ્થાઓ એ સંઘમાંથી ઉભી થતી હોય અને સંઘે પોતે જ શાંતીકાળમાં સ્વીકારેલા નીયમ પ્રમાણે બધાને વર્તન કરવા ફરજ પાડતા હોય. આ ફરજની પાછળ આખા સંઘની શક્તીનું બળ હોય પણ એમાંથી યે વીભાગ ને કેન્દ્રીકરણ (division and Centralization) ના નીયમે જુદી જુદી રીતે આ બળ ઉભું થતું હોય. આમ રાજ્યસંસ્થા અસ્તીત્વમાં આવે; રાજ્યસંસ્થા એટલે સમાજનું કેન્દ્રીત શરીર બળ: એ બળ જ્યાં પુરેપુરું સામાજીક વ્યવસ્થાનીયમને અનુકુળ ન થયું હોય ત્યાં, સમાજને–સમાજના અવ્યવસ્થીત સમુહને પણ અમુક સત્તા હોય; અને સમાજ અને રાજ્યની વચ્ચે અર્ધરાજ્યદ્વારી–સામાજીક સત્તાધીશ સંસ્થાઓ પણ ઉદ્ભવતી આવતી હોય. કેટલેક કાળે આ વસ્તુઓ વીકાસની સગવડતા–અગવડતાના પ્રમાણમાં એક બીજાથી આગળપાછળ પડી જતી. કાં તો કેટલીક વાર એક બીજાનો વીરોધ પણ કરે છે; જ્યારે ખરી રીતે તેમણે એક બીજાને પુરક બનીને જ સમાજને ઉપકારી થવું જોઇએ. આપણી રાજ્યવ્યવસ્થા; મહાજનમંડળો અને માત્ર સમાજનો અસ્પષ્ટ સતત અવાજ, આ બધું ઘણીવાર એક જ હેતુ સાધે છે, તો કોઇ વાર જુદા જુદા હેતુ પકડે છે, તો ક્યારેક એક જ વસ્તુને પોતાની વચ્ચે ખેંચી લ્યે છે. લગ્નને આ ત્રણે સામાજીક સંસ્થાઓએ ખેંચી લીધેલ છે. આ બળ વ્યક્તીની મીલકતનું રક્ષણ કરે, અને સ્ત્રીને મીલકત ગણી એકની સ્ત્રી બીજો ન ઉપાડી જાય તેવી વ્યવસ્થા કરે; બદલામાં એક જ સ્ત્રીની સાથે જીવનપર્યંત રહેવાની અગર તો કોઇ કોઇ ઠેકાણે અમુક સંજોગો સીવાય તેને ન તજી દેવાની કબુલત માગે, સ્ત્રી અમુક માણસની છે, એ માની લેવાનું સાધન એ કે તે અમુક દેખીતી રીતે અર્થહીન વીધીમાંથી પસાર થાય. આ ક્રીયા પોતે એમાંથી ઉપજતા આવા પરીણામ સીવાય કંઇ પણ મહત્વની નથી હોતી; ન જ હોય. કારણ કે સમાજનાં નીતીધોરણ ને એ નીતી પાછળનાં બળ વીના એક પુરૂષને એક જ સ્ત્રીની સાથે જીંદગીભર જોડી રાખનાર બીજો કોઇ પણ શક્તી નથી જ.

આ ત્રણે સામાજીક બળ ઉપરાંત સમાજ વીધાયકોએ એક નવીન જાતનું બળ ઉપજાવ્યું છે. તેની વીશીષ્ટતા એ છે કે એ વ્યક્તીની બ્હારથી નથી આવતું. પણ વ્યક્તીના ચારીત્ર્યના ઘડતરમાંથી જ એની મેળે ઉદ્ભવે છે. આ બળને નૈતીક ચેતન

(moral consciousness) નીતી અમુક અંશે ફરજીઆત (enforceable) બની શકે, તેનો બાકીનો ભાગ આવા આંતરબળ ઉપર જ આધાર રાખે આથી જ્યાં જ્યાં લગ્નના આ કાયદાનો ભંગ પકડી શકાય તેવો નહોય,–સજા કરી શકાય તેવો નહોય, કે હજુ માત્ર આરંભમાં જ હોય,–ત્યાં ત્યાં એના વીરોધીબળ તરીકે આવી પ્રત્યક્ષ સામાજીક હીંસા નહીં પણ વ્યક્તીના સમાજે ઘડેલા ઘડતરના અંશો જ તૈયાર થાય. પ્રત્યેક વ્યક્તીને પોતાને જ ચારીત્ર્યના એવા અંશો હોય છે કે જે સમાજ કે રાજ્યની લાંબી યંત્રવ્યવસ્થાની દોરી હલાવ્યા વીના પણ નીતી વીરૂદ્ધના આચરણ સામે બળ બની શકે. યુગોની સમાજવ્યવસ્થાનું આ પરીણામ છે. અહીં સતીત્વ, પાતીવ્રત્ય, શીયળ આવી ભાવનાઓ ઉપજે છે. લગ્નની નીતી ભાવનાઓ મોટે ભાગે સ્ત્રીઓમાં જ ઉદ્ભવી છે તેનાં પણ ઘણાં કારણો છે. જેમાં કુટુંબના લોહીને શુદ્ધ રાખવાની માણુસની આકાંક્ષા, કામવાસનામાં સ્ત્રીઓની કુદરતી જે પણ જ સ્વસ્થ વૃત્તી; તેમજ સ્ત્રીઓની પ્રાકૃતીક ભાવના શીલદાર. આમાંનાં થોડાંએક ગણાય. પણ સૌથી મહાન તો એ કે સ્ત્રીઓ મીલ્કત હોવાથી અને સ્ત્રીઓનું આર્થીક જીવન પુરૂષોને આધીન હોવાથી, અમુક અંશે પ્રયત્નથી અને બળપુર્વક પણ એમનામાં આ ભાવનાઓ ઉતારવી શકય થઇ પડી, જ્યારે સમાજની ન્યાયબુદ્ધીએ માગ્યું ત્યારે પુરૂષોને માટે પણ પરણેલા જીવનની નીતી ઘડાઇ. પણ જ્યાં અનીવાર્યતાનું બળ ન હોય ત્યાં ન્યાયબુદ્ધી બહુ જ તીવ્ર બની શકતી નથી.

આવી ભાવનાઓ જ્યાં નથી, ત્યાં લગ્ન એ માત્ર સામાજીક કરાર છે. જ્યાં એ ભાવનાઓ સફળ થઇ છે. ત્યાં લગ્ન એ પવીત્ર સંસ્કાર છે: કારણ કે એ ભાવનાઓ માનવજાતીની મોટી ભાવના સાથે સંકળાયેલી જ છે આ બન્ને નથી ત્યાં લગ્ન એ માત્ર વ્યક્તીવ્યવહાર જ છે. પણ ભાવનાઓનું સામ્રાજ્ય એ સ્વપ્ન જાળની આત્મવંચના આજે ચારે બાજુથી ભાંગતી આવે છે. જીવનની મહત્તા અને એની સ્વાધીનતાનું ગ્નાન થયું છે, ત્યાં સ્ત્રીજાતી માત્ર આવી સામાજીક ભાવનાઓને સર્વસ્વ ગણી તેમાં આત્મસમર્પણ કરવા તૈયાર નથી; દરેક સામાજીક ભાવનાનું બને છે તેમ, તેમાંથી ઉત્કેરાટ સરી જતાં–તેની જરૂરીઆત થતા જતા, કે તેની છેતરપીંડી સમાઇ જતાં, આ ભાવનામાંથી ઉપજતી જીવનતત્ત્વોની પરાધીનતા કોઇ પણ સ્વમાની વ્યક્તી કે સમુહને માફક ન આવે, આથી લગ્નને આવી મૃત સ્વસ્થતામાંથી પાછું ફરી જીવન્ત અસ્વસ્થતા લેવી પડશે.

લગ્નનું આમ સમાજજીવનમાં સાચું સ્વરૂપ સમજવા પછી, એની કઇ વીગત એના કયા સ્વરૂપને સંતોષવા માટે છે, એટલું જોઇ એ વીગતને એની જ મર્યાદામાં રાખવી તેનું નામ સાચું લગ્ન. દાખલા તરીકે, લગ્નમાં અમુક જાતની ક્રીયા–વીધી કરવાની હોય છે; એની ઉપયોગીતા માત્ર પુરાવા જેટલી જ છે, માટે એનું મહત્ત્વ પુરાવાની હકીકત કરતાં વધારે ન રાખવું. લગ્નમાં બે વ્યક્તીઓનો સંયોગ એ જંતુશાસ્ત્રની હકીકત છે, એટલે શારીરીક યોગ્યતાને પણ ઘણીવાર બાજુએ રાખી થતાં લગ્નો એ રીતે લગ્નો જ નથી એમ માનવું. શરીર ઉપરાંત એ જીવનનું પણ જોડાણ હોઇ, બે એકબીજામાં સમાઇને વધી શકે તેવા જ જીવનનાં લગ્ન હોઇ શકે; આ શરીર અને જીવન અમુક વૈદકીય રીત

અને અમુક શીક્ષણપ્રણાલી સીવાય પણ અનેક રીતે વીધ વીધ હોવાથી, ક્યા શરીર ને જીવનનું ક્યા શરીર ને જીવન સાથે જોડાણ થઇ શકે તે શુદ્ધ વ્યક્તીગત પ્રશ્ન જ છે. કારણ કે, વ્યક્તીઓની વીવીધતા નીયમ કે કાયદાની સીદ્ધાંત જડતામાં ન સમાઇ શકે. આથી દરેકને પોતાનો ભાવી સાથી શોધવા માટે વીસ્તૃત ક્ષેત્ર, પુરતી સ્વતંત્રતા અને દરેક રીતની સગવડતા આપવી જોઇએ; અને અત્યારે જેમ આવી સ્વાભાવીક શરીરઉર્મી કે જીવનઉર્મીના અવાજને રૂંધી નાખીને પણ સંસારની કઠીન જરૂરીઆતોના જોરે વ્યક્તીને નાપસંદગીના લગ્નમાં ઉતરવું પડે છે; અગર તો ક્ષેત્રની સંકુચીતતાને લીધે ગમે તેની સાથે જોડાઇ રહેવું પડે છે, અથવા તો પરાધીનતાથી જ્યાં બીજાની સગવડ પ્રમાણે લગ્ન કરવાં પડે છે તે અસ્વાભાવીક લગ્નો જ ગણાય. ઉપરાંત જ્યાં વ્યક્તીની કામવાસના કે જીવનવાસના એકવાર કરેલા લગ્નની ભુલમાં સંપુર્ણ રીતે રૂંધાતી હોય, તો એ સબંધમાંથી છુટા પડવાનો પણ હક્ક હોવો જોઇએ. લગ્નને માટે કોઇને વાસનાતૃપ્તીની જરૂરીઆત હોય; કોઇને સંસ્કારી સહજીવનના કોડ હોય; કોઇને જીવન સંગ્રામમાં બળપ્રેરક સાથીની આકાંક્ષા હોય. કોઇનું સંતાનોત્પત્તી જ મુખ્ય કારણ હોય, અગર કોઇ આ બધા સાથે અને બીજા પણ ઘણાં કારણો હોય, આવા સંજોગોમાં વ્યક્તીના લગ્નહેતુઓ સંભાળપુર્વક અને અણીશુદ્ધ સફળ થાય તે માટે વ્યક્તીને યોગ્ય રીતે લગ્ન બદલાવવાની પણ છુટ હોવી જોઇએ. લગ્નવાસના અપુર્ણ હોય ત્યાં જ સાથીનું મરણ થાય તો ફરી લગ્નની પણ છુટ જ હોય. આ રીતે વ્યક્તીની પોતે ઇચ્છે કરેલી વાસના પોતે સ્થાપેલી મર્યાદાઓમાં પણ સંપુર્ણ રીતે તૃપ્ત થાય તેવી વ્યવસ્થા સમાજે કરી આપવી જોઇએ, આ બધાના બદલામાં અને આ બધું સ્થપાયા પછી જ સમાજ આદર્શ તરીકે માગી શકે કે લગ્ન જ્યાં ઉપરોક્ત સર્વ આવશ્યકતાઓ સફળ થતી હોય ત્યાં અતુટ રહે અને લગ્ન બ્હારનું વાસનાજીવન બંધ થાય.

આ લગ્ન ભાવના સંસારમાં ઉતરે માટે સૌથી પ્રથમ તો લગ્નની સંસ્થા, તેનો ક્રમ, ઇતીહાસ, સમાજમાં તેનું સ્થાન અને તેના નીતી નીયમો વીષે બને તેટલું સાચું જ્ઞાન સમાજમાં ફેલાવવું જોઇએ. મનુષ્યની આ પ્રાથમીક વાસનાનું શાસ્ત્રીય રીતે પૃથક્કરણ કરી તેમાંના કેટલા અંશને વાળી શકાય, કેટલાને દબાવી શકાય, કેટલાને ફેરવી શકાય ને કેટલાને સ્વચ્છંદપણે વર્તવાની છુટ આપવી જોઇએ; એ બાબતનું સંપુર્ણ જ્ઞાન સુલભ થવું જોઇએ. અમુક સામાજીક નીતીમાં ફેરફાર કરી અમુક હીતનું વર્તન ચલાવવાની છુટ મુકવી જોઇએ. અને ઉપર કહેલા સ્વેચ્છાલગ્નો પણ સમાજની મર્યાદા અને તેની આવશ્યકતા મુજબ પુરેપુરી રીતે સ્વીકારીને થતાં લગ્નો વધુ ને વધુ સફળ બને. અને આમ સ્વાભાવીક રીતે બનતા લગ્નોમાંથી ભવ્ય વ્યક્તીજીવન પ્રકટી આવી માનવજાતી આથી વધુ સુંદર રીતે પોતાનું જીવન જીવે એવા પ્રયાસો કરવા જોઇએ.

સમાજે એકવાર કહ્યું કે, અમુક લોહીનો સંબંધ હોય ત્યાં લગ્ન ન થાય, એણે જ અમુક વખત પછી કહ્યું કે અમુક જાતી, ધર્મ કે દેશના વતુંલા સીવાય લગ્ન ન થાય; એણે કહ્યું કે અમુક જાતના વીધી વીના એટલે કે સમાજના જાણ્યા વીના વ્યક્તીએ વાસના તૃપ્ત કરવા પ્રયાસ કરવે; અમુક અકસ્માત જેવા કે,—મૃત્યુ વગેરે બન્યા પછી વાસના દબાવવી; એ સમાજે વધુ કહ્યું

કે જીવનનો આદર્શ સંયમ છે, અને સંપુર્ણ બ્રહ્મચર્ય એ સર્વોત્કૃષ્ટ જીવન હોઇ, પ્રત્યેકે ત્યાં જ પહોંચવા પ્રયાસ કરવો. અલબત્ત! આ એક તર્કદીપ છે, પણ વ્યવહારીક દ્રષ્ટીએ આપણે જોઇ શકીએ છીએ તેમ એ જીવનનો ખોટો અભ્યાસ નથી. ઉપરાંત સમાજે વૈદકશાસ્ત્રનો અભ્યાસ કર્યો, સમાજે સભ્યતા ઉપજાવી, સમાજે મર્યાદા સર્જાવી, સમાજે જાતીના વધુ ને વધુ વીભાગો બાંધવા માંડ્યા. આમાં સીદ્ધાંતનો દુરૂપયોગ થયો હશે; અને આમાંના ઘણાં બંધનો વ્યક્તી વાસનાને મર્યાદીત કરવાના હેતુસર આવતા હોવા છતાં એમ નહીં કરી શકયા હોય[૧]

આ બધું માગતાં છતાં સમાજ વ્યક્તીને તૃપ્તી ન આપી શકતો હોય તો શું પરીણામ આવે? વ્યક્તી રીબાય, સમાજ સામે શત્રુવટ બાંધે, અને યોગ્ય પ્રસંગો શોધી કાઢી પોતાની મેળે જ સંતોષ મેળવે વ્યક્તીએ. સમાજની ખુલ્લી આંખમાં ધુળ નાખી, અગર તો ચાલાકીથી સમાજની ભુલભરી નજરને ચુકવી દઇ, સમાજે બાંધેલા પવીત્ર વાડાઓની પવીત્રતાને મલીન કરે તેવા વીલાસ માણ્યે જાય. લગ્નની ભયંકર વાસનાઓ જોરથી અંદર સળગ્યા કરતી હોય પણ અનભ્યાસ ને અજ્ઞાનને લીધે સમાજ મર્યાદા ને સભ્યતાના પાતળા આવરણો નીચે એવું અસ્તીત્વ જણાઇ ન આવે, છતાં જ્યાં જ્યાં તક મળે, ત્યાં ત્યાં આખી સૃષ્ટી સર્જનના ભયંકર વીપ્લવી જોરથી એ ઉછળી આવે આમ બને ત્યાં કોનો વાંક છે? પરાધીન વ્યક્તીનો કે વીશ્વાસઘાતી સમાજનો?

---

૧. મ. ગાંધીજીએ એકવાર આ જ પ્રમાણે આપણી જ્ઞાતીવ્યવસ્થાને વાસના પરના સંયમ તરીકે વર્ણવી બચાવ કર્યો છે. વસ્તુતઃ આમ નથી બન્યું.

આજે આ જ કારણથી લગ્ન એ સ્વાધીન જીવનનો અણગમતો અંકુશ થઇ પડેલ છે. ઘણો વખત થયા મુંઝાતી વાસના યોગ્ય કે અયોગ્ય ગમે તે ઠેકાણે સામાજીક બંધનને તોડવાને ખાતર તોડવામાં પણ મઝા માને છે. લગ્ન એ લોક નજરને છેતરવાનું સાધન બનતું જાય છે; અને વધારે ઉદ્દામવાદીઓ અને નીડર સમુહમાં લગ્ન તરફ જ અણગમો વધતો જાય છે. લગ્નની કેટલીક અણઘટતી મર્યાદાનો નાશ તો સમાજનીતીના સંરક્ષકવાદીઓને પણ કબુલવો પડયો છે; પણ સમાજના આ વીચીત્ર વ્યવહારથી એક બીજી ભયંકર મનોદશા ફેલાઇ જાય છે, અને તે સમજદ્રોહી માનસ. જે સમાજ આટલા વર્ષની સંસ્કૃતી પછી પણ વ્યક્તીને સંતોષી શકયો નથી, તેને વ્યક્તી–માનવજાતીએ પીધેલા ઝેરના પ્યાલા સમાન ગણતી જાય છે, અને સમાજ છીન્નભીન્ન કરી એ કાલ્પનીક વર્તુલનો નાશ માગે છે. સમાજ પોતાના કડક નીયમોથી આમ અકારી થતી જાય છે. જો કે હજુ સમાજે તદ્દન વીશ્વાસ ગુમાવ્યો નથી. પણ આ જ રીતનો વ્યવહાર જો ચાલુ રહે તો, નજીકમાં જ વ્યક્તી એટલી આશા પણ મુકી દે તે સંભવીત છે. પણ એ સંભવીત બને તે પહેલાં જ સમાજ વ્યક્તીને સંતોષે તો જ એ ટકી શકશે. વાસનાને મર્યાદીત કરવાનો સમાજનો હક્ક અત્યારે વાસના માત્રને દબાવી દેવાના સત્તાશીલ હક્કમાં પરીણમ્યો છે. જે હક્ક સમાજને કદી હતો નહીં. છે પણ નહીં. પણ સત્તાની ટેવ પડી જતાં સમાજ જવાબદારીને સત્તાના કારણને–ફેંકી દેવા તૈયાર થઇ ગઇ છે. જો આમ થાય તો અનેક જુદી જુદી શાહી અને વાદ જે રસ્તે ગયા તે જ રસ્તો સમાજ પણ પોતાને માટે સદ્ધ કરી રહે છે તેમ કહેવાય.

: લેખક : અર્થશાસ્ત્રી

# હિંદ માટે ત્રૈવાર્ષિક યોજના

રશીઆની પંચવાર્ષીક યોજના સફળ થતી જતી હોવાથી, ગ્રેટ બ્રીટન, અમેરીકા જેવા સમૃદ્ધ, સ્વતંત્ર અને ઉદ્યોગવાદી દેશોએ પણ પોતપોતાના દેશ માટે એવી યોજનાઓનો વીચાર કરવા માંડયો છે. તેમના કરતાં હીંદને આવી યોજનાની વીશેષ જરૂર છે. પરાધીન દશામાં પણ હીંદના ઉદ્યોગોની પુનર્વ્યવસ્થા માટે ત્રણ વર્ષમાં શકય બની શકે તેવી યોજના લેખક અહીં બતાવે છે.

આર્થીક વીકાસવાદના ઇતીહાસને ઉથલાવો તો એ તો સીદ્ધ થયેલી હકીકત જણાશે કે, જ્યાં સુધી જીવન ભોગવાની સ્વીકૃત પદ્ધતી અનુસાર વધતી જતી માનવસંખ્યાને પહોંચી શકે તેટલું જોઇતું સાધન, દીને દીને રસકસ વીહોણી બનતી જતી જમીનમાંથી મળી શકતું મુશ્કેલ બને છે, ત્યારે જ જનતાનો મોટો ભાગ ઉદ્યોગવાદને પંથે પ્રયાણ કરવા તત્પર બને છે. ઉદ્યોગવાદના એક મુખ્ય દેશ ઇંગ્લંડનો ઉદ્યોગવાદ આ જ રીતે શરૂ થયો હતો. એ જ રીતે હીંદની ભુમી ગમે તેટલી રસાળ અને ઋતુ અનુકુળ હોવા છતાં, દરેક વર્ષે વધતી જતી જનસંખ્યા એકલી ખેતી ઉપર આધાર રાખીને જીવી શકે તેમ નથી એવું જ્યાં સુધી જણાયું નહીં ત્યાં સુધી હીંદને માટે ઉદ્યોગની યોજના વીચારવાનીએ દરકાર કોઇ કરતું નહતું. અને હવે તો એ સ્પષ્ટ જ થતું ગયું છે કે, આપણા દેશની ખેતીમાંથી જે ચોકખી આવક થાય છે, તેટલાથી વર્તમાન યુગના ઠરાવેલા સભ્યતાના ધોરણ અનુસાર હીંદુસ્થાનની જનતાનો જીવનગાળો નભી શકે તેમ નથી, એટલે હીંદના લાખ્ખો ભુખ્યા માણસોની ભુખ દુર કરવા, તેમ જ હીંદને આર્થીક દ્રષ્ટીએ સ્વતંત્ર બનાવી નાણાંની નજરે સંગીન પાયા ઉપર મુકવા માટે ઉદ્યોગવાદના પ્રશ્નનો વીચાર એ અનીવાર્ય થઇ પડયો છે.

સહુથી પહેલો મુદ્દો વીચારવાનો છે તે એ કે: આપણી ભુમીમાંથી જેટલું ઉત્પન્ન થવું જોઇએ તેટલું વીશેષમાં વીશેષ ઉત્પન્ન મેળવવા માટે આપણે પ્રયાસ કર્યા છે કે કેમ? તેની સાથે સાથે એ મુદ્દાની પણ તપાસ લેવાની જરૂર છે કે, જમીનનો કસ ઉત્તરોત્તર ઘટતો જતો હોવાથી તેનું ઉત્પન્ન ઓછું થાય છે કે કેમ? અને ત્રીજી તપાસની બાબત એ છે કે, ખેતીનો ઉદ્યોગ તેને માટે શકય એવા વીકાસની છેલ્લામાં છેલ્લી ભુમીકાએ પહોંચ્યો છે કે નહીં?

કેટલાક એમ માને છે કે ઉપર પ્રમાણેના ત્રણે મુદ્દાઓની સંપુર્ણ તપાસ કર્યા વીના, ઉદ્યોગવાદને પંથે એકદમ ધસારો

કરીને, હીંદમાંની ચાલુ અનેક બદીઓમાં પશ્ચીમની શહેરોનાં કબુતરખાનાં જેવાં ગંદાં ઘેરોમાં ઉપરા ઉપરી અનેક માણસો ખડકવાની નવી બદીને વધારવાની જરૂર જ નથી.૧ તે માટે સહુથી પહેલી જરૂર હીંદની ખેતીવાડીની સુધારણાના પ્રશ્નને પહેલો ઉપાડવો જરૂરનો છે. જો કે ખેતીવાડીનાં ઉછેરમાં છેલ્લી ઢબનાં સાધનો અને ખેતીની શાસ્ત્રીય રીતોના ઉપયોગથી ખેતીના ઉત્પન્નમાં પચાસ ટકા જેટલો વધારો કરી શકાય તેમ છે, છતાં તેની સાથે સાથે એ વીચારવાનું છે કે હીંદના જેવો દેવામાં ગળા સુધી ડુબેલો ખેડુત એ બધાં ખર્ચ ઉપાડી શકે તેમ છે ખરું ? અત્યારે આપણે પરાધીન છીએ, તેથી ખેડુતોને રાજ્ય તરફથી કશી જ મદદ મળતી નથી, અને પેટે પાટા બાંધીને અર્ધા ભુખ્યા રહેતા હીંદી ખેડુતોને જમીનમાં સુધારા કરવાની શકય નકો મળે, તે માટે હીંદી જનતામાં ફંડ જેવી બુદ્ધી તેમ જ કાર્યકુશળતા અને પ્રાણવંત ઉત્સાહવાળા માણસો પણ અત્યારે તો જણાતા નથી.

ખેતી પછી બીજો મુદ્દો ઉદ્યોગોની ચાવી રૂપ મહત્ત્વના હીંદી ઉદ્યોગોનો વીકાસ કેમ સાધી શકાય તે જોવાનો છે. ૧૯ મી સદીના ઉતરાર્દ્ધમાં હીંદે શરમાળ સુંદરીની માફક શરમાતાં શરમાતાં, ડરતાં ડરતાં ડગ ભર્યું. અને છેક ચાલુ સૈકાના પહેલા દશકા સુધી આપણા ઉદ્યોગવાદીઓએ તેના વીકાસમાં ઘણી જ ઓછી સફળતા મેળવી હતી. આપણા દેશના અગત્યની ઉત્પન્નને લગતા ગૃહઉદ્યોગોને તો પરદેશના યંત્રમાં બનેલા માલે હરીફાઇમાં તોડી નાખ્યા હતા. આપણો પરદેશો સાથેનો વ્યાપાર માત્ર કાચા માલની નીકાશ કરી બદલામાં તૈયાર માલ મંગાવવા પુરતો જ રહ્યો, અને હીંદ રાજકીય તેમ જ આર્થીક દ્રષ્ટીએ પરાધીન હોવાથી એ વ્યાપારમાં હીંદને જ નુકશાન વેઠવું પડયું છે. એથી પ્રસ્તુત લેખમાં જે યોજના વીચારવાની છે તે ખેતીવાડીની ખીલવણીની અને દેશના ઉગતા ઉદ્યોગની સ્થીતી સુધારવાને લગતી છે. અલબત્ત આ યોજના અનેક દ્રષ્ટીબીંદુથી ટીકા કરવાને યોગ્ય હશે, પરંતુ યોજના પાછળ રહેલી વીશુદ્ધ મનોદશા અને રાષ્ટ્રના કલ્યાણનો નીર્મળ હેતુ તેમાં રહેલો છે એ વાત ટીકા કરનારા નહીં જ વીસરે, એટલી આશા વધારા પડતી નથી.

અહીં એ સ્પષ્ટ કરવાની જરૂર છે કે આ યોજના બીજા કોઇ દેશની યોજનાના આંધળા અનુકરણ તરીકે વીચારવામાં આવતી નથી. પરંતુ આપણા દેશનાં અગત્યનાં સાધનોના તેમ જ માનવશક્તીના વીકાસની ભાવનામાંથી જન્મેલી છે. જેથી કરીને આપણો દેશ આર્થીક દ્રષ્ટીએ સ્વાશ્રયી બને અને રાષ્ટ્રીય ઉત્પન્નમાં વીશેષમાં વીશેષ વૃદ્ધી થાય એ મુરાદ છે. રશીઆમાં તેમ જ ચીન અને જુગોસ્લાવીઆમાં જે યોજનાઓ યોજાઇને વ્યવહારમાં મુકાઇ છે તે આપખુદ

---

૧. મુંબાઇના કામદારોના એકસોમાં નેવુ માણસો એકેક ખંડની હવા અજવાળા વીનાની ઝહેરી વાતાવરણમય ઓરડીઓમાં રહે છે. જેમાં ઘણી વખત એકેકા ખંડમાં ૭ થી નવ માણસો ખડકાય છે. આવાં મકાનોમાં ઘણી વખત તો માત્ર એક નીચા બારણા સીવાય હવા ઉજાશનાં કશાં જ સાધન હોતાં નથી. અને વળી એવાં બારણાં પણ ગંધાતા અને સડતા કચરાના ઢગલા તેમ જ ગંધાતા પાણીના વહેળાઓની વચ્ચે ગલીઓમાં જ પડતાં હોય છે. આથી મુંબાઇ શહેરમાં દર હજારે ત્રણસો બાલમરણ થાય છે, એવું તો વ્હીટલી કમીશન ડરતાં ડરતાં લખે છે.

કે પરદેશી સરકારોને ઉથલાવી પાડીને તમામ સત્તા પ્રજાના હાથમાં આવ્યા પછીનો બનાવ છે. હીંદની સ્થીતી તેથી છેક જ જુદી છે. અને પેલા દેશોના જેવી પરીસ્થીતી અહીં ઉભી થાય તો આપણા ઉદ્યોગ–વ્યાપારની પુનર્વ્યવસ્થા કરીએ એવી માન્યતા રાખી બેસીએ તો રાષ્ટ્રની દોલતની અને ઉદ્યોગની આબાદીને અચોક્કસ સમય માટે મુલતવી રાખવાની મોટી ભુલ જ કરેલી કહેવાય. એટલે પ્રસ્તુત યોજનામાં આપણી વર્તમાન રાજકારણી અને સામાજીક પરીસ્થીતીને ધ્યાનમાં રાખીને જ, હાલની સ્થીતીમાં આપણા ઉદ્યોગની તેમ જ આપણી ખેતીવાડીની પુનર્વ્યવસ્થા કેમ કરી શકાય, તેની રૂપરેખા જ માત્ર અહીં દોરી બતાવી છે.

પ્રસ્તુત યોજનાનો આરંભ પહેલો પ્રાંતોમાં કેવી રીતે કરી શકાય તેનો વીચાર કરીએ; આપણો રાજકારણી ઇતીહાસ અત્યારે જે કંઇ કહી રહ્યો છે તે જોતાં, નજીકમાં જ પ્રાંતીક સરકારમાં જવાબદારીનું તત્વ દાખલ થશે એમ માનવામાં આવે છે. એટલે પ્રાંતીક સરકારો પોતપોતાના પ્રાંતોમાં ઉત્પન્ન થતા કચા માલના પ્રમાણમાં તૈયાર માલ ઉત્પન્ન કરવાના ઉદ્યોગને ખીલવવાની જવાબદારી સ્વીકારશે. એટલે એવા ઉદ્યોગો આર્થીક નજરે સંગીન ધોરણે કેમ મુકી શકાય, તેમ જ વ્યાપારી દ્રષ્ટીએ તેને નફાકારક ધોરણ ઉપર કેમ ગોઠવી શકાય તેના માર્ગ, શક્યતાઓ અને સાધનોનો વીચાર કરવો જરૂરી છે. આ ઉદ્યોગોને નફાકારક રીતે ચલાવી શકાય તે માટે રક્ષણની જકાતોની દીવાલોનું તેને સંરક્ષણ આપવા માટે શાહી સરકારને અવશ્ય આગ્રહ કરવો પડશે જ.

જુદી જુદી બનાવટો માટેનાં કારખાનાં ચલાવવા માટે આરંભમાં તેની ઝીણામાં ઝીણી વીગતોના પુરેપુરા જાણકારો [technical experts] ની જરૂર પડશે, અને એવા માણસોની ઉણપ નહીં જણાય–હીંદમાંથી એવા નીષ્ણાત પુરૂષો મળી રહેશે જ એવી આશા કંઇ ખોટી નહીં પડે.

તે પછી બીજો પ્રશ્ન મુડીનો ઉભો થશે. અને આવી યોજનાને પાર પાડવા માટે હીંદમાંથી જાહેર લોન દ્વારા નાણાં મેળવી શકાશે એ આશાવાદ પણ ખોટો નહીં જ પડે. જરૂર પડતાં ખાસ સંજોગોમાં બીજા દેશોમાંથી પણ લોન લેવી એ ખોટું નહીં ગણાય.

આ કામ માટે જોઇતાં નાણાં આપવામાં થોડાક સાધનોવાળાઓ પણ તૈયાર થઇ શકે, તે માટે ગમે ત્યારે બીજાને નામે ચડાવી શકાય. તેવાં નાની નાની રકમનાં બોન્ડસમાં ડીબેન્ચર્સ કાઢવાં એ વધારે સગવડભરી અને અનુકુળ રીત થઇ પડે. ૭ ટકાને કે કદાચ તેથી થોડાક વીશેષ વ્યાજને દરે સરકારી શાખ ઉપર જો આવાં ડીબેન્ચર્સ કાઢવામાં આવે તો જરૂર જોઇતી રકમ હીંદમાંથી મળી રહે. આ રકમનું વ્યાજ કાં તો વરસે દીવસે આપી શકાય અથવા તો પ્રાંતીક સરકારો તરફથી તે કામ માટે નીર્માણ થયેલા ટ્રસ્ટના સભ્યો જે અનુકુળ મુદત ઠરાવે તે પ્રમાણે આપવાની યોજના રાખી શકાય.

આ રીતે બે મહત્વનાં કામ પતા પછી, આપણી ત્રૈવાર્ષીક યોજના પ્રમાણે પહેલું વર્ષ તો, અત્યાર પહેલાં જે ઉદ્યોગ ચાલુ હોય તેની સઘ સ્થાતાની તેમ જ જુદા જુદા પ્રાંતોમાં હવે પછી જે જે ઉદ્યોગ

શરૂ કરી શકાય તેમ હોય તે બન્નેની ખીલવણી માટેની ભવીષ્યની શકયતાઓના સંબંધમાં જરૂરની તપાસ તેમ જ શોધ ખોળ કરવામાં જાય. આ કાર્ય સવીશેષ સરળતાથી પાર પાડી શકાય તે માટે સરકારી તેમજ બીન સરકારી સભ્યોની એક નાનકડી સમીતી નીમી, તેને એ કામની પુરેપુરી તપાસ કરીને રીપોર્ટ કરવાની ભલામણ કરવી જોઇએ.

પહેલા વર્ષમાં એક તરફથી આ રચનાત્મક કાર્ય શરૂ થાય, તેની સાથે સાથે જ લોન ઉભી કરવાની રીતોનો પુરેપુરો વીચાર કરીને નવા ઉદ્યોગો માટે જોઇતાં નાણાં ઉભાં કરવાનું કામ પણ એ જ સમયમાં પુરૂં કરી શકાય.

બીજા વર્ષે જે કારખાનાં નવાં સ્થાપવાનો નીશ્ચય થયો હોય તે સ્થાપવાનું તેમ જ જુની મીલોને તેમ જ જુનાં કારખાનાંને નવેસરથી સુવ્યવસ્થીત કરવાનું કામ કરી શકાય. છેલ્લાં કેટલાંક વર્ષોથી જે મીલો અને કારખાનાં બંધ પડી ગયાં હોય તેમને સજીવન કરવાનો પણ આ યોજનામાં સમાવેશ થયેલો જ હોઇ, તે કામ પણ આ બીજા વર્ષ દરમીયાન થઇ શકે.

એવું જાણવામાં આવ્યું છે કે સ્વદેશીની હીલચાલ પછી ઉદ્યોગની જે તેજી આવી તે પછી જે મીલો અને કારખાનાં બંધ પડી ગયાં છે, તેનાં કારણોની અને તેની પાછળ રહેલાં તત્ત્વોની તપાસ કરવા માટે એક સ્વતંત્ર તપાસ સમીતી નીમાવવા માટે કેટલીક હીંદી રાષ્ટ્રીય વ્યાપારી મંડળીએએ પ્રયાસ પણ કરેલા છે.

આ પ્રમાણે બીજા વર્ષમાં કારખાનાં શરૂ થયા પછી તુરત જ તેને માટે બજારો મેળવવાનો પ્રશ્ન ખડો થશે. અને એ બજાર બે જાતનાં હશે. એક તો આપણી ખેતીના ઉત્પન્ન માટે અને બીજું આપણાં કારખાનાંના અને મીલોના ઉત્પન્ન માટે. એ બન્ને ઉત્પન્નને માટે સારી માગ અને ઘરાકી જાગે તે સારૂ ત્રીજા વર્ષમાં સહકારી ધોરણે માલ વેચનારી તેમ જ પુરો પાડનારી મંડળીઓ [Co-operative sales and supply societies] સ્થાપવી પડશે. એ મંડળીઓએ ખરીદી કરનાર ઘરાકોને કેવો માલ પસંદ પડે છે અને કેવા માલની ઘરાકી વીશેષ છે તેનો અભ્યાસ કરીને, જેમ જેમ વેચાણ વધતાં ને વધતાં જાય તે હપ્તે બજારોની સ્થાપના અને વ્યવસ્થા કરવી પડશે. નવા સ્થપાયલા ઉદ્યોગ સંગીન બની ખીલતા જાય તેનો તમામ આધાર આની જ ઉપર રહેશે.

આ ઉદ્યોગો સંગીન અને નફાકારક ધોરણે મુકાય તે માટે તેની વ્યવસ્થા ખુબ જ તેવડથી કરવી પડશે. કારખાનાંમાં પણ હીંદી વાતાવરણમાં જે યંત્રો સારામાં સારૂં કામ આપી શકાય તેવાં નવા સુધારા સાથેનાં યંત્રો તેમ જ હથીયારો દાખલ કરવાં એ ઓછા ખર્ચે (વીશેષ ઉત્પન્ન) કરવાની સારામાં સારી રીત છે. છતાં એમ કહેવું પડશે કે આ તો કેવળ દીશા સુચન પુરતી રૂપરેખા માત્ર જ છે.

અત્યારે મધ્યસ્થ તંત્રમાં હીંદને જવાબદાર રાજ્યતંત્ર મળશે એમ કહેવાય છે, પરંતુ વધુમાં વધુ ઝડપથી સુધારાનું કામ સરળતાથી ચાલશે એમ માની લઇએ, તો પણ ૧૯૩૩ થી વહેલાં તો તેનો આરંભ થઇ શકે તેમ નથી. દરમીયાન આવી યોજના માટે રાહ જોવાથી આપણને ગેરલાભ જ છે, એટલે હીંદી ધારાસભાનો એકાદ સભાસદ પ્રસ્તુત યોજના [અથવા તો એને મળતી કે સુધારા વધારા સાથેની આ હેતુ સીદ્ધ કરવાં

માટેની કોઇ પણ ત્રૈવાર્ષીક યોજના ] નો ખાનગી ખરડો ધારાસભામાં રજુ કરી પસાર કરાવે અને શાહી સરકાર એ યોજના સ્વીકારી, ધારાસભાએ પસાર કરેલા એ 'બીલ'નો અમલ કરવાની પ્રાંતીક સરકારોને ભલામણ કરે તે જરૂરનું છે.

આ મુદ્દાની વીચારણામાં એ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે, પ્રસ્તુત બાબતમાં હીંદી સરકારની જવાબદારી મુખ્ય છે. પ્રાંતીક સરકારોનાં ઉદ્યોગનાં ખાતાંઓ આ દીશામાં કંઇ પણ અસરકારક પગલાં ભરવા તૈયાર થાય તે પહેલાં તેમને મધ્યસ્થ સરકારની ભલામણો ઉપર આધાર રાખવો પડે તેમ છે. આ સંબંધમાં હીંદી સરકાર જો જરાક પણ ઉદાર દષ્ટી રાખીને કામ લે તો હીંદને વર્તમાન આર્થીક તેમ જ ઔદ્યોગીક દુર્દશામાંથી બચાવવા માટે તે પોતાને ખાતે એક શુભ કામ જમા કરાવી શકે તેમ છે. એથી આ દેશના કરોડો બેકાર માણસોને રોજી મળી શકે તેમ છે.

બાકી તો, હીંદ પોતાના ઉદ્યોગની, વ્યાપારની, બેન્કોની અને વીમાની સ્વતંત્ર અને સંગીન સંસ્થાઓ સ્થાપી, પાંત્રીસ કરોડને પેટ પુરતું ખાવાનું મળે, શરીર ઢાંકવા પુરતાં વસ્ત્રો મળે અને તમામ જનતા સ્વમાનવાળી બની આબાદ થાય એવું કયો સ્વતંત્ર અને સ્વમાનપ્રીય હીંદી નહીં ઇચ્છતો હોય ?

---

જ્યારે ધર્મોપદેશક એવો ઉપદેશ આપતો હોય છે કે દુનીયામાં હમેશાં ધર્મ રહેવાનો જ છે, ત્યારે વાસ્તવીક રીતે તે એમ કહેતો હોય છે કે, દુનીયામાં હમેશાં મુર્ખાઓ રહેવાના જ છે

...

નવીન (સારી) સ્થીતીમાં મુકાવું હોય તો નવીન વીચારોને અનુસરો.

...

જેને માટે શંકાઓ ઉભી થાય તેવી નજીવી વાતો માટે વીવાદની માથાફોડ કરવી નકામી છે.

તમારી નીતીરીતીથી વર્તમાનને આનંદદાયક બનાવો.

...

તર્ક અને જ્ઞાનની કસોટીએ ધર્મને ચડાવવો તે અત્યારના સમયની મોટામાં મોટી જરૂર છે.

...

પ્રત્યેક યુગમાં શ્રીમંતો ગરીબોનાં કષ્ટો તરફ આંધળા જ રહે છે.

...

આખી દુનીયાનાં દાકતરોમાં ત્રીજા ભાગનાં દાકતરો એકલા અમેરીકામાં જ છે.

# વિશ્વની વર્તમાન અશાંતિ અને તેનાં કારણ

: પ્રયોજક :
શ્રી. ચન્દ્રકાન્ત પાઠક

એક તરફ આર્થીક અંધાધુંધી અને બીજી તરફથી દીને દીને પલટાતા જતા યુરોપના રાજકારણના રંગોના ભીતરના ભેદો ઉકેલતાં, યુરોપના કહપેલા પોલા વાંસા જેવી કદરૂપી રાજરમતો ખદબદતી જણાય છે. એનું આછું પાતળુ દીગ્દર્શન પ્રસ્તુત લેખ કરાવે છે.

ઔદ્યોગીક ક્રાન્તીના કારણે આખી દુનીયામાં ભારે પરીવર્તન થવા પામ્યું છે! અને તેમાંય પણ ખાસ કરીને અર્થશાસ્ત્રની દૃષ્ટીએ મહાન ઉથલ પાથલ થઇ રહી છે. આ ક્રાન્તીને પરીણામે દીનપ્રતીદીન એટલી વીકટ ગુંચવણો ઉપસ્થીત થયા જાય છે કે જેના ઉકેલનો પ્રશ્ન મુશ્કેલ થઇ પડયો છે.

આ યુગ યંત્રવાદનો છે, યંત્રોની શોધ અને મ્હોટા પ્રમાણમાં તેના થતા ઉપયોગને પરીણામે લાખો કામદારો બેકાર બનવા લાગ્યા–બની ગયા અને તેમના શ્રમથી ઉત્પન્ન થયલી સઘળી સમૃદ્ધી મુડીવાદીઓના ખજાના તર કરવા લાગી. મુડીવાદી વર્ગ મકાનમાં બેઠા બેઠા વીપુલ લક્ષ્મી મેળવવા લાગ્યો અને રંક શ્રમજીવીઓના બાહુબળથી મળેલા એ ધનનો સ્વેચ્છા પ્રમાણે વીલાસી વૃત્તીથી વ્યય કરવા લાગ્યો.

યંત્રોની સહાયતાથી માલનું પ્રમાણ અધીકતર પ્રમાણમાં વધવા લાગ્યું, ટુંક સમયમાંજ માલના ઢગલે ઢગલા તૈયાર થઇ ગયા. ઉત્પન્ન વધ્યું, અને માંગ ઘટી. આ કારણને લઇને યુરોપીય રાષ્ટ્રો બીજા બીન્ન સ્થળે પોતાનાં બજારો સ્થાપવા માટે તનતોડ પ્રયાસ કરવા લાગ્યાં! પરીણામ એ આવ્યું કે એ રાજ્યોને પરસ્પર સાથે સંગ્રામના મોરચા મંડાયા! ઔદ્યોગીક ક્રાન્તીની અસર આટલેથી જ અટકી નહી! પરન્તુ તેની અસર સમાજ અને ધર્મ પર પણ પડી, આ સર્વ ચર્ચાસ્પદ વીષયો કરતાં અતી મહત્વનો વીષય જે અત્યારે ઉપસ્થીત થઇ રહ્યો છે તે શ્રમજીવીઓ અને મુડીવાદીઓ વચ્ચેની ગંભીર અથડામણનો છે.

યંત્રોના વપરાશ સાથે શ્રમજીવી વર્ગ પણ એનો ગુલામ બની ગયો. તેમની વ્યક્તીગત યોગ્યતા, કાર્યદક્ષતા, કલા–કૌશલ્ય તથા મહત્તા મ્હોટા પ્રમાણમાં લુપ્ત થવા લાગ્યું. તેમનું કામ તો માત્ર યંત્ર ચલાવવાનું જ રહ્યું. એટલે પોતાની કળાના વીકાસ માટે તેમને તક ન મળી શક્યાથી ઉન્નતી અગર તો સફળતા માટે કોઇ પણ સુયોગ મળી શક્યો નહી:

જ્યારે શ્રમજીવી વર્ગની એક તરફ આવી સ્થીતી થઇ રહી હતી ત્યારે બીજી બાજુ તેમને ચુસનાર વર્ગ માત્ર પોતાની મુડીની જ શક્તીથી વધારેમાં વધારે ફાયદો કરી શોષણના નવા નવા માર્ગો શોધવા લાગ્યો હજારો કામદારોને પોતાનાં કારખાનામાં અગર તો જમીનપર કામ કરાવી અઢળક સંપત્તી–નફો લુંટવા લાગ્યો. આ રીતે હજારો કામદારો એક મુડીવાદી માલીકના તાબામાં આવી પડયા.

## [૨]

કાર્લમાર્કસ નામના એક મહાન પુરૂષે ઔદ્યોગિક ક્રાન્તીની આ ભીષણતા અનુભવી જર્મનીમાં એક યહુદી કુળમાં તેનો જન્મ થયો હતો, બાલ્યાવસ્થાથી જ તે ચાલાક હોઇ દરેક કાર્યને જાણવાની તેમનામાં અપાર ઉત્સુકતા હતી. યુવાવસ્થામાં પ્રવેશતાં જ તે એક પત્રનો સંચાલક બન્યો, તે માટે તેને ભીન્ન ભીન્ન વીષયોના અભ્યાસની ફરજીયાત જરૂર જણાઇ યુરોપની આર્થીક સ્થીતીનું સુક્ષ્મ અધ્યયન કરતાં એ વિદ્વાન પત્રકારને મુડીવાદી અને શ્રમજીવી વર્ગ વચ્ચે ચાલી રહેલી અથડામણનો તત્કાલ અનુભવ થયો. શ્રમજીવીઓની થતી દુર્દશા દર્શાવતા તથા તેમના ઉદ્ધાર માટેના પ્રયત્ન કરતા કેટલાક લેખો તેણે ઉપરા ઉપરી લખવા માંડયા. તેનાં આ લખાણોથી સામાન્ય જનતામાં એટલી તો જાગૃતી આવી ગઇ કે જર્મન સરકારે તેને તત્કાલ દેશ નીકાલ કર્યો.

જર્મનીની હદનો ત્યાગ કરી કાર્લમાર્કસે ફ્રાન્સમાં આશ્રય લીધો, અને ત્યાં પણ તેના વીચારોને ઝીલનાર એક વર્ગની સહાય્ય મળવા લાગી : તેના પ્રખર પ્રચાર કાર્યનું પરીણામ એ આવ્યું કે ફ્રાન્સની હદ પણ તેને સદાને માટે છોડવાની જરૂર પડી.

ફ્રાન્સથી બેલ્જીઅમ ગયો, પરન્તુ ત્યાં પણ તેને માટે સ્થાન નહતું. એટલે છેવટે તેણે ઇંગ્લંડને પોતાનું નીવાસસ્થાન બનાવ્યું અને એ જ દેશમાં એ મહાન પુરૂષનું મરણ પણ થયું.

આધુનીક જમાનામાં કાર્લમાર્કસ એ સામ્યવાદનો પ્રથમ આચાર્ય છે. તેણે સહુથી પહેલાં એ બતાવ્યું હતું કે મનુષ્યજાનના દરેક કામમાં કાંઇ ને કાંઇ ધ્યેય અગર તો આર્થીક સ્વાર્થ છુપાયલો હોય છે જ. કાર્લમાર્કસના આ સીદ્ધાન્તને ઇતીહાસની ભૈતીક વ્યાખ્યા તરીકે ઓળખવામાં આવે છે. શ્રમજીવી અને મુડીવાદીઓ વચ્ચે ચાલી રહેલી અથડામણ જોઇને તેણે અનુમાન કર્યું હતું કે ભવીષ્યમાં શ્રમજીવી વર્ગ અને મુડીવાદી વર્ગ વચ્ચે મહાન વીશ્વ–વ્યાપી યુદ્ધ થશે અને તેમાં શ્રમજીવી વર્ગ વીજેતા થશે.

## [૩]

જે વખતે કાર્લમાર્કસે ફ્રાન્સને પોતાનું નીવાસસ્થાન બનાવ્યું હતું. તે વખતે યુરોપના શ્રમજીવીઓમાં સંગઠનના કાર્યનો આરંભ થઇ ગયો હતો. તે માટે યોગ્ય સલાહ અને રચનાત્મક વ્યવસ્થા માટે એક સંઘે તો તેને નીમંત્રણ પણ આપ્યું હતું, આ વખતે દુનીયાંભરના શ્રમજીવીઓને સંબોધી કાર્લમાર્કસે એક સામ્યવાદી જાહેરનામું પ્રગટ કર્યું હતું. જેના પ્રાગટયથી યુરોપના સરકાર તંત્રમાં અને મુડીવાદી વર્ગમાં ભારે ખળભળાટ મચી ગયો હતો. આ જાહેરનામામાં તેણે સામ્યવાદ અને વર્ગ–વીગ્રહનું સ્પષ્ટ અને વીસ્તૃત વીવેચન કરેલ છે, કાર્લમાર્કસનું એ સામ્યવાદી જાહેરનામું સામ્યવાદી ઇતીહાસમાં એક મહત્વપુર્ણ નીબંધ ગણાય છે. એને પ્રગટ થયાને આજે લગભગ એક સદી વીતી ગઇ છે પરન્તુ તેમાં દર્શાવેલા વીચારો જેવી રીતે તે સમયે સાચા હતા તે જ પ્રમાણે અત્યારે પણ તેવા જ ભાવમાં ખરા તરીકે પ્રત્યક્ષ થાય છે. એ જાહેરનામામાં મુડીવાદીઓ અને શ્રમજીવીઓના સંબંધમાં ટુંકામાં આ પ્રમાણે લખવામાં આવ્યું છે.

"દુનીયાના શ્રમજીવીઓ! શું તમને જગતની પુરી આર્થીક સ્થીતનો ખ્યાલ છે? શું તમને ખબર

છે કે નીર્ધન ગામડીઆઓ પાસેથી નીકળી લક્ષ્મી મુડીવાદીઓની પાસે કેવી રીતે એકત્ર થયા જાય છે? ત્હમે તેના ઉત્પન્ન કરનારા છો અને એ વર્ગ ત્હેનો ભોક્તા છે. એ વર્ગ મ્હોટો ફાયદો મેળવી શું ત્હમારે માટે વીચાર સરખો ય કરે છે? એ વર્ગને હાથપગ હલાવવા પડતા નથી. કેવળ પોતાના ધનના બળથી જ ત્હમને તેમણે ગુલામ બનાવી રાખ્યા છે અને લાખો–કરોડોનો નફો તેઓ રવાના કરી જાય છે! ખરૂં જોતાં આ ફાયદો ત્હમારા શ્રમને લઇને થાય છે, પરન્તુ ત્હેના બદલામાં ત્હમને શું મળે છે? ગંજાવર નફાની રકમમાંથી ઉદર પોષણ માટે માત્ર થોડાક પૈસા! જો ત્હમે આ વસ્તુનો વીરોધ કરો તો ત્હમને ભુખે મારવાની મુડીવાદીઓના હાથમાં સત્તા છે. લાખો અને કરોડોની રકમ ઉત્પન્ન કરી આપી ત્હમે ત્હેમની તીજોરી તર કરી આપો, છતાં પણ ત્હમાર સંકટના સમયમાં વગર મ્હેનતે બેશી રહી બે ચાર દીવસ પુરતો નીભાવ ભોગવવાની પણ ત્હમને છુટ નથી. ત્હમે અંદર અંદર સંગઠીત બનો અને યોગ્ય મજુરી મેળવવા માટે પ્રયત્ન કરી ત્હમારા ભાગ્યના વીધાતા જાતે જ થાઓ.''

પોતાના આવા પ્રખર વીચારોની ખાતર કાર્લમાર્ક્સને જીવનભરને માટે દેશ વીદેશ રખડવું પડયું અને અનેક યંત્રણાઓ સહન કરવી પડી, પરન્તુ અત્યારે આખી ય દુનીયાનો પીડીત વર્ગ એના સામ્યવાદને અભીનંદન આપવા તૈયાર છે, દુનીયામાં એવો એકપણ દેશ નહી હોય કે જ્યાં કોઇને કોઇ રૂપમાં સામ્યવાદે પ્રવેશ નહીં કર્યો હોય. કાર્લમાર્ક્સના અવસાન બાદ ત્રીશ વર્ષે યુરોપમાં કેટલા ય મજુરસંઘો સ્થપાયા, ફ્રાન્સમાં હડતાળોનો પવન ફુંકાવો શરૂ થયો અને રશીયાના ખેડુતોમાં તથા કામદારોમાં ચેતન સ્ફુરવા લાગ્યાં અને વીશ્વવીગ્રહની સમાપ્તી પછી તો એ સામ્યવાદનું બળ ચોતરફ અધીકતર પ્રમાણમાં ફેલાવા લાગ્યું છે.

[૪]

**સમય** જતો ગયો તેમ તેમ રશીયામ વ્યાપી રહેલા સામ્યવાદે 'બોલ્શેવીઝમ'નું સ્વરૂપ ધારણ કર્યું લેનીને ઝારશાહીનો નાશ કર્યો અને બોલ્શેવીક સાશનની સ્થાપના કરી દુનીયા સમક્ષ સામ્યવાદનો એક અપુર્વ આદર્શ ઉપસ્થીત કર્યો.

સામ્યવાદના સંસ્થાપક કાર્લમાર્ક્સે જેની કલ્પના કરી હતી તેને સને ૧૯૧૯ માં લેનીને પ્રત્યક્ષ કરી બતાવી. રશીયામાં દરેકને માટે પુરતું અનાજ, કપડાં, રહેવાની વ્યવસ્થા, શીક્ષણ અને આનંદનાં સાધનોની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી; ત્યારે કોઇ પણ પ્રકારનો શ્રમ લીધા શીવાય માત્ર નાણાંના જ જોરે હજારોને ગુલામી દશામાં રાખી ત્હેમનાં રકત ચુસી વીલાસો ભોગવનાર લક્ષ્મીપતીઓના વીલાસો બોલ્શેવીક સરકારે અશક્ય બનાવી દીધા.

દોઢસો વર્ષના સાશન પછી પણ બ્રીટીશ પ્રજા હીન્દને સ્વતંત્રતા આપવા તૈયાર નથી, પરન્તુ સોવીએટ સરકારે પોતાની સત્તા સ્થપાતાં તુર્ત જ સઘળે ઠેકાણે સોવીયેટ પદ્ધતી દાખલ કરી દીધી. રશીઆઇ તુર્કસ્થાન અને સાઇબીરીયા જેવાં કેળવણીમાં પછાત રહેલા દેશોને પણ થોડા જ વખતમાં પ્રજાતંત્ર સોંપવામાં આવ્યું. શીક્ષણ, લડાયક તાલીમ અને સ્ત્રી–સ્વાતંત્ર્યના સુધારાને,

ત્યાં તત્કાલ અમલ કરવામાં આવ્યો. આજથી પંદર વર્ષ પહેલાં રશીઆઇ તુર્કસ્થાન જંગલી ગણાતો દેશ હતો. પરન્તુ અત્યારે તેમાં પ્રત્યેક જાતની પ્રગતીના અંગો વીકાસ સાધી રહ્યાં છે. પુરાણકાળથી ચાલી આવતી પર્દાપ્રથાનો સદંતર નાશ થઇ ગયો છે, ગામોગામ નીશાળો ખોલવામાં આવી છે અને સારા રસ્તાઓ બનાવી મુસાફરીની સગવડતાની ખાતર લારીઓ દોડી રહી છે.

ત્યાંની મહીલાઓ રાજકારણમાં કેટલો ફાળો આપી રહી છે તે એ ઉપરથી જાણી શકાશે કે ત્યાંના પ્રજાતંત્રની ઉપ–પ્રધાન એક મહીલા છે. સામ્રાજ્યવાદી રશીયાના સાશન કાળમાં એક અમીરના ઝનાનામાં તે આઠમી બેગમના પદે હતી અને પોતાના યૌવનને ત્હેના ભોગ લાલસાની તૃપ્તી માટે અર્પણ કરી ચુકી હતી. પરન્તુ જ્યારે ૧૯૧૯ માં રશીઆમાં સામ્યવાદનું જોર વધ્યું ત્યારે સમય સુચકતા વાપરી તે વીર રમણી ઝનાનાનો ત્યાગ કરી મયદાને જંગમાં કુદી પડી, દશામાં ચોતરફ તે પ્રચાર કામ કરવા લાગી: ધીમે ધીમે ત્હેની યોગ્યતા વધી અને અત્યારે તે ઉપ–પ્રધાન પદે વીરાજી રહી છે.

સાયબેરીઆમાં સને ૧૯૧૭ ની સાલ સુધી એવા કેટલાય દેશ હતા, કે જ્યાંની પ્રજા હીન્દના ભીલ અને દુબળા સમાન જ અજ્ઞાન દશામાં રહેતી. વસ્તુ સ્થીતી આવા પ્રકારની હોવા છતાંય સોવીયેટ સરકારે ત્હેની અવગણના કરી નહીં, પરન્તુ તે દેશને જવાબદાર પ્રજા–તંત્ર આપ્યું. જો કે શરૂઆતમાં ત્હેમને અજ્ઞાનતાના કારણે ઘણું નુકશાન થયું, છતાં પણ છેવટે પ્રજાતંત્ર સાશનની સફળતા પ્રત્યક્ષ થતી જણાવા લાગી.

સામ્યવાદ અને સામ્રાજ્યવાદ હંમેશાં વીરોધી દીશામાં ગતી કરે છે. સામ્યવાદથી બેઠાખાઉ લક્ષાધીપતીઓની સ્હામે થઇ, માનવીના જન્મસીદ્ધ હક્ક સમી કામ કરીને સુખપુર્વક જીવન નીર્વાહ કરવાની સાહલતા પ્રાપ્ત થઇ શકે છે, ત્યારે સામ્રાજ્યવાદ પોતાના હીતની ખાતર બીજા દેશોનાં રક્ત ચુસવામાં અને નીર્ધનોને કચડવામાં જ પોતાના કર્તવ્યની પરીસીમા સ્હમજે છે.

જ્યારે લેનીને ઝારશાહીનો વીનાશ આણ્યો અને રશીયામાં બોલ્શેવીક સત્તા સ્થાપન કરી ત્યારે યુરોપનાં બીજાં રાજ્યોએ એવું ધારી લીધું કે રશીયા પોતાના પુરતું સામ્યવાદી રહી બીજા પ્રત્યે સામ્રાજ્યવાદી નીતી અખત્યાર કરશે. કેમકે સામ્રાજ્યવાદીઓ સામ્યવાદને એક પ્રકારના ચેપી રોગ સમાન માને છે એટલે ત્હેની વૃદ્ધી થતી અટકાવવા તેઓ પોતાનાથી બનતા સર્વ પ્રયત્નો આદરે છે. અને એ જ નીતી તે સમયે પણ ગ્રહણ કરવામાં આવી હતી. એક પછી એક સંગ્રામોના ધ્વનીથી યુરોપની દીશાઓ ગાજવા લાગી અને જનરલ ટ્રોયકની સરદારી નીચે સોવીયેટ સેનાએ પ્રત્યેક રણભુમીમાં વીજય મેળવ્યોઃ આખરે યુરોપીય સર્વ રાષ્ટ્રો શાન્ત બની ગયાં અને રશીયામાં સામ્યવાદનો ડંકો વાગી રહ્યો.

## [૫]

**સને** ૧૯૧૯ પહેલાં તુર્કસ્થાન, ઇરાન અને અફઘાનીસ્થાન યુરોપીય સત્તાથી દબાયલાં હતાં: કમાલપાશાના સ્વાતંત્ર્ય–સંગ્રામ પહેલાં યુરોપીય રાષ્ટ્રો ટર્કીને યુરોપના રોગી સમાન માનતાં હતાં. અને જેવી રીતે મરણને કાંઠે ઉભેલા પશુના માંસ ભક્ષણને માટે ગીધો ઉડ ઉડ કરી મુકે તેજ પ્રમાણે ટર્કીને વહેંચી લેવા માટે યુરોપના સઘળાં સામ્રાજ્યવાદી રાજ્યો ઉત્સુક હતાં. વીસમી સદીની શરૂઆતમાં

યુરોપની આંતરરાષ્ટ્રીય સંધીઓમાં ટર્કીની નીર્બળતા એ મુખ્ય વસ્તુ હતી. પ્રત્યેક રાષ્ટ્રની એના પર નજર હતી અને તેઓ દરેક ત્હેનું સ્વામીત્વ લેઇ પશ્ચીમ એશીયામાં પોતાની સત્તા જમાવવા તત્પર બન્યા હતા. આ યોજનામાં તે વખતે રશીયા પણ સામેલ હતું. સને ૧૯૦૮ માં રશીયા અને ઇંગ્લંડ વચ્ચે એક સંધી થઇ, તે સંધી અનુસાર ઇરાનનો ઉત્તર ભાગ રશીયાની સત્તામાં અને દક્ષીણ ભાગ ઇંગ્લંડની સત્તામાં આવ્યો, ઇરાનનો શાહ આ બન્ને દેશોના હાથનું રમકડું બની ગયો હતો. એ જ પ્રમાણે અફઘાનીસ્થાનમાં પણ અંગ્રેજો અને રશીયા સાથે સાથે બે સામસામી દીશાએથી દબાણ કરી રહ્યાં હતાં.

જ્યારે યુરોપીય યુદ્ધનો અંત આવ્યો ત્યારે અમેરીકાના પ્રેસીડેંટ વીલ્સને આંતરરાષ્ટ્રીય એકતાનો આદર્શ વીશ્વ સમક્ષ રજુ કર્યો; અને પરાધીન રાષ્ટ્રોને આશ્વાસન આપવામાં આવ્યું કે, તેઓને થોડા સમયમાં જ સ્વરાજ્ય યોગ્ય બનાવી સ્વતંત્રતા અર્પણ કરવામાં આવશે. સંકટનો સમય હોવાને લીધે મીત્રરાજ્યોએ પણ એ શરતોનો વીના બોલ્યે સ્વીકાર કરી દીધો, પરન્તુ પોતાનું કામ પુર્ણ થતાં જ એ સામ્રાજ્યવાદીઓએ એવી નીતી અખત્યાર કરવા માંડી, કે જેથી રાષ્ટ્રપતી વીલ્સનનો આદર્શ કેવળ હવામાં જ ઉડી ગયો! હીન્દ પ્રતી ઇંગ્લંડે પોતાની નીતી બદલી નહીં અને હીન્દી-ચીન પ્રતી ફ્રાન્સે પણ કાંઇ ઉદારતા દર્શાવી નહી! યુરોપીય સામ્રાજ્યવાદી રાષ્ટ્રોમાં જ્યારે આ પ્રકારની વ્યવસ્થા ચાલી રહી હતી ત્યારે સામ્યવાદી રશીયામાં તો એ આંતરરાષ્ટ્રીય નીતીથી મહાન પરીવર્તન થવા લાગ્યું હતું.

સને ૧૯૧૯ માં જ્યારે ફ્રાન્સ અને ઇંગ્લંડની સહાયથી ગ્રીસ ટર્કીને દબાવવાનો પ્રયત્ન આદરી રહ્યું હતું ત્યારે રશીયાયે ત્હેની સાથે ઉદાર સંધી કરી હતી જે સંધીના કારણે કમાલપાશામાં નવચેતનનો સંચાર થતાં ટર્કીનો સ્વાતંત્ર્ય સંગ્રામ પુર જોશથી આગળ વધ્યો હતો.

ઇરાન સાથે રશીયાયે જે સંધી કરી તે ટર્કી કરતાં પણ અધીકતર ઉદાર હતી. તે પછી અંગ્રેજ સૈનાએ ઇરાનનો ત્યાગ કર્યો, ત્યાંનો બાદશાહ અહમદશાહ એક અંગ્રેજી વહાણમાં પોતાનો સામાન લઇ વીલાસી જીવન વ્યતીત કરવા માટે યુરોપ સીધાવી ગયો એટલે ઇરાનને સ્વતંત્ર બનાવતાં રઝાઅલીને બીલ્કુલ મુશ્કેલી નડી નહીં. જો રશીયાએ પુરાણા કાળથી ચાલતી આવેલી ઝારની સામ્રાજ્યવાદી નીતી જ અખત્યાર કરી હોત તો ઇરાનને આવો અશ્ચર્યકારક વીજય ભાગ્યે જ મળી શકત.

[૬]

**વર્તમાન** ચીનના વીધાતા અને ચીન-પ્રજાતંત્રના સંસ્થાપક ડૉ. સુનયાટ સેન પણ સામ્યવાદી હતા. ત્હેમણે કાર્લમાર્કસના સીદ્ધાન્તોનો સારો અને ગહન અભ્યાસ કર્યો હતો. ત્હેમના પુસ્તકાલયમાં સામ્યવાદી સાહીત્યનો મ્હોટો ભંડાર હતો. પોતાનાં ભાષણોમાં પણ તેઓ એક જ વસ્તુપર ભાર મુકતા હતા કે દેશની સંપતી મુડીવાદીઓની તીજોરીમાં જ એકઠી થવી જોઇએ નહીં. પરન્તુ દરેક દેશવાસીને માટે પેટ પુરતો ખોરાક તથા પુરતાં વસ્ત્રો અને યોગ્ય નીવાસનો પ્રબંધ થવો જ જોઇએ. પણ ક્યાન શીકાઇ રાષ્ટ્રપતીના સીંહાસને આવ્યો ત્યાર પછી સને ૧૯૨૧ ની લગભગમાં ત્હેણે સામ્રાજ્યવાદી નીતી ગ્રહણ કરી એટલે ડૉ. સુનયાટ સેને પ્રકટ રીતે સામ્યવાદી ચળવળ ઉપાડી. કામ-

દાર અને કીસાનોના સંગઠન કાર્યની શરૂઆત કરી દીધી. જમીનદારો, મીલમાલેકો અને સરકાર સાથે મજુરી વીગેરેની શરતો માટે મસલત ચલાવવા 'ખેડુત સંઘ' અને 'મજુર સંઘ' પણ સ્થાપવામાં આવ્યા. અને ૧૯૨૪ માં જ્યારે કયોમીન્ટેગ (ચીનાઇ મહાસભા)ને પુનઃ સંગઠીત કરવામાં આવી ત્યારે ડૉ. સુનયાટ સેને કામદારો સંગઠીત કરી તે દ્વારા જ ક્રાન્તી કરવાનો નીશ્ચય કર્યો. રશીયાથી સંગઠનના અનુભવીઓને આમંત્રણ આપી બોલાવવામાં આવ્યા અને સામ્યવાદી પ્રચારની શરૂઆત કરી. સને ૧૯૨૫ માં એક ભાષણ આપતાં ડૉ. સુનયાટ સેને જણાવ્યું હતું કે: "ક્રાન્તીનો આદર્શ જનતાને દેશના સત્તાક બનાવવાનો છે, આપણા દેશમાં વધારે વસ્તી કીસાનોની છે, જો એ વર્ગ ક્રાન્તીમાં પોતાનો સાથ નહીં આપે તો તે કદાપી સફળ થનાર નથી. તેથી જ કયોમીન્ટેગની નવી રચનામાં કીસાન અને કામદારોના સંગઠનને પ્રધાનપદ આપવામાં આવ્યું છે."

સને ૧૯૨૫ માં ડૉ. સુનયાટ સેનનું અવસાન થયું પરન્તુ રશીયન આગેવાનોની સહાયતાના કારણે કીસાનોના અને કામદારોના સંગઠનના કાર્યમાં લેશ માત્ર વીક્ષેપ પડયો નહીં એજ સાલમાં જ્યારે જનરલ ચ્યાંકૈશેકની સેના ઉત્તર તરફ વધવા લાગી (કયોમીટેગ સેના) ત્યારે કીસાનો અને કામદારો તરફથી તેને ઉત્તરોત્તર વીપુલ સહાયતા મળવા લાગી. અને માત્ર ૭ જ માસની અંદર આ સેના યાંગીકયાંગ સુધી પહોંચી ગઇ. આ સંગઠીત સેના સામ્રાજ્યવાદીઓની સાથે જ્યાં ત્યાં સામનો કરવા લાગી અને તેમના માર્ગમાં મુશ્કેલીઓ ઉભી કરવા લાગી. કયોમીન્ટેગની સેના જ્યાં જતી ત્યાં તેનો સદર્પ સત્કાર કરવામાં આવતો હતો અને તેને જોઇતી સઘળી સગવડતા પુરી પાડવામાં આવતી હતી. સને ૧૯૨૬ માં ૭ લાખ સત્તાવીશ હજાર કીસાનો અને ત્રણ લાખ સત્તર હજાર કામદારો સંગઠીત થઇ ચુક્યા હતા. ત્યાર પછીના બીજા જ વર્ષમાં એટલે સને ૧૯૨૭ માં એ જુદા જુદા સંઘોના પ્રતીનીધીઓએ એકત્ર થઇ કેટલાક ઠરાવો ઘડી કહાડયા તેમાંનો મુખ્ય ઠરાવ આ હતોઃ "કીસાનોના હીતમાં વીરોધ કરનારને શીક્ષા કરવી. આ હીત વીરોધીઓમાં સૈનીકો; અમલદારો, અમીરો અને જમીનદારોનો મુખ્યત્વે સમાવેશ થાય છે. કીસાનોએ આત્મરક્ષાને માટે પોતાની તૈયારી રાખવી અને તેમના પોતાના નીવાસોની સુવ્યવસ્થા તેમ જ ખેતીની સુધારણા કરવા તરફ લક્ષ આપવાની ભલામણ કરવી. કીસાનો પાસેથી જે વ્યાજ લેવામાં આવે છે તે સ્વેચ્છાપુર્વક બંધ કરવું," પણ ડૉ. સુનયાટ સેનના મૃત્યુ બાદ માત્ર ત્રણ જ વર્ષના ગાળામાં ચીનની મહાસભાના એ ધ્યેયમાં મહાન પરીવર્તન થઇ ગયું; તેથી સામ્યવાદી વર્ગ મહાસભામાંથી ધીમે ધીમે છુટો થવા લાગ્યો. મહાસભાની નીતીને અનુસરી ચીનની સરકાર પણ સામ્યવાદીઓને દબાવવાનો પ્રયાસ કરવા લાગી. આમ ચીનાઇ મહાસભાના બે ભાગ થઇ ગયા. સામ્યવાદી દળની નેત્રી સ્વ. ડૉ. સુનયાટ સેનની પત્ની બની અને મહાસભાનો મ્હોટો વર્ગ જમીનદારો અને મુડીવાદીઓનો હીમાયતી બની ગયો! અત્યારે તો ચીનમાં સામ્યવાદીઓની મહાન દુર્દશા થઇ રહી છે. સરકારી સૈનીકો જ્યાં દેખી પડે છે ત્યાં સામ્યવાદીઓ પર ગોળી છોડે છે અને એ ગોળીના ભયથી તેમનાં શબ ઉઠાવવા માટે પણ કોઇ હીમ્મત રાખી શકતું નથી. ડૉ. સુનયાટ સેનની પત્ની પણ અહીં તહીં છુપાતી ફરે છે અને હજારો સામ્યવાદીઓ અત્યાર પહેલાં મુડીવાદીઓના મીત્રોની ગોળીઓના ભોગ બની ગયા છે.

## [૭]

**આમ** આંતરરાષ્ટ્રીય સ્થીતીનું ઐતીહાસીક દીગદર્શન ક્ર્યા પછી હવે આપણે હીન્દની સ્થીતી તપાસીએ. હીન્દમાં પણ ત્યાંની માફક કામદાર અને કીસાન સંઘો સ્થપાયા છે પરન્તુ ત્હેના પર સામ્યવાદની સંપુર્ણ છાયા હજી પડી નથી. છતાં બ્રીટીશ રાજપુરૂષોને માટે આટલી ય ચળવળ ભયપ્રદ નીવડી છે. એ થોડા સમય પર બનેલા એક જ દાખલાથી ધ્યાનમાં આવશે.

ગયા મે માસની ૧૮ મી તારીખે જ્યારે અમની સભામાં હીન્દ વીષયક ચર્ચા ચાલતી હતી ત્યારે કોંઝર્વેટીવ સભ્ય મી. લોકર્જર સેમ્પસને ગાંધીજીના સંબંધમાં કહ્યું હતું કેઃ "જો તેઓ પટલુન પહેરતા હોત તો ત્હેમનાં ખીસ્સામાંથી રશીયાના સીક્કા શોધી કહાડવા એ કાંઇ મુસ્કીલ વાત નહોતી." સેમ્પસનના આ કથનનો આશય એ હતો કે, ભારતની આઝાદીની લડતમાં ત્હેને રશીયાની મદદ મળે છે; અગર તો હીંદની વર્તમાન જાગૃતી સાથે સામ્યવાદને ગાઢ સંબંધ છે. પણ ગાંધીજીનો પંથ તો સૌથી ન્યારો જ છે. સામ્યવાદના તે કટ્ટર વીરોધી છે. સત્ય એમનું ધ્યેય અને અહીંસા એમનું સાધન છે. આથી સેમ્પસનના શબ્દોનો વીરોધ કરતાં મી. હેગ ડલ્ટને જણાવ્યું કેઃ "ગાંધીજી પર સામ્યવાદીનો દોષ મુકી શકાય નહી; સામ્યવાદનો વીરોધ સરકાર જેટલા પ્રમાણમાં કરી રહી છે તેટલા જ પ્રમાણમાં ગાંધીજી પણ ત્હેનો વીરોધ કરે છે."

બ્રીટનનો કોંઝર્વેટીવ તથા લીબરલ પક્ષ સામ્યવાદનો પ્રચંડ વીરોધ કરી રહયો છે. પરંતુ કામદાર સરકારની નીતી કેટલીક બાબતમાં ત્હેનાથી જુદી જ છે. એ બન્ને પક્ષોએ સોવીએટ સરકારનો સ્વીકાર કર્યો નહોતો તેમ જ ત્હેની સાથે વ્યાપારી સંબંધ પણ રાખ્યો નહોતો. જ્યારે કામદાર સરકાર સત્તાપર આવી ત્યારે ત્હેણે તુર્ત જ રશીયા સાથે વ્યાપારી સન્ધી કરી, અને રશીઆઇ માલની ગ્રેટબ્રીટનમાં આવક જાવક શરૂ થવા લાગી.

આમ થવાનું મુખ્ય કારણ એ છે કે ઇંગ્લંડના કામદારો પણ મુડીવાદના વીરોધી છે. પરંતુ તેનો નેતૃ સમુદાય વીચીત્ર છે. ઇંગ્લંડના સામ્રાજ્યવાદી વાતાવરણમાં તેથી સામ્યવાદનું સ્વરૂપ બદલાઇ ગયું છે અને ત્હેણે ટ્રેડ યુનીઅનનું રૂપ લીધું છે. છેલ્લી સદીના ઉતરાર્ધમાં મી. મેકડોનાલ્ડ વીગેરેએ જે ફેબીઅન સોસાયટીની સ્થાપના કરી હતી ત્હેનો આદર્શ કેટલેક અંશે કામદારો અને કીસાનોના ઉધ્ધાર માટેનો હતોઃ શરૂઆતમાં તેઓ પણ સામ્રાજ્યવાદના વીરોધી હતા. પરંતુ ધીમે ધીમે એ સંસ્થાના સભ્યો અને સંચાલકો પર સામ્રાજ્યવાદની છાયા પડવા લાગી અને વીશ્વબંધુત્વના સીદ્ધાન્તને તેઓ સદંતર વીસરી ગયા !

જર્મની, પોલેંડ, ઓસ્ટ્રીયા અને બાલ્કન રાજ્યોમાં સામ્યવાદનું જોર દીન પ્રતીદીન વધતું ચાલ્યું છે. જર્મનીમાં તો સામ્યવાદી અને નાઝીઝ એ પ્રમાણે બે રાજદ્વારી પક્ષો છે. સત્તા હાથ કરવા માટે આ બન્ને પક્ષ વચ્ચે લગભગ છેલ્લાં બે વર્ષોથી અથડામણ ચાલી રહી છેઃ આ બન્ને પક્ષો વચ્ચેના સીધ્ધાન્તોમાં એ ફરક રહેલો છે કે સામ્યવાદ વ્યક્તીગત અધીકાર અને ઉન્નતીમા માને છે ત્યારે નાઝીઝ પક્ષ ઇટાલીના ફેસીસ્ટ પક્ષની માફક જાતી અને દેશના અભ્યુદયને

માને છે. પોલેન્ડ અને ઓસ્ટ્રીયાનો સંબંધ રશીયા સાથે હોવાના કારણે ત્યાં સામ્યવાદનું જોર વીગેરે પ્રમાણમાં છે. સ્પેનમાં પણ પ્રજાતંત્ર સંઘ સામ્યવાદી છે અને તેણે રાજા આલ્ફ્રાન્ઝોને પદભ્રષ્ટ કરી સ્પેનની હદ છોડવાની ફરજ પાડી છે.

અમેરીકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ ધીમે ધીમે સામ્યવાદનો પ્રચાર વધતો ચાલ્યો છે. હમણાં જ થોડા વખત પર સામ્યવાદીઓની પ્રગતી વીગે રીપોર્ટ કરવા માટે એક કમીશન નીમવામાં આવ્યું હતું તેના રીપોર્ટ પ્રમાણે અમેરીકામાં લગભગ ૫૦૦૦ સામ્યવાદીઓ રહે છે; અને તેઓ સાધન સંપન્ન તેમ જ મજબુત રીતે સંગઠીત થયલા છે.

ચાલુ વર્ષના મે માસની પહેલી તારીખે સમસ્ત યુરોપ અને અમેરીકામાં સામ્રાજ્યવાદીઓના પ્રબળ વીરોધ છતાં 'સામ્યવાદી–દીન' ઉજવવામાં આવ્યો ત્યારે સામ્યવાદીઓનાં પ્રચંડ સરઘસો નીકળ્યાં હતાં અને સામ્યવાદી સાહીત્યનો છુટે હાથે પ્રચાર કરવામાં આવ્યો હતો. રશીયામાં તો તે દીવસને મહાન ઉત્સવ તરીકે પાળવામાં આવે છે જ. સ્પેનની નવી પ્રજાસત્તાક સરકારે પણ આ ઉત્સવ ાં સારી રીતે ભાગ લીધો હતો. આ પ્રસંગ ઇંગ્લંડમાં પણ શાન્તીથી પસાર થવા પામ્યો હતો. હંગેરીની રાજધાની બુડા પેસ્ટમાં પણ ૮૦૦૦ સામ્યવાદીઓનું સરઘસ શાન્તી પુર્વક અને નીર્વીઘ્ને પસાર થયું હતું. પરન્તુ કેટલેક સ્થળે સરકારે તેમની સ્હામે અથડામણમાં આવવાના પ્રયાસ કર્યા હતા. પેરીસ, બારસીલોના મ્યુનીચ, વોર્સો, હાવના, જોહાન્સબર્ગ વીગેરે શહેરોમાં કેટલા ય સામ્યવાદીઓને ગીરફતાર કરવામાં આવ્યા હતા; કેટલાઓને ગોળીઓથી ઘાયલ કરવામાં હતા અને તેથી કેટલાકનાં મરણ નીપજ્યાં હતાં.

ટુંકમાં આટલો ઇતીહાસ જાણ્યા પછી સ્હમજાશે કે સામ્યવાદનો પ્રચાર સમસ્ત દુનીયામાં કેટલા પ્રમાણમાં થઇ રહ્યો છે: અને મુડીવાદી તથા શ્રમજીવી વચ્ચે કેવા પ્રકારની અથડામણ ચાલી રહી છે? શાન્તીનાં પડદા પાછળ આખી દુનીયામાં અત્યારે ભયાનક અશાન્તી ફેલાઇ રહી છે: તેનું એક કારણ ઉપર જણાવેલા પ્રસંગોથી સ્હમજાશે; હવે આપણે અશાંતીની બીજી બાજુ તપાસીએ. માગણી કરતાં વધુ પ્રમાણમાં ઉત્પન્ન કરેલા માલના વેચાણને લીધે કેવી કાતીલ હરીફાઇ ચાલી રહી છે અને તેમાં દુનીયાનાં મહાન રાષ્ટ્રો કેવી રીતે પોતાની ભુમીકા ભજવી રહ્યાં છે તે એ ઉપરથી જોઇ શકાશે:

## [૯]

યુરોપમાં સંગઠનની વાતો મોટા પ્રમાણમાં થયા જાય છે અને થોડા જ મહીના પહેલાં એના પર વીચાર કરવા એક પરીષદ પણ બોલાવવાનું નક્કી કરવામાં આવ્યું હતું જેમાં રશીઆ અને ટર્કીના પ્રતીનીધીઓને પણ આમંત્રણ આપવાની વાત ચર્ચાઇ હતી. પરન્તુ છેલ્લા ચાર મહીનાઓથી યુરોપમાં જે ઘટનાઓ બન્યાં જાય છે, તેથી અનુમાન થાય છે કે નજીકના ભવીષ્યમાં એ સંગઠન બળવાન થવું અસંભવીત છે.

રશીયાની પાંચ વર્ષની યોજના પર આખું સામ્રાજ્યવાદી યુરોપ ખળભળી ઉઠ્યું છે: અને ખુદ ગ્રેટ–બ્રીટનમાંના કોંઝર્વેટીવ પક્ષે રશીયન માલના બહીષ્કાર માટે પણ હાકલ પાડી છે. ફ્રાન્સ બેલ્જીઅમ અને બીજાં મીત્ર રાજ્યો પણ એ માટે ચીન્તાતુર જણાય છે 'ટર્કી' રશીયાના તંબાકુના પાકથી મુંઝાય

છે. કમાલ પાશાએ ગયા મહીનાઓમાં એક પ્રસંગે ભાષણ આપતાં જણાવ્યું છે કે રશીયન તંબાકુની સસ્તી કીંમતને લઇને ટર્કીમાં ત્હેની ખેતી દીવસે દીવસે નષ્ટ થતી જાય છે. અને તેથી લોકોની આવકમાં મોટી ખોટ જાય છે. હમણાં થોડા વખત પર જ લંડનમાં ઘઉંના પાક માટે એક પરીષદ બોલાવવામાં આવી હતી ત્હેમાં મુખ્ય મુખ્ય દેશોના પ્રતીનીધીઓએ હાજરી આપી હતી. અત્યારે યુરોપમાં ઘઉંનો એટલો પુષ્કળ જથ્થો શીલક છે કે ત્હેની શું વ્યવસ્થા કરવી એ એક મહાન વીચાર થઇ પડયો છે. આખા યે યુરોપમાં જો કોઇ ઘઉંની વધારેમાં વધારે પેદાશ કરતું હોય તો તે રશીયા છે યુરોપમાં જેટલા જથ્થાની માંગ છે ત્હેનો એક ચતુર્થાંશ ભાગ તો માત્ર રશીયા એકલું જ ઉત્પન્ન કરે છે. અત્યારે રશીયામાં ૩૫ લાખ ટન ઘઉં શીલકમાં પડયા છે. એ પરીષદમાં ઘઉંની ખેતી ઓછી કરવાનો ઠરાવ કરવામાં આવ્યો, તેમ જ બને તેટલા પ્રમાણમા ઘઉંનો વધુ ઉપયોગ કરવાની ભલામણ કરવામાં આવી પરન્તુ રશીયાયે ત્હેનો ઇન્કાર કર્યો: આમાં મુળ વસ્તુ એ છે કે રશીયાના સામ્યવાદી પ્રચારને સામ્રાજ્યવાદી રાષ્ટ્રો ગમે તે ભોગે દાબી દેવા માગે છે એટલા માટે જ ત્હેના વીકાસમાં અવરોધ નાંખવાના પ્રયાસો આદરે છે.

વર્સેલ્સની સંધી પ્રમાણે જર્મની અને ઓસ્ટ્રીઆ પરસ્પર કાંઇ પણ કરાર કરી શકે નહી. આ સંધી બાર વર્ષ પહેલાં કરવામાં આવી હતી ત્યારે યુરોપમાં ધન અને જાનનો ભયાનક નાશ થતો હતો. હવે તો સઘળા વીચરશીલ રાજનીતીજ્ઞો સ્હમજવા લાગ્યા છે કે એ શર્ત અત્યંત કઠોર હતી. જનતા પણ એ શરતોનો વીરોધ કરતી હતી. એટલે હવે એ મતમાં પરીવર્તન થવા લાગ્યું છે. હમણાં જ એ બન્ને દેશોએ આર્થીક મુશ્કેલીના કારણે કરારો કર્યા છે. તેમનું બન્નેનું કહેવું છે કે એ સન્ધી શીવાય ત્હેમનાં આર્થીક સંકટનું નીવારણ થઇ શકે તેમ નહોતું.

ઓસ્ટ્રીઆની આ સંધીથી જો કોઇને પણ ગભરાટ થયો હોય તો તે ફ્રાન્સને છે. ત્યાંનાં પત્રોએ આ સંધીનો જબ્બર વીરોધ ઉપાડી લીધો છે. યુરોપીય સંગઠનનો પક્ષપાત કરનાર મોશ્યાં બ્રીયાંએ પણ આ સંધીનો પ્રખર વીરોધ કરતાં જણાવ્યું છે કે જર્મની અને ઓસ્ટ્રીઆને વર્સેલ્સના કરારોથી એક ઇંચ પણ આગળ કે પાછળ જવાનો અધીકાર નથી.

## [૯]

**અ**ત્યારે યુરોપમાં એક મહાન પ્રશ્ન ચર્ચાઇ રહ્યો છે અને તે સૈન્યની મર્યાદા નક્કી કરવાનો છે, પરન્તુ જ્યારે જ્યારે એ સવાલ ચર્ચા માટે ઉપસ્થીત થાય છે ત્યારે તુર્તજ તે ગંભીર સ્વરૂપ ધારણ કરતો જાય છે અને તેનો કશો નીવેડો આવતો નથી. ગયા નવેમ્બર માસમાં અમેરીકા, જપાન અને બ્રીટીશ સામ્રાજ્યના સૈન્યને મર્યાદા બાંધવા માટે એક સંધી થઇ હતી. તે વખતે એક એવી પણ શરત કરવામાં આવી હતી કે, ફ્રાન્સ અને ઇટલી પણ પરસ્પર આવા જ પ્રકારની સંધી કરી લ્યે. ત્યાર બાદ જ મુળ સંધીને વ્યવહારમાં મુકવી. આ પ્રમાણેની શર્ત કરવાનું એ કારણ હતું કે ફ્રાન્સની દીવસે દીવસે વધતી જતી સેના તથા ઇટાલીના કુટ નીતીવાળા મુસોલીનીની નીતીથી સર્વ રાજ્યો ભયભીત છે. ગ્રેટબ્રીટનને એ ડર રહે છે કે જો તે

રેશા ટુંકા વાળ, બે માળનું પેટ અને ઠીંગરો બાંધો એ બધાથી ગોમતીનો દેખાવ આકર્ષક બીહામણો લાગતો હતો.

'ગોમતી,' મોંઢામાં વળેલા પાણીનો ઘુંટડો ગળતાં, બે હાથ સામસામા ઘસતાં ઘસતાં મકનજીએ રસોડા વચ્ચે ગોઠવેલી રસદાયક વાનીઓ તરફ જોતાં જોતાં કહ્યું: "આજ તો આખું રસોડું ઓહીઆં કરી જઈએ તેવું છે. જોઉં પાંતરાંનો મસાલો તો ચાખું. એકાદ પીતું આપજો."

ગોમતીએ બાજુમાંથી એક રકેબી લઇ, મકનજીને પાંતરાં સાથે આપી.

મકનજી પાંતરાંનો સ્વાદ ચાખી ખુશ ખુશ થઇ ગયા, અને તેના સ્વાદનું સ્મરણ કરતા મોંઢાના બચાકા બોલાવવા લાગ્યા.

"ઓહો! મકનજીભાઇ કે?" બાજુના ખંડના બારણા પછવાડેથી તેમના ધંધાભાઇ ઓધવજીનો અવાજ સંભળાયો.

મકનજી તેની તરફ ગયા.

હસતાં હસતાં ઓધવજીએ કહ્યું: "શું કરતા હતા ભાઇ? અવાજ તો ચુંબન થતાં હોય તેવો આવતો હતો....કોણ હતું.... ગોમતી કે?"

ઓધવજી ગોળમટોળ બાલ વીનાના માથાને ખુલ્લું રાખી પોતાની લાંબી શીખાની ઉપર હાથ ફેરવતો બદમાશીભર્યું હાસ્ય ડાબી દીશાના ઓષ્ઠના સાંધા આગળ દબાવી રહ્યો હતો.

"મને લાગ્યું કે ગોમતી સાથે પ્રેમમાં પડનાર ભાગ્યશાળી પુરૂષ કોણ હશે?" ઓધવજી ચ.વી ચાવીને બોલતો હતો. "પણ આ તો ખુદ મકનજીભાઇ જ નીકળ્યા. શાહબાસ...આજના આનંદ મંગળ પ્રસંગે એ પણ એક રસભર્યું સાહસ છે,.. બહાદુર, દોસ્ત દાદાજી થવા છતાં આટલી રસીકતા રાખી રહ્યા છો તે ખુશ થવા જેવું છે? આવી ખુબસુરત લલના સાથે પ્રેમમાં પડનાર સાચે જ ભાગ્યવાન ગણાયે જોઇએ. અને તમારી તો વળી જુકતી જોડી મળી ગઇ..."

"અરે ભાઇ હું તો કોઇને ચુંબન કરતો નથી." ઓધવજીની મશ્કરીથી વ્યાકુળ બની ગયેલા મકનજીભાઇએ પોતાનો બચાવ કરવા માંડયો. "ભલા માણસ તમે ય કેવા છો? આટલે વરસે એવું મને તે સુઝે? તમારી ભાભી જોઇ છે? મારી જ નાખે ને? હું તો પાંતરાંનો મસાલો ચાખતો હતો, અને સરસ રસોઇ જોઇ મહેમાનોને સંતોષ થશે એમ માની સંતોષ પામતો ઉભો જ હતો."

ઓધવજી લુચ્ચું હાસ્ય હસી પડયો અને ત્યાંથી અદ્રસ્ય થઇ ગયો.

[૨]

પણ મકનજીના પેટમાં તેલ રેડાયું. અપમાન અને ગુસ્સાની લાગણીથી તે લાલચોળ થઇ ગયો.

"બદમાસ ન જોયો હોય તો કયાંનો?" તે બડબડયો.

'અહીંથી તે બધા મહેમાનો આગળ જઇને વાતો કરતો હશે. આવી વાત તો વાયરે ઉડતી જાય. આખા ગામમાં જોતજોતામાં તે વીજળીને વેગે ફેલાઇ જશે,......ગધ્ધો!"

મકનજી માસ્તર પોતાની બદનામી અત્યાર પહેલાં ઓધવજીએ કરી નાખી હશે જ, એમ માનીને શરમાતા શરમાતા દીવાનખાનામાં આવ્યા. તે આમ તેમ ઓધવજીને ગુસ્સાથી શોધતા હતા.

ભાઇસાહેબ હાર્મોનીયમ આગળ ઉભા હતા અને શાળાખાતાના ઇન્સ્પેક્ટરની સાસુની સાથે ફક્કડ માણસની માફક વાતો કરતા હતા. એની વાતો સાંભળીને ખુદ

ચતી હોય તેમ વાત સાંભળનારના મુખ પરનું સ્મીત બતાવી આપતું હતું.

"એ મારી જ વાત કરતો હશે" મકનજીને વહેમ પડયો.

"એ પાજી, બદમાસ મારે માટે જ વાતો કરતો લાગે છે, અને પેલી, તે એના એકેક એક શબ્દને સાચો માનતી હસી રહી છે! લુચ્ચો, પાજી! નહીં, નહીં, મારા જ મકાનમાં તેને ખુલ્લી રીતે આમ મારી નીંદા કરવા નહીં જ દઉં, નહીં....એની લુચ્ચાઇ જાહેર કરી દેવા મારે પાણી પહેલાં પાળ બાંધવી જ જોઇએ....અહીં હાજર રહેલા તમામ માણસોને હું રસોડામાં બનેલી ઘટના જણાવી દઉં અને લોકોની બદનામી કરનારા એ બદમાસ વાતોડીઆને બરાબર ખુલ્લો પાડી નાખું!"

થાકી ગયા હોય તેમ મકનજીભાઇએ આળસ મરડયું અને ત્યાંથી ફ્રેન્ચ શીક્ષક માણેકલાલ પાસે ગયા. હજી તેમની વ્યગ્રતા જરા યે શમી નહોતી.

"જુઓને માણેકલાલ, હું જરા રસોડામાં રસોઇની તૈયારીને લગતી તપાસ કરવા ગયો હતો" મકનજીએ માણેકલાલ પાસે જતાં જ કહેવા માંડયું. "હું જાણું છું કે તમને પાંતરાં ઘણાં પસંદ છે, એટલે મેં ખાસ પાંતરાં તૈયાર કરાવ્યાં છે હી–હી–હી!... હા, એટલે પછી–અરે, જુવો મુળ મુદ્દો જ ઉડી જતો હતો. રસોડામાં એક રમુજ થઇ. હું ત્યાં ગયો અને પાંતરાં બરાબર થયાં છે કે નહીં તેની તપાસ કરી...એક પીતું મોંમાં મુકયું અને તીખાશથી હોઠના બચાકા બોલવા માંડયાં, તેટલામાં પેલો ઓધવજી ત્યાં ડોકીયાં કરતો આવ્યો અને કહેવા લાગ્યો... હા! હા! હા!... એ કહે, 'મકનજી તમે કોને ચુંબન કરતા હતા?' કેવો મુરખ. એણે ધારી લીધું હતું કે હું મારી રસોયણ ગોમતીને ચુંબન કરતો હતો! અરે, તમે એને જોઇ હોય... નરી વાંદરી જેવી તો છે! એના જેવીને કોઇની ઇચ્છા હોય તો પણ ચુંબન કરી શકે નહીં! છતાં અહીં ઓધવજી જેવા મુર્ખા પડયા છે ને?"

"શું છે?" ગણીત શીક્ષક ઘેલાભાઇ એટલામાં ત્યાં આવી ચઢયા અને તેમણે પુછયું.

"ઓધવજી! જુઓને, હું હમણાં રસોડામાં ગયો હતો. ફરીથી વળી ગોમતી અને પાંતરાંની આખી વાત મકનજી તેની આગળ કહી ગયા.

"જરા વીચાર તો કરો. કોઇ નહીં ને એ ગોમતી જ મને ચુંબન કરવા મળી..."

એટલું કહેતાં મકનજી બીજી તરફ ફર્યો તો ત્યાં ઇન્સ્પેક્ટર ચીમનલાલને ઉભેલા જોતાં, તેની સાથે વાતે વળગ્યો.

"જુઓને ચીમનલાલભાઇ, અમે હમણાં ઓધવજીની વાત કરતા હતા. શું એ તે માણસ છે. હું રસોડામાં તપાસ કરતો હતો ત્યાં એ ડોકીયાં કરવા લાગ્યો, અને મને મારી રસોયણ ગોમતી પાસે ઉભેલો જોઇને એકદમ તેણે તો આખી બનાવટી વાત ઉભી કરી દીધી. એકદમ મને કહે, 'તમે ગોમતીને ચુંબન લેતા હતા?' મેં એને ઘણું એ સમજાવ્યો, પણ એ તો મને માને જ શાનો? હું કંઇ કુંવારો નથી તેમ જુવાન પણ નથી. જુઓ તો ખરા એની મુર્ખાઇ! ગધ્ધો નર્યો!"

"શું બન્યું છે ભાઇ!" બાજુમાંથી પસાર થતા શંકરપ્રસાદ શાસ્ત્રીએ પોતાના યજમાન મકનજીને પુછયું.

"અરે ભાઇ પેલા ઓધવજીને ઓળખો છો ને? હું જરા રસોડામાં જઇને પાંતરાં જોતો હતો..."

અને વળી તેને તમામ હકીકતથી વાકેફ કર્યા.

આમ અડધા કલાકની અંદર તો મકનજીએ પાંતરાંવાળી વાત લગભગ તમામ મહેમાનોને કરી નાખી.

[ ૩ ]

"ભુલે હવે એને ફાવે તેટલાને તે કહી વળે!"

બે હાથ મસળતા મકનજીએ એક તરફ ઉભા ઉભા મનની સાથે આત્મસંતોષ મેળવતાં કહ્યું.

"જેવો તે કોઇને એ વાત કહેવા જશે કે તુરત હવે હું એને કહી શકીશ કે, બાપુ! રહેવા દે હવે. અહીં બધા એ વાત સારી રીતે જાણે છે!"

એ વીચારથી મકનજીને એટલો સંતોષ થયો કે, મીજમાનો સાથે પેટ ભરીને ખુબ જમ્યો અને રાત્રે બધા મહેમાનોના ગયા પછી પથારીમાં પડયો તે આઠ વાગ્યા સુધી લાકડાથી માફક ઘસઘસાટ ઉંઘતો પડી રહ્યો! સવારે ઉઠયો ત્યારે તે પાંતરાંની અને ગોમતીની વાત પણ વીસરી ગયો હતો.

પરંતુ, અરેરે! બીચારા મકનજીનું બધું જ ધાર્યું ધુળ મળી ગયું તેની બધી તદબીરો નકામી ગઇ, અને લોકજીએ પોતાનું દુષ્ટ કૃત્ય આબાદ પાર પાડયું.

તે પછી બરાબર આઠમે દીવસે, બુધવારે મકનજી પોતાના વર્ગમાં વીદ્યાર્થીઓનું લેશન લઇ રહ્યો હતો, તેટલામાં સ્કુલનો ડીરેક્ટર ત્યાં આવી પહોંચ્યો અને 'જરા આમ આવો તો' કહીને મકનજીને બીજી તરફ લઇ ગયો.

ગંભીર ભાવે ડીરેક્ટરે કહેવા માંડયું.

"મીસ્ટર મકનજી મને માફ કરજો... તમારી બાબતમાં માથું મારવાનો મને કશો જ હક નથી...પણ અહીં હું મારી અધીકારી તરીકેની ફરજ બજાવવા આવ્યો છું... ગામમાં એવી વાત ચાલી રહી છે કે તમારે તમારી...રસોયણની સાથે ચોક્કસ પ્રકારનો સંબંધ છે...અલબત તમારી ખાનગી વાતની સાથે મારે કંઇ નીસબત હોઇ શકે નહીં...ભલે તમે એની સાથે રહો, તેને જોઇએ તેટલાં ચુંબન કરો...દીલ ભરી ભરીને તમે એની સાથે પ્રેમ કરો, પણ એ બધું જાહેરમાં થવું ન જોઇએ! મને માફ કરજો, પણ આવી મોટી શીક્ષણ સંસ્થામાં તમારો જે મોટો દરજ્જો છે તે તમારે ભુલવું જોઇએ નહીં!"

બીચારો મકનજી, કાપ્યો હોય તો લોહી ન આવે તેવો થઇ ગયો. એને રોમે રોમમાંથી પ્રસ્વેદ નીકળવા લાગ્યો. એકાએક મધમાખો તેની ઉપર તુટી પડી હોય તેમ દોડતો તે ઘર તરફ જવા નીકળ્યો. આખે રસ્તે તેને એમ લાગ્યા કરતું કે રસ્તાનાં તમામ માણસો એની તરફ ધારી ધારીને જુએ છે... જેમ તેમ કરતો તે ઘેર પહોંચ્યો, પણ ત્યાં વળી એને માટે નવો જ કીસ્સો ખડો થવાનો બાકી હતો.

જમવા બેઠો તો તેને ગળે ભોજન ઉતર્યું નહીં. જેમ તેમ કરીને તે ઉઠી ગયો. તે આવીને દીવાનખાનામાં બેઠો ન બેઠો ત્યાં તો એની વાંસે વાંસે જ જસોદા આવી પહોંચી.

"કેમ આજે જમવાનું ન ભાવ્યું?" અંદર આવતાં જ જસોદા દમામથી બોલી. "શાનાં શમણાં જુઓ છો? કંઇ પ્યારની વાતો યાદ આવે છે! ગોમતી તમારા દીલમાં ચડી બેઠી છે નહીં? લુચ્ચા, દગારા! તમે એમ માનતા હશો કે હું કંઇ જ જાણતી નથી કેમ? હું તો બધી વાત જાણું છું. મને આંધળી ન ધારતા; મારી આંખો તો ભીંત પાછળ ભાળનારી છે! તમે... વીશ્વાસઘાતી!"

જસોદાએ માત્ર તેને તમાચો કકડાવી કાઢવાનો જ બાકી રાખ્યો.

મકનજીનાં રોમેરોમમાં ઓધવજી માટે તીરસ્કાર અને ગુસ્સો વ્યાપી ગયાં. તે ખુલ્લે માથે, અને ખુલ્લે પગે એકદમ ઓધવજીના ઘર તરફ દોડયો.

ઓધવજી ઘરમાં જ હતો.

તેને જોતાં જ મકનજી ફફ્ડી ઉઠયો :

"નીંદાખોર! ચુગલીખોર! ચાડીઆ! તેં શું કામ આખી દુનીઆં આગળ મારી બદનામી કરી? તારા બાપનું મેં શું બગાડયું હતું ભાઇ."

"કોની વાત કરો છો મકનજી?" ઓધવજીએ આશ્ચર્ય ચકીત થઇને કહ્યું. "બદનામી, નીંદા? મેં તમારી બદનામી કરી? તમને આજે થયું છે શું?"

"ત્યારે ગોમતીને મેં ચુંબન કર્યાં એ વાત કોણે શોધી કાઢી? મારી ખાત્રી છે કે એ તારાં જ કરતુક છે!"

બીચારો ઓધવજી એ વાત સાંભળતાં જ આભો બની ગયો તે બોલી ઉઠયા : "મેં જો એવી કંઇ વાત કરી હોય તો ભગવાન મને પુછે હું કહું છું કે હું નર્કમાં પડું જો મેં એવું કંઇપણ ક્યાંય કહ્યું હોય તો! મકનજી તું કહે તેવા સોગંદ ખાવા હું તૈયાર છું...."

ઓધવજીના મુખમાંથી નીકળતો પ્રત્યેક શબ્દ સાચો હતો, તેનો પુરાવો એનો દેખાવ જ કહી આપતો હતો.

મકનજીને પણ લાગ્યું કે તેણે કંઇ જ કહ્યું નહીં હોય.

"ત્યારે આ બધું કર્યું કોણે?" દાંત પીસતો, હોઠ કરડતો, હાથમાં હાથ પછાડતાં તે બોલ્યો અને મનમાં ને મનમાં પોતાના તમામ મીત્રોનું સ્મરણ કરતો, તે વારંવાર કહેવા લાગ્યો :

"ત્યારે આ બધું કહ્યું કોણે?" *

---

* Anton Chekhov ની The Scandal Monger નામની વાર્તા ઉપરથી.

જીવન એ સ્વપ્ન છે એમ કહેવું એ તો માત્ર કવીત્વભરી કલ્પના જ છે. સ્વપ્ન અને જીવન વચ્ચે જો કંઇ સામ્ય હોય તો તે એટલું જ છે કે, લોકો સ્વપ્નમાં જેવું મુર્ખાઇ ભર્યું વર્તન કરે તેવું જીવનમાં પણ વારંવાર કરે છે.

...

પ્રત્યેક યુગમાં સાચા વીચારકો પોતાના સમય કરતાં આગળ વધેલા હોય છે, એટલે તે હમેશાં દુઃખી જ થયા હોય છે.

જ્યારે અમુક મનુષ્ય મોટો બન્યો છે એમ વારંવાર કહેવામાં આવે છે, ત્યારે તેનો સાદો અર્થ એટલો જ થાય છે કે, તેણે બદનામી મેળવી છે અથવા તો માનવ-મુર્ખતાના ઇતીહાસમાં મહત્ત્વનું સ્થાન પટકાવ્યું છે.

...

સજીવ વીચારક જે વીચારને પ્રાણવાન કલા માને છે, તે સંકુચીત વીચારનો બન્યા વીના પણ સંવાદીપણું સાચવી શકે છે.

:લેખક: દેશજન

# શહેરો સામે ગામડાંને

હીંદુસ્થાનમાં સાત લાખ ગામડાં છે અને શહેરો તો મુઠીભરજ છે. પરંતુ ઇલાકાનાં અને જીલ્લાનાં મુખ્ય શહેરોને રાજ્યતંત્રના મુખ્ય સ્થાન તરીકે તેમ જ વ્યાપાર રોજગારનાં કેન્દ્ર તરીકે વીશેષ મહત્ત્વ મળે છે. એ તો ઠીક, પણ ગામડાંઓમાંથી થતા મહેસુલી ઉત્પન્નનો ઘણો ભાગ ગામડાંઓમાં ખર્ચાતો નથી, તેથી ગામડાંઓના રસ્તા ખરાબ રહે છે, તેમાં જોઇતાં દવાખાનાં અને નીશાળો નથી, સાતે લાખ ગામડાંઓમાં મુખ્ય ધંધો ખેતીનો છે, છતાં ખેતીવાડીમાં સુધારો કરવાને લગતું શીક્ષણ આપવાની કશીજ સગવડ ગામડાંઓ માટે થતી નથી. આમ ગામડાંને બોજે શહેરો ફાલે ફુલે અને માત્ર શહેરોની જ એકલી વ્યવસ્થા તરફ ધ્યાન આપવામાં આવે એ તો કોઇ પણ હીંદી ઇચ્છે જ નહીં; પરંતુ તે જ રીતે શહેરોનો ભોગ લઇને માત્ર ગામડાંનું જ મહત્ત્વ વધારવાની જે દેશના આગેવાનો ભાવના સેવે અને સ્વરાજની સરકારની નીતી એ જ ધોરણે ઘડવાની વૃત્તી સંધીકાળને ટાંકણે બતાવવામાં આવે, તો તે કોઇ પણ બુદ્ધીમાન હીંદીને પસંદ ન જ પડે. પરંતુ અત્યારે મહાસભાની ધુરા જેમના હાથમાં છે તે મહાત્માજી, સરદાર વલ્લભભાઇ અને તેમના ચુસ્ત અનુયાયીઓનાં માનસ જ્યારે જ્યારે કોઇક પ્રસંગ પરત્વે જોઇ શકાય એટલાં ખુલ્લાં થઇ જાય છે. ત્યારે સમજવું શક્ય થઇ પડે છે કે, જો એમના હાથમાં સ્વરાજની સંપુર્ણ સત્તા હોય, તો તેઓ ઇટાલીમાં આવે છે તેવી

સ્વતંત્ર હીંદમાં આર્થીક વ્યવસ્થા થવા લાગી છે. તે ઉપરથી જણાય રોને ભોગે ગામડાંઓને ખીલવવા હીંદને શું લાભાલાભ થશે તેની

## જનતામાં એથી

સંગીન એકહથ્થુ સત્તાથી કામ લેવાના રસીઆ છે. તેઓ ઇચ્છે તેને બોલવા દે, ન ઇચ્છે તેનું મ્હોંઢું સીવી લે, એમના તંત્રની ટીકા તેમનાથી સાંખી શકાય નહીં અને એમણે કલ્પેલા કે કહેલા સુધારા તે સીદ્ધાંત તરીકે સહુને સ્વીકારવા પડે.

સરદાર વલ્લભભાઇએ જેમ પોતાની સર્વ સત્તાના હથોડાથી ગુજરાતની રાજદ્વારી પરીષદને કચડી નાખી છે, તેજ રીતે ગુજરાતમાં તેમના સીવાય બીજા કોઇને બોલવાનો હક પણ તેમણે સ્વીકાર્યો નથી. એકુંતો માટે તો 'હું બેઠો છું' ત્યાં સુધી બીજો કોઇ બોલી જ કેમ શકે?' એ એમની 'ફાસીસ્ટ'ને છાજતી દલીલ છે. મહાસભાની કોઇ પણ સમીતીના લખલુટ ખર્ચ માટે પણ સરદારના રાજ્યમાં કોઇ પત્રકારને સુદ્ધાં બોલવાનો હક નથી. જો કોઇ તેમ છતાં બોલવાની ધૃષ્ટતા કરે, તે આપણો સરદારના 'પટેલ શાહી' શબ્દોમાં છેતરાયો જ સમજ્યો! મહાસભાની વરણીમાં

# મૂકવાની વિઘાતક રીત

કેવી થશે તેની ચર્ચા અત્યારથી છે કે મહાસભાના મોવડીઓ શકે માગે છે. એમની એ નીતીથી ચર્ચા અહીં લેખક કરે છે.

## જડતાજ ફેલાશે!

ગમે તેટલી અવ્યવસ્થા, અન્યાય કે આપખુદીઓ ચાલી હોય અને ખુદ મહાસભાના સભ્યો—જે સ્વાતંત્ર્ય સંગ્રામમાં હોમાઇ ગયા હોય, વારંવાર જેલો ભરી આવ્યા હોય—તેને માટે ન્યાય માગે તો પણ, તે ન્યાય આપવાથી મહાસભાની પ્રતીષ્ઠા ઓછી પડી જાય, માનીને ન્યાય ન અપાય. સ્વાતંત્ર્ય સંગ્રામના ખાસ રણાંગણોમાં સરદારી લઇ ઝુઝેલા યોદ્ધાઓથી પોતાના પ્રદેશમાં રાષ્ટ્રસેવા માટે પોતાની ઇચ્છાપુર્વકની યોજનાઓ ઘડી કે રજુ થઇ શકે નહીં. તેવાં સાહસ કરવા જનારાઓની ભરચવાળા ડા. ચંદુલાલના જેવી દશા થાય!

આ બધા ગઇ કાલના અને આજના બનાવો આવતી કાલ કેવી ઉગશે તેનું આછું પાતળું જ નહીં પણ સ્પષ્ટ દીગ્દર્શન કરાવી શકે તેમ છે. એટલે કલ્પી શકાય છે કે, જો મહાસભાના ધુરંધર નેતાઓનાં માનસ અત્યારે જે વલણ લઇ રહ્યાં છે, તે ચાલુ રહે, તો શીખેલા ભણેલા માણસોને માટે, ઓડવાયરના સમયમાં પંજાબમાં તેણે જે મનોદશા કેળવી હતી, તે કરતાં પણ વીશેષ ખરાબ મનોદશા સ્વરાજની સરકારમાં અનુભવવી પડશે. આવો ભય અત્યારે ઘણા યે વીચારશીલ સ્ત્રી પુરષોને લાગ્યા કરે છે.

શ્રી આનન્દશંકર ધ્રુવ સમા ગાંધીજીમાં પરમ શ્રદ્ધા રાખનારા વીદ્વાનને પણ તેથી ચેતવણીનો શંખ ફુંકતાં કહેવું પડયું છે કેઃ

> "ગાંધીજીએ જે પ્રભુતા પ્રાકૃત પ્રજાના હૃદય ઉપર મેળવી છે તેજ પ્રભુતા સંસ્કૃત સ્વદેશ બન્ધુઓની બુધ્ધી ઉપર મેળવવાની જરૂર છે. એ પ્રભુતા ગાંધીજી જેવા મહાન પુરૂષને અશક્ય નથી, કાંઇક તો મેળવી જ છે, પણ વીશેષ તેઓની સાથે સમાગમમાં રહી લાભ આપવાથી જ આવી શકે." (જુવોઃ 'વસંત' માઘ, ૮૭નો અંકઃ પાનું ૨૮)

પરંતુ હમણાં હમણાં મહાસભાના તેમ જ અખીલ ભારત મહાસભા સમીતીઓના અધીવેશનોમાં મહાત્માજી અને તેમની મંડળી જે રીતે કામ લે છે, તે જોતાં તો સંસ્કૃત બંધુઓની બુદ્ધીનો સ્વીકાર કે સહકાર કરવાની વલણ અત્યારે તો ઓછી જ દેખાય છે. એની ફરીયાદો મહાસભાના મંડપોમાં, અ. ભા. મ. સમીતીનાં સભાસ્થાનોમાં ખુબ જ થાય છે. વર્તમાનપત્રો [ખાસ કરીને દેશનાં] ની પ્રતીષ્ઠા તો સરદારની કે મહાત્માજીની આગળ જરા યે નથી, છતાં હમણાં હમણાં સરદાર જે આપખુદી બતાવે છે

તેની સામે અનેક વર્તમાનપત્રોને ન છુટકે કડવી ટીકાઓ કરવી પડી છે. કોઇક કહેશે કે વર્તમાનપત્રવાળાઓને તો બીજો કશો ધંધો જ નથી. પરંતુ જેમને બીજા અને બીજા ધંધામાં રોકાવું પડે છે, જે રાજકારણથી હમેશાં અલીપ્ત રહી કેવળ સહીત્યની જ નીભેળ સેવા કરે જાય છે, તેવા 'સાહીત્ય'ના તંત્રી શ્રી. મટુભાઇ હ. કાંટાવાળા એમ. એ. ને પણ આ આપખુદીના પ્રદર્શન સામે પોકાર ઉઠાવવો પડયો છે. [એ લેખ 'પ્રતીબીંબ'ના મથાળા નીચે આજ અંકમાં અન્યત્ર છાપવામાં આવ્યો છે. તંત્રી]

# [૨]

**મહાસભાના** હાલના અગ્રણીઓ જેમ શીક્ષીત સમુદાયની આત્મસન્માનની ભાવનાને લક્ષને તેમની અવગણના કરે છે, તે જ રીતે તેઓ શહેરોની પણ અવગણના કરે છે.

થોડા જ દીવસ પહેલાં* સરદાર વલ્લભભાઇએ અમદાવાદની મસ્કતી મારકેટ ઉપર રાષ્ટ્રીયધ્વજ ચડાવવાની વીધી કરી તે વખતે એમણે કહ્યું હતું કે: જો ગામડાં બચતાં હોય તો શહેરોનો નાશ થઇ જાય તેની મને કશી જ પરવા નથી. એમના આ મંતવ્યની સામે મુંબઇમાં મહાસભાના અંગ્રેજી મુખપત્ર તરીકે પંકાતા 'ધી બોમ્બે ક્રોનીકલ' ઉદ્યોગ અને નાણાંના અઠવાડીક અવલોકનમાં શ્રી. ફીરોઝ.સે આ પ્રમાણે ટીકા કરી હતી: †

> "સરદાર તરફના પુરતા માન સાથે પણ મારે કહેવું પડશે કે શહેરો અને ગામડાંની વચ્ચેના એક વધુ ભેદને આમ ઉભો કરવાનું તેમ જ શહેરના નાગરીકોને ગામડાંના વતનીઓની સામે મુકવાનો પ્રયાસ કરવાનું કશું જ કારણ ઉપસ્થીત થયું નહોતું....રાષ્ટ્રના જીવનમાં શહેરો પણ ગામડાંના જેટલો જ અગત્યનો ભાગ ભજવે છે. પુર્વમાં તેમ જ પશ્ચીમમાં એ સીધ્ધ થયું છે કે શહેરો દ્વારા ગામડાંઓને જીવનતત્વ સાંપડે છે. હીંદમાં જો મુંબાઇ, કલકત્તા અને મદ્રાસ જેવાં શહેરો ન હોત તો હીંદનું રાજકારણી, આર્થીક અને સામાજીક જીવન જ વીકસ્યું ન હોત. એ શહેરો જ પ્રગતીનાં ધ્વજધારીઓ છે, અને આર્થીક, સામાજીક કે રાજકારણી ક્ષેત્રની મુક્તીના સંગ્રામમાં હંમેશાં મોખરે હોય છે. ખેડુતોને સરકારની ભુલ ભરી આર્થીક નીતીથી થઇ રહેલા પારાવાર નુકશાન સામે સરકારનું તેમ જ પ્રજાનું ધ્યાન દોરનાર અને હંમેશાં ખેડુત જનતાના હીત માટે લડત ચલાવનાર પણ શહેરો જ છે. સરદાર ભાગ્યે જ એવો એક પણ પ્રસંગ બતાવી શકશે કે આર્થીક બાબતના પાછલા થોડા વર્ષના ઇતીહાસમાં શહેરોએ કદી પણ ગામડાંને ભોગે પોતાનો લાભ સાધવાની તદબીર રચી હોય?...ગામડાંઓની માફક શહેરોને પણ રાષ્ટ્ર જીવનમાં પોતાનો ફાળો પુરવાનો હોય છે, એટલે શહેરો અને ગામડાંના હીતમાં અમુક પક્ષના પક્ષકાર થવામાં આપણા નેતાઓ કારણભુત ન બને તે જ વધુ ઠીક છે."

સરદાર વલ્લભભાઇની વાણી મહાત્માજી કરતાં જુદી જ તરી આવે છે, તે તફાવત બાદ કરીએ તો, ગાંધીજીએ પણ ગામડાંના લાભ માટે શહેરોના નાશની ઇચ્છા અનેક વખત પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે જાહેર કરી જ છે.

---

* જુલાઇના આરંભમાં.

† જુઓ: 'ધી બોમ્બે ક્રોનીકલ'નો તા. ૮:૭:૩૧ નો અંક. પાનું ૪

અને થોડા વખત પહેલાં શ્રીયુત પટ્ટાભી સીતારામય્યા કે જે તામીલ અને આન્ધ્રદેશમાં ગાંધીજીના ચુસ્ત અનુયાયી તરીકે તેમ જ વીદ્વાન પુરૂષ તરીકે જાણીતા છે—જેમને શ્રી સત્યમુર્તી અને બીજા ઘણા જ 'છોટા ગાંધી' તરીકે ઓળખાવે છે, તેમણે 'ત્રીવેણી' નામના મદ્રાસ ઇલાકાના અંગ્રેજી માસીકમાં "The Parting of Ways" નામને એક મનનશીલ લેખ લખ્યો છે, તેમાં સ્વરાજની સરકાર કેવી રીતે તંત્ર ચલાવશે એનો સારી રીતે ખ્યાલ આપવામાં આવ્યો છે. અને 'વસન્ત'ના વીદ્વાન તંત્રી પ્રીન્સીપાલ આનન્દશંકર ધ્રુવ સમા શાંત અને તટસ્થ તેમ જ નીભીંડ વીચારકે એ લેખને "વીચાર ક્ષેત્રમાં રણદુન્દુભી સમાન" કહી "લડાઇ જગાવે એવો" માન્યો છે.

શ્રી. પટ્ટાભી સીતારામય્યાની એ લેખમાંની વીચારસરણી પ્રમાણે તો સ્વરાજ્યની સરકારનું કામ શહેરોને તોડવાનું અને ગામડાંઓને સુખી કરવાનું જ રહેશે. એ સરકારની આર્થીક વ્યવસ્થા પણ તે જ ધોરણે થશે.

સરદાર વલ્લભભાઇ સ્વરાજ્યની સરકારમાં 'ખેડુતોનું રાજ્ય' ચાલશે એમ કહે છે, તેની સામે તો કોઇને જ વાંધો હોઇ શકે નહીં. કેમકે જગતમાં ખેડુતો અને શ્રમજીવીઓ જ રાજ્ય સાશનની ધુરા સંભાળવાને યોગ્ય છે. પરંતુ શહેરોના નાશની વાત જ્યારે તેઓ એ 'ખેડુતરાજ્ય'ના શમણા સાથે આગળ ધરે છે, ત્યારે તો એક જ અનુમાન થાય છે કે, તેઓ ઉદ્યોગવાદના, યંત્રોના, વીજ્ઞાનના અને સ્વતંત્ર વીચારશ્રેણીના વીરોધી છે. તેથી જ શહેરોનો નાશ તેમને શ્રેયસ્કર લાગે છે. એનો અર્થ એટલો જ કે ગામડાંમાં રહેનારા સ્વરાજ સરકારના સુત્રધારોની યુગબળથી અવળી નીતીની સામે પડકાર ન કરે એટલા ભોળા હોવાથી, તેમને પોતાનો નવો 'ફાસીઝમ' ચલાવવાનું અનુકુળ પડે. પરંતુ એ વીચાર વીસમી સદીમાં કદી પણ સફળ થઇ શકે તેમ નથી, એટલું જ નહીં પણ જે સુવર્ણમય ભુતકાળમાં હાથશાળો અને રેંટીઆ ચાલતા હતા ત્યારે પણ શહેરોના નાશની કલ્પના કોઇને ઉદ્ભવી નથી. શ્રી. પટ્ટાભી સીતારામય્યાએ 'માર્ગ પલટો' નામના એ પોતાના લેખમાં કહ્યું છે કે:

"સ્વરાજ્ય મેળવ્યા પછી હીંદને પોતાની પ્રાચીન પ્રણાલીને પંથે ફરીથી વીચરવું પડશે. અલબત્ત હજાર વર્ષ પહેલાં તેની જે આર્થીક અને રાજકારણી રીતો હતી તેનું તંતોતંત પુનર્સ્થાપન કરવાનું નથી, ભારતના ઉજ્વલ ભુતકાળની પ્રણાલીને અનુસરતી રીતે જ તે ચાલશે. પશ્ચીમના ઉદ્યોગવાદનો યુગ તીવ્ર ગતીથી અસ્તાચળ તરફ ગતી કરી રહ્યો છે અને જે યુગ પશ્ચીમમાં અદ્રશ્ય થવા બેઠો છે તે હીંદમાં લાવવાથી તેને કશો જ લાભ થવાનો નથી. પશ્ચીમમાં ઉદ્યોગવાદ ફાલ્યો ફુલ્યો તે તો પુર્વની ચુસણનીતીને અંગે જ, પરંતુ જ્યારે પુર્વ પશ્ચીમની એ મહેમાની કરવાનું માંડી વાળશે, ત્યારે તેની ચુસણનીતી ઉપર જીવનાર પશ્ચીમનો વીનાશ જ થવાનો છે. હીંદના રાષ્ટ્રવાદનું કેન્દ્ર ગામડાંને બનાવવામાં આવશે એટલે હીંદી રૂષીઓએ અને અર્થશાસ્ત્રીઓએ કલ્પેલી નાનકડી દુનીઆ જેવું જ હીંદ સાચેસાચ બની જશે. ઇગ્લંડ પોતાની વસતીને પુરો પડે તેટલો ખોરાક નીપજાવી શકતું નથી. એથી એને રશીઆથી ઘઉં, ડેન્માર્કથી ઇંડાં, ન્યુઝીલાંડ અને ઓસ્ટ્રેલીઆથી માંસ, સીલોનથી કોપ્રી અને હીંદથી ચોખા મંગાવવા પડે છે. અને એના ઉદ્યોગવાદનું તંત્ર ઉત્પાદનનાં કેન્દ્રસ્થાનો, દલાલો, રેલ્વે, ગોદી, ખાણીઆ એ બધાં

ચક્રો ઉપર એટલો આધાર રાખે છે કે, જો તેમાંથી એક પણ ચક્ર બગડે તો એનું આખું યે યંત્ર ભાંગી પડે અને ઇંગ્લંડના લોકોને ભુખે મરવું પડે. ત્યારે આપણાં ગામડાંની સ્થીતી એવી છે કે મહીનાઓ સુધી જો તે પાણીની રેલથી કે દુશ્મનના ઘેરાથી એકલાં પડી જાય, તો પણ તે ભુખે મરે નહીં. કેમકે ગામડાંમાં ખેડુત, મજુર, વાળંદ, ધોબી, સુથાર, લુહાર, વણકર, કાંતણીઆ અને કારીગર બધા જ વસતા હોય છે. તે ઘરના વાડામાં કપાસ વાવે છે, ઓરડામાં બેસીને સુતર કાંતે છે, આંગણામાં બેઠો બેઠો કાપડ વણી કાઢે છે. પોતાનાં ખેતરમાં તે અનાજ વાવે છે અને તેમાંથી જે પાક થાય તે ઉપર પોતાનો નીર્વાહ ચલાવે છે. આમ એના ખોરાકની તેમ જ વસ્ત્રોની બાબતમાં તે એટલો સ્વાશ્રયી છે કે, દુનીઆમાંની કોઇ પણ શક્તી તેને ગામ કે શહેરોનાં ગુલામ બનાવી શકે તેમ નથી; તેમ જ જે પરદેશી ભુમીમાંથી હમણાં હમણાં પુષ્કળ તૈયાર માલ લાધવામાં આવે છે તેઓ તો ગામડાંને જરા પણ અસર કરી શકે તેમ નથી. કદાચ તેની અદાલતોની લીલા અને સીનેમા નાટકોની મોજમજાહ તેથી ચાલી જાય, પણ એને પોતાના ગ્રામ્ય આનંદ ઉત્સવના પ્રસંગો થોડા નથી. તેની સર્જનશક્તી તેને આત્મભાન કરાવે છે અને આનંદ આપે છે. પશ્ચીમના મજુરોની માફક તે કારખાનાનો ગુલામ નથી, અથવા તો તે પોતાની કારીગરીની વસ્તુઓના ટુકડા જુદા જુદા સ્થળે તૈયાર કરતો નથી, ગામડાનો કારીગર તો સ્વતંત્ર છે, આખીએ તેવસ્તુ બનાવે છે અને તેનાં વેચાણ માટે કે સારાં માટે તે સ્વતંત્ર છે. તેની કુટુંબની સંસ્થાને કે તેની નીતીને નુકશાન થતું નથી, તે કોઇનો ગુલામ નથી, પણ પોતે સ્વતંત્ર છે. એટલે સ્વરાજ્ય વખતે હીંદની એ પ્રાચીન કારીગીરીને સજીવન કરવી પડશે. અત્યારે આપણી ભુમી ઉપર રાજ્ય ચલાવનાર પશ્ચીમવાસીઓ છે, તેઓ ઉદ્યોગવાદી સંસ્કારવાળા અને શહેરોના રસીયા હોય છે. તેઓ હીંદના ગ્રામ્યજીવનની વ્યવસ્થાને ભાગ્યે જ સમજે છે, તેથી હીંદના ગ્રામ્યજનોની મનોદશા તરફ એમને સમભાવ નથી. કર, આયપતવેરા, પાણી, આરોગ્ય, દવાખાનાં, શાળા, પુસ્તકશાળા, રસ્તા, રમતગમતનાં સાધનો અને લોકસુખની દરેક બાબતમાં શહેરો ખર્ચનો મોટો ભાગ પડાવે છે. ગામડાંનાં નાણાં શહેરો જ આમ ઓહીયાં કરી જાય છે. સ્થાનીક, પ્રાંતીક અને શાહી સરકાર મહેસુલનો ૮૫ ટકા ભાગ શહેરો અને ગામો પાછળ ખર્ચી મારે છે. તેથી ગામડાંના રસ્તાની, તેના આરોગ્યની, દવાશાળાની, શાળાઓની કોઇને દરકાર નથી. ગામડાંનું સંગીતદ્રવ્ય સફાચટ થઇ ગયું છે, તેની ભજનમંડળીઓ ભાંગી પડી છે, તેને રાજ્યાશ્રય મળતો નથી, ગામડાંની વસતી ભાંગીને તેથી શહેરો વધવા લાગ્યાં છે. એટલે ગામડાંને ખીલવવા માટે તેનાં બધાં જુનાં સાધનો તેને પાછાં આપવાની જરૂર છે. આ દશાને લીધે હીંદમાં કેટલી બેકારી છે અને તેમાં કેમ વૃદ્ધી થતી રહે છે તે કોઇ જાણતું નથી. હીંદના શહેરીઓ હીંદનાં તેમ જ પરદેશી કારખાનાંમાં તૈયાર થયેલાં પગરખાં પહેરે છે તેથી ગામડાંના મોચીઓના ધંધા ભાગી પડયા છે. ખીલા, નકુચા અને બીજાં બધાં સાધનો પરદેશથી તૈયાર થઇને આવતાં હોવાથી ગામડાંના લુહારોના ધંધા તુટી પડયા છે. લેન્કેશાયરથી તૈયાર કાપડ આવતું હોવાથી ગામડાંના વણકરો બેકાર બની બેઠા છે. ગામડાંના કાંતણીઆને ફરજીયાત ધંધા વીહોણા થવું પડયું છે, કેમકે ગામડાંમાં જે કંઇ કપડું

વણાય છે તે માટેનું સુતર મુંબાઇ અને અમદાવાદના લક્ષાધીપતી મીલમાલેકોની મીલોમાં તૈયાર થયેલું હોય છે; આમ પોતાની પાસેના ગરીબોને વીશેષ ગરીબ બનાવી, દુર વસતા ધનીકોના ધનમાં વૃદ્ધી કરવાની મુર્ખાઇ તરફ હજી જનતાનું લક્ષ્ય ગયું નથી......લોકો જીલેટ અને વેલેટના અસ્ત્રાઓથી હાથે દાઢી મુંડી લેતા હોવાથી વાળંદો પોતાનો કસબ અને કામ ગુમાવી બેઠા છે. લોકો પોતાની બાજુના જ ઘરમાં ભુખે મરતા વાળંદને હજામતનો આનો આપવાને બદલે, પનામામાં તૈયાર થયેલ 'બ્લેઇડ'નો એક આનો આપવા તૈયાર થાય છે. ગાલીચા બનાવનારા કલાકારો પોતાની ઉત્તમ કારીગરી ભુલતા ગયા છે, અને જે થોડા ઘણા કામ કરે છે તેઓ સસ્તા દરના ગાલીચા બનાવે છે. કેવું પતન! કપડાં છાપવાનો તેમ જ રંગવાનો ધંધો નાશ પામ્યો છે, માત્ર ખાદીને લીધે હમણાં હમણાં તે થોડા પ્રમાણમાં સજીવન થઇ શકયો છે. એટલે સ્વરાજ વખતે નેતાઓએ ધનીકોની ગુલામી છોડી નીર્ધનોને માટે કામનાં સાધનો સજીવન કરવાં પડશે. પુનર્જીવન પામેલા આવતી કાલના હીંદમાં પ્રત્યેક નાગરીકને એવી લાગણી કરાવવામાં આવશે કે, તે આ દેશનો છે. આમ જે ટેકરીઓ, ખીણો અને સરીતાઓ આ પ્રાચીન ભુમીને સુશોભીત બનાવી રહેલ છે, આપણા માથા ઉપરના ગગનમંડ'ને જે તારા અને ગ્રહો શોભાવી રહ્યા છે તે બધાં એનાં બનશે. અને જ્યારે તેમ થયું હશે ત્યારે, સ્વદેશના સાગરકાંઠાનું તેમ જ તેની સરહદોનું સંરક્ષણ કરવું અને પોતાના પાડોશીઓ સાથે શાંતીથી રહેવું તેને હીંદનો પ્રત્યેક નાગરીક ગૌરવ તેમજ પ્રતીષ્ઠાભર્યાં કામ માનશે. ત્યારે આપણા સરહદના તકરારવાળા મીત્રો ઉપર આપણે બોમ્બ ફેંકવાના નહીં રહે, ત્યારે આપણે તેમના દોસ્ત બનીશું અને તેમને અહીંસાના પુજક તેમજ ચરખાભક્ત બનાવીશું. ત્યારે ગામડાંના વતનીઓને પૈસા માટે ગામોમાં અને શહેરોમાં જવું પડશે નહીં, તેમ જ નાણાં ઉધાર લેવા માટે શરાફો પાસે યે દોડવું નહીં પડે, પણ સેવાને બદલે સેવા લેવાશે, એટલે સ્વરાજ્યના તંત્રમાં ભાવોનો ઘટાડો આર્થીક ફટકા સમાન નહીં ગણાય પણ તેને વધાવી લેવામાં આવશે. એ યુગમાં શહેરો પલટાઇ જશે. સ્વરાજ્યની સરકાર દારૂ અને કેફી વસ્તુઓના વેચાણના પાપના પૈસામાંથી નોકરશાહીને ભારે પગાર આપશે નહીં, પણ ગરીબ માણસોનું રાજ્ય સ્થાપશે. દરેક નાગરીકને ખોરાક અને કપડાં મળે તે જોશે, સ્થાનીક ઉદ્યોગ ખીલવશે. કાયદાનાં તંત્ર માત્ર અદાલતોના જ હાથમાં નહિં રહે, પણ પંચાયતો ન્યાયદાનનું કામ કરશે, જ્યાં હાલની માફક દુર રહે રહે અદાલતો જુઠાને સાચા તરીકે ચલાવી લઇ શકશે નહીં, પણ જ્યાં ઝઘડો બન્યો હશે તે સ્થાન ઉપરની તપાસથી સત્યને સત્ય તરીકે ઓળખીને કામ લેવાશે. ત્યારે લખેલા શબ્દો કરતાં બોલેલા શબ્દોની કીંમત ફરીથી અંકાશે."

[૩]

શ્રીયુત પટ્ટાભી સીતારામય્યા પોતાના એ લેખમાં સ્વતંત્ર હીંદમાં ખર્ચમાં કરકસર કેમ અને કેટલી થશે તે પણ આમ બતાવે છે.

હાલના લશ્કર પાછળ થતા ૫૫ કરોડ જેટલા ખર્ચમાંથી ૨૭-૨૮ કરોડ રૂપીઆની બચત કરીને, તેમાંથી અત્યારે મીઠામાંથી રૂ. ૬ કરોડ, દારતાડીમાંથી ૧૭ કરોડ અને

અફીણમાંથી ૨ કરોડની જે આવક થાય છે, તે વેપારને સદંતર બંધ કરી મઘૅનુસમાં તેથી જતી ૨૫ કરોડની ખોટ પુરી પાડવામાં આવશે. લશ્કર સીવાયના સરકારી નોકરોના પગારના ઘટાડામાંથી ચાર કરોડ બચાવી, તેની મદદથી જમીન મઘૅનુસમાં અર્ધોઅર્ધ ઘટાડો કરી શકાશે. શ્રી. પટ્ટાભી કલ્પના કરે છે કે મીઠાનો કર જશે એટલે મનુષ્યની તેમ ઢોરની તંદુરસ્તી મીઠાના વધુ ઉપયોગથી સુધરશે. દારૂનાં પીણાં અને કેફી વસ્તુઓની દુકાનો બંધ થશે એટલે પ્રજાનું આયુષ્ય, તેની નીતી અને કુટુંબજીવન સુધરશે. કરનું ભારણ ઘટશે એટલે જનતાને ઉદ્યોગ તરફ મમતા થશે, અને ઘરમાં વણેલું કાપડ પહેરીશું એટલે દીવસમાં એક જ ટંક ખાવાનું મળે છે ને બે ટંક મળશે. બાણવટું, રીંગ, શરાફી એ બધા ધંધા આપણા હાથમાં આવશે એટલે આપણા નૌજવાનોને માટે કમાણીનાં અનેક દ્વાર ખુલ્લાં થશે. તે પછી માત્ર ખેડુતો ઉપર ૬૧૮ કરોડના દેવાનો જે ભારે બોજો છે તે ફાડવાનો રહેશે. તે બોજો ઘટાડવા માટે શ્રી. સીતારામય્યા એવી યોજના રજુ કરે છે કેઃ અત્યારે હુંડીઆમણ અને કાગળની ચલણી નોટોને ટકાવવા રૂ. ૨ અબજ ને ૩૫ કરોડનું સોનું ઇગ્લંડમાં રોકેલું છે, એ રકમનો ઉપયોગ અત્યારે હીંદ સાથેના ઇંગ્લંડના વ્યાપારને પોષવા માટે વ્યાજે આપવામાં વીલાયતમાંનો હીંદ ખાતાનો અંગ્રેજ પ્રધાન કરી રહેલો છે. એ રકમને વીલાયતમાં રોકવાને બદલે હીંદમાં લાવવાની સર ડેનીયલ હેમીલ્ટને કરેલી સુચનાનો હજી કોઇએ અમલ કર્યો નથી. ઇ. સ. ૧૯૨૮ માં સર ડેનીયલની સુચનાને બંગ કમીશને અનુમોદન આપ્યું હતું, છતાં હાલની સરકારે એ સુચના ઉપર ધ્યાન અપ્યું નથી. સર ડેનીયલે એવી સુચના કરી હતી કે ઇગ્લંડમાંની ૨ અબજ ૩૫ કરોડની રકમમાંથી હીંદમાં એક બેંક સ્થાપવી, તેમાં બીજી થાપણ મેળવવામાં આવે તો તે બેંક રૂ. ૭ અબજ ૫ કરોડની ધીરધાર કરી શકે. બેંક આ રકમ જમે માંડે તેની સામે એની પાસે ૮૭ કરોડનું સોનું [જે હાલ ઇંગ્લંડમાં છે] અને ૧૩૮. કરોડ [જે ચલણી નોટો ટકાવવા ઇંગ્લંડમાં રાખ્યા છે] તે મળીને રૂ. ૨૩૫ કરોડનું સોનું રૂપું થાય છે, એ વ્યવસ્થા પ્રમાણેના જે રૂ. ૭ અબજ ને ૫ કરોડ છુટા થાય તેમાંથી ખેડુતોને રૂ. ૬ અબજ અને ૧૮ કરોડનું દેવું વાળવામાં આવે અને બાકીના રૂ. ૮૭ કરોડ રહ્યા તે રેલ્વે, નહેર, ગટર, સહકારી મંડળી, મ્યુનીસીપાલીટી, ઔદ્યોગીક વીકાસ વગેરે કામ પાછળ વાપરી શકાય.

[૪]

શ્રી સુત પટ્ટાભીના આ "વીચાર ક્ષેત્રમાં રણદુન્દુભી સમાન" લેખના સંબંધમાં શ્રી. આનન્દશંકર ધ્રુવ 'વસન્ત' માસીક[1]માં પ્રાસંગીક નોંધમાં ટીકા કરતાં જણાવે છે કેઃ

૧ ફાગણનો અંક.

"શ્રીયુત પટ્ટાભીનો તાત્ત્વીક મુદ્દો ગામડાંના કલ્યાણ તરફ પ્રજાનું લક્ષ ખેંચવાનો છે. આમાં અમે એ દેશહીતચીન્તક સાથે પુરા હૃદયથી મળીએ છીએ." અને તે પછી એ યોજનાની સમીક્ષા કરતાં આમ કહે છેઃ

"૧. અમે શ્રી. પટ્ટાભીસીતારામય્યાનું કહેવું સ્વીકારી શકતા નથી કે આપણા પુર્વજોનું લક્ષ ગામડાં ઉપર જ હતું. હીન્દુસ્થાન એક પુષ્કળ નદી, નાળાં અને વન-

સ્પતીનો દેશ હોઇ એ મ્હોટે ભાગે ખેનીનો અને તેથી ગામડાંનો દેશ રહ્યો છે. પણ તે સાથે એ બહોળા નીકાસનો પણ દેશ હતો, અને "શાશ્વદગણ્ય-પણ્ય-વસ્તુ વીસ્તારીત-મણીગણાદી-વસ્તુ જાત-વ્યાખ્યાન-રત્નાકર-માહાત્મ્યા" [દંડી] એવી અનેક નગરીઓ પણ એમાં બંધાઇ હતી. આ સ્થીતી કોઇ સો બસો વર્ષોમાં જ નહી, પણ એના ઐતીહાસીક સમયમાં વ્યાપેલી જોવામાં આવે છે. હીન્દુસ્થાન સંન્યાસી અને સાધુઓનો દેશ છે એ કહેવું જેટલું ખોટું છે તેટલું જ ખોટું આ છે કે હીન્દુસ્થાનની રાજ્યભાવના ગામડાં વસાવવાની છે, નગરો નહી. ઋષીઓના આશ્રમ વનમાં બંધાતા તે ઉપરથી ગામડાંનો મહીમા સીદ્ધ થતો નથી, વસ્તુતઃ મુળ ગામ-નગર--અને વન એવી ત્રીપદી ભાવના હતી. સંસ્કૃતમાં 'ગ્રામ્ય' શબ્દ એવો નીન્દાથી ભરેલો છે કે અત્યારે જ્યારે "ગામડાંને લગતું" એવા નીર્દોષ અર્થમાં વીશેષણ પ્રયોજવાનો પ્રસંગ આવે છે [જેમ કે ગામડાની પંચાયત, ગામડાંનું પંચ] ત્યારે વીશેષણવાચક યોગ્ય શબ્દ મેળવવો પણ કઠણ પડે છે, કારણ કે 'ગ્રામ્ય' શબ્દ સંસ્કૃતમાં નીન્દીત અર્થમાં રૂઢ થઇ ગયો છે. ઉલટું, સંસ્કૃત "નાગરીક" શબ્દથી જ કેળવણી, સંસ્કાર, સુઘડતા જે નગરવાસી જનમાં મનાય છે તે સુચવાય છે, આ વસ્તુસ્થીતી ઇષ્ટ છે કે અનીષ્ટ એ અહીં પ્રસ્તુત નથી. આપણે શોધવાની વસ્તુ એ છે કે આપણી પ્રાચીન ભાવના ગામડાંનું ગૌરવ માનવાની હતી કે નગરનું; અને આ સંબંધમાં ઐતીહાસીક વસ્તુસ્થીતી ડૉ. પટ્ટાભી સીતારામય્યાને ટેકો આપતી નથી.

૨. હવે ઇષ્ટનીષ્ટની દષ્ટીએ અમે એમ ન ઇચ્છીએ-જેમ ડૉ. પટ્ટાભી ઇચ્છે છે તેમ-કે નગરો તુટી ગામ બને. અમે ગામ વધીને એ જ નગરો થાય એમ ઇચ્છીએ છીએ, હાલમાં નગરને અંગે જે જે અનીષ્ટ અંશો પેદા થયા છે-જેમકે ખીચોખીચ વસ્તી, એની ગંદકી અને પરદેશની આયાતની દલાલી ઉપર જ જાહોજલાલી,-એ અમે ઇચ્છતા નથી, પણ ગામડાંના લોક ગામડાંમાં રહે, ધનનો લોભ ન રાખે અને નગરનું મ્હોં ન જુવે એવી આત્મસંતુષ્ટ વૃત્તીમાં જ જડ બનીને પડી રહે એ મનુષ્યજીવનની અમારી સાંસારીક ભાવના નથી. ડૉ. પટ્ટાભી જે માર્ગનું સુચન કરે છે એમાં જડતા સીવાય અમને કાંઇ ઉંચું સુખ દેખાતું નથી. શ્રીયુત પટ્ટાભીરામય્યાએ ચીતરેલું ગામ, આફત વખતે પોતાનું રક્ષણ કરવા માટે બહુ સમર્થ નીવડે, પણ એણે ઉન્નતીક્રમમાં (*Progress*) આગળ પગલાં ભરવાં હોય તો એણે જતે દહાડે નગર થવા તત્પર રહેવું જ જોઇએ.

૩. નગરોની દુષ્ટતા જોઇ ગામડાં પ્રત્યે મોહ થાય એ સ્વાભાવીક છે. અઢારમી સદીમાં જેમ રૂસોએ બાળક અને પ્રકૃતીની પુજા ઉપદેશી એમાં પરમાર્થ દષ્ટીએ અયથાર્થતા ઘણી હતી, પણ એ દષ્ટીબીન્દુથી બાળકની કેળવણી લોકપ્રીય થઇ, એના સુન્દર માર્ગો જડ્યા અને એ જ પ્રમાણે પ્રકૃતીમાં મનુષ્યે આર્ષદષ્ટીથી પરમાત્મદર્શન કરવા માંડ્યું, તેમ ગામડાંનું પુર્વોક્ત ગૌરવ કરવાથી, આજ સુધી, એમને જે અસહ્ય અન્યાય થયો છે અને પરીણામે એ પડી ભાંગ્યાં છે એ સ્થીતી દુર થશે, અને ગામડાંનાં અન્ધકારમય જીવન ઉપર નવો સુર્ય પ્રકટશે. પરંતુ બનતાં સુધી મનુષ્યે બે અસત્ય વચ્ચે નીરંતર હીંચકા ખાધા કરવા એ બુદ્ધી અને જીવનની ભાવના ન હોવી જોઇએ. સત્ય જે બીન્દુએ નજરે પડે ત્યાં જ એને પકડી લેવું જોઇએ, અને એ દષ્ટી-

બીન્દુએ રહીને જ આપણા સર્વ આચાર વીચાર ઘડવા જોઇએ. ગામડાંનું ગૌરવ કરવા જતાં નગરોનો નાશ કરવો એ માથું કાપીને પગનું રક્ષણ કરવા જેવી રીતી છે; જેમ નગરોથી મોહી જઇ ગામડાંને અવગણવાં એ એવી જ બીજી ઉલટી ભુલ છે. વસ્તુતઃ પુષ્ટ ગામડાં નગરનાં ખરાં પોષક થાય છે, અને ખરાં દેશહીતનાં નગર ગામડાંનું લોહી ચુસતાં નથી પણ પોતાની ઉભરાતી સમૃદ્ધીમાંથી ગામડાંને સમૃદ્ધ બનાવે છે. અત્યારે નગરોનો જે દોષ છે તે પરદેશી માલને દેશમાં ખપાવવાનું જ કામ એ કરે છે તે છે; પણ એથી ઉલટું, ગામડાંની કારીગરીથી નગરવાસીઓના મહેલ શોભે, અને દેશની અંદરનાં કારખાનાંનો માલ પરદેશ ચઢાવવાનું એ સ્થાન બને, એ જ સ્વરાજ્યની આર્થીક નીતી હોવી જોઇએ.

૪. આથી એટલું સ્પષ્ટ છે કે કેવળ 'સ્વપર્યાપ્ત,' અથવા અમારો વીવક્ષીત અર્થ ઠીક પ્રકટ કરતો બીજો શબ્દ વાપરીએ તો, 'સ્વસમાપ્ત' એવું ગામડું, કે એવાં ગામડાંનો સમુદાય એવો સ્વસમાપ્ત ભારતદેશ, અમે ઇચ્છતા નથી. એવી સ્થીતી કોઇ ઇચ્છે તો પણ રેલ્વે, તાર, સ્ટીમર અને એરોપ્લેઇનના, જમાનામાં એ શક્ય નથી; અને સ્વરાજના દીવસોમાં પણ એ કેવળ આત્મઘાત છે એટલું જ નહી, પણ વસ્તુતઃ અશક્ય જ થઇ પડશે એમ અમારૂં માનવું છે.

૫. અમે હીન્દના રાજ્યવહીવટમાં તે તે ખાતાંની આર્થીક વ્હેંચણીમાં પુષ્કળ ફેરફાર ઇચ્છીએ છીએ. પણ દેશના એક અંગને પુષ્ટ કરવા માટે બીજા અંગને સુકાવવાની જરૂર છે એમ અમારૂં માનવું નથી, અને તેમ કરવું ઇષ્ટ પણ નથી. ગામડાંમાં કેળવણીનો વીસ્તાર પુષ્કળ વધારવો જોઇએ, પણ તે માટે દેશને બોસ, રામન અને રાધાકૃષ્ણની જરૂર નથી અને એ માટે જોઇતી સંસ્થાઓ નીરર્થક છે એમ અમે સ્વીકારી શકતા નથી. લશ્કરી ખર્ચ ઘટવું જોઇએ, દેશીઓથી લશ્કર ભરવું જોઇએ એમ અમે માનીએ છીએ. પણ વાયવ્ય સરહદ ઉપરની પઠાણ જાતીઓ અને એની પાર અફઘાનીસ્થાનના કાબુલીઓ આપણો અહીંસાનો ઉપદેશ સાંભળવાને તત્પર થઇ બેઠા છે એમ માની શકતા નથી. બહાર રે'શું પણ હીન્દુસ્થાનની અંદર પણ દીલ્હીથી કરાંચી સુધીની લીટી દોરી એની પશ્ચીમનો ભાગ એક મુસલ્માન રાજ્ય કરવાની વાત એક હાંસી નહોતી. ખેડુતોનું બધું દેવું એક કલમે રાજ્ય પોતે ભરી દે એ ભલે એક સુન્દર આર્થીક ભાવના હોય, પણ તે પછીના પ્રશ્નનો ખુલાસો પણ અત્યારથી જ થઇ જવો જોઇએ; જમીન દેવાના ભારથી એકવાર મુક્ત થઇ, પછી ખેડુતને નવું દેવું કરવાનો હક ખરો કે નહી? નહી, તો એની જમીનની કીંમત ઉપર શી અસર થશે? ખરી, તો પાછી પુર્વની સ્થીતી આવીને ઉભી રહી. 'એ જમીન એ વેચી શકે કે નહી? ન વેચી શકે તો ખેડુત હમેશાં ખેડુત જ રહેવાનું? વેચી શકે તો કોને? બીજા ખેડુતોને જ? તો એની આર્થીક અસર શી? ખેડુત સીવાય બીજા કોઇને? પણ તો ખેડુત ઉપરાંત જમીનદાર ઉત્પન્ન થયો. આ તો શ્રી. પટ્ટાભી૰એ સુચવેલી આર્થીક નીતીને અંગે જે અસંખ્ય કોયડા ઉત્પન્ન થશે એનું માત્ર અલ્પ દીગ્દર્શન કર્યું. તે માત્ર એટલું જ બતાવવાને કે એ વીદ્વાને જે સુવર્ણયુગ સહેલાઇથી કલ્પી લીધો છે તે તેટલી સહેલાઇથી આવે એમ નથી.

૬. શ્રીયુત પટ્ટાભી૰ માને છે તેમ યાંત્રીક ઉદ્યોગો કેવળ પાપથી ભરેલા નથી, અને યુરોપનો યાંત્રીક ઉદ્યોગનો સુધારો પડી

# હિંદનું રાજકારણ : સામ્રાજ્યવાદી ચશ્માંએ

મોર્નીંગ પોસ્ટ) (લંડન

બોલ્શેવીઝમ, કામદારોની જાગૃતી અને હીંદુ મુસલમાનના મેલાપથી ગુંચાયલા હીંદના રાજરથને અર્લ વીલીંગ્ડન અને ગાંધીજી આગળ ચલાવવાની માથાકુટ કરે છે.



મોર્નીંગ પોસ્ટ) (લંડન

ગાંધીજી વાઇસરોયની ગાદીપર ચડી બેસે છે!




ન્યુ ચાઇના હેરાલ્ડ) (શંઘાઈ

કોંગ્રેસનો જીન ગાંધીજીને માનતો નથી.

ભાંગશે એ ભવીષ્યવાણી પણ ખરી પડવાની નથી. બેશક વર્તમાન ગંજાવર કારખાનાંથી જે સામાજીક નુકસાન થયાં છે અને થાય છે એનો પ્રતીકાર કરવામાં આવશે. અને એ પ્રતીકાર યોજવામાં રાજ્ય અને અર્થતંત્રીઓની સર્વ શક્તી કામે લગાડવી પડશે. પણ સાયન્સ કે જે ઉપર આ ઉદ્યોગોની રચના છે એ (આપણા શબ્દમાં) એક "વીદ્યા" છે, અને એનો પ્રકટેલો દીપ કદી બુઝાવાનો નથી. એનો ઉપયોગ સન્માર્ગે કરવો એ જુદી વાત છે, અને તે પ્રમાણે મનુષ્યની નૈતીક વૃત્તી સુધારો કરી લેશે એટલી મનુષ્યના સ્વભાવ અને શક્તીમાં અમને શ્રદ્ધા છે. સાયન્સ અને યાંત્રીક કારખાનાંનાં પાપ ગણાવનારા સજ્જનો એણે મનુષ્ય જાતીના સામાન્ય સુખમાં જે વૃદ્ધી કરી છે અને પુણ્યના અસંખ્ય માર્ગ ઉઘાડ્યા છે એ ગણવા ભુલી જાય

## [૫]

લેખના આરંભમાં જણાવ્યું છે તેમ ગામડાંની વર્તમાન દુર્દશા દુર થાય, ગામડાંએને વીજ્ઞાનની મદદથી માનવી બુદ્ધીએ શોધેલી શક્ય તેટલી તમામ સગવડ મળે તેની સાથે કોઇને વાંધો હોઇ શકે નહીં, પરંતુ મહાસભાનું નેતૃત્વ અત્યારે જેમના હાથમાં છે, તેમની ઇચ્છા વીજ્ઞાનને અવગણીને માત્ર સમાજના એક જ અંગને પ્રાચીન રૂઢી અનુસાર પુષ્ટ કરવની છે તે માત્ર અવ્યવહાર જ નહીં પણ અશક્ય જ છે. શ્રી આનન્દશંકર ધ્રુવ જેવા ભારતના ભુતકાલીન ગૌરવના પરમ પ્રશંસકને પણ શ્રી. પટ્ટાભીની યોજનાનો પ્રખર વીરોધ કરવો પડયો છે અને વીજ્ઞાનના પ્રબળ સામર્થ્યને સ્વીકારવું પડયું છે, એ જ બતાવે છે કે, ભુતકાળ ગમે તેટલો ભવ્ય અને સુખદ હોય તેમ છતાં, કોઇ પણ દેશ પાછાં પગલાં પાડીને તેની પુનરાવૃત્તી નવેસરથી સર્જવી શકે તેમ નથી જ. શ્રી. પટ્ટાભી પોતાના લેખના આરંભમાં કહે છે કે હજાર વર્ષ પુર્વે જેવું ભારત હતું તેવી તેની આર્થીક અને રાજ્યતંત્રની સ્થીતી ઉભી કરવાની નથી, છતાં પોતાના આખા લેખમાં એ જ દલીલને વીસરીને પોતાના જ વીચારોને તોડનારી દલીલ તેમણે કરી છે, એ આશ્ચર્યકારક છે!

પશ્ચીમમાં વર્તમાન ઉદ્યોગવાદ લગભગ તુટી પડવા આવ્યો છે એવી પટ્ટાભીની માન્યતા ખરી છે, પરંતુ તે માટે તેઓશ્રી જે છેવટનું તારતમ્ય તારવે છે એ જ ભુલ ભરેલું છે. સમાજવાદ અને સામ્યવાદની હીમાયત કરનારાઓ પણ ઉદ્યોગવાદની વર્તમાન વ્યવસ્થાનો કેટલાં યે વર્ષોથી વીરોધ કરે છે, એમની વીચારશ્રેણી જ વધુ વાસ્તવીક લાગે છે. કે અત્યારના ઉદ્યોગવાદની માલીકીની વ્યવસ્થામાં પરીવર્તન થવાની જરૂર છે. હીંદ સ્વતંત્ર બને ત્યારે પશ્ચીમની ચુસણનીતી અલબત્ત અટકશે, પરંતુ તેથી વીજ્ઞાનની મદદથી ચાલતાં ઔદ્યોગીક કારખાનાંનો વીનાશ નહી થાય, એવાં કારખાનાં હાલના પરાધીન દેશોમાં વધશે, અને તેથી જ જગતભરમાં શાંતી, સંતોષ અને સમાધાન વધશે. ભુતકાળના પ્રશંસકો મનુષ્યને હમેશને માટે એક જ જાતની સ્થીતીચુસ્તતાના ગુલામ રાખવાની વીચીત્ર મનોદશા સેવે છે. શ્રી. પટ્ટાભી ગામડાંની સ્વતંત્ર સંસ્થા તરીકે ભારે પ્રશંસા કરે છે, પરંતુ પશ્ચીમની સાથે હીંદનો સંસર્ગ થયો તે પહેલાં ગામડાંના રસ્તાઓ સરા હતા, તેમાં દરેક સ્થળે દવાશાળાઓ હતી અને ગામડાંમાં સ્વર્ગ હતું એમ ઐતીહાસીક જ્ઞાનવાળો

કોઇપણ મનુષ્ય કહી શકે તેમ નથી. અલબત્ત પરદેશી રાજ્યસત્તાએ પોતાના સામ્રાજ્યને તેમજ મુડીવાદને ખીલવીને પુષ્ટ બનાવવા માટે હીંદનું સત્વ ચુસીને તેને સફેદ પુણી જેવું બનાવી દીધું છે એ વાત ખરી, છતાં ગામડાંના વતનીઓમાંથી કોઇ હાથે દાઢી મુંડતું નથી, ગામડાનો ખેડુત હજી હળ અને હળપુણી અસલના વારાનાં હતાં તે જ ચલાવે છે. એની ખેતીનાં હથીયારોમાં એ જ જુનો કોસ, જુનું ગાડું અને જુનું દાતરડું ચાલુ જ છે, તો પછી ગામડાંના સુથાર, લુહારનું કામ તેથી તુટી પડયું છે એમ કેમ માની શકાય? તેમ છતાં શ્રી. પટ્ટાભી સ્વતંત્ર ગામડાંનું જે સુરમ્ય ચીત્ર કલ્પે છે, તેટલી સ્વતંત્ર રીતે હાલનાં ગામડાં દુનીઆની સાથેનો પોતાનો તમામ સંબંધ છોડી નાખીને જીવી શકે કે કેમ એ એક સવાલ છે. કોઇ પણ પ્રાંત કોઇ પણ બીજા પ્રાંતના સંબંધ અને સહકાર વીના જીવી શકે જ નહીં. દાખલા તરીકે ગુજરાતના ખેડુતોને હળ પુણી માટે જોઇતું લોખંડ કંઇ ગામડાંમાં બનતું નથી. એના ઘર માટે વપરાતું લાકડું એના જ ગામમાં તૈયાર થતું નથી, તે માટે એને બહારની પેદાશ ઉપર આધાર રાખવો જ પડવાનો.

પરંતુ શ્રી. પટ્ટાભી જ્યારે વીજ્ઞાનની છેકજ અવગણના કરે છે, ત્યારે પણ આપણે એટલું તો સ્વીકારવું જ પડવાનું કે, વ્યાપારી સ્પર્ધા અને આર્થીક પ્રશ્નો એ તો ગમે તે યુગમાં પણ રહેવાના જ છે. અને તેમાં યંત્રથી તૈયાર થતો સસ્તો માલ હમેશાં પોતાના હરીફોને હઠાવવાનો જ. એ ભુલવા જેવું નથી કે બ્રીટીશોના જુલ્મ અને કાપડ કરતાં પણ યંત્રથી તૈયાર થતા માલે હીંદના હાથ ઉદ્યોગને મારી નાખ્યા છે. અને વર્તમાન સમયના સંજોગો જોતાં હાથ ઉદ્યોગ ધનવાનોના વૈભવ વીલાસનું જ સાધન રહે તો જ ટકી શકે તેમ છે.

શ્રી પટ્ટાભી જે યુગને હીંદમાં ફરીથી સજીવન કરવા માગે છે તે યુગ પ્રગતીનો નથી પણ જડતાનો છે. એવા જડ યુગમાં જવાથી હીંદનાં સાત લાખ ગામડાંની ઉન્નતી નહીં પણ અવનતી થાય એમ જ લાગે છે. તેના કરતાં તો સ્વરાજની સરકાર ખેતીવાડીનાં જુનાં સાધનોમાં અને જુની રીતોમાં વૈજ્ઞાનીક સાધનોની મદદથી સુધારા કરાવે, યંત્રોની મદદથી ગામડાંના માણસોને મદદ કરી હાથમજુરીની ગુલામીમાંથી છોડાવે, અને શહેરોમાં આવવા લલચાવે તેમાંજ તેમનો ઉદ્ધાર રહેલો છે, આ માત્ર કલ્પના નથી પણ મધ્ય એશીઆમાં અને જાપાનમાં બીજે અનેક સ્થાને અત્યારે થઇ રહેલા પ્રયોગોથી સીદ્ધ થયેલી હકીકત છે.

અલબત્ત શ્રી. પટ્ટાભીની એ સુચના વાસ્તવીક છે કે ગામડાંને ભોગે શહેરોને ફાલવા દેવાં ન જોઇએ. અને એ તો કોઇ પણ હીંદી ઇચ્છતો જ નથી. પ્રત્યેક હીંદીની એ મહત્ત્વાકાંક્ષા છે કે સ્વરાજની સરકાર ગામડાંઓને પણ પાણી, દવાખાનાં, આરોગ્યનાં બીજાં સાધનો, શાળા, પુસ્તકશાળા, રસ્તા વગેરેની તમામ સગવડ પુરી પાડે.

સ્વરાજ્યની સરકાર પોતાનાં પાડોશીઓ સાથે મીત્રતાનો ગાઢ સંબંધ રાખે તે તો સહુ કોઇ ઇચ્છે છે જ, પરંતુ શ્રી. પટ્ટાભી અને મહાસભાના બીજા નેતાઓ માને છે તેમ સરહદપારના માણસો અહીંસક બની રેંટીઆભક્ત થવા જેટલા પલટાઇ જાય એ તો રેતીમાંથી અર્ક ખેંચવા જેવો અશક્ય આદર્શ છે. એવા આદર્શવાદી બનીને સ્વતંત્ર હીંદના કારભારીઓ જો હીંદની સ્વતંત્રતા ટકાવી રાખવા ઇચ્છતા હોય તો તેમ બનવું માત્ર એટલું સર્વથા અશક્ય અને અવ્યવહારૂ જ નથી પણ સ્વતંત્રતાને ગુમાવી બેસવા જેવું પણ છે.

એટલે શ્રી કીશોરલાલે વાજબી રીતે કહ્યું છે તેમ, અત્યારના આટલા બધા મતભેદોમાં શહેર અને ગામડાં વચ્ચેના એક વધુ મતભેદને વધારવાનો પ્રયાસ મહાસભાના નેતાઓ પડતો મુકે તે ઇચ્છવા જેવું છે.

ખેડુતોને કરમુક્ત કરવાની શ્રી. પટ્ટાભીની ભાવના આદરણીય છે. અત્યારના હીંદના તમામ નૌજવાનોની એ મહેચ્છા જ છે. તે સંબંધમાં શ્રી આનન્દશંકર ધ્રુવે જે વાંધા ઉઠાવ્યા છે તે વાંધામાં રહેલા તમામ ગુંચવાડાઓ રાષ્ટ્રના ઉત્પાદનનાં તમામ સાધનો ઉપર રાષ્ટ્રની માલીકી સ્થાપવાથી જતા રહે તેમ છે. એ પ્રયોગ નવો નથી અને હીંદમાં એ પ્રયોગ કરી જોવાથી કશો જ ગેરલાભ થાય તેમ છે પણ નહીં.



# જયંતની મુંઝવણ!

: લેખક :

સનત્‌કુમાર વીણ
બી. એ.

"રસીક" જયંતે રસીકના રૂમમાં આવતાં વાર બુમ પાડી.

"કેમ? શું થયું? હૉસ્ટેલને આગ લાગી?"

"ના, આગ શાની લાગે?"

"ત્યારે આટલે મોટેથી બુમ કેમ પાડે છે?"

"રસીક, હું આટલા ઉત્સાહમાં શા માટે છું તેની તને ખબર નથી. જો તને ખબર હોત તો તું મારી વાત આમ તોડી ન પાડત." જયંતે નરમ પડી જઈ કહ્યું.

"શું ડરબીમાં પૈસા મળવાના છે? કે હીંદને સ્વરાજ મળી ગયું?"

"રસીક, તું તદ્દન સ્થુળ મગજનો છે. તને હૃદય છે કે નહીં? તારામાં દીલ જેવી કૈં વસ્તુ છે કે નહીં? તારા હૃદયને કોઇ વખત મદનદેવે વીંધ્યું છે કે નહીં? તારા દીલમાં આગેમહોબ્બત કદી સળગી છે કે નહીં?"

"ના, એવું કદી થયું નથી. ફક્ત એક વખત સીગારેટથી મારું ખમીસ સહેજ સળગ્યું હતું."

"પાછી તારી મશ્કરી ચાલી!"

"નહીં, મશ્કરી નહીં; ખરેખરઃ જો તને બતાવું." રસીકે પોતાના ખાટલા નીચેથી કપડાંની ટ્રંક કાઢવા માંડી.

"નહીં, હું તો તેની વાત નહોતો કહેતો. જોને, મારે તને જે વાત કહેવી હતી તે ભુલી ગયો. હું શાની વાત કરતો હતો?" જયંતે માથું ખંજવાળતાં કહ્યું.

"તું કૈં સળગી જવાની વાત કરતો હતો." રસીકે હસતાં હસતાં કહ્યું.

"હા, યાદ આવ્યું. દોસ્ત રસીક, આજે મારૂં હૃદય એક ચકોરીએ ચોરી લીધું."

"તો મારી પાસે શાનો આવ્યો? પોલીસમાં ખબર આપ." રસીકથી હસ્યા વીના ન રહેવાયું.

"રસીક, તને તો ટીખળ જ સુઝે છે!" જયંત છેક રડવા જેવો થઇ ગયો.

"ચાલ, હવે મશ્કરી નહીં કરૂં, તારી વાત પરથી મને એટલી ખબર પડી કે તું કોઇ છોકરીના પ્રેમમાં પડ્યો છે."

"બસ, બરાબર" જયંત ખુશી થયો. પોતે અત્યાર સુધીમાં જે પ્રેમની ઉપમાઓ



વીનોદીનીનું મ્હોં લાલચોળ થઇ ગયું

વાપરી હતી તે રસીક સમજ્યો તે જાણી તેને આનંદ થયો.

"હવે, ફક્ત પ્રશ્ન રહ્યો કે એ છોકરી કોણ,? એ શું કરે છે, એનો પીતા શું કરે છે–અથવા તે પરણેલી હોય તો તેનો પતી શું કરે છે, અને છેલ્લે એ તારી જોડે વાત કરવાને પણ તૈયાર છે કે નહીં." રસીકે આખો કોયડો તૈયાર કર્યો.

"રસીક, તું નશીબદાર છે કે કોલેજની લગભગ દરેક છોકરી તારી જોડે વાત કરવા ઉત્કંઠા ધરાવે છે, પરંતુ કોઇએ તારા હૃદયને આકર્ષ્યું? નહીં. કારણ? કારણ એ જ કે, તેમાંની કોઇ તારા આત્માની ભાગીયણ નહીં હતી. મને આજે જ એક છોકરી જોડે ઓળખાણ થયું અને હું માનું છું કે તે મારા આત્માની જોડ છે; હું એને માટે અને એ મારે માટે સર્જાયાં છીએ."

"પણ એ કોણ છે?" માણસની ધીરજને પણ કંઈ હદ હોય ને!

"તેનું નામ વીનોદીની. બી.એસમાં છે. હોશીઆર છે, વીદ્વાન છે, અને આગળ જતાં તે સરોજીની નાયડુના વક્તૃત્વને ઝાંખુ પાડશે." જયંતે પોતાની પ્રીયતમાનાં ગુણગાન કર્યાં:



"રામ—" જયંતે બોલવાનો પ્રયત્ન કર્યો

"હશે હું એને ઓળખતો નથી, પરંતુ મારા જેવા શીનીઅરની એક શીખામણ ધ્યાનમાં રાખજે."

"શી ?"

"શીખામણ તો એ જ કે કોલેજના બીજા વર્ષમાં પ્રેમમાં પડવું તે એક જાતની ઉતાવળ છે." રસીકે ગંભીર મોંઢાથી કહ્યું.

"નહીં, રસીક, તારી ભુલ છે. આવતા બે વર્ષમાં અમે વધુ સંબંધમાં આવીશું, એકબીજાના ગુણદોષ જાણીશું, અને જ્યારે સ્નાતક થઇશું, ત્યારે જીવનનો અનેરો લ્હાવ લેવા અમે બે સંસારનૌકાનાં હલેસાં હાથમાં લઇશું."

જયંતે જાણે લગ્નનો આખો સીદ્ધાંત સમજાવતો હોય તેમ, કહ્યું.

"હશે. તને તારી મરજી માફક કરવાની છુટ છે, પરંતુ કદીક પસ્તાય તો ધ્યાનમાં રાખજે કે રસીકે તેને પહેલેથી ચેતવણી આપી હતી." રસીકે કહ્યું

"નહીં, આમાં તારી ભુલ થાય છે. વીનોદીની બીજી છોકરીઓ જેવી નથી. તેનું વાચન વીશાળ છે, તેનામાં બોલવાની છટા છે, તેનું દ્રષ્ટીબીંદુ સાંકડું નથી—"

"હું બધું સમજી ગયો : હવે તું જા. મારે તો કેટલુંયે વાંચવું છે." રસીકે જયંતને રૂમમાંથી બહાર કાઢયો.

[ ૨ ]

"સ્ત્રીઓને હજારો વર્ષથી તમે પુરૂષો- એ કાદવમાં કચડવા દીધી છે, તેના ઉપર અસહ્ય દુઃખો નાંખ્યાં છે, તેને પરતંત્ર રાખી, તેના આત્માને ગુંગળાવી નાંખ્યો છે; આ સૌ માટે તમે પુરૂષો જ જોખમદાર છો!" વીનોદીની કે જેને કૉલેજમાં આવ્યાને ભાગ્યે એક વર્ષ થયું હશે, તેણે પોતાનો ઉભરો કાઢયો. જયંત કે જેને કૉલેજનો એક વર્ષનો વધારે અનુભવ હતો, તેણે હકારમાં ડોકું ધુણાવ્યું.

"તમારા શારીરીક બળ અને શારીરીક સ્વાતંત્ર્યને લીધે તમે સ્ત્રીઓને અંતઃપુરના અંધારામાં ઢાંકી દીધી, તેની સહનશીલતાનાં વખાણ કરી, તેમની સહનશીલતા કેળવવા વધારે ને વધારે કામનો બોજો નાંખ્યો! શરમ છે પુરૂષોને!" વીનોદીનીનું મોં આ વક્તૃત્વથી લાલચોળ થઇ ગયું.

"પણ તેમાં અમારો શો વાંક?" જયંતે ગભરાતાં ગભરાતાં પુછ્યું. તેની બે વર્ષની કૉલેજની કારકીર્દીમાં આ પહેલી જ છોકરી જોડે તેને બોલવાનો પ્રસંગ આવ્યો હતો, અને રખે બોલવામાં કૈં અવીનેક કે સુરૂચીભંગ થાય તે બીકે તે ભાગ્યે જ કૈં બોલતો.

"તમારો વાંક નહીં તો સ્ત્રીઓનો? હીંદુધર્મે તો સ્ત્રીનું અસ્તીત્વ જ નાબુદ કર્યું. હીંદુધર્મના પ્રણેતાને મન સ્ત્રી તો એક ગુલામ! અને પ્રણેતાઓ કોણ હતા? પુરૂષ કે સ્ત્રી?" વીનોદીનીનો ઉર જ્વાળામુખી વધારે પ્રજ્વળ્યો.

"કેમ, ઉત્તર નથી અપાતો? પુરૂષોનો બચાવ કેવી રીતે કરી શકાય? સંસ્કૃતીનો આખો ઇતીહાસ જુઓ તો, પુરૂષોએ સ્ત્રીઓ ઉપર ક્રુરતા વાપર્યા સીવાય કૈં કર્યું છે? બતાવો એક દાખલો ઇતીહાસમાંથી કે જ્યારે સ્ત્રી તરફ પ્રેમ કે માર્દવ બતાવ્યું હોય?"

વીનોદીનીને શાંત રહી સાંભળનારા પુરૂષો મળ્યા નહોતા, એટલે એની વાગ્ધારાને અણધાર્યું ઉત્તેજન મળ્યું જતું હતું.

"રામ..." જયંતે બોલવા પ્રયત્ન કર્યો.

"રામ?" વીનોદીની જયંત પોતાનો ઉત્તર પુરો કરે ત્યાર પહેલાં તડુકી. "તમને પુરૂષોને રામનો દાખલો આપતાં પહેલાં વીચાર સુદ્ધાં યે આવે છે, કે તેણે સીતાને જેટલું દુઃખ આપ્યું તેટલું કોઇએ આપ્યું નથી. અને બીચારી સ્ત્રીએ એ બધું દુઃખ મુંગે મોંઢે સહ્યું, એટલે પુરાણકારો ખુશ થઇ ગયા અને તેને સતીનું બીરૂદ આપી દીધું: એટલે જે સ્ત્રીને સતી થવું હોય તેણે આવા એકાદ ક્રુર અને નીર્દય મનુષ્યને પરણવું અને તે જે દુઃખ આપે તે સહન કરવું અને મરવું; વળી પતીની આજ્ઞાનુસાર રહેવા બદલ તેને સ્વર્ગ પણ મળશે!" વીનોદીની શ્વાસ લેવા થોભી.

જયંતને તો શો જવાબ આપવો તે સુઝ્યું જ નહીં. ને કૈં પણ જવાબ આપતે અથવા તો જવાબ આપવાની શરૂઆત કરતે તો ઉકળેલા જ્વાળામુખીમાંથી અવાજ આવતો હતો તેને બદલે લાવા નીકળતે. કૉલેજની રીડીંગ રૂમમાં જ્યારે કોઇ છોકરા છોકરી વાત કરતાં, ત્યારે તેને તે છોકરાની અદેખાઇ આવતી, પણ તેને સ્વપ્ને ય ખ્યાલ નહોતો કે સ્ત્રીઓ આવી ભયંકર હોય છે. પોતે રીડીંગ રૂમમાં છે કે ડીબેટીંગ હોલમાં તે પણ જયંત સમજી શકયો નહોતો; આવા શબ્દોના પ્રોધને અટકાવવો તે તેને મન ઘણું મુશ્કેલ હતું. તેણે પોતાને મળેલા પજાના છુટકારામાં ચારે તરફ જોયું. દુર એક ખુણામાં ધન ચાંપાનેરીઆ સાથે રસીક કૈં વાત કરતો હતો. શું ધન ચાંપાનેરીઆ પણ રસીકને

પુરૂષોની ક્રુરતા પર ભાષણ આપતી હશે? શું કોલેજની બધી જ છોકરીઓ જેટલા જેટલા છોકરા, જ્યારે જ્યારે મળે ત્યારે આવું પ્રવચન કરતી હશે? પોતાના અનુભવ પ્રમાણે તો જ્યારે જ્યારે તેને વીનોદીની મળી હતી ત્યારે ત્યારે કોણ જાણે એ વીષય જ આવીને ઉભો રહેતો. પરીણામે જયંતને ભાગ્યે જ એક શબ્દ બોલવાનો વખત મળતો.

જયંતે થોડાક મહીના ઉપર એક અંગ્રેજી વાર્તા વાંચી હતી. એક મોટી સ્ટીમર ખડક જોડે અથડાવાથી ડુબતી જતી હતી. દરેક ઉતારૂ પ્રભુની પ્રાર્થના કરવામાં ગુંથાયો હતો, ત્યારે એક જણને વીચાર સુઝયોઃ તે પોતાની કેબીનમાં ગયો અને તેના નાના બાળકને રમવા માટે એક રબરનો ફુગ્ગો-Balloon-તે તુતક ઉપર લઇ આવ્યો અને તેને તુતકના કઠેરા જોડે બાંધ્યો, અને પાંચેક મીનીટ તેની સામે જોઇને ઉભો રહ્યો. એ માનતો હતો કે આ બલુનના જોરથી સ્ટીમર પાણીમાંથી ઉંચકાઇ આવશે, એટલું જ નહીં પરંતુ બલુનની માફક ઉડવા માંડશે, અને પોતે એ સ્ટીમરનો રક્ષણકાર ગણાશે.

કોઇક યુવાન કોઇ છોકરી જોડે વાત કરતો હોય તેને પોતાની સહાયે બોલાવવો, તે ડુબતી સ્ટીમર પર રમવાનું બલુન બાંધવા જેવું જ હતું, છતાં યે જયંતને અત્યારે રસીકને પોતાની મદદે બોલાવ્યા સીવાય બીજો માર્ગ દેખાતો ન હતો. તેનો વીચાર તો ઘણો યે હતો કે વીનોદીની જોડે એકલા બેસી કલાકોના કલાકો સુધી વાતો કરવી; તેને વીનોદીની સામે જરા યે વાંધો નહોતો. એને એની હમેશની પુરૂષની ક્રુરતાની વાત સામે વાંધો હતો, કારણ કે એની એ વાત સાંભળીને એના કાન બહેરા થઇ ગયા હતા.

વીનોદીની શ્વાસ લેવા થોભી, એટલા વખતમાં એને આ સૌ વીચારો આવી ગયા. માણસ જ્યારે મુશ્કેલીમાં હોય છે, ત્યારે એનું મગજ ઘણું જ ઝડપથી ચાલે છે.

"તમારા નેપોલીઅનને લ્યો–" વીનોદીનીનું ફોનોગ્રાફ ચાલુ થયું. હવે તો આ પાર કે પેલે પાર કર્યા સીવાય છુટકો જ નહોતો. પંદર દીવસ ઉપર જ્યારે તેનું ઓળખાણ વીનોદીની સાથે થયું, ત્યારે તે તેને માટે પ્રાણ પાથરવા તૈયાર હતો. તે માગે તો આકાશમાંથી ચાંદ લાવી આપવા તે કોઇ રોકેટમાં ઉડી જતે. તે ના પાડતે તો રૂમશામનાં સામ્રાજ્યની પણ તે દરકાર ન કરતેઃ પણ પંદર દીવસમાં જયંત માથે કૈં કૈં વીત્યું હતું. પંદર દીવસ પહેલાંની પ્રીયતમા પ.સેથી નાસી છુટવાના ફાંફાં મારી રહ્યો હતો. હવે રસીકનું ધ્યાન શી રીતે ખેંચવું? વીનોદીની તો નેપોલીઅનની મહત્વાકાંક્ષા અને તેને લીધે કરેલા જોસફાઇનના ત્યાગનું વીવેચન કર્યે જ જતી હતી. તેણે એક ખાંસી ખાધી, પછી એક છીંક ખાધી પણ તેનાથી ન રસીકનું ધ્યાન ખેંચાયું કે ન વીનોદીનીના ગ્રામોફોનની કુંચી ખલાસ થઇ.

તેને મહાભારતનો પ્રસંગ યાદ આવ્યો. દ્રૌપદી વસ્ત્રહરણનો પ્રસંગ અને હાલના પ્રસંગમાં તેને સામ્ય દેખાયું. એને 'ગરૂડે ચઢી વહેલા આવજો' તેનો રાગ બરાબર ખબર નહોતો છતાં યે તેણે મનમાં ગાવાનું શરૂ કર્યું : પ્રભુનું ધ્યાન કરવામાં એક ચીત્ત હોવાની જરૂર હોય છે, માટે એણે ધ્યાન શરૂ કર્યું.

[૩]

"રુકમીણી!" જયંતની પ્રાર્થનાના પહેલાં જ સુર કાને અથડાતાંની સાથે કૃષ્ણે દ્વારકાંના સ્વર્ગ સદનમાં બેઠાં બેઠાં રૂકમીણીને કહ્યું, "મારો એક ભક્ત મને સંભારે છે, મારે હમણાં ને હમણાં જવું જ પડશે!"

"તમને યે કંઈ ધંધો બજ્યો છે કે નહીં? જરા બે ઘડી હસીએ બોલીએ ત્યાં તો કોઇ ભક્ત સંભારતો જ હોય! તમારે તમારા ભક્તોને ચેતવી દેવા કે ઓફીસ ટાઇમ ૧૧ થી ૫ હોવાથી તે સમય સીવાય બીજા કોઇ વખતે તમને બોલાવી ન શકાય. આ તો ચોવીશે કલાક વૈતરૂં!" રૂકમીણીએ પોતાની હમેશની લઢકણી રીતે કહ્યું.

"પણ વહાલી, આ તો જીવન મરણનો પ્રસંગ છે. હું વખતસર નહીં પહોંચીશ, તો ભયંકર અનર્થ થવાનો સંભવ છે!" કૃષ્ણે તેના ગાલ પર સહેજ ટપલી મારી, પટાવતાં કહ્યું.

"તમને તો લાડ કરવાનું જ સુઝે છે! ભક્તને માથે દુઃખ હોય, ને અહીં પોતે લાડ કરે છે! કંઈ દયા છે, તમને?" રૂકમીણીએ કહ્યું. સ્ત્રીઓને ફેરવી તોલતાં કયાં વાર લાગે છે!

"હું પણ તેમ કહેતો હતો. ચાલ સાહેબજી!"

"પણ તેમાં જાઓ છો શાના?" તમારાથી અહીંઆથી એને બચાવી ન શકાય? નહીં તો તમે પ્રભુ થએલા શા કામના!"

"રૂકમીણી, તને જરા યે અક્કલ નથી. આ કલીયુગમાં કેટલી યે સંસ્થાઓ ઉભી થઇ છે. કે જેણે મારી વીરૂદ્ધ પ્રચારકાર્ય કરવા માંડયું છે, અને જો હું પોતે હાજર રહીને મારી જવાબદારી નહીં ઉઠાવીશ તો ધર્મપ્રધાન હીંદુસ્તાનના લોકો પણ વીરોધીઓનાં ટોળામાં જઇને મળશે, માટે મારે જવું જ જોઇએ."

"તમારામાં શ્રદ્ધા નહીં રાખશે તો નર્કમાં જશે, તમને શું એમની પડી છે! જાણે ભક્ત હોય તો જ ભગવાનનું અસ્તીત્વ હોય એવું કંઈ ઓછું છે?" કૃષ્ણજીના પગ તલાસતાં કંટાળી, એક બગાસું ખાઇ રૂકમીણીએ કહ્યું.

"નહીં, તો યે હું જઇશ. સ્વર્ગની મારી Latch Key ચાવી મેં ખોઇ નાંખી છે, માટે જો તું કયાંય બહાર જવાની નહીં હોય તો મને આપને, બપોરે તાળા કુંચીવાળો કોઇ હોરો આવે તો તેની પાસેથી બીજી કરાવી લેજે ચાલ, સાહેબજી!" કૃષ્ણજીએ પોતાના મોરપીંછના મુકુટને હાથમાં લેતાં, અને ઉપરની ધુળ ખંખેરતાં કહ્યું. "હું બનતાં સુધી તો એકદમ જ આવીશ પણ જો વાર થાય તો જમી લેજે. નાહકની વાટ ના જોતી."

"પણ એવો તે કોણ ભક્ત છે?" રૂકમીણીએ જીજ્ઞાસાથી પુછ્યું. સ્ત્રીઓના જેટલી જીજ્ઞાસાવૃત્તીવાળું જગતમાં બીજું કોણ છે?

"એક કોલેજીઅન છે."

"કોલેજીઅન? તેને માથે શું આફત આવી પડી?" એક પશ્ને સ્ત્રીઓની જીજ્ઞાસા કદી પણ તૃપ્ત થતી નથી.

"હું જ્યારે ઉતાવળમાં હોઉં ત્યારે જ તને વાતો કરવાનું મન થાય છે?" કૃષ્ણે તપી જઇ કહ્યું.

રૂકમીણીની આંખમાં આંસુ આવી ગયાં. એ બે જણ વચ્ચે ઘણી વખત લઢાલઢી થતી, પણ કૃષ્ણે આવી રીતે ઉંચે સ્વરે તેને કદી પણ કહ્યું નહોતું. રૂકમીણીના આંસુ જોઇ, કૃષ્ણનું મન પીગળી ગયું. પુરૂષ જાતીની આ લાક્ષણીક નીર્બળતા છે.

"ચાલ, હવે રડવા ના માંડ. જો વાત એમ છે કે એક કોલેજીઅન ધારતો હતો કે તે કોલેજની એક છોકરીને ચાહે છે, પણ પંદર દીવસમાં તો તે છોકરીએ તેને ત્રાહે પોકરાવી દીધી છે, અને હમણાં પણ તેને ત્રાહે પોકરાવે છે, અને એ બલામાંથી છુટવા તે અત્યારે મારી પ્રાર્થના કરી રહ્યો છે." કૃષ્ણજીએ હીરાજડીત મોજડીમાં પગ ઘાલતાં કહ્યું.

"એવો તમારો કોણ ભક્ત છે કે જે સ્રીઓને બલા ગણે છે? અને તમે તેને બચાવવા જાઓ છો? શરમ છે તમને અને તમારા એ ભક્તને!" રૂકમીણીએ ચંડી સ્વરૂપ ધારણ કર્યું. "હું જોઉં છું કે તમે કેવી રીતે ત્યાં વખતસર પહોંચી શકો છો!" ગાંધીજીના છેલ્લા સત્યાગ્રહ યુદ્ધની ખબર દ્વારકાં સુધી પહોંચેલી હોવાથી રૂકમીણીએ પણ સત્યાગ્રહ માટે અલ્ટીમેટમ આપી દીધું.

"તું મને શી રીતે અટકાવીશ?"

"શી રીતે? તમારું ચક્ર કયાં છે? તમારો શંખ કયાં છે? તમારી વૈજયંતી માળા કયાં છે." એ સૌ હું શોધી આપીશ નહીં ત્યાં સુધી તમને કયાંથી જડવાનાં હતાં? સારું થયું કે બ્રહ્માએ પુરૂષોને ભુલકણા ઘડયા.!"

"ઓહો, એમાં શું? . હું તો એ સૌ વીના આ ચાલ્યો?"

"જાઓ તો ખરા! તમારો ગરૂડ કયાં છે? ગરૂડને આવવા તો દો, તેને ઉરાડી જ મુકીશ."

કૃષ્ણે પોતાનો પરાજય કબુલ કર્યો. ગરૂડ વીના એમનું ગાડું ચાલે એમ નહોતું. કૃષ્ણે મુગટ કાઢી બાજુ પર મુકયો, અને મોજડી કાઢી પાછા પલંગ પર સુતા.

કૃષ્ણને હવે પોતાની મનશક્તીથી જ જયંતને બચાવવો રહ્યો.

[ ૪ ]

"આ તો પહેલાંના જમાનાની વાત થઇ પણ હાલનો જમાનો જુઓ." વીનોદીનીએ જયંતને ઉદ્દેશીને કહ્યું.

જયંત કે જે મનમાં હજુ સતી દ્રૌપદીના નાટકનું ગાયન મનમાં બોલતો હતો, તેણે કૈં ધ્યાન ન આપ્યું. વીનોદીનીને તેના ધ્યાનની કયાં પરવા હતી! "આ સ્વાતંત્ર્ય યુગના સારથી ગાંધીજી જુઓ; તેણે કસ્તુરબાની જાહેરમાં કેટલી ઠેકડી કરી છે, તેમને કેટલાં પજવ્યાં છે!" તે અટકી તેના મગજમાં કદાચ શ્રી કૃષ્ણની પ્રેરણાથી એકાએક ફેરફાર થયો. "અરે, પણ કેટલા વાગ્યા? ઠીક મને યાદ આવ્યું, મારે હમણાં કસ્તુરબાના 'મીટીંગ'માં જવાનું છે. ઓહો સાડાત્રણ વાગ્યા? ચાલો સાહેબજી મી. મહેતા Thanks for your company and all that sort of things." વીનોદીનીએ પોતાની ચોપડીઓ, વૉટરપ્રૂફ અને છત્રી ઉચકતાં કહ્યું: "આપણે પછી મળીશું."

વીનોદીની ગઇ અને જયંતે છુટકારાનો દમ ખેંચ્યો.

[ ૫ ]

"રસીક, આજે કૈં ધન જોડે બહુ વાતો કરતો હતો?" જયંતે કરડાકીમાં પુછ્યું.

"અને તું યે કયાં ઓછો હતો? બોલ જયંત, આજે વીનોદીની સાથે શા શા પ્રેમના પાઠો પડયા?" રસીક પણ કૈં ઓછો નહોતો.

"રસીક, આજે હું બે વાત શીખ્યો: એક તો એ કે હું આજથી પરદુઃખભંજન પ્રભુના અસ્તીત્વમાં માનતો થયો. અને બીજું એ કે સ્રીઓ જોડે કદી પણ વાત કરવી નહીં એવો સંકલ્પ કર્યો."

"કેમ, જયંત, આ ચક્કર કેમ ફેરવાયું? વીનોદીનીએ તને પરણવાની ના પાડી?"

"અરે પરણવું તો બાજુએ રહ્યું પણ એની ઓળખાણ પણ મારે નથી જોઇતી. સ્રી જાતીને જીભ જ નહોતી હોવી જોઇતી! ચાલ, હવે હું જાઉં છું. મેં ઇંટરમાં ક્લાસ મેળવવા નીશ્ચય કર્યો છે."

એના ગયા પછી રસીકે પણ ચોપડીમાં માથું ઘાલ્યું!

# પરોઢીઆની કારમી ચીસ

: લેખક :

શ્રી. મસ્ત ફકીર

ભલા ભગુભાઈ એ ચીસ સાંભળીને કેમ ફસાયા, તેની કારમી કથા તમે ગુજરાતના હાસ્યરસના ઇજારદારના શબ્દોમાં જ જાણી લો.

બિરાદર મસ્ત ફકીર હમેશાં હાસ્યરસના નવા નવા પ્રયોગ કરે છે. તે રીતને અનુસરીને પ્રસ્તુત લેખમાં એમણે *નવી જ ઢબે 'નગ્ન સત્ય' ઉચ્ચારવાનો પ્રયોગ કર્યો છે.*

બદલો ભલા બુરાનો
અહીંનો અહીં મળે છે,
જેવી કરે જે કરણી
તેવી તરત ફળે છે.

એક પારસી નાટકમાં એક અચ્છા ગાનાર એક્ટરને મ્હોંડેથી જ્યારથી ઉપલા ગીતના કડીઓ મારા પાડોશી ભગવાનદાસનાં કર્ણમાં પડી ત્યારથી તેમણે આ જીંદગીમાં ચારે બાજુ અને ચોવીસે કલાક જેની તેની સાથે ભલાઈ કરી, ભલાઈનો બદલો એમના આ જ અવતારમાં લઈ લેવાનો ઠરાવ કર્યો.

અગાઉ એમનો સ્વભાવ એકમાર્ગી હતો. પોતાની વાતમાં બીજાઓને એ પડવા દેતા નહીં તેમ પારકી પંચાતમાં એ પોતે પણ પડતા નહીં, પણ ઉપલું ગીત સાંભળ્યા પછી એમના સ્વભાવે અજબ પલટો લીધો હતો, અને ભલાઈ ક્યાં અને કેટલી હદ સુધી કરવી એની સીમા એમણે નહીં બાંધેલી હોવાથી, કોઈ કોઈ વખત એમને હાથે કચુંબર પણ થઈ જતી.

સાન્તાક્રુઝની એક ચાલમાં એ મારી બાજુની ખોલીમાં રહેતા હતા. ભલા થયા પહેલાં એમને કોઈ પીછાનતું નહીં, પણ એમની ખાસીયત અને જીવનનો સીદ્ધાંત બદલાયા પછી ચાલનું ન્હાનામાં ન્હાનું છોકરું પણ એમને ઓળખતું થઈ ગયું હતું. સ્હવારમાં પોતે શાક લેવા જાય ત્યારે પાડપાડોશીઓને કંઈ મંગાવવું છે કે કેમ એ પુછતા જાય, થોડા દહાડા તો એ અમસ્તા વીનયથી જ પુછતા હશે ધારી કોઈ એમને કામ સોંપતું નહીં, પણ રફતે રફતે એમનો બદલાયલો સ્વભાવ જાણ્યા પછી, ચાલની કેટલીક લુચ્ચી અને હરામનાં હાડકાંની બૈરીઓએ તો ભગવાનદાસને જાણે પોતાનું પાળેલું ભાર બરદારી પ્રાણી જ માની લીધા હતા. સ્હવારે એ બન્દરમાં જાય ત્યારે કોઈ ચંપા એમને કોલસાવાળાને ત્યાંથી કોલસાની ગુણ ઉંચકી લાવવાનું કહેતી, તો કોઈ કમળા એને પાંચ શેર સાકરનું પડીકું લાવવા વીનંતી કરતી, તો વળી કોઈ ચંચળ પોતાને કે પોતાના ધણીને ફુરસદ નથી મળતી એ બ્હાનું કહાડી સ્હવાર સાંજનું શાક ભગવાનદાસ ભાઈ મારફત જ મંગાવતી.

સ્હવારે વહેલાં ચાલના કંપાઉંડમાં આવેલા નળ આગળ ભગુભાઈ ન્હાવા ગયા હોય, ત્યાં એકઠી થએલી બ્હેનો અને રામાઓને તેમનું કામ પહેલું પતાવી દેવાની સગવડ આપવા એ પોતે કલાકો સુધી હાથમાં ટુવાલ રાખી,

અડધા ઉઘાડા, ન્હાનું પંચીયું પહેરેલા એવા પુતળાંની માફક ઉભા જ રહેતા, અને નવને ટકોરે નળ બંધ થઇ જતાં જેવા આવ્યા હોય તેવા પાછા પોતાની ખોલીમાં જઇ ઓરીમાં બેસી ન્હાઇ નાંખતા અને જલદી જલદી લુગડાં પહેરી ઓફીસે જવા સ્ટેશને દોડતા. એ મુંબઇ કોઇ લોજમાં જમતા એટલે ચાલનાં ઓફીસે જનારાં બીજાં માણસોથી એક બે ગાડી વહેલા જતા.

ટ્રેનમાં બારીવાળી બેઠક માટે લોકો બીલાડી કે ઉંદરની ચકોરતાથી અને ચપળતાથી ટ્રેન પ્લેટફોર્મમાં દાખલ થતાં ડબ્બામાં કુદકો મારે, પણ ભગુભાઇ તેમને અચાનક એવી બેઠક મળી જાય તો પણ તેનો લાભ લેવાને બદલે બીજા કોઇને આપી દે. લોકો એમની ભલાઇની કદર ન કરે. સેંકડે પોણોસો ટકા લોક તો એમ જ માને કે કાકાને પવન નહી સદતો હોય માટે બારીવાળી જગા બીજાને આપે છે.

ઘણીએ વાર ભારે ગીરદી વાળી ટ્રેનમાં કોઇ વૃદ્ધ માણસ કે કોઇ બાઇ માણસને પોતાની જગા આપી દઇ ભગવાનદાસ ઠેઠ ચર્ચગેટ સુધી ઉભા ઉભા જ જતા, કોઇ વખત ટોપલાના ભારથી ઝડપથી ગાર્ડના ડબ્બા કે એંજીન આગળના માછલીના ડબ્બાને પકડવા દોડતી કોઇ માછણને પોતે જે ડબ્બામાં ઉભા હોય ત્યાં આવવાનો આગ્રહ કરી ભગુભાઇ બીજા જુના વીચારના જૈન અને હીંદુ ઉતારૂઓનો ખોફ વ્હોરી લેતા.



**વર્ષાદમાં ભીંજાતા પારસી યુગલને બચાવવા જતાં ભગુભાઇના થયેલા હાલ**

ટ્રેનમાં કોઇ દીવસ ભગુભાઇ છાપું લઇને બેસતા તો એ છાપું એ પોતે તો કદી વાંચી શકતા જ નહી. આજુબાજુનાં જે કોઇ ઉતારૂ માગે તેને એ આપી દેતા, અને ઘણી વખત તો એક છાપાનાં જુદાં જુદાં પાનીયાં ડબ્બામાંનાં જુદાં જુદાં ઉતારૂઓ લઇ લેતાં અને ભગુભાઇને એ વાંચવાનું હશે તેનો ખ્યાલ કર્યા વગર છેવટનાં સ્ટેશન સુધી તેમાં મુંડી ખોસી રાખતાં.

## [૨]

ભલા થયા પછી ઓફીસમાં ભગુભાઇ વધારે લાડમાર થવા લાગ્યા. કોઇની પાસે વધારે કામનો બોજો હોય એ તો પોતે ઉપાડી લેતા અને તેથી ઘણી વખત એમનું કામ રખડી જતું. ઓફીસમાં બપોરની છુટીની વખતમાં એમના સ્વભાવમાં જ્યારથી પલટો આવ્યો ત્યારથી કોઇને કોઇ ફાલતુ માણસ તેમની જોડે હોટેલમાં ચાહ પીવા ઘુસી જતું. અને એમની ભલાઇને લીધે કેટલાંક મફતીયાંઓ એમની પાછળ પેધાં પડેલાં અને ભગુભાઇ બે વાગે જેવા ઓફીસમાંથી બહાર પડે કે તેને નીચે રસ્તામાં પકડી પાડે અને "ભગુભાઇ આજે પાર્ટી થઇ જાય." એમ બોલી એમને ઉશ્કેરી, એમને રેસ્ટોરાંમાં લઇ જઇ ચાર છ આના એમના નકામાં ખર્ચાવી નાંખે. ભગુભાઇની આર્થીક સ્થીતી સાધારણ હતી, તેમાં ભલા થયા પછી એમને પુષ્કળ ઘસારો વેઠવો પડતો, પરંણામે એ નીરંતર આર્થીક મુંજવણમાં રહેતા, પણ ભલાઇનો બદલો બમણો મળશે એ આશાથી બધું સહન કરતા.

ભગુભાઇનો સ્વભાવ ભલો થયો છે એ ખબર ઠેઠ કાઠીઆવાડ એમનાં વતન રાજકોટ સુધી પહોંચી હતી, અને ત્યારથી એમને ત્યાં મ્હેમાનો પણ પુષ્કળ આવવા લાગ્યાં હતાં. ભગુભાઇ વીધુર હતા, લોજમાં જમતા એટલે એમને ત્યાં જે કોઇ ઉતરતું તેને પોતાને ખર્ચે એમને લોજમાં લઇ જવું પડતું. કોઇ બુદ્ધીમાન મ્હેમાનો એમની આર્થીક હાલત અને સ્વભાવ કળી જઇ, તેને ત્યાં પોતાનો સામાન જ મુકતા, અને સુવા આવતા, અને પોતાને "મીત્રોને ત્યાં જમવાનાં આમંત્રણો છે" એમ બ્હાનાં કાઢી પોતે પોતાની જાતે જ લોજની વ્યવસ્થા કરી નાખતાં, પણ કેટલાંક એવાં પણ નફફટ મ્હેમાનો આવતાં જે બે ત્રણ દહાડા તો શું પણ બે ત્રણ મહીના ભગુભાઇને ત્યાં ધામો નાખતાં અને પોતાની ખોરાકીનું ખર્ચ ભગુભાઇને માથે નાંખતાં. ઘણીએ વખત મરા જેવા ભગુ-



ઇન્સ્પેકટર અને પોલીસ હસી પડ્યા

ભાઇના પાડોશીને તેના હરામખોર મ્હેમાનોને બાજુમાં બોલાવી બે શબ્દો ચોખ્ખા કહી નાખવા પડતા.

ભગુભાઇની ભલાઇ તો જુઓ, મ્હેમાન આવે તેને સ્ટેશન પર તેડવા પોતે જાય,

તેને દાદર સ્ટેશને ઉતારી તેને સાન્તાક્રુઝ સુધીનું ટ્રેનનું ભાડું પોતે આપે, સ્ટેશનથી તેનો સામાન ચાલમાં લાવવાની ઉચકપાટી પોતે આપે, મ્હેમાનને ન્હાવા પાણી ગરમ કરી આપે એ તો સમજ્યા, અતીથીનો યોગ્ય



બારણું ઉઘડયું...મારવાડી શેટજી ઉભા હતા અને તેમની પાછળ નવાં લાડીજી ધુમટો તાણીને ઉભાં હતાં

સત્કાર કરવો જોઈએ, પણ કોઇ વખત તો એવા પણ મ્હેમાન આવતા કે જેમનાં ધોતીયાં ભગુભાઇ પોતે ધોઇ આવે છતાં એ લોક એમને વારે નહી. મ્હેમાનની પથારી પોતે કરી આપે, અને રાતે પરોણાને લઘુશંકાએ જવું હોય ત્યારે ભગુભાઇ દીવો લઇ ભેગા જાય.

કેટલાક એવા પણ મ્હેમાનો આવતા કે જે રાતે સુવા માટે પંચીયું ભગુભાઇ પાસે માંગે. અને ઘરમાં પંચીયાં ફાજલ ન હોય તો ભગુભાઇ બીજે દીવસે બજારમાંથી નવાં લઇ આવે. ભગુભાઇનાં મ્હેમાનો અને એમના હદ બ્હારના ભલા સ્વભાવથી એ નહી પણ હું પોતે કંટાળવા લાગેલો, ઘણીએ વખત ભગુભાઇને હું ભલાઇ દર્શાવવામાં ચોક્કસ શીમા રાખવાની સલાહ આપતો, પણ એમને મારી વાત ગળે ઉતરતી જ નહીં.

મેં એ પણ જોયું હતું કે ભગુભાઇની ભલાઇનો લાભ લેનારાં તેમની ભલાઇની કદર બુઝતાં નહી, જેમ હંમેશાં બનેછે તેમ ચાલની એમને કામ સોંપનારી બૈરીઓ એમને ઘેલા સમજતી અને એમને ત્યાં ધામો નાખનાર મ્હેમાનો એમને મુર્ખ સમજતા.

મુંબઇમાં રસ્તામાં પણ ભલાઇ કરવા જતાં ભગુભાઇ ઘણી વખત છબરડો કરતા, એક દીવસે એમની આગળથી એક વીકટોરીયા પસાર થઇ, તેમાંથી એક કાગળીયું નીચે પડી ગયું. ટ્રામની વાટ જોતા મારી બાજુમાં ઉભેલા ભગુભાઇએ એ કાગળ ઉંચકી લીધું, અને તે શું છે એ જોયા વગર પેલી વીકટોરીયાની પાછળ બુમો પાડતા દોડ્યા. વીકટોરીયા બહુ દુર ગયા પછી અંદર બેઠેલા ઉતારુનું ધ્યાન ખેંચાતાં તેણે ગાડી ઉભી રખાવી, હાંફલા ફાંફલા ભગુભાઇ તેની પાસે પહોંચ્યા, વીકટોરીયાની અંદર બેઠેલો ઉતારૂ ગૃહસ્થ માણસ હતો. તેના હાથમાં ભગુભાઇએ પેલો કાગળ મુકયો. એ જોઇ એ જરા હસી પડયો અને બોલ્યો કે "આ તો મેં થોડા વખત પહેલાં પેલી સામેની દુકાનેથી મોજાં લીધેલાં તેનું

બીલ છે, ખાસ કામનું નથી, છતાં આપે તકલીફ લીધી માટે તમારો ઉપકાર.”

એક સ્હાંજે ચોપાટીપર અમે ફરતા હતા, ત્યાં આસમાન એકદમ ઘનઘોર વાદળથી છવાઇ ગયું. વરસાદના છાંટા પડવા લાગ્યા. છત્રીવાળાએએ છત્રી ઉઘાડી, છત્રી વગરના પાણીથી બચવા માટે કોઇ ઝાડનો કે ઘરનો આશરો લેવા દોડાદોડી કરવા લાગ્યાં. અમારાથી પાંચ કદમ ઉભેલું એક સુવાન ફેશનેબલ પારસી જોડું દુર ઉભેલી એક વીકટોરીયાને હાંક મારતું હતું, એટલામાં વરસાદ જરા વધારે જોરથી પડવા લાગ્યો, એટલે પેલી બાઇ બીચારી ભીંજાઇ જશે એ ભયથી ભગુભાઇ કુદ્યા અને પેલી પારસણના માથા પર છત્રી ધરી, પણ ઉતાવળમાં એની આગળ પહોંચતાં પેલીના પગ આગળ પાણીનું ખાબોચીયું હતું એ વાતની એમને ખબર નહતી, અને તેથી તેની આગળ જતાં અને છત્રી ઓરાડતાં પહેલાં એ ખાબોચીયામાં એમનો પગ પડતાં છબ દઇને કાદવવાળાં પાણીના છાંટા ઉડ્યા અને પેલીની સાડીનો એક બાજુનો ભાગ આબાદ રંગી નાંખ્યો.

એને પલળતી બચાવી એ ભગુભાઇની ભલાઇ તણાઇ ગઇ તેને બદલે “મુવો! તદન ઓદાની છે!” એ શબ્દ સાંભળવા પડયા, અને ઓછામાં પુરું એ બાઇનો ધણી ભગુભાઇ સામે ઘુરકયો એ તો નફામાં.

## [ ૩ ]

કેનમાં આવતાં જતાં ભગુભાઇને અમારા સંતકુંજમાં રહેતા એક શ્રીમંત મારવાડી ગૃહસ્થ જોડે ઓળખાણ પડેલી, પોતાની પેટની ફાંદ વધવા માંડેલી એટલે ડોક્ટરે એમને દરરોજ સ્હવારે જુહુ જવા અને ત્યાં દરીયા કીનારે એક બે કલાક ફરવાની સલાહ આપી હતી. શેઠ ગળામાં પાંચ તોલાની સોનાની માળા અને હાથમાં હંમેશ હીરાની વીંટી રાખતા એટલે સ્હવારના વહેલાં જુહુ જવા માટે કોઇ ઓળખીતું સાથે હોય એમ ઇચ્છતા. ભગુભાઇને એમણે વાત કરેલી એટલે દરરોજ સ્હવારના પાંચ વાગે એ શેઠને બંગલે જઇ ત્યાંથી જુહુ તેમની સાથે ફરી એમને પાછા એમને બંગલે પહોંચાડી પછી પોતાને ઘેર આવવાનું તેમણે માથે લીધું. એ શેઠ જુહુ જવાના રસ્તા તરફ જ દુર દુર એક એકાંત જગ્યામાં આવેલા બંગલામાં પોતાની નવી પરણેલી લાડીજી જોડે રહેતા હતા, અને સાંતાક્રુઝ થોડા મહીના માટે જ આવેલા હોવાથી નોકર ચાકરમાં માત્ર એક કામ કરનારી બાઇ જ તેમની સાથે હતી. બીજા નોકરો મુંબાઇમાં કાલબાદેવી પરના તેમનાં મકાનમાં હતા.

જે દીવસે મારવાડી શેઠ જોડે ભગુભાઇને વાત થએલી તેને બીજે જ દીવસે સ્હવારે ચાર વાગે એ ઉઠ્યા. ઘરમાં જ જલદી જલદી નાહી ધોઇ ભગુભાઇ પેલા શેઠને ત્યાં જવા તૈયાર થયા, સાડાચાર વાગે ઘેરથી નીકળવું એવો ઠરાવ કરી આગલા દીવસનું સ્હાંજ દીવા પાસે વાંચતાં ભગુભાઇ બેસ, તેમાં મુંબાઇનાં એક બીજા ‘પરા’માં દુર એકાંતમાં આવેલા એક બંગલામાં થએલાં પાંચ કરપીણ ખુનનો કીસ્સો વાંચવામાં મશગુલ બન્યા અને એ વાંચી ભયથી એમનાં બદન પર પરસેવાનાં બીંદુ જામ્યાં. એ વખતે મુંબઇની આસપાસનાં પરાંઓમાં ધાડો ખુબ પડતી, પેલા પરાના બનાવમાં ચાર સ્ત્રીઓ અને એક મરદને બદમાસોએ લાંબી છરીઓથી કરપીણ રીતે રહેંસી નાંખ્યાં હતાં.

સાડાચાર થયા. પેલા શેઠને ત્યાં જવાનો સમય થયો. પેલાં ખુનોનો વીચાર કરતા અને ધ્રુજતા અને ચારે બાજુ જોતા ભગુભાઇ જુહુ રોડ તરફ ચાલ્યા. પેલા મારવાડીના બંગલા આગળ પહોંચ્યા, ત્યાં બારણું ધણુંએ ઠોકયું કંઇ જવાબ મળ્યો નહી. ભગુભાઇના મનમાં શંકા ઉદભવી કે કંઇ માઠું તો નહી બન્યું હોય? આખરે કંટાળી ભગુભાઇ બંગલાના પાછલા બારણા તરફ ગયા. એ બાજુ શેઠનો સુવાનો ઓરડો આવ્યો હતો એ વાતની એમને ખબર હતી. એ ઓરડાની બારી આગળથી પસાર થતાં અંદરથી કંઇક અવાજ આવતાં ભગુભાઇ ચમકયા. સ્થીર ઉભા રહી તેમણે બારી આગળ કાન માંડયા અને તરત જ થર થર થર થર ધ્રુજવા લાગ્યા. અંદર કોઇનું ખુન થતું હોય, કોઇનું ગળું દબાતું હોય કે કોઇ રહેંસાતું હોય એવો દબાયલો અવાજ આવતો હતો, અંદર કોઇ રડતું હોય, ભારે દુખમાં હોય, કોઇ બદમાસ કોઇ અબળાનું ગળું તેની છાતીપર ચડી બેસી રહેંસતો હોય એવો ભાસ ભગુભાઇને થયો. એટલામાં કાન ના બ્હેર ફાડી નાંખે એવી કોઇ અબળાની કારમી ચીસ સંભળાતાં ભગુભાઇ ત્યાંથી ઉભી પુંછડીએ નાઠા.

* * *

વાડઅંદર રોડ પર આવતાં ભગુભાઇએ એક સીપાઇ અને એક ઇન્સ્પેકટરને જોયા. એ વખતમાં ચોરીઓ બહુ થતી હોવાથી પોલીસ બહુ તકેદારી રાખતી. ઇન્સ્પેકટર આગળ દોડી જઇ ભગુભાઇએ કહ્યું કે "મારી સાથે ચાલો એક બંગલામાં ખુન થઇ રહ્યું છે."

ખુનનું નામ સાંભળી સીપાઇ અને ઇન્સ્પેકટર બંને ચમકયા. ઇન્સ્પેકટરે પોતાની રીવોલ્વર તપાસી જોઇ, સીપાઇએ પોતાનો ડુંડો કહાડયો, અને ત્રણે જણા ઝડપથી પણ સંભાળથી પગલાં ભરતા પેલા બંગલા આગળ ગયા.

કઇ બારી આગળ પોતે ચીસ સાંભળી હતી તે તરફ ભગુભાઇએ બ્હીતાં બ્હીતાં આંગળી બતાવી, ઇન્સ્પેકટર ધીમે પગલે બારી આગળ ગયો અને કાન માંડયા. બારી આગળ જતી વખતે તેના મ્હોં પર ગંભીરતા અને ભવીષ્યમાં શું બનશે તેની ચીંતાનો ભાવ હતો. બારી આગળ કાન માંડયા પછી તેના મ્હોં પર હાસ્ય ફરકયું તે ખડખડાટ હસી પડયો, ભગુની પાસે આવી તેના બરડામાં ધપ્પો મારી કહ્યું "અમને સીપાઇ લોકને બનાવે છે?"

ભગુને આ બધું શું થાય છે તે સમજ પડી નહી. ઇન્સ્પેકટરે સીપાઇને કાન માંડવા કહ્યું. તે તો બારી આગળ કાન માંડી હસતો હસતો ઉંધો વળી ગયો અને ભગુ જે બેફામ જેવો હતો તેને પાંખડામાંથી પકડી હલાવીને કહ્યું કે "તું વેડા માનુસ છે, અમુને બનાવેછ, મસકરી કરેછ છે, છે," એમ બોલ્યો અને ફરી પાછું કંઇક યાદ આવતાં એ ખડખડાટ હસવા માંડયો.

બંનેને હસતા જોઇ ભગવાનદાસે કહ્યું કે "અરે પણ મેં ચીસ સાંભળી!"

"અહીં કંઇ જ બનેલા નથી," એમ જવાબ આપી ઇન્સ્પેકટરે બારીથી થોડે દુર આવેલા બંગલાના પાછલા દરવાજાને જોરથી ઠોકયો. એ દરવાજાને ઉઘડતાં જરા વાર લાગી. બારણું ઉઘડયું ત્યારે પેલા મારવાડી શેઠજી સુવાના પોશાકમાં આંખો પટપટાવતા ઉભા હતા, અને તેમની પાછળ નવાં લાડીજી ધુમટો તાણીને ઉભાં હતાં, પોલીસને જોઇ બંને ગભરાઇ ગએલાં હતાં.

ઇન્સ્પેકટરે હસીને કહ્યું કે "કંઇ નહી શેઠજી તમારે ત્યાં ચોર આવવાના હતા એ

બાતમી અમને અગાઉથી મળવાથી અમે જરા તપાસ કરવા આવ્યા હતા, હવે જાવ સુઇ જાવ."

બારણું બંધ થયું. ભગવાનદાસ આગળ ચાલ્યા, પેલા બે પોલીસ પાછળ ચાલ્યા અને ફરી ઘોડબંદર રોડ પર આવતાં પેલા બે ફરી પાછા ભગુ તરફ જોઇ ખડખડાટ હસ્યા. અને બોલ્યા કે "અચ્છા તેં અમને આબાદ બનાવ્યા."

* * *

ઉપલી વાતની ગામમાં ખબર પડી જવાથી તે દીવસે નવ વાગે ભગુભાઇ ટ્રેન પકડવા જતાં તેમને જોઇ લોક હસવા માંડયું હતું. લોકોની મશ્કરીમાંથી બચવા ભગુભાઇ મારા ડબ્બામાં આવ્યા, અને મારી પડપુછના જવાબમાં જરા ચ્હીડાઇને એટલું જ બોલ્યા કે "હું પણ એક વખત પરણ્યો હતો, પણ આવું ન્હોતું થયું. લાડીની આંખો બારણું ઉઘડયું ત્યારે આંસુથી ભીંજાએલી હતી. અને પહેલાં હું એકલો બારી આગળ ગયો અને કાન માંડયાં ત્યારે "બાપ મા રે!" "મરી ગઇ રે!" "હાય હાય!" એવી બુમો સંભળાઇ હતી, કોઇ અબળા અંદર છાતીફાટ રડતી હોય એમ લાગતું હતું, કોઇ મરણની અને દુખની છેલ્લી ઘડીએ પહોંચ્યું હોય એમ લાગતું હતું, અને પેલી ચીસ મેં જે સાંભળેલી તે તો ખરેખર કારમી હતી."

"ભગુભાઇ તમે તો સાવ ભોળા છો" મેં કહ્યું "અગાઉ શારદા માસીકમાં શારદા બ્હેને આપણે ત્યાં કુમળી કળીયોનાં લેવાતાં બલીદાનના પ્રશ્ન પર ધ્યાન ખેંચ્યું હતું. આપણા હીંદુ સમાજમાં નવપરીણીત ઘણી એ બાળાઓ પર તેમના જડસા જેવા પ્રાણનાથો જ બળાત્કાર ગુજારે છે, અને કેટલાક ગધેડાઓ પોતાની નવોઢાને વસ્લની રાતે રોવરાવવામાં મગરૂરી લે છે એ વાત તમે ભુલી જ ગયા લાગો છો.

આ સાંભળી ભગુભાઇ ટ્રેનમાં આખો વખત મુંગા જ બેસી રહ્યા.

---

બે અન્યાયો એક ન્યાય સર્જી શકતા નથી, બે જુઠો એક સત્ય સર્જી શકતી નથી, પણ અનેક જુઠો એક ધર્મ સર્જી શકે છે.

...

મનુષ્યનો આત્મનાદ કેટલીક વખતે તેને દોષીત મનાવે છે, પરંતુ થોડા જ વખતમાં વળી એ જ આત્મનાદ વળી બીજી જ પળે ફરી જઇને તેનો બચાવ પણ કરવા લાગે છે!

સ્વર્ગનો અનુભવ મેળવીને પાછો આવીને કોઇ ત્યાંનો અનુભવ પૃથ્વી પરના મનુષ્યને કહી શકતો નથી, એનો અર્થ એટલો જ છે કે, સ્વર્ગમાં કોઇ જતું જ નથી.

...

પ્રભુઓ હમેશાં મનુષ્ય જાતીનાં મોટામાં મોટા દુશ્મન છે, કેમકે તેમને નામે જ મનુષ્યોમાં વીશેષમાં વીશેષ ભ્રમણાઓ ફેલાવી મનુષ્યોની અવનતીને ઉત્તેજવામાં આવે છે.

# પ્ર-તિ-બિં-બ



['સાહીત્ય'ના ઓગષ્ટના અંકમાં તે માસીકના તંત્રીશ્રી તરફનો નીચેનો મનનીય લેખ પ્રસીદ્ધ થયો છે. આપણી આસપાસ વધતા જતા દંભના દૈત્યને ઉગતો જ ડામવા માટે શ્રી. મટુભાઇ કાંટાવાળા જેવા તટસ્થ સાક્ષરના વીચારોનું ગુજરાતીઓએ ખાસ મનન કરી પ્રજાજીવનને કલુષીત બનતું અટકાવવાની જરૂર છે.]

## સત્યાગ્રહ અને દંભ*

સત્યાગ્રહે પ્રજાજીવનને કેટલું બધું અજવાળ્યું છે તે આપણે જોયું; વીવીધ દીશાઓમાં એણે એવો સુંદર પલટો આણ્યો છે, કે ન પુછો વાત. આખા સૈકામાં જે પ્રગતી શકય હોય, તે એણે દસ મહીનામાં કરી બતાવી. પરંતુ એ બધી ઉપકારક પ્રવૃત્તીમાં પણ દંભના કાંઇક અંશો ભળ્યા વીના ન રહ્યા. જેમ એકાદ ઝરણું પર્વતના શ્રૃંગ ઉપરથી કુદતું નાચતું ઉતરે અને રેતી પર નીર્મળ વહે, પરંતુ આગળ ધસતાં એની જોડે કાદવ અને મળ અને ઝાંખરાં ખેંચીને દોડે. તેમ મહાત્મા ગાંધીજીની આ સાત્વીક પ્રવૃત્તી પણ પોતાની જોડે રાજસી અને તામસી ગુણોને કદીક કદીક ખેંચતી ચાલી. સત્યાગ્રહના મહારથીઓ સંપુર્ણ રીતે સાત્વીક હોય, છતાં અનુયાયીઓ એ સાત્વીકતા પુર્ણપણે ન ઝીલી શકે કે ન જીરવી શકે, તો એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી.

૧૯૨૦–૨૧માં જ્યારે આ હીલચાલ પહેલી શરૂ થઇ, ત્યારે મહાસભાએ ઠરાવ્યું, કે અમુક પ્રસંગે ખાદી પહેરીને સભાસદોએ આવવું. દંભનું આ પહેલું પગથીયું મંડાયું; એકાદ રાજાના દરબારમાં જેમ પોશાકની ફરજ પાડવામાં આવે, તેમ મહાસભાએ પણ ફરજ પાડી. જો ખાદીને તે વખતે બધે ફરજીઆત ઠરાવી હોત, તો કાંઇ વાંધો ન પડત; અને આગેવાનો ખાદી હંમેશાં પહેરત. પરંતુ માત્ર સર અવસરે એટલે મત આપવાને પ્રસંગે ખાદી પહેરવી જોઇએ, એ ઠરાવ દંભનો પોષક બન્યો;

---

* પ્રસ્તુત લેખનો ઉલ્લેખ આગળનાં પાનાંમાં પ્રસીદ્ધ થયેલા 'ગામડાં અને શહેરો' વાળા લેખમાં થયેલો છે. તંત્રી

અને પરીણામમાં વકીલભાઇઓએ પહેલી છુટ લીધી. જે કોર્ટમાં પહેરવેશની મર્યાદા જાળવવી પડે, તેમાં એઓ કોર્ટને શરણે થયા. જેમ વકીલોએ તેમ બીજાઓએ એવી છુટછાટ તે વખતથી લેવા માંડી; અને અદ્યાપી પર્યંત આવી જાતની બે બાજુની વર્તણુંક આપણે જોતા આવ્યા છીએ.

આવી બાહ્ય વર્તણુકની ખામી અંતરમાં ઉતર્યા વીના રહે? બે પ્રકારનું જીવન એ કેટલાક સત્યાગ્રહીઓનું રોજનું જીવન થઇ ગયું. પુર્વની કે આર્ય સંસ્કૃતીને વખાણનાર અને પશ્ચીમનું બધું ધીક્કારનાર પશ્ચીમની વાનર નકલોથી વીમુખ ન રહી શકયા. કેટલાકની રહેણી કરણી તદ્દન (અપ-ટુ-ડેટ) આધુનીક થઇ ગઇ. જેઓ મરણ પ્રસંગે વાળ લેવડાવવાની રીતને વખોડતા, તેમણે પશ્ચીમની નવી રીતનું ગૃહણ કર્યું: પુરુષોએ મુછો મુંડાવવાની પ્રથા સ્વીકારી, અને જે સ્ત્રીઓ વીધવાઓને હજામને માથું ધરવું પડે તેટલા માટે તેમના કેશવ પનને ધીક્કારતી હતી, એમાંની કેટલીકે પોતાના વાળ કપાવવાનું અને ઝુંલફાં રાખવાનું પસંદ કર્યું. બોય સ્કાઉટને (બાલવીરોને) તીરસ્કારથી જોનાર સત્યાગ્રહીઓ ચડ્ડીઓમાં રાચતા જણાયા; અને ધોતીઆંને તીલાંજલી આપી પાયજામાને અને ટુંકા પાટલુનને ઘણાએ સ્વીકાર્યાં. ધીક્કાર કોઇક વખત પ્રેમમાં પરીણામ પામે છે, તેમ પશ્ચીમ તરફની સુગ ધીમે ધીમે અને અજાણતાં, છતાં મક્કમ રીતે વફાદાર અનુકરણમાં ફેરવાઇ ગઇ.

આવું બેવડું જીવન મત-સહીષ્ણુતાની ગેરહાજરી તરફ વળ્યા વીના રહે? આપણે જ સારું કરીએ છીએ, ને બીજા ખોટું કરે છે, એવી માન્યતા સ્થીર થતાં, આપણો કહો ખરો કરવાની ટેવ પડી બેસે છે; અને તેથી કોઇની સાચા ટીકાની સલાહ માનવાની પણ આપણે ના પાડીએ છીએ. આનો જબરો પુરાવો શોધવો પડે તેમ નથી. મહાસભાના પ્રમુખે છેક હમણાં મુંબાઇમાં ભાષણ કરતાં કહ્યું હતું, કે જેમણે આ હીલચાલમાં ભાગ નથી લીધો, તેમને અમારે વીષે ટીકા કરવાનો હક્ક નથી. આ નવો કૃતવો સત્યના અવલંબન વીનાનો છે. કોઇ પણ સાચા સત્યાગ્રહીએ આવું કથન ન કરવું જોઇએ. જેમ કોઇ હીલચાલમાં ભાગ લેનાર કદી પોતાનું સાચું સ્વરૂપ ન જોઇ શકે, અને તેથી સાચી ટીકા પોતા વીષે ન કરી શકે, તેમ એ હીલચાલના વીરોધીઓ એનું હંમેશાં વીકૃત સ્વરૂપ જુએ, અને તેથી એમની ટીકા ખોટી હોવાનો સંભવ વધારે. પરંતુ જેઓ તટસ્થ હોય, બેમાંથી એકે બાજુ તરફ વળ્યા ન હોય, દુરથી પણ સહાનુભુતીથી હીલચાલને નીહાળી રહ્યા હોય, તેમની ટીકા ખરેખર સાચી. બળવાન અને અસરકારક હોય. મીત્રભાવથી અગર સદ્ભાવથી જે ટીકા તટસ્થો કરે, તેને જોટે સત્યાગ્રહીઓની પોતાની ટીકા પણ ન બેસી શકે. ખરી રીતે, સત્યાગ્રહીઓ હજી મતસહીષ્ણુતા પુરેપુરી હૃદયમાં ઉતારી શકયા નથી.

આ મતસહીષ્ણુતાની ખામીએ એક જાતની સખ્તાઇ આણી છે. જીવનમાં જ્યાં જ્યાં રસ હોય, ત્યાં ત્યાં સત્યાગ્રહીઓ તીરસ્કારથી જુએ છે. એમની લડાયક મનોદશા જીવનના હળવા કે ઉલ્લાસમય પ્રસંગોને પીછાની શકતી નથી: ખુદ સત્યાગ્રહના પીતાની એવી જ માનસીક સ્થીતી છે. આશ્રમના 'આદર્શ લગ્ન'ની એમની કથા વાંચી અનેક ગુજરાતીઓને દુઃખ થયું હશે. લગ્ન જેવા આનંદના અને ઉલ્લાસના પ્રસંગને ત્યાગના વાઘા સજાવવા, એ માનવજીવનની હાંસી છે. પરંતુ અને પહેરામણીનો બહીષ્કાર

કરાવનાર લગ્ન પ્રસંગે સુતર અને ખાદીથી વર કે વહુને મુલવે, એ શું વ્યાજબી છે? અને એથી વધારે ક્રુર મશ્કરી તો એ છે કે લગ્ન વખતે કશું પણ ખર્ચ ન કરવું. આ સલાહનું પ્રથકકરણ કરીએ, તો જવાબ એજ આવી મળે, કે ધનનો નકામો સંચય કરો ને કશો વ્યય ન કરો. અપરીગ્રહવૃત્તધારી પરીગ્રહ શીખવે છે! નકામાં ખર્ચ ન કરવાં, અણઘટતાં પ્રસંગોએ ખર્ચવું નહીં, ગજા ઉપરાંત ખર્ચાળ ન થવું, એમ કહેવામાં આવે તો અર્થયુક્ત ગણાય; લગ્ન પ્રસંગે ઉડાઉ ન થવું એવું કહો તો તે માન્ય રખાય. પરંતુ "લગ્ન જેવા જીવનના એકના એક ધન્ય પ્રસંગે મખ્ખીચુસ કંજુસ બનો ને તમે આદર્શ લગ્ન ઉજવશો," એ સલાહ ધુત્કારી કાઢવા જેવી છે. અને દાઝયા પર જાણે ડહામ દેવાના હોય તેમ સત્યાગ્રહીઓની ફોજ આવી સખ્તાઇ અમલમાં મુકવાને તથા ચોકી પહેરા ભરવાને તૈયાર રાખવામાં આવે, ત્યારે સત્યાગ્રહ સત્યાગ્રહ મટી કેવળ દુરાગ્રહમાં પલટાઇ જાય છે.

આવા સત્યાગ્રહીઓને ખબર નથી રહેતી કે અતીશય સખ્તાઇ પ્રત્યાઘાત પામે છે. જીવનનો રસ હણી લેતાં, એને લુખ્ખું સુકું બનાવતાં આપણે એને જાણી જોઇને બીજી બાજુ એવા અકથ્ય ગર્તમાં હડસેલી દઇએ છીએ, કે પાછળનો પસ્તાવો નકામો થઇ પડવાનો. અતીશય સખ્તઇ એટલે ભવીષ્યમાં હદપારની શીથીલતા. પવીત્ર આનંદનો કે નીર્દોષ ઉલ્લાસનો બહીષ્કાર એટલે ધીમે ધીમે અપવીત્ર આનંદની આમદાની અને દોષવાળા ઉલ્લાસને નોતરૂં. જો સત્યાગ્રહની હીલચાલ આવી સખ્તાઇને ઉત્તેજવાનું ચાલુ રાખશે, તો પ્રજાજીવન કલુષીત બનશે આવા છુટાછવાયા કાંઇક દાખલા ખુદ સત્યાગ્રહીઓમાં બન્યા છે. એ ચેપ આખા પ્રજાજીવનમાં ન ફેલાય તે પહેલા સત્યાગ્રહે ચેતવાની જરૂર છે. દંભને જડમુળથી ઉખેડવાની જેની પ્રતીજ્ઞા છે, એવા સત્યાગ્રહે પોતાનામાં દંભના જે અંશો ભળ્યા હોય, તેમને ફેંકીને ફેજેટી દેવાની જરૂર છે. સત્યાગ્રહ સર્વાંશે દંભનો વીઘાતક બનો એ જ પ્રાર્થના!

લેખક: આંતરરાષ્ટ્રીય રાજકારણનો અભ્યાસી

# યુરોપની આર્થિક અંધાધુંધી

યુરોપ આજે નાણાંભીડ, બેકારી, મંદી અને ઉદ્યોગવાદના નાશને આરે આવી ઉભું છે. એ બધું તેના સત્તાલોલુપ રાષ્ટ્રોના મુત્સદીઓના કાવાદાવાનું જ પરીણામ છે. સોવીએટ રશીઆને કચડવા જતાં આજનું યુરોપ તેથી કચડાઇ રહ્યું છે. છતાં સામ્રાજ્યવાદીઓ નવા યુદ્ધની રમતનાં પ્યાદાં ગોઠવવાની ચાલબાજી હજી છોડતા નથી.

**મહાયુદ્ધની** હોળીને શમાવવા માટે યુદ્ધવીરામની શરતો કરવામાં આવી, ત્યારથી યુરોપની જકાતોની દીવાલોના ઇતીહાસમાં રશીઆ અને અમેરીકાએ મહત્ત્વના આર્થીક બળ તરીકેનો માતબર ભાગ ભજવ્યો છે, તેટલો જ સબળ ભાગ બ્રીટન અને ફ્રાન્સની મુત્સદ્દીગીરીએ નવી નવી સરહદોના, આર્થીક ખોટના, સામાજીક અવ્યવસ્થાનાં અને રાજકારણી પરીવર્તનના ટુંકજીવી પ્રયોગોથી ભજવ્યો છે. બાલ્કન રાજ્યોની જકાતી દીવાલો તેમ જ રાજદ્વારી સત્તા હાથમાં લઇને આર્થીક પાયા સંગીન કરવાનાં તેમનાં તરફડીઆં એ બ્રીટન તેમ જ ફ્રાન્સની મુત્સદ્દીગીરીનાં ફળ છે. અને જો કે અમેરીકાની જકાતી દીવાલે યુરોપના આર્થીક યુદ્ધમાં કેટલોક ભાગ ભજવ્યો છે એ ખરૂં છે, છતાં તેથી જેટલું નુકશાન યુરોપને થયું નથી, એટલું નુકશાન ખુદ યુરોપની અંદર અંદરની જકાતી દીવાલોથી વીશેષ થયું છે.

અત્યારના યુરોપને છેલ્લી બાદશીએ આર્થીક સાધનોના આધારરૂપ ફળદ્રુપ પ્રદેશ વીહોણો બનાવી મુકયો છે. યુદ્ધ પહેલાં રશીઆ તેમજ મધ્યપુર્વના દેશો યુરોપને જરૂરની ઘણી વસ્તુઓ પુરી પાડતા હતા. ત્યારે ઇમારતી લાકડું, ઘઉં અને તેલ રશીઆ, ઇરાન અને કોકેસસમાંથી પશ્ચીમ યુરોપમાં જતાં, અને યુરોપનો તૈયાર માલ રશીઆમાં જતો. અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનો ત્યારે પશ્ચીમ યુરોપની ઘણી જરૂરીઆતોની ચીજો મોકલતાં, છતાં યુરોપના બજાર ઉપર તેની સત્તા પુરેપુરી જામી નહોતી.

યુરોપીય યુધ્ધે અને બોલ્શેવીઝમે એક દશકા સુધી એ ફળદ્રુપ પ્રદેશોના આર્થીક લાભનો નાશ કરી નાખ્યો. માત્ર ૧૯૨૮ માં રશીઆ કાચો માલ યુરોપને પુરો પાડવા લાગ્યું. ત્યારથી રશીઆમાંથી વળી ઘઉં, તેલ અને ઇમારતી લાકડું યુદ્ધ પહેલાંના સમયના જેટલા જ પ્રમાણમાં પશ્ચીમ યુરોપમાં આવવા લાગ્યાં. તેમ છતાં રશીઆએ યુરોપના તૈયાર માલનો પહેલાંના જેટલો સ્વીકાર કર્યો નહીં, હવે તો રશીઆ ઉદ્યોગવાદને રસ્તે ચડી ચુકયું છે, અને જોતજોતામાં તેનો ઉદ્યોગ યુરોપના ઉદ્યોગની સ્પર્ધા કરી શકશે એમ નીશ્ચીતપણે લાગે છે.

રશીઆની ખેતીને નવું ચેતન મળ્યું છે, એથી પુર્વ યુરોપના ખેડુતોને માટે પશ્ચી-

# ધી પાછળ રમાતા મુત્સદ્દીગીરીના દાવ!

મના યુરોપમાં જે થોડું ઘણું બજાર મળતું હતું તે પણ હવે તો તેમના હાથમાંથી સરકી ગયું છે.

યુરોપથી રશીઆ છુટું પડી ગયું તેથી યુદ્ધ પછીનો એક દશકો તો યુરોપને અમેરીકાની આર્થીક દયા ઉપર લટકી રહેવું પડયું. યુરોપને ઘઉં, તેલ અને ઇમારતી લાકડું દરીયાપારથી મંગાવવાની સેથી ફર્જ પડી, ત્યારે અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોએ જકાતની મોટી દીવાલો ખડી કરીને યુરોપના તૈયાર માલને પોતાની ભુમીમાં પ્રવેશ કરતાં અટકાવ્યો. એટલે ખરી રીતે તો યુરોપને તેથી કંઇ ફાયદો ન થયો, ત્યારે યુદ્ધમાં યુરોપનો જે નાશ થયો હતો, તેના નવસર્જન માટે જે નવીન આર્થીક વ્યવસ્થા ઉભી થઇ તેમાં અમેરીકન નાણાં, અમેરીકન કારખાનાંની શાખાઓ, અને અમેરીકન બેંકાએ ગીરોને રસ્તે મેળવેલી સત્તાના વીવીધ સ્વરૂપે અમેરીકાનો ઉપર હાથ થતો ગયો છે. જે યુરોપના અહીતનું મંગલાચરણ જ ગણી શકાય તેમ છે.

યુધ્ધે યુરોપ ઉપર જે ગેબ્જારી આફતો ઉતારી છે તેનો આંક તો કાઢી શકાય તેમ જ નથી. માનવજાતીનાં સુનંદાં તત્વોનો તેમાં નાશ થયો, અઢળક ધનની હોળીઓ થઇ, માલ મીલકતનો ભયાનક હદે નાશ થયો એટલું જ નહીં, પણ યુદ્ધ નાનાં રાજ્યોના હક્કના રક્ષણ માટે થયું છે એવું કહેવાથી પરીણામે યુરોપની એકતા તુટી પડી છે. અને નાનાં નાનાં નવાં રાજ્યો ઉભાં થયાં તેથી ફ્રાન્સ, ઇટલી, સર્બીઆ, રૂમાનીઆ અને ગ્રીસને પ્રદેશો પચાવવાનો લાભ તો નહીં જેવો જ થયો છે. કેમકે ડેન્યુબના તટપ્રાંતમાં જ્યાં પહેલાં એક રાષ્ટ્ર હતું ત્યાં અત્યારે ઓસ્ટ્રીઆ, હંગરી અને ઝેકોસ્લોવેકીઆ એમ ત્રણ ભાગ પડી ગયા છે. ઉપરાંત પશ્ચીમ યુરોપના ખંડેરોમાંથી પોલેન્ડ, એસ્ટોનીઆ, લેટવીઆ, લીથુઆનીઆ અને ફીન્લેન્ડનાં નવાં રાજ્યો સર્જાયાં તેની તો વાત જ કરતા નથી. ભણુકતો રાષ્ટ્રવાદ, નવી નવી સરહદો, આર્થીક તંત્રની સખળડખળતા એ બધું તેથી ડેન્યુબના પ્રદેશમાં બન્યું જ, અને સ્લોરીઆમાં નાનાં નાનાં તંત્રો બની ગયાં, નાણાંની ખુટ જણાવા લાગી તેમજ રાજકારણી દ્વેશનો જે પ્રચંડ અગ્ની ભડભડવા લાગ્યો, તેની સાથે સાથે નવી સરહદો, જકાતની નવી દીવાલો વગેરેની અંધાધુંધી ભળવાથી ભારે અવ્યવસ્થા વ્યાપી ગઇ. આ બધી આગ ઓછી હોય તેમ તેમાં બોલ્શેવીઝમે તેમજ અમેરીકન નાણાંએ તેલ હોમ્યું.

આ બધી ગુંચવણોમાં યે બોલ્શેવીઝમના ભયને લીધે યુરોપનો ગુંચવાડો ભારે વધી પડયો. નીચાણના દેશો સીવાયનો યુરોપ— પશ્ચીમ જર્મની, ફ્રાન્સના કેટલાક ભાગ, ઇટલી અને પોલેન્ડ એ બધા પ્રદેશો ખરેખરી રીતે તો હજી યે ખેતીવાડી ઉપર નભનારા હોઇ, ત્યાંના ખેડુતોને સહુથી પહેલાં

સંતોષ આપવાની જરૂર હતી. મધ્ય તેમજ પુર્વના યુરોપમાં તેથી જમીન માટે તલસતા ખેડુતોને રાજી રાખવા માટે મોટી મોટી જાગીરોના ટુકડા કરી નાખવા પડયા, પરીણામે ઉત્પન્નમાં ઘટાડો થવા લાગ્યો. તે જ વખતે રશીઆમાં ખેડુતોએ સામુદાયીક ખેતીનો પ્રયોગ શરૂ કર્યો, જેથી ખેડુતોને ઉત્પાદનની નવી શક્તી લાધી ગઇ. અને એ શક્તીએ જ પુર્વ યુરોપની મુત્સદીગીરી માટે નવી ગુંચવણના પ્રશ્નો ખડા કરી દીધા.

આ બનાવોમાં વળી યુદ્ધના સમયના ધોરણથી બ્રીટન તેમજ જર્મનીએ પ્રત્યેક દેશને પહેલાં પોતપોતાને માટે પુરતા ખોરાકનાં સાધન ઉત્પન્ન કરવા તરફ ધ્યાન આપનારા બનાવ્યા, તેથી રાજકારણી સલામતીના નામે આર્થીક નજરે નુકશાનકારક ઉત્પાદનને પ્રોત્સાહન મળવા માંડયું. એને પરીણામે ખેતીના ઉત્પન્નની સામે સંરક્ષણીય જકાતોની મોટી દીવાલો પરસ્પર વચ્ચે ખડકાવા માંડી. આથી યુરોપની વીચીત્ર દશા થઇ પડી. પોતાના ખેડુતો અને લડવૈયાઓને સંતોષવા માટે જો તેઓ પોતાના દેશના ખોરાક ઉપર કરનો બોજો લાદે. તો દેશને પેટ પુરતું ખાવા યે ન મળે અને કર નાખે તો પેલા બન્ને વર્ગોમાં અસંતોષ થાય, એવી કફોડી સ્થીતીમાં તે પ્રદેશો મુકાઇ ગયા.

આ સંબંધમાં એ કહેવું જોઇએ કે, બલ્ગેરીઆ, ઝેકોસ્લોવેકીઆ, ફ્રાન્સ, જર્મની અને ઇટલીએ યુનાઇટેડ સ્ટેટ્સ કરતાં પણ ઘઉં ઉપર ભારે જકાત નાખી દીધી છે. [યુનાઇટેડ સ્ટેટસમાં પ્રત્યેક ૧૦૦ રતલ ઘઉં ઉપર ૧–૦૪ ડોલરની જકાત નાખવામાં આવી છે]. ઉપરાંત બલ્ગેરીઆ, ઝેકોસ્લોવેકીઆ, ફીન્લેંડ, ગ્રીસ, ઇટાલી, પોર્ચ્યુગાલ, રૂમાનીઆ અને સ્પેનમાં ખાંડ ઉપર જકાતો નાખી છે, ત્યારે ગ્રેટબ્રીટને બ્રીટીશ પ્રદેશમાં ઉત્પન્ન થઇ ન હોય તે ખાંડ ઉપર જ જકાત નાખી છે. [ઇટાલીએ અઢીમણુ ખાંડ ઉપર ૧૩.૩૩ ડોલર્સ જેટલી જકાત નાખી છે. જ્યારે અમેરીકામાં તેટલી જ ખાંડ ઉપર ૨.૬૫ ડોલરની જકાત લેવાય છે]

## [ ૨ ]

**આ** જાતની આર્થીક અંધાધુંધી છતાં યુરોપનાં બે સબળ રાષ્ટ્રો–ફ્રાન્સ અને ગ્રેટ-બ્રીટન, જે પ્રજાસંઘમાં ભારે લાગવગ ચલાવી શકે છે અને યુરોપની આર્થીક પ્રગતી ઉપર અંકુશ રાખી શકે છે, તેમણે એક બીજાની સામે જતી મુત્સદીગીરીના દાવપેચ ખેલવા માંડયા છે.

બ્રીટીશ સરકાર ખાસ કરીને ગ્રેટબ્રીટનના લાભની વસ્તુઓ જેવી કે, કોલસો અને કાપડ ઉપરની યુરોપીયન જકાત ઘટે તેવી તદબીર સાથે, સુલેહની શરતો દ્વારા અને તે પછીથી મધ્ય યુરોપ ઉપર નંખાયેલાં મીત્ર-રાજ્યોના માલને પહેલી પસંદગી આપવા માટેના બંધનોના પાલન ઉપર ભારે ભાર મુકી રહી છે. આ બીજું કંઇ જ નહીં પણ કેવળ સ્વાર્થી નીતી છે; પણ તેમાં વળી સાથે સાથે અમેરીકાનું તેમજ યુરોપના બીજા દેશોનાં પણ હીત સંકળાયલાં છે. બાકી તો ગ્રેટબ્રીટન પોતાના સામ્રાજ્યમાં, સંસ્થાનો અને તાબાના દેશોમાં પોતાનો પુષ્કળ તૈયાર માલ વેચી શકે છે અને સગવડભરી રીતે કાચો માલ મેળવી શકે છે.

ત્યારે બીજી તરફથી ફ્રાન્સે યુરોપની આર્થીક પુનર્યોજનાની સામે પોતાના દેશની રાજકારણી સલામતીને મુકવાની એવી નીતી ધારણ કરી છે, કે જેથી યુરોપની આર્થીક શાંતીનું ફ્રાન્સને ભયંકર શત્રુ બનાવી મુકયું છે. મો. બ્રીયાંની યોજ-

નામાં પણ આ જ મુદ્દો અગ્રપદે રહેલો હતો. વગવાળાં મંડળો એ યોજનાને એવી માનતાં હતાં કે, ફ્રાન્સ એ યોજનાથી પોતાના લશ્કરવાદને તેમજ રાજકારણને કાયમના આર્થીક હીતની નજરે ગોઠવી શકે એવી સગવડ તેને મળે તો જ તે તેની કીંમત પેટે યુરોપનું આર્થીક પુનઃસર્જન કરવા દેવા માગે છે. ફ્રાન્સનો ઇતીહાસ તેની આ નીતીનો પુરાવો આપે છે. તેની નીતી સાટાં કરવા જેવી છે. જો પોતાને લાભ થતો હોય તો જ તે યુરોપને લાભ થવા દે, પણ જેમાં પોતાને ખાસ લાભ ન હોય તેવી યોજના, પછી ભલેને તે યુરોપના લાભની હોય છતાં તેનો તે વીરોધ જ કરે. યુરોપની આયાત નીકાશની સગવડ ભરી યોજનાનો સામનો તેથી જ ફ્રાન્સનાં મીત્રો–પોલેન્ડ અને ઝેકોસ્લોવેકીઆએ કર્યો હતો, ફ્રાન્સ અને એના નાનકડાં મીત્રરાજ્યોના સંઘે જ જકાતના તહનામાના માર્ગમાં વીરોધ કર્યો હતો, એ જ મંડળીએ ઓસ્ટ્રો–જર્મન જકાતીસંધને અટકાવવા માટે પોલેન્ડ, રૂમાનીઆ, ઝેકોસ્લોવેકીઆ અને યુગોસ્લાવીઆને રાજકારણી મુત્સદ્દીગીરીને ખુલ્લી રીતે અનુસરીને સમયસરની 'લોન' આપવાની લડત ચલાવી હતી.

વર્સેઇલ્સના કરાર પછીનાં આઠ વર્ષો તે યુરોપના આર્થીક અંધાધુંધીનાં જ વર્ષો હતાં. એ કરારો એવા હતા કે જેનું બીજું કશું પરીણામ આવી જ ન શકે. ખરી રીતે તો દુનીયાના પ્રત્યેક રાષ્ટ્રે અને ખાસ કરીને યુરોપના પ્રત્યેક દેશે પોતાની જકાતોને વધારી મુકી હતી. ચલણી નાણાંના ભાવ ઘટી જવાથી ફ્રાન્સ અને બીજા કેટલાક દેશોએ હુંડીઆમણનો ખાડો પુરાય તેટલા જ પ્રમાણમાં જકાત વધારવાની યોજના શોધી કાઢી હતી. ૧૯૨૧ માં ઇટાલીની જકાતમાં ભારે વધારો કરવામાં આવ્યો હતો, એટલે ઇંગ્લંડે પોતાના મુખ્ય ઉદ્યોગોના ઉત્પાદનની સામે થતી હરીફાઇને લુલી બનાવવા માટે સત્તાવીસ ટકા જેટલી સંરક્ષણની જકાત વધારી હતી. આવી આર્થીક અંધાધુંધીને લીધે, તેમ જ રશીઆના આર્થીક ઇજારાને લીધે મધ્ય અને પુર્વ યુરોપના દેશોના આયાત નીકાશ માલની ઉપર અંકુશો મુકાયા હતા. જર્મન માલ ઉપરની બેલ્જીઅમની જકાત ૧૯૨૧ માં તો ખાસ વધારાના દર તરીકે ૧૦૦ થી ૩૦૦ ટકા જેટલી વધી ગઇ હતી. ફ્રાન્સ અને સ્પેન તો જકાતોનાં સાટાં કરવા લાગ્યાં હતાં, ત્યારે અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોએ જકાતનો રસ્તો જ છોડી દીધો હતો.

• ૧૯૨૭ માં જકાતની આ અંધાધુંધીએ યુરોપની મુશ્કેલીને એટલી હદે વધારી મુકી હતી કે, તેમાંથી છુટવાનો માર્ગ શોધવા સારૂ અમેરીકન ટેકા સાથે મોટે ભાગે બ્રીટનના આશરા નીચે જીનેવામાં જગતની આર્થીક પરીષદ ભરવામાં આવી હતી. તે પરીષદમાં પચાસ દેશોના પ્રતીનીધીઓએ ભાગ લીધો હતો અને આયાત નીકાશ ઉપરના અંકુશો તેમ જ અટકાયતોને દુર કરવા માટેના જગમશહુર કરારો એ પરીષદમાં તૈયાર થયા હતા. તેથી થોડાક વખત માટે તો જકાતો ઘટાડવાની વલણ જણાવા લાગી. ફ્રાન્સ, પોલેન્ડ, લેટવીઆ, નોર્વે અને ફીન્લેન્ડની જગાતોમાં ફેરફાર કરવામાં આવ્યા, દશ દેશોમાંથી ધંધા ઉપરના અંકુશો દુર થયા અને મીત્રરાજ્યોને ખાસ પસંદગી આપવાના સુરને પ્રોત્સાહન અપાવા લાગ્યું. પણ એ બધી કૃત્રીમ ગરમી ૧૯૨૯ આવતા સુધીમાં તો વળી ઠંડી પડી ગઇ. રૂમાનીઆની જકાત ઘટી તો તુર્કસ્તાનની વધી; સ્વીડન અને ફીન્લેન્ડે

ર્ખ્યા વીના પસાર થઇ ગઇ, છતાં યુદ્ધ પછી યુરોપની ભુમી ઉપર જકાતની સ્થીરતા મારેતું ભરાયલું તે એક સંગીન પગલું છે એ નક્કી છે. ફ્રેન્ચોએ તા. ૨૪ : ૩ : ૧૯૨૯ ના દીવસે વ્યાપારી કરારનો જે વધ કર્યો તેની અસરને આ પગલું નાબુદ બનાવે છે, એટલું જ નહીં પણ ફ્રેન્ચોની યુરોપના સંઘ મારેની મહત્ત્વાકાંક્ષાના મુળમાં ઘા પણ કરે છે.

ફ્રાન્સની પરરાષ્ટ્રીય કચેરીએ તા. ૧૭ : ૫ : ૩૦ ના રોજ યુરોપીય રજ્યોના સંઘને લગતી યાદી સરકારી દસ્તાવેજ તરીકે યુરોપનાં રાષ્ટ્રો ઉપર મોકલાની આપી. એ યાદીનો જવાબ જુલાઇની ૧૫ મી સુધીમાં માગવામાં આવ્યો હતો. બ્રાયાંની યોજના ઉપરથી જ એ યાદી તૈયાર થઇ હતી, તેમાં ફ્રાન્સના માનસના બે મુખ્ય પડઘા પ્રધાનપણે પડેલા હતા :

(૧) આર્થીક પ્રશ્નોને રાજકારણ કરતાં ગૌણ માનવા, અર્થાત જ્યાં સુધી ફ્રાન્સની સલામતીની ખાત્રી ન મળે ત્યાં સુધી આર્થીક-સંઘની રચના ન કરવી, અને (૨) ખેતીવાડી ઉપર આધાર રાખનારા પછાત દેશોને 'લોન' આપવાની વ્યવસ્થા કરવી. (અહીં એ સ્મરણમાં રાખવાનું છે કે ફ્રાન્સે પુષ્કળ સોનું એકઠું કર્યું હતું, જેમાંનો મોટો જથ્થો ઇંગ્લંડની બેન્કમાંથી ખેંચેલો હતો. અને પછાત દેશો એટલે પુર્વ યુરોપનાં ફ્રેન્ચોનાં મીત્ર-રાજ્યો એજ એ યાદીનો મુદ્દો હતો) એ યાદીને એક બીજાથી સામસામે જનારા પ્રત્યુત્તર મળ્યા. બ્રીટન એ યોજના તરફ સમભાવ બતાવતું હતું, પરંતુ બ્રાયાંની યોજના રાષ્ટ્રસંઘની પ્રતીસંસ્થા તરીકે હોવાથી તેને તે પસંદ કરતું નહોતું. બ્રીટને આ જવાબમાં સમયસુચકતા વાપરી હતી અને ફ્રાન્સ સામે જાણી જોઇને ખુલ્લો વીરોધ બતાવ્યો નહોતો. જર્મનીના જવાબમાં યુદ્ધદંડ અને સુલેહની પુનર્વીચારણા કરવાની પહેલી જરૂર બતાવવામાં આવી હતી. ત્યારે વળી ઇટલીએ એવો આગ્રહ પકડી રાખ્યો હતો કે આ સંઘમાં તુર્કસ્થાન અને સોવીયેટ રશીઆને દાખલ કરવાં.

આ બધાના પરીણામે રાષ્ટ્રસંઘના ૧૧ મા અધીવેશને તા. ૨૩ : ૯ : ૩૦ ના રોજ યુરોપના સંઘના સંબંધમાં તપાસ કરવા એક કમીશન નીમ્યું. અને એ કમીશનને મદદ કરવાની સત્તા સંઘની કચેરીને સંઘની સભાએ તા. ૨૩ : ૧ : ૩૧ ના દીવસે આપી.

એ તપાસપંચની પહેલી જ બેઠકમાં એવો ઠરાવ થયો કે, સમસ્ત વીશ્વની આર્થીક અંધાધુંધીનો અભ્યાસ કરવો, યુરોપના ખેતીપ્રાધાન્ય દેશોમાં જે વધારાનું અનાજ પડી રહ્યું છે તેનો કેવી રીતે નીકાલ કરવો તેનાં સાધનો શોધી કાઢવાં, વ્યાપારી ઠરાવનો અમલ કેમ કરવો તેની ભલામણ કરવી, રશીઆ અને અમેરીકા સાથે યુધ્ધો થવાની જે અફવાઓ ઉડી રહી છે તે ગભરાટ ઓછો થાય એ જાતનું નીવેદન પ્રકટ કરવું અને તપાસપંચ સાથે મળીને કામ કરવા માટે તુર્કસ્થાન, સોવીયેટ રશીઆ તેમજ આઇસલેન્ડ (?) ને આમંત્રણ આપવાં. ચાલુ વર્ષના માર્ચની તા. ૨૪–૨૫ માએ તપાસપંચ પેરીસમાં મળ્યું અને તેમ ઉપર જણાવેલા ત્રણે દેશને યુરોપના સંઘમાં ભળવા માટે સત્તાવાર નીમંત્રણ મોકલાવ્યાં. બ્રીટીશ અને ફ્રેન્ચ નીતીની વચ્ચે અથડા-અથડી થયેલી હોવાને લીધે, રાષ્ટ્રસંઘની કચેરીનો પ્રથમતઃ યુરોપના હીત માટે ઉપયોગ કરવાનો છે, પરંતુ યુરોપનો યોજીત સંઘ કાશીએ પહોંચે એવી આશા વ્યર્થ જ છે.

તે દરમીયાન સોવીયેટની પંચવાર્ષીક યોજનાના આંકડાઓ, પરદેશ મોકલાવામાં આવતું રશીઅન અનાજ અને જગતભરમાં વ્યાપેલી આર્થીક મંદીને લઇને યુરોપના ખેતીપ્રધાન દેશોને પોતાનો સંઘ રચવાને ઉત્તેજન મળ્યું. એ સંઘના સભાસદોએ પોલેન્ડ, રૂમાનીઆ, ઝેકોસ્લોવેકીઆ, યુગોસ્લાવીઆ, હંગરી, બલ્ગેરીઆ, લીથુઆનીઆ અને ઇસ્ટોનીઆની વચ્ચે વોરસોમાં મળેલી પરીષદનું અનુકરણ કરીને ૧૯૩૦ ના નવેમ્બરમાં બેલ્ગ્રેડ મુકામે પરીષદ ભરી. પરંતુ તેમાં કંઇ ઝાઝો દીવ વળ્યો નહીં. વધારાનું અનાજ પરદેશ મોકલવાને લગતી કમીટી [યુરોપીય સંઘની તપાસ સમીતીનો એક ભાગ] ચાલુ વર્ષના ફેબ્રુઆરીની તા. ૨૬ થી ૨૮ સુધી પેરીસમાં મળી, અને તે પ્રશ્ન તા. ૨૬ : ૩ : ૩૧ ના રોજ રોમમાં ખેતીને લગતી આંતરરાષ્ટ્રીય સંસ્થાની સભા ઉપર મુલતવી રાખવામાં આવ્યો. આ સભાઓના ફળરૂપે બેધારી દરખાસ્તો જન્મી. યુરોપના ઔદ્યોગીક દેશોએ યુરોપના અનાજને લાભ થાય તે ધોરણે જકાતો નાખવી [અહીં એ યાદ રાખવાનું છે કે મીત્રરાજ્યોના માલને પહેલી પસંદગી આપવાનો વ્યાપારી તહનામાનો કરાર આ માગણીમાં તુટે છે] એ એક, અને બીજી યુરોપના ખેતીપ્રધાન દેશોએ યુરોપના તૈયાર માલને માટે ફળદાયક બજાર બનવું. [આ ઠરાવ કેટલીક બાબતમાં અસ્પષ્ટ છે. પરંતુ તેમાં એવો ભાવ રહેલો છે કે ગમે તો જકાતની બાબતમાં પસંદગી આપીને, અથવા તો લોનના કબાલાની રીતે પણ યુરોપના ઉદ્યોગવાદી દેશોને વરદી આપવી.] પણ જ્યાં સુધી ઓસ્ટ્રીઆ અને જર્મની વચ્ચે જકાતીસંઘનું કામચલાઉ કરારનામું થવાથી બીજા દેશોને ઝનુન ન ચડયું, ત્યાં સુધી પેલી યોજનાને કોઇએ પણ વધાવી લીધી નહોતી.

તા. ૨૭ : ૩ : ૩૧ ના રોજ વીએના અને બર્લીનમાં સત્તાવાર રીતે જાહેર કરવામાં આવ્યું કે, એ બન્ને સરકારોની વચ્ચે જકાતીસંઘની સ્થાપના માટે વાટાઘાટ ચલાવવાના કરારનામા ઉપર સહીઓ કરવામાં આવી છે. એ સંદેશા એટલા બધા છાની રીતે ચલાવવામાં આવ્યા હતા કે, એવા સંઘના પડઘા વાતાવરણમાં ઘણા વખતથી પડી રહેલા હોવા છતાં પણ, એ જાહેરનામાથી મુત્સદ્દીઓની જમાતમાં ભયંકર અજાયબીની લાગણી ફેલાઇ વળી. ફ્રેન્ચોની મુત્સદ્દીગીરીએ જ્યારે વ્યાપારીસંઘની યોજનાને મુર્તસ્વરૂપ લેતાં અટકાવ્યું અને યુરોપના ખેતીપ્રધાન દેશોની દરખાસ્તોને ધીરે ધીરે બહાર પાડવા દીધી, બરાબર તેજ સમયે ઓસ્ટ્રો—જર્મન જાહેરાત બહાર પડી. અને તેમ કરીને તેમણે યુરોપની આર્થીક અંધાધુંધીને શમાવવામાં બીજું ચોક્કસ પગલું ભર્યું. ફ્રાન્સ અને તેનાં નાનકડાં મીત્રોએ આ કરારને ઓસ્ટ્રીઆ અને જર્મની વચ્ચેનો રાજકીય દોસ્તીના કરાર તરીકે ઓળખાવવા માંડયા અને તેમ કરીને ઇટાલી તેમજ ફ્રાન્સની વચ્ચે થનારા નૌકા કરારોને ઉંધાવાળી નાખ્યા, અને આવતા શીયાળામાં મળનારી લશ્કર ઘટાડાની પરીષદના ભવીષ્યને પણ સુંથી નાખ્યું છે. ફ્રાન્સ અને તેનાં મીત્રરાજ્યોના આ બુમબરાડા જેટલા ઐતીહાસીક તેટલા જ ખોટેખોટા ભયની બુમો જેવા છે. આમ છતાં તેમની એ મુત્સદ્દીગીરી ઝાઝી ફાવી શકી નહીં. બ્રીટીશોએ રાષ્ટ્રસંઘની મે મહીનાની બેઠકમાં એ પ્રશ્ન ચર્ચા માટે રજુ થાય તેવી દરખાસ્ત મુકી. તેમ કરવામાં બ્રીટીશ મુત્સદ્દીઓ એક કાંકરે બે નીશાન

યુરોપીય સંઘની યોજનાનું આ પ્રથમ પગથીયું હોઇ, તેમાં જે રાષ્ટ્રને ભળવાની ઇચ્છા હોય તે ખુશીથી ભળી શકશે. જકાતી દીવાલોથી ગુંગળાતા યુરોપને એ જતરડામાંથી મુક્ત કરવા માટે આજ સુધી બ્રીટીશ સરકાર અને મો. બ્રાયાં આગ્રહપુર્વક ભલામણ કરતાં હતાં, પણ એજ હેતુને માટે કરવા ધારેલા ઓસ્ટ્રો-જર્મન સંઘની વાત સાંભળતાં જ ફ્રાન્સ અને તેનાં મીત્રો ગુસ્સાની આગમાં સળગી કકળાટ કરી રહ્યાં છે!

એ સંઘની યોજના પ્રમાણે બર્લીન અને વીએનાની સ્વતંત્રતાને બાધ આવતો નથી, બન્ને દેશ પોતપોતાનો જકાતી વહીવટ સ્વતંત્ર રીતે જ કરશે, તેમ જ, બન્નેના હીતને સાચવીને વ્યાપારી કોલકરારો ગમે તે દેશની સાથે કરવા માટે પણ તેઓ સ્વતંત્ર જ રહેશે. તેને લગતા ઝઘડાળુ પ્રશ્નના નીકાલ અર્થે, બન્ને દેશના સમાન પ્રતીનીધીત્વ વાળી એક લવાદ અદાલત સ્થપાશે, બન્ને દેશ એક બીજાના માલ ઉપર જકાત નાખશે નહીં, અને તેમની કુલ જકાતી આવકનો સપ્રમાણ હીસ્સો પાડી લેશે. ઓસ્ટ્રીઆ અને જર્મનીના જકાતી કાયદાઓ તેમ જ જકાતના દર પરસ્પરને સંવાદી રહેશે. આવા ધોરણ પર એ બન્ને દેશો પોતપોતાના વ્યાપારની વ્યવસ્થા માટે કરાર કરવા વાટાઘાટ ચલાવવા તૈયાર થયા છે. આ સંઘ બ્રાયાંની યોજનાને ધોરણે રચાવાનો છે, તેમાં યુરોપનાં બીજાં રાજ્યોને ભળવાની છુટ છે, એટલે બર્લીન-વીએના કરારથી યુદ્ધના તહનામાનો કોઇ રીતે ભંગ થતો નથી.

વર્સેઇલ્સના તહનામાની રૂએ આ બન્ને દેશો વચ્ચે રાજકારણી સંગઠન થઇ શકે નહીં એવાં બંધન એમની ઉપર મુકાયાં છે. પરંતુ જર્મની કહે છે કે એ તહનામું અમારી વચ્ચે જકાતી સંગઠન કરવાની મના ફરમાવતું નથી, પરંતુ ફ્રાન્સ તેથી ઉલટો મત જાહેર કરે છે. જર્મની આમ છતાં પોતાના મતને વળગી રહે છે, અને તેમણે રચવા ધારેલા જકાતી સંઘની યોજના એટલી સીફતવાળી છે કે ફ્રાન્સનો દાવો મંજુર રહી શકે તેમ નથી.

છતાં પેરીસ તેમાં ઓસ્ટ્રીઆની વ્યાપારી સ્થીતી સુધરવા કરતાં કંઇક વીશેષ ઉંડું ઉંડું જુએ છે. તેનો એવો દાવો છે કે જર્મની આ બહાના નીચે રાજકારણી સંઘ રચવા માગે છે. એવા સંઘથી યુરોપનાં રાષ્ટ્રોમાં ટયુટોનીક પ્રજાની રાજકારણી મહત્તા વધે, તેથી કદાચ વળી મધ્યયુરોપનું સંગઠન જામે, તો તેથી જર્મની અત્યારે ફ્રાન્સની સામે એકલે હાથે થઇ શકે નહીં. તેવી સ્થીતીમાંથી નીકળીને ફ્રાન્સની સામે યુદ્ધનાં હથીયાર ખખડાવવાની સંગીન સ્થીતીમાં મુકાઇ જાય, એવા ભયથી ફ્રાન્સ જર્મનીની સરદારી નીચે, તેના લાભ તરફ ઢળતા આવા સંગઠનનો સામનો કરે છે, ત્યારે તે ઓસ્ટ્રીઆ, પોલેન્ડ, રૂમાનીઆ અને યુગોસ્લાવીઆના એવા જ સંગઠનને પસંદ કરે છે!

ખુબીની વાત એ છે કે ફ્રાન્સ જર્મની-ઓસ્ટ્રીઆના આ સંગઠનનો વીરોધ વર્સેલ્સના તહનામાના ધોરણે નહીં પણ ૧૯૨૨ ના જીનીવાના એક ઠરાવને ધોરણે કરે છે. એ ઠરાવ પ્રમાણે ઓસ્ટ્રીઆની જ્યારે આર્થીક નજરે નાશની નોબતો ગડગડતી હતી, ત્યારે તેને મદદ કરવા માટે લોન કાઢવાની તૈયારી કરી હતી. એ ઠરાવથી ઓસ્ટ્રીઆના હાથ પગ રાષ્ટ્રસંઘ બાંધી લેતો હતો. એટલે રાષ્ટ્રસંઘ હમણાં કે ભવીષ્યમાં જર્મની અને ઓસ્ટ્રીઆ વચ્ચે રાજકારણી

સંગઠન થવા દે તેમ નથી. ફ્રાન્સે રાષ્ટ્રસંઘમાં એવું વલણ લીધું હતું કે જકાતી સંઘ કરવાની જર્મનીને ચોકખી ના જ સંભળાવી દેવી, પણ બ્રીટીશ મુત્સદ્દીગીરીએ એ રીતે ના પાડવાને બદલે વખત માર-વાની બાજી આર્થર હેન્ડરસન મારફત ગોઠવી. આવી મુત્સદ્દીગીરીનો દાવ અણીને અવસરે ખેલવા આગળ આવવું તેમાં બ્રીટનનું સામર્થ્ય રહેલું છે, પણ કોઇક વખતે એ દાવમાં એની નબળાઇ પણ પુરવાર થાય છે. આ દાવ પ્રમાણે રાષ્ટ્રસંઘની મે મહીનાની બેઠકમાં ઓસ્ટ્રીઆ અને જર્મનીના સંધની કાનુની દૃષ્ટીએ તપાસ કરવાનું, અને તે પહેલાં સંઘનું કામ અટકાવવાનું ઠર્યું. હવે વળી પ્રજાસંઘે આંતરરાષ્ટ્રીય અદાલતનાં મત માટે સંઘની આ યોજનાને ધકેલી છે.

ઓસ્ટ્રીઆ આ સંઘ માટે વળી એવો મત દર્શાવે છે કે, આ યોજના આજ કાલની નથી, પણ ૧૯૧૨ માં રૂમાનીઆ, અને સર્વીઆ સાથે આ જાતનો સંઘ સ્થાપવાની યોજના ઉપર તે વખતની ઓસ્ટ્રો–હંગરીની સરકારે નીષ્ણાત પુરૂષોનો રીપોર્ટ માગ્યો હતો. તે સંબંધમાં કાળજીભરી તપાસ પછી એવું જણાયું હતું કે, ખેતીપ્રધાન દેશના એવા સંગઠનથી તો તેજ દેશોના હિતોને ગેરલાભ થશે, માટે ખેતીપ્રધાન અને ઉદ્યોગપ્રધાન દેશ વચ્ચે એવો સંઘ સ્થાપવો જોઇએ, અર્થાત જર્મની જેવા દેશની સાથે ઓસ્ટ્રીઆએ એ જાતનું સંગ-ઠન કરવું, જેથી ઓસ્ટ્રીઆની ખેતીનો ફાજલ માલ જર્મનીમાં ખપાવી શકાય. ૧૯૧૪ માં એ પ્રશ્ન છેવટનઃ નીર્ણય માટે ચર્ચાવાનો હતો, ત્યાં તો યુદ્ધની હોળી સળગી અને તે વીચાર મુલતવી રહ્યો. આ બધો ઇતીહાસ રજુ કરીને ઓસ્ટ્રીઆના જર્મની ખાતેના એક આગલા એલચી અને ઓસ્ટ્રીઆમાં પરદેશ સાથેના વ્યાપારને લગતા જ્ઞાનમાં નીષ્ણાત મનાતા ડૉ. રીચર્ડ રીડ એમ પુરવાર કરે છે કે ઓસ્ટ્રીઆ અને જર્મની વચ્ચેના જકાતી સંઘનો આ વીચાર જુનો છે–નવો નથી. આજ સુધી થાયાં યોજનાની સફળતા ઉપર વીશ્વાસ રાખીને જ અમે અમારી યોજના ઉપાડી લીધી ન હોતી.

આમ ફ્રાન્સ કહે છે તેમ આ યોજનાનો આરંભ જર્મનીએ નથી કર્યો પણ ઓસ્ટ્રી-આએ કરેલો છે. અને ખરી રીતે તો અમેરીકા તરફથી થતા થોકબંદ ઉત્પાદનની હરીફાઇના તેમજ સોવીએટ રશીઆ તરફના ભયને લીધે, યુરોપને માટે વીશાળ પાયા ઉપર આર્થીક સંગઠનો કરવાની ફર્જ ઉભી જ થઇ છે, ભલે તહનામાને નામે આ હીલચાલને થોડા વખત માટે અટકાવી શકાય, પરંતુ યુદ્ધની હોળી સળગાવ્યા વીના આવા સંઘને છેવ-ટને માટે તો દફનાવી દઇ શકાય તેમ છે જ નહીં. જર્મનીથી ડરનારાં નાનકડાં રાષ્ટ્રો માટે તેથી માત્ર એજ ઉપાય બાકી છે કે, જર્મનીના આમંત્રણને સ્વીકારીને આ સંગ-ઠનમાં મોટી સંખ્યામાં તેઓ જોડાઇ જાય અને ટયુટોનીક પ્રજાઓના સંઘને યુરોપીય સંઘના સ્વરૂપમાં તેઓ ફેરવી નાખે. પરંતુ યુરોપનો સંઘ રચવો હોય તો ફ્રાન્સ અને જર્મનીની વચ્ચેના શંકા અને અવીશ્વાસના વાતાવરણને દુર કરી, એ બન્ને રાષ્ટ્રો વચ્ચે સંઘની ભાવના જન્માવવાની પહેલી જરૂર છે–જે અત્યારે બની શકે તેમ નથી. એથી પણ યુરોપનાં કેટલાંક રાષ્ટ્રો આનંદ પામે છે.

અત્યારે યુરોપની આબાદીના માર્ગમાં ભારે લશ્કરી ખર્ચ અને જકાતી દીવાલો ઉભી છે. યુરોપના વેપારને ખીલવવા એ દીવાલો ઘટાડી દેવાની તેથી ખાસ જરૂર

છે. અને એજ દીશામાં ઓસ્ટ્રીઆ અને જર્મનીનું પોતાના લાભ માટેનું આ પગલું ભરાયલું છે. યુદ્ધ પછીના તહનામાએ ઓસ્ટ્રો-હંગેરીઅન સામ્રાજ્યની ૫૨,૦૦૦,૦૦૦ માણસોની વસતી હતી, તે તહનામા પછી ઘટીને માત્ર ૬,૫૦૦ ૦૦૦ જેટલી થઇ ગઇ છે, તેથી નવા સંઘથી ઓસ્ટ્રીઆને પોતાની ખેતીનો માલ વેચવા માટે જર્મનીની ૭૦,૦૦૦,૦૦૦ જનતાનું નવું બજાર મળશે. ઓસ્ટ્રીઆને ઢોર, માખણ અને ચીઝ વેચવા બજાર જોઇએ છે અને જર્મની હાલની જકાતી દીવાલો છતાં દર વર્ષે ખેતીને લગતા ઉત્પાદનનો રૂ. ૨૨૫,૦૦૦,૦૦૦ ની કીંમતનો માલ મંગાવે છે. તેજ રીતે તેથી જર્મનીના તૈયાર માલને માટે પણ ઠીક તક મળશે, ઉપરાંત જર્મનીની અગત્યની જરૂરતું લોખંડ તેને બીન જકાતે મળશે તે લાભ જુદો. જકાતી દીવાલો છતાં. ૧૯૨૯ માં ઓસ્ટ્રીઆમાં જર્મનીનો રૂ. ૩૩૦,૦૦૦,૦૦૦ ની કીંમતનો માલ ખપ્યો હતો, તો હવે જકાતની આડખીલી નીકળી જશે એટલે તેનો વીશેષ માલ ત્યાં ખપશે જ.

એટલે યુરોપનું ભલું ચાહનારાઓ માટે ઓસ્ટ્રીઆ અને જર્મનીના જકાતી જોડાણથી ગભરાવાને બદલે તેમને ધન્યવાદ આપી, તેમના માર્ગનું અનુસરણ કરવાની જરૂર છે. પણ રાજકારણી ખીખવાદ આજે યુરોપને નાશની ખીણ તરફ ધસડી જઇ રહેલ છે, તેથી તેને શાંતી અને આબાદીની વાતો ગમતી નથી.



મનુષ્યને જીવનમાંજ અધીક આનંદ જડવાથી છેલ્લે તો તેણે પોતાના પ્રભુના મૃત્યુની જ ઉજવણીઓ કરી છે; એમ કહેવા કરતાં એ કહેવું વીશેષ ખરૂં છે કે, મનુષ્યે જીવનમાંજ વીશેષ આનંદ અને વીશેષ શક્તી જોયાં છે, અને તેણે પોતાના પ્રભુઓને મરવા દીધા છે.

...

વરસાદ પવીત્ર માણસોના પ્રદેશમાં વરસે છે અને દુષ્ટોની ભુમીમાં વર્ષતો નથી, એવી કલ્પનાથી માણસ શા માટે આશ્ચર્યમાં ડુબતો હશે ? એ તો અંધશ્રદ્ધાળુ મનુષ્યોની કલ્પના માત્ર જ છે. વર્ષાદ તો માત્ર વરસે છે, તેને એ કંઇ જ્ઞાન નથી કે તે જ્યાં પડે છે તે ભુમી ભક્તોની છે કે દુરાચારીઓની.

ભ્રમણાને જો માત્ર કવીના તરંગ તરીકે ઓળખવાની હોય તો તે સુંદર અને કીંમતી થઇ પડે છે. પણ જો ગંભીર શ્રદ્ધા એની એ સુંદરતા લુંટી લેતી હોય તો અને તેમ કરીને તેને સત્ય તરીકે મનાવવામાં આવતી હોય તો, ભ્રમણા એ નકામી વસ્તુ થઇ પડે છે.

...

માણસો પ્રભુ તરફની શ્રદ્ધાની ગમે તેટલી વાતો ભલે કરતા હોય, પણ પ્રભુને નહીં માનવો એ માણસની સ્વાભાવીક ટેવ જ હોય છે. મનુષ્ય પ્રયત્ન સીવાય બીજા કશા ઉપર માણસ આધાર રાખી શકે તેમ નથી. તેમ ખરેખરી રીતે તેઓ તે સીવાય બીજા કંઇ ઉપર આધાર રાખતા પણ નથી.

# નવયુગનો નારી વિભાગ



કુમારી બચુબહેન લોટવાળા

# નારીવિભાગની નોંધો: તંત્રીસ્થાનેથી—

## સ્વરાજ અને સ્ત્રીઓનો હક્ક

અખીલ ભારત મહાસભા સમીતીની આ વખતની બેઠક જેટલી અગત્યની હતી તેટલી જ અગત્યતા તેમાં ચર્ચાએલા નાગરીકોના પ્રાથમીક હક્કોના પ્રશ્નને આપી શકાય. કરાંચીની કોંગ્રેસ સુધી કામદારવર્ગમાં એવી માન્યતા હતી કે, મહાસભા મુડીદારોનીજ બનેલી છે અને તેમાં મુડીદારોના હીત માટે જ કાળજી રખાય છે. ઉપર જણાવેલા ઠરાવ પછી આ માન્યતા કેટલેક અંશે ઓછી થઇ છે. હાલમાં મહાસભામાં કામદારવર્ગનું પ્રતીનીધીત્વ નથી, એટલે સ્વાભાવીક રીતે તે વર્ગમાં અસંતોષ હોય, પણ નવા બંધારણમાં પુખ્ત ઉમ્મરનાં સ્ત્રી પુરૂષને મત આપવાનો હક્ક મળે (જે મેળવવા કોંગ્રેસ પ્રયત્ન કરે છે) તો કામદારો 'સ્ટેટ'માં પ્રતીનીધીઓ તરીકે જઇ શકે. શરૂઆતમાં જેમના હાથમાં સત્તા હશે તેઓ કામદારોની બહુમતી કદાચ નહી થવા દે, પણ ધીમે ધીમે તેમના પોતાના મંડળોની મદદથી તેઓ મોટા પ્રમાણમાં 'સ્ટેટ'માં આવી શકશે.

મહાસભાની સમીતીએ આ ઠરાવની દરેક કલમો પર ચર્ચા કરી બધાને તેની ઉપર ચર્ચા કરવાની તક આપી એ સારૂં કર્યું. પણ અમને દીલગીરી થાય છે કે, મહાસમીતીના સભ્યોમાં સ્વતંત્રતા જેવું કંઇ નથી. કારોબારી સમીતીએ જે કંઇ પસાર કર્યું—પછી તે ખોટું હોય કે ખરૂં હોય પણ, મહાસભાની સમીતી તેને સંમતી આપવાની જ! આવી મનોદશા બદલાવાની બહુ આવશ્યકતા છે. કારોબારી સમીતીનો નીર્ણય પસાર થવાનું તો જાણે નક્કી માની જ લેવું, પણ ઘણું ખરૂં ગાંધીજી જે ઠરાવ મુકે તેની સામે થવાની ભાગ્યે જ કોઇ હીંમત કરી શકે છે. આવી જાતની પ્રથા સામે અમારો સખત વીરોધ છે. જો કારોબારી સમીતી જેટલું કરે તેટલું કબુલ રાખવું હોય, તો અખીલ ભારત મહાસભા સમીતીને મળવાની શું જરૂર છે? બધી સત્તા કારોબારી સમીતીને સોંપી દેવી. આવી મનોદશાને લીધે કેટલાક અગત્યના સુધારાઓ ઉડી ગયા તેના દાખલા અમે નીચે આપીએ છીએ: ધર્મની બાબતમાં સ્ટેટ તટસ્થ રહેશે એ ઠરાવ ઉપર શ્રીમતી કમલાદેવીએ સુધારો રજુ કર્યો હતો કે, જો ધર્મ લોકોના હીતની આડે આવતો હોય તો સ્ટેટે જરૂર તે બાબતમાં વચમાં પડવું જોઇએ. આવો અગત્યનો સુધારો ઉડી ગયો એ શું ઓછું શોચનીય છે? ધર્મને લીધે તો હીંદની આટલી અધોગતી થઇ છે. આપણા અંદર અંદના ઝઘડા પણ ધર્મને આભારી છે. સામાજીક પ્રગતીમાં પણ જો કંઇ વીશેષ અંતરાયરૂપ હોય તો તે ધર્મ જ. માનસીક વીકાસને અટકાવનાર હોય તો તે ધર્મ. ધર્મ કે જેને સામ્યવાદીઓ એક જાતની કેફી વસ્તુ તરીકે માને છે, તેને શું આટલી બધી અગત્યતા આપવી? જેમ અફીણનું સેવન કરનારને એ અમૃત લાગે

છે, તેમ ધર્મીષ્ટને ધર્મના કેફનો નશો મુક્તીમાર્ગ જેવો લાગે છે! ધર્મના નશામાં તેની અધોગતીનું તેને વીસ્મરણ થાય છે. હીંદમાં આટલા બધા ધર્મ છે એ તેનું કમનશીબ છે. પરદેશી રાજ્યે પોતાના હીતને ખાતર ધર્મમાં તટસ્થતાનો સ્વાંગ સજી હીંદીઓની ઉન્નતી થતી અટકાવી; શું સ્વરાજની સરકાર પણ એ જ માર્ગ ગ્રહણ કરી લોકોને હાલની અધમ સ્થીતીમાં જ રહેવા દેશે? કમલાદેવીએ તેમના ભાષણમાં બરાબર કહ્યું હતું કે, "ધર્મ લોકોના હીતની આડે આવે તો શું સ્વરાજ સરકારે આંખ આડા કાન કરવા? ભલે મહાસભાની સમીતીએ એ ઠરાવ પસાર કર્યો, પણ કોંગ્રેસના જ સીદ્ધાંત પ્રમાણે અ પૃસ્યતા દુર કરવા જતાં ધર્મની આડે આવ્યા વીના નહી રહેવાય. શું સ્વરાજ સરકાર અંત્યજોને માટે જુદી નીશાળો કાઢશે? જુના વીચારના છોકરાઓને તેમની સાથે બેસાડવાની ફરજ પડવા જતાં સનાતનીઓનો તો ધર્મ રસાતળ જશે! એક જ ખાલે પાણી પીવાનું કહેતાં આવા છોકરાઓના મા બાપ ખળભળી ઉઠે છે, તો શું તટસ્થતા જાળવી રાખી આવી જાતના ભેદભાવને સ્ટેટ ઉત્તેજન આપશે? આવી જાતના ધર્મના પાલનથી ભવીષ્યની પ્રજાના મન પર ન છાજતી અસર થવા દેવા માટે સ્ટેટે ધર્મની બાબતમાં વચમાં પડવું જ જોઇએ એમ અમે માનીએ છીએ.

કમીટીએ એક એવો ઠરાવ પસાર કર્યો છે કે, કોઇ પણ જાતના ભેદભાવ વગર એક જ કુવામાંથી દરેકને પાણી લેવા દેવામાં આવશે. આ વાત ધર્મના સુપુત્રો કેમ કબુલ કરશે? આ બાબત ધર્મની આડે આવ્યા વીના કેવી રીતે અમલમાં મુકાશે? બાળલગ્નનો કાયદો ધર્મના પુતળાંઓની લાગણી દુખાવ્યા વગર કેવી રીતે અમલમાં મુકાશે? આવી જાતના દરેક સામાજીક રીવાજને ધર્મનો પાશ તો લાગેલો છે જ, તો પછી સામાજીક પ્રગતી સ્વરાજ સરકાર કેવી રીતે સાધશે તે અમે સમજી શકતાં નથી. જ્યારે ઇટલી અને ટર્કી જેવા દેશોએ ધર્મને તીલાંજલી આપી પોતાની પ્રજાને સુધારાના શીખરે પહોંચાડી છે, ત્યારે હીંદ જેવા પછાત દેશમાં ધર્મને આટલું બધું પ્રાધાન્ય આપવામાં આવે છે એ શું ઓછી દીલગીરીની વાત છે? જ્યાં સુધી ધર્મની ગાંઠો ઢીલી કરવાની સ્ટેટ ફરજ ન પાડે, ત્યાં સુધી સામાજીક ઉન્નતીનાં સ્વપ્નાં સેવવાં નકામાં છે. જો હીંદુ, મુસલમાન વચ્ચે ધર્મના ઝઘડા ન ચાલતા હોત તો, સ્વરાજનાં વહાણાં વ્હેલાં વાયાં હોત, એ મહાસભાની સમીતી ભુલી ગઇ હોય એમ લાગે છે. હાલ કમલાદેવીનો સુધારો ભલે ઉડી ગયો પણ ભવીષ્યમાં યુવક આલમ કદી પણ તે પ્રમાણે ચાલવા નહી દે તેની અમને ખાત્રી છે.

કમલાદેવીએ એક બીજી બાબત તેમનાં ભાષણમાં કહી હતી તે પણ બહુ ઉપયોગી છે. તેમણે કહ્યું હતું કે, "ધર્મને નામે જુના વીચારના માણસો કેટલાએ બ્રાહ્મણોને અને આળસુ માણસોને બેઠા બેઠા ખાવાનું આપે છે, આવા માણસો પછવાડે કરોડો રૂપીઆનો દુરૂપયોગ થતો અટકાવી જે પૈસા બચે તે કેળવણી પછવાડે ખર્ચવા જોઇએ. આથી કેળવણી માટે પૈસાની જે તંગી પડે છે તે ઓછી થાય તેમ જ મફતનું ખાઇ આળસુની માફક પડી રહેનાર કીડાઓથી કામ કરવાની ફરજ પડે. આવી બાબતમાં જો સ્ટેટ વચમાં ન પડે તો ધર્મને નામે કરોડો રૂપીઆનો ધુમાડો થયાં જ કરે!"

બીજો સુધારો સ્ત્રીઓને વારસાહક્ક આપવા માટે હતો. સ્ત્રીઓને પુરૂષોના જેટલા હક્કો આપવા એ ઠરાવમાં બીજા હક્કોનો

સમાવેશ થાય છે. પણ સ્ત્રીઓને વારસાહક્ક આપવાનો ઉલ્લેખ તેમાં નથી કર્યો. એ જ કારણને લીધે એક સંસ્થે આ સુધારો સમીતી સમક્ષ રજુ કર્યો. પણ કારોબારી સમીતીએ જે ઠરાવ કર્યો તેમાં અખીલભારત મહાસભા સમીતી કેમ ફેરફાર કરી શકે? તેથી એ ઠરાવ બહુમતીએ ઉડી ગયો! સ્ત્રીઓને સરખા હક્કો આપવાની હીમાયત કરનારાએને આ સુધારો કબુલ કરવાને શુ વાંધો હતો તે અમારાથી સમજી શકાતું નથી. શું વારસાની બાબતમાં સ્ત્રીઓને હજી અન્યાય જ કરવાનો તેમનો વીચાર છે? હીંદુ શીરાય દરેક કોમમાં અમુક પ્રમાણમાં છોકરીઓને વારસો અપાય છે. તો હીંદુ છોકરીઓએ એવો તે શું ગુન્હો કર્યો છે કે તેમને આ હક્કથી વંચીત રાખવામાં આવી છે? શરૂઆતમાં છોકરા જેટલો જ વારસો તેમને ન આપે એ કદાચ સમજી શકાય, પણ અમુક પ્રમાણમાં તો મળવો જોઇએને? એ સુધારા પર ગંભીર વીચાર પણ કરવામાં ન આવ્યો એ દીલગીર થવા જેવું છે. જો આ બાબતમાં કંઇ ફેરફાર નહી કરવામાં આવે તો સ્ત્રીઓ જરૂર એ અન્યાય સામે ઝુંબેશ ઉઠાવશે એવી અમારી ખાત્રી છે.

* * *

## આંતરજાતીય લગ્નોની જરૂર

ગુજરાત સંસાર સુધારા સમાજના પ્રમુખ ડૉ. સુમન્ત મહેતાએ લગ્નના સંબંધમાં જે યોજના બહાર પાડી છે તે ઘણી આવકારદાયક છે. જેમ જેમ કેળવણીનો પ્રચાર થતો જાય છે તેમ તેમ પસંદગીનાં લગ્ન પણ વધારે પ્રમાણમાં થતાં જોવામાં આવે છે. જ્ઞાતીના સંકુચીત ક્ષેત્રમાં પસંદગીનાં લગ્નને અવકાશ નથી, તેથી જ લગ્નના ક્ષેત્રને વીશાળ બનાવવાના હેતુથી ડૉ. સુમંતે આ સંગીન યોજના ઘડી કાઢી છે. હીંદુ સમાજમાં સાંકડા વીચારોને અંગે છોકરા છોકરીઓને સાથે મળવા દેવામાં આવતાં નથી, તેમ જ સુધારાવાળા મા બાપો પોતાના સંતાનોને પોતાની જ્ઞાતીમાં લાયક જોડી ન મળે તો, બીજી જ્ઞાતીમાંથી પરણાવવા તૈયાર થાય છે, પણ જ્ઞાતીબંધન તોડવાના મનોબળને અભાવે કયો સામો પક્ષ એટલી હીંમત બતાવવા તૈયાર થશે તેનો નીર્ણય તેઓ કરી શકતા નથી. ઘણાએ કુટુમ્બો હાલના જમાનામાં આંતરજ્ઞાતીય લગ્નને ઉત્તેજન આપવા તૈયાર છે, પણ બીજાઓના વીચારોથી તદ્દન અજ્ઞાત હોવાને લીધે તેમને મુંગા બેસી રહેવું પડે છે. તેથી એવી જાતનાં લગ્ન કરવાનું સુગમ થઇ પડે એ આશયથી ડૉ. સુમંતે અમદાવાદમાં એક ખબરખાતું ખોલ્યું છે. જેઓ આંતરજાતીય લગ્ન કરવાને તત્પર હોય તેઓએ આ ખાતાને પોતાની હકીકત લખી મોકલવી. જેથી જે કુટુંમ્બો આવાં લગ્નો કરાવવા માંગે છે, તેમની બધી હકીકત બરાબર તપાસ કર્યા બાદ પુરી પાડવામાં આવશે. આવી જાતની ખબરથી મા બાપોની ઘણી મુશ્કેલીઓ દુર થાય છે. આનો અર્થ કંઇ એમ નથી કે છોકરા છોકરીઓને પસંદગી કરવાની તક નહી મળે. આવી હકીકત મેળવી મા બાપે છોકરા છોકરી બન્નેને પુરતા સમાગમમાં આવવા દેવાં અને બન્નેને એક બીજાના વીચાર તેમજ સ્વભાવ અનુકુળ થાય છે કે નહી, તેની પુરતી ખાત્રી કરીને જ તેમને સંમતી આપવી એવી વ્યવસ્થા આથી થઇ શકે.

જેમ ડૉ. સુમંતે અમદાવાદમાં આ ખબરખાતું કાઢ્યું તેમ મુંબાઇમાં પણ કોઇ સુધારા મંડળે કરવાની આવશ્યકતા છે. બીજાં કોઇ મંડળ પહેલ કરે, તેના કરતાં ગુજરાતી

છે, તેમ ધર્મીષ્ટને ધર્મના કેફનો નશો મુક્તીમાર્ગ જેવો લાગે છે! ધર્મના નશામાં તેની અધોગતીનું તેને વીસ્મરણ થાય છે. હીંદમાં આટલા બધા ધર્મ છે એ તેનું કમનશીબ છે. પરદેશી રાજ્યે પોતાના હીતને ખાતર ધર્મમાં તટસ્થતાનો સ્વાંગ સજી હીંદીઓની ઉન્નતી થતી અટકાવી; શું સ્વરાજની સરકાર પણ એ જ માર્ગ ગ્રહણ કરી લોકોને હાલની અધમ સ્થીતીમાં જ રહેવા દેશે? કમલાદેવીએ તેમના ભાષણમાં બરાબર કહ્યું હતું કે, "ધર્મ લોકોના હીતની આડે આવે તો શું સ્વરાજ સરકારે આંખ આડા કાન કરવા? ભલે મહાસભાની સમીતીએ એ ઠરાવ પસાર કર્યો, પણ કોંગ્રેસના જ સીદ્ધાંત પ્રમાણે અ પૃસ્યતા દુર કરવા જતાં ધર્મની આડે આવ્યા વીના નહી રહેવાય. શું સ્વરાજ સરકાર અંત્યજોને માટે જુદી નીશાળો કાઢશે? જુના વીચારના છોકરાઓને તેમની સાથે બેસાડવાની ફરજ પડવા જતા સનાતનીઓનો તો ધર્મ રસાતળ જશે! એક જ ખાલે પાણી પીવાનું કહેતાં આવા છોકરાઓના મા બાપ ખળભળી ઉઠે છે, તો શું તટસ્થતા જાળવી રાખી આવી જાતના ભેદભાવને સ્ટેટ ઉત્તેજન આપશે? આવી જાતના ધર્મના પાલનથી ભવીષ્યની પ્રજાના મન પર ન છાજતી અસર થવા દેવા માટે સ્ટેટે ધર્મની બાબતમાં વચમાં પડવું જ જોઇએ એમ અમે માનીએ છીએ.

કમીટીએ એક એવો ઠરાવ પસાર કર્યો છે કે, કોઇ પણ જાતના ભેદભાવ વગર એક જ કુવામાંથી દરેકને પાણી લેવા દેવામાં આવશે. આ વાત ધર્મના સુપુત્રો કેમ કબુલ કરશે? આ બાબત ધર્મની આડે આવ્યા વીના કેવી રીતે અમલમાં મુકાશે? બાળલગ્નનો કાયદો ધર્મના પુતળાંઓની લાગણી દુખાવ્યા વગર કેવી રીતે અમલમાં મુકાશે? આવી જાતના દરેક સામાજીક રીવાજને ધર્મનો પાશ તો લાગેલો છે જ, તો પછી સામાજીક પ્રગતી સ્વરાજ સરકાર કેવી રીતે સાધશે તે અમે સમજી શકતાં નથી. જ્યારે ઇટલી અને ટર્કી જેવા દેશોએ ધર્મને તીલાંજલી આપી પોતાની પ્રજાને સુધારાના શીખરે પહોંચાડી છે, ત્યારે હીંદ જેવા પછાત દેશમાં ધર્મને આટલું બધું પ્રાધાન્ય આપવામાં આવે છે એ શું ઓછી દીલગીરીની વાત છે? જ્યાં સુધી ધર્મની ગાંઠો ઢીલી કરવાની સ્ટેટ ફરજ ન પાડે, ત્યાં સુધી સામાજીક ઉન્નતીનાં સ્વપ્નાં સેવવાં નકામાં છે. જો હીંદુ, મુસલમાન વચ્ચે ધર્મના ઝઘડા ન ચાલતા હોત તો, સ્વરાજનાં વહાણાં ક્યારનાં વાયાં હોત, એ મહાસભાની સમીતી ભુલી ગઇ હોય એમ લાગે છે. હાલ કમલાદેવીનો સુધારો ભલે ઉડી ગયો પણ ભવીષ્યમાં યુવક આલમ કદી પણ તે પ્રમાણે ચાલવા નહી દે તેની અમને ખાત્રી છે.

કમલાદેવીએ એક બીજી બાબત તેમનાં ભાષણમાં કહી હતી તે પણ બહુ ઉપયોગી છે. તેમણે કહ્યું હતું કે, "ધર્મને નામે જુના વીચારના માણસો કેટલાએ બ્રાહ્મણોને અને આળસુ માણસોને બેઠા બેઠા ખાવાનું આપે છે, આવા માણસો પછવાડે કરોડો રૂપીઆનો દુરૂપયોગ થતો અટકાવી જે પૈસા બચે તે કેળવણી પછવાડે ખર્ચવા જોઇએ. આથી કેળવણી માટે પૈસાની જે તંગી પડે છે તે ઓછી થાય તેમ જ મફતનું ખાઇ આળસુની માફક પડી રહેનાર કીડાઓને કામ કરવાની ફરજ પડે. આવી બાબતમાં જો સ્ટેટ વચમાં ન પડે તો ધર્મને નામે કરોડો રૂપીઆનો ધુમાડો થયાં જ કરે!"

બીજો સુધારો સ્ત્રીઓને વારસાહક્ક આપવા માટે હતો. સ્ત્રીઓને પુરૂષોના જેટલા હક્કો આપવા એ ઠરાવમાં બીજા હક્કોનો

# શું સ્ત્રીએ પતિની છાયા રૂપ જ રહેવું જોઇએ?


: લેખક :
શ્રી. સરોજિની મહેતા
એમ. એ.


સ્ત્રીઓની સ્વતંત્રતાની વીરૂદ્ધમાં મધ્યયુગી માનસનું પ્રદર્શન કરાવતા શ્રી. જયદેવ મહેતાના વીચારોનું, સ્ત્રી સ્વાતંત્ર્યનાં પ્રખર હીમાયતી શ્રી. સરોજીની બહેન સણુસણુતો અને જડબાંતોડ જવાબ આપે છે.

શ્રી તંત્રી, નવયુગ.

આપના પ્રગતીમાન્ માસીકના ઓગસ્ટના અંકમાં "આપણા પ્રશ્નો" એ મથાળા નીચે "સ્ત્રી-પતીની છાયા રૂપ જ રહે" એ ચર્ચા પત્ર વાંચી અત્યંત આશ્ચર્ય થયું. આપનું માસીક જે દરેક પ્રકારની સામાજીક, ધાર્મીક, રાજકીય ગુલામી સામે બંડ ઉઠવતા લેખો પ્રસીદ્ધ કરે છે, તેમાં આવા અઢારમી સદીના માનસનું દીગ્દર્શન કરાવતો લેખ વાંચી બહુ આશ્ચર્ય થાય છે, તેમજ ખેદ પણ થાય છે.

એ પત્રના લેખક શ્રી. જયદેવ મહેતા કહે છે કે સ્ત્રીઓને આગળ વધવાનું, પુરૂષો સામે બંડ કરવાનું, કે પતી પરાયણતાની ભાવના ત્યાગવાનું કહેનાર સમાજ સુધારકો બીનજવાબદાર છે. કોઇ પણ પ્રકારની ગુલામી સામે થવાનું શીક્ષણ આપે એ બીનજવાબદાર માણસ કહેવાય? નીશાળો અને કોલેજોમાં શીખતી કન્યાઓને આવા વીચારો આકર્ષે એ કેવળ સ્વાભાવીક છે. સમસ્ત જગત્ આજે આઝાદીના જંગમાં ઝુઝી રહ્યું છે; રાજાઓની, ધર્મગુરૂઓની, મુડીવાદીઓની, જમીનદારોની જોહુકમી સામે થઇ પરતંત્રતાની બેડીઓ તોડવા આલમ-



શ્રી. સરોજીની મહેતા

ભરમાં યત્નો થઇ રહ્યા છે; તે વખતે માત્ર સ્ત્રીઓને જ પતીની છાયા રૂપ રહી ગુલામી જીવન ગાળવાનું કહેવું એ પુરૂષના સ્વાર્થની પરાકાષ્ટા નહી તો બીજું શું?

સ્વતંત્રતામાં ગંભીર જવાબદારી રહેલી છે, હક્કો પ્રાપ્ત કરતાં ફરજો પણ બજાવવાની હોય છે, એ તો સર્વ કોઇ કબુલ કરે છે જ. પરંતુ આ નીયમ માત્ર સ્ત્રીની સ્વતંત્રતાને જ લાગુ નથી પડતો. દરેક દેશની અને દરેક વ્યક્તીની સ્વતંત્રતાને લાગુ પડે

છે. તો પછી સ્ત્રીની સ્વતંત્રતાની વાત આવે ત્યાં જ એ નીયમનું પાટીયું સામું ધરવું, એનો અર્થ એ જ કે પુરૂષવર્ગ સ્ત્રીને સ્વતંત્રતા આપતાં અચકાય છે. ઇંગ્લંડમાં વસતા હીંદના હીતચીંતકો–ચચીંલ, જ્યોર્જ લોઇડ, રોથરમીઅરો એમ જ કહે છે કે હીંદીઓને સ્વતંત્રતા આપીએ તો પણ તેમને તેની ગંભીર જવાબદારીનું ભાન ન હોવાથી તેઓ તેને લાયક નથી! એ મહાવીરો અને શ્રી. જયદેવ મહેતા જેવા પુરૂષ દેવોમાં શો ફેર છે? જ્યાં પુરૂષ સ્વાર્થી અને સત્તાવાહી હોય, ત્યાં ઘરમાં તેનો દોર ચાલે છે અને સ્ત્રી તેવી હોય ત્યાં એનો દોર ચાલે છે એ તો હંમેશનું ચાલ્યું આવે છે. માત્ર નવા જમાનાની સ્ત્રી જ પતી ઉપર દોર ચલાવે છે એમ નથી. જુના જમાનામાં પણ આખા કુટુંબને ત્રાહી ત્રાહી પોકરાવતી કર્કશાઓ નહોતી વસતી? જ્યાં પતી પત્ની બન્ને સમજુ અને નીઃસ્વાર્થી તેમ જ ત્યાગની ભાવનાવાળાં હોય છે, ત્યાં જ સંસારનું ચક્ર સરળ રીતે ચાલે છે.

જે સ્ત્રી દેશ ખાતર કેસરીયાં કરવા બ્હાર પડે, પોલીસની લાઠી સામે શીર ઝુકાવે, કે કારમા કારાવાસને પણ હસતે મ્હોંએ સ્વીકારી લે, તેનો પતી મેળે પાણીનું પવાલું પણ ભરી શકે નહી–એ કામ માટે પત્ની કે ઘટીની મદદની જરૂર પડે–એ બીના શરમાવનારી નથી? એવા નીર્માલ્ય પતીનો તો જેમ વ્હેલો સ્ત્રી ત્યાગ કરે તેમ સારૂં. પતી પત્ની વચ્ચે પ્રેમ ભાવના હોવી એને ને સ્વતંત્રતાને તેમજ શીક્ષણને કાંઇ જ સંબંધ નથી. પ્રેમભાવના સ્વયંભુ છે. અને જો પતી પત્નીનાં જીવન વીસંવાદી હોઇ એમનાં અંતર એક જ ન થઇ શકતાં હોય, તો ગમે તે સંયોગોમાં પ્રેમ ભાવના જન્મે જ ક્યાંથી? અલબત એટલું તો ખરૂં જ કે નવી સ્ત્રી જુના જમાનાની સ્ત્રી પેઠે એમ નહી ગણે કે 'અનીતીમાન દારૂડીયો, જુગારી, ચોર ગમે તેવો પણ પતી, માટે એને પ્રભુ ગણી પુજવો જ જોઇએ. એટલે અંશે નવી સ્ત્રીની પ્રેમ ભાવના જુની કરતાં ઉતરતી છે (જો એને ઉતરતી ગણી શકાય તો?)–બાકી એનો આત્મા ગુલામીમાંથી મુક્ત છે એ તો ચોખ્ખું જણાય છે. સ્ત્રી ગુલામ નથી એ વાત પુરૂષોના મગજમાં ઠસાવવાની જરૂર તો બહુ જ છે. પુરૂષ આખા દીવસના કામથી થાકેલો આવ્યો હોય તે વખતે કલાકો સુધી એ વીષયની ચર્ચામાં કોઇ સ્ત્રી ઉતરતી હોય, તો તે એની વ્યક્તીગત ભુલ કહેવાય. તેટલા ઉપરથી સમસ્ત સ્ત્રીજાતીની સ્વતંત્રતા માટેની નાલાયકી સીદ્ધ થઇ જતી નથી. વળી કોઇ પણ વીષયની ચર્ચામાં ઉતર્યાથી તે સાધ્ય થઇ શકતો નથી. કોઇ પણ વ્યક્તીને, જાતીને કે દેશને સ્વાતંત્ર્ય મેળવવું હોય, તો પરતંત્રતાની બેડી લાધનાર વીરોધીઓનું માનસ બદલવાની જરૂર છે. અને તે સ્વતંત્ર થવા ઇચ્છનારના સ્વતંત્ર વર્તનથી જ બની શકે છે. ચર્ચાથી તો માત્ર બન્ને પક્ષ વીચાર કરતાં શીખે એટલો જ લાભ છે.

સ્ત્રીની સ્વતંત્રતાની વાત આવે ત્યાં રાંધવાની વાત હંમેશાં સામી આવીને ઉભી રહેવાની. દુર્ભાગ્યે હીંદુસ્તાનમાં જ આ બે વાતોને અર્થરહીત રીતે જોડવામાં આવે છે અને એ જોડનારાની મુર્ખાઇનું પ્રદર્શન થાય છે. પાશ્ચાત્ય દેશોમાં પણ બધી સ્ત્રીઓ રાંધે છે–કારણ કે રસોઇ કરનાર ત્યાં અત્યંત મોંઘી પડે છે, છતાં તેઓ હીંદની સ્ત્રીઓ કરતાં બહુ વધારે સ્વતંત્ર છે જ. રાંધવાનું કામ સ્ત્રીની સ્વતંત્રતા ઉપર આધાર રાખતું

નથી પણ કુટુંબની આર્થીક સ્થીતી ઉપર આધાર રાખે છે. જો રસોઇઓ રાખી શકવા જેવી સ્થીતી હોય તો બુદ્ધીમાન, શીક્ષણ પામેલી સ્ત્રી શા માટે એમાં દીવસના ૭ સાત કલાક બગાડે? એની બુદ્ધી, એનું શીક્ષણ પતીની જીભના ચટકા સંતોષવામાં વપરાય તે કરતાં દેશના હીતમાં વપરાય એ વધારે ઇષ્ટ નથી? જે પુરૂષોને ધંધામાંથી ફુરસદ મળે તે કેમ મ્યુનીસીપાલીટી, ધારાસભા કે બીજી સંસ્થાઓમાં કામ કરવા દોડે છે? શા માટે ફુરસદનો વખત ઘેર વાસણ માંજવામાં કે ઝાડુ મારવામાં કદી એકાદ ઘાટી ઓછો કરતા નથી? અને સ્ત્રીને જ માત્ર કેમ રસોડાના ધુમાડામાં ગોંધાઇ રહેવામાં પોતાના જીવનની પર્યાપ્તી માનવાનું કહેવામાં આવે છે? બાળકોનું શારીરીક, માનસીક શીક્ષણ, સંસ્કાર એ બધું તો માતાને જ હાથે થવું જોઇએ. પણ બાળકોનું બીજું કામ—જેવું કે વસ્ત્રો ધોવાનું, બ્હાર ખુલ્લી હવામાં ફરવા લઇ જવાનું વીગેરે—આયાઓ પાસે જેમની સ્થીતી હોય તે કરાવે તો મોટો અનર્થ નથી થઇ જતો. માતા થઇ જેમણે બાળકો ઉછેર્યાં છે તેમને જ ખબર છે કે બાળકના કજીયા, કંકાસ, મંદવાડ વીગેરેમાં એકલે હાથે કામ લેવા કરતાં કોઇની મદદ હોય તો કેટલો આરામ મળે છે. જે માતાની આયા રાખવાની સ્થીતી નથી હોતી, અને ઘરમાં બીજી કોઇ સ્ત્રીની મદદ નથી હોતી તે બીચારી બીજા ઘરકામ સાથે બાળકોને ઉછેરતાં કેવી હેરાન થઇ જાય છે તે માત્ર માતાનું મન જ સમજી શકે તેમ છે. શ્રી. જયદેવ મહેતા અને અન્ય પુરૂષોને તેનો ખ્યાલ આવી શકે એમ જ નથી. એવી માતા કંટાળીને બાળકોને મારપીટ કરે કે અફીણ ખવડાવે તેમાં બહુ નવાઇ નથી. આવી પરીસ્થીતીમાંથી બચવા જેની આર્થીક સ્થીતી સારી હોય તે મદદ માટે આયા રાખે એમાં કશું જ અયોગ્ય નથી. માત્ર આપણા કેટલાક શ્રીમંતોને ત્યાં બને છે તેમ, બાળકો ચોવીસે કલાક નોકરોના જ સહવાસમાં ઉછરે અને માબાપના સંસ્કારથી કેવળ વંચીત રહે એવું ન બનવું જોઇએ. આપણી ઘણી સ્ત્રીઓ અડોશી પડોશી, સગાંવ્હાલાંને પણ મંદવાડમાં મદદ કરે છે, તો ખુદ પતીની સારવાર ન કરે એવી તો ભાગ્યે જ મળે. અને મંદવાડમાં દાક્તરની મદદ લેવી એ પતી તરફની લાગણી દેખાડે છે—બેદરકારી નહી. જે ઉંટવૈદોનો કે ધંતરમંતરનો આશ્રય લે છે તે જ ખરી બેદરકાર સ્ત્રી છે. પાશ્ચાત્ય દેશોમાં મંદવાડ આવતાં હોસ્પીટલમાં મોકલવાનો રીવાજ છે, તે લાગણીના અભાવે નહી પણ ઘેર સારવાર કરવાની ત્યાં બહુ જ મોંઘી પડે છે તેથી. તે ઉપરાંત ત્યાં એવી દ્દઢ માન્યતા છે કે મંદવાડમાં ચાકરી એ વીષયમાં નીષ્ણાત ડોક્ટરો, નર્સો મારફત જ થવી જોઇએ.

હજી આપણા દેશમાં સ્ત્રીની સ્વતંત્રતાની આછી છાયા માત્ર દેખાઇ છે—આખુ સ્વરૂપ આપણા સમક્ષ હજી પ્રકટ પણ થયું નથી, તો પ્રાપ્ત થવાની તો આશા જ ક્યાંથી—તેવે વખતે શ્રી જયદેવ મહેતા જેવા લેખકો ગભરાઇ જઇ પીછેહઠ કરવાનો ઉપદેશ આપે એ કેટલું શોચનીય છે? દરેક વસ્તુનો, તે પ્રમાણે સ્વતંત્રતાનો પણ સારા માણસો સદુપયોગ કરે છે અને ખરાબ માણસો દુરૂપયોગ કરે છે. "ગૃહસંસારનાં અનેક સુંદર તત્વો" પુરૂષના જુલમથી, સ્વાર્થથી કેવાં છીન્ન ભીન્ન થઇ ગયાં છે તે વીસ્તારીને કહેવાની જરૂર નથી. માત્ર સ્ત્રીની સ્વાભાવીક સહનશીલતા જ આપણા સંસારને ટકાવી રહી છે. સ્ત્રીઓ સ્વતંત્ર થશે તો પુરૂષની આપખુદી અને એકહથ્થુ સત્તાનો

નાશ થશે જ. પરંતુ ગૃહજીવન વધારે નીર્મળ, વધારે ઉચ્ચ બનશે એમાં શક નથી જ.

"પતી પરાયણ બનવાની મુળ આર્ય-ભાવના" આજ હજારો વર્ષથી આપણી હીંદુ સ્ત્રીઓ સમજતી આવી છે અને જીવનમાં ઉતારતી આવી છે. છતાં દેશને કે સ્ત્રી જાતીને શો લાભ થયો? પુરૂષોનો સ્વાર્થ અને સત્તા વધી ગયાં. બાકી સ્ત્રીઓ તો નીર્માલ્ય, બીરૂ, પાંગળી બની ગઇ અને પરીણામે દેશ અધોગતીએ પહોંચ્યો.

સ્ત્રી એ પુરૂષના જેવી જ સ્વતંત્ર વ્યક્તી, નાગરીક છે એ જ એકલી ભાવના આજના જમાનામાં ખીલવી શકાય. પતીની છાયારૂપે રાખવા પુરૂષોની ઘણી ઇચ્છા હશે. કારણકે તો જ પોતાની અસલ સત્તા ચાલુ રહે—તો પણ નવા જમાનાની સ્ત્રી તે કબુલ નહી જ કરે. શ્રી. જયદેવ મહેતાએ કોઇ દાખલામાં દુઃખી ગૃહસંસાર જોયા હશે, પણ તેનું કારણ સ્ત્રીની સ્વતંત્રતાની ભાવના નથી. કાં તો એ ભાવનાનું સાચું સ્વરૂપ સમજવાની અશક્તી કે કાં તો બાલ્યાવસ્થામાં પડેલા ખોટા સંસ્કાર. અપવાદ-રૂપ દાખલા ઉપરથી ગભરાઇ જઇ સ્ત્રીની સ્વતંત્રતાના મુળમાં જ ઘા કરવો એ કેવળ અયોગ્ય છે.

આશા છે કે શ્રી. જયદેવ મહેતાના વીચારો સાથે આપ સહમત નહી જ હો.

દેહરાદુન **સરોજીની મ્હેતા**
૧૬ : ૮ : ૩૧.

[શ્રી. સરોજીની બ્હેનને અમે ખાત્ર આપીએ છીએ કે સ્ત્રી સ્વતંત્રતાના સંબંધમાં અમારા વીચારો અગાઉ જેટલા પ્રગતીમાન હતા તેટલા આજે પણ છે. સ્ત્રીનું મનુષ્ય તરીકેનું વ્યકતીત્વ પુરૂષ કરતાં કોઇપણ રીતે ઉતરતું ન જ હોવું જોઇએ એવું અમે માનીએ છીએ જ. 'નવયુગ'માં 'આપણા પ્રશ્નો' એ મથાળા નીચે તો, માત્ર ચર્ચાપત્રો જ પ્રસીદ્ધ થય છે. અને ચર્ચાપત્રીઓના વીચારો સાથે તંત્રીને મળતા થવાપણું હોય નહીં જ. અમે એ વાત પણ સ્વીકારી લઇએ કે, પ્રસ્તુત ચર્ચાપત્ર કેવળ આ પ્રશ્નની ચર્ચા થાય તે જ હેતુથી અમે લીધું હતું. કેમકે શ્રી જયદેવ મહેતાના જેવા વીચારો અમે કેટલાક પુરૂષોના મુખેથી ઉચ્ચારાતા સાંભળીએ છીએ, તેથી જ એ વીષય ઉપર ચર્ચા ચાલે તો ઠીક, એવી અમારી સ્વાભાવીક ઇચ્છા હતી.

**તંત્રી : નવયુગ**]



તત્વજ્ઞાન એ કેટલાકોને માટે તર્કની રમત છે. બીજાઓને માટે તત્વજ્ઞાન બુદ્ધીયુક્ત જીવનની કલા છે.

...

ધર્મભાવનામાં બે અગત્યના માનસીક ગુણોની ખામી છે: વીનોદ અને કલ્પના.

અત્યારે આપણને ઓછામાં ઓછાં સુત્રોની અને વધુમાં વધુ બુદ્ધીવાળા વાસ્તવીક જીવનની જરૂર છે.

...

વહેમોની મુઢ શ્રદ્ધાએ મનુષ્યોને પશુ જેવી કોટીમાં કચડી રાખ્યાં છે.

# સ્ત્રી કેદીઓની દુર્દશા: તેમાં સુધારો કેમ થાય?

:લેખિકા:

કુમારી બચુબ્હેન લોટવાળા

જેલ એટલે દોજક, જેલ એટલે ગુન્હેગારોને માણસમાંથી હેવાન બનાવવાનું કહેવાતું સુધારાખાતું અને જેલ એટલે સાધારણ અપરાધીઓને ખુની બનાવવાની ભયાનક સંસ્થા. જેલના અત્યાચારો ઓછા કરવા માટે અનેક પોકારો થયા પણ તે સરકારના બહેરા કાન પર પડ્યા જ ન હોય એમ લાગે છે. જેલ તપાસ સમીતીઓ નીમી સરકારે કેદીઓ પર મોટી મહેરબાની કરી હોય એમ વર્તે છે! પણ સરકાર એ ભુલી જાય છે કે એ સમીતી તેમના ખાંધીઆઓની જ બનેલી છે. એ લોકો શું પોતાના માનપાનના ભોગે સરકાર બાપાઓનું માન ઓછું થવા દે ખરા? બ્રીટીશ હકુમતમાં કેદીઓને કંઇ ફરીયાદ કરવાની છે જ નહી એમ જ તેઓ બતાવે ને? જ્યાં સુધી આવા માખણીઆઓ હીંદુસ્થાનમાં છે, ત્યાં સુધી અંગ્રેજોને કંઇ બ્હીવાનું કારણ નથી.

સત્યાગ્રહની લડત સુધી સ્ત્રીઓને ભાગ્યે જ ખ્યાલ હશે કે તેમની ગુન્હેગાર બ્હેનો પર તુરંગમાં કેવા સીતમ ગુજારવામાં આવે છે? રાજદ્વારી કેદીઓ માટે વર્ગો પાડવામાં આવ્યા છે, એટલે ગુન્હેગારોનાં મોભાના પ્રમાણમાં તેમની સાથે સારી વર્તણુંક ચલાવવામાં આવે છે. સત્યાગ્રહના સ્ત્રી કેદીઓ પર બહુ સખ્તાઇ રાખવામાં આવતી ન હતી, એટલે તેમને જાતી અનુભવ થયો નથી પણ બીજી ગુન્હેગાર બ્હેનો પ્રત્યેનું અમાનુષી વર્તન જોઇ તેઓ ત્રાસી ગયાં છે અને તેમને રાહત આપવામાં આવે એમ તેઓ ઇચ્છે છે. તેમને કેવી સ્થીતીમાં રાખવામાં આવે છે તે જોઇએ.

જે સ્ત્રીઓએ નાની સરખી ચોરી કરી હોય અથવા બીજો કંઇ નજીવો ગુન્હો કર્યો હોય તેને ખુની યા બીજા મહાન અપરાધીઓની સાથે જ રાખવામાં આવે છે. કેદીઓ પ્રત્યે સહાનુભુતીની દ્રષ્ટીએ જોવાને બદલે તેઓને હડધુત કરી ગાળીપ્રહાર કરવામાં આવે છે; પોતાની અજ્ઞાનતાને અંગે જેલની શીરસ્ત તોડવાને માટે તેમને ભારે શીક્ષા કરવામાં આવે છે; તેમના ગજા ઉપરાંત કામ આપવામાં આવે છે, બહુ હલકો ખોરાક અપાય છે; મનને આનંદ મળે એવા એક પણ સાધનનો અભાવ, સ્વચ્છતા જાળવવા માટે કોઇ પણ જાતની સગવડતા નહી, મહીનાઓના મહીના સુધી સ્નેહી સંબંધીઓને મળવાની પણ તક ન આપવામાં આવે એ બધું શું સુચવે છે? આ ઉપરથી એમ જ કહી શકાય કે, કેદીઓ માણસો છે તે પણ સત્તાધારીઓ ભુલી જાય છે. અપરાધીઓને શીક્ષા કરવાનું કારણ તેમને વધારે ગુન્હેગાર બનાવવાનું નથી, પણ તેમનું માનસ સુધારી તેમને સુમાર્ગે દોરવાનું છે એ જેલના અધીકારીઓ ભુલી જાય છે.

કેટલીક સ્ત્રીઓએ એકાદવાર ચોરી કરી હોય—જેની ચોરી કરવાની બીલકુલ ઇચ્છા ન હોય પણ પ્રતીકુલ સંજોગોથી ઉશ્કેરાઇ જઇ દુ:ખના આવેશમાં કોઇની કંઇ વસ્તુ

ચા પૈસા ચોરી લે—તેને પણ સામાન્ય ગુન્હેગાર સાથે રાખવામાં આવે છે! આવા વાતાવરણમાં તે સુધરવાને બદલે બીજી વખતે પણ તેમ કરવાની મનોવૃત્તી સેવતી થઇ જાય છે. સંગત મનુષ્યના જીવનમાં કેટલો અગત્યનો ભાગ ભજવે છે તે સૌ કોઇ જાણે છે. છતાં સ્ત્રી ગુન્હેગારોને તેના જેવા જ બીજા ગુન્હેગારોની સાથે રાખીને તેમને શીક્ષણ આપવાની સત્તાવાળાઓ જરા પણ દરકાર કરતા નથી. તેમના તરફ જેલમાં એવી કોર રીતે વર્તવામાં આવે છે કે, ગમે તેવા શાન્ત સ્વભાવની બાઇ હોય તે પણ પોતાના મનનું સમતોલપણું ખોઇ અધીકારીઓની સામે થાય છે. તેને બદલે જો તેમની તરફ સત્તાવાળા દયા અને સહાનુભુતી બતાવતા હોય, તો તેઓ બહાર આવી સદ્વર્તન ચલાવે પણ તેમની સાથેના કઠોર વર્તનને અંગે તેઓ બદમાસ નીવડે છે. આ પ્રમાણે તેમનું ચારીત્ર અને માનસ બગાડી, તેમને હલકો ખોરાક આપી તેમજ આઠ દીવસે ન્હાવાનું કે કપડાં બદલવાની સગવડ ન આપીને અસ્વચ્છ બનાવી, તેમની શારીરીક તંદુરસ્તીને પાયમાલ કરી નાખે છે, મહીનાઓ સુધી સગાસંબંધીઓને મળવાની મનાઇ તેમને નીષ્ઠુર અને નીરસ બનાવે છે. આવી મનોદશાવાળાં બનાવેલાં કેદીઓ સારા નાગરીક બને એવી આશા કેમ રાખી શકાય? વળી જેલમાંથી બહાર નીકળતાં સમાજમાં એમને કોણ આશ્રા આપે છે? બહાર આવી ઘરબાર વગરની સ્ત્રી સમાજથી હડધુત થતાં બદમાસ થાય કે વીપંથે દોરાય જાય તો તેમાં નવાઇ શું? આપણે ત્યાં ઘણીએ સામાજીક સંસ્થાઓ છે, પણ એવી એક પણ સંસ્થા હજી સુધી કાઢવામાં નથી આવી કે જે તુરંગમાંથી બહાર નીકળતી સ્ત્રીઓને તેમને આશ્રય આપી, કોઇ પણ જાતનો ઉદ્યોગ શીખવી, ઠેકાણે પાડે. હાલની સમાજ રચનાને અંગે જ ગુન્હો કરવાની તેમને ઇચ્છા થાય કે ફરજ પડે છે, અને તેથી જ ગુન્હેગારોની સંખ્યામાં વધારો થતો જાય છે. ત્યારે શું જ્યાં સુધી વર્તમાન સમાજ રચનામાં ક્રાંતી ન થાય, ત્યાં સુધી આવી સંસ્થાની જરૂર નથી? રાજદ્વારી કેદીઓ માટે આપણે પુરજોશમાં લડત ચલાવી તો તેમની સ્થીતી સુધારવા માટે લોકો ફત્તેહમંદ નીવડયા, તેવી જ રીતે ગુન્હેગાર કેદીઓની સ્થીતી સુધરે એને માટે ચળવળ ચલાવવી એ શું દરેક શહેરીની ફરજ નથી? જ્યાં સુધી જેલના કાનુનોમાં ફેરફાર થયો નથી, ત્યાં સુધી ઉપર જણાવેલું કામ સામાજીક સંસ્થા મારફત થવું જોઇએ. જેલ જીવન સુધારવા માટે રશીઆના ધોરણ પર સુધારા કરવા જોઇએ. ઝારના વખતમાં બીજા દેશોની માફક રશીઆમાં પણ કારાવાસીઓ ઉપર સીતમ ગુજારવામાં આવતા હતા, પણ જ્યારથી સોવીએટ સરકાર સ્થપાઇ, ત્યારથી જેલના કાનુનોમાં પણ ક્રાન્તી થઇ. અને નીચે જણાવ્યા પ્રમાણે જેલજીવનમાં પણ આદર્શ સુધારા કરવામાં આવ્યા.

ત્યાં કેદીઓ સાથે સારી વર્તણુંક રાખવામાં આવે છે. તેમને સાત્વીક ખોરાક આપવામાં આવે છે તે ઉપરાંત તેમના કામને માટે તેમને પગાર પણ આપવામાં આવે છે. હીંદી સરકાર આટલી બધી ઉદારતા બતાવે એ હાલ તુરત તો સંભવીત નથી, પણ તેઓ કેદીઓને સારો ખોરાક આપે તો પણ તેમનાં ભાગ્ય. રશીઆમાં કેદીઓને અઠવાડીઆમાં ત્રણવાર અરધો અરધો કલાક છુટથી મળવા દેવામાં આવે છે તેમજ એકી વખતે ગમે તેટલા માણસોને તે મળી શકે છે. અહીંઆં જેમ ભારે ગુન્હો કરનારને એકાંત કારાવાસ આપવામાં આવે

છે, તેમ ત્યાં નથી. કારણ કે તેથી કેદી કેટલીકવાર ગાંડો થઇ જાય છે અને ગાંડો ન થાય તો પણ તેની બુદ્ધી તો શૂન્ય થઇ જાય છે.

અહીં રાજદ્વારી કેદીને પણ સાંજના ૬ વાગે પુરી દેવામાં આવે છે, ત્યારે ત્યાં આખો વખત બધું ખુલ્લું રાખવામાં આવે છે, ફક્ત મુખ્ય દરવાજા પર તાળું હોય છે. ત્યાં તેમને વાંચવા લખવાની સગવડ આપવામાં આવે છે. જો કેદીઓ સારી વર્તણુંક ચલાવતા હોય તેમને અઠવાડીઆમાં એક વાર ઘેરે અગર બીજા કોઇ ગામમાં સ્હેલગાહ માટે જવા દેવામાં આવે છે. દરેક ઉન્હાળામાં તેમને પંદર દીવસ સુધી રજા પર જવા દેવામાં આવે છે, આવી જાતની છુટ આપવાથી ન્હાસી જવાનું સાહસ કરનાર ભાગ્યે જ મળે છે. તેનું કારણ જેલમાં પણ ઘરના જેવું જ વાતાવરણ છે તે જ છે. જેલમાં કેદીઓ પોતાના મંડળો બનાવી ભાષણો આપે, ગાયન પાર્ટી કરે અને રમવા માટે ક્લબો ઉઘાડે છે. અઠવાડીઆમાં તેમને ત્રણ વખત નાટક અને સીનેમા બતાવવામાં આવે છે. જેલ જોવા ગમે તેવો મોટો અધીકારી આવ્યો હોય તે કોઇ પણ જાતના ભેદભાવ વગર તેમને પોતાના જેવા જ ગણી છુટથી વાત કરે છે. તેમને એવાં સરસ કપડાં આપવામાં આવે છે, કે કોણ અધીકારી અને કોણ કેદી તે કહી શકાય નહી. તેઓ પોતે જ છાપાંઓ કાઢે છે અને તેમાં જેલ માટે કાંઇ પણ ટીકા કરવી હોય તો તેમ કરવાની તેમને છુટ છે. શીક્ષણ ઉપરાંત તેમને દરેક જાતના ઉદ્યોગ પણ શીખવવામાં આવે છે.

સ્પેનમાં એક સ્ત્રીને જેલ સુપરીન્ટેન્ડન્ટ તરીકે નીમવામાં આવી છે. તેણે પહેલો સુધારો એ કર્યો કે દરેક કેદી-પછી તે પુરૂષ હોય કે સ્ત્રી હોય તે પોતાની પત્નીને અને પતીને અઠવાડીએ એકવાર પોતાની સાથે જેલમાં રાખી શકે જેથી જેને લાંબા વખતની સજા થએલી હોય તે માણસ કુટુંબ પ્રત્યે નીષ્ઠુર ન થઇ જાય તેમ જ તેની માનસીક અને શારીરીક પ્રકૃતી પણ સારી રહે. લાંબી સજાવાળાઓને આવી છુટ આપવી બહુ જરૂરની છે. આવો કેદીઓના લાભનો સુધારો દાખલ કરવા માટે એ સ્પેનીશ સ્ત્રીને ધન્યવાદ આપવો જોઇએ.

હાલની જેલની પદ્ધતીમાં ફેરફાર કરવા માટે સરકારે પોતાના ખાંધીઆઓની નહી પણ સામાજીક પ્રવૃતીમાં રસ લેનારાઓની સમીતીઓ નીમવી જોઇએ. આ સભ્યો તદ્દન સ્વતંત્ર હોય તો જ સરકારને ખુલ્લા દીલથી સુચનાઓ કરી શકે. આ સમીતીમાં સ્ત્રીઓને પણ સરખા પ્રમાણમાં સ્થાન આપવું જોઇએ, જેથી સ્ત્રી કેદીઓ છુટથી પોતાની ફરીયાદો તેમની પાસે રજુ કરી શકે. સ્ત્રીઓ તુરંગની બહાર આવી નીરાધાર ન થઇ જાય તેટલા માટે તેમને જેલમાં કોઇ પણ જાતનો ઉદ્યોગ શીખવવાની ગોઠવણ કરવી જોઇએ. કેદીઓ પ્રત્યે સહાનુભુતીભર્યું વર્તન ચલાવવાની જેલના આધીકારીઓને ફરજ પાડવી જેથી તેઓ ત્રાસના માર્યા બદમાસ થવાને બદલે સદ્‌ગુણી નાગરીકો તરીકે જીવન ગાળવાનું પસંદ કરે. રશીઆના ધોરણ પર જ સુધારા કરવા જોઇએ કારણ કે આ સુધારા દાખલ કર્યા પછી ગુન્હાનું પ્રમાણ ત્યાં બહુ ઓછું થઇ ગયું છે. ઉપર જણાવેલી સમીતી નીમવાની સતત માગણી કરવી જોઇએ અને જો તે નીમવાની સરકાર ના પાડે તો સ્વરાજનું નવું બંધારણ અમલમાં મુકાય ત્યાં સુધી તેને માટે ઝુંબેશ ચલાવવી જોઇએ.

# સ્ત્રી સન્માન કે સ્વમાન?

## નવયુગની નારી શું ઇચ્છે છે?

: લેખીકા :

કુમારી કલ્પના

સ્ત્રી સ્વાતંત્ર્યની ભાવનાના જન્મ સાથે જ આ યુગની નારીનું આખું દ્રષ્ટીબીંદુ બદલાઇ ગયું છે આજની સ્ત્રીનું માનસ તેને કરવામાં આવેલા હજારો અન્યાયો તરફ ફુંફાડા મારી રહ્યું છે. અને જો સ્ત્રીવર્ગનું ચાલે તો એ તમામ અન્યાયોની ઇમારતને આજે ને આજે સળગાવીને ખાખ કરી નાખે અને આખી સમાજરચના સમાનતાના સીદ્ધાંત ઉપર નવેસરથી સર્જે. પુરૂષવર્ગને આ ભાવના કદાચ વીચીત્ર અને બળવાખોર લાગશે પરંતુ હજારો વરસોથી અન્યાયની સીતમ ચક્કી નીચે કચરાતી આવેલી સ્ત્રીનો આત્મા આજે સળગી રહ્યો છે. ૧૫૦ વર્ષની ગુલામીએ જ્યારે સારાએ હીંદની પ્રજાના ક્રોધાગ્નીને સળગાવ્યો છે તો હજારો વરસોની ગુલામીના ડામ હીંદી સ્ત્રીનાં હૃદયમાં દાવાનળ જગાડે તેમાં શી નવાઇ? પરંતુ હજુ આપણી સ્ત્રીઓમાં સાર્વજનીક સમુહ ભાવના, સંગઠન અને કેળવણી નથી એટલે તેના મનોરથો તાત્કાલીક સફળ થઇ શકે તેમ નથી. હીંદી સ્ત્રીને હજુ મુક્તી માર્ગની લાંબી મજલ કાપવાની છે અને તેની તૈયારી માટે હજારો અને લાખો અભણ સ્ત્રીઓની વર્ગભાવના સચેત કરવાની જરૂર છે આ કામ કઠીન છે છતાં અસંભવીત નથી.

પરંતુ આ આખાયે પ્રશ્નનો વીચાર કરતાં જે મુશ્કેલી સામે હીંદની સ્ત્રીએ પાણી પહેલાં પાળ બાંધવાની છે તેનો વીચાર કરવાની પહેલી જરૂર છે. આ પ્રશ્ન તે સામાન્ય રીતે આજની સમાજરચનામાં પ્રચલીત થએલો સ્ત્રી સન્માન (Chivalry) નો છે. આ પરીસ્થીતી સ્વાભાવીક રીતે સ્ત્રીઓએ સ્વીકારી લીધેલી છે એટલે જ તે વધારે મુશ્કેલ પ્રશ્ન બની ગયો છે. સ્ત્રીસન્માન આપણે ઇચ્છીએ પરંતુ તે સ્વમાનને ભોગે તો હરગીજ નહી. જ્યારે અત્યારની સ્ત્રીસન્માનની ભાવનામાં તો સ્ત્રીના સ્વમાનનો ચોકખો લય જ થઇ રહ્યો છે. સ્ત્રીસન્માનના બુરખા નીચે સાચા સ્ત્રીસ્વાતંત્ર્યની ચળવળનો કચ્ચરઘાણ નીકળી રહ્યો છે એ બીના તરફ આપણે આંખ મીંચામણાં કરવાં જોઇતાં નથી. સ્ત્રીસન્માનના સુધરેલા સ્વાંગ નીચે પુરૂષ વર્ગ પોતાનું આધીપત્ય સ્ત્રી ઉપર હંમેશ માટે સાચવી રાખવાનો દંભ કરે છે. પહેલાના કાળમાં સ્ત્રીને મીલ્કત તરીકે માનવામાં આવતી અને એ મીલ્કતની રક્ષા માટે પુરૂષ વર્ગ અનેક જાતની લડાઇઓ લડતો એ ભાવના દરેક સ્ત્રીને આજે જંગલી લાગે છે. કઇ સ્ત્રી પુરૂષની મીલ્કત તરીકે રહેવાને આજે ખુશી છે? પરંતુ એ જ ભાવના કાંઇક રૂપાંતર

તરીકે, જુદા આકારમાં આજે સ્ત્રી સન્માન તરીકે પ્રચલીત બની છે એ વાત હીંદી સ્ત્રીઓ ન ભુલે. સ્ત્રીના રક્ષણહાર તરીકે દાવો કરવાની પુરૂષની પ્રાચીન ભાવના હજુ પણ દુનીઆમાંથી અસ્ત પામી નથી. ડગલે ને પગલે આજના સ્વતંત્ર યુગમાં પણ તેનો સાક્ષાત્કાર દરેક સ્ત્રીને થઇ જ રહ્યો છે, અને સૌથી દીલગીરીની બીના એ છે કે આપણે સ્ત્રીઓ આ ઇંદ્રજાળને ઓળખી શકતાં નથી. સ્ત્રી સન્માનને નામે પુરૂષ વર્ગ પોતાનું મુરબ્બીપણું સાચવી રાખવા માગે છે ટ્રામમાં, ટ્રેનમાં કે મેળાવડામાં સ્ત્રીને જગ્યા કરી આપનાર પુરૂષ વર્ગ છુપી રીતે પોતાના જાતી ગર્વને સંતોષે છે. એના દીલમાં સ્ત્રી જાતીને રક્ષણ આપવાની મુળ ભાવના તે વખતે જાગ્રત હોય છે. સ્ત્રી એ પુરૂષની મહેરબાનીને પાત્ર છે એવી ઉંડી ઉંડી અને ઘણીવાર અણજાણ ઉર્મી પુરૂષના હૃદયમાં ઘર કરી રહેલી હોય છે એમાં પુરૂષવર્ગનો વાંક નથી પરંતુ સૈકાઓ થયાં જે સંસ્કાર અને ભાવના તેણે પોષી છે તે સ્વાભાવીક રીતે જ એની મેળે બહાર તરી આવે છે. સ્ત્રીઓ પણ એ અણજાણપણે સ્વીકારીને પોતાની પરતંત્રતા અને પુરૂષનું આધીપત્ય સ્વીકારી લે છે એટલે નવયુગની નારીની પ્રાથમીક ફરજ છે કે તેણે સ્ત્રીસન્માનની આ ભાવનાનો સ્વીકાર કરવાને હવે સાફ ના પાડવી જોઇએ. તેણે પુરૂષવર્ગના અપમાનની દ્રષ્ટીએ નહી પરંતુ પોતાના વર્ગના સ્વમાનની દ્રષ્ટીએ, સાચા સ્ત્રીસ્વાતંત્ર્યની ચળવળને ખાતર અને ભાવીની અસંખ્ય સ્ત્રીઓના હીતની ખાતર સ્ત્રીસન્માનને નામે પુરૂષ વર્ગ તરફથી થતાં ખોટાં સવાસલાંને હીંમતભેર પાછાં ઠેલવાં જોઇએ. મારા નમ્ર અભીપ્રાય મુજબ જે કોઇ પણ યુવતી પુરૂષ વર્ગનાં આવાં ખોટાં સવાસલાં સ્વીકારે છે તે બેવડો અપરાધ કરે છે. એક તો તે સ્ત્રી સ્વાતંત્ર્યની ચળવળનો દ્રોહ કરે છે અને બીજું સ્ત્રી નીર્બળ છે એ ઘર કરી બેઠેલી ભાવનાને સચોટ કરીને આખા સ્ત્રીવર્ગની નીર્બળતા ઉપર મહોર મારે છે. મને ખબર છે કે પુરૂષનાં આવાં સવાસલાં કેટલીક યુવતીઓને ગમે છે કારણ કે તેમનો ગર્વ તેથી પોષાય છે પરંતુ તેઓ ભુલી જાય છે કે આમ કરીને તેઓ પુરૂષના મીથ્યાભીમાનને અને પરાપુર્વથી ચાલતી આવેલી મુરબ્બીવટને પણ ઉત્તેજન આપે છે. રશીઆ કે જ્યાં સ્ત્રી સાચી સ્વતંત્રતા અને સરખી સમાનતા ભોગવી રહી છે ત્યાં કોઇ પણ સંજોગમાં સ્ત્રી આવી જાતની સ્ત્રીસન્માનની ભાવનાને સ્વીકારવાને તૈયાર નથી કારણ કે તેમાં તે પોતાના સારાએ વર્ગની સ્વતંત્રતાનો અને સમાનતાનો અસ્ત જુએ છે. સ્ત્રીસન્માનના આ પ્રશ્નના નીકાલ ઉપર જ હીંદની સ્ત્રીની સાચી સ્વતંત્રતાના સવાલનો નીર્ણય અવલંબે છે.



જ્યાં જીવન અને મન કામ વીનાનાં જડ-ખાલી હોય છે ત્યાં જ ધર્મ વીશેષ લોકપ્રીય હોય છે.

મનુષ્યે કલ્પેલો પ્રભુ જો ખરેખર તેવો હોત તો કદાચ મનુષ્યોએ તેને માન પણ ન આપ્યું હોત.

# પરણશો નહિં!

: લેખિકા :

સૌ. વસંતબ્હેન શર્મા

આ લેખ કુંવારી-પરણવાની ઉમ્મર લાયકની બ્હેનો માટે છે, એટલે એમને ખાસ ગંભીરતાપુર્વક વાંચવાની મારી ભલામણ છે.

મારી પરણેલી બ્હેનો વાંચશે તેઓ મોટે ભાગે મારા કથનને જરૂર ટેકો જ આપશે, એવું હું માનું છું.

મારા નામ આગળ સૌ. વાંચીને જ હું પરણેલી છું એનો પુરાવો પહેલેથીજ મળી જશે. 'પણ જ્યારે તમે પોતે પરણ્યાં છો તો બીજાંને તેથી ઉલટી સલાહ કેમ આપો છો?' એવો પ્રશ્ન પણ કોઇક પુછનારાં નીકળશે.

તેમને મારો એટલો જ જવાબ છે કે, 'હું પરણી છું' તેથી જ પરીણીત જીવનના અનુભવ જાણું છું, અને તેટલા માટે જ જે બ્હેનો કૌમાર્યને આંગણેથી લગ્નમંડપને ઉંબરે આવવાની વયની છે, તેમને મારા અનુભવ સંભળાવવા આ લેખ લખું છું.

શરૂઆતમાં જ શંકાશીલ હૃદયવાળાંઓ માટે એ પણ કહી લેવું ઠીક છે કે મારો સંસાર દુઃખી નથી, સર્વ સામાન્ય હીંદુ કુટુંબોને ધોરણે કહું તો અમારો ગૃહસંસાર સુખમાં વીતે છે. પરંતુ એ સુખની વર્તમાન હીંદુ સમાજની વ્યાખ્યા પરીપુર્ણ નથી–અધુરી છે.

કોઇ મારી ઉપર આથી એવો આક્ષેપ રખે મુકે કે, હું કુંવારી કન્યાઓને બ્હેકાવી મુકવા માગું છું. તેવી કલ્પના પણ મારા દીલમાં નથી.

પરંતુ દશ વર્ષના મારા પરીણીત જીવનમાં મેં જે જોયું, જાણ્યું અને અનુભવ્યું, તેમ જ એ દશ વર્ષમાં જે કૌમારીકાઓના માનસમાં નવી ન પલટો થતો મેં નજરોનજર નીહાળ્યો; તે ઉપરથી જ મને આ લેખ લખવાની ઇચ્છા થઇ છે. તેમ કરવામાં એટલો જ હેતુ છે કે, પોતાની સ્વતંત્રતા સાચવીને લગ્નના લ્હાવા મ્હાણવાની ઇચ્છાવાળી કૌમારીકાઓ 'પતી' નામથી પરીચીત થયેલા પુરૂષોને બરાબર પારખી શકે.

હમણાં હમણાં યુવકોમાં ખુબ પલટો થયેલો દેખાય છે. અંગ્રેજી કેળવણી, પશ્ચીમના સાહીત્યનું વાચન અને સ્વદેશમાં ચાલતી સ્વતંત્રતાની લડતઃ એ ત્રણેવની સામટી અસર તેમની ઉપર થઇ છે. આથી ઉપર ઉપરથી જોતાં તેમની વીચારસરણીમાં, એમની રહેણીકરણીમાં, એમના પોશાકમાં, એમની વાણીમાં, સ્ત્રી જાતી તરફનાં એમનાં વર્તનમાં ખુબ જ ફેરફાર થયેલો જણાય છે.

છતાં અનુભવથી હું જાણી શકું છું કે એ બધો ફેરફાર ઉપર છલ્લો છે, તે છેક હૃદયના તલને સ્પર્શી શક્યો નથી.

પુરૂષ જાતી ખુશામતખોર છે. પોતાનું કામ કાઢી લેવા માટે તે ગમે તેની ખુશામત કરતાં આંચકો ન ખાય તેવી છે.

સ્ત્રી જાતી ભોળી છે, પોતાની પ્રશંસાનાં વેણ સાંભળીને ફુલાઇ જાય તેવી છે. અને તેથી ઘણી વખત ઠગાય છે. એથી મીત્ર તરીકે પુરૂષો–ખાસ કરીને આજના યુવાનો જેટલા સારા દેખાય છે, તેટલા પતી તરીકે તેઓ સારા હોતા નથી.

યુવાની હમેશાં લાગણીઓના ઉછાળાથી ભરપુર હોય છે. જીવન સફર ખેડતાં આવ-

નારી મુસ્કેલીઓનો વીચાર કરવા લાગણી-ભર્યાં હૈયાં શોભતાં નથી. એટલું જ નહીં પણ મૈત્રી અને 'માલીકી હક' એ બન્નેની વચ્ચે જે મહદ્ અંતર છે એની તો તેમને કલ્પના પણ હોતી નથી.

'સરસ્વતીચંદ્ર'ના યુગ માટે એમ કહેવાય છે કે, તે સમયના કૉલેજીયનો કુમુદ-ના જ શોખીન બની ગયા હતા, અને તેથી પરણી ચુકેલા અનેક વીદ્યાર્થીઓ પોતાના ઘેર જતાં ગંગ, જમના, મેના, માણેક, રાધા અને સુરજને જોઇને નીશ્વાસ નાખતા દુઃખી થતા હતા; અને કુંવારા વીદ્યાર્થીઓ રાજપુત યુગના રાજકુમારો અમુક જ કન્યાને પરણવાની હઠ લઇ તુટમુટ ખાટલી લઇને પડી રહેતા, તેમ પોતાને કુમુદ સમી કન્યા મળે તે માટે સ્વપ્નાં જોતા હૈયાં શેકી નાખતા હતા! આ છોકરાઓમાં સરસ્વતી-ચંદ્રો કેટલા હતા અને પ્રમાદધનો કેટલા હતા, તેનું પ્રમાણ હજુ કોઇ કાઢી શક્યું નથી.

તે પછીના યુગમાં વળી 'જ્યાં સ્ત્રી જાતીનું સન્માન થાય ત્યાં દેવો રમણ કરે છે' એજ સુત્ર જ્યાં ત્યાં સંભળાઇ રહ્યું હતું. 'સુંદરી સુબોધ' માસીકના જુના અંકો ઉપર આજે પણ 'સરસ્વતીચંદ્ર' માંથી લીધેલું લાંબુ અવતરણ છપાએલું જોઇ શકાય છે. તે વખતે પહેલવહેલાં સ્ત્રીજાતીના સંબંધમાં થોડીક ઉચ્ચ ભાવના જન્મેલી જણાતી હતી. પરંતુ એ બધી મોંઢાની વાતોમાં જ સમાઇ જતી હતી. લેખકો અને વકતાઓ વારંવાર તે ભાવનાનો અને 'મનુ'ના અદ્દભુત સુત્ર-નો લખાણોમાં તેમજ ભાષણોમાં ઉપયોગ કરતા, પરંતુ વર્તનમાં કેટલું ઉતારતા તે તો તેમની ગૃહદેવીઓ પોતાના સ્વાનુભવ જણાવે તો જ સમજાય.

'ગૃહદેવી' શબ્દનું સ્મરણ થતાં એક બીજા પ્રસંગનું અત્રે સ્મરણ થાય છે, તે એ કે વીસમીસદીના આરંભમાં આર્યસમાજની પ્રવૃત્તીઓની અસર નીચે આવેલા કેટલાય



"મારી એ સલાહ છે કે તમે પરણશો નહીં"

પુરૂષો પોતાની 'વહુ'ઓને 'દેવી'ના ભાવના-ભર્યા નામે સંબોધતા હતા, પરંતુ એ બધું બાહ્ય દેખાવ પુરતું જ. ખાનગી જીવનમાં એ 'દેવી'ઓ સાથે તેમના બહુબોલા 'દેવો' કેવું વર્તન ચલાવતા હશે તે તો સ્વાનુભવ જ

# વિધવાનું ગીત

[સમાજથી હુકરાયેલી, સાસરીયાથી ત્યજાએલી, પીયરીયાથી ધીઃક્કારાએલી વીધવા ગાય છે:]

સાસરીયાં ક્હાડે છે ઘરથી! દે છે ભુંડી ગાળો રે!
અહીંથી જાઓ! મ્હોડું બાળો રે!
પીયરીયાંએ પલ્લામાં લખી આપી ખાવી ગાળો રે!
અહીંથી જાઓ! મ્હોડું બાળો રે!

ઘરડા ડોસા ઘોડલે બેઠા!
ઝોલું આવતાં પડતા હેઠા,
ઝાલે એના બેટી બેટા. ધ્રુજતાં હાડો રે!
હાંફતી છાતી, ખાતા ખાંસી, માંડવે આવ્યા રે!
વે'વાણ પુંખવા આવો રે!

આંખે હાથ દઈને જોતા!
નાકે પડતા પાણી લ્હોતા!
લાકડી ટેકે ચાલતા ડોસા: લાડી લાવો રે!
મોંમાં લોહીના ગળફા આવે: રાયવર આવ્યો રે!
ખોટી થાય: લાડી લાવો રે!

બળતા તાવે હાડ ફફડતા!
ફેરા ફરતાં અંગ લથડતા!
માથે મુકતા ભીનાં પોતાં: મંગળ ફરતાં રે!
ખાટલે ઘાલીને શીખ આલી! દીકરી ચાલી રે!
મરતાના હાથને ઝાલી રે!

માલ મલીદા ખાતાં ખાતાં,
જાનૈયાઓ ગાણાં ગાતાં–
ભરખ્યા ભાઈને ઘરમાં જાતાં: દેતાં ગાળો રે!
ભારે પગલાંની વહુ કહેતાં: ઘરથી ક્હાડો રે!
અહીંથી જાઓ! મ્હોડું બાળો રે!

કીધાં એના પાણી લોટા!
છાતીએ મેલ્યા શોકના ગોટા!
તોયે છેવટ જીવતર ખોટા: મ્હોડું બાળો રે!
આવખું ખુટે, દોરી તુટે: વાંક અમારો રે!
અહીંથી જાઓ! મ્હોડું બાળો રે!

આંખે કો'દી ઉંઘ ના આણી!
કો'દી ના મેં ભુખને જાણી!
કીધાં મારાં લોહીનાં પાણી! સુશ્રુષામાં રે!
ઘરડા માટી, માંગે કાઠી: ભોગ અમારા રે!
અહીંથી જાઓ! મ્હોડું બાળો રે!

માથા કેરા કેશ કપાવો!
અંગતણા શણગાર તજાવો!
પ્હેરાવો એક સાડલો કાળો! મ્હોંકું વાળો રે!
માથા કુટવાં, મેલવા ડુસકા: ખુણો પાળો રે!
અહીંથી જાઓ! મ્હોંકું બાળો રે!

ભવમાં લાગ્યો અંગન—ગોટો!
ના હેળવો મારે અંબોડો!
પ્હેલી રાતે ચુડલો ફોડો! મીંઢળ તોડો રે!
માત—પીતાનો ઉતર્યો બોજો: ભોગ તમારો રે!
કહેતા: જાઓ! મ્હોંકું બાળો રે!

કરવા લોહીના કહાડા હાવાં!
ના લેવાના કોઈએ લ્હાવા!
લુખા સુકા પાશેર ખાવાં! વરની પાછળ જાવા રે!
ચોરી માંહે, ચ્હે, ખડકાયે! ભડ ભડ થાયે રે!
હાય સમાજ! આણુ ન જાયે રે!

કુલીન ઘરની હું છું છોરૂં!
ઉંચા ઘરની હું છું જોરૂં!
ખુણે પેસી અંગ સંકોડું! માથું ફોડું રે!
ઉરનાં આંસુ, કોઇ ના લ્હેતું: મ્હોં ના જોતું રે!
દાઝ્યા ઉપર ડામ જગત દેતું રે!

માને બાપ તો મોજે માણે!
મારી પીડ કોઇ ના જાણે!
સાસરીયા તો આવશે કાણે: મરવા ટાણે રે!
આંસુ સારશે, લાડવા ચાવશે! ઉત્સવ માણે રે!
વીધવા મરતાં આનંદ આણે રે!

જન્મતાં કાને "રે હાય!" આવે!
મોટાં થાતાં લગ્ન-લાણ આવે!
વૈધવ્યથી ના કોઈ છુટાયે! ઉર શેકાયે રે!
હાય જીવન આ! હાય સીતમ આ! ના રહેવાયે રે!
ના કોઈને એ કહેવાયે રે!

આજ અમારે બારણે દીપો!
કોઇ ઝુકાવે તેમ જ ઝુકો!
સાંધો સ્ત્રીના દેહનો ભુકો: મ્હોંકું બાળો રે!
દુનીયા ભોળા! સગર ડોળો! ક્યાંય નહીં ભાળો રે!
સ્ત્રીને કહેતાં: મ્હોંકું બાળો રે!
સાસરીયાં કહાડે છે ઘરથી દે છે ભુંડી ગાળો રે!
પીયરીયાંએ પરણામાં લખી આપી ખાલી ગાળો રે!
અહીંથી જાઓ! મ્હોંકું બાળો રે!

ચીનુભાઇ ઠાકર